

ા યોદ્ધો : જગવિખ્યાત જાપાની કલાકાર કાત્સુશીકા હોકુસાઈનું બલિષ્ઠ રેખાંકન. (જુઓ પૃ. ૨૪૫ ઉપરનો ચિત્રપરિ



પહાડની પુત્રીઓ — ચિત્રકાર - શિયાવક્ષ ચાવડા

ફરી એક વાર આધુનિક 'ધ્યાનચિત્ર-શૈલી'ની કલાકૃતિ રજૂ કરીએ છીએ. આગાઉ કહ્યું છે તેમ, એમાં કલાકાર 'દેખાય તેવું આબેહૂબ' ચીતરી બતાવતો નથી, પણ કોઇ દૃશ્ય જોયા પછી તેમાંની આકૃતિઓની પરલીલાની ને ચિત્તસ્પર્શી રંગ-સૃષ્ટિની જે છાપ તેના મન પર પડી જાય છે તે જ તેના પ્રબળ ને સચોટ સ્વરૂપમાં તે ઉતારવા મથે છે. એમાં આકૃતિઓની આબેહૂબતા, છાયા-પ્રકાશ કે પર્સ્પેક્ટિવના નિયમો બધાને તે બાજુએ મૂકે છે;—બલ્કે તેનું ઉલ્લંઘન પણ કરે છે. તેનું સમગ્ર લક્ષ્ય તો પોતાના મનોદ્રેકની છાપ જ ઉતારવા પર હોય છે: કોઇ સ્વપ્ન જોયા પછી તેની, કે દિલને હલાવી નાખતું કોઇ દૃશ્ય વિલીન થઇ ગયા પછી તેની આપણા ચિત્ત પર જેવી છાપ અંકિત થાય છે તેવી,—વિગતોની અસ્પષ્ટતાવાળી, પણ રંગાકૃતિઓની ઝળકવાળી. ॥ આ ચિત્ર એ પ્રકારનું છે. એમાં ફૂલોથી ભરીભરી એક રંગમય પહાડી ખીણમાં આવેલી ઝૂંપડીના આંગણામાં પુત્રીનું માથું ઓળતી માતાનું આલેખન છે. એમાં કુદરત કે માનવ કોઈની આબેહૂબતા કે સુરેખતા ઉતારવા કલાકાર ચાહતો નથી, પણ વનશ્રીથી ભરચક એ પહાડી ખીણમાં ટેકરીઓ, વૃક્ષો, ફૂલો, ઝૂંપડી, વગેરેની આકૃતિઓથી તથા તેમના એકબીજા પર પડતા છાયાપ્રકાશથી પ્રગટ થતી ને રંગમયતાનું જે ઝળકભર્યું દર્શન પોતાને લાધ્યું તેની એવી ખરબચડી જ છાપ જોરદાર આલેખન દ્વારા તેણે ઉતારી છે. (વિશેષ આ અંકમાં અન્યત્ર જુઓ.)







કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી, મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ પોપટભાઈ રાવત
મુદ્રણ-પ્રકાશનસ્થાન. કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪ રાયપુર, અમદાવાદ
વાર્ષિક (ટેક્સ સાથે) રૂ. ૭ાા; પરદેશમાં રૂ. ૯ાા અથવા શિ૦ ૧૫ છુટક નકલ-બાર આના




આ માસમાં ભારત સરકારે કરેલો વૃક્ષારોપણ અને વૃક્ષઉછેરનો આરંભ એ આપણા જીવન માટે કેટલો મૂલ્યવાન અને સમયસરનો છે તેની હજી ઘણાને પ્રતીતિ નથી. ઝાડ અને જંગલોની અગત્ય, તેની જાળવણી અને કળા વિશે સંખ્યાબંધ લેખો અગાઉ 'કુમાર'માં આવી ગયા છે તે જોઈ જવાની વાચકોને ભલામણ છે. હજી હમણાં ૩૦૬મા અંકમાં જ આપણાં જંગલોની સમૃદ્ધિ વિશેનો એક દ્વિરંગી આલેખ આપી ગયા. આ માસના દેશવ્યાપી 'વૃક્ષારોપણ પર્વ' નિમિત્તે આ ઉપર આગે આપણા જીવનમાં વૃક્ષના મહત્ત્વ વિશેનો આલેખ આપીએ છીએ, જે આપમેળે જ આપણી એ મોંઘામૂલી સંપત્તિનું આપણા જીવનમાં વ્યાપક રીતે રહેલું સ્થાન સમજાવે છે. આ અંકના 'માધુકરી' વિભાગમાંના 'વૃક્ષારોપણ' નામક લેખમાંથી એની વિગતવાર સમજણ મળી રહેશે. ચિત્રના કેન્દ્રમાંની ઝાડની આકૃતિ દર્શાવે છે તે મુજબ ઝાડો સૂર્યની ગરમીને ઝીલીને વાતાવરણને ઠંડું રાખે છે અને ચોમાસામાં વર્ષાને આકર્ષે છે તથા તેનું પાણી જમીનમાં પચાવી તેને સંઘરે છે. આપણી પૃથ્વી પર નવ ઇંચ જાડું એક રસકસવાળું પડ છે, જેના ઉપર જ વનસ્પતિ માત્ર પાંગરી શકે છે. ઝાડનું રક્ષણ ન હોય તો એ પડ ધોવાઈ જઈને બધી જમીન રણ જેવી બની જાય. વળી પવન અને પાણીના સપાટામાં ધોવાઈને ક્ષીણ થતી જતી ધરતીની કાયાને ઝાડનાં મૂળિયાં જ સુબદ્ધ રાખીને બચાવે છે. આ ઉપરાંત, ઝાડ અને જંગલોમાંથી આપણને જે મબલખ પેદાશો મળી રહે છે તેનો કાંઈક ખ્યાલ આપતાં આલેખનો ચિત્રરૂપમાં ચોમેર દર્શાવ્યાં છે. ઇમારતી લાકડું, રાચરચીલું, બળતણ, ખાતર, ઘાસચારો, ફળફળાદિ વગેરે આપણને ઝાડ તથા જંગલોને લીધે જ મળી રહે છે તે તો સૌ જાણે છે; પણ જંગલોના વાંસ વગેરેમાંથી કાગળ અને દીવાસળી, લાખ, ડામર, રબર અને ટર્પેન્ટાઇન જેવા પદાર્થો; ગુંદર, મધ, મીણ અને રેશમના કીડા; કપુર, યુકેલિપ્ટસ અને સુખડનાં તેલ તથા બેશુમાર ઔષધિઓ; અને રાની પશુઓનાં ચામડાં, શીંગડાં ને તેમાંથી નીકળતી સરેસ સુધ્ધાંની પેદાશ પણ જંગલોમાંથી મળી રહે છે એ હકીકત ઝટ ખ્યાલમાં આવે એવી નથી. આવી જીવનવ્યાપી સામગ્રીઓ પૂરી પાડતા વૃક્ષને 'જીવન ધારક'નું બિરુદ આપીએ એ સાર્થ છે.



## વર્ષા

ઝરે નભ જલની ધારા.
વનોપવન ભીંજાતી રહે ભીંજવે એવું મનને મારાઃ
ઝરે નભ જલની ધારા...

મેઘલા કેરા હાથિયો ગાજે ગગનમાં અનિવાર,
સુરબાલાની મેખલા સોહે વીજતણે ચમકાર,
વાયરો શો ઉન્મન ? વીણામાં
રણકી રહે મેઘમલ્હારા... ઝરે નભ૦

કોઇ કળાયલ મોરલો પાગલ થૈ નાચે થનથન,
આંહિ ઉમંગ ઉમંગની લ્હાણે કોણ રે અકિંચન ?
સાગરનો અભિસાર શો ? ઘેલી
જાય છે ભાંગી બેઉ કિનારા... ઝરે નભ૦

રેણુથી ઝાંઝો દિન ગમે ને દિનથી ઝાઝી રાત,
સાંજને સમય અવની આભે રંગધનુ રળિયાતઃ
લ્હેરિયાં લેતું ઉર છલોછલ,
આજ ગણ્યા નવ સુખને ભારા... ઝરે નભ૦

રાજેન્દ્ર શાહ

## આકાશી અસવાર

ભજન

ની રે વરાળો પ્હોંચી આભમાં,
ધરતી પાડે રે પોકાર;
મિયાંનો બેઠી સાગરથ ગાજિયો,
વહાલીડે કરિયો વિચાર.
આવે રે રાજાનો રાજા મેહુલો.

છૂટાં રે ઊડે રાજાનાં ઓડિયાં,
ઝૂલે વીજની તલવાર;
આંકાશી ઘોડાના વાગે ડાબલા,
સાબજો થિયો છે અસવાર.
આવે રે રાજાનો રાજા મેહુલો૦

વે રે દેકારા દેતો દખ્ખણે,
વરતે જયજયકાર;
ડી રે પોકારે વનના મોરલા,
કેકે મેઘમલ્હાર.
આવે રે રાજાનો રાજા મેહુલો.

જંન રે જનાવર, પંખી ઝાડવાં,
બેઠાં ભરીને દરબાર;
સૂનાં રે સિંધાસન શોભાવવા,
પરભુ! આવો અનરાધાર
આવે રે રાજાનો રાજા મેહુલો૦

બાલમુકુંદ દવે

## મારાં ગીત

મારાં તો ગાનવીનાં ગીત રે.
કાચી તે કાયા કેરી
મમતા બાંધ્યાની એવી રીત રે—મારાં તો૦

માળા બાંધીને એ તો બેસે રૈ ઝૂલવા રે.
હૈયાનાં હેતમાં આ દુનિયાને ભૂલવા રે,
ભવભવના વેરી સંગે
મનડું માંડે છે મોંઘી પ્રીત રે—મારાં તો૦

મનખાની એ મુજ માયા કેમે ના છૂટશે રે,
દોરી આ આયખાની ક્યારે ના તૂટશે રે,
ઘડીપલના ઘટમાં જાણે
જુગજુગ માણ્યાની એની છત રે—મારાં તો૦

પિનાકિન્ ઠાકોર

## કબૂતરો

ચબૂતરે બેસી ચણી રહેલાં
કબૂતરો તો મુજને ગમે બહુ.

પરંતુ ટોળે વળી સર્વ જ્યારે
વિષાદછાયા નિજ રંગથી ભરી
સંધ્યા સમે ત્યાં સુલતાન-મ્હેલના
ખંડેર માંહે—
(જહીં, એક કાળે
છૂપી ગયેલા અણજાણ કોઇ
સલાટ કેરા હૃદ ટુકડાઓ,
શિલ્પેભર્યાં પથ્થરના સ્વરૂપે,
સીંચી દીએ કોઈ અમીની ધાર
એવી તૃષામાં બળતા બપોરથી)
—ફફડાવી પાંખો
વ્યાપી ગયેલા ગત કાલની વ્યથા,
સાથે વળી સાંપ્રતની ય દીનતા
તણી જરી ધૂળ ઉડાડતાં અરે
મૂંઝાણી રે'છે તવ તો નહીં, નહીં.

કબૂતરો તો મુજને ગમે બહુ
પરંતુ......

પ્રિયકાન્ત મણિયાર



## માનવતા અને પ્રકૃતિનો કવિ

# વિલિયમ વર્ડ્ઝવર્થ

લેખક • નિરંજન ભગત



કવિ વર્ડ્ઝવર્થ પ્રૌઢ જીવનમાં ↑
(માર્ગરેટ ગિલિસના ચિત્ર પરથી)

ગયે સાલ દુનિયાભરમાં ગ્યૉથેના જન્મની બસોમી જયંતી ઊજવાયા પછી ઇંગ્લૅન્ડમાં આ સાલ ત્યાંના આ મહાન કવિના મૃત્યુની સોમી સંવત્સરી ઊજવાય એમાં એક પ્રકારનું આકસ્મિક ઔચિત્ય પણ છે; કારણ કે મૅથ્યુ આર્નોલ્ડ જેવા વિદ્વાન વિવેચકની દૃષ્ટિએ, જગતભરના છેલ્લા બે હજાર વર્ષના મહાન કવિઓમાં પાંચમું સ્થાન ગ્યૉથેનું અને એની પછીનું જ-છઠ્ઠું સ્થાન વર્ડ્ઝવર્થનું આવે છે. [પ્રથમ ચાર સ્થાને દાન્તે, શેક્સપીઅર, મોલિયેર અને મિલ્ટન છે.]

'માનવી' શબ્દનો સાચો અર્થ શબ્દકોષમાંથી નહિ પણ વર્ડ્ઝવર્થ જેવા કવિના કાવ્યકોષમાંથી જ જડી આવે. વળી વર્ડ્ઝવર્થથી વધુ ગરવો એવો પોતાનો આદર તો પ્રકૃતિએ પણ ભાગ્યે જ મેળવ્યો હશે. જીવનની ક્ષુદ્રતામાંથી પણ ભવ્યતાનો આનંદ પીનાર અને પાનાર આવા કવિને પ્રગટાવીને તો જીવને પોતાનો જ મહિમા પ્રગટ કર્યો છે

ઇંગ્લંડના કૉકરમાઉથ નામે ગામડામાં, ઈ. ૧૭૭૦ના એપ્રિલની ૭મી તારીખે એક જાગીરદારના એજન્ટ જૉન વર્ડ્ઝવર્થને ત્યાં એ જન્મ્યો. જૉનનાં પાંચ સંતાનોમાંનું બીજું સંતાન તે કવિ વિલિયમ વર્ડ્ઝવર્થ. પરંતુ કવિનાં ચાર જ ભાંડુઓમાંથી એની નાની બહેન ડૉરોથી અને અનુજ જ્હૉન એમ બેનું જ એના જીવનમાં મહત્ત્વનું સ્થાન રહ્યું અને તેમાં યે 'વિલિયમ' વર્ડ્ઝવર્થને 'કવિ' વર્ડ્ઝવર્થ બનાવનાર જો કોઈ હોય તો તે ડૉરોથી જ. જો કવિના શિશુ હૃદયમાં તો પોતાના ઘરની પાછળથી વહી જતી નદી ડર્વેન્ટ અને નવ માઈલ દૂર ઊભેલી સ્કિડૉ ટેકરીનું જ મહત્ત્વનું સ્થાન હતું.

કવિના શૈશવકાળનો સૌથી મહત્ત્વનો પ્રથમ પ્રસંગ તે ૧૭૭૮માં માતાનું મૃત્યુ અને પરિણામે સારો યે પરિવાર છૂટો પડી ગયો. મોટાં ચારે બાળકો (રિચાર્ડ, વિલિયમ, ડૉરોથી અને જૉન) પેનરિથ મુકામે તેમને મોસાળ ગયાં, જ્યાં તેમના નાના-દાદા-વિલિયમ કુક્સન દુકાન ચલાવતા. બાપીકા ઘર પાછળની ખડતલ ટેકરીઓ, પુરાણો કિલ્લો અને રોજ જેમાં નહાવાની મજા આવતી એવી મધુરી ડર્વેન્ટ નદીનું આહ્લાદક કુદરતી વાતાવરણ છોડી મોસાળ જવું વિલિયમને ગમ્યું નહિ હોય એમ લાગે છે. કદાચ નાનાના ઘરનું વાતાવરણ અંધિયાર ને કંટાળાભરેલું લાગ્યું હશે. ગમે તેમ, પણ ત્યાં એ એકલસૂરો, મૂની અને ચીડિયો બની ગયો. એક વખત તો કોઈ કારણે ખોટું લાગી આવ્યું હશે, તેથી ઘરના માળિયા ઉપર જઈને ત્યાં પડી રહેલી તલવારથી આપઘાત કરવાનો ખાલિસ પ્રયત્ન પણ કરેલો. પરંતુ છેલ્લી ઘડીએ જીવ ન ચાલ્યો! પણ અહીંથી તેને હૉક્સહેડ ગામની શાળામાં ભણવા મૂક્યો. ત્યાં એને છુટ્ટો દોર મળ્યો; એટલે ત્યાં અનેક પ્રવૃત્તિઓમાં તે ખીલી ઊઠ્યો: નદીમાં તરતો, હોડીઓ ચલાવતો, બરફ પર લપસતો, અને ચોમેરના પ્રદેશમાં માઈલો સુધી ભટકીને ગોપજનો, ખેડૂતો, ભરવાડો અને ભમતારામ જાતિઓ જોડે અનનની ઓળખાણો સાધતો. આમ, હૉક્સહેડના સમાજમાં એ માનવહૃદયનો પ્રથમ પરિચય પામ્યો. પોતાના એક શ્રેષ્ઠ કાવ્ય 'માઈકલ'ની વાર્તા એણે અહીં જ ઍન ટાઈસન નામની એક બાઈ (જેના મકાનમાં એ રહેતો તેની) પાસેથી સાંભળી, અને કવિના સુકુમાર હૃદયમાં માનવપ્રેમની સૌરભ મ્હેકી ઊઠી. આ કાળનાં એનાં પ્રિય પુસ્તકોમાં અરેબિયન નાઈટ્સ (જે એનું સૌથી વધુ પ્રિય પુસ્તક) તથા ફીલ્ડિંગ, સ્મૉલેટ અને સ્વિફ્ટની નવલકથાઓ. પણ એ સૌથી યે પ્રિયતર તો કુદરતની કિતાબ જ હતી. હૉક્સહેડથી સહેજ જ છેટે કોનિસ્ટનમાં એક સાયંકાળે અસ્તાચળના રવિકિરણની રક્તરંગીન ઝાંકને જોઈને, કેવું તો સભર એવું એનું કવિઉર ગાઈ ઊઠ્યું હતું:

'... There I said
That in whatever region I should close
My mortal life, I would remember you
Fair scenes!'

**જેણે પ્રકૃતિની ભંગુરતાને ભવ્યતાનો નવજન્મ આપ્યો**

એવામાં તો આ સુખી જીવન પર ફટકો પડયો. ચૌદમે વર્ષે તેના પિતા ગુજરી ગયા, અને વારસામાં માત્ર જમીનદાર પાસેનું પાંચ હજાર પૌંડનું લેણું મૂકતા ગયા. પણ જમીનદારે તે ચૂકવવાની ના પાડી. કુટુંબના આ આર્થિક સંજોગોમાં વર્ડ્ઝવર્થને ધક્કો આઘાત થયો, અને દુનિયા જાણે પોતા તરફ બેદરકાર છે એવી લાગણીથી તે ફરી બેચેન, વાદીલો અને અસ્થિર મનનો બની ગયો.

આમ ને આમ હૉકસ-હેડની ગ્રામરસ્કૂલનો અભ્યાસ પૂરો કરી તે આગળ અભ્યાસ માટે કેમ્બ્રિજની સેન્ટ જૉન્સ કૉલેજમાં ગયો; પરંતુ ત્યાં પણ, ઈ. ૧૭૮૭-૯૦નાં ત્રણ વર્ષના કેમ્બ્રિજના અભ્યાસ-કાળમાં, કુદરત અને ઉપવનની કુંજોમાં અહોરાત પડયો રહેનારો કવિ એકલવાયો થઈ પડ્યો. અહીં પણ જીવનધ્યેય વિષે તે અસ્થિર જ રહ્યો, અને ઘણીવાર ધર્મજીવનમાં પડીને પાદરી થવાના વિચારો સામે મથામણ કરતો રહ્યો. પણ ચૉસર, સ્પેન્સર અને મિલ્ટન જેવા કવિઓની સ્મૃતિથી કેમ્બ્રિજ સભર હતું. એ 'પુરાણા વડીલો'ની પાસે આ નવોદિત કવિએ પોતાની કાવ્યદીક્ષા લીધી. પણ સાચી સર્જકતાનો સંસ્પર્શ તો એ વર્ષાન્તે આવતી લાંબી રજાઓના કાળમાં જ પામ્યો. આવી ત્રણે રજાઓ તેણે કેમ્બ્રિજની બહાર ગાળી.

આમ, કેમ્બ્રિજનો ત્રણ વર્ષનો વસવાટ કવિના જીવનમાં નિરર્થક નહિ તો પણ વિકાસશીલ તો નીવડયો જ. અને, અઢારમી સદીનાં કાવ્યોનાં સૌ અપલક્ષણોને અનુસરતો, ને તો યે નવીન કવિતાના અંશોથી ક્યાંક ક્યાંક મૌલિકતા ધારણ કરતો, એનો પ્રથમ કાવ્યસંગ્રહ 'ધી ઈવનિંગ વૉક' આ સમયે પ્રગટ થયો.

૧૭૯૧ના ફેબ્રુઆરીમાં કેમ્બ્રિજની ઉપાધિ લઈ કવિ લંડનમાં આવીને વસ્યો. પણ હજી યે આવતી કાલ પાસેથી પોતાની શી અપેક્ષા છે તેનો કશો નિર્ણય તેણે કર્યો ન હતો. અંતે ફ્રેન્ચ ભાષા શીખવાના નિમિત્તે તેનો રખડુ આત્મા ફ્રાન્સના પ્રવાસે નીકળી પડયો, અને ૧૭૯૧ના નવેમ્બરથી ૧૭૯૨ના ડિસેમ્બર સુધીના એ તેર માસના ફ્રાંસનિવાસથી કવિનું જીવન આમૂલ પરિવર્તન પામ્યું.

ઑર્લીઅન્સમાં રહીને ફ્રેન્ચ ભાષાના પાઠ શીખવા નીકળેલો કવિ 'બ્લવા' (Blois)ના એક ડૉક્ટરની (પોતાથી ચાર વર્ષ મોટી) દીકરી ઍનેત વાલોં પાસે પ્રેમના પાઠ શીખવા બેસી પડયો. આ



કવિ વર્ડ્ઝવર્થ અઠ્ઠાવીસમાં (બી. આર. હેડનના ડ્રૉઈંગ પરથી)

પ્રેમનો આવેશ પાછળથી એટલો તો પ્રબળ થઈ પડયો કે તે એક ગેરકાનુની બાળકીના જન્મમાં પરિણમ્યો. આ પ્રેમની કથા તેણે પાછળથી પોતાના 'વૉડ્રાકુર ઍન્ડ જ્યૂલિયા' નામે કાવ્યમાં ગૂંથી છે. જોકે આ પ્રસંગનો ખુલ્લો એકરાર તો તેણે કદી કર્યો નથી. એણે ને એના ચરિત્રકારોએ એ સંબંધે મૌન જ સેવેલું. પણ પોતાનાં આપ્તજનો—બેન ડૉરૉથી ને પત્ની મેરીથી તેણે આ સત્ય કદી છુપાવ્યું ન હતું. અનેક વર્ષો પછી પ્રોફેસર હાર્પરે આ પ્રસંગનું સંશોધન કર્યું.

૧૭૯૨નો જે ઉનાળો તેણે ઍનેતના ગામ (બ્લવા)માં ગાળ્યો, તે દરમ્યાન એ માનવપ્રેમી કવિ કેટલાક ફ્રેન્ચ અફસરોના સંસર્ગમાં આવ્યો. એ સૌ ફ્રેંચ ક્રાન્તિના વિરોધી હોવાથી કવિનો સહજ સ્ફુરિત ક્રાંતિવાદ વધુ દૃઢ થયો. પ્રેમ, કરુણા, ત્યાગ, આશા અને શ્રદ્ધા જેવા માનવ્યપૂર્ણ ભાવોદ્રેકનાં, ફ્રાન્સના રસ્તા પરનાં દૃશ્યોથી એનું હૃદય દ્રવી જતું. ફ્રેંચ ક્રાંતિ પ્રત્યેની એની આ સમભાવની હમદર્દીની લાગણી, વયમાં પોતાથી પંદર વરસ આગળ એવા મિશલ બૉપે સાથેની એની મૈત્રીમાં એણે મૂર્તિમંત કરી છે, અને પોતાની આત્મકથા જેવા લાંબા કાવ્ય 'ધ પ્રિલ્યૂડ'માં એનું એક જીવંત રેખાચિત્ર દોર્યું છે. કૉલરિજ અને ડૉરૉથીને બાદ કરતાં વર્ડ્ઝવર્થના બૌદ્ધિક જીવનમાં બૉપેની અસર સૌથી પ્રબળ છે. 'બ્લવા'ના વનપ્રદેશમાં સદાયે સાથે ભટકતા આ બે મિત્રો વચ્ચે રાષ્ટ્રોના આદિ, અંત અને અસ્મિતાની અનેક ચર્ચાઓ ચાલતી. બંને મિત્રોનો સમાજસુધારણામાં આવો ઊંડો રસ, નજરોનજર જોયેલી પીડિત માનવતામાંથી જન્મ્યો હતો.



કૉકરમાઉથમાં આવેલા આ મકાનમાં ૧૭૭૦ની ૭મી એપ્રિલે કવિનો જન્મ થયો હતો

વળી, આ જ સમયમાં કવિએ પોતાના કાવ્યોદયકાળ-

ગતના એક
ક સાગતનું
બ પરથાન
ન્ટર્ન એબી-
ં ખંડિયેરે

ઇની ખીણમાં, રમણીય નિસર્ગદૃશ્યની વચ્ચે આવેલા ટિન્ટર્ન દેવળના ખંડિયેરઃ જેની મુલાકાત પછી વર્ડ્ઝવર્થે લખેલું કાવ્ય (લાઇન્સ
ટન ઍબવ ટિન્ટર્ન ઍબી) જગતભરનાં ઉત્તમ કાવ્યો પૈકી ગણાય છે. એમાં એણે કુદરતમાંની પોતાની શ્રદ્ધા, અને 'માનવતાના
ાનિભર્યા પ્રશાંત સંગીત'ભરી સ્થિતિ પ્રત્યેની હમદર્દી વ્યક્ત કરી છે. વર્ડ્ઝવર્થ પોતે એ કાવ્ય વિષે લખે છે કે 'જે વાતાવરણ નીચે એ
ાયું એના સ્મરણ જેટલું મધુર સ્મરણ મારા કોઈ કાવ્યના વાતાવરણનું મને લાગ્યું નથી. મારી બહેન ડૉરોથી સાથે ચારપાંચ દિવસ
ાયા બાદ ટિન્ટર્ન છોડીને તરત મેં તે શરૂ કર્યું, અને સાંજે બ્રિસ્ટલમાં પ્રવેશ કરતી વખતે તે પૂરું કર્યું. એની એક પણ પંક્તિમાં ફેરફાર
નહોતો થયો, કે હું બ્રિસ્ટલ પહોંચ્યો ત્યાં સુધી એની એક પણ પંક્તિ મેં કાગળ પર માંડી પણ ન હતી.'

ર થયો હોત. આ પરિસ્થિતિમાંથી કવિને ઉગારી
ા માટે માત્ર કવિ પોતે જ નહિ પણ આખું યે જગત
ાથી ને કોલરિજનું ઋણી રહેશે. પોતાની એ જીવનદાત્રી
પેની લાગણી કવિ નીચેની પંક્તિઓમાં વ્યક્ત કરે છેઃ

She gave me eyes, she gave me ears,
And humble cares, and delicate fears,
A heart, the fountain of sweet tears,
And love, and thought, and joy.

૧૭૯૭ના જૂન માસના એક દિવસે, ઉપર કહેલા
ક 'ધ બોર્ડરર્સ'નું વર્ડ્ઝવર્થે જ્યારે કોલરિજ આગળ
ઠન કર્યું, એ દિવસ અંગ્રેજી સાહિત્યના સદ્ભાગ્યનો
ાસ હતો. એ વાચનને પરિણામે એ બે વચ્ચે જે મૈત્રી
મી તે ગ્યટે-શિલરની મૈત્રીના અપવાદ સિવાય દુનિ-
ના સાહિત્યજગતમાં અતિ વિરલ છે. (એ કોલરિજની
રેખાચિત્ર આ અંકમાં 'આ માસની વ્યક્તિવિશેષ'
ીકે આવી છે.)

હવે કોલરિજનો નિકટનો સહવાસ સાધવાને વર્ડ્ઝ-
અને ડૉરોથી કોલરિજના 'નેધર સ્ટોવે'ના નિવાસ
નથી માત્ર ત્રણ માઇલ દૂર આલફૉક્સડનમાં રહેવા
ાયાં બંનેના ઘરની વચ્ચેના માર્ગ પર રોજ ને રોજ
કાવ્યચર્ચાઓ ચાલતી એનો સુરેખ ઇતિહાસ પણ

↓નીચેઃ આલ્ફૉક્સડન છોડ્યા બાદ કવિ ગ્રાસમીઅરમાં જે 'ડવ કૉટેજ'માં ૧૭૯૯થી ૧૮૦૮ સુધી રહ્યા તેમાંનો કવિનો અભ્યાસખંડ. આ શતાબ્દી ઉત્સવ વખતે એ જ મકાનમાં લૉર્ડ ઍવરિજે મંગલ વ્યાખ્યાન કરેલું ને આજના કવિઓએ કવિનાં કાવ્યો વાંચી સંભળાવેલાં. કવિ આ મકાન છોડીને રાઇડલ માઉન્ટ રહેવા ગયા ત્યાં સુધીમાં અહીં તેની ઘણીખરી શ્રેષ્ઠ કૃતિઓ રચાઇ ચૂકી હતી.



પણ હોય ને? સાચું કહું તો બૈરાં સાથે નીકળવા જેવું જ નથી.'

'હં......?' જિતુભાઈ તરત ગંભીર થઈ ગયા ને મિ. શાહ સાથે 'આવજો'નો શિષ્ટાચાર પતાવી તરત સીધા ચાર ફુવારાના નાકા ઊપડ્યા. તેમને પહેલો તો ગુસ્સો ચડ્યો એવા લોકો પર, કે જેઓ પોતાનાં બૈરાંને સાચવી શકવા જેવી શક્તિ નથી ધરાવતા. પોતાનાં બૈરાંને કોઈ કાંઈ હેરાન કરી જાય છતાં જેઓ તેનો જરાપણ સામનો ન કરી શકે, અરે લાલ આંખ પણ ન કરી શકે, એવા લોકો પરણતા હશે શું કામ? વળી તેમને એમ પણ થયું કે આવી ગિરદી થતી હોય ત્યાં અને ત્યારે બૈરાંઓ આવતાં હશે શું કામ? પણ આવા પંદરમી ઑગસ્ટ જેવા સુપર્વે લોકો પોતાનો આનંદ વ્યક્ત કરવા કેમ ન નીકળે? પણ ત્યારે આ સ્ત્રીઓના છેડતી થાય એનું શું? આપણે આઝાદ થયા તે શું આપણી આવી હલકટતાને છૂટી મૂકવા માટે?

'ઓ...રે...' સાલા જંગલી લોકો!' ભારતનો સ્વાતંત્ર્યદિને ન શોભે એવા આ શબ્દો એકાએક જિતુભાઈને સંભળાયા, અને તેનાથી યે વધારે અશોભના વર્તનને તેણે જાહેર કર્યો. એ જાહેરાતે જિતુભાઈનો વિચાર-પ્રવાહ અટકાવ્યો, અને તરત તેમના વિચાર-પ્રવાહે આચારનું રૂપ પકડ્યું. પહેરણના ગજવામાં હાથ નાખી તેમાંનાં કાગળિયાંમાંથી એક ટાંકણી તેમણે શોધી કાઢી.

હજી આ કામ પૂરું નહોતું પત્યું ત્યાં તો સામેથી ધસ્યે આવતા માનવપ્રવાહમાં કોઈ મોજાંનો ખ્યાલ આપતા છ-સાત માણસો, એક બીજાના હાથ પકડી, 'હે...હે...' કરતા, સામેના અને આજુ-બાજુના લોકોને અથડાતા અને તેમની ઉપર પડતા, લગભગ દોડયે આવતા હતા. જિતુભાઈએ તેમની સામે નજર માંડી અને એ મોજું જેવું તેમની પાસે આવ્યું કે તરત જ, પોતાનો ડાબો ખભો આગળ કરી તેમાંના એક માણસની છાતીમાં એવો તો જોરથી ગોઠવી દીધો કે પેલો બૂમ પાડી ઊઠ્યો, અને આવો નહિ કલ્પેલો અનુભવ થવાથી પોતાને સામો ધક્કો મારનાર સામે તેણે જોયું. અને ત્યાં જિતુભાઈનો સીનો જોતાં જ તે સમજી ગયો કે અહીંથી છાનામાના આગળ વધવામાં જ માલ છે! મોજાંમાં ચાલુ ભંગાણ પડવાથી એ આખી ટોળકી જરા ખચકાઈને ઊભી રહેવા જતી હતી, ત્યાં તો પેલા ધક્કા ખાનારના સૂચક શબ્દો તેમને કાને પડ્યા: 'ચાલો, બે ચાલો, જલદી કિલ્લાના મેદાને જઈએ.'

પણ એ ટોળી તો પૂરી પસાર પણ નહોતી થઈ, ત્યાં તો માનવ સાગરનું એક બીજું મોજું જિતુભાઈ પર ધસ્યું. આ ટોળકીના આગેવાનના મોંમાંથી જે શબ્દો નીકળતા જિતુભાઈએ સાંભળ્યા તથા તેની સાથે તેના સાથીદારોએ જે પશુતાભર્યા ઉદ્‌ગારો કાઢ્યા, તેણે જિતુભાઈના દિમાગને બગાડી મૂક્યું. અને તેના પરિણામે પેલા આગેવાનના પડખામાં એક એવી તો લોખંડી કોણી પેઠી કે તેનો હડસેલો તેની જીભ દ્વારા બહાર નીકળી પડ્યો! સરસ્વતી ઝરતી એ જીભને તેના મોમાં જ બંદીવાન કરવા જિતુભાઈએ પોતાનો હાથ ઉપાડ્યો, પણ ટોળકી અને તેનો આગેવાન ચેતી ગયા. જોકે તેઓ બધા ભેગા થઈને આ એકલાને પહોંચી વળે તેમ તો હતા જ. પણ અત્યારે તેમનું કાર્ય બીજું જ હતું. એટલે 'અરે, એઈ મિસ્તર! જોવ ને સીધા જતા હો તો. પાછળથી ધક્કો આવે છે એમાં અમે શું કરીએ?' એમ બોલતા, જિતુભાઈને ખસવાની તક આપ્યા વિના પોતે જ ખસી ગયા.

તે સાથે જ જિતુભાઈને પણ પોતાની ભૂલ સમજાઈ. આવા પ્રસંગે મિજાજ ગુમાવે તે બાજી હારે. એ સૂત્ર તેમને માટે નવું તો નહોતું જ, પણ લાગણીના પ્રવાહમાં તે ખેંચાઈ ગયું હતું. તરત જ તે સ્વસ્થ થઈ ગયા.

'ઓ માડી! હાય, હાય! આ મૂઆ......'

જે બાજુથી અવાજ આવતો હતો તે બાજુ જિતુભાઈ ફર્યા. જોયું તો વીસેક વરસની એક છોકરી ત્રણેક ગુંડાઓની વચમાં ફસાઈ પડેલી હતી. આજુબાજુ એવી તો ગિરદી હતી કે ત્યાં તરત પહોંચવું મુશ્કેલ હતું. અને પેલા ગુંડાઓ આ તકનો લાભ લઈ રહ્યા હતા. ભણેલાગણેલા ને 'શિષ્ટ સમાજ'ના 'સંસ્કારી' લોકો પણ ત્યાં હતા; પણ તેઓ જેમ બને તેમ દૂર ખસવાનો જ પ્રયત્ન કરતા હતા! અને એ કાર્યમાં સક્રિય રસ નહિ ધરાવતા છતાં એ દૃશ્ય જોઈ ખુશ થતા કેટલાક લોકો ગુંડાઓની ચોમેર ઊભા રહી આનંદના ઉદ્‌ગારો બીભત્સરીતે ઉચ્ચારતા હતા. તેમના આ આવરણને વીંધી પેલી બહેન પાસે કેવી રીતે પહોંચવું એ સવાલ હતો.

પણ એ સવાલ પહેલેથી જ જિતુભાઈની આંખ આગળ હતો. તેમણે હવે પેલી ટાંકણી કાઢી. અને 'બાજુ ખસો, બાજુ ખસો'ના અવાજથી જે કામ ન થઈ શકત તે કામ એ એક ટાંચના નિર્દોષ હથિયારે કરી આપ્યું. ટાંકણીનો સ્પર્શ જેને થતો તે આછો સિસકાર કરી પાછળ જોવા ફરતો; પણ એ પાછળ ફરતો તેથી જ જિતુભાઈ માટે આગળ જવાનો રસ્તો થઈ જતો. પરિણામે થોડાક જ વખતમાં તેઓ પેલા ગુંડાઓ પાસે પહોંચી ગયા. પણ બનેલા ગુંડાઓ જે વર્તન ચલાવી રહ્યા હતા તે જોયું જાય તેવું નહોતું

જિતુભાઈએ તેમની પાસે પહોંચતાં જ પાછળથી ડાબા હાથમાંનું નાનકડું શસ્ત્ર એક ગુંડાના પડખામાં જોરથી દબાવ્યું, અને બીજી તરફ, એની સાથોસાથ, જમણા હાથથી બીજા ગુંડાના પડખામાં એક મુક્કો લગાવ્યો. બંનેએ પાછળ મોં ફેરવ્યું અને સીધા જ જિતુભાઈ પેલાં બહેનની પાસે પહોંચી ગયા. સામેની બાજુ હજ એક ત્રીજો પણ હતો. શું થઈ રહ્યું છે તેની તેને ખબર નહોતી. પણ લોખંડી પથ્થર જેવી એક ચીજે તેની છાતીમાં સંદેશો પહોંચાડ્યો. સંદેશો તો હવે ત્રણે જણને પહોંચી ગયો હતો, અને એ સંદેશાને જીવતોજાગતો અર્થ તેમની અને તેમના શિકારની વચ્ચે ઊભો હતો.

સામનો થતાં સલામતી શોધવી એ ગુંડાઓ—અને ખાસ કરીને ગુનેગારોની ખાસિયત છે. પેલા ત્રણ જણાએ જોયું કે હવે શિકારને સતાવવો એ પોતાને માટે સલામત નથી. એટલે વધારે બાથંબાથીની તૈયારી હોવા છતાં જિતુભાઈને તે કરવી ન પડી. અને તે સારું જ થયું; કારણકે પોતે જેને બચાવવા આવ્યા હતાં તે બહેન તેમની હેરાનગતિ દરમિયાન જ, સામનો કરવાની અસમર્થતા તથા માનસિક આઘાતને લીધે બેભાન બની ગયાં હતાં.

પણ જિતુભાઈને તેની કાંઈ મૂંઝવણ નહોતી. તેમણે શાંતિથી એ બહેનને પોતાના ખભાનો આશ્રય આપ્યો. ચારે બાજુએ વહેતા તથા તોફાને ચડેલા આ માનવ સાગરમાંથી રસ્તો કેવી રીતે કાઢવો એ બીનઅનુભવીથી નહિ સમજાય. તેમણે પાસેનાં પાસેના ફૂટપાથ તરફ માર્ગ કરવા માંડ્યો. તેમનું સશક્ત શરીર, તેમની ગંભીર મુખમુદ્રા અને સાથે એક બેભાન બહેન, એ દૃશ્યે તેમને માર્ગ કરવામાં ઝડપ તથા સરળતા આપી. જેમતેમ કરી, ફૂટપાથ પર પહોંચી, એક મકાન પાસે તો તે પહોંચી ગયા. પણ હવે શું?

જિતુભાઈએ નજર દોડાવી. બે દુકાન મૂકીને ત્રીજું જ મકાન એક શાળાનું હતું. જિતુભાઈ એ તરફ ઊપડ્યા. પોતે તો રઝિયાપુર લત્તામાં આવેલી પાયોનિયર હાઈસ્કૂલમાં શિક્ષક હતા, પરંતુ આ શાળામાં પણ તેમના એક મિત્ર મિ. મહેતા શિક્ષક હતા એ તેમના ખ્યાલમાં હતું. શાળાનું ડહેલું અંદરથી બંધ હતું જિતુભાઈએ પગીને

બૂમ પાડી, પણ કોઈએ ઉઘાડ્યું નહિ. ત્યાં શાળા પાસે ખાસ્સાં પણ કેટલાંક સ્ત્રી-પુરુષો ભેગાં થયાં હતાં. તેમણે પણ બૂમો પાડી. થોડી વારે ડહેલાની દોઢબારી ઉઘાડતાં એક બૈયણે સવાલ કર્યો: 'કૌન હૈ રી?'

'દરવાજા ખોલો!' જિતુભાઈએ લગભગ હુકમના તોરથી વાત કરી. બૈયણ જરા ખચકાઈને ઊભી રહી, અને જાણે વિમાસણમાં પડી. સાથે જ તેણે કહ્યું: 'તુમ કૌન હો—ઈસ ટાઈમ તો કોઈ નહિ હૈ.'

'ઈસ ટાઈમ કોઈ નહિ હૈ વો મુઝે માલૂમ હૈ મગર દેખો, યે મહેતા સા'બ કી બહન બેહોશ હો ગઈ હૈ. ઉસકો જરા ઈધર રખની હોગી જલદી દરવાજા ખોલ દો.' મિ. મહેતાનું નામ વાપરવા ખાતર જ જિતુભાઈએ પેલાં બેભાન બહેનને તેમનાં બહેન બનાવી દીધાં હતાં.

બૈયણે, જરા આનાકાની સાથે અને પૂરી અનિચ્છા છતાં, ડહેલું ખોલ્યું. એ દરમ્યાન આજુબાજુનાં સ્ત્રીપુરુષોને ઉદ્દેશી જિતુભાઈએ કહ્યું: 'આટલામાં કોઈને પ્રાથમિક સારવારનું કામ આવડે છે?'

એક ભાઈ પોતાની સાથે પોતાનાં પત્ની તથા બહેનને લઈને ઊભા હતા. એમાંથી બહેને કહ્યું, 'હું સામાન્ય જાણું છું.'

'તો મને જરા મદદ કરશો?' પેલાં બહેન તથા તેમનાં ભાઈ-ભાભી પણ જિતુભાઈ સાથે શાળામાં આવ્યાં.

શાળાના મકાનમાં વચ્ચે નાનુંસરખું ખુલ્લું મેદાન હતું તેની ચોમેર વર્ગો હતા. દરેક વર્ગની આગળ એક સળંગ લાંબો ઓટલો હતો.

જિતુભાઈએ ધીમે રહીને પેલાં બેભાન બહેનને ઓટલા પર સુવાડ્યાં, નેનવાં આવનાર બહેનને પૂછ્યું, 'બહેન, તમારું નામ શું?'

'સુશીલા.'

'હં. તો સુશીલાબહેન, તમે આ બહેનને જરા શુદ્ધિમાં આણો-ફાવશો ને?'

'અરે હા, હા; જરૂર ફાવશે.' કહેતાંકહેતાંમાં જ સુશીલા બહેને પોતાનાં કપડાં વ્યવસ્થિત કરી પેલાં બેભાન બહેનનો હવાલો લીધો.

જિતુભાઈ હવે સુશીલા બહેનના ભાઈ તરફ વળ્યા: 'તમારું નામ શું, ભાઈ?'

'હરિપ્રસાદ.'

'તો તમે, હરિપ્રસાદભાઈ, અહીં રોકાશો ને? હું જરા ટેલીફોન કરીને આવું છું.'

અને, જવાબની રાહ જોવા વિના જ જિતુભાઈ ઊપડ્યા. શાળામાં ટેલીફોન હતો તે એ જાણતા હતા.

બેભાન બહેનને અહીં લાવતાં સુધીમાં જિતુભાઈએ ઘણા વિચાર કરી નાખ્યા હતા. પોતે એક બહેનને બચાવી એટલાનો કાંઈ અર્થ નહોતો. બીજી કેટલીયે બહેનોની એવી જ દશા થતી હશે તે તેમના ખ્યાલમાં હતું.

એટલે, સૌથી પહેલો તેમણે વરસાદની પાળે પોતાના એક ઓળખીતાને ટેલીફોન કર્યો: 'હલ્લો! કોણ?...એ તો હું જિતેન્દ્ર. ...હા, તમે કોણ? કોણ, બાબુ કે? ચાલ, સારું થયું...હા, કામ તો છે જ ને? જો, પહેલું તો એ, કે જસવંતભાઈ તેમને ઘેર હોય તો તરત બોલાવ...શું? નીચે જ છે?...ઓહો! તો એમને ઉપર બોલાવ.'

કામ સરળ થતું જોઈ જિતુભાઈના મોં પર સંતોષની રેખાઓ આવી. ટેલીફોન પર થોડી વાર શાંતિ રહ્યા પછી ફરી વાત શરૂ થઈ: 'હલ્લો! કોણ જસવંતભાઈ?...એ તો હું જિતેન્દ્ર. હું અત્યારે ચાર કુવારાના નાકા પાસે નવભારત હાઈસ્કૂલમાંથી બોલું છું. હા એ જ કહું છું...આજે અહીંના રસ્તાઓ પર ખૂબ જ ભીડ થઈ છે. અને તેમાં કેટલાંક અનિચ્છનીય તત્ત્વો પણ પેઠાં છે....; બીજું તો ઠીક, પણ સ્ત્રીઓને હેરાન કરવાના બનાવ ઘણા બની રહ્યા છે.. તમારી



મહેતા સાહબ કી બહન બેહોશ હો ગઈ હય...

આપેલી તાલીમનો ઉપયોગ કરવા માંડ્યો છે. .. એટલે જ કહું છું ને, કે તમારી મદદની જરૂર છે... આપણી ટોળીના જેટલા મળી હાથ લાગે તેટલા બધા તૈયાર થઈને જ આવે...ખાસ કરીને આપણા બૂટ...જો મારા બૂટ કોઈ લાવી શકે તો સારું...બધા જલદી આવો. .ખુદ તમે આવો છો પછી મારે શી ચિંતા રહેશે. .આજે તો તમારે જ સંભાળવો પડશે હા, વીરૂભાઈને પણ ફોન કરું છું. બનતું બધું કરું છું...હા, ચાલો ત્યારે, આવી પહોંચો.'

જસવંતભાઈ મળ્યા, અને ખુદ તેઓ જ આવી પહોંચતા હતા તેથી જિતુભાઈ ખુશ થયા; કારણ કે છેક નાનપણથી જ જસવંતભાઈ, અંબુભાઈ પુરાણીની વ્યાયામશાળામાં તાલીમ પામ્યા હતા અને આવા બધા પ્રસંગોએ તેમની એ તાલીમ ખૂબ કારગત નીવડતી. જિતુભાઈ કાંઈ પહેલેથી એવી તાલીમ પામ્યા નહોતા. રાજનગરમાં આઠ વર્ષ પહેલાં એક વાર હુલ્લડ થઈ ગયું હતું. તે પછી જસવંતભાઈ વીરૂભાઈ ને બીજા વ્યાયામ કાર્યકરોએ ભેગા મળી કેટલાંક તાલીમ કેન્દ્રો, નાઈટ કૅમ્પરૂપે, શરૂ કર્યાં હતાં વાતાવરણની ગરમીને લઈને જિતુભાઈ આવા એક કૅમ્પમાં જોડાએલા, ને ત્યાં જસવંતભાઈ તથા બીજા વ્યાયામ કાર્યકરોના હાથ નીચે તાલીમ લીધી. એથી એમને જે અનેક લાભ થયા તેમાં એક એ પણ હતો કે તેમના સ્વભાવ અને શરીરમાં ઘર કરી બેઠેલી 'વાણિયાશાહી'એ રજા લેવા માંડી હતી.

જસવંતભાઈ સાથે ટેલીફોન પર વાતચિત પતાવી જિતુભાઈએ શાંતિનગર સોસાયટીમાં વીરૂભાઈને ફોન કર્યો. પણ સમાચાર મળ્યા કે તેઓ તો બહાર નીકળી ગયા છે અને હવે ક્યાં મળી શકે તે ન કહી શકાય. છતાં એ બાજુથી બીજા જે મિત્રો આવી શકે તેમ હોય તેમને અહીં મોકલવા અંગેની સૂચનાઓ બીજા એક મિત્રને પહોંચાડવા જિતુભાઈએ વ્યવસ્થા કરી.

નાઈટ કૅમ્પવાળા બીજા પણ બે ચાર કાર્યકર્તાઓને જિતુભાઈએ ફોન કરી જોયા, અને જે જે મળ્યા તેમને ચાર કુવારાના નાકે આવી શાળામાં પોતાને મળવા જણાવ્યું.

તે પતાવી જિતુભાઈએ સારંગ પોળી ગરના પોલીસ થાણે ટેલિફોન કર્યો, અને ત્યાં ફરજ પરના ઈન્સ્પેક્ટરને વસ્તુસ્થિતિ સમજાવી. પોલીસ પાર્ટી સાથે ચાર કુવારાના નાકે આવી પહોંચી બંદોબસ્ત



ગુંડાઓના પગપર પોતાના બૂટ એવી તો સચોટ રીતે મૂકતા અને મુક્કી, ખભા ને કોણીનો ઉપયોગ એવી તો નિશ્ચલ રીતે કરતા કે...

કરવાની જરૂર જણાતી. ઇન્સ્પેક્ટરે પણ સારીરીતે વાત કરી અને જણાવ્યું કે પોતે તે અંગે જરૂરી વિધિ પતાવી આવી પહોંચે છે.

આ દરમિયાન શાળાનો પગી આવી પહોંચ્યો હતો અને જિતુભાઈની સામે ઊભો રહી "સા'બ, 'સા'બ" કહી તેમનું ધ્યાન ખેંચતો હતો. તે શું કહેવા માગે છે તે જિતુભાઈ સમજી ગયા હતા અને તથી તેને બોલવાની તક આપવાને બદલે પોતે જ સામું પૂછ્યું: 'તુમારે હેડમાસ્ટર સા'બ કે ઘર પર ટેલીફોન હય યા નહિ ?'

'નહિ, સા'બ, હેડમાસ્ટર સા'બ કે ઘર પર તો નહિ હય, લેકિન બાજુ મેં ડાક્ટર સા'બ કા મકાન પર હય. ઓર વો લોગ હેડમાસ્ટર સા'બ કો ટેલીફોન પર બુલાતે હય.'

'વો ડાક્ટર સા'બ કા નંબર કયા હય—માલૂમ હય ?'

'દેખો સા'બ, વો બોરડ પર સબ નંબર લિખ્ખે હય; ઉસ મેં ડાક્ટર રામપરસાદ વિયાસ કા નામ પર દેખીએ.'

જિતુભાઈએ એ નંબર શોધી હેડમાસ્તરનો સંપર્ક સાધ્યો. તેમને પરિસ્થિતિની ગંભીરતા તથા તેમની શાળાના મકાનની અગત્ય સમજાવી અને થોડા કલાક માટે તેમની શાળાના મેદાન તથા ચાર ઓરડાનો ઉપયોગ કરવા દેવાની માગણી કરી. હેડમાસ્તરે શરૂઆતમાં તો જરા હા-ના કરી, પણ પછી તેઓ કબૂલ થયા અને પગીને ફોન દ્વારા જરૂરી સૂચના આપી.

ટેલીફોનનું કામ પતાવી જિતુભાઈ ઓરડે આવ્યા. પેલાં બેભાન બનેલાં બહેન હવે ભાનમાં આવી ગયાં હતાં અને સુશીલાબહેનના જણાવ્યા પ્રમાણે તેમને ખાસ સારવારની જરૂર નહોતી પડી. વળી એ પણ જાણવા મળ્યું કે પેલા બહેનનું નામ તારાબેન હતું. તેઓ પોતાના પતિની સાથે રોશની જોવા નીકળ્યાં હતાં, પણ આ રસ્તામાં આવતાં જ કેટલાક તોફાની લોકોએ ધક્કાધક્કી કરી તેમને છૂટાં પાડી દીધાં હતાં અને તે પછી તે એકલાં પડતાં...

પણ પછીની બધી વાત તો જિતુભાઈ જાણતા હતા.

હવે જિતુભાઈએ ફરીથી બહાર જવાનો વિચાર કર્યો, પણ તેમને થયું કે તેમના બૂટ આવી ગયા હોત તો સારું હતું. ફુટબૉલ પછીના નાઇટ કૅમ્પ વખતે તેમણે તથા તાલીમ પામેલા બીજા ઘણા મિત્રોએ ખાસ ઑર્ડર આપી હોલ-બૂટ કરાવ્યા હતા, જેને તળિયે લોખંડી નાળ તથા ઊભા મજબૂત ખીલા જડાવ્યા હતા. બહારની સખત ગિરદીમાં અને તેમાંયે ખાસ કરીને ગુંડાઓ સાથે કામ લેવામાં તે કેટલા ઉપયોગી થઈ પડે છે તે જિતુભાઈ અનુભવથી જાણતા હતા. પણ ખેર! અત્યારે તો એ બૂટ વિના પણ ગિરદીમાં ઘૂસવાનું જ હતું.

જિતુભાઈ બહાર આવ્યા. જોયું તો ગિરદી ખ્યાલમાં પણ ન આવે એટલી બધી વધી પડી હતી. આવી ગિરદીમાં બીજું કોઈ નહિ તો ગૂંગળાઈને બેભાન બનવાના કિસ્સા પણ સંખ્યાબંધ બનવાના. જિતુભાઈને લાગ્યું કે પ્રાથમિક સારવાર અંગે પાકો બંદોબસ્ત કરવાની જરૂર છે. તેઓ તરત જ ટેલીફોન કરવા પાછા ફર્યા. ત્યાં તો અવાજ સંભળાયો: 'જિતુભાઈ!'

પાછા ફરીને જોયું તો બાબુ અને રજની આવી પહોંચ્યા હતા. એ બેને એકલા જ જોતાં જિતુભાઈથી પુછાઈ ગયું: 'કેમ, એકલા જ? બીજા બધા ક્યાં છે?'

'અમે તો તમારા બૂટ આપવા આવ્યા છીએ.'

'અરે, વાહ! સરસ! લાવ, એની જ રાહ જોતો હતો, લાવ.' બાબુએ થેલીમાંથી બૂટ કાઢ્યા. તે પહેરતાં જિતુભાઈએ કહ્યું: 'બાબુ, જાને, અંદર શાળાની ઑફિસ પાસે ટેલીફોન છે. ત્યાંથી સેંટ જૉન્સ ઍમ્બ્યુલન્સ એસોસીએશનને ટેલીફોન કર ને કહે કે તેઓ એક સારવાર ટુકડી અહીં મોકલે. અહીંની પરિસ્થિતિ બરોબર સમજાવજે.'

'રજની' બાબુએ કહ્યું, 'તું ટેલીફોન કરવા જા. એટલામાં મારે જિતુભાઈને જસવંતભાઈનો સંદેશો કહેવાનો છે તે હું પતાવું.'

'વારુ' કહી રજની ઊપડ્યો.

'તમારો ટેલીફોન આવ્યો કે તરત જ જસવંતભાઈએ મને તમારે ઘેર મોકલ્યો અને કહ્યું કે મારે રજનીને સાથે લેતા જવું અને તમારા બૂટ લઈ તમને પહોંચાડવા. હવે અહીંની વ્યવસ્થાનું કામ રજનીને સોંપી આપણે બે જણાએ બહાર મદદ કરવા જવાનું છે. જસવંતભાઈ અને બીજા બધા તો સીધા જ બહાર પોતાનું કામ શરૂ કરી દેશે.'

થોડી વારે રજની આવ્યો. 'કેમ, પતી ગયું?' જિતુભાઈએ તેને પૂછ્યું.

'હા. તેમણે જણાવ્યું કે એક ઍમ્બ્યુલન્સ તથા ડૉ. ભરૂચાના હાથ નીચે સારવાર આપનારી એક ટુકડી મોકલીએ છીએ.'

'વારુ, તો જો, તું હવે અહીં રોકાજે. તું પણ સારવારનું કામ જાણે છે, ને પેલાં સુશીલાબેન પણ જાણે છે, એટલે તમે બંને સારવાર અંગેની અહીંની વ્યવસ્થા કરજો. અને દરમ્યાનમાં સોસાયટી બાજુથી કે બીજે ક્યાંયથી આપણા કોઈ મિત્રો આવે તો તેમને કહેજે કે બહાર તોફાનીઓ સામે થાય તેટલું કરી છૂટે, અને જેમને સારવારની અથવા આશ્રયની જરૂર હોય તેમને અહીં મોકલી આપે.—અરે, હરિપ્રસાદભાઈ, જુઓ, આ ભાઈ રજની મારા મિત્ર છે. તમે તથા સુશીલાબેન એ કહે તે પ્રમાણે એમને મદદ કરજો. તમારે જરા, આજનો દિવસ થોડું કામ કરવું પડશે, ને મોડે સુધી રોકાવું પડશે. જેઓ અહીં સારવાર માટે કે આશ્રય માટે આવે, તેમને બહારની ગિરદી અને તોફાન શાંત ન થાય ત્યાં સુધી જવા ન દેશો. ચાલો, ત્યારે અમે જઈએ છીએ. બાબુ, ચાલ.' અને બાબુને સાથે લઈ જિતુભાઈ બહારની ગિરદીમાં ગુમ થઈ ગયા.

દરમ્યાન, બીજી બાજુથી જસવંતભાઈની ટુકડીએ પણ કામ શરૂ કરી દીધું હતું. જિતુભાઈનો ફોન મળતાં વેંત તેમણે બાબુને રવાના કર્યો. પછી એટલામાં ફરતા બેચાર કુમારોને (અનુ૦ પૃ૦ ૨૫૪મે)

નો આખો સરંજામ ગળી આવ્યો. રનિંગ શેડના ડ્રાઇવરોએ એક ટીમ કાઢેલી, તે બેપાંચ અઠવાડિયાં રમેલા અને પછી બધું સંકેલાઈ ગએલું. તેનો, શરૂઆતથી દોસ્તમાં આવેલો સામાન હવે પટારે ફૂગાનો હતો. એને આપણે ધીમે રહીને શંકરમહારાજને સમજાવી-પટાવી તડકે આણ્યો. આખી સાંજ ડાભઈ પાસે ઓઇલિંગ કરાવી હું ફટકા મારનો. પણ બૅટ મોટાં અને ગજું નાનાં. આખરે એકલો પડતાં ઓઇલિંગનો મહાવરો રાખ્યા કીધો. પણ એ તકરારની બાપુજીને ખબર પડી ત્યારે મારા પર બહુ ખીજાયા.

એકવાર વૅકેશનમાં મારી સાથે અમારા એક દૂરના માસીના દીકરા વડોદરે આવ્યા હતા. સૂરતમાં અમે એક જ મહોલ્લામાં રહીએ અને એક જ ધોરણમાં ભણીએ. નિશાળ જુદી, પણ દોસ્તી સારી. એનું નામ નવનીત મહેતા. બહુ ખંતીલો, નિયમિત અને ટાવકાઇથી ભણનારો. રોજનું ટાઈમટેબલ બનાવે અને ચીવટથી એનું પાલન કરે. એમનાં બાને વડોદરામા સારી ઓળખાણ, અને એમના મામા જગનાદાસ મહેતા ત્યાં મોટા અધિકારી અને બેઉ-સાધક વર્ગના સભ્ય, નૃસિંહાચાર્યના મોટા ભક્ત.

નવનીત મહેતા આમ દોસ્ત તો ખરો, પણ મને એના પર ચીડ બહુ ચડતી. એક તો અદેખાઈ. એનો નંબર સારો રહેતો. ટાઇમસર જાગે, ટાઇમસર રમે અને ટાઇમસર વાંચે. ટાઇમસર ઊઠે અને ટાઇમસર ઊંઘે. બજનસર ખાય અને માપસર બોલે. ડાવકાઇનો પાર નહિ અને આખી દુનિયાનો જાણે એને જ માથે ભાર. અધૂરામાં પૂરું મામાજી વારંવાર મને એનો દાખલો આપે: 'જો, કેવો હોશિયાર છે; કેવું લેસન કરે છે!' અને જેમજેમ મારી સાથે એની સરખામણી થાય અને મને ઉતારી પાડવામા આવે, તેમતેમ મને નવનીત પર બહુ દાઝ ચડે. તે બધી મેં મનમાં રાખી મૂકેલી. એટલે બેટમજી વડોદરે મારે ત્યાં આવ્યા કે આપણે ખીજ્યા. એકબે દિવસ તો હું સીધો ચાલ્યો, પણ પછીથી બોલવાનું બંધ. હું એકલો રમું અને એકલો ફરવા જઉં કે કારખાનામા જઉં, અને નવનીતરાય બેઠાબેઠા ચોપડી વાંચે; મારા 'મોટાભાઈ' (એટલે બાપુજી) આગળ બેસીને ડાવકાઇથી ડાહીડાહી વાતો કરે. વિનય-વિવેક બરાબર જાળવે, પણ જાણે મારાથી શું યે ઉંમરમા વીસત્રીસ વરસે મોટો હોય એમ વર્તે, અને મને ચીડ ચડે.

ત્રણચાર દિવસ મારું અતડાપણું ચાલ્યું, પણ પછી તો મારું વર્તન બહુ જ ખરાબ થતું ગયું ઘરમા દોસ્ત બોલાવી, મહેમાન તરીકે રાખી, એની સામે નાહકનો અસહકાર! એવામા કંઈક થયું ને આખી વાત બાપુજીએ જાણી. અને એ ઊકળ્યા: 'બોલાવ એને.'


નવનીત સાથે બોલવું છે કે નહિ?

આપણે હાજર થયા. 'નવનીત સાથે બોલવું છે કે નહિ?' આપણે મમતે ચડયા. બે કલાકની નોટીસ મળી. બે કલાક પછી પણ આપણે મક્કમ હતા: 'મારે એની સાથે નહિ બોલવું હોય તો નહિ બોલું, બસ.' રવિવારનો દિવસ હતો. બપોરના બે વાગ્યા સુધી કિસ્સો ચાલ્યો. અને પછી બાપુજી હુકમ કરાવ્યા: 'કાઢ એને ઘરમાંથી બહાર, ડાભઈ!' ખૂબ ધાંટા પાડયા. માર્યો નહિ, પણ મારી પતરાની ટ્રંક લઈ બહાર ફેંકી દીધી અને મને પણ બહાર કાઢયો. નવનીત તો આ બધું જોયા કરે. મારો દોસ્ત થઇ મારી તરફેણમાં પણ ન આવે, અને મને એવી તો ચીડ ચડે! પણ જ્યારે બારણાં દેવાઈ ગયાં અને બાપુજીએ બધાને હુકમ કરી દીધો કે કોઇએ મારી સાથે બોલવું નહિ, ત્યારે આપણાં હોંશ ગગડી ગયાં. ફેંકાયેલાં કપડાં જેમતેમ ટ્રંકમાં ગોઠવી, ધીમે રહી ટ્રંકને ઘસડી, આપણે બંગલીની સાથે જોડેલાં ગૅરેજની નીચે ભરાયા, અને કોઈ ન જુએ એમ ખૂણામાં ટ્રંક ઉપર માથું મૂકી લંબાવી ગયા. બહાર કાઢયો ત્યારે તો રડતો હતો, પણ પછી ગૅરેજ નીચે રડવાનું બંધ કરી એકલા એકલા બબડયા કર્યું. એમ બબડવાની ટેવ મને ઠીક જેવી હતી. બબડયે ગયો અને નવનીતને દેવાય તેટલી ગાળો દેતો ગયો. અને એમાં ને એમાં ઊંઘી ગયો.

લગભગ અઢીત્રણ કલાકે કંઈક ધાંધાટથી જાગી ગયો ને જોયું તો દૂર બારણા પાસે ખાસ્સું એક નાનું ટોળું જમા થયું છે. મારા બાપુજી ડામઇને ઊધડો લે છે: 'કારખાનામાં જોયું?—આ રસ્તે? નવરોજી-કાકાને ત્યાં, ફારમના રસ્તા પર...?'

'ઓવે શેઠ, એમ કાંપને રસ્તે તો નહીં નેટ્યાં. એટલે આ રે જાયે નઇ. કૅબિન પરે ય નહીં.'

એટલામાં મેલભાઈ આવ્યા. તે યે સનાનના સમાચાર લાવ્યા હતા: 'મેં તો દોટ મેલીને આખો ગોરવાનો રસ્તો જોઈ કાઢયો, પણ કોઇ ના મરે. મોટે ધરટેસનથી કૅબિનવાળાએ પણ ના કહી.'

બાપુજી રડતા નહોતા, પણ તદ્દન ડઘાઇ ગયા હોય એવા છોભીલા પડીને ઊભા હતા. અને એ પાંચસાત માણસોની ટોળીમાં એક ખૂણે મારી બા તો દડદડ આંસુએ રડતી હતી. કલાકેક ઉપરથી આ શોધખોળ ચાલતી હોય એવું લાગ્યું. મને થયું ખરું કે બહાર નીકળું તો બધું પતી જાય. પણ હિંમત ન ચાલી. ડાહ્યાકાકાને બોલાવવા મોકલેલા, પણ ઘણો વખત થઈ ગયો હતો અને એમના જ આવવાની બધા રાહ જોતા હતા. મારા બાપુજીનો એ છેવટનો આશાનો તાર હતો, એમ એમની અધીરાઇથી લાગતું હતું.



એટલામાં ડાહ્યાકાકાને દૂરથી આવતા મેં નીચે પડયાપડયા જોયા. એ જ ફુલકું ધોતિયું, હાથમાં મજબૂત લાકડી અને હસમુખું મોં. બધામાં જરા જીવ આવતો હોય એમ લાગ્યું. બાપુજીએ આખી શોધખોળની કથની કહી સંભળાવી; પણ ડાહ્યાકાકાએ વચ્ચે જ કહ્યું, 'એ દાગીનો કંઈ પેટી ઊંચકી જાય એમ હું માનતો નથી. તમે

ફેરેજ નીચે જોયું ?' બાપા નીચા વળી જોવા લાગ્યા અને બોલ્યા: 'ના રે; અમે જોયું તો; અહીં યે નથી.'

અલબત્ત, એમાં હું દેખાઉં એવો નહોતો પડ્યો. પણ ડાહ્યાકાકાએ કહ્યું: 'એમ કંઈ દેખાય ? પેલા ઊભા સલેપાટની પાછળ જુઓ તો. ન તો ડાબાઈ—અંદર જ તો.!'

'ધૂંટણીએ પડી ડાબાઈ અંદર આવ્યો. એટલે મેં યે હવે જરા સળવળાટ કર્યો. લાગલા જ હોંશભેર ડાબાઈએ બૂમ પાડી: 'એ આ રહ્યા ભાઈ!' અને તરત જ ડાહ્યાકાકાએ લાકડી બતાવતા કહ્યું: 'એઈ સેતાન ! નીકળ બહાર!'

મારા બાપુજી કહે, 'બોલતો કેમ નથી ? બે કલાકથી અમે શોધ-ખોળ કરીએ છીએ!' મેં કહ્યું, 'હું તો ઊંઘી ગયો હતો!' કોઈને હસવું આવ્યું. પણ મામલો ફરીથી આડો ફાટે એ પહેલાં મારી બાએ મને ખેંચી પોતાની ગોદમાં લઈ લીધો, અને તકરાર, ગમત, રિસામણું અને આડાઈ બધાંનો એકીસાથે અંત આણ્યો. ત્યાર બાદ નવનીત મારો ખાસ્સો દોસ્તદાર બન્યો.

સરઘસમાં ફરવાની મઝા પહેલવહેલી ત્રીજા ચોપડીની શરૂઆતમાં અનુભવી. 'રક્ષ ભૂપ જ્યૉર્જને તું હે જગતપતિ!' કોણ જાણે કોઈ વફાદાર અધિકારીએ અંગ્રેજી ગીતનો એ તરજૂમો બધી નિશાળમાં ફેરવ્યો હતો, ને અમે આખા સુરત શહેરના નિશાળિયાઓ હાથમાં વાવટા લઈ 'રક્ષ ભૂપ'નું ગીત ગાતા ને 'હિપ હિપ હુર્રરે' કરતા રાણીના બાગમાં એકઠા થવા સરઘસના આકારમાં જતા હતા. દિલ્હીમાં રાજા ગાદીએ બેસનાર હતો, તેનો અમે 'કૉરોનેશન ડે' ઊજવતા હતા. થોડી રમતો, પેંડાનું પડીકું, ત્રણચાર દિવસની છુટ્ટી અને ઉપરથી નફામાં કાંસાનો એક ચાંદ!

તે દિવસે સૌથી વધારે આનંદ તો ખરેખરો માસ્તરોનો હતો. નગીનદાસ કાજી અને તારકસ માસ્તરોએ રાતોરાત બેસીને જાત-જાતના નિયમો ઘડી કાઢ્યા હતા. કેટલા વાગે હાજર થવું, કેમ ઊભા રહેવું, કેમ ચાલવું, શું બોલવું, કેમ સલામ કરવી, રસ્તે કેમ વર્તવું વગેરેની જાતજાતની નોંધો એમણે તૈયાર કરી હતી. રસ્તે હારમાં જરા પણ ભંગાણ પડે યા ગરબડ થાય કે માસ્તર સાહેબનું પિત્ત ઊછળી આવતું. વફાદારીની એવી ધગશ પછી ફરીથી જાળવવાનો પ્રસંગ જિંદગીમાં આવ્યો જ નહિ.

પણ એ પ્રસંગ ઊકલી જતાં, મામાજી ઓટલે બેસી સૌની


ગાયકવાડ તે ગાયકવાડ ! સલામ કરીને પૂઠ કરીને બસ ચાલવા માંડ્યું

મહાજનને કંઈકંઈ નવાજૂની સંભળાવતા. એમાંની એક—અનેકવાર એમણે કહેલી, તે તો હજી યાદ છે. 'જોકિશનભાઈ! ગમે તેમ કહો, પણ આપણો ગાયકવાડ તે ગાયકવાડ. બસ સલામ કરીને પૂંઠ કરીને ચાલવા માંડ્યું! સયાજીરાવ મહારાજ એટલે શું? એ કંઈ એમ રાજાને અદબ કરી પાછે પગે ચાલે નહિ. અસલનું ગરમ લોહી, તે તપી આવ્યું અને પેલા સામા જોતા જ રહી ગયા. એ તો શું કરે, અંગ્રેજ સરકાર રાજ ઝૂંટવી લે તેમાં; નહિ તો એ દરબારમાં હાજર જ નહિ થાત. મરદબચ્ચો! અસલ મરાઠા તે કંઈ એમ નમે?'

'પણ છોટાભાઈ, આ સાલો અંગ્રેજ છે બહુ ખરાબ'જો; હવે સતાવવાનો.'

'તે બધાને સયાજીરાવ પહોંચી વળશે. શું કરે, છોકરાઓ ને ગાદીવારસનું હજી પાક્યું નથી, નહિતો એ તો સામી ખિલાવી દેત.'

પછી તો જાતજાતનાં ગપ્પાં ચાલતાં. અંગ્રેજ સરકારે એની પાસે ખુલાસો માગ્યો; પતાવટ માટે કોઈ વચ્ચે પડેલું—એને એવી અનેક અફવાઓ. પણ તે દિવસથી બધાંમાં શ્રીમંત સર સયાજીરાવ ગાયકવાડ સરકાર માટે અનહદ માન પેદા થએલું. રાજા તો એ જ. તે દિવસે દશેરાની સવારીમાં જે અદાથી સયાજીરાવ મહારાજને જોએલા એ મરાઠો એમ સહેલાઈથી નમતું જોખે, એ માની જ શકાતું નહોતું. ૧૯૧૧માં રાજાઓને આવી નાલેશીભરી રીતે નમાવવાની બેહૂદી મગરૂરી બ્રિટિશ અમલદારોએ ન કરી હોત તો ત્યાર પછી છત્રીશે વર્ષે તખ્ત છોડવા વખત આવ્યો તે કદાચ થોડો મોડો આવત. એવો દબદબાભર્યો એ પ્રકારનો દરબાર દિલ્હીમાં એ છેલ્લો જ ભરાયો, અને એ દરબારમાં તખ્ત સામે એક ઠોકરે સર સયાજીરાવે જાગ્રત કરેલી સ્વમાનની ભાવના હિન્દીવાનોનાં હૃદયમાં ઠીક પ્રમાણમાં સોંસરી પેસી ગઈ, એટલું જ નહિ પણ ફરીથી એવો દરબાર ભરવાની બ્રિટિશ સરકારની હિંમત પણ ખૂટી ગઈ.

એક દિવસ મામાજી 'લાઈન્સ'માં ફરવા લઈ ગયા હતા. 'અઠવા લાઈન્સ'નો ઢોળાવ ઊતરી, જમણે હાથે નદી તરફની ખુલ્લી જગ્યામાં એક્કો ઊભો રાખી એમણે કહ્યું કે 'આપણે અહીં પરદેશમાં ઊભા છીએ. બોલ, તું જાણે છે તે, શું સમજ્યો?' મામાજી સાથે હમેશા એના દીકરા મોતીભાઈ હોય. પગે એ જન્મથી જ અપંગ, છતાં એ જ એક્કામાં નિશાળે જઈ મૅટ્રિક સુધીનો અભ્યાસ કરેલો. એ જાણે પણ બોલે નહિ. મારે જ જવાબ આપવાનો હતો. પણ હું શો જવાબ આપું? આપણે હાર્યાં એટલે પછી મામાજીએ કહ્યું, 'આ જમીનનો ટુકડો એટલે ફ્રેન્ચ જમીન. આપણે બ્રિટિશ રૈયત. કોઈ ગુનો કરી આવીને અહીં આવીને ઊભા રહીએ તો એકાએક પોલીસ પકડી શકે નહિ. એમાટે



# યોગાસનો

આપણાં શરીર, મન અને જ્ઞાનતંતુઓ, ત્રણેને એકી સાથે સ્વસ્થ રાખતી અનન્ય વ્યાયામ પદ્ધતિ

## ૪-મત્સ્યાસન



તમે માણસોને હાથપગ હલાવ્યાં વગર પાણીમાં મિનિટોની મિનિટો સુધી પડી રહેલાં જોયાં છે? જેમ માછલું પાણીમાં પડી રહે તેમ આવા માણસો પણ પડી રહી શકે છે. જે આસન કરવાથી એવી રીતે પડી રહી શકાય છે તેને મત્સ્યાસન કહે છે. મત્સ્ય એટલે માછલું. જમીન ઉપર એ આસન કરવાથી મત્સ્યની જેમ નીરોગી થવાય છે.

પહેલાં આસન ઉપર બેસીને પદ્માસન કરો. પદ્માસન ન આવડતું હોય તો જુઓઃ પહેલાં બંને પગ લાંબા કરો. પછી જમણો પગ વાળીને ડાબી જાંઘ ઉપર, અને ડાબો પગ વાળીને જમણી જાંઘ ઉપર મૂકો. હવે બંને પગની એડીઓને પેટની નીચેના ભાગ ઉપર ગોઠવો.

આ પ્રમાણે પદ્માસન થાય, એટલે પાથરણા ઉપર એ પદ્માસન સાથે જ સૂઈ જાઓ. બેઠા હતા ત્યારે જેવી રીતે જાંઘની નીચેના ભાગ જમીનને અડકતા હતા તે જ પ્રમાણે સૂતા પછી પણ તે ભાગ અડકેલા રહેવા જોઈએ. શરૂઆતમાં એમાં મુશ્કેલી જણાશે, પણ ધીમેધીમે એ પ્રમાણે સૂઈ શકાશે.

હવે કમાન વળતા હો તેવી રીતે પીઠના ભાગને વાળો. આમ કરવામાં હાથનો ટેકો લેવો હોય તો લઈ શકાય. કપાળની ઉપરનો માથાનો ભાગ જમીનને અડકે એટલું માથું વાળવું અને બરડાના ભાગનો વળાંક બરોબર લાવવો. હવે બંને હાથથી બંને પગના અંગૂઠા પકડો, એટલે મત્સ્યાસન થઈ ગયું. (આમ અંગૂઠા પકડવાને બદલે હાથને માથાની પાછળ પણ રાખી શકાય.) આ આસન વધારેમાં વધારે ૧થી ૨॥ મિનિટ રાખવાનું હોય છે, એટલે શરૂઆતમાં તો થોડી સેકંડ જ તેમ રાખવું.

પછી આસન છોડતી વખતે પહેલું માથું સીધું કરવું અને પછી પીઠ. ત્યાર બાદ બેઠા થઈને પદ્માસન છોડવું.

આ આસનથી ગળામાંની ગ્રંથીઓ પેટના સ્નાયુઓ અને બીજા અવયવો મજબૂત થાય છે.

દાસુભાઈ શુક્લ



...ર ખાસ વૉરંટ જોઈએ. આ સામેની જગ્યામાં ૧૯૦૭માં કૉંગ્રેસ ભરાએલી ત્યારે તિલક મહારાજ અને સર ફિરોઝશાહ મહેતા બહુ ઝગડેલા. એ વખતે વડોદરેથી બંગાળી બાબુ અરવિંદ ઘોષ પણ અહીં આવેલા અને ત્યારે હિન્દુસ્તાનમાં એક ટોળી બૉમ્બ બનાવતી. અરવિંદ બાબુ પર એવું જ કંઈ વૉરંટ હતું, તે કહે છે કે અહીંથી કૉંગ્રેસમાંથી છટકી આ ફ્રેન્ચ જમીન પર આવેલા, અને પાછળથી નદી તરી સામે પાર જઈને નાઠેલા, તે પછી એમનો પત્તો જ નહિ. એ બાબુ અરવિંદ ઘોષ એટલે શું? શક્તિશાળી માણસ!'

તિલક મહારાજ, બાબુ સુરેન્દ્રનાથ બૅનરજી, અરવિંદ ઘોષ, બિપિનચંદ્ર પાલ ને લાલા લજપતરાયનાં નામો મામાજીની આવી રસભરી વાતોમાં સાંભળેલાં અને એ ઉપરથી બીજે દિવસે કલાસમાં મગરૂર અદાથી બીજાઓ સામે મેં એ બધાને બિરદાવેલા.

એજ પ્રમાણે તાપી નદીને કાંઠે પૂલ પાસે આવેલો કિલ્લો બતાવતાં મામાજીએ કહેલું, 'શિવાજીએ ત્રણ વાર સૂરત લૂટેલું. તેમાં એક વાર તો આ કિલ્લા પરથી ઘોડી કુદાવેલી.' એ કિલ્લાની તારીફ એમ સાંભળેલી. પછી ફુરજાની વાતો પણ સાંભળેલી. અને પછી એક દિવસ અંગ્રેજોની કોઠી પણ બતાવેલીઃ '૧૬૧૨માં અંગ્રેજો અહીં દાખલ થયા, અને આ કોઠી નાખેલી. અને, ત્યારે તો, બાબુ–' મામાજી ઘણી વાર કહેતા '—ત્યારે તો, એ લોકો વેપાર કરવા આવેલા; તે આપણું મહાજન જમે ત્યારે તેમાં રેશમી અબોટિયું પહેરી અને હાથમાં ગલાસ લઈ જમવા પણ આવતાં. એ તો હવે સાહેબ થઈ બેઠા, અને આપણે ઊલટા એમની નકલ કરતા થઈ ગયા.' આમ સુધલ હાકેમોની, નવાબોની નવાબીની, 'બળવાની, અને પછી રાણીના રાજની ને એવી અનેક વાતો મામાજી કહેતા. 'એ તો આજે તમે હવે 'રક્ષ ભૂપ' કરતા નીકળી પડયા છો; પણ અહીં એના ટાંટિયા ઠરતાં તો નવ નેજે પાણી આવી ગયાં હતાં. તાત્યો ટોપી, તિલક મહારાજ અને સયાજીરાવ ગાયકવાડ એ ત્રણ સાથે હોય ને, તો એમને પડીના છક્કા ભાગમાં ઉખેડી નાખે.'

કોમોડોર એટલે કૅપ્ટનથી જરા મોટો અને ઍડમિરલથી ઊતરતો હોદ્દો ધરાવનાર વહાણનો અમલદાર. અથવા વેપારી વહાણોનો કાફલો જતો હોય તો તેને મોખરે ચાલનારા સરદાર વહાણનો અમલદાર. આવો અર્થ અંગ્રેજી ડિક્શનેરીમાં આપેલો છે.

સૂરતમાં અંગ્રેજો આવ્યા એની સાથે થોડાઘણા અંગ્રેજી શબ્દો પણ દાખલ થઈ ગયા. એમાં કોમોડોર તો એક અટક થઈ પડી! એ અટકવાળું (સૂરતમાં કે સૂરત બહાર) એક જ કુટુંબ મારી જાણમાં છે. એ દેસાઈ પોળમાં રહે. તાપીકિનારે કિલ્લો; કિલ્લાનું મેદાન છોડો કે સરકારી હાઈસ્કૂલ આવે; એની પછી એક સીધો રસ્તો ચાલ્યો જાય; એ રસ્તે જરા ચાલતાં વેંત જ ડચ કોઠીનું મકાન આવે; અને એની પાછળ સંતાઈ રહેલી દેસાઈ પોળ. ત્યાં ચુનીલાલ હરકિસનદાસ કોમોડોર રહેતા.

હરકિસનદાસે કે એના વડવાઓએ વેપારી વહાણો હાંકેલાં કે લડાઈના બારકસો તરાવેલા એની મને ખબર નથી; પણ બંદરનું કે વહાણવટાનું કંઈ કામ જરૂર કર્યું હોવું જોઈએ. એમના ઘરથી નદીનો રસ્તો ત્રણ મિનિટનો; એટલે કુટુંબમાં કોઈને કંઈ એવો સંબંધ તો હોવો જ જોઈએ. પણ ચુનીલાલ કોમોડોર તો બસ રબર-સ્ટૅમ્પ બનાવતા, પોતાનું ઘર ચીતરતા, ને મોટે ભાગે (અનુ॰ પૃ॰ ૨૪૮મે)

શરીરના અણુ યે અણુને ઊભા રાખતી, ચપળતાની પરાકાષ્ઠા સમી રમત

# આટાપાટા




પોતાનું આખું શરીર અદ્ધર હવામાં ઉછાળી, પાછળના ચોકમાં પોતાના પગ એવી રીતે નાખે કે શરીરના કોઇ ભાગ કરતા તે તેમાં પહેલા પડે.

લેખક • વાસુદેવ ભટ્ટ

સાત સમંદર કા રાજા! શી સ્વપ્નસૃષ્ટિ!

સામે સાત સાત સમુદ્ર અને એ સાતે સમુદ્રને સાચવનારા સાત સાત સમુદ્ર-રક્ષકો પડ્યા હોય,ને એ બધાને મહાત કરીને 'સાત સમંદર કા રાજા'નું બિરુદ મેળવવાનું હોય, એવી પ્રેરક સ્વપ્ન-સૃષ્ટિ જેવી આટાપાટાની રમત છે. પણ એ સાત સમુદ્ર રક્ષકોને મહાત કરવા એ કાંઈ જેવીતેવી કિંમત નથી.

સાત નહિ પણ નવ જણ તમારો રસ્તો રોકીને ઊભા હોય; એ દરેકને થાપ આપી,તેમના સપાટાથી બચી, તેમની આરપાર નીકળી જવું;અને પછી એ જ પ્રમાણે ફરી પાછા આવવું;એ થઈ આટાપાટાની રમત. આમ ત્રણ વાક્યમાં સમેટાઇ જતી સાદી લાગતી આ રમતને એના રમનારા ને રમાડનારાઓએ એવી તો વ્યવસ્થિત ને નિયમબદ્ધ કરેલી છે કે રમનાર-જેનાર બંનેનાં લોહી ગરમ થઇ જાય

૨૩ ફૂટને ૧ ઇંચ લાંબી, તથા ૧૩ ઇંચ પહોળી, એવી નવ પાટીઓ એકબીજાની પાછળ દસ દસ ફૂટના અંતરે દોરવામા આવે. પહેલી પાટી 'કપાલપાટી' કહેવાય; છેલ્લી 'લૂણપાટી.' કપાલપાટી અને લૂણપાટીના બંને બાજુના છેડાને જોડની એક એક રેખા દોરવામાં આવે. તે થઈ 'હદ-રેખા.' બધી જ પાટીઓને બરાબર વચમાંથી છેદે એવી એક પાટી (૧૩ ઇંચ પહોળી અને ૮૯ ફૂટ ૯ ઇંચ લાંબી) આખા મેદાનના પણ બે સરખા ભાગ કરે એમ દોરવામા આવે. આ થઈ 'મોભપાટી.' એ પાટી મેદાન તેમજ રમતનો પણ મોભ જ છે એ થોડી વાર પછી સમજાશે. છેલ્લે, આ પ્રમાણે દોરેલા મેદાનની ચારે બાજુ દસ દસ ફૂટ ખાલી જગ્યા છોડી દો એટલે આટાપાટાનું ચટાપટાવાળું ક્રીડાંગણ તૈયાર. (જુઓ સાથેનો નકશો.)

આમ મેદાન તૈયાર થાય એટલે બે ટુકડી રમવા આવે. દરેકમાં નવ નવ ખિલાડી. બંને ટુકડીના નાયક સાક્ષી મુખ્ય પંચ સિક્કો ઉછાળે. જીતે તે પાટી સાચવવાનું કે પાટી ઓળંગવાનું પોતાની મરજી મુજબ નક્કી કરે. પાટી સાચવે તે 'મારનાર' અને ઓળંગે તે 'રમનાર' પક્ષ.

મારનાર પક્ષનો નાયક પોતાના પક્ષમાં સારા ખેલાડીને મોભ બનાવે. મોભે બે પાટી સાચવવાની: કપાલપાટી અને મોભપાટી;—પણ ખાસ કરીને તો મોભપાટી એકલી જ. બાકીના આઠ ખિલાડીઓને યોગ્ય ગણતરીસર તે બાકીની આઠ પાટીઓ પર એક એક લેખે ગોઠવી દે, જ્યાં તે દરેક પોતપોતાની પાટી સાચવે.

રમનાર પક્ષના નવેનવ ખિલાડી કપાલપાટીની આગળ ઊભા રહી, પંચ રમત શરૂ કરાવે તેની રાહ જુએ.

પંચ રમત શરૂ કરાવે તેની સાથે જ રમનાર પક્ષના નવે ખિલાડીનું લશ્કર એકીસાથે અંદર ઘૂસવા માટે તૂટી પડવાનું, અને બધા પાટીવાળાને વટાવી આરપાર નીકળી જવાનો પ્રયત્ન કરવાનું.આમ, શરૂઆતમાં એકદમ સપાટો મારી લેવામાં એક બીજાને પણ લાભ છે. પંચ રમત શરૂ કરાવે તેની સાથે બધા જ રમનારને અંદર ઘૂસવાની છૂટ હોય છે, અને બધા જ પાટીવાળાને રમનારને રોકવાની કે પકડવાની છૂટ હોય છે. પણ મોભને તો થોડી સેકન્ડ બીજા એક કામમાં વિતાવવી પડે છે. એ કામ છે 'તાળી આપવાનું.'

એ 'તાળી આપવી' એટલે શું એ પણ જરા સમજવા જેવું છે. પહેલાના વખતમાં ખરેખર તાળી આપવાની ક્રિયા હતી. પણ હવે માત્ર શબ્દમાં જ તાળીનો ઉપયોગ રહ્યો છે. ક્રિયામાં તો માત્ર પગની જ ક્રિયા કરવાની હોય છે. તે આ પ્રમાણે:

પંચ રમત શરૂ કરવાની સંજ્ઞા આપે તે વખતે મોભ પોતાનો ગમે તે એક પગ પહેલી પાટી (કપાલપાટી)ના ચોરસમા અને બીજો પગ તેની પાછળ મોભપાટીમા મૂકીને ઊભો હોય છે. જેવી સંજ્ઞા મળે કે તરત મોભે પોતાનો, ચોરસ પર મૂકેલો પગ ઉઠાવી પાછળ બીજી પાટીના ચોરસ પર મૂકવાનો હોય છે, અને ફરીથી ત્યાંથી તે પગ ઉઠાવી કપાલપાટીના ચોરસ પર અસલ જગાએ મૂકવાનો હોય છે આ ક્રિયાને 'તાળી આપવી' કહે છે. એ તાળી આપવા માટે કલાઓ ભરવી પડે છે અને આગળપાછળ કૂદંકૂદા કરવી પડે છે. મોભ બહુ લાંબા પગવાળો અને ચપળ હોય તો પણ સહેજે બે-ત્રણ સેકંડ આ ક્રિયામા નીકળી જાય. અને જ્યાં સુધી તે તાળી પૂરી ના કરે ત્યાં સુધી એ કોઈ રમનારને રોકી કે પકડી ન શકે. મોભનું આ અન્ય રોકાણ રમનારા ખિલાડીઓને આગળ વધવાની એક સુંદર તક આપે છે વળી દરેક પાટી ઉપર એક એક જ પાટીવાળો ઊભો હોય છે; અને તે કાંઇ એક કરતા વધારે રમનારને રોકી ન શકે. એટલે શરૂઆતની એ બે-ત્રણ સેકંડમા તો રમનારા લગભગ અર્ધા મેદાને પહોંચી જવાના પણ એટલામાં તો પેલો મોભ તાળી પતાવી પોતાના 'અસલ સ્વરૂપ'માં આવી જવાનો.

મોભનું એ 'અસલ સ્વરૂપ' પણ સમજવા જેવું છે. રમત રંગે આગળ જતાં અટકાવવાની સાથે તેમને પકડવાનો પ્રયત્ન પણ પાટીવાળા કરે છે. પણ એમ પકડવાનો પ્રયત્ન કરવામાં તેમને નિયમનાં કેટલાંક બંધનો નડે છે. દાખલા તરીકે, હાથ જમીન પર ન અડવો જેઇએ; એક પણ પગ અદ્ધર ન થઈ જવો જેઇએ; મોં પાછળની બાજુ ન ફરવું જેઇએ; વગેરે. પણ મોભને માટે આ બધાં બંધનો હળવાં કરેલાં હોય છે. પોતાની પાટી ઉપર તેના હાથ અડકી જાય તો વાંધો નહિ; પગ અદ્ધર થાય તો યે વાંધો નહિ; એટલું જ નહિ, પણ એ તો રમનારાને પગ વડે પણ પકડી શકે! આ જાતની છૂટ-



આટાપાટાની રમતના મેદાનનો નકશો, જેમાં માપબદ્ધ આલેખ ઉપરાંત લેખમાં વર્ણવેલા વ્યૂહ સમજાવતી આકૃતિઓ પણ દોરી બતાવી છે.

છાટને લીધે મોભ પાટીવાળાઓની સરખામણીમાં રાજા જેવો હોય છે. સાથે તેની જવાબદારી પણ રાજા જેવી જ હોય છે. લગભગ નેવું ફૂટની મોભપાટી સાચવવા ઉપરાંત નવેનવ પાટી ઉપરની પરિસ્થિતિ તેને ધ્યાનમાં રાખવાની હોય છે. અને કઇ જગ્યાએ પોતે પહોંચી વળે તો વધારેમાં વધારે રમનારને રોકી શકાય અને ક્યારે સપાટો મારે તો એકાદ રમનારને પકડી શકાય, એ બધી બાબતો તેને ખ્યાલમાં રાખવાની હોય છે. એટલે એ રાજા જેવો તો છે જ; પણ તેમાં યે જો એ મોભ લાંબો, ચપળ, ચકોર અને અનુભવી હોય તો તો રમનારાને પોતાની રાજાશાહી બરાબર દેખાડી દે છે!

રમનારા નવ ભિલ્લુ પૈકી ગમે તે એક ભિલ્લુ છેલ્લી એટલે કે લૂણપાટી ઓળંગી જાય એટલે તે 'પાકો' ભિલ્લુ થયો ગણાય. પાકો ભિલ્લુ તરત જ, એ છેલ્લી પાટીવાળાને પોતાનું મોં તેની તરફ ફેરવવા કહેશે અને તે મોં ફેરવે એટલે તેની સાથે ટપાટપી શરૂ કરી ફરીથી પાછા વળવા માટે પાટી ઓળંગવાનો પ્રયત્ન કરશે. એ જ પ્રમાણે બધા જ ભિલ્લુઓએ લૂણપાટી ઓળંગી, દરેક પાટીવાળાનું મોં પોતાની તરફ ફેરવાવી, છેવટે કપાળપાટી ઓળંગી જવાનો પ્રયત્ન કરવાનો હોય છે.

ઉપરાંત એક બીજી વાત પણ છે. પાકો થએલો ભિલ્લુ 'પારસમણિ' બની જાય છે. એટલે કે તે પોતાના જે જે કાચા ભિલ્લુને અડકે તે બધા 'પાકા' થઈ જાય છે, અને એ બધા પછી લૂણપાટી તરફ ન જતાં કપાળપાટી તરફ પાછા ફરવા માંડે છે, ને તેમાંથી ગમે તે એક ભિલ્લુ કપાળપાટી ઓળંગી જાય એટલે બધા જ ભિલ્લુએ કપાળ પાટી ઓળંગી નાખી અને 'લૂણ થયું' એમ ગણાય છે. એમ થાય એટલે બધા રમનારા ફરીથી કપાળ પાટીની સામે આવી જાય છે અને પંચ ફરીથી રમત શરૂ કરાવે છે. આ પ્રમાણે રમતાં બધા રમનારા બાદ થાય, અથવા સાત મિનિટ પૂરી થાય (એ બેમાંથી જે વહેલું પૂરું થાય) ત્યાં સુધી રમત ચાલે છે. એ વખતે સૌથી આગળ જે ભિલ્લુ હોય તેણે જેટલી પાટી ઓળંગી હોય તેનાથી બમણા, ને થએલા 'લૂણ' દીઠ ૩૬ ગુણ તે પક્ષને આપવામાં આવે છે; અને તેમાંથી જેટલા રમનારા બાદ થયા હોય તેનાથી બમણા ગુણ બાદ કરવામાં આવે છે.

પણ આપણને કાંઈ આ ગુણ-ગણતરીમાં બહુ રસ નથી, કારણ કે ખરી મઝા તો રમત રમવામાં (નહિ તો, છેવટે જોવામાં) છે.

આટાપાટામાં ખોખો જેવી દોડની જરૂર નથી, ગજગ્રાહ જેવી હડીતોડ તાકાતની જરૂર પણ નથી. પરંતુ ચપળતાની તો એટલી બારોબાર જરૂર છે કે શરીરના અણુ યે અણુને ઊંચાં ને ઊંચાં રાખે છે. ત્રેવીસ ફૂટની લંબાઇવાળી પાટી રોકી ઊભેલા પાટી-રક્ષકને થાપ કેવી રીતે આપવી? આ પ્રશ્નના જવાબ રૂપે જ આ રમતની લગભગ બધી પ્રયુક્તિઓ જન્મી છે અને વિકસી છે. પાટીવાળો અડકી ન શકે તેટલા અંતરે રહીને, પાટીને સમાંતર, આમતેમ, ફરવું, અને પાટીવાળો જરાક પાછળ રહે તેવી ઝડપ મારીને, અથવા તેને થાપ આપતી પલટી લઇને, એકદમ, મારનારની પાછળની બાજુના ચોકમાં દાખલ થઈ જવું, એ બે આ રમતની મુખ્ય પ્રયુક્તિઓ છે. પણ તેને યે આગળ વધારીને જે એક ખાસ પ્રયુક્તિમાં રમનાર ભિલ્લુ પોતાનો કસબ દેખાડે છે એ તો અજબ છે. હદ-રેખાની બહાર અદ્ધર હવામાં તે પોતાનું આખું શરીર ઉછાળી દઇ, પાટીવાળાની પાછળના ચોકમાં પોતાના પગ એવી રીતે નાખે છે કે શરીરના બીજા કોઇ ભાગની પહેલાં તે એમાં પડે, અને બાકીનું શરીર હદરેખાની બહાર પડે! આ પ્રયુક્તિને 'આળોટ' કહે છે. (જુઓ મથાળાનું ચિત્ર) આ 'આળોટ'ની પ્રયુક્તિ કેવી સુંદર છે, એમાં રમનારને કેટલી ચપળતા દેખાડવી પડે છે એનો ખ્યાલ તો એ નજરોનજર રમાતી જોયા સિવાય નહિ જ આવે.

પણ રમનારે પોતાનો કસબ દેખાડવાનો ખરેખરો પ્રસંગ તો આવે છે જ્યારે 'ફૂંડી' થાય ત્યારે. એ 'ફૂંડી' એટલે તો આટાપાટાનું શિખર. સામાન્ય રીતે તો એક પાટીવાળો એક જ પાટી સાચવતો હોય છે, ને એક જ જણને રોકતો હોય છે. પણ એક પાટીવાળાએ પાટીનો અર્ધો ભાગ જ સાચવ્યો હોય, તેની બાજુમાં મોભપાટી ઉપર મોભ આવી ગયો હોય, ને તેનાથી આગળની પાટીનો પાટીવાળો પોતાની પાટીનો પેલી બાજુનો અર્ધો ભાગ સાચવતો હોય,

અને આ રીતે એ ત્રણેએ મળીને આગળ વધવાનો આખો જ રસ્તો રોકી રાખ્યો હોય, (જાણે કે 'રસ્તા બંધ'નું પાટિયું જ મારી દીધું હોય) ત્યારે એ ચોકમાં 'કૂંડી' થઈ ગણાય. (જુઓ નકશાના ચિત્રમાં ખાનાં ૫-૬-૭-૮માં દર્શાવેલી બિન્દુઓની આકૃતિઓ.)

એ કૂંડીમાં જે જે રમનારા આવી ગયા હોય તે, અને બીજા નવા આવતા જાય તે બધા જ, એક રીતે કહીએ તો, ઘેરાઈ ગયા હોય છે. એ ઘેરામાંથી બહાર નીકળવું તે એ રમનારા માટે કપરામાં કપરું કામ છે. એ વખતે દોડંદોડી તો બિલકુલ બંધ. માત્ર યોગ્ય સ્થાને ગોઠવાઈ જવું, પાટીવાળા અને મોભના હાથ (અને મોભના તો પગ પણ ખરા!) પોતાને અડકી ન જાય એ સંભાળવું, પાટી કે મોભપાટી ઓળંગી જવાનો અભિનય કરવો, અને કોઈક વાર ચીલઝડપ કે આળોટનો આશરો લઈ ઘેરામાંથી બહાર નીકળી જવું, એમાં જ આ રમત રમનાર ખેલાડીઓને પોતાની ચપળતાની પરાકાષ્ઠા દાખવતો ઊંચામાં ઊંચો કસબ દેખાડવાનો હોય છે.

અને એમાંથી એક પણ રમનારો એક પણ પાટી ઓળંગી જવા ન પામે તેવો પ્રયત્ન કરનારા મારનારા બિન્દુઓને શું કાંઈ ઓછો કસબ દેખાડવો પડતો હશે? -

જુઓ, ખાત્રી કરો : મારનાર પક્ષના બધા બિન્દુઓ એકએક પાટી પર ગોઠવાઈ ગયા છે. એક બિન્દુ પોતાની પાટીના ડાબી બાજુના ભાગમાં ઊભો છે તો એની પછીનો જમણી બાજુના ભાગમાં, એમ આઠ જણા ડાબા-જમણા ગોઠવાયા છે; અને પેલો અડીખમ મોભ! 'તાળી આપવા' માટે મોભ-પાટીના આગલા છેડા પાસે કેવો તો તૈયાર થઈને ઊભો છે! અને રમનાર પક્ષના નવ બિન્દુ તેની સાથે કપાળપાટીની પાસે અર્ધાં આમ તો અર્ધાં આમ, એમ માંડાવળા ઊભા છે.

પંચે સિસોટી મારી. તાડના ત્રીજા ભાગ જેવા મોભે, જુઓ તો ખરા, કેવી ડાંફ ભરીને કપાળપાટીના ચોરસ પર રાખેલા જમણા પગને પાછળની બીજી પાટી પર અને ત્યાંથી ફરીથી એક જ ડાંફે આગળ અસલ જગ્યાએ મૂકી દીધો! શી ચીલઝડપ! એ કામ તો એણે પગ વડે જ કર્યું. અને આંખ વડે? ડાંફ ભરતી વખતે તો એણે કયો રમનાર ક્યાં પહોંચ્યો છે અને કયા ચોકમાં કોણકોણ રોકાઈ ગયા છે તે બરાબર જોઈ લીધું. તેણે એ બરાબર જોયું જ હતું કે પંચની સિસોટીની સાથે જ નવ જણાનું જુલુસ 'હો-હા' અને ધમપછાડા કરતું સર્પાકૃતિએ દોડતું, અને પાટીવાળો પોતાને રોકી ન પાડે, કે બીજો કોઈને મૂકી ઓચિંતાનો પોતાને પકડી ન પાડે એનું ધ્યાન રાખતું અને છતાં સડસડાટ કરતું દોડતું છે..

અને એમ, વાડામાંથી છૂટેલી ભડકેલી ગાયો જેવા (જોકે પૂરેપૂરા સભાન) છેક છઠ્ઠી પાટી સુધી પહોંચી ગયા છે. ને એ દોડ દરમિયાન બે જણા તો પાટીવાળાના હાથે પકડાઈ પણ ગયા છે: એક તો, હજી પૂરો ઘડાએલો નહિ હોવાથી, અને બીજો, પાટીવાળાએ એકને આગળ જવા દઈ ઓચિંતાનો શિકાર કરી લીધો તેથી, છઠ્ઠી અને પાંચમી પાટી આગળ એક એક રમનાર છે. ચોથી અને ત્રીજી પાટી આગળ બે બે અને બીજી આગળ એક રમનાર છે. ચોથી અને ત્રીજી આગળ બબ્બે એ તો માત્ર કામચલાઉ જ બીના છે એમ મોભે જોઈ લીધું. (જુઓ નકશાની આકૃતિમાં.)

પણ એ સમજી ગયો કે હમણાં જ પાંચમી પાટી આગળ બે જણ થશે, એટલે એ સીધી દોટ મૂકીને પાંચમી પાટીવાળાની મદદે દોડ્યો. એ દરમિયાન તેણે ધાર્યું હતું તે જ—અને થોડુંક વધારાનું—બન્યું. ત્રીજી પાટી પરના બેમાંથી એક જણ આગળ ચાલી ગયો. ચોથી પરથી એક જણ પાંચમી પર ગયો તો આ એક નવો આવ્યો. એ બેમાંથી કોને પકડવો તે બરાબર નક્કી ન કરતાં બન્ને જણ તરફ વારાફરતી દોટ મૂકવાની ભૂલ ચોથી પાટીવાળાએ કરી. પરિણામે, બન્ને છટક્યા! આમ, તેણે એકસામટા ત્રણ જણ ગુમાવ્યા. એટલે કે પાંચમી પાટી આગળ હવે ચાર ભેગા થયા. તેમાંનો એક જૂનો અને બે નવા આઠ નંબરના ચોકમાં આવ્યા અને નવો આવેલો એક સાત નંબરના ચોકમાં આવી નવ નંબરના ચોકમાં નિર્વિઘ્ને પસાર થઈ ગયો. પાંચ નંબરનો પાટીવાળો જમણી બાજુના (નં. ૮ના) ચોક તરફ હતો. બરાબર તે જ વખતે મોભ ત્યાં આવી ગયો અને એ બંનેએ થઈ એ ચોકમાં ત્રણ જણને ઘેર્યા છે. બસ, કૂંડી થઈ!

ચોક નં. ૫ ચોથી પાટીવાળાએ રોક્યો છે; ચોક નં. ૮ મોભે તથા પાંચમી પાટીવાળાએ રોક્યો છે; ચોક નં. ૬ રોકવાની જરૂર નથી રહી; એટલામાં તો બીજી ને ત્રીજી પાટી પરથી પણ બે રમનારા છટકીને ચોથી પાટી પર આવી ગયા છે; એટલે કૂંડી સંગીન થઈ!

શી ખૂબી છે! પાંચ રમનારને ત્રણ મારનારે રોક્યા છે! ત્રણે મારનારે પોતપોતાની પાટીના ભાગની વચ્ચે પોતાનું મજબૂત સ્થાન લીધું છે, અને હાથ પહોળા કરી રમનારને આવર્યા છે. પણ એ પાંચે રમનારે લીધેલાં સ્થાન અને તેમની સ્થિતિ જુઓ. ત્રણ મારનારની વચમાં પડેલાં છીંડાંમાંથી છટકવાની પેરવી એમાંના ત્રણ રમનારા કરી રહ્યા છે. જ્યારે બે રમનાર બે છેડે પહોંચી ગયા છે અને આળોટનો આશરો લઈ પસાર થવાનો પ્રયત્ન કરી રહ્યા છે. રમનાર પક્ષ સામા પક્ષને ભડકાવવા માટે હોકારા પાડી રહ્યો છે, તાળી પાડે છે, હાથ લંબાવી તરત ખેંચી લે છે, અને પગ તો એવા ઉપાડે છે કે જાણે હમણાં જ પાટી ઓળંગી જશે! પણ બધું જ ખોટું માત્ર : અભિનય!

પણ આમ અભિનય તો ક્યાં સુધી ચાલશે? શું કોઈ આળોટ નહિ અજમાવે? ચોથો પાટીવાળો, આળોટનો અભિનય કરનારને પકડવા હાથ લંબાવે ત્યાં ચોક નં. ૬માં ઊભેલો નહિ સરકી જાય? ચોક નં. ૯વાળો મોભ-પાટીની બાજુ જ પાસે ઊભો છે, તો શું મોભ તેના પર તરાપ નહિ મારે? અને એમ કરવા જરાપણ લંબાય ત્યાં સુધીમાં ચોક નં. ૮ વાળો નહિ સરકી જાય?

રમનારે મરણિયાં કરવાં પડે, અથવા તો મોભ કે કોઈ પાટીવાળો એક બાજુ ઝોક લે. ઝોક લેવામાં જો સફળ થાય તો એક જણ પકડાય. પરંતુ બીજી બાજુ, કૂંડી તૂટવાનો પણ પૂરો સંભવ. પણ તો થશે શું? આટલો બધો અભિનય—?

પણ જુઓ, મોભે એક નવો જ તુક્કો અજમાવ્યો. છઠ્ઠી પાટી પર એક રમનારો પાટીવાળા સાથે દોડ અને પકડી કરી રહ્યો છે. અને એમ એકવાર પકડી લઈ, દોડની દિશા બદલીને જેવો તે મોભ-પાટી પરથી પસાર થવા જાય છે ત્યાં તો મોભે એકદમ ઝડપ મારી, અને તે જરાપણ ચેતે તે પહેલાં તો કાળ જેવો તેના પર ધસ્યો. રમનારે તેનાથી બચવા ચોક નં. ૯માં પડતું મેલ્યું. પણ મોભ જેનું નામ! પડતું મેલીને તે આઘો ખસી જાય તે પહેલાં તો મોભે તેને થાપટ મારી દીધી! ત્રીજો રમનાર બાદ થયો!

પણ એથી પેલી કૂંડી ખુલી ગઈ! અને મોભે તેની કલ્પના નહોતી કરી એમ નહિ. તેણે પેલાને પકડ્યો તે પહેલાં જ બૂમો પાડી તેણે હુકમો છોડવા માંડ્યા હતા: 'નીલુ ત્યાં જ રહેજે....' 'જાદવ આ બાજુ આવી જા ..'અને પરિણામે, કૂંડી તોડીને નાઠેલા રમનારને આવરી લેવા તેણે ચોક નં. ૯માં નવી કૂંડી જમાવી દીધી!

તોયે, મોભ, તેમાં પૂરો સફળ ન થયો. એક રમનાર તો છટક્યો જ.

(જુલાઈ ૧૯૫૦) ૨૪૨

છઠ્ઠી અને સાતમી પાટી ઉપરના પાટીવાળા તો રોકાએલા હતા જ, એટલે એમને ચૂકવવાની જરૂર જ ન પડી. પણ આઠમી પાટીવાળો તેનો રસ્તો રોકે તેમ હતો. પણ આણે તો પોતાની 'ફૂલ સ્પીડ'-વાળી મોટરને એવો તો પલટો આપ્યો કે, પાટીવાળો છેતરાયો જ, અને આમ તે ઠેઠ નવમી પાટી પર આવી ચડ્યો. અને જો એ ઓળંગી જવાય તો ? તો તો પોતે 'પાકો' બિરુદ બની જાય, ફરે પાછો, અને બીજાને 'પાકા' બનાવતો જાય !—ખરી બાજી !

પણ, આપણે આમ ક્યાં સુધી જામીશું ? જોવામાં મઝા તો ખૂબ પડે છે, પણ આ તંત્રી બૂમ પાડે છે કે હવે વધારે લખાણ માટે સ્થળ નથી ! એટલે, સ્થળસંકોચને કારણે, આપણે છૂટા જ પડીએ:

...પણ રહો, ઊભા રહો,–એક મિનિટ. આ રમત જોઈને તમારી એટલી તો ખાત્રી થઈ જ ગઈ હશે કે આ રમતને જો પૂરતો અવકાશ આપવામાં આવે તો મનગમતા અને ચોર નાગરિકોનો આપણે ત્યાં તોટો ન પડે. પરંતુ સાથોસાથ, એ બાબત પણ તમારા ખ્યાલમાં આવી કે નહિ, કે યોગ્ય વ્યાયામશિક્ષકો શિક્ષણની દૃષ્ટિથી આ રમત રમાડે તો દુશ્મનનો સામનો કરતી વખતે ખભે ખભા મિલાવીને કામ કરવાનો પદાર્થપાઠ પણ તે પાકો કરાવી શકે ?

# ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ

– [ચિત્રો માટે જુઓ આ અંકને પાછલે પૂંઠે] –

પહેલું ઈનામ: મોકૂફ; બીજું ઈનામ: પાલીતાણાના 'જૈન દેરાસર'—કંચનરાય અમીન (અમદાવાદ); ત્રીજું ઈનામ: 'વિસામાની શોધમાં'-ઈમદાદહુસેન સૈયદ (વીજાપુર); નોંધપાત્ર: (૧) 'મદુરાનું મંદિર': કૌશિક ઝવેરી—અમદાવાદ (૨) 'અમારી તૈયારી': રસિકચન્દ્ર જી. અમીન—કિલિન્દિની, પૂર્વ આફ્રિકા; (૩) નૌકાવિહાર: નવનીતકુમાર ગાંધી—વેરાવળ

બીજા ઇનામને પાત્ર ઠરેલું ભાઇ કંચનરાય અમીનનું ચિત્ર શિલ્પ-સ્થાપત્યની દૃષ્ટિએ 'રેકોર્ડ ફોટોગ્રાફી'નો સારો નમૂનો છે. ત્યાંનાં મંદિર સમૂહમાંથી આ રીતના એકાકી ફોટોગ્રાફો વિરલ પડ્યા છે. આ ફોટોગ્રાફમાં સ્થળનું શુચિ સુંદર વાતાવરણ સરસ રીતે રજૂ થયું છે, તે પ્રકાશ યોજનાને આભારી છે.

–એવું જ ભાઈ કૌશિક ઝવેરીનું 'મદુરા મંદિર'નું ચિત્ર એ ભવ્ય ઇમારતની ઊંચાઇ અને તેની કોતરણી બંને દર્શાવવાના પ્રયત્નરૂપ છે. પરંતુ આવાં શિલ્પસૌન્દર્યવાળા ચિત્રોના મોટા એન્લાર્જમેન્ટમાં જ તેની વિગતો પકડવાની બારીકાઇની પ્રતીતિ થઈ શકે.

ભાઈ ઇમદાદહુસેનના ચિત્રમાં, વટેમાર્ગુના જૂથની રચના, વળાંક લેતો રસ્તો ને લાંબા પડછાયા, મૃદુ પ્રકાશમાં વાતાવરણ ને રંગોજન બંને જમાવે છે, પણ હલકા લેન્સની ટેકનીક મોળી પડે છે.

ભાઇ નવનીતકુમાર ગાંધીનું ચિત્ર વિષય અને ચિત્રમય રજૂઆતની દૃષ્ટિએ સારું છે. સફેદ સઢ ફુલાવી વિહાર કરતી હોડીઓને ઝાડની ડાળીઓના જૂથમાંથી એવી યોજનાપૂર્વક લીધી છે કે ચિત્રને ફ્રેમિંગ મળે છે. દૃશ્ય આહ્લાદક છે; પણ એન્લાર્જ થતાં પ્રિન્ટ જોર પકડતો નથી. અને નબળી ટેકનીકથી બધી મઝા મારી જાય છે.

ભાઇ રસિકચન્દ્ર અમીનના ચિત્રમાં દરિયાકિનારે લાંગરેલાં હોડકાંની ફોટોગ્રાફી સારી છે, પણ સંયોજનમાં પ્રમાણભાર સચવાયો નથી; નહિતર ચિત્ર ઘણું સરસ થાત. શ્રીરામ ભટ્ટ

(સામેના પાના પરના લેખ 'પોળો'નું અનુસંધાન)

એ કુદરતમાં વર્ણવેલું નદી ઉપરનું નવ દેરીનું સ્થળ;–આવાં ઘણાં સ્થાનો આપણને મુગ્ધ કરી મનને પ્રાચીન કાળના પેટાળમાં વિચરતું કરી મૂકે છે. એ પ્રેમકહાણીને અનુરૂપ, ત્યાં ઊગી નીકળેલાં મોટાં વડનાં ઝાડ, એ નવ દેરીના પથ્થરોને જમીન પરથી ઉચકી પોતાની ડાળીઓમાં અદ્ધર ધારણ કરી રહ્યાં છે !. મંદિરોના સ્થાપત્યમાં ગુપ્ત તથા ચાલુક્ય કાળની અસર જોવામાં આવે છે.

આમ લગભગ ૮૦૦ વર્ષ સુધી કાયમ રહેલી આ પ્રદેશની આબાદી, પાછળથી મેવાડના પ્રદેશમાં સલામતી પ્રવર્તતાં કેટલાક લોકો પાછા ત્યાં ચાલ્યા જવાથી, તેમજ અહીં વિકાસનાં સાધન ઓછાં હોઈને ઘણા લોકો ઈડરના પ્રદેશમાં ઊતરી પડવાથી, ધીમેધીમે ઘટી ગઈ. વળી ઈડર પ્રદેશ ઉપરનાં અમદાવાદના સુલતાનોનાં આક્રમણોમાંથી આ પ્રદેશ પણ બચી શક્યો નથી, ને મંદિરોનાં ખંડિયેરોથી સાબિત થાય છે; અને તે પણ આબાદી ઘટવાનું કારણ હશે. ઉપરાંત, આ પ્રદેશ ઘણો ડુંગરાળ તથા ગાઢા જંગલવાળો હોઈ, અહીંનાં હવાપાણી, આદિવાસીઓ તથા મહેનતુ પાટીદારો સિવાય બેકાદ પ્રજાને માફક આવે તેવાં નથી; ને તેથી અહીં એવી કહેવત ચાલે છે કે

'પાલ, પહાડા, પાનરવા, પોસીના ને પોળો;
પાચે પપ્પા પ્રાણ હરે, જેમ વાગે તેમ જનો ગોળો !'

વળી અહીંનાં વિકૃત હવાપાણીને લીધે આ તરફના રહેવાસીઓને પેટનું દર્દ બહુ થાય છે, અને તેથી પેટ ઉપર ડામ દેવાની પ્રથા અહીં બહુ હોવાથી બીજી પણ એક કહેવત પડી છે કે,

'પાલ, પહાડા ને પાનરવા ગામ,
એક એક ગાડિયું ને સોળ સોળ ડામ'

જોકે હાલમાં મોટાં શહેરો માટે કોલસા પાડવામાં અહીંનાં જંગલો લગભગ કપાઈ જવાથી તેમજ નદીઓમાં બંધ બાંધીને ઘણી જમીન હવે ખેતી માટે ખુલ્લી કરેલી હોવાથી હવાપાણી થોડાં સુધર્યાં છે ખરાં.

પોળોના આ પ્રદેશમાં ઈડરથી મોટર બસ દ્વારા જઇ શકાય છે. ત્યાંથી ૧૨ માઈલ ઉપર પોળોની સરહદ શરૂ થાય છે ને પહેલું કાલવણનું થાણું આવે છે. ત્યાં એક પ્રાચીન કુંડ છે. ત્યાંથી આગળ ચાર માઈલ ઉપર વીરેશ્વર મહાદેવનું પ્રાચીન મંદિર આવે છે. આ સ્થળ તો એટલું રમણીય છે કે ત્યાં ગયા પછી તે છોડવું ગમતું નથી. બાર ઉનાળામાં પણ ત્યાં સુખદાયક ઠંડક રહે છે, ને ડુંગરની તળેટીમાના એક વિશાળ ઊમરાના ઝાડ પાસેથી નીકળતું પાણીનું ઝરણું આ સ્થળની વસતિ તથા બાગબગીચાને અખૂટ પાણી પૂરું પાડે. અહીં કેટલાક પ્રાચીન શિલાલેખો પણ છે.

વીરેશ્વરથી સાત માઈલ ઉપર આતરસુંબાનાં પ્રાચીન સ્મારકો આવે છે, અને ત્યાંથી આગળ ચાલતાં સારણેશ્વર અને પછી બે માઈલ પર અભાપુરનું લાખેણા દહેરાવાળું સ્થળ આવે છે. પોળોની રાજધાની વિજયનગર ત્યાંથી સાત માઈલ થાય છે. મુસાફરોએ પોતાનો મુકામ વીરેશ્વર અગર વિજયનગર રાખવો પડે છે. વીરેશ્વર મુકામ રાખનારને ત્યાં સીધું-સામાન પણ મળી શકે છે.

ઉપર જણાવ્યા મુજબ જંગલોનો કેટલાક ભાગ કપાઈ જવા છતાં અહીં એટલી અખૂટ વનશ્રી ભરી પડી છે કે સૃષ્ટિસૌંદર્ય જોવાની ઇચ્છાવાળાને, તથા અમદાવાદ જેવાં મોટાં શહેરોની ધમાલમાંથી શાન્તિ માટે નાસી છૂટવા ઇચ્છનારને વીરેશ્વરના કુદરતી વાતાવરણથી આનંદ, આરામ અને ઉપયોગી જ્ઞાન પણ મળી રહે તેમ છે.

# પોળો

## સાબરકાંઠા જિલ્લાનો એક અણઓળખાએલો પ્રદેશ

લેખક - દેવશંકર મોતીરામ રાવળ
માજી આર્કિઓલૉજી ઇન્સ્પેક્ટર • ઇડર રાજ્ય




પોળોનો પ્રદેશ બતાવતો ઇડર રાજ્યનો નકશો

જાણે કોઈ યોગી પદ્માસન વાળીને બેઠેલો હોય તેવી આકૃતિવાળા, ઇડર પ્રદેશના હાથમાં નાના ઉઘાડેલા પુસ્તક જેવા ધાટનો, આ 'પોળો'નો પ્રાચીન પ્રદેશ સાબરકાંઠા જિલ્લામાં એક અણઓળખાએલો પણ સુંદર પ્રદેશ છે.

લગભગ ૪૦૦ ચોરસ માઈલ વિસ્તારનો આ પ્રદેશ ઈડર રાજ્યના ઈશાન ખૂણામાં, ઈડર અને મેવાડની વચ્ચે આવેલો છે બહુધા તે ડુંગરાળ હોવા છતાં તેમાં થઈને વહેતી (હરણાવ) હરિણાક્ષી અને (કોસંબી) કૌસામ્બી નામની નદીઓની ખીણનો કેટલોક ભાગ રસાળ ને ફળદ્રુપ છે, અને પ્રાચીન કાળમાં તે નદીઓને કિનારે ફાલેલી પ્રાચીન આર્ય વસાહતોની સંસ્કૃતિના અવશેષો રૂપ, શિલ્પ અને સ્થાપત્યના ઉત્તમ નમૂના અહીં હજી જોવામા આવે છે.

ઈડર રાજ્યનાં પ્રાચીન સ્થાનો તથા તેનાં શિલ્પસ્થાપત્ય વિષે કેટલાંક વખત પહેલાંના ત્યાંના કેળવણી અને પુરાતત્ત્વખાતાના અધિકારી શ્રી પુંડરીનાથ ઇનામદારે, એક સચિત્ર પુસ્તિકા દ્વારા તેમાની પુરાતત્ત્વ વિષયક સમૃદ્ધિ ઉપર સારો પ્રકાશ પાડેલો છે; પરંતુ તેની જોડે જ ઐતિહાસિક રીતે સંકળાએલા આ 'પોળો'ના પ્રદેશ વિષે હજી કશો પરિચય અપાયો ન હોવાથી આ પ્રયત્ન કર્યો છે.

આ પ્રદેશ અત્યંત ડુંગરાળ તથા ગાઢ જંગલવાળો હોવાથી પુરાણકાલિન આર્ય વસાહતોનો પ્રવેશ અહીં નહિ થયો હોય એમ લાગે છે; કેમકે આજે પણ અહીંની વસતિ મુખ્યત્વે આદિવાસીઓની જ છે. આર્ય વસાહતોનાં જે કંઇ પ્રાચીન નિશાન મળે છે તે દસમા સૈકા પછીના સમયનાં જ જોવામા આવે છે. ત્યાર પછી તેરમા સૈકાથી માંડી સોળમા સૈકા સુધી અહીં ઘણી સારી આબાદી થઇ હશે, અને તે અઢારમા સૈકા સુધી ટકી રહી હશે એમ જણાય છે.

શાહબુદ્દીન ઘોરીના સમયથી મેવાડ ઉપર વિધર્મીઓનાં આક્રમણો શરૂ થયાં તેને પરિણામે, ખાસ કરીને સામાન્ય વસતિએ, ત્યાંથી નાસી આવી આ પોળોના ડુંગરાળ અને ગાઢ જંગલવાળા પ્રદેશમાં આશ્રય લીધો; અને એ આક્રમણો ઉત્તરોત્તર અલાઉદ્દીન ખિલજી તથા છેક મુઘલ સમય સુધી ચાલુ રહેવાથી, આ રક્ષણકારી પ્રદેશ આબાદ થયો ત્યાં નગરો વગેરે પણ વસ્યાં. તેની જાહોજલાલી કેવી હશે તે, સ્થાપત્યના શણગારરૂપ અહીંનાં હિંદુ ને જૈન મંદિરો પરથી જણાય છે. અભાપુર પાસેનું લાખેણું દહેરું; અભાપુર ને આતરસુંબા વચ્ચેનું સારણેશ્વરનું વિશાળ શિવાલય; આતરસુંબા પાસેના એક રાજકુંવર સદેવંત તથા એક નગરશેઠની કુમારિકા સાવળીંગાના સ્મરણ રૂપ 'નગર વચ્ચે નદી વહે એ અમારો દેશ' (અનુસંધાન સામે પાને)

પોળોના પ્રદેશમાં અભાપુર પાસે આવેલા 'લાખેણા દહેરા' નામના જૈન મંદિરનાં ખંડિયેરો. એનું સ્થાપત્ય ચાલુક્ય કાળનું જણાય છે. આ ઉપરાંત પ્રતિહાર તથા ગુપ્ત સ્થાપત્યની અસરવાળાં બીજાં ખંડિયેરો પણ આ પ્રદેશમાં ઘણાં મળી આવે છે.

# આ અંકમાંનાં ચિત્રો



કલાકાર સ્યાવક્ષ ચાવડાના નામથી 'કુમાર'ના વાચકો અજાણ્યા નથી. આ અંકના મુખચિત્રમાં દર્શાવેલી ખરબચડી અપરૂપ શૈલીથી કોઈ એમ તો ન જ સમજે કે વાસ્તવદર્શી આલેખન પર એમનો કાબૂ કોઈ રીતે ઊતરતો છે. બલ્કે એવો સંપૂર્ણ કાબૂ જમાવ્યા પછી જ માણસ આ શૈલીમાં સફળ થઈ શકે,—જેમ કોઈ વિદ્વાન વ્યાકરણ પરના પૂરા પ્રભુત્વ તથા સમજ પછી જ નવી લેખનશૈલી સરજી શકે છે તેમ. ગયા વરસે (૩૧૨મા અંકમાં) શ્રી ચાવડાની સ્કેચ બુકોમાંથી એમની ઝડપી પ્રાણીચિત્રણાના જે ગજબના નમૂના અમે આપ્યા હતા તેવા જ બીજા નમૂના આ સામે એમનું એ સામર્થ્ય દાખવવા આપીએ છીએ. પેન્સિલ કે રબર વિના, કેવળ ફાઉન્ટન પેનથી જ, જીવત પ્રાણીઓની વિવિધ બેઠકો, ચાલો ને હલચલની લીલાઓ આદિ ઝડપી લઈને સીધા કાગળ પર ઉતારવામાં કેટલી ચોકસાઈ અને આંગળાં પરનો અદ્ભુત કાબૂ જોઈએ છે તેનો ખ્યાલ કરશો તો એમના સામર્થ્યની ખાતરી થશે. એવા સામર્થ્ય વડે આલેખેલા હૂબહૂ આલેખનના આ સ્કેચ, વાસ્તવદર્શી કલામાં પણ એ કેવા નિષ્ણાત છે તેની કંઈક પ્રતીતિ કરાવશે.

આ અંકમાંનું રંગીન મુખચિત્ર, જે આધુનિક 'ધ્યાનચિત્ર-શૈલી'નું ', તેનો પરિચય તથા સમજણ તો એ ચિત્રની નીચે આપ્યા જ તેની સાથોસાથ જ અમે આ અંકના પાછલા પૂઠામાં એક અદ્ભુત સ્તવદર્શી 'શૈલી'નું ચિત્ર ઇરાદાપૂર્વક એટલા માટે આપીએ છીએ તે બંનેની સરખામણી કરીને વાચકો બંનેના સૌંદર્ય ને સામર્થ્યનો લ મેળવી શકે. પહેલી શૈલીમાં, એક દૃશ્ય કે પાત્ર જોયા પછી ના વિષે મનમાં પડેલા ઉદ્રેકની છાપ ઉતારવાનો પ્રયત્ન હોય છે, ારે વાસ્તવદર્શી શૈલીમાં, 'દેખાય છે તેવું હૂબહૂ'—તેની બારીકમાં રીક વિગત સાથે આલેખવાનો પુરુષાર્થ હોય છે.

પાછલા પૂઠામાં આપેલું એવું એ ચિત્ર પોતાના રેખા સામર્થ્ય માટે જગતભરમાં પંકાએલા, જર્મન કલાકાર આલ્બ્રેખ્ટ (આલ્બર્ટ) ડ્યુરરની નામી કૃતિ છે. એ છે તો માત્ર એક સ્કેચ. ભૂરા આસમાની કાગળ પર કેવળ કાળી અને સફેદ શાહીથી, પીંછી વડે તે આલેખેલો છે; પણ જાણે કોઈ કલમથી આલેખી હોય એવી એની ચોકસાઈ ભરી રેખાઓ મુલાયમ પીંછી ઉપર એનાં આંગળાંનો કેટલો અદ્ભુત કાબૂ હશે તે દર્શાવે છે. ડ્યુરર આમ તો એના વુડકટ્સ (કાષ્ઠખુદાઈ)નાં સમર્થ ચિત્રો માટે ખ્યાત છે. એનાં એ ચિત્રો ઝીણામાં ઝીણી વિગત સાથે દાખવેલા પરગૂંથણીના કૌશલ માટે દુનિયામાં ખૂબ પંકાય છે. પણ એનાં એવાં સેંકડો વુડકટમાંથી કોઈમાં પણ, એ કલાકારની લાક્ષણિકતા તથા ગુણવત્તા આના જેટલી જણાતી નથી. એની બધી જ કલાકૃતિઓમાં આલેખન-સામર્થ્યની પરાકાષ્ઠા, યંત્રવત્ ચોકસાઈ અને અલૌકિક ધીરજ રહેલી હોય છે; પણ તેની સાથે આમાં વૃદ્ધના ચહેરાઓની રેખાઓ દ્વારા એણે લાગણીની જે મિનારા દાખવી છે તે બીજે વિરલ હોય છે. એના આવા જ નામી ચિત્ર 'પ્રાર્થનાબદ્ધ હાથ'માં એણે જેમ માનવ હૃદયને બોલતું બતાવ્યું છે, તેમ આમાં પણ વૃદ્ધાવસ્થાને એણે બોલતી કરી છે. આયુષ્યને આરે પહોંચવા આવેલા એ વૃદ્ધના ચહેરા પર, કાળના ચક્રે પાડેલી બારીકમાં બારીક કરચલી અને ઝીણામાં ઝીણા વાળ સુધીનું આલેખન, હૂબહૂ ચોકસાઈ અને અદ્ભુત રેખાસામર્થ્યથી ઉતારવાની સાથે એણે એની વિચારમગ્ન આંખો, કરચલિયાળા કપાળ અને બીડાએલા હોઠ પાછળથી બોલી રહેલી માનવલાગણીઓને પણ વહેવડાવી છે. એનાં 'વુડકટ'માં જે ઘણી વાર, પરગૂંથણીની લાલચમાં પડી જવાથી, છાયાપ્રકાશના પલટાઓને અવગણે છે, તે પણ આમાં તેની આબેહૂબ કુમાશ સાથે તેણે ઉતાર્યાં છે. અણુએ અણુ સુધીની વિગતો ઉતારતું આ આલેખન વાસ્તવદર્શી કલા (હૂબહૂ આલેખન શૈલી)નો અદ્ભુત નમૂનો છે.

જર્મનીના ન્યુરેનબર્ગ શહેરમાં, ઇ. ૧૪૫૫માં હંગેરીથી આવીને વસેલા એક કુશળ સોનીને ત્યાં, ઇ. ૧૪૭૧માં આલ્બ્રેખ્ટ ડ્યુરરનો જન્મ થયેલો. શાળા છોડીને પિતાના હાથ નીચે ધંધાની તાલીમ તેણે લેવા માંડી; પણ પંદર વરસની વયે તેને ચિત્રકાર થવાની ઝંખના જાગી. પિતાએ, જરા કચવાતે મને, તેને મિશાએલ વોલ્ગેમથ નામે કલાકાર પાસે મૂક્યો ત્યાં ત્રણ વરસના અભ્યાસ બાદ તેણે થોડો પ્રવાસ કર્યો; અને પછી ન્યુરેનબર્ગમાં આવીને તે ઠરીઠામ થયો, જ્યાં ૧૫૨૮માં દુનિયાને મોંઘો કલાવારસો આપીને તે અવસાન પામ્યો. ચિત્રકાર થવા માટે જે ખાસ અગત્યના પુરુષાર્થગુણો જોઈએ તે તેનાં બધાં ચિત્રોમાંથી આપમેળે બોલી ઊઠે છે: અવિરત શ્રમ, અખંડ ખંત, અણુબદ્ધ ચોકસાઈ, અદ્ભુત રેખાસામર્થ્ય.

### પૂઠા ઉપરનું ચિત્ર

એ પણ અજબ રેખાસામર્થ્યનો એક નમૂનો છે. જાપાની કલાકારોમાંથી જો કોઈએ જગતનામના મેળવી હોય તો બે જણાએ: હોકુસાઈ ને હીરોશીગે. આજથી સો વરસ પર થઈ ગએલા કાત્સુશિકા હોકુસાઈ (૧૭૬૦થી ૧૮૪૯)નાં થોડાં ચિત્રો 'કુમાર'માં આવી ગયાં, જે પૈકી ૨૫૮મા અંકમાં આવેલું 'સમુદ્રતરંગ'નું ચિત્ર તો જગવિખ્યાત છે. માત્ર કાળી શાહીની પીંછી વડે તેણે આલેખેલું ચીની યોદ્ધાનું આ આવેશભર્યું ચિત્ર હાલ બ્રિટિશ મ્યુઝિયમમાં છે. વાચકોને આમ ત્રણ કલાસ્વામીઓની કૃતિએ સમજવા મળશે.

# ટિકિટસંગ્રહ આજનો એ સંસારવ્યાપી શૉખ

## કેમ કેળવવો તેની, તથા બીજી ઉપયોગી માહિતી આપતો વિભાગ

સંગ્રહ કરવા યોગ્ય સાચી ટિકિટ કોને ગણવી તેની સમજણ અગાઉ એક વખત આપી છે. કાગળો ઉપર ચોડવામાં આવતી ટિકિટો ઉપરાંત બીજા વ્યવહારો માટે જુદાજુદા પ્રકારની અન્ય ટિકિટો પણ કાઢવામાં આવે છે. દાખલા તરીકે કોર્ટ-કચેરીઓમાં વપરાતી રેવન્યુ તથા દસ્તાવેજી ટિકિટો, તારખાતા માટેની ખાસ ટેલીગ્રાફ સ્ટૅમ્પ, રજિસ્ટ્રેશન માટેની ટિકિટો, કોઇ ખાસ ઉદ્દેશ કે વ્યવહાર માટે કાઢવામાં આવેલાં સીલો, ટિકડીઓ વગેરે. આ બધી ટિકિટો સંગ્રહ યોગ્ય ગણાતી નથી, તેથી ટિકિટ સંગ્રાહકો મોટે ભાગે તેને બાતલ રાખે છે. પરંતુ આમાં યે અપવાદો હોય છે.

દાખલા તરીકે 'રેવન્યુસ્ટૅમ્પ' સંગ્રહ માટે નકામી ગણાય છે. એવી ટિકિટો પારખવી પણ સહેલી હોય છે, કેમકે તેના ઉપર 'રેવન્યુ' (Revenue) એવા શબ્દો ચોખ્ખા લખેલા હોય છે. પરંતુ આમાં એક અપવાદ ધ્યાનમાં રાખવાનો છે. બ્રિટિશ સામ્રાજ્યની કેટલીક ટિકિટો ઉપર 'પોસ્ટેજ ઍન્ડ રેવન્યુ' એવા શબ્દ હોય છે. તેનો અર્થ એ કે એ ટિકિટો બંને હેતુ માટે વપરાય છે. આવા કિસ્સામાં રેવન્યુ હેતુ તરીકે (એટલે કે પહોંચ, દસ્તાવેજ વગેરે કામ માટે) વપરાએલી ટિકિટો 'સંગ્રહ' માટે નકામી છે, અને માત્ર ટપાલના હેતુ માટે વપરાએલી જ ખપની હોય છે. પણ એ પારખવી કઈ રીતે ? રીત સહેલી છે. ટપાલના કાગળ પર વપરાએલી ટિકિટનું કૅન્સલેશન (રદ્દીકરણ) ટપાલની છાપ મારીને કરેલું હોય છે; જ્યારે એ જ ટિકિટ રેવન્યુ યા દસ્તાવેજી કામ માટે વપરાઇ હોય તો તેના ઉપર હાથનું લખાણ, લીટા, કે રબરસ્ટૅમ્પ મારીને તે રદ્દ કરેલી હોય છે. એ હાથના લખાણમાં તારીખ, માણસની સહી, ગામનું કે સ્થળનું નામ, અગર સાદા લીટા, કંઈ પણ હોય; અગર જાંબલી કે લાલ રંગનો રબર-સ્ટૅમ્પ હોય. એટલે આવા રદ્દીકરણવાળી ટિકિટો નવ્વાણું ટકા તો તમારે સંગ્રહ માટે નિરૂપયોગી જ ગણવી.

પણ એમાં યે એક ટકો અપવાદ હોય છે, એટલે તે વિષે સાવચેત રહેવું; કેમકે આજથી સિત્તેરેક વરસ પર કેટલાક દેશોમાં—ખાસ કરીને દક્ષિણ અમેરિકાનાં રાજ્યો તથા યુનાઈટેડ સ્ટેટ્સમાં ટપાલની ટિકિટોને પણ કલમના લીટા મારીને રદ્દ કરવાની પદ્ધતિ હતી. એટલે, સંજોગવશાત્ એવી પુરાણી ટિકિટ જો હાથ પડી જાય તો એ મોંઘી વસ્તુ માટે સાવચેત રહેવાની તકેદારી રાખવી.

રદ્દીકરણની વાત કરીએ છીએ ત્યારે સાથે-સાથે એક બીજો મુદ્દો પણ વિચારી લઇએ, જે, સંગ્રાહકોએ અપવાદ તરીકે ખ્યાલમાં રાખવાનો છે. અગાઉ ઘણી વખત કહેવાઈ ગયું છે, અને મોટા ભાગના ટિકિટ-સંગ્રાહકો એ જાણે પણ છે, કે કોઇ પણ ટિકિટનો જરા સરખો ભાગ પણ જો ફાટેલો હોય તો તે નકામી ગણાય છે;—અરે તેના પરફૉરેશનની એક કાંગરી પણ ખંડિત થઇ હોય કે તે પર જરા ઘસારો યે લાગ્યો હોય તો યે તે નકામી. પણ આમાં યે અપવાદ છે. થોડા દશકા પર અફઘાનિસ્તાનની પોસ્ટઑફિસોમાં ટિકિટોને છાપ મારીને નહિ પણ તેનો છેડો ફાડી લઇને રદ્દ કરવામાં આવતી ! અને એ અફઘાન ટિકિટો સામાન્ય રીતે પાતળા ઢીલા કાગળ ઉપર છાપેલી હોવાથી એ રીતે છેડો ફાડવા જતાં ટિકિટ ચોળાઇને અગર વધુ ફાટીને નકામી થઇ જતી. આથી, પાછળથી કાતરો વડે ખૂણો કાતરી લેવાની ટપાલખાતાને સૂચના કરવામાં આવેલી. એટલે 'ખંડિત' ટિકિટોની વ્યાખ્યામાંથી એવી જૂની અફઘાન ટિકિટોને અપવાદ રૂપ લેખવી; કેમકે આજે તદ્દન આખી એવી અફઘાન ટિકિટો દુર્લભ હોય છે: જે મળે છે તે ઉપર મુજબ ખંડિત રદ્દીકરણવાળી જ.

એવી જ સાવચેતી ખંડિત પરફોરેશનની બાબતમાં રાખવાની છે. આપણે સામાન્ય રીતે એમ સમજીએ છીએ કે ટિકિટની ચોમેર પરફોરેશની કાંગરી હોવી જોઈએ. પણ કેટલીક એવી 'ઇમ્પર્ફોરેટ' ટિકિટો પણ છે, જેની ચોમેર કાંગરી ન હોતાં માત્ર કાતરની જેમ ચોમેર સાદી રીતે જ (યંત્રથી) કાપેલી હોય છે. જ્યારે અમેરિકા, કૅનેડા, ક્યૂબા વગેરે કેટલાક દેશોની ટિકિટોની બેકે ત્રણ જ બાજુ પરફોરેશનની કાંગરી હોય છે અને બીજી એક-બે બાજુઓ સાદી કાપેલી આવે છે. આવી ટિકિટો સ્ટૅમ્પ-સ્લૉટ-મશીન (સિક્કો નાખવાથી આપમેળે ટિકિટો કાઢી આપતાં યંત્રો) માટે બનાવેલી હોય છે, એટલે આવી

રજિસ્ટર કરવાનાં કાગળો માટે ખાસ કાઢવામાં આવેલી ટિકિટોનો નમૂનો. વર્ણન નીચે વાંચો.

ટિકિટોને પણ 'રદ્દ' ન ગણવી. કોઇ સારા સ્ટૅમ્પ કૅટલૉગમાં ક્યા દેશની ક્યા પ્રકારની ટિકિટો આવી રીતની હોય છે તેનો પરિચય અને યાદી આપેલાં હોય છે, એટલે તે પરથી સાચી ટિકિટની માહિતી મળી રહે છે.

'ટેલીગ્રાફ સ્ટૅમ્પ'ને તો સંગ્રહમાં મોટે ભાગે સ્થાન નથી હોતું; જોકે ઘણા દેશો તે કાઢે છે ખરા; અને કેટલાક પરદેશોનાં કૅટલૉગોમાં તેની વિગતો પણ સંગ્રાહકોની માહિતી માટે આપેલી હોય છે. હિંદમાં તો એવા (તારના) ઉદ્દેશ માટે વપરાતી ટિકિટો ઉપર 'ઑન પોસ્ટલ સર્વિસ' એવું સ્પષ્ટ રીતે પાછળથી છાપેલું હોય છે. આ ટિકિટો 'ટિકિટસંગ્રહ'ની વ્યાખ્યામાં નથી આવતી.

'રજિસ્ટ્રેશન લેબલ'માં પણ અપવાદ છે. ટપાલમાં મોકલાતા કાગળો અને દાગીનાને રજિસ્ટર કરવા માટેની, મોટો R અક્ષર છાપેલી સફેદ આડી પટ્ટીઓ (જેના કોરા ભાગમાં મોકલનાર ટપાલ ઑફિસનું નામ, દાગીનાનો નંબર વગેરે છાપવા કે લખવામાં આવે છે તે) સંગ્રહ યોગ્ય નથી ગણાતી; કેમકે એ માત્ર 'લેબલો' છે, અને એની કિંમત એરમેઈલનાં વાદળી લેબલો જેટલી જ ગણાય. પણ કેટલાક દેશો એવા છે કે જ્યાં આવા રજિસ્ટર્ડ દાગીનાઓ માટે ખાસ બનાવટની રજિસ્ટ્રેશન ટિકિટો જ કાઢવામાં આવે છે; અને અમુક દેશોની પોસ્ટ ઑફિસો તો, એવા ઉદ્દેશ માટે જો એ ટિકિટ સિવાયની બીજી ટિકિટ વપરાઈ હોય તો દાગીના સ્વીકારવાની ના પાડે છે! કોલંબિયા, ઈરાન અને લાઇબેરિયામાં આ પદ્ધતિ છે. એટલે એવી ટિકિટો જો હાથમાં આવે તો તત્પર રહેવું. જોકે એનો ઝાઝો સંભવ નથી; કેમકે રજિસ્ટ્રેશનના ખાસ ઉદ્દેશ માટે કાઢેલી આવી ટિકિટો આજકાલ એટલી દુર્લભ છે કે ભાગ્યે જ તે કોઇને હાથ ચડે છે. એનો એક નમૂનો મથાળે આપ્યો છે. (ચાલુ)

કવિ વર્ડ્ઝવર્થ (અનુસંધાન પૃષ્ઠ ૨૩૧થી ચાલુ)

આલ્ફૉક્સડનમાં કોલરિજે સૂચવેલા 'ધ રેક્લૂઝ'ની 'ધ પ્રિલ્યૂડ' રૂપે હવે પૂર્ણાહુતિ થઈ. એ 'પ્રિલ્યૂડ' વર્ડ્ઝવર્થનું મહાકાવ્ય મનાય છે. ૧૭૯૮ સુધીના કવિમાનસના વિકાસનો એમાં ચિતાર આપ્યો છે. ૧૭૯૮થી ૧૮૦૪ સુધીનાં વર્ષોમાં એ રચાયું છે, પણ એનું પ્રકાશન તો, કવિની ઇચ્છા પ્રમાણે, ૧૮૫૦માં એનું અવસાન થયા બાદ જ થયું.

ગ્રાસમીઅરનો બીજો મહત્ત્વનો પ્રસંગ તે મિલ્ટનની શૈલીનું પુનઃ પરિશીલન. પોતાની કવિતાના ઉગમકાળમાં કેમ્બ્રિજમાં તેણે પ્રથમ મિલ્ટન વાંચેલો; પણ અનુભવોને આરે આવી પહોંચેલા કવિચિત્તે આ બીજી વારના વાચનથી કોઈ નવી જ અસર અનુભવી. અને કવિની કલમમાંથી હવે મિલ્ટન શૈલીની વજનદાર કૃતિઓ વહેતી ચાલી.

મિલ્ટન જેવા સ્વાતંત્ર્યપ્રેમી કવિનો કેફ ઊંડો ૧૮૦૨માં વર્ડ્ઝવર્થે એક દશકા પછી ફ્રાંસમાં ફરીથી પગ મૂક્યો. ડોવર જતાં રસ્તામાં વેસ્ટમિન્સ્ટર બ્રિજ ઉપરથી પસાર થતાં તેણે પોતાની એ પૂલ પરની પ્રખ્યાત સૉનેટ રચી. ફ્રાંસમાં વર્ડ્ઝવર્થ, ઍનેત, ડૉરોથી અને ઍનેતની પેટી પુત્રી સાથે તે એક મહિનો રહ્યો ત્યારે કદાચ તો જાણે કે એને એનો ભૂતકાળ પાછો મળી ગયો. ફ્રાંસમાં પણ એણે સાત સૉનેટ રચી. ફ્રાંસના આ પ્રવાસની અસરનો તાગ, એણે પાછા ફરીને લંડનમાં મિલ્ટનની યાદ આપે એવી જે કેટલીક સૉનેટો લખી છે તે પરથી પામી શકાય છે. 'Earth has not anything to show more fair' ગાનારો કવિ

'Milton! thou shouldst be living at this hour,
England hath need of thee' એમ કહી ઊઠે છે.

આ પ્રવાસના સમયમાં જ વર્ડ્ઝવર્થે તુસે પરની પોતાની સર્વશ્રેષ્ઠ સૉનેટ રચી. એમાંની એક પંક્તિ

'Thy friends are exultations, agonies...'ને

આઇરિશ કવિ લેખક A.E. એ અંગ્રેજી ભાષાના ગૌરવને સાહિત્યની સિદ્ધિ લેખે ગણાવી છે. 'લિરિકલ બૅલડ્ઝ'ના પ્રણેતાનો વર્ડ્ઝવર્થ તો અહીં શોધ્યો જડતો નથી.

ફ્રાંસથી પાછા ફરીને લંડનમાં ત્રણ અઠવાડિયાં ગાળીને કવિ યૉર્કશાયરમાં બહેન ડૉરોથીની સહાધ્યાયિની મેરી હચિન્સનને ત્યાં અતિથિ રૂપે રહ્યો; અને એ પરિચયને પરિણામે, ૧૮૦૨ના ઑક્ટોબર-ની ૪થીએ, 'આનંદના ઓછાયા' જેવી એ મેરી સાથે કવિએ લગ્ન કર્યું. લગ્નને ત્રીજે જ દિવસે આ ત્રિપુટીનું ગ્રાસમીઅરમાં પુનરાગમન થયું.

ફ્રાંસના પ્રવાસે કવિના અંતરમ પર ભારે અસર ઉપજાવી. એની પ્રતીતિ ૧૮૦૫ની આસપાસ રચેલી 'પીલ કૅસલ', 'ધ હૅપી વૉરીઅર', 'ઓડ ટુ ડ્યૂટી' તથા 'ઇમ્મૉર્ટાલિટી ઓડ' જેવી કૃતિઓ પરથી થાય છે. 'પ્રિલ્યૂડ'માં જેમ ૧૭૮૩થી ૧૭૯૭ સુધીની કવિની આત્મકથા છે, અને ત્યાર પછીનો અનહદ આનંદ જેમ 'ટિન્ટર્ન ઍબી'માં છે, તેમ ૧૮૦૨થી ૧૮૦૬ સુધીની ઉથલપાથલનો ઇતિહાસ 'ઇમ્મૉર્ટાલિટી ઓડ'માં નોંધાયો છે. 'ટિન્ટર્ન ઍબી'માં અધૂરો રહેલો તંતુ ત્યાં પૂરો થયો છે. કવિના વ્યક્તિત્વની ગંભીરતાનું રૂપાંતર આ બે કૃતિઓ-માં સર્વાંગસંપૂર્ણ દૃષ્ટિગોચર થાય છે. એકમાં અનહદ આનંદનું તો બીજીમાં અપાર વેદનાનું પહેલું ભાન કવિના કવનની યશકલગી છે.

ત્યાર પછી કવિના કવનકાળની ઊતરતી કળા બેસી જાય છે. 'ઓડ'-ની અંતિમ પંક્તિમાં જ જાણે કવિના કવિત્વનો અંત આવે છે. પછીનો કવિ કુંઠિત-કંઠ બની ગયો લાગે છે. હવે કવિ 'ધી એક્સકર્ઝન' નામનું મહાકાવ્ય માંડે છે. એની પૂર્વેનાં મહાકાવ્યોથી, વસ્તુ અને રીતિમાં, એ અનોખું છે. એનો વિષય છે 'હોપ'—આશા. પાત્રો છે 'વૉન્ડરર', 'પેસ્ટર', 'પોએટ' ને 'સૉલીટરી', ને એનું સ્થળ છે સરોવરપ્રદેશ. એમાં અમુક સર્ગ લગી ઉપરનાં ચાર પાત્રો વચ્ચે ઇંગ્લંડના સામાજિક અને આધ્યાત્મિક પ્રશ્નોની ચર્ચા ચાલે છે. પણ એ કાવ્યના 'પ્રૉસ્પેક્ટસ'માં કવિએ જે અપેક્ષા જગાડી હતી તે એણે સંતોષી નહિ. 'પ્રિલ્યૂડ'ની પેઠે કવિના અંગત જીવનની દૃષ્ટિએ જ આ કૃતિનું મહત્ત્વ છે. જોકે વર્ડ્ઝવર્થ તો એક મહાન કલાકૃતિ રૂપે જ એને માનતો હતો, કારણ કે 'પ્રિલ્યૂડ'ને તો એ આ કલામંદિરનો એક સ્તંભ માત્ર જ ગણતો હતો. એટલે જ તો ૧૮૧૪માં એણે 'ધી એક્સકર્ઝન'નું પ્રકાશન કર્યું ને 'ધ પ્રિલ્યૂડ'ને ઠેઠ મૃત્યુ લગી અંધારામાં જ રાખ્યું.

'ધી એક્સકર્ઝન'માં ક્યાંક ક્યાંક હજુ યે 'ટિન્ટર્ન ઍબી' કે 'ઇમ્મૉર્ટાલિટી ઓડ'નો વર્ડ્ઝવર્થ નજરે પડે છે; અને ૧૮૧૪ના 'લાઓડેમિયા' તથા ૧૮૧૮ના 'લાઇન્સ કંપોઝ્ડ અપૉન ઍન ઇવનિંગ ઑફ એક્સ્ટ્રાઑર્ડિનરી બ્યૂટી'ના કવિમાં એની અંતિમ ઝલક જોવા મળે છે. ત્યાર પછી કવિતાની નહિ પણ કવિમાંના માનવીની પ્રગતિનો જ પરિચય થાય છે; અને એની ઉત્તરાવસ્થા એ દૃષ્ટિએ જ વિકાસમાંથી ગણી શકાય. ઉત્તરાશ્રમમાં વર્ડ્ઝવર્થ કવિ મટીને ફિલસૂફ બની જાય છે. ૧૮૨૦માં 'ધ રિવર ડડન' ઉપરની તેત્રીસ સૉનેટ કવિ આપણને આપે છે. એમાં એક 'આફ્ટર થૉટ'ના અપવાદ સિવાય મોટે વર્ડ્ઝવર્થની કલાનો પરિચય કરાવતી નથી. એનાં 'એક્લિઝિયાસ્ટિકલ સૉનેટ્સ'માં પણ એમ જ બન્યું છે.

૧૮૧૩માં કવિએ 'રાઇડલ માઉન્ટ' ખાતે આવીને કાયમનો વાસ કર્યો, જ્યાં તેના જીવનનાં લગભગ છેલ્લાં ૪૦ વરસ વીત્યાં. હવે જીવનમાં તે સ્થિર થયો. તેને એક મિત્રનો નાનો વારસો મળી ગયેલો, તેમાંથી તે બહુ કરકસરથી રહેતો. ૧૮૧૩માં તેને એક નાની સરખી સરકારી નોકરી (વેસ્ટમોરલૅન્ડ પરગણામાં સરકારી દસ્તાવેજો વેચનારની) મળી તેથી તેની આર્થિક સ્થિતિ હળવી થઈ. પાછળથી તેને આબકારી ખાતામાં હોદ્દો મળ્યો, જેમાં તેને ખાસ કશું કામ જ કરવાનું ન હતું. હવે કુદરત તથા કાવ્યની કુંજોમાં તે મસ્ત રહેતો, અને ગામડાના લોકો ઘણી વાર આવા પ્રતિષ્ઠિત મોટા માણસને સરોવરને કાંઠે કે ટેકરીઓની ઝાડીમાં ઊભો પાડીપાડીને કાવ્યો લલકારતો સાંભળીને અચરજ પામતા. વર્ડ્ઝવર્થને એ ટેવ હતી.

૧૮૨૦ના ઉનાળામાં કવિએ મેરી, ડૉરોથી અને પોતાના મિત્ર ક્રૅબ રૉબિન્સન સાથે યુરોપનો બીજી વાર (ફ્રાંસની એક મહિનાની મુલાકાત બાદ કરતાં) પ્રવાસ કર્યો; ૧૮૨૮માં કૉલરિજની સાથે રહાઇન પ્રદેશમાં પ્રવાસ કર્યો; ૧૮૩૧માં ને ૧૮૩૭માં એણે ઇટાલીનો પ્રવાસ કર્યો. આ પ્રવાસોનો રસિક ઇતિહાસ 'મેમોરિયલ્સ'માં અંકાયો છે.

૧૮૩૯થી મૃત્યુ લગીનો કાળ એણે 'ધ પ્રિલ્યૂડ'ની દસ્તપ્રતમાં સુધારાવધારા કરવામાં ગાળ્યો અને આ પાઠાન્તરો જ એના છેલ્લા દસકાનું કાવ્યફળ. એ સિવાય આ દસકામાં માત્ર બે જ બનાવો કવિના જીવનમાં નોંધપાત્ર છે: એક, કવિ સધેના મૃત્યુ પછી તેને રાજકવિપદ પ્રાપ્ત થયું તે, ને બીજો કવિની પુત્રી ડોરાનું અવસાન.

વર્ડ્ઝવર્થની કવિ તરીકેની પ્રતિષ્ઠા ઘણી ધીમી જામતી ગયેલી, કેમકે પોપની શૈલીની અસરવાળા એ કાળમાં પ્રવર્તતા કવિતાવિચારો-થી તેના સિદ્ધાંતો વિરુદ્ધ હતા. છતાં નવા વિચારોનું મૂલ્ય આંકનારાઓએ તેને વધાવી લીધો, અને આજે તો અંગ્રેજી કવિતાના શિખરો પર તેનું સ્થાન છે. ૧૮૫૦ના એપ્રિલની ૨૩મીએ, ૮૦ વર્ષની પાકી વયે, પ્રકૃતિની સુંદરતાને જોવાનો નવો જન્મ આપનાર આ કવિનું અવસાન થયું અને આવા ભાઈને ગુમાવવાના વિરહમાં ઝૂરતી તેની બહેન ડૉરોથી તેના અવસાન પછી પાંચ વર્ષે મૃત્યુ પામી.

# સુરમો સોમલ અને બિસ્મથ



લેખક - ડૉ. નરસિંહ મૂ. શાહ
એમ.એસસી. પી.એચ.ડી.

આંખની કીકીને શોભાવતા તેમજ ઠંડક આપતા અંજન તરીકે સુરમાનો ઉપયોગ ઘણા દેશોમાં અતિ પ્રાચીન કાળથી થતો આવે છે. ઇજિપ્તમાં ઈ. પૂર્વે ૩૪૦૦—એટલે આજથી લગભગ સાડા પાંચ હજાર વરસ પહેલાં પણ એ પ્રથા પ્રચલિત હતી. ઉપરાંત, સુરમાનો ઉપયોગ રંગ તરીકે પણ કરવામાં આવતો.

સુરમો એટલે સ્ટીબનાઇટ અથવા ઍન્ટીમોનાઇટ ખનીજનો બારીક ભૂકો. પણ સામાન્યરીતે તે ઍન્ટીમનીને નામે ઓળખાય છે. લુચ્ચા દુકાનદારો ખરા સુરમાને બદલે મળતી જ ચીજો આપે છે, જેમાં *સામાન્યતઃ ગૅલીના (સીસાનો એક પદાર્થ—લેડ સલ્ફાઇડ)* હોય છે. સ્ટીબનાઇટ એ ઍન્ટીમની ને ગંધકનું સંયોજન—ઍન્ટીમની સલ્ફાઇડ છે. તેને ભૂંજવાથી તેમાંથી ઍન્ટીમની ઑક્સાઇડ પેદા થાય છે, જેને કોલસા સાથે ગરમ કરવાથી ઍન્ટીમની ધાતુ છૂટી પડે છે. આ ઍન્ટીમની (સુરમા ધાતુ) વિષે પ્રાચીન કીમિયાગરોને પણ જ્ઞાન હતું. મહાન જર્મન કીમિયાગર-વૈદ્ય પારાસેલ્સસ સુરમામાંથી બનાવેલી દવાઓ પુષ્કળ વાપરતો. આયુર્વેદમાં પણ સુરમાની ઘણી બનાવટો વપરાતી આવી હોવાના ઉલ્લેખ છે.

સુરમાના સ્ટીબનાઇટ ખનીજના ઉત્પાદનનો મોટો ભાગ ચીનમાં થાય છે. પરંતુ ચીન-જાપાનના યુદ્ધ પછી તે ખૂબ ઘટી જઇને તેને બદલે હવે મેક્સિકો, બોલીવિયા, ફ્રાંસ વગેરે દેશો પોતાનો માલ વધારતા ગયા છે. જગતમાં સુરમાધાતુની વાર્ષિક વપરાશ લગભગ ૩૪ હજાર ટન ઉપરાંત થાય છે.

આધુનિક યુગમાં સુરમાનો ઉપયોગ માત્ર અંજન કે દવા પૂરતો ન રહેતાં ઉદ્યોગોમાં ખૂબ વધી ગયો છે; અને બીજી ધાતુઓની સાથે મિશ્ર ધાતુઓ (alloys) બનાવવામાં તેની લગભગ પોણા ભાગની વાર્ષિક પેદાશ વપરાઇ જાય છે. લગભગ ૨૫-૨૬ હજાર ટન ઍન્ટીમની તો સીસાને સખત બનાવવા માટે તેની જુદીજુદી મિશ્ર ધાતુઓ બનાવવામાં વપરાય છે. ૪-૧૨ ટકા પર્યંત ઍન્ટીમની (સુરમા)વાળું 'સખત સીસું' સ્ટોરેજ બૅટરીની બનાવટમાં ખૂબ વપરાય છે. આ ઉપરાંત તેનો ઉપયોગ રાસાયનિક ઉદ્યોગોમાં સીસાનાં પતરાં, નળીઓ, તારટેલીફોનનાં દોરડાંનાં તેમજ વીજળીના ફ્યુઝના આવરણ (ઢાંકણ) વગેરે તરીકે થાય છે. દબાવીને વાળી શકાય એવી નરમ ટયુબો, પતરાં તથા બીજા સીસાના સામાનની બનાવટમાં પણ થોડીક સુરમા ધાતુ તો ઉમેરવામાં આવે જ છે.

યુદ્ધકાળમાં તો આ ધાતુ ઘણી મહત્ત્વની છે. છરાવાળા ગોળા અને સીસાની ગોળીઓના *બહારના ભાગને સખત બનાવવા માટે* તેની ખૂબ જરૂર રહે છે. છરાવાળા ગોળાના શેલોની બનાવટમાં ઍન્ટીમની સલ્ફાઈડ નાખવામાં આવે છે, જેથી તે શેલ ફૂટતાં ગાઢ સફેદ ધુમાડો પેદા થાય છે. ગયા વિશ્વયુદ્ધ વખતે આપણા દેશમાં સુરમાનાં ખનીજ શોધવાના ખૂબ પ્રયત્નો કરવામાં આવ્યા હતા અને બલુચિસ્તાન તરફના પ્રદેશમાંથી એ મળી આવ્યા હતા. આપણા રોજિંદા જીવનમાં સુરમા-મિશ્ર ધાતુઓ ખૂબ ઉપયોગી થાય છે. બાબીટ મેટલ તરીકે ઓળખાતી ઘર્ષણ નિરોધી મિશ્ર ધાતુમાં ૮૩ ટકા કલાઈ, ૧૧ ટકા સુરમો અને ૬ ટકા તાંબું હોય છે. આપણી આજની સંસ્કૃતિના મૂળ પાયા રૂપ જે છાપખાનાં, તેનાં છાપવાનાં બીબાંની બનાવટમાં મુખ્યત્વે ૬૦ ટકા સીસા ઉપરાંત ઍન્ટીમની વપરાય છે. ઉપરાંત તેમાં થોડી કલાઇ અને તાંબું પણ ઉમેરાય છે. ઍન્ટીમની સીસાને સખત તો બનાવે જ છે; પણ બીબાંની ધાતુમાં સુરમા ધાતુ ઉમેરવાનું મુખ્ય કારણ તો એ ધાતુનો એક વિશિષ્ટ ગુણ છે. બીજી ધાતુઓનો ગરમ રસ ઠર્યા પછી સંકોચાય છે, જ્યારે ઍન્ટીમની ઠંડી પડતાં જરા વિસ્તાર પામે છે. આથી, ઍન્ટીમનીવાળી ધાતુનો *રસ બીબાંના મોલ્ડમાં વિકસીને સજ્જડરીતે ભરી* શકે છે, ને તેથી અક્ષર જાડો ન પડી જતાં સ્પષ્ટ, પાતળો ને સુરેખ ઊઠે છે.

*બ્રિટાનિયા મેટલ* નામની એક મિશ્ર ધાતુ સીસું, સુરમા અને ત્રાંબાના મિશ્રણમાંથી બનાવાય છે. તેમાંથી ચમચા, રકાબીનાં ઢાંકણાં અને બીજા એવા ઘરગથ્થુ સામાન બને છે.

ઍન્ટીમનીનાં રાસાયનિક સંયોજનો પણ ખૂબ ઉપયોગી છે. 'ઍન્ટીમની ઑક્સાઇડ' રંગરોગાનમાં ને કાચને રંગીન બનાવવામાં વપરાય છે. *'ઍન્ટીમની સલ્ફાઇડ'* રબરને વલ્કેનાઇઝ કરવા માટે પહેલાં બહુ વપરાતો; હવે એ અગાઉ જેટલો વપરાતો નથી; પણ દીવાસળીના ઉદ્યોગમાં એ સલ્ફાઇડ પુષ્કળ વપરાય છે. કુદરતમાંથી મળી આવેલો સલ્ફાઇડ તો ભૂરા રંગનો હોય છે, પણ પ્રયોગશાળામાં બનાવેલો તેનો બીજો પ્રકાર રાતા રંગનો થાય છે અને તે રાતા રંગ તરીકે વપરાય છે. ઍન્ટીમનીનાં કાર્બનિક સંયોજનો દવા તરીકે વપરાય છે. કાળા જ્વર (બ્લૅક ફિવર)માં રામબાણ તરીકે પુરવાર થએલી દવા સ્ટીબામીન યુરિયા સુરમા ધાતુની જ બનાવટ છે.

હવે આપણે આ વિભાગની બાકીની ધાતુઓ લઈએ. તેમાં ખાસ આર્સેનિક અને બિસ્મથ આવે છે. આર્સેનિક એટલે સોમલ. ઝેર તરીકે તો તે ઘણો જાણીતો છે. સોમલમાં જંતુવિનાશક ગુણો હોવાથી એની પેદાશનો મોટો ભાગ એમાં જ વપરાય છે. ખેતીને નુકસાનકારક જીવાતનો નાશ કરવા માટે સોમલયુક્ત પદાર્થોનો ઉપયોગ તો આજે સર્વસામાન્ય છે. 'કપાસનાં છોડવાં ઉપરની ઇયળોના નાશ માટે લેડ આર્સેનેઈટ (સીસા ને સોમલનો ઑક્સિજનયુક્ત સંયોજિત પદાર્થ) અને બટાટાના છોડના બચાવ માટે ત્રાંબાનો આર્સેનેઈટ વપરાય છે. ઉપરાંત આર્સેનિકનાં સંયોજનો કાચના ઉદ્યોગમાં પણ વપરાય છે. એ ઉપરાંત છીંટ છાપવાના રસાયણમાં અને ઔષધોની *બનાવટમાં પણ આર્સેનિકના પદાર્થો* વપરાય છે. મશહૂર '૬૦૬'નાં ઇન્જેક્શન એ સોમલની જ ઔષધીય બનાવટ છે. થોડાં વર્ષો થયાં કેટલીક મિશ્ર ધાતુઓ અને રેલ્વેની બનાવટમાં પણ સોમલ વપરાવા લાગ્યું છે. આર્સેનિક ઑક્સાઇડ 'સફેદ સોમલ' તરીકે ઓળખાય છે.

બિસ્મથ પણ જૂની ધાતુ છે. કલાઈ અને સીસાના જેવા જ તેના ગુણો હોવાને લીધે એ ધાતુઓમાં તેનો ખૂબ ગુંચવાડો ઊભો થતો. પણ તેનો રંગ આછો રાતો હોય છે. તેનાં સંયોજનો અતિસાર અને કૉલેરાનાં ઔષધો તરીકે વપરાતાં આવ્યાં છે. પરંતુ બિસ્મથની

ખાસ વિશેષતા તો એ છે કે તેની મિશ્ર ધાતુઓ ગરમ પાણીમાં પ્રવાહી થઇ જાય છે; આથી તેની એવી મિશ્ર ધાતુઓ સેફ્ટી વાલ્વ-યા પ્લગમાં ઉપયોગી થાય છે. તે પૈકી નીચેની ખાસ ઉલ્લેખનીય છેઃ વૂડની મિશ્ર ધાતુ (જેમાં ૪ ભાગ બિસ્મથ, ૨ ભાગ સીસું, ૧ ભાગ કલઈ અને ૧ ભાગ કૅડમિયમ હોય છે તે) ૭૧° ડિગ્રી સેન્ટીગ્રેડે પ્રવાહી થઇ જાય છે. રોઝની મિશ્ર ધાતુ (જેમાં ૨ ભાગ બિસ્મથ, ૧ ભાગ સીસું અને ૧ ભાગ કલઇ હોય છે તે) ૯૪ ડિગ્રીએ પ્રવાહી થઈ જાય છે. લીપોવિટ્સની મિશ્ર ધાતુ ૬૦-૬૫ ડિગ્રીએ પ્રવાહી થઈ જાય છે, તેમાં ૧૫ ભાગ બિસ્મથ હોય છે. આથી, આગ ઓલવવાનાં ઑટોમૅટિક સ્પ્રિન્કલરની બનાવટમાં તેમજ બૉઈલરોમાં આ મિશ્ર ધાતુઓ ખૂબ ઉપયોગી નીવડી છે. વળી બિસ્મથનો તાર વીજળીનાં સાધનોમાં પણ ખૂબ ઉપયોગી થાય છે. બિસ્મથ ને પારાનું સંયોજન દાંતના ડૉક્ટરો ચોકઠાં બનાવવામાં વાપરે છે. –

બિસ્મથના ખનીજો બહુ મળી આવતા નથી, તેથી મોટે ભાગે તે બીજી ધાતુઓના ખનીજોમાંથી ગૌણ પેદાશ તરીકે કાઢવામાં આવે છે. પેરૂની ત્રાંબા અને સીસાની ખાણોમાંથી એ ધાતુઓ કાઢી લીધા પછી બિસ્મથ નીકળે છે. પહેલાં ઑસ્ટ્રેલિયા ટૅગસ્ટન અને મોલિબ્ડૅનમની ખાણોમાંથી બિસ્મથ કાઢતું, પણ હવે એ ઉત્પાદન બંધ થઇ ગયું છે. હવે મેક્સિકો અને કૅનેડા આ ધાતુ સારા પ્રમાણમાં કાઢે છે. તોયે દુનિયાનું કુલ બિસ્મથ-ઉત્પાદન લગભગ ૧૫૦૦ ટન થાય છે.

## આંધ ગઠરિયાં (અનુસંધાન પૃ૦ ૨૩૯થી ચાલુ)

સાહિત્ય ખેડતા. કોઈ અપ્રાપ્ય—ન મળે એવી—વિદ્યાની ચોપડી હાથ લાગે તો લાગલી જ એની નકલ કરી લેતા. અક્ષર જુઓ તો મોતીના દાણા. મરોડ તો એવો સુંદર કે ઊડીને આંખે જ વળગે. સ્વચ્છ, ઘાટીલા, એટલા સુંદર અક્ષર મેં બીજા કોઈના જોયા નથી. એવા હસ્તાક્ષરમાં નકલ કરેલું નળાખ્યાન હજી મારી પાસે છે. એ ઉપરાંત પોતે નાટક, નવલકથા અને કવિતાઓ પણ લખેલી. કવિતાઓ તો લખાતી જાય તેમ છપાવી પૈસે બે પૈસે છુટક વેચતા. પત્ર લખવાની કળા ઉપર એક નાનું પુસ્તક કેટલાક નમૂના સાથે છપાવેલું, તે પણ મારી પાસે છેઃ પ્રમદા પત્રલેખાવલિ'. ઇ ૧૯૦૦ની સાલમાં એમણે એક નાટક છપાવેલું, તેનું નામ 'ચન્દ્રવદન અને ચન્દ્રકળા' જૂની ઢબનું, ત્રણ અંકી. સૌથી પહેલું નાટક મેં એ વાંચ્યું હતું.

કંઈક કવિ, થોડા લેખક અને અરધા કલાકાર ચુનીલાલ કોમેડોર તે મારી બાના બાપા, એટલે મારા નાના-આજા-દાદા. ૧૯૦૧માં મારા જન્મ પછી બેત્રણ વરસે એ ગુજરી ગયા. પોતે લખેલા ૧૫ ઉપરથી મારું નામ એમણે જ ચન્દ્રવદન પાડેલું; અને મારી હું આવે તો એનું નામ ચન્દ્રકળા રાખવું, એવી બાલપણમાં સૌકાઈ મશ્કરીઓ કરતા. એ ચુનીલાલનાં વહુ મણિબા તે અમારા છોટાલાલ મામાજીનાં બેન, મારાં આજી-નાની-દાદી. ચુનીલાલ એને ખૂબ સતાવતા. ત્રણચાર છોકરાં થએલાં તે મરી ગએલાં, એટલે કોઈ અવળચંડીએ ચુનીભાઇને ભંભેર્યું કે મણિ તો જાણીજોઇને છોકરાંને મારી નાખે છે! બસ, ઘણાંના સંસારમાં એમ બિનજવાબદાર ટીખળીઓ કડવાશનાં બી વાવે છે, એમ ચુનીભાઈના કાચા કાનમાંથી આ વાત ઊંડે પેઠી, તે એટલી વસમી થઈ કે વહુને ઘરમાંથી કાઢી મૂકી. એક દીકરી થએલી તે સવિતા; અને સવિતા પર એના બાપને બહુ હેત.

પંદર રૂપિયાના પગારદાર 'ઇસ્ટોર કીપર' ચિમન જોડે પરણાવ્યા પછી સવિતાને જો માને મળવું હોય તો બાપની રજા લેવી પડતી. છોટાલાલ મામાજીએ મણિબહેનને પોતાને ઘેર ઘણો વખત રાખી. પછી કંઇક પતાવટ થતાં ચુનીલાલના ઘર સામે દેસાઇ પોળમાં જ બીજું ઘર ભાડે લઇ ત્યાં રાખી; અને એમ ત્યાં મણિબા ટાપીઓ ભરી, કે એવું ઘરએંઠે કામ કરી ગુજરો કરતી. જરા કોઈ ચુનીભાઇને ભંભેરતું, તો ચુનીભાઈ વહુને ફટકાવી આવતા, લાકડીનો પણ ઉપયોગ કરતા, અને છોટા મામાજી વાતો કરતા ત્યારે કહેતા કે એક વખત તો મણિબહેનને દોરડે બાંધી ટાંગી પણ રાખી હતી;

પણ ખૂબી તો એ કે મારી બા ઉપર ચુનીલાલે શિખામણના જે કાગળો લખ્યા છે તેમાં મણિબા માટે ઇશારો સરખો નથી. એ લાંબા કાગળો આંખે ઊડીને વળગે એવા સુંદર અક્ષરોમાં છે, એટલા જ હૃદયમાં સોંસરા પેસી જાય એવા સચોટ છે. 'દીકરીને મા માટે લાગે જ, તે હું સમજુ છું.' અને એ લખાણ વાંચતાં ચુનીલાલ આટલા કઠોર નઠોર માણસ હોઈ શકે એમ મનાય જ નહિ. લીલુડં ભર્યા કાગળોમાં તો દીકરી સવિતાને માની કોમળતાથી પત્રો લખ્યા છે. મા માફક જ સંસ્કાર-શિખામણ આપ્યા છે.

હવે આપણે દેસાઇપોળના પેલા ભાડાના ઘરમાં જઇએ ૧૯૦૧ની સાલમાં મારી બાની સુવાવડનો પ્રસંગ આવ્યો. માને દીકરી પર વહાલ; બાપને દીકરી પર હેત. દીકરીની કેળવણી એવી કે બંને પર મમતા. અનેક ભાંજગડો પછી સવિતાની સુવાવડ એની મા પાસે થઈ એના દીકરાને ચુનીલાલ પાસે રમાડવા રોજ લઈ જવામાં આવતો, અને ચુનીલાલના હરખનો પાર નહોતો. દાદાદાદી વચ્ચેનું વૈમનસ્ય કંઈક ઓછું થયું. અવારનવાર એ મળતાં રહ્યાં દીકરી સુવાવડમાંથી ઊઠી બાળકને લઈ સાસરે ગઇ, અને થોડો જ કાળ વીતતાં પંખીમાળો પીંખાઈ ગયો.

ચુનીલાલ કોમેડોર શ્રીનાથજીની જાત્રાએ જવા નીકળ્યા. દુઃખિયારી મણિબા સામેના ઘરમાં એકલી ખાટલે ચુનીલાલ શ્રીનાથજી પહોંચ્યા, અને મંદિરમાં દર્શન કરવા દાખલ થવા જાય છે, ત્યાં જ સુરતથી સગાએ લખેલો કાગળ મળ્યો કે ધર્મપત્ની ગુજરી ગયાં છે! સૂતક પડ્યું જાણી ધર્મિષ્ઠ ચુનીલાલ દર્શન કર્યા વિના જ સુરત પાછા ફર્યા, અને ઘેર આવતાં પટકાયા. અને બરાબર એક મહિને વહુની પાછળ ચુનીલાલ પણ શ્રીજીશરણ સિધાવ્યા! ત્યારે ચુનીલાલની ઘરડી મા વિજકોર ડોશી જીવતી. એ અને ચુનીલાલની એકમાત્ર દીકરી સવિતા, એ બે જણાં ચોધાર આંસુએ રોયાં.

એ વિજકોર ડોશી (મારી માના બાપાની મા—દાદી)ને અમે 'જી' કહેતા. એણે મને ખૂબ લડાવેલો. પાસે બે પૈસાની પૂંજી. એમાંથી વારતહેવારે કોથળીઓ છોડી કંઇ આપતી, બબડાવતો 'ચન્દ્રવદન' નામ તો એનાથી બોલી શકાય નહિ, એટલે બાબુલ બાબુલ કરી ઓરવાઇ જતી. નવદસ વર્ષનો હોઇશ ત્યારે, મામાજીને ત્યાં રહેતો હતો ત્યાંથી, નિશાળમાં એકાએક કોઈ તેડવા આવ્યું, અને સાંજે એક્કામાં બેસાડી મને સુરતથી ચાર માઈલ દૂર આવેલા અશ્વિનિકુમારને કાંઠે ચૂપચાપ લઈ જવામાં આવ્યો. સ્મશાન ત્યારે મેં પહેલું જોયું. છોકરો હેબકાઈ ન જાય એ માટે મામાજીની સૂચનાનુસાર ઘરડાઓએ ખાસ તકેદારી રાખી હતી. 'ભાઈ! તારે આગ મૂકવાની છે. તારી જી ગુજરી ગઈ' અને પછી સળગતું છાણું કેમ પકડવું, ચિતાની આસપાસ શી રીતે ફરવું, આગ કેમ મૂકવી, એ બધું પાકી રીતે સમજાવવામાં આવ્યું. બે ત્રણ વડીલો પડખે રહ્યા. લગભગ અંધારું થઇ ગયું હતું ત્યારે, તાપીકાંઠે ત્યાં મેં પહેલી ચિતા સળગાવી, અને ત્રણ કલાક મેં બળતી જોઈ. (ચાલુ)



# પચ્ચીસ વર્ષ પહેલાં




## અંક ૧૯ • અષાડ ૧૯૮૧ (જુલાઇ ૧૯૨૫)

ગુજરાતી સાહિત્યમાં પંકાઇ ગએલું શ્રી હરિહર ભટ્ટનું કાવ્ય 'એક જ દે ચિનગારી' લખાયાને આજ ૨૫ વર્ષ થયાં પણ એ સૌ પ્રથમ 'કુમાર'ના ૧૯માં અંકમાં પ્રકટ થએલું. એ કદાચ ઘણા નહિ જાણતા હોય. અહીં તે ઉતારીએ.

એક જ દે ચિનગારી,
મહાનલ, એક જ દે ચિનગારી.
ચકમક લોઢું ઘસતાં ઘસતાં, ખરચી જિંદગી સારી;
જામગરીમાં તણખો ન પડ્યો, ન ફળી મહેનત મારી.
ચાંદો સળગ્યો, સૂરજ સળગ્યો, સળગી આભ-અટારી;
ના સળગી એક સગડી મારી, વાત વિપતની ભારી.
ઠંડીમાં મુજ કાયા થથરે, ખૂટી ધીરજ મારી;
વિશ્વાનલ, હું અધિક ન માગું, માગું એક ચિનગારી.
મહાનલ, એક જ દે ચિનગારી.

આજથી પચ્ચીસ વરસ ઉપર, ૧૯૨૫ના જૂનની ૧૬મીએ દેશબંધુ ચિત્તરંજન દાસનું અવસાન થએલું. તે પ્રસંગને અંકિત કરીને, 'કુમારે' જુલાઇ અંકમાં એમનું જે સંકલિત કરેલું ચરિત્ર આપેલું તે નિત્યપ્રેરક નીવડે એવું હોઇ તેમનો મુખ્ય ભાગ ઉતારીએ:

૧૮૭૦ના નવેમ્બર મહીનાની પાંચમી તારીખે, કલકત્તામાં વસતા-ભૂળ-ઢાકાના રહીશ—ભુવનમોહન દાસને ત્યાં એમનો જન્મ થયો. ભુવનમોહન દાસ કલકત્તા હાઇકોર્ટના પ્રખ્યાત ઍટર્ની હતા. એ વખતે બંગાળામાં બ્રહ્મસમાજનું પૂર જોશ હતું, અને ભુવનમોહન બાબુ એ પ્રવૃત્તિના પંકાએલા અગ્રણી હતા. તેમની જ્વલંત દેશભક્તિ અને દેશપ્રેમની આગ એ વખતના બંગાળી તરુણોમાં નવચેતન પૂરતી. 'બૅંગાલ પબ્લિક ઓપીનિયન' નામે પત્રના તે તંત્રી પણ હતા.

ભવાનીપુરની લંડન મિશનરી સ્કૂલમાંથી બાળક ચિત્તરંજને મૅટ્રિકની પરીક્ષા પસાર કરી અને કલકત્તાની પ્રેસિડેન્સી કૉલેજમાંથી ૧૮૯૦માં બી. એ. થઈ તરત જ આઇ.સી.એસ. થવા માટે એ ઇંગ્લંડ ઊપડી ગયા. એ વેળા દાદાભાઈ નવરોજજી ત્યાંની પાર્લામેન્ટના સભાસદ થવા માટે ઉમેદવાર તરીકે બહાર પડેલા. તરુણ વિદ્યાર્થી ચિત્તરંજને પાર્લામેન્ટમાં દાદાભાઇનો પ્રવેશ કરાવવા સારુ એમને અનહદ મદદ આપી. એ માટે એણે એવાં તો સુંદર અને અસરકારક ભાષણો આપ્યાં કે ઇંગ્લંડના પ્રધાનો સુધાંનું ધ્યાન એના તરફ ખેંચાયું.

લગભગ આ જ અરસામાં એક બીજો બનાવ પણ બન્યો. ઈ.સ. ૧૮૯૨માં, પાર્લામેન્ટના જેમ્સ મૅકલિન નામના એક સભ્યે 'હિંદુ-મુસલમાન' વિષે લંડનમાં એક ભાષણ આપ્યું. એમાં મુસલમાનોને 'ગુલામ' અને હિંદુઓને 'ગુલામના પણ ગુલામ' કહીને હીણી નાખ્યા. ચિત્તબાબુએ તરત તે સામે બધા હિંદી વિદ્યાર્થીઓ તથા હિંદ પ્રત્યે સહાનુભૂતિ ધરાવનારાઓની એક સભા ભરી. ગ્લૅડસ્ટનના પ્રમુખપદ નીચેની એ પ્રચંડ સભામાં ચિત્તરંજને સમર્થ ભાષણ કર્યું. અંગ્રેજોની મેદની એના પર મુગ્ધ બની ગઈ. પરિણામે મૅકલિનને જાહેર માફી માગવી પડી. એટલું જ નહિ, પણ પાર્લામેન્ટના સભાસદ તરીકેનું રાજીનામું પણ આપવું પડ્યું. આ બે કારણોને લીધે ચિત્તરંજન આઇ. સી. એસ.માં પસાર થવા છતાં એમને હિંદી સરકારની નોકરી ન મળી! એટલે આખરે બૅરિસ્ટરીનો અભ્યાસ એમણે શરૂ કર્યો.

એમના દાસ કુટુંબની દાનવીરતા પેઢીઉતાર હતી. છેલ્લી પાંચેક પેઢી થયાં દરેક જણ સંસારી જીવન માણી અઢળક દ્રવ્ય કમાતો, અને તે ગરીબોને વહેંચી દઇ પુત્રને કરજનો વારસો સોંપી જતો! આ દાનવીરતા અને કરજ બંનેનો વારસો ભુવનમોહન બાબુને પણ મળ્યો હતો. ચિત્તરંજન વિલાયત અભ્યાસ કરતા એ અરસામાં ભુવનબાબુની ઉદારતા એટલી ઉડાઉ બની ગઇ હતી કે પોતાની મોટી આવક છતાં ઇંગ્લંડ ભણતા પુત્રને મોકલવા માટે ઘણીવાર તેમની પાસે પૈસા પણ ન રહેતા. આખરે ચિત્તરંજનને ઝટપટ બૅરિસ્ટરની પરીક્ષા પસાર કરી તત્કાળ કલકત્તે આવવું પડ્યું. (૧૮૯૩)

કલકત્તે આવીને ચિત્તરંજન જુએ છે તો ભરણપોષણનાં પણ કુટુંબને સાંસાં હતાં. પિતાના કરજનો આંકડો સાઠ હજાર ઉપરનો હતો! આ તોડવા માટે એમણે ૧૮૯૩માં કલકત્તામાં વકીલાત શરૂ કરી. બીજી તરફથી પિતાના લેણદારોએ આકરો તકાદો શરૂ કર્યો. તેથી ત્રાસી અંતે ભુવનમોહન દાસે કોર્ટમાં નાદારી નોંધાવી. આથી ચિત્તરંજનને ધંધામાં ભારે વિઘ્ન નડ્યું. નાદાર પિતાના પુત્રને વકીલ કોણ રાખે? પૈસાની તો એટલી તંગી રહેવા માંડી કે કેટલીકવાર તો ટ્રામના ભાડાનો આનો પણ ન હોવાથી કલાકો સુધી પગે ચાલીને કોર્ટમાં જવું પડતું. પરંતુ આ બધા વિઘ્નોથી હારી જાય એવો એ નિર્બળ આત્મા નહોતો. તેણે એ બધા વિકટ માર્ગો ઉપર સ્થિર પગલે અને હિંમતપૂર્વક મજલ કરી, અને બુદ્ધિની તેજસ્વિતા તથા અંતરની પ્રામાણિકતાથી ધીમેધીમે પોતાની પ્રતિષ્ઠા જમાવી.

પણ હજી પિતાની નાદારીનો ડાઘ તેમના દિલમાંથી ગયો નહોતો. તેમણે જોયું કે અદાલતે ભલે આપણને કરજમુક્ત કર્યા, પણ હિંદી સંસ્કૃતિની દૃષ્ટિએ ખરા કરજમુક્ત નથી થયા. પિતાની માલમિલકતના જેમ આપણે વારસ થઇએ, તેમ તેમના કરજનો વારસો પણ આપણે કબૂલ રાખવો જોઇએ. મનથી આવી ગાંઠ વાળીને એ પિતૃભક્ત પુત્રે પંદર વરસ સુધી અતિ કરકસરથી રહી પોતાની આવકનો સંચય કર્યો, અને પિતાના લેણદારના પુત્ર બાબુ સુરેન્દ્રનાથ મલ્લિકને એક દિવસ પત્ર લખી જણાવ્યું કે, 'તમારા સ્વર્ગસ્થ પિતાએ મારા સ્વર્ગસ્થ પિતાને જે કરજ ધીરેલું તે આજે પાછું વાળવાને ઇશ્વરકૃપાથી શક્તિમાન થાઉં છું.' સુરેન્દ્ર મલ્લિક તો આભા જ બન્યા. તેમના એકે લેણાની મુદત તો રહી જ નહોતી; તેમ કોઈએ દાસ બાબુ પાસે માગણીયે કરી નહોતી. છતાં તેમણે રૂ. ૬૭૦૦૦ પિતાના ઋણમાંથી મુક્ત થવાને ચુકવી મોકલી આપ્યા! આ કિસ્સાએ બંગાળમાં દાસ બાબુને એક પવિત્ર પુરુષ તરીકેનું સ્થાન અપાવ્યું

અત્યાર સુધી દેશની કોઈપણ સાર્વજનિક હીલચાલમાં ચિત્તરંજન ભાગ ન લેતા. પણ ૧૯૦૭-૮ની સાલમાં લૉર્ડ કર્ઝને બંગાળના ભાગલા પાડ્યા અને બંગાળના કોપની ગર્જનાથી આખો ભારત-

વર્ષે ગાજવા માંડયો. તેના પરિણામે ૧૯૦૮ના મે માસની ત્રીજી તારીખે શ્રી અરવિંદ ઘોષ ઉપર, કાવતરાબાજીથી સરકારી અમલદારોનાં ખૂન કર્યાનું તહોમત મૂકવામાં આવ્યું અને 'અલીપુર બૉમ્બ કેસ'નો વિખ્યાત મુકદ્દમો ચાલુ થયો.

આ સમય ભારે કટોકટીનો હતો. કોઇ અરવિંદ બાબુનો બચાવ ન કરે. ને તેઓ દોષિત ઠરે તો બીજા દિવસનું બંગાળ કેવું બનશે એ પ્રશ્ન જેટલો ગૂઢ તેટલો જ ગંભીર હતો. વળી સરકાર સામે પડીને એમનો બચાવ કરવાની હિંમત પણ કોઇ વકીલ કે બૅરિસ્ટરમાં નહોતી. આવે અણીને વખતે એ ગરીબ દેશભક્તનો બચાવ કરવા આ કરજદાર બૅરિસ્ટર ચિત્તરંજન આગળ આવ્યા, એટલું જ નહિ પણ તેના મહેનતાણા માટે એક પાઇ સરખી પણ લેવાની ના પાડી!

જ્વલન્ત દેશભક્તિથી પ્રેરાઈ, બીજી બધી વકીલાત છોડી દઈ, અથાગ મહેનત લઈ, કાયદાની નિપુણતા અને અપૂર્વ બુદ્ધિપ્રભાવ દાખવી, એમણે શ્રી અરવિંદ ઘોષનો બચાવ કર્યો. એ મુકદ્દમાને અંતે ચિત્તરંજને બચાવનું જે છેવટનું ભાષણ કર્યું તેણે છટા અને ઓજસ્વિતામાં અંગ્રેજી વક્તૃત્વમાં ઊંચું સ્થાન લીધું છે અને એને પરિણામે અરવિંદ બાબુ નિર્દોષ છૂટી ગયા. મુકદ્દમા દરમિયાન બીજી કશી આવક નહિ હોવાથી કુટુંબનિર્વાહ માટે ચિત્તરંજનને કરજદાર બનવું પડેલું. પણ અરવિંદ બાબુ છૂટયા તે દિવસથી ચિત્તરંજન દાસનો સિતારો તેજ થયો અને તેમની વકીલાત દિવસે દિવસે વધતી ચાલી. બૅરિસ્ટર તરીકેની એમના જેવી સફળ ને જ્વલંત કારકિર્દી ભાગ્યે જ હિંદમાં કોઈની હશે. અસહકારના યુદ્ધદુંદુભિ વાગતાં એમણે વકીલાત છોડી તે વેળા એમની માસિક આવક અઢી લાખ રૂપિયા સુધી પહોંચી હતી! ત્યાર પછીનું એમનું જીવન તો જાણીતું છે.

"એકત્રીસ વરસની ઊગતી વયે એના વક્તૃત્વે દરિયાપારના દેશોમાં ડંકા દીધા; એના બુદ્ધિવૈભવે કેટકેટલા યે ચમરબંધીઓને કલકત્તાની અદાલતમાં ડોલાવ્યા; એના કવિત્વે અસામાન્ય કવિઓમાં સ્થાન લીધું; પિતૃભક્તિની પરાકાષ્ઠા બતાવી એણે પિતાનું કરજ ચૂકવ્યું; વૈભવના કાળમાં ભલભલા રાજાને પણ આંજે એવી રીતે રહ્યા; મૂઠીઓ ભરીભરી ખેરાતો કરી; ડાબો હાથ ન જાણે એવાં છાનાં દાન જમણે હાથે દીધાં; મહીને અઢીલાખની કમાણી રળીરળીને દુઃખીદરિદ્રી દેશવાસીઓમાં લુંટાવી દીધી; અને વખત આવ્યે એ ચરણે પડેલી લક્ષ્મીને ઠોકર મારી, ગોપીચંદની યાદ આણાવે એવી રીતે એ અમીર ચિત્તરંજને પલકવારમાં વૈભવનો ત્યાગ કરી પ્રસન્નચિત્તે કંગાલિયત સ્વીકારી દેશ માટે ફકીરી લીધી, ને દેશસેવા કરતાં કરતાં દેહ પાડીને પોતાના ત્યાગમંદિર પર સુવર્ણકળશ ચડાવ્યો."

મધ્યવર્તી ફકરા તરીકે 'ગિજુભાઈ'માં આવતા પ્રેરક લેખોમાં આ અંકમાંનો ફકરો 'સ્વપ્નાં' વિશિષ્ટ છે અને આજે પણ એની ગુણવત્તા એટલી જ લાગે છે. જુઓ :

નિશાળના કૉમ્પાઉન્ડની પાળ ઉપર બેસી એકીટશે આકાશ સામું જોઈ રહેલા, અથવા કોઈ ઝાડને છાંયે પડયા પડયાં ઘાસની એકાદ સળી મોંમાં ઘાલી જાણે ઝાડનાં પાંદડાં ગણતો હોય તેમ, આળસુપણે પડી રહેલા કોઇ બેદરકાર લાગતા છોકરાને તમે જોયો છે? આપણને લાગે કે એમ અજગરની પેઠે સુમસામ પડયો રહી એ એનો વખત વેડફી નાખે છે. પણ ના; એ વખતે તે સ્વપ્નાં અનુભવતો હોય છે;—પોતાની ભવિષ્યની જિંદગીનાં સ્વપ્નાં જોતો હોય છે.

તમે પોતે પણ ઘણીવાર, સવારસાંજ નવરા પડયા ઘરને ઓટલે બેઠા બેઠા ઝોકાં ખાતાં-ખાતાં ભાવિનાં સ્વપ્ના ઘડો છો; કોઇવાર રાત્રે પથારીમાં આળોટતાં ઘરના ઝાંખા દીવાના પ્રકાશમાં આવતા દિવસોનાં સ્વપ્નાં જુઓ છો; કોઈ કોઇ વખત ચોપડીના પાઠમાં કોઈ મહાન નરનું જીવન વાંચતાં તમારું મન તેમાંથી ખસી જઈ ભવિષ્યમાં તમે પણ કેવાક મહાન થશો એની કલ્પના કરવા મંડી પડે છે; કેટલી યે વાર ઝરમર ઝરમર વરસાદ વરસતો હોય ત્યારે નિશાળના લેસનમાંથી ચિત્ત ખસેડી શૂન્ય નજરે બારીમાંથી બહાર, વરસતા વરસાદની ધારા સાથે તમારી કલ્પનાની ધારાને વહેતી મૂકી દઈ તમે મોટપણના મનોરથો રચો છો. ઘણી યે વાર તમે ચાર મિત્રો ભેગા થઈ બપોરની નિશાળની રજામાં કે સાંજે ઘેર જતાં સાધારણ વાતોમાંથી ચાતરી ભવિષ્યની મહત્ત્વાકાંક્ષાઓ ઘડવા નથી મંડી પડતા?

એ સ્વપ્નાં એટલે ભવિષ્યના જીવનની સોનેરી કલ્પનાઓ; ભાવિની અમોલી મહત્ત્વાકાંક્ષાઓ; મનના મનોરથ. દુનીઆદારો એને ખયાલી સ્વપ્નાં કહી હસી કાઢે છે, મહત્ત્વાકાંક્ષાઓ રચનારને તરંગી કહી તેની ઠેકડી કરે છે, અને મનોરથો ઘડનારની હાંસી કરી તેને નિરાશ બનાવી મૂકે છે. પણ એ જ તમારી ખરી દોલત છે; એ જ તમારી આ વયનું જવાહીર છે. એનું જીવની પેઠે જતન કરજો, અને એને સાચાં પાડવા પાછળ ખુવાર થવાની તાકાત કેળવજો. ઉગતી વયે જેમણે એવાં સ્વપ્નો અને મનોરથો રચ્યા છે તે જ મોટપણે મહાન થઈ શક્યા છે, કે પોતાના જીવનનું સાર્થક કરી શક્યા છે.

ચેતનનો જેનામાં થનગનાટ છે, અંતરનો જેને ઉછાળો છે, જેની રગેરગમાં પ્રાણ ધબકે છે તે જ સ્વપ્નાં જુએ છે ને ઘડે છે; તેનામાં જ મનોરથો રચવાની ને પાર પાડવાની તાકાત છે. જેને સ્વપ્નાં નથી લાધતાં, જેને જીવનની મહત્ત્વાકાંક્ષા નથી, જેને ભાવિની સોનેરી કલ્પનાઓ નથી તેણે જીવતર જીવ્યું જાણ્યું નથી. દુનિયાને એક ખૂણે પોદળાની પેઠે પડી રહી તે મુડદાલપણે જિંદગી ગાળી નાખે છે. તમે ખૂબ—ખાખૂબ સ્વપ્નાં રચો; તમારી કલ્પનાના ઘોડાને પુરપાટ છુટ્ટા મુકી દો; તમારા મનને ઊંચામાં ઊંચા પ્રદેશમાં જઈ મનોરથો ઘડવા દો. અને જે મનોરથો ઘડો તેમાં મક્કમ રહો; તેને રોજરોજ ઘુંટતા જઈ પાકા કરતા રહો; અને તક મળતી જાય તેમ તેને દૃઢતાથી પાર પાડવા મથો. એ ઘડી તમારી કસોટીની હશે; કેમકે મનોરથો પાછળ મથનારને દુનીઆ શરૂઆતમાં તો ખીજે છે ને હાંસી કરે છે. પણ સ્વપ્નાં પાછળ ખુવાર થવાની તમારામાં તાકાત નહિ હોય તો એ સ્વપ્નાં 'સ્વપ્નાં' જ રહેવાનાં છે.

'લીલો મેવો' વિભાગમાં આ અંકમાં ઘણી ઉપયોગી માહિતી હતી. તેમાંની વાનગી જોઈએ :

આજકાલ કૅલિકો શબ્દ બોલવાની કોઇને નવાઈ નથી, પણ એ શબ્દનું મૂળ ભારે રમૂજી છે. સેંકડો વરસ પૂર્વે મલબારના એક મહારાજાએ પોતાના એક સામંત પર ખુશ થઇ, અમુક મંદિરમાંનો કુકડો કુકરેકુક કરે ને આસપાસ જેટલે દૂર સુધી સંભળાય, તેટલી જમીન એને ભેટ આપી! એ ઠેકાણે જે ગામ વસ્યું, તેનું નામ કાલિકોડ (અથવા 'કૂકરેકૂક') એમ પડયું, તેના પરથી કાલિકટ થયું. અને આ કાલિકટથી જ સુતરાઉ કાપડ પહેલવહેલું વિલાયત જવા લાગ્યું, અને તેનું નામ કૅલિકો પડયું

ખજૂર અને ખારેકમાં એટલાં બધાં પોષક તત્ત્વો છે કે માંસાહાર કરતાં પણ તે બળપ્રદ શક્તિ આપનારાં છે; અને છતાં આખો દહાડો બેસી રહીને કામ કર્યા કરનારને પણ તે હજમ થઇ જાય છે. તેને રાંધવાની જરૂર નથી પડતી, એટલે વળી એ વધારે સસ્તાં પડે છે; અને પાછાં સ્વાદિષ્ટ! આપણા કમનશીબ દેશની સ્ત્રીઓએ એ ખારેક અને ખજૂર ઘસીને છોકરાંને ચટાડવાનો છોડી દીધો છે અને ભારે ખરચે વિલાયતી 'ફૂડ' ખવડાવવા માંડયાં છે!



# Our Friends Abroad



## [જગતસંપર્ક સાધતો પત્રમિત્ર-વિભાગ]

(આ પત્રો મેળવનાર: હરસુખ મોદી, ૯ જાદુ રોડ, વિલેપારલે, મુંબઈ-૪)

Furth, U.S.A. Zone of Germany
19-4-50

પ્રિય મિત્ર,

તારી સપ્ટેમ્બરના તમારા પત્ર માટે આભાર. તમે ખરેખર સુંદર ને શુદ્ધ જર્મન લખો છો. તમે એ ક્યાં શીખ્યા? શાળામાં?

...પણ હવે હું અંગ્રેજીમાં લખવું શરૂ કરું. પ્રથમ તો તમારો કાગળ આવ્યા પછીના મારા લાંબા મૌન માટે મને ક્ષમા કરશો...

......પણ, રાજકારણ તો, અમારામાં કહેવાય છે તેમ, સાપ-સીડી માર્ગ છે, ને તેથી તેને વિષે ચર્ચા કરવી કઠિન છે; કેમકે પરાજિત પ્રજાને કદી જીતનારાઓ પ્રત્યે સદ્ભાવ ન હોય એ સ્વાભાવિક છે. છતાં તમે જાણજો કે છેલ્લા વિશ્વયુદ્ધે લોકોને કંઈ બહુ ફાયદો પહોંચાડ્યો નથી. હું તમને વિગતવાર કહી શકું એમ છું કે ૧૯૩૯ પહેલાં અમે બે યુદ્ધ નહોતા જ ઇચ્છતા; પણ જ્યારે સરકાર જ યુદ્ધ કરવા માગે ત્યારે પ્રજા કાંઈ કરી શકતી નથી. એ એમ જ થયું હતું, એમ જ છે ને એમ જ રહેશે; પછી ભલેને સરકાર લોકશાહી હોય, સામ્યવાદી હોય કે નાઝી. મને તો લાગે છે કે આ યુદ્ધો ફક્ત બીજા દેશના ઉદ્યોગોને તોડી પાડવા માટે જ ઊભાં કરવામાં આવે છે.

અને હવે 'કૉમ્યુનિસ્ટો' વિષેનો તમારો પ્રશ્ન. અમારે અહીં જર્મનીમાં સોવિયેટ ઝોન છે, અને ત્યાંનું 'સુંદર' જીવન કેવું છે તે અમે જાણીએ છીએ. એ પૂર્વ જર્મનીમાં કોઈ ડાયરેક્ટર થવા કરતાં અહીં પશ્ચિમ જર્મનીમાં રસ્તા પર કામ કરતો સાધારણ મજૂર થવાનું હું વધુ પસંદ કરું. અમે અહીંથી લગભગ દર અઠવાડિયે સોવિયેટ ઝોનમાં રહેતા અમારા મિત્રોને ખોરાકનાં પારસલો મોકલીએ છીએ, કેમકે ત્યાં તેઓને ખોરાક તેમ જ ઔદ્યોગિક સરસામાન વગેરે કશું પૂરતા પ્રમાણમાં મળતું નથી. સરકાર તરફથી ચાલતી ત્યાંની કહેવાતી 'ફ્રી શૉપ', ખોરાકી તથા બીજો બધો સામાન મુક્ત બજારમાં કાળા બજારના ભાવે વેચે છે. પૂર્વ જર્મનીના કોઈ વતનીને એ "એચ. ઓ. લેડન" વિષે પૂછો, એટલે તમને મઝાનો ઉત્તર મળી જશે! દાખલા તરીકે રૅશનિંગ બજારમાં ૧ લિટર દૂધ ૩૫ ફેનિંગે મળે, તેના એચ. ઓ. લેડનમાં ૩ માર્ક બેસે! પૂર્વ અને પશ્ચિમ બંને જર્મનીમાં રોજના દર સરખા હોવા છતાં પશ્ચિમના માર્ક કરતાં પૂર્વના માર્કની કિંમત છ ગણી છે; એટલે કે પશ્ચિમ જર્મનીનો કામદાર પૂર્વ જર્મનીના કામદાર કરતાં સાત ગણી સસ્તી ખરીદી કરી શકે છે. આ તંગીનું કારણ ત્યાંની સરહદ પર ચાલતી ભારે દાણચોરી છે. બીજા દેશોના વતનીઓ પણ અહીં બાવેરિયામાં હિજરત કરી આવે છે. ગયે જ અઠવાડિયે ત્રણ ચેકોસ્લોવાકિયન વિમાનો ૮૦ જેટલા આસામીઓને લઈ અહીં મ્યુનિકના એરોડ્રોમ પર ઊતરેલાં. આવી નાની નાની બાબતો જો બધી તમને જણાવવા બેસું તો મોટો ગ્રંથ ભરાય.

અહીં અમેરિકન ઝોનમાં તો અમે મોજનું જીવન માણીએ છીએ. જો કે અમેરિકન સૈનિકો જર્મન બીયર પીએ છે ત્યારે તેનાથી ટેવાયેલા ન હોઈને એમના 'વાઇલ્ડ વેસ્ટ કાઉ બૉઇઝ' જેવા બની જાય છે। બ્રિટિશ અને ફ્રેન્ચ ઝોનમાં પણ મજા છે. જો કે બ્રિટિશ ઝોનમાં પેલું 'ડીમિલિટરાઇઝેશન' ચાલુ છે—એટલે કે જર્મન ઔદ્યોગિક ઉત્પાદનને તોડી નાખવા પ્રયત્નો કરે છે પણ તેથી વળને કામદારો હડતાળ પાડે એટલે એ અટકાવે, અને પછી અમેરિકાને વચ્ચે લાવીને વાટાઘાટો કર્યા બાદ બ્રિટિશો સઘળું ભૂંસી નાખતા જાય. પરંતુ રશિયન ઝોનમાં ભૂલેચૂકે પણ જો કોઈએ હડતાલનો પ્રયત્ન કર્યો તો—ખુદા ખેર કરે!

...અહીં રૅશનિંગ હવે ઉઠાવી લેવાયું છે અને દિવસે દિવસે ખોરાકીના ભાવો ઊતરતા જાય છે. હું તો સદ્ભાગી છું કે અહીં રહું છું. મારી તબિયત પણ સારી છે. તમારી સૌની સુખાકારી ઇચ્છતો

તમારો Harold

Furth/Bavaria, Amalienstr, 51,
24-4-50

પ્રિય હરસુખ,

૨૧મીનો તમારો પત્ર આજે મળતાં ઘણો આનંદ થયો, ને જરા અવકાશ હોવાથી તમારા રસમય પત્રનો તુરત જ જવાબ વાળું છું.

૧૯મી તારીખનો મારો પત્ર થોડા દિવસ પર તમને મળી ગયો હશે. વળી ત્રણેક દિવસ પહેલાં દરિયાઈ ટપાલથી તમને મેં ૧૯૪૫-'૪૮ દરમિયાન નીકળેલી કેટલીક મિન્ટ સ્ટૅમ્પ (છાપ વગરની કોરી ટિકિટો) મોકલી છે, જે તમને લાંબા વખતે મળશે. વધુ સારી ટિકિટો એરમેઇલથી મોકલી છે. છેલ્લા પત્રમાં તમે મોકલેલી સુંદર ને રંગમય ટિકિટો માટે મારે તમારો આભાર માનવાનો છે. સૌથી વધુ રસમય તો હિંદની ખાસ ટિકિટો છે; જો કે ધાર્મિક પ્રતિમાદ્વારા હિંદનો ઇતિહાસ દર્શાવતી તમારી ચાલુ ટિકિટો પણ મને બહુ ગમી. સીલોન અને ન્યાસાલૅન્ડની ટિકિટો પણ આકર્ષક છે; પાકિસ્તાનની ટિકિટોની છપાઈ તો સરસ છે, પણ બહુ રસમય ન લાગી. ૨૧મી જાન્યુઆરીનું તમારું ફર્સ્ટ-ડે-કવર સરસ હાલતમાં મળ્યું છે. પણ મારી એક વિનતિ છે કે હવેથી તમે ટિકિટો કવરના ઉપર ખૂણા પર ન ચોડતાં સહેજ અંદર ચોડજો, જેથી પ્રવાસ દરમ્યાન તેના ખૂણાઓ વળી જતાં ટિકિટો બગડે નહિ. માગ્યા મુજબ આ પત્રમાં હું બીજા દેશોની યુ. પી. યુ. ટિકિટો બીડું છું.

બી. એસસી. (ટેક)ની ઉપાધિ મેળવવા બદલ મારાં અભિનંદન સ્વીકારશો. એ તો ખરેખર ખેદજનક છે કે કુશળ એન્જીનીઅરોને કામ આપવા પૂરતી સંસ્થાઓ તમારે ત્યાં નથી. અહીં તો તમને કેમિસ્ટ્રીના ક્ષેત્રમાં સહેલાઈથી કામ મળી રહે.

અને હવે, હરસુખ, પેલી નાજુક બાબત—અમારા જૂના જર્મન રાષ્ટ્રગીત વિષે. તમે મોકલેલી છાપાની નકલ મેં વાંચી છે; ને અમારે ત્યાં કહેવત છે તેમ એ 'જેરૂસલેમના' તોફાન વિષે તમને ક્યાંથી ખબર? યુદ્ધ થવાની સાથે જ અમારી સરકાર, અમારું રાષ્ટ્રગીત, બધું ખતમ થઈ ગયું. આજે પણ જર્મન રાષ્ટ્રગીત ગવાય કે વિચિત્ર ગવાય. પરિણામ શું આવે તે કોઈ જાણતું નથી. મારે બાબતે તો કે કશું જ કહેવું નથી, અને પછી, ગુમાવેલું યુદ્ધ, ગુમાવેલી પ્રજા ને ગુમાવેલા જર્મનીને સંભારીને બેસી રહે છે. અમારા ભાગલા પડી જવા એ કાંઈ ઠીક થયું નથી. બીજા દેશોને એ અનુકૂળ હશે, પણ અમને તો હમેશાં લાગવાનું જ કે અમારી પ્રજાનિર્ણય પર અન્યાય

સત્તાઓની નજર રક્ષા કરે છે. અલબત્ત, જર્મન રાષ્ટ્રગીત ગાવું એ જોખમી હતું; પણ એક વખત ગોળો ગબડવો તો જોઈએ. હવે અમને અમારું રાષ્ટ્રગીત પાછું મળી ગયું છે. તેની પહેલી અને ત્રીજી કડીઓ વિષેના તમારા પ્રશ્ન અંગે સાચી હકીકત જણાવું.

આ જૂનું રાષ્ટ્રગીત ઈ. ૧૮૪૮માં આપખુદ સત્તા સામેના બળવા વખતે એક કાવ્ય તરીકે લખાયેલું. સરમુખત્યારીના સામના અને લોકશાહીના મંડાણનું એ અમારું પહેલું પગલું હતું. એટલે એ વર્ષથી આ કાવ્ય જ અમારું રાષ્ટ્રગીત બની ગયું, તે ૧૯૪૫ના છેક બીજા મહાયુદ્ધના અંત સુધી. તે પછી તે ગવાતું નહિ. તેની સામે કશો પ્રતિબંધ ન હતો, પણ કબજેદાર સત્તાઓને તે રુચતું ન હતું; કહો કે તેમને એ જોઈતું ન હતું. એ ખરું છે કે નાઝીઓને તેની ત્રીજી કડી ગમતી નહોતી, કેમકે તેમાં હક, મુક્તિ અને ઐક્યની વાત આવે છે. મુક્તિ અને હક જોકે નાઝી અમલમાં ગુનો નહોતાં ગણાતાં; અને તેમણે પણ ત્રીજી કડી સામે મના નહિ ફરમાવેલી, પણ એ ગવાતી નહિ એટલે એ ત્રીજી કડી દફનાવાઈ ગઈ. કોઈ કાવ્ય-સંગ્રહમાં કે નિશાળના પાઠ્ય-પુસ્તકમાં પણ તે જોવા ન મળે. જુદા કાગળ ઉપર હું તમને એ બે કડી ઉતારી મોકલું છું.

પહેલી કડીમાંના શબ્દો Deutschland uber allesનો અર્થ એ કે 'જન્મે જે જર્મન છે તે પોતાના સ્વદેશને બીજા સૌ કરતાં વિશેષ ચાહવાનો જ.' તમે પણ તમારી જન્મભૂમિને નથી ચાહતા, હરસુખ? એમાં 'સુપરમૅન'—માનવસર્વોપરિતાની ભાવના રહેલી છે એ સાંભળીને અમને હસવું આવે છે; કેમકે આજથી ૧૦૦ વર્ષ પર 'સુપરમૅન'નું અસ્તિત્વ જ ન હતું. ૧૦૦ વર્ષ પર તો બાવેરિયા, સૅક્સોનિયા, પ્રુશિયા વગેરે અલગ દેશો હતા. અને જર્મની એ તો કેવળ આ જે બધા દેશો જર્મન ભાષા બોલતા તેમને ઓળખવા માટેનું નામમાત્ર હતું. ૧૫મી સદી સુધી તો સ્વિટ્ઝર્લૅંડ પણ જર્મનીમાં ગણાતું. નેધરલૅન્ડ (હોલાંડ) અને બેલ્જિયમ ૧૬૪૮ સુધી, ઑસ્ટ્રિયા ૧૮૧૩ સુધી, અને એ જ રીતે ઇટલીના થોડા ભાગ અને લોમ્બાર્ડી ૧૯મી સદી સુધી જર્મનીમાં ગણાતાં. આજનું જર્મની એ તો જુદાંજુદાં રાજ્યોનો સમૂહ માત્ર છે. તે ૧૮૧૩માં એકત્રિત થયાં, જે એકતા ૧૮૭૦-૭૧ના વિગ્રહ બાદ મજબૂત બની. ૧૯૧૮ સુધી તો બાવેરિયામાં ટપાલ, નાણું, સરકાર બધું તેનું આગવું હતું. એ જ રીતે તેની પશ્ચિમ પડોશે આવેલા વુર્ટેમ્બર્ગના રાજ્યમાં. જર્મન પ્રજાસત્તાકમાં આમ સ્વતંત્ર રાજ્યોનું અસ્તિત્વ છેક હિટલરના કાળ સુધી રહ્યું, જ્યારે બાવેરિયાને તેની પોતાની સરકાર હતી. જર્મની અગર Deutschland (ડૉઈશલૅન્ડ) શબ્દ તો અંગ્રેજોએ ઈ. ૩૦૦-૫૦૦ના ગાળાના જૂના જર્મનો પાસેથી લીધેલો; એ જ 'ડૉઈશલૅન્ડ' અથવા 'ડૉઈશ' શબ્દ તમને નેધરલૅન્ડ (હૉલાંડ)ના 'ડચ' શબ્દમાં મળી આવે છે. જર્મનો અને હાલના બ્રિટિશો બંને એક જ સૅક્સન જાતિના છે. ખરા બ્રિટિશરો તો વેલ્સ અને સ્કૉટલૅન્ડના મૂળ સેલ્ટિક જાતિના વતનીઓ જ ગણાય; જોકે બ્રિટિશો પણ સેલ્ટિક જાતિના કોઈક હશે. પ્રાચીન બ્રિટિશો અથવા બ્રિટનો તો ઈ. ૨૦૦ થી ૬૦૦ના ગાળામાં ઈંગ્લંડ પરની રોમનોની કબજાગીરી દરમ્યાન રહેતા હતા તે. પણ આ બધું તો તમે જાણતા હશો.

અને પેલી 'સુપરમૅન' (સર્વોપરિતા)વાળી વાત કરીએ તો, દક્ષિણ અમેરિકામાં હબસીઓ પ્રત્યે, કે પોલાંડ જેવા પૂર્વના દેશોમાં યહૂદીઓ અને જર્મનો પ્રત્યે જે વર્તાવ છે, કે ખુદ તમારા હિંદમાં બે વરસ પહેલાં અછૂતો પ્રત્યે જે વર્તાવ હતો તેનો વિચાર કરો. અને હું શરત મારું છું કે અંદરખાને બધું સરખું જ છે; નહિ?

પાછું હરસુખ, મેં બહુ લાંબો કાગળ લખ્યો. આવતે અઠવાડિયે સત્ર શરૂ થશે તેથી મેં તરત લખી નાખ્યો, નહિતર કદાચ આવતા વૅકેશન સુધી મારા મેજમાં પડી રહેત.

તમને શ્રેષ્ઠ તંદુરસ્તી ઈચ્છતો, તથા આવા આવા ખૂબ સવાલો પૂછવાની વિનંતી સાથે તમને ખુશનસીબી ઇચ્છતો...

તમારો સહૃદય Harold

## ફરિયાદ

ગોંડળથી એક ભાઈ લખે છે: 'પત્ર-મિત્રતાની કૉલમમાંથી મેં લગભગ ૧૦ જણને કાગળ લખેલા છે. તેમાંથી ફક્ત મને પાલીતાણા અને મદ્રાસથી બે ભાઈઓએ જવાબ આપેલા. તેમના કહેવા પ્રમાણે મેં બંને બિરાદરોને ૫૦ થી ૬૦ ટિકિટો મોકલાવેલી, પણ હજુ સુધી તે ભાઈઓએ જવાબ આપેલ નથી. તો આપ ફરિયાદમાં આ બાબત છાપશો જેથી બીજા બિરાદરો આવાથી ચેતે.'

## પરદેશનાં પત્રમિત્રો

The following addresses were sent in by Mr Girdharilal Shroff, 711/3, Sakar Bazar, Ahmedabad, 2 (India-Bharat): (1) Napolitans Rinaldo, Via Della *Cava Auralis, 18, Roma, (Italy)* Man–Stamps; (2) Svenn Drobel, Brughuset, Nykbing-Floster (Denmark) Boy-20 years; (Arts, Philosophy, Birds.); (3) Anna Maria Pagani, Villar Perosa, Torino (Italy), *Stamps; (4) Piero Accorsi, Via 29 Maggio 14-Leg*nano Miano (Italy) Boy-Stamps; (5) Mariami Giovanni, Vicolo Chonop N4, (Italy) Boy-Stamps: (6) D. Vittorio Falcinelli, Corgiano, Perugio (Italy); (7) Patrizio Maggini, Biasca-Tirino (Switzerland) Boy-Stamps; (8) Molhi Lay, Sughantarghan, Poyntzpass, Co. Srmagh (N. Ireland). (9) Merete Lange, Drouningc O'gasvig, 53 III Copenhagen F. (Denmark), Girl-14 years, (Sports, Music, Books); (10) Svenn Drobel Brugghuset, Nykbing Folster (Denmark) Boy, 20 years. Classic Arts, Sculpture, Philosophy, Birds.

## અમેરિકાનાં પત્રમિત્રો

(11) Jimmny Bilando, 732 West Bace Street, Trinidad, Colorado (U.S.A.), Boy–15; (12) Barbara Moore, Route 3 Box 263, Turlock, California (U.S.A.), Girl–15 years; (13) Ruth Meredith, Fairview, Illinois (U.S.A.), Girl–18 years; (14) *Harry E. Babbitt, 947 Mulferry* Street, Galesburg, Illinois (U.S.A.), Man–23 years

According to the message of Dr. Crowell of International Students Society of U.S.A. for encouraging friendship among the young people to create goodwill and understanding, all boys and girls of 12-20 years of age, wishing to have pen friends may send their addresses as well as collective lists of their friends to the ISS representative Mr. Girdha*ailal Shroff, 711/3 Sakar Bazar, Ahmedabad–2.*

## હિંદી પત્રમિત્રો

(511) Jamanadas Kotdawala, C/o, Prabhudas Bapubhai Shah, Dhandhuka–17, Stamps, Corres-

pondance; (512) Manhar M. Shah, Artist, Manhar Niwas, Opp. Kalabhuvan, Baroda—22, Drawing, Literature, Photography etc; (513) Shirish R. Desai, C/o R. H. Desai, R.F.C.M., Gandhivad, Kapadwanj (Dt. Kaira)—Photography, Astrology. [ઉમેરો: Girdharilal Shroff, 711/3, Sakar Bazar, Ahmedabad, 2 (India)] (514) Harivadan S. Patel, 32, Old Amritvadi, V. J. Patel Rd., Bombay-4—21, Stamps, Music; (515) Mamuwala F. S., Raja Cottage, Saifeepura, Siddhpur (N. G.)—19, Stamps, Literature; (516) Pravin Shah, C/o R. Vinayakant Co., Zalorapa, Junagadh (Saur.)—20, Stamps, Music, Cricket; (517) Navnitlal V. Mistry, C/o Vallabhbhai V. Mistry, Opp. Tata High School, Bilimora—18, Stamps, Drawing and Painting; (518) Irani Godrej Mehervanji, C/o Minoo K. Pooniwala, 216, Bibi's wadi, Sayadpura, Surat—16, Stamps; (519) Mohamed Husein N. Gandhi, 2110, Panchkuva, Naya Moballa, Ahmedabad-20, Stamps; (520) Abdullamiya A. Bombaywalla, 346, Ramtalab, Opp Hakim Chichi, Surat—23, Stamps. (521) Manhar K. Gajjar, 93 Jail Road, Indore city, (M. B.)—16, Stamps, Coins; (522) K. M. Tanna, 22, Bhasker lane, Bombay-2—19, Drawing and Painting, (523) Chhotalal J. Shukla, 22, Bhasker lane, Bombay-2—24, Politics, Religion; (524) Vitthalbhai P. Gajjar, Near Ambica Bhuvan, Nar—22, History; (525) C. A. Wadher, 307/A 19, Outside Nickolgate, Saraspur, Ahmedabad-2—20, Stamps; (526) Manhar Mathawala, C/o Jekishandas Chunilal Mathawala, Anavil Sheri, Sagrampura, Surat—18, Sports and Photography; (527) Deepaklal Maganlal Shah, Vadi, Opp. Shani Deo, Baroda—21, Hiking, Sealed letters Reading; (528) Mapara Kantilal N., Plot No. 603, West View, Manekwadi, Bhavnagar—17, Photography, Radio, Movies, Reading; (529) Harsiddha, C/o Narsinhalal Lallubhai Shah, Motibag, Ellis Bridge, Ahmedabad—15, Stamps, Horse Riding; (530) Bhagavatibabu Odhavji Joshi, 94, Rupapari, Dariyapur, Ahmedabad—19, Politics, Literature; (531) Vadilal Vasanji Shah, 32, Modv Street, Fort, Bombay-1—29, Stamps; (532) Mansukh Maniar, C/o A. J. Chanchani, P.O. Bokaro, Dist. Hazaribagh, (E. I. R.)—23, Stamps, Photography, Literature, Coins, Music. (ચાલુ)

પંદરમી ઑગસ્ટે (અનુ૦ પૃ૦ ૨૩પરથી)

બોલાવ્યા. એકને સાઈકલ ઉપર રાયપુર મોકલી ત્યાં મોહનભાઈને કહેવડાવ્યું કે જેમ બને તેમ જલદી અખાડાના મોટા વિદ્યાર્થીઓને લઈને ચાર કુવારાના નાકે આવી પહોંચો. ત્યાં ગિરદીને લીધે જરા તોફાન જેવું થયું છે તેમાં કામ કરવાનું છે.

બીજા બે કુમારને તેમણે સાઈકલ પર એ રસ્તામાં જ ચોમેર દોડાવ્યા અને એટલામાં રહેતા અખાડાના મોટા વિદ્યાર્થીઓમાંથી જેટલા મળે તેટલાને પોતાના બટ પહેરી, ગજવામાંથી લેબગ કાઢી નાખી, તાબડતોબ અખાડાના મેદાન પર હાજર થવાનું કહેવડાવ્યું.

કેટલાક ફરવા નીકળી ગયા હતા; કેટલાક નીકળવાની તૈયારી કરતા હતા; કેટલાક રસ્તામાં જ મળી ગયા. જે મળ્યા તેમને બધાને ભેગા કરી તેમની ત્રણ ત્રણની ટુકડીઓ પાડી દીધી અને જ્યાં જ્યાં અનિચ્છનીય બનાવો બનતા જણાય ત્યાં ત્યાં અંદર ઘુસી જઈ મેળવેલી તાલીમનો ઉપયોગ કરવાની સૂચના આપી દીધી.

આ ઉપરાંત બીજા કેટલાક નાના અને નાના વિદ્યાર્થીઓને પણ તેમણે સાથે લીધા અને તે દરેકને જણાવ્યું કે તમારે ફરતા રહેવું અને ખાસ મારંમારી ન કરતાં જેઓ ગૂંગળાતા હોય કે જેમને બીજી કોઈ જાતની જરૂર હોય તેમને આજુબાજુના બીજા લોકોની મદદથી બાજુ પર ખસેડી નવભારત હાઈસ્કૂલમાં પહોંચાડતા કરવા.

પછી આખી ટુકડીએ જલદ ચાલ શરૂ કરી ને જોતજોતામાં તો સૌ ચાર કુવારાના નાકે આવી પહોંચ્યા. ટુકડીઓ યોજના પ્રમાણે વહેંચાઈ ગઈ. ચોમેર ધીંગાણ ધીંગાણ થઈ રહ્યાં હતાં. તોફાનીઓના હોકારા અને સ્ત્રીઓની ચીસોથી આઝાદીના ઉત્સવનું વાતાવરણ કદરૂપ થઈ ગયું હતું. ચોમેરથી લોકો એટલા હડસેલાઈ રહ્યા હતા કે કોઈ પણ માણસ 'સલામત' હતું એમ કહેવું ભાગ્યે જ બને. અને આ હજારો લોકોમાં જે જૂજ લોકો ગેરવર્તન કરી રહ્યા હતા તેમને કાબૂમાં લઈ જ ન શકાય એમ લાગતું હતું. પણ એવો નિરાશાવાદી આ જ તો અત્યારે ઘાતક જ નીવડે તેમ હતો, એટલે કશો લાંબો વિચાર કર્યા વિના જસવંતભાઈની ટુકડીએ ઝંપલાવ્યું.

દરેક ટુકડી ટોળાંની વચ્ચેથી રસ્તો કરી ગુંડાઓથી-પશુઓથી ઘેરાએલી સ્ત્રીઓની મદદે જવા લાગી. સામાન્ય લોકો તો ઈરાદાપૂર્વકની કોઈ રુકાવટ તેમના માર્ગમાં નહોતા કરતા, પણ ગુંડાઓ તેમને તરત રસ્તો આપવા તૈયાર નહોતા. 'ચાલો ભાઈ, જરા જવા દેજો' એવા નમ્ર ને શાંતિભર્યા શબ્દો શાંતરીતે કહેવાની સાથે જ આ બિરાદરો પેલા ગુંડાઓના પગ પર પોતાના બૂટ એવી તો સફાઈથી મૂકતા, અને પોતાની મુક્કી, ખભા તથા કોણીનો ઉપયોગ એવી તો નિશ્ચલ રીતે કરતા, કે તેમના નમ્ર વચનની અને આ જલદ કામ કરવાની એ બંને ક્રિયા એક જ માણસ કરી રહ્યો છે એમ તો, પહેલી નજરે ખ્યાલમાં જ ન આવે! અને આવે તો પણ 'વાચા'એ કહેલી વિનંતી 'કર્મ'ના પ્રભાવે માન્ય રાખવી જ પડતી! કેટલીક જગ્યાએ 'કર્મ'ની સાથે સુસંગત 'વાચા'નો પણ ઉપયોગ કરવાની જરૂર પડતી, ને તેને પ્રસંગે આ ટુકડી તેમ કરતાં પણ ચૂકતી નહિ.

ગિરદીનો ગેરલાભ ઉઠાવનાર ગુંડાઓ જાણતા હતા કે આજે તેમની ચારે બાજુ શિકાર જ શિકાર છે. અને તેથી જ્યારે તેમનો એકાદ શિકાર છિનવી લેવાતો ત્યારે તેની બહુ ચિંતા કર્યા વિના તેઓ શિકાર માટે શોધ—શોધ શા માટે? હલ્લો જ શરૂ કરી દેતા.

પણ થોડી જ વારમાં તેમણે જોયું કે નવા શિકારની સાથે પાનું પાડતાં જૂના દુશ્મનોનો સામનો ફરી સામે જ આવતો. તેઓ હવે પોતાનો પીછો છોડે તેમ નથી એમ જણાતાં તેમને ફરી રોષ ચઢ્યો. કમનસીબ અને ઓછી હિંમતવાળા ગુંડાઓએ એ ફરીયાદને હજ હાથ વ્યક્ત કરી પગ હાથ સલામતી શોધી. પણ અનુભવીઓ અને નાદાનવાળા ગુંડાઓએ એમ તરત શરણાગતિ ન સ્વીકારી. તેમનું છમ અને શરીર બળે હાથ સામો જવાબ આપવા તૈયારી દેખાવી.

આજે બધાને જસવંતભાઈના મિત્રોની કસોટી હતી. પણ એવી કસોટીની કલ્પના પહેલેથી તેમને નહોતી એમ નહોતું અને તે...

કસોટી કેવી રીતે પાર કરી શકાય તેનો ખ્યાલ પણ તેમને હતો જ. એને પ્રસંગે તેમણે પોતાની વાચા અને કર્મની વચ્ચે અસંગતતાનો ત્યાગ કરી બન્નેને હમ બનાવ્યાં. એટલું જ નહિ પણ આજુબાજુના સામાન્ય લોકોની સહાનુભૂતિ અને સહાય મેળવીને તેમને પણ પોતાની સાથે કામે લગાડયા. પરિણામે જરા ઝપાઝપી થતી, પણ ગુંડાઓને એવું જણાતું કે તેમનો સામો પક્ષ હિંમત ને તાકાતમાં પણ તેમનાથી ઊતરતો નથી કે તરત જ છૂપ સિવાયની પોતાની બાકીની જાતથી શરણાગતિ સ્વીકારતા.

શાંતપુરથી મોહનભાઇની ટુકડી આવી પહોંચી હતી. જિતુભાઇએ જે જે ફોન કરેલા તેના પરિણામે કેટલીક નાની ટુકડીઓ પણ આવી હતી, અને એ બધી જ કામે લાગી હતી. જોકે સામટાં મેદનીનો એકસાથે ખ્યાલ કરતાં આ સંખ્યા ઘણી જ નાની હતી. અને તેથી બહારથી જોઇ શકાય તેવું સ્પષ્ટ પરિણામ આવતું નહોતું; પરંતુ આખા ટોળાનો કોઇ સમગ્ર રીતે ને જરા ઝીણી નજરથી ખ્યાલ કરી રહ્યું હોત તો તેને સમજાત કે એટલો ફેર પડયો હતો કે પહેલાં ગુંડાઓ જે મન મૂકીને—બેફામરીતે શરમજનક કામ કરી રહ્યા હતા તેના પર એક જાતનો કાબૂ આવ્યો હતો અને હવે તેઓ જરા ખચકાતા હતા અને સંભાળીને કામ કરતા હતા બીજી એક વાત એ પણ તેને સમજાત કે વાતાવરણમાં એક જાતનો ફફડાટ શરૂ થવા પામ્યો હતો.

આ ફફડાટનાં કાંઈ જ પરિણામ ન આવ્યાં તેમ નહિ. ફફડાટનો સૌથી વધારે ભોગ તો થઈ પડયો મહેશ. તેણે જેનો પીછો પકડયો હતો તે ગુંડો ઊંચો, જાડો, અને કાળો—અને ભયંકર રીતે પડછંદ હતો. પોતાના શિકારને બેએક વાર છૂટી જતો જોતાં તથા બીજા બેએકને ફસાવવામાં પોતે નિષ્ફળ જતાં તેણે ગાળો અને બીભત્સ ભાષાનો પૂરો ઉપયોગ કર્યો. મહેશ તેથી જરા ઉશ્કેરાયો, ને સંસ્કારી છતાં કડક ભાષા સાથે પોતાના મજબૂત હાથનો ઉપયોગ તેણે કર્યો. પેલાએ, તેથી પોતાના મગજ પરનો કાબૂ ગુમાવ્યો અને અંદરના ગજવામાંથી છરો કાઢ્યો. મહેશે તે જોયો. ઘા ઉગામાતો પણ જોયો. તેણે ઘાને આવવા દીધો, અને જેવો આવ્યો કે તરત જ પોતાના તાલીમી શરીર વડે એવી તો ચપળતાપૂર્વક વળાંક લીધો કે ઘા નકામો ગયો, એટલું જ નહિ, પણ ઘા કરનાર, મહેશની પકડમાં આવી પડયો!

પણ ગુંડો એકલો નહોતો. તેના કોઇ સાથીદારે ચપ્પા વડે મહેશ પર હુમલો કર્યો. મહેશની સાથે રમણ હતો, તેણે છેલ્લી ઘડીએ આ પડતો ઘા જોયો. તે વચમાં તો પડયો તોય ઘા મહેશની પીઠમાં પેઠો; અલબત્ત રમણના પ્રયત્નના પરિણામે ઘા પ્રાણઘાતક ના થયો.

આનાથી ઊલટો બનાવ બીજે બન્યો. સુરેન્દ્રે એક ગુંડાનો સામનો કર્યો ગુંડાએ છરી કાઢી. પણ સુરેન્દ્ર કાંઇ કરે તે પહેલાં ગુંડાની પાછળથી કોઈ અજાણ્યા માણસે એકદમ ઉશ્કેરાઇને ગુંડાની છરી પડાવી લીધી અને છરી સાથે રુદ્ર નૃત્ય શરૂ કરી દીધું! એમાં છરીનો માલિક તો સખત ઘાયલ થયો જ, ને જો તેના સાથીદારો તેને લઇ નાસવા માંડયા ન હોત તો તો કદાચ ત્યાંજ તેની લાશ પડત. ઉપરાંત બીજા પણ ત્રણ-ચાર ગુંડા એ છરીનો ભોગ થઇ પડયા. તે દરમિયાન સુરેન્દ્રે છરીનો કબજો લઈ પેલું રુદ્ર નૃત્ય અટકાવ્યું.

આ બધાંના પરિણામે વાતાવરણ ઠીકઠીક ગરમ થઈ ગયું અને જરા નાસભાગ શરૂ થઇ; પણ એક વાત તો થઇ જ કે સ્ત્રીઓની છેડતી લગભગ અટકી ગઇ હતી.

જસવંતભાઇ ચારે બાજુ નજર રાખી રહ્યા હતા. તેમણે જોયું કે મામલો હવે એ હદે પહોંચી ગયો છે કે તેને જો બીજો વળાંક આપવામાં નહિ આવે તો બીજી રીતે અનિચ્છનીય પરિણામ આવશે એ ટલે તરત તેમણે, અગાઉથી વિચારી રાખ્યા મુજબ પોતાની સિસોટી વગાડી. અખાડાની ટોળી એનો અર્થ જાણતી જ હતી. તેમણે સામનો કરવાનું પોતાનું કામ આટોપવા માંડયું.

પરંતુ સાથોસાથ સિસોટીની બીજી પણ અસર થઇ. કોઇએ બૂમ પાડી: 'પોલીસ આવે છે, પોલીસ આવે છે!' અને વાત ખોટી પણ નહોતી. જિતુભાઇએ કરેલા ફોન પરથી તથા બીજીરીતે પણ પોલીસને બાતમી મળી જ હતી, એટલે અખાડા ટોળીના જેટલી જલદી તો નહિ, છતાં ઠીકઠીક ઝડપે પોલીસ આવી પહોંચી હતી અને ચાર ફુવારાંના નાકે ભેગા થવા માટે બાજુના રસ્તેથી તેમની લારીઓ આવીઆવીને ખાખી કપડાંવાળાઓ તેમાંથી ઊતરવા માંડયા હતા.

ગુંડાઓએ હવે પોતાની સલામતી ખાતર ચાલતી જ પકડી. લોકોએ પણ બીકના માર્યાં નાસભાગ શરૂ કરી; પણ કેટલી વિરાટ મેદની! એમ તે બધા કેમ નાસી શકે? કેટલાયે પડવા લાગ્યા, કેટલાયે ચગદાવા માંડયા. વાતાવરણ ચીસાચીસથી ભરાઇ ગયું.

જસવંતભાઇ જિતુભાઇની ટોળીઓએ હવે રસ્તામાં પડતા લોકોને સહાય કરવા માંડી. અને જોકે થોડો વખત તો લાગ્યો, પણ ધીમેધીમે વ્યવસ્થા થવા માંડી ને બધું થાળે પડવા લાગ્યું.

બીજી બાજુ નવભારત શાળાનું દૃશ્ય પણ ખરું થયું હતું. આખું ચોગાન મોટા ભાગની સ્ત્રીઓ અને થોડા ભાગના તેમની સાથેના પુરુષોથી ભરાઇ ગયું હતું. એક મોટા ઓરડામાં હરિપ્રસાદ ખડા થઈ ગઈ હતી પાટલી રૂપી પલંગ ઉપર કેટલીક બેભાન બહેનોને હજી સારવાર અપાતી હતી.

શાંતિ અને વ્યવસ્થા થતાં બધાએ ધીમેધીમે ચાલવા માંડયું. અર્ધાએક કલાકમાં તો મોટા ભાગનાં સ્ત્રી-પુરુષો ચાલ્યાં ગયાં. બાકીનાઓને કાં તો હજી આરામની જરૂર હતી, કાં તો સંગાથની. તેની વ્યવસ્થા પણ આ ટુકડીએ કરી આપી અને બીજા અર્ધા કલાકમાં તો બધું જ પતી ગયું.

જસવંતભાઇ અને જિતુભાઇએ હવે બધા મિત્રોને ભેગા કર્યા. પોતાનામાંથી પણ કેટલાકને વધારેઓછી ઇજા થઈ હતી. જસવંતભાઇએ તે દરેકની તપાસ કરી અને બધાને બરાબર સારવાર મળી ગઈ છે કે નહિ તે જોયું. તે દરમિયાન જિતુભાઇએ શાળાના હેડમાસ્તરને ફરીથી ફોન કરી તેમનો આભાર માન્યો. હરિપ્રસાદ તથા ડૉ. ભરૂચાને મળી તેમની સાથે પણ શિષ્ટાચાર પતાવ્યો અને પછી આખી ટુકડીએ ચાલવા માંડયું.

નાનો દિલીપ ક્યારનો અકળાયા કરતો હતો. છેવટે તેણે શરૂ કર્યું: 'શું તોફાન! બાપરે! અને આપણા લોકો કેવા બીકણ છે! એક ભાઈ તો પોતાની બહેનને એકલી મૂકીને નાસી ગયા તે મેં નજરોનજર જોયું.'

'આપણે એવા બાયલા છીએ, તાકાત અને હિંમત વિનાના છીએ,' જસવંતભાઇએ જવાબ આપ્યો,—'એટલે જ ગુંડાઓ પોતાનું કામ કરી શકે છે અને બેફામ બનતા જાય છે.'

'આ ગુંડાઓ' જિતુભાઈ બોલ્યા, 'એ ખરેખર આપણું કલંક છે. એ કલંક દૂર થાય અને ભારતમાતા શુભ્ર જ્યોત્સ્ના જેવી પ્રકાશમાન બને એ દિવસ ક્યારે આવશે?—'

અને એ સાથે જ રજનીએ પોતાના સુમધુર અવાજે શરૂ કર્યું:

"શુભ્ર જ્યોત્સ્ના પુલકિતયામિનીમ્,
ફુલ્લકુસુમિત, દ્રુમદલ શોભિનીમ્,
સુહાસિનીમ્, સુમધુર ભાષિણીમ્,
સુખદામ્...વરદામ્...માતરમ્..."



# માધુકરી

આ પાત્ર ગાઢે ભરી દો છલોછલ,
હું ઝંખતો એવી અપાર સિદ્ધિ,
જે ઝેર આખા જગનાં હલાહલ
સમાવી લે અમૃતગર્ભ સિદ્ધિ.

—પિનાકિન ઠાકોર

## સ્વ. યુસુફ મહેરઅલી

મધમાખોની પેઠે યુવકોનાં ઝુંડનાં ઝુંડ જેમની પાછળ ટોળે વળતાં, જેમના સદા હસમુખા ચહેરા અને તેજસ્વી આંખોમાંથી એટલી જ પ્રોત્સાહક ને પ્રબોધક વાણીમાંથી યુવાનોને પ્રેરણા અને શિક્ષણ મળતાં, રાત ને દિવસ અણથાક ઉદ્યમ અને તલસતી તમન્નાથી દેશકાર્ય કરતા જેમના સેવાકાર્યનો જુસ્સો નવલોહિયાઓને દેશને માટે કામ કરવા પ્રોત્સાહિત કરી થનગનાવી મૂકતો તે, દેશના યુવકવર્ગના અત્યંત પ્રિય નેતા અને ચુસ્ત રાષ્ટ્રવાદી સેવક શ્રી યુસુફ મહેરઅલીનું ગઈ તા. બીજી જુલાઈના રોજ, હૃદય રોગની આઠ વર્ષ સુધી લાંબી બીમારીને અંતે, મુંબાઈમાં જસલોક ક્લિનિકમાં અવસાન થયું.

ઇ. ૧૯૨૮ના ફેબ્રુઆરીની ત્રીજી તારીખની એક સવારે, ૨૪ વર્ષના એ ઊગતા તરુણે, કૉંગ્રેસી મુરબ્બીઓ અને પીઢ નેતાઓની મના છતાં, મુંબાઈના બારા ઉપર ૪૦૦ નવલોહિયાઓની સરદારી લઈને 'સાયમન પાછો જા'નો પોકાર કર્યો. ત્રણત્રણવારના સખત લાઠીચાર્જ (તથા એક 'ઉત્સાહી' સાર્જન્ટે એમને પોતાને ધરાઈને મારેલા માર)ની સામે પણ અણનમ રહીને, એક તસુ પણ હઠ્યા વિના, દેશના ધૂંધવાતા વિરોધને મુંબાઈના મુખ વાટે એમણે બોલતો કર્યો એ જ ઘડીથી, એકાએક વીજળિક પ્રવાહની માફક એમનું નામ કરોડો હિંદવાસીઓની જીભે વહી રહ્યું, અને તે લોકપ્રિયતાના શિખરે ઉચકાઈ ગયા.

પણ રાતમાં એકાએક આવી પડેલી આ કીર્તિમાળની પાછળ માત્ર પોકળ ધમધમાટ જ ન હતો. ચોવીસ વરસની એ શરૂ થતી યુવાનીની મજલ સુધીમાં તો એ, આત્મવિકાસ અને પ્રજાસેવા માટે ઘણી નાની ઉંમરથી અંત અને નિશ્ચલ નિરધારપૂર્વકની સાધના કરી ચૂક્યા હતા. હજી તો જીવનના બીજા દસકામાં હાઈસ્કૂલમાં અભ્યાસ કરતા હતા ત્યારથી પોતાના ભણતર તથા ઇતર જ્ઞાનના પ્રદેશોના વાચન ઉપરાંત, એ દેશદેશના ક્રાંતિવાદીઓના ચરિત્રો ને કારવાઈઓના ગ્રંથો પી ગયા હતા, ને ઇટાલીના મેઝિનિ તથા ગૅરીબાલ્ડી, ચીનના સુન યાત-સેન, આયર્લાંડના સીન-ફીન આંદોલનો, ને રશિયન રાજક્રાંતિના નેતાઓની અન્યાય સામેની જેહાદ, દેશ કાજેની ન્યોછાવરી અને શહીદીઓમાંથી એમણે જીવનમરણની પ્રેરણા પામી લીધી હતી. એટલે ઈ. ૧૯૨૦માં ગાંધીજીએ જ્યારે અસહકારની હાકલ કરી ત્યારે તેમને તેમાં ઓબીન હેરો જેવા સાચા મુક્તિયજ્ઞનાં



સ્વ. યુસફ મહેરઅલી



### આસમાનનાં પંખી-૫૪
### શક્કરખોરો

ફૂલેફૂલે કરી રસ ઉઘરાવતો ને સૂર્યકિરણોમાં તેજ-છાયાના પલટા લેતા ભભકાદાર રંગોની છોળો ઉડાડતો આ શક્કરખોરો વસંતથી માંડી વર્ષાઋતુ સુધી દેખાય છે. ચાર જ આંગળના તેના નાનકડા શરીરનો સમગ્ર વર્ણ, જાંબુડી કે ઘેરી લીલી છાયાવાળો ચળકતો ઘેરો આસમાની; એની દાઢી, ગળું, ગરદન અને છાતી પર તાંબટ વર્ણની આભા; ને હેઠળનો બાકીનો ભાગ ઘેરો આસમાની; આંખો ઘેરી બદામી; પગ કાળા;...પણ આ રંગવિધાન અને તેજ-છાયાનો મોહક દૃષ્ટિભ્રમ તો તેના આ સંવનકાળ (વસંત, ગ્રીષ્મ અને વર્ષાઋતુ)માં જ દેખાય છે. તે વીતતાં તો તે પીઠ પર લીલાશપડતા અને હેઠળના ભાગે આછા પીળાશપડતા રંગની કાયાવાળો બની જાય છે ફેર નથી પડતો ફક્ત તેની ચાંચના મૂળથી છાતી સુધીના ચળકતા કાળા પટ્ટામાં. માદા સદાકાળ એકરંગી: ઉપરના ભાગે લીલી બદામી અને પેટના ભાગે ચળકતા મેલા પીત વર્ણની જ રહે છે.

કોઈ પણ ફૂલનો રસ અને તે સાથે આવી જતી જીવાત એ તેનો આહાર. એ પુષ્પમધુ ચૂસવા માટે કુદરતે તેને કાળા રંગની, આગળના ભાગમાં દાંતાવાળી, ને બીડાતાં નળી જેવી થઈ જતી તીણી ચાંચ બક્ષી છે; અને વચ્ચે પાતળા ચીરાને લીધે પીંછી જેવા લાગતા છેડાવાળી, બંને બાજુએથી વળી જઈ નળી જેવી બની જતી જીભ તેને હોય છે.

ઘાસ-છોતરાં, પીંછાં-તણખલાં, ને ચીંથરાં વગેરે જે હાથ ચડ્યું તે લઈ, તેનો અણીવાળા નાસ્કફળ જેવો લટકતો માળો ગૂંથી, તેમાં ને એક પડખે ઉપર છાપરિયાવાળું પ્રવેશદ્વાર રાખે છે, જેના ઉંબરાથી જરા નીચાણ પડખે આડો રાખી તેમાં બદામી છાંટણાંવાળાં મેલાસફેદ રંગનાં બેથી ત્રણ ઈંડાં મૂકે છે.

[કુમારમાં આવેલા 'વનેચર'ના લેખ પરથી]

















બલ્ગેરિયા તથા (જમણી તરફ છેલ્લી) યુગોસ્લાવિયાની નવીન પ્રતીકોવાળી ટિકિટો (અજિતકુમાર સંઘવી)



બલ્ગેરિયાની આ ટિકિટો તેના ચિત્રોની નવીનતાને લીધે આકર્ષક છે. પહેલી હારમા (૧) દરિયાકિનારે વિરામ-વિનોદ કરતાં બાળકો દર્શાવતી બાળ તંદુરસ્તીની ટિકિટ, (૨) સાઇકલ-શરત: રમતોના ઉત્તેજન માટેની ટિકિટ; (૩) રાજ્યની પંચવર્ષીય યોજનાના સ્મરણમાં કાઢેલી ટિકિટ, જેમા વચ્ચે ઉદ્યોગ (ચક્ર), તે પછી ખેતીવાડી (ડૂંડા) અને બે બાજુ શક્તિ (પાવરહાઉસ) તથા મિલોનાં પ્રતીક દર્શાવ્યા છે, (૪) યુદ્ધપ્રવૃત્તિ દર્શાવવા માટેની ટિકિટ પર મશીનગન ચલાવનાર તથા હૅન્ડ ગ્રેનેડ (હાથ બૉમ્બ) ફેંકનાર સૈનિકોના ચિત્રો. બીજી હારમા શરૂની ચારે ટિકિટો સુંદર પ્રતીકાલેખન દર્શાવે છે: (૧) ચાંચમાં ઑલિવની ડાળી ધારણ કરતું જગતશાંતિનુ દૂત કબૂતર, (૨) રમતોને ઉત્તેજન દર્શાવતુ શતરંજનુ મ્હોરું; (૩) વચ્ચે શાન્તિના પ્રતીક રૂપ ઑલિવ વૃક્ષની ડાળીની બંને બાજુ રશિયા, અમેરિકા ઇગ્લંડ વગેરે મહારાજ્યોના ધ્વજચિહ્નવાળાં પ્રતીક; (૪) ખેતીવાડી ઉત્તેજન માટેની ટિકિટ ઉપર ગુલાબનું ફૂલ, દ્રાક્ષનો ઝુમખો તથા તમાકુનું પાંદડુ ઉદ્યોગના ચક્રમા દર્શાવ્યા છે; (૫) પર્વતમાળામાં બરવાડ પાસેથી માહિતી મેળવતા સરહદના રક્ષકનુ ચિત્ર. ત્રીજી હાર (૧) ૧૯૪૬ની લોકમત-ગણત્રીના સ્મરણમા કાઢેલી; (૨) તાર ટપાલ ખાતાના રાહત-ફંડ માટે કાઢેલી ટિકિટ ઉપર ટેલીગ્રાફનો થાંભલો દુરસ્ત કરતા લાઈન મૅનનું ચિત્ર; (૩) વ્યાયામ-ઉત્તેજન માટેની ટિકિટ ઉપર ગેઈટ લિફ્ટિંગનો અનોખો પ્રકાર; છેલ્લી–જમણા હાથ તરફની ટિકિટ બાલ્કન રાજ્યોની સંધિ નિમિત્તે બહાર પડેલી યુગોસ્લાવિયાની છે, જેના ઉપર યુગોસ્લાવિયા, ગ્રીસ, રુમાનિયા અને તુર્કીની રાજમુદ્રાઓ બતાવી છે (શ્રી અજીતકુમાર સંઘવીના સંગ્રહમાંથી)

ને વધારે ઊંડાં જતા જાય છે દરેક ચોમાસામા આપણી લાખો એકર જમીનનો રસકસ સમુદ્રને તળિયે ખેંચાઈ જાય છે.

લાખો ટન અનાજ દર વરસે ઘટે છે તેનું શુ કારણ છે? ખાતર વગર અનાજ ઓછું પાકે છે, છતા બળતણની તાણને લીધે છાણ અને ખેતરનો કચરો આપણે બાળી દઈએ છીએ. ખેતરના પાકોને બહુ અગત્યના, છતાં આપણી જમીનોમાં બહુ જ ઘટતા ફૉસ્ફેટ જેવા પદાર્થ આપણને ઝાડને લીધે જ મળી શકે છે, કેમકે તે પદાર્થને ઝાડનાં મૂળ નીચેથી ખેંચી લાવી પાનમાં પાછાં આપે છે અને સૂકાં પાનનું સરસ ખાતર બને છે.

ઝાડ આપણું કલ્પતરુ છે. તે સૂર્યની ગરમીને ઝીલી લઇને વાતાવરણને ઠંડું કરે છે, ને જમીનમાં બાઝી રહેલાં તેનાં મૂળ આપણી જમીનને ધોવાતી અટકાવે છે; વળી જતાં પાણીને ઝીલી જમીનમાં ઉતારીને આપણાં નદીનાળાં અને ઝરાઓ જીવતાં રાખે છે. બારેબાર જરૂરને વખતે આરોગ્યને સાચવતાં ફળો આપે છે. ઝાડ આપણી હયાતીનો મૂળ આધાર છે. એનો નાશ કરી આપણે કંગા-લિયત વહોરી છે. માટે હાલ જે ઝાડો છે એનુ જીવની પેઠે જતન કરો અને દરેક ખુલ્લી નકામી પડી રહેલી જગ્યા પર ઝાડો રોપી કાળજીપૂર્વક મોટાં કરો.

## કોરિયા

ઉત્તર કોરિયાએ દક્ષિણ કોરિયા ઉપર આક્રમણ કર્યું છે ને ત્યાં યુદ્ધ ચાલી રહ્યુ છે એ સૌ જાણે છે. એટલે એનો પરિચય મેળવીએ.

કોરિયાનું કદ લગભગ બ્રિટન જેવડું, ને તેની વસતિ ત્રણેક કરોડ-ની છે. તેમની ભાષા તાર્તાર, મોંગોલ ને જાપાની ભાષાઓના મિશ્રણ જેવી છે, પણ તે લખાય છે માત્ર ચીની લિપિમાં વ્યૂહની દૃષ્ટિથી જોતાં કોરિયા એ મંચુરિયા અને જાપાન વચ્ચેના પૂલ જેવું છે.

કોરિયા મુખ્યત્વે ખેતીપ્રધાન દેશ છે અને ઘઉં, ચોખા તથા જવ એ એના મુખ્ય પાક છે. થોડાંક નોંધપાત્ર ખનિજો પણ છે. વસતિના નેવું ટકા માણસો ખેડૂતો છે, જેમનું જીવનધોરણ ખુ-ણું નીચું છે જાપાને સને ૧૯૧૦ માં કોરિયા કબજે કરી લીધું હતુ અને ગયા વિશ્વયુદ્ધ દરમ્યાન તેણે કોરિયાના સાધનોનો પૂરો કસ કાઢેલો

અમેરિકામાં મોટા રાજમાર્ગો પર મોટરોનો પ્રવાહ સતત વહી રહ્યો હોય છે. એવા રાજમાર્ગો જ્યાં એકબીજાને કાપતા હોય ત્યાં, અકસ્માત કર્યા વિના તેમજ કોઈના વ્યવહારને રોક્યા વિના આસાનીથી બીજા માર્ગ પર ચડી જવા માટે, રસ્તાના ચોભેટા આગળ, આવી જોડાણ રસ્તાની યોજના કરી હોય છે. અમેરિકામાં બધી ગાડીઓ જમણી બાજુ હાંકવામાં આવે છે. આ યોજનામાં, કોઇ પણ બાજુથી આવનાર ડ્રાઇવરને કોઇ પણ પડખાના રસ્તા પર ફંટાવું હોય તો ફૂલની પાંદડીના વળાંકામાં પ્રવેશી જમણો ને જમણો જ હંકાર્યે જઇને પોતાને ફાવતા રસ્તા પર ચડી. એ રસ્તાની મોટરોના પ્રવાહમાં તે ભળી જાય છે.




આથી જાપાનની સત્તા સામે માથું ઊંચકીને દેશવટો ભોગવતા કોરિયનોએ ચીનમાં કોરિયાની આરઝી હકૂમત સ્થાપી. ૧૯૪૩માં કેરો પરિષદમાં બ્રિટન, અમેરિકા ને ચીન સંમત થયાં કે જાપાનના પરાજય પછી 'કોરિયા યોગ્ય સમયે મુક્ત ને સ્વતંત્ર દેશ બને.' પણ તે પછી ૧૯૪૫ના મૉસ્કોની બીજી પરિષદ વખતે એવી સમજૂતી થઇ કે કોરિયાને ચાર મહાસત્તાઓના વાલીપણા હેઠળ મૂકવું.

જાપાનનો પરાજય થતાં લશ્કરી જરૂરિયાત લેખે ૩૮ અક્ષાંશરેખાના ઉપલા ભાગના ઉત્તર કોરિયામાં રશિયાએ દેખરેખ સ્વીકારી, જ્યારે દક્ષિણ કોરિયામાં અમેરિકાએ સ્વીકારી. મૉસ્કો-કરાર પ્રમાણે ત્યાં પાંચ વરસમાં લોકશાહી સ્થપાય તેવાં પગલાં લેવા માટે નીમાયેલા સોવિયેટ-અમેરીકન કમિશને કામ શરૂ કર્યું પણ ભંગાણ પડવાથી ૧૯૪૬માં તે કામ કરતું બંધ પડયું. આમ ઉત્તર અને દક્ષિણ કોરિયાનું એકત્રીકરણ કરવાના યત્નો નિષ્ફળ નીવડતાં રશિયાએ ઉદ્યોગો ધરાવતા ઉત્તર કોરિયામાં એકપક્ષી શાસનતંત્ર દાખલ કર્યું અને જમીનો અંગે સુધારા દાખલ કર્યા; જ્યારે ખેતીવાડી ધરાવતા દક્ષિણ કોરિયામાં અમેરિકાએ મુક્ત વેપારને ઉત્તેજ્યો અને લોકશાહી માન્ય રાખી. કોરિયાની કુલ વસતિના ૬૬ ટકા દક્ષિણ કોરિયામાં છે, પરંતુ ઉત્તર કોરિયા પાસે બળવાન સૈન્ય છે.

દક્ષિણ કોરિયાના પાટનગર સાઓલ ખાતેના અમેરિકન વિદેશખાતાના અધિકારીઓએ ગયે વર્ષે એવો અંદાજ કાઢ્યો હતો કે ઉત્તરમાંથી દક્ષિણ કોરિયામાં આવેલા વીસેક લાખ રાજકીય અને સામાજિક નિર્વાસિતોમાં ભળી જવા માટે ઉત્તર કોરિયામાંથી ૫૦ હજાર સામ્યવાદી કોરિયનો દક્ષિણ કોરિયામાં ઘુસી આવ્યા હતા. અમેરિકન અધિકારીઓએ ગયા સપ્ટેમ્બરમાં ચેતવણી ઉચ્ચારી હતી કે ઉત્તર કોરિયામાંથી કોઈ પણ આક્રમણ થશે તો આ સામ્યવાદીઓ એ આક્રમણની મોખરાની ટુકડી બની રહેશે.

આ માસની ફોટોગ્રાફી હરીફાઈનાં ઉલ્લેખાએલાં ચિત્રો. [પરિણામો તથા ચિત્રવિવેચન માટે જુઓ અંદર પૃ. ૨૪૩] મથાળે: ડાબી બાજુ–પાલીતાણાનાં જૈન દેરાસર (કંચનલાલ અમીન, અમદાવાદ); જમણી બાજુ–વિસામાની શોધમાં (ફિદાહુસેન સૈયદ, પીન-પુર) નીચે: ડાબી બાજુ–નૌકાવિહાર (નવનીતકુમાર ગાંધી, વેરાવળ); વચ્ચે–મદુરાનું મંદિર (કૌશિક ઝવેરી, અમદાવાદ); જમણી બાજુ–અમારી તૈયારી (રસિકચન્દ્ર છ. અમીન શિબિરની પૂર્વ આહ્નિકા).






ચિત્રો



કાવ્યો



ચરિત્ર



વાર્તા



લેખો



વિભાગો




કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી, મુદ્રક અને પ્રકાશકઃ બચુભાઈ પોપટભાઈ રાવત
મુદ્રણ-પ્રકાશનસ્થાન. કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪ રાયપુર, અમદાવાદ
વાર્ષિક (ટૅક્સ સાથે) રૂ. ૭॥; પરદેશમાં રૂ. ૯॥ અથવા શિ. ૧૫ છૂટક નકલ-બાર આના

રૂપિયો







ઢબુ





































# નવું નાણું

વચ્ચે પૈસો
નીચે બે આની





શેરશાહનો પ્રથમ રૂપિયો





અકબરનો સુંદર રૂપિયો




રાણીછાપનો રૂપિયો




સાતમા એડવર્ડનો રૂપિયો

ગઈ ૧૫મી ઑગસ્ટે, ભારતની સ્વાતંત્ર્ય-પ્રાપ્તિને ચોથું વર્ષ શરૂ થયાને પ્રસંગે, સ્વાધીન હિંદનું નવું નાણું ચલણમાં શરૂ કરવામાં આવ્યું તે, આપણી નવી ટપાલની ટિકિટો પછીનું, આમ જનતામાં સ્વાતંત્ર્યની પ્રતીતિ સદા જાગ્રત રાખતું બીજું પ્રતીક છે. એના ઉપરથી, આપણી ટિકિટોની માફક, બ્રિટિશ રાજકર્તાનું મોરું નીકળી જઈને આપણી સિંહ-મુદ્રાનું રાજ્યચિહ્ન આવ્યું છે. જોકે પરદેશી તંત્રની ચૂસણનીતિથી ગરીબ બનેલા આ દેશને, મહાયુદ્ધ પછીની દુનિયાના પલટાએલા સંજોગોમાં, રૂપાના ચલણ ઉપર રહેવાનું તો બની શક્યું નથી, અને નવું નાણું નિકલનું જ કાઢવું પડ્યું છે. એનો વિચાર આવતાંની સાથે જ આપણી નજર આગળ આપણી પ્રાચીન જાહોજલાલીના પ્રતીક રૂપ આપણા મુખ્ય ચલણ રૂપિયાનો ઈતિહાસ ખડો થાય છે. ¶ એ તો સિદ્ધ હકીકત છે કે દુનિયામાં પહેલા સિક્કા હિંદના આર્યોએ જ કાઢેલા. એમના સોનાના સિક્કા 'નિષ્ક' પછી ઈ. પૂર્વે છઠ્ઠા સૈકામાં ચાંદીના સિક્કા શરૂ થયા તે 'રૂપ્ય' નામથી ઓળખાતા, જે પરથી આજનો 'રૂપિયો' શબ્દ આવ્યો છે. શરૂઆતમાં નાનાં પ્રતીકો, અને પછી ગ્રીક તથા કુશાનોના સંપર્કથી રાજકર્તાનાં મહોરાંની છાપ સિક્કા ઉપર પડતી. એ પ્રથા મુસલમાનો આવવાથી (તેઓ મૂર્તિપૂજા-વિરોધી હોવાથી) પલટાઈને ફૂલવેલ અને લિપિ આવતી શરૂ થઈ. વચ્ચેના ગાળામાં ચલણમાં અવ્યવસ્થા પણ આવેલી. તે દૂર કરી તેને સ્થિર પાયા પર મૂકવાનું કામ બાદશાહ શેરશાહ સૂરીએ કર્યું તેણે ૧૫૫૨માં ૧૭૮ ગ્રેનના નિશ્ચિત માપનો 'રૂપિયો' પાડ્યો (જુઓ ડાબી બાજુ મથાળે), ત્યારથી આજ સુધી તે એકધારો એ જ નામે ઓળખાતો આવ્યો છે. તે પછી અકબરે તેને વ્યવસ્થિત કરી કલાતત્ત્વ દાખલ કર્યું (જુઓ બીજું ચિત્ર). મુઘલો પછીની અંધાધૂંધી બાદ અંગ્રેજોએ ફરી ચલણને સ્થિર કરી ૧૮૦ ગ્રેન ચાંદીનો જે રૂપિયો શરૂ કર્યો, તેના રાણી (વિક્ટોરિયા), એડવર્ડ અને જ્યૉર્જ છાપના રૂપિયાથી તો આપણે પરિચિત છીએ. તે પછી પલટાએલી પરિસ્થિતિમાં ૧૯૪૭માં જ્યૉર્જ છઠ્ઠાની છાપનો પહેલવહેલો નિકલનો રૂપિયો શરૂ થયો, જે આપણા આ નવા નીકળેલા નાણામાં પણ ચાલુ રહ્યો છે. તેની સાથે નવા બહાર પડેલા અરધા રૂપિયા અને પાવલી પણ શુદ્ધ નિકલનાં જ છે, અને તેમના ઉપર પણ રૂપિયાનીમાફક જ સિંહમુદ્રાના અશોકસ્તંભ તથા અનાજનાં ડૂંડાંની છાપ છે; જ્યારે નવી બે આની, એક આની તથા ઢબુમાં ત્રાંબું અને નિકલ મિશ્રિત છે, અને તેમાં સિંહમુદ્રાની પાછળ અશોકસ્તંભમાના બળદની છાપ છે. નવો પૈસો, કાણાવાળા 'વૉશર' જેવો હતો તે પલટાઈને મૂળ જેવો આખો ત્રાંબાનો બન્યો છે, જેના પર સિંહમુદ્રાની પાછળ અશોકસ્તંભ ઉપરના ઘોડાની છાપ છે.







ડાબે : પાંચમા જ્યૉર્જના રૂપિયાની બંને બાજુ. એ 'રૂપિયા'નામને સાર્થ કરતો રૂપું ધરાવતો છેલ્લો રૂપિયો હતો, તે પછી (જમણી તરફ જ્યૉર્જ છઠ્ઠાની છાપનો નિકલનો પહેલો રૂપિયો હિંદી ચલણમાં ૧૯૪૭માં શરૂ થયો.








કાળનાં કુસુમોમાંથી પામી એ તેટલાં વધુ
મનના મધપૂડામાં સીંચવાં સ્મૃતિનાં મધુ.

પિનાકિન્ ઠાકોર

વ્યવહારઃ 'તારે તો માત્ર કેડી છે; મારે તો રાજમાર્ગ છે.'
સ્વપ્નસૃષ્ટિઃ 'તારે તો ભીંસ ને ચીસોઃ મારે તો મુક્ત ગાન છે!'

મજલાલ દવે



## સંચાર

· મિશ્ર ·

ઊંડે ઊંડે અંતરની ગુહામાં
જાગી ઊઠે કો રણકાર મીઠો,
વાગી ઊઠે જંતર કોક ઝીણું!

૧

જગાડતી નિદ્રિત નીલ વારિ
પતાલવાવે બરી હેલ પદ્મિની,
અંધાર, ઊંડાણ, અશબ્દતાના
ભેદી સ્તરો, ઉપર આવતી જતી
–ધીરે ધીરે ઉપર આવતી જતી–
અદીઠ તો યે અનુભૂત કોકનો
સંચાર એવો ઉરવાપિએ થતો,
અંધાર, ઊંડાણ, અશબ્દ સંહરી
ધીરે ધીરે ઉપર આવતો જતો.

૨

એકાન્તમાં કો ગઢની વચોવચ
ઊભો ન હો મ્હેલ જ એકદંડિયો,
ને મધ્યમાં દ્વારભીડેલ ખંડે
ઝૂલે હિંડોળે મૃદુ રાજકન્યા;
'કિચૂડતું એમ જ કોક અંતરે
સિંજારવે મંજુ ભરી શ્રુતિપટ,
ધીરે ધીરે...

૩

વગડો પડ્યો વિસ્તરતો ચહુ દિશે
બપોરની આતમશૂન્યતામાં,
ન પાંદડું યે ફરકે, અફાટ
રહ્યું છવાઇ ગમગીન મૌન,
સમાન્તરે બે વનવાટ ચીરી
ચીલા જઇ દૂર દિગંત ચૂમે;
ખાવા ધસે એકલતા, ક્ષણે ક્ષણે
વધ્યે જતી ભીંસ વિશૂન્યતાની;
એવે સુણાયે સહસા સુદૂરે
ઘેરી, ધારી, ઘૂઘરમાળ વ્હેલની
ઢંઢોળતી પન્થ સુષુપ્તતાને.
વગડાઉ મારી ઉરવાટ પેઠનું
વ્હેલ ચડી આવતં કોક એમ જ,
ધમકાવતું ઘૂઘરમાળ ઘેરી,
ઢંઢોળતું સુપ્ત સુચેતનાને
ધીરે ધીરે દૂર થકી સમીપ.

બાલમુકુન્દ દવે

## રે જિંદગી

ઉપજાતિ

રે જિંદગી! તેં મુજને બતાવ્યા
છે કેટલા રંગ? અને નવો આ!
લે, લાવ, ત્યારે લઉં માણી એને
એ યે અજાણ્યો રહી જાય શાને?

અનંત છે વ્યોમવિહાર મારા,
છે સાન્ત કર્તવ્યની તોય ભૂમિકા.
અખંડ તારાં દુઃખવર્ષણોમાં
આનંદનો ખંડ કદીક વર્ષે.

આ વ્હેંચણી ન્યાયભરી, પછી હું
શાને નકામી ફરિયાદ આદરું?
વળી તને યે નવરાશ ક્યાં છે?
જેથી શકે સાંભળી મારી વાત.

તું આપજે અંધ બની ગમે તે
ઝીલીશ હું અંધ બની ગમે તે.

– હરીન્દ્ર દવે

## આવજે ના

ઉપજાતિ

મુશ્કેલીને મારગ આવજે ના
સીધી જતી કેડી બતાવવાને,
કે સિન્ધુના મોજ મહીં મને તું
બચાવવાને કદી આવજે ના.

થાકેલ મારા પગની કદી તું
ના ચૂમજે કંકર લોહીભીની,
અંધારને અંચલ હસ્ત મારો
ઝાલી મને ના કદી દોરજે તું.

દેજે થવા દર્શન તીવ્ર મારી
અપંગતા, નિર્બળતા, નિરાશા
ને દોષનું ખૂબ કઠોરતાથી
વર્ષી રહી દુઃખ, વ્યથા અસહ્ય
ને વેદનાને જિરવી જવાનું
દેજે મને તું મૃદુ હાસ્ય હોઠે.

'નિખિલેશ'

## દૃગ અચુત

શિખરિણી

પહેલી વર્ષાએ અવનિઉરમાંથી જયમ તૃણો
ઊઠે જાગી સૂતાં સકલ; ધરણી ખુલ્લીની પરે
છવાતી લીલી કૈં મખમલતણી ચાદર કુંળી;
ફરે શું જાદુઇ લકડી જગના જાદુગરની!
લહેરે વાસન્તી અનિલની ફૂટે કૂંપળ યથા
પ્રશાખાશાખાએ વિટપવિટપે સૌ વનમહીં
લીસોટા તેજસ્વી મૃદુ ચમકતા તામ્રવરણા;

ભભૂકી ઊઠે શું પન રતુમડી અગ્નિશિખાથી!
ઘને ગાઢાં છૂપ્યો શશિયર થતાં મુક્ત સહસા
ઊઠે સૃષ્ટિ આખી તિમિરમહીંથી તેજની મહીં
નવા જન્મો જાણે, દ્યુતિલ અવકાશે સ્મિતમય,
વનો, પ્હાડો, શ્હેરો, સરિત ઉપસે ઊર્ધ્વ શું નભે!
કૃપાસ્પર્શે તારા ત્યમ સકલ ચૈતન્ય ઉદતું
સૂતું કોષે કોષે દૃગ અચુત ખોલે શત ક્રતુ!

પ્રજારામ

## ધરિત્રીના ખોળે

મંદાક્રાન્તા

ચારે બાજુ ભીંસ પડી મને; શોધું ક્યાં આશરો જૈ?
સ્વપ્નાં જેવાં સ્વજન નિરખ્યાં; મારું કોઇ ન આંહીં:
હૈયા કેરી સ્થિતિ વિષમ આ કેવી! કારુણ્ય કેવું!
શ્રદ્ધા જાગી નહિ હરિ વિષે, વિશ્વશું ત્યાં અશ્રદ્ધા
એવી જાગી હૃદયમહીં તેને ય મારું લહું ન્હૈં.
રે મારી આ ક્યહીં જઇ વ્યથા ઠાલવું, એ વિચારે
ચાલ્યો છોડી નગર, પટમાં આવી બેઠો; ધરિત્રી!
તારા ખોળે નયનજળ મેં ઠાલવી ઠારી પીડા.

માતા! ત્યારે સમજી હું શક્યો ફૂલ શાને ખરીને
તારા અંકે સ્થિર થઇ રહે; વાદળાં કેમ વર્ષી
હૈયા કેરું જળ ધરણી! તારા જ અંકે વહાવે:
સૌ મા! તારા સુખદ ગરવા ખોળલે શાંતિ પામે.
પાછાં તાજાં થઇ નવીન ચૈતન્ય પામી ફળે તેઃ
મારા હૈયે પણ મધુરવી ચેતના સળવળે છે.

સુરોદ

· વૈતાલીય ·

બીજાને કદી યે ન વાંછવું ઝીલવાને સ્મિત સૂર્યરશ્મિનું;
ફૂલનું પ્રગટાવવા સ્મિત બીજને અંધ ભૂગર્ભમાં જવું.

જયન્ત પાઠક

# નરસિંહરાવ



ઉપર નરસિંહરાવભાઈ ઉત્તરાવસ્થાએ નિવૃત્ત થયા બાદ, નીચે જ્યારે એલ્ફિન્સ્ટન કૉલેજમાં ગુજરાતીના પ્રોફેસર હતા



કવિ અને ભાષાશાસ્ત્રી સદ્‌ગત નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયાના નામથી કુમાર ગુજરાત હજી તદ્દન અપરિચિત નહિ હોય, કારણકે એમના કેટલાંક કાવ્યો હજી પાઠ્ય પુસ્તકોમાં સ્થાન પામે છે. 'ફૂલ સાથે રમત', 'મધ્ય રાત્રિએ કોયલ', 'સહસ્રલિંગ તળાવ' એવાંએવા એમના ટૂંકાં કાવ્યો આજનાં કુમારકુમારીઓના વાંચવામાં આવતાં હશે. એ કવિ નરસિંહરાવ કોણ હતા? કેવા હતા? એ પ્રશ્નાના ઉત્તરો આપનાર શિક્ષક કે વડીલ, 'નરસિંહરાવ કડક હતા, લેખકો ને કવિઓની આકરી ચકાસણી કરનાર હતા—ઝાટકણી કાઢનાર હતા', એવું એવું કહે તો તે આશ્ચર્યની વાત નથી. નરસિંહરાવ સખ્ત હતા, આકરા સાહિત્ય-પરીક્ષક હતા, એ ખરું છે, અને ગુજરાત એ જાણે છે. પણ ગુજરાત ઘણું એ કેવા નરમ પણ થઈ શકતા એ કદાચ ન જાણતું હોય. એકનો એક માણસ વજ્ર જેવો કઠોર પણ હોય અને કુસુમથી પણ વધારે મૃદુ હોય. એવા પુરુષોની એ કમનસીબી છે કે જાહેરમાં એમની કઠોરતા જ દેખાય; એમની મૃદુતા નિકટના સંસર્ગમાં જ અનુભવાય.

નરસિંહરાવના જીવનનો એક પ્રસંગ એમની એ દ્વિવિધ પ્રકૃતિનું સારું ઉદાહરણ આપે છે એક પ્રાથમિક શિક્ષક હતો. અરજદાર હતો. નરસિંહરાવભાઇ ભલામણ આપે તો એનું કામ સફળ થાય એવું એ માનતો હતો. નરસિંહરાવભાઇએ સખ્ત થઇને પારકા કાર્યમાં હાથ નાખવાની નાખુશી જણાવી. કેટલાક દિવસો એ વાતને થઈ ગયા. એક દિવસે વહેલી સવારે, નરસિંહરાવ વાંદરામાં આવેલા 'બ્લૂ બંગલા'માં હજી ઊંઘમાંથી પૂરા જાગ્રત નહોતા થયા ત્યારે, ભૈરવીના મધુર સ્વરો એમને કાને પડ્યા. કોઈ ગાતું હતું:'દયામય, મંગલ મંદિર ખોલો.' એમનું જ રચેલું ગીત. પોતાના પ્રિય પુત્ર નલિનના મૃત્યુ પછી રચેલી કરુણપ્રશસ્તિ (elegy) 'સ્મરણ-સંહિતા'માંનું, પોતાને પ્રિય અને ગુજરાતને પણ પ્રિય એવું એ ગીત, કોઈક હૃદયને પીગળાવે તેવા સ્વરોમાં ગાતું હતું. નરસિંહરાવ જાગ્યા; બહારના ખંડમાં આવીને બારણું ખોલ્યું. ગાનારની પ્રાર્થના ફળી. નરસિંહરાવ દયામય બન્યા અને એમણે 'મંગલ મંદિર' ખોલ્યું. આ ગાનારે એમના પ્રિય ગીત વડે એમના મકાનનું જ નહિ, એમના હૃદયનું પણ બંધ દ્વાર ઉઘાડ્યું, અને પોતાને જોઈતી હતી તેવી ભલામણ મેળવી. યોગ્ય-અયોગ્યને તોળનારી નરસિંહરાવની કડક બુદ્ધિએ જે ન કર્યું, તે એમના હૃદયની કોમળતાએ કર્યું.

એમના પરસ્વજનોનાં મૃત્યુનાં અનેક દુઃખો પડ્યાં હતાં, ને એ એમણે મનને નબળું પડવા દીધા વગર, વજ્ર જેવી કઠણ છાતી કરીને સહ્યાં હતાં. અનેકવાર બીજાનાં દુઃખોએ પણ એમના હૃદયની કોમળતાનું પારખું કરાવ્યું હતું

એમની ન્યાયબુદ્ધિ કડક હતી, પણ પ્રામાણિક હતી. પ્રામાણિક અને ન્યાયી બનવાના એમના આગ્રહે એમને જેમ અનેકવાર કડક બનાવ્યા હતા, તેમ અનેકવાર બીજા ન બને તેટલા કોમળ ને ઉદાર પણ બનાવ્યા હતા એક વખત તેઓ એમ. એ ની પરીક્ષામાં ગુજરાતીના પરીક્ષક હતા. એ પરીક્ષાના એક ઉમેદવારે પરીક્ષા અગાઉ એમને મળીને એમની સહાનુભૂતિ મેળવવાના ઉપરાઉપરી પ્રયત્નો કર્યા. ન્યાયી પરીક્ષક એવા પ્રયત્નોને ઉત્તેજન ન જ

# ભોળાનાથ . . . કવિ, વિવેચક અને વિશેષ તો ભાષાશાસ્ત્રી તરીકે જેઓ ગુજરાતી સાહિત્યની સાથોસાથ જીવંત રહેશે

★ લેખક
**રામપ્રસાદ પ્રેમશંકર બક્ષી**

આપે; નરસિંહરાવે એ ભાઈને મુલાકાત સુદ્ધાં આપવાની ના કહી. એ ભાઈએ આગ્રહ છોડ્યો નહિ ને એકવાર એ એમના ઓરડામાં ઘુસ્યો. નરસિંહરાવભાઈએ એને ધમકાવીને કાઢ્યા. પરીક્ષા પૂરી થઈ. ઉત્તરપત્રો તપાસાઈ ગયા. પરિણામ નક્કી કરતાં પહેલાં રિવાજ પ્રમાણે પરીક્ષકોની સભા મળી. એ જ ઉમેદવારને પહેલો વર્ગ મળવામાં સારા જેવા માર્ક ખૂટતા હતા. બીજા વિષયના એક પરીક્ષકે થોડાક માર્ક આપવાની પોતાની ખુશી જણાવી, અને નરસિંહરાવભાઈને પૂછ્યું, 'તમે બાકીના ખૂટતા માર્ક ગુજરાતીમાં આપશો?' નરસિંહરાવે ખૂટતા માર્ક આપ્યા. એમનો ખુલાસો એ હતો કે અહીં એ ઉમેદવારની બુદ્ધિની અને તૈયારીની પરીક્ષાનો પ્રશ્ન હતો; એના નતિક વર્તનનો ન્યાય કરવાનો પ્રસંગ નહતો. એને મુલાકાત ન આપીને પોતે એને અનીતિ કરતો બચાવ્યો હતો, એટલે અનીતિનો પ્રસંગ ઉત્પન્ન જ નહોતો થયો. ગુજરાતના મહાપંડિતોમાં અગ્રસ્થાને ગણાય એવા એમના એક મિત્ર, એમણે આ રીતે પ્રથમ વર્ગ આપી દીધો એથી નાખુશ બન્યા હતા. પણ નરસિંહરાવને આત્મસંતોષ એ હતો કે નૈતિક ક્ષેત્રની ભૂલ માટે—ભૂલ નહિ, ભૂલના પ્રયાસ માટે એમણે બૌદ્ધિક ક્ષેત્રમાં શિક્ષા નહોતી કરી. આવાઆવા પ્રસંગો જનતાના જાણવામાં ન આવે. જનતા તો કાર્યરૂપ ફળ જુએ, એની પાછળ રહેલાં મનોમન્થનો એના જોવામાં ન આવે.

એ નરસિંહરાવને ગુજરી ગયાને આજે લગભગ ૧૩ વર્ષ થયાં. એમનાં કાવ્યો આજથી પાંત્રીશેક વર્ષ પહેલાં વંચાતાં તેટલાં આજે વંચાતાં નથી; છતાં સહુકોઈ જાણે છે કે સદ્‌ગત નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા એટલે પૂજ્ય ગાંધીજીએ સત્કારેલા 'મંગલ મંદિર ખોલો' એ ગીતના રચનાર કવિ; નવીન યુગના કવિઓના અગ્રણી; ને આજે એમ. એ. ના વિદ્યાર્થીઓને ભાષાશાસ્ત્રના અભ્યાસમાં અત્યન્ત ઉપયોગી થતા 'Gujarati Language and Literature' નામના ગ્રન્થના લખનાર સમર્થ ભાષાશાસ્ત્રી. આજથી ત્રીશ-પાંત્રીશેક વર્ષો પહેલાં જેમનાં કાવ્યોએ ગુજરાતી કવિતામાં નવી ભાત પાડીને કાવ્યરસિકોને શિષ્ટ સુસંસ્કૃત કાવ્યવાચન પૂરું પાડ્યું હતું, ચાર દશકા સુધી જેમનો ભાષાશુદ્ધિ માટેનો આગ્રહ ગુજરાતી લેખકોને 'સાવધાન'નો પડકાર કરી રહ્યો, જેમની નીડર સત્યભક્તિ અને સ્પષ્ટ વાણી અનેકને ડારતી હતી, એ નરસિંહરાવની અન્ય કાવ્યકૃતિઓ કદાચ વિસરાઈ જાય, એમનું વિવિધરંગી નહિ પણ સાહિત્યક્ષેત્રના વીર લડવૈયા જેવું જીવન કદાચ ભુલાઈ જાય, તોપણ એમનું ભાષાશાસ્ત્રનું વિશાળ કાર્ય એમને વિદ્યાર્થીઓના અભ્યાસમાં જીવન્ત રાખશે ને 'મંગલ મંદિર ખોલો' જેવી થોડીક લોકકંઠમાં વિરાજેલી એમની ગીતકૃતિઓ એમને ગુજરાતમાં અમર રાખશે.

કવિની કોમળતા તેમજ ભાષાશાસ્ત્રીની કઠોરતા, એવા વિરોધી ગુણ ધરાવતા ગુજરાતી સાહિત્યના આ ભીષ્મપિતામહના માનસમાં, આપણે જોયું તેમ, વિરોધાભાસો અનેક હતા. લોકખ્યાતિમાં





અંગ્રેજીના અને ગણિતના તેજસ્વી વિદ્યાર્થી: ૧૮૭૫ના કુમાર નરસિંહરાવની આંખોની ચમક વર્તાઈ આવે છે.

નીચે: પિતા ભોળાનાથ જેવી નાગરી પાઘડી પહેરેલા આવા (૧૮૮૮ના) નરસિંહરાવને ભાગ્યે આવા કોઈએ જોયા હશે.



નરસિંહરાવ અને એમના દ્વિતીય પત્ની સૌ. સુશીલાબહેન ઈ. ૧૮૮૮માં. આ છબિમાં પહેરેલી છે તેવી જે બંગાળી પાઘડી—ટોપી (એનું નામ 'મોરાશો') નરસિંહરાવ, રમણભાઈ વગેરે પહેરતા તે, કવિવર રવીન્દ્રનાથના મોટાભાઈ સત્યેન્દ્રનાથ ટાગોર અમદાવાદ, શોલાપુર વગેરે સ્થળે ડિસ્ટ્રિક્ટ જજ હતા તેમના ગાઢ સંપર્કમાં આવવા બાદ નરસિંહરાવે અપનાવેલી.

એ જુદા હતા, વિશિષ્ટ અનુભવમાં જુદા હતા. સાહિત્યચર્ચામાં એ જેટલા ઉગ્ર હતા તેટલા વ્યક્તિ-જીવનમાં પ્રેમળ હતા, બાલવત્સલ હતા. પોતાનો મત ખરો હોય ત્યારે એ જેટલા સ્વમતાગ્રહી હતા તેટલા જ, એમની ખાતરી કરાવે તેવો કોઈ વિરલો નીકળે તો પરમતગ્રહણમાં ઉદાર હતા. આકૃતિએ રૂઆબથી ડારે તેવા હતા; — પોતાની લાંબી પ્રચંડ એવી કાયાને ખાખી કોટ પાટલૂન ને હૅટમાં સજાવીને નીકળે ત્યારે સાર્જન્ટ જેવા લાગતા, છતાં ઘરઆંગણે બંડિયન અને ધોતિયાના સાદા પોશાકમાં નાગરભક્ત નરસિંહની યાદ આપતા. આસિસ્ટંટ કલેક્ટર તરીકે, ગુજરાતી સમાજથી દૂર, અંગ્રેજોના જંતુલમાં રહેલા તેથી તેમણે આહાર સિવાયની બાબતમાં પાશ્ચાત્ય જીવનસરણી સ્વીકારી હતી, પણ આન્તરતત્ત્વમાં એ આર્ય- દેશી' રહ્યાં હતા. વિધિ, ઉપચાર અને ઔચિત્યના અત્યાગ્રહી આ અમલદાર કવિ નિવૃત્ત જીવનમાં ગાંધીટોપી ને ફેંટો ધોતિયું પહેરીને નીકળતા ત્યારે પશ્ચિમ ને પૂર્વના એ મિશ્ર પહેરવેશથી પોતાની dual personalityનું—બેવડા વ્યક્તિત્વનું પ્રત્યક્ષ નિદર્શન બની રહેતા.

આવા, ગુજરાતના નવયુગના આ પ્રથમ પંક્તિના કવિ ને ભાષાશાસ્ત્રી નરસિંહરાવનો જન્મ, ૩જી સપ્ટેંબર ૧૮૫૯ને રોજ અમદાવાદમાં થયો હતો. એમના પિતા સરદાર રા બા. ભોળાનાથ સારાભાઈ સરકારી અમલદાર હતા. ભોળાનાથભાઈ પ્રથમથી જ ખૂબ ધાર્મિક હતા, પણ એમની ધાર્મિકતા ગતાનુગતિક રૂઢિને અને ખોટા વહેમોને તજીને એકેશ્વરભક્તિ પ્રત્યે વળી હતી. સમાજસુધારામાં એ સમયે તેઓ અગ્રણી હતા. અમદાવાદમાં પ્રાર્થનાસમાજની સ્થાપના કરવામાં તેમનો મુખ્ય હિસ્સો હતો. દેવેન્દ્રનાથ ટાગોર, પ્રતાપચંદ્ર મુઝુમદાર, બા. કેશવચંદ્ર સેન વગેરે બંગાળી સમાજ સુધારકો અને વિચારકો જેઉના એમના સંપર્કથી, તથા રણછોડલાલ છોટાલાલ, મહીપતરામ રૂપરામ, લાલશંકર ઉમિયાશંકર વગેરે અમદાવાદના અગ્રણીઓની મૈત્રીથી એમણે સુધારા અને સંસ્કારને વેગ આપ્યો હતો. વિદ્યા, કલારસિકતા ને ખાનદાનીને કારણે તે વખતે ભોળાનાથભાઈના કુટુંબની સારી ખ્યાતિ હતી. આવા ભોળાનાથભાઈનાં સાત બાળકોમાં નરસિંહરાવ છઠ્ઠા હતા. એમના બે વડીલ બંધુઓમાંથી એક આપારાવ ૧૮૬૯માં અને બીજા, સૌથી જ્યેષ્ઠ, બાબારાવ ૧૮૮૪માં ગુજરી ગયા હતા. નરસિંહરાવથી નાના બૅરિસ્ટર કૃષ્ણરાવ સંગીતમાં કુશળ હતા. નરસિંહરાવ ઊર્ફે નન્નુભાઈ કવિ, અને મનુભાઈ (કૃષ્ણરાવ) સંગીતજ્ઞ; એ બેનો સ્નેહસંચાર 'હૃદયવીણા'ના અર્પણ-કાવ્યમાં અમર થયો છે.

નરસિંહરાવની વિદ્યાર્થી અવસ્થા સંસ્કૃત, અંગ્રેજી, ગણિત વગેરે વિષયોમાં દેખાઈ આવતી બુદ્ધિમત્તા અને ઊંડી ગુરુભક્તિથી દીપી ઊઠી હતી. એમના ગુરુઓમાં મુખ્ય- સદ્‌ગત અંબાલાલ સાકરલાલ દેસાઈ અને (હાલ જેમા) સદ્‌ગત ડૉ. સર રામકૃષ્ણ ભાંડારકર. એ બંને ગુરુઓ પ્રત્યે નરસિંહરાવને કેવો શુદ્ધ ને ખરા હૃદયનો પૂજ્યભાવ હતો તે આગળ ઉપર જ્યારે ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખપદને અંગે ગુરુ અંબાલાલભાઈ અને શિષ્ય નરસિંહરાવ વચ્ચે ગુજરાત કોની પસંદગી કરે એ વિકટ પ્રશ્ન આવ્યો હતો ત્યારે, તેમજ સંસ્કૃતના અને ગુજરાતીના ભાષાશાસ્ત્રના ક્ષેત્રમાં ડૉ. ભાંડારકર જેડે

# ભૂત-આંબલી

લેખક
'સારંગ' બારોટ



હોળીનો દિવસ હતો. લાકડાં-છાણાં ઉઘરાવવાનું કામ પૂરું થયું હતું ને 'ચોરવાનું' કામ ચાલુ થયું હતું. ઘેરૈયાની સ્વતંત્રતા ઉપરથી વડીલોનો કાબૂ ઊઠી ગયો હતો. ગોઠના પૈસા ન આપનારનું અપમાન થતું, કપડાં છંટાતાં, હૂરિયો બોલાતો અને આ બધું થયા પછી પણ ગોઠ તો આપવી જ પડતી. ભાભીઓની ચુંદડીઓ રંગાઈ ગઈ હતી. દિયરિયાઓનાં મોઢાં તાવડીની મેશથી રગદોળાઈ ચૂક્યાં હતાં. રંગની શીશી કે પિચકારી હાથમાં ન હોય એવો જુવાન આ નાનાશા ગામમાં મળવો મુશ્કેલ હતો. હોળીના દિવસથી જ જાણે ધૂળેટી શરૂ થઈ ગઈ હતી.

સૂરજ ડૂબતાં ચકલે ચકલે હોળી પ્રગટી. સૌથી મોટી અને આઠ આઠ દિવસ સુધી સળગતી રહે એવી હોળી મહોલ્લાનું ગૌરવ ગણાતી, અને આ ગૌરવ વર્ષોથી ઠાકરડાવાસને વરેલું હતું. ઠાકરડાવાસની ઘેર આગળ ગામની બીજી બધી ઘેર ઝાંખી લાગતી. કોઈ ઘેર તેના કરતાં ઉપરવટ જવા પ્રયત્ન કરતી તો તુરત જ એનો તેજોવધ થતો, મારામારી થતી, લાકડીઓ ઊછળતી, અને જોતજોતામાં વાત ધારિયાં-તલવાર પર આવી જતી. પણ છેવટનો વિજય ઠાકરડાવાસની ઘેરનો જ થતો. ઠાકરડાવાસની ઘેર જ્યાં લાકડાં છાણાં ચોરવા જતી ત્યાં બીજા કોઈ વાસની ઘેર આવી ચડે તો એને નમતું આપવું પડતું અથવા કોઈ નાના સાથી રાજ્યના લશ્કરની જેમ ઠાકરડાવાસની ઘેરમાં જોડાઈ જઈ એને મદદ કરવી પડતી. ઠાકોર મોતીસિંહ ઠાકરડાવાસની ઘેરનો આજીવન સભ્ય અને વણચૂંટ્યો સરદાર હતો.

પાલી ભાગણીએ આખું વર્ષ વગેરે રગ્ગીને એકઠાં કરેલાં બળતણ પર મોતિયાની નજર હતી. કણબીવાસની ઘેરનો પણ ત્યાં જ પોમારવાનો વિચાર હતો. મધરાત પછી બને ઘેર ત્યાં એકીસાથે ટોંચી એટલે વાત કદાચ વધી જાત, પણ પાલી ડોશીની ડુકડી જેવી ઊંઘ જરાક અવાજ થતાંની સાથે જ ઊડી જશે એની સર્વને જાણ હતી. શોર કરવો પાલવે તેમ ન હતું. ઝગડવામાં મોતિયો જીતવાનો એ ય ચોક્કસ હતું અને પાછા જવામાં અપમાન હતું. શું કરવું એની વિમાસણમાંથી કણબીવાસની ઘેરનો સરદાર માર્ગ કાઢે એ પહેલાં તો તેનું ગળું પકડતાં મોતિયાએ ધીમેથી એના કાનમાં કહ્યું: 'અલ્યા ધનિયા! મરવાનો થયો છે? છાનોમાનો ડાંડે પડી જા નહિતો દાંત રંગાઈ જશે.'

મોતિયાની વાણી અને વર્તન વચ્ચે ઝાઝાં જુદાગરાં ન હતાં એ બધા જાણતા. એને છેડવામાં જરા યે સલામતી ન હતી. પણ પોતાની ઘેરના દેખતાં નમતું આપવામાં પણ ઓછી માનહાનિ ન હતી. કણબીવાસના સરદારને આ ઉપસ્થિત થયેલી પરિસ્થિતિ પ્રિય તો નહોતી જ; છતાં જરાક હિંમતથી અને જરૂર કરતાં જરા મોટા અવાજથી એ બોલ્યો: 'મોટો બહાદુરનો બેટો......'

પણ એનું વાક્ય મોઢામાં જ રહી ગયું. અને મોતિયાએ એના પેટમાં જોરથી એક મુક્કી ચોડી દીધી! ધનિયો પેટ પકડી ડૂર રહી ગયો. થોડીક વારે એને કળ વળી. એના સાથીઓમાંથી કોઈ સળવળ્યું નહિ. હવે પાછા જવા સિવાય બીજો માર્ગ ન હતો. જતાંજતાં ધનિયાએ કહ્યું: 'મોતિયા! રાંડીરાંડનાં બળતણ ચોરવામાં તે શી બહાદુરી! બહાદુરનો બેટો હોય તો ભૂતિયા આંબલીનું સુકાએલું ડાળું પાડી આવને; તારા વાસની હોળી અષાડના વરસાદ સુધી સળગતી રહેશે.'

'અરે, ભૂત ને ચુડેલ, બધું ય ગજવામાં ઘાલીને ફરું છું. છાનોમાનો જા, નહિતો એકાદ તને જ વળગાડી દઈશ. મૂરખ તારી ઘેરનું ઉઘરાણું હોડમાં. ડાળું તો શું આખી આંબલી ઉપાડી લાવું'

'કબૂલ છે'

'કેટલા રૂપિયા ઉઘરાવ્યા છે?'

'પચ્ચાશી પણ શરત ૫૦ની ને પાંચ શેર ખજૂરની. છે હિંમત?'

'એમાં વળી હિંમત શી જોઈ'તી'તી?'

'ઠીક, તો આવતી કાલે મધરાત પછી તારે એકલાએ જવાનું. ખજૂરની પોટલી આંબલીની ડાળે સાંજ પડતાં તારા દેખતાં જ બાંધી આવીશું. પોટલી છોડી લાવજે અને રૂપિયા ગણી જજે.'

'હણબા! ફરી ન જતો, હોં; નકર આગળ હું છું.'

'ફરે એ બે બાપનો.'

'ઠીક ત્યારે; રૂપિયા ને ખજૂર કાલે સાંજે તૈયાર રાખજે.

શર્તની મંજૂરી મેળવી ધનિયો એની ઘેર સાથે પાછો ફર્યો.

મોતિયાના ગામની ઉગમણી ભાગોળથી અર્ધાક ગાઉ પર આવેલી ભૂતવાળી આંબલી આજુબાજુનાં સઘળાં ગામોમાં જાણીતી હતી. ખરા બપોર, ડૂબતી સાંજ અને અરધી રાત આ ત્રણ વેળાએ ત્યાંથી પસાર થવું જોખમભરેલું મનાતું. કોઈ અજાણ્યો વટેમાર્ગુ બપોરે ત્યાં વિસામો કરતો તો સાંજ પહેલાં એને તાવ ચડી આવતો. સાંજે ત્યાંથી પસાર થતાં ઘણાં માણસોએ ત્યાં વિચિત્ર છાયાઓ અને અવનવા અવાજો સાંભળ્યા હતા. જેણે જેણે આ અનુભવ્યું હતું એમાંના ઘણાખરા એ અનુભવના દિવસે જ માંદા પડ્યા હતા. સવા શેર દૂધ અને અરધો શેર જલેબી ભૂત-આંબલીએ પહોંચાડતાં દરદી સાજો થઈ જતો. આંબલિયા ભૂતની આવજાવટનો ઉપાય આટલો સહેલો હોવા છતાં કોઈ માનવી ત્યાં સ્વેચ્છાએ જવા તૈયાર થતું નહિ. મોતિયાના જ ગામના મુખીની ભેંસ એક રાતે સાંકળ તોડી નાસી ગએલી. બીજા દિવસે સવારે ભૂતવાળી આંબલી નીચે એ મરેલી મળી આવી ત્યારથી એ આંબલીની અગણિત ગાથાઓમાં એકનો ઉમેરો થયો કે મધરાતના સમયે માનવી તો શું, ઢોર પણ ત્યાં જાય તો જીવતું પાછું ન આવે! મોતિયો આ બધી વાતોથી અજાણ્યો તો નહોતો જ. પણ સ્વભાવે જરા અક્કડ અને એમાં વળી કોઇએ પડકાર્યો, પછી પૂછવું શું? શર્તનો પડકાર એણે ઝીલ્યો હતો અને ઝીલ્યો હતો એટલે હવે જીરવવાનો હતો.

ધૂળેટીની સાંજ પહેલાં આંબલીની ડાળ પર ખજૂરની પોટલી બંધાઈ ગઈ. મોતિયો મધરાત પહેલાં ત્યાં પહોંચી જઈને ગોલમાલ

# ભુજંગાસન

આપણાં શરીર, મન અને જ્ઞાનતંતુઓ, ત્રણેને એકી સાથે સ્વસ્થ રાખતી અનન્ય વ્યાયામ પદ્ધતિ

**યોગાસનો**

આસન ૬



અત્યાર સુધીનાં આસનો ચત્તા સૂઈને કર્યાં. હવેનાં ત્રણ આસનો ઊંધા સૂઈને કરવાનાં છે.

આ આસન બરોબર થઈ શકે તો ફેણ માંડેલા નાગ જેવો શરીરનો દેખાવ થાય છે, માટે એને ભુજંગાસન કહે છે. ભુજંગ એટલે સાપ.

પાથરણા ઉપર લાંબા થઈને ઊંધા સૂઈ જાઓ. બંને હાથ બંને બાજુ પર રાખો અને કપાળને જમીનને અડકવા દો. પગનાં તળિયાં ઉપર રહે અને અંગૂઠા જમીનને અડકે, એવી રીતે પગ રાખો. હવે માથાને ઊંચું કરો અને ધીમેધીમે બને તેટલું પાછળ લઈ જવાનો પ્રયત્ન કરો. છાતી સુધીનો ભાગ ઊંચકાય એટલે અર્ધી ક્ષણ થોભી પાછું માથું પાછળ લો. નાભિ-દૂંટી-જમીનને અડકેલી રહે; માત્ર તેનાથી ઉપરનો ભાગ જ ઊંચકાઈ જવો જોઈએ. શરીરને વાળતા હાથના ટેકાની જરૂર પડે તો લો. ધીમે ધીમે હાથ ઉપર ઓછું જોર આવશે અને કમરના સ્નાયુઓને જોરે જ વળાશે. કરોડના ઉપરના ભાગમાંથી વળતાં વળતાં નીચે જવાનું છે એ યાદ રાખવું. આ પ્રમાણે બરોબર આસન આવી જાય, એટલે થોડીક સેકન્ડ એ રાખો. પછી જેવી રીતે શરીર ઊંચક્યું હતું તેનાથી ઊંધી રીતે એને પાછું જમીનને લગાડો. બે વારથી શરૂ કરીને સાત વાર સુધી આ આસન કરી શકાય.

આ આસનથી કરોડને ખૂબ ફાયદો થાય છે. થાકને લીધે પીઠ કે કમરમાં દુખતું હોય તો આ આસન કરવાથી આરામ થઈ જાય છે. જમ્યા પછી જેને કાયમ પેટ ભારે લાગતું હોય તેવા માણસો આ આસન કરી ખૂબ ફાયદો ઉઠાવી શકે છે. હાસુભાઈ શુક્લ

(ઑલ ઇન્ડિયા રેડિયો-અમદાવાદના સૌજન્યથી)

---

આવતાં જ સામેથી એક વરુ ભયંકર વેગથી છીંકોટા દેતું મોતિયાની સામે ધસી આવ્યું. મોતિયો તલવાર ખેંચતો ચપળતાથી એક બાજુ હટી ગયો. વરુ વેગમાં ને વેગમાં સીધું દોડી ગયું અને વાડામાના એક છીંડામાંથી ખેતરમાં ચાલ્યું ગયું. મોતિયાની છાતી ધડકી ઊઠી. ફફડતા કાળજે આગળ અને પાછળ નજર ફેરવતો એ જેમ તેમ કરતો ઝડપથી નેળ પસાર કરી ગયો.

નેળમાંથી બહાર નીકળતાં થોડે દૂર સામે જ પેલી ભયંકર ભૂત-આંબલી દેખાઈ. હૈયાની હાંફ ખંખેરી નાખવાનો પ્રયત્ન કરતાં મોતિયાએ મેલા અને ઝાંપડા બધા દેવોનું સ્મરણ કર્યું, પણ છાતીમાંથી, કોણ જાણે કેમ, પેલો ફફડાટ ખસતો ન હતો. રસ્તાની અરધી આવક કાળભૈરવના થાનકમાં ખર્ચવાની માનતા માની મોતિયાએ હાંફતા હૈયાની આસરની હિંમત એકઠી કરવા પ્રયત્ન કર્યો પણ દિલમાં પેસી ગએલો ભીતિનો વાયરો વંટોળે ચડ્યો હતો. પગમાં હવે નરી શિથિલતા આવી ગઈ હતી. ચાલનો વેગ તદ્દન હળવો થઈ ગયો હતો. સામે દેખાતી ઊંધની આંબલી અત્યંત ભયંકર લાગતી હતી. એમાં વસતા ભૂતની કલ્પના સર્વ ભયંકરતા કરતાં વધુ ભયંકર હતી. કાંપતાં જડબાં અને થથરતા હોઠમાં મોતિયાની જબાન સળવળી: 'કાળભૈરવ બાપો. કશું દેખાશે નહિ અને હેમખેમ ઘેર પાછો પહોંચીશ તો પચાસે રૂપિયા તારા થાનકમાં વાપરીશ, મારા ધણી!'

કાળભૈરવનું સ્મરણ કરતો, મોતિયો આંબલીએ પહોંચ્યો અને જે ડાળ પર પોટલી બાંધી હતી ત્યાં નજર કરી. મજબૂત કપડામાં ગાંઠ વાળીને બાંધેલી પાંચ શેર ખજૂરની પોટલીને બદલે ત્યાં પેલા કપડાનો ગાભો અને પડીકાનો કાગળ હવામાં ફરકતો હતો! મોતિયાનાં રૂંવાડાં અને માથાના વાળ ભયથી ઊભા થઈ ગયા. હાથપગ પાણી પાણી થઈ ગયા અને જ્યાં પોટલાના લટકતા અવશેષોની બાજુમાં એની નજર પડી ત્યાં તો...!

'ઓ બાપલિયા રે...' કરતી ચીસ પાડી, મુઠીઓ વાળી મોતિયાએ પાછી દોટ મૂકી. પણ ભીતિથી કાંપતું અને હાથપગ પરથી કાબૂ ગુમાવી બેઠેલું એનું શરીર ફસડાઈને આંબલી નીચે જ બેહોશ થઈ ઢળી પડ્યું. તલવાર બાજુએ ઊડી પડી. મોતિયાની ચીસથી ઝાડ પર એક કદાવર આકાર જરાક સળવળ્યો અને પાછી ત્યાં શાંતિ છવાઈ ગઈ.

ધાર્યા કરતાં ઘણો વધુ સમય વીતી જવા છતાં મોતિયો પાછો ફર્યો નહિ, એટલે અમંગળ શંકાઓથી ઘેરાએલા મોંએ પચીસેક ઘેરૈયાનું એક ટોળું તલવાર, ધારિયાં, ડાંગ, ડફણાં અને લાંબી બૅટરીના ધોધ લઈ એની શોધમાં નીકળ્યું. ભૂત-આંબલીએ આવતાં નીચે પડેલા માનવ આકારને જોઈ બધાયનાં કાળજાં કંપી ઊઠ્યાં. સંખ્યાબળની હૈયાધારણ ન હોત તો કોઈ તેની નજીક જવાની હિંમત પણ કરત નહિ. આંબલી નીચે આવતાં બધાયના પગ કાંપી રહ્યા હતા. બૅટરી પ્રકટાવી સાથીઓએ મોતિયાને તપાસ્યો. જીવ હતો, પણ જડબું જબ્બરપણે દબાએલું હતું દાંત બંધાઈ ગયા હતા. બીકથી આંખો ફરડાઈ ગઈ હતી. કપાળ પર પરસેવાનાં ટીપાં સાફ દેખાતાં હતાં. બધાયના પ્રયત્નથી દસેક મિનિટે મોતિયાને હોશ આવ્યા. સાથીદારોને જોઈ એને ખાતરી થઈ કે પોતે જીવી ગયો છે. તાવથી તતડતા શરીરે એણે ભૂત જોયું હતું ત્યાં હાથ લંબાવ્યો. આંખ ઉઠાવવા જેટલી હિંમત પણ એનામાં રહી ન હતી.

ચાર પાંચ બૅટરીનો પ્રકાશ પેલી પોટલીવાળી ડાળી પર નંખાયો અને ત્યાં એકઠા થએલા પચીસે જુવાનો પેલો કદાવર આકાર જોઈ થથરી ગયા...

—પણ બીજી જ ક્ષણે બધાંના કાળજાંનો કંપ ઓસરી ગયો.

કવખતે એકઠા થએલા આ જુવાનિયાઓના અટકચાળા સ્વભાવ પર,–બૅટરીના પ્રકાશથી જાગી ગએલો એક મોટો બુઢ્ઢો વાંદરો ત્યાં દાંતિયાં કરી રહ્યો હતો!

બીજા જ દિવસે ઘેરૈયાઓએ ભૂત-આંબલીને નામશેષ કરી, એના અવશેષો ઓલવાની હોળીમાં હોમી દીધા.

ચન્દ્રવદન મહેતાની
આપકથા

# બાંધ ગઠરિયાં





← શ્રી ચન્દ્રવદન મહેતા: આ હપતાઓમાં આવતાં સુરતના કાળનાં સ્મરણો વેળાએ : કુમાર વયમાં.

ક્રૂથમાં ક્રિકેટ રમવાની ખરી મજા પડી. શીખવનાર તો કોઇ નહિ, પણ 'જામ રણજીત' (જામસાહેબ)ની 'જ્યૂબિલી બુક' હાથ આવી ગઈ તે આખી વાંચી નાખી. કેમ ઊભા રહેવું, કેમ બૅટ પકડવું વગેરે નાનીમોટી બધી જ સૂચનાઓ ધ્યાનમાં રાખી રમવા માંડયું. પરિણામે જુનિયર ટીમમાં શીલ્ડ મૅચ રમવાની મજા. એમાં મેં કરેલી વિકેટ-કીપિંગથી આત્મારામ ખાનસાહેબ માસ્તર બહુ ખુશ થઇ ગયા તે એક બૅટ ઇનામ આપ્યું. એ જ મૅચમાં હું પહેલો જઈ છેલ્લો નૉટ આઉટ રહ્યો તેથી આપણે સીનિયર ટીમમાં પણ દાખલ થઈ ગયા. નૉટ આઉટ રહેવામાં કંઇ મોટી ધાડ નહોતી મારી; કારણ રમત સાવ ડુસ, અને બૅટ ઉપાડવાના જ સોગંદ! આગળ વધીને દબાવ યા પાછળ જઇને અટકાવ, એ જ એક સિદ્ધાંત! રન ગણો તો પૂરા સોળ પણ નહિ.

દાખલા તો કપાળે ચોંટયા જ હતા. ચક્રવૃદ્ધિ વ્યાજ અને સ્ટૉક્સ ઍન્ડ શેર્સ. માંડમાંડ ચોથીમાંથી પાંચમીમાં આવેલા, પણ પાંચમીના દાખલા તો તોબા. ઍલજિબ્રા પણ વિચિત્ર બનતી જતી હતી. સ્કેવર અને ક્યૂબ; ગુણો, છુટા પાડો અને કૉમન કાઢો. પરિણામે પહેલીની પેઠે આ પાંચમીમાં પણ શેકના દાંડિયા ગુલ! દાખલામાં તો ખરા જ, પણ અંગ્રેજીમાં યે માર્ક ઓછા!

'પરિણામ સાંભળી આવીને આપણે છાનામાના પાછલે બારણેથી મોડા મોડા ઘરમાં દાખલ થઈ ગયા. તે દિવસે તો ઘરમાં કોઈ કંઇ બોલ્યું નહિ. બીજે દિવસે શનિવાર હતો. કોરટ તે દિવસે કંઈ બંધ હતી. શું ધારો છો? સવારે ચા-બા પીધી ત્યાં સુધી ન્હાણે કંઇ છે જ નહિ. પછી મામાજીએ એક્કો જોડી મંગાવ્યો અને કપડાં પહેરવા માંડયાં: 'શેઠ! ચાલો, તૈયાર થાઓ.' એટલે જાણે મારે તૈયાર થવાનું સૂચન મળ્યું. વાતાવરણ તરત જ સમજણ પડે એવું હતું, પણ નેમ શી હતી તે કળવી મુશ્કેલ હતી.

નવેકને શુમારે આપણે એક્કામાં ગોઠવાયા. મામાજી જાતે હાંકવા બેઠા. નાના મામા મોતીભાઈ પણ સાથે નહિ. અને વરવેડો નીકળ્યો. સુફિયાણી ચાલે, બેત્રણ ઘર નથી ગયા, એટલામાં તો સૌની મહાજન પોતપોતાને ઓટલે આવકાર આપવા તૈયાર હતાં!

પહેલાં તો સામેવાળા ઘેલાભાઇ રસ્તે ધોળાતા ધોળાતા આવતા અફળાયા: 'કેમ? લઇ ચાલ્યા તારે? હા તો, બીજું શું થાય!'

હજી એ પૂછે કરે એટલામાં જેકિસનદાસે જાણે તપાવેલો શાકચોળ સળિયો પાણીમાં છમકાર્યો: 'કેમ ભાઈ? કાટલા ખાતે? હવે એમ શું કરો છ છોટાભાઇ સાહેબ! એક વરસ વધારે!'

પણ ઘેલાભાઈને વળી ટહુકો પૂરનાર મળ્યું એટલે ઊભા રહી ગયા. અને બળદ પણ મારો વહાલો સમજુ, તે એ પણ ઊભો રહી ગયો! ઘેલાભાઇએ હવે ભીણી ચલાવી: 'એ તો, છોટાભાઇ! પેલા તમે બૅટબૉલને સાલાને સળગાવી દો. આખો દા'ડો ટકરે કૂદાકૂદ. બે આમ મારશ ને બે આમ મારશ! સાલું વરસ જાય છ તે કંઈ પાછું આવે છ? ઠીક છે; લઈ જાઓ!'

પણ ક્યાં?

જરા આગળ નથી વધ્યા ત્યાં તો અમારા દાદાના ઘરની ગલીવાળા ચાકલક ઊભી ઓટલે ટાંપીને બેઠેલા તે ગગડયા: 'હું ચિમનને આજે જ લખુંછ, છોટાભાઈ સાહેબ! આ જુઓ, આ જ ગલીમાં અહીં તણ વાંસની લાકડી ઠોકે અને બે પાટિયાં લઈને બૉલ ઝૂડે. ચિમનને હું તો નાનપણામાં રમેલા. એટલે મને તો કહેવાનો હક્ક છે. આવોની મારે તાં જ, જરા ભૂંગળી પકડતાં શીખવાડું'.

ત્યાં નગીન બાબુ ને છગન વાહાગાર બેઠેલા, તેમાંથી નગીનભાઈએ શારડી ચલાવી: 'અરે પકડયા ભૂંગળા! આ કહું તે, અરે ધમણ નહિ પુરાય ભણીને યે સુ ધાડ મારે છ તેની મને ખબર છે ને! છોટાભાઇ સાહેબ, રોજ સવારે બે કલાક મારે તેં બેસવા મોકલો, જુઓ કેવો હોસિયાર બનાવું છ!'

'તે નગીનભાઇ, પગાર સું આપસો?' વાંદામારુએ ટહુકો કર્યો.

'પગાર સેનો? એ તો ભાણાભાઈ મને સામા આપે. ઈસ્કોલમાં ફી લઈ જતા હતા ને, તેમ. બહુબહુ તો છોટાભાઇ કહેસે તો દાળભાત ને બે તળેલાં બજિયાં. કેમ ભાણુભાઇ! હવે જરા ઊંચું તો જુઓ!'

નહેવા કોઈને નહાવા ધોવાનું કે બીજું કંઈ કામકાજ, તે ચઢને પહોરે અરધો ફ્લૅંગ ગયા નથી એટલામાં નો પોણો મહોલ્લો જમા થઈ ગયો! સાલો, ભમરડા ફેરવવામાં નગીન બાબુનો ભત્રીજો રોજ મારી સાથે રમે, તે યે ખુલ્લે શરીરે છાતી કાઢતો શું યે જાણે એણે વાઘ માર્યો હોય તેમ એ પણ આવીને ઊભો રહી ગયો! ઘેલાભાઈ સોની વળી ફૂલની છાબડી લેવાની ભૂલી ગયા, તે પાછા માળીની દુકાન આગળ આવી રહ્યા: 'મેં તો, છોટાભાઇ, મારા સમ, આ વખત ભાણાને પાસ થાત તો ઈનામ આપવાનું નક્કી કર્યું હતું.'

'હવે એમ અમરથી લાપસી સું પીરસોછ? આવજો આવતે વરેં.'

'હવે, બે વરસે તો ગધેડા પણ પાસ થાય!'

'એ વાત રહેવા દો. આપણા ગંગારામનો નટુ આજ પાંચ વરસથી મેટ્રિકમાં ફુગાયા કરે છ.'

'તે ભાણાભાઇ! તમે મેટ્રિકમાં નાપાસ થયા? એ પરીક્ષા જરા અઘરી ખરી. એમાં તો મહાજનનાં કાટલાં જોખાય છ, ને!'

'ન્યાતમાં વહુના સાંસા કે હવે? હેં છોટાભાઈ!'

'જી.'

'આપણે વહેવારથી જાણીએ હોય; માસ્તરને વિવેક ન આવડે અને પૈસાને ફેંકી દે, તો આપણે ઉઠાવી લેતાં શરમાવું નહિ. હું નોટ કઢાવી લે.'

'જી.'

'હવે બોલો; આ ફી લેવી છે કે નહિ? ચાર રૂપિયા ને ચાર આના જ લાવવા! જો કાયદો કાઢ્યો છે તે! અને ન લાવે તો ઉપરથી પૈસો દંડ! કેમ, સરકારની તીજોરી ખાલી થઈ ગઈ છે? છે શું!'

'ચાલો હેડમાસ્તર સાહેબ પાસે.' માસ્તર ટાઢા તો થઈ ગયા હતા. એટલે છટકવા બારી શોધી.

'તે હેડમાસ્તર સાહેબ ગવંડરથી પણ મોટા છે, એમ? આવે અહીં. હું તો તમને ઓળખું, તમને. તમે મારા દીકરાને ગાળ દીધી. હરામખોર કહ્યો. શી હરામખોરી કરી એણે?'

વાત વધતી હતી. પડખેના વર્ગના માસ્તરે મામલો પારખી જઈ હેડમાસ્તરને બોલાવી મંગાવ્યા. તે આવ્યા અને વીણુભાઈને શાંત પાડી બહાર લઈ ગયા. ફી લેવાનું તે દિવસે બંધ કરવામાં આવ્યું. પણ પેલા માસ્તરે ત્યાર પછી કદી ફી લીધી નહિ.

'ગોપીપુરા દૂર હે; જાના જરૂર હે.'

'હોળીઆ રે! ......હું બોલાઉં તેમ બોલશો કે......?'

'હા. ..રે.'

'બોલો બોલો, શ્રીઈ રામ બોલો.

આ જાય તે કાકાને લઈ ચાલો!'

હવાડીઓ ચકલો છે. ચીનુ ચટપટના પહોળા ઓટલા પર પાંચ સાત છોકરા બેઠા છે. સામે, એક વખતની—અને તે વખતે વૈશાભાઈ મુન્સફની—હવેલીના ઓટલા પર બેપાંચ જણ બેઠા છે. સંપૂર્ણ શાંતિ છે. લોકો જાય છે, આવે છે. સુમસામ છે. કોઈ જરા પણ બોલતું નથી. એમ પાંચદસ મિનિટ પસાર થાય છે, અને એકાએક આડા-અવળા શાંત બેસી રહેલા વીસપચીસ છોકરાઓ એકીસાથે પોકારી ઊઠે છે: 'બોલો બોલો, શ્રીઈઈઈ...'

(બધા) '...રામ બોલોઓઓ......'

રસ્તામાં ચાર ઠેકાણે બે અરધા અને બે રૂપિયા પડેલા છે. તે જતા-આવતા કોઈની નજરે ચડે છે, અને તે લેવા જાય છે યા લે છે, કે હોળિયાઓ કીકિયારી પાડી ઊઠે છે: 'બોલો બોલો, શ્રીરામ...'

એ અરધો તે અરધો નથી અને રૂપિયો દેખાતો તે રૂપિયો નથી. પૈસા ઉપર પારો ચડાવેલો, અરધા જેવો રૂપેરી દેખાતો, બનાવટી અરધો છે, અને એવો જ પારો ચડાવેલો ઢબુ તે બનાવટી રૂપિયો છે.

જેવી 'શ્રી રામ બોલો'ની ચીચિયારી પડે કે ખસિયાણો પડેલો વટેમાર્ગુ સિક્કો મૂકી ચાલવા માંડે. ઘણા તો એ મશ્કરી હસી કાઢે; પણ જો કોઈ મિજાજ કરી જીભ ચલાવવા સાહસ કરે તો મૂઓ જ પડ્યો. ટોળું એની આસપાસ હાક હાક કરતું વીંટળાઈ વળે, મમ્મો ચમ્ચો વિરસાવા માંડે, અને આખરે હાલહવાલ થઈ જવું પડે.

હવે આ બીજું કૌતુક જુઓ. હોળિયા આમતેમ ફર્યા કરે છે. હાથમાં નેતરની સોટી યા ચાબુક છે. રાતે ખાસ બેસી બનાવેલી ધજાગરી હાથમાં છે. વેંત લાંબી સળીને એક છેડે ધજા છે. બીજે છેડે ટાંકણી ઊંચી દોરીથી બાંધી છે. કોઈ શિકાર હાથમાં આવે એની રાહ જોવાય છે. કોઈ હરિના દાસ કે લહેરીલાલા પાઘડી—અંગરખે પસાર થાય છે કે તરત હળકે પગલે પાછળ ચાલી ધીમેથી ટાંકણીવાળી ધજાગરી ડગલે કે પાઘડીએ ટપકાવી જ છે! શાહુકારી ધજા ફરકાવતા શેઠ દૂર જાય છે કે 'બોલો બોલો શ્રી રામ બોલો'ની બૂમ પડી જ છે!

આ વળી ત્રીજું કૌતુક: મુન્સફને ઓટલે માર્કંડ બેઠા છે. આ બાજુ સામે ચટપટને ઓટલે ચંપક બેઠો છે. ચૂપચાપ બંનેએ પોતાના હાથ થાંભલા પર ઊંચેથી ટેકવ્યા છે. કોઈ ટેસી ઝપાટાબંધ ચાલતા ઍંગ્લોર કે એવી કોઈ ટોપી પહેરી આવે છે, અને ધડ દઈને તલવારને એક ઝાટકે શરીરથી ધડ છૂટું થાય એમ, માથેથી ટોપી ઊડી નીચે ગબડે છે! અને તરત જ 'બોલો બોલો શ્રી રામ બોલો...'ની બૂમ પડી રહે છે. માર્કંડ અને ચંપકે સામસામી ઝીણી પણ મજબૂત દોરી એવી સિફતથી ઝાલી છે, કે આવનારની ઊંચાઈનો બરાબર અંદાજ કાઢી ટોપીનો શમશેરટલો કરાવાય છે. એમાં પણ જો એ મિસ્ટર હસીને સહી લે તો હોળિયા જાતે જ ટોપી ઊંચકી, ધૂળ ખંખેરી પાછી આપે છે; પણ જો પતરાજી કીધી, 'તમારી જાતના...' કરી બે ગાળ દીધી, તો સામી સો ગાળો વરસી જ છે, અને ટોપી લઈને એકાદું ગેણિયું રફૂ થઈ જાય એ તે જુદું, અને વખત બગડે છે તે નફામાં.

આ છે હવાડિયા ચકલાની હોળીના દિવસો. ચકલે ચકલે હોળી રચાય છે. બાલાજીને ચકલે તો ખારસી મોટી, ઈંટોની ચણેલી, સાત છ માંચ એમ ગઢઊતરની મગથીની, યજ્ઞકુંડ જેવી મોટી હોળી બનાવતા. ઉપર અબીર ગુલાલે શણગારતા, ધૂપસળીએ શોભાવતા, માટીની નાની લાકુડી ઉપર ફૂલ મૂકી મ્હેકાવતા, અને છેક પરાંના લોક તે જોવા પધારતા. સેતાન ફળિયાની હોળી પણ મોટી, અને હોળિયાઓ સેતાની 'હોળી અગાઉ ત્રણ ચાર દિવસથી નાચણુંરેડા શરૂ થઈ જાય. 'કાકા હોળીની પૈ; કાકાની પાઘડી ઉથલી ગૈ'ના શોરબકોર ચાલવા માંડે. ઘણા સમજુ, શાનદાર શહેરીઓ તો સમયને સમજી એ ચાર-પાંચ દિવસ બહાર જ નહિ નીકળતા; ને કદાચ નછૂટકે નીકળતા તો ખિસ્સામાં છૂટી દસવીસ પૈઓ નાખીને જ નીકળતા. છોકરાઓનું ટોળું વીંટળાવા માંડે તે પહેલાં ગજવામાં હાથ નાખી પૈ પૈસો કાઢી જ આપતા અને રસ્તો માપતા. અને એમની 'જે' પણ બોલાતી.

પણ કેટલાક ઘાસલેટસ્વભાવના આવતા ત્યારે ઠીક મજા આવતી. અમારે ચકલે મહિપત બાંગડ મોટે ભાગે બેસી રહેતો. કમરમાં પાકટ, અને એના બેચાર બીજા સોબતીઓ પણ ખરા. જમાનાનો ખાધેલો, ગરીબનો બેલી, મહોલ્લાનો વાઘ, પાકી બાંધણીના કદાવર શરીરવાળો, હિંમતબાજ એવો કે ડોળો ધમકાવે તો ભલભલાના છક્કા છૂટી જાય. એમાં જોગજોગે કોઈ ગરમ લોહીનો આવી જાય ને ગાળાગાળી ઉપરથી છૂટા હાથના સોદાની વાત બની જાય તો મહીપત રાજ નીચે ઊતર્યા જ છે. બે મિનિટમાં મામલો શાંત થયો તો ઠીક, નહિ તો એ નવુંજૂનું કરી બતાવે અને પોલીસના મામલા પણ થઈ જાય. કોઈક વાર પોલીસ આવીને બેસતી ત્યારે મહીપત એને પળમાં પસરાવી મૂકતો, અને મ્હાની બે આનીમાં એને ઠેકાણે પાડી દેતો.

રાતે ભારે મજા આવતી. બાર-બે વાગ્યા સુધી અમારી ટોળી શિકારે નીકળતી. શિકાર એટલે અડોશી પડોશીનું જે કંઈ હાથ લાગે તે લાકડું ચોરી લઈ આવવાનું. શિકાર પર ન જવાનું હોય તો ચાંદનીમાં તડકો-છાંયો રમતા, અથવા સામી હોળી જીતવા ધાપો મારવા જતા. બીજા ચકલાની હોળી કૂદી જાઓ તો તમે જીત્યા, પાછા જાઓ તો હાર્યા. આ માટે વ્યૂહ રચાતા, રીતસરની ચાબુકની મારામારી થતી, હલ્લા થતા, અને બીજે દિવસે વેરઝેર ભુલાઈ જતાં.

હોળીની રાતે અગિયાર-બાર વાગે મોટી હોળી પ્રકટતી ત્યારે એની પૂજા થતી. પરાની હોળી ખાડો ખોદી કરવામાં આવતી! શહેરમાં માટીની બનાવી એની આસપાસ જ લાકડાં, ઘાસ, છાણાં વગેરે મૂકી સળગાવાતી. પૂજા કરનારાઓ હડો બનાવી લઈ જતા. હડો એટલે વચ્ચે કાણું રાખી બનાવેલા રમકડાં: જમરૂખ, કમરખ,

પતાંવગેરે; અને એમાં દોરી પરોવી હાર બનાવવામાં આવતો તે જુદો.

પણ તોફાનનો ખરો દિવસ તો ધૂળ પડવો: બીજે દિવસ. લાલ, ગુલાબી, કેસૂડો, વાદળી, એમ જાતજાતના રંગનો વરસાદ વરસતો. પતરાની પિચકારી, રંગની બાલદી ને હોળિયાની હિંમત. ભલભલા ચમરબંધનો મિજાજ ઉતારી નાખવામાં આવતો; ભલભલા શેઠા-ણીની આબરૂ બગાડી નાખવામાં આવતી. મોટા મંદિર આગળ તો ગુલાલની જાણે જાજમ પથરાતી. રંગની છોળે અને આનંદની લહેરો ઊછળતી. ગામ રંગીલું બનતું, લોક લિજ્જતથી હોળી માણતું.

હોળી આવવાના દસબાર દિવસ અગાઉ મામાજી મને ડબગર-વાડામાં લઈ જતા. એ જ એક્કો ઘરના ત્રીજા માળના કાતરિયામાંથી એક કડા વગરની, સાદી તાંબાકૂંડી કાઢતા. તે લઈ ડબગરવાડામાં એક્કો હંકારતા. ત્યાં અમને એક ઓળખીતો છેલો દુકાન ચલાવતો.

'આઈયે છોટાભાઈ સેઠ! બોલો હુકમ.'

'હુકમ શું, છેલા. આ કૂંડી મઢી આપ; અને ભાણાને કોઈ સારું એવું નગારું બંધાવ.'

'અચ્છા! ભાનેભાઈ કુ બી લાયે હો? આઈયે, બૈઠિયે.'

છેલો ધાટીલો માણસ હતો. હસમુખો, ઠરેલ, મીઠો, મહેનતુ ને કસરતબાજ. બહારના ઓટલા પર નેતર પડી હોય; અંદર પણ નેતરના લાંબાલાંબા સોટા પડેલા હોય. ખૂણામાં થોડાં નગારાં, થોડી કૂંડીઓ; અને ડુગડુગી ને ડફનો તો ઢગલો હોય. બીજા ખૂણામાં એનું નાનું રસોડું. રસોડું એટલે ચૂલો, બેત્રણ વાસણો, ને ઉપરની અભરાઈ પર ચારપાંચ ડબ્બા, એકાદી છાબડી. રાતે સૂવાનું પણ અહીં જ. જરા સાફસૂફી કરી બિછાનું બિછાવી દે.

એની સાથે પાંચ છ વરસનો છોકરો પણ કામ કરતો. છોકરો એકવડા બાંધાનો સોહામણો હતો. છેલાના એવા નગારિયા ખંડમાં દાખલ થતાં મારી નજર તો ભીંત પર જ જતી. એનું પહેરણ, એની લેંગી, એની રશુનશાઈ ટોપી,—ના, એ કશામાં મને રસ નહોતો. હું તો પેલી ચળકતી કટારી જોતો. એ કટારી લઈને આ જ છેલાને આપણે વરઘોડામાં વાઘની ચાલે ચાલતો જોયો હતો. છેલાને હું ઓળખું એટલે કોઈ પણ મોટા વરઘોડામાં એ છે કે નહિ એની નજર રાખું. એ હોય તો વરઘોડો ફસ્ટ ક્લાસ!

છેલો આઠ દિવસમાં કૂંડી મઢી આપવા કહેતો ને એક ખારેકું નગારું ટકોરા મારતો અંદરથી લાવી મારા ગળામાં પહેરાવતો.

'પણ ચોબા વગર શું?' હું કહેતો.

'અરે ચોબા બી દેતા હું, ભાનેભાઈ, ઠહરો તો સહી. લો, યે દો ચોબે. ખાસ કુમનીદાર આપકે લિયે' નેતરની બે નાની નાજુક સોટી તે ચોબા. એક છેડે ફૂમતું; બીજે છેડો દીવામાં બાળી. જરા કાળો કરેલો. એથી ચોબા જરા વધારે ટકે.

પછી મામાજી છેલા સાથે વાતે ચડતા. છેલો મામાજીને નગા-રાની જાતજાતની ચાલ વગાડી બતાવતો. ૧૯૪૬માં પ્રખ્યાત નટ શ્રી જયશંકર (સુંદરી)ને ત્યાં વીસનગર એને ગામ હું બે દિવસ માટે ગયો હતો ત્યારે અમે ભવાઈ વિષે ખૂબ ચર્ચા કરી હતી. ત્યારે શ્રી જયશંકરે, ભવાયા જે તબલાં બજાવતા તેના જાતજાતના તાલો અને આડતાલોની સુંદર સમજ આપી હતી. તબલાંના જાણીતા તાલ ઉપરાંત પણ એક જુદુ પોતપોતાનું કર્ણરંજક દેશી શાસ્ત્ર છે, એ મેં ત્યારે જ જાણ્યું. એ જ રીતે નગારામાં પણ જાતજાતની ચાલો છે, એ છેલાએ બતાવ્યું હતું. ત્રણની કહેવાતી તે તો સાદી અને સાધારણ ચાલ. પણ સાતની અઘરી; કોક જ વગાડી જાણે; અને

મામાજી એ છેલા પાસે શીખવા મથામણ પણ કરતા. છેલો મારા હાથમાં એક ડફ પકડાવે. એક નાનો દંડૂકો આપે, ને અમુક વખતે ઠેકો આપવાની સમજ આપે; અને પોતે તથા મામાજી એકેકી કૂંડી લઈને બેસે અને સાતની આડચાલ વગાડે.

એ છેલાની પોતાની વાત પણ જાણવા જેવી છે. મામાજીએ એક દિવસ પુછ્યું: 'છેલા! આજ એકલો કેમ છે?' એના જવાબમાં છેલાએ ગંભીર મોં કરી કહ્યું: 'ક્યા બતાઉં છોટાભાઈ સેઠ! મેરે તક-દીર મેં સુખ હી નહિ. આજ પૂરે છ મહિને હુએ. આપકો માલુમ હૈ કે અંગા ઈસ્ટેસન પર મજૂરી કરને કો જાતી થી. બારિસ મેં રેલવે કે દો તીન ડાગીને લે કર ઈસ્ટેસન કા ઢલાવ નીચે આ રહીથી, તો પેર ખિસકા, ગિર પડી, ઓર વજન ઉનકે મુંહ પર! છોટાભાઈ સેઠ, ક્યા બાત કહું? અસ્પતાલ મેં લે ચલે, મેં વહાં જોતા રહા, ઔર વો તો ચલ બસી! બેચારા મંગુ રોતા રહા.' એના હાથમાં નગારું હતું એના ઉપર ડળક ડળક બે આંસું ખરી પડ્યાં.

'પણ તેં અમને કહ્યું પણ નહિ? અમને તો ખબર જ નથી!'

'ક્યા કહું ઔર કિસ સે કહું! ઔર ઈસ મેં કહને કા થા હી ક્યા? ઉનકા ક્યા મેરા પર જી થા! અબ તો યે મંગુ હૈ, બસ.'

મોહરંગમાં પણ સૂરત શહેર ઝળકી નીકળતું. કતલની રાત પછી બીજે દિવસે શહેરમાં તાબૂત-તાજિયા નીકળતા. નાનામોટા, જાત-જાતના તાબૂત જોવા શહેરનું આખું લોક ઊલટી પડતું. એ તાબૂત-ની આગળ તાબૂતનો વાઘ આવતો. કોઈવાર એની જોડી રહેતી. બે મા-ણસો ફક્ત કચ્છ-લંગોટ પહેરી શરીરે કાળા-પીળા-સફેદ વાઘ જેવાં જ ચીતરામણો કરી, મોં પર વાઘના મોં જેવું મોરું તથા હાથે પંજા પહેરી સામસામે ઘુરકતા ચાલતા. આગળ એક નગારાવાળો ચાલે, અને તે, વાઘની ચોક્કસ અને જાણીતી ચાલ વગાડે. એ ગત સાંભળતાં જ સૌ કહે કે હવે વાઘ આવ્યો. એ વાઘ સામસામે પંજા બતાવતા, ઘુરકતા, દાવપેચ અજમાવતા, કે થઈ સહ જેવા ઊભા રહી જતા, વળી ઝૂલતા-ડોલતા ચાલતા, એ જોવાની બહુ ગમ્મત પડતી.

છેલો તો એકલો જ વાઘ બનતો અને ઘનઘનતો ચાલતો; અને એમ ચાલતાં કંઈકનાં હૈયાં જીતી લેતો. ભાગોળ આગળ તો એ તરેહ-તરેહની અદા કરતો, અને વાહવાહ કહેવડાવતો. ભીમડાચોકમાં તો રંગીન બનેટી એવી સરસ રીતે ઘુમાવતો કે ભલભલા દંગ થઈ જતા. હનુપીકથી ભાગોળ સુધીના રસ્તા પરનો દરેક નાનોમોટો છોકરો એ છેલગઢમને ઓળખતો.

વળી તાબૂતની પાછળ કદીક મરસિયા ગાતી, તો કોઈ બાધા મૂકવા ધૂણતી ધૂણતી સ્ત્રીઓ પણ ઠીકઠીક પ્રમાણમાં ચાલતી. જમની, મંગી, મંછુ, ચકોર, જડી, ધનકી, મોતન, લાડકુ, જગદંબા. એમાં મંગા ભાગોળ પાસે રહેતી. જુવાન નહોતી થઈ ત્યારથી જાત-મહેનતથી રોટલો કમાતી. કોઈ બળદગાડી નીકળતી અને પાછળથી તેનું છાણ પડતું. તે તરત એકઠું કરી લઈ એમાંથી છાણાં થાપતી, અને બાંધ્યાં ઘરાકને વેચી આવતી. નજીકની ડબગરવાડમાં રહેનાર છેલો એમ તો એનો ઘરાક હતો, પણ મંગાએ છેલાને વરઘોડે નગારાં વગાડતો જોયેલો, કટારી લઈ ચાલતો મીટ માંડી નિહાળેલો, અને વાઘ બની ચાલતો પણ આંખ અને હૈયું ભરીભરી પેખેલો. પછી પરણવાનો વખત આવ્યો ત્યારે લાગતાવળગતાઓએ પારા-વારની મુસીબતો ઊભી કરી, ધાકધમકીઓ આપી. પણ એ વખતે છોટાભાઈ મુખત્યારે એને સારી સલાહ આપી નગારું વગડાવી દીધું. ને છેલાએ ત્યાર પછી મંગાને ફૂલની જેમ જાળવી. એ મજૂરી કરવા જાય ને મોડી આવે તો છેલો રાંધી પણ નાખે. (અનુ પૃ. ૩૨૪ ઉપર)

# મૉનાઝાઈટ રેતી

જે ગૅસની બત્તીનાં મૅન્ટલ • વીજળીના ગોળાના તાર
સિગાર-લાઇટરના ચકમક • ચીની માટીનાં વાસણો • ચર્મોદ્યોગ તથા રંગાટ
આર્કલૅમ્પ તથા સર્ચલાઈટ • ફોટોગ્રાફીના ફ્લૅશબલ્બ • ઑપ્ટિકલ (દર્શક) કાચ
એવા અનેકવિધ ઉદ્યોગોમાં વપરાય છે અને
જેનો ૮૮ ટકા જથ્થો એકલું ત્રાવણકોર પૂરો પાડે છે

લેખક
ડૉ. નરસિંહ મૂ. શાહ
એમ.એસસી., પીએચ.ડી.

ખિસ્સામાં રાખવાનાનાની ડબ્બી જેવા, સિગાર-લાઈટરથી તો આજે કોણ અજાણ્યું હશે? ચપ દઈને દાબવાથી, અંદર રાખેલા એક ઝટ સળગી ઊઠે એવા પદાર્થની દીવેટ પર જરા તણખો ઝરે ને સળગે. જૂના કાળમાં આ કામ માટે ચકમક વપરાતો: આથી સિગાર-લાઈટરમાં તણખો ઉત્પન્ન કરનાર એ પદાર્થને ચકમક તરીકે ગણવામાં આવે છે; પરંતુ વસ્તુતઃ એ એક મિશ્ર ધાતુ છે. તેમાં લોઢા ઉપરાંત સીરિયમ નામનું મેળવણ હોય છે.

એ સીરિયમ મેળવવાનું મુખ્ય સાધન કુદરતમાંથી નીકળતી મૉનાઝાઈટ નામની રેતી છે. બધે મળી આવતી સામાન્ય રેતી કરતાં તદ્દન વિશિષ્ટ પ્રકારની આ રેતી તો દુનિયામાં માત્ર બેત્રણ જગ્યાએ જ નીકળે છે અને એ બાબતમાં આપણો દેશ ઘણો નસીબદાર છે. ત્રાવણકોરના દરિયાકાંઠે તેનાં મોટાં ભરાણો આવેલાં છે, અને દુનિયાને તેની જરૂરિયાતનો ૮૮ ટકા જેટલો જથ્થો માત્ર આપણું ત્રાવણકોર જ પૂરો પાડે છે. બાકીનામાં બ્રાઝિલ અને ડચ ઈન્ડીઝ ટાપુઓનો હિસ્સો છે. આ રેતી માત્ર રડયાખડયાં સ્થળોએથી નીકળતી હોવાથી તેનું નામ 'મૉનાઝાઈટ' પાડવામાં આવેલું છે. એ ગ્રીક ભાષાનો શબ્દ છે અને તેનો અર્થ 'એકાકી રહેવું' એવો થાય છે.

આ રેતીનો વિશિષ્ટ ગુણ એ છે કે તે લોઢાની માફક લોહચુંબકીય છે, એટલે લોહચુંબક વડે તેને બીજા પદાર્થોમાંથી છૂટી પાડી શકાય છે. આ રેતી કેટલી યે વિરલ ધાતુઓના ફૉસ્ફેટોનું મિશ્રણ છે. સીરિયમ ઉપરાંત તેમાંથી થોરિયમ પણ નીકળે છે. વળી લેન્થાનમ, નીઓડિયમ, પ્રૅસિયોડિયમ અને બીજી, ઉપયોગી વિરલ ધાતુઓ મેળવવાનું મુખ્ય સાધન પણ એ મૉનાઝાઈટ રેતી જ છે. મેસોથોરિયમ નામનું રેડિયો-ઍક્ટિવ તત્ત્વ પણ તેમાંથી નીકળે છે.

પેટ્રોમૅક્સની બત્તીઓમાં વપરાતા 'મૅન્ટલ'ની બનાવટમાં ઉપયોગી થોરિયમ નાઈટ્રેટ મેળવવા માટે મૉનાઝાઈટ રેતી ખૂબ ઉપયોગી છે. વીજળીના ગોળાઓમાં વપરાતો ટંગ્સ્ટન ધાતુનો તાર પણ એ થોરિયમની સાથે જ મેળવીને વપરાય છે.

સીરિયમ અને તેના ક્ષારો વ્યવહારુ ઉપયોગમાં ખૂબ કામ આવે છે. સિગાર-લાઈટરમાં થતા તેના ઉપયોગ ઉપરાંત વીજળીના આર્ક લૅમ્પો અને સર્ચલાઈટમાં વપરાતા ઇલેક્ટ્રોડો તેમાંથી બનાવાય છે. દવા-ઔષધોમાં, ચીની માટીનાં વાસણોની બનાવટમાં, ચામડું કેળવવામાં, રંગાટમાં, અને વિજ્ઞાનના પ્રયોગોમાં વપરાતા ખાસ પ્રકારનાં ઑપ્ટિકલ કાચની બનાવટમાં સીરિયમના ક્ષારો ઓછેવત્તે અંશે વપરાય છે. મૉનાઝાઈટમાંથી હેલિયમ વાયુ પણ નીકળે છે. (એક ગ્રામ રેતીમાંથી એક ઘન સેન્ટીમીટર વાયુ મળે છે.) એની આ ઉપયોગિતાને લીધે તો મૉનાઝાઈટનું મહત્ત્વ સવિશેષ વધી ગયું છે.

થોરિયમના ક્ષારોને મૅગ્નેશિયમ ધાતુના ભૂકા સાથે મેળવી તેનો ઉપયોગ ફોટોગ્રાફીના ફ્લૅશલાઈટ અંગે કરાય છે. થોરિયમ અને સીરિયમ ઑક્સાઇડોને મેળવીને તૈયાર કરેલા નાનાનાના ગોળા મોટરગાડીઓની હેડલાઇટો અને સર્ચલાઇટો માટે ઉપયોગમાં લેવાય છે. થોરિયમ અને ટંગ્સ્ટનની મિશ્ર ધાતુ વીજળિક બત્તીઓની બનાવટમાં વપરાય છે.

## ગૅસ મૅન્ટલનો ઉદ્યોગ

બજારમાં મળતા પેટ્રોમૅક્સ તથા બીજી ગૅસની બત્તીઓના મૅન્ટલમાં ૯૯ ટકા થોરિયમ ને ૧ ટકો સીરિયમના ઑક્સાઇડો હોય છે, અને તેમને મજબૂત રાખવા માટે ઉપર કૉલોડિયન ચોપડેલું હોય છે. શરૂઆતમાં તો આ મૅન્ટલની બનાવટમાં રૂના તાંતણા વપરાતા: પરંતુ હવે તેમાં બનાવટી રેશમ અને રેમીના તંતુઓ ઉમેરવામાં આવે છે. આ રીતે બનાવેલા, મૅન્ટલના આકારના, ગૂંથેલા જાળીવાળા કાપડને થોરિયમ નાઇટ્રેટ, સીરિયમ નાઇટ્રેટ, મૅગ્નેશિયમ નાઇટ્રેટ અને બેરીલિયમ નાઈટ્રેટના (૧૦૦૦ ભાગ+૧૦ ભાગ+૧.૫ ભાગ+૫ ભાગ), ૨૦,૦૦૦ ભાગ પાણીના દ્રાવણમાં પાંચ કલાક સુધી બોળી રાખવામાં આવે છે. પછી તેમાંથી વધારાનું દ્રાવણ કાઢી નાખવા તેમને રોલરમાં દબાવવામાં આવે છે, અને ૩૦ ડિગ્રી સેન્ટીગ્રેડની ગરમીએ સૂકવવામાં આવે છે. આ રીતે સુકાએલા કાપડને ઍસ્બેસ્ટૉસના તાંતણા સાથે જડી લેવામાં આવે છે, અને તેનો ઉપરનો તથા નીચલો ભાગ મજબૂત કરવા માટે તેના ઉપર કૅલ્શિયમ, મૅગ્નેશિયમ અને મૅગ્નેશિયમના ક્ષારો મિશ્રિત થોરિયમના ક્ષારવાળું દ્રાવણ લગાડવામાં આવે છે. પછી તેને લાકડાના ચોકઠા ઉપર બેસાડી, તેને યોગ્ય આકાર આપી, ઉપરથી શરૂઆત કરી પછી નીચે એમ સખત ઉષ્ણતાએ તપાવવામાં આવે છે. આ ક્રિયાથી નાઇટ્રેટોનું તેમના ઑક્સાઇડોમાં રૂપાંતર થાય છે. આ રીતે તૈયાર થએલો મૅન્ટલ એટલો બટકણો હોય છે કે તેને બજારમાં મોકલતાં પહેલાં મજબૂત કરવાની ક્રિયા કરવી પડે છે. આ માટે ૪ ટકા કૉલોડિયન (૧૦૦ ગ્રામ), ઈથર (૪૦ ગ્રામ) કપૂર (૬.૫ ગ્રામ) અને એરંડિયું (૩.૫ ગ્રામ), આ દ્રાવણમાં બોળીને પછી ૫૦-૬૦ ડિગ્રીએ સૂકવવામાં આવે છે.

મૅન્ટલ પર છાપ મારવા માટે નીચે પ્રમાણે બનાવેલી પેઇસ્ટ વપરાય છે: ડીડીનિયમ નાઇટ્રેટ (૧ કીલોગ્રામ), ગ્લીસરીન (૨૦૦ ગ્રામ), મેથીલીન બ્લ્યુ (૨૫ ગ્રામ) અને દારૂ તથા પાણી (પ્રત્યેકના ૩૦૦ ગ્રામ). આ છાપ મારવાનું કામ સખત ગરમી આપતાં પહેલાં કરી લેવામાં આવે છે. આપણા દેશમાં આ ઉદ્યોગને સારો અવકાશ છે, કેમકે તેને માટેની મૉનાઝાઈટ રેતી–કાચો માલ–સુપ્રાપ્ય છે; માત્ર વૈજ્ઞાનિક આવડતની જરૂર છે.

તેમાં રહેલાં રેડિયો-ઍક્ટિવ તત્ત્વોને કારણે અણુશક્તિ માટે પણ મૉનાઝાઈટ રેતીનો ઉપયોગ થઈ શકે કે નહિ એ અંગે હજી પણ સંશોધન ચાલે છે, ને તેથી વળી મૉનાઝાઈટનું મહત્ત્વ વધવા પામ્યું છે. એટલું તો નક્કી કે યુદ્ધમાં તેમજ શાંતિકાળમાં આ રેતી વૈજ્ઞાનિક તત્ત્વોમાં વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કરી ચૂકી છે.

# ટેકરીયુદ્ધ

લશ્કરી વ્યૂહ અને હાથોહાથની લડાઈ શીખવતી રમત

લેખક
વાસુદેવ ભટ્ટ



એક મોટી ટેકરી છે. અડખેપડખે નાનીનાની બીજી ટેકરીઓ પથરાએલી છે. મોટી ટેકરીની બાજુમાંથી નાની સરખી નદી વહી જાય છે. તેમાં છબછબિયાં પાણી છે. ટેકરી ઉપર નાનો સરખો વડલો છે. તેના પર ધ્વજ ફરકે છે. અને નીચે નાનામોટા છોકરાઓનું મોટું ધાડું જામ્યું છે. માંહી ફરતા યે જવાનિયાઓ પણ છે. શિક્ષક જેવા મોટા માણસો યે છે. સાથે બ્યૂગલ છે તે કોઈકોઈ વાર જોરથી ફુંકાય છે. વચ્ચેવચ્ચે સિસોટીઓ વગડે છે. કેટલાક આમથી તેમ જાય છે, ને તેમથી આમ જાય છે; કોઈ ઝાડ પર ચડયા છે, કોઈ ટેકરીના છેડાઓ પર ફરે છે, કોઈ વળી આંખે દૂરબીન માંડી ચોમેર નજર ફેરવે છે. વડલા નીચે ભારો એક લાકડીઓ, તથા થોડાં દોરી અને દોરડાં પડયાં છે. બધા ચારે બાજુ હારબંધ ઊભા છે અને શિક્ષક તેમને કાંઇક સૂચનાઓ આપે છે.

એવામાં ટેકરીના એક તરફના છેડેથી એક છોકરો દોડતો આવે છે અને શિક્ષક સામે ઊભો રહી સલામ કરે છે. પછી ટટ્ટાર ઊભો રહી તેમને કાંઈક કહે છે. એ સાંભળી શિક્ષક થોડા છોકરાઓ સામે સૂચક રીતે જુએ છે, એટલે તેઓ ચારે બાજુ જઈને આઘે-પાસે નજર કરે છે, તો ચારપાંચ જણને લપાતા છુપાતા આવતા જુએ છે. તેઓ જઈને શિક્ષકને આ વાત કરે છે, કે તરત જ શિક્ષક એ બધાને આમ ગોઠવે છે, તેમ ગોઠવે છે ને એક વ્યૂહ રચે છે. એમ સૌ પોતપોતાને સ્થાને ચૂપચાપ બેસી જાય છે. માત્ર કોઈકોઈ ફરે છે, એવામાં એમાંનો એક જણ એકાએક બૂમ પાડે છે: 'એ..ચા ખડે રા !' એ સાંભળી કોઈ નાસતું દેખાય છે. તરત જ પાંચેક જણ તેની પાછળ પડે છે. ત્યાં તો બીજા ત્રણચાર જણ પણ નાસતા દેખાય છે. એમાંથી બે જણ પકડાય છે, બીજા નાસી જાય છે. પકડાએલાને પકડી નીચે શિક્ષક પાસે લઇ જાય છે. શિક્ષક જોડે એ ગમે તેમ બોલે છે. શિક્ષક તેમને દોરડેથી બંધાવે છે ને ઊંધા કરીને સુવાડે છે, અને પાસે ચાર જણને એમનું ધ્યાન રાખવા બેસા રાખે છે.

આ પછી પા-અરધો કલાક વીતી જાય છે. દરમ્યાન કોઇકોઇ બગાસાં ખાય છે. એટલામાં એકાએક એક બાજુથી દસ જણ એચિંતો હલ્લો કરતા આવે છે અને એ છેડે ઊભેલા પાંચ જણને પછાડે છે; ને પછી સૌની વચ્ચે દોડી આવી આમતેમ ઘૂમે છે. એથી થોડી બૂમાબૂમ મચી રહે છે. પણ આવેલા એ દસ જણમાંથી એક જણ બહુ આગળ ન જતાં ઝીણી આંખે ચારે બાજુ નજર કરે છે, ને થોડું જોયું જાણ્યું કરીને સમજે છે. પછી તે ઝડપથી સિસોટી વગાડે છે. એથી જ દસે જણ પાછા ફરે છે ને ઝડપથી ટેકરી પરથી સડસડાટ કરતા ઊતરવા જાય છે. આ બધું થોડી ક્ષણમાં બની જાય છે, પણ ત્યાં તો સાવચેત ટેકરીવાળાઓ એમને પકડવા ક્યારના દોડતા હોય છે, તે સાત જણને આંતરે છે. માત્ર પેલો ઝીણી આંખવાળો અને બીજા બે છટકી જાય છે. સાત જણ પણ પકડનાર સાથે બાખડે છે. પણ એમાંથી પાંચ જણ પકડાય છે અને બીજા બે ભાગી છૂટે છે. પકડાએલાને ઊંધા પાડી સુવાડે છે અને તેમના હાથ-પગ બાંધે છે. બીજા પા કલાક વીતી જાય છે.

ત્યાં વળી મામલું કાંઈક ગંભીર થતું જણાય છે. એક તરફ નજર રાખનાર સીસોટી વગાડે છે. સૌ જુએ છે તો પચાસ-પચાસ જણ દોડ દોડયા ટેકરી ચડે છે. તેઓ મોટા હોંકારા પાડે છે અને હાથ લાકડીઓ છે અને વેગથી ધડબડાટ કરતા દોડે છે. વચ્ચે આવે તેને પકડે છે કે ટેકરી પરથી નીચે-ગબડાવે છે. બહુ સામો થાય એને મારે છે. સૌની નેમ વડલા ઉપર પહોંચવાની છે.

શિક્ષક મોટી ગર્જનાથી હુકમો આપે છે અને બે હાર—ત્રણ હારને આ આક્રમણ કરનાર આખલાઓની આડા મોકલે છે. બીજી હારોને વડલાની ચારે બાજુ ગોઠવે છે.

આડા ફરનારા રક્ષકો, આક્રમકોને રોધે છે. ને પાડે છે પકડાય એને પકડે છે, ન પકડાય એને ભગાડે છે, ભાગતાને ગબડાવે છે. થોડા ગબડનારા પાછા ઊભા થાય છે અને ફરી સામા થાય છે.

એટલામાં પાછો ભુમાટો થાય છે. ઓહોહો... ! નદી તરફ તો ધાડે ધાડાં ઉપર ચડે છે ! ઉપરવાળા મક્કમતાથી તેમની સામે થાય છે અને ચડનારાને ધક્કા મારે છે. ચડનારા સામેથી એમને ટાંટિયા ખેંચે છે. પરિણામે ઉપરવાળા ગબડે છે; પણ સાથે નીચેવાળાને લેતા જાય છે, એટલે તે ય ગબડે છે ! તેઓ વચ્ચે આવતાં ઝાંખરાંનાં જાળાંમાં અટકે છે; કોઈ કાંટાની વાડમાં પડે છે; કોઈ થોરિયામાં અટવાય છે. માથે આવળનાં ફૂલનો અભિષેક થડે છે.

કોઈક તો ગબડતા ગબડતા છેક નીચે જાય છે તે નીચે નદીના પાણીમાં પડે છે. તેમાં ડબકડોયાં થાય છે. પાણીમાંયે ઊભા થઈને પાછા લડે છે; લડે છે ને પડે છે; ફરી પાછા ઊભા થઇને બાખડે છે.

તોફાન હવે તો બહુ વધી ગયું છે, નો યે કોઈ નમતું આપતા નથી. કોઇ થાકતા જ નથી. માર તો એમને વાગતો જ નથી. શરીર જાણે લોઢાનાં છે. માથામાં જાણે માતા છે. લડવામાં તો નર્યા ખીમરોના!

કોઇના લૂગડાં ફાટયાં છે, કોઈ લંગોટભેર ઘૂમે છે. કોઇને શરીરે ઉઝરડા છે તેમાંથી લોહી ઝમે છે. કોઇને માથે મોટું ઢીમણું જામ્યું છે, તો કોઇનો ટાંટિયો તૂટયો છે. કોઇનાં કપડાંમાં પાણી છે, કોઇનાં કપડાંમાં કાંટા છે તો કોઇનાં કપડાંમાં સળગ કાદવ છે. કોઈ માટીમાં ઊંધેકાંધ પડયા છે, ને ઊંચાનીચા થાય છે; પણ ઊભા તો થવાય ક્યાંથી ? હાથ-પગ બાંધેલા છે. એમાં એક જણ જરા મરડાય છે. એને શું તાણ આવી ? ના રે, એનું મોઢું જુઓને ! તાણ જાણે તો છે નહિ. મોઢું તો 'ડાગીસ'નું છે. હુચ્ચો ને પહોંચેલો લાગે છે. ચારે બાજુ જુએ છે. કોઈનું ધ્યાન નથી, એટલે એ ગરડાય છે;

ખૂબ ભરડાય છે. હાથ તો હલવા માંડ્યા છે. ધીમે ધીમે એ હાથ લંબાવે છે ને કેડને પકડે એંચે છે. છેવટે ખિસ્સા સુધી પહોંચાડે છે ને ખિસ્સામાંથી સંચિક કાઢે છે. એ હલનગતનું ધારદાર પાનું છે. આગ-તેમ લોહને ખચખચ કાપવા માંડે છે. એવામાં કોઈક નજીક આવે છે, એટલે છાનોમાનો ઊંધો સૂઈને ઉંમારા કરવા માંડે છે—જાણે કે બહુ દુઃખી હોય! ખરો ઢોંગી છે! પેલો આગળ ચાલ્યો જાય છે, એટલે થોડી વાર શાંત રહીને પાછો ખચખચ કાપવા મંડ્યો ને થોડી વારે ચડાપ દઈને ઊભો થઈ દોડવા લાગ્યો. એક ચોકીદાર સામો થયો, તેને એવી તો ટાંગ મારી કે ચોકીદાર ત્યાં જ લાંબો થઈ પડ્યો.

પછી એણે એવી દોટ મૂકી કે સીધો ગડસો સર કર્યો ને તેના ઉપરનો ધ્વજગરો ખેંચી લીધો; અને કોઈ આવી પહોંચે તે પહેલાં તો ઓળી હાજરી બાજુ દોડી જઈ વાવટો પોતાના બીજા બેલીને આપી દીધો! બીજાએ ત્રીજાને ને ત્રીજાએ ચોથાને દીધો, ને એમ સાતતાલી શરૂ થઈ. અને એ દોડાદોડીમાં હાથોહાથ વાવટો એવો તો નાઠો કે થોડી વારમાં તો ટેકરી પરથી નીચે ફરક્યો, ને જોતજોતાંમાં નદીમાંથી સામે પાર! અને આક્રમકોએ ગજાવ્યો ત્યાં જયજયકાર!

એ જયકાર થતાંવેંત લડનારાઓ છૂટા પડી ગયા. પછી બધા ભેગા થઈને પરસ્પરને ભેટી પડ્યા ને સામસામી શાબાશી દીધી.

## નવાં પુસ્તકો

**ભગવતી બેસન્ટ સ્મારકગ્રંથ**: હિન્દહિતૈષી અંગ્રેજ વિદુષી ને થીઓસોફી વિચારપ્રણાલિનાં અગ્રણી પુરસ્કર્તા ડૉ. ઍની બેસન્ટની જન્મશતાબ્દી (૧૮૪૭-૧૯૪૭) નિમિત્તે યોજાયેલો, વિવિધ લેખકોના અંજલિ-લેખોથી ભરેલો ગ્રંથ: ૨૬૪+૩૨ પાનાં તથા સાત ચિત્રો પ્લેટો સાથે: સંપાદક—પ્રભાકર હ. મહેતા, સોલ એજન્ટ-ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, ૭-૦-૦; **સાહિત્યને અરણ્યે**—ન. ડૉ. હરિપ્રસાદ દેસાઈએ ગુજરાત સાહિત્ય સભામાં તથા બીજે આપેલાં સાહિત્યલક્ષી વ્યાખ્યાનો: પ્રકાશક—ગુજરાત સાહિત્ય સભા અમદાવાદ, ૨-૮-૦; **વાર્ષિક વ્યાખ્યાનો**: ગુજરાત વિદ્યાસભામાં અપાયેલાં સાહિત્ય વિષયક વ્યાખ્યાનોમાંનાં આઠ અભ્યાસભર વ્યાખ્યાનો: ૨-૦-૦; **ગુજરાતમાં વ્યાયામપ્રચાર કેમ** થયો તેમજ તેની, પુરાણકાળના વ્યાયામના ઈતિહાસથી માંડી આજ સુધીની રસમય માહિતી આપતું પુસ્તક: લેખક-છોટુભાઈ પુરાણી, પ્રકાશક—ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ-ભરૂચ, ૧-૪-૦; અમદાવાદની ગુજરાત સાહિત્ય સભાની અભ્યાસીઓને પ્રિયથએલી ને ૧૯૪૭-૪૮ની કાર્યવહી: ૩-૦-૦; **સંક્ષિપ્ત નાગરિક શાસ્ત્ર** આ વિષયના વિદ્યાર્થીઓનો ઉપયોગી પુસ્તક: લેખક મહેન્દ્ર મોનીલાલ દેસાઈ, પ્રકાશક—શ્રીકુભાઈ ચંદુલાલની કંપની-વડોદરા, ૧-૧૨-૦; ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયે બહાર પાડેલાં, જાણીતા લેખકોનાં બે પુસ્તકો: (૧) **રાજર્ષિ કુમારપાલ**: 'ધૂમકેતુ'ની ચૌલુક્ય નવલકથાવલિનું એક સવિશેષ પુસ્તક ૪-૮-૦; અને (૨) **પીડાગ્રસ્ત પ્રોફેસર અથવા સ્નેહસંભ્રમ**: કનૈયાલાલ મા. મુનશીનું જાણીતું નાટક, ૧-૮-૦ **શોધ અને સિદ્ધિ**: આધુનિક વિજ્ઞાનની શોધોની ભૂમિકાઓનો વિશદ શૈલીથી કરાવેલો પરિચય. લેખકો—સુરેશ ગં. ઠકના અને નરસિંહ મૂ. શાહ. પ્રકાશક-ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય. ૨-૦-૦. **ઊભૂકતો અગ્નિ**: રમણલાલ પી. શાહ કૃત ત્રણ લાંબી સામાજિક વાર્તાઓ, ૫-૦-૦; **ગઈકાલ**: રમણલાલ વ. દેસાઈનાં જીવનસંસ્મરણો, ૫-૦-૦; એ બંનેના પ્રકાશક: આર. આર. શેઠની કંપની, મુંબાઈ-૨; **ધૂમકેતુ**: આકાશી સૃષ્ટિના એ અદ્‌ભુત જ્યોતિર્પિંડોના વહેમો અને અજ્ઞાનને દૂર કરી નવી જ માહિતી આપતું નાનકડું સચિત્ર પુસ્તક: લેખક છોટુભાઈ સુથાર, પ્રકાશક—તારક મંડળ-આણંદ: ૨-૪-૦; **અરૂપ**: જશભાઈ કા. પટેલ કૃત કાવ્યોનો સંગ્રહ: પ્રકાશક ચાકુનર પ્રકાશન, વલ્લભવિદ્યાનગર, ૨-૮-૦; **ગાંધી કાવ્ય સંગ્રહ**: ગાંધીજીને અપાએલી સ્મરણાંજલિઓનું સંપાદન: કરનાર વિનોદ મો. ગાંધી, પ્રકાશક-રમણલાલ પી. સોની-મોડાસા, ૧-૦-૦; **સાપ્તાહિક પ્રાર્થના પ્રવાહ**: સંપાદક ને પ્રકાશક-શાન્તિલાલ મણિલાલ શાહ અમદાવાદ, ૨-૪-૦; **વિદ્યાર્થી માર્ગદર્શન** (ભાગ ૨)—આગળ અભ્યાસ કરવા ઈચ્છતા મૅટ્રિક થએલા વિદ્યાર્થીઓને મળી શકતી શિષ્યવૃત્તિઓ તથા લોનોની યાદી: લેખક પ્રકાશક-કાંતિલાલ લલ્લુભાઈ દેસાઈ, પરા, બોટાદ (સૌરાષ્ટ્ર), ૦-૮-૦; **અજબની દુનિયા**: ધોરણ ૪-૫-૬ માટેનું ભૂગોળનું સરકારમાન્ય પાઠ્ય પુસ્તક: લેખકો પટવારી ને લાલા, પ્રકાશક-એસ. બી. શાહની કંપની-અમદાવાદ, કિંમત અનુક્રમે ૧-૦-૦, ૧-૨-૦ અને ૧-૪-૦; **વિજ્ઞાન પ્રવેશ**: ૫-૬-૭; પ્રાથમિક ધોરણ ૫, ૬ અને ૭મા માટે મુંબાઈ સરકારે મંજૂર કરેલું વિજ્ઞાનનું પાઠ્ય પુસ્તક-લેખક: હરરાય અમુલખરાય દેસાઈ, પ્રકાશક-આનડા બૂક ડીપો-અમદાવાદ, કિંમતે અનુક્રમે. ૦-૧૨-૦, ૦-૧૪-૦ અને ૧-૦-૦; **બાલવિજ્ઞાન વાચનમાળા**: પુસ્તક ૧થી ૭ પ્રાથમિક ધોરણ ૧થી ૭ માટેનું મુંબાઈ સરકારથી માન્ય વિજ્ઞાનનું પાઠ્ય પુસ્તક: લેખકો-નરસિંહ મૂ. શાહ ને ઠાકોરલાલ શ્રી ઠાકોર, પ્રકાશક-બાલગોવિંદ કુબેરદાસની કંપની-અમદાવાદ, કિંમત ૦-૬-૦, ૦-૬-૦, ૦-૬-૦, ૦-૭-૦ ૦-૧૫-૦, ૦-૧૨-૦; અને ૧-૪-૦; **ગાંધીનિર્વાણ આખ્યાન**: કર્તા જેઠાલાલ ત્રિવેદી, પ્રકાશક: ગ્રીઝા ફાર્મસી લિમિટેડ-ડીસા, ૦-૧૨-૦; **દંત કાવ્યમાળા**: સંપાદક-પ્રકાશક ડેન્ટલ સ્પેશ્યાલિસ્ટ ડૉ. કેખશરૂ દોરાબજી ઝીણા, વાડી સ્ટ્રીટ, નવસારી. ચાર આનાના પોસ્ટેજ સ્ટૅમ્પ મોકલવાથી ઘેરબેઠાં મોકલવામાં આવે છે Song of the Spirit: મરમવાદી સિંધી કવિ 'સામી'નાં કાવ્યોના અનુવાદો: અનુવાદક-શાંતિ એલ. રહાણી; પ્રકાશક. મોડેલ પબ્લિશિંગ હોમ-કરાંચી-૧. ૪-૦-૦.

### નાલંદા પબ્લિકેશન્સ લિમિટેડનાં પ્રકાશનો

(ધનજૂર, સર પી. એમ. રોડ, કોટ, મુંબાઈ-૧)

પશ્ચિમમાં પંકાએલી પોતાની નવલકથાઓ તથા અન્ય કૃતિઓ દ્વારા હિંદી સંસ્કારિતાનો પશ્ચિમને પરિચય કરાવનાર ડૉ. મુલ્કરાજ આનંદના નામથી આધુનિક અંગ્રેજીનો વાચક અપરિચિત નહિ હોય. ચિત્ર, શિલ્પ, સ્થાપત્ય, સંગીત અને અન્ય જીવનકળાઓના એ અભ્યાસીએ તે તે કળાઓ પર લખેલા લેખો તથા કહેલા વાર્તાલાપોનો સંગ્રહ Words written on an Indian Air ના નામથી પ્રસ્તુત પ્રકાશન સંસ્થાએ થોડાં ચિત્રો સાથે બહાર પાડ્યો છે (કિં. ૬-૮-૦) તે સંસ્કારપ્રિય વાચકોએ વાંચવા-વસાવવા જેવો છે. એવાં જ ઉપયોગી બીજાં પુસ્તકો તે (૧) જાણીતા કલાવિવેચક અને સંસ્કાર-પ્રવાસી શ્રી જી. વેંકટ અચલમે પોતે વિવિધ પ્રતિભાવંત ભારતીય જનોના અંગત સંપર્કમાં આવીને અંગ્રેજીમાં લખેલાં ૪૦ ઉપરાંત રેખાચિત્રોનો સંગ્રહ Profiles ૮-૪-૦; (૨) Hound of the Heart—શ્રી ગુરુદયાલ મલ્લિકનાં આધ્યાત્મિક સૂરથી ગુંજતાં કાવ્યોનો સંગ્રહ ૩-૦-૦; (૩) Eyes of Light—વિખ્યાત બંગાળી કવિ શ્રી દિલીપકુમાર રાયનો કાવ્યસંગ્રહ ૪-૦-૦; (૪) વિખ્યાત વિજ્ઞાની સર સી. વી. રામનના લેખોનો સંગ્રહ Aspects of Science ૪-૮-૦; તથા એમ. આર. દેવશંકરની ટૂંકી વાર્તાઓનો સંગ્રહ Hemakumari and other Stories, ૪-૪-૦.

# ક્ષયરોગ-ટિકિટ એક નવી ઝુંબેશ

### જેમાં હું—તમે—દેશનો પ્રત્યેક માનવી સહાયરૂપ થઈ શકે

**આ** લેખના લેખક ભાઈ માધવરાવ દત્તાત્રેય ગાડ્ગીલ ૧૯૪૭-૪૮ દરમ્યાન 'કુમાર'ના સંપાદન-મદદની શકતા. સવા-દોઢ વરસની જ કામગીરીમાં એમણે જે ઝડપ, સહૃદયતા ને કાર્યક્ષમતાથી એ કામ સંભાળી લીધું એ વિરલ હતાં. એટલે જ જ્યારે એવા શક્તિશાળી માણસને એકાએક ક્ષયરોગના પંજામાં સપડાવાને લીધે અમારાથી છૂટા થવું પડ્યું ત્યારે અમને ખેવડું દુઃખ થયું. એ રોગ પણ એમને, બારચૌદ વર્ષની કિશોર વયે, એ રોગમાં સપડાએલાં પોતાનાં માતાની મુગ્ધભાવે અનન્ય સેવા કરવામાંથી ચોંટેલો, એ હકીકત તેમના શીલવંત આત્માની પ્રતીતિ કરાવે છે, જેનો અનુભવ અમને તો સદા થતો જ રહ્યો છે. એટલી જ પોતાના આત્માની તેજસ્વિતા એમણે એ રોગ સામે પ્રબલ પુરુષાર્થ ખેડીને ઝૂઝવામાં દાખવી; અને પરિણામે, 'સેકન્ડ સ્ટેઈજ'માં પ્રવેશી ચૂકેલા એ દરદીએ મૃત્યુને પાછું ખાળ્યું! અમારી નજર સામે ખેડાએલા એ જીવનયુદ્ધના સાક્ષી તરીકે એમનો આ લેખ સવિશેષ ભલામણ સાથે વાચકો આગળ રજૂ કરીએ છીએ.



ગતમાં જે કેટલાક મહાભયંકર રોગો છે તેમાં ક્ષયરોગનું સ્થાન ઘણું મોખરે આવે છે. પોતાનાં કરાલ જડબાંમાં દર વર્ષે જગતનાં લાખો મનુષ્યોને ઓહિયાં કરતા આ રોગની સૌથી વધુ ભયાનકતા એ વસ્તુમાં રહેલી છે કે તે પોતાના ભક્ષ્ય તરીકે મોટે ભાગે યુવાન સ્ત્રી–પુરુષને જ પસંદ કરે છે. આયુષ્યની વસંત ગણાતી યુવાવસ્થામાં પદાર્પણ કરેલો મનુષ્ય જ્યારે જીવનનાં રમણીય સ્વપ્નો સેવતો હોય છે, આશાના અવનવા મિનારા બાંધતો હોય છે, જ્યારે તે એના કુટુંબની, એના સમાજની અને એના દેશની આશા હોય છે, બરાબર તે જ વખતે આ કરાલ રોગનો નિર્દય પંજો તેના પર પડે છે અને તેનાં સ્વપ્નોને ભાંગી નાખે છે, તેની આશા-આકાંક્ષાઓને ચગદી નાખે છે અને તેના કુટુંબને પાયમાલ કરી નાખે છે. ઉત્સાહથી થનગનતા યુવાનો દેશનું સાચું ધન ગણાય છે. એ ધનને બરબાદ કરનારો ક્ષયરોગ દેશનો પ્રથમ નંબરનો શત્રુ છે.

ક્ષયરોગની ભયાનકતા આટલાથી પૂરી થતી નથી. જો યોગ્ય લેવાતાં ન આવે તો તે અત્યંત ચેપી રોગ છે. જે કુટુંબમાં પેઠો ત્યાં એક પછી એક તે કુટુંબના ઘણા લોકોનો તે ભોગ લે છે. એવાં ઘણાં ગરીબ કુટુંબો છે જેમને ક્ષયરોગે પૂરેપૂરાં પાયમાલ કરી નાખ્યાં છે. વળી આ રોગ પર કોઈ રામબાણ દવા હજુસુધી શોધાઈ ન હોવાથી રોગને મટતાં કે કાબૂમાં આવતાં ઘણો લાંબો સમય જાય છે, જે દરમ્યાન સારવાર માટે પૈસાનો ખરચ કરવો તે ઘણાં કુટુંબોના ગજા બહારનું હોય છે. છતાં પ્રેમવશ એ દરદી પાછળ કરજ કરીને કે ઘરેણાંગાંઠાં વેચીને સારવારનો ખરચ ઉઠાવાય છે. એમ કરતાં પણ દરદી બચે તો ઠીક, નહિતર આખા કુટુંબની અત્યંત અનુકંપનીય દશા થાય છે.

હિંદુસ્તાન તો આ રોગનું ઘર ગણાય એટલી હદ સુધી તેનો ફેલાવો થયો છે. દર વર્ષે ઓછામાં ઓછા ૨૫ લાખ લોકો આ રોગથી પટકાય છે, જેમાંના ૫ લાખ લોકો મૃત્યુ પામે છે; એટલેકે દર મિનિટે હિંદમાં એક માણસ ક્ષયરોગથી મૃત્યુ પામે છે.! મેલેરિયા પછી બીજે નંબરે ક્ષયરોગથી મૃત્યુ પામતા લોકોનો આંકડો આવે છે. છેલ્લાં ૧૦ વર્ષમાં હિંદમાં જે ભીષણ મોંઘવારી વધતી ગઈ, લોકોની હાડમારીમાં વધારો થતો ગયો તેને કારણે આ રોગના ભોગ બનતા લોકોની સંખ્યામાં પણ ઘણો વધારો થયો છે. જ્યાં ગીચ વસતિ છે, જ્યાં લોકોને ચોખ્ખી હવા અને પૂરતો પ્રકાશ મળતાં નથી, જ્યાં પેટ પૂરતો ને પોષક તત્ત્વોથી પૂર્ણ એવો આહાર મળતો નથી, જ્યાં ગંદકી ને અસ્વચ્છતા છે ત્યાં આ રોગ ફૂદકે ને ભૂસકે વધે છે. હિંદુસ્તાનનાં કેવળ શહેરમાં જ નહિ, પણ ઘણાં ગામડાંઓમાં પણ આવી સ્થિતિ હોવાથી આ રોગે અહીં બરાબર પગદંડો જમાવ્યો છે.

હિંદમાં આ રોગ ઘણો વધારે છે, જ્યારે તેની સારવારનાં સાધનો ઘણાં અલ્પ છે એ સૌથી મોટી કમનસીબી છે. સારવારનાં સાધનો એટલાં હોવાં જોઈએ કે જેને જેને આ રોગ લાગુ પડે તે દરેકને પૂર્ણ સારો થતાં સુધી તેને જુદી ઑસ્પિટલમાં રાખીને સારવાર આપી શકાય. પણ આજે તો દર ૩૦૦ દરદી દીઠ ફક્ત એક જ માણસની સારવાર થઇ શકે એટલી વ્યવસ્થા છે. બાકીના ૨૯૯ જણા કંઇ પણ સારવાર ન મળવાથી આ રોગનો ફેલાવો સમાજમાં કરી રહ્યા છે. અત્યારે હિંદમાં કેટલી સગવડ છે અને કેટલી હોવી જોઈએ તેના નીચે આપેલા આંકડાઓ સાધનની અલ્પતા કેટલી છે તે બતાવે છે:

| | અત્યારની સગવડો | હોવી જોઈતી સગવડો |
|---|---|---|
| ઑસ્પિટલ | ૧૧૯ | ૪૦૦૦ |
| ખાટલા | ૧૨,૦૦૦ | ૫,૦૦,૦૦૦ |
| નિષ્ણાત ડૉક્ટરો | ૩૦૦ | ૧૫,૦૦૦ |
| નર્સ આદિ | ૪૦૦ | ૧૨,૦૦૦ |

ઉપર જણાવેલી સગવડો પેદા કરવા માટે પાયાના ખરચ તરીકે ૪૫૦ કરોડ રૂપિયા જોઇએ, એ સિવાય એ ઑસ્પિટલો ચલાવવા માટે દર વર્ષે ૬૦ કરોડ રૂપિયા ખરચવા જોઇએ. પણ આજે તો હિંદમાં માણસ દીઠ દર વર્ષે ફક્ત અરધો રૂપિયો તેના આરોગ્ય માટે ખરચાય છે, જ્યારે ક્ષયરોગને માટે તો ફક્ત $\frac{1}{2}$ પાઈ જ વપરાય છે. આ વસ્તુ જ કેટલું પ્રચંડ કાર્ય કરવાનું બાકી છે તે બતાવે છે.

હવે હિંદુસ્તાન આઝાદ બન્યું છે, એટલે આપણી સરકારે આ પ્રશ્ન હાથમાં લીધો છે. પણ સરકારની આર્થિક સ્થિતિ અત્યારે એટલી નબળી છે કે તે એકલી આ પ્રશ્ન ઉકેલી શકે તેમ નથી. જનતાનો સહકાર મળે તો જ આ જટિલ સમસ્યા જલદી ઉકલી શકે. તે માટે હિંદુસ્તાનમાં પહેલી જ વખત એક નવી પદ્ધતિથી આ માટે નાણાં ભેગાં કરવામાં આવનાર છે. ટ્યુબરક્યુલૉસિસ એસોસીએશન ઑવ ઇન્ડિયાના સહકારથી મહાત્મા ગાંધીજીના જન્મ દિવસથી, એટલે કે બીજી ઑક્ટોબરથી, ક્ષયરોગ-વિરોધી મોરચો શરૂ કરવામાં આવનાર છે. તે દિવસથી ક્ષયરોગ-ટિકિટો (Tuberculosis Seal) નું વેચાણ શરૂ થશે. તેની કિંમત ફક્ત ૧ આનો રાખવામાં આવી હોઈ ભારતની દરેક પોસ્ટ ઑફિસેથી તે મળી શકશે. પોસ્ટકાર્ડ અને પાકીટ ઉપર ચાલુ પોસ્ટેજ ઉપરાંત આ ટિકિટ ઐચ્છિક રીતે ચોંટાડવાની રહેશે. એ રીતે જે પૈસા ભેગા થશે તેનું ફંડ કરી તે ટ્યુબરક્યુલૉસિસ એસોસીએશન ઑવ્ ઇન્ડિયાને સોંપાશે, જે, ક્ષય રોગના અટકાવ અને ઉપચાર માટે તે વાપરશે. આઠ રંગમાં છપાએલી આ ટિકિટ પોસ્ટની ટિકિટ જેવડી જ હોઇ તે પર મોર તથા આંતરરાષ્ટ્રીય આરોગ્યચિહ્ન તરીકે બે ક્રૉસ હશે.

આ જાતની ક્ષયરોગ-ટિકિટો કાઢવાની પ્રથમ કલ્પના ૧૯૦૩-માં ડેન્માર્કના એક પોસ્ટમૅનને આવેલી. નાતાલના દિવસોમાં જ્યારે તે ખૂબ મોટી ટપાલ વિભાગવાર ગોઠવતો હતો તે વખતે રસ્તામાં ભટકતાં ક્ષયરોગી બાળકોનો વિચાર તેના મનમાં રમી રહ્યો હતો અને તેમને કેવી રીતે મદદ કરી શકાય તે વિચારી રહ્યો હતો. તે વખતે એકાએક તેને વિચાર આવ્યો કે જો દરેક કાગળ અને પારસલ ઉપર ચાલુ પોસ્ટેજ ઉપરાંત એક વધારાની ટિકિટ ચોડાવવામાં આવે તો એ ટિકિટના પૈસામાંથી પેલાં રોગી બાળકોને બચાવી શકાય. બીજા પોસ્ટમૅનોને તેણે આ વિચાર કહ્યો સૌને તે ગમ્યો. પોતાની આ યોજના લઈને સૌ ડેન્માર્કનાં રાજરાણી પાસે ગયા. તેમણે આ વિચારને ખૂબ આનંદથી વધાવી લેતાં ૧૯૦૪ની નાતાલમાં આ જાતની ક્ષયરોગ-ટિકિટો પહેલવહેલી ત્યાં નીકળી અને તેને અણધારી સફળતા મળી. પહેલે વર્ષે દેશના દરેક માણસે સરેરાશ બે ટિકિટો વેચાતી લીધી. એ ટિકિટોની આવકમાંથી ડેન્માર્કમાં એક મોટી ક્ષયની ઑસ્પિટલ બંધાઈ, જેમાં પેલાં ક્ષયરોગી બાળકોની સારવારની વ્યવસ્થા કરવામાં આવી. ડેન્માર્કની આ અભિનવ પદ્ધતિને તરત બીજા દેશોએ અપનાવી લીધી. અમેરિકાએ ૧૯૦૭માં એ જ પ્રકારની ઝુંબેશ શરૂ કરી અને ત્યારથી દર વર્ષે આવી ક્ષયરોગ-ટિકિટોનું વેચાણ ત્યાં ઝપાટાથી વધતું જ રહ્યું છે. ૧૯૪૮માં અમેરિકાના રાષ્ટ્રીય ક્ષયરોગ મંડળે ૨ કરોડ ડૉલર આ રીતે એકઠા કર્યાં હતા. આ જાતની ટિકિટોનું વેચાણ કૅનેડા, ઇંગ્લૅંડ તથા યુરોપના ઘણાખરા દેશોમાં દર વર્ષે થાય છે.

હિંદુસ્તાનમાં પહેલી વખત જ આ અભિનવ ટિકિટોનું વેચાણ બીજી ઑક્ટોબરથી શરૂ થશે અને ૨૬ મી જાન્યુઆરી ૧૯૫૧ સુધી ચાલુ રહેશે. તે વખતે દેશનો પ્રત્યેક નાગરિક બને તેટલી વધુ ટિકિટો ખરીદશે એમ સહેજે અપેક્ષા રહે છે. દેશનો ગરીબમાં ગરીબ માણસ પણ આ ટિકિટ ખરીદી શકે, અને એ રીતે દેશના આ કાતિલ શત્રુને હાંકી કાઢવાની ઝુંબેશમાં પોતાનો યથાશક્તિ ફાળો આપી શકે, તે માટે ટિકિટની કિંમત ૧ આના જેટલી ઓછી રાખવામાં આવી છે. પ્રજાના આ શત્રુને જેર કરવામાં પ્રજાએ જ મોટો ભાગ લેવાનો છે. આ ટિકિટોનું કેટલું વેચાણ થાય છે તે પરથી આપણે આઝાદ પ્રજા તરીકે આપણા પોતાના અતિશય મહત્ત્વના પ્રશ્નોનું કેટલું જાગૃત જ્ઞાન સક્રિય સહાનુભૂતિ અને જવાબદારીનું ભાન ધરાવીએ છીએ તેનું માપ નીકળશે. મ૦ દ૦ માહુલીકર




હમણાં હમણાંનાં નવજીવન કાર્યાલયનાં પ્રકાશનોમાં કદાચ સૌથી વધુ લોકપ્રિય થયેલું પુસ્તક તે **મહાદેવભાઈની ડાયરી.** તેનો ચોથો ભાગ (કિં. રૂ. ૩-૦-૦) હમણાં જ બહાર પડ્યો એમાં તેઓ ગાંધીજીના અંતેવાસી બન્યા તે શરૂઆતના કાળ(ઈ. ૧૯૧૭)થી તે ઈ. ૧૯૧૯ સુધીનાં બે વર્ષની ડાયરી આપેલી છે. એ આખી માળાને વિષે તો એટલી જ ભલામણ કરવાની હોય કે એ વસાવી શકે તે સૌ વસાવે અને બાકીના વાંચે અવશ્ય. મહાદેવભાઈ ગાંધીજી સાથે જોડાયા તે પૂર્વેનું એમનું ચરિત્ર એ ડાયરી માટે જ પ્રસ્તાવ રૂપે, એમના નિકટતમ મિત્ર શ્રી નરહરિભાઈ પરીખે લખેલું. પણ પછીથી તે સ્વતંત્ર રૂપે જ બહાર પાડવાનું ઠર્યું. હમણાં જ તે પણ **મહાદેવભાઈનું પૂર્વચરિત્ર** (૦-૧૨-૦) એ નામથી બહાર પડ્યું છે. તે કુમારો-કિશોરો-તરુણોએ તો ખાસ વાંચવા જેવું છે. એવું જ સામી પ્રજા માટેનું લોકપ્રિય થએલું પુસ્તક તે શ્રી ચંદ્રશંકર શુક્લનું લખેલું **સીતાહરણ**(૧-૦-૦). રામાયણકથાની શરૂની સુંદર વર્ણનરસ જમાવતી માહિતી આપી બાકીની માહિતી મેળવવા માટે બાળકોને સ્વપ્રયત્ન કરવા ઉત્કંઠિત કરતું આ પુસ્તક આઠમી વખત મુદ્રિત થયું એ જ તેના લોકાદરનો પુરાવો છે. **બાપુજીની ઓળખતી** દર્શન એ, કાકાસાહેબ કાલેલકરના 'બાપુની ઝાંખી' નામના ગુજરાતી પુસ્તક પેઠે જ, મૂળ હિંદીનો મરાઠી અનુવાદ છે. (૧-૮-૦). આપણા જૂજ અને તત્ત્વનિષ્ઠ ચિંતકોમાંના એક શ્રી કિશોરલાલ મશરૂવાળાનું પેલું યુગવર્તી પુસ્તક **સમૂળી ક્રાન્તિ** પણ બીજી આવૃત્તિમાં પ્રવેશ્યું છે (૧-૮-૦); એ સાથે જ સાબરમતીથી સેવાગ્રામ સુધીના એમના અખતરાઓ અને વિચારણાના પરિણામ રૂપ કેળવણી વિષયક લેખોનો સંગ્રહ **કેળવણીવિકાસ** નામથી બહાર પડ્યો છે (૧ ૪-૦). જીવન વિષે પોતાની આગવી દૃષ્ટિ ધરાવનાર ગાંધીજી મૂળથી જ એક વિશિષ્ટ કેળવણીકાર હતા, એ તો આજે સ્વીકાર્યું છે. એમનાં કેળવણી ઉપરનાં છૂટક લખાણોના, તબક્કાવાર, ત્રણ સંગ્રહો આજ સુધી પ્રકટ થયા છે તેમાં ઉમેરો કરતો સંગ્રહ **પાયાની કેળવણી** (૧-૪-૦) હમણાં જ બહાર પડ્યો. તેમાં એમણે છેલ્લા દસકા દરમ્યાન રાષ્ટ્રની સાર્વત્રિક કેળવણી ઉપર લખેલાં લખાણો છે. એ ઉપરાંત **પ્રૌઢશિક્ષણ** તે એ ક્ષેત્રના રચનાત્મક કાર્યકર્તાઓને સર્વસંગ્રહ સમી માહિતીપૂર્ણ પુસ્તિકા છે. લેખકો: વિઠ્ઠલદાસ કોઠારી અને રામચંદ્ર સોમણ ૦-૧૪-૦; 'આપણી પ્રજામાં પાયાની જે ત્રણ બાબતોનું જ્ઞાન પૂરું નથી ખીલ્યું (યંત્રશાસ્ત્ર, અર્થશાસ્ત્ર અને આહારશાસ્ત્ર) એ પૈકી ત્રીજા આહારશાસ્ત્રના અજ્ઞાનથી તો પ્રજા નિર્વીર્ય અને પુરુષાર્થહીન થઈ ગઈ છે' આવો ગંભીર પ્રશ્ન ઊભો કરીને તેનો ઉત્તર આપવાના સહૃદય પ્રયત્ન તરીકે શ્રી ઝવેરભાઈ પટેલે લખેલું પુસ્તક **આહાર અને પોષણનો બીજો ભાગ** (૦-૧૨-૦) વિદ્યાપીઠે હમણાં બહાર પાડ્યો છે, તે નાના કિશોરો તેમજ નવા શીખતા પ્રૌઢો પણ સમજી શકે એ રીતે સંવાદના રૂપમાં ને સરળ ભાષામાં નિરૂપેલ છે. મહાત્માજીની જગવિખ્યાત આત્મકથાના પૂરક સમું પુસ્તક **દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ**, જે ઘણાં વખત લગી અપ્રાપ્ય હતું તેનું હવે બંને ભાગ સાંકળી લઈ સુધારાવધારા સાથેનું નવું સચિત્ર પુનઃમુદ્રણ બહાર પડ્યું છે. ૩-૦-૦. એવાં જ કેટલાંક મનનીય, ઉપયોગી ને રસમય બીજાં પુનર્મુદ્રણો: ગાંધીજીનું વિખ્યાત **નીતિનાશને માર્ગે**: ૦-૧૦-૦, તથા **ત્યાગમૂર્તિ અને બીજા લેખો**નું પાંચમું મુદ્રણ, ૨-૦-૦; કાકાસાહેબ કાલેલકરનો કાવ્યમય બાનીમાં **બ્રહ્મદેશનો પ્રવાસ**, ૦-૧૦-૦, અને ગુજરાતામર્ઠની **આશ્રમભજનમંડળી**: આશ્રમોચિત ભજનો, ગીતો અને દુહા ચોપાઈઓનો નાનકડો સંગ્રહ, ૦-૧૦-૦.



# Our Friends Abroad



## [જગતસંપર્ક સાધતો પત્રમિત્ર-વિભાગ]

### ફરિયાદો

ગયા અંકમાં જેમને વિષે ભાઈ મધુ દેસાઈ તથા ધનવંત વાળાના ફરિયાદ-પત્રોનો ઉલ્લેખ હતો તે જ વ્યક્તિ વિષે ફરી ભાઈ ધનવંત વાળા તરફથી તથા જનાબ મોહસીન એમ. મલેક તરફથી ફરિયાદોના બીજા પત્રો મળ્યા છે. આ રહ્યા તે પત્રો:

(૧)

મેં આપને છેલ્લો પત્ર લખ્યા પછી પણ ત્રણ પત્રો હીના બહેનને મોકલ્યા હતા. ત્રણેય Refused થઈ પાછા મળ્યા. કેવું આશ્ચર્ય! પહેલાં લાગલાગટ જવાબ જ નહિ અને પછી પાછા! વાહરે, મિત્રાચારી!

ઉપરના ત્રણેય પત્રો હું આપને મોકલું છું. બહેન રિસાયાં છે જાણી મેં એમને સંબોધી કાવ્ય લખ્યું હતું. છતાં હાયરે! નસીબ! હીના બહેનને મારા શુદ્ધ અને પવિત્ર પ્રેમની કિંમત ન અંકાઈ.... જેનને પ્રેમ–ભાઈબહેનનો પ્રેમ–મિત્રમિત્ર વચ્ચેનો પ્રેમ એ શું હોય છે એની ખબર નથી લાગતી ... —ધનવંત વાળા

(૨)

મને જણાવતાં આનંદ થાય છે કે 'કુમાર'ના 'Our Friends Abroad' વિભાગ દ્વારા મને કેટલાક સારા પત્રમિત્રો મળ્યા છે. પરંતુ એક બહેન પત્રમિત્ર તરફથી મને જે કડવો અનુભવ થયો છે તે તરફ હું આપનું લક્ષ ખેંચું છું.

'કુમાર'ના જૂન ૧૯૫૦ના અંકમાં મજકુર વિભાગમાં (નં.૫૦૭) ...સ હીના વકીલનું નામ મારા વાંચવામાં આવ્યું. મેં એમને ટિકિટ... અને પત્રમિત્રતા માટે આમંત્રણ આપતો પત્ર ગુજરાતીમાં લખ્યો. જેનો પ્રત્યુત્તર એમણે અંગ્રેજીમાં આપતાં લખ્યું કે તેઓ પર મારા સુંદર પત્રની ઘણી જ સારી છાપ પડી છે અને તેઓ મારી સાથે પત્રમિત્રતા અને ટિકિટ-વિનિમય કરવા માટે ખુશી છે. તે સાથે તેમણે જુદાજુદા દેશોની ટિકિટો તેમજ હિંદની જૂની ટિકિટોની મારી પાસે પ્રથમ માગણી કરી અને અદલાબદલી માટે પૂરતો વિશ્વાસ રાખવા જણાવ્યું. આથી મેં તેમને હિંદની જૂની ટિકિટો ચાલીસ તથા જુદાજુદા દેશોની ચાલીસ મળી કુલ એંસી ટિકિટો મોકલી, અને બદલામાં તેમને જે ઠીક લાગે તે મોકલવા લખ્યું. પરંતુ એ બહેન તરફથી બીજી ટિકિટો હજુ સુધી મોકલવામાં આવી નથી. બાદ મેં તેમને ત્રણ પત્રો લખ્યા જે Refused થઈને મને પાછા મળ્યા છે. મેં તેમને છેલ્લા પત્રમાં જણાવેલું કે જો આપની પત્રમિત્રતા માટે અનિચ્છા હોય તો તે બદલ ખુલાસો કરતો પત્ર લખશો અને મારી મોકલાવેલ ટિકિટો પરત કરશો. પરંતુ આ પત્ર પણ સ્વીકારાયા વિના જ પાછો આવ્યો છે. Refused થએલા-પત્ર પર Refused by K. M. Vakil એવી રિમાર્ક પોસ્ટ ખાતા તરફથી કરવામાં આવેલો છે. એટલે મને આમાં કંઈક ભેદ લાગે છે........ ખેર, જે હશે તે. પરંતુ હું આપનાથી એટલી આશા રાખું છું કે આપે આવા પોકળ પત્રમિત્રોનાં નામ 'કુમાર'માં જાહેર કરવાં જોઈએ અલબત્ત, આપને જે કેસમાં પૂરતા પુરાવા સાથે ખાત્રી થાય ત્યારે આપે જરૂર અન્ય પત્રમિત્રોને ચેતવણી રૂપે આવા પોકળ માણસોને જાહેર કરવા હિતકર્તા છે. આવાં માણસોની નેમ કેવળ ટિકિટ વગેરે પચાવી પાડવાની જ હોય છે.

'કુમાર'માં આગળ પણ કેટલાક પત્રમિત્રોને આવા કડવા અનુભવો થએલા—એ મતલબનાં લખાણો પ્રસિદ્ધ થયાં છે. 'Our Friends Abroad' વિભાગનો આ રીતે ખોટો ઉપયોગ કરતા માણસે ઉઘાડા પાડી કોઈ નસીહત પહોંચાડવા પર વિચાર કરવો જરૂરી એ જ. લિ. આપનો સાચો. મોહસીન એમ. મલેક

તા. ક. ઉપર જણાવેલ બહેન સાથેનો પત્રવ્યવહાર સત્યતા ખાત્રી માટે આપને જરૂર પડે તો મોકલીશ.

●●● આ બંને પત્રો વાંચીને અમને ઘણું દુઃખ થયું છે. ભાઈ વાળાને અમે કહીએ તમે અત્યંત લાગણીવશ થયા છો. પ્રત્યુત્તર ન મળે કે પત્રો પાછા મળ્યા તેથી ભારે 'સ્નેહભંગ' માનીને તેને મોટી આપત્તિ રૂપ માની આમ લાગણીપટુ થવું ડહાપણ ભર્યું, હિતકર વ્યવહારુ નથી. વ્યવહારમાં વાસ્તવિકતાનો સામનો કરવો જોઈએ, અને જનાબ મલેક જેવું સ્વસ્થ વલણ અખત્યાર કરવું જોઈએ. અમે હીના બહેનને આમંત્રણ આપીએ છીએ કે તેઓ આ બાબતની સાચી પરિસ્થિતિ ઉપર પ્રકાશ પાડે.

(૩)

આઠ માસનું 'કુમાર' વાંચ્યું. મારા અનુભવની અને આવી ફરિયાદથી લાગે છે કે મોટા ભાગના મિત્રો ફક્ત પ્રસિદ્ધિ માટે કે અમે કંઈક છીએ એ માટે જ 'કુમાર'માં ઍડ્રેસ છપાવતા હોય... આ અટકાવવા મને એક વિચાર સૂઝે છે.

મારા મત પ્રમાણે 'કુમારે' એક 'પત્રમિત્ર-મંડળ' કાઢવું ને મંડળના સભ્ય થવા માટે અમુક ફી રાખવી. આથી જે મિત્રો ખરા દિલથી જ પત્રમિત્રતા ચાહતા હશે તે જ સભ્ય થશે. અને વળી અમુક નિયમો કરવા. આ નિયમોનો ભંગ કરે, અગર કોઈ પત્રમિત્રની ફરિયાદ આવે તો ભંગ કરનારને સંસ્થામાંથી રજા આપવી. મંડળની સભ્ય-ફીનો ઉપયોગ મંડળનું ખર્ચ કાઢતાં વધે તો તેમાં મંડળનું એકાદ મુખપત્ર પણ કાઢવું, જેથી આ સંસ્થા કદાચ આંતરરાષ્ટ્રીય પણ બને.... —પ્રવીણ ...

●●● આ વિભાગ ચલાવવા પાછળ અમારો ઉદ્દેશ ઉત્સુક પત્રમિત્રો માટે સરનામાંની આપ-લેના મિલનસ્થાન બનવા ઉપરાંત બીજો વિશેષ નથી; તેમ હાલ એનો કશો મર્યાદાવિસ્તાર કરવા પણ નથી ઇચ્છતા. ફી, પૈસાના હિસાબ, નિયમો, તેના ભંગની ફરિયાદો, તેના સાચાખોટાપણાના ન્યાય, એ બધું અમે નક્કી કરે... ક્ષેત્રની બહાર છે. આથી જ અમે પત્રમિત્રની સંસ્થા કાઢનારાઓ... ફી લઈને સભ્યો નોંધનારાઓ, અમુક રકમ મંગાવીને ટિકિટો... દીવાસળીનાં ખોખાં આદિ મોકલનારાઓ, વગેરે 'જાહેરાત' કરે... સરનામાં પણ નથી છાપતા. 'કુમાર' માત્ર બે મિત્રોને મેળવી આપ... નાર ત્રીજો મિત્ર જ બનવા ઇચ્છે છે, અન્ય કશું નહિ

(૪)

આપે રજૂ કરેલી ફરિયાદને કારણે મારા પર બે દિવસ અગાઉ એક નનામો પત્ર આવ્યો છે કે તે ભાઈ પર અમેરિકાથી એક ...

રેર મેઈલમાં આવેલ, પરંતુ પોતાની સ્થિતિ સારી ન હોવાને કારણે, ભાઈ જવાબ આપવાને શક્તિમાન ન હતા. તે ફક્ત Ordinary મારફતે પત્રવ્યવહાર કરવા ચાહતા હતા અને Air-mailથી એટલે ૧ ૨-૦નું પોસ્ટેજ (હવે વધીને ૧-૮-૦ થયા છે.–તંત્રી) ખર્ચવાની તેમની શક્તિ ન હતી, ને તે જ કારણથી તે ભાઈ ન તો અમેરિકનને પોતાની ગરીબી બતાવી શક્યા કે ન તો પોતે પત્રનો જવાબ આપી શક્યા.

વધારામાં ભાઈ જણાવી રહ્યા છે કે આ જ કારણથી કદાચ બીજા ભાઈઓ જવાબ આપવાને શક્તિમાન ન બની શકતા હોય.

તો હવે આનો ઉપાય આપના હાથમાં છે –કુમુદકાન્ત શાહ

• • • પત્રવ્યવહાર લંબાવવાની પોતાની ઈચ્છા નથી એટલા નકાર લખવા માટે પોસ્ટકાર્ડ જ બસ થાત, જે (હવે) ૦-૧૦-૦માં અમેરિકા મોકલી શકાય છે. પોસ્ટ ઑફિસમાંથી મળતા ૦-૬-૦ના એરલેટર ઉપર પણ વધારાના ૦-૪-૦ ચોડીને ૦-૧૦-૦માં અમેરિકા એર લેટર મોકલી શકાય છે. પોસ્ટ ઑફિસમાંથી આ માહિતી મેળવી શકાત. મૂળ વાત તો એ કે, પત્રમૈત્રી કરવામાં ટપાલ ખર્ચ થવાનો જ છે, એ ગણત્રી રાખીને જ એ શોખ શરૂ કરવો જોઈએ, અને તે માટે ઘડેલા પોતાના 'બજેટ'ની મર્યાદામાં બધી ત્રેવડ કરવી જોઈએ.

## પરદેશની પત્રમિત્ર સંસ્થાઓ

ભાઈ જગદીશ શાન્તિલાલ શાહ (મહેશ નિવાસ, ઓખા બંદર) જુદાજુદા દેશોના એલચી ખાતાં સાથે પત્રવ્યવહાર કરીને મેળવેલાં સરનામાં મોકલે છે. લખતી વખતે તેમના નામનો ઉલ્લેખ કરવો. એમાંની સ્વિટ્ઝર્લાંડની સંસ્થાએ એમને થોડાં ફૉર્મ મોકલ્યાં છે તે તેમને ૦-૨-૦ બીડવાથી મોકલી આપશે. તેની સાથે ઇન્ટરનૅશનલ રિપ્લાઈ કૂપન બીડવાથી એ સંસ્થા યોગ્ય પત્રમિત્રો મેળવી આપશે.

(1) Association for Cultural and Economic Relations with the East, Indian Section, Praha III, Lazenska, Czechoslovakia; (2) Vereniging van International· Neugdverkeer, Rapenburg 45, Leiden (Holland); (3) Foundation Pro Juventute, Serves des relations internationales, Seefeldstrasse 8, Zurich (Switzerland); (4) Correspondence Scolaire Internationale, Mesee Pedagogigue, 29, Rue d'Ulm, Paris -5e (France); (5) International Friendship League, (Miss Edna MacDonough, Executive Secretary), 41 Mt. Vernon Street, Boston, Massachusetts, (U.S.A.); (6) International Students' Society, (Dr. Newton H. Crowell, Director), Hillsboro, Oregon (U.S.A.); (7) Interscholastic Correspondence, (Mrs. Alice Wilson, Director) 433, Buena Vista, San Francisco, California (U.S.A.); (8) Foreign Correspondence Bureau, Augusta, Kansas (U.S.A.).

## હિંદી પત્રમિત્રો

(543) Kantilal V. Sheth, C/o Vrajlal Giradharlal, Rail Road, Amreli (Saur.)—17, Stamps, Photography; (544) Dhanendra Manilal Shah, 3465, Chhabila Odhava's Khadki, Darwaja's Khancha, Shahpur, Ahmedabad—21, Palmistry, Photography; (545) Jitendra M. Chhaya, C/o A. J. Chanchani, P. O. Bokaro, Dist. Hajaribag—22, Stamps, Literature, Politics; (546) Abidali T. Kapasi, Iron Marchent, Rajula-City (Saur.)—19, Photography, Reading; (547) Chandrakant B. Jhaveri, 123, 25, Daya Mandir, Mumbadevi Road, 3rd floor, Bombay-3—18, Photography, Sports; (548) Kalyanji Velji Vishrani, B.Com., Vishrani Nivas, 14, Bhandarkar Rd., Matunga, Bombay-19—25, Stamps, Literature, Photography, Bridge (contract); (549) Navinchandra Pranlal Bhatt, 1453, Raipur, Ahmedabad—18, View-cards, Stamps; (550) Chhotalal Amritlal, C/o N. T. Vyas, Sarspur, Outside Nickal Gate, Ahmedabad-2—20, Stamps, Photography, View-cards; (551) D. J. Bhana, 145 B, Prince Edward Street, Durban, Natal, South Africa—17, Stamps, Cricket, Music, Photography; (552) Manu M. Wadhwani, Dadubhoy Rd., Santacruz, Bombay-23—20, Stamps, Pen-pals Abroad only; (553) Mohmedi J. Tambawala, Saifeepura, Siddhpur (N. G.)—18, Stamps, View-cards; (554) Vasantlal N. Shah, P. O. Box 360, Zanzibar, Br. East Africa—16, Stamps, Coins; (555) Ghanshyam Chotalal Shah, C/o Babubhai C. Shah, Kapol Nivas, Vinsant Rd., Matunga (G. I. P.), Bombay-19—17, Stamps; (556) Hirabhai Gopaljee Patel, C/o Bharat Vidyalaya, Karadi, Navsari, (Dist. Surat)—18, Stamps, Sports, View-cards, Music, Swimming; (557) Navinchandra Shah, Gandhi Chawk, Vanz (Saurashtra)—17, Stamps, Coins, View-cards; (558) Ismail H. Madraswala, C/o Hasanally Gulamally Madraswala, Saifeepura, Siddhpur (N. G.)—24, Stamps, Coins, Snapshots; (559). Fakhri S. Mamuwala, Saifeepura, Siddhpur (N. G.)—19, Stamps, Literature, View-cards, Coins, Photography; (560) Jayant Tolia, 11 New Residency, Bhavan's College Hostel, Andheri, Bombay—16, Stamps, View-cards, Science; (561) Manukumar P. Patel, C/o Kantilal Mulajibhai Patel, Goga Gate, Bhavnagar (Saurashtra)—18, Stamps. (562) Keshvkant R. Udani, C/o Vaidya Ravikant V. Udani, Balambha, Via Dhrol (Saur.)—20, Literature, Philosophy; (563) Vijay M. Gosalia, 40-42, Mint Rd., 2nd floor, Fort, Bombay-1—20, Cricket, Stamps.

# પાંદડાંનો છાપ-સંગ્રહ

## —એક નવો સંગ્રહ-શૉખ—



ટિકિટો સંઘરવાનો શૉખ જેમ જીવનભર ચાલે છે, તેવો જ અણખૂટ આ શૉખ છે: ઝાડનાં પાંદડાંની કાર્બન-છાપ લેવાનો. એક વિખ્યાત વનસ્પતિશાસ્ત્રીએ કહ્યું છે કે સાગ જેવડાં ઊંચી જાતનાં જ વૃક્ષો ત્રણસો ઉપરાંત તો થાય છે. એ સિવાય નાનાં ઝાડ, છોડ, વેલ વગેરેનાં તો જુદાં એટલે જો ધીરજ, શોધનો ખંત અને પરિશ્રમની શક્તિ હોય તો આ શૉખ તો જીવનભર ચાલે તેવો છે. આપણે ત્યાં તો કોણ જાણે, પણ પશ્ચિમના મુલકમાં તો આ શૉખ ઠીકઠીક વ્યાપક છે. એક જાણીતા એવા સંગ્રાહકે ૫૦૦થી વધુ ઝાડનાં પાંદડાંની છાપ એકઠી કરી છે; અને એ તો નમ્રતાથી કહે છે કે આ ક્ષેત્ર એટલું વિશાળ છે કે આ તો હજી મારી શરૂઆત છે.

એમાં સાધન પણ બહુ નથી જોઈતાં. થોડા ડ્રૉઇંગ પેપર: ફુલસ્કેપ કાગળના કદના હોય તો ઠીક, જેથી નાનાં-મોટાં પાનની છાપ લેવાને પૂરતો અવકાશ રહે. ને પેન્સિલ-કાર્બનના થોડા કાગળ. જોજો 'પેન્સિલ કાર્બન' જ જોઈએ. બીજો ટાઇપરાઈટરનો કાર્બન પેપર આવે છે તેના પરનો કાર્બનનો પટ બહુ સખત હોવાથી ખપ નથી લાગતો. બીજી બે ચીજો જોઈએ તે ૮''×૫''ના માપના થોડા પાતળા (અરધા પારદર્શક જેવા) કાગળ ને એક બ્લૉટિંગ પેપરનું પૅડ. બ્લૉટિંગ પૅડ ન હોય તો છાપાંના થોડા કાગળ પણ ચાલે; કેમકે એનો ઉપયોગ તો પોચી ગાદી તરીકે કરવાનો હોય છે. શરૂઆત કરવા માટે એવાં પાંદડાં પસંદ કરવાં, જેની ઉલટી બાજુએ નસો અને રેષાઓ વધારે ઉપસેલાં હોય.

પહેલાં તો બ્લૉટિંગની ગાદી ઉપર કાર્બન પેપરને ચત્તો મૂકો, જેથી તેની કાર્બનની બાજુ ઉપર રહે. પછી, પાંદડાની પાછલી (રેષાવાળી) બાજુ તેને અડે એવી રીતે તેના પર પાંદડાને મૂકો. હવે, એ પાંદડા ઉપર પાતળો કાગળ મૂકીને તમારી આંગળીનાં ટેરવાં કે અંગૂઠાના નખ ઘસીને સ્થિર ને સજ્જડ દાબ આપો. પાતળા કાગળ સોંસરી પાંદડાની આકૃતિ દેખાતી હશે એટલે તેનો એકે ભાગ દબાણ વિનાનો રહી ન જાય તેની ચોકસાઈ તમે કરી શકશો. પાંદડાની કિનાર ઉપર ખાસ કાળજીપૂર્વક દાબ આપજો, અને ક્યાંય જરાપણ કરચલી ન પડે તેની ખાસ તાકેદારી રાખજો.

આ રીતે આખા પાંદડાની સપાટી પર પૂરતો દાબ અપાઇ ગયાની ખાતરી થાય, એટલે પાતળો કાગળ હટાવી લઈને પાંદડાને ધીમે રહીને કાર્બન ઉપરથી ઉખેડી લો, ને બારીકાઇથી તેની નાનામાં નાની રેષાઓ ઉપર પણ કાર્બન લાગી ગયો છે કે નહિ તે તપાસી જુઓ, હવે એની છાપ લેવા માટે, ગાદી ઉપર ડ્રૉઇંગ પેપર મૂકીને તેની બરોબર વચ્ચે છાપ પડે એ રીતે, પાંદડાની કાર્બનવાળી પાછલી બાજુ ગોઠવો, ને ફરી તેના ઉપર પાતળો કાગળ મૂકી, ખૂબ સાવચેતીથી અગાઉની માફક જ આંગળીઓ વડે ધીમો પણ સજ્જડ સ્થિર દાબ આપી ઘસો. જોજો પાંદડું લેશમાત્ર ખસી ન જાય. દાબ પાંદડાની મધ્યરેષા તરફથી બહાર કિનાર તરફ જાય એ રીતે આપવો, અને પાંદડાનો કોઈ પણ ભાગ-એક પણ રેષા કે કિનારનો ઝીણામાં ઝીણો ખૂણો દાબ્યા વિનાનો રહી ન જાય તેની તકેદારી રાખવી.

હવે પાતળો કાગળ હટાવી, હળવે રહીને પાંદડું ઉખેડી લો. જો દાબ ચોકસાઈપૂર્વક ને સંપૂર્ણપણે રેખાઉતાર આપ્યો હશે તો પાંદડાંની બાજુની સ્પષ્ટ ને સુરેખ છાપ કાગળ ઉપર પડી રહી હશે. જો પાંદડું ખસી ગયું હશે તો છાપ ચોકાઈ-ભુંસાઈ ગએલી આવી હશે.

જોકે બધાજ પ્રકારનાં પાંદડાં આ કામ માટે ખપ નથી લાગતાં. કેટલાંક પાંદડાની મધ્યરેષા એટલી બધી જાડી હોય છે કે બીજી રેષાઓ ઉપર નથી પૂરો કાર્બન લાગવા દેતી કે નથી પૂરી છાપ ઊઠવા દેતી. કેટલાંક પાંદડાં એવાં મુલાયમ હોય છે કે દાબ જ સહન નથી કરી શકતાં. અને જરા અમથો દાબ લાગતાં ખુંદાઈ જઈને તેમાંથી રસ નીકળવા માંડે છે. ઘણી વાર પાંદડું તોડ્યા બાદ તેને એક દિવસ રહેવા દઇને બીજે દિવસે છાપ લેવાથી પાંદડું કડક થવાને લીધે વધુ સ્પષ્ટ ને સુરેખ છાપ ઊઠે છે. આવી નાનીનાની મુશ્કેલીઓ પણ કવચિત નડશે, ને તેના આવા ઉકેલ પણ નીકળી આવશે. પણ એથી તો આ શૉખમાં ઓર રસ વધશે.

આવો સંગ્રહ જેમજેમ મોટો થતો જાય તેમતેમ તેને જુદાજુદા વર્ગમાં ગોઠવતા જવું. મોટાં વૃક્ષ, જંગલી છોડ, વેલા, ફુલછોડ, અનાજ ને શાકભાજી વગેરેનાં પાંદડાં, એવાં વર્ગીકરણ કરી શકાય. નાનાંનાનાં પાંદડાં હોય તો એક કાગળ ઉપર ત્રણચાર છાપ પણ ગોઠવી શકાય: પણ બહુ ગીચ ન થઈ જાય તે જોવું. દરેકની નીચે તેનું નામ તથા છાપ લીધાની તારીખ સુઘડ અક્ષરે લખવાં: અને દરેક કાગળ ઉપર પાતળો ઝીણો પતંગિયો કાગળ-ઝરઝરિયો કાગળ (ટિશ્યુ પેપર) લગાડી દેવો, જેથી ઘસારાથી છાપ ભુંસાઇ ન જાય-પાનાં ફેરવતાં ફેરવતાં પણ ઘસારો ન લાગે તેની કાળજી રાખવી.

જરા કાળજીપૂર્વક શોધ ચલાવીશું તો જણાશે કે આપણા દેશમાં ઝાડની એટલી વિપુલ વિવિધતા છે કે આ શૉખ સેંકડો હિત ચાલવા જ કરે: બાગબગીચા, વાડીખેતરે ને ગામગોંદરા ઘૂમીઘૂમીને એકઠાં કરવાની તમન્ના જોઈએ. અને તમારા કોઈ મિત્રો કે સગાં-સંબંધી પરગામ-પરદેશ રહેતા હોય તેમની પાસેથી પણ ત્યાંનાં અવનવાં પાંદડાં મંગાવીને તમે તમારા સંગ્રહમાં વૃદ્ધિ કરી શકશો.

## એક સારા સમાચાર

ગુજરાત કલાકલાપ: લોકપ્રિય નીવડેલા છ-છ રંગચિત્રોના જે બે સંપુટો નહોતા મળતા તે હવે ફરી છપાય છે. અને એક નવો સંપુટ વધારે: એટલે કુલ ત્રણ. **ભારતીય કલાકલાપ**: ઉપરના સંપુટોની જ ઢબે પણ ગુજરાત સિવાયના અન્ય ભારતીય પ્રાચીન-અર્વાચીન કલાકારોનાં છ-છ રંગચિત્રોના ત્રણ નવા સંપુટો પણ સાથેસાથે તૈયાર થાય છે. એકાદ માસમાં બહાર પડશે.

નરસિંહરાવ ભોળાનાથ (અનુ. પૃ. ૩૦૮થી ચાલુ) હતા—સ્વ. પ્રસન્નકુમાર, અમદાવાદમાં 'કુમારભાઈ' નામે જાણીતા થએલા પોલીસ અમલદાર. કુમારભાઈ નરસિંહરાવના મૃત્યુ પછી ત્રણ વર્ષે ગુજરી ગયા અને એમના પુત્રો શ્રી અરુણકાન્ત તથા શ્રી નિશિકાન્ત આજે અમદાવાદમાં જ રહે છે.

પ્રથમ પત્નીના અવસાન પછી નરસિંહરાવ બીજીવારના લગ્નમાં જેમને પરણ્યા તે શ્રીમતી સુશીલાબહેનનો સહચાર દીર્ઘજીવી નીવડ્યો. શ્રી સુશીલાથી એમને ત્રણ સંતાન થયાં: ઊર્મિલા, નલિનકાન્ત અને લવંગિકા. આ ત્રણે સંતાનો નરસિંહરાવના જીવતાં જ મૃત્યુ પામ્યાં. ઊર્મિલા ૧૯૧૩ની આખરમાં એક જ બાલક પુત્ર પ્રેમલને મૂકીને ગયાં; નલિનકાન્ત ૧૯૧૫માં ગયા; લવંગિકાબહેન ૧૯૩૨માં ગુજરી ગયાં. એમની બે પુત્રીઓ સૌ. કુરંગી તથા સૌ. ચિત્રા આજે મુંબઈમાં રહે છે.

મુંબઈમાં નરસિંહરાવ નોકરીમાંથી ૧૯૧૨માં નિવૃત્ત થઈને વાંદરા નામના પરામાં સમુદ્રતટે 'બ્લુ બંગલા'માં રહ્યા અને ત્યાં લગભગ એક વર્ષને આંતરે ઊર્મિલા અને નલિનકાન્ત એ બે પ્રિય સંતાનોના મૃત્યુના દારુણ ઘા એમના પર પડ્યા. ત્યાંથી ૧૯૨૬-૨૭માં નરસિંહરાવ સાંતાક્રુઝ આવ્યા અને ત્યાંથી થોડાં વર્ષ રહીને ખાર રહેવા ગયા. એ એમનું છેલ્લું નિવાસસ્થાન બન્યું. ત્યાં, ૧૯૩૨માં સૌ. લવંગિકાએ, અને ૧૯૩૪મા સ્વ. ઊર્મિલાના પુત્ર પ્રેમલે પરલોકગમન કર્યું. ૧૯૩૬મા પત્ની સુશીલા ગુજરી ગયા.

ઉપરાઉપરી પડેલા આ અસહ્ય આઘાતો નરસિંહરાવે, આશ્વાસન આપવા આવનાર સામું આશ્વાસન પામે એવી અડગ હિંમત અને અવિચલ ઈશ્વરશ્રદ્ધાથી સહન કર્યા. એમના હૃદયના ઉદ્‌ગાર આવે પ્રસંગે, ઈશ્વર જે નાખે તે આફતો સહન કરી લેવાના અને ઈશ્વરની આકરામાં આકરી કસોટીમાં પરાજિત ન થવાના દૃઢ *નિશ્ચયની પ્રતીતિ આપતા.*

આ વૃદ્ધ દંપતી પર પડેલા સર્વ આઘાતોમાં આખરનો આઘાત તે દૌહિત્ર પ્રેમલનું મૃત્યુ. અનેક ઉપચારો છતાં ટાઈફૉઈડ જ્વર જતો જ ગયો અને છેવટ મૃત્યુની રાત્રી આવી. ડાક્ટર, નર્સ અને બે મિત્રો જાગતા હતા. મધ્યરાત્રિ વીત્યા પછી એક પ્રહરે પ્રેમલનું મૃત્યુ પ્રતિ પ્રયાણ ત્વરિત થવા લાગ્યું. એ છેલ્લી ક્ષણે વૃદ્ધ નરસિંહરાવ અને વૃદ્ધ સુશીલાબહેન—બે પુત્રીઓને અને એક પુત્રને ગુમાવીને દુઃખી થઈ ચૂકેલાં આ બંને—પ્રેમલની મૃત્યુશય્યા પાસે આવ્યાં. પ્રેમલનું મુખ દેખાય તે રીતે બંને અડોઅડ ઊભાં રહ્યાં. પ્રેમલ ગયો,—અને આ દંપતી એ ક્ષણે ન રડ્યાં, ન બીજું કાંઈ બોલ્યાં. માત્ર એક પ્રભુસ્મરણમય છેલ્લો આશીર્વાદ દૌહિત્રને આપ્યો: 'પ્રેમલ, તું પ્રભુના દરબારમાં જાય છે; ત્યાં સુખી રહેજે.' બસ; આ આશીર્વચન મંદ સ્વરે ઉચ્ચારીને બંને જણા શાન્તિથી, ધીમે પગલે, પોતાના સૂવાના ઓરડામાં ગયાં, પોતપોતાની પથારીમાં સૂતાં, અને સૂતાં તે સૂતાં. ત્યાંથી ફરીથી સાજાંસમાં ઊઠ્યાં જ નહિ. પરવશ, શય્યાગ્રસ્ત સ્થિતિમાં, અન્યોન્યની ચિંતા કરતાં, મરણ પામેલા બાળકોનું સ્મરણ કરતા, પ્રભુની પ્રાર્થના કરતાં, એ બંને, એક પછી એક, પ્રભુધામમાં સિધાવ્યાં.

શ્રી નરસિંહરાવે તથા શ્રી કેશવલાલ ધ્રુવે ૧૯૩૩માં ૭૫મા વર્ષમાં પ્રવેશ કર્યો એ પ્રસંગે એમની બંનેની જયંતી ઊજવવાનું અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (ગુજરાત વિદ્યાસભા)એ ઠરાવ્યું. દરમ્યાન પ્રેમલ મરણ પામ્યો હતો. ૧૯૩૪ના જાન્યુઆરીમાં ઊજવવી ધારેલી જયંતી ઊજવી શકાઈ નહિ. ને ૧૯૩૪ના મે જૂનમાં 'બુદ્ધિપ્રકાશ'નો ખાસ અભિનંદન અંક કાઢીને એ બંનેને સમર્પિત કર્યો. વીલેપારલે સાહિત્ય સભાએ પણ અભિનંદન મોકલ્યાં. ખારની સાહિત્યસભાએ ખાસ મેળાવડો કર્યો, એ પ્રસંગે નરસિંહરાવે કહ્યું હતું: 'મુનશીએ મને ગુજરાતી સાહિત્યનો ભીષ્મપિતામહ કહ્યો છે. એ નામને હું યોગ્ય હોઉં કે ન હોઉં, પણ આ પ્રસંગ પૂરતું કહું છું કે કોઈ અર્જુન બાણાવળી બાણશય્યા રચશે તો તે પર સૂઈ જવા હું તૈયાર છું. માત્ર ઉત્તરાયણની રાહ જોતો રહીશ.' એ પછી એક ઉત્તરાયણ આવી અને ગઈ. સુશીલા ગયાં. નરસિંહરાવની બાણશય્યા લંબાઈ. બીજી ઉત્તરાયણ આવી. અને બરાબર એ ઉત્તરાયણને જ દિવસે, ૧૯૩૭ના જાન્યુઆરીની ૧૪મી તારીખે પ્રભાતમાં, નરસિંહરાવે દેહ છોડ્યો. ગુજરાતી સાહિત્યના ભીષ્મપિતામહનું પદ પુરવાર કર્યું.

નરસિંહરાવ ગુજરાતી સાહિત્યમાં પ્રથમ કવિ તરીકે પ્રસિદ્ધિ પામ્યા હતા. એમનાં, અંગ્રેજીમાં જેને 'લિરિક' કહે છે તેવાં ઊર્મિકાવ્યો, ગુજરાતીમાં એક નવું પ્રસ્થાન કરનારાં હતાં ત્યાર પહેલાંના કવિઓનાં કાવ્યો કરતાં તે અનેક રીતે જુદાં પડતાં હતાં. પ્રકૃતિનું સ્વતંત્ર રીતે રસજ્ઞ દૃષ્ટિથી ગાન, માનવના હૃદયગત ભાવો અને પ્રકૃતિનાં તત્ત્વોનો સમન્વય, સમાજમાં વિધવાની દશાનું, બાળલગ્ન વગેરે કુરૂઢિઓની ભોગ બનેલી સ્ત્રીની અવદશાનું સમભાવી દ્રવીભૂત હૃદયથી કરેલું આલેખન, એ એમના કાવ્યવિષયો નવા હતા. એના વાહન તરીકે સ્વીકારેલી શિષ્ટ, સંસ્કૃતસુભગ એમની ભાષાશૈલી નવી હતી; પાશ્ચાત્ય સાહિત્યના સંપર્કથી વિકસેલી કવિતાદૃષ્ટિ અને સમર્પણરીતિ નવી હતી. એ એમનાં કાવ્યોના ત્રણ સંગ્રહો પ્રકટ થયા: 'કુસુમમાળા' ૧૮૮૭માં, 'હૃદયવીણા' ૧૮૯૬માં, અને 'નૂપુરઝંકાર' ૧૯૧૪માં. નલિનકાન્તના મૃત્યુથી શોકક્ષુબ્ધ થયેલું કવિ-હૃદય અન્ય દિશામાં વળ્યું અને મૃત્યુની, દુઃખની, શ્રદ્ધાની, ધર્મની તાત્ત્વિક પણ કવિત્વરીતિની સમીક્ષા કરતું 'સ્મરણ-સંહિતા' નામનું એમનું કરુણપ્રશસ્તિ-કાવ્ય ૧૯૧૫માં પ્રકટ થયું. આ ઉપરાંત ભગવાન બુદ્ધના ચરિતને આલેખતું વિસ્તીર્ણ કાવ્ય રચવાની નરસિંહરાવની ઈચ્છા હતી. તે તો સંપૂર્ણરીતે સફળ ન થઈ, પણ સર એડ્વિન આર્નોલ્ડની જગમશહૂર કાવ્યકૃતિ 'The Light of Asia'ને આધારે રચાએલાં, બુદ્ધના જીવન અને ઉપદેશના છૂટકછૂટક પ્રસંગોનાં ખંડકાવ્યો એમણે રચ્યાં હતાં, તેનો સંગ્રહ 'બુદ્ધચરિત' ૧૯૩૪માં પ્રકટ થયો.

સાથોસાથ તેઓ ગુજરાતી સાહિત્યના સદાજાગ્રત ચોકીદાર તરીકે અનેક લેખો માસિકોમાં–મુખ્યત્વે સદ્‌ગત આનંદશંકરભાઈના 'વસન્ત'માં લખતા. ગુજરાતી ભાષાની જોડણી શાસ્ત્રીયરીતે કેવી હોવી જોઈએ, મૂળ એ શાસ્ત્રીય હતી તેમાંથી કેવી રીતે કૃત્રિમરીતે અશાસ્ત્રીય રૂપ પામી, એ વિષયોની વિસ્તીર્ણ અને વિદ્વત્તાભરી ચર્ચા ગુજરાતી સાહિત્ય પરિષદ સમક્ષ નિબંધ રૂપે એમણે રજૂ કરી હતી. અત્યારે એમની જોડણીપદ્ધતિ લોકે સ્વીકાર પામી નથી, છતાં ભાષાશાસ્ત્રના અભ્યાસી અને સ્વતંત્ર નિષ્પક્ષપાત દૃષ્ટિથી જોનારા પંડિતો એ જોડણીની શાસ્ત્રીયતા સ્વીકારે છે. જે નાટકો પ્રેમાનંદે રચ્યાં નહોતાં છતાં પ્રેમાનંદને નામે ચડાવી દેવાયાં હતાં એની સામે નરસિંહરાવે હિંમત, સત્યનો આગ્રહ અને વિદ્વત્તાભર્યો પરિશ્રમ સેવીને જે લાંબી લડત ચલાવી એ ગુજરાતી સાહિત્યમાં મશહૂર છે. ને આખરે આજે એમની એ લડતને સંપૂર્ણ સફળતા મળી છે; એ નાટકોને પ્રેમાનંદની કૃતિ તરીકે હવે વિદ્વાનો કબૂલ રાખતા નથી.

એમના પ્રકીર્ણ ગદ્યલેખો કવિતાસમીક્ષા, છન્દરચના, ભાષાશુદ્ધિ, ભાષાની ઉત્પત્તિ, સાહિત્યની મીમાંસા વગેરે અનેક વિષયો-

માં અવગાહન કરનારા હતા. ઊંડું અવલોકન, અંગઉપાંગની વ્યાપક વિસ્તીર્ણ ચર્ચા, સત્યનું નીડર અને ભારપૂર્વક સમીક્ષણ, એ ગુણોથી અંકિત એમના એ લેખોના ચાર સંગ્રહો 'મનોમુકુર' નામથી અમદાવાદની ગુજરાત વિદ્યાસભાએ પ્રકટ કર્યાં છે.

અને ગુજરાતના અનન્ય, પ્રમાણભૂત ભાષાશાસ્ત્રી તરીકેનું એમનું ગૌરવવંતું કાર્ય 'Gujarati Language and Literature'ના બે ભાગોમાં પ્રકટ થયું છે. આ પુસ્તકમાં જે સામગ્રી છે તે મુંબઈ યુનિવર્સિટીના Wilson Philological Lectures તરીકે ભાષણરૂપે પ્રથમ રજૂ થઈ હતી. એવી જ બીજી વ્યાખ્યાનમાળા—ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળા–એમણે એ જ યુનિવર્સિટીની વ્યવસ્થા નીચે આપી હતી, તે પણ ગ્રંથ રૂપે પ્રકટ થઈ છે.

પ્રથમ ઇ. ૧૯૨૬માં 'ગુજરાત' માસિકમાં લેખમાળા રૂપે આવેલાં, તે અગાઉની અર્ધી સદીની રસમય મૂર્તિઓનો પરિચય કરાવતાં એમનાં આલેખેલાં શબ્દચિત્રો, 'સ્મરણમુકુર'ના નામે પ્રકટ થયાં. લેખવિષય વ્યક્તિઓના ગુણદોષની સ્પષ્ટ માર્મિક રજૂઆતને કારણે એ લેખમાળા પ્રકટ થઈ ત્યારે બહુ ચર્ચાસ્પદ બની હતી. કેટલાકને એમાં સુરુચિનો અભાવ જણાયો હતો. એ વિશે નરસિંહરાવે ગ્રંથનિવેદનમાં કહ્યું છે કે 'આ ચિત્રોમાં દર્શન કરવામાં કોઈપણ વ્યક્તિને કે વર્ગને આઘાત કરવાનો ઉદ્દેશ મ્હારો અણુમાત્ર હતો નહિ. છતાં કોઇને ક્ષોભ થયો હોય તો હું નિરુપાય છું.'

'વસન્ત'માં પ્રથમ 'જ્ઞાનબાલ' સંજ્ઞાથી પ્રકટ થયેલી લેખમાળા 'વિવર્તલીલા' એ, તત્વચિંતનને આકર્ષક કલ્પનામય હૃદયદ્રાવક શૈલીથી રજૂ કરનારો ગ્રન્થ આપણા સાહિત્યના કાવ્યમય ગદ્યગ્રન્થનું સૌથી પહેલું ઉદાહરણ છે. છેક છેલ્લી માંદગીમાં રચાએલી 'તરંગલીલા', મરણપથારીએ પડેલા યોદ્ધાના સાહિત્યક્ષેત્રમાં ઝૂઝતા રહેવાના દૃઢ નિશ્ચયનું પરિણામ છે.

કવિ તરીકે કોમલ હૃદયી, પતિ અને પિતા તરીકે અત્યન્ત પ્રેમલ, મિત્ર તરીકે સદા શ્રદ્ધેય અને સ્નેહલ, ભાષાશાસ્ત્રી તરીકે કીર્તિને ઉજ્જ્વલ શિખરે પહોંચેલા, એવા નરસિંહરાવ વિવેચક તરીકે કડક હતા. એમની ગુણપરીક્ષા આકરી હતી. એમનું દોષદર્શન તડ અને ફડ કરનારું હતું. વાતચિતમાં પણ ગમે તેવો મહાપુરુષ ભૂલ કરે તો તરત કાન પકડાવતા. છતાં એમના માનસને ન્યાય કરવાની દરકાર હોય તો કહેવું જ પડે, કે લેખકો, પોતે કરેલી ભૂલ, એ ખરેખર ભૂલ છે એવો ખુલ્લો સ્વીકાર કરવાને બદલે બચાવ કરીને છટકવા ઈચ્છે, તેથી તેમની કડકાઈ વધતી જતી હતી. રૂબરૂમાં, અંગત સંપર્કમાં એમની વાત સ્વીકારે, એમની દલીલોના બળને વશ થાય, એમના પ્રત્યે વિવેકથી ને એમને અણગમતી બને એટલી પોચાશથી વર્તે, છતાં માસિકોમાં એમની વિરુદ્ધ લખવામાં સૌજન્ય પણ ભૂલી જાય એવા એ વખતે ઘણા હતા. અને એવાઓ પ્રત્યે એમને ચીડ ચડતી. પરિણામે એમની ઉગ્રતા વધતી. સત્યસંશોધન સર્વ સાહિત્યકારોનો ધર્મ છે. તે ક્ષણભર, આત્મરક્ષણ કાજે, વીસરી જઈને અસત્યનો કે સત્ય–અસત્યના સંદિગ્ધભાવનો આશ્રય લેવાય એ તેઓ સહન કરી શકતા નહિ. પરિણામે એમની જ માફક સાહિત્યના ક્ષેત્રમાં યુવાનોને શરમાવે તેવો સતત અભ્યાસ ચાલુ રાખનાર આજે ભાગ્યે જ જોવામાં આવે છે. એવી અવિશ્રાન્ત પાંડિત્યપૂર્ણ વિદ્યોપાસનામાં નિમગ્ન રહેનાર, એવા એક બે સાહિત્યધુરંધરો સાથે તેમને આજીવન સંઘર્ષ રહ્યો હતો; અને છતાં એમની વિદ્વત્તા, એમની વત્સલતા, અનેક આપત્તિઓની કસોટીએ ચડીને પાર ઊતરેલી એમની ઈશ્વરશ્રદ્ધા ઈત્યાદિ ગુણોએ એમને મિત્રોની ખોટ નહોતી રહેવા દીધી. ભાષાશાસ્ત્રને અંગે અનેક પાશ્ચાત્ય પંડિતોના સંપર્કમાં એઓ આવ્યા હતા. કાકા કાલેલકર અને પૂજ્ય ગાંધીજી જોડે એમનો સ્નેહશર્યો સંબંધ અવિચ્છિન્ન રહ્યો હતો. અનેક ઊગતા લેખકો એમની પાસે બેસીને જ્ઞાનના અને અનુભવના સદ્‌બોધ મેળવી જતા. અનેક ઊગતા લેખકોની–કવિઓની યોગ્ય ગુણપરીક્ષા કરીને જાહેર કદર એમણે કરી હતી. શ્રી મુનશી કૃત નવલકથા 'ગુજરાતનો નાથ', શ્રી ઉમાશંકર જોષી રચિત ખંડકાવ્ય 'વિશ્વશાન્તિ', સ્વ. ખબરદાર કૃત કાવ્યસંગ્રહ 'શૈવલિની' વગેરેનાં ગુણદર્શનો આનાં પ્રમાણ તરીકે મોજૂદ છે.

એમને મળવા આવનારામાં, એમની વિદ્વત્તાનો લાભ લેવા ઈચ્છનારામાં, પરપ્રાન્તીય પંડિતો પણ હતા. એવા એક પંડિત, ૧૩મી જાન્યુઆરી ૧૯૩૭ને રોજ સવારે, નરસિંહરાવના નિવાસસ્થાન 'મરીન વિલા'માં આવ્યા. કંપાઉંડમાં જે ઊભા હતા તેમને એમણે પૂછ્યું: 'Can I meet Shri Narsingrao Divatia?'

પણ એ જ તારીખે, સંક્રાન્તિના એ દિવસની જ પ્રભાતે, ગુજરાતી સાહિત્યના આ નરસિંહનો આત્મા અમર ધામ પ્રત્યે સંક્રાન્તિ કરી ચૂક્યો હતો.

# સ્મરણ-કણિકાઓ

લેખિકા - સૌ. કુરંગીબહેન દેસાઈ
(સ્વ. નરસિંહરાવનાં દૌહિત્રી—પુત્રી લવંગિકાનાં પુત્રી)

એક વાર રાત્રે જમીને અમે બધાં વાતો કરતાં બેઠાં હતાં. સ્વ. નરસિંહરાવભાઈ તે વખતે આખરી માંદગીમાં પથારીવશ હતા. મને તેમણે વાતમાં ને વાતમાં પૂછ્યું: 'માધવી, તેં મહાભારત વાંચ્યું છે?' મેં કહ્યું, 'ગુજરાતીમાં 'લઘુ મહાભારત' અને 'મહાભારત કથા' વાંચ્યાં છે.' તે વખતે મારી ઉંમર તેરચૌદ વરસની હશે. પછી પૂછ્યું, 'પેલા અગસ્ત્ય મુનિના શાપથી અજગર થઇ ગએલા ને યુધિષ્ઠિરના જવાબોથી મુક્ત થએલા રાજાનું નામ યાદ છે?' મેં કહ્યું 'ના'.

વાત પૂરી થઇ. પછી બીજી થોડી વાતો કરીને અમે બધાં સૂઈ ગયાં.

રાતમાં બેએક વાગ્યે એમની સારવાર માટે રાખેલી નર્સે મને ઉઠાડી: 'માધવીબહેન, દાદાજી બોલાવે.' હું તો ગભરાઈ કે તબિયત વધુ બગડી કે શું? વહેલીવહેલી તેમની પાસે ગઇ ને પૂછ્યું: 'શું છે?'

ખૂબ ઉત્સાહપૂર્વક તેમણે જવાબ આપ્યો: 'માધવી, મને યાદ આવ્યું! પેલા રાજાનું નામ નહુષ!'

સ્વ. નરસિંહરાવભાઇ આગ્રહી સ્વભાવના હતા એ તો બધાં જાણે છે પણ એ આગ્રહી સ્વભાવની પાછળ એક જાતની જે નિખાલસતા રહેલી હતી તે વિષે ઘણાં ઓછાં જાણતાં હશે. નાનું બાળક પણ કોઇ બાબતમાં નવો દૃષ્ટિકોણ રજૂ કરે તે જો તેમને સાચો લાગે તો તેઓ સ્વીકારતા. તેનો મને સરસ અનુભવ થયો હતો.

તેઓ એમ માનતા કે ગરબામાં ફરતી વખતે હાથની તાળી સાથે પગના ઠેકાથી તાલ પુરાવવો એ આધુનિક વસ્તુ છે; તેમને એમાં કંઈક નૃત્યનો લટકો લાગતો, અને તેથી એ રીતે પગનો ઠેકો દેવો તે એમને અછકલાપણાની નિશાની લાગતી.

લગભગ તેરચૌદ વર્ષની ઉંમરે એક વાર મને વિચાર આવતાં મેં પૂછ્યું: 'દાદાજી, ગરબો ગાતાં પગનો ઠેકો દેવો એને તમે નવા જમાનાનું ચિહ્ન ગણો છો, ખરું ને?'

'હા, અમારા વખતમાં કોઈ એમ નાચતાં નહોતાં.'

મેં પૂછ્યું: 'પણ ત્યારે, કવિ દયારામના ગરબામાં "તાળી દેતાં વાગે ઝાંઝર ઝમખાં રે લોલ" એમ કેમ આવતું હશે ? એ વખતમાં તાળી સાથે પગનો ઠેકો ના દેવાતો હોત, તો એ આવું કેમ લખત?'

થોડી વાર વિચાર કરી તેમણે કહ્યું, 'તારી વાત તો ખરી લાગે છે ! મૂળ એ રિવાજ હશે ખરો, પણ કંઈ અસંસ્કૃત associationsને લીધે બંધ થયો હશે.'

એકવાર સ્વ. ચંદ્રશંકર પંડ્યાએ એમને ખૂબ ગંભીરતાથી પૂછ્યું: 'આપ શું ધારો છો ? 'સિતાર' શબ્દ ખરો હશે કે 'સતાર' ?

ભાષાશાસ્ત્રી નરસિંહરાવે જવાબ આપ્યો: 'સુતાર'!

નરસિંહરાવભાઇ સાધારણરીતે જાહેરમાં કોટ-પાટલૂન-હૅટ વગેરે પહેરતા, પણ ઘરમાં ધોતિયું ને પહેરણ પહેરતા. સાંટાક્રુઝમાં રહેતા હતા ત્યારે પાસે જ કોઇને મળવા જવું હોય તો ધોતિયું અને પહેરણ ન બદલતાં, પહેરણ ઉપર જ હાફકોટ ચડાવી દેતા.

એક સવારે એવી રીતે ધોતિયું ને હાફકોટ પહેરી તે નીકળતા હતા, એટલામાં તેમને તડકો લાગવાની બીક લાગી. 'અત્યારે પાટલૂન કોણ પહેરે?' એમ કરી ધોતિયું બદલ્યા વિના જ તડકાથી બચવા માથે હૅટ ચડાવી. રસ્તામાં કોઇ મળ્યું; તે કહે: 'આ શું નરસુંભાઈ? ધોતિયા ઉપર હૅટ પહેરી ?'

નરસિંહરાવભાઈ બનાવટી ગંભીરતાપૂર્વક બોલ્યા: 'ના, જુઓને; હૅટ તો હૅટને ઠેકાણે જ પહેરી છે—ને ધોતિયું એને ઠેકાણે.'

સામાન્ય વાતચિતોમાં પણ વધારેપડતી ગંભીરતા આવી જતા તેઓ એકાદી મશ્કરીથી વાતાવરણને હળવું કરી દેતા. એક વાર એક મ્યૂઝિયમના વ્યવસ્થાપક સાથે અનેક વિષયની વાતચિતચાલતીહતી. એકાએક એ ભાઇએ પૂછ્યું; Are you interested in coins Mr. Divetia? (આપને સિક્કાઓમા રસ ખરો, શ્રી દિવેટિયા?)

જવાબ મળ્યો: 'Yes; on the first of every month! (હા; દર માસની પહેલી તારીખે!)'

એમને વિષે સામાન્ય રીતે એવી માન્યતા હતી કે પોતાના વિદ્યાર્થીઓને પોતાના વ્યક્તિત્વ નીચે તે દબાવી દેતા. એટલું ખરું કે એમનું વ્યક્તિત્વ એવું જબરું કે સાધારણ વિદ્યાર્થી તો દબાઈ જ જાય. પણ એકવાર કોઇ પણ વિદ્યાર્થીમાં શક્તિ જોઈ, કે તેને ઉત્તેજન આપવામાં મિનિટનો પણ વિલંબ કરતા નહિ. એક વાર એક વિદ્યાર્થીએ એમ.એ.ની પરીક્ષામાં ભાષાશાસ્ત્રના વિષયમાં એવા તો સરસ જવાબો લખ્યા કે નરસિંહરાવભાઇ જેવા ચોક્કસ પરીક્ષકે તેમને ૧૦૦માંથી ૯૨ માર્ક આપ્યા; અને તે વિદ્યાર્થીએ ગુજરાત કૉલેજમાં ગુજરાતીના પ્રોફેસરની જગ્યા માટે અરજી કરેલી હોવાનું જાણતાં જ, તે વિદ્યાર્થીએ તેમને કહ્યું પણ નહોતું છતાં, તે વિદ્યાર્થીને એ જગ્યા આપવા માટે પોતે જોરદાર ભલામણ કરી 'શિષ્યાત્ ઇચ્છેત્ પરાજયમ્' એ સૂત્ર પ્રમાણે તેઓ બહુ ગર્વથી કહેતા કે 'એ વિદ્યાર્થી જેવો ભાષાશાસ્ત્રનો પેપર તો હું પણ ન લખી શકું'

શ્રી કાકાસાહેબ કાલેલકર એક વાર એમને મળવા આવ્યા. મ દાદાસાહેબને મારી ઑટોગ્રાફ બુક આપી ને એમાં કંઈક લખવા વિનતિ કરી. કાકાસાહેબે લખ્યું: हृदयेन हि सत्यं जानाति। (હૃદયથી જ તે સત્ય જાણે છે) દાદાજીએ મારા હાથમાંથી ચોપડી લઈને વાંચ્યું: हृदये नहि सत्यं जानाति। (હૃદયમાં તે સત્ય જાણતો નથી)!

કાકાસાહેબ ખડખડાટ હસી પડ્યા!



ઓગણીસમી સદીના આખરના ભાગમાં સરકારી નોકરીમાં રહેનારા વર્ગના લોકોમાં સ્વદેશાભિમાન પ્રગટરીતે બતાવવાની, ને તે પણ ઉપરીની વિરુદ્ધ પડીને બતાવવાની હિંમત ખાસ જણાવામાં આવી નથી. તેમાં પણ વિશેષ કરીને આબરૂદાર ઉપલા સામાજિક થરના કુટુંબના, અમલદારની પદવી સુધી પહોંચ્યા હોય એવા ગૃહસ્થોમાં તો કદાચ ઘણી ઓછી હશે. એ જમાનામાં નરસિંહરાવને કસોટીનો પ્રસંગ આવ્યો હતો. એક જાહેર પુસ્તકાલયમાં લોકમાન્ય તિલકની છબી મુકાઈ. સરકાર તરફથી એ પુસ્તકાલય ઉપર રાજદ્રોહના આરોપસર કેસ મંડાયો. એ કેસનો ચુકાદો આસિસ્ટંટ કલેક્ટર તરીકે નરસિંહરાવભાઇએ આપવાનો હતો.

બીજા અમલદારોનું વલણ સ્પષ્ટ હતું. શો ચુકાદો હોવો જોઇએ તેની ખાનગી સૂચના, મોઘમ રીતે, કમિશ્નરે નરસિંહરાવભાઇને મોકલી દીધી હતી. પણ એમણે તો પોતાની ન્યાયબુદ્ધિને જ સંતોષ આપ્યો, અને લોકમાન્ય તિલકની છબી રાખવાનો જાહેર સંસ્થાનો હક કબૂલ રાખી પુસ્તકાલયના સંચાલકોને નિર્દોષ ઠરાવ્યા.

ગાંધીજીનો અને નરસિંહરાવભાઈનો પરિચય 'લીડ કાઇન્ડલી લાઇટ' નામના અંગ્રેજી ભજનનો અનુવાદ (પ્રેમળ જ્યોતિ તારો દાખવી) એમણે ગાંધીજીને કરી આપ્યો ત્યારથી શરૂ થયેલો. ત્યાર પછી જ્યારે નરસિંહરાવભાઇ અમદાવાદ જાય ત્યારે અચૂક ગાંધીજીને મળતા. મુંબાઇમાં પણ મળવા જતા. ગાંધીજીએ પણ મુંબાઇમાં નરસિંહરાવભાઈને ત્યાં આવવાના પ્રસંગો શોધેલા. ઘણાને આ સંબંધથી નવાઇ લાગતી; કારણકે રાજકીય બાબતોમાં ગાંધીજી સાથે એમને તીવ્ર મતભેદ હતો. છતાં, એમની જૂની રોજનિશીમાંથી આપણે જોઇ શકીએ છીએ કે એમને ગાંધીજી તરફ માત્ર સદ્ભાવ જ નહિ, પણ અત્યંત આદર હતો. એનો એક પ્રસંગ નોંધવા લાયક છે. ૧૯૧૬મા એક વાર ગાંધીજી નરસિંહરાવભાઇને રહેઠાણે ગયા અને પોતાની રીત પ્રમાણે જમીન ઉપર બેસી ગયા. તે વખતે નરસિંહરાવભાઈએ કહ્યું કે 'આપ આમ કરો, તો મારે તો જમીનમાં ખાડો ખોદીને જ બેસવું પડે!'

ગાંધીજી હસતા હસતા ખાટલા ઉપર બેઠા.

નરસિંહરાવભાઇ મુંબાઇના એક પરામાં નિવૃત્ત જીવન ગાળતા હતા. પૂ૦ ગાંધીજી સાથે તેમને ૧૯૧૫-૧૬ની સાલથી પરિચય હતો, અને રાજકીય વિચારોમાં બે વચ્ચે આસમાન જમીનનો ફેર હતો. છતાં જેમજેમ ગાંધીજી સાથેનો પોતાનો પરિચય વધતો ગયો હતો, તેમતેમ નરસિંહરાવભાઇને એમના પ્રત્યે આદર વધતો જતો હતો. તે આદર અંગતરીતે તો વ્યક્ત કરતા જ; પણ હવે તેમને એ આદર ગાંધીજીની પોતાની સમક્ષ વ્યક્ત કરવાની ઇચ્છા થઈ હતી.

તેવામાં ગાંધીજી વીલેપાર્લેની રાષ્ટ્રીય શાળામાં આવ્યા એ જાહેર સભામાં સ્વ. નરસિંહરાવભાઈ ગયા. સભા પૂરી થતાં ગાંધીજીને મળવા આવ્યા અને એક પરબીડિયું તેમના હાથમાં મૂક્યું. ગાંધીજીએ તે ઉઘાડ્યું તો અંદર લખેલું હતું:

यत्र योगेश्वरो गांधी वल्लभश्च धुरंधरः।
तत्र श्रीर्विजयो भूति र्ध्रुवा नीतिर्मतिर्मम॥
(જ્યાં યોગેશ્વર ગાંધી છે, ને ધુરંધર વલ્લભ,
ત્યાં શ્રી, વિજય, ને કીર્તિ, નક્કી, મારી મતિ કહે.)

ગાંધીજીએ એ વાંચીને હસતાંહસતાં કહ્યું: 'વલ્લભભાઇને તમે ઠીક બળદિયા બનાવી દીધા!' (ધુરંધર=ધૂંસરી ધારણ કરે તે. એનો અર્થ 'મોટા નેતા' એમ પણ થાય અને 'બળદ' પણ થઈ શકે.)

# પચ્ચીસ વર્ષ પહેલાં






અંક ૨૧ ભાદરવો ૧૯૮૧ (સપ્ટેમ્બર ૧૯૨૫)

ભાદરવા માસમાં આવતી ગાંધીજીની જન્મતિથિ નિમિત્તે એ અંકના મુખચિત્ર તરીકે આપેલા શ્રી રાવળે કરેલા એમના જે રેખાંકનની નાની પ્રતિકૃતિ અહીં આપી છે તે ચિત્ર ખૂબ લોકપ્રિય થએલું. દેશભક્તિના ચઢતા જુવાળના એ કાળમાં, એ અંકમાં કૉંગ્રેસના આદિ સ્થાપકોમાંના એક, અને એક સમયે પોતાની ગર્જનાઓથી સમસ્ત દેશને ગજવનાર સુરેન્દ્રનાથ બૅનરજીનું ચરિત્ર હતું, તે સદા સ્મરણ યોગ્ય હોઈ એનો સાર ભાગ ઉતારીએ છીએ.



ઈ. ૧૯૨૫ના ગાંધીજી

"કલકત્તાની અંગ્રેજ છોકરાઓ માટેની ડવટન કૉલેજના મેદાનમાં એક ચબરાક હિંદુ વિદ્યાર્થી આવતોજતો દેખાય છે એ કોણ છે? કૉલેજના વાર્ષિક મેળાવડાઓમાં દર વરસે જે ફરીફરીને ગંભીર ગૌરવથી ઇનામો જીતી લઈ જાય છે તે જ એ સુરેન્દ્ર બૅનરજી.

એ બી.એ.માં પાસ થતાં કૉલેજના પ્રિન્સિપાલ સાહેબે એના તેજસ્વી સ્વભાવ અને બુદ્ધિશક્તિથી મોહ પામી એના પિતાને સૂચવ્યું કે એને આઈ. સી. એસ. થવા વિલાયત મોકલજો. ડાક્તર દુર્ગાચરણ પોતાના પુત્રને મહાન જોવા તૈયાર હતા.

નવયુવક સુરેન્દ્ર એ પરીક્ષામાં પાસ થયો; પણ અંગ્રેજ પરીક્ષકોએ એની ઉંમરનો બાધ કાઢી હિંદી અમલદાર થવા માટે ચૂંટયો નહિ. પણ અજબ શ્રદ્ધા અને સ્વમાન ધરાવનાર સુરેન્દ્રે પોતાની વય હિંદુ રીત મુજબ ગણવાથી કાયદેસર છે એ અદાલતમાં કેસ ચલાવી પુરવાર કર્યું. અને સુરેન્દ્રનાથે આસામના સીલહટ નગરના આસિસ્ટન્ટ મૅજિસ્ટ્રેટ તરીકે હિંદુસ્તાનને કાંઠે સગર્વ પગ મૂક્યો.

પરંતુ સરકારની નજર સારી ન હતી. તેણે એમની કારકિર્દીમાં દૂષણો કાઢ્યાં અને એક 'કમિશન' બેસાડ્યું. સુરેન્દ્રનાથે આ 'કમિશન'ની બેઠક ખુલ્લે બારણે જાહેરમાં ચલાવવા માગણી કરી, પણ સરકારે તે ન માની. તેને બંધબારણે 'અપરાધી' ઠરાવ્યા અને માસિક ૫૦ રૂપિયાનું પેન્શન કાઇને 'સિવિલ સર્વિસ'માંથી બરતરફ કર્યા!

હવે તેઓ બૅરિસ્ટર બનવા ફરી વિલાયત ઉપડયા ને એ પરીક્ષા દીધી. પણ બરતરફ થએલા સરકારી અમલદારોને એ 'કાળો ઝભ્ભો' આપવામાં નથી આવતો એ રૂએ સુરેન્દ્રનાથ બૅરિસ્ટર થઈ શક્યા નહિ! કાળજાતૂટ અભ્યાસ પછીનો આ બીજો ઘા કારી નીવડયો.

પણ સુરેન્દ્રનાથનો જુસ્સો જબરો હતો. હિંદીઓને કાયદેસર થતી આ અડચણોથી તેણે વિચાર્યું, કે મારા જેવા અનેક હિંદીઓની મુશ્કેલીઓ દૂર કરવા, આજ સુધી જે મેં જાત માટે કર્યું તે હવે દેશ માટે કરીશ. એમ કરતાં સરકારથી લડવું પડે તો તેમ પણ કરીશ.

શરૂઆતમાં તેઓ મહાન સંસારસુધારક ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરની 'મેટ્રોપૉલિટન ઇન્સ્ટીટ્યૂટ'માં બસો રૂપિયાના દરમાયાથી અધ્યાપક નીમાયા. ત્યારબાદ કલકત્તાના બાઉ બજારમાં આવેલી એક નાની શાળાનું આખું તંત્ર પોતાના હાથમાં લઇ તે ચલાવવી શરૂ કરી. અને પ્રો૰ સુરેન્દ્રનાથ વિદ્યાર્થીઓમાં એટલા તો પ્રિય થઇ પડયા કે વાતવાતમાં આ નાની શાળા ભવ્ય 'રિપન કૉલેજ' બની ગઈ.

સરકાર શિક્ષણના અમુક હક પોતાને હાથ રાખી ખાનગી શાળાઓને 'ગ્રાન્ટ' આપે છે. એવી કોઇ પ્રકારની સહાય ન લેતાં સુરેન્દ્રનાથે આખી કૉલેજને પોતાના ખર્ચે સ્વતંત્ર પણે નભાવી. યુવકોની કેળવણીનું સુકાન વરસો સુધી ચલાવ્યા પછી એમણે જ્યારે એ સંસ્થા આખરે પ્રજાને હાથ સોંપી તે વેળા તેમાં પુસ્તકાલય, પ્રયોગશાળા અને ફર્નીચર ઉપરાંત ૨૫,૦૦૦ રૂ. જેટલી રોકડ રકમ હતી.

ઊગતી પ્રજાના આચાર્યનું આ સંગીન કામ કરીને પછી તે રાજપુરુષ થયા. હિંદી રાષ્ટ્રીય મહાસભા સ્થપાઈ તે અગાઉ આઠેક વરસે, એટલે ઈ.સ ૧૮૭૬માં સુરેન્દ્રનાથે પોતાના સાથી આનંદમોહન બોઝની જોડે મળી પહેલવહેલી 'ઇન્ડિયન એસોસીએશન' નામની સંસ્થા ઊભી કરી. ૧૮૮૪માં કૉંગ્રેસની સ્થાપના થવાથી એની જોડે ભળી ગયા પછી પણ સુરેન્દ્રનાથ અને તેમની આ સંસ્થાએ એ ધ્યેય પાછળ વીસ વરસ સુધી સખત કામ કર્યું. કૉંગ્રેસની એકેય પ્રવૃત્તિ સુરેન્દ્રનાથ વિનાની ન હતી. તેની સ્થાપનાના દિવસથી તે ઠેઠ ૧૯૧૭ સુધી એમણે તેમાં હમેશાં આગેવાનીભર્યો જ ભાગ લીધો. ૧૮૯૫માં પૂનામાં, અને ત્યાર પછી ફરીથી ૧૯૦૨માં અમદાવાદમાં, એમ બે વાર તેઓ કૉંગ્રેસના પ્રમુખ ચુંટાએલા. એ બંને વખતનાં એમનાં ભાષણો કૉંગ્રેસના ઇતિહાસના ઉજ્જ્વળ સ્થંભ સરખાં છે.

વક્તા તરીકે સુરેન્દ્રનાથની જાદુઈ છટાને લીધે એ હિંદના ડિમૉસ્થિનિસ ગણાયા છે. ઇંગ્લંડ પણ એમનાં વ્યાખ્યાન પાછળ ઘેલું હતું. વિલિયમ પિટનો ઘેરો નાદ, ફૉક્સનું વાણીકૌશલ્ય, બર્કની તાજી ને તેજોમય બાની અને શેરિડનનાં મર્માળાં કટાક્ષ—એ સૌ આ ભાષણકારમાં ભરચક હતાં. ઈટાલીના મૅઝિનીની જેમ તેમની ભાષામાંથી મુશળધાર આગ વરસતી. નરકેસરીની ત્રાડ સરખી તેમની ઘેરી ગર્જનાઓએ અનેકવાર બંગાળને ને હિંદને ધણધણાવ્યું છે. એમનાં ભાષણો પર તો લોકો આફરીન હતા, મોહિત હતા, વારીજતા.

જેટલા સમર્થ વક્તા, તેટલા જ શક્તિવાન એ પત્રકાર હતા. પ્રોફેસર મટીને રાજકારણમાં પડયા ત્યારથી જ પત્રકાર તરીકે પણ એમનું જીવન શરૂ થયું. ૧૮૭૯માં એમણે 'બેંગાલી' અઠવાડિક સોળસો રૂપિયે ખરીદ્યું અને કલ્પના, લાગણી, અખૂટ બળ, અત્યંત પરિશ્રમ તથા અટલ હીંમત વડે એમણે પત્રને ખીલવ્યું અને લોકપ્રિય બનાવ્યું. ૧૯૦૦માં એ અઠવાડિક મટી દૈનિક થયું અને સોળસો રૂપિયે ખરીદેલું એ પત્ર અને એક લાખની કિંમતનું બન્યું! વચમાં થોડો વખત એ બિપિનચંદ્ર પાસે ચલાવ્યું. પણ છેવટે સુરેન્દ્રનાથે ફરીથી તેનું તંત્રીપદ હાથમાં લીધેલું, અને એક જુવાનના જોમથી પોતાના ઘડપણની રહીસહી શક્તિઓ એ તેની પાછળ ખરચી રહ્યા;

તે એટલે સુધી કે ઠેઠ પોતાની અંતકાળની માંદગીને બિછાનેથી 'પણ 'બંગાળી' માટે લેખો લખાવ્યા હતા.

બંગાળાના ભાગલા પડ્યા ત્યારથી સુરેન્દ્રનાથ બંગભંગની સામે પડી બંગાળના દેશનેતા અને પ્રબળ પ્રજાનાયક બન્યા. એમણે અસરકારક ભાષણો કરી આખો દેશ ખૂંદ્યો. ચળવળથી સરકાર ન સળવળી એટલે ઈતિહાસપ્રસિદ્ધ પેલો 'બૉયકૉટ'નો પવન એમણે બંગાળને ચારે ખૂણે ફૂંક્યો. હવે સરકાર ચોંકી ઊઠી, એની સત્તા ધ્રૂજી, પણ સુરેન્દ્રનાથનો લોકપક્ષ મજબૂત હતો. લોકોએ રમૂજમાં અને લાડથી એમને સુરેન્દ્રનાથને બદલે 'સરેન્ડર નૉટ' (નમતું નહિ આપનાર) કહીને બોલાવ્યા. આખરે ઘણી ધમાલ પછી સરકારને બંગભંગ ખેંચી લેવો પડ્યો અને સુરેન્દ્રનાથને લોકોએ 'બંગકેસરી' અને 'બંગાળના તાજ વગરના રાજા'ના ઈલ્કાબથી નવાજ્યા.

પરંતુ ધીમેધીમે જુવાનો લગામ છોડી ગયા. તેઓ કાવતરાં ને બૉમ્બ ફેંકવાનો ધંધો લઈ બેઠા. આ જોઈને સુરેન્દ્રબાબુને દુઃખ થયું. તેમણે બધી હીલચાલ ઠંડી પાડી નાખી. મિદનાપુરની પરિષદમાં જુવાનિયાઓએ તેમની આ નરમાશને ધિક્કારી કાઢી. કૉંગ્રેસમાં વિનીત ને ઉદ્દામ બે પક્ષ પડી ગયા. ૧૯૦૮ની સુરતની કૉંગ્રેસથી વિનીત પક્ષના સુરેન્દ્રનાથની લોકપ્રિયતાનો જુવાળ ઊતરવા માંડ્યો.

પછી એ બંગાળની ધારાસભામાં ગયા અને ત્યાં સરકારના કેળવણી અને સ્થાનિક સ્વરાજ્ય ખાતાંઓના પ્રધાન બન્યા. એ હોદ્દો એમણે ૧૯૨૩ સુધી ભોગવ્યો. પ્રધાનપદ આપ્યા પછી સરકારે ૧૯૨૧માં એમને 'સર'ના ઈલ્કાબથી પણ નવાજ્યા.

સુરેન્દ્રનાથને આપણે પૂરા નથી પિછાનતા. એ કૉંગ્રેસના અવતારનાર હતા, હિન્દના મૅઝિની હતા. જિંદગીભરની સેવાના પુરાવા સમી પેલી રિપન કૉલેજ તો અનેક વર્ષો સુધી અચળ ઊભી રહેશે. પોતાની જિંદગીના ઉત્તમોત્તમ પચાસ વરસની સેવા તેમણે પ્રિય માતૃભૂમિને ચરણે ધરી. એમના જેવા પુરુષો ભારતવર્ષમાં બહુ ઓછા પાક્યા છે. અસહકારના યુગમાં તે દેશની સાથે ન રહી શક્યા, એટલે તે ભુલાઈ ગયા. પણ હિન્દના સ્વરાજ્ય-મંદિરમાં, સ્વરાજ્યની સાધનામાં જિંદગીની ભેટ ધરી જનારા સેવકોની સ્મરણતસવીરો મૂકવાની ઘડી આવે, ત્યારે સુરેન્દ્રનાથ એ માનના સૌથી પ્રથમ અધિકારી બને એટલી મહાન તેમની સેવાઓ છે.'

અન્ય ઉપયોગી લેખો પૈકી 'તમારું માથું દુખે છે ?' એ નામના લેખમાંથી નીચેનો ભાગ ઉતારવા જેવો છે:

'માથું દુખવું એ આપણામાં સામાન્ય થઈ પડેલું દરદ છે અને તેના માટે સંખ્યાબંધ દવાઓ વેચાય છે.

આ દવાઓમાં કેટલીક આકરી ઔષધિઓ—જેવી કે ફીનાસેટિન, ઍન્ટિપાઈરિન અને કોલટારમાંથી કાઢેલા બીજા ઝેરી પદાર્થો હોય છે. તે હૃદય ઉપર ખરાબ અસર કરે છે; માટે અનુભવી વૈદકીય સલાહ સિવાય કદી તે વાપરવી નહિ જોઈએ. તેનો વારંવાર ઉપયોગ કરવાથી હમેશાંનો ફાયદો થતો નથી, પણ ઊલટું નુકસાન થાય છે.

માથાનો દુખાવો કેમ થાય છે, તે જાણવું કામનું છે. પહેલું તો એ કે માથાનો દુખાવો પોતે જ વ્યાધિ નથી, પણ વ્યાધિનું ચિહ્ન છે. આપણા શરીરનો કોઈ પણ ભાગ કામ કરે છે ત્યારે શરીરમાં કેટલોક કચરો ઉત્પન્ન થાય છે. તંદુરસ્ત હાલતમાં આ ઝેરી કચરો લોહી વાટે ખેંચાઈ જાય છે અને મૂત્રાશય, પરસેવો વગેરે દ્વારા બહાર નીકળી જાય છે. જ્યારે આપણે વધુ કામ કરીએ છીએ ત્યારે તે કચરો વધુ પ્રમાણમાં ઉત્પન્ન થાય છે; અને પૂરેપૂરો બહાર નીકળી ન શકવાથી શરીરમાં એકઠો થાય છે. આ ઝેરી પદાર્થને કાઢવાના પ્રયત્નમાં હૃદય લોહીને વધારે જોરથી ધકેલે છે. જ્યારે વધુ દબાણથી લોહી મગજમાં ધકેલવામાં આવે છે ત્યારે આપણને માથામાં દુખાવો થાય છે. બજારુ દવાઓ હૃદયને નરમ કરનારી હોવાથી તેથી હૃદય ધીમેથી ચાલે છે, અને પરિણામે લોહી મગજમાં ઓછા દબાણથી વહે છે અને દુખાવો બંધ થઈ જાય છે પણ જે કચરાને લીધે હૃદયની ગતિ વધી તે મૂળ કારણ દૂર થતું નથી.

આ ઉપરથી સમજાશે કે દુખાવો એ રોગ નથી. તે માત્ર સૂચવે છે કે શરીરમાં કાંઈક બગડ્યું છે.

મુખ્યત્વે કરીને માથાનો દુખાવો નીચેના ચિત્રમાં જણાવેલાં કારણોને લીધે ઉત્પન્ન થાય છે. એમાં જે જગ્યાએ માથું દુખતું હોય તે જગ્યા બતાવીને સામે તેનું કારણ લખેલું છે.




અતિ આહાર એટલે હદ ઉપરાંત ખાવાથી કે ઠાંસીઠાંસીને ખાવાથી માથાનો દુખાવો થાય છે. આ સ્થિતિમાં ખાવું ઓછું કરવાથી, એકાદ આછો જુલાબ લેવાથી કે ઉપવાસ કરવાથી આરામ થઈ જશે.

આંખનો શ્રમ: ખરાબ કૃત્રિમ પ્રકાશ કે અજવાળામાં વાંચવાથી, આકરા તેજમાં જોવાથી કે વારંવાર સીનેમા જોવાથી પણ માથાનો દુખાવો ઉપડી આવે છે. એ કારણ દૂર કરવાથી દરદ મટે છે.

સૂતાં કે બેસતાં તોછડી રીતે માથું રહી જવાથી, બહુ ઊંચું કે ઘણું નીચું માથું ઘાલી રાખવાથી પણ દુખાવો થાય છે.

કામના આવેગથી કે અતિ શ્રમ લેવાથી આપણા શરીરમાં ઝેરી દ્રવ્યો ઉત્પન્ન થાય છે. તે તરત બહાર નીકળવાં જોઈએ. ઘણી વાર અશુદ્ધ કે બંધિયાર હવાને લીધે પણ માથું દુખે છે. આવા દાખલામાં તાજી હવા અને લાંબો આરામ લેવાથી દુખાવો મટી જાય છે.

કૉફી, ચાહ, તમાકુ અને એવી બીજી કેફી ચીજોનો હદથી વધારે ઉપયોગ કરવાથી પણ માથું દુખે છે. કેટલીક વાર શરીરનું કોઈ અંગ બગડ્યું હોવાથી, તો કોઈ વાર આંખની ખામીને લીધે પણ દુખાવો થાય છે. તેવા પ્રસંગે આંખના દાક્તરની સલાહ લેવી.

યાદ રાખજો કે માથું દુખવું એ પોતે દરદ નથી, પણ દરદની આગાહી છે.'



ગોદાવરી તટે નાસિકના ઘાટ • અંદરનું ચિત્ર : નાસિક વચ્ચે વહેતી ગોદાવરી

# નાશિક




જમણી બાજુ : નાસિકનું સ્થાન દર્શાવતો નકશો

આ માસમાં કૉંગ્રેસનું આગામી અધિવેશન જ્યાં ભરાવાનું છે તે નાશિકના નામથી તો કોઈ પણ શ્રદ્ધાળુ હિંદી અપરિચિત ન જ હોય. ગોદાવરીને ડાબે કાંઠે આવેલા દંડકારણ્યમાંના રામના વસવાટથી પવિત્ર થએલી આ ભૂમિએ યુગેયુગે નવાં નામો ધારણ કર્યા છે કૃતયુગમાં પદ્મનગર, ત્રેતામાં ત્રિકંટક, દ્વાપરમાં જનસ્થાન ને કલિયુગમાં (નાનાં નાનાં નવ શિખરો વચ્ચે વસેલી હોઇ) આ નગરી નવશિખનું અભિધાન પામી, જેનું અપભ્રંશ નાશિક થયું એમ મનાય છે. મુસલમાની રાજ્યમાં તેને ગુલશનાબાદ એવું નામ પણ અપાયું છે.

વૈષ્ણવ, બૌદ્ધ, શૈવ અને જૈન વગેરે પંથના અનેક ધાર્મિક અને રાજકીય અવશેષો તથા દહેરાંમંદિરથી આ સ્થળ મઢાએલું છે માળવાના શીથિયન કે પાર્થીયન રાજા નહપાને અહીંના બૌદ્ધ રાજાને હરાવી પોતાનું રાજ્ય સ્થાપેલું. ઈ. સ. ૪૮૦માં અહીં ગુજરાતના ચાલુક્યો અને તે પછી રાઠોડો તથા યાદવો પણ આવી ગયા. અગિયારમા-બારમા સૈકામાં તે જૈન ધર્મનું કેન્દ્ર પણ થયું. ૧૨૯૫માં અલ્લાઉદ્દીન ખિલજીએ તે સર કર્યું તથા ૧૭૬૦માં તે મરાઠાઓને હાથ જઈ પૂનાથી બીજા નંબરનું રાજકીય અને પહેલું ધાર્મિક સ્થાન બન્યું. આજે પણ પેશ્વાઇના અવશેષો પૂના કરતાં નાશિકમાં જ વધારે છે. એ કાળમાં ચાલતા મહારાષ્ટ્રી રાજ્યના 'જરીપટકા'ના રૂપિયા અહીંની ટંકશાળમાં પડતા, અને હજી આજે યે ચલણી નોટો અને પોસ્ટની ટિકિટો અહીં જ છપાય છે.

મુંબાઈથી ૧૧૭ માઇલના રેલવે અંતરે આવેલા 'નાશિકરોડ' સ્ટેશનેથી તે છએક માઈલ દૂર હોઈ બસ સર્વિસ દ્વારા ત્યાં પહોંચાય છે. -શાળની વચ્ચે થઈને વહેતી ગોદાવરીને ડાબે કિનારે રામાયણના કરુણ કેન્દ્ર જેવું પંચવટી છે; પણ ધર્મશાળાઓ, આરોગ્યભવનો અને બજારોએ આજે તેનું નૈસર્ગિક લાવણ્ય અને પવિત્રતા ભૂંસી નાખ્યાં છે.

આજે યાત્રાળુઓને બતાવાતા અહીંના રામાયણકાળના અવશેષો માત્ર માનવ શ્રદ્ધાના પ્રતીકરૂપ જ લેખવા પડે. પંચવટીમાં સીતાગુફા નામની બતાવાતી અંધારી ગુફામાંથી રાવણ સીતાને હરી ગએલો કહેવાય છે. ત્યાંથી બેએક માઈલ દૂર 'તપોવન'ની ભૂમિ છે, જ્યાં લક્ષ્મણે શૂર્પણખાનું નાક કાપેલું. (આ નાસિકા-છેદન પરથી પણ નાશિક નામ પડ્યું હોવાની એક માન્યતા છે.) અહીં લક્ષ્મણનું એક મંદિર પણ છે. સરસ્વતી અને ગોદાવરીનો અહીં સંગમ થાય છે અને ગૌતમ ઋષિએ એ સંગમ પર તપ કર્યું હોવાની માન્યતા છે.

નાશિકથી પાંચેક માઈલ દૂર આવેલી ટેકરી પર લગભગ ૩૫૦ ફૂટની ઊંચાઈએ 'પાંડવ લેના' નામથી ઓળખાતી ગુફાઓ વસ્તુતઃ તો બૌદ્ધ ધર્મની જ ગુફાઓ છે. જો કે કાર્લી અને કન્હેરીની ગુફાઓ જેટલી ઉત્કૃષ્ટ એની કળા નથી, છતાં તેમાં અજબ રીતે સચવાઇ રહેલા ૨૭ સંસ્કૃત-પ્રાકૃત મિશ્ર લેખોમાં હિંદુ રાજ્યસમયની ધર્મભાવના અને રાજરાજેશ્વરોનો મહત્ત્વનો ઇતિહાસ કોરેલો છે. ગુફામાં નાનામોટા ૨૪ ખંડ છે, જેમાં એક ચૈત્ય અને ત્રણ વિહારો ખાસ ધ્યાન ખેંચે છે. તેમાંના ત્રીજા વિહારનું કોતરકામ આંખોને મુગ્ધ

# ટિકિટસંગ્રહ

**આજનો એ સંસારવ્યાપી શૉખ કેમ કેળવવો તેની તથા બીજી ઉપયોગી માહિતી આપતો વિભાગ**

સંગ્રહ શરૂ કેમ કરવો તે વિષે અનેક માર્ગોની સલાહ અપાય છે. શરૂમાં પોતાને હાથ ચડતી ટિકિટો એકઠી કરવા માંડે ને પછી વ્યવસ્થિત રીતે જ માણસ પોતાના ઓળખીતાઓ, મિત્રો, સગાસંબંધીઓ, વગેરે જેમને શોખ ન હોય તેમને ત્યાં આવતા દેશાવરદેશના પત્રો પરની ટિકિટો માગી લાવીને, તથા જેમને શોખ હોય તેમની પાસેથી વધારાની ટિકિટોમાં સાટા પડાવીને શરૂઆત કરે છે. પણ આ તો શહેરમાં રહેતા, યા બહોળું મિત્રમંડળ, સંબંધો કે જાન-ઓળખાણો ધરાવતા માટે શક્ય હોય. ગામડાંઓમાં અથવા આવા સંપર્ક વિનાના શોખીનોને મુશ્કેલી પડવાની. તેમણે જેમ બને તેમ સંપર્કો વધારવા તત્પર રહેવું પડે. અને આ શોખનો ખરો રસ પણ એમાં જ છે ને? ખરો આનંદ હમેશાં 'પ્રતીક્ષા'માં હોય છે, 'પ્રાપ્તિ'માં નહિ. જેને માટે આપણે આતુર હોઈએ તે વસ્તુ સહેલાઈથી જો મળી રહે તો તેમાં તેની અર્ધી મઝા મારી જાય છે. એને માટે જે રાહ જોવી પડે, મથામણ કરવી પડે, તે એની પ્રાપ્તિના રસને દૃઢ બનાવે છે. આ શોખનું રહસ્ય પણ એ જ છે. સાધનસંપન્ન કે લાગવગવાળા માણસો ભારી રકમો આપીને ઝપાટાબંધ સંગ્રહ ઊભો કરી શકે, તેમાં આ શોખની મઝા કે ગૌરવ નથી એનું સાચું પોત તો મુગ્ધ, નિર્વ્યાજ માનસથી, એક નવી દિશામાં રહેલા જ્ઞાન, માહિતી ને રસના અખૂટ ભંડારની શોધ માટે પુરુષાર્થ કરવામાં છે.

અને તેથી જ નવી શરૂઆત કરનારાઓએ અમુક એક ચોક્કસ દેશ કે જાતની ટિકિટોનો જ સંગ્રહ કરવાનું મર્યાદિત ક્ષેત્ર ન રાખવું. એમાં યે અલબત્ત, એક પ્રકારનો 'શોધ'નો આનંદ તો રહેલો જ છે; પણ તે પાકટ થયેલા સંગ્રાહકો, બહોળો સંપર્ક ધરાવનારાઓ, યા શ્રીમંતો માટે વધુ શક્ય છે. નવા શોખીને તો આખી દુનિયાની ટિકિટોના સંગ્રહના ક્ષેત્રથી જ ભૂમિકા બાંધવી, ને એ સંગ્રહ કરતા કરતાં પછી પોતાને જે ખાસ દેશમાં રસ જાગે તેનો નિઃશેષ સંગ્રહ કરવાનું રાખ્યા કરવું. એ દરમ્યાન એને બીજા દેશોની ટિકિટોનું પ્રાથમિક જ્ઞાન તથા તાલીમ મળતી રહેશે જ. આમ, સામાન્ય ભૂમિકા બાંધ્યા પછી જ વિશિષ્ટ ઉપર જઈ શકાય. દરેક દેશને પોતાની ટિકિટોની અવનવી પદ્ધતિઓ, ખાસિયતો, મર્યાદાઓ હોય છે. એ સૌનો અભ્યાસ પણ જરૂરી છે. જેમ જેમ તેની ટિકિટો હાથ ચડતી જાય છે, તેમ તેમ તેની ભૂમિકા બંધાતી જાય છે. અને આપણને ભલે તેની લિપિનું જ્ઞાન ન હોય તોપણ તેના કાગળો, શાહીઓ, રંગો, આકૃતિઓ, વિષયો વગેરેની માહિતી અને જ્ઞાન પાકાં થતાં જાય છે અને તેનું માનસ પણ સમજાય છે. આ સર્વ ટિકિટ સંગ્રહની કેળવણીનો એક ભાગ છે, ને તેથી માણસે પોતાની ભૂમિકા આખી દુનિયાની ટિકિટોથી બાંધવી જરૂરી છે.

આને માટે બે માર્ગ છે: શક્ય હોય તેઓ ટિકિટોના વેપારીઓને ત્યાંથી મળતાં 'હોલ વર્લ્ડ પૅકેટો' મંગાવીને માંડણી કરી શકે. આ સરળ રસ્તો છે. જેમને માટે એ શક્ય ન હોય તેમને માટે 'શોધ'ની ઝુંબેશનો પુરુષાર્થ ને પરિશ્રમનો માર્ગ બાકી રહે છે. એ મુશ્કેલ છે તેટલો જ અખૂટ રસભર્યો છે.

**જર્મની અને રુમાનિયાની અભિનવ-ચિત્ર ટિકિટો** મથાળે: (૧) ૧૯૪૭ની ૧૦મી ફેબ્રુઆરીના શાંતિ કરારના સ્મરણમાં રુમાનિયાની ટિકિટ: જેના પર અમેરિકા, રશિયા, બ્રિટન અને ફ્રાન્સના ધ્વજો અને શાન્તિસૂચક ઑલિવ વૃક્ષની ડાળી છે; (૨) ઑલિવ વૃક્ષની ડાળીઓ વચ્ચે વર્તમાનપત્રો ને મશાલના આલેખનવાળી રુમાનિયાની ટિકિટ પર પ્રજાના અવાજરૂપ પત્રકારત્વનું આલેખન; (૩) વિજયમાળની વચ્ચે સ્વસ્તિક ને ખડ્ગવાળી નાઝી જર્મનીની ટિકિટ. વચ્ચે: (૧) 'બ્રાઉન રિબન' તરીકે જાણીતી જર્મનીની અશ્વદોડીવાળી ટિકિટ; (૨) જર્મન રાજ્યના સેનાનીઓની સરદારની ૧૦મી જયંતી નિમિત્તની ટિકિટ, જેમાં ગોનીકામની બે કલાકૃતિઓનું આલેખન છે. (૩) આલ્બર્ટ યુનિવર્સિટીની શતાબ્દીની ટિકિટ પર તેના સ્થાપક ડયૂક આલ્બર્ટનું આલેખન. નીચે: (૧) હિટલરના સંસ્કૃતિ ફંડ અને 'ટિકિટ દિન' નિમિત્તની ટિકિટ પર, હાથમાં હાથ લઈ ટિકિટો તપાસતા સંગ્રાહકનું આલેખન; (૨) કૃષિઉદ્યોગની હરેક ટિકિટ પર દાતરડાને ધાર કાઢતો ખેડૂત; (૩) હિટલરના સંસ્કૃતિ-ફંડ માટેની બીજી ટિકિટ (અજિતકુમાર સંઘવીના સંગ્રહમાંથી)





ખરેખર, પ્રભો, પ્રમાદભર પ્રાણના કાપ તું!
અમારી હણની અણી ઉપર વજ્રને સ્થાપ તું!
પરાક્રમવિહીન પામર જયેષણા ભક્ષ તું!
અને કુટિલ પક્ષપાત થકી સત્ય સંરક્ષ તું!
પ્રભો કજળતાં ઉરે તણખ એક આશાની દે!
ભલે ન કંઈ દૈ શકે, જરીક આત્મશ્રદ્ધા તું દે! –ઉમાશંકર

## સ્વ. રામમોહનરાય જસવંતરાય દેસાઈ



આ અંક માટે નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયાના ચરિત્રની યોજના કરી વખતે કલ્પના પણ ન હતી કે એની સાથોસાથ એ જ જમાનાના એક બીજા સાહિત્યસેવકની અવસાનનોંધ લેવાની આવશે. 'સુમંત'ની સહીથી લખેલાં કાવ્યોથી નહિ એટલા પોતાની ટૂંકી વાર્તાઓથી, પણ સૌથી વિશેષ તો 'સુન્દરી સુબોધ' નામના સ્ત્રીઓ માટેના, છતાં એ કાળના સર્વજનપ્રિય માસિકના સંપાદનકાર્યથી ગુજરાતી સાહિત્યસેવકોમાં જાણીતા શ્રી રામમોહનરાય જસવંતરાય દેસાઈનું–એમના અંગત સ્નેહીસંબંધીઓમાં જાણીતા બિંદુભાઈનું, ગઈ તા. ૧૧મી ઑગસ્ટે, એમના વતન હાલોલમાં, ૭૩ વર્ષની વયે અવસાન થયું.

આજથી ચારેક દાયકા પર જ્યારે આપણા સાહિત્યમાં માસિકોનો બહુ વિકાસ નહોતો થયો ત્યારે સ્વ. બિન્દુભાઈ અને એમના ૬ મિત્રોએ મળી ગુજરાતી સાહિત્યની અને તે દ્વારા સ્ત્રી-ઉન્નતિ-કાર્યની સેવા કરવાના ધ્યેયથી 'બન્ધુસમાજ' નામનું મંડળ સ્થાપેલું, એમાં એ કાળના અત્યંત લોકપ્રિય વાર્તાલેખક સ્વ. ભોગીન્દ્રરાવ દિવેટિયા, સ્વ. ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ પટેલ, સ્વ. શિવુભાઈ દુર્લભ, વગેરે સાહિત્યરસિકો હતા. 'સુન્દરી સુબોધ'માંની વાર્તાઓ ત્યારે બહુ રસપૂર્વક અને હોંશથી વંચાતી અને તેમાં આપણા સામાજિક અને ખાસ કરીને સ્ત્રીજીવનના પ્રશ્નોને ચર્ચતા લેખો આવતા. એની પાછળ સ્વ. બિન્દુભાઈનું જ વ્યક્તિત્વ મુખ્યત્વે હતું.

એમનો જન્મ અમદાવાદની વડનગરા નાગર (ગૃહસ્થ)જ્ઞાતિમાં ૧૮૭૩ની ૨૫મી સપ્ટેમ્બરે (આવતી ૨૫મીએ એમને ૭૩ વર્ષ પૂરાં થાત) થયો હતો. કૉલેજની ઊંચી કેળવણી નહિ લીધેલી હોવા છતાં ખાનગી અભ્યાસથી તેમણે પોતાનું વાચન એટલું વિશાળ અને ઊંડું ખેડેલું કે સાહિત્ય ઉપરાંત ઇતિહાસ, અર્થશાસ્ત્ર, રાજકારણ, તત્ત્વજ્ઞાન આદિ વિવિધ વિષયોની ચર્ચા વખતે એમનું તલસ્પર્શી જ્ઞાન જણાઈ આવતું. થોડા

## આસમાનનાં પંખી–૫૧

### દશરથિયાં

વૈશાખી રાત્રે વાસણોના ઘસારા જેવો કર્કશ અવાજ કાઢી ઊડતાં પંખીને ઘણા ચીબરી માની લે છે, પણ તે હોય છે દશરથિયાં એ નિશાચર પંખી સ્વભાવે નિરુપદ્રવી ને જીવાતભક્ષક હોઈ માણસને બહુ ઉપયોગી છે. રાતમાં જ પોતાનો આહાર મેળવી દિવસે કોઈ ઝાડના મૂળમાં લપાઈને સૂઈ રહેતું હોવાથી તે બહુ પરિચિત નથી. વળી તેનાં ટીલડીટપકીવાળાં ઝીણાં લાલ કે મેલા બદામી રંગથી ધૂળમાં કે ઘાસતરણાંની ઓથે તે એકાકાર થઈ જાય છે. એવી જ નીરવ તેની ઊડ હોય છે.

રૂપેરંગે નરમાદા બંને સરખાં કાબરચીતરાં. કોયલની માદાને મળતાં જ છે, પણ કદમાં જરા નાનાં. ફેર માત્ર એટલો કે દશરથિયાંના જડબા વચ્ચે આખું લીંબુ સમાઈ શકે એવી વિશાળ તેની મોંફાડ હોય છે. નિશાચર હોઈ તેની આંખો મોટી, વિશાળ અને ચમકતી, અંગારા જેવી લાલ બદામી; ચાંચ ખૂબ ટૂંકી, નરમ, સુકોમળ અને મુખમાંથી જીવાત ઉપાડી ખાવાના ઉપયોગ પૂરતી સબળ; પગ નિર્બળ ને ટૂંકા, તેમાં ત્રણ આગળ આંગળાં ને એક પાછળ.

વનવગડા કે ખેતર-પાદરનું વસનારું હોવા છતાં મનુષ્યની વસતિની નજીક પણ એ આવે-જાય છે અને માળા પણ બાંધે છે. ગ્રીષ્મના આરંભથી વર્ષાના અંત સુધીના તેના પ્રજનનકાળ દરમિયાન તે ઝાડ ઝાંખરાના મૂળમાં કે અવડ ખેતરની વચ્ચે ઉઘાડામાં જ ચળકાટવાળાં, મેલા પીળા રંગનાં, કવચિત્ ટપકાંવાળાં ૨–૩ ઈંડાં મૂકે છે.

(શ્રી 'વનેચર'ના લેખ ઉપરથી તારવીને)



સમય હાઇકોર્ટ પ્લીડરનો કાયદાનો અભ્યાસ કર્યા બાદ ૧૯૦૪માં તેઓ ન્યાય ખાતામાં જોડાએલા; પણ પછી તે છોડી દીધેલું.

પંચમહાલનાં હાલોલ ગામમાં એઓ જમીનદાર હોવાથી ઘરની સ્થિતિ સુખી હોઈને એમણે જીવનનો મોટો ભાગ અભ્યાસ અને લેખનકાર્યમાં જ ગાળેલો. એમણે ઈ. ૧૮૯૧થી કાવ્યો, લેખો આદિ લખવાં શરૂ કરેલાં અને અમદાવાદનાં એ કાળનાં બુદ્ધિપ્રકાશ, આર્યવત્સલ, વિદ્યુત નાગરહૃદય, વ્યાપાર ને ઉદ્યોગ, વાર્તાવારિધિ, રાજપત્રિકા, વિનોદિની વગેરે સામયિકો (જેમાંનાં કેટલાકનાં તો નામ પણ આજે ઘણા નહિ જાણતા હોય એવાં)ના સંપાદનમાં એમનો ફાળો હતો. જાણીતા 'ગુજરાતી પંચ' અઠવાડિકના પણ ૧૯૦૯-૧૧ સુધી તેઓ સહતંત્રી હતા. પણ 'સુન્દરી-સુબોધ'ના કાર્યથી તે વધુ જાણીતા થયા. એમાં એમનાં કાવ્યો ઉપરાંત ટૂંકી વાર્તાઓ, નવલકથાઓ તથા બીજા લેખો આવતા. ઉચિત શબ્દોની પસંદગી, ચિત્ર રજૂ કરવાનું કૌશલ, સુંદર ભાષાંતર કરવાની હથોટી અને જે કાંઇ લખવું તે સર્વાંગ સુંદર બનાવવાની ચીવટ અને ધીરજ, એ તેમના લેખનના ગુણો હતા. એમની કવિતા ઉપર નરસિંહરાવ અને બાલાશંકરની અસર જણાતી. 'તરંગાવલિ' નામના એમના કાવ્યસંગ્રહ અને 'રસીલી વાર્તાઓ'ના ટૂંકી વાર્તાઓના બે ભાગ ઉપરાંત 'યોગિની' અને 'બાલા' એ બે એમની નવલકથાઓ વિશેષ લોકપ્રિય થએલી. ચાળીસ વર્ષ પહેલાંનાં સમાજસેવા અને ભવિષ્યદૃષ્ટિ એમાં આલેખેલાં છે. 'યોગિની'માં જુદીજુદી સ્ત્રીવ્યક્તિ સમાજ ઉપર શી અસર કરે છે તે દૃષ્ટાન્તસહ બતાવ્યું છે, અને 'બાલા'માં ગ્રામોદ્ધાર વિના દેશોદ્ધાર શક્ય નથી એ (ગાંધીજી હિંદમાં આવ્યા તે અગાઉ) એ કાળે એમણે સમજાવ્યું છે.

જુવાન ઉંમરમાં આવ્યા ત્યારથી જ એમની તબિયત નાજુક અને અસ્વસ્થ જેવી રહ્યા કરતી હોવાને લીધે તેઓ એકધારું કામ ન [illegible] શકતા, અને ઉત્તર જીવન મોટે ભાગે એમણે હાલોલમાં પોતાની [illegible]ગીર પર જ ગાળેલું. વંશપરંપરાથી મળેલી એ દેસાઇગીરીની [illegible]ટ કરવામાં પણ તે બાહોશ હતા, અને અમલદારોને નમતું ન આપવા છતાં એટલું માન પામેલા કે બ્રિટિશ સરકાર તરફથી રાવસાહેબનો ખિતાબ પામેલા.

એમના રાજદ્વારી વિચારો આ જમાનાને અનુકૂળ ન હોવાથી અસહકાર જેવી ઉગ્ર હીલચાલ વગેરે પ્રત્યે એમને અણગમો હતો, એટલે એ કાળથી જ તે જાહેર જીવનથી દૂર ખસી ગયા હતા; પણ એમના સ્નેહસંબંધો છેક સુધી ચાલુ રહેલા. એમના અવસાનથી એ વીતેલા જમાનાના એક લાક્ષણિક અભ્યાસી સાહિત્યસેવી અને સંસ્કારસંપન્ન સજ્જન આપણે ગુમાવ્યા છે. એમને ચિરશાન્તિ ઇચ્છીએ.
['ગ્રંથ અને ગ્રંથકાર'માંની માહિતી ઉપરાંત 'ગુજરાતી'માંના શ્રી હિંમતલાલ ગણેશજી અંજારિયાના, તથા 'જ્યોતિર્ધર'માંના શ્રી મટુલાલ ગોપીલાલ મુના લેખોનાં અવતરણોના ઋણસ્વીકાર સાથે.]

## ગાર-માટીનું લીંપણ

ગાયભેંસનાં છાણ અને માટીથી જૂનાં ઘરોમાં જે લીંપણ—ગાર કરાતી, એ ગાર ત્રણે ઋતુમાં માનવ-શરીરને અનુકૂળ બની રહેતી. એ, જેને અનુભવ હશે તેને કબૂલ કર્યા વગર ચાલે તેમ નથી. પોષ એ, જેને અનુભવ હશે તેને કબૂલ કર્યા વગર ચાલે તેમ નથી. પોષ મહિના જેવી કડકડતી ઠંડીમાં આ છાણ-માટીની ગાર ગરમી આપે અને ઉનાળામાં ઠંડક આપે. ચોમાસામાં ભેજ ચૂસી લઇને પોતે કોરી પડી જાય. ખાટલા વગર ગાર ઉપર પથારી કરી નાની સરખી પાતળી ગોદડી બિછાવીને રાત ગાળે તો યે ન શરીરને ઇજા પહોંચે, ન શરદી લાગે. નાનું બાળક એ ગારમાં ભાંખોડિયાં ચાલે કે પેટ ઘસે તો યે તેને ન આવે વાંધો, ન લાગે શરદી. પાણી ઢોળાયું હોય તો પાંચ મિનિટમાં પાણી ચુસાઇને સ્વચ્છ થઇ જાય. અશુચિ થયું હોય તો ઉપર માટોડી ને પાણીનો હાથ ફેરવ્યો કે સ્વચ્છ બની જાય.

—એની સાથે હવે-લાદી કે સીમેન્ટ પથરાવેલી ઘરની ભૂમિને સરખાવો. શિયાળો બેસે એટલે એની અંદર રહેનારનું આવી બન્યું. એ સીમેન્ટના પ્લાસ્ટર કે લાદી ઉપર રાત્રે પથારી કરીને સૂઓ. પછી સવારમાં ઊઠો ત્યારે શરીર કોઈએ રગડ્યું હોય કે દુખતું હોય તેમ આખા અંગે કળતર થાય, પાંસળાં દુઃખે.

સીમેન્ટમાં શરદી એકદમ લાગે છે. ઉઘાડા પગે ફરનારનાં પગનાં તળિયાંમાં ચીરા પડે છે. શિયાળામાં સીમેન્ટ એવો ટાઢો બોળ જેવો બની જાય છે તેની ઉપર ઉઘાડા પગે ચાલનારના અંગમાંથી ટાઢ જાય જ નહિ. પણ જમાનો એવો આવ્યો છે કે માનવીને સુખ અને સગવડ જોઈએ છે ખરાં, પણ હાડકાં અકડાઇ ગયાં છે! ત્રણ્ય ગહિને ગાર-માટીનાં લીંપણ કરતાં જોર આવે છે, એટલે જ આજની સ્ત્રીઓ પુરુષોની સાથે ઝગડીને, નાનાંસરખાં છાપરાં જેવાં મકાનો હોય તો યે, તેમાં આગ્રહપૂર્વક સીમેન્ટનું પ્લાસ્ટર કરાવે છે.

(બહુરૂપી) —વૈદ્ય જાદવજી નારણજી

## રાખડી

[અમદાવાદના દૈનિક 'ગુજરાત સમાચાર'માં દર શનિવારે 'પાનસોપારી'ના મથાળા નીચે શ્રી ચિનુભાઇ પટવા ('ફિલ્સુફ')ની સહીથી જે હળવાં લખાણો લખે છે તે આપણે ત્યાંના નૂતન નર્મસાહિત્યમાં નોંધપાત્ર છે. રોજિંદા જીવનના સામાન્ય વિષયો પર ક્વચિત મર્માળુ હાસ્ય, તો ક્વચિત તીક્ષ્ણ કટાક્ષ કરતાં એ લખાણોમાંની વિષયની એતદ્દેશીય મૌલિકતા એ તેની વિશિષ્ટતા છે. છેલ્લા બળેવના પ્રસંગે 'રાખડી' ઉપર લખેલું તેમનું લખાણ તેમાંથી અહીં ઉતારીએ છીએ]

રાખડીનો પ્રચાર બળેવે બળેવે વધતો જતો લાગે છે, એમ આ વર્ષની રાખડીના વેચાણના આંકડા બતાવે છે. રાખડીનું સાચું ક્ષેત્ર અને મર્યાદા ભાઇ-બહેન વચ્ચે ગણાય, પરંતુ રાખડી ત્યાં અટકી ન જતાં હવે ધંધાદારી સ્વરૂપે અન્ય ક્ષેત્રોમાં પણ પ્રવેશી છે. જે ન્યાતમાં રાખડીનો રિવાજ સૌથી વધુ પ્રચલિત છે તે ન્યાતના એક ભાઇ બળેવને દિવસે મને કહેતા હતા કે 'આખું વર્ષ મને એવો ખ્યાલ રહે છે કે મારે પોતાની અને કાકાની ગણતાં ત્રણ બહેનો છે; પરંતુ આજે ખબર પડી કે મારે અગિયાર બહેનો છે.'

'અગિયાર?!'

'હા જી; સાત અહીંની અને ચાર ટપાલની. અરે, મારે તો બધી એ બધી સાચી ઓળખાણો છે; પરંતુ પેલા મનુભાઇ ઉપર તો દરદ્વારથી બહેનોની સંસ્થાની સંચાલિકા તરફથી દરેક બળેવે રાખડી સાથે સરનામાવાળું કોરું મનીઑર્ડરનું ફૉર્મ પણ મોકલવામાં આવે છે.'

'એમ? તે કરતાં તો બહેનો વી. પી.થી રાખડી મોકલે, તો કેટલા પૈસાની આશા રાખે છે તેની પણ મનુભાઇને સમજણ પડે! પણ અલ્યા, તું બહારગામથી રાખડી મંગાવે છે તેનો સંબંધ કેવો છે?'

'એ મળી; પણ આ બાબાજીએ રાખડીને કૅ કમર્શિયલાઇઝ કરી છે!'

'એમાં તારા પપ્પાનું શું ગયું?'

'મારા પપ્પાનું નહિ, મારું પોતાનું જાય છે. આજે સવારે પેલો નાસી ગએલો રસોઇયો ઘેર આવી બારણા આગળ મોટાભાઈના બાબાને રાખડી બાંધતો હતો. શી એની હિંમત! મારા મનથી કે ઉપર આવે ત્યારે વાત. પરંતુ એને ઠપકો આપવાની મનની મનમાં જ રહી ગઈ; કારણ કે બાજી પારેથી મોટાની હિંમતના રૂપિયા એ રાજીખુશીથી પડાવી ગએલો. ત્યાર પછી, રજા આપેલા ને બદલીમાં

આવેલા રસોઈયાઓ અને તેમનાં સગાંઓની, જાણે દીવાળીની બોણી લેવા, હાર લાગી ! અરે, અમે તો ઠીક, પણ અમારા નોકરો પાસેથી પણ રાખડીના મંત્રના જાદુથી સારી જેવી રકમ પડાવેલી. એક જૂનો પટાવાળો અને એક સાયકલ રીપેર કરનારો ઘેર આવ્યા ત્યારે જ ખબર પડી કે તેઓ પણ બ્રાહ્મણકુળમાં જન્મેલા છે ! એક 'બ્રાહ્મણીઆ પાણી'વાળો આવેલો ત્યારે તો ચોખ્ખી ના પાડી દીધી; પણ રંગ-બેરંગી અબરખી રાખડીનો ચળકાટ બાબાલોકને એવું ગાંડું આકર્ષણ કરાવે છે ! પેલાને અનિચ્છાએ આઠ આના આપ્યા, તો ગળગળો થઈને કહે 'સાહેબ, બાબાશેઠે પસંદ કરી બંધાવેલી પાંચ રાખડીઓની કિંમત દસ આના છે. છ આના નહીં તો આપો !'

'એની વાત ખોટી નથી; રાખડીઓના ભાવ પણ સારી રીતે વધ્યા છે. પણ તેં પેલી વાત કેમ ઉડાવી ? પેલી મુંબાઈથી રાખડી આવે છે, તેની સાથે કેવો સંબંધ છે ?'

'કેમ ? સારો—લાગણીમય સંબંધ છે.'

'તે રાખડી-સંબંધ જાળવી શકાશે ?'

'સંબંધ વધશે; રાખડી આવતા વર્ષથી બંધ થશે.'

'એમ ?! ત્યારે લોકોની વાત સાચી નીકળી.'

'પણ સાચું પૂછો તો આજે પ્રણયલગ્નોના જે થોડા સફળ સંસાર જણાય છે તેના મૂળમાં તો રાખડીના સંબંધ હતા, એ આપણે ક્યાં નથી જાણતા ? અને રાખડી તો કુંતા અભિમન્યુને અને પત્ની પતિને ય બાંધી શકે. ભાઈ-બહેનનું તૂત તો રાજપૂતોએ ઘુસાડ્યું છે.'

'એમ ? પત્ની પતિને રાખડી બાંધી શકે ?!'

'એમ શું ? આપણાં પુરાણોમાં જ પુરાવો છે કે જ્યારે અસુરોથી ઈન્દ્ર હાર્યો ત્યારે આખરી જંગમાં ઇન્દ્રાણીએ ઈન્દ્રને રાખડી બાંધી રક્ષેલા, અને દેવો જીતેલા. આમ રાખડીનું મૂળ તો પત્નીએ પતિને બાંધેલી એ જ છે. જોકે રાજપૂતોએ દાખલ કરેલો રિવાજ પણ ખોટો નથી. હવે ભાઈની મૂડીમાં બહેન ભાગ પડાવશે એવા નવા હિંદુ કાયદાના આ સમયમાં ભાઈ-બહેન વચ્ચેના સંબંધમાં રાખડી ઓર મહત્ત્વનો ફાળો આપશે. રાજપૂત ઇતિહાસ કહે છે તેમ ઘણાં યુદ્ધોમાં એક પક્ષની બહેને બીજા પક્ષના રાજવીને રાખડી બાંધી યુદ્ધો અટકાવેલાં છે.'

'તારી વાત ખોટી નથી. ઉલટું આપણા દેશમાં રાખડીનું જે આદર્શભર્યું સ્થાન ગણાય છે તેનો જો દેશપરદેશમાં પ્રચાર કરવામાં આવે, અને જો એ યુનાઇટેડ નેશન્સમાં માન્ય થાય તો મને લાગે છે કે શ્રી વિજયાલક્ષ્મી સ્ટેલીનને અને મિસિસ ટ્રુમેન માઓત્સે તુંગને સ્વહસ્તે રાખડીઓ બાંધી દુનિયાને ત્રીજા મહાયુદ્ધમાંથી જરૂર ઉગારી શકે.'

—'હેલસૂફ'

## ઈંગ્લિશ ખાડી તરવાની હરીફાઇ માટે ગુજરાતી જુવાન

તાજેતરમાં ઈંગ્લિશ ખાડી તરવા માટે એક હરીફાઈ યોજાઇ હતી. તેમાં સાહસ અને શૉખ બન્નેનું અદ્ભુત મિશ્રણ છે. ૭૫ વર્ષ અગાઉ કૅપ્ટન વેબે આ ખાડી તરવાનું સાહસ કર્યું હતું. તે પછી અત્યાર સુધી ચાર બાર સ્ત્રીઓ સહિત ૩૦ જણ જ એ તરવા શક્તિમાન થયા છે. આ વર્ષે કૅલિફૉર્નિયાની ૩૧ વર્ષની યુવતી ફ્લૉરેન્સ શેન્ડવિકે વિજયી થઈને ૨૪ વર્ષની અંગ્રેજ યુવતી ગર્ટ્રુડ એડરલે નોંધાવેલો રેકર્ડ તોડયો છે. (વર્ષો પહેલાં 'કુમાર'માં એ ગર્ટ્રુડનો વિગતવાર અહેવાલ આવેલો.) ફ્લૉરેન્સે ૧૩ કલાક અને વીસ મિનિટમાં ૨૭ માઇલ પાર કર્યાં હતા. ૧૯૨૬માં સિચેલે નોંધાવેલો ૧૧ ક. ૫ મિનિટનો રેકર્ડ તોડી આ વર્ષે ઇજિપ્તના હસન અબ્દુલ રહીમે પુરુષોમાં ૧૦ કલાક ને ૫૮ મિનિટનો નવો રેકર્ડ નોંધાવી ઇનામ મેળવ્યું છે.

આ હરીફાઈમાં ભાગ લેવા જવા માટે અમદાવાદના એક ગુજરાતી જુવાને પ્રયાસ કરેલો તેની ઘણા ઓછાને જાણ હશે. ભારતમાંથી કોઈ જુવાન એમાં જતો નથી. કેમકે ૨૭ માઇલ તરીને પાર કરવાનું કામ ખરેખર કઠણ છે. એ માટે ભારે પરિશ્રમ વેઠવો પડે છે ને પૂરી તૈયારીઓ કરવાની હોય છે. આ બધું જોખમ ખેડવા એ અમદાવાદી જુવાને હામ ભીડી અને આંતરરાષ્ટ્રીય હરીફાઇના નિર્માતાઓની પરવાનગી મેળવી. ૨૫ માઈલ તરવાનો એને મહાવરો હતો. એટલે ૨૭ માઇલનું અંતર કાપી શકશે એવી શ્રદ્ધા પણ હતી. પાસપોર્ટ મળી ગયો, ને પૈસાની વ્યવસ્થા થઇ ગઈ, ત્યાં આ હરીફાઇની તારીખ બદલાઈને વહેલી રખાયાના સમાચાર આવ્યા. જો જાય તો એકાદ મહિનો તાલીમ લેવાનો જે અવકાશ રહેતો હતો તે ચાલ્યો ગયો. એટલે જુવાનને માંડી વાળ્યા વગર ચાલ્યું નહિ. હજી ય એને આ હરીફાઇમાં ભાગ લેવાના કોડ છે. (લોકનાદ)



## ગિરિ-આરોહણનું શિક્ષણ

જગતનું ઊંચામાં ઊંચું ગિરિશિખર ધરાવવાનું ગૌરવ લેતું ભારત, હિમાલય ઉપરાંત બીજી પણ અનેક નાનીમોટી ગિરિમાળાઓ ધરાવતું હોવા છતાં, દુનિયાના મોટા ભાગમાં પ્રચલિત એવા પર્વતારોહણના સાહસ કે શૉખથી વંચિત છે. માનવીનાં જિગર ને જોમને કસે-ચડાવતા આ શૉખને, દેશની ઊગતી પ્રજાનાં ચારિત્ર્ય અને આત્મવિશ્વાસને ખડતલ બનાવવાના ઉપયોગી સાધન તરીકે, પશ્ચિમના દેશોમાં તો શિક્ષણમાં પણ સ્થાન અપાય છે, અને તેની પદ્ધતિસરની તાલીમ આપવામાં આવે છે. ઇંગ્લંડમાં ચાલતી ત્યાંના કંબરલૅન્ડ પરગણાની એવી એક ગિરિ-શાળા અંગે અપાતા એક પાઠનું આ બાજુનું ચિત્ર છે. તેમાં અકસ્માતનો ભોગ બનેલા કોઈ શિખરિણીને, દોરડાંની મદદથી સ્ટ્રેચર દ્વારા, ડુંગરની ધારેધારે થઇને નીચે ખીણમાં કેવી સિફતને આસાનીથી ઉતારવો તેનો પ્રયોગપાઠ અપાય છે.

# આ માસ (સપ્ટેમ્બર) ઈતિહાસમાં : દિનવિશેષ · વ્યક્તિવિશેષ · પ્રસંગવિશેષ

## દિનવિશેષ

તા. ૨ ઝામોરિન સાથે સંધિ કરી, આખી મૂરિશ લૂંટ ભરપાઈ કરી આપીને પોર્ટુગીઝોએ કાલિકટમાં દેવળ બાંધવાની રજા મેળવી, ૧૫૧૬.
તા. ૫ ફ્રેંચોએ જિન્જીના સૂબા પાસેથી પૉન્ડીચેરી ખરીદ્યું, ૧૬૭૪.
તા. ૧૦ જગવિખ્યાત મકરબા 'તાજમહાલ'નું કામ પૂરું થયું, ૧૬૪૫.
તા. ૧૨ કચ્છના રાવ રાયધણ ત્રીજાને કેદ કરી, પ્રજા તરફથી જમાદાર ફતેહમહમ્મદે રાજ્યવ્યવસ્થા હાથમાં લીધી, ૧૭૮૬.
તા. ૧૩ લાહોર કાવતરા કેસના કેદીઓ સામેના વર્તનના વિરોધમાં કરેલા ઉપવાસના ૬૩મા દિવસે જતીન્દ્રનાથ દાસનું અવસાન, ૧૯૨૯.
તા. ૧૪ કલકત્તા-મુંબાઈ વચ્ચે પહેલો ટેલીફોન વ્યવહાર શરૂ, ૧૯૩૪.
તા. ૨૨ પૂર્વના પ્રદેશો સાથે વેપારી સંબંધ બાંધવાના ઇરાદાથી ઈંગ્લૅંડમાં ઈસ્ટ ઇંડિયા કંપનીની સ્થાપના થઈ, ૧૫૯૯.
તા. ૨૭ એ જ ઇસ્ટ ઇંડિયા કંપનીની સરકારને (૧૬૧ વરસ પછી) લશ્કરી ખર્ચ માટે બર્દવાન, મિદનાપુરને ચિતાગૉંગ આપી, બદલામાં મીર જાફરના જમાઈ મીર કાસિમે બંગાળની ગાદી મેળવી, ૧૭૬૦.
તા. ૨૮ દિલ્હીના છેલ્લા સમ્રાટ બહાદુરશાહનું રાજ્યારોહણ, ૧૮૩૭.
તા. ૩૦ મહારાષ્ટ્રના મહાવિદ્વાન ન્યાયમૂર્તિ ને સંસ્કૃતિશિરોમણિ જસ્ટીસ કાશીનાથ ત્ર્યંબક તેલંગનો જન્મ, ૧૮૫૦.

## વ્યક્તિ વિશેષ : વી. શ્રીનિવાસ શાસ્ત્રી



હિંદમાં એવા જૂજ પુરુષો છે જેના ચારિત્ર્યની અભેદ્યતાને શ્રીનિવાસ શાસ્ત્રી કરતા ઊંચું સ્થાન આપી શકાય. દક્ષિણની બ્રાહ્મણ સંસ્કૃતિના સર્વે ઉચ્ચ અંશો સાથે એમનો જન્મ ૧૮૬૯ના સપ્ટેમ્બરની ૨૪મી તારીખે થએલો. શાળા ને કૉલેજની તેજસ્વી કારકિર્દી પૂરી કરી તે કેળવણીના ક્ષેત્રમાં પડ્યા, પણ ગોખલેજીએ એમની પ્રતિભાને શોધી કાઢી ઉદાત્ત સેવાકાર્યમાં જોડ્યા, ને ૧૯૦૭માં તેઓ સર્વન્ટ્સ ઑવ ઇંડિયા સોસાએટીના સભ્ય થયા. ગોખલેજીના મૃત્યુ બાદ તે તેના પ્રમુખ બન્યા, જે પદે ૧૯૧૫થી ૧૯૨૭ સુધી રહ્યા. ૧૯૧૪માં કાઉન્સિલ ચેમ્બરમાં સરકારને પડખે રહી એમણે પોતાની શક્તિ દાખવી, છતાં રોલેટ કાયદાનો વિરોધ કરતાં તે અચકાયા નહિ.

એમની પ્રામાણિકતા ને વફાદારીને લઈ સરકારે એમને ૧૯૨૧માં ઇમ્પીરિયલ કૉન્ફરન્સમાં પ્રતિનિધિ તરીકે લંડન મોકલ્યા, જ્યાં દક્ષિણ આફ્રિકાના વડા પ્રધાન જનરલ સ્મટ્સ સાથે એમને સંસ્થાનોમાં વસતા હિંદીઓના સમાન નાગરિકત્વ માટે ખૂબ તડાતડી થઈ. આથી એ પ્રશ્નને પોતાનો બનાવી તેઓ સંસ્થાનવાસી હિંદીઓની હાલત તપાસવા જગતસફરે નીકળ્યા. ૧૯૨૩માં હિંદી સરકાર વતી કૉલોનિયલ ઑફિસમાં કેન્યામાંના હિંદીઓના સંપૂર્ણ નાગરિકત્વની માગણી મૂકી પોતાના જબરા પ્રતિસ્પર્ધી લૉર્ડ ડેલામીઅરનો સફળ સામનો કર્યો. તે અંગેના વ્હાઈટ પેપરના ચુકાદામાં સમગ્ર પૂર્વ આફ્રિકાનાં દ્વાર હિંદીઓ માટે ખુલ્લાં મુકાયા છતાં બીજી બાબતોમાં ગોરી વિશેષતાનો સ્વીકાર થયાથી એમને બહુ આઘાત લાગ્યો. ફરી તે દક્ષિણ આફ્રિકા ગયા જ્યાં નહિ ધારેલો આવકાર મળ્યો, અને એમને દક્ષિણ આફ્રિકાના એજન્ટ જનરલ બનાવવામાં આવ્યા.

આખરે અન્નામલાઇ યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલર થયા બાદ પાછલું જીવન લગભગ નિવૃત્તિમય ને ચિંતન તથા અભ્યાસમાં જ ગાળી તેઓ ૧૯૪૬ના એપ્રિલ માસમાં અવસાન પામ્યા.

## પ્રસંગવિશેષ : આદિલશાહીનો અંત

તુર્કી ગુલામ તરીકે હિંદ આવેલો, પણ મૂળ તો રાજખટપટથી નાસી આવેલો કહેવાતો તુર્કસ્તાનના સુલતાનનો નાનો પુત્ર યુસુફ આદિલખાન પોતાનાં પરાક્રમ અને ચાતુર્યથી બ્રાહ્મણી રાજ્યમાં પ્રગતિ કરતો કરતો બીજાપુરના સૂબા પદે પહોંચ્યો, અને લાગ જોઈને ઈ. ૧૪૮૯માં ત્યાં સ્વતંત્ર હકૂમત સ્થાપી, જે આદિલશાહીને નામે ઓળખાઈ. તેણે એક મરાઠા સરદાર મુકુંદરાવની બહેન સાથે લગ્ન કર્યું જેણે બુબુજી ખાનમ નામ ધારણ કરેલું. એ આદિલશાહી વંશમાં ઘણા બાદશાહ થઈ ગયા. તેની રાજભાષા મરાઠી ને ઘણા હોદ્દેદારો બહુધા મરાઠાઓ હોઈ તેઓના જીવનમાં પણ અનેક દિશાં પરિવર્તનો થયાં. ને બહાદુરી પણ વધી, જેમાંથી મોરારરાવે મોટું પરાક્રમ કરી મુઘલોની વિખ્યાત તોપ 'મુલ્કે મૈદાન' બીજાપુર આણેલી. આમ પરાક્રમો ને પ્રગતિની એષણામાંથી મરાઠાઓને સ્વાતંત્ર્યનું ભાન થયું. ૧૬૫૬માં, લગભગ પોણાબસો વર્ષે, આદિલશાહ અલીના વખતમાં ઔરંગઝેબે બીજાપુર પર પહેલી ભીંસ દીધી. બીજી તરફ શિવાજીનો સિતારો પણ ચમકતો જતો હતો. આમ એક તરફથી મુઘલો અને બીજી તરફથી મરાઠાઓની ભીંસ વધતાં આદિલશાહીના પાયા ઢીલા પડવા લાગ્યા. ત્યાં તો ૧૬૮૬માં ઔરંગઝેબે આદિલશાહને કપટથી કેદ કરી બીજાપુરની પાદશાહત હાથ કરી અઢળક લૂંટ મેળવી, ને સંવત ૧૬૭૮ના આશ્વિન વદ ૨ (૨૩મી સપ્ટેમ્બર, ૧૬૮૬)ને દિવસે લગભગ બસો વર્ષથી ચાલતી આદિલશાહી પાદશાહત અસ્ત પામી.

**જીવવું તો જીવવું જગમાં ખરી તાકાતથી,**
**માથું મુક્તિની ખુમારીથી સદા ઊંચું કરી.**

ઝવેરી



આ વરસના વરાએલા કૉંગ્રેસ-પ્રમુખ શ્રી પુરુષોત્તમદાસ ટંડન (એમનું ચરિત્ર ૨૯૨ … આવી ગયું) અતિ તેજસ્વી ચારિત્ર્ય-સુરત સિદ્ધાંતભક્ત છે. અસહકારના દાળ-ધીકતી વકીલાત છોડી દીધા પછી એમની આર્થિક સ્થિતિ એવી નબળી થઈ ગઈ કે ઘણી વાર ભૂખ્યા રહીને કે મોડું ખાઈને જ ચલાવવું પડેલું; છતાં તેમના જેલમાં ગયા પછી જમનાલાલ બજાજે તેમના કુટુંબને મા-સિક રૂા. ળસોની સહાય મોકલવાની કરેલી વિનંતિને દૃઢતાથી નકારેલી. એટલી જ ચુસ્તતાથી આજે સરકારી નિયમોનું પણ તેઓ પાલન કરે છે. રૅશનમાં મળેલા ઘઉં ખલાસ થઈને માત્ર જવ જ રહ્યા હોય તો ગમેતેવા મોટા મહેમાન આગળ પણ જવની જ રોટલી મૂકે છે. એક વખત તો કેટલાક પ્રધાનો સાથે મહેમાનો આવ્યા, ત્યારે ઘરમાં માત્ર પાશેર ચોખા હતા. તેટલા જ ચોખાનો ભાત, અને બગીચામાં ઊગેલા બટાટા બાફીને મહેમાનો આગળ પિરસી તેમણે કહ્યું 'આજે ઘરમાં આટલું જ ભોજન છે.' અને સૌ એટલું જમીને વિદાય થયા.

અનેકાર્થી શબ્દ : લાળી=પશુપંખીની–ખાસ કરીને શિયાળની બૂમ; કાનની નીચેના ભાગમાં લબડતી ચામડી; ઘંટની જીભ.

કહેવતોના અર્થ: 'સુતારનું મન બાવળિયે' –પોતાના સ્વાર્થ કે શોખ માટેની માણસની લાલચુ વૃત્તિનો નિર્દેશ કરતી આ કહેવતને મળતી બીજી કહેવતો: 'ચોરની નજર બચકે તે ભિખારીની નજર હચકે'; 'જોગીને વહાલાં તુંબડાં ને ભોગીને વહાલા ભોગ'; 'રંડી કા જી હંડીમેં' વગેરે.

ગયા માસમાં આ પાને પ્રકટ થએલું 'રિસ્પ્લેટ'નું ચિત્ર ઊલટું છપાઈ ગએલું છે. તે, અંકને ઊલટાવીને જોવાનું છે.

ગણિતગમ્મત: એક રકમ લો; તેનો છેલ્લો અંક કાઢી નાખો; હવે આવેલી રકમને, પેલો છેલ્લો અંક દશમાંથી બાદ કરતાં જે અંક આવે તે વડે ગુણો, અને એ રકમને બાજુએ રાખો; હવે છેલ્લો અંક કાઢી નાખતાં વધેલી રકમમાં એક ઉમેરી જે આવે તેને છેલ્લા અંક વડે ગુણો, અને જે આવે તે પેલી બાજુએ રાખેલી રકમમાં ઉમેરો, એટલે મૂળ લીધેલી રકમ જ આવશે. દા.ત. ૧૩૨ ૪; ૧૩૨; [૧૩૨×(૧૦−૪)]+[(૧૩૨+૧)×૪] એટલે કે (૧૩૨×૬)+(૧૩૩×૪); એટલે કે ૭૯૨+૫૩૨ =૧૩૨૪. (નીતિન મજુમદાર)

અમેરિકામાંનું વૉશિંગ્ટનનું સ્મારક દર વર્ષે ૦ા ઇંચ જમીનમાં બેસતું જતું મનાય છે. આ હિસાબે તે ૨,૬૬,૪૦૦ વરસમાં જમીન સરસું થઇ જશે!

**LOCAL DELIVERY**

**POST CARD**

**REPLY.**

**ADDRESS ONLY**




સરકારે સ્થાનિક ટપાલના દર ખાસ ઓછા કરીને કવર માટે એક આનો અને પત્તા માટે અર્ધો આનો કર્યા હોવાથી, તે માટે જે ખાસ કાર્ડ-કવર કાઢવામાં આવનાર હતાં તે પૈકી તાજેતરમાં નીકળેલા કાર્ડનો નમૂનો. તેના ઉપર અરધા આનાની ટિકિટ જેવી જ કોણાર્કના મંદિર પાસેના અશ્વના શિલ્પની છાપ છે.





### કલાકણિકા

હિંસક શસ્ત્રો ઉપર પણ કલાની અર્ચના તો માનવીએ કરી જ છે, તે દર્શાવતાં તલવારની મૂઠો ઉપરનાં સુશોભનો: ડાબી બાજુથી (૧) મૂઠમાં ચાર વાઘ તથા વેલ બુટ્ટીની રચના; (૨) સિંહ, સાંપ અને પોપટની લોલ-વિલોલ ગૂંથણી;–આ બંને તલવારો બિકાનેરના મહારાજા અનુપસિંહે ૧૭મી સદીમાં દક્ષિણ હિંદના મરાઠાની પરની ચડાઈમાંથી મેળવેલી. (૩) મુઘલ સમયની ૧૮મી સદીની તલવાર પર સોનાકામની વેલબુટ્ટીની બારીક કારીગરી.

### દેવનાગરીમાં રદ્દીકરણની પહેલી છાપ

આ મહીને નાશિકમાં ભરાનારા કૉંગ્રેસના અધિવેશન માટે તૈયાર કરેલા ગાંધીનગરની પોસ્ટ ઑફિસ, ત્યાંથી પોસ્ટ થતા કાગળો વગેરે ઉપર રદ્દીકરણ કરવા માટે ખાસ નવી છાપો મારવાની છે; જેમાં એક ડિલીવરીની તારીખ માટે ને બીજી રદ્દીકરણ માટે રહેશે. તેના ઉપર હિંદીમાં 'ભારતીય રાષ્ટ્રીય કૉંગ્રેસનું ૫૬મું અધિવેશન' એવું દેવનાગરી લિપિમાં લખેલું હશે. દેવનાગરી લિપિવાળી આ છાપ ભારતીય ટપાલખાતાના ઇતિહાસમાં પહેલી હશે. અગાઉ માત્ર એક જ પ્રસંગે રદ્દીકરણની છાપ પર 'જયહિંદ' શબ્દો વપરાયા હતા.



જીવનચક્ર (ચિત્રકાર · શારદાચરણ ઉકિલ)



દધીચિ (ચિત્રકાર · અશ્વિની રૉય)



ગોષ્ઠિ (ચિત્રકાર · સુશીલ સેન)

ભારત અને અફઘાનિસ્તાનના પુરાતન સાંસ્કૃતિક સંબંધોના અનુસંધાનમાં, પરસ્પરની સંસ્કૃતિઓને બંને દેશો સમજીને એકબીજાની નિકટ આવતા થાય તે માટે જે પ્રયત્નો શરૂ થયા છે તેના એક ભાગ તરીકે, થોડા સમય ઉપર, કાબુલમાં ભારતીય કલાઓનું એક પ્રદર્શન ભરવામાં આવેલું. તેમાં રજૂ થએલી આધુનિક ભારતીય ચિત્રકારોની કૃતિઓ પૈકી ત્રણ આ ઉપર આપી છે. ડાબી તરફનું પ્રથમ ચિત્ર, આ સદીની શરૂઆતમા બંગાળમાં થએલા ચિત્રકળાના નવનિર્માણ પછી જે એક વિશિષ્ટ શૈલી 'બંગાળી લઢણ' તરીકે શરૂ થઇ તે દર્શાવતું છે. બાળક, માતા અને વૃદ્ધાનાં પાત્રોમાં ત્રણ પેઢી દર્શાવતા આ ચિત્રમાં, ભવિષ્ય તરફ મીટ માંડી રહેલા બાળકને હેતથી હૈયે વળગાડી રહેલી વર્તમાનકાળ સમી વત્સલ યુવાન માતાને પડખે, ચિંતનમગ્ન ભૂતકાળ દાખવતી વૃદ્ધાનું આલેખન, સદા પરિવર્તિત જીવનચક્રનો હૃદયસ્પર્શી ખ્યાલ આપે છે. બીજા ચિત્રમાં, વૃત્રાસુરને હણવા માટે વજ્રસમું શસ્ત્ર તૈયાર કરવામાં જરૂરી દધીચિ ઋષિનાં હાડ માગવા આવેલા દેવો દાખવતી પુરાણકથાનું આલેખન છે, જે તિબેટી-ચીની શૈલીની ભૂમિકા ઉપર કરેલું છે. ઘરના આંગણામાં નિરાંત મેળવી ગોષ્ઠિ કરતી બે ગૃહિણીઓવાળા ત્રીજા ચિત્રમાં હિંદુ ઘરસંસારની બપોરની શાંતિનું સુમધુર ચિત્રસંયોજન દ્વારા આલેખન છે.

# અમને આશ્ચર્ય થયું!

'કુમાર'થી આકર્ષાઇને નવા થતા ઘણા ગ્રાહકો આગ્રહપૂર્વક તેના મળી શકતા બધા પાછલા અંકો તથા ફાઇલો માગે છે. જોકે આજે તો માત્ર ૧૯૪૯–૫૦ના બે જ વર્ષોના સળંગ અંક મળી શકે છે. (અને તેની પણ માંડ બે-પાંચ નકલો રહી હશે.) પરંતુ ૧૦૦મા અને ૨૦૦મા અંકની, પાછળથી થએલી ઉલટભરી માગ જોઇને, અમે ૩૦૦મા અંકની થોડી વધારે નકલો કાઢેલી; એટલે જેઓ ૧૯૪૯ની શરૂઆતથી—૩૦૧મા અંકથી ગ્રાહક થવા ઇચ્છતા હોય તેમને ૩૦૦મો અંક પણ સાથે લેવાની ભલામણ કરીએ છીએ. આજ સુધી બધા જ એવાં ગ્રાહકો એનો હર્ષથી સ્વીકાર કરતા આવ્યા છે. પણ હમણાં જ એક ગૃહસ્થ તેમાં અપવાદરૂપ નીકળ્યા. તેમણે અમને લખ્યું કે **'મારે ૩૦૦મો અંક નથી જોઇતો.** ૩૦૧થી ગ્રાહક થયું છે; તો નોંધશો કે કેમ ?' આ પત્ર વાંચીને અમને ઘણું આશ્ચર્ય થયું.

અમને લાગે છે કે કદાચ એ ગૃહસ્થને ૩૦૦મા અંકની સમૃદ્ધ સામગ્રીની જાણ નહિ હોય. અને એમ કદાચ ઘણાને નહિ હોય. દર શતકનો ખાસ અંક કાઢવાની જે નવી પ્રથા 'કુમારે' શરૂ કરીને ૧૦૦મા અને ૨૦૦મા અંકો કાઢ્યા, (અને જે આજે મોં-માગી કિંમતે પણ મળતા નથી) તેની પરંપરા જાળવતો એ ૩૦૦મો અંક સર્વ વાચકો અને વિવેચકોએ ઉમળકાથી બિરદાવ્યો છે. ૧૬૪ પાનાંના દળદાર વાચન સાથે એમાં ૬ ત્રિરંગી ચિત્રો તથા ૮ એકરંગી ચિત્રોવાળી આર્ટપ્લેટો, અમુક પાનાંની સુઘડ સચિત્ર બેરંગી છપાઈ, અને આખા યે અંકને ચિત્રમય કરતાં ૧૦૫ ચાલુ ચિત્રો, આલેખનો, ફોટોગ્રાફો વગેરે વડે ચિત્રિત થએલી વાર્તાઓ, લેખો, કાવ્યો ને વિવિધ જ્ઞાનસામગ્રીનું રસભર્યું વાચન છે. કિંમત માત્ર બે રૂપિયા. રજિસ્ટ્રેશન પોસ્ટેજ વગેરે સાથે ૨-૬-૦.



સપ્રમાણ રચના અને મિતાશલર્યા રંગમેળવાળી, રંગીન પથ્થરની ભાર-ચક્ર અને રૂપસુંદર જડતરકામની સમૃદ્ધિ માટે આગ્રાનો ઇત્તિમાદ-ઉદ્-દૌલાનો રોજો ખૂબ વખણાય છે. તેની ભીંતો ઉપરની અસંખ્યવિવિધ તકતીઓમાંથી આ બાજુએ આપેલી અખંડ તકતી શોધતાં, ફોટો-કલાકાર શ્રી બલવંત ભટ્ટને બહુ મુશ્કેલી પડી હતી; કેમકે મોટા ભાગની એ તકતીઓના જડતરમાંના રંગીન પથ્થરો કાં તો ખરી પડ્યા છે, યા તો ખોતરી લઈ જવામાં આવ્યા છે સરૂનાં ઝાડ, દ્રાક્ષનાં ઝૂમખાં ને તેની વેલપત્તીની આકારીગરી ઈરાની અસરનો લાક્ષણિક નમૂનો છે.

આવતી કાલનાં નાગરિકો માટેનું આજનું અગ્રગણ્ય માસિક. સંસ્થાપક - રવિશંકર રાવળ. વર્ષ ૨૭, અંક ૧૦, ઑક્ટોબર '૫૦. સળંગ અંક ૩૨૨મો તંત્રી: બચુભાઈ રાવત





**ગોધન** (ચિત્રકાર - સોમાલાલ શાહ) ઈ. ૧૯૪૯નો રણજીતરામ સુવર્ણચન્દ્રક શ્રી સોમાલાલ શાહને મળવા માટેનાં અભિનંદન સાથે અમે અહીં એમની ચાલુ પાટીથી અનોખી શૈલીનું ચિત્ર આપીએ છીએ, જેમાં એમની હમેશાની જોરદાર રંગાવટમાં નવીન દૃષ્ટિકોણથી સાધેલું પરગ્રંથણીનું સૌંદર્ય છે.







કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી, મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ પોપટભાઈ રાવત
મુદ્રણ-પ્રકાશનસ્થાન કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪ રાયપુર, અમદાવાદ
વાર્ષિક (ટૅક્સ સાથે) રૂ. ૭ાા; પરદેશમાં રૂ. ૯ાા અથવા શિ૦ ૧૫ છૂટક નકલ બાર આના




N C ભયમાં છીએ.

**રંગ-સૂચન:** સફેદ • પીળો • લાલ • બલ્યુ • કાળો

કયાંથી આવો છો? R W

ઉપર: સંદેશા માટે અંગ્રેજી અક્ષરો તથા આંકો દર્શાવતા ધ્વજસંકેતો

# સાગરવ્યવહારની સંકેતલિપિઓ

નીચે: દરિયાનું વિવિધ હવામાન દર્શાવવા મુંબઈના બારામાં રખાતા રાતદિવસના સંકેતો

દિવસે વિવિધ આકારનાં પાટિયાં વડે અને રાત્રે લાલ તથા સફેદ બત્તીઓ દ્વારા જે રીતે તે દર્શાવાય છે તે આ ૧૧ આકૃતિઓમાં દર્શાવ્યું છે. તેમાં ડાબી બાજુની કાળી આકૃતિઓ પાટિયાંની છે અને ગોળ આકૃતિઓ બત્તીની છે ⊕ જમણી બાજુ: (૧) સખત પવન, તોફાનની વકી

| | | | | |
|---|---|---|---|---|
| (૨) તોફાન છે બંદર બહાર જતાં વહાણોને નુકસાન થવાનો ભય. બંદરને ભય નથી. | (૩) સુસવાટાભર્યા પવનથી બંદરને નુકસાન થવાનો ભય છે. | (૪) બંદરને તોફાનથી નુકસાન થવાનો સંભવ છે; પણ ભય બહુ મોટો નથી. | (૫) બંદર પરથી તોફાની પવન દક્ષિણ બાજુએ પસાર થઈ વેરાવળ, દ્વારકા, રંગૂન તથા પોર્ટ બ્લેરની પૂર્વમાંથી પસાર થશે. | (૬) નં.૫ મુજબ તોફાન કિનારાની ઉત્તરે થઈ ઉપરનાં બંદરોની પશ્ચિમમાંથી પસાર થશે |
| (૭) બંદર ઉપરથી સખત પવન સાથેનું તોફાન પસાર થશે | (૮) સખત તોફાની પવન દક્ષિણ કિનારા પરથી નં.૫માં જણાવેલાં બંદરોની પૂર્વેથી પસાર થશે | (૯) સખત તોફાની પવન ઉત્તર કિનારા પરથી ૫ નં.માં જણાવેલાં બંદરોની પશ્ચિમેથી પસાર થશે. | (૧૦) બંદર પરથી સખત પવન સાથે ભયભર્યું તોફાન પસાર થવાનો સંભવ | (૧૧) વેધશાળા સાથેનો તમામ સંદેશ વ્યવહાર સ્થગિત, પ્રતિકૂળ હવામાનનો ભય |

ઘણાંને ખબર નહિ હોય કે જહાજો પર લટકાવેલા રંગબેરંગી ચટાપટાવાળા વાવટાઓનાં તોરણ એ તેનો શણગાર નહિ પણ કંઈક સંદેશ કે જહાજની ઓળખ આપતા સંકેતો હોય છે. અંગ્રેજી કક્કાના ૨૬ અક્ષરો ને ૧૦ આંકડા ગણી કુલ ૩૬ સંજ્ઞાઓ માટે, ૩૬ પ્રકારના વાવટા નક્કી કરવામાં આવ્યા છે, જે વડે દુનિયાભરમાં વ્યવહાર કરી શકાય છે. ઉપરના ચિત્રમાં, મથાળે એ ૩૬ વાવટા આપ્યા છે; ને તેમાંના જુદાજુદા રંગો જે ભાત વડે દર્શાવ્યા છે, તેની સમજણ પણ નીચે આપી છે. વિશેષ વિગતવાર સમજણ આ અંકમાં અન્યત્ર આપી છે.

# શતરંજ ખેલતાં*

મિશ્ર

'આ કિસ્ત બીજી; નૃપને સમાલો !'
હસી જતા હોઠ કહી રહ્યા હતા,
અમીટ આંખે સુજને નિહાળતાં.

'શેણે સમાલું ?' મનમાં વિચારતો.
મ્હોરું ન એકે પટમાં બચ્યું, છતાં
સંભાળવા બાજી, ખસેડી રાજવી
ખાંચામાં જરી, હાર ખસેડતો હતો.

ખેધ્યાનમાં આંખ ગઇ ઊંચે અને
કૅલેન્ડરે તારીખ આખરી દીઠી:
'કાલે પહેલી; ભરમાસની બધી
આંકેલ ખર્ચી આગલી બનાવવી;
પુરાંતનો આંક વિચારવો વૃથા,
બજેટમાં આગળ ખાધ ખેંચવી.

આ માળખું દેહનું આસવ્યા કીધું
થોડાક ગાભા ટુકડોક રોટીની
આરાધનામાં ભરજિંદગી, છતાં
પાસાં કદી બે સમતોલ ના થતાં.
મોંઘાઇની વૈતરણી તરી જવા
નકામના તર્ક તણા તરાપા.
બીમારી યે બસ્ ઘર ભાળી ગૈ છે,
હું નિત્ય માંદો, નબળી સદાય તે,
બિસ્માર બચ્ચાં, બહુમૂલ્ય ડાક્ટરો.

આવી જ શું જિંદગી કલ્પી મેં હતી ?!
શા ચીતર્યા'તા નકશા મજાના
સર્જાવવા સુંદર ભોમકા નવી !
ના વાંછતી'તી વ્રજ મેલીને જવા
વૈકુંઠ ગોપી; બસ, એવી સ્વર્ગથી
સોહામણી સૃષ્ટિ સજાવવી હતી;
કિન્તુ... ... ... ... ...

કશું કર્યું ના; કરી યે શક્યો ના.
એ જે હતું તે, શિરપે લદાયલી
કૈં ફર્જના બોજ તળે પિસાઇ ગ્યું;
સરી ગયાં સ્વલ્પ સુરમ્ય સોણલાં,
ને કલ્પના-ઓસ સુકાઇ ઊડી ગ્યા
હકીકતોના ધખતા બપોરમાં.'

'કયાં ધ્યાન છે ? કિસ્ત બીજી...'ફરી હસી
તે બોલતી; ને ચમકી નિહાળતો
હું રાજવીને શતરંજના ઘડી;
'ધકેલવો કાં અમથો અહીંતહીં
આ બાપડાને ?' વળી સાંકળી કડી
વિચારની: 'કિસ્ત પળેપળે સુણું.
આ જિંદગીની શતરંજ ખેલતાં
મ્હોરાં ટપોટપ ઉપડી ગયાં બધાં:
ધીમી ગતિએ, મધુના પ્રવાહ શી
આશા તણું પૈદળ આદિ મોરચે,
ને કલ્પનાના નવરત્ન આંખનાં
અઢીઘરાં વક્ર સ્વાસ ઘોડલાં,
ને બુદ્ધિના ઊંટ અઢારવાંકાં
અભંગ શ્રદ્ધા-ગજ સીધી ચાલના,
ને સર્વમાર્ગી મનનો વજીર...
સૌ ચાલ ચાલ્યાં જયલક્ષ્મી જીતવા,
કિન્તુ ટપોટપ ઉપડી ગયાં બધાં.

આર્થિક, શારીરિક માનસિક ને
અસંખ્ય કૈં કૈં 'ઇટ'માં ભિંસાયલા
નિઃસહાય, થાકેલ, અજાયરી, એકલા
આ રાજવી આતમરામ કાજે
આયુષ્યલાંબી શતરંજમાં હવે
ના કિસ્ત, છે માત્ર શિકસ્ત બાકી.'

જસુ શાહ

# ચંદન રાત

ખીલી હો ચંદન રાત !
સુરજકેરા તેજમાં જાણે
ધરણી ખોલે આંખ;
ઊઘડી પડે ચાંદનીમાં, ઉર
અવનિનું દલ લાખ !
રાત અહો, રળિયાત ! ખીલી હો૦
ચેતન હળે નીંદરે, સૃષ્ટિ
જડની બેઠી થાય
નમણી અહો, અવનિકેરી
ચંદનવરણી કાય !
રૂપતણી મહોલાત ! ખીલી હો૦
દિવસકેરા ઇન્દ્રધનુષ્યના
રંગ રૂપાળા સાત,
નિજ સ્વરૂપે ચાંદનીકેરા
મોહતા શ્વેત સુજાત !
અંતરની અમીરાત ! ખીલી હો૦
ઊજળા ઊજળા ચંદનમાં જાણે
ઘૂંટયું કપુરનું તેજ:
ક્ષીર સમુદ્રની પાતળી ચાદર
પાથરી દીધી સહેજ !
સ્વર્ગતણું શું પ્રભાત ! ખીલી હો૦

અજારામ

* આ કાવ્ય મોકલતાં કવિ લખે છે: 'બે રોટી અને એક લંગોટીનું શાસ્ત્ર ખૂબ જ જટિલ બની ગયું છે. ચારે બાજુથી ભીંસાતો પુરુષ, નિઃસહાય સ્ત્રીઓ અને અળસિયાં જેવાં ને જેટલાં આકસ્મિક બાળકો—બધાં યે કરોળિયાના જાળામાં ફસાએલાં ફૂદાં જેમ આર્થિક ગૂંચમાં તરફડતાં જોઉં છું ત્યારે, તેમની નિરાધારતા પ્રત્યે એટલી જ નિરાધાર-લાચાર સહાનુભૂતિ બતાવવા સિવાય બીજી કશી દોલત મારી પાસે નથી એ અપંગતા ય ખૂબ ડંખે છે....' કવિના આ કથનમાંની ભૂમિકા ઉપર, આજના મધ્યમ વર્ગના એક પગારદાર માણસનું મનોમંથન, આપકપાના રૂપમાં, કવિએ આલેખ્યું છે. કલ્પના કરી છે કે પોતે કોઈ(સ્ત્રીમિત્ર)ની સાથે શતરંજ ખેલે છે. તેમાં પોતાને તેણે બીજી કિસ્ત (શતરંજના એક દાવની હાર) આપી છે. તેનો ઉલ્લેખ કરીને હસતી હસતી સ્ત્રી કહે છે કે 'તમારા રાજાને સંભાળો.' પરંતુ એ વિચારે છે કે કેમ સંભાળું? પોતાની રમત હાર પર હતી, પટમાં એકે મહોરું બચ્યું ન હતું, અને હાર પાછી ઠેલવા રાજાને અહીંતહીં ખસેડીને પોતે બાજી લંબાવતો હતો. આ સ્થિતિમાં અચાનક હાથે કૅલેન્ડર પર નજર જતાં ત્યાં આખર તારીખ જોઇ એટલે પગારનો દિવસ, તેની રકમનો વ્યય, તંગ સ્થિતિ, કુટુંબની માંદગી, નોકરીનું વૈતરું, એ બધું યાદ આવે છે; અને પોતે જીવન વિષે જે મનોરથો ઘડયા હતા તે આમ નિષ્ફળ ગયાની ગ્લાનિમાં ડૂબી જાય છે. ફરી સ્ત્રીમિત્ર કિસ્તની યાદ આપે છે, એટલે પોતાની જિંદગીને શતરંજની ઉપમા આપી વિચારે છે કે 'મારાં આશા રૂપી પાયદળ, કલ્પનાનાં અઢી ઘર ચાલતાં ઘોડાં, વાંકી ચાલનાં બુદ્ધિનાં ઊંટ, સીધું ચાલતા શ્રદ્ધાના હાથી, અને બધી ચાલ ચાલતો મનનો વજીર, એ બધાં મહોરાં જીવનની જયલક્ષ્મી જીતવાને બહુ યે મથ્યાં, પણ ટપોટપ ઊડી ગયાં અને આર્થિક, શારીરિક, માનસિક વગેરે 'ઇટ'માં ભીંસાએલા આતમરામ રૂપી રાજા માટે હવે આયુષ્યની આ લાંબી શતરંજમાં 'કિસ્ત' નહિ પણ 'શિકસ્ત'—અંતિમ હાર જ મળવાની બાકી રહી છે. શતરંજની રમતમાંથી જીવનની તંગ પરિસ્થિતિનો વિચાર આવતાં તેનો ચિતાર, શતરંજના જ રૂપકમાં જે ચાતુરીપૂર્વક ને ચોટદાર રીતે આ કાવ્યમાં ઉતાર્યો છે તેમાં ઉપમા, શબ્દસામ્ય વગેરેનાં ઘણાં સૌંદર્યસ્થાનો પણ છે.

# સરકાર જખ મારવા દિલ્હીની ગાદીએ બેઠી છે?

[સામયિક]

ટ્રેનમાં જગ્યા શી રીતે મેળવી એ પરાક્રમકથા અહીં નથી કહેવી. પણ જે રાહાથી અમે અને બીજાઓએ જગ્યા મેળવી એ પરથી એટલું તો સાબિત થઈ જ ગયું કે મધ્યયુગનું કેસરિયાં કરવાનું રાજપૂતી શૌર્ય હજી આપણામાંથી પરવાર્યું નથી. એ આરંભના શૂરાતન પછીની શાંતિમાં, સૌ સૌનો સામાન આવી ગયો છે એની ખાત્રી કરી લીધા પછી, ધોતિયાંના છેડાથી પવન ખાતાં-ખાતાં, ટોપી હાથમાં લઈને સાફ કરતાં-કરતાં, રડતાં છોકરાંને છાનાં રાખતાં-રાખતાં, સાંજ ઢળતાં એક પછી એક તારા દેખાવા માંડે એમ, છૂટક વાક્યો સંભળાવા લાગ્યાં:

'ઓહોહોહોહો...શો તાપ છે!'

'એને તે ય આ ચોમાસામાં...'

'આજના વખતમાં નહિ થાય તે ઓછું.'

ગરમી, ગિરદી, 'પંખીનો મેળો' વગેરે વિષયો ચર્ચાતા હતા ત્યાં જ કોકની નજર ઉપર ટીંગાડેલા પેલા ઇલેક્ટ્રિક પંખા પર પડી હવે- [...] કોકકોક થઈ ક્લાસના ડબ્બામાં ય પંખા [...]યા છે એ વાત સૌના ધ્યાનમાં આવી.

'હા; પંખો છે ને. હવે શી ચિંતા છે?'

'પંખો તો છે, પણ ચાલે છે ક્યાં?'

'નથી ચાલતો? મા...જો! ત્યારે અહીં [...]ા કરવા રાખ્યો છે?'

'એ તો ભાઈ, પેલા જેવું થયું: બકરીને આંચળ!'

'કંઈ કામનો જ નહિ...'

'જાણે કૉલેજિયનની સાઈકલની બ્રેક!'

'આ જમાનામાં જે નહિ થાય તે ઓછું!'

ત્યાં વળી કોકને વિચાર આવ્યો: પંખો નથી ચાલતો એમાં કોનો વાંક? કોકનો તો હોવો જ જોઈએ! એ બંધ છે એનું જવાબદાર કોણ? અલબત્ત, ભારત સરકાર, બીજું કોણ?

'આ તો માળી આઝાદી છે કે છોકરાં પટાવવાનાં છે?'

'કંઈ ઠેકાણું જ નથી. ટ્રેનમાં પંખા નાખ્યા ત્યારે ચાલતા જ નથી!'

'હા; ના યે ચાલે; માની લઈએ કે પંખા જેવી વસ્તુ છે તે બગડી પણ જાય. પણ મારું કહેવું એમ છે, કે જો પંખો ચલાવવાની તાકાત ના હોય તો નાંખો છો શું કરવા?'

'ના નાખશો પંખા! એ વિના અમે કંઈ મરી નહોતા જવાના. પણ આ તો કહેવું કે પંખા રાખીએ છીએ; અને પછી ચાલે જ નહિ. કંઈ નહિ, કંઈ નહિ, ને અમને બનાવવાના? અલ્યા, અમને?'

'ભઈ, એ તો હાથીના દાંત. પંડિતજી અમેરિકા જાય ત્યારે કહેવા કામ આવે ને કે અમારે ત્યાં થર્ડ ક્લાસમાં ય પંખા છે!'

અને પછી તો પંડિતજી શું કહે છે? ચીન જવાની વાત કરે છે પણ અહીં અમારા પંખા નથી ચાલતા એનું શું? વગેરેનો વરસાદ ઝરમર ઝરમરને બદલે ધોધમાર વરસવા માંડ્યો. પંખા પરથી ટ્રેનમાં ગિરદી થાય છે એની વાત, લોકોના બિસ્તરા ખોવાય છે, બસમાં ચડવા માટે લાઈનો બરાબર નથી થતી, ફૂટપાથ પર તાળું મારીને મૂક્યા છતાં સાઈકલો ચોરાય છે એ વાતો, અને હવે શાકવાળા શેર શાક પર બે મરચાં ય નથી નાખતા એ વાત ચર્ચાવા માંડી. અલબત્ત, બધી વાતનું ધ્રુવપદ એક જ: 'સરકાર શું માંખો મારે છે?' 'પંડિતજી શું કરે છે?' વગેરે. ડબ્બો આખો ઉત્સાહમાં આવી ગયો. સૌને કંઈનું કંઈ કહેવાનું મળી ગયું.

મારાથી ના રહેવાયું. મેં કહ્યું, 'ખરી વાત છે, હો! આ જુઓને અમારા પડોશી એક કૉલેજિયન છે. પણ એને રોજ દસ વાગ્યે કૉલેજ જવાનું મોડું થઈ જાય છે...

'કેમ?'

'આ સરકારને વાંકે રસ્તો!' મેં કહ્યું, 'ખડકીનું નાકું રોકીને ગાય બેઠી હોય, પછી પેલો જવાન બિચારો જાય ક્યાંથી? ગાય ઊઠે ત્યારે ને? સરકારની ફરજ નથી કે પોળોના દરવાજા રોકીને બેઠેલી ગાયોને ઉઠાડે? પંડિતજી શું કરે છે દિલ્હીમાં?'

'પણ એમાં જવાહરલાલ શું કરે?' આખરે પહેલી વાર જ પંડિતજીની દયા ખાનાર એક ખૂણામાં બેઠેલો વીરલો જાગ્યો ખરો!

'કેમ શું કરે છે?' મેં કહ્યું. 'બંધારણ મુજબ વડાપ્રધાનની ફરજો શી છે, ખબર છે? ટ્રેનોના પંખા ચાલુ રાખવા, ફૂટપાથ પર તાળું માર્યા વિના મૂકેલી સાઈકલો સાચવવી, બસની લાઈનો ગોઠવવી, ને એ બધાં સાથે પોળોનાં નાકાં રોકીને બેઠેલી ગાયો ઉઠાડવી, -એ બધાંનો સમાવેશ વડાપ્રધાનની ફરજોમાં થાય છે. બંધારણ કહે છે ને? હું ક્યાં મારા ઘરનું કહું છું?'

'બંધારણમાં તો એવું કંઈ નથી...' પેલો જુવાન બોલ્યો.

'અરે, નથી એટલે? ચોખ્ખા શબ્દોમાં લખ્યું ન હોય એટલે (અનુસંધાન પૃ૦ ૩૪૫મે)

## દેશોન્નતિને પોષક તથા ઉપકારક

આપણે ત્યાં હિંદુસ્તાન એક રાષ્ટ્ર છે એવી ભાવના હતી નહિ એટલે જ અંગ્રેજો અહીં સત્તા જમાવી શક્યા, અને જમાવેલી સત્તા કાયમ કરવા આ દેશના લોકોને અંગ્રેજી ભાષા શીખવાડી એમની ગુલામી મનોવૃત્તિ વધારવાનો પ્રયાસ એમણે શરૂ કર્યો. નવું શિક્ષણ પામેલી પહેલી પેઢી અંગ્રેજોના ગુણોથી એવી તો અંજાઈ ગઈ કે આપણે ત્યાંનું બધું ત્યાજ્ય છે એમ એને લાગવા માંડ્યું. પણ એ કાળે એક વિરલ પુરુષ એવા નીકળ્યા, જેમણે અંગ્રેજી ભાષામાંથી જે જ્ઞાન પોતે મેળવ્યું તેને પચાવવાની તાકાત તેમનામાં હતી. એ પુરુષ તે વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકર. અંગ્રેજીને તેઓ 'વાઘણનું દૂધ' એવા નામથી ઓળખાવતા. સાધારણ લોકો એ દૂધ પચાવી શક્યા નહિ, પરંતુ આપણી પરિસ્થિતિમાં આપણા દેશમાં એ નવી કેળવણી શો ભાગ ભજવી શકે અને રાષ્ટ્રનું હિત ઇચ્છતા લોકે કયો માર્ગ લેવો જોઈએ એની પ્રથમ ચર્ચા એ વિષ્ણુશાસ્ત્રીએ કરી અને કેટલાંક નક્કર પગલાં ભર્યાં.

સ્વભાષા ને સ્વરાષ્ટ્ર વિષે આપણી ફરજોનું ભાન આ દેશમાં પ્રથમ કરાવનાર આદ્ય દ્રષ્ટા એ. 'ડૉક્ટર જૉન્સન' વિષે નિબંધો લખી એમણે કહ્યું કે પૈસા મળે કે ન મળે, સ્વભાષાને ખીલવવી જોઈએ. 'આપણા દેશની સ્થિતિ' જેવા નિબંધમાં તો એમણે સરકારવિરોધી એટલી ટીકા કરી કે એ નિબંધ સરકારે જપ્ત કર્યો. હિંદુસ્તાનનું ભાવિ ઉજ્જ્વળ જ છે—જો આપણે તેમ બનાવીએ તો, એવી એમની અડગ શ્રદ્ધા હતી. અને એ શ્રદ્ધાના બળ પર, જે કાળે સાધનો બહુ થોડાં હતાં એવા વખતમાં, લોકોની સહાયની અપેક્ષા રાખ્યા વગર, એકલે હાથે એમણે ઘણા ઉદ્યોગો આરંભ્યા. આજના મહારાષ્ટ્રના એવા એ પ્રબળ આદ્ય પુરુષની દૃષ્ટિનો અને એમના કાર્યનો આછો પરિચય અહીં આપવાનો છે.

ભવિષ્યકાળ તરફ જે નેતાની દૃષ્ટિ છે એણે ભૂતકાળનો અભ્યાસ કરવો જ રહ્યો. ભૂતકાળમાંથી જ વર્તમાન નીપજે છે. પશ્ચિમમાંથી આવ્યું તે બધું જ સારું એમ કહેવાને બદલે આપણા સ્વત્વને, આપણી પરિસ્થિતિ અને પરંપરાને રુચે એ જ અપનાવવું, આપણા સ્વત્વનું સંરક્ષણ કરવું ને નવી પ્રગતિ માટે

વિચાર ઉચ્ચાર અને આચાર સમાજ આગળ પહેલવહેલા મૂકનાર, અને નવજાગૃત હિંદમાં
મહારાષ્ટ્રની વૈચારિક ક્રાંતિના પ્રથમ ઉદ્દ્ગાતા

# વિષ્ણુશાસ્ત્રી ચિપળુણકર

લેખક : પ્રો. વસંત જોષી, એમ.એ.



ઝુંબેશ કપાડવી એ વિષ્ણુશાસ્ત્રીનું કાર્ય હતું.

લોકોનો સર્વાંગીણ વિકાસ સાધવો હતો. એ માટે એમણે શરૂ કરેલા માસિક 'નિબંધમાલા'એ લોકોને સ્વતંત્ર વિચાર કરતા બનાવી મહારાષ્ટ્રમાં મોટી વિચારક્રાંતિ કરી મૂકી. યાદ રાખવા જેવું એ છે કે 'નિબંધમાલા'ના બધા અંક આખેઆખા એકલા વિષ્ણુશાસ્ત્રી જ લખતા. અને એમાં જે લખાયું એ અમલમાં પણ મુકાયું.

એવું જ બીજું મહત્ત્વનું એમનું પ્રસ્થાન તે ન્યૂ ઇંગ્લિશ સ્કૂલની સ્થાપના. મહારાષ્ટ્રમાં, (અથવા હિંદુસ્તાનભરમાં કહીએ તો ચાલે) એ પ્રજાના સ્વત્વની દૃષ્ટિએ એક શુભ વર્તા અને અત્યંત મહત્ત્વની બીના ગણાય છે. સરકારી નોકરીમાં દાખલ થવાની ઇચ્છા ત્યજીને સ્વતંત્ર ધંધા શરૂ કરવાની ઇચ્છા વિદ્યાર્થીઓમાં જાગે, અંગ્રેજોનાં કપડાં અને ફેશનોનું અનુકરણ નહિ પણ એમનાં ધૈર્ય, સાહસ, કાર્યરત રહેવાની તમન્ના, સ્વાભિમાન આદિ ગુણો ખીલે એ ઉદ્દેશથી એમણે એ શાળા સ્થાપી. દેશના સ્વત્વનો આમ સૌપ્રથમ સ્વતંત્ર વિચાર કરનાર એ આદ્ય દ્રષ્ટાએ અંગ્રેજી સત્તાને આ રીતે પડકાર કરી ગુલામ ગીરી દૂર કરવાની શરૂઆત કરી. ઉદ્ધરેત્ આત્મનાત્માનં । એ સૂત્ર શિક્ષણમાં આણ્યું, ને સ્વશક્તિથી કેળવણીનાં સૂત્રો ચલાવવાની લોકોની વૃત્તિને આ કાર્યથી પોષણ મળ્યું.

શૈક્ષણિક જાગૃતિની સાથે જ સાંસ્કૃતિક જાગૃતિ આવે છે અને રાજકીય જાગૃતિની જરૂર તો હતી જ. તેને માટે એમણે 'કેસરી' જેવું વર્તમાનપત્ર સ્થાપ્યું. એ 'કેસરી'એ રાષ્ટ્રજાગૃતિનું કેટલું સબળ કામ કર્યું છે એ તો સર વેલેન્ટાઇન શિરોલે બાળ ગંગાધર ટિળકને 'The Father of Indian Unrest' તરીકે ઓળખાવી કબૂલ કર્યું. મહારાષ્ટ્રની મનોવૃત્તિમાં વ્યાપારને સ્થાન ન હતું. પણ ગ્રંથવિક્રય માટે 'કિતાબખાના' સ્થાપીને વિષ્ણુશાસ્ત્રીએ એ દિશા તરફ પણ લોકોનું ધ્યાન દોર્યું; અને ચિત્રમુદ્રણ માટે એમણે સ્થાપેલા ચિત્રશાળા પ્રેસે પણ ઉદ્યોગની દિશામાં એ જ કાર્ય કર્યું.

આમ, દેશોન્નતિને પોષક કે ઉપકારક વિચાર, ઉચ્ચાર ને આચાર સમાજ આગળ મૂકનાર એ નવજાગૃત હિંદના પ્રથમ પુરુષ હતા. એમના લખાણમાં અને કૃતિમાં કોઈ દિવસ વિરોધાભાસ ન હતો. શુદ્ધ ચારિત્ર્ય, સ્વાવલંબી અને નિર્લોભ વૃત્તિ અને જ્વલંત કાર્યનિષ્ઠા એવા ગુણોએ એમને જાહેર જીવનમાં અનન્ય સ્થાન આપ્યું. ભણેલા લોકોએ અને સરકારે એમના પર ઘણો રોષ ઠાલવ્યો, પણ તેઓ ડગ્યા નહિ. અને આ બધું અસાધારણ કાર્ય તે માત્ર બત્રીસ જ વર્ષની ટૂંકી જિંદગીમાં કરી ગયા. કોઈ તરફ માર્ગ દેખાતો ન હોય, પ્રજા પ્રજ્ઞાહત થઈ હોય, એવે વખતે સ્વાર્થ છોડી, સરકારી નોકરીને લાત મારી, મહારાષ્ટ્રની વૈચારિક ક્રાંતિના દ્રષ્ટા કે ઉદ્દ્ગાતા બનીને એમણે, કોઈ પણ સંસ્કૃતિના પૂર્વગામીઓ – forerunners – જેવું કામ એકલે હાથે કરે છે એવું જ કાર્ય કરી પોતાનું શ્રેષ્ઠત્વ દેશને બતાવ્યું.

૧૮૧૮માં પેશ્વાઇનો અસ્ત થયો અને મહારાષ્ટ્રમાં અંગ્રેજી રાજ્ય શરૂ થયું. પેશ્વાઈમાં કાયદો અને વ્યવસ્થા બરોબર જળવાતા ન હતાં, એટલે લોકોની જિંદગી હમેશાં જોખમમાં રહેતી. નવી રાજ્યવ્યવસ્થામાં આ બધી પરિસ્થિતિ બદલાઈ ગઈ, અને કેળવણીનો પ્રચાર થતો ગયો તેમ તેમ પશ્ચિમના દૃષ્ટિબિંદુથી આપણા દેશને જોવાની વૃત્તિ વધી. પરિણામે અંગ્રેજોનું આ દેશમાં આગમન પ્રભુકૃપા જેવું ગણાવા માંડ્યું. અને અંગ્રેજોનું બધું સારું અને આ દેશનું ખરાબ, એવી વિચારધારા લોકોમાં પ્રવર્તવા માંડી. આનું વર્ણન લોકમાન્ય ટિળકે એક લેખમાં સુંદર કર્યું છે: 'અંગ્રેજી નિશાળોમાં શિક્ષણ મેળવી શરૂઆતમાં જે લોકો બહાર પડ્યા એમની મનની સ્થિતિ એક રીતે ખૂબ જ ભયંકર અને શોચનીય થઈ હતી. એમને સ્વધર્મનું અથવા એનાં નીતિતત્ત્વોનું જ્ઞાન જરા ય ન હતું તેમજ પરધર્મનું પણ ન હતું. સમાજનાં પરંપરાગત બંધનો માટે એમને આદર જેવું કશું રહ્યું ન હતું અને બેચાર ચોપડીઓ ભણી પરવાર્યા પછી એ વખતે મોટા પગારની નોકરી મળતી એટલે એમનાં મનમાં અધિકારપદનો પણ સંચાર થયો હતો. ઇંગ્લંડ કે યુરોપની નિશાળોમાં અહીં જેવું જ શિક્ષણ અપાય છે, છતાં ત્યાં સ્વદેશપ્રીતિ, સ્વધર્મનિષ્ઠા, સમાજ પ્રતિ આદર ને પ્રેમ, સદાચરણ વિષે રુચિ, એવા ગુણો બુદ્ધિના ચાંચલ્યદોષનું હરણ કરે છે અને વિદ્યાર્થીઓને બહેકી જતાં અટકાવે છે. આપણે ત્યાં આ બંધનોનો અભાવ હોવાથી થોડા જ્ઞાનમાં સંતોષ માનતા, બેપરવાઈથી પોતાના હિત તરફ ધ્યાન ન આપનારા, અને પોતાની જાતને વિદ્વાન માની લઈ બધા પ્રાચીન વિચારોનો ઉપહાસ કરતા લોકો આ કારખાનાંમાં તૈયાર થયા. સરકાર-દરબારમાં એ લોકોનું મોટું માન હતું એ દુઃખની વાત હતી.'

આવી સ્થિતિ પ્રવર્તતી હતી ત્યારે, અને આપણા દેશમાં સુધારા થવા જોઈએ તથા પશ્ચિમનું બને તેટલું અપનાવવું જોઈએ એમ અંગ્રેજી લોકો માનતા હતા ત્યારે વિષ્ણુશાસ્ત્રી ચિપળુણકરે મહારાષ્ટ્રમાં સ્વતંત્ર વિચારની પ્રણાલિકા સૌ પહેલી શરૂ કરી ને લોકોમાં જાગૃતિની ઝગમગાટી પેદા કરી.

ચિપળુણકર કુટુંબનું મૂળ વતન રત્નાગિરિ જિલ્લામાં પાવસ નામનું ગામ હતું. સત્તરમી સદીમાં એમના એક પૂર્વજ નાસિક પાસે ત્ર્યંબકેશ્વર આવી વસ્યા. ૧૮૦૨માં હોળકરે મહારાષ્ટ્રમાં ધમાલ મચાવી ત્યારે વિષ્ણુશાસ્ત્રીના દાદા હરિપંત પૂના આવ્યા. પૂનામાં તેઓ બીજા બાજીરાવના નાના ભાઈ ચિમણાજી આપ્પાને ઘેર નોકરી

# સરકાર જખ મારવા દિલ્હીની ગાદીએ બેઠી છે?

[સામયિક]

ટ્રેનમાં જગ્યા શી રીતે મેળવી એ પરાક્રમકથા અહીં નથી કહેવી. પણ જે આશાથી અમે અને બીજાઓએ જગ્યા મેળવી એ પરથી એટલું તો સાબિત થઇ જ ગયું કે મધ્યયુગનું કેસરિયાં કરવાનું રાજપૂતી શૌર્ય હજી આપણામાંથી પરવાર્યું નથી. એ આરંભના શૂરાતનપછીની શાંતિમાં, સૌસૌનો સામાન આવી ગયો છે એની ખાત્રી કરી લીધાપછી, ધોતિયાંના છેડાથી પવન ખાતાં-ખાતાં, ટોપી હાથમાં લઇને સાફ કરતાંકરતાં, રડતાં છોકરાંને છાનાં રાખતાંરાખતાં, સાંજ ઢળતાં એક પછી એક તારા દેખાવા માંડે એમ, છૂટક વાક્યો સંભળાવા લાગ્યાં:

આવ્યા, અમને?'

'ભઇ, એ તો હાથીના દાંત. પંડિતજી અમેરિકા જાય ત્યારે કહેવા કામ આવે ને કે અમારે ત્યાં થર્ડ ક્લાસમાંય પંખા છે!'

અને પછી તો પંડિતજી શું કહે છે? ચીન જવાની વાત કરે છે પણ અહીં અમારા પંખા નથી ચાલતા એનું શું? વગેરેનો વરસાદ ઝરમર ઝરમરને બદલે ધોધમાર વરસવા માંડ્યો. પંખા પરથી ટ્રેનમાં ગિરદી થાય છે એની વાત, લોકોના બિસ્તરા ખોવાય છે, બસમાં ચડવા માટે લાઈનો બરાબર નથી થતી. ફૂટપાથ પર તાળું મારીને મૂક્યા છતાં ...સાઇકલો ચોરાય છે એ વાતો, અને હવે

'ઓહોહોહોહો...શો તાપ છે ધૂળ અને બીજાં બધાં કમં શી ખવાક પર બે ગરમાં ...

...ડવામાં જોખ્યા હતી. એમના વખતના કેટલાક માસ્તરો આજના માસ્તરોથી જરા યે ઊતરે એવા ન હતા. વિષ્ણુશાસ્ત્રી ચોથા ધોરણમાં ભણતા હતા ત્યારની વાત. માસ્તરે 'ઉદ્યોગ' વિષે ઘેરથી નિબંધ લખી લાવવાનું કહ્યું. વિષ્ણુશાસ્ત્રીએ છઠ્ઠી ચોપડીમાંથી નિબંધ તફડાવ્યો. તે વાંચી માસ્તર બહુ ખુશ થયા અને બોલ્યા: 'પિતાને પૂછી નિબંધ ...લાગે છે!' બીજા એક માસ્તરે એક વાર ગોલ્ડસ્મિથનું 'ડેઝર્ટેડ ...' કાવ્ય મોઢે કરી જે વિદ્યાર્થી બોલી જાય એને હાથરૂમાલ ...મ તરીકે આપવાની ઇચ્છા જાહેર કરી. વિષ્ણુશાસ્ત્રીને એક રૂમાલ ...ો, અને કહેવાય છે કે તેમણે એ ઘણા દિવસ સુધી સાચવી ...ખેલો! શાળામાં એમની વર્તણૂક નિયમિત અને શાંત રહેતી. તેઓ ...ું બોલતા નહિ. ખાવાપીવા વિષે કે કપડાં વિષે તેઓ ઉપેક્ષા સેવતા. એક વખત ફાટેલો કોટ પહેરી નિશાળે આવ્યા ત્યારે ...સ્તરે કહ્યું કે 'વિષ્ણુના બાપા કાંઇ કમાતા હોય એવું લાગતું નથી!' ૧૮૬૬માં મૅટ્રિક પાસ કરી તેઓ ડેક્કન કૉલેજમાં દાખલ થયા. એ જ અરસામાં ગોગટે કરીને કોઈ ઓવરસિયર હતા એમની કન્યા કાશી જોડે તેમનાં લગ્ન થયાં.

એ વખતે ડેક્કન કૉલેજમાં પ્રિન્સિપલ વર્ડ્ઝવર્થ (કવિ વર્ડ્ઝવર્થના પૌત્ર) હતા, અને પ્રો૦ છત્રે, શંકર પાંડુરંગ પંડિત અને આબાજી વિષ્ણુ કાથવટે જેવા વિદ્વાન અધ્યાપકો હતા. વિષ્ણુશાસ્ત્રીને પહેલાંથી જ વાચનનો શોખ હતો. કૉલેજમાં એ શોખ કેળવવાની સારી તક એમને મળી. સંસ્કૃત અને મરાઠી કવિઓની કૃતિઓ, ઇતિહાસગ્રંથો, ભાષાશાસ્ત્ર વિષેના ગ્રંથો એમણે અહીં વાંચ્યા. નવાઈની વાત એટલી જ હતી કે ઇતિહાસ-સંસ્કૃતિ-ભાષા જેવા વિષયોમાં રસ ધરાવતા વિષ્ણુશાસ્ત્રી છાપાંને કોઈ દિવસ અડતા નહિ! એટલે દુનિયામાં શું થઇ રહ્યું છે એ વિષે એમને બહુ થોડો ખ્યાલ રહેતો. બહારનું વાચન ખૂબ કરતા એટલે પરીક્ષાની તૈયારી માટે એમને વખત નહિ મળ્યો હોય અથવા તો ગણિતમાં ભેજું ચાલતું નહિ હોય, પણ તેઓ ૧૮૭૦માં બી. એ.માં નાપાસ થયા; અને એક શાળામાં શિક્ષક તરીકે રહ્યા પછી ઘેર અભ્યાસ કરી ૧૮૭૨માં તેઓ બી. એ. પાસ થયા.

કૉલેજમાં હતા ત્યારથી જ વિષ્ણુશાસ્ત્રીએ લેખનપ્રવૃત્તિની શરૂઆત કરી હતી. એમના પિતાએ જૉન્સનના 'રાસેલસ'નું ભાષાંતર શરૂ કરેલું થોડો ભાગ કર્યા પછી વખતના અભાવે એમણે વિષ્ણુ-

## દેશોન્નતિને પોષક તથા ઉપકારક

આપણે ત્યાં હિંદુસ્તાન એક રાષ્ટ્ર છે એવી ભાવના હતી નહિ એટલે જ અંગ્રેજો અહીં સત્તા જમાવી શક્યા, અને જમાવેલી સત્તા કાયમ કરવા આ દેશના લોકોને અંગ્રેજી ભાષા શીખવાડી એમની ગુલામી મનોવૃત્તિ વધારવાનો પ્રયાસ એમણે શરૂ કર્યો. નવું શિક્ષણ પામેલી પહેલી પેઢી અંગ્રેજોના ગુણોથી એવી તો અંજાઇ ગઈ કે આપણે ત્યાંનું બધું ત્યાજ્ય છે એમ એને લાગવા માંડ્યું. પણ એ કાળે એક વિરલ પુરુષ એવા નીકળ્યા, જેમણે અંગ્રેજી ભાષામાંથી ...જે. હાન. પ્રોદે. ...જરાવારે અને આ ગદ્દા-...વાગ્યા વાર કડી પડતા. એમાં મુખ્ય વાંક વિષ્ણુશાસ્ત્રીનો રહેતો. આપણા ઘણા લોકોની જેમ એમને સમયનું ભાન રહેતું નહિ. નિયમિત-રીતે વખતસર કામ થવું જોઇએ એ વાત કોઇ એમને ગળે ઉતારી શક્યું ન હતું. એટલે વર્ગ શરૂ થયાનો ઘંટ થાય તો યે તેઓ વર્ગમાં જતા નહિ. વાચનમાં કે વિચારમાં એવા લીન હોય કે પંદરવીસ મિનિટ નીકળી જાય ત્યારે એમને ભાન આવતું કે ક્લાસમાં જવાનું છે.

આ જ અરસામાં વિષ્ણુશાસ્ત્રીએ રાષ્ટ્રની ઉન્નતિ ખાતર એક મોટો ઉદ્યોગ આચરવાનો નિશ્ચય કર્યો. ૧૮૭૩ની નાતાલની રજાઓમાં તેઓ ત્રણ મિત્રો જોડે આળંદી ગયા હતા. વાતવાતમાં એક મિત્રે એમને પૂછ્યું, 'તમે એકાદ માસિક કેમ કાઢતા નથી? એમાં કોઈ વાર નવા લેખો લખવા, અને કોઇ વાર, સંસ્કૃત કવિઓ વિષે તમે પહેલાં લેખો લખ્યા હતા તે જ ફરીથી છાપવા. એવું કરવા ધારો તો ન થઈ શકે?' આ વિચાર એમને ગમ્યો, અને એમણે તરત જ એક છાપામાં, ૧૮૭૪ની શરૂઆતથી 'નિબંધમાલા' માસિક પ્રકટ કરવામાં આવશે એવી જાહેરાત કરી. માસિક કેવી રીતે ચલાવવું એ વિષે એમને ખ્યાલ તો હતો જ નહિ. પણ તેઓ એટલું સમજ્યા કે એક વાર પ્રકાશન મેળવી ચૂકેલા લેખ ફરીથી છાપવા ન જોઇએ બધું જ નવું લખવું એવા નિર્ણય પર તેઓ આવ્યા.

'નિબંધમાલા' પ્રકટ કરવાના નિર્ણયમાં વિષ્ણુશાસ્ત્રીના કેટલાક ગુણદોષ સ્પષ્ટ દેખાય છે. માસિક કાઢવાનો નિર્ણય કર્યાં પહેલાં તેઓએ કોઇ મિત્રની સલાહ લેવાની તસ્દી પણ ન લીધી, કે કોઈ વિદ્વાન માણસ પાસે લેખ માટે માગણી પણ કરી નહિ. કોઈ વિદ્વાન કદાચ લેખ આપે, પણ એ તંત્રીને પસંદ ન પડે તો? ને આપણે જે નિશ્ચય કર્યો એમાં લોકોની સલાહ શી લેવાની હોય? નિયમિતતાની તો એમને પડી જ ન હતી. ગ્રાહકો બૂમો પાડવા માંડ્યા કે વખતસર અંક બહાર પડતા નથી. બબ્બે-ત્રણત્રણ મહિનાનું મોડું થાય. એક વાર તો બાર મહિના સુધી અંક બહાર પડ્યો નહિ!

છતાં પહેલા જ અંકથી 'નિબંધમાલા'એ લોકોને આકર્ષી લીધેલા. લેખકની ભાષાશૈલી એટલી સુંદર હતી કે કૃષ્ણશાસ્ત્રીએ જ એ લેખો લખ્યા હોવા જોઈએ એમ લોકોને લાગ્યું. વિષયોનું પ્રતિપાદન સુંદર રીતે કરવામાં આવતું. ઉપહાસ, ઉપરોધ, વ્યંગોક્તિ જેવા ગુણો શૈલીમાં વારંવાર દેખાતા. હિંદુસ્તાન વિષે અજ્ઞાન ધરાવતા

પરદેશીઓ આ દેશ વિષે શું શું લખી અથવા કહી ગયા છે, પશ્ચિમની બાજુની વિદ્યા મેળવી આપણા કેટલાક લોકો દેશ ને સમાજનો દ્રોહ કેવીરીતે કરી રહ્યા છે, મિશનરીઓ એ અહીં કેવી જાળ પાથરી છે, એ વિષે મર્માભેદક ટીકા આ નિબંધોમાં આવતી. વિષ્ણુશાસ્ત્રી સરકારી નોકર હોવા છતાં સરકારને સખતરીતે વખોડી કાઢતા, એટલે એમના ઉપરી અધિકારીઓમાં આ વિષે ખૂબ ચર્ચાઓ થવા માંડી અને ૧૮૭૭માં એમની બદલી રત્નાગિરિ કરવામાં આવી. પણ ત્યાં જતાં પહેલાં જ વિષ્ણુશાસ્ત્રીએ બીજા બે અગત્યના ઉદ્યોગોનો પાયો નાખ્યો હતો.

શંકર તુકારામ શાલિગ્રામ નામના એક માણસ જોડે વિષ્ણુશાસ્ત્રીને પરિચય થયો. શાલિગ્રામને સાહિત્યમાં રસ હતો. થોડું લખતા પણ ખરા. જૂની બખરો અને લાવણીઓ મેળવી એ સંગ્રહી રાખતા. અને એનો સારો જેવો સંગ્રહ થયો ત્યારે એ છપાવવાનો વિચાર એમણે વિષ્ણુશાસ્ત્રીને જણાવ્યો. વિષ્ણુશાસ્ત્રીએ એમને ઉત્તેજન આપ્યું. એવામાં રત્નાગિરિથી કાશીનાથ નારાયણ સાને ને જનાર્દન બાળાજી મોડક આવ્યા. સાનેને પણ જૂનાં હસ્તલિખિતો, બખરો વગેરે મેળવવાનો શોખ હતો. અને એમને લાગ્યું હતું કે જૂનાં પુસ્તકોનું પ્રકાશન કરવાથી આર્થિક લાભ પણ થવાનો. વિષ્ણુશાસ્ત્રી એમની સાથે પણ સહમત થયા. આખરે એવું નક્કી કરવામાં આવ્યું કે અપ્રકાશિત મરાઠી કે સંસ્કૃત કાવ્યો અને ગ્રંથો, તેમજ બખરો અને ઇતિહાસનાં અન્ય સાધનો પ્રકટ કરવા માટે એક માસિક પુસ્તક કાઢવું. બખરો તરફ સાને ધ્યાન આપે, મરાઠી કવિતાનું સંપાદન મોડક કરે ને સંસ્કૃત વિભાગ ચિપળુણકર સંભાળે એવી કામની વહેંચણી થઇ. દેશમાં ફરીને ધૂળ ખાતાં હસ્તલિખિતો શોધી કાઢવાનું કામ શાલિગ્રામને સોંપવામાં આવ્યું. છાપખાનાના તેમજ હિસાબ રાખવાના કામ માટે કૃષ્ણાજી રઘુનાથ ફેળકરને રોકવામાં આવ્યા. આ પાંચ જણે પચાસ રૂપિયાની મૂડી આ ધંધામાં રોકવી અને નફે નુકસાન સરખા ભાગે વહેંચી લેવાં એમ નક્કી કરવામાં આવ્યું. અને આ યોજના મુજબ ઈ. ૧૮૭૮થી 'કાવ્યેતિહાસ-સંગ્રહ'ના અંકો બહાર પડવા માંડ્યા.

એ જ વરસના ઑગસ્ટ મહિનાની વાત. શાલિગ્રામ પાસેથી વિષ્ણુશાસ્ત્રીને ખબર મળી કે જૂનાં ચિત્રો, નકશા, એવી એવી વસ્તુઓના શોખીન એક બાળકૃષ્ણ વાસુદેવ જોશી પૂનામાં રહે છે. વિષ્ણુશાસ્ત્રીને પણ ચિત્રનો શોખ હતો, એટલે એમણે જોશીનો સંગ્રહ જોવાની ઇચ્છા દર્શાવી. જોશી એ વખતે સરકારની ફોટોઝિંકો ઑફિસમાં ડ્રાફ્ટ્સમૅન તરીકે હતા. એમનો ચિત્રસંગ્રહ મોટો હતો અને એમણે એ બધાં ચિત્રો સારી પેઠે મઢાવી લીધાં હતાં. આ સંગ્રહ જોઈ વિષ્ણુશાસ્ત્રી ખુશ થયા. જોશીને અંગ્રેજી મુદ્દલ આવડતું ન હતું અને મરાઠીનો અભ્યાસ પણ એમણે થોડો જ કર્યો હતો, એટલે ઐતિહાસિક અગત્યનાં ચિત્રો તરફ એમની નજર ગઈ ન હતી. વિષ્ણુશાસ્ત્રીએ એમને એવી વસ્તુઓનું મહત્ત્વ સમજાવ્યું ને પૂનામાં એક ઠેકાણે નાના ફડણીસ તથા સવાઈ માધવરાવનાં તૈલચિત્રો કોઈ પરદેશી ચિત્રકારનાં દોરેલાં હતાં તે પરથી જલરંગમાં એમની નકલો કરાવી. જોશી તો ફોટોઝિંકો ઑફિસમાં હતા જ. એમને લાગ્યું કે જેમ નકશા છાપવામાં આવે છે તેમ જ જુદાજુદા રંગોમાં ચિત્રો છાપવાનો પણ પ્રયત્ન થાય તો? એ વખતે હિંદુસ્તાનમાં આવું કામ ક્યાંય થતું ન હતું, એટલે જોશીએ આ વિચાર વિષ્ણુશાસ્ત્રીને જણાવ્યો. એવું છાપખાનું કાઢવાનું નક્કી કરતાં પહેલાં ખરચ કેટલું આવશે એ વિષે અંદાજ કાઢવાનું જોશીને કહેવામાં આવ્યું. છાપકામનાં સાધનો (જેવાં કે યંત્રો, રંગો, કાગળ, પાંચસાત લિથો પથરો એ બધાં) ૪૦૦ રૂપિયામાં મળી શકે એમ જોશીએ કહ્યું. પણ જોશી પાસે પૈસા ન હતા; છાપખાનું થાય તો 'કાવ્યેતિહાસ સંગ્રહ'માં ઐતિહાસિક તસવીરો મૂકી શકાય એવો વિચાર કરી વિષ્ણુશાસ્ત્રીએ જોશીને જોઈતી રકમ આપી અને પૂનાની આજની જાણીતી સંસ્થા 'ચિત્રશાળા પ્રેસ'ની શરૂઆત આ રીતે થઈ.

વિષ્ણુશાસ્ત્રી રત્નાગિરિ ગયા તો ખરા જ, પણ ત્યાં યે એમના સ્વભાવને લીધે એમને ફાવ્યું નહિ. થોડા દિવસ ઠીક ચાલ્યું, પણ પછી પૂનામાં બનતું તેમ બનવા માંડ્યું. રત્નાગિરિમાં રહી 'નિબંધમાલા' ચલાવવી એ સહેલું ન હતું. એમના મનમાં રાજીનામું આપી પૂના પાછા જઈ, માસિકનું પ્રકાશન અને ગ્રંથલેખન કરવાના વિચાર ઘણી વાર આવતા, પણ પિતાને એ ગમશે નહિ એ ખ્યાલથી એ વિચારો અમલમાં મૂકી શક્યા ન હતા. એટલામાં ૧૮૭૮માં પિતા મૃત્યુ પામ્યા. કુટુંબમાં ઘણા ઝગડા થઇ કુટુંબ વિભક્ત બન્યું અને વિષ્ણુશાસ્ત્રીએ સરકારી નોકરી છોડી દેવાનું નક્કી કર્યું. માસિકની શરૂઆત કરી ત્યારે જેમ એમણે કોઈની સલાહ લીધી ન હતી, તેમ જ આ વખતે પણ તેમણે પોતાના વિચારથી કોઇને વાકેફ કર્યા નહિ. ઘરમાં પણ એમણે કોઈને કહ્યું નહિ ઉનાળાની રજા સાથે જ અરધે પગારે છ મહિનાની રજા એમણે માગી. આ છ મહિનામાં ભાવિ ઉદ્યોગ વિષે યોજનાઓ કરી રાકાશે એમ તેઓ માનતા હતા.

વિષ્ણુશાસ્ત્રીએ રાજીનામું આપ્યું એ વાત એમના મિત્રોને ગમી નહિ અને એમણે એમને ઠપકો આપ્યો. આવા ક્ષણિક અવિચાર માટે એમને આગળ જતાં જરૂર પસ્તાવો થવાનો એમ કેટલાક કહ્યું. પણ વિષ્ણુશાસ્ત્રીનો નિશ્ચય અચળ હતો. એ વખતે એક મિત્રને એમણે લખેલા અંગ્રેજી કાગળમાં નીચેનાં વાક્યો છે:

No wonder that my throwing up my place has called forth many a remark both here and there. In these days of helplessness and subserviency, Government Service is looked upon as something of a heavenly light, and one deliberately giving it up must consequently be looked upon as a little short of a mad man or a suicide. But for my own part, I have always thought very differently of the matter. Rather than bend the knee to tyranny, I would snap as under the chain once and for ever...... I am resolved to try what might be done for public good with the potent instrumentality of a press establishment worked by a vigorous hand.... I have said, I believe, enough to assure you that it was in no momentary freak that I resolved to bear the chain no longer.

અહીં પૂનામાં જોશીએ ચિત્રશાળામાં ચિત્રો છાપવાના જુદા જુદા અખતરા કર્યા હતા. ઐતિહાસિક પુરુષોની તસવીરોની સાથે જ વર્તમાન પુરુષોની તસવીરો છાપી શકાય તો ઘણી ખપે એમ જોઇ એમણે એના પણ અખતરા કર્યા. એટલામાં પૂના સરકારી બુક ડીપોમાં મોટી આગ લાગી, ત્યારે વિષ્ણુશાસ્ત્રીને થયું કે આપણા ભણેલા યુવાનો સરકારી નોકરી તરફ જ આકર્ષાય છે એમને એક નવો રસ્તો બતાવીએ તો? ચોપડીઓ વેચવાની દુકાન કેમ ન શરૂ કરવી? કૃષ્ણશાસ્ત્રીનાં પુસ્તકો તો હતાં જ. શાલિગ્રામનાં થોડાં પ્રકાશનો પણ હતાં. વળી ચિત્રશાળામાં ચિત્રો છપાતાં હતાં. એ બધાં સાથે ઇંગ્લંડથી અંગ્રેજી પુસ્તકો મંગાવી વેચાણ માટે રાખીએ

તો ખોટું નહિ એમ એમને લાગ્યું. એમના મનમાં બીજો પણ એક વિચાર હતો: સ્વતંત્ર શાળા સ્થાપવાનો. શાળા ઉઘાડવામાં આવે અને પુસ્તકોની દુકાન થાય તો ઘરાકી તરત જ મળે એમ હતું. એટલે જુલાઈ મહિનામાં એમણે શાલિગ્રામ સાથે અરધો ભાગ રાખી બુધવાર પેઠમાં 'કિતાબખાના'ની શરૂઆત કરી.

નવી નિશાળ ઉઘાડી સરકારી નિશાળોમાં મળતા શિક્ષણથી જુદું શિક્ષણ આપવાનો વિષ્ણુશાસ્ત્રીનો વિચાર હવે મૂર્ત સ્વરૂપ પામવા માંડ્યો. એમનું રાજીનામું સરકારે સ્વીકાર્યું ત્યારે પૂનામાં આ વાત જાહેર રીતે ચર્ચાવા માંડી અને ડેક્કન કૉલેજમાંથી તાજા જ પાસ થએલા કેટલાક યુવાનોને આ વિચાર એટલો તો ગમ્યો કે તેમણે વિષ્ણુશાસ્ત્રીને સહકાર આપવાની પોતાની ઇચ્છા જાહેર કરી. વિષ્ણુશાસ્ત્રી એ વખતના એક ખાનગી પત્રમાં લખે છે:

The memorable Ist of October is approaching I shall enjoy the pleasure of kicking off my chains that day. Mr. Agarkar (going for M. A), Mr Tilak (going for LL. B.) Mr Bhagwat and Mr Karandikar have tendered proposals for joining me in the enterprize. This they have done of their own accord.

કહેવાની જરૂર નથી કે આમાં ઉલ્લેખ થયો છે તે આગરકર અને ટિળક આગળ જતાં મહારાષ્ટ્ર અને ભારતના બે પ્રખર જ્યોતિર્ધરો તરીકે ઓળખાયા.

અને આમ, ૧૮૮૦ની પહેલી જાન્યુઆરીએ, ભારતની કેળવણી-ઇતિહાસમાં આધુનિક યુગમાં સ્વતંત્ર શિક્ષણનો પહેલો પાયો [illegible]રી પૂનાની ન્યૂ ઇંગ્લિશ સ્કૂલની શરૂઆત થઈ. આરંભથી જ [illegible]ર્થીઓની સંખ્યા સારી હતી. શિક્ષકો પણ વિદ્વાન મળ્યા હતા, [illegible]માં વામન શિવરામ આપટે—સંસ્કૃતના કોશકાર—મુખ્ય હતા. [illegible]દિન શાળાની પ્રગતિ થવા માંડી અને મહારાષ્ટ્રમાં એની કીર્તિ [illegible]ણ વધી. આજે પણ પૂનાની શ્રેષ્ઠ શાળાઓમાં એની ગણના થાય છે.

ચિત્રશાળાપ્રેસમાં માત્ર ચિત્રો જ છપાતાં, એટલે વિષ્ણુશાસ્ત્રીને હવે પુસ્તકો છાપવાના છાપખાનાની આવશ્યકતા જણાવા માંડી, અને મિત્રો સાથે વિચારવિનિમય કરી એમણે 'આર્યભૂષણ' છાપખાનું સ્થાપ્યું. છાપખાના સાથે વર્તમાનપત્ર પણ જોઈએ જ. પહેલાં એમનો વિચાર હતો કે અંગ્રેજી-મરાઠી એવું દ્વૈભાષિક છાપું ચલાવવું. પછી લાગ્યું કે એક મરાઠી અને એક અંગ્રેજી એમ બે છાપાં ચલાવવાં. થોડા જ વખતમાં 'કેસરી' અને 'મરાઠા'ના પ્રકાશન વિષે જાહેરાતો થઈ. જાહેર ખબર નીચે વિષ્ણુશાસ્ત્રીનું નામ પહેલું હતું અને ટિળક, આગરકર, આપટે એમનાં નામ પછી હતાં.

બત્રીસ વર્ષની નાની ઉંમરમાં વિષ્ણુશાસ્ત્રીએ આટલી બધી સંસ્થાઓ સ્થાપી હજી પણ બીજા ઘણા ઉદ્યોગો શરૂ કરવાની એમની આકાંક્ષા હતી. પણ એમના અકાળ મૃત્યુને લીધે તે મૂળમાં ભળી ગઈ.

૧૫મી જાન્યુઆરી ૧૮૮૨ને દિવસે મિત્રોના આગ્રહને વશ થઈ તે ફોટો પડાવવા એક ફોટોગ્રાફરને ત્યાં ગયા. ત્યાં થોડી વાર તડકામાં ઊભા રહેવું પડ્યું. અને તેઓ બેભાન થઈ નીચે ઢળી પડ્યા! બે દાંત ઘવાયા અને કાનમાંથી લોહી વહી આવ્યું. આ જોઈ બધા ગભરાયા. બે દિવસ પછી રોજ થોડો તાવ રહેવા માંડ્યો અને અશક્તિ વધી. તેમણે શાળામાંથી તો રજા લીધી હતી, પણ 'નિબંધમાળા' અને 'કેસરી' માટે લેખન ચાલુ જ હતું. આ જોઇ કેટલાકને લાગ્યું કે વિષ્ણુશાસ્ત્રી માંદા હોવાનો ઢોંગ કરે છે! લોકો બહુ ટીકા કરે નહિ એ ખાતર ૯મી મે એ તેઓ શાળામાં ગયા પણ જિંદગીમાં લાગ્યો ન હતો એટલો થાક તેમને તે દિવસ લાગ્યો અને તબિયત લથડતી ચાલી. ૧૫મીએ એક વૈદની દવા કરી, કારણ કે વિષ્ણુશાસ્ત્રીને ડૉક્ટરની દવા ગમતી નહિ. આખરે તાવ ખુબ વધ્યો ત્યારે ડૉક્ટરને બોલાવવામાં આવ્યા. ૧૦૭ ડિગ્રી જેટલો તાવ હતો. ડૉક્ટર દવા લખી આપતા હતા ત્યાં વિષ્ણુશાસ્ત્રી ભાનમાં આવ્યા અને ડૉક્ટરને જોઇ બોલ્યા: 'I won't take your medicine I shan't be poisoned! Take care...' આ સાંભળી ડૉક્ટરે પણ આશા મૂકી દીધી. ૧૭મી માર્ચ ૧૮૮૨ને ગુરુવારની સવારે સાડા પાંચ વાગ્યે તેમનું મૃત્યુ થયું. આ સમાચાર સાંભળી ન્યાયમૂર્તિ રાનડે રડી પડ્યા અને સાશ્રુનયને એમણે કહ્યું: 'He had no business to die so soon.'

વિષ્ણુશાસ્ત્રીએ શરૂ કરેલું ચિત્રશાળા પ્રેસ, આર્યભૂષણ છાપખાનું, કેસરી પત્ર, ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ ને કિતાબખાના જેવી સંસ્થાઓ આજ છ-સાત દાયકાથી મહારાષ્ટ્રનું સ્વતંત્ર સંસ્કારજીવન ઘડતી આવી છે અને આજે ય મહારાષ્ટ્રના જીવનમાં અગત્યના ભાગ ભજવે છે. 'સાહિત્યકાર તરીકે તો તેઓ સર્વકાળ પૂજ્ય ગણાશે. એમને પોતાની શક્તિ વિષે ઘણું જ અભિમાન હતું. એક વાર પોતાના ભાઇને એમણે કહેલું પણ ખરું કે: I am the Shivaji of the Marathi languarge, who had not his equal either to precede or to succeed him.'

આ ટૂંકા ચરિત્રમાં વિષ્ણુશાસ્ત્રી ચિપળુણકરના સાહિત્યનો પરામર્શ લેવાનો અવકાશ નથી. વિવેચન કે મૂલ્યાંકનનું આ સ્થળ પણ નથી. પશ્ચિમની સંસ્કૃતિ જોઇ જે લોકો સ્વત્વ ભૂલી ગયા હતા એમને પોતાની કલમની બહાદુરીથી સભાન કરવા એ નાનુંસૂનું કામ નથી. મહારાષ્ટ્રમાં ભાષાસંવર્ધન અને ઇતિહાસ સંશોધન એ બે કાર્યો શરૂ કરવાનું શ્રેય એમનું છે. 'નિબંધમાળા'એ ઘણી વ્યક્તિઓને દેશસેવા અને સાહિત્યસેવાની પ્રેરણા આપી. નવલકથાકાર હરિનારાયણ આપટે, ઇતિહાસાચાર્ય રાજવાડે, શિવરામ મહાદેવ પરાંજપે, અને નરસિંહ ચિંતામણ કેળકર જેવા પ્રતિભાવંત લોકોનું સ્ફૂર્તિસ્થાન વિષ્ણુશાસ્ત્રી જ હતા.

---

સામયિક (અનુ૦ પૃ૦ ૩૪૧થી ચાલુ) શું થઇ ગયું? એ બધું જો વડાપ્રધાનની ફરજોમાંના હોય તો શું અમારી ફરજ માં છે? અમારી સાહેબોની સંભાળ શું અમે, પ્રજાસત્તાકની પ્રજા રાખીએ? ટ્રેનના પંખા બગડે નહિ, એની સંભાળ શું અમે રાખીએ!... કેમ ખોટું કહું છું?'

પહેલાં વાતો કરનારા ચૂપ થઈ ગયા. બાકીનાઓ હસી પડ્યા. સરકાર શું કરે છે એમ પછી કોઈ બોલ્યું નહિ.

'ત્યાં મારી નજર બારણા જોડેની સ્વિચ પર પડી. ઊઠીને મેં સ્વિચ ચાલુ કરી અને પંખો ઘરરરરં કરતો ચાલુ થઈ ગયો!

એ તો ઠીક થયું કે અચાનક મારી નજર સ્વિચ પર પડી ગઇ અને મેં પંખો ચાલુ કર્યો. પણ નહિ તો ય સરકારની ફરજ નહોતી કે આવીને અમને સ્વિચ બતાવી જાય?—બાબુલ ત્રિપાઠી (લોકનાદ)

---

'કુમાર'ના ચિરપરિચિત બંગાળી લેખક શ્રી શરદિન્દુ બંદ્યોપાધ્યાય જણાવે છે કે તેમણે તેમની 'વિષેર ધોંયા', 'ઝીંદેર બંદી', 'વિષકન્યા', 'વ્યોમકેશેર ડાયરી', 'વ્યોમકેશેર કાહિની', 'શ્રેષ્ઠ ગલ્પ' વગેરે સર્વ કૃતિઓ તથા નવલિકાઓ અને ટૂંકી વાર્તાઓના ગુજરાતી અનુવાદ કરવાના તેમજ તેના પ્રકાશનના સર્વ અધિકાર શ્રી રતિભાઈ મેઘાણીને આપ્યા છે; એટલે એમના સિવાય અન્ય કોઈ પણ જો એ વિષે કંઇ પ્રવૃત્તિ કરશે તો તે સ્વત્વાધિકારના અધિકારનું ઉલ્લંઘન કરવા માટે જવાબદાર ગણાશે.



# તિલોત્તમા

## અર્પણનું મૌન જ્યારે શંખધ્વનિ કરે છે....

'વનફૂલ'ની બંગાળી વાર્તા ઉપરથી
અનુવાદક - લક્ષ્મીકાન્ત ઠાકોર

માણસના જીવનમાં કોઇકોઇ વાર એવું એક નાટકીય મુહૂર્ત આવે છે, કે બધો હિસાબ, બધી જ વ્યવસ્થા એકાએક ક્ષણમાં બદલાઇ જાય છે. ઉત્તરવાહિની નદીના સ્રોત સહસા દક્ષિણ-વાહી બની જાય છે; તુંગ પર્વત અકસ્માત ગંભીર ખીણમાં પલટાઇ જાય છે. સાધારણ માણસના જીવનમાં પણ એવું બધું બને છે. એને માટે રામ અગર રાવણ થવાની જરૂર નથી.

નકુલ નંદી સાધારણ માણસ હતો. તેનો પુત્ર ગોકુલ પણ કંઈ અસાધારણ નહોતો. બીજા પાંચ જણની જેમ તે પણ બી. એ. પાસ કરીને, અહીંતહીં અડ્ડો જમાવીને, પત્તાં રમીને, બિનધંધાદારી રંગ-ભૂમિમાં અવૈતન કલાકાર તરીકે અભિનય કરીને, રાજનીતિ અથવા સાહિત્યના સંપર્કમાં માથું મારીને—અર્થાત્ એક રીતે નકામો—સમય પસાર કરતો હતો. ગુણવાન માણસોનાં જેમ વણમાગ્યાં વિવાહનાં માગાં આવે છે, તેમજ ગોકુલનાં પણ માગાં આવવા લાગ્યાં. વિવાહના બજારમાં ગોકુલ સુપાત્ર ગણાતો. શહેરમાં એક ત્રણ માળનું મકાન, પિતાની તિજોરીમાં સારા જેવા પૈસા, અને મોસાળની જે કંઈ મિલકત હતી તે, એ બધાંને લીધે કોઇ કાળે ગોકુલને પેટને માટે નોકરી ઉપર નિર્ભર રહેવું પડે તેમ નહોતું. ભગવાને તેને જે આપ્યું હતું, તેમાં સ્વચ્છંદે તે સમગ્ર જીવન, બિનધંધાદારી રંગભૂમિમાં, રસિયાના પાત્ર તરીકે ઊતરીને, નાટ્યકલાની ઉન્નતિ સાધી શકે એમ હતું!

વિવાહનાં માગાં આવવા લાગ્યાં. પિતા નકુલ નંદી અનુભવી માણસ હતા. કાયસ્થ વંશ, કન્યાનું રૂપ, વાંકડાની રકમ, બધી જ બાબતોનો વિચાર કરીને નંદી મહાશયે જે કન્યાને પસંદ કરી, તેનું બોલાવવાનું નામ તિલુ, પણ સાચું નામ તિલોત્તમા હતું. નંદી મહા-શય અનુભવી માણસ, એટલે પુત્રને ન મોકલતાં પોતે જ કન્યા જોવા ગયા અને પસંદ કરી આવ્યા. નામ સાંભળીને ગોકુલ મુગ્ધ થઈ ગયો. મનમાં ને મનમાં તેની છબિ આંકવા લાગ્યો. કાવ્યની તિલોત્તમા તેની આગળ કંઇ વિસાતમાં નહોતી.

પણ શુભદૃષ્ટિના સમયે *તે ગભરાઇ ગયો. તિલોત્તમા જ ખરી! તેલના જેવી જ કાળી અને ગોળ. ઝીણીઝીણી આંખોમાં બીકણ અને શંકિત દૃષ્ટિ. લગ્ન સમયના ગીતધ્વનિ, શંખધ્વનિ, કોલાહલધ્વનિ, પીરસવાના ધ્વનિ, જાતજાતના ધ્વનિ તેને પીડા કરવા લાગ્યા. પરંતુ કોઇ ઉપાય નહોતો.

પિતા નકુલ નંદી પણ ગભરાઈ ગયા. તેમણે વેવાઇને જેવો સારો માણસ માન્યો હતો, તેવો તે નહોતો. હાથ મસળતાં મસળતાં એક પછી એક બાબત હેં હેં હેં હેં કરીને ટાળતો હતો: અર્થાત્ એક પણ વચન પાળતો નહોતો. વાંકડામાં નગદ પાંચસો રૂપિયા પણ ઓછા આપ્યા હતા. તે કહેતો હતો, 'અત્યારે બધાની જોગવાઈ થઈ શકી નથી; બાકીનાં રૂપિયા પાછળથી પૂરા કરી આપીશ.' કન્યાદાનમાં જે કાંઈ આપ્યું હતું, તે સાવ નકામું હતું. ચૂંદડીનો રંગ ઊતરતો જતો હતો. રિસ્ટવૉચ કલકત્તા ઑર્ડર આપવા છતાં હજુ આવ્યું નહોતું. વીંટી સોનાની હતી કે નહિ તે કોણ જાણે—જોતાં તો પિત્તળની જણાતી હતી. પોતે છેવટે એક ઠગાઠગીર સાથે જ સંબંધ બાંધી બેઠા કે શું? લગ્ન નક્કી કરતાં પહેલાં તેમણે જે જે માગણીઓ મૂકી હતી, તે બધી એણે રાજી થતાં થતાં હાથ મસળતા મસળતાં માથું હલાવી હા પાડી હતી. માગણીઓ તો જોકે જરાક સારીરીતે પૂરી કરી હતી; પરંતુ આ કદરૂપી છોકરીને પુત્રવધૂ તરીકે તેઓ કેમ સ્વીકારશે? બધી વસ્તુનો હિસાબ તો હોય જ ને? પરંતુ આ કેવો પ્રસંગ! એવા અતિ વિનયી માણસ પાસેથી આવા વ્યવહારની કદી પણ આશા રાખી હતી? ઘરમાંથી પણ ઘણી ગાળો ખાવી પડી. ગોકુલની મા વારંવાર બોલતી હતી કે, 'બીચારા બેભાન હતા. નહિ તો કોઈ સભાન માણસ પોતાના પુત્રને માટે આવી ડાકણને વહુ તરીકે લાવે?' 'છટ્ છટ્!' નકુલ જાડું બોલીને ફરી ગયા: 'આ છોકરી મને બતાવી જ નહોતી. મેં જે છોકરી જોઈ હતી, તેનો તો લાલ ચટક રંગ, નિતંબ સુધીના લાંબા કેશ, સુંદર આંખો, સુડોળ બાંધો હતો. ચોર—ચોર, ઠગાઠગીર, બદમાશ બેટો! છોકરાને હું બીજી વાર પરણાવીશ' બધાંએ એમાં સાથ પુરાવ્યો; એટલું જ નહિ પણ ગોકુલ સુધ્ધાંએ સાથ પુરાવ્યો.

તિલોત્તમા સાથે મુલાકાત થઈ નહિ તો શું? ગોકુલ તેની એક બા-બત પર લક્ષ નહોતો આપી શક્યો એમ નથી. તિલુ ઘણી સારી છોકરી હતી. કાળા રીંગણા જેવા તેના મોં પર બાલ્યમનસાઇ તરવરતી હતી. શરમાળ પણ ઘણી હતી. અનેક પ્રયત્નો થયા પછી જ તેની સાથે મુલાકાત થઈ હતી. મુલાકાત કરીને તે અવાક્ થઇ ગયો હતો. તેના બાપને બધાંએ એટલી તો ગાળો દીધી હતી! છતાં તે તરફ તે લક્ષ સરખું યે આપતી નહોતી. જેમ સવારમાં સૂર્ય ઊગતાં કે વર્ષામાં વરસાદ વરસતાં કોઈ વિસ્મિત કે વિચલિત થતું નથી, તેમજ આ બાબતમાં તે પણ થઈ નહોતી. વિવાહના પ્રસંગોમાં આવું તો બન્યા જ કરે, એમાં નવાઈ પામવાની કે નારાજ થવાની કંઈ જરૂર નથી.

નકુલ નંદી પોતાના સંબંધમાં જે ખોટું બોલ્યા હતા, તેનો પ્રતિ-વાદ તે ધારત તો કરી શકત. પરંતુ તેણે તેમ કર્યું જ નહિ. સંકોચ સહ મૂંગી રહી. ગોકુલને સ્વામી રૂપે પામીને તે કૃતાર્થ થઈ હતી. અકારણ વાદ-પ્રતિવાદની શી જરૂર? તે દરેક ક્ષણે અનુભવતી જ હતી કે પોતે ગોકુલને માટે અયોગ્ય, અનધિકારી રહીને પણ ભાગ્યબળે સુખ-સ્વર્ગમાં પ્રવેશ કર્યો હતો. કલહ કોલાહલ કરીને આ આનંદલોકમાંથી નિર્વાસિત થવા તે ચાહતી નહોતી

ગોકુલે કહ્યું, 'મા-બાપ કહે છે, બીજી વાર મારું લગ્ન થશે.'

તિલુ મૂગી રહી.

'જવાબ આપતી નથી કે?'

'બહુ સારું. હિંદુઓના ઘરમાં એમ જ હોય.'

'તને દુઃખ થશે, નહિ?'

'મને? ના.'

*લગ્ન વખતે પતિપત્નીનું મુખદર્શન કરાવવાનો બંગાળી રિવાજ.

થોડી વાર મૂગી રહ્યા પછી ફરી વાર તેણે કહ્યું, 'થશે; પણ તમને જો તેમાં સુખ થાય તો તે દુઃખ સહન કરીશ.'

ગોકુલના મનમાં થયું, આ અભિમાનની વાત છે. તે બોલ્યો નહિ.

એક વરસ વીતી ગયું. તિલુના મોહમાંથી મુક્ત થવા માટે એક વર્ષનો સમય પૂરતો હતો. નથી જાણતી લખતાં-વાંચતાં, નથી જાણતી ગાવાબજાવવાનું, નથી જાણતી હાવભાવ, નથી રૂપ, નથી ગુણ. ગુણમાં બગરી ભેંસની જેમ વૈતરું કરી જાણે. ઢગવાના ઢગલા વાસણ માંજી નાખે, થોકેથોક લૂગડાં ધોઈ નાખે. કટાક્ષ નથી. મા તેને રસોડામાં પેસવા દેતી નહોતી, તે બહારના જ કામકાજમાં રચીપચી રહેતી. આકાશમાં ચંદ્ર ઊગે કે નહિ, બકુલવનમાં અપેયા ખીલે કે નહિ, એ બધાંની ભાળ રાખવી તે તેની શક્તિ બહારની બાબત હતી.

કવિ-પ્રકૃતિનો નાટ્યકાર ગોકુલ મુંઝાઈ ગયો; અને છેવટે તેણે સુકાન છોડી દીધું. એકાદી નોકરડી સાથે પ્રેમ ક્યાં સુધી કરી શકાય?

'ચંદ્રગુપ્ત'નું નાટક ભજવવાનું હતું. સેલ્યુકસ અને ઍન્ટિગોનસનો અભિનય કરનારા મળ્યા હતા, પરંતુ પોશાક મળતો નહોતો. ગ્રીક પોશાક ખરીદવા માટે ગોકુલ કલકત્તા જતો હતો. સ્ટેશન પર ટિકિટ કરાવવા જતાં જોયું તો, એક વિધવા ભીડમાં ઘણી મુશ્કેલીમાં આવી પડી હતી. પોતાનાં પેટીપોટલાં સંભાળીને તે કોઈ પણ રીતે ટિકિટ કરાવી શકતી નહોતી. માણસો ચારે તરફ કરીને તેને પાછળ હઠાવતા હતા. ગોકુલે તેને મદદ કરી ટિકિટ લાવી આપી. તે પણ કલકત્તા જતી હતી. તેની સાથે કોઈ પણ મરદ સથવારો નહોતો, એટલે ગોકુલને તે ભાર પણ લેવો પડ્યો. ગોકુલના ડબ્બામાં તે ચડી. ગોકુલે તે અગવડ વેઠીને, એટલું જ નહિ પણ એક પૅસેન્જર સાથે તકરાર કરીને તેને સૂવાની વ્યવસ્થા કરી આપી. પ્રૌઢા મુગ્ધ થઈ.

ડબ્બો ધીમેધીમે ખાલી થઈ ગયો. પ્રૌઢાએ પોટલીમાંથી પાન બહાર કાઢીને ગોકુલને એક આપ્યું. પોતે પણ એક લીધું. ત્યાર પછી એક ચકચકિત રૂપાની ડબ્બીમાંથી તમાકુ પણ બહાર કાઢી. ગોકુલે તે લીધી નહિ. તેને ટેવ નહોતી. પ્રૌઢાએ હસતે મોએ પોતાના મોંમાં થોડી નાખીને કહ્યું, 'જ્યારે નસીબ ફૂટ્યું, ત્યારે એક પછી એક બધું જ છોડવું પડ્યું, પણ માત્ર આ છોડી શકી નથી, બાપુ.' એમ કહી સહેજ હસીને બારીમાંથી મુખ લંબાવીને તેણે બહાર પિચકારી મારી. વાતચીત શરૂ થઈ ગઈ.

ઘણી લાંબી વાતચીત ચાલી. એ દરમિયાન પેટની બધી જ વાત જાણી લીધી. ગોકુલે પણ મન મૂકીને બધી જ વાત કરી નાખી. કંઈપણ છુપાવ્યું નહિ, છુપાવી શક્યો પણ નહિ; એટલું જ નહિ છુપાવવાની જરૂરિયાતનો પણ અનુભવ કર્યો નહિ. અર્થાત્ ગોકુલ પણ મુગ્ધ થઈ ગયો હતો. બધું સાંભળીને પ્રૌઢાએ કહ્યું, 'તમે ફરી વાર લગ્ન કરવાનું કહો છો, તો કન્યાનું ક્યાં યે નક્કી કર્યું છે ખરું?'

'હજી કંઈ નક્કી કર્યું નથી.'

બીજું એક પાન અને થોડીક તંબાકુ મોંમાં નાખીને પ્રૌઢાએ કહ્યું, 'તો બાપુ, તો બધી વાત તને ખુલ્લી કહું. મારે એક છોકરી છે. એના જન્મ પછી જ હું વિધવા થઈ. કોઈ સારો છોકરો શોધું છું. તું તો મારા મનનો જ છે; મને પસંદ પણ પડ્યો છે; મારી છોકરીમાં પણ કંઈ મણા નથી; જો કહે તો...'

ગોકુલે આ આશા રાખી નહોતી. શું બોલવું તે ન વિચારી શક્યો.

'કૃપાને પહેલાં તું જો તને જો પસંદ પડે, તો—'

આંચકો અનુભવતાં ગોકુલે કહ્યું, 'મારે એક સ્ત્રી જીવિત છે, તે વાત જાણ્યા પછી આપની છોકરી કદાચ વાંધો લે તો?'

'મારી વાતની ફેરબદલ થાય જ નહિ. કૃપા તેવી છોકરી નથી. તેને વાંચતાંલખતાં, ગાતાંવગાડતાં બધું જ શીખવ્યું છે, પરંતુ આજકાલની છોકરીઓની જેમ તેને સ્વચ્છંદી થવા દીધી નથી. બીજી એક સ્ત્રી હોવા છતાં પણ તું જ્યારે ફરીથી લગ્ન કરવા માગે છે, ત્યારે તે સ્ત્રીનો ત્યાગ જ કરીશ એવો નિશ્ચય કર્યો જ હશે. હાં, શું કહે છે?'

'તે તો બરાબર જ છે.'

'તો તે સ્ત્રી હોય તોયે શું, ન હોય તોયે શું. હાં,—શું કહે છે?'

'તે તો બરાબર જ છે.'

ઉષા હવે નથી, મધ્યાહ્ન છે. પ્રખર સૂર્યનાં કિરણોથી પ્રદીપ્ત સ્વર્ણ કાન્તિ તેના સર્વાંગે ઝગમગે છે. આંખમાં-મુખમાં, ચાલમાં-બોલમાં, હાસ્યમાં-કટાક્ષમાં, વિદ્યુત છે. સતારમાં આવો મીઠો સારંગનો આલાપ ગોકુલે બીજે ક્યાંય સાંભળ્યો નહોતો, હાસ્યને પડદે પડદે આવી તાનની રમત તેની કલ્પના બહારની હતી.

ગોકુલ ભાન ભૂલી ગયો.

એ મહિનામાં જ લગભગ બધું બરાબર થઈ ગયું. કૃપાને લઈને કૃપાની માએ આવીને ગોકુલના ઘર પાસે એક ઘર ભાડે લઈને ગોકુલનાં માબાપ સાથે વાતચીત ચાલુ કરી દીધી. કૃપાને જોઈને ગોકુલની મા કેવળ મુગ્ધ થઈ નહોતી—ભાન જ ભૂલી ગઈ હતી. ગોકુલના પિતા પણ રૂપિયાનો આંકડો જોઈને ભાન ભૂલી ગયા હતા. એની સાથે લગ્ન-સંબંધ બંધાય તો નગદ દસેક હજાર રૂપિયા, ઘણાં દરદાગીના અને નાની સરખી એક જાગીરદારી ઘેર આવશે. જોકે એમણે ખાનગી તપાસ કરતાં જાણ્યું કે કૃપાની માના નામે એક કલંક હતું, તેને લીધે તેની છોકરીનો વિવાહ થતો નહોતો. પરંતુ તે જાણવા છતાંયે નકુલ નંદી ચળ્યા નહિ. માત્ર તેની ઉપેક્ષા કરી એટલું જ નહિ, પણ ઘરનાં બીજાં કોઈને જાણવા સુદ્ધાં દીધું નહિ. રખેને વિવાહ તૂટી જાય.

કૃપાએ એક શરત કરી, અને તે શરતમાં પણ ગોકુલ, ગોકુલની મા, બાપ બધાં જ રાજી થયાં. લગ્ન પછી તિલોત્તમાને કાયમને માટે એના બાપને ઘેર મોકલી દેવી પડશે.

રાત્રિનો બીજો પ્રહર હતો.

નિદ્રાવિહોણાં નયને ગોકુલ એકલો બિછાનામાં જાગે છે. કાલ સવારમાં જ કૃપાની મા તેને ચાંલ્લો કરવા આવશે. અરે! તિલોત્તમા તો હજી પણ આવી નહિ! આવો પ્રસંગ બની ગયો, છતાં તિલોત્તમા એક પણ શબ્દ બોલતી નથી. તે પાસાં ફેરવવા લાગ્યો. હમણાંહમણાં તિલોત્તમા બધાં કામ પરવારીને છેક મોડી રાત્રે આવે છે ને વહેલી સવારે ઊઠીને જાય છે. તેની મુલાકાત થવી મુશ્કેલ હતી. ગયા વીસ-પચ્ચીસ દિવસમાં એક પણ વાર તેની સાથે એકાંતમાં મુલાકાત થઈ નહોતી; આ સંબંધી કોઈ પણ ચર્ચા થઈ નહોતી. પોતે એક વાર પૂછવું તો જોઈએ જ. ગોકુલ પ્રતીક્ષા કરવા લાગ્યો.

એકાએક ગોકુલની ઊંઘ ઊડી ગઈ. જોયું, તો તિલોત્તમા સસંકોચ ઊઠીને જાય છે. સવાર થઈ ગયું હતું.

'સાંભળ, સાંભળ.'

'શું છે?'

'આજે ચાંલ્લો છે, યાદ છે ને?'

'છે.'

'તો; તને વાંધો નથી ને?'

'ના.'

'લગ્ન પછી તરત જ તને તારા બાપને ઘેર મોકલી દેવાનું કહે છે,—એ વાત સાંભળી છે ને?'

'સાંભળી છે. તો જઈશ. તમે કદીકદી દયા કરીને આવતા રહેજો, તો તેટલાથી જ મને સંતોષ છે. હું જાઉં, મારે ઘણું કામ પડ્યું છે.'

તે ચાલી ગઈ.

ગોકુલ થોડી વાર સુધી કિંમૂઢ બની પથારીમાં પડી રહ્યો. પછી ઊઠીને બેઠો થયો. ત્યાર પછી પલંગમાંથી ઊતરીને બારી પાસે જઈને ઊભો. જોયું, તો તિલોત્તમા ભોંય પર બેસીને વાસણ માંજતી હતી.

વિવાહની સાધનસામગ્રી લઈને ઉષાની મા આવી. પુષ્કળ સામગ્રી હતી. એક મોટી ફૂલની માળા પણ લાવી હતી. જરાક હસીને કહ્યું, 'ઉષાએ આખી રાત બેસીને પોતાના હાથે આ માળા ગૂંથી છે.'

ગોકુલ સ્નાન કરી આવ્યો. જાજમ પાથરવામાં આવી હતી. માળા પહેરીને ગોકુલ પાટલા પર બેસવા જતો હતો, એવામાં ગોકુલની માએ કહ્યું, 'અરે શંખ કોણ વગાડશે?* મારો હાથમાં વળી એક કાપો પડ્યો છે. એ વહુમા! ક્યાં ગઈ તું? શંખ વગાડો?'

શંખ હાથમાં લઈને સસંકોચ તિલોત્તમા બારણા પાસે આવીને ઊભી. શંખ વાગતાં જ ગોકુલને પગના નખથી માંડીને તે માથાના વાળ સુધી જાણે એક વીજળીનો આંચકો લાગ્યો. જાણે અકસ્માત



વજ્રના આઘાતથી બધું જ છિન્નભિન્ન થઈ ગયું.

'મને માફ કરજો!' એટલું બોલી, બંને હાથે માળા તોડી નાખીને તે ઉતાવળે પગલે ઉપર ચડી ગયો.

* બંગાળમાં મંગલ પ્રસંગે ઘરની સ્ત્રીઓ શંખ વગાડે છે.

## ચીની વાર્તા

એક બૌદ્ધ સાધુએ કરેલા ગંભીર અપરાધના કારણે એ ગામનો સિપાઈ તેને બાંધીને શહેરમાં લઈ જવા ઊપડ્યો. અરધે રસ્તે એ પાણી પીવા રોકાયો અને ત્યાં જ થાકથી આંખ ઘેરાવા માંડતાં આડે પડખે થઈને થોડી વારમાં તો ઘસઘસાટ ઊંઘી ગયો.

એને ઊંઘી ગયેલો જોઈને બૌદ્ધ સાધુએ હળવેકથી પોતાની બેડીની ચાવી સરકાવી લીધી અને પોતાના પગેથી કાઢીને સિપાઈને પગે પહેરાવી દીધી; તથા પોતાની પાસેના સજ્જાર ચપ્પુથી એનું માથું પણ મૂંડી નાખી રફુચક્કર થઈ ગયો.

સિપાઈએ જાગીને જોયું તો સાધુ નજરે ન પડ્યો. પોતાના પગે બેડી પહેરી જોઈને મૂંઝવણમાં માથું ખંજવાળવા માંડ્યું. માથું પણ સાધુ એમ મૂંડેલું જોઈ એ બોલી ઊઠ્યો: 'અરે, સાધુ તો આ રહ્યો, પણ હું ક્યાં ગયો?'

# રણમાં ખાબોચિયું

એક મોટું રણ હતું. તે રણમાં એક વખત એક કરોડપતિ શ્રીમંત, એક ચિત્રકાર અને એક વિજ્ઞાનશાસ્ત્રી, એમ ત્રણ મુસાફરો ઊંટ પર બેસી મુસાફરી કરતા હતા. સવારમાં તો તેમણે ભાતામાં આણેલ પૂરી ને થર્મોસમાં રાખેલ ચાહનો નાસ્તો કર્યો હતો.

પણ મધ્યાહ્ન થયો એટલે ભૂખ અને તરસ તેમને સતાવવા લાગ્યાં, પરંતુ રણનો છેડો ક્યાંય દેખાતો નહોતો. પાણીની શોધ કરતાં તેમને એક નાનું ખાબોચિયું નજરે પડ્યું.

ત્રણે મુસાફરો ત્યાં ઊતરી પડ્યા અને ખાબોચિયા સામે જોઈ વિચારવા લાગ્યા. તરસ તો હતી, પણ તેની તૃપ્તિમાં સ્વમાન આડે આવતું હતું.

શ્રીમંતે પહેલાં કહ્યું, 'મારે ત્યાં બગીચામાં નાની એવી પુષ્કરણી છે તે પણ આના કરતાં દસ ગણી મોટી છે. આને તે કોઈ તળાવડી કહે? ગંદુ ખાબોચિયું છે. કોઈ સિન્ધુ જેવી નદીને કિનારે આપણે પહોંચ્યા હોત તો પણ ઠીક હતું. પ્રોફેસર સાહેબ, આ પાણી પીવા માટે લાયક ખરું?'

શ્રીમંતના પ્રશ્નની આગમચ જ વિજ્ઞાનશાસ્ત્રીએ તેમની કાચની નળીઓ અને રસાયણના મિશ્રણો તૈયાર કરી પાણીના નમૂના ઉપર પ્રયોગ કરવો શરૂ કરી દીધો હતો.

ચિત્રકારે પોતાનો અભિપ્રાય આપ્યો: 'ચિત્રને યોગ્ય પણ આ દૃશ્ય નથી. મોટાં તાડનાં ઝાડ, લીલોતરી કે થોડાં ફૂલઝાડ એવું કાંઈ પણ તત્ત્વ ચિત્રની પશ્ચાદ્ભૂમિ સર્જવા યોગ્ય અહીં નથી. છે ફક્ત ખજૂરીનું નાનું એક ઝૂંડ અને આ ખાબોચિયું!' તેણે ઘૃણાથી ખાબોચિયા તરફ જોયું: 'જરાક ઠીક સ્થળ હોત તો એકાદ સરસ દૃશ્યચિત્ર હું સર્જી કાઢત. પણ આ ખાબોચિયું?'

વિજ્ઞાનશાસ્ત્રીનો પ્રયોગ પૂરો થયો અને તેણે કહ્યું, 'આ પાણીમાં જિંદગીને નુકસાન થાય એવાં ઝેરી તત્ત્વો તો નથી, પણ પાણી પીવાને યોગ્ય ન ગણાય.' અને તેણે પાણીનું પૃથક્કરણ કરતાં તેમાંથી જણાયેલ દ્રવ્યના ટકાઓ કહી બતાવ્યા, જે યાદ રહી શકે તેવા નહોતા. પૃથક્કરણ બહુ જ વિગતવાર અને સ્પષ્ટ હતું.

હવે ત્રણે જણ સૂર્યના પ્રચંડ તાપે અકળાઈ ખજૂરીના ઝૂંડના છાંયડે સંકોડાઈને બેઠા.

આખરે શ્રીમંતે પોતાના ખલતામાંથી સોનાનો પ્યાલો કાઢ્યો અને ઊભા થતાં કહ્યું, 'મને તો ખૂબ તરસ લાગી છે. ગમે તેવું પાણી હશે તો પણ ચાલશે.'

'અહીં તો તરસથી કંઠે પ્રાણ આવ્યો છે. હું પણ થોડુંક પાણી પી લઉં.' ચિત્રકારે પણ ઊઠતાં ઊઠતાં કહ્યું.

'મેં કહ્યું હતું ને, કે પાણીમાં જિંદગીને નુકસાન કરે એવું ઝેરી તત્ત્વ કોઈ નથી. મને પણ તરસ લાગી છે. હું યે જરા તબિયતના ભોગે પણ પાણી પીશ. હવે પાણી સિવાય રહી શકાય તેમ નથી.' વિજ્ઞાનશાસ્ત્રીએ કહ્યું.

ત્રણે જણ પાછા ખાબોચિયા પાસે ગયા, ને સોનાના પ્યાલામાં જેવું ખાબોચિયાનું પાણી લેવા જાય છે ત્યાં મુદ્દલ પાણી નહોતું: એમનાં ત્રણે ઊંટ પાણીથી ફાયદો થશે કે નુકસાન તેની પરવા કર્યા સિવાય સઘળું પાણી પી, નિરાંતથી જરા દૂર જઈ બેઠાં હતાં.*

રસસિદ્ધિ

*એસ્ટર પેરીન પરથી.

ચન્દ્રવદન ચીમનલાલ મહેતાની

આત્મકથા

# બાંધ ગઠરિયાં



ત્રણ મજલાનું મામાજીનું ઘર સારું, પણ રંગ ભીખનો. એટલે કે એને રંગાવવું હોય ત્યારે એના પૈસા બીજા આપે. મોટે ભાગે તો દોસ્તદારો જ પૈસા ચૂકવી દે. રિવાજ કહો, વહેમ કહો, પણ એમ હતું ખરું. અને જ્યારે રંગવાનું હોય–કે ફક્ત ચૂનો ધોળાવવાના હોય ત્યારે વસરામ ખારવો ને મંછા મજૂરણ જ આવવાનાં. વસરામ ખલાસી ભૂખરું પહેરણ પહેરતો, ને પાકા રંગમાં કાળેલ ગણાતો. આમ ખારવા ખલાસી રંગવાનું કામ પણ કરતા એની મને એ વખતે તો કશી નવાઇ લાગી નહોતી, પણ આજે એનું કારણ શોધવા જિજ્ઞાસા થાય છે. મારા મિત્ર ધનસુખલાલ મહેતા કહે છે કે વહાણો પર રંગવાનું કામ એ લોકોને કરવું પડતું એથી. મંછા ઘરડી, ઊંચી, ગોરી, ખડતલ, મીઠા અવાજની બાઇ હતી. મજૂરણ ખરી, પણ મારી માશીઓને નંદી, ચંદી, એમ કહીને જ બોલાવે; પોતાની નાની છોકરીઓ જેવી જ ગણે. મને તો બાબલો પણ કહી નાખે. બપોરે ચવેણું ખાવા બેસતી ત્યારે અલકમલકની વાતો કરતી.

વસરામ એનો ભત્રીજો. ખારવો ગોળમટોળ, બાંધી દડીનો, ઓછાબોલો, હસમુખો ને મહેનતુ. જમીન પર ટીપું પાણુ પડ્યા વિના, મીંતનસર કૂચડો મારી ઊભે હાથે ભીંત તો એ જ રંગી જાણે. પણ જે હલકે હાથે અહીં રંગવાનું કામ કરતો, તે જ હાથે એ વહાણના મજબૂત રસ્સા ખેંચી જાણતો ને હલેસાં મારી જાણતો.

તમે કહેશો કે હોળીની વાતમાંથી આ ખલાસીઓની દુનિયામાં ક્યાં પેઠા? વસરામ મામા હોય ત્યારે એ, નહિ તો મંછા, હોળીના પાંચ દશ દિવસ પહેલા એક આંટો મારી જતી, ને ગીસ જોવા આવવાનું નોતરું આપી જતી. માશીઓ કહેતી : 'મંછા! અમે આવડાં મોટાં થયાં પણ, તેં અમને તમારી માછીઓની ગીસ નહિ બતાવી.' તો મંછા કહેતી : 'ચલ હટો; તમે તો નાનલીઓ હજી. એ તો મોટા શેઠ ને મોતીભાઈ, બેને બોલાવવાના. વસરામ આવતાં સરમાય એટલે હું આવેલી. બાકી એમાં બૈરાંનું કામ જ નહિ.'

એ જોવા જવાનો મારો યે વારો બહુ મોડો આવ્યો. મામાજી તો નહિ જ લઈ ગયા, પણ એક વખત એ નહોતા જવાના, ત્યારે એમના દીકરા મોતીભાઇ અને હું ઊપડેલા. નાનપુરાની ખાડી આગળથી એ ગીસ નીકળતી, તે અમે રાણીના બાગ આગળથી જોઇ હતી. એ ગીસ પણ ધૂળ પડવાને બીજે દિવસે નીકળતી, પણ સાંજે.

એમાં નગારાનો ધમાધમાટ ન રહેતો. પણ દશ પંદર ટોળાં જુદાજુદા વેશ કાઢતાં. બપોરથી જ બધા છાંટોપાણી લેવાનું શરૂ કરતાં અને સાંજ સુધીમાં તો તાડીના કંઈક મટિયા પૂરા થઇ જતા. ને પછી સાહેબ-મડમ, શેઠ-શેઠાણી, એવાએવા વેશ કરી, ગાડીમાં કે પગે ચાલી નીકળતા ને ફાટચું ફાટચું બોલતા. મોટે ભાગે તો એમની ભાષા જ એવી કે માંડમાંડ સમજ પડે; પણ ચેનચાળાથી સમજણ પડી જતી. જોનારાની ઠઠ એમને ઉશ્કેરતી, એટલે એ લોકો ચગતા. ને બે ત્રણ દાતાર જમશેદજી કે કાવાજી શેઠ તે દહાડે એકેક કોટલું પીવડાવતા, એટલે મામલો પૂરો ચગડોળે ચઢતો.

રાંદેરમાં પણ માછીની ગીસ નીકળતી. એ જરા જુદી રીતે ને જોવા જેવી નીકળતી. એનો વાર દહાડો મુકરર નહિ. પણ હોળી પછીના અઠવાડિયામાં જ નીકળતી. સુરત-રાંદેરના માછીઓ એકઠા થઇ એ ગીસ કાઢતા. બધાને માફક એવો દિવસ નક્કી થતાં આખા શહેરમાં તેમજ કસબે રાંદેરમાં તાર ટેલિફોન વિના વીજળીવેગે ખબર પડી જતી. અને એ જોવા મામાજી અમને લઈ જતા.

રાંદેરમાં છોટુભાઈ શેઠને ત્યાં અમારી બેઠક થતી. નગરશેઠ દેખાવમાં ભૂરિયા–ગોરા, પાંપણ પણ સફેદ; ને મોઢામાં સોનાના દાંત મુકાવેલા, તે હસતા ત્યારે જોવા જેવા લાગતા. મામાજીનો તકિયો ખારસો મોખરે રહેતો. ઓટલા પર બીજા પણ મહેમાનો આવીને બેસતા, અને એમાં મહંમદ ભામ, નૂરા ડોસા, ઇસ્માઇલ પીપરડી શેઠ વગેરે ભભકાબંધ કપડાં પહેરી મંડળીને શોભાવતા. એ શાનદાર બેઠકમાં નકશીદાર હુક્કો ફરતો, પાન-સોપારીનો ખૂમચો ફેરવાતો, મોરમુખી ગુલાબદાનીમાંથી ગુલાબ-જળના છંટકાવ થતા, અને મહેમાનોની સાથે છોટુભાઇ નગરશેઠ રોકડ રૂપિયાની કોથળી રાખી બેસતા.

ડંકા-નિશાન વગાડતા ઘોડેસવારથી ગીસ આવવાની આગાહી થતી. એકબે નગારાંવાળા તડડ તડડ કરતા આવતા. પણ પછી નગારાનાં ટોળાં નહિ, પણ તરેહતરેહના વેશ આવવા શરૂ થતા.

અમે બેઠા હોઈએ ત્યાં હાથમાં લાંબી ઘર માપવાની ઇંચ-ટેપ લઈ એકાએક એક માણસ ચઢી આવતો. એની સાથે દફતર લઇ બેત્રણ પટાવાળા પણ આવતા.



'એઇ સિપાઈ!'

'જી, સાબ!'

'ઘરકા દરવાજા બડા છોટા હય.'

'રહનેવાલે ભી તો, સાબ, છોટા હય.'

'ચૂપરહો દરવાજા તોડ ડાલો, ઓર તોડ કર મંછા-પાલટીકુ રપોટ કરો'.

'અભી લાતા હું સાબ.'

'ક્યા?'

'કુહાડી ઓર કોદાળી.'

મારા સમ! કુહાડી-કોદાળી લઇને મારા બેટા હમણાં ઘર ખોદી નાખશે એવો નાટક કરી મૂકે! પછી વળી નૂરા ડોસા હસતા હસતા સમજાવે : 'અરે, જાને દો. કલ ઘર ફિરસે બાંધેગા.'

'તુમ જામીન?'

'હાં, હમ જામીન. ઓર દેખો, આજ દંડ કર કે જાને દો.'

એમ કહે એટલે નગરશેઠ કોથળીમાંથી રૂપિયો કાઢી આપે. તે વળી ઓછા પડે તો બીજો તગાદો! એટલે બે આપે. એ લઇને મંછીપાલિટીનો વેશ જરા આગળ જાય કે સાહેબ જેવાં કપડાંમાં ગળે 'ટેકસકોપ' લગાડી એકાદો બજરંગ આવ્યો જ છે! ને સાથે કોમોડ કે એવું જ કંઈ વાસણ લીધું હોય! પહેલાં તો શેઠની નાડ પકડે. છાતી પર 'ટેકસકોપ'માં બેરવેલું ફોનોગ્રાફનું કટાએલું ભૂંગળું મૂકે, અને જેટલાં આવડે એટલાં દરદોનાં નામ બોલી જાય! સાથેનો

કંપાઉન્ડર નીચે ઊભેલા ટોળીવાળાને બધું લખાવે. આખરે ડાક્ટરનો ગંભીર ચુકાદો આવે: 'ઈરપીતાલકા સોદા.'

બધા: 'તો લે ચલો!'

'કોનસી?'

'બાગલી કી!'

પણ એટલામાં તો નગરશેઠ 'હવો આ ફી,' કહી બે પોળિયા પકડાવી દે, કે ડાક્ટર ટોપી ઉતારી બાઉ (નમન) કરીને સલામ કરી ચાલતી પકડે.

એવા જાતજાતના—ઇજનેરના, મારવાડીના, પરતાગિયાના, સાધુ-ફકીરના, વકીલના, વેપારીના વેશ કાઢે. દરેક ટોળીમાં એકેક બિલાડી હોય. આ બિલાડી તે નવરાત્રિમાં ઘેરૈયા ઘૂમવા આવે તેમાં રહે એવી જ જાતની બિલાડી. એટલે કે આમ તો માણસ, પણ વેશ એવો કરે! રંગલાનો કહો, ચાકિયાનો કહો, જોકરનો કહો, યા સારી ભાષામાં વિદૂષકનો કહો;—આરુય વિદૂષક. ફૅન્સી લેંઘો પહેરે. ઉપર સ્ત્રીની ચોળી યા કાંચળી પહેરે. ગળામાં બળદના ઘૂઘરા લટકાવે. હાથમાં ડાળખા જેવી લાકડી રાખે. અને માથે તો હમેશાં અંગ્રેજની હૅટ; પણ ઢંગધડા વિનાની: સ્ટ્રૉ, ફૅલ્ટ, પીંછિયા, પિક, સોલા, ગમે તે જાતની. અને એમાં પીછાંનો પાર નહિ! એક વાર તો એક જણે ટૉપહૅટમાં એક નાનો પંખીનો માળો જ ખુબીથી બંધાવી દીધેલો અને ચકલીચકલી બેસાડેલાં! તેના પગે ઝીણી દોરી બાંધી છેડા ટોપી સાથે બાંધી રાખેલા, ને ટોપીને પોતાની દાઢીની આસપાસથી ફરતા રબરે પોતાને ગળે બાંધી રાખેલી, તે ચકલી ઊડઊડ કરે, અને પાછી ટોપીમાં! ચાલતાં-ચાલતાં ટોપી ઉપર બાંધેલી નાની પવાલીમાંથી એને માટે દાણા નાખે, અને કંઈ કંઈ ખેલ કરે! ગમે તેના ઘરમાં ઘુસી જાય, ચાળાચસ્કા કરે, ફડફડાટ અંગ્રેજીમાં જ વાત કરે: સમજે



એનો બાપ! અને જતાંજતાં 'ગૂડ મૉરનિંગ મિસ્ટર નગરશેઠ. ગૉડ હેલ્પ યૂ' કરી પૈસા લઈને જાય. આ વેશ તે 'બિલાડી.' એક તો વળી 'જભ્ભો' પહેરીને આવતો. અને એ જભ્ભો એટલે શું? આખું ઘર એના પર. એક નાનું ઝાડુ, બાંગેલું હરિકેન ફાનસ. રોટલી વણવાનું વેલણ, એકાદું ખાસડું, એવું જાતજાતનું એના પર લટકાવેલું હોય! એ બધા ભેગા સાથે એક જૂની ચોપડી પણ બાંધતો, અને નગરશેઠની હવેલી આગળ, પગથિયાં ચડી, સ્ટાઈલમાં એસીરાઈથી ચોપડી ઉપાડી, મન ફાવે તેમ બોલતો. કથા બી કરતો. અને આખરે 'સૉંગ' ગાતો; પણ બધાને ખુશ કરી જતો. આહોહો કેટકેટલી એવી 'બિલાડી'ઓના વેશ મારી નજર આગળ તરે છે!

તે વરસે એક વેશે તો દંગ કરી દીધેલા. અમે બેઠેલા ત્યાં જ ચોકાએક ભૈયો આવીને ઊભો અને એમાંથી પાપડી-અંગરખું પહેરી એક જણ ઊતર્યો. હાથમાં ચોપડો. આબેહૂબ મામાજીનો જ વેશ! એમની ઢબે જ પગથિયાં ચડી, બરાબર એમની જેડે જ તકિયે ગોઠવાઈ, બાપનું શરૂ કર્યું, મૂછો પણ મામાજી જેવી જ બનાવેલી.

'અરે નગરશેઠ! આટઆટલાં વરસથી કારકે તમારા હાથ લઈડા, ફરતાવેળે કીધા, ચુકમામાં લઈખાં. અને આખરે તમારું બિલ પણ કરી નાંખ્યું. પણ અમારી ફી તો હજી બી આપેલી નહિ! તે તમે શું કહેવા માંગતા છો? આ અમારું બિલ. રાજ પડેલી કે?'

હસાહસ ને ભારે ગમ્મત! એક્કો પણ અમારો જ—અમે પાછળ છોડેલો ત્યાંથી જોડી લઈ આવેલા! છોટાભાઈ નગરશેઠે પણ જ્યારે એને પાનસોપારી આપ્યાં, અને મામાજીને આપતા તેવા જ ગરતળાથી ફુલગોટા આપી તે પર જાતે ગુલાબજળ છાંટ્યું ત્યારે તો વાહવાહ થઈ ગઈ! મામાજી સુદ્ધાંએ અને બીજા મહેમાનોએ એને ગજવામાંથી ગુંજાશ પ્રમાણે આપ્યું હતું.

જતી વખતે નૂરાડોસાએ રૂપિયો આપતાં કહ્યું 'લે. જો આજે તારાથી પિવાય એટલો પીજે પણ પછી કાલે કંઈ નહિ. સમજ્યો વસરામ!'

'જી' કહી વસરામ અને એની ટોળી એક્કો હંકારી ગઈ,—એ જ મામાજીની ઢબે!

'તે નૂરભાઈ, તમે એને ઓળખો છો?'

'હા રે, વસરામ મારાં વહાણ પી તો હજી હજી ચલાવે છે ને? એક વાર તો બસરા લગ મોકલ્યો'તો.'

પાછા ફરતાં મામાજી વસરામની વાતો કરતા. પણ મારા મનમાં તો પેલી જાતજાતની 'બિલાડી'ઓ જ ઘોળાયા કરતી.

ના, હજી હોળીની કહાણી પૂરી નથી થઈ. એ ચારપાંચ દિવસમાં હોળીઓનું 'એસોટેરિક સર્કલ' ખાનગીમાં મસલત કરી લેતું. દિવસ અને છાપો મારવાની જગ્યા નક્કી થતાં સમય જાહેર કરવામાં આવતો. ત્યાં ચૂપચાપ પાંચદસ જણા અંધારું થતાં ડાઘુવેશે એકઠા થઈ જતા. અને તરત જ વાંસ, દોરડી અને આગની દોણી લઈ બાકીના આવી પહોંચતા. મને યાદ છે કે આ ચોકો હમેશાં અમારા ઘરની પાછળના ચોકમાં મંડાતો. ત્યાં ઓટલા પર બરાબર ઠાઠડી બંધાતી, અને વાંસને એવી સિફતથી ગોઠવવામાં આવતું કે ઉપર ઓઢણું ઓઢાડતાં અને કાથાની દોરડીએથી મજા આમળથી બાંધતાં બરાબર મુડદું લાગે. ઠાઠડી બંધાઈ રહે કે 'ઓ મારાં પ્રેમકાર ડોશી રે'ની પોક મુકાવી શરૂ થતી અને હાહારોળ મચાવી મૂકતા.

અમારી બરાબર પાડોશમાં મામાજીના છોકરા મોતીભાઈના ખાસ દોસ્ત જગમોહનદાસ રહે. એને અમે સૌ 'દાદાભાઈ'થી જ ઓળખતા, અને હજી ઓળખીએ છીએ. એમનાં દાદી તે મેગાકાર. બારસો સિત્તેર-પંચોતેરની ઉપરનાં. એ ડોશી એવાં કે મરે જ નહિ. કેટલી યે વાર જમને જવાબ દઈ આવ્યાં હશે. અને સ્વભાવે કંજૂસ. હોળીમાં મહોલ્લામાં જે કોઈ એંશીને આરે આવી પહોંચ્યું હોય એવાં ડોસાંડગરાંઓની યાદી તૈયાર જ હોય, અને તેની ઠાઠડી મંડાતી. ડોશીમા બારીએ આવી ખૂબ ગાળો દેતાં 'મૂઆઓ, રોયોને તમારી મા-બેનોને! હું એમ નથી મરવાની! તમને હું ભારે પડી? બળ્યા તમારા અવતાર! મરો તમે…' વગેરેથી શરૂ કરીને ડોશી ગાજવીજમાં ગાજભૂજ ચોપડતી. એ થાકતી ત્યારે બધા ફરી હાહારોળ કરી ઠાઠડી ઉપાડતા અને 'રામ બોલો ભાઈ, રામ' કરતા મહોલ્લામાં ફરતા. એમનું હસાહસની આ ગમ્મત પછી ઠાઠડીને હોળીમાં ફૂંકી મારતા. દરમ્યાન એકાદ વાર આગલે બારણે, બર ફરતા પર ઊભા રહી અમે ડોશીમાનાં છાજિયાં પણ લેતા; અને પાછી પોક પણ મૂકતા. મામાજી કહેતા કે મારા શિવદાસ દાદા ઝરતા ત્યારે એમની પણ ત્રણસાર બરસ આમ ખાટલી કાઢેલી!

કોઈક બીજા મહોલ્લાની આવી ખાટલી અમારે ત્યાં આવી ચડતી.

તો મામલો વિફરી જતો. એક મહોલ્લાની ખાટલી બીજા મહોલ્લામાં લઈ જવાય જ નહિ. લઈ ગયા તો મારામારી. ઠાઠડી પીંખાઈ જાય, વાંસ-દોરડી છૂટાં થાય, અને બાજુએ બાજુ અફળાવા માંડે!

પાઘડીઓ ઉથલાવતા, મારામારીઓ થતી, વેંગણાંઓ ફેંકાતાં, પોક મુકાતી, ટોળ-ઠઠ્ઠો-મજાક-મશ્કરીઓ થતાં, ગાળાગાળની છોળ ઊછળતી, છતાં એ ચાર દિવસનું ચાંદરણું પૂરું થતાં ક્યાંય કડવાશ રહેતી નહિ અને બધું ભુલાઈ જતું હોળીનો તહેવાર એક; મૂળ પડવો ગણો તો બે. તો યે લગભગ આઠ દિવસ આ ધાંધલ ચાલતી. છતાં તહેવાર માણવાને તે પણ ઓછા પડતા. સુરતને દરેક તહેવાર નાનો લાગતો; એથી મોટે ભાગ 'વાસી તહેવાર' કરીને પણ બીજે દિવસે તેને ઊજવવામાં મશગૂલ રહેતા.

એ ચાર દિવસ પછી પાછું દફતર ભરીને ખભે લટકાવી, ચકલે ચકલે ઠરવા આવેલી અરધી સળગતી હોળીઓ જોતા નિશાળે જતાં પગ તો જાણે ભારે પહાડ જેવો થઈ જતો. અને ક્લાસમાં ચિત્ત પરોવતાં તો મેરુ ચળતો હોય એમ લાગતું

'પડી પટોળે ભાત, ફાટે પણ ફીટે નહિ.'

લખ્યું? અને હવે લખો:

'નિમંત્રણ સ્નેહીને શાના? ભલે આવે, ભલે જાયે.'

નિશાળનો ઘંટ વાગતા જ સડસડાટ ક્લાસમાં દાખલ થઈ, બોર્ડ પર ધસી, પાટલૂનના ખિસ્સામાંથી હાથ કાઢી, ચાકથી દર ગુજરાતીના પીરિયડમાં નવીનવી લીટીઓ લખી અમને ફતરાવતા તે, એ ઝડપબંધ છટાથી બોલનાર, લીલો પીળો યા સફેદ આડીવાળો ફેંટો પહેરી આવનાર, મુલાણી માસ્તર અમને સૌને ગમતા. એ વખતે નરસિંહરાવ અમે ઠીકઠીક વાંચી ચૂકેલા અને મુલાણી માસ્તરે—

'મુજ વૃત્તમાં નથી કો નવાઈ, સિવાય પણ હું શું કહું?
પૂછ્યું તથાપિ તમે જ તો હુંનકાર પણ શી રીતે ભણું?'

એ ગોવર્ધનરામની 'વિધવાના વૃત્તાંત'માંની આખી કવિતા પણ ગોખાવેલી; માનચતુર અને ગુણસુંદરી ભણાવેલાં; જુદાજુદા નવાજૂના કવિઓમાંથી સુભાષિતો નોટબુકમાં લખાવેલાં; ને એમ ગુજરાતી ભાષા તરફ સારો પ્રેમ પ્રગટાવ્યો. ઈ. ૧૯૧૬-૧૭માં તો એ સુરત હાઈસ્કૂલમાં હતા જ. પ્રખ્યાત નાટકકાર મૂળશંકર મુલાણીના એ ભત્રીજા, એની ત્યારે તો અમને કશી જ ખબર નહિ. પણ ઈ. ૧૯૪૬-૪૭માં—એટલે કે ત્રીસ વરસે અમદાવાદમાં આર.સી. હાઈસ્કૂલમાંથી પોતે હેડમાસ્તરના આસનમાંથી ફારેગ થવાની તૈયારીમાં હતા ત્યારે, એ નિશાળમાં ભાષણ કરવા મને પત્ર લખી નોતર્યો હતો તે પ્રસંગે એમની છાતી ગજગજ-ફૂલતી હતી. પણ વિદ્યાર્થીઓ સમક્ષ એમણે મારે માટે જે શબ્દો ઉચ્ચાર્યા તે સાંભળી હું ગળગળો થઈ ગયો હતો; અને ભાષણ પછી પ્રમુખ તરીકે, તે સુંદર સવારે, એમણે વિદ્યાર્થીઓ તરફથી હાર પહેરાવ્યો ત્યારે તો મારાથી રડી જ પડાયું! એ મુલાણી માસ્તરે ગુજરાતી ભાષા પ્રત્યે ઉત્પન્ન કરેલો ભાવ અમે કદી ભૂલી શકીએ એમ નથી. ખરેખર, ગુજરાતીના ભણતરમાં આખા અભ્યાસક્રમ દરમ્યાન એ જ એક ખારા સાગરમાં મીઠી વીરડી જેવા હતા.

બાકી બીજા બેત્રણ અપવાદ સિવાય અલફાતૂ માસ્તરો તો ઘણા હતા. કોઈને અમે 'બાટલો' કહેતા તો કોઈને 'ખડબૂચો' કહેતા. ઘણાના ચાળા પાડતા, અને વખત જોઈને પજવતા. નવો માસ્તર આવ્યો અને નવ દા'ડામાં પાધરો ન ચાલ્યો તો એની ગિલ્લી ગુલ કરી નાખતા. એક માસ્તર કાળો ડગલો પહેરીને હમેશાં ભીંતને અઢેલીને ઊભા રહેતા. ત્યાં સફેદ ભીંત પર ઊંધે અક્ષરે ચાકથી અમે 'એ, ડબલ એસ' લખી રાખતા. એટલે કે તરત ડગલે 'ASS' પડમો

જ છે! ખુરશી પર ગોખરુ ધર્યું છે; દાબડીમાં માંકડો લાવી ખુરશીમાં એની વસાહત વધારી છે; ચાકની ચોરીઓ કરી છે; રજિસ્ટરો સંતાડ્યાં છે; શાહીના ખડિયા ફોડ્યા છે; બારીઓ બગાડી છે; અને એવાં એવાં એ કરતૂકો માટે આજે જરા પણ પસ્તાવો થતો નથી. ઊલટી જાત પર ચીડ ચડે છે, કે ભણ્યા પછી પણ ઘણાં વરસો સુધી નિશાળોનાં આ કારખાના ચાલુ રહી શક્યાં છે! માસ્તરોના નમૂના રોટલો કમાવાને આવે એ સમજી શકાય એવી વાત છે, એમની બિનઆવડત ઢાંકવા પ્રયત્ન કરે તે પણ ધ્યાનમાં ઊતરે એવી વાત છે; પણ એમાંના કેટલાક તો સાવ ડફોળ, જંગલી, ખદબિજાછ, છોકરાઓ પ્રત્યે સહાનુભૂતિ કે સમભાવ વિનાના, પોતાની જાતને કોઈ દેવસ્વરૂપ માની અજબનો ફાંકો રાખનારાઓ, પહેલાં પોતે કેળવાય પછી કેળવણીખાતામાં દાખલ થાય એમ અમે જરૂર ઇચ્છતા.

તેમાં યે ઇન્સ્પેક્ટરનો ફાંસ તો છવલેણ હતો. વિદ્યાર્થીઓનાં સ્વમાનને હણનારો, એમના સ્વતંત્ર માનસને ખીલતાં અવરોધે એવો હતો. કોઈ સાપેં કે લૉરી ગોરો ડી. પી. આઈ. નિશાળની મુલાકાતે આવવાનો હોય એના પંદર દિવસ અગાઉ ઢોલનગારાં વાગતાં. મેમો ફરતા, સાફસૂફી થતી, ચૂનો ધોળાતો, વરસભરનાં બાઝેલાં જાળાં ખંખેરાતાં, અને કેવાં કપડાં પહેરવાં, કેટલી સ્વચ્છતા રાખવી, કેમ બેસવું વગેરેની ઝીણી સૂચનાઓ અપાવી શરૂ થતી. એ તો ઠીક, પણ બેત્રણ દિવસ આગળથી તો માસ્તરો એકનો એક પાઠ લઈ એનાં સવાલજવાબ તૈયાર કરાવતા, અને ચોક્કસ છોકરાઓને તૈયાર પણ કરી રાખતા. કેમ ઊભા થવું, કેમ ચોપડી ઝાલવી, ન સમજ પડે તો 'બેગ યૉર પાર્ડન સર' કેમ બોલવું, એમાં 'સર' કેવી રીતે ઉચ્ચારવું, એની રીહર્સલો થતી અને જાણે કોઈ મોટો 'હાઉ' આવવાનો છે, જીવતા જ મારી નાખશે, જો જરા ભૂલ થઈ તો આભ ધરતી પર તૂટી પડશે, એવું જાતદ વાતાવરણ તૈયાર કરાવાતું. કૉમ્પાઉન્ડમાં કાગળની કાપલી સરખી ન મળે, ઝાડનું સુકાએલું પાંદડું ન જડે, એવી સ્વચ્છતા રખાતી. એને ઘોડાગાડી નિશાળના પોર્ટિકોમાં આવીને ઊભી રહેતી કે આખી નિશાળમાં સનસનાટી વ્યાપી જતી.

સાહેબ વળી પોતાની ખુરશી સાથે લાવે, તે પટાવાળો વગેં વગેં ફેરવે! સાહેબ સામે દફતરી હેડમાસ્તર ઊભે પગે દોડે. નવાસવા



માસ્તરને તો પરસેવાના રેલા જ વળે. સાહેબ ક્યાંક પાંચદસ મિનિટ તો ક્યાંક વધારે પણ બેસે. જેવો એ 'બડફો' વર્ગમાં દાખલ થાય કે ફડાક દઈને બધા ઊભા થાય. અને માસ્તરની અગાઉની સૂચના પ્રમાણે 'સિટ ડાઉન' કહે નહિ ત્યાં સુધી કોઈ બેસે નહિ. એ ઇન્સ્પેક્ટરોને અમે 'બડફો' કહેતા: દેખાવમાં એવા જ લાગતા.

જતો હોય તો તેની પાસેથી ઝૂંટવી લીધો હોય, એના બધાના હિસાબો નીકળતા, ફરિયાદો સંભળાતી, ઠપકા મળતા, નિવેડા લવાતા.

પતંગ તો આવ્યા, પણ માંજાનું શું? થોડા દિવસ તો ગયા વરસનો સાચવેલો દોર ચલાવાતો. પણ ચાલુ સાલ માટે રવિવાર મુકરર થતો. બપોરે જમીને મોતીમામા ને હું સ્ટેશન તરફ ઊપડતા. સાથે મોતીમામાના દોસ્ત વેણીલાલ આવતા. વેણીલાલ પતંગનો શોખીન; લીમડાફળી પર રહે, પણ પોતાની અગાશી નહિ, તેથી અમારે ત્યાં પતંગ ચડાવવા આવે. માંજો ઘસનારો ફુરતાદ એણે શોધી કાઢ્યો હતો. હરિપુરા નજીક એક જગ્યાએ અમારો રસાલો જતો. સાથે ગેંડા છાપનાં બેત્રણ બાકસો લઇ જતા. ગેંડા છાપ નં ૪ એટલે આખરનો દોરો. જરા મોંઘો પણ ટકાઉ. બાર ફિરકાનો દાબડો. હોંસેહોંસે પરામાં એક્કો હંકરાવીને ગયા. ત્યાં માંજો ઘસનાર તો મારો જાણીતો નીકળ્યો. નામ એનું કેમે કર્યું યાદ નથી આવતું, પણ શિકલ બરાબર ધ્યાનમાં છે. છગન દાણુ અને હું અહીં ત્રણચાર વાર ભમરડો ઉતરાવવા આવ્યા હતા. ખાટલાના પાયા પણ એ ઉતારતો. લાકડાનો એક ઘોડો સંઘેડા ઉપર ચડાવી પગના સંચાથી તે ફેરવતો અને જમણે હાથે છીણી વડે જરા વારમાં તો પાંચ છ નાના નાના ભમરડાના આકાર ઉતારવા માંડતો. બરાબર પૂરો ઘાટ થઈ રહેવા આવે એટલે અમને પૂછે: 'બોલો, ચોટલી કેવી? માથે સપાટ છાપરી યા એક કે બે ચોટલી?' જેવી જેની માગણી તે પ્રમાણે અમને છોલી આપતો અને તે પર જુદાજુદા રંગના લાખની લાકડીઓ વડે કહીએ તે પ્રમાણે રંગ ચડાવી આપતો. ત્યાર બાદ ભમરડા છૂટા પાડી એમાં પોતે જ શારડીથી કાણું પાડી, ત્યાં આર ઘાલી, તેને તીણી ઘસી આપતો. થોડી જ મિનિટનો સોદો, પણ એ જે જાતજાતના ભમરડા ઉતારતો તે જોવાની ખૂબ મઝા પડતી.

એ જ માંજો ઘસતો. કણકની લૂગદીમાં કાચની બારીક ભૂકી મિલાવી, બે દૂર દાટેલા થંભા ઉપર ખોડેલા લાકડાના ખૂંટા ઉપર પહેલાં વીંટાળી રાખેલી દોરી પર હાથમાં લૂગદી પકડી દોરી ઘસતો. એમાં પણ કારીગરી છે. કાચ વધારે નંખાય તો તે પણ બેહૂદું: સુકાતાં ખરી પડે. વળી બીજાની પેઠે લાલ લીલો રંગ નાખવાની પણ એ તો વિરુદ્ધ હતો. રંગીન માંજો દેખાવમાં સારો, પણ રંગની સાથે કાચ પણ ખરી પડે; એટલે અમે તો રંગીનનો મોહ હોવા છતાં સફેદ જ માંજો ઘસાવતા. કલાકેક રહી સુકાતાં પરતી (ફાળકી) પર ચડાવી ઘેર લાવતા. બેત્રણ રાત ઉપર અગાશીમાં ઝાકળમાં તેને ઠારવા મૂકતા ને દિવસે તડકે રાખતા, એટલે માંજો બરાબર ઠરીને પાકો થતો ગણાતો. ઉપરાંત દોરીના પિંડા પણ થોડા લેતા. હાથની ગૂંચળી બનાવી, તેને વીંટીવીંટીને જાતજાતના આકારનું લાલ ભૂરા કાગળે વીંટાળેલું માંજાનું પિંડલું પણ હાથકારીગરીનો એક નમૂનો ગણાતો. માંજો ઘસનારો વરસ દરમ્યાન છાયલ-સાળુ પણ રંગતો. આમ, એ ત્રણ કારીગરનાં કામ કરતો.

આઠ દિવસ રહીને ઉતરાણ! જીવ કેમ ઝાલ્યો રહે? વચ્ચે રવિવાર આવતો તો સવારની કંડીમાં જ અગાસીમાં. કોઇ ઝૂલતો ડોલતો કનકવો મર દોરીએ કપાઈને આવતો પકડ્યો હોય તો દિવસ સહી. ખાવુંપીવું બેરસલ્લા! શું જાણે દુનિયાની દોલત મળી ગઇ! નિશાળમાં પણ એ જ વિચાર, ને એ જ વાતો. આ સ્થિતિમાં મોમના ગારતરની ડ્રિલ કેમ થાય? કલાક કલાક સાંજે ખુલ્લી હવામાં અગાશીમાં દોડધામ કરી, આકાશ તરફ જોઈ, દૂર નજર કરી, ઠૂમકાઓ મારી, દાદરા ચડઊતર કરી, આભમાં રંગોની મિજલસ ઉડાવીએ, તે કસરત નહિ? પછી એ રજા ન આપે તો જૂઠું કેમ ન બોલીએ?

પણ ઉતરાણના દિવસની તો રજા પડતી. સુરતને તહેવારો ઓછા પડે છે, એટલે શહેર વળી બીજે દિવસે વાસી 'ઉતરાણ' પણ ઊજવે! એ બીજા દિવસની પણ અમે રજા પડાવતા. એ બે દિવસ આકાશમાં પતંગોની મેદહિલ ઉડાવતા. ઘરના લોકો કહેતા કે રાતે ઊંઘમાં પણ મોટેથી 'એ...કાઈ પો...છા!' એમ બૂમો પાડી ઊઠતા. સંક્રાંતિની આગલી રાતે વાંસડા પરનું ઝરડું ખોરવાઈ ગયું હોય તો તે નવું લાવી બરાબર બાંધતા. વહેલી સવારે કયો પતંગ પહેલો ઉડાવવો એ નક્કી કરતા. ફાટેલા કનકવા સાંધવા ગુંદર અને બને તો લાહી માગી લાવી તૈયાર રાખતા. ચાર પાંચ વાગ્યે તો ઊઠીને ગરમ કપડાંમાં વીંટળાઇ ઉપર પહોંચી જતા. કપાઈને આવતા કનકવા પકડવા જીવ તાળવે રાખતા. પછી આહિસ્તે રહીને મુકરર પતંગને મુકરર માંજા પર મુકરર સમયે ઉડાડી ઉત્તરાયણમાં પ્રવેશતા સૂરજદેવને અંજલિ આપતા. પવનનું ઘર સારું હોય તો ખૂબ મજા આવતી. પવન પડેલો હોય તો નાસિપાસ થઇ બેસી રહેતા ને ટોળટપ્પાં મારતા. અને જો સુસવાટો ભારે હોય અને ચડાવતાં જ પતંગ તૂટીને રસ્તો લે એમ હોય તો નાના પતંગ લેતા. ચોમેર 'કાઇપોછ'ની યા જરા શરમાં આવેલાની 'કટ્ટાહ'ની ચિચિયારીઓ ઊઠ્યા કરતી તે સાંભળતા અમે પણ તેમાં સામેલ થતા. એકાએક, ઝોલાં ખાતો, મદમસ્ત હાથીચાલે આવતો કોઈ ભારી કનકવો જો ઝરડાથી પકડતા તો 'પકડેલો...છ' કરી ચીસ નાખતા, અને હજી એને જરા સ્થિર કરી, ઉતારવાની તજવીજમાં રહીએ એટલામાં તો, કોઈ અદેખો પાછળથી વધતો વધતો આવી પેચ લઈ કાપી નાખે તો ખિસિયાણું મોં કરી રડવા જેવા પણ થઈ જતા.

પાઘડી ને બદન પહેરી મામાજી આઠેકને શુમારે ઉપર આવતા. તે પહેલાં ચાપાણી ઉપર જ થતાં; પણ ચામાં જીવ શાનો ચોંટે? આસપાસની બધી અગાશીઓમાં આવી જ ઠઠ જામતી. ગમત ગિલ્લી તો નીચી અગાશી છોડી ઊંચા છાપરા પર માદલું નાખી



ત્યાં જ મુકાવતો. જરા આઘે અલ્લક ઝોળી લાલચટક પાઘડી અને ગુલાબી શાલ ઓઢી ઠસ્સાથી સુરતી પતંગ ઉડાવવાની તૈયારી કરતા. પાછળ પરતી ઝાલીને ઊભેલા વળી સલાહ આપતા. ત્યાં પાછળથી બે પાળિયા, બારેખમ બાંધી કાઠીના ગજ્જૂલ મોટા પતંગ લોટતા લોટતા 'આજુસે બાજુસે નિગાહ રખો'ની અદાથી વધતા આવતા, જાણે વાદળને વીંટાળતા જતા હોય તેમ. 'અરે અરે! એ તો પેચ છે,—સરીના! ઓ રહ્યા,—ઓ રહ્યા પેચ.' વચ્ચે કોઇ અટવાયા તો સફા! છૂટી પરતીએ પેચ ચાલતા, અને આખરે (અનુ॰ પૃ. ૩૬૦મે)







# કુદરતની અજબ કરામત : હૃદય

**માતાના પેટમાં બાળક પાંચ માસનું થાય ત્યાંથી માંડીને તે માણસની આયુર્મર્યાદા સુધી–૭૦, ૮૦, કે ૧૦૦ વરસ સુધી–તે સતત ધબકયા જ કરે છે. રાત ને દિવસ, આપણે કામમાં હોઇએ કે ઊંઘમાં, મજૂરી કરતા હોઇએ કે આરામ, પણ તે તો વણથંભ્યું,–થાક ખાવા કે મરામત માટે થંભ્યા વગર–અવિશ્રાંત ને સતત ધબકયા જ કરે છે : મિનિટમાં ૭૦ થી ૮૦ વખત; દિવસમાં ૧,૦૪,૦૦૦ વખત; અને ૭૦ વરસના આયુષ્યમાં ત્રણ અબજ વખત: સતત ધબ ધબ, ધબ ધબ, ધબકયા જ કરે છે.**

પ્રાણીમાત્રનું જીવનજળ લોહી છે. એને વિષે વિગતવાર માહિતી આપણે અગાઉ જાણી ગયા. (અંક ૩૦૫). શરીરના રૂંવેરૂંવે પ્રાણવાયુ અને પોષણદ્રવ્યો પહોંચાડનાર, અને ત્યાં ઉત્પન્ન થએલાં વ્યય-દ્રવ્યોને ઘસડીને બહાર લઇ જનાર એ 'જીવનજળ' શરીરમાં ફરતું જ રહે છે અને એ એમ ફરતું રહેવા ઉપર જ માણસની જિંદગી અવલંબી રહેલી છે. દાખલા તરીકે, જો મગજમાં લોહીનું ભ્રમણ માત્ર થોડી સેકંડો માટે પણ થંભી જાય તો માણસ બેભાન બની જાય; અને આ સ્થિતિ વધુ વખત લંબાય તો મૃત્યુ થાય ! જીવન માટે આવા ઉપયોગી એ 'જીવનજળ' લોહીને ફરતું રાખવાનું અને તેને ખૂણેખૂણે પહોંચાડવાનું કાર્ય હૃદય કરે છે.

છાતીના પોલાણમાં બે ફેફસાં વચ્ચે ગોઠવાએલું હૃદય આપણી બંધ મૂઠી જેટલા કદનું અને શંકુ આકારનું હોય છે. તેની ચારે કોર ચિકટ પાતળી ત્વચાનું બે-પડું આવરણ ચપોચપ ચોંટેલું હોય છે. એનું નામ પરિહૃદ (Pericardium). એ પરિહૃદનાં બે પડમાં પાતળું પ્રવાહી 'પરિહૃદ જળ' હોય છે. શરીરના બીજા અવયવો—જેવા કે ફેફસાં, આંતરડાં, ગુરદા વગેરે પણ, પેટીમાં રમકડાં ખડકયાં હોય તેમ પેટના પોલાણમાં છૂટાં નથી હોતાં, પણ તેમની ચારેકોર પાતળા સ્નાયુનું આવરણ કે થેલી હોય છે. પરિહૃદ-જળથી પરિહૃદ મુલાયમ રહે છે. આથી સદોદિત ધબકતું રહેતું હૃદય પોતાની એ સતત ગતિ દરમ્યાન, આસપાસના બીજા અવયવો સાથે ઘસાઇને ઇજા નથી પામતું હૃદય, જાણે કે પરિહૃદ રૂપી થેલીમાં અદ્ધર લટકતું ન હોય તેમ, તે ફક્ત તેના પહોળા ભાગમાંથી નીકળતી મોટી રક્તશિરાઓ દ્વારા શરીર સાથે જોડાએલું છે. બાકીનો ભાગ શરીરની ડાબી બાજુ ભણી ઢળતો, બાજુના અવયવો ઉપર ગોઠવાઇ લટકતો રહે છે.

હૃદય છે તો માંસનો લોચો એ નક્કર નથી પણ પોલો છે. ઊભા પટે તેના બે ભાગ છે: જમણો ને ડાબો. જમણા ભાગમાં શરીરમાં ફરીને અશુદ્ધ બનેલું લોહી પાછું આવે છે, ને ડાબા ભાગમાં, ફેફસાંમાં શુદ્ધ થએલું લોહી આવે છે, જ્યાંથી તે શરીરમાં સર્વત્ર જાય છે.

હૃદયનો એ દરેક ભાગ, વચમાં પડદા વડે બીજા બે ભાગમાં વહેંચાએલો છે. એટલે હૃદયના કુલ ચાર ખંડ બન્યા. એમાં ઉપરના બે ખંડો નાના હોય છે. તેનો આકાર કાન જેવો હોઇ તેને કર્ણિકા (Auricle) કહે છે : જમણી કર્ણિકા અને ડાબી કર્ણિકા. નીચેના ખંડો મોટા હોય છે. તેમાં લોહીનો જથ્થો રહેતો હોવાથી તેમનું નામ રુધિરાશય (Ventricle) છે: ડાબું રુધિરાશય અને જમણું રુધિરાશય. હૃદયના બે ભાગમાં ઓળખ પૂરતા આવા ભાગો પડયા: ઉપર કર્ણિકા અને નીચે રુધિરાશય. કર્ણિકા ને રુધિરાશય વચ્ચે લોહીના અવરજવર માટે દ્વાર (વાલ્વ) હોય છે. આ દ્વારો જમણા ભાગમાં પેરેશૂટ (હવાઇ છત્રી) જેવા આકારના ત્રણ પડદાનાં, અને ડાબા ભાગમાં બે પડદાનાં બનેલાં છે. આ વાલ્વની રચના એવી હોય છે કે રુધિરાશયો સંકોચાય ત્યારે તે બિડાઇ જાય. તેથી કર્ણિકાઓમાં લોહી પાછું ફરતું નથી. હૃદયના ડાબા-જમણા ભાગો વચ્ચે લોહીના અવરજવર માટે સીધો માર્ગ નથી. પણ ત્યાં લોહી પહોંચાડનાર નાડીઓ તો હોય છે.

કર્ણિકાઓમાં લોહી જમા થાય છે ને રુધિરાશયો તેને બહાર ધકેલે છે. આ દરમિયાન હૃદય ધબકયા કરે છે. ગભરાટ, ક્રોધ કે દોડયા પછી, છાતીના ડાબા ખડખે, સ્તનપ્રદેશ ઉપર, જમણા હાથની આંગળીઓ મૂકીએ તો હૃદયના ધબકારા માલૂમ પડે છે. ભયથી બીનેલા બાળક, પંખી કે બિલાડીના બચ્ચાને બાથમાં લઇએ તો આપણા હાથની આંગળીઓ પર એના હૃદયના ધબકારાના આંદોલનો જણાય છે. હૃદયના ધબકારા પ્રાણીમાત્રના જીવંતપણાના દ્યોતક છે. જીવ કયાં વસે છે ? એ પ્રશ્નનો ઉત્તર સંક્ષેપમાં આપવો હોય તો કહેવાય કે હૃદયમાં. કારણકે હૃદયના ધબકારા બંધ થાય તો દેહનું ચેતન ઊડી જાય છે.

હૃદયનું કાર્ય છે ધબકવાનું. એમાં બે ક્રિયાઓ સમાવિષ્ટ થાય છે: હૃદયનું સંકોચાવું (Systole) અને પહોળા થવું (Diastole). પ્રથમ બે કર્ણિકાઓ સાથે સંકોચાય છે. તે સમયે રુધિરાશયો ઢીલાં પડે છે, એટલે કે પહોળાં થાય છે. કર્ણિકાઓના સંકોચનથી રુધિરાશયો લોહીથી ભરાય છે. પછી બંને રુધિરાશયો સંકોચાય છે. આથી લોહી મોટી રક્તવાહિનીઓમાં જાય છે. ડાબા રુધિરાશયના સંકોચનથી લોહી શરીરમાં જાય છે. આ વખતે કર્ણિકાઓ પહોળી થાય છે, જેમાં શિરાઓ દ્વારા શરીરમાં ફરીને અશુદ્ધ બનેલું લોહી ભરાય છે. હૃદયની સંકોચાવાની અને પહોળા થવાની ક્રિયા 'પ્રેશર-પમ્પ' જેવી છે. આ ક્રિયાઓ સ્ટેથોસ્કોપ (દરદીને તપાસવાની ભૂંગળી) દ્વારા

# યોગાસનો

### આપણાં શરીર મન અને જ્ઞાનતંતુઓ ત્રણેને સ્વસ્થ રાખતી વ્યાયામપદ્ધતિ

## ૭ : શલભાસન



આ આસન પૂરેપૂરું થાય એટલે શરીરનો દેખાવ તીડ જેવો થાય છે, માટે એને શલભાસન કહે છે. શલભ એટલે તીડ.

ઊંધા સૂઈ જાઓ. પગનાં તળિયાં ઉપર રહે એવી રીતે પગ રાખો, અને બંને હાથ બાજુમાં મૂઠી વાળીને રાખો. ખભા, દાઢી, મોં, નાક વગેરે જમીનને અડકેલાં રાખો. હવે ઊંડો શ્વાસ લો અને છાતી તથા હાથ ઉપર આખા શરીરનો ભાર રાખી, પગને સીધા રાખી, ઊંચા કરો. ઢીંચણમાંથી પગ વળવા જોઈએ નહિ. જેટલે સુધી પગ ઊંચા લઈ જવાય એટલે સુધી લઈ જાઓ. પણ શરીરનો નાભિ સુધીનો ભાગ જમીનને અડકેલો રહેવો જોઈએ

શ્વાસ રોકી શકાય એટલી સેકન્ડ આ આસન ચાલુ રાખો. પછી ધીમે રહીને પગ ઉતારો અને શ્વાસોચ્છ્વાસ શરૂ કરો. શ્વાસની ક્રિ[યા] સામાન્ય થઈ જાય એટલે ફરીથી આસન કરો. ઓછામાં ઓછા ત્ર[ણ] ને વધારેમાં વધારે સાત વખત આ આસન કરવું. શ્વાસને કદીપ[ણ] શ્રમ લઈને રોકી ન રાખો. સ્વાભાવિક રીતે રહેવાય તેટલી જ વાર રહે[વું].

એકદમ બંને પગ ઊંચકતાં ન ફાવે તો થોડા દિવસ એકએ[ક] પગ ઊંચકીને ટેવ પાડવી. એવી રીતે એક પગ ઊંચકાય તેને અ[ર્ધ] શલભાસન કહે છે.

આ આસનથી કિડની (મૂત્રપિંડ) તથા પેટને ઘણા ફાયદા થાય છે.

કાનુભાઈ શુક્[લ]

---

સાંભળીએ તો 'જીવન'ના લબ્-ડબ, લબ્-ડબ, લબ્-ડબ અવાજો, એક ગતિએ અને એક તાલથી થતા સંભળાય છે. આ ધબકારાના જોરે હૃદયમાંથી લોહી રક્તવાહિનીઓ દ્વારા શરીરમાં ધકેલાય છે. હાથના અંગૂઠાના મૂળમાં આવેલી નસ (નાડી) ઉપર બીજા હાથની આંગળીઓ મૂકીએ તો ત્યાં પણ નાડીના ધબકારા ગણાય છે. એક [મિ]નિટમાં નાડી ૭૦થી ૮૦ વખત ધબકતી હોય છે. જોકે ઉંમર પ્રમાણે [તે]માં ફેરફાર હોય છે. બે વર્ષના બાળકમાં મિનિટના ૧૦૦થી ૧૨૮ [ધબ]કારા થાય છે, જ્યારે ૮ વર્ષની ઉંમરે ધબકારા ૮૦થી ૯૦, ૧૫ [વર્ષની] ઉંમરે ૮૦થી ૮૫, પુખ્ત વયે ૭૫થી ૮૦ અને વૃદ્ધાવસ્થામાં ૫થી ૭૦ જેટલા હોય છે. આ સંખ્યામાં કસરત, ખોરાક, સ્વભાવ, [દ]વસના હવામાન અને માંદગી અનુસાર થોડી વધઘટ થાય છે.

હૃદય સતત ધબક્યા જ કરે છે: રાત ને દિવસ. આપણે કામમાં [હો]ઈએ કે ઊંઘમાં, લડતા હોઈએ, મજૂરી કરતા હોઈએ કે આરામ, પણ તે તો અવિરત ધબક્યા જ કરે છે માણસ કે તેના મગજની જેમ તે ઊંઘમાં પડતું નથી. તે તો વણથક્યું ધબક્યા જ કરે છે. મિનિટમાં ૭૦થી ૮૦ વખત; દિવસમાં ૧,૦૪,૦૦૦ વખત; અને સિત્તેર વર્ષની આયુર્મર્યાદામાં ત્રણ અબજ વખત! દરેક ધબકારા વખતે ડાબા ને જમણા રુધિરાશયોમાંથી ત્રણ ઔંસ લોહી બહાર ધકેલાય છે *અને શરીરમાં જઈ ફરી વળે છે, જે એક કલાકના સમયમાં ૮૦* ગૅલન થાય અને ચોવીસ કલાકમાં બે હજાર ગૅલન થાય. કસરત, શ્રમ કે ભારે કામમાં રોકાયા હોઈએ ત્યારે તે ખૂબ જોસથી ધબકે છે ને મિનિટના ૧૫-૧૬ ગૅલન લોહી શરીરને પૂરું પાડે છે. શ્રમમાંથી છૂટ્યા બાદ હૃદય બનતી ઝડપે પાછું પોતાની ગતિએ આવી જાય છે.

પુખ્ત શરીરમાં બાર રતલ લોહી હોય છે. આ લોહી સતત હૃદય દ્વારા શરીરમાં ધકેલાયા કરીને શરીરના કોષોને આંતરડાંઓમાંથી મેળવેલું પોષણ અને ફેફસાંઓમાંથી મેળવેલો પ્રાણવાયુ આપ્યા જ કરે છે. હૃદયની ગતિના હિસાબે ચોવીસ કલાકમાં એક હજાર વાર શરીરના કોષો લોહી દ્વારા પોષણ મેળવે છે અને સાફસૂફ થાય છે.

હૃદયનું કદ વ્યક્તિની બંધ મૂઠીના જેટલું હોય છે. વધુ સ્પષ્ટ થવા તેનું માપ આ પ્રમાણે છે: લંબાઈ પાંચ ઇંચ, પહોળાઈ ત્રણ ઇંચ અને જાડાઈ અઢી ઇંચ. વજન ૯થી ૧૦ ઔંસ લગભગ હોય છે; અગર તે વ્યક્તિના વજનના ૨૦૦મા ભાગનું. આવા નાનકડા અવ[યવની] કાર્યક્ષમતા તો જુઓ! રાત અને દિવસ, અરે! માનવી જી[વે] ત્યાં સુધી, અવિશ્રાંત, મરામત માટે કે જરા થાક ખાવા માટે થંભ્ય વગર, સતત કાર્ય કર્યા કરે છે! તેના સખત શ્રમનો ખ્યાલ તો કરો ચોવીસ કલાકમાં તે કેટલું બધું કામ કરે છે? કોઈ ઉપરાછાપરી [...] ટન વજન ૫૦ ફૂટ ઊંચે લઈ જવામાં જેટલો શ્રમ કરવો પડે તેટલો શ્રમ, અગર તો ૧૨૦ ટન (૬૭૨૦ મણ) વજન જમીનથી એક ફૂ[ટ] ઊંચું કરવામાં જેટલું જોર જોઈએ એટલું જોર, હૃદય દાખવતું હોય છે આવો સખત શ્રમ ઉઠાવવા માટે પોષણ પણ અધિક જોઈએ ને[...] શરીરના લોહીનો $\frac{1}{20}$ ભાગ હૃદયની માંસપેશીઓને પોષણ આપે છે.

આવો સખત શ્રમ ઉઠાવતા હૃદયની માંસપેશી આખા શરીરની માંસપેશીઓ કરતાં વધુ મજબૂત હોય છે; અન્ય પ્રાણીઓના હૃદયની માંસપેશીઓ કરતાં પણ મજબૂત. કારણ કે અન્ય પ્રાણીઓ મગજનું ભારે કામ કરતાં નથી; જ્યારે માણસના મગજને ખૂબ કામ કરવાનું હોવાથી તેને મગજમાં પુષ્કળ લોહીની જરૂર પડે છે અને હૃદયને ત્યાં ઊંચે લોહી પહોંચાડવાનું હોય છે.

કર્ણિકાઓનું કામ હળવું હોવાથી તેની માંસપેશીઓની દીવાલો પાતળી અને નરમ હોય છે. જમણા રુધિરાશયને લોહીનો જથ્થો ફેફસાંઓમાં ધકેલવાનું કાર્ય ભારે હોવાથી તેના સ્નાયુઓ ખડતલ *અને મજબૂત હોય છે. પરંતુ આના કરતાં પણ વધારે જોસભર્યું* કાર્ય તો ડાબું રુધિરાશય કરે છે. તેનો ધબકારો અગર તો સંકોચન એટલું તો જોસભર્યું હોય છે કે જેથી આખા શરીરમાં, ઊંચે મગજમાં ને નીચે છેક પગની આંગળીઓ સુધી, સર્વત્ર લોહી ફરી વળે છે. માનવેતર પ્રાણીઓમાં મગજ હૃદયની સમાંતર સીધમાં ગોઠવાયેલું હોવાથી ડાબા રુધિરાશયને ત્યાં લોહી પહોંચાડવા માટે બહુ જહેમત ઉઠાવવાની નથી હોતી, પણ માનવીમાં તો માથું ઊંચે હોવાથી હૃદયને છેક ત્યાં અદ્ધર લોહી પહોંચાડવાનું હોઈ, ડાબા રુધિરાશયને ખૂબ જહેમતભર્યું કામ કરવું પડે છે. આથી ડાબા રુધિરાશયની માંસપેશીઓ (Muscles) ખૂબ પુષ્ટ અને અતુલ શક્તિશાળી હોય છે. ડાબે પડખે હૃદયના ધબકારા આંગળીઓ ઝીલતી હોય છે તે તેના અણીદાર છેડાના (Apex of the heart) ના જ હોય છે.

હૃદયની માંસપેશીઓની રચના વિશાળ પ્રકારની અને અટપટી હોય છે. માંસપેશીઓના રેષાઓ-તંતુઓ (Fibers) એકબીજા

(... ૧૫૦)

સાથે ગુંથાએલા, ગોળાકારે પથરાએલા અને દબાઈ દબાઈને ગોઠવાયા હોય છે. આથી સંકોચન વખતે હૃદયની દીવાલો એવું તો કાર્ય કરતી હોય છે કે લોહીનું છેલ્લું ટીપું પણ 'નિચોવાઈને' બહાર નીકળી જાય છે.

**આ**વા સતત કાર્યરત હૃદયને આરામ પણ મળતો રહે એવી આબાદ હિકમતભરી રચનાવાળી એની ક્રિયાશીલતા છે. આપણે મૂઠી વાળીએ એવીરીતે હૃદય એક સામટું કદી સંકોચાતું નથી. પણ એની સંકોચનક્રિયા કર્ણિકાઓમાં શરૂ થઈ મોજાની ગતિ પેઠે આગળ વધી, જમણા રુધિરાશય ઉપર થઈ, છેવટે ડાબા રુધિરાશયના અણિયાળા છેડે વિરમે છે. આ દરમ્યાન સંકોચન પામેલી કર્ણિકાઓ ને રુધિરાશય ઢીલાં અગર તો પહોળાં થઈ આરામની સ્થિતિમાં પડે છે.

હૃદયનો દરેક ધબકારો એક સેકન્ડનો ૮/૧૦ ભાગ જેટલો સમય રોકે છે. કર્ણિકાનું સંકોચન સેકન્ડના ૧/૧૦ ભાગ સમય સુધી ચાલે છે. પછી ઢીલા પડવામાં કે પહોળા થવામાં સેકન્ડનો ૭/૧૦ સમય વીતે છે. આ પછી રુધિરાશયનું સંકોચન શરૂ થાય છે, તે સેકન્ડના ૩/૧૦ સમય સુધી ચાલે છે. પછી તે સેકન્ડના ૫/૧૦ સમય સુધી પહોળું રહે છે. આ પછી હૃદય સેકન્ડના ૪/૧૦ સમય સુધી આરામ લે છે. ત્યાર બાદ બીજો ધબકારો શરૂ થાય છે. ચોવીસ કલાકમાં હૃદય જે એક લાખ વાર ધબકે છે, એ બે ધબકારા વચ્ચેના ગાળામાં આટલા વખત સુધી આરામ પણ લે છે. આ રીતે ગણતરી કરતાં ચોવીસ કલાકમાં હૃદયને છ કલાકનો આરામ મળે છે. સિત્તેર વર્ષની આયુષ્ય મર્યાદામાં આ સમય એકવીસ વર્ષ જેટલો થાય! લય-ડબના તાલ સાથે એક ગતિથી કામ કરતું હૃદય આ રીતે શ્રમમાં પણ વિશ્રામ મેળવે છે. આથી તે શતાયુ ભોગવનારામાં પણ મરામત માટે કે થાક ખાવા માટે થંભ્યા વગર કામ કરવા શક્તિવંતું હોય છે. સખત શ્રમ કરનારને, શ્રમ વખતે પણ આરામ પૂરતો સમય મળતો રહે તો, તે લાંબા ગાળા સુધી કાર્યક્ષમ રહી શકે એ હૃદયના કાર્ય ઉપરથી ફલિત થાય છે.

હૃદય શાથી અને કેવીરીતે ધબક્યા કરે છે એ પ્રશ્ન થવો સ્વાભાવિક છે. માતાના પેટમાં બાળક પાંચ માસનું હોય ત્યાંથી હૃદયનું ધબકવાનું શરૂ થાય છે, તે છેક વ્યક્તિની આયુમર્યાદા સુધી અવિરત અવિશ્રાંત ધબક્યા જ કરે છે. આ રીતે તેને ધબકાવ્યા કરતી હૃદયની માંસપેશીઓ આપણા હાથપગ, આંખનાં પોપચાં, મોં કે જીભની જેમ આપણા કાબૂમાં નથી. પણ તે સ્વૈર (Automatic) છે. પોતાની મેળે જ ચાલ્યા કરે છે; આપણી ઇચ્છાશક્તિ અનુસાર વર્તતી નથી. અન્ય માંસપેશીઓ કરતાં તે ચાર પાંચ ગણી શક્તિશાળી કે વિશિષ્ટ રચનાવાળી હોવા છતાં યે તે માંસપેશી જ છે. એટલે દરેક માંસપેશીની જેમ જ્ઞાનતંતુઓની આજ્ઞા અનુસાર તે કાર્ય કરે છે.

હૃદયમાં જ્ઞાનતંતુના કોષો છે. તેનો એક જથ્થો જમણી કર્ણિકામાં મોટી શિરાઓ પાસે છે. અંગ્રેજીમાં તેનું નામ સીનો-ઓરિક્યુલર નોડ છે. એ જ આપણા હૃદયના ધબકારા શરૂ કરનાર (*Pace Maker*) છે. બીજો જથ્થો જમણી અને ડાબી કર્ણિકાની વચ્ચે આવેલી દીવાલ ઉપર છે. અહીંથી જ્ઞાનતંતુઓ રુધિરાશયો ઉપર ફેલાએલા છે. હૃદયનું કાર્ય શરીરની જરૂરિયાતો અનુસાર રહે તે માટે તેનું આ સ્વૈર-કાર્યતંત્ર પણ મગજની દોરવણી હેઠળ રહે છે આ માટે મગજ અને હૃદયને જોડતા જ્ઞાનતંતુઓ છે. આમાંનાં મુખ્ય બે. સિમ્પૅથેટિક જ્ઞાનતંતુ હૃદયનો વેગ વધારે છે; વેગસ જ્ઞાનતંતુ મંદ કરે છે. મગજની ઉશ્કેરણી વખતે સિમ્પૅથેટિક જ્ઞાનતંતુ ઉત્તેજના પામે છે. આથી હૃદય ખૂબ ઝડપથી ધબકે છે. જ્યારે ભય, બીક, દુઃખ, ઉદાસીનતા વગેરેથી વેગસ જ્ઞાનતંતુ ઉત્તેજના પામી હૃદયની ગતિ મંદ કરે છે. આમ સિમ્પૅથેટિક અને વેગસ હૃદયને અનુક્રમે ચાબુક અને લગામ સમાન છે. કોઈ મોટા ખટારા સાથે જોડાએલા ઘોડા જેવું હૃદય છે. સિમ્પૅથેટિક તંતુઓ ચાબુકની જેમ એ ઘોડાને હાંકે છે, ને વેગસ તંતુઓ લગામની જેમ એ ઘોડાને કાબૂમાં રાખે છે.

## પાછલા પૂઠામાંનું ચિત્ર : રામાયણના ચિત્રપ્રસંગો

કાબુલમાં ભરાએલા ભારતીય કલાપ્રદર્શનમાં રજૂ થએલી ત્રણ કૃતિઓ ગયા અંકમાં આપેલી. તેને અનુસંધાને, એ જ પ્રદર્શનમાંની 'રામાયણના ચિત્રપ્રસંગો'માંનાં ત્રણ ચિત્રપટ અહીં આપ્યા છે: ભીંતચિત્રોને અનુરૂપ એની રચના વિશિષ્ટ છે. વચ્ચે મુખ્ય પ્રસંગ આલેખીને, બાજુની બે તકતીઓમાં તેનાં આનુષંગી આલેખનો છે. વચલા ચિત્રની નીચેના જે ગાળામાં બુટ્ટાની ભાત આલેખેલી છે ત્યાં ચિત્રપ્રસંગને અનુરૂપ વર્ણન, શ્લોકો કે રામાયણની ચોપાઈઓ મૂકી શકાય. પહેલા ચિત્રમાં 'રામજન્મ'નું દૃશ્ય છે, જેની જમણી બાજુની તકતીમાં તેના ઉત્સવની રંગોળીઓ પુરાતી દર્શાવી છે જ્યારે ડાબી બાજુની તકતીમાં કૈકેયીને ભંભેરતી મંથરા તથા શોકમગ્ન નતમસ્તક-પાત્રનું આલેખન છે. એ જ રીતે વચલા ચિત્રમાં, પંચવટીમાં સીતાની જિદથી લાચારીએ મૃગને હણવા જતા રામના આલેખનની ડાબી-જમણી બાજુએ રામ અને મૃગની તકતીઓ છે. નીચે 'અશોકવનમાં સીતા' દર્શાવતા વચલા ચિત્રની પડખેની બે તકતીઓમાં શોકનિમગ્ન રામ-લક્ષ્મણ તથા સીતાશોધની મંત્રણા કરતા હનુમાનાદિનું આલેખન છે. કલકત્તાની સરકારી કલાશાળાના આચાર્ય અને બંગાલશૈલીના કલાકારોમાં આગલી હરોળનું સ્થાન ધરાવતા સિદ્ધહસ્ત કલાકાર શ્રી રમેન્દ્રનાથ ચક્રવર્તી જેવાની આ કૃતિઓમાં પણ અમુક દોષો જણાય છે; છતાં સમગ્રતયા, એક નવીન રજૂઆતશૈલી તરીકે, તેમજ હિંદી લોકહૃદયમાં ચિરસ્થાયી બનેલી જીવનસ્પર્શી એ કથાના, બીજી બધી રીતે નયનાભિરામ આલેખન તરીકે આ ચિત્રો ગમે એવાં છે.

## 'ચિત્રબોધ'નું ચિત્ર : સમંદરના સંકેતો

એના મથાળાની વાવટા લિપિ મુજબ કોઈ આખા સંદેશાના દરેક અક્ષર દીઠ વાવટો—ધ્વજસંજ્ઞા મૂકતા તો લાંબુ તોરણ બંધાય, એટલે જહાજોના ચાલુ વ્યવહારમાં આવતાં નિશ્ચિત વાક્યો માટે અમુક ખાસ આંતરરાષ્ટ્રીય અક્ષરસમૂહો યોજવામાં આવ્યા છે: જેવા કે BW એટલે 'ક્યાંથી આવો છો?' NC એટલે ભયમાં છીએ;' FR એટલે 'માણસ ઊથલી પડ્યો છે, હોડી મોકલો;' વગેરે. વળી, C એટલે 'હા' અને N એટલે 'ના' જેવા એકાક્ષરી સંકેતો. ઉપરાંત, દરેક જહાજને પોતાના નામનો ચાર અક્ષરનો સ્વતંત્ર સંકેત પણ હોય છે.

આવી જ રીતે મુંબાઈના બારામાં આવતાં-જતાં જહાજોને હવામાનની માહિતી આપવા માટે મુંબાઈના પોર્ટટ્રસ્ટ દ્વારા બંદરના પોર્ટ સિગ્નલ પોસ્ટ પર, ચારેક ફૂટ વ્યાસનાં સમચોરસ, ત્રિકોણ કે શંકુ આકારનાં પાટિયાં લટકાવેલાં હોય છે. પૂના અને સાંતાક્રુઝનાં હવામાન મથકો પરથી થતી આગાહીઓ અનુસાર બંદરમાં પ્રવર્તતાં હવામાન તથા આગામી ભય વિષેની ચેતવણી દિવસે એ પાટિયાંદ્વારા, અને રાત્રે ૪ ફૂટના વ્યાસની લાલ તથા સફેદ બત્તીઓના સંકેતો ગોઠવીને આપવામાં આવે છે. ૧૧ પ્રકારના એ સંકેતો સમજાવતું આ અંકના ચિત્રબોધમાં આપેલી છે. દરેક જહાજ વધા ગોદીને વ્યક્તિગત સંદેશાઓ પહોંચાડવાનું અશક્ય થઈ પડે એટલા માટે મુકાતા આ સંકેતો તરફ ઘણી વાર કેટલાયે માછીમારો ધ્યાન જ નથી આપતા; તેથી તેવાઓ માટે તોફાનના આગમનની આગાહી કરવા એક માણસ બધી ગોદીઓમાં નગારું વગાડતો વગાડતો સાવચેત રહેવા સૂચવી જાય એવી વ્યવસ્થા પણ કરવામાં આવી છે

વન-વનસ્પતિ રૂપી દેશની અણમોલ સમૃદ્ધિમાં પ્રજાને રસ લેતી કરવા માટે યોજાયેલું અમેરિકાનું

# વૃક્ષોનું સંગ્રહાલય



'વૃક્ષોના સંગ્રહસ્થાન' માટે નૈસર્ગિક વાતાવરણમાં ઉગાડવામાં આવેલું 'વસંત-ઉપવન'

અમેરિકાના શિકાગો નગરમાં વૃક્ષ-પ્રેમીઓ ને વનસ્પતિશાસ્ત્રના અભ્યાસી વિદ્યાર્થીઓને માટે નંદનવન સમું એક અનન્ય સંગ્રહસ્થાન આવેલું છે. એ છે 'વૃક્ષોનું સંગ્રહાલય.' એમાં અમેરિકાનાં કિસમકિસમનાં વૃક્ષોના નમૂના વિગતવાર માહિતી સાથે હૂબહૂ રૂપમાં ગોઠવ્યા છે. યુનાઇટેડ સ્ટેટ્સના એ બીજા નંબરના શહેરના હર-પ્રદેશમાં આવેલું એ મ્યૂઝિયમ વનસ્પતિપ્રેમીઓ તથા અભ્યાસીઓને મન યાત્રાધામ જેવું થઈ પડ્યું છે. વિખ્યાત અમેરિકન નાણાંશાસ્ત્રી માર્શલ ફીલ્ડે પોતાને ખર્ચે રચાવીને અમેરિકન પ્રજાને ભેટ ધરેલા એ સંગ્રહાલયમાં દેશનાં તેમજ પરદેશનાં વિધવિધ વૃક્ષોનાં શાસ્ત્રીય વર્ગીકરણ, તેનાં અંગ-ઉપાંગ, તથા તેનાં લાકડાં તેમજ તેમાંથી નિપજની બીજી પેદાશો વગેરેનો પરિચય અને અભ્યાસ સરળતાથી થઈ શકે એવી તેની રચના છે.

દાખલા તરીકે 'ઉત્તર અમેરિકન વૃક્ષ-વિભાગ'માં ૪૪ કેઈસ (મંજૂસ)માં અમેરિકન તળપદાં વૃક્ષો—મુખ્યત્વે સાગ—ના નમૂના તેમાં દરેક વૃક્ષની પલ્લવિત તથા પાનખર ઋતુના ફોટોગ્રાફ, તેનાં ... પાન સાથેની એક ડાળી, તેની શાસ્ત્રીય સમજ આપતી ..., દેશમાં તેની પેદાશ દર્શાવતો નકશો, તથા તેના લાકડા તેમજ ...ંયાંના પ્રત્યક્ષ નમૂના રજૂ કરેલા છે. એ નમૂનાઓમાં દરેક ...ના થડનો પાંચ ફૂટ ઊંચો-છાલ સાથેનો ટુકડો તથા અંદરના ...ગ દર્શાવતાં વહેરેલાં પાટિયાં હોય છે. આ જ રીતે 'વિદેશી વૃક્ષોના ...ગ'માં દેશપરદેશથી આયાત થતા, ઇમારતી ફર્નિચર માટેનાં ઉચ્ચકોટિનાં લાકડાં (ઇંગ્લિશ યૂ, ઈટાલિયન ઑલિવ, કાર્પેથિયન એલ્મ વગેરે)ના પ્રત્યક્ષ કુદરતી તથા તેના વહેરેલા ને પૉલિશ કરેલા નમૂના તેમજ બર્લ-ઍઇડ્નની પ્લાઈવૂડ પૅનેલ સુદ્ધાં દર્શાવેલાં છે.

બીજા એક કેઇસમાં—મંજૂસ (મંજૂષા)માં—વળી દેશપરદેશનાં લાકડાંઓનાં સાપેક્ષ વજનો બતાવ્યાં છે, જેમાં એકબીજાના વજનના મુકાબલે તેમનાં કદની સરખામણી બહુ સચોટરીતે દર્શાવેલી છે. દાખલા તરીકે, 'લૉરેન્ટો રેડક્વેબ્રાકો' નામના વજનદાર લાકડાનો ત્રણ ઇંચ ઘન (3''×3''×3'')નો એક ટુકડો અને વેસ્ટ ઇન્ડીઝમાં થતા 'બાલ્સા' નામના હલકા લાકડાનું એક ચોરસફૂટ માપનું ત્રણ ઇંચ જાડું ચોસલું, એ બે લેડાલેડ મૂકીને તેની નીચેના લેબલમાં લખ્યું છે કે આ બંનેનાં વજન સરખાં છે! 'લૉરેન્ટો' ભારે હોવાથી તેનો ટુકડો નાનો છે, જ્યારે 'બાલ્સા' હલકું હોવાથી તેનું એટલા જ વજનમાં મોટું ચોસલું થયું.

એક આખો ખંડ વળી ખાદ્ય ફળોના છોડને માટે તથા દુનિયાભરમાં થતાં પામ (તાડ વર્ગની વનસ્પતિ)ને માટે રોકવામાં આવ્યો છે; જેમાં માડાગાસ્કરનો રફિયા-પામ, બ્રાઝિલનો કાર્નોબા-પામ, એશિયાનાં સોપારીવૃક્ષ પામ, ક્યૂબાનાં રૉયલ-પામ, દક્ષિણ યુનાઇટેડ સ્ટેટ્સનાં કૉબેજ-પામ આદિ અનેકવિધ જાતોના નમૂના તથા તેનાં બધાં અંગઉપાંગોની વિગત, ઉપરાંત ગરમ દેશોમાં એ બધાં આર્થિક દૃષ્ટિએ જીવનમાં કેટલી અસંખ્યરીતે મહત્ત્વનાં છે તે બતાવ્યું છે.

મ્યૂઝિયમમાંનાં વૃક્ષો તથા છોડોના નમૂના સંપૂર્ણ રીતે આબેહૂબ બનાવવા માટે ખૂબ જહેમત ઉઠાવવામાં આવે છે. જે દેશોનાં વૃક્ષો હોય ત્યાં તેને માટે ખાસ સફરો યોજીને જીવંત નમૂના મેળવવામાં આવે છે, અને પછી તેમાંથી થડ, ડાળી, ડાંખળાં વગેરે જે રહી શકે તેમ હોય તેટલા મૂળ ભાગ રાખીને, બાકીનાં પાંદડાં, ફૂલ, ફળ વગેરે મ્યૂઝિયમની લેબોરેટરીમાં, પ્લાસ્ટિક, કાચ, મીણ, ધાતુનાં પતરાં, રેસા વગેરેમાંથી તૈયાર કરવામાં આવે છે. પણ તે એટલાં તો આબેહૂબ બનાવેલાં હોય છે કે જાણભેદુ જોવા આવનારાઓ પણ કળી નથી શકતા કે પોતે જુએ છે તે નમૂનો બનાવટી છે!

લાકડાં અને પાટિયાં સિવાયની વૃક્ષોમાંથી થતી બીજી પેદાશો એક ખંડમાં રાખવામાં આવી છે, જેમાં લાકડાનો માવો (કાગળ વગેરે બનાવવા માટેનો), ટર્પેન્ટાઇન, રબર, રંગ, ટૅનિન, વનસ્પતિજન્ય તેલો, લાખ, ચૂસ, રાળ, ગુંદર, વાર્નિશ, વગેરે એટલી તો અસંખ્યાત વસ્તુઓનો સમાવેશ થાય છે કે છક થઈ જઈએ.

જે ઝાડમાંથી છેદ પાડીને રબર, ગુંદર કે રાળ જેવા પદાર્થોના રસ મેળવી શકાય છે, તેવાં વિવિધ ઝાડોનાં આખાં થડનાં થડ, તેના પૂર્ણ પરિપક્વ રૂપમાં, કાપી લાવીને રાખવામાં આવ્યાં છે; અને તેમાં, રસ મેળવવા માટે કઈ કઈ પદ્ધતિએ કેવા કેવા છેદ પાડવામાં આવે છે તે હૂબહૂ છેદ પાડીને બતાવેલું છે. એવી જ રીતે દક્ષિણ અમેરિકાનાં 'લૉંગલીફ પાઇન'માંથી ટર્પેન્ટાઇન તથા રશિયામાં થતાં 'સ્કૉચ પાઇન'માંથી ટર્પેન્ટાઇન તેમજ તેલિયા રાળ મેળવવા માટે કઈ રીતે છેદ પાડવામાં આવે છે તે પણ દર્શાવ્યું છે.

નાના છોડવાઓના ખંડમાં દરેક છોડ વર્ગ માટે એકએક અલગ કબાટ રાખેલું છે, જેમાં એ વર્ગના છોડવાઓની ઓછામાં ઓછી ૫૦ જેટલી વિખ્યાત મહત્ત્વની જાતો રાખી છે. દાખલા તરીકે વટાણાની જાતનો છોડ-વર્ગ એટલો વિસ્તૃત છે કે તેને માટે ચાર મંજૂસ; બે



'પ્રજાના સંગ્રહસ્થાન'માંના 'ઇમારતી લાકડાં'ના વિભાગમાંનો એક નમૂનો. આવા દરેક નમૂનામાં આટલી વસ્તુઓ હોય છે: (૧) વચ્ચે તે ઝાડની પાન-ફળ-ફૂલવાળી આબેહૂબ ડાળી; (૨) તેની બંને બાજુએ બે છબિઓ—જેમાંની એકમાં તે વૃક્ષનું પાનખરનું દૃશ્ય ને બીજીમાં વસંતઋતુનું નવપલ્લવિત દૃશ્ય; (૩) નીચે, તેનું નામ તથા ટૂંકો સંપૂર્ણ શાસ્ત્રીય પરિચય આપતી તકતી; તેની નીચે (૪) અમેરિકામાં તે કયે કયે સ્થળે થાય છે તે ઘેરા રંગથી દર્શાવેલો નકશો; તેની નીચે (૫) તેના થડનો વચ્ચેથી વહેરેલો ટુકડો, જેમાં તેનું આયુષ્ય તથા આંતરિક રચના દર્શાવતાં વળાં દેખાય; અને બંને બાજુએ (૬) એ ઝાડના થડના પાંચેક ફૂટ ઊંચા ટુકડા તથા તેના અંદરના ભાગના રસ દર્શાવતા અડાળાં તેમજ વચ્ચેનાં પાટિયાના ટુકડા.

વ. રીતે નાનાં ઔષધીય ઝાડવાં ને જીવજાતનાં પણ નમૂના છે.

પ્લમ, લીકાટ, ચેરી, પેર, ઍપલ (સફરજન), યુરોપિયન ગુલાબ, તળપદાં અમેરિકન ક્રેબ ઍપલ, વગેરેની ફળફૂલથી લચેલી રંગભર ડાળીઓ ને તેની નીચે તે દરેક વર્ગનાં લાકડાના નાના ટુકડા મૂકી તેનું ઇમારતી મહત્ત્વ દર્શાવતાં બે કબાટો ભરેલાં છે.

પણ આ સંગ્રહસ્થાનનું સર્વશ્રેષ્ઠ અંગ તો છે, વૃક્ષમંડપોની છાયામાં ઉછેરવામાં આવતાં નાના છોડનાં ઉપવનો. જેમાં થોડાંક જંગી વૃક્ષોની ઘેરી ઘટાથી બનેલા ચંદરવાની નીચે, એવાં વિવિધ છોડવાઓનાં જૂથ વાવવામાં આવ્યાં છે કે જે છાંયામાં જ ઊછરી શકે. દાખલા તરીકે 'વસંત-ઉપવન'માં ઓક, ઍશ, મૅપલ વગેરે જેવા વૃક્ષરાજોની વિસ્તરેલી ડાળીઓની છાયામાં કાળાં ચેરી, લાલ ઑઈસર છાંટણાંવાળાં જિરૅનિયમ, ત્રણ રંગભાતવાળાં વાયોલેટ, આદિ સંખ્યાબંધ પુષ્પછોડોનાં ઝુંડનાં ઝુંડ પોતાની રંગભભક બહલાવતાં ખીલી ઊઠયાં હોય છે; અને એમાં જાણે રંગપૂરણી કરવી હોય તેમ, બેસની વસંતે ફૂટની એ મોટાં વૃક્ષોની લાલ કૂંપળો તથા તેના ઉપર વીંટળાતી વેલીઓનાં કૂળાં પાન લીલી ઘટામાં અનેરી ભાત પાડે છે. વચ્ચે થઇને વહેતા નાના ઝરણાંને કાંઠેકાંઠે 'બટરકપ' જેવા મિનારુ ઊગતા ફૂલછોડ હસી ઊઠે છે. બીજું એક ઉપવન વળી ઉત્તર અમેરિકાના પર્વતીય પ્રદેશોના શિરોભાગે ઊગતી વનસ્પતિઓ ઉછેરે છે.

પૃથ્વી પર પથરાએલી સરજનહારની અમી નજર જેવી આપણી વનસ્પતિસૃષ્ટિનું તથા તેની સમૃદ્ધ નિપજોનું આવું આ નિઃશેષ અનન્ય સંગ્રહસ્થાન યોજવાનો મુખ્ય યશ, આ સંગ્રહસ્થાનના મુખ્ય ક્યુરેટર ડૉ. બી. ઈ. ડાહલગ્રેનને વરે છે. ૪૦-૪૦ વરસના કાળજીભર્યા પરિશ્રમ વડે એમણે આ બધા નમૂનાઓ ભમીભમી એકઠા કર્યા છે, સંશોધિત કર્યા છે ને ઉછેર્યાં છે. કેટલાક તો તે ગરે દેશોની સફરો ખેડીખેડીને ઉછેરી લાવ્યા છે. તેમાં યે પાગલપીંડ સંગ્રહ તો તેમના અંગત સ્મારક રૂપ બની રહેશે. જેકે સમગ્ર સંગ્રહ માટે એમણે એટલો જ રસ અને પરિશ્રમ લીધો છે.

['અમેરિકન ફૉરેસ્ટ્રી એસોસીએશન' (અમરિકી વનવિદ્યા સંઘ)ના મુખપત્ર 'અમેરિકન ફૉરેસ્ટ્સ' (અમરિકી જંગલો) નામે માસિકના જાન્યુઆરી ૧૯૫૦ના અંકમાંના બૉબ ફૉર્બ્સ નામે જાણીતા લેખકના લેખપરથી. ચિત્રોઃ શિકાગો નૅચરલ હિસ્ટરી મ્યૂઝિયમના સૌજન્યથી.]

## છેતરપીંડી (અનુસંધાન સામેના પાનેથી)

થી પત્ર આવ્યો કે તેણે ઇન્કમટૅક્સ ઑફિસરને મળવાનું છે. મળવા ગયો ત્યારે ઑફિસરે કહ્યું. 'તમારે નામે બે બૅંકમાં પચીસ પચીસ હજાર રૂપિયાનાં બે ખાતાં પકડી પાડવામાં આવ્યાં છે; અને તમે ઇન્કમટૅક્સનું જે ફૉર્મ ભર્યું તેમાં તો પચાસ હજારની રકમનો ઉલ્લેખ સુદ્ધાં નથી. આમ કેમ? તમારા પર કાયદેસર...'

'મારી વાત તો સાંભળો.' યોગેશે વચ્ચે બનાવટ કરતાં બોલી ના, 'જુઓને સાહેબ, હું તો એક સાચો નાગરિક છું. અત્યાર માં, આપે જોયું હશે કે, એક પણ વર્ષ મેં ઈન્કમટૅક્સમાં ક્યાં ફસલત નથી કરી. આપ જે કહો છો તે પચાસ હજાર રૂપિયા તો ઑફિસ સિવાયનું કામ કરવાના મળ્યા છે ને મારી માન્યતા એમ છે એના પર કર નહિ લાગતો હોય. છતાં યે આપ કહેતા કે મારે કર ભરવો જ જોઈએ, તો હું તૈયાર છું. હું માનું છું મેં ની સ્થિતિની સત્ય હકીકત કહી દીધી છે, અને કાયદેસર...'

'ના ના, એમાં ગભરાવા જેવું કશું જ નથી.' ઑફિસરે પોતાની સજ્જનતા વચ્ચે બોલી બતાવી. 'સચ્ચાઈવાળા માણસો પર અમે કોઈ પગલાં લેવા નથી માગતા. અને જ્યારે તમે કર ભરવા તૈયાર જ છો, ત્યારે શો વાંધો છે?'

અને યોગેશે પચીસ હજાર રુપિયા કરના ભર્યા.

આ પ્રમાણે કર ભર્યા વગરની રકમ શોધી આપવા માટે સરકારે અમૃતસરના મહેન્દ્ર મહેતા ને કલકત્તાના શાંતિલાલ શાહ બંનેને કુલ બતાવેલી રકમના પાંચ ટકા લેખે ૧૨૫૦ રૂપિયાનાં બે ઈનામો આપ્યાં. અલબત્ત, ઇનામ વાસ્તવિકરીતે તો યોગેશને જ મળ્યાં.

યોગેશને થયું કે સરકારને આબાદ છેતરી. આ રીતે સરકારને છેતરનાર કદાચ પોતે પહેલો જ હશે એમ પણ તેને લાગ્યું. બીજી કશી ગફલત કર્યા વગર, તેણે સરકાર પાસેથી આઠ હજાર રૂપિયા —પોતાનો આશરે મહિનાનો પગાર પડાવી લીધો હતો. હવે તેણે આસ્તે આસ્તે અમૃતસર તેમજ કલકત્તામાંથી પોતાનાં મકાનો કાઢી નાખ્યાં, અને જાણે કશું જ બન્યું નથી તેમ પાછો મુંબઈમાં ચુપ થઇ પોતાનું કામકાજ કરવા લાગ્યો.

આ બધું કરવા પાછળ તેને સમય અને પૈસાનો ભોગ પણ આપવો પડ્યો. વળી કલકત્તા, અમૃતસર અને મુંબઇ વચ્ચે દોડાદોડી કરવી પડી તે જુદું. પણ તેને આશ્વાસન તો જ હતું કે તેણે સરકારને બહુ સિફતથી છેતરી છે.

આ વાતને દસેક મહીના થઈ ગયા હશે. એક દિવસ ઇન્કમટૅક્સ ઑફિસર તેને મળવા આવ્યો.

'તમે "મને" મળવા માગો છો?' યોગેશે સાવધાનીથી પૂછ્યું.

'હા. તમને, અને શાંતિલાલ શાહને, અને મહેન્દ્ર મહેતાને.' ઑફિસરે જાણે બહુ જ સામાન્ય વાત હોય તેમ કહ્યું.

'શાંતિલાલ શાહ?—મહેન્દ્ર મહેતા? તમે શું કહો છો તે સમજાતું નથી. તેને અને મને શું લાગેવળગે?' થોથરાતા યોગેશે પૂછ્યું.

'બધું જ,—તમે મારી સાથે જ ચાલો, મિ. યોગેશ-શાંતિલાલ-મહેન્દ્ર! નામ તો બહુ મોટું રાખ્યું, નહિ? પણ કંઈ નહિ. તમે છેતરપીંડી કરી છે. હું એ નથી સમજી શકતો કે આટલા બધા પૈસા હોવા છતાં તમે ૨૫૦૦ રૂપિયા જેવી નજીવી રકમ માટે આટલું બધું ધાંધલ શા માટે કર્યું;—શા માટે?' ઑફિસરે રેકોર્ડ પાડી દીધો.

યોગેશ કશુંક બબડયો.

ઑફિસરે આગળ ચલાવ્યું: 'અમારે કબૂલ કરવું જોઈએ કે તમે બહુ જ સિફત અને હોશિયારીથી કામ લીધું. માત્ર અમારી અમૃતસર અને કલકત્તાની ઑફિસ મહેન્દ્ર મહેતા અને શાંતિલાલ શાહનો પત્તો ન મેળવી શકી. બંને વ્યક્તિઓના અમારા પરના પત્રોના હસ્તાક્ષરો અને બંને વ્યક્તિઓ વિષેના પાડોશીઓના હેવાલો પરથી સરવાળે તમે મળી આવ્યા: મહેન્દ્ર મહેતા-શાંતિલાલ શાહ એટલે યોગેશ. આ રીતે અમને તમારો પત્તો લાગ્યો.'

'પણ—પણ તમારે મહેન્દ્ર મહેતા અને શાંતિલાલ શાહનું શું કામ પડયું?' યોગેશે છેલ્લો ખુલાસો પૂછ્યો

'હં, કેમ? એ બંનેને સરકાર તરફથી જે ઈનામો આપવામાં આવ્યાં હતાં એના પર બેમાંથી કોઇએ કર ભર્યો ન હતો; એટલે સાધારણ રીતે જ અમારે તેઓનો પીછો પકડવો પડયો. પણ ત્યાં તો તમે જ હાથ આવ્યા. ખેર, શું થશે તે તો કોર્ટ જ જાણે, હમણાં તો તમે મિ. શ્રોફની સાથે જાઓ.'

જાણે બધું જ આગળથી નક્કી થઈ ગયું હોય તેમ પોલીસ ઈન્સ્પેક્ટર શ્રોફે અંદર દાખલ થતાં યોગેશના ખભા પર હાથ મૂક્યો.

યોગેશને જણાયું કે આટલી સિફત વાપરવા છતાં એક ભૂલ તો થઇ જ ગઇ હતી.

રમેશ ગાંધી

# છેતરપીંડી

એન્જિનીઅર યોગેશના સુખી જીવનમાં ભંગ પાડવા માટે જો કોઇ જવાબદાર હોય તો તે એક ઈસ્ત્રી હતી.

એક દિવસ સાંજે ઑફિસેથી છૂટયા પછી રોજના નિયમ પ્રમાણે તે સેવૉય હોટેલમાં ચા પીવા ગયો. હોટેલમાં દાખલ થતાં જ મૅનેજરે પૂછ્યું, 'યોગેશભાઈ, આપ એન્જીનીઅર છો ખરુંને?'

'હા, કેમ પૂછવું પડયું?'

'એ તો, આ સામેના ટેબલ પાસે બેઠેલા ગૃહસ્થ મને પૂછતા હતા કે કોઇ એન્જીનીઅર ધ્યાનમાં છે કે? મેં તમારું નામ આપ્યું અને તેઓ તમારી વાટ જોઇને જ બેઠા છે.'

યોગેશ પેલા ગૃહસ્થ પાસે જઇ બેઠો. 'મારું નામ નવનીતલાલ, હું તમારી વાટ જોઇને બેઠો હતો.' ગૃહસ્થે પોતાનું ઓળખાણ આપ્યું.

'મળવાથી બહુ આનંદ થયો. કહો; શી મદદ કરી શકું તેમ છું?' યોગેશે પૂછ્યું. ગૃહસ્થે ચાનો ઑર્ડર આપ્યા પછી એક નકશો કાઢયો અને કહ્યું, 'આ નકશો એક નવી જ જાતની ઇસ્ત્રીનો છે. ઇસ્ત્રી વીજળિક છે. હું એક ઈસ્ત્રીના કારખાનામાં કામ કરતો હતો ત્યાં મને આવી વિશિષ્ટ ઈસ્ત્રી બનાવવાનો વિચાર આવ્યો. વિચાર તો મેં નકશામાં ઉતારી દીધો, પણ હવે તેની બનાવટમાં તમારી મદદની જરૂર છે. એ માટે કઈકઈ જાતનાં મશીનો જોઈએ, એ વિષેની તેમજ બીજી વૈજ્ઞાનિક માહિતી પૂરી પાડી કારખાનાનો પણ એક નકશો બનાવી આપો તો બહુ સારું. તમારા સિવાય મને બીજું કાઇ મદદ કરી શકે તેમ નથી લાગતું.'

'એ તો ઠીક,' યોગેશે કહ્યુ, 'પણ એ માટે . . .'

'પૈસાની વાતમાં તો હું પહેલેથી જ ચોખવટ કરી દેવા માગું છું. અત્યારે મારી પાસે એટલા પૈસા નથી કે હું તમને મોટો પગાર આપી શકું; પણ જો તમે મારી સાથે બસે થોડાક કલાક પણ કામ કરવા સંમત થાઓ તો શરૂઆતમાં માસિક ૩૦૦ રૂપિયા આપી શકીશ.

યોગેશે આ મુદ્દો ઉચ્ચારવાનો વિચાર સરખો પણ નહોતો કર્યો, એટલે આ વાતે એને જરા વિચારમાં નાખી દીધો. અત્યારની તેની નોકરીમાં તેને માસિક ૪૫૦ રૂપિયાનો પગાર તો મળે છે; અપરિણિત હોવાથી આટલી આવક ઘણી થઈ પડે છે; પણ અહીં જો સાંજસવાર થોડું કામ કરવાથી બીજા ૩૦૦ રૂપિયા મળતા હોય તો ખોટું શું છે? અત્યારે જે એકલવાયાપણું લાગ્યા કરે છે તે કામમાં ભૂલી જવાશે. યોગેશે આમ થોડીક મિનિટ વિચાર કરી પોતાની સંમતિ દર્શાવી, અને કબૂલાત થઇ ગઈ.

એકાદ મહિના પછી ઇસ્ત્રી બનાવવા માટેનાં મશીનો વગેરેનો એક નકશો તૈયાર કરી તેણે નવનીતલાલ સમક્ષ મૂકયો. નવનીતલાલ નકશો જોઈને તો ખૂબ જ ખુશ થઈ ગયા. પણ એમની સ્થિતિ ફરી ગઈ હતી: 'માફ કરજો; મેં તમને બહુ જ તકલીફ આપી. હું માનતો હતો તેના કરતાં ખર્ચ ઘણો વધી જશે એમ લાગે છે; અને અમુક સંજોગોને લીધે મારી મૂડી પણ ઓછી થઈ ગઇ છે. હું તમને અત્યારે તો તમારા ૩૦૦ રૂપિયા પણ આપી શકું તેમ નથી; પણ જ્યારે આ ઈસ્ત્રી બનાવવાનું શકય બનશે ત્યારે એમાંથી જે નફો થશે તેનો ચોથો ભાગ તમને આપીશ.'

'પણ—' યોગેશ કશુંક કહેવા જતો હતો.

'સાચું; તમને થશે કે જ્યારે બધું તૈયાર થઈ ગયું ત્યારે પૈસા ખલાસ થઇ ગયા. તમને એવો વિચાર આવે તે બરાબર છે. પણ મારી કફોડી સ્થિતિ તો મેં બતાવી દીધી. મેં તકલીફ આપી તે બદલ માફ કરશો અત્યાર પૂરતા તો આ દોઢસો રૂપિયા મારા મન પ્રમાણે...'

'ના ના, નવનીતભાઈ, એની જરૂર નથી. એ તો એમ જ ચાલ્યા કરે. અને તમે મને ચોથો ભાગ તો આપવાના જ છો ને.' યોગેશે પોતાની સહાનુભૂતિ પ્રગટ કરી. યોગેશ એમ પૈસાનો લાલચુ ન હતો, એટલે એને જરાપણ આઘાત ન થયો. ઊલટું એકાદ મનુષ્યને મદદ કર્યાનો એને આનંદ થયો. એણે તો ભાગીદારીખત પર સહી કરી દીધી અને ચાલતો થયો.

બરાબર અઢી વર્ષ પછી યોગેશ પર નવનીતલાલ તરફથી એક રજિસ્ટર્ડ પત્ર આવ્યો. લખ્યું હતું: 'તે વખતે તો હું લગભગ બેકાર હતો. એ પછી થોડા પૈસા એકઠા કરી મેં કારખાનું શરૂ કર્યું અને ઇસ્ત્રી તૈયાર થવા લાગી ઇસ્ત્રી લોકોને એટલી બધી તો ગમી ગઇ છે કે અત્યાર સુધીના નફાના તમારા ભાગ તરીકે ૫૦ હજાર રૂપિયાનો ચેક આ સાથે તમને મોકલી શકું છું એ વખતે તો મારી પાસે કશું હતું નહિ,એટલે મારું વચન પાળી શકયો નહતો.માનું છું,મને માફ કરશો.'

'માફ કરશો?! અરે ભાઈ, હવે તો હું મોટરગાડીવાળો બની ગયો! આજે સવારે મેં કોનું મોં જોયું હતું? પચાસ હજાર રૂપિયા!... માનવામાં ન આવે તેવી વાત છે. ખેર.' યોગેશ વિચારતંદ્રામાં પડયો, 'ખેર. પણ—પણ—આ પચાસ હજાર રૂપિયા પર તો ઇન્કમટૅક્સ લાગશે. નવા નિયમો પ્રમાણે એકસામટા ૨૫ હજાર રૂપિયા તો સરકાર લઈ જશે. કશુંક કરવું જોઇશે.'

બીલકુલ મફત આવેલા ૫૦ હજાર રૂપિયામાંથી સરકાર કર લઈ જાય તે પણ યોગેશને રુચ્યું નહિ. એણે એક યુક્તિ શોધી કાઢી. એ યોજના મુજબ એને અઢી હજાર રૂપિયાનો બચાવ થશે ને છતાં ય એક સાચા નાગરિક તરીકેની પોતાની પ્રતિષ્ઠા જળવાઈ રહેશે. પોતે રહેતો હતો મુંબઇમાં. મુંબઈની બે બૅન્કમાં ખાતાં ખોલી તેણે પચીસ પચીસ હજાર રૂપિયા બંનેમાં ભરી દીધા.

એ પછી એ ઊપડી ગયો અમૃતસર, અને ત્યાં મહેન્દ્ર મહેતાના નામથી એક બ્લૉક ભાડે રાખ્યો. પોતે એક પેઢીનો ટ્રાવેલિંગ સેલ્સમૅન છે એમ પાડોશીઓને જણાવ્યું. જેથી તેની લાંબી ગેરહાજરી વિષે કોઇને શક જાય નહિ. એ પછી એ જ રીતે કલકત્તામાં એક બ્લૉક શાંતિલાલ શાહના નામથી રાખ્યો અને ત્યાં પણ ટ્રાવેલિંગ સેલ્સમૅન તરીકે છાપ પાડી. થોડાથોડા સમયને અંતરે બંને જગ્યાઓની મુલાકાત લેતો રહ્યો. એ પછી અમૃતસરથી, તેણે મહેન્દ્ર મહેતા તરીકે ઇન્કમટૅક્સ ઑફિસને એક પત્ર લખ્યો: 'યોગેશ નામના એક માણસની પાસે ૨૫ હજાર રૂપિયા હમણાંના જ કર ભર્યા વગરના અમુક બૅંકમાં પડયા છે. આ માહિતી આપવાનું કારણ એ જ કે મારી સ્થિતિ અત્યારે કફોડી છે અને આ માહિતી આપ્યા બદલ મને જે કાંઈ ઈનામ મળે તેનાથી થોડા સમય સુધી ટકી શકાય. એ ગૃહસ્થ તરફ મને કશી જ દુશ્મનાવટ નથી.' થોડા જ વખત પછી કલકત્તાથી તેણે એ જ ઑફિસને શાંતિલાલ શાહ તરીકે પહેલાંના જેવો જ બીજો પત્ર લખ્યો. પરંતુ એમાં બીજી બૅંકનું નામ લખ્યું.

એ પછી મુંબઈથી પોતાના નિયમ પ્રમાણે યોગેશ તરીકેની પોતાની વાર્ષિક આવક પરના કર માટેનું ફૉર્મ ભરી દીધું.

ત્યાર બાદ તેના પર,(એટલે કે યોગેશ પર) ઈન્કમટૅક્સ ઑફિસે-

# આમાસ (ઑક્ટોબર) ઈતિહાસમાં : દિનવિશેષ · વ્યક્તિવિશેષ · પ્રસંગવિશેષ

### દિનવિશેષ

તા. ૩ ૧૫,૦૦૦ માણસો સાથે શિવાજીએ સુરતમાં લૂંટ ચલાવી, ૧૬૭૦.
તા. ૫ કલકત્તા, દક્ષિણ બંગાળ અને મદ્રાસમાં ભયંકર વાવંટોળથી ૩૦,૦૦૦ માણસો અને અસંખ્ય વહાણોની ખુવારી, ૧૮૬૪.
તા. ૧૧ વરાળથી ચાલતી પહેલી 'સ્ટીમ-ફેરી' તરતી મુકાઈ, ૧૮૧૧.
તા. ૧૫ બૅરોમીટરના શોધક ટૉરીસેલીનો જન્મ, ૧૬૦૮.
તા. ૧૬ અમેરિકન ડૉક્ટર વિલિયમ માર્ટિને દવા સુંઘાડી બેભાન બનાવી વેદના ઓછી કરી શસ્ત્રક્રિયા કરવાનો પહેલો પ્રયોગ કર્યો, ૧૮૪૬.
તા. ૨૧ અમદાવાદના સુબા શેખ સૂફી સાથે કૅપ્ટન બેસ્ટે ગુજરાતમાં, વેપાર કરવા માટે સંધિ-કરાર કર્યા, ૧૬૧૨.
તા. ૨૨ બ્રાઝીલે પોર્ટુગીઝ સરકાર સામે સ્વાતંત્ર્ય જાહેર કર્યું, ૧૮૨૨.
તા. ૨૩ ચીનના મહાન બૌદ્ધ યાત્રિક હ્યુએનત્સંગનું અવસાન, ૬૬૪.
તા. ૨૫ શાહજાદા સલીમ 'નુરૂદ્દીન મુહમ્મદ જહાંગીર' નામ ધારણ કરી ગાદીએ બેઠો, ૧૬૦૫.
તા. ૨૮ ગાંધીજીએ રાજકારણમાંથી નિવૃત્તિ જાહેર કરી, ૧૯૩૪.
તા. ૨૯ મહર્ષિ દયાનંદ સરસ્વતીનું અવસાન, ૧૮૮૩.
તા. ૩૧ સાયમન કમિશનના વિરોધી સરઘસનો મોખરો સાચવતાં લાલા લજપતરાય પર સખત લાઠીમાર, ૧૯૨૮.

### વ્યક્તિ વિશેષ : ડૉ. ફ્રિજોફ નાનસેન



ઉત્તરધ્રુવનું ખેડાણ સુલભ બનાવનાર અને મહાયુદ્ધ પછી અખલાસ-વિહોણી માનવતાને સુમેળના એકસૂત્રે બાંધવાના સાહસિક પ્રયાસક ડૉ. ફ્રિજોફ નાનસેનનો જન્મ ઈ. ૧૮૬૧ની ૧૦મી ઑક્ટોબરે નૉર્વેના ક્રૂઅન ગામે થએલો. બચપણથી જ સાહસવૃત્તિ એ જવાને, સૌએ તેને હસી કાઢયાં છતાં, એક ડેનિશ મિ. ગ્રેગાલની મદદથી ગ્રીનલૅંડને પૂર્વ-પશ્ચિમ પાર કરી આવી 'એસ્કિમો જીવન'નું પુસ્તક લખ્યું અને નેપલ્સમાં રહી પ્રાણીવિદ્યાનો અભ્યાસ આગળ વધારી, જ્ઞાનતંતુઓ વિષે એક પુસ્તક લખી ડૉક્ટર ઑફ ફિલૉસૉફીની પદવી મેળવી.

પણ તેને તો ઉત્તર ધ્રુવ સર કરવો હતો. પરંતુ પૃથ્વીના મુકુટ સમા એ શીતપ્રદેશે એવી તો કંઈક મહેચ્છાઓ ઠારી દીધેલી. છેલ્લે ૧૮૭૮માં એ જ હદેશે ગએલા લેફ્ટેનન્ટ ડી લૉંગનું વહાણ 'જયાનેત' પણ ન્યૂ સાઇબીરિયન ટાપુઓ પરથી ખાલી હાલતમાં મળી આવ્યું. તે પરથી નાનસેને તારવ્યું કે ધ્રુવસમુદ્રમાં જુવાળ આવીને ત્યાંથી જો બરફના પ્રવાહો નીકળતા હોય, તો એ પાછા પણ ત્યાં જ ફરવાના; અને એ વહેતા પ્રવાહોમાં ઘસડાતાં જઈ આપણે પણ ધ્રુવસમુદ્ર અને કદાચ ધ્રુવને પણ પાર કરી શકીએ. તેણે એ રીતની સફરની તૈયારી આદરી. બરફની બધી મુશ્કેલીઓ સામે ટકી રહે તેવું નાનકડું વહાણ 'ફ્રામ' તૈયાર કર્યું. નૉર્વે સરકારે તેના ખર્ચનો બે તૃતિયાંશ ભાગ આપ્યો, અને મતભેદ છતાં યે લંડનની રૉયલ જીઑગ્રાફિક સોસાઇટીએ પણ ૩૦૦ પૌંડની મદદ આપી. ૧૮૯૩ના જુલાઇમાં બાર હિંમતવાન ને સાહસિક સાથીઓને લઇ તે નૉર્વેથી ઊપડ્યો. પણ ન્યૂ સાઇબીરિયા ટાપુઓ પાસે જતાં જ 'ફ્રામ' બરફમાં ખૂંપી ગયું,

અને પછી તો આખો શિયાળો, ઉનાળો ને ચોમાસું એમ ને એમ વીતી ગયાં. બીજો શિયાળો યે ગયો. પણ વહેતા પ્રવાહો સાથે હજી ફ્રામ આગળ ઘસડાશે જ એની ખાતરી હોવાથી, નાનસેન હવે ત્યાં વધુ ન રોકાતાં પોતાના એક સાથી સ્વર્ડ્રુપને તેનો કબજો સોંપી, ફક્ત બીજા એક સાથી જહાંગાર યોહાનસેનને સાથે લઇ, ૧૮૯૫ની ૧૪મી માર્ચે પગપાળા ઉપડ્યા; શીતવર્ષાની અનેક વિટંબણાઓ પાર કરી, એપ્રિલની ૭મીએ ૮૬° અક્ષાંશરેખા પર પહોંચ્યો. પણ હવેની મુસીબતોમાંથી જીવ બચાવવા પાછા જ ફરવું પડ્યું. એ વળતી સફર પણ સરળ નહોતી જ. તેમાં વળી નાનસેનને કમનસીબે દર્દ ઊપડ્યું. પરંતુ આખરે છેક ૧૮૯૬માં ફ્રાન્ઝ જોસેફલૅંડની શોધખોળ કરવા ઊપડેલી ટુકડીએ તેઓને વાર્ડોહ્વિન પહોંચાડ્યા. એક જ હપ્તા બાદ 'ફ્રામ' પણ ત્યાં ઘસડાઇ આવ્યું. હજી આજે યે નૉર્વે સરકારે એ 'ફ્રામ'ને રાષ્ટ્રીય વારસા તરીકે સાચવી રાખ્યું છે.

શોધક મટી ને હવે રાજકાજમાં પડ્યો અને ઇંગ્લંડ ખાતેનો એલચી નિમાયો. ઇંગ્લંડમાંનાં બે વર્ષના વસવાટ દરમિયાન ભૂગોળ ને સમુદ્રયાન ઉપર તેણે પુસ્તકો લખ્યાં. ત્યાં પહેલું મહાયુદ્ધ આવ્યું. તે પછી પ્રજાસંઘની કાર્યવહીમાં મોખરે આવી તેણે વિશ્વાસવિહોણી બનેલી માનવતાને સુમેળના એક તાંતણે બાંધવાનો અથાક પ્રયાસ કર્યો અને જુદાજુદા દેશોના પાંચ લાખ યુદ્ધકેદીઓને મુક્ત કરાવ્યા.

૧૯૨૧માં રશિયામાં દુકાળ પડ્યો ત્યારે જાતે જઇ એણે એ કારમી સ્થિતિ અવલોકી અને યુરોપના બધાં રાજ્યોમાં રખડી-રખડીને તથા અમેરિકાને વિનવીને તેણે રશિયા માટે સોનો મેળવી. તેના સેવાકાર્યની કદરરૂપે ૧૯૨૩માં તેને નોબેલ પુરસ્કાર અપાયો જેના બધાં નાણાં તેણે સીધાં રશિયાના ખેતીવાડી ખાતાને આપી દીધાં. આજીવન ભૌગોલિક જ્ઞાનનો સીમાવિસ્તાર કરતા રહેનાર અને પીડિત માનવતા માટે પોતાનું હૃદય હંમેશા ધબકતું રાખનાર, કૅપ્ટન મેટહાર્ટ—'દિલાવર કપ્તાન'ના નામે લાડીલો બનેલો એ નાનસેન ઇ. ૧૯૩૦ની ૧૩મી મેએ અવસાન પામ્યો.

### પ્રસંગવિશેષ : ભારત-સ્વાતંત્ર્યનું પ્રભાત

સુભ થનાર્ના રહસ્યમય જીવનઇતિહાસમાં ૨૧મી ઑક્ટોબર ૧૯૪૩નો દિવસ ઊજળે અક્ષરે લખાશે. પછી જુલાઈ '૪૩ને દિવસે એમણે 'આઝાદ હિંદ ફોજ'ની સ્થાપના કરીને 'ચલો દિલ્હી'નો આદેશ આપ્યો. ૨૫મી ઑગસ્ટે એમણે એ સેનાનું નેતૃત્વ સ્વીકાર્યું, અને ૨૧મી ઑક્ટોબરે ભારતની સ્વતંત્ર સરકાર સ્થાપી બ્રિટન અને અમેરિકા સામે યુદ્ધ જાહેર કર્યું. સરસેનાપતિના ગણવેશમાં નેતાજી સુભાષચંદ્ર બોઝે ચતુરંગ સેનાદળની સલામી લઈ સ્વાતંત્ર્યનું જાહેરનામું વાંચ્યું અને હાથમાં શપથપત્ર લઈ કહ્યું, 'સદાસર્વકાળ ભારતભૂમિનો સેવક રહીને, હિંદુસ્તાન અને તેની આડત્રીસ કરોડની પ્રજાને સ્વતંત્ર કરવા માટે હું આ સ્વાતંત્ર્યયુદ્ધને મારી જિંદગીના ભોગે પણ જારી રાખી, મારા આડત્રીસ કરોડ હિંદી ભાઈબહેનોનું હિત સાધવામાં જ મારું કર્તવ્યપાલન સમજીશ.' અનેક રાષ્ટ્રોએ ભારતની આ સ્વતંત્ર સરકારને માન્ય રાખી શુભ સંદેશાઓ પાઠવ્યા; પરંતુ તે બધામાં આયર્લૅંડના અધ્યક્ષ શ્રી. ડી વૅલેરાના અભિનંદન-સંદેશામાં સવિશેષ જણાવેલું કે, 'આ દિનનિમિત્તે અમને પણ અમારી સ્વતંત્ર સરકાર સ્થાપવાનો દિવસ યાદ આવે છે. આજે તમે જેવી વિટંબણાભરી પરિસ્થિતિમાંથી પસાર થઈ રહ્યા છો, એવી જ પરિસ્થિતિ એ જ્યારે અમારી હતી ત્યારે હું તમને સુયશ આપું છું.'

# તામિલદેશમાં ડોકિયું

—કરનાર—
પ્રજારામ રાવળ



શ્રી અરવિંદ આશ્રમ, પોંડિચેરી

આ સાથે હું તમને એક આશ્ચર્ય મોકલું છું: મારી બંગાળી કવિતા! હવે એકાદ તામિલ કવિતા યે લખી મોકલું તો આશ્ચર્ય ન પામતા! બધી ભાષાઓનું જાણે ગુહ્ય જડી ગયું છે: બાકી માંસ-મજ્જા-તંતુ વગેરે પૂરવાનું કાર્ય સંસ્કૃત કરી લેશે!

હું અહીં આનંદ કરું છું. સુન્દરમ્‌ને જંપવા દેતો નથી. એમના કાનમાં કાંઈનું કાંઈ બોલબોલ કરું છું; અને એ શાન્તિથી જવાબ દેતા જાય છે, તે બહુ પ્રેક્ષણીય બને છે.

કવિ બહુ ગાનમાં છે. સાંજે વ્યાયામના મેદાન પર ચડ્ડી અન્ડર-વેરમાં 'આક-દૂ' (ફ્રેન્ચ, એક દો) પ્રમાણે શિસ્તબંધ ગંભીરતાથી પરેડ કરતા હોય છે ત્યારે જોવાની મજ્જત આવે છે. વ્યાયામ પછી મળેલી ચિનાઈ શીંગની પ્રસાદી ચાવતા ચાવતા મારા ભણી આવતા હોય છે ત્યારે નિશાળના છોકરા જેવા લાગે છે!

ગામનો ફ્રેન્ચ વિભાગ અનેક રસ્તાઓથી ક્રૉસ લીટીમાં અનેક વાર કપાઈ ગયો છે, તે જોઈ સુન્દરમ્‌ને મગજનો આખો ભાગ કાપેલો પડ્યો હોય તેની ઉપમા સૂઝે છે! મને એ ઉપમા ગમે છે જ: મિષ્ટ હોવાથી! પણ, એમ પણ લાગે છે કે આ મગજ આકર્ષક હોવા છતાં દુષ્પાચ્ય છે! જોકે ચાખવા જેવો તો ખરો જ! ગામમાં કૉફી બહુ સારી બને છે: સ્વાદમાં કટુ-મધુર! પણ પરિણામે કબજ્યાતકર!

અહીં આવનાર દરેક જણે એક શબ્દ ખાસ શીખી આવવાનું. અહીં આવીને તુરત જ શીખી જશો તો પણ ચાલશે: 'પોડા'. (એટલે જા જા) પો=જા. અને 'ડા' અક્ષર બળ ઉમેરનાર છે. ભિખારીઓને તે વારંવાર કહેવાનો પ્રસંગ આવશે!

'સુન્દરમ્'નું કાવ્ય કહે છે તેમ 'જોયો તામિલ દેશ': પણ પોંડિચેરી અને રસ્તા પરતો. એક કૃષ્ણા યુવતી જોઈ: મસી-કૃષ્ણા. પણ નમણી હતી જ. બંને નાકમાં ચૂની પહેરેલી. આપણે બંને કાનમાં કુંડલ, ને બંને પગે નૂપુર પહેરીએ છીએ તેમ: સમતા જાળવવા. (આપણા પ્રાંતમાં એ ફૅશન દાખલ કરવાની હિમ્મત ફૅશનેબલ વર્ગ જે દિવસે કરશે તે દિવસે એ બહુ વિચિત્ર આનંદોત્પાદક બનશે!)

'શીર્ષે સંગ શિખા' અને 'શ્રુતિ કરમાં કલ્લી લસે સ્વર્ણની' જોયાં. હરિદ્રા(હળદર)ને પાઉડર જેમ જ મુખ પર લગાડી ગૌરવભરી ફરતી લલનાઓ જોઈ. પુરુષો પણ કોઈકોઈ રૂપાળા ગમે છે.

ગઈ કાલે મહિનાની પહેલી તારીખ હતી. આશ્રમમાં તે તારીખે Prosperity day હોય છે. એટલે કે આશ્રમવાસીઓને જોઈતી વસ્તુઓ તે દિવસે શ્રી માતાજી તરફથી સૌને મળે. જોઈતી ચીજોની યાદી પાંચ છ દિવસ પહેલાં પહોંચાડવાની. ગઈ કાલે હરીફાઈઓ પણ થઈ. બહુ રસપ્રદ હતી. ત્યારે અહીંના ફ્રેન્ચ નાગરિક અને અમલ-દારવર્ગને આમંત્રણ હતું. ફ્રેન્ચ રમણીઓ અને પુરુષો બરોબર જોવા મળ્યાં. મને તો મૉપાસાંનાં પાત્રો ફરતાં હોય તેવું લાગ્યું! ફ્રેન્ચો, અને અંગ્રેજોનો અહીં જે પરિચય થાય છે તે ઘણો મધુર છે. નાગરિકતા તો તેમની જ. સરલ, મધુર, પ્રેમાળ, નમ્ર એવા એવા એમના ગુણો જોવા મળે છે.

ગુજરાતીઓ, બંગાળીઓ, સ્વચ્છ દાંતવાળા કાળા તામિલો, ફ્રેન્ચ, અંગ્રેજ અને ઉત્તર હિંદુસ્તાની ભાઈઓ, બધાં જ દર્શને ભેળા ઊભા હોઈએ છીએ ત્યારે ભિન્નભિન્ન મુખમુદ્રાઓ, પહેરવેશ, મુખપાટ અને ભાષાનો મધુર સંભાર ભેગો થયો હોય છે: ઇન્દ્રધનુષ્યના સંવાદી વિવિધ રંગો જેવો. બંગાળીઓ તેમનાં શરીર પર ઓઢેલ વસ્ત્રથી અને મદ્રાસી તામિલો તેમના એકદમ ગળાબંધ, પાતળી પટ્ટીબંધ ખેસથી તરત જ વરતાય છે. મદ્રાસી ઢબે વીંટેલ ધોતિયું અને હાફ શર્ટ કે સાદો ઝબ્બો પહેરેલાં હોય, પણ એ ખેસની સજાવટમાં, કપડાંની ઉત્તમતાથી અને તે ખેસને મૂકેલ બહુમૂલ્ય સોનેરી કોરથી તેની સમૃદ્ધિ પરખાય છે. જ્યારે એ રેશમી હોય છે ત્યારે વાંકોચૂંકો, ડોકની ફરતો જેમતેમ પડેલ એ ખેસ શંકરના સર્પ-ખેસનું સ્મરણ કરાવે છે! પુરુષો કાનમાં મોતી પહેરે છે. બંગાળી વાર્તાઓમાંની-'સેંથે સિન્દૂર શોભતી ગૌરવભરી કુલીન નારીઓ' વરતાય છે. આ બધાં જ એક મોટા કુટુમ્બનાં કુટુમ્બીઓ હોય એવું લાગે છે. એક જ આત્મા ભિન્નભિન્ન ખોળિયામાં લાગે છે. Icebergનો ૮/૯ ભાગ પાણીમાં અને ૧/૯ ભાગ પાણી પર હોય છે, તેવું કૈં માણસજાતનું લાગે છે માણસમાણસ વચ્ચે જે વિષમતા દેખાય છે તે ૧/૯ જ છે. બાકી ૮/૯ તો બધાં સરખાં જ છે. 'East is East and West is West' એ ઉક્તિ અહીં નરાતાળ ખોટી લાગે છે. બધાં એવા તો ભાવથી ભેગાં રહે છે! આ સૌને સાંધે છે એક સામાન્ય ભાવ: આત્મોન્નતિ ક્યાંક્યાંથી કેવા કેવા આવ્યા છે! કેવી રીતે રહે છે!

હમણાંહમણાં હું ઉઘાડા પગે ફરવાનો લહાવો અને આનંદ લઈ રહ્યો છું. આંગળાએ સહેજ ફોલ્લી થઈ હતી ત્યારથી શરૂ થઈ ગયું છે. ઉઘાડા પગે ફરતાં પગનાં તળિયાં અને ધરતી જીવંત થઈ ગયાં! રસ્તા પણ ઉઘાડા પગે ફરવા આમંત્રે તેવા છે: આ ફ્રેન્ચ વિભાગના પહોળા, કાંકરી-કાંટા-ગંદકી વિનાના રસ્તા જ. ગામના રસ્તા એવા સારા નથી.

સુન્દરમે ગાયેલ 'દારિદ્રયે હત, વસ્ત્રવંચિત, નહિં ય એકે-શક્તિ ઇપ્સુ' એવી પ્રજા રસ્તામાં દેખાય છે. સ્ત્રીઓ મોટેભાગે એક સાલ્લો જ પહેરે છે; પુરુષો લંગોટી. પાન ઘણાખરાનાં મોંમાં ખરાં. નાકની બંને બાજુએ ચૂની. તેમાં એક બાજુએ ધોળી તો બીજી બાજુએ રાતી પણ હોય. બબ્બે ત્રણત્રણ મોતી પણ દરેક બાજુએ હોય! પુરુષો આસ્તિક દેખાય છે. ઘણાં લલાટ ભસ્માંકિત દેખાય છે. આપણે ત્યાં કરીએ છીએ તેવું ત્રિપુંડ્ર નહિ, ભસ્મપટ્ટાથી આખું જ કપાળ ભરેલું! તડકો બહુ પડે અને વરસાદ ઇંગ્લેંડની જેમ અચાનક આવી ચડવાનો પૂરો સંભવ, એટલે મોટે ભાગે હાથમાં છત્રી લઈને જ લોકો બહાર નીકળે. એક બીજી જાતની છત્રી જોઈ: વાંસની મોટી છાબડી હોય તેવી, વાંસની પટ્ટીઓથી ગૂંથેલી. તેને લાકડાનો દંડો, હાથ એકનો, સીધો જ દંડ હોય!

ગોપુરો બે જોયાં. ગોપુરની આકૃતિ મંદિરના મસ્તક પર મુકુટ મૂક્યો હોય તેવી લાગે છે. મંદિર પરથી ઊર્ધ્વ જતી, મંદિરથી લગભગ દોઢી-પોણાબે ગણી ઊંચી ચતુર્દિક્ ભરચક માંડણી. વિધવિધ દેવ-દેવીઓનાં, વિધવિધ મુદ્રાઓમાં, સુંદર શિલ્પો તે આખા અવકાશમાં કંડારેલાં હોય છે. ગોપુરની આકૃતિ નીચેથી પહોળી, ઉપર કૈંક સાંકડી: તરબૂચની સારી એવી ડગળી કાઢીને ચત્તી મૂકી દઈએ તેવી! એક ભાઈને ગણપતિના મંદિરને બહારથી નમસ્કાર કરતા જોયા. ગર્ભદ્વાર-

ની સન્મુખ મુખ રાખીને નહિ, પણ એનાથી કાટખૂણે ઊભા રહીને! પતિ કે પત્નીનું નામ ન લેવાય તેમ પ્રભુને સન્મુખ જોવાય નહિ!

અહીંની બજારમાં ફરતાં કોઇ વાર મત્સ્યની ગંધ નાકમાં આવી ચડે ખરી. મામમાં વસ્તુઓનો ભાવ કોઈ વાર Comic-Tragic સાંભળવાનો લાભ થઈ જાય! એક કબાટ 'દક્ષિણા' કાર્યાલય માટે જોઈતો હતો. કિંમત રૂા ૧૮૦! ૮૦ રૂપિયાનો કબાટ હતો રૂા. ૧૮૦ માં તો ચૌટામાં વેચાવા હું તૈયાર થઈ ગયો!

જમીન રસાળ છે. સર્વ જાતનાં ફૂલો ઊગે છે. પદ્મ, ચંપો, બકુલ, જૂઇ, ગુલાબ, રાતરાણી, પારિજાત, અને અનેક અંગ્રેજી ફૂલો. મારા મકાનના બાગમાં જ ત્રણ નારિયેળી છે. પપૈયાનાં ઝાડ પણ પાંચછ છેઃ કુતરીનાં નાનાં બચ્ચાં ધાવતાં વળગ્યાં હોય તેવું લાગે છે.

મદ્રાસ સેન્ટ્રલ સ્ટેશન

કાગળ તમને વહેલો લખવો હતો; પણ તેમ ન બન્યું.

પોંડિચેરીમાં ઠીકઠીક હર્યોફર્યો. ઠીકઠીક જેવું મન મુદિત થયું. અહીં મારું સદાનું સાનંદ આશ્ચર્ય તે તો અહીંની પ્રજાના ચોખ્ખા દાંત. આપણે ત્યાં આવા ચોખ્ખા દાંત ભાગ્યે જ જોવા મળે છે. અને અહીં તો નિત્ય ઉત્સવ છે! આંગણે આંગણે ભિન્નભિન્ન આકૃતિની કોઇ ચિત્રકારની કલ્પનામાંથી સવિસ્મય ઊઠી હોય તેવી રંગોળીઓ! મોટા ભાગે રંગે સફેદ. વૈવિધ્ય રંગનું નહિઃ આકૃતિનું જ. બેત્રણ લીટીમાં શોભનસ્વરૂપ અંકાઈ જાય. વાંકીચૂંકી એકાદ સર્પાકૃતિ લીટીમાં વળાંકે વળાંકે મૂકેલાં બિન્દુઓ તોરણનાં મોતી બની જાય!

મોંમાં જેમ પાન, તેમ માથે ફૂલો પણ સહુ સજનીઓને ખરા! રસિક; દરિદ્ર પણ રસિક. અને ભક્તિભીની! મહારાષ્ટ્રથી શરૂ આ તાંબૂલ, વેણી અને રંગોળીની ત્રિવેણી અહીં સુધી રંગીન-પી પ્રવાહિત થઇ છે. અહીંની યુવતીઓના શ્યામવર્ણ પર શોભતી ફૂલની દ્યુતિનો સુમેળ જોતાં ઘનશ્યામ મૂર્તિ પર પીત અંબર કેવું મતું હશે તેનો ખ્યાલ આવ્યો! સાડીઓ સફેદ નહિ પણ લીલી ી કે પીળીઃ તે તેમના શ્યામ વર્ણ સાથેના સુમેળને લઇને શ્વેત સાડીને ગૌર વર્ણ સાથે મેળ છે તે બરાબર સમજાયું.

અડવાડિયા પહેલાં આશ્રમની Colonial gardenમાં ગયા ા. મને યાદ રહી જશે તે તો ત્યાં જોએલાં પ્રચંડ, પ્રસરમાન, વશાલમૂલ, અનેકશાખ, દૃઢશાખ, અત્યુન્નત, શાલ્મલી વૃક્ષો. પચાસ-સાઠ ફૂટ તો ઊંચાં ખરાં. પણ શાખાઓ નર્યા વજનવાળી હતી. જેમ શાખાઓ વધુ વધુ ફૂટતી જાય તેમ નીચે મૂળ પહોળું થતું જઈ નવાં ઉગાડતું જાય. ઉપરનો એટલો બધો ભાર ઉપાડવા માટે નીચે વધતું જોઇએને! શાલ્મલી-ત્વચા પર લીલી રેખાઓ હતી; એ તો હતી તેની લીલી નસો! શિરીષનાં રેષાવાળાં અતિકોમળ ફૂલો જોયાં શાલ્મલી પર તેના ઘડસ્વરૂપ સુધી અણીદાર, મોટા, ભરાઉ ઠૂંઠાઠૂંઠા કાંટા હોય છે, દૂરથી જોતાં કીડીઓની હાર લાગે. રક્ષણાત્મક હશે.

આગળ જતાં નાગલિંગનું ફૂલ જોયુંઃ ગૂંચળું વળી અનેક ફેણ-વાળો, અનેકજિહ્વ, અરુણપાટલરંગી નાગ બેઠો હોય તેવું. સહસ્ર ફેણ-વાળા શેષ કે બહુ સારા નહિ લાગતા હોય તેવી મને બીક હતી. પણ આ અનેક ફેણાનું રૂપ જોતાં લાગ્યું કે 'ના, શેષ રૂપાળા હશે ખરા!'

વળતાં મુખ્ય રસ્તા પરથી ગયા. આખા ગામને ડામરનો આ ગોળ વિશાળ રસ્તો વીંટે છેઃ લક્ષ્મણે સીતાજીની રક્ષા કરવા પંચ-વટી ફરતી રક્ષારેખા આંકી હતી તેવો જાણે! ભાગવતના પુરંજય આખ્યાનમાં પુરંજયની નગરીને રક્ષતા મહાન નાગનું સ્મરણ થયું!

એક દેવીનું મંદિર બહારથી જોયું તેની બહારની બાજુએ, મંદિર-ની દીવાલની ઉપરના ભાગમાં, રક્ષિકા પ્રતિહારીઓ સાયુધ બેઠી હતી બન્ને બાજુએઃ જમણો પગ ઢીંચણેથી જરા વાળીને, ડાબો પગ જરા છૂટો મૂકીને. બળગર્યો અંગવિન્યાસ હતો. કઠોર, non-compromising. અવશ્ય દંડ-દાત્રીઓ હતી.

એક હોટેલમાં આગમનિવાસમાં શ્યામ કૉફીને બદલે ગૌર કૉફીને જોતાં બહુ આનંદ થયો! 'અરે શ્યામા, તું ગૌરી ક્યારે બની ગઇ?' મનથી પાધી! હોટેલમાંથી બહાર નીકળીને દ્વાર પાસે એક પાત્ર-માં મૂકેલી ભૂખરી વસ્તુને મુખશુદ્ધિકર ચૂર્ણ સમજીને મોંમાં મૂકવા જતાં સુન્દરમ્ કહે 'એ તો મંદિરની શંકરની ભસ્મ છે!' મેં તેનાથી તામિલ પદ્ધતિએ મારું આખું કપાળ અર્ચ્યું!

કવિને ત્યાં એક બિડાલશિશુની વસતિ થઈ છે. વીસ દિવસનું થયું છે. તેનું નામ 'ગુલાબ' રાખ્યું છે. તેના પગ રૂપી પાંદડાં પર કાંટા છે, અને કોમળ 'મિયાઉં' એ ગુલાબની સુરભિ છે. ગુલાબનો કોમળ સ્પર્શ તો છે જ. પણ એના કાંટા સામે મારો વિરોધ છે!

બીજી પણ બેત્રણ નામકરણવિધિ કરી! Dining Roomમાં હારબંધ કૂજાઓ-કુંભો એક ખૂણામાં ગોઠવેલા હોય છે. પડખે પ્યાલા પડેલા હોય છે. ત્યાં જઈ દરેકે પાણી ભરી લેવાનું એ ખૂણાનું નામ મેં 'કુંભકોનમ્' રાખ્યું છે! એ નામનું એક સ્થળ 'દક્ષિણાયન'-માં છે. પાણીને હું પેય સમજતો હતો. પણ અહીં આવ્યા પછી મને જણાયું કે તે ખાદ્ય પણ છે! બંગાળીઓ પાણી ખાય છે! તેઓ આપણને એમ પૂછે કે 'જલ ખાબો?' (જલ ખાશો?)

તિરુવણ્ણમલૈમાં ભિખારીઓ બહુ દૃઢતાથી ભીખ માગતા હતા! આપણે ત્યાંના ભિખારીઓ કરતાં એમનું ધૈર્ય અને તિતિક્ષા ઘણાં વધુ માલૂમ પડ્યાં! હોટેલમાં એક બહુ સુખદ પરિચય થયો! મુખ્ય વેઇટરે મારું બિલ મને અંગ્રેજીમાં આપ્યું એટલે મેં આશ્ચર્યથી પૂછ્યું. 'Do you know English?' એ કહેઃ 'Yes, I know English, Tamil, Telugu and Sanskrit! 'સંસ્કૃત' નામે હું ચમક્યો. सस्कृतमपि जानाति भवान् किं? शक्नोति वक्तुम्? એ કહે : रघुवंश सप्तसर्गपर्यन्तः पठितः

અને મેં રઘુનો બીજો સર્ગ શરૂ કર્યો. 'अथ प्रजानामधिपः प्रभाते'. એણે તરત જ આખો શ્લોક (મને રમૂજી લાગતા ઉચ્ચારો સાથે) પૂરો કર્યો. વળી મેં કહ્યું 'अनातपत्र जगतः प्रभुत्वं' અને એ આગળ ચાલ્યો. હું અને એ બંને ખુશ થઈ ગયા. સંસ્કૃત ભાષા Dead Language નથી; જીવતી છે. અત્યારે મારી સાથે એક મલાયલમ્ભાષાભાષી મલબારનિવાસી ભાઈ છે. તેમની સાથે સંસ્કૃત શબ્દો વાપરીને મજાથી વાતચીત ચાલે છે, અને સંસ્કૃતથી આખો હિન્દુસ્તાન કેવો એકાકાર છે તેનો અનુભવ અને વિચાર કરું છું!

તિરુવણ્ણમલૈ જતાં ગાડીમાંથી મોટામોટા ખડકોના ખડકો જોતાં તુંગભદ્રાના પ્રદેશમાં જોએલા કસદસ હસ્તિકાય પ્રચંડ પથ્થર-રૂપો યાદ આવ્યાં. અને મને થયું કે સમુદ્રને પૂરતી વખતે વાનરસેના-એ બે કૂચ બનાવેલીઃ એક કચ્ચુનો છેડો તુંગભદ્રા સુધી ને બીજનો તિરુવણ્ણ સુધી. ખડકો ઉપાડી ઉપાડીને છેક કન્યાકુમારી સુધી હાથોહાથ ઝપાટાબંધ આપતા જતા હશે. એમાં વિશ્વકર્માપુત્ર નલે કહ્યું કે 'હવે પથ્થર લાવવા બંધ કરો, સેતુ પૂરો થઇ ગયો છે' એટલે પછી આ બંને કેન્દ્રોમાં ઉપાડેલા પથ્થરો એમ ને એમ અત્યાર સુધી પડ્યા રહ્યા છે! જરૂર પડશે બીજી વાર સેતુ બાંધ-વામાં તેનો ઉપયોગ કરી શકાશે!

અસ્તુ! પેનના અભાવે (પેન ખોઇ) ઝાંખી પેન્સિલે ચાલતી ગાડીએ લખેલું આ લખાણ તમને કષ્ટદાયક તો પડશે! તમે કુમારમાં યથેષ્ટ વાપરી શકો છો. મિત્રોને સ્મરણ.

# ચૂનો ચિરોડી અને સિમેન્ટ

## બાંધકામ-ઉદ્યોગના પ્રાણ સમાં

### કૅલ્શ્યમનાં આ ત્રણ સંયોજનો બીજા પણ અનેક રાસાયનિક ઉદ્યોગોમાં મહત્ત્વનાં છે

[રોજિંદા જીવનમાં વિજ્ઞાન-૪૨]

લેખક - ડૉ. નરસિંહ મૂ. શાહ

★

ચૂનો એટલે કૅલ્શ્યમ ધાતુની ભસ્મ. તે સામાન્યરીતે ચૂનાપથ્થરમાંથી બનાવાય છે. ચૂના-પથ્થર એટલે કૅલ્શ્યમ કાર્બોનેટ કુદરતમાંથી અનેક રૂપે મળી આવે છે. તેના મુખ્ય બે પ્રકાર છે: સ્ફટિકમય અને અસ્ફટિકમય. આરસપહાણ એ ચૂના-પથ્થરનું સ્ફટિકમય રૂપાંતર છે. પરવાળાં, હાડકાં અને ઈંડાંનાં ઉપરનાં પડોમાં પણ આ કૅલ્શ્યમ કાર્બોનેટ હોય છે. ચૂના-પથ્થરમાં રેતીનું પ્રમાણ જેટલું ઓછું એટલે અંશે સારી જાતનો ચૂનો બનાવી શકાય છે. તેને ભઠ્ઠીમાં સખત ગરમ કરવાથી તેમાંથી ચૂનો પેદા થાય છે અને કાર્બન ડાયૉક્સાઈડ વાયુ છૂટો પડી જાય છે. આ રીતે બનાવેલા ચૂનાને પાણી સાથે ફોડવાથી અતિશય ગરમી છૂટે છે.

ચૂનાનો મુખ્ય ઉપયોગ તો બાંધકામમાં છે. પરંતુ સમગ્રતયા જોતાં રાસાયનિક ઉદ્યોગોમાં જે મહત્તા સલ્ફ્યુરિક ઍસિડ ભોગવે છે તેવું જ સ્થાન ચૂનાનું છે. સસ્તા આલ્કલી તરીકે તે પુષ્કળ વપરાય છે. ખેતીવાડીમાં, જંતુવિનાશક પદાર્થોમાં, સખત ગરમીમાં ટકી શકે એવી ઈંટોની બનાવટમાં, ધાતુઓના શોધનમાં કાગળની બનાવટમાં,—એમ સંખ્યાબંધ ઉપયોગમાં ચૂનો સામાન્ય થઈ પડ્યો છે.

ચૂના-પથ્થર કે એવા બીજા કૅલ્શ્યમવાળા પદાર્થોને જો માટી સાથે મેળવીને ભઠ્ઠીમાં ગરમ કરવામાં આવે, તો કૅલ્શ્યમયુક્ત પદાર્થોમાંથી પેદા થતો ચૂનો માટીમાં રહેલા ઍલ્યુમીનિયમ અને રેતીનાં સંયોજનો સાથે પ્રક્રિયા કરે છે, અને એને પરિણામે ચૂનાના વિશેષ પ્રમાણવાળા ઍલ્યુમિનેઈટો અને સિલિકેટો તેમાંથી બને છે. એને ક્લિંકર clinker (સિમેન્ટ-કાંકરી) કહેવામાં આવે છે. તેને બારીક પીસીને બનાવેલો ભૂકો સિમેન્ટ કહેવાય છે. એની ખરી કસોટી એ કે બે આંગળી વચ્ચે એ ભૂકો ઘસવાથી તેમાં જરા યે દાણા જેવું લાગવું જોઈએ નહિ. નહિતર એ સિમેન્ટ ખામીવાળો જણાય.

સિમેન્ટ લીલાશપડતો ભૂરો બારીક ભૂકો છે. તેનો મુખ્ય ગુણધર્મ એ છે કે પાણી મેળવવાથી થોડા સમયમાં જ તે કઠણ બની જાય છે; અને એ કઠણ જથ્થો વખત જતાં વધુ ને વધુ સખત બનતો જાય છે. સિમેન્ટને રેતી, ચૂના અને પથ્થર સાથે મેળવીને બનાવેલું મિશ્રણ કૉંક્રીટ (concrete) તરીકે ઓળખાય છે. એ કૉંક્રીટ પણ વખત જતાં સિમેન્ટની માફક જ સખત બની જાય છે. વધુ મજબૂત, ટકાઉ અને મોટા વિસ્તારના બાંધકામમાં આ કૉંક્રીટ સાથે લોઢાના સળિયા ગૂંથીને બાંધકામ કરાય છે. તેને 'રી-ઈન્ફોર્સ્ડ કૉંક્રીટ' કહે છે.

છેલ્લા ત્રણ દસકામાં સિમેન્ટ અતિ મહત્ત્વનો ઉદ્યોગ થઈ પડ્યો છે, કેમકે તેનો ઉપયોગ બાંધકામમાં મબલખ થાય છે. રસ્તા, પૂલો, મોટી ઇમારતો વગેરેમાં તો સિમેન્ટ હવે અનિવાર્ય બની ગયો છે. સિમેન્ટના રસ્તા કાયમના જેવા થાય છે. તેના પર પછી બીજો ખર્ચ લગભગ કાંઈ જ આવતો નથી. પૂલના મહાકાય થાંભલા, મોટા ઘુમટા, પાણીના જબરદસ્ત બંધ, લાંબી નહેરો, જંગી કારખાનાંનાં ભોંયતળિયાં અને પાયા પૂરવામાં સિમેન્ટ કૉંક્રીટનો ઉપયોગ મહત્ત્વનો થઈ પડ્યો છે. સિમેન્ટનો ખાસ ફાયદો એ છે કે તેના વડે કામ સહેલાઈથી થઈ શકે છે અને વળી તે મજબૂત થાય છે. અને એ મજબૂતાઈ વખતની સાથે વધતી જ જાય છે. બાંધકામમાં સિમેન્ટનું કામ ગજવેલ જેટલું મજબૂતાઈમાં ગણાય છે. હવે તો લોઢાનાં ભૂંગળાંને બદલે સિમેન્ટનાં ભૂંગળાં વપરાતાં જાય છે. સમુદ્રના પાણીમાં ટકી શકે એવી સિમેન્ટની બનાવટમાં લોઢાનું પ્રમાણ વધારવામાં આવે છે. સિમેન્ટમાં છુટા ચૂનાનું પ્રમાણ જરા યે ન રહેવું જોઈએ; નહિતર એ સિમેન્ટ સારું કામ આપતો નથી.

સિમેન્ટનો ઉદ્યોગ આપણા દેશમાં હવે સારી સ્થિતિમાં ચાલે છે. આપણા દેશમાં સિમેન્ટની બનાવટ માટે જરૂરી કાચો માલ ઘણે સ્થળેથી નીકળે છે, એટલે એ દિશામાં તો ઉદ્યોગને બીવા જેવું નથી. સિમેન્ટની ભઠ્ઠીઓમાંથી નીકળતા ધુમાડાઓમાંથી પોટૅશ્યમના ક્ષારો કાઢવામાં આવે છે. એ ક્ષારો ખેતીના વિકાસમાં ખાતર તરીકે ખૂબ ઉપયોગી છે. આ ખીલવણી હજી આપણે ત્યાં થઈ નથી.

સિમેન્ટ પણ જાતજાતના બને છે. આજકાલ મૅગ્નેશ્યમ-ઑક્સીક્લોરાઈડ-સિમેન્ટ (સોરેલ સિમેન્ટ)નો ઉપયોગ વધતો જાય છે. મૅગ્નેશ્યમ ક્લોરાઈડના ઘટ્ટ દ્રાવણમાં મૅગ્નેશ્યમ ઑક્સાઈડ (મૅગ્નેશિયા) મેળવીને એ તૈયાર કરાય છે. આ સિમેન્ટમાં નાનાનાના પથ્થર તથા લાકડાનો વેર ઉમેરીને એક પેઈસ્ટ (લૂગદી) બનાવાય છે, જે થોડા જ વખતમાં સખત થઈ જાય છે. તેની મજબૂતાઈ પણ સિમેન્ટ જેટલી જ હોય છે. આ સિમેન્ટની વિશિષ્ટતા એ છે કે તેના પર સરસ પૉલિશ થઈ શકે છે. ઈસ્પિતાલો, જાહેર મકાનોનાં ભોંયતળિયાં વગેરે અંદરના ભાગોની બનાવટમાં તે ખાસ વપરાય છે.

સિમેન્ટમાં એટલી ઝડપથી જામી જવાનો ગુણ છે કે જો તેના પર કાબૂ રાખવામાં ન આવે તો તે નકામો થઈ જાય. આથી એ ક્રિયા પર જોઈતો કાબૂ રાખવા માટે સિમેન્ટમાં અમુક પ્રમાણમાં ચિરોડી ઉમેરવામાં આવે છે. શુદ્ધ સિમેન્ટ તો ૬ મિનિટમાં જ સખત થઈ જાય છે, પરંતુ તેમાં ત્રણ ટકા ચિરોડી ઉમેરવાથી એ ગાળો ત્રણ કલાકનો થાય છે.

ચિરોડી એટલે રાસાયનિક પરિભાષામાં કૅલ્શ્યમ સલ્ફેટ. તેને ધીમે તાપે શેકીને બનાવેલો બારીક ભૂકો 'પ્લાસ્ટર ઑવ પારીસ'ના નામથી જાણીતો છે. આ ઉદ્યોગ પ્રથમ પારીસની આસપાસ શરૂ થયો હતો એટલે તેનું એ નામ પડ્યું. આ પ્લાસ્ટરને પાણી સાથે મેળવીને વાપરવાથી થોડા કલાકમાં તે ઘટ્ટ થઈ જાય છે. મકાનોની અંદરની દીવાલો પર પ્લાસ્ટર તરીકે એ ખૂબ વપરાય છે. તેનો ઉપયોગ સિમેન્ટની બનાવટમાં પણ થાય છે એ ઉપર આવી ગયું. મકાનોની છતો તથા ભીંતો ઉપર વિવિધ સુંદર વેલબુટ્ટીના તથા કોતરકામના અને શિલ્પના ઢાળા માટે આ પ્લાસ્ટર ખાસ ઉપયોગી છે, કેમકે તે જામે છે ત્યારે તે એક ટકા જેટલું ફૂલીને વધે છે, એટલે તેમાંથી બનાવેલા ઢાળા સુઘટ્ટ અને ચોકસ ઊઠે છે.

આમ, કૅલ્શ્યમનાં આ ત્રણે સંયોજનો આપણા રોજિંદા જીવનમાં ઘણાં ઉપયોગી થાય છે. આધુનિક બાંધકામમાં તેમનું સ્થાન એટલું તો અનિવાર્ય છે કે ઈજનેરોને પોતાના કામમાં તે પ્રાણ સમાન છે.

## યુવાન પ્રજાના ઘટઘટનું ઘડતર કરતી

# યુદ્ધરમતો



★ લેખક · વાસુદેવ ભટ્ટ ★

યુદ્ધરમતો એ રમતગમતનો એક વિશિષ્ટ વિભાગ છે, અને ગયા બે અંકમાં આપણે એવી બે રમતોનો શબ્દ-પ્રત્યક્ષ ખ્યાલ મેળવ્યો, પણ તેના સ્વરૂપ વિષે હજી થોડું જાણવાનું બાકી રહે છે તે જોઇએ. એ બે રમતો નીચેની બાબતોમાં જુદી પડે છે:

(૧) ધ્વજયુદ્ધ સપાટ મેદાન પર રમાય-લડાય છે, જ્યારે ટેકરીયુદ્ધમાં એક ટુકડી ટેકરી પર ગોઠવાય છે અને બીજી ટુકડી નીચેના મેદાનમાં—તળેટીમાં.

(૨) ધ્વજયુદ્ધમાં બન્ને ટુકડી પાસે ધ્વજ હોય છે; જ્યારે ટેકરીયુદ્ધમાં માત્ર ટેકરીવાળી ટુકડી પાસે જ તે હોય છે.

(૩) ધ્વજયુદ્ધમાં, કોઇ પણ ખિલાડી બાદ (આઉટ) થતો નથી; જ્યારે ટેકરીયુદ્ધમાં કોઈ પણ એક ટુકડીના ત્રણ ખિલાડીઓ એકી-સાથે અને પ્રત્યક્ષરીતે સામી ટુકડીના એક ખિલાડીને અડકે એટલે એમ અડકાએલો ખિલાડી બાદ થાય છે—એટલે કે, પછી, એ રમત-માં ભાગ લઇ શકતો નથી. આ નિયમ પાછળ ખ્યાલ એવો છે કે જણા ભેગા થઇ સામા પક્ષના એક સૈનિકને મારી નાખે છે.

પણ, આ બધી યુદ્ધરમતોમાં 'નિયમ' એ મુખ્ય વસ્તુ નથી. એમાં મનમેતેટલી છૂટછાટ મૂકી શકાય કે નવા નિયમો પણ રી શકાય. એમાં મુખ્ય બાબત એક જ છે કે ગમે તે રીતે એકરસ યુદ્ધ રમવું—રમાડવું.

ટેકરીયુદ્ધમાં રમનારાની સંખ્યા ગમે તેટલી મોટી રાખી શકાય. ક ટુકડીમાં ઓછામાં ઓછા પંદરેક ખિલાડી હોય તો જ મજા પડે. અને વધારેમાં વધારે? અરે, પાંચસો હોય તો યે શું અને હજાર હોય તો યે શું? હા, એટલું ખરું કે રમનારાની સંખ્યા જેમ મોટી તેમ ટેકરી પણ મોટી હોવી જોઇએ અને તેની રચના પણ એવી આડપડી હોવી જોઇએ કે બધા જ રમનારા એમાં છૂપી શકે, ધારે તો ખોવાઈ જઇ શકે અને દરેક જાતની વ્યૂહાત્મક પ્રવૃત્તિઓને અમલમાં મૂકી શકે.

બેમાંની ગમે તે એક ટુકડી ટેકરી પર ચડી જાય અને પોતાના ખિલાડીઓની સંખ્યા તથા ટેકરીની રચના ધ્યાનમાં લઇ યોગ્ય લાગે તે રીતે રક્ષણાત્મક વ્યૂહ ગોઠવી નાખે. પોતાનો ધ્વજ એવી જગ્યાએ રાખે કે સામી ટુકડી તેને બરાબર જોઇ શકે. આમ, આંખ અડકાડવાની છૂટ; પણ હાથ અડકાડવા જતાં તો માથાનો જ સોદો!

તળેટીવાળી ટુકડીનું કામ હલ્લો કરવાનું છે. તેણે બીજું કાંઇ જ ખાસ કરવાનું નથી; માત્ર કોઇ પણ હિસાબે ટેકરી પરથી ધ્વજ હઠાવી નીચે લાવવાનો છે. પણ એ એટલા સીધાસાદા કામ માટે કેટકેટલી આડીઅવળી પ્રવૃત્તિ કરવી પડતી હશે? અને માત્ર આડીઅવળી જ નહિ, તડ અને ફડ કરવાની પણ ખરી.

તમારી આંખ આગળ એક ચિત્ર ખડું કરો. ના, ચિત્ર નહિ, સિનેમા-ફિલ્મ. પચીસ જવાનો એક ટેકરી ઉપર અડ્ડો જમાવી પડયા છે. વચ્ચે, બાવાજીના ચીપિયા જેવો વાવટો છે. ટેકરીની નીચે બીજા પચીસ જવાનો છે. તેમની દાનત એ ચીપિયા પર બગડેલી છે. બાવાજીનો એ ચીપિયો સોનાનો છે કે કેમ યા તેમાં લોખંડમાંથી સોનું બનાવવાનો કીમિયો છે કે કેમ તેની તો ખબર નથી પણ એ પચીસે જવાનો કોઈ પણ ભોગે એ ચીપિયો પડાવી લાવવા તલપાપડ છે. ઉપરવાળા બાવાજી પણ એ બહુમૂલ્ય ચીપિયો એમ જવા દેવા તૈયાર નથી.

નીચેવાળા ગુસપુસ કરે છે, તો ઉપરવાળા તે પર ધ્યાન આપે છે. નીચેવાળા આગાનેગ થાય છે, તો ઉપરવાળા શકરા જેવી નજર ફેરવે છે. નીચેવાળા એવરેસ્ટનું આરોહણ શરૂ કરે છે, તો ઉપરવાળા મેઘનું તાંડવ તૈયાર કરે છે. નીચેવાળા આવ્યા છે, તો ઉપરવાળાએ વધાવ્યા છે. પછી તો નીચેવાળા-ઉપરવાળા ભેટે છે, આળોટે છે, ને આગળ કૈં કૈં થાય છે; એનો ખ્યાલ આપણે મેળવી લીધો છે.

ધ્વજયુદ્ધ અને ટેકરીયુદ્ધમાં તો રમનારાઓ સમાન હોય છે કે તેઓ મારામારીની કોઈ 'રમત' રમી રહ્યા છે. પણ એવી યે રમતો રમી શકાય કે જેમાં બધા રમનારાઓને પૂરો ખ્યાલ ન પણ હોય. માની લો કે પંદર વીસ મિત્રો ફરવા ગયા છે. પોતાના ગામથી પાંચેક માઈલ દૂર, નદીકિનારે રળિયામણી જગ્યાએ રાતવાસો કરી બીજા દિવસે પાછા આવવાના છે. તેઓ રાત્રે નિરાંતે આરામ કરે છે

ગામમાં તેમના કેટલાક મિત્રો છે તેમને વિચાર આવ્યો કે ચાલો જરા ગમ્મત કરીએ. બારેક જણા તૈયાર થયા. રાતના વાળુ કરી હાથમાં ડંગોરા લઇ ઊપડયા. પેલા મિત્રો આરામ કરે છે ત્યાં આવ્યા. જરા દૂર ઊભા રહી મોઢે બુકાનીઓ બાંધી. જગ્યાનો અને તેમાં આરામ કરનારાનો કયાસ કાઢી અંદર પૂરયા. પહેલા તો છાનામાના જઈ થોડીક ચોરી કરી; કેટલીક અગત્યની ચીજો ઉઠાવી લાવ્યા. ત્યાર બાદ એકદમ બૂમાબૂમ કરી, ઊંઘનારા પૂરા જાગે અને કાંઇ સમજે તે પહેલાં, કેટલાકની છાતી પર ચડી બેઠા. કેટલાકના હાથપગ બાંધ્યાં. કેટલાકને જરા ખોખરા કર્યાં! પેલા જાગ્યા અને સમજ્યા (પણ સાચું ન સમજ્યા); એટલે એમણે પણ કૈં કૈં અજમાયશ કરી. પછી પા કલાક-વીસ મિનિટ શું શું થયું હશે તે તમારી મેળે સમજી લેજો અને છેવટે સમાધાન કયે કયે રસ્તે થઈ શકે અને કયે રસ્તે તેમણે કર્યું હશે તે પણ તમારી મેળે જ ગોઠવી લેજો.

ઉપરના જ પ્રસંગમાં એમ પણ બને કે જે મિત્રો ફરવા ગયા છે તેમાંથી જ પાંચ-છ જણા અર્ધી રાતે ઊઠી, દૂર જઇ, જરા વેશપલટો કરી બાકીના મિત્રોની ચકાસણી કરી જુએ.

અથવા, એમ કલ્પો કે જે ટુકડી ફરવા ગઈ છે તેને એ જગ્યા પૂરી નિર્ભય નથી લાગી, એટલે વારાફરતી બબ્બે જણ જાગે છે. એવે પ્રસંગે હલ્લો કરનારા શું શું કરશે? જાગનારાને ડરાવશે? કે પકડીને બાંધશે? કે ઓચિંતાનો બધા જ મિત્રો પર છાપો મારશે?

હવે, એવા પ્રસંગનો પણ ખ્યાલ કરો કે જેમાં પચાસેક કુમારો અને યુવાનો, તાલીમ લેવા માટે દરરોજ રાત્રે ભેગા થાય છે. તેમને

લગભગ લશ્કરી ઢબે તાલીમ આપવામાં આવે છે. રાતે બધા આરામ કરે છે ત્યારે વ્યવસ્થિત ચોકી ચાલે છે. એ લશ્કરી છાવણીની રીતે રાત પસાર થાય છે. એ છાવણીના સંચાલકને લાગે છે કે ચાલો આ લોકોને થોડી સાચી તાલીમ આપીએ. એટલે પોતે છાવણીમાં નહિ જોડાએલા કેટલાક યુવાનોને હલ્લો કરવાનું જણાવી વ્યૂહ ગોઠવી આપે છે. પછી શું શું થશે ? થોડું કહ્યું પૂરું કરીને સમજી લેજો.

ધ્વજયુદ્ધ કે ટેકરીયુદ્ધ એ કુસ્તી કે મુક્કાબાજીના જેવી રમતો છે. ફેર એટલો કે કુસ્તી કે મુક્કાબાજી વ્યક્તિ-વ્યક્તિ વચ્ચે હોય છે, જ્યારે આ બે યુદ્ધરમતો સામુદાયિક રીતે, એટલે કે ટુકડી ટુકડી વચ્ચે રમાય છે. પણ ઉપર જણાવી તેવી જાતની યુદ્ધરમતો તો કુસ્તી કે મુક્કાબાજી જેવી નથી. કોઈ પણ જાતના દાવનાં બંધન વિના બે વ્યક્તિઓ મારામારી કે તોફાન કરે તેના જેવી આ યુદ્ધ-રમતો છે. ને જેવી રીતે મારામારી કે તોફાનના મર્યાદિત કે નિશ્ચિત પ્રકાર નથી હોતા, તેમ જ આ યુદ્ધરમતોના પણ પ્રકાર નથી હોતા. વ્યાયામશિક્ષકો પોતાના વિદ્યાર્થીઓ અને આજુબાજુની પરિસ્થિતિ ધ્યાનમાં લઇ મારામારીની ને તે દ્વારા યુદ્ધની પ્રવૃત્તિઓના વિકાસની તક આપતી યુદ્ધરમતો યોજવાના આવા ઘણા પ્રસંગો શોધી શકે.

યુદ્ધની પ્રવૃત્તિઓ હસ્તગત કરવા માટે આ યુદ્ધરમતો એવું તો સરસ સાધન છે કે કેળવણી આપતી સંસ્થાઓએ–નવભારતનું ઘડતર ઇચ્છતી સંસ્થાઓએ તે અપનાવવી જોઈએ અને વિશેષ તો એ છે કે યુદ્ધરમતો એટલી તો આકર્ષક નીવડે છે કે એ રમતની દરેક તકને વિદ્યાર્થીઓ ખૂબ જ આનંદ સાથે વધાવી લે છે.

આનંદભરી રીતે ઘડતર સાધી આપતી આ યુદ્ધરમતો, જેટલો પ્રચાર પામે તેટલો ઓછો જ ગણાશે.

---

# બૂચ

માસમાસની વનસ્પતિનો પરિચય આપતી લેખમાળા: આપણી વનસ્પતિ [૩૪]

લેખક
પ્રો. જયંતીલાલ દેવશંકર ઓઝા



લાંબાં હિમધવલ ફૂલોથી શોભતી આ વનસ્પતિને 'આકાશલીમડો' તેમજ 'લટક ચમેલી' પણ કહે છે. આપણે ત્યાં જે કેટલીક મનોહર ફૂલો આપતી વનસ્પતિ થાય છે તેમાં તેની ગણના થાય છે. તેને સંસ્કૃતમાં 'આકાશનિમ્બ', હિંદીમાં 'આકાશનીમ' તથા 'મીની ચમેલી' ને મરાઠીમાં 'નીમી ચમેલ' તેમજ 'કેવડ્યાનિંબ' નામથી ઓળખવામાં આવે છે. અંગ્રેજીમાં તેને 'ઇન્ડિયન કૉર્ક ટ્રી' (Indian Cork Tree) તેમજ 'ટ્રી જસ્મીન' (Tree Jasmine) કહે છે. તેનું શાસ્ત્રીય નામ મિલિન્ગ્ટોનીઆ 'હૉર્ટેન્સિસ' (Millingtonia Hortensis, Linn.). અઢારમી સદીમાં થઇ ગએલા આંગ્લ વનસ્પતિવિદ્ ટૉમસ મિલિન્ગ્ટનના માનમાં આ નામ પાડેલું છે. 'હૉર્ટેન્સિસ' લૅટિન નામ છે ને તેનો અર્થ 'બાગબગીચામાં ઊગતી' એવો થાય છે.

બ્રહ્મદેશમાં આવાથી તેનાસીરમ સુધીનો પ્રદેશ, મલાય આર્કિપૅલગો અને મધ્ય હિંદ તેનાં ઉત્પત્તિસ્થાન. હિંદના ઘણા ભાગોમાં તે ઉગાડાય છે. વનસ્પતિવિદ્ રૉક્સબર્ગની નોંધ પરથી માલૂમ પડે છે કે ઈ. ૧૮૦૦ની આસપાસ તાંજોરના રાજાના બગીચામાંથી બૂચનાં બીજ મદ્રાસ લાવી ઉગાડવામાં આવેલાં. તેમાંથી એક છોડ ઇસ્ટઇન્ડિયા કંપનીના કલકત્તાના બૉટૅનિકલ ગાર્ડનમાં રોપવામાં આવેલો. સૌરાષ્ટ્ર, ગુજરાત ને મુંબઈ ઇલાકાના ઘણા ભાગમાં આ ઝાડ ઉગાડાય છે.

બૂચનું ઝાડ લગભગ ૮૦ ફીટ સીધું ઊંચું ઊગે છે. તેની શાખાઓ નીચે ઢળતી હોય છે અને કુમળી શાખાઓ પર આછી રુંવાંટી હોય છે. તેની પીળાશપડતી રાખોડી છાલમાં ફાટ હોય છે. બૂચનાં ઘેરાં લીલાં પાનની શોભા મનોહર હોય છે. આ પાન શાખાઓ પર સામસામાં ગોઠવાએલાં સંયુક્ત, દાંડીવાળાં અને ૧૦ થી ૨૦ ઇંચ લાંબાં હોય છે. દરેક સંયુક્ત પાન તેની મુખ્ય દાંડી પર જોડકાંમાં સામસામું ગોઠવાએલું પરંતુ ટોચે એક અદકા નાના પાનનું બનેલું હોય છે. આ દરેક નાનું પાન ફરી તેવી જ રીતે ગોઠવાએલાં વધારે નાનાં પાનનું બનેલું હોય છે. આવાં સંયુક્ત પાનને દ્વિપિચ્છ (Bipinnate) પાન કહે છે. આવાં છેવટનાં નાનાં પાન ૧ થી ૨½ ઇંચ લાંબાં ને ½ થી ૧½ ઇંચ પહોળાં, લીસાં, કાંઈક અનિયમિત આકારનાં પરંતુ તળિયે ગોળાકાર અને ટોચ તરફ સાંકડાં તથા અણીદાર ટોચવાળાં હોય છે. પાનની કિનારી અખંડ અગર દાંતાવાળી હોય છે. બૂચ સદાય લીલું–સદાપર્ણી–ઝાડ ગણાય છે, કારણ કે તે કદી પૂરું પાનરહિત થતું નથી. જાન્યુઆરીથી માર્ચ દરમિયાન ઝાડ પરથી ઘણાંખરાં પાન ખરી પડે છે. એપ્રિલ અને મે માસમાં તે પર ફરી નવાં પાન આવી જાય છે.

સપ્ટેમ્બરથી ડિસેમ્બર દરમિયાન તેને ફૂલ આવે છે. મુંબઇ ને કોંકણમાં ઑક્ટોબરની આખરમાં ફૂલ આવવાં શરૂ થાય છે ને ડિસેમ્બર પર્યંત તે ચાલુ રહે છે; પરંતુ પશ્ચિમ હિંદના બીજા ભાગોમાં સપ્ટેમ્બર માસથી ફૂલ બેસવાં શરૂ થાય છે તે ડિસેમ્બર સુધી ચાલુ રહે છે. ઘેરાં લીલાં પાનની સાથે સફેદ ફૂલોનાં નીચે નમતાં ઝૂમખાં વડે બૂચ ખૂબ સુંદર દેખાય છે. ફૂલોની આહ્લાદક સુવાસ આસપાસની હવાને ભરી દે છે. ફૂલો શાખાને અંતે મોટાં ઝૂમખાંમાં આવેલાં હોય છે. દરેક ફૂલને એક નાની દાંડી હોય છે. ફૂલમાં વજ્ર નાનું અને ઘંટાકાર હોય છે; ફુલમણિ નળી આકારની હોય છે ને નળીને છેડે પાંચ સફેદ પાંખડી હોય છે. પાંખડી પર કોઈવાર ગુલાબી છાંય હોય છે. ફુલમણિની નળી ૨ થી ૩ ઇંચ લાંબી ને તે પર આછી લીલી છાંય હોય છે. ફૂલમાં ૨ લાંબાં અને ૨ ટૂંકાં એવાં ૪ પુંકેસર (ક્વચિત પાંચ) હોય છે અને તેની ટોચે પીળા પરાગકોષ હોય છે. બીજાશય એક કોષાળું હોય છે ને તેમાં ઘણા બીજાંડ હોય છે. પુંકેસર તેમજ સ્ત્રીકેસર નલિકા ફૂલમાંથી બહાર નીકળેલાં હોય છે.

(જુઓ ઉપરના ચિત્રમાં)

બૂચનું ફળ ચપટું, પાતળું, બંને છેડે અણીદાર અને ૧થી ૧૬ ફીટ લાંબું હોય છે. તેમાં ઘણાં બીજ હોય છે. એ બીજ ચપટાં, એકાદ ઇંચ પહોળાં અને બારીક, પારદર્શક પાંખવાળાં હોય છે. મધ્ય પ્રાંત તેમજ પશ્ચિમ હિંદમાં બૂચના ઝાડને ફળ આવતાં નથી. ઉત્તર હિંદમાં પણ ક્વચિત જ ફળ આવે છે.

મોટે ભાગે આ ઝાડ બીજવડે ઉગાડવામાં આવે છે. જોકે તેને કાપકલમથી પણ ઉગાડી શકાય છે. તે જલદીથી વધનારી વનસ્પતિ છે. દાખલા તરીકે ઉપર જેની નોંધ કરેલી છે તે કલકત્તાના બોટૅનિકલ ગાર્ડનમાંનું બૂચનું ઝાડ બાર વર્ષમાં ૫૦ ફીટ ઉંચાઈએ પહોંચેલું. ધરુવાડિયામાં નાના બીજ જેવાં પાકે તેવાં જ વાવવાં જોઇએ. પાછળથી પછી વર્ષાઋતુની શરૂઆતમાં એ રોપાને જમીનમાં ઉગાડવામાં આવે તો સારીરીતે ઉગે છે.

શોભાવૃક્ષ તરીકે બૂચ ઘણી જાતની વનસ્પતિ છે. પશ્ચિમ હિંદમાં બાગબગીચા તેમજ રસ્તા પર ઉગાડવા માટે તેનો બહુ ઉપયોગ થાય છે. તેનું લાકડું નરમ ને પીળુ હોય છે. તેના એક ઘનફૂટનું વજન ૪૨ રતલ થાય છે. તે સારી રીતે પૉલિશ થઇ શકે છે અને ફર્નિચર તથા શોભાની વસ્તુઓ બનાવવામાં વપરાય છે બૂચના ઝાડની છાલ આશરે ૧ ઇંચ જાડી હોય છે અને તેનો ઉપયોગ હલકી જાતનાં બૂચ બનાવવામાં થાય છે.

## બાંધ ગઠરિયાં (અનુસંધાન પૃષ્ઠ ૩૫૩થી ચાલુ)

એકાદ કપાતો ત્યારે કોઈક રીલની ચરખી કરી જતો! ને જીતેલો પતંગ આસ્તેથી કઠાવ પર આવી, આકાશમાં હાથે એકલો અટૂલો ગગનરાજની માફક હવામાં સ્થિર રહી જતો. સૌ કોઇ એને જોઇ રહેતા. એને કનડવાની કોઇ હિંમત ન કરતા.

પણ એટલામાં તો મારામારી સંભળાતી. ધડાધડ નળિયાંના ટુકડા ચાલુ થઇ જતા. 'મૂકી દે, મૂકી દે, સાલા ભિખારચોટ!'ની રડારાડ પડતી. પણ કોઈના કપાએલા પતંગની દોરી કોઇએ પકડી, એટલે નળિયાં કે ન નળિયાં, એ છોડે શાનો? મામાજીની 'થીઅરી' જુદી હતી: (ને એવી 'થીઅરી' માનનાર થોડાઘણા સાથીદારો પણ હતા.) પતંગ કપાઈ ગયો, પછી એ દોરી ખેંચવી, એને પાછી પરતી પર વીંટાળવી, એ ઠીક ન ગણાતું. છાપરેથી ખેંચાઇને આવતી દોરી નળિયે ઘસાતી, એટલે એનો માંજો બગડેલો ગણાતો, અને હાથ આગળથી તોડી નવેસરથી નવો પતંગ ચડાવાતો. દોરી ખેંચવી શા અને એવી ..છી ઘસાયલી 'ઘિસ્સા'વાળી દોરી ઉપયોગમાં લેવી શી?

કલાક બે કલાકમાં મામાજી બે ત્રણ લડત લડી લેતા. એકાદ મારે શાનદાર આંખદાર પતંગ બેત્રણ ઠુમકામાં તો ચડાવી, દોરી પીતો કરી, પવનના ઘર પર મૂકી, લોટ્યા વિના આગળ વધવા દેતા. પતંગ બહુ લોટે તો માંજામાં વધારે વળ પડે, એટલે એ બહુ લોટાવતા નહિ; પણ કોઈ ફુદાફુદીને કે નાના પતંગને કાપવો હોય તો ઉપરથી નાખી લોટતો મૂકી દે, એટલે બેત્રણ મિનિટમાં ફેંસલો! એમ જ નીચેથી ઉઠાવી કંઈકને પવનથી આડા એવા લટકાવી દેતા કે પતંગ જરા જોરમાં આવ્યો કે પેલો સાફ! પણ કોઇ પડખે કે આડો હોય અને એની સાથે લડાવવા જતા, ત્યારે કુમાવી કુમાવીને એની ઉપર જઈને પડતા, અને દોરીની ઝોળ મૂકતા. જેવો પતંગ પવનના જોર પર આવ્યો કે 'કટ્ટે...હે" આમ, અરધા કલાકમાં એ પાંચસાત પેચ તો લઈ લેતા, અને થોડા કાપી પણ બતાવતા. એક આંગળી પર પતંગને આડોઅવળો ફેરવતા, લોટાવતા ને એ છામાં ઓછે ઠુમકે પતંગની ચાલ ઘડી આપતા.

ભાઈદાસ હાથમાર પર મામાજી બહુ ખિજાતા. એ બાલાજી તરફ રહે. સાંજે ખૂબ દોર મૂકી વધતો આવે, અને પાછળથી નીચેથી ધુસી જ્યાં પેચનો સમય આવે કે જોરથી બેપાંચ હાથ મારે.—એટલેકે પતંગને ઝપાટાબંધ પોતા તરફ ખેંચે. આ સટ્ટીની હલકો જ પેચ—ભિખારચોટનો પેચ. મામાજી બને ત્યાં સુધી એને નીચે ધુસવા જ ન દે. એ ગુલાંટ મારે કે મામાજીએ એથી સવાઈ ગુલાંટ મારી જ છે. અને છતાં લાગ જોઇ જો હાથમાં આવી ગયા, તો એને કતા આગળથી પકડી દોરની ખૂબ ઢીલ મૂકી દેતા, જેથી એને ખેંચવાનો લાગ જ રહે નહિ. અને અંતે એ કપાતો!

આવા હાથમારુઓની સંખ્યા ધીમેધીમે વધતી જતી હતી. ઓછી દોરીએ અને ટુંક સમયનો એ વેગલો જુગાનિયાઓને ઠીક માફક આવતો. ત્રણ પાનાનો જુગાર, ને બે મિનિટમાં હિસાબ! 'કેસીનો' સ્ટાઇલમાં ધીમેધીમે રમવાવાળાની મોજ જુદી જ છે, તેમ સટ્ટીના પેચની ખૂબી આગળ આ 'હપ્તા' મારવાની રીત તદ્દન જડસુ અને ભોડવે એવી લાગે એ સ્વાભાવિક છે. અસલી ઢબછબમાં પતંગ ચડાવનારાઓ એમને ધિક્કારે જ.

બપોરના જમવા ઊતરતા ત્યારે જમણું અધરૂં થઇ પડતું. હાથે ઘસરકા પડેલા, તે પર તેલમરચું લાગતાં જ આંગળાં ચચરી ઉઠતાં. ખાધું, ન ખાધું ત્યાં તો છાનામાના પાછલે દાદરે થઈને ઉપર. ત્યારે ખરે બપોરે આકાશનો રંગ જોવા જેવો થતો. સવારના ઉગ્લા ભાગના કપાએલા પતંગો ફૂદડીએ ચડતા, પવનના વગળોમાં એકની એક જગ્યાએ ફર્યા કરતા, અને હાથે ચડ્યા કરતા. પવન દિશા બદલતો એટલે બારથી બેના વચગાળે આ ગમ્મત જોવાની મઝા પડતી. કેટલીક વાર તો બબ્બે ત્રણનાં જોડકાં સાથે ને સાથે લટકતી ભર દોરે હાથે ને હાથે ચડતાં જ નથ અને ફેરફૂદરડી ફરતા જ રહે. વાહ પતંગ વાહ! અને વાહ પવન વાહ! એમ બેત્રણ કલાક ફૂદડી ફરી બેચાર માઈલ દૂર એ પતંગો જઈ પડતા!

ચાર વાગ્યાથી તો આકાશ ભરાઈ જતું. રંગનો મેળો જામતો. સોની મહાજન પણ રંગમાં આવી જતા ને છુટ્ટી પરતીએ પેચ લડતા. 'કાઈપોછ', 'ભડકેલો છ', 'આવવા દે', 'માર ગુલાંટ', 'ફડાવ પર લે', 'માર થાપ', લોટવા દે', 'વધ્યો આવ દીકરા', 'ખમચાય છ કેમ?', 'લપટાવી લે', 'લંગર માર' વગેરે હાવપેચ ને વ્યૂહરચનાનો શબ્દકોષ સંભળાયા જ કરતો. બૂમાબૂમ, શોરબકોર, હાકાડીકી ને ચીસાચીસેથી અગાશીઓ ગાજી રહેતી. ભૂલેચૂકે પતંગ કોઈ અગાશી પર ન પકડાયો અને છટકીને રસ્તે પડ્યો, તો ત્યાં યે પડાપડી. વેચાતા લીધેલા મોઘા પતંગ કરતાં પાઈની કપાએલી પતંગડી માટે હોંસાતોસી થઈ રહેતી; ભારે જીભાજોડી પર પણ ઊતરી પડતાં. હજારો પતંગોથી આકાશ ભરચક રહેતું. અંધારું થવા આવે ત્યારે જ કંઇક ઓછા થતા લાગતા. સૂર્યનારાયણ ખુશ થઈ ઉનરાયણને પ્રેરે વળતા અને એને રસ્તો બતાવવા, અંધારામાં સ્થિર પતંગો કાઢી, સાજે ગાળે દોરી ઉપર સળગતાં ફાનસ બાંધી એને ચડાવતા. લાલપીળાં ફાનસોની હાર બનાવતા અને આકાશને અજવાળવા મથતા.

થાકેલા ઊંઘી જતા; રાત્રે ઝબકીને પતંગની બૂમો પાડતા, ને બીજે દિવસે પણ જરા ઓછા ઉત્સાહથી સંક્રાંતની ઊજવણી પૂરી કરતા.

મને બરાબર યાદ છે: તે વખતે એક નેલ્સન કે એવી કોઇ 'રીડર' અંગ્રેજીમાં ચાલતી. એમાં જપાનના 'કાઈટ ફ્લાઇંગ'નો પાઠ અમને ભણાવતા. એ વિષે એસે (નિબંધ) પણ લખાવતા. ભૂખ્યા એ ભણાવનારાઓ! ઘરઆંગણે ઉત્તરાયણ ઊજવવા ન દે ને જપાનની મોટીમોટી વાતો અંગ્રેજીમાં પઢાવે! ખરેખર, ચાલુ સદીના પ્રારંભકાળનું ભણતર તો એક ફારસ સમાન જ હતું. (ચાલુ)

# પચ્ચીસ વર્ષ પહેલાં





## અંક ૨૨ આસો ૧૯૮૧ (ઑક્ટોબર ૧૯૨૫)

આ સોનો અંક, એટલે તેને 'દીવાળી અંક' તરીકે કાળજીપૂર્વક વૈવિધ્યમંડિત કરેલો. સામગ્રી પણ સંગીન ચૂંટેલી. એટલે,'ત્રિખંડપંડિત ભાંડારકર'નું ચરિત્ર,'હૅાપકી' નામની રહસ્યભરી જાપાની વાર્તા, ભીષણ સમુદ્ર-તોફાન આલેખની કાકાસાહેબની 'ગોકર્ણની યાત્રા', આદિમાંથી કશાને અહીં સમગ્રતયા ટૂંકાવી શકાય તેમ નથી સ્વ.નવલરામ ત્રિવેદીએ 'જીવનપરાગ' નામથી શરૂ કરેલી પ્રસંગમાળાના ૧લા હપતાનો પહેલો પ્રસંગ આ અંકના છેલ્લે પાને પ્રથમ ઉતાર્યો છે. 'દીવાળી'વિષેના કાકાસાહેબ કાલેલકરના રસપોષક લેખમાંથી આટલું તારતમ્ય ઉપયોગી લાગશે:

"આ દીવાળીના પર્વનાં મૂળ અનેક કહેવાય છે, ને જુદાજુદા પ્રાંતોમાં તેને માટે જુદાંજુદાં કારણો મનાય છે. બંગાળીઓ એમ માને છે કે મહાભારતનું યુદ્ધ જીત્યા પછી આ દિવસે પાંડવોની હસ્તિનાપુરમાં પધરામણી થઈ.દક્ષિણીઓ માને છે કે આસો વદ ચૌદશ—એટલે કાળીચૌદશને દહાડે શ્રીકૃષ્ણે નરકાસુરનો વધ કર્યો અને તેની ઊજવણી તરીકે તેને બીજે દહાડે દીવાળી ઊજવવામાં આવે છે. ગુજરાતીઓ માને છે કે આ દિવસે પરદુઃખભંજન વિક્રમ રાજા ગાદીએ બેઠો. અયોધ્યા તરફના લોકો એમ માને છે કે આ દિવસે રામે રાવણને મારી..સીતાજીને છોડવ્યાં..દીવાળીના મૂળમાં ગમે તે પણ હો. કદાચ આ બધાં કારણોનો સંબંધ આ પ્રતાપી દિવસની સાથે બળજોરીએ જોડી દેવામાં આવ્યો હોય. પણ આ બધાંનો સાર એ છે કે અધર્મ ઉપર ધર્મનો,પાપ ઉપર પુણ્યનો, અસત્ય ઉપર સત્યનો, અન્યાય ઉપર ન્યાયનો એ દિવસે વિજય થયો...ગુજરાતમાં અમાસને દિવસે ચોપડાપૂજન થાય છે તેમાં મહાકાળી, મહાલક્ષ્મી અને મહાસરસ્વતીની પૂજા કરવામાં આવે છે. આ પૂજનમાં શાહીનો ખડિયો તે મહાકાળી, રૂપિયો તે મહાલક્ષ્મી,ને ચોપડો એ મહાસરસ્વતી એમ મનાય છે."

ભાંડારકરના જીવનચરિત્રમાં અભ્યાસવિષયે લખ્યું છે:"ગણિત, વ્યાકરણ, ભાષાશાસ્ત્ર, તર્કશાસ્ત્ર એ વિષયો બુદ્ધિને પ્રખર બનાવે છે, તેજસ્વી બનાવે છે, ચોક્કસ બનાવે છે, ને એક વાર બુદ્ધિ સૂક્ષ્મ અણિયાળી બની ગઈ, પછી એને ગમે તે વિષયમાં લઇ જાઓને'... 'અમને ગણિતમાં રસ નથી પડતો, વ્યાકરણ મગજમાં પેસતું જ નથી, વાર્તા કહો વાર્તા,' એમ કહેનાર વિદ્યાર્થીઓ બધે જ દેખાય છે. તેઓ કલ્પના દોડાવી શકે છે, સહૃદયતા કેળવી શકે છે, ઇતિહાસમાં માથું મારી શકે છે, પણ બુદ્ધિનું કોઇ વીરકર્મ કરવાની એમની હિંમત ચાલતી નથી."

આને ગોકર્ણ(કારવાર)ની ભૂમિ વિષે એક અજાણ હકીકત કહી છે:




"આ પ્રદેશની ખાસિયત તો કહેવી ભૂલી જ ગયો. ઘર ગરીબનું હોય કે તવંગરનું, જમીન તો ગારાની જ; પણ કાળા આરસપહાણ જેવી સખત અને ચકચકતી જ હોય! સાચ્ચે જ, અંદર મોઢું દેખાય! ગરમીના દિવસોમાં બપોરે કંઈ પણ પાથર્યા વગર માણસ એ ગારાની છો પર સુખેથી સૂઈ શકે. વખતોવખત આ જમીન છાણ ને મેશ મેળવી તેનાથી લીંપવામાં આવે છે. પણ આ લીંપણ હાથ વતી થાય નહિ. સોપારીના ઝાડ પર એક જાતનું પૂંઠું તૈયાર થાય છે, તેના વતી જમીન ઘસીઘસીને ઓપવામાં આવે છે. આ પૂંઠાને ત્યાંની ભાષામાં 'પોવલી' કહે છે."

હાથની વિવિધ આકૃતિઓ તથા હીલચાલની છાયાઓ ભીંત પર પાડીને છાયાચિત્રો ઉપજાવવાની ગમ્મતભરી રમત કેમ કરવી તે દર્શાવતો સચિત્ર લેખ આવેલો તે આજે પણ એટલો જ રસદાયક હોઈ ચિત્રો સાથે ટુંકાવીને ઉતારીએ:

"છાયાચિત્રોની આ ગમ્મત ભારે ખર્ચ વગરની ને ગમે ત્યાં થઈ શકે એવી છે. સાધનમાં એક સફેદ પડદો, દીવો, તે મૂકવાનું ખોખું કે રકૂલ અને થોડા પૂંઠાના કટકા. એકાદ ધોતિયું કે સાફ ચાદર એક બારણાના ચોકઠા પર ઝીણી ખીલીઓથી ખેંચીને ચોડી લેવાથી કામ સરશે. પછી અંદરના ઓરડામાં દીવો એવી રીતે ગોઠવવો કે પેલો આખો પડદો પ્રકાશિત રહે બની શકે તો પતરાનો એક ડબ્બો લઈ તેમાં દીવો ગોઠવવો. આ ડબ્બાને ઉપરથી ધુમાડો જવા માટે, મથાળે એક બાંકોરું પાડવું; નહિતર દીવો હોલવાઈ જશે. પછી ડબ્બાના એક પડખામાં ચાર ઈંચના વ્યાસનું એક ગોળ કાણું પાડવું અને તેમાંથી પ્રકાશને જવા દેવો. આમ થવાથી તમે જોઈ શકશો કે આખા ઓરડામાં અંધારું થઈ રહેશે; પ્રકાશ પડતો હશે માત્ર ગોળાકાર રૂપે પડદા પર. એટલે તમારું શરીર એ તેજના ગોળાની બહાર તમે છુપાવી શકશો. પછી પડદાની બીજી બાજુના ઓરડામાં પ્રેક્ષકોને બેસાડી, આ બાજુથી તમે હાથના જુદા-જુદા આકારો કરી દીવા આડે ધરશો એટલે તેના ચિત્રવિચિત્ર ઓળા પડદા ઉપર પડશે, ને એ જોઈને પાછલી બાજુના પ્રેક્ષકો ગમ્મત પામશે. પડદા અને દીવા વચ્ચેનું અંતર તમારે પ્રયોગથી નક્કી કરી લેવું જોઈશે, કે કેટલા અંતરથી તમારા હાથની છાયા ચોખ્ખી પડે છે. આટલી તૈયારી બરાબર કર્યા પછી તમારા હાથની હીલચાલ, બીજા આકારોની મદદ અને તમારી વાચાળતા ઉપર જ ગમ્મતનો આધાર રહે છે. શોધક બુદ્ધિનો કુમાર જાતજાતનાં ચિત્રો અને આકારો સહેલાઈથી બનાવી શકશે. હાથી સૂંઢ હલાવ્યા કરે, બિલાડીની પૂછડી ચાલે. હંસ તરતો દેખાય, ગધેડો કાન ફફડાવે, એ બધું ખરેખર તે વખતે જોનારને ખુશ કરી દેશે. આની સાથે જે ચિત્રો આપવામાં આવ્યાં છે તેનો મહાવરો કરી લીધા પછી બીજા નવાનવા ઓળા તમને સૂઝી આવશે.

આકૃતિ ૧લીમાં હાથ કેવી રીતે ગોઠવ્યા છે તે જુઓ ને પડદા પર એક બાજુથી આટલું જ હાથીનું ચિત્ર બતાવો. આકૃતિ ૨ જી કૂતરાનું ડાકું છે. ૩જી આકૃતિ શિયાળની છે. નીચેની આંગળી ઊંચી નીચી કરવાથી ઉઘાડવાસ થશે. ૪થીનું જિરાફ કેવું છે? પાંચમી આકૃતિમાં ઊડતું પંખી બતાવ્યું છે. જરા પાંખો હલાવતા રહેવું. ૬ઠ્ઠીમાં બુલડૉગ કૂતરો ને સાતમીમાં સસલું છે અને આઠમીમાં બિલાડીનું ચિત્ર છે. જમણા હાથની મૂઠી આમનેમ ફેરવવાથી બિલાડી આસપાસ નજર કરતી લાગશે ડાબા હાથની ટચલી આંગળી હલાવવાથી પૂછડી હાલતી લાગશે. નવમી આકૃતિનો હંસ કેવો મજાનો છે! દસમી આકૃતિમાં બે હાથથી બે બગલાં સામસામાં ચાંચો ફાડતાં ને બંધ કરતાં બતાવજો. ૧૧મી આકૃતિમાં બિલાડી મેમસાબ બની છે એ તો જુઓ! બારમી આકૃતિમાં લાંબા નાકવાળો સાહેબ મોઢું ઉઘાડવાસ કરશે. પૂંઠાની બનાવેલી હોકલી તેના મોંમાં મૂકવાથી ઓર ગમ્મત લાગશે. તેનું નાક પણ હાલશે.

હવે પછીની આકૃતિઓમાં બીજી ચીજોની મદદથી નવા આકારો કરવાના છે. પાઘડી, ટોપી વગેરે બતાવવા તેવી આકૃતિઓ ચિત્રમાં બતાવ્યા પ્રમાણે પૂંઠામાંથી કાપીને પકડી રાખવાની છે. તેરમી આકૃતિમાં તતૂડું ફૂંકનારો છે. ૧૪મી અને ૧૫મી આકૃતિમાં ડોસો-ડોસી ભાંજગડ કરે છે. સાથેસાથે બે જણા સામસામા તેમની વતી કલ્પિત વાતચીત કરે તો હસાવી શકાય.

આ છાયાચિત્રોમાં જેટલા સુધારાવધારા કરવા હોય તેટલા થઈ શકે. થોડા વિચાર અને તર્ક કરતા રહેવાથી બેશ કરવામાં ચપળતા અને કલ્પના આવશે. આવતા દિવાળીના દિવસોમાં મિત્રોને મહેમાનોને કે ઘરનાં માણસોને આનો આનંદ આપવાનું ચૂકશો મા."



# માધુકરી

એ જ સમજાતું નથી કે આવું શાને થાય છે:
ફૂલડાં ડૂબી જતાં ને પથ્થરો તરી જાય છે!
દેવડીએ દંડ પામે ચોર મૂઠી જારના:
લાખ ખાંડી લૂંટનારા મહેફિલે મંડાય છે!
કામધેનુ પામની ના એક સૂકું તણખલું,
ને હીલાંછમ ખેતરો સૌ આખલા ચરી જાય છે!
છે ગરીબોના કૂબામાં તેલ ટીપું ય હોહલું:
ને શ્રીમંતોની કબર પર ઘીના દીવા થાય છે!

(સારથી) —વૈશંપાયન

## અંધાપા અને અપંગતા સામે ભારતીય નૌકાસૈનિક ઉન્નીની લડત

૨૪મી મે ૧૯૪૫ની રાત્રે જ્યારે પેટી ઑફિસર ગોપાલ કૃષ્ણન ઉન્ની મુંબઈ નજીક વરસોવામાં નૌકાદળના એક મથકમાં પોતાની ફરજ બજાવતા હતા ત્યારે એક એવો અકસ્માત બન્યો કે જેમાંથી તેઓ માંડમાંડ જીવતા રહ્યા. તેમની ઉપર સલ્ફ્યુરિક ઍસિડનો એક ડબ્બો પડ્યો. તેમના ચહેરા ઉપર, ગરદન ઉપર ને છાતી ઉપર એ તેજાબની છોળ લાગી. તેમની ચામડી દાઝી ગઈ અને તેજાબ તેમના શરીર પર ચાસ પાડતો પાડતો તેમની પીઠ સુધી પહોંચી ગયો! તેમનો ચહેરો બળી ગયો, જમણો કાન નકામો થયો ને દાઢી છાતી ઉપર ચોંટી પડી. તેમની આંખોનાં ચારેચાર પોપચાં બળી ગયાં, આંખના ખાડામાં પણ ઊંડા ચીરા પડ્યા, જેથી એક આંખનો તો પૂરેપૂરો નાશ થઈ ગયો અને બીજી આંખમાં પ્રકાશની માત્ર સહેજ ઝાંખી રહી.

અકસ્માતને પરિણામે શ્રી ઉન્નીએ જીવનને ઉપયોગી એવું લગભગ બધું જ ગુમાવી દીધું હતું. છતાં અડગ શ્રદ્ધા ને અનન્ય એવા જે પુરુષાર્થપૂર્વક તેમણે એ દયાજનક સ્થિતિમાંથી પોતાની જાતને સ્વાશ્રયી બનાવી તે માનવ પ્રયત્નની એક પ્રશંસનીય ગાથા છે. આજે તો તેમણે બ્રેઇલ (અંધ માટેની) લિપિ શીખી લીધી છે, ટાઇપિંગમાં તે કુશળ બન્યા છે, અને ચામડામાંથી બૅગ, પાકીટ વગેરે તથા પ્લાસ્ટિકમાંથી રિંગ, પાઉડર-બાક્સ વગેરે બનાવવા હુન્નર પણ શીખ્યા છે. પરંતુ આ બધાં કરતાં યે વિશેષ આશ્ચર્યકારક તો એ છે કે તેઓ બધા વિષયોમાં યશ સહિત લંડન મૅટ્રિક્યુલેશનની પરીક્ષામાં ઉત્તીર્ણ થયા છે અને તેમણે પબ્લિક ઍડમિનિસ્ટ્રેશનના વિષયમાં લંડન યુનિવર્સિટીનો ડિપ્લોમા મેળવ્યો છે.



શ્રી ઉન્નીએ આ ડિપ્લોમા મેળવ્યા પછી થોડા જ વખતમાં અંધો માટેની સુપ્રસિદ્ધ બ્રિટિશ સંસ્થા સેંટ ડન્સ્ટનના પ્રમુખ સર ઇઆન ફ્રેઝર, બિરી દાઇકમિશનરને લખેલા પત્રમાં જણાવે છે કે 'આ એક વિલક્ષણ સિદ્ધિ છે; કારણ કે આ અંધ યુવકને પોતાની માતૃભાષા

માસમાસનાં પંખી [૫૭]

### ખેરપિદ્દા



ઠંડીનો આરંભ થતાં આપણાં સ્થાયી પંખી લપાવા છુપાવા માંડે છે, પણ આ ઋતુમાં કેટલાંક યાયાવર પંખીઓ આપણે ત્યાં ઊતરી આવે છે. તેમાંનું એક તે ખેરપિદ્દા. સપ્ટેમ્બરના આરંભે છેક સાઇબીરિયાથી તે આવે છે. આપણે ત્યાં પણ સ્થાયી 'કાળા પિદ્દા' નામની ચૈયડને મળતી જ તેની એક જાત તેના મધુર ગાનને લીધે બહુ આદર પામે છે. આ ખેરપિદ્દા પણ દેખાવે લગભગ એવું જ અને એવડું જ હોય છે. નરની પીઠ તથા માથું કાળાં, પાંખમાં શ્વેત પટ્ટાં, પીઠનો છેડો કે પૂછડીના મૂળનો ભાગ પણ શ્વેત. છાતી તથા પૂછડી હેઠળનો ભાગ રતુમડો. પણ એક વિશિષ્ટ આભૂષણ જેવા તેના ગળા પરના સફેદ ગલપટ્ટાથી તે ઝટ વરતાઇ આવે છે. માદા પણ એવી જ, પરંતુ તેને કાળાની જગ્યાએ બદામી રંગ હોય છે.

ખુલ્લાં વાડી-ખેતરો કે આછી વનરાઈમાં તે અડવું નજરે પડે છે, પણ માદા તેનાથી બહુ દૂર તો નથી જ હોતી. તમરાં ને કમળ જેવાં નાનાં જીવડાં એ તેનો આહાર. પૂછડી ફટફટાવતું તે આહાર પાછળ ઊડતું હોય, કે સુંદર અંગમરોડ સાથે ગાન કરતું હોય ત્યારે અત્યંત સુંદર લાગે છે. પણ મીઠું ગાયક હોવા છતાં તે તેના યાયાવર સ્વભાવને લીધે પક્ષીપાલકોમાં બહુ આદર નથી પામતું.

શિયાળો ઊતરતાં તે પોતાને મૂળ વતન પહોંચી જાય છે અને ત્યાં ભોંયથી આઠ દસેક ફૂટની ઊંચાઈએ, જમીન પર ઘાસની ઓથે, ઝાંખરાંનાં મૂળમાં કે પહાડની તિરાડોમાં ખાડો શોધી, નરમ ઘાસ, વાળ કે એવું બધું પાથરી, ગોળ ઊંડો માળો બનાવી, તેમાં રતુંબડાં તપખીરી ઝાંયવાળાં, આછાં આસમાની કે લીલાં રંગનાં ૪ થી ૫ ઈંડાં મૂકે છે.

નહિ એવી અંગ્રેજી ભાષાની આવી અઘરી પરીક્ષા માટે તૈયારી કરવાની હતી, છતાં તેઓ માત્ર એક વરસમાં જ પોતાનો અભ્યાસ પૂરો કરીને પરીક્ષામાં ઉત્તીર્ણ થયા છે; જ્યારે સામાન્યત: બીજાને તે પૂરો કરતાં બે વર્ષ લાગે છે. મને લાગે છે આપ તામરાજના એ યુવાન દેશબન્ધુનો આ વિક્રમ જાણીને આપને આનંદ થશે.'

શરીરના ક્રૂર કષ્ટ ઉપર આત્માએ આમ વિજય મેળવ્યો. કાચાપોચા માણસને નિરુત્સાહ કરી નાખે એવા આઘાતોને ખમી પાર કરીને, પોતાના જીવનને સંપૂર્ણ અને લોકોપયોગી બનાવવા માટેની પ્રબળ સંકલ્પશક્તિનું સર્વોપરિત્વ આમ સિદ્ધ થયું.

શ્રી કુન્નીના આ કથાના ઘડતરમાં બીજાં માણસો અને સંસ્થાઓએ પણ મદદ કરી છે. જ્યારે એમ જણાયું કે તેમની સારવાર માટે પૂરતી સગવડો ભારતમાં પ્રાપ્ય નથી, ત્યારે ભારત સરકારે તેમને ઇંગ્લંડ સુધીના મફત પ્રવાસની જોગવાઈ કરી આપી. મળી શકે એવી સારામાં સારી શસ્ત્રક્રિયાની સારવાર માટે પણ સગવડ કરવામાં આવી હતી, અને તેમાંની ઘણીખરી શસ્ત્રક્રિયા, સારવાર વગેરેની પણ ફી લીધા વિના કરવામાં આવેલી. સેંટ ડન્સ્ટન સંસ્થા તરફથી ઇંગ્લંડમાં શ્રી કુન્નીને નિવાસસ્થાન પૂરું પાડવામાં આવ્યું હતું. એટલું જ નહિ, એ સંસ્થાએ તેમને બ્રેઇલ લિપિ, ટાઈપિંગ ને કેટલાક ઉદ્યોગો શીખવ્યા, અને પરીક્ષાઓની તૈયારી કરવા માટે એક શિક્ષક અને એક રીડર (વાંચી સંભળાવનાર) મેળવી આપ્યા. લંડન યુનિવર્સિટીએ ડિપ્લોમા માટે પ્રાઈવેટ વિદ્યાર્થી તરીકે તેમને બેસવા દીધા. લંડન ખાતેના ભારતીય કમિશનરની કચેરીએ તેમને સોપારી, એલચી, અથાણું વગેરે ચીજો—પોતાનું વતન છોડીને વિદેશમાં આવી પડેલા પ્રવાસીને અમૂલ્ય લાગે એવી—ભેટો મોકલી.

પણ સદ્દંશે તો આ બધુ અતિ દુ:ખદાયક દુર્દૈવ સામે એકલે હાથે લડાએલું યુદ્ધ હતું. આમ છતાં ધીરજ, હિંમત અને વિરલ સ્વસ્થતાપૂર્વક એ યુદ્ધ ખેલાયું હતું. એ બધા વર્ષો દરમ્યાન જેમણે જેમણે શ્રી કુન્નીને જોયા છે તેમણે આમના ધૈર્યની સાખ પૂરી છે. સેંટ ડન્સ્ટનનાં મેટ્રન ને પરિચારિકાઓ, તબીબો, હાઈ કમિશનરની કચેરીમાંના મુલાકાતીઓ, અરે, જે કોઈ શ્રી કુન્નીના સંપર્કમાં આવ્યું છે તે બધા આ બાબતમાં સંમત છે.

પચાસ પચાસ વખત તો તેમની ઉપર શસ્ત્રક્રિયા કરવામાં આવી હતી. ચામડીનું આરોપણ કરીને તેમનાં ઉપલાં અને નીચલાં પોપચાં બનાવવામાં આવ્યાં હતાં. તેમના વાંકા વળી ગએલા નસકોરાને નીચે ખસેડવામાં આવ્યું હતું. તેમના ગાલ અને તેમની ગરદન ઉપરના ચીરા દૂર કરવામાં આવ્યા હતા અને તે જગ્યાએ પાતળી ચામડીનું આરોપણ કરવામાં આવ્યું હતું. પણ જ્યારે નવો કાન તૈયાર કરવાનો વખત આવ્યો ત્યારે શસ્ત્રવૈદ્યોને જણાયું કે જેટલી ચામડી મળી શકે એવી હતી તે બધી ચામડી ઉખેડીઉખેડીને ત્યાર સુધીમાં વપરાઇ ચૂકી હતી તેથી તેમને નકલી બનાવટી કાન ચોંટાડવાનો નિર્ણય કરવો પડ્યો. શ્રી કુન્નીને તેનું દુ:ખ ન હતું. તેમણે એક મુલાકાતીને કહ્યું કે ડૉક્ટરો મને દેખાવડો બનાવવા માગે છે; પણ હું જાણું છું કે હવે હું પાછો દેખાવડો બની શકીશ નહિ. શ્રી કુન્નીએ કેટલી શાન્તિથી અને સ્વસ્થતાથી આ બધાં દુ:ખો સહન કર્યાં હશે તે તેમના આ શબ્દો પરથી સમજાશે.

શ્રી કુન્ની પોતાની સારવારના છેલ્લા તબક્કાએ પહોંચ્યા છે. જ્યારે સારવાર શરૂ થઇ ત્યારે તેમની બન્ને આંખના 'કોર્નિયા'માં સખત ચીરા પડ્યા હતા અને ડાબી આંખ તો સુધારી શકાય જ નહિ એટલી ખરાબ થઈ ગઇ હતી. પણ હજી આશા છે કે કોર્નિયા નવો મૂકવામાં આવે તો જમણી આંખે થોડુંક દેખાતું થાય. શ્રી કુન્ની એવી આશા રાખે છે કે આ શસ્ત્રક્રિયામાંથી પોતે પસાર થઇ શકશે અને આ વર્ષની આખરે પોતે ભારતમાં પાછા આવવાની તૈયારી કરી શકશે. તેમને આ યુદ્ધના અંત સુધી 'મેડિકલ એસ્ટાબ્લિશમેન્ટ' ઉપર ચાલુ રાખવાનો નિર્ણય કરીને ભારત સરકારે તેમને આ સારવાર પૂરી કરવાને સમર્થ બનાવ્યા છે.

શ્રી કુન્નીના ભાવિ વિષે અત્યારે કોઈથી કાંઈ કહી શકાય એમ નથી; પણ એટલું તો નિશ્ચિત છે કે તેમના ભાગ્યમાં જે કાંઈ હશે તેને તેઓ અડગતાથી સહી લેશે અને પ્રતિકૂળ સ્થિતિમાંથી પણ બને તેટલો લાભ મેળવશે.

## ગરોળીની પૂંછડી

પ્રશ્ન : "એક દહાડો મારા મકાનની બારી બંધ કરતો હતો ત્યાં અચાનક ગરોળીની પૂંછડી બારીમાં આવી ગઇ. પૂંછડીનો ટુકડો તરફડાટ કરતો નીચે પડ્યો. ઘાયલ ગરોળી થોડી વાર બારીના પડખા પર ચોંટી રહી અને વાગ્યાની કળ વળતાં તો તે નાસી ગઇ. પરંતુ જમીન પર પડેલો પૂંછડીનો તૂટેલો ભાગ લગભગ દશેક મિનિટ સુધી તરફડ્યા કર્યો. ત્રણેક અઠવાડિયાં પછી જોયું તો પેલી ગરોળીને નવી પૂંછડી ઊગવી શરૂ થઈ ગઈ હતી. તો પૂછવાનું કે ગરોળીના શરીરથી છૂટી પડતાં છતાં પણ પૂંછડી આટલો બધો વખત કેમ જીવતી રહી હશે? ખાસ કરીને ગરોળીની પૂંછડી બાબતમાં જ આવું બને કે બીજાં પ્રાણીઓની બાબતમાં આમ બને છે?—"હરિભાઈ ચોહાણ

ઉત્તર: 'ગરોળીની પૂંછડી તૂટી ગયા પછી થોડી ક્ષણ પર્યંત હાલતી કૂદતી દેખાય છે એનું કારણ, એ પૂંછડીના ટુકડામાં 'જીવ' હતો એ નથી, પરંતુ એ હલનચલન માંસપેશીઓનાં reflex actionના પરિણામે છે. આવી વિશિષ્ટતા મુખ્યત્વે સરીસૃપ વર્ગનાં પ્રાણીઓમાં જોવામાં આવે છે. કેટલાંક વર્ષ ઉપર હું અને બે મિત્રો વાત્રક નદીએ મગરના શિકારે ગયા હતા. સગવડ ખાતર ત્રણે જણ સાથે ન રહેતાં, અમે બે ટોળીમાં વહેંચાઈ ગયા: એક ટોળીમાં હું ને ભાઇ ફેરોજરાજ, અને બીજી ટોળીમાં ભાઈ કપાસસ કોઠાવાળા એકલા. હું અને ભાઇ ફેરામરોજ નદીકિનારે ખૂબ આથડ્યા. મગર પણ સારી સંખ્યામાં જોયા, પણ શિકારની તક મળી નહિ એટલે કંટાળીને ખાલી હાથે પાછા ફરી મોટરમાં બેસી ગપ્પાં મારવા લાગ્યા. ભાઇ કપાસસ અમારા કરતાં વધુ નસીબદાર એટલે એમને એક મગર હાથ લાગી ગયો. એ મરેલા મગરને ઊપડાવીને અમે બેઠા હતા ત્યાં તે લઇ આવ્યા. મગરને જમીન ઉપર ચત્તો નાખીને અમે તપાસતા હતા, એ વખતે એના શરીરમાં વારંવાર એટલા બળથી આંચકા આવતા હતા કે એક ક્ષણ એમ જ થતું કે મગર હમણાં ઊછળીને બાઝી પડશે. એને મરી ગયાને અરધો-પોણો કલાક થયો હતો, છતાં આંચકાનું જોર ભારે હતું. એની ચામડી ઊતરડી લીધા પછી પણ ફરી પડેલી માંસપેશીઓમાં આવા આંચકા તો ચાલુ જ હતા. આવું જ પ્રયોગશાળામાં દેડકાંના શરીરચ્છેદ પ્રસંગે પણ જોવામાં આવે છે. ઇતર પ્રાણીઓમાં કૂકડાનો પણ શિરચ્છેદ કરવા છતાં એનું ધડ થોડોક ક્ષણો પૂરતું હાલતું ચાલતું જોવામાં આવે છે. રણક્ષેત્રમાં માથા વિનાનાં માણસનાં ધડ લડતાં હોવાનું આપણે પ્રાચીન રજપૂતોની વાતોમાં સાંભળીએ છીએ, એ પણ આવા ક્ષણિક હલન ચલનની અતિશયોક્તિ ભરી જ આવૃત્તિ હોય છે.' —તંત્રી (હરિનારાયણ આચાર્ય)

['પ્રકૃતિ' ત્રૈમાસિકમાં આવતા 'અનુભવની આપલે' વિભાગમાંથી]

## બી. સી. જી.: ક્ષયની રસી

આપણા દેશમાં ક્ષય રોગ ઘર કરી બેઠો છે. જનતાનું તંદુર-

સ્તીનું નીચું ધોરણ, જીવનની હાડમારીઓ અને ગરીબાઈને લીધે ક્ષયનો ફેલાવો વધતો જ જાય છે. દર વર્ષે પાંચ લાખ માનવીનો ભોગ ક્ષયના ખપ્પરમાં ધરાય છે, અને પચીસ લાખ ઉપરાંત દર્દીઓ ક્ષયના ચેપથી પીડાય છે. આ દર્દને કાબૂમાં રાખવા મોટા પાયા પર સાવચેતીનાં પગલાં ભરવાની જરૂર છે. થોડાં વર્ષો પૂર્વે ક્ષય-વિરોધી મંડળની સ્થાપના થઈ હતી; તેણે સેનેટોરિયમ અને દવાખાનાં કાઢી પોતાનું કાર્ય શરૂ કરેલું છે, પરંતુ પ્રજાને આ રોગમાંથી ઉગારવા વિશેષ પ્રયત્નોની જરૂર છે. અત્યાર સુધી ક્ષયના જંતુઓને ડાંભે એવું ઔષધ નહોતું: સારી સારવાર દ્વારા જ સુધારણા કરવામાં આવતી.

પણ હવે વૈદકીય સંશોધન દ્વારા ક્ષયને અટકાવવાની એક રસી તૈયાર કરવામાં આવી છે. એ 'બી. સી. જી.' તરીકે ઓળખાય છે. ફ્રાંસના પાશ્ચર ઈન્સ્ટીટ્યૂટમાં પ્રોફેસર કાલ્મેટ અને પશુવૈદ્ય ગ્યુએરીનના સંયુક્ત સંશોધનનું એ ફળ છે. ૧૯૦૮માં ગાયને થતા ક્ષયના જીવાણુની નવી જાત પેદા કરવાનું તેમણે કામ આદર્યું હતું. પંદર વર્ષ સુધી પ્રયોગો પર ખૂબ મહેનત કરીને એ સંશોધકો એક એવી જાતના જીવાણુઓ પેદા કરી શક્યા, જે ક્ષયના દર્દીને કોઈ પણ પ્રકારની ઇજા કર્યા વિના દર્દ સામે રક્ષણ અને મુક્તિ આપી શકે. આ નવી જાતના જીવાણુઓનું નામ બેસીલી કાલ્મેટ ગ્યુએરીન. તેના પ્રથમાક્ષર લઈએ એટલે બી. સી. જી. થાય: એ ઉપરથી એમાંથી તૈયાર કરેલી રસી બી. સી. જી. તરીકે ઓળખાય છે. દુનિયા આખીમાં આ જ જીવાણુઓમાંથી ક્ષયની રસી બનાવવામાં આવે છે. મદ્રાસના કિંગ્ઝ ઇન્સ્ટિટ્યૂટમાં ડૉ. રંગનાથને આ જ પ્રમાણે એ રસી કરી છે.

બી. સી. જી.ની રસી મૂકતાં પહેલાં દર્દીને તપાસવામાં આવે છે. જે લોકોને ક્ષયની અસર ન હોય તેમને જ આ રસી મૂકવામાં આવતી. પરંતુ અનુભવે માલૂમ પડ્યું છે કે શરીરમાં ક્ષયની અસર હોય કે નહિ, રસી મૂકવાથી કાંઈ પણ નુકસાન થતું નથી. ક્ષયરોગની અસરવાળાને શરૂઆતમાં રસીની જલદી અસર થાય છે, પણ તે સાવ નિર્દોષ માલૂમ પડી છે. આમ, આ રસી રક્ષણાત્મક તેમજ રોગનિવારક તરીકે ઉપયોગી નીવડી છે.

ડેન્માર્ક, નૉર્વે અને સ્વીડનમાં ડાક્તરોને ખાત્રી થઈ છે કે બી. સી. જી. આવ્યા પછી ત્યાં ક્ષયરોગનું પ્રમાણ ખૂબ ઓછું થઈ ગયું છે ૧૯૨૧માં આ રસી માણસને સૌપ્રથમ મૂકવામાં આવી હતી. આપણા દેશમાં આ રસી મૂકવાનું ઈ. ૧૯૪૮માં શરૂ થયું હતું. આ કામમાં અનુભવી ડાક્તરો પરદેશથી વર્લ્ડ હેલ્થ ઑર્ગેનાઇઝેશન (WHO) અને યુનાઇટેડ નેશન્સ ચિલ્ડ્રન ઇમરજન્સી ફંડ (UNCFE) ના આશ્રય તળે હિંદમાં આવ્યા હતા અને આપણા ડાક્તરોની સાથે મળીને દક્ષિણ ભારતમાં મદનપલ્લી ખાતે અને ઉત્તરમાં દિલ્હી ખાતે કામ શરૂ કર્યું હતું તથા જુદાજુદા પ્રાંતોમાં ફર્યા હતા. બી. સી. જી. તદ્દન નિર્દોષ રસી છે. રસી લીધેલી વ્યક્તિને જુદી રાખવાની જરૂર પડતી નથી. વ્યાપક રૂપમાં જો બધાંને આપવામાં આવે તો ક્ષયરોગથી થતાં મૃત્યુની સંખ્યા ખૂબ ઘટી જાય છે. રસીની અસર ૪-૫ વર્ષ સુધી રહે છે. —નરસિંહ મૂ. શાહ

## લંકાનું પુણ્યગિરિ શિખર

જગતભરનાં અત્યંત પ્રાચીન સ્થળોમાં લંકાદ્વીપના 'પુણ્યગિરિ' પર્વતનું નામ મશહૂર છે. અત્યારે 'ઍડમ્સ પીક' (આદમનું શિખર) તરીકે ઓળખાતા એ ગિરિશિખરનો ઉલ્લેખ છેક ૨૦૦૦ વર્ષ પૂર્વેના પૌરાણિક ગ્રંથોમાંથી પણ મળી આવે છે, એટલું તે પ્રાચીન સમયે પણ વિખ્યાત હતું. જેટલું એ પુરાણું છે એટલું જ રમણીય છે; ને અનેક ધર્મના અનુયાયીઓનું એ યાત્રાનું ધામ છે.

ભગવાન બુદ્ધે આ પુણ્યગિરિના શિખર પર બેસીને ધર્મોપદેશ કર્યો હતો એવો 'મહાવંશ' નામના સિંહાલી ગ્રંથમાં ઉલ્લેખ છે. એ શિખર પર એમનાં ચરણનું નિશાન પણ છે. પરંતુ બીજા ધર્મો પણ એ પદચિહ્ન પોતાના ધર્મગુરુનું હોવાનો દાવો કરે છે.

છેક ઇતિહાસની પણ પહેલાંના કાળના પ્રાગૈતિહાસિક માનવીઓએ એ પર્વતની ઝાડીઓમાં ભ્રમણ કરેલું છે, તે એમનાં પથ્થરનાં હથિયારો અને ઓજારો ત્યાં મળી આવવાથી સાબિત થાય છે. ઈ. પૂર્વે ૬૦૦ વર્ષે લંકાના આદિવાસીઓ પર સિંહાલીઓએ હુમલો કર્યો ત્યારે એ આદિવાસીઓએ આ સ્થળે જ આશરો લીધો હતો.

કહેવાય છે કે સિંહાલીઓના આદિ પુરુષ વિજય ભારતખંડનો ત્યાગ કરીને નીકળ્યા ત્યારે કયા દેશમાં જવું તેની મૂંઝવણમાં હતા, પરંતુ લંકા પાસે આવતાં આ પુણ્યગિરિની અનુપમ શોભા નિહાળીને ત્યાં જ વસવાટ કરવાનો એમણે નિર્ણય કર્યો.

૧૪મી સદીમાં મુસ્લિમ પ્રવાસી ઇબ્ન બતૂતાએ દરિયામાંથી એ જ શિખર જોએલું. વલંદા તથા અરબ મુસાફરો પણ એ શિખર જોઇને જ લંકાને કિનારે વહાણો હંકારી લાવેલા. પછીથી જ્યારેજ્યારે અરબ ખલાસીઓ લંકા આવતા ત્યારે પુણ્યગિરિની યાત્રા કરીને જ જતા.

એ શિખર પર પડેલાં પગલાં વિષે જુદીજુદી માન્યતાઓ પ્રચલિત થઈ છે. ૪થી સદીની એક હસ્તપ્રતમાં એવું લખાણ છે કે 'એ શિખર પર પડેલાં 'આદમનાં પગલાં'નું રક્ષણ કરવા માટે ભગવાન ઈશુખ્રિસ્તે એક ફિરસ્તાને ખાસ ત્યાં મોકલ્યો હતો! પરંતુ એક સૈકો વીતી ગયા બાદ ઍલેક્ઝાન્ડ્રિયાના કુલપતિ ફોટિને આ માન્યતાનો ઇન્કાર કરીને જાહેર કર્યું કે 'ભગવાને સ્વર્ગમાંથી હાંકી કાઢેલા શેતાને એ પગલાં પાડેલાં છે!' છતાં અરબો તો જ્યારે લંકા આવે ત્યારે એ 'બાબા આદમ'ની યાત્રા કરવા શિખર પર ચડતા જ.

આજે અંગ્રેજીમાં એને 'ઍડમ્સ પીક' કહે છે, પરંતુ અનેક ધર્મોનો એ શિખર પર દાવો હોઇને દરેક ધર્મ પ્રમાણે એને જુદાં નામ મળેલાં છે. મુસ્લિમો એને 'બાબા આદમની ટેકરી' કહે છે, ને માને છે કે બાગે ફિરદોસમાંથી આદમને રવાનગી મળ્યા બાદ તેમણે આ શિખરને જ પોતાનું નિવાસસ્થાન બનાવ્યું હતું.

અસલના ખ્રિસ્તીઓ એને 'સેન્ટ ટૉમસનું ધામ' માનતા હતા. હિંદુઓએ એનું નામ 'સ્વર્ગારોહણ' પાડ્યું છે. એ શિખર પરનું એકેએક વૃક્ષ ઉપરના મંદિર તરફ ઝૂકેલું છે અને આ ડુંગરના જ કોક વિભાગમાં હાથીઓ પોતાના અંત સમયે મરવા માટે આવે છે એવી એમની માન્યતા છે. (લોકનાદ)

## જગતના શ્રેષ્ઠ બૅટ્સમૅનો

વિખ્યાત ઑસ્ટ્રેલિયન ખેલાડીઓ કેથ મિલર અને બ્રિડિંગટને 'ક્રિકેટ કૅરૅવન' નામનું એક પુસ્તક લખ્યું છે. તેમાં જગતના સર્વશ્રેષ્ઠ બૅટ્સમૅનોની એમની શક્તિ પ્રમાણેની નામાવલિ રજૂ કરવામાં આવી છે. એ નક્કી કરવા માટે એમણે કેટલીક કસોટીઓ ઠરાવી હતી ને એમાંથી ઉત્તીર્ણ થનાર સત્તર બૅટ્સમૅનો તેમણે ચૂંટી કાઢ્યા છે. આ કસોટીમાં તેમણે નીચે પ્રમાણે ગુણ આંક્યા હતા:

| | | |
|---|---|---|
| કુદરતી શક્તિ અને સમજ | દરેકના | ૧૦-૧૦ |
| નિર્ણય અને એકાગ્રતા | ,, | ૮-૮ |
| નૈતિક હિંમત અને શારીરિક આરોગ્ય | ,, | ૬-૬ |
| શારીરિક હિંમત | ,, | ૫ |

આમ ૫૩ ગુણ થતા હતા એ પછી જુદાંજુદાં વર્ષોમાં મહાન ગણાએલા ખેલાડીઓના રનનો સરવાળો કરી, તેની સરેરાશ કાઢી. તે મુજબ તે તે ખેલાડીઓ ગુણ પ્રમાણે નીચેના ક્રમમાં આવે છે:

| (નામ) | (ઝુણ) | (રન) | (સરેરાશ) | (સ્થાન) |
|---|---|---|---|---|
| ઍડમૅન | ૪૯ | ૨૬૮૫૧ | ૬૫.૭૦ | ૧ |
| ગ્રેઈસ | ૪૭ | ૫૪૮૯૬ | ૩૯.૫૫ | ૧૪ |
| હૉબ્સ | ૪૭ | ૬૧૨૩૭ | ૫૦.૬૫ | ૭ |
| જામ રણજીતસિંહ | ૪૬ | ૨૪૬૯૨ | ૫૬.૩૬ | ૪ |
| હૅમન્ડ | ૪૬ | ૫૦૩૭૯ | ૫૬.૧૦ | ૫ |
| મૅકાર્ટની | ૪૫ | ૧૫૦૦૩ | ૪૫.૮૭ | ૧૦ |
| હટન | ૪૪ | ૧૪૮૫૨ | ૪૦.૪૧ | ૧૩ |
| સટક્લિફ | ૪૪ | ૫૦૧૨૫ | ૫૨.૦૦ | ૬ |
| ટ્રમ્પર | ૪૩ | ૧૭૧૫૦ | ૪૫.૦૧ | ૧૧ |
| દુલીપસિંહ | ૪૩ | ૧૫૩૦૬ | ૪૯.૬૭ | ૮ |
| કૉમ્પટન | ૪૩ | ૧૮૯૫૬ | ૫૯.૪૨ | ૩ |
| જૅક્સન | ૪૨ | ૧૫૮૨૪ | ૩૪.૭૩ | ૧૬ |
| મૅકકેરન | ૪૨ | ૨૨૩૩૩ | ૩૪.૨૦ | ૧૫ |
| હેર્વૅન્ડ | ૪૨ | ૩૩૫૬૪ | ૪૦.૭૧ | ૧૨ |
| વૉર્કબ | ૪૧ | ૧૧૬૫૧ | ૪૯.૩૯ | ૯ |
| વૉન્સફર્ડ | ૪૧ | ૧૩૯૧૯ | ૬૫.૧૮ | ૨ |
| મર્ડોક | ૪૧ | ૧૭૩૧૯ | ૨૬.૬૪ | ૧૭ |

દુલીપસિંહ વિષે લેખકોએ આ પ્રમાણે લખ્યું છે: 'અમારા અભિપ્રાયે દુલીપસિંહની એક કુશળ બૅટ્સમૅન તરીકે જોઈએ તેવી કદર થઈ નથી, કારણ કે ૧૯૩૦માં તેમણે મેળવેલી સિદ્ધિ બ્રૅડમૅનની સિદ્ધિ સાથે સમાંતર બની ગઇ. જો ખરાબ આરોગ્યના કારણે દુલીપસિંહને ૨૬ વર્ષની વયે નિવૃત્ત થવું ન પડ્યું હોત તો એમના વિખ્યાત કાકાના ધોરણે એ અવશ્ય પહોંચ્યા હોત.' (લોકનાદ)

## દરિયામાં ડુંગર

અમેરિકી વૈજ્ઞાનિકોએ એક નવો ૮,૪૦૦ ફૂટ ઊંચો ડુંગર શોધી કાઢ્યો છે. પરંતુ સાગર સફરીઓ નકશામાં એને સ્થાન આપતા નથી અને પર્વત ચઢાણના શોખીનો એના પર કદી ચડશે નહિ' આ નવા ડુંગરાની ટોચ પ્રશાંત મહાસાગરની સપાટી હેઠળ ૩,૯૬૦ ફૂટ નીચે આવેલી છે અને એ કનીન શાર્લોટ ટાપુઓની દક્ષિણ પશ્ચિમે છે.

અમેરિકાના મુખ્ય રાજ્યોના સાગરકાઠા અને દરિયાની સંશોધન નાવ 'એક્સપ્લોરર' તરફથી, શોધવામાં આવેલો આ ડુંગર, પ્રશાંત વિસ્તારમાં ધરતીકંપો અને મોજાં મૂકતાં ભરતીમોજાંના પ્રવાહોનાં સંભવિત કારણોનો અભ્યાસ કરવામાં ભૂસ્તર-વિજ્ઞાનશાસ્ત્રીઓને ખૂબ જ ઉપયોગી થઈ પડશે.

સાગર તળિયાની રચનાની માહિતી આપતાં ઊંડાણમાપક યંત્ર મારફતે મેળવવામાં આવેલી નોંધો પરથી 'એક્સપ્લોરર'ના વૈજ્ઞાનિકો જણાવે છે કે આ ડુંગર સાગરતળિયા પરથી સીધો ઊંચે ચડે છે. એ સ્થળે દરિયાની ઊંડાઇ ૧૨,૦૦૦ ફૂટ જેટલી છે.

તાજેતરમાં પ્રશાંત દરિયાના આ જ વિસ્તારમાં શોધાએલા એક ડઝન જેટલા ડુંગરાઓમાં આ ડુંગરાની શોધ છેલ્લી છે. (યુસિસ)

## બેવડા 'ડોઝ'વાળી ગોળી

દમ, અમુક પ્રકારના તાવ, ખરજવું અને ચામડીનાં બીજાં દરદો માટે એક અજોડ 'બેવડી ગોળી' અમેરિકન તબીબી વિજ્ઞાને શોધી કાઢી છે. દરદી આ ગોળીને ગળી જાય કે તરત જ એને એમાંથી એક 'ડોઝ' મળી જાય છે; ને પછી ૪-૬ કલાકે આપોઆપ એ જ ગોળીમાંથી એને બીજો 'ડોઝ' પણ સાંપડી રહે છે. આ રીતે ગોળીની અસર લાંબા સમય સુધી રહે છે.

બેવડા ડોઝવાળી આ ગોળીનો 'ભેદ' એ છે કે એને એક બહારનું પડ હોય છે તે પેટમાં જતાંની સાથે જ ઓગળી જાય છે અને એની અંદરની દવાની અસર પેટ ઉપર થવા માંડે છે. દવાના થોડા ભાગ પછી ગોળીની અંદર વળી બીજું એક પડ આવે છે. બહારના પડના કરતાં અંદરનું આ પડ બહુ ધીમેધીમે ઓગળે છે એટલે એ બીજા પડની ભીતરમાં રહેલી દવાની પેટ ઉપર અસર થતાં પહેલાં થોડા કલાકો વીતી જાય છે.

ન્યૂ જર્સી રાજ્યમાં બ્લૂમફીલ્ડ શહેરની શેરિંગ કોર્પોરેશનની પ્રયોગશાળાઓમાં મહિનાઓ સુધી સંશોધન થયા પછી આ ગોળીની શોધ થઈ છે. આજે હવે એ આખા દેશમાં મળી શકે છે.

આ ગોળીની અંદરનો મુખ્ય પદાર્થ 'કલોરટ્રિમેટન' નામે ઓળખાય છે. હૃદયના દબાણના રોગ ઉપર આજે અમેરિકન ડાક્તરો જે વીસેક દવાઓ સૂચવી રહ્યા છે તેમાં આ પદાર્થ સૌથી વધુ અસરકારક છે, એવું તબીબી અહેવાલો સૂચવે છે. (યુસિસ)



## અમેરિકાની હુન્નર-ધંધા શાળાઓ

યુનાઇટેડ સ્ટેટ્સ કૉંગ્રેસે ઈ. ૧૯૧૭માં એક 'ધંધાદારી શિક્ષણનો કાયદો' પસાર કર્યો છે. તેની રૂએ આજે તેનાં અડતાલીસે રાજ્યોમાં વિવિધ ધંધાનું શિક્ષણ આપતી શાળાઓ ચાલે છે, જેમાં ૩૫ લાખ વિદ્યાર્થીઓ શિક્ષણ લે છે. જુવાન છોકરા-છોકરીઓ તેમાં ખેતી, વ્યાપારવાણિજ્યનું જ્ઞાન, ઉદ્યોગધંધાની હુન્નરી તાલીમ, ગૃહવ્યવસ્થા, મોટરોનું યંત્રકામ, ઘડિયાળકામ, મોચીકામ, કડિયાકામ, રેફ્રીજરેશન, રેડિયોની બનાવટ તથા રીપેરકામ, સ્થાપત્ય અને વાસ્તુશાસ્ત્ર, ફર્નિચરની ગાદીઓ ભરવાનું કામ, આદિ અનેકવિધ હુન્નરધંધાનું શિક્ષણ મેળવે છે. જેમાંથી મેન્યુએશન મળ્યે તે રોટલો રળતાં થઈ શકે છે. બાજુના ચિત્રમાં આવી એક શાળામાં વીજળીની મોટરની રચનાનું શિક્ષણ અપાતું દર્શાવ્યું છે. આવી શાળાઓના વર્ગો આખા સમયને માટે, અગર 'પાર્ટ ટાઈમ' પણ ચલાવવામાં આવે છે. ઉપરાંત, કેટલીક શાળાઓમાં તો, પ્રૌઢોને માટે સાંજના વર્ગો પણ હોય છે. (યુસિસ)



# Our Friends Abroad



## [જગતસંપર્ક સાધતો પત્રમિત્ર-વિભાગ]

આ પત્ર મેળવનાર: ચંપકલાલ શાહ. ૯૩૪ પાદશાહની પોળ, અમદાવાદ

પ્રાગ, ૨૬મી ડિસેમ્બર ૧૯૪૯

પ્રિય મિત્ર ચંપકલાલ,

આજે હું તમને અમારા રોજિંદા જીવન, રાજકીય નેતાઓ સાથેના અમારા સંબંધો તથા અમારા દેશમાંની સાર્વત્રિક રાજકીય પરિસ્થિતિ વિષે કાંઈક કહેવા ઈચ્છું છું. અમારા આવાપત્રો સેન્સોર થવા વિષે ભરોસો ન હોવાથી હું તમને આ માર્ગે લખું છું.

અમારા દેશમાંની રાજકીય પરિસ્થિતિનો તમને બરાબર ખ્યાલ આવે તે માટે મારે તમને ૧૯૪૫ પછીના—એટલે કે બીજા મહાયુદ્ધ પછીના CSR (ચેકોસ્લોવાકિયા)ના રાજકીય રૂપાંતરની સમજ પાડવી જોઈએ. એ યુદ્ધના અંતભાગમાં ચેક લોકો ત્રણ રીતે જર્મનો સામે લડતા હતા: (૧) CSR ના પ્રદેશમાં (૨) જ્યાં ભારે હથિયારો ન વાપરી શકાય તેવાં જંગલો, સાંકડી ખીણો વગેરેમાં (નાની ટોળીઓ રૂપે), અને (૩) 'પરદેશમાંની એક આર્મીડા' નામે ઓળખાતી અમેરિકન, બ્રિટિશ તથા રશિયન 'આર્મીડા' રૂપે તે તે દેશોમાં.

બીજા મહાયુદ્ધની પહેલાં જે રાજપુરુષો CSR ને દોરતા હતા તે જ નેતાઓ યુદ્ધ દરમ્યાન તેમજ તે પછી ૧૯૪૮ સુધી પણ મોટે ભાગે તેની નીતિ અને વહીવટનું સંચાલન કરતા હતા. ૧૯૩૯થી ૧૯૪૫ના યુદ્ધકાળ દરમ્યાન CSRનું અસ્તિત્વ નાબૂદ નહોતું થયું; તે માત્ર કબજાગીરીમાં હતું અને તેના નેતાઓ દેશવટે હતા.

૧૯૪૬ માં ચેક સામ્યવાદીઓ ચૂંટણીમાં જીત્યા, કેમકે લોકો સામ્યવાદ ને U.S.S.R.માં માનતા હતા. પરંતુ પછી લોકો સામ્યવાદના વિચારોથી બરોબર માહિતગાર થઈ ગયા કે સામ્યવાદીઓ સાચાંજૂઠાં પણ કરે છે અને પોતાનું ધ્યેય હાંસલ કરવામાં હિંસા મદદરૂપ થતી હોય તો તેનો યે તેમને નિષેધ નથી. પરિણામે સામ્યવાદીઓએ જોયું કે બીજી ચૂંટણીમાં તેમની સ્થિતિ કાયમ નહિ રહે.

ચૂંટણી ૧૯૪૮ના મે માસમાં થવાની હતી. છતાં ૧૯૪૮ના ફેબ્રુઆરીમાં સામ્યવાદીઓએ–ગૉટવૉલ્ડના હુકમ પ્રમાણે–હિંસાનો ઉપયોગ કરીને બધી સત્તા ગેરકાયદેસરપણે અને ગેરવ્યાજબી રીતે પોતાના હાથમાં લઈ લીધી. આ હિંસાખોરોની તૈયારી ૧૯૪૮ના ફેબ્રુઆરી પહેલાં કરી લેવામાં આવી હતી. લશ્કર, રાજવહીવટ અને ટ્રેડ યૂનિયનોની બધી મુખ્ય જગ્યાઓ સામ્યવાદીઓ માટે રોકી લેવામાં આવી હતી. પાર્લમેન્ટમાં થએલો વિરોધ બીન-અસરકારક નીવડ્યો. ત્રણ પ્રધાન જે બીનસામ્યવાદી હતા તેમના ઉપર જનૂની હુમલો કરવામાં આવ્યો. ક્રાંતિના આ પ્રયત્નને સંપૂર્ણ મદદ કરવાનું ગૉટવૉલ્ડનું વચન હતું.

૧૯૪૮માં પ્રામાણિક માણસો માટે બીજો કોઈ માર્ગ ન હતો. પ્રમુખ ડૉ. ઈ. બેનેશ સત્તાહીન બની ગયા હતા અને તેમનો દ્રોહ કરવામાં આવ્યો હતો. તે માનતા હતા કે અમારું પ્રજાસત્તાક સ્વતંત્ર રહેશે ને રશિયા અમારી બાબતોમાં માથું નહિ મારે. એટલે પાંચ માસ પછી તેમણે પ્રમુખપદ છોડી દીધું અને ૧૯૪૮ના સપ્ટેમ્બરની ૩જી એ તે મરણ પામ્યા. અમે માનીએ છીએ કે તેમનું મોત કુદરતી ન હતું.

એ જ રીતે અમારા વિદેશપ્રધાન જાન મસારીક (ટી.જી. મસારિકના પુત્ર) જે CSRમાં તેમજ બધા વિદેશોમાં ખૂબ લોકપ્રિય હતા તેમને પણ દૂર કરવામાં આવ્યા. ઑફિશિયલી તો એમ જાહેર કરવામાં આવ્યું છે કે તે આપઘાત કરીને મરી ગયા. ઘણાને દેશવટે જવું પડ્યું, ને ઘણાની ધરપકડો થઈ, જેમાંના કેટલાકને ફેબ્રુઆરી પછી દેહાંત દંડ દેવાયો. આ અમલ પણ ૧૯૩૯–૧૯૪૫ના જર્મન અમલ જેવો જ લાગે છે.

ફેબ્રુઆરી પછી આમ જનતાનું એક મજબૂત એકહથ્થુ શાસન ઊભું કરવામાં આવ્યું જેને કેટલીક વાર 'લોકશાહી'થી અનોખી રીતે 'જનરાજ્ય' કહેવામાં આવે છે. નવું બંધારણ અમલમાં આવ્યું અને કેટલાક વિચિત્ર કાયદાઓ ઘડવામાં આવ્યા. દાખલા તરીકે પ્રજાસત્તાકના રક્ષણ માટે ઘડાએલો બદનામ ધારો. એ ધારા અનુસાર રાજ્યની સાથે મતભેદ ધરાવનારાં બધાં જ કાર્યો શિક્ષાપાત્ર ગણાય છે. અમારા સામ્યવાદીઓ પૈકી કોઈ જો આ કાગળ વાંચી જાય તો મારી પણ ધરપકડ થાય.

ટ્રેડ યૂનિયનો, યુવકસંઘો અને વિખ્યાત સોકોલ જેવાં બધાં વ્યાયામ મંડળો તથા રાજકીય પક્ષોની પુનર્રચના કરીને સામ્યવાદીઓએ પોતાના કાબૂ તળે લઈ લીધાં છે. અમારા રાજકીય જીવનમાં તે હવે કશો જ ભાગ ભજવતાં નથી. પોલાંડ, હંગરી, બલ્ગેરિયા ને રૂમાનિયાના સામ્યવાદીઓએ પણ આ જ રીતે વિજય મેળવ્યો છે.

સામ્યવાદના વિજયની સાથે જ જીવનધોરણ ઉતારી નાખવામાં આવ્યું. અમારા દેશની આર્થિક પરિસ્થિતિ ઘણી ખરાબ છે. જોડાં પગરખાંની એક જોડના ૫૦૦ થી ૪૦૦૦ ક્રાઉન (એટલે કે ૧૦ થી ૮૦ ડૉલર) બેસે છે; સામાન્ય કિંમત ૧૫૦૦ ક્રાઉન (૬૦ ડૉલર); સ્ત્રીના પોશાકના ૩૦૦૦ ક્રાઉન (૬૦ ડૉલર) અને મોટરના ૩ લાખ ક્રાઉન (૬૦૦૦ ડૉલર બેસે છે. માસિક પગારનું ધોરણ સરેરાશ ૩ થી ૪ હજાર ક્રાઉન (૩૦થી૪૦ ડૉલર) છે. અનેકવિધ વસ્તુઓની તંગી છે, અને કેટલીક તો સામાન્ય માણસના તદ્દન ગજા બહારની બની ગઈ છે. મુખ્ય તંગી કાપડની છે. સૂટ બને છે તેય ઘણા ખરાબ: પોત એવું હલકું કે છ માસમાં તો ઘસાઈ જાય. અમે સારો માલ બનાવીએ છીએ, પણ એ બધો તો પરદેશ ચડાવાય છે. અમારા ઉદ્યોગોની શક્તિ આજે તો લોખંડના ભારે ઉદ્યોગોની પાછળ કેન્દ્રિત કરાઈ છે.

પણ સૌથી ખરાબ વસ્તુ તો આધ્યાત્મિક અને નૈતિક બુદમગારી છે, સામ્યવાદી વિચારણા વાળાં જ પુસ્તકો (અને સામ્યવાદી પક્ષની સંમતિ પછી જ) વેચી શકાય. એ પક્ષ આજે સમસ્ત જાહેર જીવન ઉપર હકુમત ધરાવે છે. ધર્મ અને દેવળોને તે તિરસ્કારે છે. કૅથૉલિક ધર્મ અને આ પક્ષ વચ્ચે–એટલે કે ધર્મ અને રાજ્ય વચ્ચે આજે એક છૂપો વિગ્રહ ચાલી રહ્યો છે. ધર્મગુરુઓને પ્રજાદ્રોહીઓ તરીકે જાહેર કરવામાં આવ્યા છે; ઉપદેશક પાદરીઓની ધરપકડો કરવામાં આવે છે. એમને જે કાંઈ 'બુર્ઝવા' લાગે તે બધાંનો પીછો પકડવામાં આવે છે. 'જગત-સંસ્કૃતિ' જેવું જે કાંઈ કહેવાય તેનો અર્થ મચડી નાખવામાં આવ્યો છે.

સોવિયેટ જૂથના બધા દેશો, મેં તમને લખ્યું તેમ, અલગ પાડી

નાખવામાં આવ્યા છે. વિદેશનાં કોઇ પ્રકાશનો કે સમાચારો અંદર પ્રવેશી શકતાં નથી. એ બધાં, જે 'લોકશાહી દેશોનાં મૂડીવાદી જુઠાણાં' કહેવાય, તેને અમારી સરકાર ફેલાવવા નથી માગતી. મને લાગે છે કે પશ્ચિમની આધુનિક સંસ્કૃતિ તમારા કરતાં યે અમને પહોંચની વધારે દુષ્કર છે. પશ્ચિમના દેશોના રેડિયો-કાર્યક્રમોમાં વિક્ષેપો નાખવામાં આવે છે. બધાં વિજ્ઞાનોને પણ સામ્યવાદી વિચારસરણીના જડવાદી હેતુઓ પાર પાડવામાં જ જોતરવામાં આવે છે.

છતાં સામ્યવાદમાં સારી વસ્તુઓ સામ્યવાદીઓ કહે છે તે પ્રમાણે છે. આ પરિસ્થિતિ તો માત્ર એવા સમાજની એક કક્ષા છે કે જેમાં બધાં સમાન હશે અને કોઇ પણ જાતની ચૂસણનીતિ નહિ હોય. એટલે આ તો માત્ર એક 'યોજિત બળજબરી' છે-કાયમી રચના નથી. નવો સમાજ ઘડવો હોય તો હિંસાખોરી પણ ચલાવવી જોઇએ: પરિણામે: શ્રીમંતો, સત્તાધીશો, ચૂસણખોરો બધાંને દૂર કરવા જોઇએ; ગરીબ તવંગરના બધા જ ભેદો ભૂંસી નાખવા જોઇએ. એ વિચાર સારો છે. પણ હિંસા અને બળજબરીથી એ વિચાર અમલમાં ન લાવવો જોઇએ એમ હું માનું છું. હિંસાનો કદી અંતિમ વિજય નથી. અમારા દેશના બધા લોકો માને છે કે મૂડીવાદ હવે પાછો નથી આવી શકવાનો. તેમને કોઈ માર્ગ સૂઝતો નથી અમે આશા છોડી બેઠા છીએ

છેવટે સામ્યવાદીઓ અને બિન-સામ્યવાદીઓના પ્રમાણ વિષે. મિ. ચર્ચિલે કહ્યું હતું કે CSRમાં ૧૦ ટકા સામ્યવાદીઓ અને ૯૦ ટકા કાયરો છે. એ ખરુ છે. પણ મિ ચર્ચિલ એ ભૂલી જાય છે કે રશિયા બીજા બધા 'લોકશાહી દેશો' કરતાં ઘણું મોટું છે.

મુખ્ય કોયડો તો એ છે કે આ સામ્યવાદ સાથે મેળ કેમ બેસા- અને આવા રાજ્યમાં દંભ વિના અને પ્રામાણિક મનથી કેમ રહેવું. મને રંજ છે કે મારે ચેકોસ્લોવાકિયામા દંભપૂર્વક રહેવું પડે છે. મારે આવું લખવું પડે છે તે માટે મને દિલગીરી થાય છે. ગરીબ બીચારો દેશ! ગરીબ બીચારા લોકો!

મારા પ્રિય મિત્ર, તમારા મુક્ત દેશમા સુખેથી રહો અને મને તરત ઉત્તર લખો. તમારો સહૃદય મિત્ર-જાન

તા ક. મહેરબાની કરીને આ પત્રને સરનામે ઉત્તર ન લખતા; જૂને સરનામે લખજો ૧૯૫૦ના નવા વર્ષની અનેક શુભેચ્છાઓ.

### પરદેશના પત્રમિત્રો

(1) Minoru Takayama, 55 ane, E 1st Sappora, Hokkaido (Japan) Pictures, Photography, Correspondence; (2) Yukio Hasegawa, Kitamotoyuku, P O. Zone Saitama Pre. (Japan)—18, Correspondence; (3) H. C Mehta, 109 Mogul Street, P. O. Box 940, Rangoon (Burma)—22, Magazines, Exchange of Views; (4) Pavel Tygl, Mladeza, Okrensni Vedeni, Kraslice (Czechoslovakia)—18, Corresnondence; (5) Skrivan Adolph Prague XII Londynska No. 50, (Czechoslovakia) Stamps, Pictures, Correspondende; (6) Anne Maria Sorinsin, Yllandsgade 22, Renders (Denmark) Girl—14, Pictures of Stars & Stamps; (7) Costante Genta, Via Tantolino 13, Costigloile D'Hsti, Prov. Hsti (Italy) Man—28, Correspondence; (8) Dasen Ratnayaka, Talagahalena Estate, Kiriella (Ceylon) Stamps, Photography; (9) Dharma Henegama, 33, Santiago St Colombo-13 (Ceylon)—18, Stamps, Pictures, Gardening; ઠેકાણું:—Girdharilal Shroff, 711/3, Sakar Bazar, Ahmedabad-2; (10) Miss A. Regina Raby, 221 Hospital Road, Jaffna (Ceylon)—15, Photography, Post-cards, Penfriendship (Reference:— Mahendra Saurashtri, Bombay-21); (11) Mr. S. E. Karimbhoy, C/o F. E. Karimbhoy, 45, Bazzar St., Badulla (Ceylon) (ઠેકાણું: જયંત મેઘાણી-ભાવનગર).

### હિંદી પત્રમિત્રો

(564) Mahendra R. Patel, C/o Post Master, Sunav, Via Anand—15, Stamps, Match-labels, Sports; (565) Navinchandra M. Shah, Jain Gurukul, Station Rd., Palitana (Saurashtra)—17, Photography, Literature, Life of other countries; (566) Gala K. D., C/o Devjee Khetsi & Co, 116 Chinch Bunder Rd., Bombay 9—17, Stamps, Reading, View-cards; (567) Chandulal S. Bhatt, 46 Dolat Street, Barghari, Shahpur, Ahmedabad-20, Stamps, Coins; (568) Shah Pramodchandra Vadilal, 148 Doshiwada's pole, Kalupur, Ahmedabad—18, Stamps, Music. (ઠેકાણું: Mr. Girdharilal Shroff, 711/3, Sakar Bazar, Ahmedabad-2) (569) Gulabsinhji B. Dabhi, Dabhi Parn-kutir, P. O. Box No 1047, Ahmedabad-2-18, Stamps, Coins; (570) Amishkumar Manilal Shah, 225 Fatasa's pole, Adasa's Street, Ahmedabad-1—18, Stamps, Photography; (571) Sagar Manilal Mehta, C/o Bhanuprasad Dajibhai Mehta, Jogiwad Tank, Bhavnagar (Saur.)—17, Stamps, Science; *(572) Kantilal S. Gandhi, Sarangpur, Sarkiwad, H. No. 51/2, Ahmedabad*—23, Stamps, Coins, Poetry; (573) Bakul L. Bhatt, Lodhawala Chawl, Manekwadi, Bhavnagar (Saur.)-17, Cricket, Literature, *Reading;* (574) *Parekh Kantilal Jaysukhlal,* C/o Jaysukhlal H. Parikh, Sub-division officer, P W.D., Kathore, Via Sayan—18, Stamps, Coins; (575) Harmeshakant Baxi, Baxi Street, Rajpipla, Via Ankleshawar—19, Swimming, View-cards, Sports, Cinema; (576) Bipin, C/o Vinod D. Shah, Near Tarkas Bhuwan, Gandhi's St., Relief Road, Ahmedabad—18, Coins, Penpales, (577) Vinodchandra Ratilal Parikh, Darbar Rd., Opp. V.J Library, Rajpipla—17, Stamps, Coins; (578) Dr. B. C. Gandhi, L.C.P.S., 46, 2nd Carpenter Street, Khetwadi Main Road, Bombay-4, Penpals; (579) Vinodkumar Z. Meghani, Maghani Kutir, Plot 1165 B, Sir Pattani Road, Bhavnagar (Saur.)—16, Stamps, Science, Autographs, Politics, (580) Manoj Solankee, Solankee Studio, Opp. Dr. Lallubhai's Building, Rajkot (Saur.)-Photography, Coins, Literature; (581) Mansingh Lakshmidas Bhatia, Manoo Mansion, 3rd Floor, 477, Sandhurst Rd, Bombay-4—19, Stamps, Coins, Photography. . (ચાલુ)

**આશા, પાશા, અગન, જળ, ઠગ, ઠાકોર, કુ-નાર,**
**એતાં ન હોય આપણાં, સર્પ, સાવજ, સોનાર.**

અંબાશંકર સેતલવડ અમદાવાદની કોર્ટના ન્યાયાધીશ હતા ત્યારે એક લક્ષાધિપતિના કુટુંબમાં વારસાની તકરાર ઊઠી. ઈન્સાફની તુલાનો કાંટો ગરડવાના ઈરાદે એક પક્ષકાર એક લાખ રૂપિયાની લાંચ તેમને આપવા આવ્યો. અંબાશંકરે ધસીને ના કહી, ત્યારે પેલો આવનાર બોલ્યો: 'સાહેબ, મારા જેવો કોઈ લાખ રૂપિયા આપનાર ફરી નહિ મળે.'

શાંતિથી સેતલવડે જવાબ આપ્યો, 'તારા જેવો લાખ આપનાર તો કદાચ મળશે, પણ મારા જેવો ના કહેનાર તો નહિ જ મળે.'

અનેકાર્થી શબ્દ: કૂંડી=કુંડ જેવો નાનો ખાડો; પહોળા મોંનું નાના કુંડ જેવું વાસણ; નાનો હવાડો; વીસની સંખ્યાનો સંકેત; ગિલ્લીદંડાની રમતની ગબી.

ગણિત-ગમ્મત: એક ત્રિઅંકી સંખ્યા લો. દા.ત. ૧૩૪. હવે એની એ સંખ્યા ફરી જ મણી બાજુ લખો. એટલે ૧૩૪૧૩૪. આ છ-અંકી સંખ્યા ૭થી, ૧૧થી કે ૧૩થી નિઃશેષ ભાગી શકાય. ફરી એ છ અંકી સંખ્યાના અંકનો ક્રમ ઉલટાવીને લખો એટલે ૪૩૧૪૩૧. આ સંખ્યા પણ ઉપર પ્રમાણેના દરેક ભાજકથી નિઃશેષ ભાગી શકાશે. (ભૂલ્છૂ જેહુ જોયા)

સ્ત્રીનાં આંસુ દુનિયાનું શ્રેષ્ઠ જંતુનાશક છે, અને તે એટલું જલદ છે કે છ હજારગણું પાણી નાખીને તદ્દન મંદ બનાવી નાખેલાં એકાદ છોકરીનાં આંસુ પણ સેંકડો જંતુઓનો નાશ કરી શકે છે એમ કહેવાય છે.

દુનિયાભરમાં દૈનિક છાપાંઓનો કુલ ફેલાવો દરરોજ ના લગભગ ૨૧,૯૦,૦૦,૦૦૦ છે; ૧૬,૦૦,૦૦,૦૦૦ રેડિયો સેટ છે અને ૪,૪૦,૦૦,૦૦૦ ઉપરાંત સિનેમાગૃહો છે.

દેશદેશની ખાસ નિપજો

| | |
|---|---|
| અખરખ: હિંદ | ચોખા: ચીન |
| કેળાં: જમાઇકા | હીરા: દક્ષિણ આફ્રિકા |
| કોકો: ગોલ્ડ કોસ્ટ | કપાસ: અમેરિકા |
| સોરડી: ક્યૂબા | રેશમ: જાપાન |
| દારૂ: ફ્રાન્સ | રબર: મલાયા |
| કૉફી: બ્રાઝિલ | શણ: બંગાળ |
| ચા: ચીન | પ્લૅટિનમ: રશિયા |
| તમાકુ: અમેરિકા | ત્રાંબું: અમેરિકા |
| ઘઉં: અમેરિકા | રૂપું: મેક્સિકો |
| સોનું: ટ્રાન્સવાલ | લોઢું: અમેરિકા |

કહેવતોના અર્થ: 'ભરમ ભારી ને ખિસ્સાં ખાલી'–વગર પૈસે ડોળ કરવા વિષેની, વગર આવડતે હોશિયારીની શેખી કરવા માટેની, કે ખોટો દંભ કરવા ઉપર ઉપાલંભ આપની, આ કહેવતને મળતી, એટલી બધી કહેવતો આપણી ભાષામાં છે કે એ પરથી ઘડીભર વિચાર આવે છે કે આપણી પ્રજામાં એ દૂષણ શું એટલું બધું વ્યાપક હશે કે આટલી બધી કહેવતો પડી હશે? જુઓ: ઠાલો ચણો ને વાગે ઘણો; મૂછે ચોપડવા તેલ નહિ, ને ટેલીએ દીવા કરો; નામ રાખ્યું ધનાશા, ને ઘરમાં હાંલ્લાં કુસ્તી કરે; ફૂલીબાઈની ફૂલ, ને ઘરમાં ન મળે ધૂળ; દમડોલ ને ગાંસે પોલ; નામ મોટાં ને દર્શન ખોટાં; શેખાઇ શાહજાદાની, ને કસબ ભાડભૂંજાનો; અટક પારેખની, ને જાત હજામની; બાઇ બોખાડ, ને વહુને ઘરચોળું જોઇએ; ઘરમાં આડી સેરીની ઊડે (ધૂળ), ને બહાર મૂછો મરડે; દળનારીના દીકરા ને નામ પાડ્યું ગુલાબખાં; મિયાં કોડિયાં ચાટે ને બીબીને કૂલેલ જોઇએ; ફીકી દુકાન ને ફિક્કાં પકવાન; ઉપર વાઘા ને માંહે નાગા; તમાચો મારીને મોં લાલ રાખવું; અધૂરો ઘડો છલકાય; પેટમાં પૂમડું પાણી નહિ, ને નામ મારું દરિયાવખાં; લાલબાઈ સુહાગડી, ને કાખમાં બુવારડી (સાવરણી); પાસે ન મળે કોડી ને ઊભી બજાર દોડી; ઘરમાં હાંલ્લાં કુસ્તી કરે, ને બહાર લાલજી મણિયાર; બાઇડીને બલોયું નહિ, ને પગે ઘોડાનાં સાટાં કરે; ભાઈની બગલો દેખાય, ને વહુને ચોખા સાડી જોઈએ; ઘરમાં ફરે ચોવીસ હાથનો ને બહાર બાપ ચાલીસ લાખનો;

કુલફટાકિયા ને ફાંટમાં છાણાં,
ઘેર આવે ત્યારે કલેડાં કાણાં.
ઠાલી ઠકરાઈ, ને ફાંટમાં છાણાં,
સૂવે ત્યારે ભેટ બિછાનાં.

(એટલે કે સૂવા માટે ગોદડી સરખી યે ન હોઈ ભેઠ તરીકે બાંધેલું કપડું પાથરવું પડે.)

એક ઔંસ (અઢી તોલા)ના એક અબજમા ભાગના ત્રીસમા અંશનું પણ વજન કરી શકે એવા અતિનાજુક ત્રાજવાની રચના અમેરિકામાં થઈ છે. આ ત્રાજવું લોહચુંબકનું બનેલું છે અને વાતશૂન્યતા (વૅક્યૂમ)માં જ કામ કરે છે. આ ત્રાજવું અણુશક્તિના વૈજ્ઞાનિકોને મદદગાર થશે. (યુસિસ)

નગારું એ દુનિયાનું પહેલું વાદ્ય છે.



કલાકૃતિકા: આકૃતિ ઉપરથી તમે કહેશો કે આ ખડિયો ને કલમદાન હશે. પણ ના; એ છે, ચૂંગી પીવાની તંબાકુ અને ભૂંગળી રાખવાનાં જાપાનીઓનાં સાધનો. અને કલાશોખી જાપાનીઓ એવી ચીજને પણ શણગાર્યા વિના કેમ રહે

કહેવાય છે કે ચામડીને મુલાયમ કરવામાં કાકડી ઉપયોગી છે. કાકડીનું પતીકું કાપીને ચહેરા, ગરદન વગેરે પર ઘસીને સુકાવા દેવું. આ રીતે મહીનો-માસ કરવાથી ચામડીને આરોગ્ય ને ઓજસ મળે છે. વળી છાલ સાથે કાકડી ખાવાથી વાળ પર ચમક આવે છે.

પૉલિશ્ડ ફર્નિચર ઉપર પડેલા ધગધગતા વાસણના ડાઘ પર, તેલ અને મીઠાની લુગદી બનાવીને પાથરી દઇ, એકાદ કલાક રહેવા દો; ને પછી કાઢી નાખીને પૉલિશ કરી નાખો.



અભરાઈ પર ક્રમબદ્ધ ગોઠવાની પહોળી પીઠની ફાઇલોને, ક્રમ તૂટવા દીધા વિના સરળતાથી યોગ્યસ્થાને પાછી મૂકી શકાય એવી એક કલાત્મક યુક્તિ છે. એક મોટું સુંદર દૃશ્યચિત્ર કોઇ છાપા કે જૂના કૅલેન્ડરમાંથી કાપી કાઢો પછી તેને, તે ફાઇલોની પીઠના માપના ઊભા પટ્ટા રૂપે કાપી, ક્રમબદ્ધ ફાઇલોની પીઠ પર, એકેક કરીને ક્રમ વાર ચોડી દો; જેથી દૂરથી અખંડ દૃશ્ય દેખાશે, અને કોઈ ફાઈલ આડીઅવળી મુકાઈ હશે તો દૃશ્યમાં તૂટ પડીને એ ખામી તરત તરી આવશે.

નાખવામાં આવ્યા છે. વિદેશનો કોઇ પ્રકારનો કે સમાચારો અંદર પ્રવેશી શકતાં નથી. એ બધાં, જે 'લોકશાહી દેશોનાં મૂડીવાદી જુઠાણાં' કહેવાય, તેને અમારી સરકાર ઘુસેવા દેવા નથી માગતી. મને લાગે છે કે પશ્ચિમની આધુનિક સંસ્કૃતિ તમારા કરતાં યે અમને પહોંચવી વધારે દુષ્કર છે. પશ્ચિમના દેશોના રેડિયો-કાર્યક્રમોમાં વિક્ષેપો નાખવામાં આવે છે. બધાં વિજ્ઞાનોને પણ સામ્યવાદી વિચારસરણીના જડવાદી હેતુઓ પાર પાડવામાં જ જોતરવામાં આવે છે.

છતાં સામ્યવાદમાં સારી વસ્તુઓ સામ્યવાદીઓ કહે છે તે પ્રમાણે છે. આ પરિસ્થિતિ તો માત્ર એવા સમાજની એક કક્ષા છે કે જેમાં બધાં સમાન હશે અને કોઇ પણ જાતની ચૂસણનીતિ નહિ હોય. એટલે આ તો માત્ર એક 'યોજિત બળજબરી' છે—કાયમી રચના નથી. નવો સમાજ ઘડવો હોય તો હિંસાખોરી પણ ચલાવવી જોઇએ; પરિણામે: શ્રીમંતો, સત્તાધીશો, ચૂસણખોરો બધાંને દૂર કરવા જોઇએ; ગરીબ તવંગરના બધા જ ભેદો ભૂંસી નાખવા જોઇએ. એ વિચાર સારો છે. પણ હિંસા અને બળજબરીથી એ વિચાર અમલમાં ન લાવવો જોઇએ એમ હું માનું છું. હિંસાનો કદી અંતિમ વિજય નથી. અમારા દેશના બધા લોકો માને છે કે મૂડીવાદ હવે પાછો નથી આવી શકવાનો. તેમને કોઈ માર્ગ સૂઝતો નથી અમે આશા છોડી બેઠા છીએ

છેવટે સામ્યવાદીઓ અને બિન-સામ્યવાદીઓના પ્રમાણ વિષે. મિ. ચર્ચિલે કહ્યું હતું કે CSRમાં ૧૦ ટકા સામ્યવાદીઓ અને ૯૦ ટકા કાયરો છે. એ ખરું છે. પણ મિ ચર્ચિલ એ ભૂલી જાય છે કે કરિયા બીજા બધા 'લોકશાહી દેશો' કરતાં ઘણું મોટું છે.

મુખ્ય કોયડો તો એ છે કે આ સામ્યવાદ સાથે મેળ કેમ બેસાડવો અને આવા રાજ્યમાં દંભ વિના અને પ્રામાણિક મનથી કેમ રહેવું. મને રંજ છે કે મારે ચેકોસ્લોવાકિયામાં દંભપૂર્વક રહેવું પડે છે. મારે આવું લખવું પડે છે તે માટે મને દિલગીરી થાય છે. ગરીબ બીચારો દેશ! ગરીબ બીચારા લોકો!

મારા પ્રિય મિત્ર, તમારા મુક્ત દેશમા સુખેથી રહો અને મને તરત ઉત્તર લખો. તમારો સહૃદય મિત્ર—જાન

તા. ક. મહેરબાની કરીને આ પત્રને સરનામે ઉત્તર ન લખતા; જૂને સરનામે લખજો. ૧૯૫૦ના નવા વર્ષની અનેક શુભેચ્છાઓ.

### પરદેશના પત્રમિત્રો

(1) Minoru Takayama, 55 ane, E 1st Sappora, Hokkaido (Japan) Pictures, Photography, Correspondence; *(2) Yukio Hasegawa, Kitamotoyuku, P.O.* Zone Saitama Pre. (Japan)—18, Correspondence; (3) H. C Mehta, 109 Mogul Street, P. O. Box 940, Rangoon (Burma)—22, Magazines, Exchange of Views; (4) Pavel Tygl, Mladeza, Okrensni Vedeni, Kraslice (Czechoslovakia)—18, Corresnondence; (5) Skrivan Adolph Prague XII Londynska No. 50, (Czechoslovakia) Stamps, Pictures, Correspondende; (6) Anne Maria Sorinsin, Yrllandsgade 22, Renders (Denmark) Girl—14, Pictures of Stars & Stamps; (7) Costarte Genta, Via Tantolino 13, Costigloile D'Hsti, Prov. Hsti (Italy) Man—28, Correspondence, *(8) Dasen* Ratnayaka, Talagahahena Estate, Kiriella (Ceylon) Stamps, Photography; (9) Dharma Henegama, 33, Santiago St. Colombo-13 (Ceylon)—18, Stamps, Pictures, Gardening; હસ્તે :—*Girdharilal Shroff, 711/3,* Sakar Bazar, Ahmedabad-2; (10) Miss A. Regina Raby, 221 Hospital Road, Jaffna (Ceylon)—15, Photography, Post-cards, Penfriendship (Reference:—Mahendra Saurashtri, Bombay-21); (11) Mr. S. E. Karimbhoy, C/o F. E Karimbhoy, 45, Bazzar St., Badulla (Ceylon) (હસ્તેઃ જયંત મેઘાણી—ભાવનગર).

### હિંદી પત્રમિત્રો

(564) Mahendra R. Patel, C/o Post Master, Sunav, Via Anand—15, Stamps, Match-labels, Sports; (565) Navinchandra M. Shah, Jain Gurukul, Station Rd., Palitana (Saurashtra)—17, Photography, Literature, Life of other countries; (566) Gala K. D., C/o Devjee Khetsi & Co, 116 Chinch Bunder Rd., Bombay 9—17, Stamps, Reading, View-cards; (567) Chandulal S. Bhatt, 46 Dolat Street, Barghari, Shahpur, Ahmedabad-20, Stamps, Coins; (568) Shah Pramodchandra Vadilal, 118 Doshiwada's pole, Kalupur, Ahmedabad —18, Stamps, Music. (હસ્તેઃ Mr. Girdharilal Shroff, 711/3, Sakar Bazar, Ahmedabad-2) (569) Gulabsinhji B. Dabhi, Dabhi Parn-kutir, P. O. Box No 1047, Ahmedabad 2—18, Stamps, Coins; (570) Amishkumar Manilal Shah, 225 Fatasa's pole, Adasa's Street, Ahmedabad 1—18, Stamps, Photography; (571) Sagar *Manilal Mehta, C/o Bhanuprasad Dajibhai Mehta,* Jogiwad Tank, Bhavnagar (Saur.)—17, Stamps, Science; (572) Kantilal S. Gandhi, Sarangpur, Sarkiwad, H. No. 51/2, Ahmedabad—23; Stamps, Coins, Poetry; (573) Bakul L. Bhatt, Lodhawala Chawl, Manekwadi, Bhavnagar (Saur.)-17, Cricket, Literature, Reading; (574) Parekh Kantilal Jaysukhlal, C/o Jaysukhlal H. Parikh, Sub-division officer, P.W.D., Kathore, Via Sayan—18, Stamps, Coins; (575) Harnishakant Baxi, Baxi Street, Rajpipla, Via Ankleshawar —19, Swimming, View-cards, Sports, Cinema; (576) *Bipin, C/o Vinod D. Shah, Near Tarkas Bhuvan,* Gundi's St., Relief Road, Ahmedabad—18, Coins, Penpales; (577) Vinodchandra Ratilal Parikh, Darbar Rd, Opp. V.J Library, Rajpipla—17, Stamps, Coins; (578) Dr. B. C. Gandhi, L.C.P.S., 46, 2nd Carpenter Street, Khetwadi Main Road, Bombay-4, Penpals; (579) Vinodkumar Z. Meghani, Maghani Kutir, Plot 1165 B, Sir Pattani Road, Bhavnagar (Saur.)—16, Stamps, Science, Autographs, Politics, (580) Manoj Solankee, Solankee Studio, Opp. Dr. Lallubhai's Building, Rajkot (Saur.)-Photography, Coins. Lite*rature; (581) Mansingh Lakshmidas Bhatia, Manoo* Mansion, 3rd Floor, 477, Sandhurst Rd, Bombay-4 —19, Stamps, Coins, Photography.

(ચાલુ)

 KUMAR Reg. No. B. 1808

# અને . . . અમારા મિત્રને આશ્ચર્ય થયું!

ગયે મહીને આ સ્થળે (પૂઠા પર) અમારા આશ્ચર્યની એક વાત અમે લખી હતી કે, જવલ્લે જ મળતી ૧૯૪૯-૫૦ની સળંગ ફાઇલની સાથે, અમારા તરફથી સસ્તામાં મળતો ૩૦૦મો અંક લેવાની અમારા એક ગ્રાહકે ના પાડી. અમે દર્શાવેલા એ આશ્ચર્ય વિષે અમારા એક ગ્રાહકે (નં. ૫૯૯) અમને લખ્યું કે '૩૦૦મો અંક બેશક અત્યંત કિંમતી સામગ્રી પૂરી પાડે છે, પણ ઘણા લોભી લોકો તેને રદ્દીમાં વેચી દે છે. દા.ત. હું ૩૦૧મા અંકથી જ ગ્રાહક થયો છું, પણ 'કુમાર'ના છેલ્લા અંકો રસ્તા ઉપરના પથારામાંથી રદ્દીને ભાવે ભેગા કરું છું. ૩૦૦મો અંક મેં ૦ાામાં જ લીધો હતો, એટલે એ ભાઇને સસ્તો મળી ગયો હશે.'

આ પત્ર વાંચીને અમને જરા હસવું આવ્યું. તે વખતે અમારા એક મિત્ર અમારી પાસે બેઠા હતા. તેમણે તેનું કારણ પૂછતાં અમે એ પત્ર તેમને આપ્યો. તેમને તો તે વાંચીને ઊલટું આશ્ચર્ય થયું! " 'કુમાર' રસ્તા ઉપર પથારામાં રખડતું મળે છે!!" અમે કહ્યું 'એમાં આશ્ચર્યની કોઈ વાત નથી. હિંદમાં આપણને અનાજની ભારે તંગી છે; જ્યારે અમેરિકા પોતાને ત્યાંનું વધારાનું અનાજ બાળી નાખે છે! એ તો જેની જેની દૃષ્ટિ! એમને મન 'કુમાર'નું મૂલ્ય એટલું જ હશે."

પણ આને અંગે અમારે અમારા એ ગ્રાહકને (તેમજ બીજા જે જે વાચકો-ગ્રાહકોને અમેરિકાના અનાજની પેઠે 'કુમાર'ના અંકો રખડતા સસ્તે મળતા હોય તેમને બધાને) એક વિનતિ કરવાની છે કે 'કુમાર'ના એવા પાછલા અંકોની કોઈ પણ વર્ષની સંપૂર્ણ ફાઇલો એમ સસ્તે તેઓ મેળવી શકતા હોય તો અમને જણાવે, જેથી પાછલા વર્ષોની ફાઇલો મેળવવાને ઉત્સુક ગ્રાહકોના સંપર્કમાં અમે તેમને મૂકી આપીશું. કેમકે અમારી પાસે તો પાછલા એક પણ વર્ષની ફાઇલ નથી: આ વર્ષની પણ પૂરી નથી!

હાં; જેની ઉપર વાત કરી, તે ૩૦૦મા અંકની નકલો હજી થોડી છે. તેની વિગત બાજુએ આપી છે. ફરી કહીએ છીએ કે આજે એ મેળવી લેવો ચૂકશે તેમને પાછળથી વસવસો રહી જવાનો છે. કેમકે એમાં કાંઈ ચાલુ સામયિક વાચન છાપી મારવામાં આવ્યું નથી, પણ કાયમી સંગીન ને સમૃદ્ધ સામગ્રીથી એ ભરેલો છે. એવા જ અગાઉ નીકળેલા ૧૦૦મા અને ૨૦૦મા અંકો આજે પણ મોં માગી કિંમતે મળી શકતા નથી.



**૩૦૦મો અંક**

૧૬૪ પાનાંનું સમૃદ્ધ વાચન
૬ ત્રિરંગી ચિત્રો
૮ એકરંગી ચિત્રોની આર્ટપ્લેટો
અમુક પાનાંની બેરંગી છપાઇ
આખા અંકને ચિત્રમય કરતાં ૧૦૫ ચાલુ ચિત્રો. આલેખનો તથા ફોટોગ્રાફોથી ચિત્રિત વાર્તાઓ, લેખો, કાવ્યો અને વિવિધ જ્ઞાનસામગ્રી
સહિત પોસ્ટેજ સાથે રૂ. ૨-૬-૦

# ગુજરાત અને સૌરાષ્ટ્રની રંગભાવના

—રવિશંકર રાવળ



ંગ અને રાગ બંને, માનવ જીવનમાં રસ સીંચનારાં તત્ત્વો છે. સંસારનાં તેજછાયા વચ્ચે રસળતા માનવીમાં તે નવીનવી ઊર્મિઓના સાથિયા પૂરે છે.

સૌરાષ્ટ્ર અને ગુજરાતની રંગ માણવાની કળા પણ અજબ છે. લીલુડો પોપટ, કાળી કોયલ, ચંદન, કેવડો ને ચંપો, મોરનું ગળું, આવળ ને કેરડાનાં ફૂલ, ચંદની તારાની ચમક, એ બધાં તેમનાં રંગ-નિરૂપણ છે.

'મેં તો કંકુએ લીંપ્યું મારું આંગણું રે લોલ.' એ પ્રજાની રંગભાવના પ્રભાતના આકાશમાંથી પ્રસરે છે, ને બદલાતા સૂર્યપ્રકાશમાં પ્રકટ થતી. પૃથ્વીના પશુ-પંખીઓ, વનસ્પતિ ફૂલો, પદાર્થો વગેરે વિવિધ રંગોના પ્રતીક બની રહે છે; અને રંગનો અનુભવ વ્યક્ત કરવા તેનાં જ નામો ઉચ્ચારણમાં આવે છે:

રાતા તે રંગીલા ચૂડલા, રાતા કન્યાના દાંત;
રાતા વરરાજાનાં મોળિયાં, રાતા કંકુના થાળ.
કાળા તે ડોમર ડાબીડા, કાળી કાજળ રેખ;
કાળાં કોયલડીનાં બચડાં, કાળા મેઘમલ્હાર.
ધોળા ધરમનું વખાણીએ, ધોળાં ભાર કપાસ;
લીલા તે પોપટ પાંજરે, પીળાં પીતાંબર...

એમ, જીવનના દરેક પ્રસંગ, દરેક વ્યવહાર અને દરેક રચનામાં રંગનો પ્રયોગ વ્યાપક બની જાય છે. રંગનો અભાવ શોક અથવા દુઃખનું જ પ્રતીક બની રહે છે. કાળો કેરો, કાળુ એ કહ્યું, એ અમંગળ ને અશુભના સંકેત બન્યા છે; ને ધોળો રંગ વિરાગ કે નિવૃત્તિનો છે. એ બે રંગ વચ્ચે પ્રજાના જુદાજુદા પહેરવેશમાં ને ચુંદડીઓ, બાંધણીઓ ને શણગારો. તોરણો, ચાકળા ને સજાવટમાં રંગની અજબ ભાતો અને સુરખી લહેરાતી દેખાય છે. રંગ સમજનારા નરનારીઓનાં હૃદયના ઉમળકા ને આનંદ એ વસ્ત્રો ને પાઘડીઓનાં ઓગામાંથી ફુવારા દેતાં લાગે છે. અલંકારો ને ગૃહવિધાનમાં કુદરતે પ્રેરેલા આકારો તથા રંગો દ્વારા વેલ-ફૂલોવાળી ચુંદડીઓ, મોર પોપટના કાંગરાવાળી કોતરણીઓ, જાણે રંગોના રાસ હોય એવા ભીંત પરના ચંદરવા, પારણાંનાં ખોયાં, તથા છેક બળદની ઝૂલ વગેરે સુધી પ્રકૃતિમાંથી મેળવેલી રસિકતા પથરાય છે, અને એ રીતે જીવનનો રસ, રંગભર્યાં સ્વરૂપોમાં અનુપ્રાણિત થાય છે.

રંગની આ વિવિધ યોજનાઓ ને ગૂંથણી, નિરક્ષર ભગતજી ભક્તિરસિતાનોને કોણે શીખવી? કયા કાનૂનોથી તેમનાં વસ્ત્રો અને ભાતોની તેમણે પસંદગી કરી તે તેઓ તો કહી શકતાં નથી. કવિવર ટાગોરે કહ્યું છે કે, 'ભગવાનનો આનંદ પ્રકૃતિમાં અને માનવ ચરિત્રમાં આપમેળે પોતાનું સર્જન કરી રહ્યો છે. જે વિશ્વરચના વચ્ચે માનવી મુકાયો છે તેની સાથે તેના જીવનના સંવાદમાંથી જ આ આનંદસૃષ્ટિ ફૂટી છે'...

રંગ અને આકાર ભાવને મૂર્તિમંત કરે છે; સંગીત અને નૃત્ય ભાવને ગતિ આપે છે. રૂપ-રંગ અને ગીત-નૃત્યનો એ મેળ સૌરાષ્ટ્ર અને ગુજરાતના લોકજીવનમાં ઓતપ્રોત છે. મોર તેમનું કળાપ્રતીક છે. તેમાં રંગ અને કંઠ છે અને નૃત્યના તાલ પણ છે. કવિ નાનાલાલે યથાર્થ કહ્યું છે કે

ઇન્દ્રવેલ અંગે ઓઢી પીંછડાંમાં ચન્દ્ર,
કંઠ ઢળ્યાં આભ, એને કલગીનો આનન્દ,
પાય નાચે નૃત્ય એવા છબીલાના છન્દ,
મીઠો મોરલો રે.

ગુજરાત-સૌરાષ્ટ્રના સંઘજીવનમાં રાસ-ગરબા તો અજબ ને અદ્વિતીય સંપત્તિ છે. એમાં ગીત–નૃત્યની લહેરો સાથે રંગરંગની ઓઢણીઓ કોઈ નવી જ ભાત ઉપજાવે છે. આંખ અને કાન ઉભયની રસપિપાસા એથી તૃપ્ત થાય છે. મેઘાણી કહે છે:'ખાલી હવામાં રાગ જેમ ધ્વનિ ઉપજાવી શૂન્ય વાતાવરણને રમ્ય બનાવે છે, તેમ જ રંગ ખાલી જગ્યાને, સૂની દીવાલોને, કોરા કાપડને કે વેરાન બનીઆને રંગની છાંટ કે ફૂલપત્તી કે રંગનાં છાયાગૂંથણો રચી સંસારમાં આનંદ અને ઉત્સવનું મંગલ સ્થાપે છે, અને એ રીતે જગતમાં સમભાવની સાથે યોગ સાધી પ્રત્યેકને વિકાસ આપે છે... બહુરંગી લોકમેળામાં, સામાજિક ઉત્સવોમાં, લગ્નસરામાં કે ઋતુપરિવર્તનના અવસરે, આપણું સંઘહૃદય તો ગીત અને રંગની ત્રેવડી-ગૂંથી રાસકલાનો કેફ કરતું'

સૌરાષ્ટ્ર-ગુજરાતની નાગરિકતાએ તો પાઘડીઓ, દુપટ્ટા ને પગરખાં સુધી રંગનો રાગ અને ફૂલભાતની બાંધણી કરી મૂકી હતી. કિનખાબ, જરકોસ અને છીંટીઓના જાતજાતની રંગમેળવણી પર આજે પણ દુનિયાના કળાપરીક્ષકો વાહવાહ પુકારે છે. આપણાં દેવમંદિરોની ભીંતો રંગબેરંગી ચિત્રોથી જ્ઞાન અને કળાનો સાર્વજનિક ભોગવટો બનતી.

આપણું ગ્રંથ-સાહિત્ય તો કળાના સાજ વગર લાજ પામતું. 'કલ્પસૂત્રો', 'વસંતવિલાસ', 'મધુમાધવી' તથા ગીતા-ભાગવતનાં ને મહાભારતના હસ્તલિખિત ગ્રંથો વિવિધ હાંસિયા સાથે કાળી ભૂરી ભોંય ઉપર સોનેરી રૂપેરી અક્ષરે દેવભાષાની કીર્તિ પ્રસારતા આજે પણ મોજૂદ છે. આંખની પ્રસન્નતા અને મનનો આનંદ એ રંગપ્રેમી સમાજનો સહજ પ્રસાદ હતો. અને આજે? આપણી શાળાઓમાં અક્ષરોના ગોખણ કોલીફ્લાવરોને જડ બની ગયેલી આંખોની ઇન્દ્રિયોને મોકળાશ કે પ્રસન્નતા આપવા આજની દુનિયામાં રંગો ક્યાં છે? આપણું જીવન, સમાજની ક્રિશ્ચિયાનીઓ અને નકલી ઠાઠમાં જકડાઈ ગયું છે. રંગબેરંગી વસ્ત્રોના રાસ માત્ર વિરલ પ્રદર્શનો બન્યાં છે. રોજના પોષાકોમાં કેવળ કાળા કે ધોળાના જ ચટાપટા દેખાય છે. ઘરમાં વાર્નિશ કરેલાં ફર્નિચરો આવ્યાં છે અને ઑફિસો તથા શાળાઓ શુષ્ક દફતરખાનાં બન્યાં છે. માત્ર કવિઓની સ્વપ્નસૃષ્ટિમાં અને ગામડાં કે ખેતરોમાં મજૂરી કરી રહેલી અર્ધભૂખી જનતાને માટે રંગનો કંઈક અર્થ રહ્યો છે. રંગની છાંટ કે જરાસરખી લહેર ભોગવવાની માનવીને તક ન મળે ત્યારે ઉકળાટ, ક્રમતા અને વિવાદ સિવાય શું રહે?

નિશાળની રંગપેટીઓમાંથી નવી ભાતો અને નવાં ગીતો કેમ નીકળતાં નથી? આંગણાં ને ઓરડામાં રંગસજાવટો કેમ ઊગતી નથી? એવા કયા પાપસંસ્કારે આપણાં અશ્રુઓ પર રંગનિરોધનાં ચરમાં ચડાવી દીધાં છે? ભણતર ને તાલીમને નામે વિદ્યાધિકારીઓ ભીંત ભૂલ્યા નથી શું? જીવનની દીપ્તિ અને ઉમંગની નિશાની સમા રંગને આપણા જીવનઘડતરમાં સ્થાન આપવા લેશ પણ ચેષ્ટા તેમણે કરી નથી. એ તેમની લાયકાત પર પ્રશ્ન કરવા જેવું નથી? જૂનામાં જે મુક્ત જીવનની લહેરો હતી તે કદી પાછી નહિ આવે શું? શ્રી રામનારાયણ પાઠક જેને 'ચૈતન્યનો જુવાળ' કહે છે એવી જીવનભરતીમાં, આપણાં યુવક યુવતીઓ ને જનસમાજ, નવા રંગમંડપો, રંગમહેલો કે નગરની ભીંતો પર, તેમજ ઘરનાં આંગણે તથા વસ્ત્રોમાં રંગસાથિયા પૂરી હૃદયને રેલાવે એવો દિન ક્યારે આવશે?

પેલાં દિવ્ય સોનલિયા રે પ્રભુ ક્યારે ઊગશે?
આવાં ઘોર અંધારાં રે પ્રભુ ક્યારે ઊતરશે?

(ઑલ ઇંડિયા રેડિયોના અમદાવાદ સ્ટેશનેથી કરેલા વાર્તાલાપમાંથી તારવીને 'ઑલ ઇંડિયા રેડિયો'ના સૌજન્યથી)

લાંબી વારે ચંદ્રનો એક ખૂણો ચળકતો બહાર દેખાયો. તે પછી જોતજોતાંમાં ચંદ્ર સંપૂર્ણ અક્ષત દેહે હસતે મોંએ રાક્ષસના પંજામાંથી મુક્ત થયો. સૌએ જયે સાદે આનંદના પોકારો કર્યા. મઘવો પ્રદ્યુમ્નનો હાથ છોડી નિરાંતનો શ્વાસ મૂકતાં બોલ્યો, 'ખેર, બચી ગયા.'

પ્રદ્યુમ્ને કહ્યું, 'માત્ર એટલું જ નહિ; આપણી સમસ્યાનું સમાધાન પણ મળી ગયું.'

'કઈ રીતે?'

'સાંભળ, આજથી તું રાજા થાય છે. ફરીને જ્યારે ચંદ્રગ્રહણ થશે ત્યારે તારો રાજત્વકાળ પૂરો થશે, ને હું રાજા થઈશ. એ રીતે ચલાવ્યા કરશું.'

મઘવાએ વિચાર કરીને કહ્યું, 'વાત કંઈ ખોટી નહિ. પણ પહેલાં હું જ શા માટે રાજા થાઉં?'

'કારણકે આ ઉકેલ મેં શોધ્યો છે. હવે જાઉં છું. કાલ સવારે સૈન્ય સાથે યુદ્ધયાત્રા આરંભીશ. સેનાપતિને બીજું કામ પણ શું હોય? મહારાજ! આ દરમિયાન આપ ભેદભાવ વિના પ્રજાપાલન કરતા રહેજો. મહારાજનો જય હજો.' અને એક સ્મિત કરતો પ્રદ્યુમ્ન નીચે ઊતરવા લાગ્યો, ને મઘવો અતિ નિરાશ થઈ દાઢી ખંજવાળવા લાગ્યો.

મઘવાના માથામાં બહુ બુદ્ધિ નહોતી. છતાં હવે એકાએક એનામાં રાજબુદ્ધિનો ઉદય થયો! એણે ગંભીર થઈ સાદ પાડ્યો: 'સેનાપતિ પ્રદ્યુમ્ન!'

'જી; આજ્ઞા આપો મહારાજ!' હાથ જોડીને પાછા ફરતાં પ્રદ્યુમ્ને કહ્યું.

મહારાજ મઘવાએ મેઘગંભીર સ્વરે કહ્યું, 'હું આજ્ઞા કરું છું કે કાલે પ્રભાતે તું સૈન્યસામંત લઈ યુદ્ધયાત્રાએ જજે. હું પાછો ન ફરું ત્યાં સુધી તમે વિના ભેદભાવે પ્રજાપાલન કરજો. રાત બહુ વીતી ગઈ છે. હવે હું રાજશય્યા ઉપર સૂવા જાઉં છું.'

આવું હાસ્ય હસવા મઘવો ટેવાએલ નથી. પ્રદ્યુમ્ન તરફ એકવાર આંખનો મિચકારો કરતાં, ખડખડાટ હસત હસતાં એણે પ્રસ્થાન કર્યું.

ને ગમાર જેવો બની પ્રદ્યુમ્ન કાન પાછળ ખંજવાળવા લાગ્યો.

નવયૌવનની મુખ્ય ખાસિયત એ છે કે તે જીવનને ગાંભીર્યના અરમાં વાટે કદી નિહાળતું નથી. જગત એને માટે રમતનું મેદાન છે; યુદ્ધ એને માટે સરસ કૌતુક છે; પ્રેમ એને માટે એક માદક ઉત્તેજના છે.

મહારાજ મઘવા મહા આનંદસહ અર્ધુંક સૈન્ય લઈ યુદ્ધયાત્રાએ ચાલ્યા ગયા. રાજ્યની દક્ષિણ સીમા ઉપર કોઈક નાગની એક અનાર્ય જાતિ વસે છે એના ઉપર વિજય મેળવવાનો એનો ઉદ્દેશ છે.

આધુનિક જ્યોતિષીઓ જે સમયને લગભગ ત્રણ માસ કહી શકાય તેટલા સમય પછી મઘવો યુદ્ધયાત્રામાંથી પાછો ફર્યો. એના પિંગળા વાળ રૂક્ષ થઈ ગયા છે. એના દેહ પરનું ચામડાનું આવરણ છિન્નભિન્ન થઈ ગયું છે. એનાં મોં પર પરિતૃપ્ત ઈચ્છાનું હાસ્ય છે.

આવતાંવેંત એણે પ્રદ્યુમ્નનો ખાંધો થાબડતાં પૂછ્યું, 'કાં? કેમ છો?'

બન્ને મિત્રો બાથ ભરીને ભેટ્યા. પ્રદ્યુમ્ને કહ્યું, 'તું દૂબળો થઈ ગયો દેખાય છે. રાક્ષસોના દેશમાં કંઈ ખાવા મળ્યું હોય એમ નથી લાગતું.' અને પછી પોતાના પદનું ભાન લાવી એ બોલ્યો, 'મહારાજનો જય થજો! આર્યોના બધા ચે સમાચાર સારા છે ને?'

મઘવાએ કહ્યું, 'ખરાબ કંઈ જ નથી. બેહા કોઈકોને બરાબરના ફટકાવ્યા છે. એટલું જ નહિ, એક સરસ ચીજ પણ લાવ્યો છું. ચાલ દેખાડું.'

પરાજિત જાતિ પાસેથી લૂંટેલી ઘણીબધી વિચિત્ર ચીજો સૈનિકોના એક દળના સંરક્ષણ નીચે હતી. મઘવો એમને ઈશારો કરતો રાજભવન તરફ ચાલ્યો. જતાંજતાં એણે પ્રદ્યુમ્નને પૂછ્યું, 'હં, પણ રાજ્ય કેમ ચાલે છે? લોકો આનંદમાં છે ને?'

'હમણાંહમણાં તો આનંદ વધી ગયો છે.'

'કઈ રીતે?'

'આર્ય યોદ્ધાઓમાં રસનો સંચાર થયો છે. અનાર્ય છોકરીઓને પકડી લાવી તેઓ ધડાધડ લગ્ન કરી રહ્યા છે.'

મોટેથી હસી પડતાં મઘવાએ કહ્યું, 'એમ છે? ત્યારે તો એ દરદ ચેપી લાગે છે!'

(અનુસંધાન આગળ પૃ. ૪૦૭મે)



પ્રદ્યુમ્ને જોયું કે એક બારી પાસે બેઠીબેઠી વેણી સરખી કરી રહી છે.

# છાવણી પર હલ્લો

તાલીમ લેતા કુમારો
જેમાં પોતાની બુદ્ધિ અને બળ
બતાવે છે એવો
માત્ર નામ અને ઠામ બદલીને વર્ણવેલો
એક સાચો પ્રસંગ



—લેખક
વાસુદેવ ભટ્ટ

'ગામ તો એક કાંઈ મોટું નથી; પણ છોકરાઓ ઉત્સાહી છે. અને એટલે તમારે એક વાર આવવું જ પડશે.'

શાંતિભાઈના એ આગ્રહને લીધે મારે સાંતેજ ગામે જવું જ પડયું. સાંતેજના છોકરાઓ કેવા ઉત્સાહી હતા એની તો સાંતેજ ગયા પછી ખબર પડી (અને તે પણ બરાબર !). પણ શાંતિભાઈના ઉત્સાહની તો મને ખબર હતી જ. ખરું પૂછો તો શાંતિભાઈના ઉત્સાહને લીધે જ છોકરાઓમાં ઉત્સાહ આવ્યો હતો, અને પરસ્પરના એ ઉત્સાહને લીધે જ 'સાંતેજ તાલીમ છાવણી' સફળ થઈ હતી.

નિયત દિવસે સાંજના 'સાંતેજ તાલીમ છાવણી'માં પહોંચી, વિદ્યાર્થીઓ સમક્ષ વાર્તાલાપ કરી, ઓરડાની બહાર નીકળતો હતો ત્યાં મારે કાને શબ્દો પડયાઃ 'જુઓ, આજે રાતે બરાબર સાચવજો હોં ! આ રસિકભાઈ આવ્યા છે ને, તે બહુ તોફાની છે. વ્યાયામવર્ગ વખતે બધાને બહુ હેરાન કરે છે. એટલે રાતના ચોકી વખતે બરાબર ધ્યાન રાખજો.'

શબ્દો સાંભળીને હું ચમક્યો. બોલનાર તરફ નજર ફેરવી તો એ તો નીકળ્યો અમારા વ્યાયામવર્ગમાં બે ત્રણ વર્ષ ગેરહાજર રહી ગએલો મનુઃ હોશિયાર, રમૂજી અને તોફાની. અને હું બધી વાત પામી ગયો. ભાઈસાહેબને તોફાન કરવું હતું, પણ શિર સલામત રાખવું હતું; તેથી અત્યારથી જ મારા માથામાં તોફાન-માળા પહેરાવવા માંડી હતી. મેં મનમાં મનમાં કહ્યુંઃ 'સારું ત્યારે ત, મનુ ! હું પણ તારો દાવ અજમાવી લઉં. મારા નામે પણ જો છાવણીમાં કાંઈક નવો અનુભવ થતો હોય તો ભલે થાય. તારા તોફાનના શિકાર બીજાને બનાવજે અને શિકારીનો દોષ મારે માથે નાખી તું શિક્ષામુક્ત બનજે.' પણ એ વખતે મને ખબર નહોતી કે તોફાનની પરંપરા કંઈક બીજી જ રીતે ગોઠવાશે ને મારે માથે પણ કાંઈક જુદી જ ફરજ આવી પડશે. મનુના શબ્દો સાંભળ્યા ન સાંભળ્યા કરી હું બહાર નીકળી ગયો.

છાવણી-જીવનને શોભતું વાળુ પતાવી, શાંતિભાઈ તથા છાવણીના વડા અધિકારી સુબોધભાઈ સાથે થોડી વાતચીત કરી, 'મહેમાન ગૃહ' વાળા ઓરડામાં મેં લંબાવ્યું. રાતના ચોકીની વ્યવસ્થા કેમ ચાલતી હશે તે જાણવાની જરા ઈચ્છા તો થઈ આવી, પણ સવારના છની ગાડી પકડવાની હોવાથી મેં તો મારે લંબાવ્યું.

બાર વાગી ગયા પછી મનુએ મને જગાડ્યો. હું પૂરો સ્વસ્થ થાઉં તે પહેલાં તેણે પોતાની અસ્વસ્થ દશા રેડવા માંડીઃ 'ગજબ થઈ ગયો !' (એ તો હું જાણતો જ હતો !) 'બધાને બહાર કાઢ્યા છે.' (એમ ? એ કાંઈક નવું ! એ જાણવું પડશે.) 'સાહેબ, રસિકભાઈ ! છાવણી પર હુમલો થયો !' (ક્યાં પડયા એ કહેવાની જરૂર નથી. કારણ કે દેખાવા ખરેખર પડયા જ હતા કે કેમ તે હું જાણું છું.) 'એટલે મેં 'ભય'ની સિસોટીઓ વગાડી અને સુબોધભાઈને જગાડયા.' (એટલા માટે તો દેખાવા તારે હાથ પડયા.) 'સુબોધભાઈને મેં કહ્યું કે છાવણી ભયમાં છેઃ કોઈક હરામખોરો છાવણી પર પથરા ફેંકે છે.' (અને એ હરામખોરો છાવણીની બહાર હતા કે અંદર ?) 'ત્યારે મને સુબોધભાઈએ કહ્યું કે એ હરામખોરોને જરા પરચો બતાવવો પડશે. એમ કહીને તેમણે 'ભય'નો ઘંટ વગડાવ્યો અને આખી છાવણી જગાડી.' (ચાલ હાશ તોફાન લેખે લાગ્યું !) 'પછી બધાને કતારમાં ખડા કરીને સમજાવ્યું કે છાવણી ભયમાં છે, માટે આપણે બરાબર તપાસ કરવી પડશે.' એમ કરીને તેમણે બધા મજબૂત મજબૂત છોકરાઓને આગળ બોલાવ્યા. મને અને બાકીનાને છાવણીનું ધ્યાન રાખવા કહ્યું અને પેલા મજબૂત છોકરાઓને પોતાની સાથે બહાર લઈ ગયા, હરામખોરોની શોધ કરવા. 'બેટમજી બધા ખરા લાગમાં આવ્યા છે.' (તેં શિયાળાની ઠંડી રાતે ગરમી પેદા કરી ખરી !)

અને તાનમાં ખુશ થતો મનુ પાછો બહાર ચાલ્યો ગયો. મારી આંખોમાં તો હજી ઊંઘ હતી જ. ને તોફાન પતી ગયું હતું એટલે મેં ગોદડી ઓઢી લીધી ને પહેલાંના અનુસંધાને ઊંઘને આગળ લંબાવી.

પણ મનુના તોફાનનું અનુસંધાન જરા વધારે લંબાયું. સુબોધભાઈ અને બીજા સૈનિકો તપાસ માટે ગયા હતા. તપાસ કરતાં બહુ બહુ તો અર્ધો કલાક થાય. પણ તેટલા વખતમાં તેઓ પાછા ન ફર્યા. મનુને જરા ચટપટી થઈ. અધૂરી રાખેલી વાર્તા જલદી પૂરી નથી થતી. એ જોઈ તેનું અનુસંધાન સાધવા એ જીવની શોધમાં ભમવા લાગ્યો. સવા કલાક જેટલો સમય વહી ગયો, પણ સુબોધભાઈ કે તેના કોઈ સાથીની ભાળ સરખી ન મળી. છેવટે અકળાઈને મનુ મારી પાસે આવ્યો. મને ઉઠાડયો. મેં કહ્યુંઃ 'કેમ પાછું શું થયું ? બીજું કાંઈ તોફાન કર્યું કે શું ?'

'ના, ના, તોફાન તો શું ? - પણ હજી એ લોકો પાછા નથી આવ્યા.'

'શું ? હજી પાછા નથી આવ્યા ? કેટલોક વખત થયો ?'

'દોઢ વાગી ગયો.'

'એ લોકો કેટલાક વાગ્યે ગયા હતા ?'

'લગભગ બાર વાગ્યે.'

'એમ ? એટલે સવા કલાક ઉપર થયું.'

'હા !'

'હં.' હું વિચારમાં પડ્યો. કોઈ સવા કલાક સુધી હરામખોરોની શોધ ના ચાલે. જરૂર હરામખોરોને શોધનારા જ હરામખોર નીકળ્યા. અને મેં ગોદડી આઘી કરી, બગાસું ખાઈ પહેરણ પહેરવા માંડ્યું અને મનુને કહ્યુંઃ 'બહાર ચાલ.'

બહાર, સાતે જ વદ છઠનો ચંદ્ર પૂર્વ દિશામાં ઠીકઠીક ઊંચે આવી ગયો હતો. પણ આકાશ તદ્દન ચોખ્ખું નહોતું. વાતાવરણ પ્રેતલોકનું દૃશ્ય ઊભું કરવા પ્રયત્ન કરતું હતું. એ અર્ધ પ્રકાશની અસ્પષ્ટ દુનિયાને સ્પષ્ટ કરવાની સૌથી પહેલી જરૂર હતી. હાથમાં એક એક મજબૂત દંડો ફટાવી, મનુને સાથે લઈ, છાવણીની ભૂગોળ જાણવા હું મકાનમાંથી મેદાન પર આવ્યો.


મકાનનો નકશો

ભૂગોળ આમ હતી: વચ્ચે મકાન; ચારે બાજુ ખુલ્લી જગ્યા; ખુલ્લી જગ્યાની ચારે બાજુ વાડ. મકાનની આગળના ભાગમાં-એટલે કે પૂર્વ દિશામાં કાંટાવાળા તારની પાકી વાડ; તેમાં વચ્ચે મુખ્ય ઝાંપો; અને વાડ પછી સ્ટેશનથી ગામ તરફ જતો મુખ્ય માર્ગ. ઉત્તર દિશામાં એવી જ મજબૂત વાડ પણ વચ્ચે, તારને પહોળા કરી ઉપર-નીચે બાંધી બનાવેલું એક છીંડું; એ છીંડા વાટે સામેના જૈનછાત્રાલયમાં જવાયઆવાય. પાછળ પશ્ચિમમાં કાંટાવાળા તારની વાડ; વચ્ચે નાનો ઝાંપો; તેની પાછળ નાનું નેળિયું; અને નેળિયાની પેલી બાજુ ખેતરો. દક્ષિણ બાજુ થોરિયાની વાડ; પણ તે ય છૂટીછવાઈ-જેમાં વાડના કરતાં છીંડા વધારે એવી; એ છીંડાંઓની પેલી બાજુ ઝાડપાન અને ઝાંખરાવાળી થોડી ખુલ્લી જગ્યા; ખાલી જગ્યા મૂકીને અવાવરુ ધર્મશાળા.

ભૂગોળનો અભ્યાસ પૂરો કરી, મકાન પાસે આવી મેં સૈનિકોનો અભ્યાસ શરૂ કર્યો: 'આપણી છાવણીમાં અત્યારે કેટલા જણ છે?'

'હું, તમે, બાલુ અને બીજા છ.' જરા ગણતરી કરી મનુએ કહ્યું.

'અને સુબોધભાઈ કેટલા જણને સાથે લઈ ગયા છે?'

'તેમણે ગિન્તી કરાવી ત્યારે સોળ થયા હતા. એટલે કુલ સત્તર.'

'શાંતિભાઈ ક્યાં છે?'

'એ તો આગામાં એમને ઘેર જ સૂએ છે'

'વારુ; આપણી છાવણીમાં જેટલા છે એટલા બધાને જગાડો.'

'પણ એમાં બે તો માંદા છે;-અને બે જણને પગે વાગેલું છે.'

'કાંઈ વાંધો નહિ. બધાને જગાડ.'

બધા જાગીને આવી જાય ત્યાં સુધીમાં ચારે બાજુ ફરી વળી, છ વત્તા ત્રણ જણને કેવી રીતે કામે લગાડવા તેનો મેં ખ્યાલ કર્યો. એટલામાં તો મનુએ ખબર આપી કે બધા જાગીને તૈયાર થઈ ગયા છે. જઈને જોઉં તો 'ઘરડાં, લૂલાં, આંધળાં' એવાં છ જણ એક હારમાં ઊભા હતા! બે માંદાએ બરાબર કપડાં લપેટ્યાં હતાં; બે ઘાયલ સૈનિકો ત્રિભંગ કરી ઊભા હતા; અને એ છ યે જણમાં મોટાભાગનાની ઉંમર ૧૧ થી ૧૪ વર્ષની હતી! શિયાળાની ઠંડી હવા મને જરા વધારે ઠંડી લાગી. છાવણીની છાયા અહીં ભેગી થઈ હતી અને આખું બહાર ગયું હતું!

બે માંદાને દફતર પાસે બેસાડ્યા. બહાર બરાબર બંધ કરાવ્યો, અને એટલા ભાગ પર નજર રાખવાનું તેમને સોંપ્યું. બાળસેનાને પાછળ પશ્ચિમ બાજુ લઈ લીધી. નાનો ઝાંપો બંધ કરાવ્યો. ઝાંપાથી જરા વધારે અંદરના ભાગમાં તેમને બેસાડ્યા. પાસે પથરાનો ઢગલો કરાવ્યો અને સૂચના આપી કે કાંઈ બૂમાબૂમ સંભળાય કે પથરા પડે તો જરા હાકોટા તથા પથરાબાજીથી તેનો જવાબ આપજો.

એક ઘાયલ સૈનિક પાસે આગળનો મુખ્ય ઝાંપો બંધ કરાવી પૂર્વ તથા ઉત્તર દિશાની દુનિયા કે જ્યાં ઝાડપાનનો અંતરાય ન હોવાથી સાંજ સુધી 'મેદાન સાફ' હતું તેની પર નજર રાખવા સૂચના કરી. બાલુને આ ત્રણે ય વિભાગ પર—ખાસ કરીને બાળકોના પર—દેખરેખ રાખવા કહ્યું. દરેકને સિસોટીઓ આપી. મેં, મનુએ અને બાલુએ દંડાને અમારો સાથીદાર બનાવ્યો. બધું બરાબર થઈ ગયું, એટલે દક્ષિણ બાજુની વાડ પાસેની તડકીછાંયડીમાં મેં અને મનુએ છાનામાના ધીમેથી ફરવા માંડ્યું.

આ બધાં કામકાજમાં વખત તો બહુ જ થોડો વીત્યો હતો; પણ સત્તર જણાની સવારી ગયે એટલો બધો વખત વીત્યો હતો કે અમારે હવે હુમલાની ઘડીઓ જ ગણવાની હતી. અને, ખરેખર, અમારે બહુ રાહ ન જોવી પડી.

થોડાક જ વખતમાં પશ્ચિમ બાજુના નેળિયાની પેલી બાજુથી એક આંબા નીચેથી શિયાળિયાની લાળી સંભળાઈ, ઝાંખાંઝાંખાં છાયાચિત્રો દેખાયાં, ને છાવણી પર પુષ્પવૃષ્ટિ થઈ! એક કિશોરે આવી જરા હાંફળાફાંફળા થઈ અમને આ સમાચાર આપ્યા. બાલુ પણ એ બાજુ દોડી ગયો હતો. કિશોરને અમે સૂચના આપી કે જરા ય ચિંતા કર્યા વિના તમે હોંકારા કરો ને થોડા પથરા એ દિશામાં નાખો. વળી બાલુને, ત્યાંથી ખસી પૂર્વ અને ઉત્તર બાજુ નજર રાખવા કહ્યું.

મારી એક ગણતરી સાચી પડી, એટલે બીજી ગણતરી પણ કદાચ સાચી પડશે એમ લાગ્યું. ગણતરીને સાચી પડતી જોવા અવાવરુ ધર્મશાળાના મેદાન પરનાં ઝાંખરાં અને ઝાડનાં થડિયાંની પાછળ અમે નજર ચોંટાડવા માંડી. આંખોએ દગો ન દીધો. ઝાંખાઝાંખા આકાર લપાતાછુપાતા અમારી છાવણી તરફ આવી રહ્યા હતા. અમે એવા લપાઈને ઊભા હતા કે તેઓ અમને જોઈ શકતા નહોતા અને તેથી જ આગળ વધી રહ્યા હતા. જરા વધારે પાસે આવ્યા એટલે મોટી ગર્જનાઓ કરતા અને દંડા ઉછાળતા અમે કૂદી પડ્યા. હતા તો અમે બે જ જણ, પણ દેખાવ એવો થયો કે જાણે પાંચ-છ જણ છો (જોકે થોડી જ વારમાં બાલુ પણ અમારી સાથે થઈ ગયો હતો) હલ્લો કરનારાની પાછલી હારે પીઠ ફેરવી. આગલી હાર સામે થઈ. તેમની પાસે પણ લાઠીઓ હતી. ઝપાઝપી થઈ. તેઓ છાવણી લૂંટવા આવેલા. લૂંટનારા જેવો દેખાવ પણ હતો જ. મોઢે બુકાની બાંધેલી અને ચારસા-ચાદર વીંટ્યાં હતાં. તેમનો એ અનુરૂપ પોશાક તેમને અનુકૂળ ન થયો. અમારા દંડાના જેટલી સરળતાથી તેમની લાઠીઓ ના ફરી. અમારા પગ જેટલી સરળતાથી તેમનાં શરીર ના ફર્યાં. ઝપાઝપીમાં બન્ને પક્ષે થોડી નુકસાની તો થઈ, પણ પરિ-

# દિવાળીમાં ફોડવામાં આવતી આતશબાજીમાં પણ વિજ્ઞાનનો જ ફાળો છે

## રોજિંદા જીવનમાં વિજ્ઞાનનો ફાળો-૪૩ ★ લેખક - ડૉ. નરસિંહ મૂળજીભાઈ શાહ

દિવાળીના તહેવારોમાં લોકો એ ઉત્સવનો ઉમંગ વ્યક્ત કરવા દારૂખાનું–આતશબાજી ફોડે છે. તેનું એ પર્વમાં એટલું મહત્ત્વનું સ્થાન બની ગયું છે, દારૂખાનું અને દિવાળી બંને એટલાં અવિભાજ્ય બની ગયાં છે કે બીજા કોઈ પર્વમાં તેને સ્થાન જ નથી. એ દારૂખાનામાંયે મોખરાનું સ્થાન ફટાકડાનું. ફટાકડા એટલે અવાજ સહિત ફૂટતી અને એ દરેક ધડાકે ફૂટતી એવી, બંદૂકની માફક ઠાંસીને દારૂ ભરેલી, સખત કાગળની નાની નળીઓ.

ઐતિહાસિક નજરે જોવા જઈએ તો ફટાકડા, દારૂખાનું કે આતશબાજી,–એ બધાંની શરૂઆત છેક ઇતિહાસની યે પહેલાંના–પ્રાગ્‌-ઐતિહાસિક-કાળથી ગણાવી શકાય. સુરોખાર અને કોલસાના ભૂકાને બરાબર મેળવીને માનવીએ શરૂઆતમાં ભડકો કર્યો હશે તેને આતશબાજીનું પ્રાથમિક સ્વરૂપ ગણાવી શકાય. ફટાકડાને અંગ્રેજી ભાષામાં ક્રૅકર કહેવામાં આવે છે. એ ક્રૅકર શબ્દ જર્મન શબ્દ ક્રેશેન એટલે ફૂટવું એ ઉપરથી આવેલો છે. ફટાકડા બનાવવાની કળામાં ચીનના લોકો નિષ્ણાત ગણાય છે અને ચીની ફટાકડા જગતભરમાં વખણાય છે. નવાઈની અને નોંધપાત્ર વાત એ છે કે ફટાકડા બનાવવાની કળામાં યાંત્રિક બળનો ઉપયોગ હજી ઘણો ઓછો થાય છે. મોટે ભાગે તે હસ્તોદ્યોગ–ગૃહઉદ્યોગ તરીકે જ ચલાવવામાં આવે છે.

ફટાકડા એવી ઘરઘરની વસ્તુ છે કે તેના પ્રકારોનું વર્ણન કરવાની જરૂર જ નથી. સૌથી ઝીણા લવીંગિયા, ને મોટા ટેટા; એની વચ્ચે પણ ઉત્તરોત્તર નાનામોટા કદના ઘણી જાતના ફટાકડા બજારમાં મળે છે. કદ નાનુંમોટું હોય પણ દરેકમાં વપરાતા પદાર્થો તો સરખા જ હોય છે. લવીંગિયા ફટાકડા તીણો અવાજ કાઢે છે, તો ટેટા ફૂટે ત્યારે જબ્બર અવાજ ઉત્પન્ન થાય છે.

ઉપર જણાવેલા પ્રારંભિક પદાર્થો સુરોખાર ને કોલસાના ભૂકા–પછી દારૂખાના માટે ધીમેધીમે વિવિધ પદાર્થો તેમાં વપરાવા લાગ્યા. ૧૩મી સદીમાં બર્થોલ્ડ શ્વાર્ટ્ઝ નામના માણસે બંદૂકની શોધ કરી, તેમાં દારૂ ઉપયોગી નીવડ્યો. દારૂ એટલે પોટાસ્યમ નાઇટ્રેટ, કોલસો અને ગંધકનું મિશ્રણ. પશ્ચિમના દેશોમાં દારૂની શોધનું માન રૉજર બેકનને (૧૨૧૪-૧૨૯૨) આપવામાં આવે છે. પણ ચીનાઓ તો તે અગાઉ ક્યારના દારૂની શોધ કરી ચૂક્યા હતા; અને ઈ. ૧૧૫૦માં તો ચીનાઓએ દારૂનો ઉપયોગ ફટાકડાની બનાવટમાં પણ કરવા માંડેલો. દારૂખાનાની બનાવટની એ કદાચ શરૂઆત ગણાય. એનો સિદ્ધાંત બંદૂક અને તોપ જેવો છે. બાળકો શોખથી હાથમાં 'પોટાશ' નાખીને ફોડે છે એ પણ તોપનું જ નાનું રૂપાંતર છે.

એ પછી તો યુદ્ધોમાં તોપ અને એવાં બીજાં સંહારક શસ્ત્રો જેમજેમ પ્રચલિત થતાં ગયાં તેમતેમ યુદ્ધમાં ઉપયોગી થાય એવા નવાનવા સ્ફોટક પદાર્થો પણ અસ્તિત્વમાં આવતા ગયા. પણ આ સ્ફોટક પદાર્થો નુકસાનકારક હોવાથી સામાન્ય ઉપયોગમાં તો સહીસલામત રીતે વાપરી ન શકાય, એટલે એ પદાર્થોમાંથી હળવાં પ્રમાણ લઈને આતશબાજી બનાવવાનું હાથ ધરવામાં આવ્યું જન્મદિવસો, રાજ્યારોહણો, યુદ્ધમાં વિજયના પ્રસંગો, કોઈ તહેવારની ઉજવણીમાં યા શુભ અવસરે, આનંદપ્રદર્શન અર્થે લોકોને મનોરંજન આપે એવું દારૂખાનું બનાવવાનું આ કાર્ય પ્રારંભમાં લશ્કરી સરંજામખાતાના જ એક વિભાગ તરીકે શરૂ થયું. તેમાં પહેલી શરૂઆત હવાઈઓથી થઈ. તેમાં દારૂ ઉપરાંત કેટલીકમાં બેરિયમ નાઈટ્રેટ અને લેડ નાઈટ્રેટ પણ ઉમેરવામાં આવે–છે. વળી એકદમ ચકચકિત અગ્નિનો દેખાવ કરવા ઍલ્યુમીનિયમનો ભૂકો પણ ઉમેરવામાં આવે છે. ઍન્ટીમની, આર્સેનિક યા ગંધક ઉમેરવાથી સફેદ રંગનો અગ્નિ પેદા થાય છે. આતશબાજીમાં જે જાતજાતના રંગ દેખાય છે તે પેદા કરવા વિધવિધ પદાર્થો ઉમેરવામાં આવે છે તેમાં લાલ રંગ માટે સોડિયમ નાઇટ્રેટ, લીલા રંગ માટે બેરિયમ નાઇટ્રેટ, પીળા માટે સોડિયમના ક્ષાર, વાદળી માટે કૉપર કાર્બોનેટ અને કૅલોમલ તથા ચળકાટ માટે મૅગ્નેસ્યમનો ભૂકો વપરાય છે.

બપોરિયાંની બનાવટ તો હવે સામાન્ય થઈ પડી છે. બપોરિયાં એટલે રંગીન પ્રકારાની દીવાસળી દીવાસળીનો ઉદ્યોગ બરાબર સ્થિર થયા પછી તેમાં બપોરિયાંનો ઉદ્યોગ પણ ખીલ્યો છે. તેની રંગબેરંગી જ્યોત માટે પણ ઉપર દર્શાવેલાં જુદાંજુદાં રસાયનો જ ઉમેરવામાં આવે છે. ફૂલઝરમાંથી જે તણખા ઝરે છે તે માટે તેની સળી પર ચોપડેલા પદાર્થમાં મૅગ્નેસ્યમ ને ઍલ્યુમીનિયમનો ભૂકો વપરાય છે. વીજળીના તાર પણ મૅગ્નેસ્યમ ધાતુમાંથી જ બનાવેલા હોય છે. મૅગ્નેસ્યમ બળે ત્યારે ખૂબ પ્રકાશ થાય છે. સળગાવવાના જે સાપ આવે છે, એ મર્ક્યુરી સલ્ફો સાયેનાઈડ હોય છે. એ પદાર્થને સળગાવવાથી ખૂબ રાખ પેદા થાય છે, એટલે તેની નાની ટકડીમાંથી પણ રાખની મોટી સળી બંધાતી જાય છે. તે સાપના આકાર જેવી હોય છે. પરંતુ એ પદાર્થ ઝેરી છે એટલે વાપરતાં સાવચેતી રાખવી. આમ, રસાયને આપણને આનંદપ્રમોદની આ આતશબાજીની ચીજો માટે પણ અનેક પદાર્થો આપ્યા છે.

## એક અનોખું અને અણમોલ પુસ્તક: શિલ્પ-પરિચય



હિંદી કલાનાં રૂપ ને રહસ્યદર્શનના આગ્રણી આવિષ્કારક તથા 'રૂપમ્'ના તંત્રી, વિખ્યાત કલાવિવેચક શ્રી અર્ધેન્દ્રકુમાર ગાંગુલીએ વિદ્યાર્થીઓ માટે તૈયાર કરેલા મૂળ બંગાળી ગ્રંથનો અનુવાદ સંખ્યાબંધ દૃષ્ટાંત-ચિત્રોથી ભરેલું આ પુસ્તક કલાના રૂપ-રહસ્યની શાસ્ત્રીય સમજણ આપીને રસ-દૃષ્ટિ ખીલવવા ઉપરાંત હિંદી કલાની સમજણના એક મહત્ત્વના અભ્યાસરૂપ બની રહેશે. કલારસિકો, રસદૃષ્ટિના અભ્યાસી વિદ્યાર્થીઓ, ચિત્રશિક્ષકો, માધ્યમિક શાળાઓ, પુસ્તકાલયો વગેરેને ઉપયોગી, ખીસ્સાખાય લખાણ સાથે લગભગ ૨૦૦ ચિત્રોથી ભરચક સમૃદ્ધ ગ્રંથ … પાની.
કિં રૂ. ૩ (રજિ. પોસ્ટેજ …)
કુમાર કાર્યાલય

# બાંધ ગઠરિયાં



સુરતમાં રૂવાળાનો ટેકરો જમનારણીના અખાડા માટે ખૂબ જાણીતો હતો. આ અખાડામાંના કંઈકંઈ કરતાદોએ નામ કાઢ્યાં હતાં. દંડ, મલખંભ, બનેટી ને કુસ્તી કરનારા ત્યાંના વ્યાયામવીરોને અમે ઘણીવાર જોવા જતા. એકવાર બે મલ્લે સાથે બેઠક શરૂ કરી. એક ત્રણેક હજાર કરી જઈ ગયો, અને બીજો અઢી હજારે ઠેં થઈ ગયો. એ જોવા અમે ગએલા. મલ્લના શરીરમાંથી પરસેવાની તો જાણે ધાર થતી!

એ અખાડો રફતે રફતે તૂટવા લાગ્યો. પણ રોજ સવારે સાડા પાંચ અને છની વચ્ચે હું એ ટેકરે જતો. મામાજીને ઊઠતાંવાર વહેલી સવારે ચા જોઈએ. એ માટે વહેલો ઊઠી, સંચો સળગાવી, પાણી મૂકી હું દૂધ લેવા જતો. ત્યાં તાજું દૂધ દોહી આપતા, એ લઈ આવી ચા કરી, પી, મોટે ભાગે હું પાછો સૂઈ જતો. વાંચવા બેસવા માટે મામાજી બૂમ પાડે તો વળી બેસીએ. શિયાળામાં સખત ટાઢ વાતી. મારા અક્ષરો ખરાબ, એ સુધારવા મામાજીએ એક નુસખો બતાવેલો. કહે કે શિયાળામાં સવારના પહોરમાં ઠંડા પાણીમાં હાથ બોળી કૉપી લખે તો અક્ષર સુધરે! એ પ્રમાણે આપણાં આંગળાં છ વાગ્યે ભરી પવાલીમાં બોળાતાં, અને અકડી ગએલા ટાંચા વડે કિત્તા પકડી કૉપી લખાવા માંડતી. આ બધી જહેમત પછી પણ અક્ષરો તો એવા મ્હોકાણ જેવા રહ્યા છે કે મારા પોતાના લખેલા અક્ષરો પણ હું ઘણી વાર વાંચી શકતો નથી!

બાબુભાઈ (હું) રોજ સવારે ઊઠીને તાજું દૂધ લેવા જાય છે એ જાણીને બીજા એક જણ પણ વળગ્યા: 'અમારું પણ લેતો આવને.' એટલે થઈ બે લોટી. એમાં નવનીતનાં બા પણ દાખલ થયાં. અને એક બે વાર કરતાં તો એનું દૂધ મારે અઠવાડિયામાં ત્રણચાર વાર લાવવાનું થયું. તે શરૂઆતમાં તો ઠીક છે; પણ અમારી નિશાળમાં ત્યારે કંઈ કોઈ સ્કાઉટિંગ શીખવતા નહિ, સ્વયંસેવકની એવી કોઈ ભાવના દિલમાં પ્રગટેલી નહિ, અને ઉપરાંત નવનીત સામે પુનઃ પુનઃ હું છેલ્લા પાંચમાં નંબર રાખું, એ પહેલા પાંચમાં નંબર રાખે; એનું રજિસ્ટર સારું, સ્વચ્છ; માસ્તર એને માટે 'ગુડ' લખે, આપણે માટે 'પ્રેટી ફેર' લખે;—એ મગજમાં પુનઃ પુનઃ એટલે એનું દૂધ લાવવામાં મારો તોબરો ચઢતો. પણ અકળાતો ચીડિયાં કાઢતો હું લાવતો તો ખરો, પણ બહુ બબડતો: 'એ મોટો હોશિયાર તે વહેલો ઊઠી વાંચે અને ઉપર નંબર રાખે, અને ઘર બેઠો આસ્થાથી ભોગવે; અને હું ટાઢમાં ઠૂંઠવાતો દૂધ લેવા જઉં!' મામાજી કહેતા કે 'એમાં તને ભાર શો પડે છે? આંટામાં આંટો.' પણ નંદુમાસી અને ચંદ્રીમાસી મારો પક્ષ લઈ લડતાં કે 'બરોબર છે, નવનીત ઊઠીને કેમ ન જાય? કંઈ નહિ તો વારાફરતી જાય.'



એક દિવસ મારો પિત્તો ગયો. ઘરમાંથી નીકળતાં, નવનીતની બાએ આપેલી લોટીમાં ચપટી મીઠું નાંખી લીધું અને તેમાં દૂધ લઈ એ આપી આવ્યો. અને કલાકમાં જ બૂમ પડી કે 'તમારા દૂધનું શું થયું?' અમે તો દૂધ ગરમ કરી, ચા બનાવી, પી, બારણા પરવારી બેઠા હતા. હું તો ડાહ્યોડમરો થઈ વાંચવા પણ બેસી ગયો હતો. ત્યાં દૂધ ફાટી જવાની વાત આવી અને પૂછપરછ શરૂ થઈ. પણ એકવાર જૂઠું બોલ્યા પછી કેં તેનું સાચું થઈ શકે છે? 'ના હું તો કંઈ જ જાણતો નથી.' બસ એક વાત પકડી તે પકડી: 'મને કશી જ ખબર નથી.' બધું પતી ગયા પછી માશીએ કહ્યું: 'હું જાણું ની! તારાં જ કારસ્તાન! મીઠું બીઠું નાખ્યું'તું? બોલ!' આપણે જવાબ ખાઈ ગયા. પણ તે દિવસથી બીજાનું દૂધ લાવવાની લપ ગઈ તે ગઈ. ખરેખર, મેં એ ઘણું ખોટું કામ કર્યું હતું. પણ.. પણ સાળી ચીડ ન ચડે?

ચાનું તો જાણે ઠીક, પણ વરસમહરમાં બીજાં કામ કરવાની ગમ્મત પડતી. જીવણ પટેલ પોતાની ગાડલી લઈને આવે ત્યારે પાછળ ગાડું આવ્યું જ સમજવું. પાંચ ગુણી ઘઉં ઉપરે માળે ઠાલવીને એ જાય. તે પછી પંદરેક દિવસ ઘઉં વીણવાનું ચાલે. એ વીણેલા ઘઉંના ઢગલામાં રમવા-કૂદવાની મજા પડતી. એ ઢગલો ખૂંદવા માટે એક દિવસ પણ મુકરર થતો. એટલે મારી ઓરડાનાં બારીબારણાં બંધ કરી, માથે ટુવાલ બાંધી, અમને ઘઉં ખૂંદવા બોલાવતાં. ઘઉંમાં રાખ નખાતી ને પછી ખૂંદતા. અને એમ રાખમાં રગદોળાએલા ઘઉં મોટી કોઠીઓમાં ભરી લેતા. તેમાં વચ્ચે વળી પારો નાખતા—થોડા થોડા પ્રમાણમાં. એ જ પ્રમાણે મણિકાઓમાં દિવેલ આવતું. તે વડે તુવેરની દાળ મોવતા અને તે પણ ભરી રાખતા. વાલની દાળ બહુ પંડાતી. અનાજ ભરવાના દિવસો પૂરા થતા કે ઓરડે છાણનાં લીંપણું થતાં. એમાં પણ ઓકળી પાડીને લીંપવાની કળા અજમાવવા અમે હાથ બગાડતા, પણ એમાં આખરે ભૂત પર લેપડા જેવું થતાં પાછા હાથ ધોઈ નાખતા.

પડોશમાં વાડો, ખુલ્લી જગ્યા, અને મોટી મુન્સિફની હવેલી. મામાજી અને ધેલાભાઈ મુન્સિફ એ વચમાળાની જમીનના ટુકડા માટે કોરટે ચડેલા. નાની કોરટમાં જીત્યા. મુન્સિફે ઉપલી કોરટમાં અપીલ કરી. એમ છેક હાઈકોર્ટ સુધી લડ્યા. અને મામાજીનો હક કાયમ રહ્યો. એ મુન્સિફના કુટુંબ સાથે આમ અમારે જમવા ખાવાનો વ્યવહાર ખરો, પણ કોરટ-દરબારે લડાઈ! ધેલાભાઈ મુન્સિફનો સૌથી નાનો છોકરો મારો દોસ્ત. ટેકરે સાથે રમેલા. અને સુરતમાં નાના હોઈએ ત્યારે ટેકરે કેમ બેસતા એનું કારણ તો સૌ કોઈ જાણે. એ કૃષ્ણલાલ મુન્સિફ મુંબાઈમાં પણ હોસ્ટેલમાં મારી સાથે. એ તો બરાબર; પણ પછી ૨૫ ૩૦ વરસે, નાનપણમાં એના પતંગની દોરી છાનામાના પકડી હશે કે શું, તે એના સજ્જરીના ટેબલ પર, એ છરી લઈને ઊભેલા એની સામે મારે સૂવા વારો આવેલો! એ ધારત તો વેર લેત, પણ જે હળવેથી એણે છરી ચલાવી એથી એના ઉપર મારો ભાવ વધી ગયો હતો!

એ મુન્સિફની હવેલીની બાજુનો રસ્તો સેતાન ફળિયા તરફ જાય. એ બાજુ પરભુના જતા વાયોડાંઓમાં જરસાણના પોદડા આગળ મોટે ભાગે 'વાડી' રહેતી અને અમારે મકે એ વાડી સુધા-

વાની. વાડી એટલે કાગળનાં ફૂલ, ગોટા વગેરેની બનાવેલી, નાના તાબુતને મળતી, ચારેક જણે ઉપાડેલી ચોરસ ફૂલવાડી. વચ્ચે એક પરી હોય તે દોરી ખેંચતાં સલામ કરે. મુન્સિફને ઓટલે ઊભા રહી, એની વાડી એ તરફ આવતી કે તરાપ મારી અમે વાડી લૂંટતા. અમારી દાનત પરી પર. એટલે પહેલો હાથ ત્યાં જ નાખતા, અને પરી હાથ આવી તો તે લઈ ખુશખુશ થતા ઘેર આવતા. વરઘોડામાં ચાલનાર છોકરાઓથી એમાં જરા પણ ભાગ ન લેવાય એવો કાયદો; છતાં કેટલાક ચોટ્ટાઓ વરઘોડો છોડી પહેલેથી ઓટલે આવી ઊભા રહેતા, તો અમે ખૂગરા જ મચાવી મૂકતા. એ ઓટલે સવારે હજામો બેસતા. મામાજીની ભાષામાં અમારે 'જટોડા' કપાવવાના હોય તો ત્યાં જઈ 'ભગત'ને પકડી લાવતા.

ઘેલાભાઈ મુન્સિફની હવેલીની બાજુના રસ્તા ઉપરથી, છલંગ મારની ચાલે ચાલતા 'કવિ' નીકળતા. અને હજી મારા ઘર તરફ પૂરા ન પહોંચે ત્યાં તો બારીએ ઊભેલા નવનીત મહેતાને ઈશારત કરતા. પછી બંને દોસ્તો નવનીતને ઓટલે બેસતા યા ફરવા જતા. નવનીત એને 'કવિ' કહે, અને મને ઝાંઝ ચઢે! અટક દવે, નામ જ્યોતીન્દ્ર, અને કવિ કયા હિસાબે? બંને જણ સાર્વજનિક હાઈસ્કૂલમાં ભણે, હોશિયારમાં ગણાય, ને ઠાવકાઈથી વર્તે. દવેનો સગો મંગેશ પાઠકજી મારો દોસ્ત, અને મંગેશને ઓટલે પણ એ બધાની બેઠક, એટલે ત્યાં અમારો ભેટો થઈ જતો. પણ અદેખાઈનો બળેલો હું! કવિ સાથે મેં દોસ્તી ન બાંધી તે ન જ બાંધી.

પછી તો નવનીત અને હું બે સારા દોસ્તો થઈ ગયા હતા. મહોલ્લામાં અમે એક નાની ક્રિકેટ ક્લબ પણ કાઢેલી. પણ એમાંયે 'કવિ' નહિ. નવનીત ત્યારે મને ભલા સ્વભાવનો અને ખૂબ મહેનતુ દોસ્ત લાગ્યો, અને પછી તો દોસ્તી પણ ગાઢી થઈ. પણ જ્યારે એ વાતવાતમાં 'કવિએ બે ત્રણ સરસ શાર્દૂલવિક્રીડિત લખ્યા છે' એમ કહેતો ત્યારે પાછો મારો પિત્તો ઊછળી આવતો. પણ એ દાઝ મનમાં જ ગાવતો અને કવિ ઉપર દાઢ રાખતો. એને જ્યોતીન્દ્રના નામે હું બોલાવું જ નહિ 'નવનીતનો દોસ્ત' કહું. મૂળ વાતે અદેખાઈ. એક તો એને સંસ્કૃત સારું આવડે. અઠવાડિયામાં એક વખત એવા પાંચ દસ જણા એકઠા થઈને સંસ્કૃતમાં જ સભા ચલાવે! (એમાં મારી સાથે એક અનંત હરિકૃષ્ણ દવે ભણતો, તે તો સંસ્કૃતનો ખાં. ફૂટે એમ સંસ્કૃત બોલે!) એક એ, અને બીજું એને 'કવિ' કહેતા પણ અદેખાઈનું કંઈ ઓસડ છે?

પણ અમારી નિશાળની ચોકડી તો જુદી જ હતી: ઠાકોર એસ. ઠાકોર, દુર્લભરામ વખારિયા અને રણજીત રાયજી. ઠાકોર અમારી ક્રિકેટ ટીમનો કૅપ્ટન, સીધા રસ્તાનો છોકરો, થીઑસૉફીનો રસિક અને ભણવામાં હોશિયાર. વખારિયા વેપારી, ખાનદાન, લહેરી. પાસ થવાય તો ઠીક છે, નહિ તો હરીચ્છા! રણજીત બટકો, ચતુર, તોફાન કરે એ અને નામ બીજાનું આવે એવો. પણ અમારો જિગરજાન. અમે ચારે, અઠવાડિયે એક વાર કોઈ કોઈને ઘેર,—મોટે ભાગે વખારિયાને ઘેર—ભૂસું ખાવા જઈએ. વખારિયા ત્યારે પરણેલા; અને ઘરમાં રાજ. રેશમની વખાર; મુગટા-અબોટિયાનો પાર નહિ. ત્યાં ભૂસાને બદલે ભજિયાં-પાતરાં પણ થઈ જતાં.

આ ઉપરાંત રણજીતનો દોસ્ત,- અને પછી અમારો પણ દોસ્ત થઈ ગએલો-રણધીર દેસાઈ ભળ્યો. એને અમે પાપાભાઈ કહેતા. એ યૂનિયન હાઈસ્કૂલમાં ભણે.

અમે સાથે મળી ઘણાં તોફાનો કર્યાં, અને વખારિયાની ડૉક-કાર્ટમાં રખડપટ્ટી પણ ઘણી કીધી. એક દિવસ, બસ કંઈ નજીવા કારણે,(પણ એ તો આજે નજીવું. ત્યારે તો જાણે ડુંગર તૂટી પડ્યો હોય એવું લાગ્યું હશે) બસ મેં આપઘાત કરવાનો વિચાર કીધો! ત્યારે 'કલાપી' વાંચતા, અને મરી જવું જોઈએ, યા મરવાનો વિચાર કરવો જોઈએ એ ભૂત કે ભૂત મગજમાં ભરાઈ બેઠેલું. કારણ? ન્યાતની એક અલપઝલપ જોએલી છોકરીને મનથી હું વહુ માની બેઠો! કોઈએ એનાં રૂપગુણની વારંવાર મારી આગળ તારીફ કીધી એટલે લેવા-દેવા વિના આપણે મનથી પ્રેમી બની ચોપડીને પૂંઠે, નિશાળની બારીઓ પર, 'જ્યાં જ્યાં નજર મારી ઠરે ત્યાં ત્યાં' એનું નામ લખી બેઠા! રણજીત મજાક કરવામાં બાકી ન રાખતો- 'અલ્યા તેં બરાબર જોઈ નથી. એને તું મળ્યો નથી, અને આ તે કઈ જાતની ઘેલછા!' પણ વખારિયા બહુ સમભાવ બતાવતા, અને મને પંપાળતા-પોષતા. ઠાકોર અને પાપાભાઈ બેદરકાર હતા.

એટલામાં કોઈએ ખબર આપ્યા કે એના વિવાહ બીજે ઠેકાણે થઈ ગયા. બસ; નવલકથાઓ વાંચેલી, તેના વિરહની વ્યથાનાં વર્ણનો યાદ આવ્યાં! કારણ પૂરતું હતું. બે ત્રણ દિવસ રડવા જેવું મોઢું રહ્યું. દિવસ નક્કી કર્યો ને વખારિયાને ચિઠ્ઠી લખી. તાપીના પૂલ પર જતાં અગાઉ રણજીતને પણ 'છેલ્લોવેલ્લો' મળવા ગયો. અને પછી ચાલ્યો:

'હું જાઉં છું, હું જાઉં છું ત્યાં આવશો કોઈ નહિ!'
સૌ સૌ દીવાલો...'

અરે દીવાલ કોના બાપની! જો ભાઇસાહેબ ચાલ્યા! ક્યાં? એમ ને એમ આપઘાત કરું તો એમાં મજા શી? અને પાછી આપઘાત તો કરવો જ પડે! ઊંડે ઊંડે એની દહેશત તો ખરી જ ને-કોઈને કહીએ નહિ, અને કોઈ બચાવવા ન આવે તો પછી ભુસકો મારવો જ પડે! અને ભુસકો ન મારીએ અને આપઘાત 'પોસ્ટપોન' કરીએ તો ભોંઠા પડીએ! એટલે બે જણને કાને વાત નાખી 'બરાબર' નીકળી પડ્યો! ગોપીપુરા વટાવી, વણંદાવાડને રસ્તે નિશાળ પાસે થઈ, 'દેવદાસ' કિલ્લાના મેદાનમાં આવ્યો; અને ત્યાંથી ધીમેધીમે પૂલની વચ્ચે જઈ કઠેડા ઉપરથી નીચે નદી જોતો ઊભો રહ્યો. કલાકેક થઈ ગયો હશે; અંધારું પણ ખાસ્સું થઈ ગયું; ત્યારે રણજીત અને વખારિયા આવ્યા. પાછળ ઠાકોર અને પાપાભાઈ ધીમેધીમે આવતા હતા.



'ચાલો હવે' એમ વખારિયાએ કહ્યું. હું પણ એ વાત જ કોઈ સંબોધનની રાહ જોતો હતો. ને અમે પાછા વળ્યા! મારી કલ્પનામાં તો હતું કે બધા મને ખૂબ જ વીનવશે, અને હું 'ના' 'ના' કરીશ, અને પછી લાંબે કાળે માનીશ પણ એ તરંગો તો ઠેકાણે જ રહી ગયા. એમ કરવા જતે તો કદાચ આખી રાત પૂલ ઉપર જ ઊભા રહેવું પડતે, અને માથું કુટાણી નીચી મૂંડીએ એકલા ઘર ભેગા થવું પડતે! એના કરતાં આ ઠીક છે. રસ્તે પાપો અને ઠાકોર ચાબખા મારી કહે: 'એ તો વળી દુર્લભભાઈ! અમે તો આવત જ નહિ.' અને દુર્લભભાઈ ભલા, ઉદાર, અને માયાળુ. તે બધાને ચૂપ રહેવા કહે: 'હવે એની ચર્ચા નહિ.' પણ રણજીતે છૂટા પડતી વખતે કહ્યું, 'એ તો મને કહેવા આવ્યો ત્યારે જ જાણતો હતો કે નાટક છે. એમ કંઈ કોઈ આપઘાત કરતા હશે? પણ આપણે એમાં ભાગ તો લેવો જોઈએ ને?'

'અંબા રે મા તારું દર્શન દુર્લભ, દર્શનથી દુઃખ ભાગે છે.
સુરત શહેરના ધી આ ફળિયામાં અંબા રે મા તું બિરાજે છે.'

અંબાજીને ચકલે અમે રહેતા. મારા દાદાના ઘરની નાની ગલીની બરાબર સામે અંબાજીનું મંદિર. નિશાળમાં અધ્યાપક શિક્ષકોએ કવિતા શીખવેલી, પણ છંદ તો એક પણ નહોતો શીખવ્યો. હરિગીતની ચાલ અનાયાસે પકડી લીધેલી, એટલું જ. પણ છંદની ખૂબી, છંદોના જુદાજુદા ઢાળ, ઝૂલણા, સવૈયા, દોહરા ચોપાઇ લાવણી વગેરે ગાવાની લત તો અંબામાતાએ જ શીખવી.

અને અંબા માતાએ રસિક દૃષ્ટિથી નિહાળવાનું પણ શીખવ્યું. નવરાત્રિ આવે ત્યારે સુરતનું ભાવિક લોક માતાને મંદિરે દર્શન કરવા આવે. અમારા બારણા આગળથી સેતાન ફળિયા, નાગર ફળિયા, બાલાજી રોડ અને ગોપીપુરાની પેલી પારની નગણી સ્ત્રીઓ આવે અને જાય. બેત્રણ નવરાત્રિઓ જોયા પછી નવે દા'ડા નવ જુદાજુદા રંગના સાળુ પહેરનારીઓની યાદી પણ અમારી પાસે થઇ ગઇ હતી. સાડી પહેરવાની ઢબછબ ઉપરથી અમુક સવારી ચોક્કસ મહોલ્લામાંથી જ સરકી આવેલી છે એ પણ કળી શકાતું. સાંજના પાંચથી સાતમાં આવનજાવન ભારે રહેતી. તેમ પાંચમ છઠ પછી ભીડ પણ વધી જતી. અમે નિશાળેથી આવી મોં-ભો ધોઇ એટલે બેઠક જમાવતા. ચારેક વાગ્યે દરેક ઘરમાંથી રસ્તા પર પાણી છંટાતું, માળે છત પર હાંડીઓ ટીંગાવાતી અને ઓટલે ગાદીતકિયા પથરાતા. મામાજી પણ બેસતા. એમના ઓળખીતા દર્શન કરવા નીકળતા, ને પાછા આવતાં પાંચદસ મિનિટ બેસતા અમે ઓટલાને બીજે ખૂણે અડ્ડો જમાવતા અને જતા-આવતાને બારીકીથી જોતા.

લોકોની આવજા સ્ત્રીઓથી વધારે શોભતી. પટાનો સાળુ, ભાતભાતની છાપનાં છાયલ, ઘેરાં-ખુલ્લાં ગવન, ભરીભરી ચન્દ્રકળા, રેશમીરંગી લ્હેરિયાં ને ક્વચિત રેશમી ધુપછાંવ ફરફરી રહેતાં. પણ સાડી ગમે તેવી હોય, એને દીપાવી મૂકવાનો આધાર પહેરનારની ઢબ પર છે. પહેરતાં આવડતી હોય તો ગમે તેવી સાડી ઝલઝલાને પણ દીપાવી દે છે. બાકી બસો રૂપિયાની સુંદર સાડીઓ લબાચાની માફક લપેટનાર પણ જોયાં છે. ના, અહીં કંઈ એવા લગનના ઠાઠ નહોતા. સામાન્ય ભારની સાડીઓ પસંદ કરાતી. પણ જે કરતાં પહેરનારાં છે, તેઓ તો રૈયત તરી જ આવતાં. ત્યારે કેટ ઓપરીની પહેરાએલી સાડી 'ફૅશનેબલ' ગણાતી, ગજિયા બાંયનાં બ્લાઉઝ અપટુડેટ ગનાતાં.

ઓઢણીનો રિવાજ સારા પ્રમાણમાં પ્રચલિત હતો. ફરાક ક્યાંક ક્યાંક દેખાતાં. પણ ઓઢણી જ શોભતી,—આકર્ષક લાગતી; અને એમાંયે ફરફરાક રંગિયામણાં રંગમાં તો છોકરીઓ સોહામણી લાગતી.

માથે એ ઢવાનો રિવાજ સારા પ્રમાણમાં હતો, છતાં કેટલાકની વાળ ઓળવાની રીત જોવા મળતી. સુચ્ચા પાડવાની પ્રથા નાબૂદ થઈ ગઈ હતી. ચોટિયા વાળ ઓળાતા અને અંબા વચાકે કાન થોડાઘોડા ઢંકાતા તે સુંદર લાગતા. 'બૉબ્ડ-હૅર'નો તો પત્તો જ નહોતો. કોઈક છૂટી લટ રહેતી અંબોડા તો વિધવિધ પ્રકારના વળાતા. ખાસ કરીને ચાર લટનો, ફેરો ભેરવીને નાગપાશનો અંબોડો જ્યારે એટલો જ મિત્તાકર્ષક મનાતો.

મોટે ભાગે બધી જ સ્ત્રીઓ ધીમેધીમે મલાવતી ચાલતી; કોઈક જ ઉતાવળથી ચાલતી. ઉતાવળ તો કેમને જ નહોતી. બહુ સામે કોઇ મળ્યું તો 'કેમ છો' 'દેખાતાં નથી' 'આવજો'માં વાતો થયા કરતાં. કોઇ વળી હાથમાં રૂમાલ લઈ દર્શને જતી, ને પાછા ફરતાં એમાં પ્રસાદનું શ્રીફળ, ચા, સાકરિયા, કોપરાશ્રીફળ કે એવું બાંધતી જતી. અજવાળાં ઓછાં થતાં, હાંડીઓમાં દીવા થતા, ગલ્લીઓ ઝગઝગી ઊઠતો રસ્તો રસભર્યો લાગતો. આનંદની સુરખી પથરાએલી લાગતી.

જુવાન પુરુષો પણ ગાંજ્યા જાય એવા નહોતા. બાંકેલાલ કૅમ્બ્રીજ કે હંગેરિયન કૅપ શિફતથી પહેરતા; માથે જરા ટેડી પણ રાખતા; અને ડગલાના છાતી પરના ગજવામાંથી રૂમાલને ખારસો ડોકાવતા. એ તો ઠીક, પણ ખરી ખૂબી તો ધોતિયામાં બતાવતા. પાટલી એવી રીતે રાખતા, કે જરા ફરફરાટી આવે તો ધોતિયાના પાલવમાં પવન ભરાતાં પાછળ ફુગ્ગો ફુલાવતા ચાલતા. એમાં પણ જાતજાતના લોક જોવા મળતા. એમની ચાલ, એમની ઢબ, એમની ખાસિયતો, એમની ટેસી, રસિયારી, એ બધું જોવાની મઝા આવતી.

રાતે અંબામાતાના ચોકમાં ગરબા ગવાતા, એ મોડી રાતે ઘરમાં સૂતાંસૂતાં પણ સંભળાતા. ગરબાની જરાક વાત નીકળતી કે મામાજી ખીલતા. એમને આ આજકાલના ગરબામાં બહુ રસ કે ઝમક ન જણાતાં: 'અરે, ગરબા તો રાધાના. છેક વડોદરેથી લોક ગરબા સાંભળવા આવે. રાધા એટલે શું? છેક ગઇ કાલ સુધી એ ગાતી હતી. લગનસરા હોય અને માંડવે રાધાનો ગરબો ન કરાવે તો લગન ફોક સમજવાં! હજારો માણસ એક ચિત્તે સાંભળે. કંઠ પણ તેવો; અને ગવડાવવાની ખૂબી પણ એની જ. એની પછી એની છોકરી કોઈકોઇ વાર ગવડાવતી, પણ કુસ' છોકરીમાં દેખાવ હતો, પણ ગરબાનો ઉઠાવ નહોતો. રાધા તો નામ જ કરી ગઈ.'

આ રાધા વિષે મેં ઘણી વાર સાંભળ્યું હતું, ઘણાને મોંએ એનાં વખાણ સાંભળ્યાં હતાં, પણ એની આથી વધારે હકીકત મારા ધ્યાનમાં નથી. મેં તો એને જોઈ કે સાંભળી નહોતી, પણ મામાજી જે ચિત્ર ખડું કરતા તે ઉપરથી અલૌકિક કંઠની, નાજુક બદનની, ગરબે ઘૂમનારી એ ગોરી 'ગઢે મલપતી નાર' હોવી જોઇએ, એ ચોક્કસ.

જ્યોતીન્દ્ર દવેને-પેલા 'કવિને'-તો સુરતમાં આગતેમ જોયા હતા ખરા, ને એના પર મને દાઝ પણ ખૂબ ચડતી; પણ મનસુખલાલ મહેતા, મારા કરતાં થોડાં જ વર્ષો અગાઉ નજીકના મહોલ્લાના રહેવાસી, છતા એમનો સારેમાઠે પ્રસંગે પણ ભેટો થયેલો નહિ. બહુ મોડી દોસ્તી થઈ. હમણાં—૧૯૪૮માં આ લખાણ એમને જરા વાંચવા આપ્યું, એટલે રાધાની વાત આવતાં એમણે લખાણના હાંસિયામાં લાલ પેન્સિલે જતજતનાં ટાચણો કરી લીટા એવી કાઢયા. એમા એમનો ફરફરાટ સ્પષ્ટ દેખાઈ આવતો હતો.

એમણે રાધાને જોઈ હતી, સાંભળી હતી. અને મામાજીના મત સાથે એ પણ મળ્યા. દેખાવ કંઈ એવો નહિ, પણ અવાજ તો ઓ-હો-હો! આ 'ઓ-હો' બોલ અમારા 'નવાબ'નો,—એટલે કે મનુભાઇનો. (મનસુખલાલનું ફુલાયું-મિત્રોમાં જાણીતું નામ મનુભાઇ.) એ 'નવાબ' કેમ થયા એ લખવામાં જો અહીં ઊતરવા તો રાધા રીસાઈ જવાની, એટલે આગળ જ ચાલીએ. મનુભાઈ તો કહે છે કે રાધા પોતાની એક નાનકડી ટોળી જ રાખતી, ને જ્યાં ગરબો ગાવા જતી ત્યાં એ ટોળી ગરબામાં ભળી જતી. એટલે ભલભલા ગરબો ખીલી ઊઠતો. રાધાનો કંઠ, અને પછી એનો ઉપાડ; આખીની મોડી રાત એટલે નિરાંત અને શાંતિ; હવામાં સાકરની જ મિઠાશ.

પણ તમે કહેશો કે અહીં મનુભાઇને ક્યાં ઝારેવા [illegible] બેસાડ્યા એમ, કે એના પર મને અદેખાઈ આવે છે. શું ખોટું છે? રાધાને એમણે જોઈ-સાંભળી એ તો સમજ્યા, પણ એ જમાને તો રાધા જ્યારે ગાતી ત્યારે વગમાં હરીફો નિયમ પણ બગાડ્યું હતું અને તે એક વાર નહિ;-મનુભાઈ છાતી ફુલાવીને કહે છે કે ઘણી વાર એમાંનો એકે સુભગ પ્રસંગ જોવાનું મારા નસીબમાં નહિ.

૧૯૦૫થી ૧૯૨૫ સુધી—એક સળંગ પીઢી—એમણે એની રીતે

ગરબાઓના જલસામાં ઠેકઠેકાણે પેટી વગાડી હતી. છેલ્લી સાહિત્ય પરિષદ વખતે વનિતાવિશ્રામના કૉમ્પાઉન્ડમાં વગાડી એમણે એ કામમાંથી નિવૃત્તિ લીધી. એનું નામ લે શોખ ગરબા પ્રત્યેના એમના પ્રફુલ્લિત થએલા રસનું કારણ હવે સહેજે સમજી શકાશે.

નવરાત્રિની આઠમને દિવસે મેળો જ ભરાતો. ત્રણચાર વાગ્યાથી ખાવાનાંવાળા, રમકડાંવાળા અને 'કાશીકા ઘે ઘાટ દેખો', 'બંબઇકા ગે શહેર દેખો' કરી પૈસો પૈસો લઈ બૂંગળામાંના કાચમાંથી મોટા કદનાં ચિત્રો બતાવનારાવાળા એકઠા થઇ જતા. તે દિવસે રસ્તે ભારે ધમાલ રહેતી, વાહનવ્યવહાર બંધ જેવો થઇ જતો, અને મોડી રાત સુધી 'અંબે માતકી જે' સંભળાયા કરતી. પણ છઠ સાતમ અને નોમ એ ત્રણ દિવસ તો મંદિરમાં રાત્રે મંડળી જામતી:

'અમીચંદ કહે છંદ બનાવી મેં માજીની કીધી પૂજા.'

એ માજીના ખરા ભક્ત અમીચંદ છંદ ગાવા આવતા. પોતે પોતાના બનાવેલા છંદો ગાતા, અને ત્રણ દિવસ ચંડીપાઠ લલકારતા.

સને ૧૮૪૮ ૪૯ માં એમનો જન્મ અમારા ઘરની પાછલી શેરી આમલીરાનમાં થયો હતો, અને ત્યાં જ રહેતા. છેક ૯૩ વર્ષની ઉંમરે ગુજર્યા, અને અવસાન પામવાના વર્ષ સુધી, સતત ૬૦ વરસ એમણે એક પણ અપવાદ સિવાય દર સાલ માતાજીની સામે છંદ તથા ચંડીપાઠ ગાયા છે. સિત્તેરની આસપાસ તો મેં એમને જોયા હતા, અને લગભગ દરેક વરસ—એટલે કે એ સાઠની આસપાસ હશે ત્યારથી—એમના છંદ સાંભળ્યા છે. ચમત્કારની વાતો તો એમને માટે ઘણી સાંભળી હતી. અને લોક કહેતા કે એમને માજીએ દર્શન આપ્યાં હતાં. એ તો જે હોય તે ખરું, પણ એ સામાન્ય વ્યક્તિ નહોતા જ એમ તો કહેવું જોઇએ. જેને આપણે 'ઇન્સ્પાયર્ડ' કહીએ એવા તો એ હતા જ. માતાજીમાં એમને અપૂર્વ શ્રદ્ધા હતી ને અનન્યભક્તિથી એ સેવા કરતા. ધંધે ઝવેરી. પોતાનો કસબ જાતમહેનતથી શીખેલા, અને પોતાનાં ઘરને સરાણ બનાવડાવી એ જ હીરાને પહેલ પાડવાનું કામ કરતા.

પણ અમારે મન તો અમીચંદ એટલે માતાજીના અનન્ય ભગત. છઠ સાતમ અને (આઠમે બહુ ભીડ રહેવાથી) નોમ, એમ ત્રણ દિવસ એ છંદ ગાવા આવતા. અમે જમી પરવારી મામાજીની સાથે માતાજી આગળ જઈ બેસતા. આમ તો જગ્યાની પડાપડી, પણ ગણપતિશંકર અગારી જગ્યા કરાવી આપતા. પછી છંદ શરૂ થતા. પહેલાં તો બીજાઓ લલકારે. એક જણ ગાય અને બીજા ઝીલે. જાતજાતના છંદ ગવાય. વાતાવરણ સરસ જામે એટલામાં અમીચંદ આવવાની બહાર બૂમ પડે. એવો જ માજીનો જયકાર બોલાય. અને અમીચંદ પધારે. બધા ઊભા થઈ જાય. પોતે બરાબર માજી સામે બેસે, પ્રણામ કરે, ધ્યાન કરે, બધે ખૂબ જ શાંતિ છવાય. અને પછી સ્વચ્છ સુંદર અવાજે ગાવાનું શરૂ કરે. માજીના શણગાર, માજીનો થાળ, સુરત પર જળદેવનો કેર, માજીની આરતી વગેરે છંદો ગાયા પછી ચંડીપાઠ ઉપાડે. એમાંના કેટલાક છંદો તો પોતે એકલા જ બોલી જાય. બીજાથી ઝીલી જ ન શકાય એવા અટપટા, પણ સુંદર શબ્દચાતુર્યવાળા, ગહન અર્થવાળા, ભક્તિરસથી ભરપૂર વરસોથી સાંભળતા આવતા એટલે મામાજીને અને તેમ બીજા ઘણાને તો એ લગભગ બધા જ મોઢે.

એમાં માજી દૈત્યો મારવા જતા ત્યારે, કવિ ભગત જે વીરરસના છંદો લલકારતા તેનો રણકાર હજી આજે મારા કાનમાં ગાજી રહેલ છે. શુંભ-નિશુંભ બે દૈત્ય બળિયા, ધુમ્રલોચન અને રક્તબીજની કથા, ચંડ મુંડની વાતો અને એમની સાથેના માજીના યુદ્ધનાં વર્ણન આપણાં રૂવાં ઊભા કરી નાંખે. એમાંવળી રણશીંગડાંના વર્ણન આવે:

'માજી નાગડધિન્ નાગડધિન્ વાજાં બાજી રહ્યા સૌ સાથે.'

જમીન પર દૈત્યનું લોહીનું ટીપું પડતા તેમાંથી સો દૈત્ય ઊભા થાય; પછી એમાંથી બચવા માજી કેવી યુક્તિ રચે છે, નવચંડીનું રૂપ ધારણ કરી કોપે છે, વિકરાળ સ્વરૂપે ફરે છે, ગગન ગજવતી રહે છે, હાથમાં ખપ્પર છે, દૈત્યોના રૂંઢની માળા પહેરી માજી રણે ચડે છે, રણચંડી બની દૈત્યનો શિરચ્છેદ કરી નીગળતું લોહી પોતાની જીભ પર લઈ લે છે, અને દૈત્યોનો—અસુરોનો સંહાર કરી શાંતિ સ્થાપે છે. માજીની શક્તિનો એ પરચો, મહામાયાનું સ્વરૂપ, મહાયુદ્ધનું વર્ણન, વીર અને અદ્ભુત રસનું એ આસ્વાદન કોઇ છટાદાર બાનીમાં, હૃદયંગમ અદાથી—અને હું માનું છું કે કોઈ દિવ્ય શક્તિથી—પ્રેરાઇ જ એ કરતા, એ દૃશ્ય હજી મારી નજર સામે ખડું છે. એમની તેજસ્વી આંખો, સૌમ્ય મુદ્રા અને છંદના લલકાર, હજી સ્મરણમાંથી ખસ્યા જ નથી.

માજીની કૃપા ઉપરાંત સરસ્વતીની પણ એમના પર કૃપા હોવી જ જોઇએ. કવિતાનું છંદનું આસ્વાદન મેં ત્યાં જ પ્રમાણ્યું. જાતજાતના છંદ મગજમાં ઘૂમવા માંડયા. એ માટે અમીચંદનો ઉપકાર માનું કે માજીની કૃપા?

એમનો એક અધર છંદ તો હજી મને યાદ છે. એ ગાતાં હોઠે હોઠ અડકે નહિ એવી એની શબ્દરચનાની ખૂબી છે.

'અધર છંદ ગાતા આનંદે, આજ લાજ રાખ સરસની.
અરજ કરી શિર ચરણે ધરતે, સંતન કે કારજ કરની'

આખો છંદ તો લગભગ ચાળીસ લીટીનો લાંબો છે. પણ સાંભળવા જેવો છે. એમાં એક પણ ઓષ્ઠસ્થાની શબ્દ આવતો જ નથી.

આ છંદ સાંભળવાથી પિંગળનું જે જ્ઞાન મને મળ્યું એના દશમા ભાગનું પણ નિશાળમાં નહોતું મળ્યું. એ તો આ સદીના બીજા દાયકાની વાત. આજે આ સદીના પાંચમા દાયકામાં પણ મળે છે?

એમ નવરાતર યા નોરતાં પૂરાં થતાં. દશેરાએ શમીના ઝાડ આગળ મેળો થતો. અને પછી દીવાળીની તૈયારીઓ શરૂ થતી.

નવરાતર ન હોય તોયે અમે તો લગભગ રોજ અંબામાતાને મંદિરે એક વાર દર્શન કરવા જતા. લોક દૂર દૂરથી આવે તો અમે નજીક રહેનારા શા માટે ન જઈએ? ત્યાંનાં પગથિયાં ઊતરતાં જ એક ઓટલો હતો. ત્યાં એક મિનિટ પણ બેસીને જ ઘેર પાછા જવાનો રિવાજ હતો. અમે પણ તે પ્રમાણે કરતા.

અહીં ઘણા લોક મળતા. મારા વર્ગમાં ભણનારા દોસ્તો પણ મળતા. એમ એક દોસ્તના કુટુંબની એક છોકરી મને અહીં મળી. અવારનવાર મળતી; અને જ્યારે મળતી ત્યારે પરસાદનું ટોપરું વહેંચી અમે ખાતાં, ઓટલે બેસી ગપ્પાં હાંકતાં, અને ઘેર જતાં. નાની, સ્વચ્છ, ડાહી, દેખાવડી, ખૂબ જ સ્ફૂર્તિવાળી, એ ચણિયો-ચોળી પહેરી આવતી અને અમારી દોસ્તી ઠીક ઠીક વધતી. ઝડપઝડપ ચાલતી અમારા ઘર આગળ થઇને નિશાળે જતી ત્યારે પણ કદીકદી પાણી પીવા ચડી આવતી. ત્યારે કંઇ છોકરા છોકરીઓને સાથે ભણવાનો ચાલ નહોતો. એ ભણતી કન્યાશાળામાં એનું નામ પ્રિયંવદા.

વાડી ફળિયાના નાકા પરના માતાના ઘરમાં ન્યાતનું સાજનું મળતું. સાજનું એટલે પંચ. જમી પરવારીને ધીમે ધીમે બધા આસપાસને ઓટલે એકઠા થાય, અને ગુસપુસ ગુસપુસ કર્યા કરે. દરેકના મોં પર જુઓ તો ભારે ગંભીરતા, અને માથે આખી દુનિયાનો ભાર. પંચ મળતાં વિશ્વામિત્રે નવી સૃષ્ટિ રચવા માંડેલી, એવું કંઈ કરી નાંખશે એવો ડોળ. ખાસ સ્પેશ્યલમાં મુંબાઇથી પટેલિયાઓ આવતા. તે મુંબાઈવાળા કહેવાતા. રાતના બબ્બે વાગ્યા સુધી પંચની બેઠક જામતી. ઠીકઠીક લોક ભરાય એટલે કોઈ ટચાકખોર ગોરાણીને ટહુકો કરે: 'હવે કયા રાયજગની રાહ જોવાય છે? (અનુ૦ પૃ૦ ૪૦૨)



# પચ્ચીસ વર્ષ પહેલાં



## અંક ૨૩ કારતક ૧૯૮૨ (નવેમ્બર ૧૯૨૫)

**પ**હેલા પાના ઉપર એ વેળા નિયમિત આવતા શ્રી દેશળજી પરમારનાં નાના ભાવનાલેખોના સરસ નમૂનારૂપ આ અંકમાંનો 'નૂતનશ્રી' લેખ, બેસતા વર્ષના આ પ્રસંગે ઉચિત પણ જણાશે :

"ભયંકર ગાજવીજ, ઉન્મત્ત તોફાન અને મૂશળધાર વરસાદ પછી પ્રશાન્ત ઉઘાડ નીકળે છે, ભયાનક સ્વપ્નો અને ઉદ્વેગ-ચિંતાઓભરી ભીષણ કાળરાત્રી પછી પ્રકાશનું રંગીન પ્રભાત ફૂટે છે, એ વેળા અંતરમાં કેવી પ્રફુલ્લતા ને આશા પ્રગટે છે !

પાનખરના ભૂખરમાં ખરડાઈ ગએલી વનસ્પતિ ફૂટડી વસંતની પહેલી જ નજરે પાંગરવા માંડે છે. ઠંડવાઈ બીડેલાં પંખીઓના કંઠ ખુલી જાય છે અને વાતાવરણમાં ચેતન ચડે છે.

વિનાશક દુકાળ, જીવલેણ રોગચાળા, યુદ્ધના પ્રલય કે અનેક મુશ્કેલીઓ અને ખોટહાનિઓ, વચ્ચે આખું યે વરસ ઉપરું વીત્યુ હોય છતાં નવા વર્ષનું અરુણદર્શન જગતભર અપૂર્વ મોદ ઉપજાવે છે.

એવી એ કયી વરદાયિની શક્તિ છે જે એ શાતાના શેરડા પાડે છે, વાસંતી નવપલ્લવતા લાવે છે ને અંતરતર મોદ ઉપજાવે છે? નૂતનશ્રી. શોકાડંબરમાંથી એ શ્રદ્ધા જન્માવે છે, આંસુના ઓટ કરી આશાનો જુવાળ ચડે છે; કાળના જખ્મો રૂઝવી સાન્ત્વન અર્પે છે.

માતાની ગોદમાં ને બાળકના ગાલમાં, ગરીબની રાબમાં ને અનાથની ભૂખમાં, અવનવ માધુરી એ રેડે છે. પ્રતિપલ એની વિરાટ કાયા સંસારનું પ્રાણચક્ર ચલાવી રહી છે. એનું પગલું પડે ને સૃષ્ટિ પલટાઈ જાય છે; એની મીટ મંડાય ને વાતાવરણ રંગાઈ જાય છે. આશાની એ યોગિની છે, આનંદની અધિષ્ઠાત્રી છે, ચેતનાની દેવી છે. . . . રે, જગતઆંખોની એ સંજીવની છે"

**સા**ચી કલાની કદર પીછવા માટેની ધગશ પ્રગટાવવાનું અને નજર કેળવવાનું જે કામ પા સદીથી 'કુમાર' કરતું આવ્યું છે તેના એ સતત ચાલતી ઝુંબેશનો ખ્યાલ 'મિજલસ'માંના આ ઉતારાથી આવશે :

"આપણી દેશી બનાવટો-આપણા દેશની વસ્તુઓનાં રૂપો તથા ઘાટો પાછળ, મકાનો ને તેના શણગાર પાછળ, આપણા પહેરવેશ રહેણીકરણી ને ઉત્સવો પાછળ અનેક કલામય ભેજાંઓ ખતમ થયાં છે. તમે તાજી આંખે એ બધાંને જુઓ, પુનઃપુનઃ નીરખો, સરખાવો, અભ્યાસ કરો, તો તેની કલ્પના ને સુંદરતા જોઈ તમને આશ્ચર્ય થશે. આપણા દેશની સુંદર ઇમારતી કોતરણીઓ પરદેશ ચડી જાય; આપણાં ત્રાંબાપિત્તળનાં સુંદર વાસણો બજારમાંથી યે પુરાં વજારીઓ ખરીદી જાય; આપણાં દેવદેવીઓની અદ્ભુત મૂર્તિઓ જર્મની અને ફ્રાન્સનાં મ્યૂઝિયમો સંઘરે; હિંદુસ્તાનનું કાંઈ પણ સારું અને સુન્દર હોય તેની કદર પરદેશીઓ કરે, એ આપણું દીવાળું નહિ તો બીજું શું? આપણાં આંખકાન માત્ર બાકોરાં રૂપ બની ગયાં છે. નથી તેને સ્વરની સૂક્ષ્મતાની ખબર, કે નથી તેને રૂપરંગના સુંદર સંગીતની અસર. આવાં અપંગ માનવ પ્રાણીઓથી આપણો સંસાર ચોપાસ ઉભરાય છે. વરઘોડા ને જમણવારોમાં ગાંડાં ખર્ચ કરનારા આપણે કલા અને કારીગીરીઓમાં તદ્દન અંધ ને બેપરવા રહ્યા છીએ.

પાટણના જૂના અપાસરાના અદ્ભુત કોતરકામવાળા પાટડા ચોકીદારોની ચલમ સળગાવવા માટે છોડિયાં થતા પડયા છે; ભરૂચનો કબીર વડ જે સૃષ્ટિ આખીના ચમત્કારરૂપ, તેને થોડા કપાસની ખાતર બાંડોખાંડો કરવામાં આવે છે; સરકારી બાંધકામખાતાવાળાઓ જૂનાં સુંદર મકાનો તોડી નાખી આપણાં શહેરો કદરૂપાં બનાવે છે; ફરજિયાત કોટપાટલુનના જંગલી પોષાક આગળ આપણા ભદ્ર નાગરિક પોષાકની અવગણના અને બહિષ્કાર થાય છે. સૌંદર્યપ્રેમની વાતો તો ઘણી યે થાય છે, પણ કોઇએ દિન પર દિન કુરૂપ થતાં આપણાં જીવન, રહેણી, પોશાક, વસ્તુઓ, મકાનો, શહેરો માટે ઝુંબેશ ઉઠાવી છે? યુગની ધનસંપત્તિ અને ભંડાર રહેશે કે જશે એ કોણ જાણે છે? પણ યુગની સ્મૃતિ રૂપ કલાકૃતિઓ તો જરૂર રહેશે. એથી જ દેશનો તાગ મપાશે; એ પર જ યુગનું મહત્ત્વ અંકાશે. આ બધાં ઉપર વિચાર કરવાનો વખત દેશના સંસ્કારી માણસોને છે? એમને ન હોય તો પછી આ સાદ પાડવાનું એક જ ઠેકાણું છે, અને તે દેશની તારણહાર આવતી કાલની પ્રજા."

**પ**હેલા પાનાના કવિત્વભર્યા ભાવનાલેખથી જરા જુદા, પ્રેરક પ્રકારના 'મિજલસ'માંનાં મધ્યવર્તી ફકરાઓનો પરિચય આપણે અગાઉ કર્યો છે. એમાં આ વધારો કરવા જેવો છે. વિષય છે 'લલાટના લેખ':

"આપણામાં માન્યતા છે કે માણસ લલાટે જે વિધિના લેખ લખાવીને જ જન્મે છે, તે કોઇ મિથ્યા કરી શકતું નથી. પ્રારબ્ધ આગળ પુરુષ પામર છે. કોઈ બાળ વયે કે ભરજુવાનીમાં મરી જાય, કોઇનો વેપાર ભાંગે, કોઇની નોકરી છૂટે, કોઈને અકસ્માત થાય, કોઇ મંદવાડ આવે, ઘરમાં આગ લાગે, કંઈ અણચિંતવી આફત આવી પડે, કે લોકો એ જ નિસાસાનાં વેણ કાઢવાના: 'જેવા લલાટના લેખ; ભાઈ! પ્રારબ્ધ આગળ આપણું શું ચાલે?'

આપણી પડતીનું અરધું કારણ આપણો આ પ્રારબ્ધવાદ છે. માણસને પ્રભુએ પ્રાણનું ઐશ્વર્ય બક્ષ્યું છે. એ પ્રાણ બતાવ્યા વિના, પુરુષાતન દાખવ્યા વિના, નિર્માલ્ય બાયલાની પેઠે કપાળે હાથ દઈ પ્રારબ્ધને દોષ દેતા બેસવું એ આપણી મર્દાઇનું કલંક છે, ભયંકર પાપ છે, આત્માનો ને પ્રભુનો દ્રોહ છે. જગતમાં જેટલા પુરુષો મહાન બન્યા છે તેમાંનો એકેએક જણ પ્રારબ્ધને થપ્પડ મારીને જ મહાન બન્યો છે. સત્તાને સિંહાસને ચડનાર, લક્ષ્મીની ગોદમાં આળોટનાર, સરસ્વતીને પોતાની જીભ પર રમાડનાર, આત્માનું સામ્રાજ્ય જીતનાર કે ઈશ્વરને પોતાની તહેનાતમાં ખડે પગે રાખનાર, દરેક મહાન સત્તાધીશ, શ્રીમંત, વિદ્વાન, જ્ઞાની કે ભક્ત પ્રારબ્ધની સામે બંડ જ ઉઠાવ્યું છે.

અકાળે મૃત્યુ પામનાર પોતાની ભૂલોને લીધે જ મરણને વહેલું નોતરે છે. ખાનપાન ને રહેણીકરણી સંયમશીલ હોય તો મંદવાડ કે મૃત્યુની મગદૂર છે કે આગળ આવીને ઊભાં રહે? ભાંગેલો વેપાર કે છૂટેલી નોકરી પ્રાણવાન માણસ ઘડીના છઠ્ઠા ભાગમાં સજીવ કરી શકે છે. અકસ્માતો ને આફતો મર્દની મર્દાઈ આગળ મગતરાં સમાન




છે. ખરી વાત તો એ છે કે તગારામાં પાણી કેટલું છે? પુરુષાતન કેટલું છે? શ્રદ્ધા અને પુરુષાતન આગળ પ્રારબ્ધ પાણી ભરે છે.

[ છત્રથી ભાવનગર રાજ્યના કેળવણી અધિકારી બનેલા શ્રી ગજાનનભાઈ ભટ્ટના ખૂબ પ્રખ્યાત થએલા ને આજે અપ્રાપ્ય 'સ્કાઉટિંગ' વિષેના પુસ્તકની શરૂઆત લેખમાળાના રૂપમાં આ અંકથી થઈ. એનો પહેલો હપ્તો હતો: 'ઉઘાડી આંખે જંગલમાં.' આજે પણ એ એટલો જ રસપ્રદ લાગશે. સાથે ચિત્રો પણ હતાં. થોડો ભાગ ઉતારીએ:

"હિંમત સ્વાશ્રય તથા નિરીક્ષણશક્તિ ખીલવવા માટે વિદ્યાર્થીઓએ દર અઠવાડિયે એક અગર બે રાત જંગલમાં ગાળવી ઘણી જ અગત્યની છે. ઘૂવડના હૃદયભેદક અવાજથી ને શિયાળવાંના રુદનથી બીકણ બનેલી કોઈ રાતે પાસે સૂતેલી ટુકડીના રક્ષણાર્થે પહેરો ભરવો એ યુવકહૃદયમાં હિંમત ને વીરતાના ભાવો કુદરતીરીતે પ્રકટાવે છે.

જંગલના નામથી જ આપણો જનસમાજ ભડકે છે. પણ હું અનુભવ ઉપરથી ખાતરી આપું છું કે સાપ વગેરે જંગલી જીવો, જનાવરો તથા પ્રાણીઓથી જેટલા આપણે ડરીએ છીએ તેના કરતાં તેઓ આપણાથી વિશેષ ડરે છે. જે સ્થળે માણસોનો પગરવ થાય તથા રાત્રે તાપણું કરવામાં આવે તેવે સ્થળેથી આવાં હિંસક પ્રાણીઓ એક માઈલ દૂર જતાં રહે છે. વાઘ ને દીપડા માણસ ઉપર આવતા નથી. તેમણે માણસનો લોહી ચાખ્યાં હોય તો જ તેઓ ભયંકર છે. આપણે તેને જોઈએ તેના કરતાં તેઓ આપણને ઘણા જ વહેલા જોઈ લે છે અને દૂર ચાલ્યા જાય છે. જો કોઈ પણ બીજનો જંગલમાં ડર હોય તો તે સાપ, વીંછી, મધમાખી, ભમરી અને મચ્છરોનો જ છે. સારાં તાપણાંથી એ બધાં ઘણાંખરાં દૂર થઈ જાય છે.

પણ જંગલમાં જઈને કરવું શું? કુમાર-સેનાની કેટલીય ટુકડીઓને, ત્યાં જઈને આખો દિવસ માત્ર રાંધીખાવામાં તથા એક સ્થળેથી બીજે સ્થળે લાંબી મુસાફરી કરવામાં જ પસાર કરતી મેં જોઈ છે. એ લોકો આસપાસની કુદરતનું નિરીક્ષણ તો બીલકુલ કરતા જ નથી. ખરા સ્કાઉટ થયું હોય ને કુદરતના ખરેખરા બાળક બનવું હોય તો રાત ને દિવસના ગાળા પાંચ માઈલથી વિશેષ મજલ કરવી જ નહિ અને એ મુસાફરી પણ ઉઘાડી આંખે કરવી જોઈએ. ઘણી જ ધીરજથી ચોમેર અવલોકન કરતા રહેવું જોઈએ. ઉઘાડી આંખ, જિજ્ઞાસા અને ચીવટવાળી અવલોકનશક્તિ માણસમાં હોય તો જંગલની કેટલીયે નજીવી લાગતી ચીજોમાં આપણને રસ અને જ્ઞાન મળી આવે.

ઝાડ પર લટકતા સુઘરીના માળા પર કોઈએ કદિ વિચાર કર્યો છે? તેણે તેમાં કરેલી ઘાસની ઝીણી ગૂંથણી ધ્યાનથી નિહાળી છે? કોઈ ગૃહરચના મકાન જેટલી જ સગવડ ને ગોઠવણ તેમાં સુઘરી ને સુઘરાએ કરી હોય છે! તેના ઉપલા ભાગમાં ભાગમાં ગાળ જેવું હોય છે. તેમાં સુઘરી ઈંડાંના આકારેથી ઈંડાં મૂકે છે, અને બારીમાં ઈંડાં સેવતી બેસે છે. જ્યારે માળાના નીચેના ભાગમાં હીંચકા જેવી બેઠક કરી સુઘરો બેસે છે, ને પવનમાં માળો હલે છે ત્યારે અપૂર્વ આનંદ ભોગવે છે! માળાની રચના એવી મજબૂત ને સરસ હોય છે કે તાપ કે વરસાદ તેમને બીલકુલ નડતાં નથી. (જુઓ સામેનું ચિત્ર)

બુલબુલ ટોપલી જેવા ઉઘાડા માળા બાંધે છે; જ્યારે 'ટેઈલર બર્ડ' (દરજી-પક્ષી) તણ પાંદડાંને સીવી માળો બનાવે છે. એ માળા બહારથી જેટલા સુઘડ હોય છે તે કરતાં અંદરથી ઘણા સ્વચ્છ ને સુંવાળા હોય છે. બચ્ચાં માટે રૂ ને રેશમના પોલ અંદર ગોઠવેલા હોય છે. કાગડા તો માત્ર જાડાં સાંઠીકડાં ને ચાકડાં જ ભેગાં કરે છે, જ્યારે ખિસકોલી લૂગડાંના ગાભાનો જ માળો બનાવે છે. ખિસકોલી ઉંદરને મળતી જાતની છે, છતાં માળા બનાવે છે એ વાત ધ્યાન ખેંચે તેવી છે!

છીપલીઓ અને શંખલાં તો આપણે ઘણાં જોઈએ છીએ. તેઓ જીવડાંનાં હાડપીંજર નથી પણ કિલ્લા છે. પોતાનાથી મોટાં જીવડાં પોતાને ખાઈ ન જાય એટલા માટે ઝીણી ઈયળો આવાં શંખલાંમાં રહે છે. મોટા કરચલા મોટા શંખમાં રહે છે. તેઓ શંખનો 'સબમરીન' તરીકે ઉપયોગ કરે છે. શિકાર કરતી વખતે બહાર પગ કાઢે છે અને ભયની વેળાએ શંખમાં દાખલ થઈ જાય છે. આ જ પ્રમાણે કેટલીક ઈયળો બાવળના થોરની શૂળોને સરખી રીતે કાપી તેનું શંકુ આકારનું ઘર બનાવે છે! આવાં ખોખાં તલબાવળિયાની નીચે પડેલાં ઘણાં મળી આવે છે. એ માળાનું મોં એવડા મોટા ખડિયા જેવું હોય છે. આ બનાવટમાં ઈયળોની યુક્તિ એ હોય છે કે તેમાં કીડી મંકોડી જેવાં જે કંઈ નાનાં જંતુ પેસે તે પાછાં નીકળવા ન પામતાં પોતાનો ખોરાક થઈ પડે! તમને નવાઈ લાગશે કે ઈયળ પોતાના આ ઘરની સાથે જ બધે ફરે છે! એક નાજુક ઈયળ બાવળની શૂળો એકસરખી રીતે કેવી રીતે કાપે, તેને કેમ જોડે ને ઉપયોગમાં લે તે વિચારવા જેવું છે.

નાનાં જીવડાંનું સંરક્ષણ કુદરત ઘણી વખત કરે છે. કેટલાંકના આકાર તથા રંગ એવાં બનાવેલાં હોય છે અને તે, સાથેનાં ચિત્રોમાં બતાવ્યા પ્રમાણે, ઘાસમાં, ફૂલમાં ને પાનમાં એવાં ભળી જાય છે કે તેમને ઓળખવાં એ પણ જ કઠણ કામ છે. જે જંગલમાં જે રંગનાં ફૂલો થતાં હોય ત્યાં તેવા જ રંગનાં પતંગિયાં થાય છે. લીલું ઘાસ જ્યારે રંગે લીલું મટી પીળું થાય છે ત્યારે તેમાં રહેતી ખડમાકડી પણ લીલી મટી પીળી બની જાય છે! આ કુદરતની કેટલી બધી કૃપા!

આવા કુદરતી અનુકૂળ રંગોથી રંગાઈ ગયેલ જંતુઓને પક્ષીઓ તથા કાચંડા જલદી પકડી શકતા નથી, કારણ કે તેઓ છેતરાઈ જાય છે. આવી તો અનેક જાતની વિવિધતાથી જંગલ ઉભરાતું હોય છે. પણ બંધ આંખે ફરનાર કોઈ જોઈ શકતું નથી.



# Our Friends Abroad



## પત્રમિત્રતા શા માટે અને કેમ?

'શું તમારા દેશમાં સિંહ, વાઘ, જંગલી હાથી, સાપ અને એવું બધું છે? શું તે સડકો ઉપર પણ ફરે છે? ત્યાં તમે કેમ રહેતા હશો? તમે મારી જન્મપત્રિકા બનાવડાવીને મોકલી શકશો? મારા ભવિષ્ય વિષે સૂચનો કરી શકશો? શું પહેલાં તમારા લોકો બીનાં કપડાં આકાશમાં અદ્ધર સૂકવતા? શું તમારા ભીમે હાથીની ટાંગ પકડી આકાશમાં ફેંકી દીધેલો?–અને તે ત્યાં જ લટક્યા કર્યો? શું મને એવી જાદુઈ વીંટી મોકલી શકશો કે જેથી પરીક્ષામાં પાસ થવાય કે વેપારમાં ફતેહ મળે? શું તમને ત્યાં રસાયનશાસ્ત્ર ભણાવે છે? શું તમારા વર્ગોમાં છોકરીઓ હોય છે?'

આ બધું શું છે? આ બધા 'પ્રશ્નોની ઝડી ક્યાંથી? શા માટે?

'મોટી બા, એક વાર્તા કહોને!' બાળકને ઉંઘાડવા જતાં બાળકે આગ્રહ કર્યો, અને મોટીબાએ ચલાવ્યું: 'એક હતો રાજા. તેને સાત રાણી. નાનામાં નાની રાણીના કુંવરે એક જાદુઈ ઘોડો ખરીદ્યો અને ચાલ્યો પરીઓના દેશમાં–અલકા સુંદરીને લાવવા.' એ જ પ્રમાણે યુરોપ અને અમેરિકામાં કોઈ બાળકને સુવાડવા તેની મોટીબાએ વાર્તા કહેવા માંડી: 'આરે જહાંની, હિંદ નામે એક દેશ છે. ત્યાં સાપ, વાઘ ને ચિત્તા વગેરે ભયંકર પ્રાણીઓ એટલાં બધાં કે તે સડકો ઉપર પણ ફરે. ત્યાંના લોકો જંગલી અને જાદુગરો છે. વગેરે વગેરે' નાનપણમાં સાંભળેલી આ વાતો સ્મૃતિપટ પરથી ભૂંસાઈ ન જતાં, ત્યાંના એક યુવાને, ઉપર પહેલા ફકરામાં જણાવેલા પ્રશ્નો આપણને કર્યા છે. આપણી શી ફરજ છે? વિશ્વની સર્વોત્તમ સભ્યતા ધરાવનાર સ્વતંત્ર હિંદ આજે સર્વ અદ્યતન સાધનોથી સજ્જ થઈ આગળ ધપે છે અને મહાત્મા ગાંધીજીના આદેશો અનુસાર વિશ્વને શાંતિપાઠ ભણાવે છે તે આપણે પરદેશી લોકોને કેવી રીતે સમજાવી શકીએ? હિંદની અખૂટ પ્રાકૃતિક સંપત્તિ, કલકત્તા–મુંબઈ જેવાં વિશાળ નગરો, ભારતનાં રમણીય સ્થાનો, આપણાં પૂર્ણ વિકસિત ધર્મો, તત્ત્વજ્ઞાન, સાહિત્ય, શિક્ષણ વગેરે વિષે આપણે પરદેશના લોકોને કેવી રીતે સત્ય માહિતી પૂરી પાડી શકીએ?–પત્ર દ્વારા, પત્રમિત્રતા દ્વારા.

આજના નવયુવાનનું ઊછળતું નવું લોહી તેને કંઈક કરવા પ્રેરે છે–તેને વિશ્વશાંતિ અને ભાઈચારા તરફ પ્રેરે છે–સર્વ માનવોને એક ઈશ્વરનાં સંતાન ગણી તેમને સમજવા, તેમની પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવા પ્રેરે છે . . . અને 'પત્રમિત્રતા' એ તેને સહેલામાં સહેલો રસ્તો જડે છે. 'મારી ઉંમર ૧૪ વર્ષની, ઊંચાઈ ૫ ફીટ, વજન ૮૦ રતલ, માથે વાંકડિયા વાળ છે, આંખો ભૂરી છે' વગેરેથી શરૂ કરી, બાળકો પોતાના કુટુંબ, અભ્યાસ, શહેર, પ્રાન્ત અને દેશની વાતો કરતા થાય છે. જેમ પત્રમિત્રોની ઉંમર વધતી જાય તેમ તેમની ચર્ચાના વિષયો પણ વધુ ગહન થતા જાય: જેમકે દેશની રાજકીય આર્થિક પરિસ્થિતિ વિશ્વના ચાલુ બનાવો ને તેમનું મહત્ત્વ, મહાન પુરુષોની જીવનકથા, દેશનો પ્રાચીન–અર્વાચીન ઇતિહાસ, ભાષા, વાદ, ધર્મો, ફિલસૂફી વગેરેની માહિતી તથા ચર્ચા ચાલે.

અને આમ, આપણે જોઈશું તો જણાશે, કે પત્રમિત્રતાનું ક્ષેત્ર કેટલું વિશાળ છે–કેટલું અનન્ત છે. જગતના તમામ દેશોમાં લગભગ અઠ્ઠાવીસ હજાર જેટલી સંસ્થાઓ પત્રમિત્રતા સાધવામાં મદદ કરે છે. આમાંની આઠેક હજાર તો ફક્ત અમેરિકામાં જ છે. લગભગ પચાસ લાખ ઉપરાંત પત્રમિત્રનાં નામો એ જુદીજુદી સંસ્થાઓમાં નોંધાઈ ગયાં છે. રોજ પડોશમાં રહેતા મિત્ર સાથે ગહન વિષયો પર ચર્ચા આખે જ થાય છે; અને તેને મળવાથી જે આનંદ આવે છે તેના કરતાં કોઈ જુદો જ અનિર્વચનીય આનંદ ત્યારે આવે છે જ્યારે હજારો માઈલ દૂર વસતા કોઈ અજાણ્યા–અદીઠ મિત્રનો, એક બે મહીને રાહ જોયા બાદ, કાગળ આવે છે.

પત્રને ખાસ કોઈ હદ નથી–કોઈ રોકટોક નથી, અને બહુ ખર્ચ પણ નથી. ફક્ત સાડા ત્રણ આનામાં એક પત્ર ધ્રુવ પાસેના બરફપ્રદેશોમાં વસતા માનવીને, અને એ જ રીતે આફ્રિકાના ગાઢ અને જંગલી પ્રાણીઓવાળાં વિષુવવૃત્તીય જંગલોને ભેદી તે પાર વસતા માનવીને પહોંચી શકે છે. આ પત્ર–નાનકડો પત્ર–અજાણ્યાને જાણીતો, અપરિચિતને પરિચિત, પારકાને પોતાનું તેમજ શત્રુને મિત્ર બનાવે છે. ૧૯૪૫માં અમેરિકાએ જાપાન પર અણુબોમ્બ નાંખીને દરેક બાળવૃદ્ધ જાપાનીને શત્રુ બનાવ્યા. પરંતુ હવે જાપાન ને અમેરિકાના યુવાનો પત્રમિત્રતા દ્વારા વધુ સારા પરિચયમાં આવે ને સહાનુભૂતિ તથા ભ્રાતૃભાવ કેળવે તે હેતુથી ત્યાંની સરકાર ખાસ વિભાગ ખોલી રહી છે.

પત્રમિત્રતા દ્વારા અખૂટ માહિતી મેળવાય છે, અને આપણી તેમજ બીજાઓની સત્ય હકીકતોને, છાપાંઓની રંગીલી ભાષા વગર, સમજી તેમજ સમજાવી શકીએ છીએ. અને આ રીતે આપણે વિશ્વશાંતિ અને ભ્રાતૃભાવ (વસુધૈવ કુટુંબકમ્)ના સિદ્ધાંતને ફલિભૂત કરવા પ્રયત્ન કરીએ છીએ નિકટના ભવિષ્યમાં સહેલ–સપાટા માટે, ભણવા માટે, વેપાર અર્થે, શોધખોળ અર્થે અથવા દેશના એલચી તરીકે પરદેશગમનનો મોકો આવે અને તે વખતે આપણને ત્યાં કોઈ મિત્ર–કાગળો અને ફોટાઓનો મિત્ર–મળી જાય તો વેરાન રણમાં કોઈ રણદ્વીપ મળે એટલો આનંદ થાય છે. આ વસ્તુનો ખ્યાલ સ્વાનુભવથી જ આવી શકે.

પત્રમિત્રતામાંથી મળતી માહિતી લેખે આપણે થોડાક દાખલા લઈએ: ઇટાલીથી એક ભાઈ લખે છે, 'હું તમને જે ટિકિટો મોકલું છું તેમના બદલામાં મહેરબાની કરી એક જોડી બૂટ, અથવા ૪૨ નંબરનાં સૅન્ડલ, અથવા ઓરિયેન્ટલ-પોપરક મોકલશો; કારણકે છેલ્લા વિશ્વયુદ્ધ વખતે બૉમ્બમારામાં મારી બધી જ પ્રિય વસ્તુઓનો નાશ થઈ ગયો.' એવી જ રીતે જર્મની, બેલ્જિયમ વગેરે દેશો–જેમની છાતી પર યુદ્ધ ખેલાયું હતું ત્યાં–થી એક નહિ પણ અનેક કાગળો તેમની અત્યારની કંગાલ દશા ને અસહ્ય તંગી–હાડમારી વિષેના આવ્યા છે.

બીજું, આપણા વિષેની શંકા–કુશંકાઓ વિષે પણ કંઈ ઓછા કાગળો નથી આવતા. હૉલૅન્ડથી એક બહેન લખે છે, 'તમને સ્વતંત્રતાથી કેટલો આનંદ થતો હશે તે તો હું સમજી શકું છું, કારણ કે અમે પણ જર્મનોની ગુલામગીરીમાંથી પાંચ વર્ષે છૂટાં થયાં હતાં. પરંતુ તમારું સ્વશાસન હોવા છતાં તમે આવા કછોછળા, સ્વચ્છંદી, હુલ્લડખોર અને વિનાશકારી શા માટે થઈ ગયા છો, અને આંતર્વિગ્રહ

ફરતા હીરાને હાથે મોટા પેણામાં એમનું તળાવું. અરધાં તળાય કે હીરો એને બાજુ પર કાઢી લે અને બીજા નાખે. એ અરધાં તળાય કે એને કાઢી લઈ, પહેલાંના પાછાં નાખે અને એની ઉપર ઘાણા બભરાવે. આગ, તળાઈ રહે લાંબો ઝારો પેણામાં નાખી બહાર પડેલી મોટી કથરોટમાં હીરો નાખવા જાય છે, ત્યાં તો પાંચદસ છેલબટાઉ છોકરાઓ બાંય ચઢાવી હાથમાં પતરાળીઓ લઇ ભજિયાં લૂટવા ઊભા જ છે! કથરોટમાં ભજિયાં પડે કે પતરાળી ઉપર પડી જ છે. અને પછી સૌસૌની લૂટ લઈ ભજિયાં ખાવા કોઈને ઓટલે બેસી જાય. ન્યાતનો જમણવાર શરૂ થવાનો હોય છ વાગ્યે, પણ ભજિયાંની લૂટ ચાલે ચાર સાડાચાર વાગ્યાથી. શરૂઆતના ઘાણ તો હીરાભાઇએ લગનના ઘર માટે કાઢી આપ્યા હોય, એ 'ઢાંકણાં' મોકલવાનાં હોય એમાં ખપમાં લેવાય. પણ ચાર સાડાચાર પછી તો ચટણીગટાકા-માં જ ઊડી જાય. છોકરાઓ લૂટે તે પણ કોઈના દોરવેલા. ન્યાતમાં પોતાનાં સગાંવહાલાં આવ્યાં હોય તેમને માટે પણ લૂટનાં ભજિયાં લઈ જાય. કોઈ સારી છોકરી પંગતમાં બેઠી હોય, અને હજી પીરસણું નીકળવાને વાર હોય ત્યારે જો એ કહે 'અંતુભાઈ, એક પડિયો ભજિયાં લાવી આપોને!' તો અંતુભાઈની મજાલ છે કે ના પાડે? જાય દોડયા તમણ પર, લે હાથે પતરાળાં, અને ખાસ્સો હિસ્સો લઇને બીચારી છોકરીની વહારે દોડે. અને પછી છોકરી એકલી કંઇ ઓછી જ ખાય છે? આસપાસનાં એકેક બબ્બે ઊના ભજિયાં ખાય, અને અંતુભાઇને પણ આગ્રહ કરી ચખાડે.

જુવાનિયા ત્યાં પણ ઠસ્સો કરતા. પટિયાં પાડી વાળ ઓળતા, સફાઈથી અબોટિયા પહેરતા, અને રેશમી ખમીસની ફૅશન ચલાવતા. બાંય પર રબરનાં ગાર્ટર પહેરતા. જરૂર પડે તો બાંય શચી રાખવા ઇટાલીઆનો રૂમાલ રાખતા. એમાં વળી સેંટ છાંટતા. પીરસવાનું કામ પણ ફાંકાથી કરતા. સારીસારી છોકરીઓ પર નજર રાખતા. 'જળ તમારે'; 'પૂરી તમારે'; 'વેંગણ';–હાથમાં જે હોય તેની બૂમો પાડતા. ઓળખીતાઓ આગળ કાવલાચાપલા થઈ જરા આગ્રહ કરતા.

લગનની ન્યાત હોય તો સ્ત્રીઓની પંગતમાં વરરાજા હાર પહેરી પાનનાં બીડાં પીરસવા નીકળતા. વહુ પુરુષોની પંગતમાં એ જ પ્રમાણે નીકળતી. સ્ત્રીઓની પહેલી પંગતમાં વહુ જમવા બેઠી હોય, અને ત્યાં, વરરાજા ચટકદાર અબોટિયું ને ચકચકતા રેશમી ખમીસ સાથે, થાળ લઈ ડોલતાડોલતા, એકકને બીડું આપતા વહુની આગળ આવી રહેતા તે 'સીન' જોવા બધા ઇંતેજાર રહેતા. અમારા જેવા તો ત્યાં જ ખડા થઇ જતા. વહુજી શરમાઇને પાન લેતાં, અને વરરાજા જરા મલકીને આગળ વધતા: પછી તો પાછા સુધારકોનાં ક્યાં ટોટા હોય છે? એક જ પંગતે વર અને વહુ બંને સાથે પણ નીકળતાં, અને તે જાણે ભારેનો સુધારો ગણાતો. અને પછી વળી નવા ટેસીબોર તો નીકળતા જ નહિ. એ શું? એમાં નાનમ પણ જોતા. કઢંગો રિવાજ ગણી હસી નાખી પોતાને સુધારક કહેવડાતા. સુધારો પણ બીચારો એવી રીતે જ જીવતો રહેતો. મને યાદ છે કે ન્યાતમાં પહેલાં રેશમી ખમીસ પહેરવાનાં દાખલ થયાં ત્યારે મારામારી થએલી, અને પહે-રનારને ન્યાત બહાર મૂકવા જેટલી હદે વાત પહોંચી હતી!

ત્યારે સામસામી દલીલોનો પાર નહોતો. હાથમાં રૂમાલ રખાય તે સુતરાઉ હોઈ શકે, ને રેશમી ખમીસ નહિ? અબોટિયા ઉપરની બનારસી કોર રેશમી તારે શીવેલી તે ચાલે. દોલિયાભાઇ તો પંચમાં ધોંટો પાડી કહેતા: 'સાળાઓ બૈરાં સાડીની એ સુતરાઉ ચણિયા પહેરે છે તેનો તમને વાંધો નથી?' પણ સુતરાઉ રેશમીની ક્યાં વાત છે? અમારે એ નવો બંગ જ નહી જોઈએ, સાલ જા! સિયાળો હોય અને ઊનનું ગજીફરાક પહેર્યું તો મે આફતા પણ ફૂવાના દેડકા આવી આવી તકરારોમાં જ રસ લે એ કુદરતી છે.

યાદ નથી. આ જ શહેરમાં, આ જ વિભાગમાં, નાગર ફળિયામાં નર્મદે હાકલ પાડી હતી તે? ભિક્ષુક ગણાતા ઘરનાં કાંચળી પહેરીને જમવા ન આવી શકે અને એ રિવાજ પર નર્મદ ખીજ્યો હતો. 'એમ હોય તો રાયજીના ઘરનાં જમવા નહિ આવે.'

'તો નહિ આવે!' કાંકરીઓ પડી, પથ્થરો ઉછળ્યા, નર્મદે શરૂ-આત કરી, અને કઢંગા રિવાજો કઢાવ્યા. પણ બધે જ કંઈ નર્મદ થોડા પાકે છે? પણ ઠેકઠેકાણે નાના નર્મદો તો ખરાને? અને શી દેશની કમનસીબી! નર્મદ જેવા વીર પુરુષને કેવી નાનકડી વાત પર ઘમસાણ મચાવવું પડ્યું? પણ એ તો એમ જ હોય. વાત નાનેથી જ વધે.

ઘેરઘેર માટીના ચૂલા. દરેક ન્યાતમાં આવા કજિયાના ઈતિહાસ નીકળવાના. વાતમાં કંઇ સાર નહિ, છતાં વતેસર કરી મૂકે નાહકની શક્તિનો વ્યય કરે, કંઈકની જિંદગી પણ બરબાદ કરે. મમત, હોંસા-તુસી, દેખાદેખી, અદેખાઈ વગેરેની નાની ચિનગારીએ ભલભલાના સંસારમાં આગ લગાડી છે, કેટલાકનાં જીવતર બાળી મૂક્યાં છે. પણ એ તો શું થાય? પરાધીન હિન્દની પ્રજામાંથી સત્ત્વ જ ચાલ્યું ગયું. એટલે મગતરા માનવીઓ બીચારા બીજું કરે પણ શું?

ન્યાતની એ કુળમાતાની પ્રતિષ્ઠા હતી. ગોરાણીએ કંઇ તાગડો કરી, બેપાંચ પટેલિયાઓને સમજાવી, મૂર્તિની પ્રતિષ્ઠા કરવા નિર-ધાર્યું હતું. ઑલ ઇન્ડિયા વીમેન્સ કૉન્ફરન્સ ત્યારે નહિ, ને સ્ત્રીઓના એવા બહાર પડતા સુધારક સેવાભાવી સમાજો પણ નહિ; છતાં ન્યાતમાં ગોરાણીનું ચલણ ભારે. ન્યાત જમવા બેઠી હોય અને ભલભલા ચમરબંધ બિરાજ્યા હોય, પણ ગોરાણીના હુકમ વિના કોઈ મોંમાં કોળિયો મૂકી શકે નહિ. એ ડોશીનું નામ મને યાદ નથી, પણ એનો ઠસ્સો ભારે હતો. જુવાની જોઈ હતી, અને વળતાં પાણી આકર્ષક નિશાનીઓ મૂકી ગયાં હતાં. વિધવા છતાં રેશમી પટોળું પહેરી ન્યાત વચ્ચે ગોરાણી ચાલે, તે પણ જાણે પટરાણી! બેની ખબર પૂછે, ચારની ખબર લઇ પણ નાખે! અને દક્ષિણા લઈ ઘેર જાય. કેટલાંક ઘર સાથે સંબંધ સારો, ને કેટલીક વ્યક્તિ સાથે મીઠો સંબંધ પણ ખરો. એ ગાદીસાજી હોય ત્યારે એના છોકરાની વહુ વિવાહ લગ્નમાં જતી આવતી. એટલે કે એની ગાદી પછી એના છોક-રાની વહુનું રાજ; પુરુષનું તો નહિ જ.

અને એ માટે નવી મૂર્તિનો વરઘોડો કાઢવાનું પણ સાજનાએ ઠરાવ્યું. એ વરઘોડામાં માતાની મૂર્તિ પાલખીમાં નીકળે તેની આ-ગળ સાંબેલા રાખવાનું પણ સ્વાભાવિકરીતે નક્કી થયું. એમાં છેલ્લો સાંબેલો કોનો રહે? છેલ્લે! એટલે કે મૂર્તિ પાસે જે રહે એનું જ વધારે માન! એટલે એ માટે આરતીનું ઘી બોલાવાયું આરતી માટે જે વધારે ઘી ચઢાવે એનો નંબર છેલ્લો. દશ શેરથી મણ પર વાત પહોંચી, અને મણથી સવામણ પણ ચઢનારા ચઢ્યા. મને તો કશી જ ખબર નહિ, પણ રાતે મામાજી ઘેર આવ્યા ત્યારે એમણે વાત કરી કે ઘી વધતાં પોતે સૌથી વધારે હોડ બકી આવ્યા, એટલે બાપુનો નંબર છેલ્લો, માતા પાસે! ત્યારે અમને બધાંને ખબર પડી કે આપણે સાંબેલે ચઢવાનું છે. મામીઓ ખુશ થઇ ગઈ. અને ત્રણ દિવસમાં તૈયારી કરવાની, તે રાતોરાત દરજી બેસાડી રજવાડી ડ્રેસ તૈયાર કરાવડાવ્યો, ચિઠ્ઠી આપી રાંદેર બગી માટે માણસ દોડાવ-રાવ્યો. નાનુમિયાંનું નાનખટાઈ બૅન્ડ ત્રીશ રૂપિયે ઠરાવ્યું. છેલાને નગારા માટે મોકલ્યો. મોતીમામા, નંદી મામી તેમજ ચંદી મામી-માં ફેંટા માટે મતભેદ પડ્યો, પણ આખરે બદરંગ નક્કી થયો!

([illegible])

સધાજીરાવ જેવો અંગરખો, ભૂરી સુરવાલ અને કેડે ગર્ભગલનો પટો. એના પર મામાજીના ભાઇબંધ ઝવેરીઓએ મોતી ભરી આપ્યા. ફેંટામાં મોતીની સેર બંધાઇ.ગળા માટે સીતવાળાને ત્યાંથી બે ત્રણ કંઠા આવ્યા તે પહેરાવ્યા, માશીઓએ વારણાં લીધાં, નજર ન લાગે કહી જરા આડ ટીલી કરી અને હાથમાં રૂમાલ પકડાવ્યો. પોતાનાં ભારે અત્તર(સાળુ)માશીએ કાઢી આપ્યાં તે બગી પર પથરાયાં,ને સુંદર ઘોડાની જોડવાળી બગીમાં મને બેસાડવામાં આવ્યો.

–તે વખતે આખું ઘર ભરાઇ ગયું હતું. મને શણગારવા,ફેંટો બાંધનાર, ઝવેરી, સોની મહાજન, સગાંવહાલાં બધા ખડે પગે હાજર થઈ ગયા હતા. અને મેં જોઇ રૂપિયો રૂપિયો હાથમાં મૂકયો તે જુદો. બગીમાં કેમ બેસવું તેની વિગતવાર સમજ આપવામાં આવી હતી: ‘ટટાર તો ખરા;પણ ઓળખીતા મળે તો તેને સલામ કરવી;એમ ડાયા જેવા–પૂતળા જેવા બેસી નહિ રહેવાનું’એ વારંવાર સમજાવવામાં આવ્યું. અને આખરે જ મહોલ્લામાંથી એક્કામાં બેસાડી સોની મહાજન વચ્ચેથી મામાજી લઈ ગયા હતા, ત્યાંથી ઘોડાગાડીમાં જ,બાજા સાથે વરઘોડામાં જરા આગારી બગી ઊપડી. આટલે ખીચોખીચ ઉભરાઈને સોની મહાજને વાહવાહ બોલાવી, મારી સલામો નમીનમીને ઝીલી, રહી ગએલાઓએ નીચે ઊતરીને રૂપિયા આપ્યા અને પછી મારો સાંબેલો માતાના વરઘોડામાં ફર્યો.

આ ન્યાતના મેળાવડાઓમાંનાં નાટકચેટક, અને જમણવારમાંની સટરપટર, એ બધાને પરિણામે કન્યાના બાપે વર પર તરાપ મારી!પરીક્ષામાં ઉપલે નંબરે પાસ,પણ વહુ મેળવવામાં તો અમે સારે નંબરે પાસ થઇ ગયા એટલેકે વહેલો નંબર નોંધાઈ ગયો! હજી તો છઠ્ઠું ધોરણ પણ પાસ નહોતું કર્યું, અને ઉમર હશે સોળ-સત્તરની, ત્યારે ધીરજલાલ કોમોડોરે પોતાના જમાઈને લાયક મને ઠેરવી દીધો! ન્યાતને ચોપડે વિવાહ નોંધાયા. ત્યાર પછી બેત્રણ દિવસે એના પેંડા વહેંચાયા.પણ ત્યા સુધી મને વહુ ગળ્યાની ખબર નહોતી. નવનીતને ત્યાં ગપ્પાં મારતા બેઠા હતા ત્યા એની માએ આવી પેંડો ખવડાવ્યો અને ઉપરથી કહ્યું કે ‘અમને કહ્યુ પણ નહિને કે તારા વાહ થયા!’ ત્યારે જ મને મારા વિવાહની ખબર પડી! કોણ જાણે, એ ખબર પડતાં જ પહેલી ઘડીએ તો મારી આંખમાંથી ડળક ડળક આંસુ સરી પડયાં.એ ખુશાલીના આંસુ નહોતાં,એ હું ચોક્કસ જાણું છું:

આટલી ઉતાવળે ને આટલી ચુપકીથી મારા વિવાહનું વરસી કેમ વર્જ્યું હશે,એના ખરા કારણની મને આજ સુધી ખબર નથી. (ચાલુ)

# ગણિત-ગમ્મત

## પાંચ અંકી સંખ્યાની ખૂબી

(૧) ગમે તે દ્વિઅંકી સંખ્યા એકવાર લખો. દા. ત. ૧૭. ફરી એની એ સંખ્યા આગ ૦૧૭ એને પડખે લખો. એટલે ૧૭૦૧૭ થયા. આ સંખ્યા ૭ થી, ૧૧ થી કે ૧૩ થી નિઃશેષ ભાગી શકાય

(૨) ગમે તે દ્વિઅંકી સંખ્યા લખો. દા. ત. ૨૨. તેને ૩ થી ગુણો: ૨૨×૩=૬૬. આ ૬૬ ને હવે ૨૨ ને પડખે આગ ૦૬૬ લખો. એટલે ૨૨૦૬૬ થયા. આ સખ્યા ૧૭થી અથવા ૫૯થી નિઃશેષ ભાગી શકાય.

(૩) ગમે તે દ્વિઅંકી સંખ્યા લખો. દા. ત. ૨૩. હવે તેને ૭થી ગુણો: ૨૩×૭=૧૬૧. ૨૩ ને પડખે તેને મૂકતાં ૨૩૧૬૧ થાય. આ સખ્યા ૧૯ થી અથવા ૫૩ થી નિઃશેષ ભાગી શકાય.

(૪) (અ) ગમે તે એક જ અંક ધારો. દા. ત. ૭. હવે તેને ૫થી ગુણો: ૭×૫=૩૫.૭ને પડખે તેને મૂકીને પાંચ અંકી સંખ્યા કરવી હોય તો તેને આમ ૦૦૩૫ લખાય. એટલે થાય ૭૦૦૩૫. આ પાંચઅંકી સંખ્યા ૨૩ અથવા ૨૯ થી નિઃશેષ ભાગી શકાય. (બ) આ રહસ્ય માટે જો દ્વિઅંકી સંખ્યા લેવાનો જ આગ્રહ રાખવો હોય તો તેવી સંખ્યા બેકી ધારવી. દા. ત. ૨૬ ધારી. હવે ૨૬×૫=૧૩૦. ૧૩૦માં ત્રણ અંક છે, પરંતુ એમાં એકમ સ્થાન પર ૦ છે તે નિયમ પ્રમાણે નીકળી જાય. એટલે બાકીના ૧૩ ને ૨૬ ને પડખે મૂકીને પાંચઅંકી સંખ્યા કરવા માટે તેની પૂર્વે માત્ર ૦ મૂકાય.જેથી ૨૬૦૧૩ આવ્યા. આ સંખ્યા પણ ૨૩ થી અથવા ૨૯ થી નિઃશેષ ભાગી શકાય.

આમાં જો દ્વિઅંકી સંખ્યા એકી લેવી હોય તો પાંચ અંકીને બદલે ૬ અંકી સંખ્યા કરવી જોઇએ. દા. ત. ૧૫; ૧૫×૫=૭૫. હવે છ અંકી સંખ્યા કરવા માટે ૧૫ અને તેની વચ્ચે ૦૦ મૂકાય, એટલે ૧૫૦૦૭૫ થાય. આ સંખ્યા પણ ૨૩ થી અથવા ૨૯ થી નિઃશેષ ભાગી શકાય.

આ વિષય પાંચ અંકી સંખ્યાનો હોવાથી દ્વિઅંકી ધારવાની સંખ્યાને બેકી લેવાની સૂચના હતી. જો શરૂમાં દ્વિઅંકીને બદલે એક જ અંક લેવો હોય તો તે અંક એકી જ લેવાય; બેકી ન લેવાય. કેમકે બેકી લેતાં તેને પાંચ વડે ગુણવાથી છેવટે શૂન્ય આવે. દા. ત. ૮×૫=૪૦ થાય. તે આમ ૦૦૪૦ લખાય, એટલે છેલ્લું મીડું નીકળી જતાં ૮૦૦૪ એમ ચાર અંક આવે. આ સંખ્યા પણ ૨૩ અથવા ૨૯ થી નિઃશેષ ભાગી તો શકાશે જ, પરંતુ તે ચાર અંકી સંખ્યા થશે.

મૂળજી જેઠુ જોશી

# અથાણું

કોઈ એક માણસ એક સ્ત્રીને પરણ્યો ત્યારે સ્ત્રીએ સરકારી દફતરમાં પોતાની ઉમર ૩૯ વર્ષ લખાવેલી. પાછળથી સ્ત્રીના ચહેરાની કરચલીઓ જોઇ એ માણસને તેની ઉમર વિષે વહેમ પડયો.

‘તેં મને ત્યારે કેટલી ઉમર કહેલી?’ એણે એક દિવસ પૂછ્યું.

‘માત્ર પિસ્તાળીસ વર્ષ.’ સ્ત્રીએ જવાબ આપ્યો.

‘સરકારી દફતરમાં તો તેં ઓગણચાળીસ વર્ષ લખાવેલાં ને? સાચું કહી દે, મને પિસ્તાળીસનો આંકડો પણ સાચો નથી લાગતો.’

‘વારુ મારે હવે તમને બહુ છેતરવા નથી; ચોપન વર્ષ!’

પેલા માણસને હજી પણ શંકા રહી. કંઈક યુક્તિ લડાવવાનો વિચાર કરીને તે થોડી વાર મૌન રહ્યો અને પછી બોલ્યો : ‘ઠીક છે, હું હવે ઉંદરો ખાઇ ન જાય એટલા માટે પેલી મીઠાની બરણી ઢાંકી આવું.’

આ સાંભળતાં જ સ્ત્રી ખડખડાટ હસી પડી અને બોલી, ‘ઉંદરો મીઠું ખાઇ જાય એ તો મારી સડસઠ વર્ષની જિંદગીમાં પહેલું તમારે જ મોંએ સાંભળ્યું.’

(ચોની હાસ્ય ટુચકા)

ન્યાયાધીશ—તું કહે છે કે, આ માણસે તારે ત્યાં ચોરી કરી છે. તો શું તેની પાસેની ચીજોમાંથી કોઈ ચીજ ઓળખાવી શકે ખરો?

ફરિયાદી—હા, સાહેબ. તેની પાસેનો રૂમાલ મારો છે.

ન્યાયાધીશ—એ કંઇ પુરાવો ન કહેવાય. એની પાસે છે એવો એક રૂમાલ મારી પાસે પણ છે.

ફરિયાદી—ખરી વાત સાહેબ,મારા એવા બે રૂમાલ ચોરાએલા!

શેઠાણી: ‘મેદાનમાંથી બધું ઘાસ ખોદી કાઢીને, બાજુની ટેકરીમાંથી માટી ખોદી મેદાન પર પાથર. એ પર રોલ ફેરવ. કાંકરાવાળા રસ્તા પરથી બધાં નકામાં છોડ નીંદી કાઢ. બાગમાંથી નકામાં ઘાસછોડ કાઢી નાખીને છોડઝાડને પાણી પા. મેદાન આખું સાફ કર. આખા બંગલામાંથી જરા કચરો કાઢ અને ફર્નિચર—’

નવો આવેલો નોકરઃ ‘માફ કરજો શેઠાણી, પણ મને કહેશો કે આ એક દિવસનું કામ છે કે કોઈ પંચવર્ષીય યોજના છે?’

આપણી વનસ્પતિ ૩૬ માસમાસનાં વૃક્ષવિશેષનો પરિચય આપતી લેખમાળા

# રાયણ

લેખક • પ્રો. જયંતીલાલ ઓઝા



**દે**ખાવે મનોહર અને ખાવામાં મીઠાં, એવાં પીળાં રાયણાંથી કોણ અપરિચિત હશે? રાય કે રંક સૌને એ પ્રિય મેવો આપનાર વનસ્પતિને 'રાણ' કે 'રાયણી' પણ કહે છે. સંસ્કૃતમાં 'રાજાદનિ', 'ક્ષીરિણી', 'દઢસ્કંધ' ને 'ક્ષીરવૃક્ષ'; હિંદીમાં 'ખીરી', 'ખીરણી' તથા 'રાજન'; ને મરાઠીમાં 'રાયન', 'રાજન' તથા 'ખીરણી' નામથી તે ઓળખાય છે. તેનું શાસ્ત્રીય નામ 'મીમુસોપ્સ હેક્સાન્ડ્રા (Mimusops hexandra Roxb). આ વૃક્ષ હિંદ અને સિલોનનું વતની છે. બિહાર, ઓરિસ્સા, મધ્ય અને દક્ષિણ હિંદ, કોંકણ, કર્ણાટક, દખ્ખણ ખાનદેશ અને ગુજરાતમાં ખૂબ જોવા મળે છે.

રાયણનું ઝાડ મોટું, સદાય લીલું અને ૫૦ થી ૬૦ ફીટ ઊંચું ઊગે છે. તેની ચોતરફ ફેલાતી શાખાઓ કઠણ અને ગાંઠાવાળી હોય છે. તેની છાલ કાળાશપડતી રાખોડી ને ખરબચડી હોય છે. પાન શાખાઓ પર એકાંતરે આવેલાં, સાદાં, ઘેરાં લીલાં, બન્ને બાજુએ લીસાં, ઉપરની બાજુએ ચળકાટવાળાં અને નીચેની બાજુએ ફિક્કાં, ૨ થી ૪½ ઇંચ લાંબાં અને ૧ થી ૨ ઇંચ પહોળાં, લંબગોળ અગર વ્યસ્ત અંડાકાર, ટોચે પહોળાં અને ગોળાકાર અગર સહેજ ખાંચાવાળાં ને તળિયે સાંકડાં થતાં હોય છે. પાનાની ½ થી ¾ ઇંચ લાંબી લીસી દાંડી પર ઉપરની બાજુએ લાંબી ખાંચ હોય છે.

સપ્ટેમ્બરથી ડિસેમ્બર માસ સુધી રાયણને ફૂલો આવે છે તે સફેદ, બોરસલીનાં ફૂલ જેવી આછી સુવાસવાળાં, ચક્રાકાર, દાંડીવાળાં ને પત્રકોણમાંથી એકલાં અગર ૨ થી ૬ના સમૂહમાં હોય છે. ફૂલની દાંડી ½ થી ¾ ઇંચ લાંબી ને લીસી હોય છે. ફૂલમાં વજ્રપાંખડી ૬ હોય છે અને તે ત્રણ-ત્રણની બે હારમાં ગોઠવાએલ હોય છે. વજ્રની બહારની પાંખડીઓમાં તપખીરિયા રંગની રુવાંટી હોય છે.

ફૂલમણિ નળી આકારે હોય છે. નળીના ઉપરના ભાગમાં પાંખડીઓના છેડા બે હારમાં ગોઠવાએલા હોય છે. બહારની હારના ૧૨ છેડા રેખાકાર અને ટોચે અણીદાર હોય છે; અંદરની હારના ૬ છેડા વ્યસ્ત ભાલાકાર હોય છે. ફૂલમાં પુંકેસરો ૬ હોય છે અને તે ફૂલમણિની નળી ઉપરના અંદરની હારના ૬ છેડાઓ સામે ગોઠવાએલા હોય છે. આ ઉપરાંત ફૂલમાં ૬ વંધ્ય પુંકેસરો હોય છે અને તે ૬ પુંકેસરો સાથે વારાફરતી ગોઠવાએલા હોય છે. પરાગધર પીળાશ પડતા ભૂરા રંગનું, અણીદાર અને પુંકેસરતંતુ જેટલું લાંબું હોય છે. ફૂલમાં બીજાશય પર રેશમી રુવાંટી હોય છે. તેમાં ૧૨ કોષ હોય છે.

રાયણનાં ફળને રાયણાં કહે છે. દરેક ફળ ½ થી ૧ ઇંચ લાંબું, ને લંબગોળ અગર ઇંડા આકારનું હોય છે. તેમાંથી દૂધ નીકળે છે. ફળમાં ૧ (ક્વચિત્ ૨) લીસાં, ચળકતાં, કાળાં ભૂરાં અને એક છેડે ગોળ તથા બીજે છેડે અણીદાર તેમજ સહેજ ચપટાં બીજ હોય છે. ફળ શરૂઆતમાં લીલાં હોય છે, પરંતુ પાકે છે ત્યારે પીળાં થાય છે. સૂકાં ફળને રાણકોકડી અગર રાયણકોકડી કહે છે. રાયણ મધૂકાદિ (મહુડો, બોરસલી, ચીકુ વગેરેના) વર્ગની વનસ્પતિ છે. તે બીજ વડે ઉગાડવામાં આવે છે અને બહુ ધીમે ઊગનારી વનસ્પતિ છે.

રાયણના ઝાડમાંથી રતાશપડતો ગુંદર નીકળે છે. તેનાં બીજમાંથી તેલ મળે છે. તેનું લાકડું ઘણું કઠણ, મજબૂત અને ચીકણું હોય છે, ને એટલું ભારે હોય છે કે તેના એક ઘનફૂટ ચચિયાનું વજન ૬૦ થી ૭૨ રતલ હોય છે. તેનો ઉપયોગ શેરડી પીલવાના સાંચા, તેલ કાઢવાની ઘાણી, ખેતીનાં ઓજારો, મકાનના થાંભલા, ફર્નિચર વગેરે બનાવવામાં થાય છે. રંગેલા કાપડની કુંદી કરવા માટે વપરાતા ધોકા પણ રાયણના લાકડામાંથી જ બનાવવામાં આવે છે. રાયણનાં પાન ઢોરોને ચારા તરીકે અપાય છે.

આયુર્વેદ તેમજ યુનાની બંને વૈદકમાં રાયણ વપરાય છે. તેનાં સર્વ અંગ ઉપયોગી ગણાય છે. ચરક તેમજ સુશ્રુતે તેના ઔષધીય ગુણ વિષે નોંધ કરેલી છે. રાયણાં પૌષ્ટિક, ગરમીને શાંત કરનાર અને તરસ મટાડનાર છે. હૃદય માટે તે સારાં ગણાય છે. તે પિત્તપ્રકોપ, ત્રિદોષ, ક્ષય, ભ્રમ, મૂર્છા, રક્તવિકાર વગેરે મટાડે છે ને કોઢ માટે ઉપયોગી ગણાય છે. રાયણમાંથી નીકળતું દૂધ દુખતી દાઢ પર લગાડવામાં આવે છે. રાયણનાં બીજને પાણીમાં ઘસીને વીંછીના ડંખ પર લગાડવાથી વીંછીનું ઝેર ઊતરે છે. રાણકોકડી બહુ બાધક છે. રાયણની છાલ તેમજ ફળ ગ્રાહી ગણાય છે.

પ્રદર, રક્તપિત્ત તેમજ વાતપિત્તમાં રાયણ અને કોઠીનાં પાન ઘીમાં શેકી આપવામાં આવે છે. સ્ત્રીઓને ધાતુસ્રાવમાં રાયણનાં પાનનો રસ આપવામાં આવે છે. કોંકણમાં ગરમાળાના પાનને છીંડીના બીજને રાયણના દૂધ સાથે વાટી ગુમડાં પર ચોપડવામાં આવે છે.

---

ઉન્નતિનું આકાશ સર્વ પ્રાણીઓ પ્રત્યે અભેદભાવ ધારણ કરીને અફાટ મોકળું પડ્યું છે! સંજોગ સાધન કે ભાગ્યને દોષ દેનાર પોતાની જ અશક્તિનો એકરાર કરે છે.



કનુભાઈ દેસાઈ (૧૯૩૮) કલા



ઉમાશંકર જોશી (૧૯૩૯) કાવ્ય



ધનસુખલાલ મહેતા (૧૯૪૦) કથા



જ્યોતીન્દ્ર દવે (૧૯૪૧) હાસ્ય

મનાર ચુનીલાલ હતા, એ બન્ને માટે માનની વાત છે. વચ્ચે ગુણવંતરાય સિનેમાસૃષ્ટિ તરફ વળેલા, પણ પાછળથી એમણે એ પ્રવૃત્તિ પડતી મૂકી છે. ચુનીભાઈએ વરસો સુધી—'સાહિત્યચર્યાનું સૂક્ષ્માવલોકન' કર્યું છે. આજે એમનું નામ આપણા ઉત્તમ અઠવાડિક 'પ્રજાબંધુ'ના પહેલે પાને સહતંત્રી તરીકે આવે છે: પણ 'પ્રજાબંધુ' અને ચુનીભાઈ વચ્ચે તો જૂનુંપુરાણું તો ય નિત્યનવું સાયુજ્ય છે એ આખું પત્રજગત જાણે છે.

કનુ દેસાઈ વિષે કાંઈ કહેતાં હું અચકાઉં છું. પચ્ચીસેક વર્ષ પહેલાં, અમારા અભ્યાસકાળમાં, કલાકોના કલાકો અને દિવસોના દિવસો સુધી અમે સાહિત્યકલાની ચર્ચા કરી છે. એમના જેવો ઉદ્યમી કલાકાર મેં જોયો નથી. એ પ્રેરણા અને પરસેવો બન્ને ઉપર આધાર રાખે છે. એમની અનેક ચિત્રાવલિઓમાં અને 'ભરતમિલાપ', 'રામરાજ્ય' વગેરે ચલચિત્રોના કલાનિદર્શનમાં આની પ્રતીતિ થશે. ૧૯૩૮નો ચન્દ્રકનું માન એમને મળ્યું એ સર્વ વાતે યોગ્ય હતું.

સાથેસાથે શાન્ત અને શરમાળ* ચિત્રકાર રસિકલાલ પરીખને લઈએ. આ પ્રથમ પંક્તિના કલાકાર મુંબઈની જે. જે. સ્કૂલ ઑફ આર્ટની પરીક્ષામાં પણ પ્રથમ આવેલા. ત્યાંની આર્ટ સોસાયટી તરફથી પણ એ સુવર્ણચન્દ્રક પામ્યા છે. રસિકલાલ સુંદર ચિત્રકાર ઉપરાંત સુઘડ મૂર્તિકાર પણ છે. ૧૯૪૨ના ચન્દ્રકથી એમની કલાની કદર થઈ હતી.

એમ નથી લાગતું કે અત્યાર લગી આપણે ઘણી ગંભીર વાત કરી? ધનસુખલાલ મહેતાને ફાળે ૧૯૪૦નો ચન્દ્રક જતાં એમાં હાસ્યનું મૂલ સ્વીકારાયું હતું. આશરે પાંત્રીસેક વર્ષથી એ મુખ્યત્વે હળવા સાહિત્યની સતત ને સરસ સેવા કરતા આવ્યા છે, એટલે મારે તમને એમની ઝાંખીને ઓળખાણ આપવાની ન હોય. અહીં એટલું ઉમેર્યાં વિના નથી રહેવાતું કે જીવનની કરુણતાને અંતરમાં સમાવીને એમણે જે હસતું મોં રાખ્યું છે અને અન્યને હસાવ્યાં છે એ સિદ્ધિ વિરલ છે.

અને ૧૯૪૧ માટે નક્કી થયા જ્યોતીન્દ્ર દવે. આ અનિવાર્ય હતું. ધનસુખલાલે અને જ્યોતીન્દ્રે જેમ બેના મળીને 'અમે બધાં' લખ્યું, તેમ અન્યત્ર પણ બન્ને સાથે હોય એ જ શોભે ને? જ્યોતીન્દ્રનું હાસ્યસાહિત્ય ગુજરાતી ભાષામાં તો અજોડ છે જ: પણ અન્ય ભારતીય ભાષામાં યે એમની જોડી જલ્દી નહિ જડે. એમનું ભાષણ સાંભળવું એટલે હસીહસીને હારી જવું. એમના 'રંગતરંગ'ના ભાગો જેણે નથી વાંચ્યા તેણે જીવનનો આનંદ ખોયો છે.

સાહિત્ય અને કલાની જોડી સાથે ૧૯૪૩માં સંગીત સ્વીકારાતાં તેની ત્રિપુટી રચાઈ. ચન્દ્રક માટે પંડિત ઓમકારનાથ ઠાકુરનું નામ જાહેર થતાં એઓ સાહિત્યકાર કહેવાય કે કેમ, એ વિષે ઊહાપોહ થએલો. એ અસ્થાને હતો. ઓમકારનાથની સારીગમ વિષે કશું કહેવું એ મારા જેવા માટે વધુપડતું, અરે અવિવેકભર્યું: પરંતુ ચન્દ્રકપ્રદાનવિધિ પ્રસંગે એમણે આપેલા ભાષણમાંથી કંડિકા ઉતારવાનો હક્ક તો હું ધરાવું છું:

"સાહિત્ય અને સંગીતને હું તો સદૈવ સહોદર જ માનતો આવ્યો છું. કારણ સાહિત્ય જેનું જીવન છે અને સંગીત જેના જીવનનો નિષ્કર્ષ છે એવી વીણાપુસ્તકધારિણી ભગવતી ભારતી માતાનાં યુગલ પયોધરને ધાવીને જ જેમનાં જીવનનાં ઘડતર ઘડાયાં છે એવા સાહિત્યકાર અને સંગીતકારને માટે ભા જ્યા ભાઈ સિવાય અન્ય કયો સંબંધ યોગ્ય ગણાય? આપણી બે આંખો જે સાથે જ જન્મે છે સાથે જ જીવે છે અને સદૈવ જે સાથે જ જૂએ છે, સૂએ છે, હસે છે અને રૂએ છે એવું સહજીવન જીવતાં આપણાં ચક્ષુઓને વામસવ્ય કદી જુદાં ગણવાથી શો લાભ હશે, શો અર્થ સરશે?"

કોણ કહેશે કે ઓમકારનાથ શુદ્ધ સાહિત્યકાર નથી?

અને પછી તો ચન્દ્રકની સીમા એથી ય આગળ વધી હતી ૧૯૪૭નો ચન્દ્રક હરિનારાયણ આચાર્યને એમના પ્રકૃતિવિજ્ઞાન માટે મળ્યો હતો. હરિનારાયણનો વ્યાયામ વિષયનો અભ્યાસ પણ ઊંડો છે અને ગુજરાતને એનો ય લાભ લેવો જોઈએ.





રસિકલાલ પરીખ (૧૯૪૨) કલા · ઓમકારનાથ ઠાકુર (૧૯૪૩) સંગીત

*આ ઉપરથી પૂછવાનું મન થાય છે કે રસિકલાલે રાખવું જોઈતું 'શરમાળ' ઉપનામ કનુભાઈએ કયા હિસાબે રાખ્યું હશે? કનુભાઈને તો 'અફલાતુન'-કે એવું કંઈક બંધ બેસે! પણ પાછું એ નામ તો રવિભાઈએ પોતા વારને પસંદ કર્યાનું યાદ આવે છે!!

તેર વર્ષ વિતાવ્યાં. ૧૮૨૪માં એ મેજર બન્યા ને ૧૮૨૬માં લેફ્ટેનન્ટ કર્નલ. ઇંગ્લાંડમાં તો એમનો ઘણો સમય, હિંદમાં ભેગી કરેલી સામગ્રીની વ્યવસ્થામાં, ને પોતાના પુસ્તકનું સંપાદન કરવામાં જ વીત્યો. ૧૮૨૯ ને ૧૮૩૨ વચ્ચે પ્રસિદ્ધ થયેલ 'રાજસ્થાન'ના એમના ઇતિહાસ ગ્રંથે, ને ૧૮૩૯માં એમના મૃત્યુ પછી પ્રસિદ્ધ થયેલ 'પશ્ચિમ હિંદના પ્રવાસે' એમને ઉજળી કીર્તિ અપાવી. રૉયલ એશિયાટિક સોસાયટી જોડે સાથે પણ એમને ગાઢ સંપર્ક હતો, તેના લાયબ્રેરિયન તરીકે પણ થોડો સમય એમણે કામ કરેલું.

૧૮૨૬ની ૧૬મી નવેમ્બરે ડૉ. હેનરી કલટરબકની પુત્રી જુલિયા સાથે એમનાં લગ્ન થયાં, ૧૮૩૫માં રીજન્ટ પાર્કમાં એક ઘરમાં એ ઠરીઠામ થયા, ને તે જ વર્ષની ૧૭મી નવેમ્બરે એમનું અવસાન થયું.

કર્નલ ટૉડના ચરિત્રની બીજી બાજુનું ચિત્ર પં૦ સુંદરલાલજીએ 'ભારતમાં અંગ્રેજી રાજ્ય'માં આપ્યું છે તે પણ જોવું જોઈએ. પંડિતજી લખે છે કે કંપનીના એજન્ટ તરીકે ટૉડને મુખ્ય કામ એ કરવાનું હતું કે રાજપૂતોને ખૂબ ચડાવીને તેમને મરાઠા અને મુસલમાનોની વિરુદ્ધ હમેશાં ઉશ્કેર્યા કરવા, જેથી એમના મનમાં તેઓ પ્રત્યે તિરસ્કાર પેદા થાય, અને આ ત્રણે જાતિઓ ભારતની સ્વાધીનતાને નામે અંગ્રેજોની સામે એક ન થઇ જાય. ટૉડનો પ્રસિદ્ધ ગ્રંથ 'રાજસ્થાન' આ ઉદ્દેશ નજર સમક્ષ રાખીને જ લખાયો છે. આ ગ્રંથ મરાઠા તથા મુસલમાનો બંનેની વિરુદ્ધ અને કલ્પિત તથા ભયયુક્ત વૃત્તાંતોથી ભરપૂર છે. ભારતના સૌથી વધારે યોગ્ય, સૌથી વધારે મહાન અને કર્તવ્યનિષ્ઠ સમ્રાટ અકબરને પણ કલંકિત કરવામાં કર્નલ ટૉડે પાછું વાળીને જોયું નથી. પરંતુ પોતાનો રાજકીય હેતુ પાર પાડવામાં એને અસાધારણ આશ્ચર્યજનક સફળતા મળી. સર ડેવિડ ઑક્ટરલોની લખે છે કે કર્નલ ટૉડ રાજપૂતાનાના રાજાઓ તથા સરદારો પાસેથી ખૂબ નાણાં અને લાંચરુશ્વત પણ પડાવતો હતો.

આ આખીયે યોજના પાછળ જે વિચારણા ને ઉદ્દેશ હતાં તેની પ્રતીતિ લૉર્ડ હેસ્ટિંગ્સની ડાયરીમાંથી મળે છે. એ નોંધે છે કે 'ભલે કદાચ ખુલ્લી રીતે ન બની શકે તોપણ ઓછામાં ઓછું વ્યવહારમાં તો અંગ્રેજ સરકારને આ દેશના અધિરાજપદે સ્થાપી દેવાનો આપણો ઉદ્દેશ હોવો જોઇએ. દેશની બાકીની રિયાસતો રીતસર ન બને તો પણ વાસ્તવિક રીતે તો આપણા સામંત જેવી જ રહેવી જોઇએ.'

આમ છતાં કર્નલ ટૉડે એના ગ્રંથ દ્વારા ઇતિહાસક્ષેત્રમાં કરેલું કામ પ્રધાન તો રહેશે જ. ('રાજપૂતબંધુ'માંથી સુધારાવધારા સાથે)

## દ્રાવિડ દેશમાં જઇ વસેલા સૌરાષ્ટ્રીઓ

સૌરાષ્ટ્રથી લગભગ બારસો માઈલ દૂર, છેક દ્રાવિડ દેશમાં લગભગ લાખેક માણસોની એક જાતિ વસે છે. એ લોકો પોતાને 'સૌરાષ્ટ્ર બ્રાહ્મણ' કહેવડાવે છે. દક્ષિણના (ખાસ કરીને મદુરા જિલ્લાના ગેઝેટિયર ગ્રંથોમાં અને દક્ષિણની જાતિઓને લગતા ગ્રંથોમાં એ જાતિનાં વિસ્તૃત વર્ણનો છે. એ લોકો આજે વ્યવહારમાં ત્યાંની તામિલ ભાષા વાપરે છે, પણ ઘરમાં જે બોલે છે તેને 'સૌરાષ્ટ્રી' બોલી કહે છે. તામિલમાં એ લોકોને 'પટ્ટનુલકારન' કહે છે, જેનો અર્થ 'રેશમી કાપડ વણનારા' એવો થાય છે. ગુજરાતમાં જે અનેક ભ્રમણયુગો આવ્યા તેમાં, મહમદ ગઝની કે અલાઉદ્દીનની ચડાઇ વખતે થએલા ભ્રમણયુગમાં જે લોકો નાઠા, તે દક્ષિણમાં દેવગિરિ, વિજયનગર વગેરે સ્થળોએ રહેતા રહેતા છેવટે મદુરાની આસપાસ સ્થિર થયા. એમનાં લગ્નોમાં ગોત્રોચ્ચાર વખતે સામસામે આ પ્રમાણે બોલે છે. 'તમે કોણ છો ને ક્યાંથી આવો છો ?' જવાબ: 'અમે સોરઠના છીએ; ત્યાંથી દેવગિરિ આવીને વસ્યા; ત્યાંથી વિજયનગર, અને ત્યાંથી મદુરામાં આવ્યા.' વર અને કન્યા બંને પક્ષો આ પ્રમાણે પૂછે છે અને જવાબ દે છે. આ લોકો ઉદ્યોગી અને વેપારી છે. તામિલ બ્રાહ્મણો એમને બ્રાહ્મણ ગણવામાં વાંધો લેતા. સત્તરમી સદીમાં કેટલીક તકરારો પછી મહારાણી મંગમ્માએ એમને બ્રાહ્મણનું ક્રિયાકર્મ કરવાનો પરવાનો લખી આપ્યો.

ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ એમની ભાષાનો પણ અભ્યાસ કરવા જેવો છે. એમની બોલીમાં આપણા શબ્દો સાથે કન્નડ, તેલુગુ અને તામિલ શબ્દો ભળેલા છે. ૧૯૨૮માં ગાંધીજી મદુરા ગયા ત્યારે તેમણે એ ભાષામાં એમને માનપત્ર આપેલું તેમાં, એ લોકનું મુખ્ય કામ જે 'સુંદરી બાંધણી'નું છે તેનો ઉલ્લેખ એમણે 'સુન્દરી બંદિનિ કામુ' એ રીતે કરેલો. બેંગલોરમાં એ લોકોનો એક લત્તો છે તેને 'સૌરાષ્ટ્ર પેટ' કહે છે. —રત્નમણિરાવ ભીમરાવ

(જૂનાગઢ ઇતિહાસ પરિષદ-પ્રદર્શન વખતના વ્યાખ્યાનમાંથી)

## આથો ચડેલો ખોરાક

ધાન્યો અને ઘીતેલથી શરીરને ગરમી ને કામ કરવાની શક્તિ મળે, પણ મજબૂત હાડકાં અને માંસ બનાવવા માટે તો રોજના ખોરાકમાં પ્રોટિન અથવા માંસદતત્ત્વો અને ક્ષારો જ જોઇએ આપણે ઘણે ભાગે અન્નાહારી હોઈ માંસદ તત્ત્વો મેળવવા જુદાંજુદાં કઠોળો ઉપર આધાર રાખવો પડે છે. પણ તેમાંનાં પ્રોટિનો મધ્યમ કોટિનાં છે. પ્રાણીઓનાં કલેજાં, માંસ, મચ્છી, ઇંડાં વગેરે પદાર્થો અને દૂધમાં જ ઉત્તમ પ્રોટિનો તો છે. પણ આપણે તો તે પૈકી ફક્ત દૂધ જ લઈ શકીએ; અને માણસ દીઠ સવા રતલ દૂધ રોજ જોઈએ. પણ આપણે ત્યાં એથી પાંચમા ભાગનું જ દૂધ મળે છે. વળી તે એટલું બધું મોંઘું છે કે મધ્યમ અને ગરીબ વર્ગને તે વગર જ ચલાવી લેવું પડે છે. આથી આપણે અહીંના અન્નાહારીઓને અનાજોના મધ્યમ પ્રોટીનો પર જ નછૂટકે આધાર રાખવો પડે છે. એટલે આપણાં શરીર દિનપ્રતિદિન નબળાં જ પડે છે અને આપણી ઊછરતી પ્રજા નબળી બનતી જાય છે. તો શું આપણે અન્નાહારીઓએ માંસ, મચ્છી અને ઈંડાં ખાવાં ? આ સવાલનો જવાબ હાલના વિજ્ઞાનીઓએ હમણાં આપ્યો છે.

પહેલા મહાયુદ્ધ વખતે જર્મનીને જ્યારે અનાજ અને માંસની તીવ્ર તંગી પડવા માંડી ત્યારે ત્યાંના વૈજ્ઞાનિકોએ ખોરાકો પર અખતરા કરી શોધી કાઢ્યું કે આપણા ખોરાક વગેરેમાં જે આથો આવે છે તે 'યીસ્ટ'–ખમીર ઉત્તમ પ્રકારનાં માંસદ તત્ત્વોથી ભરપૂર હોય છે આ ખમીરો એક જાતના ઝીણા છોડવા છે. તે એટલા બધા ઝીણા છે કે તેમને જોવાને સારામાં સારું સૂક્ષ્મદર્શક યંત્ર જોઇએ. એક ચોરસ ઇંચ જગ્યામાં લાખો છોડવા રહી શકે. તે હવામાં પણ ઊડતા રહે છે.

ચોખા, જવ વગેરે ધાન્યો, મહુડાં, દ્રાક્ષ, ખજૂર, સફરજન વગેરે મીઠાં ફળો, ગોળની રસી કે બીજી એવી શર્કરાવાળી ચીજોનો રસ કરી તેને હવામાં રાખવામાં આવે, તો તે છોડ તેમાં હવામાંથી પડે અને તે તેમાં વધે આ ખમીરો વધે ત્યારે તે રસ ઊફણે અને તેમાં દારૂ પેદા થાય. આપણાં ઘરમાં ઢોકળાં, હાંડવો, ઈડલી, પાંઉ, વડાં, જલેબી વગેરે બનાવીએ છીએ, ત્યારે તેમના ખીરામાં પણ હવામાંનાં ખમીરોના છોડવા પડે છે અને, તે ખીરું પણ ઊફણે છે તેમાં પણ પુષ્કળ ખમીરના છોડવા વધે છે. આ ખીરું બાર કલાક સુધી ઊફણે તો તેમાં લાખો એવા છોડ પેદા થાય છે

દારૂનાં કારખાનાંમાં મહુડાનાં મીઠાં ફૂલોનો રસ ઊફણે છે. તે રસમાં થોડુંક જૂનું ખમીર નાખવાથી તે ઊફણવાની ક્રિયા જલદીથી ચાલે છે ને ફદફદતા રસની ઉપર જે કચરા જેવું તરી આવે

છે, તેમાં પુષ્કળ ખમીરી છોડવા હોય છે. જ્યારે દારૂ બનાવાય ત્યારે તે કચરાને નકામો ગણીને બહાર કાઢી નંખાય છે. આ ખમીરનો સ્વાદ કડવાશ મારતો હોય છે તેથી તે ખવાતું નથી. એ ખમીરમાંથી જર્મન વૈજ્ઞાનિકોએ કડવાશ કાઢીને મિઠાશ મૂકી અને તેનો ઉપયોગ લશ્કરીઓના ખોરાક તરીકે કરાવ્યો. ઇંગ્લંડે બીજા મહાયુદ્ધ વખતે ઇંગ્લંડને પણ એવી જ ખોરાકીની તંગી નડવાથી તેણે પણ એ ખમીરના પ્રયોગો કર્યાં, અને તેને સૂકવીને તેની ટીકડીઓ બનાવી પોતાના દેશનાં લશ્કરોને તે મોકલી. આવા ઉત્તમ માંસલ તત્ત્વ તથા 'બ' વર્ગનાં જીવનસત્વો (વિટામિન)થી ભરપૂર કેટલું ખમીર પેદા થાય તેનો ખ્યાલ મેળવવા એક દાખલો લઈએ: એક પીપમાંનું પ્રવાહી ચોવીસ કલાક ઊફણે તો તેથી જેટલું માંસલ તત્ત્વ પેદા થાય તેટલું તત્ત્વ મેળવવા સારુ બે વરસની ઉંમરના હૃષ્ટપુષ્ટ ચાર ગોધાઓને મારવા પડે! આવું ઉત્તમ માંસલ તત્ત્વ બનાવવા સારુ ગોળની રસી, બગડેલો કાળાશ પડતો ગોળ, માણસના ઉપયોગમાં ન આવે એવા બટાટા ને સક્કરજન વગેરે પદાર્થો વાપરી શકાય; આ ખમીરમાં પ્રાણિજ માંસલ તત્ત્વ જેટલું જ ઉત્તમ માંસલ તત્ત્વ જીવનસત્ત્વ બી પણ હોય છે. તે ખમીર ઉંદરો, મરઘીઓ, ગાયો વગેરે જાનવરોને પણ આપી જોવામાં આવ્યું. આથી ગાયોની શક્તિ, વજન ને દૂધ વધ્યું અને મરઘીઓ ૨૫ ટકા વધારે ઇંડાં મૂકતી થઈ. માણસોને પણ આવા ખમીરનો ભૂકો ખોરાકમાં આપવામાં આવતાં શરીરનો બાંધો સુધર્યો.

આ ઉપલી વાત આપણા ગરીબ દેશને માટે ઘણી અગત્યની છે. આપણે આપણાં ઘરમાં લાખો ખમીરી છોડ ઉત્પન્ન કરી વાપરી શકીએ તેમ છીએ. આપણાં ઢોકળાં, ઈદડાં, ખમણઢોકળાં, વડાં, હાંડવો અથવા ઢેબરું, વગેરેમાં સાંજે તૈયાર કરેલા ખીરાને સવારમાં આથો આવે છે. એવી ચીજો રોજ ખવાય તો તેમાંના ખમીરનાં ઉત્તમ માંસલ તત્ત્વો તથા 'બ' વર્ગનાં બધાં જીવનસત્ત્વોનો લાભ [illegible]. ને એવી કેટલીક ચીજોમાં ખીરું કરતી વખતે દહીં નાખ્યું હોય, તો તે જાતના પણ ખમીરી છોડવા તેમાં ઊગે. વળી સવારે બાંધેલી કણકની સાંજે ચીજો બનાવી હોય તો તેમાં પણ ખમીર પડે; અને તે ખમીર ત્યાં વધે અને તેથી તેને પણ આથો આવે. પછી દરરોજ જે આથો આવેલી કણક થાય તેમાંથી થોડી રાખી લઇ તેને બીજા દહાડાની કણકમાં ભેળવે, તો તે કણકમાં ખૂબ સારો આથો આવે. આવી ખમીરી રોટલી ખાવાની ટેવ પાડવામાં આવે, તો પ્રજાને ખમીરનો લાભ મળે.

જો અન્નાહારી પ્રજાને પોતાનાં અને પોતાની ભવિષ્યની પ્રજાનાં શરીર સુધારવાં હોય, તો તેમણે પોતાની ખાવાની ટેવો સુધારવાની જરૂર છે. તે રોજ સવારે ભેગાં ઢોકળાં, ખમણ, હાંડવો અથવા ઢેબરું, ઈદડાં અને ઈદલી ખાય અને સાંજે ખમીરી રોટલી ખાય તો તેમનાથી માંસ, મચ્છી, ઇંડાં અને દૂધ જેટલો જ લાભ મળશે. આની વિરુદ્ધ કેટલાક ખરચ અને કડાકૂટના સવાલ ઊભા કરશે. પણ આમાં કશી કડાકૂટ નથી. સાંજે જે કણક બંધાય છે તેને બદલે સાંજની રસોઇની કણક સવારે બાંધીને તેની સાંજે ચીજો બનાવવામાં આવે. ઢોકળાં વગેરે બનાવતાં તો ઝાઝી કડાકૂટ નથી જ. વળી ઢોકળાં, ઇદડાં વગેરે પાછળ તો ખરચ પણ ઓછું થાય છે. ઉલટો આ ખોરાકથી બેવડો લાભ થશે.

('આરોગ્યાનંદ'માંથી તારવીને) —હરરાય દેસાઈ

## રાધાગાળી

અત્યંત સ્વરૂપવાન સ્રીનું નામ 'કાળી' નથી હોતું? ને તદ્દન કાળી સ્રીનું નામ 'ભૂરી' પણ હોય છે. તેવું જ એક અત્યંત સુંદર ફૂલો ને પત્રવાળી વેલનું નામ લડવાડિયું પડ્યું છે. નામ છે 'રાધાગાળી.' અને બીચારી કાંઈ આજની આવા નામે ઓળખાય છે? છેક પ્રાચીન વખતથી સંસ્કૃતમાં પણ એને 'કલિહારિકા' (એટલે 'કજિયાખોર નાર') નામે ઓળખવામાં આવી છે. પ્રાચીન કાળમાં એવી માન્યતા હતી, અને આજે પણ છે, કે કોઇના ઘરને છાપરે આ વેલાનો ટુકડો નાખવામાં આવે તો તે ઘરમાં વઢવાડ થાય. મરાઠીમાં પણ એને 'કળલાવી' કહે છે અને તેનો અર્થ પણ 'વઢવાડિયું' જ થાય છે. આપણાં ગામડાંમાં તો એનો શબ્દપ્રયોગ પણ રૂઢ થઇ ગયો છે કે જ્યારે કોઇના ઘરમાં સતત કલહ ચાલ્યા કરતો હોય ત્યારે 'એને છાપરે કોઈએ રાધાગાળી નાખી છે' એવું કહેવાય છે. એનું બીજું નામ 'લાંગુલી' ને 'હલિની' છે. એનાં પાનનો આકાર (અને મૂળનો પણ કંઈક) હળ જેવો હોઈ, તે પરથી આ નામ પડ્યું હોય.

આ 'રાધાગાળી' આપણી વાડો પર ઊગે છે. તેના મૂળમાં કંદ હોય છે અને એ કંદ ઝેરી છે. આયુર્વેદે જે સાત 'સ્થાવર ઉપવિષો' ગણાવ્યાં છે તેમાં એ પણ છે; પણ બીજાં ઝેરોની પેઠે યોગ્ય માત્રામાં વાપરવાથી દવા તરીકે તેનો ઉપયોગ થઇ શકે છે. તેના ગુણ ઝેરકોચલાને મળતા છે; તે ભૂખ લગાડે છે, જ્ઞાનતંતુઓને બળ આપે છે ને તાવને દૂર કરે છે. એનો આકાર વછનાગને કંઇક મળતો હોઈ તેને 'દૂધિયો વછનાગ' કહે છે, પણ તે નામ યોગ્ય નથી. વછનાગ ને આ બન્ને જુદા જુદા વર્ગનાં છે. વછનાગ મોરવેલના વર્ગનો છે જ્યારે આ લસણ-ડુંગળીના વર્ગની છે. તેનાં ફૂલનો આકાર અગ્નિશિખા જેવો છે, તેથી સંસ્કૃતમાં તેને 'અગ્નિશિખા' કે 'અગ્નિજ્વાલ' પણ કહે [illegible]ની જાતની જાસુદી જેવાં લટકાળાં એનાં ફૂલ, કુંડમાંથી [illegible] નીકળતા અગ્નિ જેવાં દેખાય છે. પાંદડાં પણ લહેરિયાંળાં ને સુંદર ગોઠવણીનાં હોય છે અને તેથી લૅટિનમાં તેને 'ગ્લોરિયોસા સુપર્બા' ('સર્વોત્તમ કીર્તિ') એવું નામ અપાયું છે. બગીચામાં ઉછેરવા જેવી નિતાન્ત સુંદર પરી એ છે. (ગુજરાત સમાચાર)

## 'હિઝ માસ્ટર્સ વૉઈસ'નો કૂતરો

વિખ્યાત ગ્રામોફોન કંપની 'હિઝ માસ્ટર્સ વૉઈસ'ના ટ્રેડમાર્ક પર આવતું વાજું સાંભળતા કૂતરાનું ચિત્ર અમારા કૂતરા પરથી દોરેલું છે. એ ચિત્ર દોરનાર મિ. ફ્રાન્સિસ બરોડ મારા કાકા થાય.

કૂતરાનું નામ નીપર. સને ૧૮૮૪માં બ્રિસ્ટલમાં એ જન્મેલો. એ કૂતરો ખાસ ઊંચી ઓલાદનો ન હતો, તે બુલડૉગના જેવી એની છાતી પરથી તમે જોઈ શકશો.

મારા કાકા ફ્રાન્સિસ બરોડ જ્યારે ગ્રામોફોન વગાડવા બેસતા ત્યારે નીપર ખરેખર એના ભૂંગળા પાસે મોં રાખીને સાંભળવા બેસતો. તેથી મારા કાકાના મનમાં થયું કે કૂતરો જાણે પોતાના શેઠનો અવાજ (His Master's Voice) સમજીને જ સાંભળવા બેસતો હોય એમ લાગે છે!

આ પરથી મારા કાકાએ એનું એ રીતનું ચિત્ર દોરી કાઢ્યું અને ગ્રામોફોન બનાવનારી એક પેઢીને બતાવ્યું. પરંતુ એ લોકોને એમાં ઝાઝો રસ પડ્યો નહિ એટલે ચિત્ર પાછું આપ્યું. ત્યારપછી એક મિત્રની સલાહથી એમણે ન્યૂ ગ્રામોફોન કંપનીને એ વેચ્યું, અને તે પછી તો અમારો નીપર જગવિખ્યાત બની ગયો. —ઈ. એમ. બરોડ

# ટિકિટસંગ્રહ

આજનો એ સંસારવ્યાપી શોખ કેમ કેળવવો તેની તથા બીજી ઉપયોગી માહિતી આપતો વિભાગ

સંગ્રહ શરૂ કરવાની સાથે હવે તેનાં સાધનોનો પણ વિચાર કરવો જરૂરી છે. જોકે મધ્યમ સ્થિતિના શોખીનો તેમજ વિદ્યાર્થીઓ માટે એ ઘણું ખર્ચાળ નીવડે. પણ તમે પ્રારંભશૂર બનીને પછી આ રસ છોડી દેવાના ન હો, તો એનાં સાધનો વસાવી લેવાં હિતાવહ છે; કેમકે ટિકિટોની પરખ, સંગ્રહની રચના, વર્ગીકરણ, વ્યવસ્થા, સ્વચ્છતા, વગેરે માટે એ બધાં જરૂરી છે. એકસામટું ખર્ચ કરવાની ગુંજાયશ ન હોય તેણે ધીરેધીરે એ સાધનો વસાવી લેવાં; અને તાત્કાલિક ન જ ખરીદી શકાય એવી તંગ સ્થિતિ હોય તો અહીં જે સાધનો વર્ણવવામાં આવે તેના ઉપયોગનું તત્ત્વ સમજી લઈ, તે મુજબ સાદાં સાધનો સર્જી લેવાં; ને તે ય અશક્ય હોય ત્યાં કાળજીપૂર્વક ચલાવી લેવું

દાખલા તરીકે આલ્બમો. તેના અનેક પ્રકાર આવે છે—ત્રણ રૂપિયાથી માંડીને ત્રણસો ગીની સુધીના. પણ કોઈ ગામડાના ગરીબ વિદ્યાર્થીને આ શોખ લાગ્યો હોય ને તેને માટે એ ખરીદી તત્કાલ અશક્ય હોય તો શરૂઆત માટે સ્વચ્છ કાગળોની ગજ- નોટ બાંધી, તેમાં નીચેનાં વર્ણનો પ્રમાણેની યોજના, ખાનાં આંકીને કરી શકે.

શરૂઆત કરનાર પાસે થોડીક જ ટિકિટો હોય તો તેણે પ્રારંભ પૂરતું સામાન્ય કિંમતનું ચાલુ આલ્બમ ખરીદવું સારું. તેમાં જુદા-જુદા દેશો માટે અલગ અલગ પાનાંઓ રાખીને, પાનાને મથાળે તે દેશનું નામ, તેનો ટૂંકો ભૌગોલિક તથા ઐતિહાસિક પરિચય, અને પિછાન માટે તે દેશની એકાદ બે ટિકિટોનાં ચિત્રો છાપેલાં હોય છે, અને તેની નીચે ટિકિટો ચોડવા માટે આખું પાનું ભરીને ખાનાં પાડેલાં હોય છે. પછી જ્યારે સારી સંખ્યામાં ટિકિટો થઈ જાય, ત્યારે પછી મોટાં ખાસ યોજનાવાળાં આલ્બમોમાં તે ખસેડી લેવી. એવાં આલ્બમોમાં દરેક દેશની એકેક પ્રકારની ટિકિટ માટે ખાસ અલગ ખાનું હોય છે, અને તે ટિકિટનું સંક્ષિપ્ત વર્ણન અથવા તો ચિત્ર કાં તો એ ખાનામાં હોય છે, યા તો એ ખાનાંઓમાં નંબર દઈ તેની સામેના પાના ઉપર તેના નંબર વાર તેનાં વર્ણન આપેલાં હોય છે. જો આવાં આલ્બમોમાં પણ દુનિયાની બધી જ ટિકિટોનાં વિશેષ ચિત્રો આવવાં તો અશક્ય જ છે, કેમકે આજે દુનિયામાં બધી મળીને દોઢ લાખ જેટલા પ્રકારની ટિકિટો હશે!

બની શકે તો બે પૂંઠાની વચ્ચે દોરા કાગળ રાખેલાં આલ્બમો પસંદ કરવાં, જેથી સામસામાં પાનાં પર ચોડેલી ટિકિટો એકબીજી સામે ઘસાઈને જફા ન પામે. યા તો, સામી બાજુ કોરી રાખીને એક જ બાજુ ચોડવાનાં ખાનાંવાળાં આલ્બમો આવે છે તે લેવાં. પણ આ બધી યોજનાઓમાં બંધાઈ રહેવું ન હોય ને પોતાની ઇચ્છા મુજબની કોઈ ખાસ રચનાથી ટિકિટો ચોડવી હોય, તો તેને માટે છૂટાં પૃષ્ઠવાળાં આલ્બમો પણ આવે છે, જેમાં તમે ઇચ્છા મુજબ સમૂહો યોજી શકો ને ચાહો ત્યારે તેમાં ફેરફારો પણ કરી શકો. વળી જેઓ અમુક એક જ દેશની ટિકિટોનો સંગ્રહ કરતા હોય, અને એમનો એ સંગ્રહ આલ્બમનાં પાનાંમાંનાં ખાનાંની સંખ્યા ઉપરવટનો થઈ જાય, તેઓને માટે પણ છૂટાં પૃષ્ઠ કોરાં આલ્બમો જ સારાં. આલ્બમોમાં બે પ્રકારના કાગળો આવે છે: ધોળા ને કાળા. કેટલાક કાળા કાગળો પસંદ કરે છે, જેથી ટિકિટોનો રંગ ઉઠાવ પકડે. પણ એ તો જેવી જેની રુચિ.

બીજું સાધન છે 'હિન્જિસ', એટલે કે ગુંદરવાળા પાતળા પારદર્શક કાગળની બેવડી વાળેલી ચિઠ્ઠીઓ, જેને ટાંકે જ ટિકિટો આલ્બમમાં ચોડી શકાય. આલ્બમનાં પાનાં પર સીધી ટિકિટો ગુંદરથી ચોડી ન દેવાય; કે તેના છેડા ભિડાવીને પણ ન ચોડાય. એથી ટિકિટોને જફા પહોંચે, આલ્બમ ગંદું થાય, ને ટિકિટસંગ્રહમાં આપણે બુડથલ ગણાઈએ. મિજાગરાંની પેઠે બેવડી જ વાળેલી એ 'હિન્જ'નો એક છેડો ટિકિટ પર













'કુમાર'ના ૩૨૨મા અંકમાં આવેલી 'દેવનાગરી લિપિમાં રદીકરણ'વાળી નોંધના અનુસંધાનમાં ભાઈ રાજેન્દ્ર રમણિકલાલે બહુ આ માહિતી તથા ચિત્રસામગ્રી મોકલી છે: 'દેવનાગરીમાં માત્ર "જય હિંદ" શબ્દોવાળું પ્રથમ રદીકરણ તા. ૧૫-૮-૪૮ના રોજ થયું'તું. તે પછી બીજી વાર સંપૂર્ણ દેવનાગરીમાં રદીકરણ "૫૫મી કોંગ્રેસ ગાંધીનગર જયપુર ૧૫-૧૨-૪૮"ની છાપ સાથેનું થયું. એ એક જ રદીકરણની આખી છાપ દેવનાગરીમાં છે. આ વખતની નાસિક કોંગ્રેસ વખતના રદીકરણની છાપ પણ આખી જ દેવનાગરીમાં નથી; તેમાં તારીખ અંગ્રેજીમાં છે. એવી જ છાપ ૨૬-૧-૫૦ના રોજ પ્રજાસત્તાકની જાહેરાતના દિને કલકત્તા, મુંબઈ વગેરેની પોસ્ટ ઑફિસોએ મારી હતી. આ જોતાં આ વખતનું રદીકરણ દેવનાગરીમાં થોડું વધારે ગણાય. પણ સંપૂર્ણ નાગરી લિપિમાં તો ૧૫-૧૨-૪૮ના દિવસે જ થયું છે.'




જૂનાગઢમાં નવાબનું રાજ્ય હઠ્યું ત્યારે તેની 'સોરઠ સરકાર' તરફથી રાજ્યની આંતરિક ટપાલ માટે 'સૌરાષ્ટ્ર પોસ્ટેજ'ના નામથી ચાર પ્રકારની ટિકિટો નીકળેલી: ૦। આનો, ૦॥ આનો, ૧ આનો અને ૨ આના. તે પૈકી ૦॥ આના વાળી ટિકિટ અહીં આપી છે, જેના ઉપર ગીરના સિંહનું ચિત્ર છે.

ચોડીને, પછી બીજો છેડો આલ્બમમાં ચોંટાડવો અને આમ, તેને ટેકે જ ટિકિટને આલ્બમમાં વળગેલી રાખવી.

આ ઉપરાંત ટિકિટો તપાસી જોવા માટે આકૃતિને મોટી કરી બતાવનારો 'બહુદર્શી' કાચ (મૅગ્નીફાયિંગ ગ્લાસ); ટિકિટોને પકડવા, ચોડવા, ઉખેડવા તથા હેરવવાફેરવવા માટે કાટ ન ચડે એવી ધાતુનો નાજુક ચીપિયો; પરફોરેશન (ટિકિટોની ચોમેરની કાંગરીઓ) માપવાનો ખાસ 'ગેજ'; ટિકિટમાંનો 'વૉટરમાર્ક' તપાસવા માટેનું સાધન; રંગ-પરખનો શોમિયો; વર્ગીકરણ કરેલી ટિકિટોને આલ્બમમાં ચોડતાં પહેલાં અલગ અલગ રાખવા માટેની, નાનાનાના સંપુટોવાળી સંગ્રહપોથી, અને તેના ખર્ચમાં ન ઊતરવું હોય તો પાતળા પારદર્શક કાગળોની જુદાજુદા કદની કોથળીઓ કે કવરો; તથા આખાં કવર તેમજ પોસ્ટકાર્ડને અકબંધ આલ્બમમાં ચોડવા માટે, સુંદર સમારેલા ટચુકડા (ફોટોઆફો ચોડવાના) ખૂણિયા આવે છે તે. આટલી વસ્તુઓ પણ સંગ્રાહકે વસાવવી જરૂરી છે. ગુંજાયશ ન હોય તે આમાંની શક્ય તેટલી વસ્તુઓ વસાવે; અને બાકીની ક્રમશઃ મેળવી શકે. (ચાલુ)

# આ માસ (નવેમ્બર) ઇતિહાસમાં : દિનવિશેષ · વ્યક્તિવિશેષ · પ્રસંગવિશેષ

### આ માસના દિનવિશેષ

**તા. ૧** અલ્લાહાબાદમાં દબદબાભર્યા દરબારમાં મહારાણી વિક્ટોરિયાનો ઢંઢેરો, ૧૮૫૮.
**તા. ૩** મુંબાઈમાં ધરતીકંપના ભયંકર આંચકાથી લાખોના જાનમાલનું નુકસાન, ૧૮૫૪.
**તા. ૭** છેલ્લા મુઘલ સમ્રાટ બહાદુરશાહનું રંગૂનમાં કેદી રૂપે મૃત્યુ, ૧૮૬૨.
**તા. ૧૦** ઇસાઈ ધર્મમાં ક્રાન્તિ આણનાર માર્ટિન લ્યૂથરનો જન્મ, ૧૪૮૩.
**તા. ૧૧** કથકલી નૃત્યના પુનરુદ્ધારક કેરલ-કોકિલ કવિ વલ્લાથોલનો જન્મ, ૧૮૭૮.
**તા. ૧૨** લંડનમાં હિંદી સ્વાતંત્ર્યની વિચારણા માટેની પહેલી ગોળમેજી પરિષદ ૧૯૩૦.
**તા. ૧૫** સ્વાતંત્ર્યવાંછુ શિક્ષણ આપતી ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના, ૧૯૨૦.
**તા. ૧૯** હુમાયૂંના સરદાર હિંદલ મિરઝાંની પુત્રી રુકિયા સાથે અકબરનું લગ્ન, ૧૫૫૧.
**તા. ૨૦** મદ્રાસ પાસે સઇદાપેટમાં પહેલી ઍગ્રીકલ્ચરલ કૉલેજ ખુલ્લી મુકાઈ, ૧૮૭૬.
**તા. ૨૩** બાવન વર્ષ ગુજરાત પર હકૂમત ચલાવી મહમદ બેગડો મૃત્યુ પામ્યો, ૧૫૧૧.
**તા. ૨૯** રાજા રામમોહન રૉયે ડેવિડ હેર સાથે મળી પ્રથમ હિંદુ કૉલેજ સ્થાપી, ૧૮૧૬.

### માસની વ્યક્તિવિશેષ : સુન-યાત-સેન

તંદ્રા ને તાબેદારીમાંથી ચીનના આત્માને મુક્ત કરી ઉદ્ધારનાર, ચીનના આંતરસુધારનો જન્મ, દક્ષિણ ચીનના ક્વાન્ટુંગ પ્રાંતના હૉનસાન નામે ગામમાં, ઈ. ૧૮૬૬ની ૧૨મી નવેમ્બરે ગરીબ ખેડૂત કુટુંબમાં થએલો. બચપણથી જ



સાહસિક સ્વભાવ, તેજસ્વી કલ્પના અને દુખિયાં પ્રત્યે સમભાવવાળો એ યુવાન તેરમે વર્ષે રૂઢિચુસ્ત કુટુંબની મંધિયાર પ્રણાલિઓ ફગાવી હોનોલુલુની હવાઈ યુનિવર્સિટીમાં અભ્યાસ કરવા ગયો. ત્યાંથી હૉંગકૉંગ જઈ અમેરિકન તબીબી વિદ્યાલયમાંથી ૧૮૯૨માં ડૉક્ટર થઈને ત્યાં દવાની દુકાન કાઢી. સાથેસાથે ક્રાંતિકારીઓની ભૂગર્ભપ્રવૃત્તિમાં પણ ભાગ લેવા માંડ્યો. ચીનની પ્રજાને પીડતા ને રંજાડતા મેચુ રાજવંશની સામે ૧૮૯૫માં થએલા કાવતરામાં તે સંડોવાએલો પણ તેમાંથી છટકી જતાં, બીજા સાથીદારોની જેમ ફાંસીમાંથી બચી ગયો.

દુનિયાના અન્ય મુલકોમાં દેશવટાનો રખડપાટ ભોગવતાં ભોગવતાં, દેશના ઉદ્ધાર માટે તેને રાષ્ટ્રભક્તિથી પ્રેરિત લોકશાહી સમાજવાદી બળવાની જરૂર હવે અનિવાર્ય લાગી. આ માટે તેણે હોનોલુલુમાં 'સિંગ ચુંગ હુઇ' (ઉત્થાન પામતું ચીન) નામે મંડળ કાઢ્યું, મુક્ત ચીનનો રાષ્ટ્રધ્વજ નક્કી કર્યો ને બીજે વર્ષે હૉંગકૉંગ આવી દોઢ દાયકામાં તો દેશમાં ક્રાન્તિની ભાવના પ્રસારી દીધી.

ચીનના વિકાસ માટે વિદેશી મૂડી અને વૈજ્ઞાનિકો લાવવા તે યુરોપ-અમેરિકા ગયા. ત્યાં આ ભયંકર ક્રાન્તિકારીનો કાંટો કાઢી નાખવા ચીની સરકારે લંડનમાં તેનું અપહરણ કરાવ્યું, પણ ઇંગ્લંડની વિદેશ કચેરીને તેની જાણ થતાં તેને છોડાવ્યા. ફરી પાછા તે ચીન થઈ જપાન ગયા અને ત્યાં રહે રહે, ૧૯૦૦ના બૉક્સર બંડ પછી ૧૯૦૨માં કૅન્ટનમાં ને ૧૯૦૪માં હુનાનમાં બળવા યોજ્યા, પણ તે નિષ્ફળ ગયા. ફરી ૧૯૦૭-૮ અને ૧૯૧૦ની ક્રાન્તિઓ પણ નિષ્ફળ ગયા બાદ ૧૯૧૧નો મોટો વિપ્લવ સફળ ઊઠ્યો. ચીનના સમ્રાટે તેને કચડી નાખવા મોકલેલા બળવાન સેનાપતિ યુઆન-શિહ કાઇને, પ્રજાસત્તાક ચીનનો પ્રથમ પ્રમુખ થવા લલચાવી તેમણે પોતાને પક્ષે જીતી લીધો. પરિણામે સમ્રાટને ગાદીત્યાગ કરવો પડ્યો ને સ્વતંત્ર ચીનનું સુનનું સ્વપ્ન ફળ્યું. પણ તેમાં પોતે કોઈ ઊંચું સ્થાન ન લેતાં, વિદેશોમાંથી ઘણુંઘણું શીખી લઈ પોતાના દેશને ઊંચે આણવા તે જપાન ગયા. પણ પાછળથી દેશમાં ઝઘડા ને અંધેર શરૂ થયાં; યુઆન રાજપદ લ્યાગી માંદો પડ્યો, ને નિષ્ફળ તથા ગૌરવભંગ થઈ મરી ગયો; એટલે ફરી ડૉ. સુન પાછા આવી નવી વિપ્લવવાદી સરકાર સ્થાપી અને પોતે તેના પ્રમુખ થયા. પણ પરિસ્થિતિ થાળે પડીને મજબૂત સ્વતંત્ર સરકાર રચાય તે પહેલાં જ તે ઈ. ૧૯૨૫ની ૧૨મી માર્ચે, કૅન્સરના દર્દથી અવસાન પામ્યા.

### આ માસનો પ્રસંગવિશેષ : પેશ્વાઇનો અંત લાવનારું ખડકીનું યુદ્ધ

હજી થોડા દિવસો પેર જ ખડકીના યુદ્ધમાં અંગ્રેજો અને મરાઠાઓએ એકબીજાની તાકાત માપી લીધી હતી. પેશ્વાઈના ધણી બાજીરાવના કમનસીબને લીધે બાપુ ગોખલે સરખા સેનાનીઓ હોવા છતાં મરાઠાઓને વિજય ન જ મળ્યો. જાણે મરાઠાશાહીનો અસ્તકાળ બેસી ચૂક્યો હતો. કોઈમાં યે હવે પેશ્વાઇને જાળવી રાખવાની ત્રેવડ નહોતી રહી. અહિફન્સ્ટને આ પરિસ્થિતિનો લાભ લઈ જનરલ સ્મિથને પેશ્વા સામે મોકલ્યો. તેણે યરવડા પાસે એક ટેકરી પર તંબૂ તાણ્યા. અક્કલકોટકરની ફોજે તથા નારોપંત આપટેએ તેને પાછો કાઢવા ઘણા પ્રયત્નો કર્યા, પણ નિષ્ફળ. આખરે સં. ૧૮૭૪ના કાર્તિક શુદ ૮ ને રવિવારે મરાઠાઓએ યુદ્ધની શરૂઆત કરી અને ૧૮૧૭ની ૧૬મી નવેમ્બરે મરાઠા તોપો ધણધણી ઊઠી. ઘોરપડી પાસેની ખંડેરાવની ટેકરી પરથી તોપો ચલાવી મરાઠાઓએ પોતાનો મોરચો મજબૂત કર્યો. આરબ અને ગોસાવી પાયદળો નદી પાર જઇ ત્યાંથી ગોળીઓ વર્ષાવી. પણ કૂટનીતિમાં કુશળ અંગ્રેજોએ વિંચુરકરને ફોડ્યો અને તે રાત્રીએ તોપો સાચવતા ગોખલે, પુરંદરે, રાસ્તે, આપટે અને પટવર્ધન વગેરેની ટુકડી પર છાપો માર્યો. વિંચુરકરે તોપો ચલાવી નહિ. આથી એ હુમલામાં ગોખલે વગેરે સૌ કામ આવી ગયા. અંગ્રેજોએ હવે તોપો હાથ કરી લઇ મરાઠાઓ પર જ તે માંડી અને યુદ્ધની એ પહેલી રાતે જ પેશ્વાને નાસી જવું પડ્યું. અને આમ રહીસહી તાકાત પણ ઓસરી જતાં વર્ષોથી ચાલી આવતી એક કાળની મહાન પેશ્વાઇનો અંત આવ્યો.



**પંડિત ઔર મશાલચી, દોનો સૂઝત નાહીં**
**ઔરનકો કરે ચાંદની, આપ અંધેરે માંહી***



હજરત અલી સાહેબ એક રાત્રે મીણબત્તી સળગાવી રાજ્યના ખજાનાનો હિસાબ કરતા હતા, ત્યાં બે સરદારો એમને ખાનગી કામે મળવા આવ્યા. તેમને ઈશારતથી બેસાડી, કામ પૂરું થતાં હજરત સાહેબે પેલી મીણબત્તી બુઝાવી નાખી, અને મેજમાંથી બીજી મીણબત્તી સળગાવી વાત શરૂ કરવા કહ્યું. આથી આશ્ચર્ય પામી સરદારોએ કારણ પૂછતાં હજરત સાહેબે કહ્યું, 'અત્યાર સુધી હું રાજ્યનું કામ કરતો હતો, તેથી મેં રાજ્યની મીણબત્તી સળગાવી હતી; હવે આપણું અંગત કામ હોવાથી તે માટે રાજ્યની મીણબત્તી સળગાવું તો હું ચોર ને અપ્રમાણિક ઠરું. તેથી આ મારી પોતાની મીણબત્તી સળગાવી છે.

* વિદ્વાન પુરુષો ને મશાલચી, એ બે કદી લહેરોની નજરે પડતા નથી; તેઓ બીજાને પ્રકાશ આપે, પણ પોતે અંધારામાં જ રહે છે.

અનેકાર્થી શબ્દ: ચપરાસ=સિપાઈના પટ્ટાની પિત્તળની તકતી. (તે પરથી ચપરાસી =પટાવાળો) મિજાગરું; બકાઈ કે પતરાજી.

કહેવતોના અર્થ: 'સોનાની જાળ પાણીમાં નાખવી.' (ક્યાંક 'ઝારી' શબ્દ પણ વપરાય છે.)-શબ્દાર્થ કહે છે તે મુજબ, સોનાની જાળ (કે ઝારી) પાણીમાં નાખવામાં જેમ તેની ખરાબી અને અનુચિત ઉપયોગ રહેલાં છે, તે જ રીતે, જેમાં માલ સાચવવાનો સંભવ ન હોય તેવું પગલું ભરવામાં કે એ લવામાં ગેરડહાપણ છે, એ આ કહેવતનો બોધ છે

ઝાંખા પડી ગએલાં કે ડાઘવાળાં રૂપાનાં વાસણને મેથિલેટેડ સ્પિરિટવાળા પૂમડાથી ઘસવાથી ડાઘ નીકળી જશે. પછી હમેશ મુજબ પૉલિશ કરી લેવાં.



આ શું લખ્યું છે? ઊકલે છે? આ અંકની નીચલી ધાર નાકને સમાંતરે રાખીને વાંચશો તો ઊકલશે: સાલ મુબારક, કુમાર.



ગયા અંકમાં રોગ ફેલાવનારા જંતુઓનું બૃહચિત્ર આપ્યું હતું. એવા જ આ રૂપ-થોડા વિશેષ જંતુઓનાં ચિત્રો આપ્યાં છે. પણ એમને રખે રોગ ફેલાવનારા માની બેસતા! એ તો છે (૧) દૂધમાંથી દહીં બનાવી આપનારા; (૨) ફળના રસમાંથી આલ્કોહૉલ કરી આપનારા; (૩) સરકો તૈયાર કરી આપનારા ને (૪) પનીર બનાવનારા આપણા ઉપયોગી જંતુઓ. માનવીને એ બધા લાભદાયી છે.

**આ** નીચે એક સરસ રમત આપી છે એમાં એક જણે, કોઈ પણ આંકડાથી શરૂ કરી, બીજા કોઈ પણ એક આંકડા સુધી સીધી લીટી દોરી આરંભ કરવાનો; તથા બીજાએ એ ક્રમવાર એ લીટીને ફાવે તે એક આંકડા તરફ લંબાવતા જવાની, અને એ દરેક નવા આંકડાનો સરવાળો કરતા જવાનો. પણ ધ્યાનમાં એ રાખવાનું, કે એ આવતા સરવાળાની સંખ્યા ચાર કે સાત વડે નિઃશેષ ભાગી ન શકાવી જોઈએ. આ ભૂલ કરી બેસનારે ૭ ગુણ ગુમાવવા પડે. લીટી લંબાવતી વખતે જ તે લંબાવનારે પોતે જે આંકડા તરફ જતો હોય તે આંક આગલા સરવાળામાં ઉમેરી, અને તે સરવાળો મોટેથી બોલવાનો. અને એમાં જે તે ભૂલ કરતો હોય, અને તેની એ ભૂલ, તેના પછીનો રમનાર લીટી આગળ વધારે કે તે પહેલાં સાંભળનારા ન પકડી પાડે, તો તે દરેક સાંભળનારે પણ સાતસાત ગુણ ગુમાવવા પડે! ૨૧ ગુણ ગુમાવનાર રમતમાંથી બાતલ થાય. એક બીજી શરત એ કે એક વાર વપરાઈ ચૂકેલા આંકડા તરફ ફરી લીટી ન દોરી શકાય, તેમજ કોઈ પણ દોરાએલી લીટીને છેદીને પણ ન જઈ શકાય. આમ, લીટીને કાપ્યા વગર, નહિ વપરાએલા આંકડા તરફ જો કોઈ રમનાર લીટી લંબાવી ન શકે, અને બીજો કોઈ એ કરી બતાવે તો પેલા રમનારે રમતમાંથી ખસી જવું પડે. આ નિયમાનુસાર જ્યારે બધા જ રમનારાઓ લીટીને લંબાવવા અશક્ત થાય ત્યારે રમત પૂરી થઈ ગણાય અને ઓછી એ છા ગુણ ગુમાવનાર જીત્યો ગણાય.



કલાકણિકા



રોજિંદા વાપરની ચીજોને કલાની અર્ચના કરવામાં ચીનાજાપાનની પ્રજા વિખ્યાત છે. ગયે અંકે ચૂંગી ને તંબાકુ રાખવાનાં સાધનો આપ્યાં હતાં, એવો જ સુશોભિત આ નાનો દાબડો પંખા રાખવા માટે છે.

# નવાં પુસ્તકો

## સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયનાં પ્રકાશનો

**પ્રકૃતિનાં લાડકવાયાં પંખીઓની** પિછાન આપતું, કિશોર વાચકો તથા જ્ઞાનેચ્છુઓને ગમે તેવું પુસ્તકઃ લેખક, વિજયગુપ્ત મૌર્ય, ૧-૪-૦; **ગૃહ ગૃહિણી અને ગૃહસ્થ :** ઘરમાં સુખશાંતિ પ્રસરાવતા વિચારો પીરસતું મનનીય પુસ્તક–લેખક, લાલભાઈ કલ્યાણભાઈ દેસાઈ, ૧-૪-૦; **સંતગુરુનો પરિચય:** સ્વ. લલ્લુભાઈ ગોવર્ધનદાસના જીવનચરિત્રના; વેદાંત ચર્ચતા ચોથા ભાગનું પુનઃપ્રકાશન –લેખક, સ્વામી પ્રકાશાનંદજી ૨-૦-૦; **મહાત્મા ટૉલ્સ્ટૉયનું** જીવનચરિત્ર, ૧ ૪-૦; શ્રી સુન્દરમે વિશદતાથી લખેલું **મહાયોગી શ્રી અરવિંદનું** સંક્ષિપ્ત જીવનચરિત્ર, ૦-૪-૦; **સત્સંગમાળા:** ચિત્તશાંતિ અને આનંદપ્રાપ્તિ કરવાની પુસ્તિકાઃ લેખક મગનલાલ હરિભાઇ વ્યાસ, ૦ ૬ ૦; શ્રી સહજાનંદ સ્વામી નિર્મિત **શિક્ષાપત્રીઃ** શ્રી કિશોરલાલભાઇના આમુખ સાથે, ૦-૬-૦; નાનાં બાળકોને આકર્ષક અને તેવી, સુંદર છપાવ તથા ચિત્રોવાળી, મોટા અક્ષરથી છાપેલી બાળવાર્તાઓ–કુણાલ, (૦ ૮ ૦, ને ભીમભાઇનું પહેરણ (૦ ૪-૦) લેખક, છોટુભાઈ જોઇતારામ ભટ્ટ; **વિક્રમની વાર્તાઓ:** કવિ શામળ ભટ્ટની સિંહાસન બત્રીસી ઉપરથી શ્રી કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇએ તૈયાર કરેલી વાર્તાઓ, ૨-૮-૦; એ જ લેખકે કરેલી કવિ શામળ ભટ્ટની એવી જ લોકપ્રિય અને રસભરી વાર્તા **મદનમોહના** ૦ ૪-૦; **ભીમનાં પરાક્રમોની** કુશળતાથી આલેખાએલી બાલપ્રિય વાર્તાઓઃ લેખક, માધવજી ગોવિંદજી પટેલ, ૧-૪-૦; **સંક્ષિપ્ત કેશવકૃતિ :** એક કાળના લોકપ્રિય કવિ કેશવલાલ હરિરામ ભટ્ટના જાણીતા કાવ્યસંગ્રહ 'કેશવકૃતિ' તથા 'અનુભવનો ઉદ્‌ગાર'માંથી ચૂંટેલાં, ગાઈ શકાય તેવાં કાવ્યો-ગીતો, ૦-૪-૦; **સંત મૂળદાસના** સંતજીવનના આઠ પ્રેરણાત્મક પ્રસંગોઃ પ્રયોજક, મોરારજી છગનલાલ ઠક્કર, ૦-૬-૦; શ્રીમદ્ શંકરાચાર્ય વિરચિત **હસ્તામલકસ્તોત્ર અને વાક્યસુધા:** અનુવાદક, ગિરિજાશંકર મયાશંકર શાસ્ત્રી, ૦ ૨-૦; **સાહેબની વાણીઃ** ભક્તકવિ રવિ, ભાણ અને મોરારનાં પ્રચલિત અને અપ્રસ્થ ભજનોમાંથી ચૂંટેલાં ૧૨૧ ભજનોનો નાનકડો સંગ્રહ –સંપાદક, નાનાલાલ પ્રાણજીવન વ્યાસ, ૦ ૪-૦; **પ્રશ્નોત્તર રત્નમાળા ને જીવનમુક્ત આનંદલહરી :** શ્રીમદ્ શંકરાચાર્ય વિરચિત અદ્વૈતવાદનું સમર્થન કરતા પ્રશ્નોત્તરો—અનુવાદક, ગિરિજાશંકર મયાશંકર શાસ્ત્રી, ૦-૩-૦; કાકાસાહેબ કાલેલકર રચિત **ગીતાસાર:** ૦ ૪-૦; **શ્રીમદ્ ભગવદ્‌ગીતા:** ગુજરાતી સરલાર્થ સહિત સ્વગી આવૃત્તિ, ૦-૧૨ ૦; **અંતર-નિરીક્ષણ:** પોરબંદર નરેશ શ્રી નટવરસિંહજીનાં વિચારરત્નો–૧-૦-૦; **સૌથી પહેલા દાદાજી :** આદિ માનવના જીવનની એક બાજુનું ઓછું બાલભોગ્ય કલ્પનાચિત્ર આલેખતી, 'કુણાલ' અને 'ભીમભાઇનું પહેરણ'ની ઢબની પુસ્તિકા–લેખક, છોટુભાઈ જોઇતારામ ભટ્ટ, ૦-૬-૦. **વીર હનુમાનના** આત્મસમર્પણ ને વીરતાનો આદર્શ સમજાવતું બાલોપયોગી પુસ્તક. લેખકઃ સોમાભાઈ ભાવસાર, ૦–૩–૦. **કબીર સાહેબનું જીવન,** તેમની વાણી અને સિદ્ધાંતનો સુંદર ખ્યાલ આપતી પુસ્તિકા. લેખક : મણિલાલ તુલસીદાસ મહેતા, ૦–૬–૦; **સદાચાર અને સુખનો** સાચો પરિચય કરાવી તે તરફ દોરાવા પ્રેરતું ઉપાધ્યાય સિદ્ધમુનિનું કથન, ૧-૮-૦; **કવિ ગંગ કહે...** અકબરના પ્રખ્યાત કવિ ગંગના સુબોધક કાવ્યોનો સંગ્રહ, સંપાદક કાંતિલાલ શ્રીધરાણી, ૦–૩–૦; **ક્વાથ ઔષધિ:** શારીરિક તંદુરસ્તી માટે ખાસ ઉપયોગી એવા એક સો ક્વાથ, પ્રયોજકઃ માધવ ગો. ચૌધરી, ૦–૬–૦; **ગુજરાતનાં તીર્થસ્થાનો**નો રસમય પરિચય કરાવતા દુર્ગાશંકર કે. શાસ્ત્રીના પુસ્તકની બીજી આવૃત્તિ, ૧–૪–૦; **સોનાનો સૂરજ :** ભારતીય ગ્રામોદ્ધારને સુંદર માર્ગદર્શન આપતાં પ્રસંગચિત્રો. લેખક : પીતાંબર પટેલ, ૧–૪–૦; **કાકાનો સંજય :** મિસર દેશની પ્રાચીન સંસ્કૃતિની રસમય માહિતી આપતું શ્રેયસ પ્રકાશનનું બાલભોગ્ય સચિત્ર પુસ્તક, ૧–૧૨–૦.

## ઈતર

**દંત કાવ્યમાળા અને તમારા દાંત કેવા છે?** ડૉ. ડેખશાહ દોરાબજી જીલાના દંત સાહિત્યમાળાના બીજા બે નવાં (નં ૪૨ અને ૪૩) પુસ્તકો ડૉ. ડે. ડી. જીલા ડેન્ટલ ક્લિનિક, નવસારીને સરનામે ચ ૨ આના ને બે આનાની ટિકિટો મોકલવાથી મળશે. **આદર્શ વિદ્યાર્થી** વિદ્યાર્થીઓને (ખાસ કરીને હાઈસ્કૂલના) આચારવિચારનો હિતકર, પથ્ય, ને ઇષ્ટ જ્ઞાનબોધ આપતી પુસ્તિકાઃ યોજક-પ્રકાશક લલ્લુભાઇ બ. પટેલ ચરોતર ઍજ્યુકેશન સોસાએટી આણંદ; ૦-૮-૦ નવી દિલ્હીની સર્વોદય આયોજન સમિતિએ રજૂ કરેલા **સર્વોદય યોજનાના સિદ્ધાન્તો :** અનુવાદક-ચરોતરભાઈ પટેલ, પ્રકાશક મુંબાઈ ઉપનગર જિલ્લા ગ્રામોદ્યોગ સંઘ, મુંબાઈ, ૦-૧૨-૦; ગીત ગોવિંદ સ્વાદુ સ્વાદુ પદે પદે એવા આ જયદેવ સંકીર્તનનું મૂળ પ્રતનું શોધન કરી સરળતાથી સમજી શકાય તેવી રીતે તૈયાર કરેલ રસકાવ્ય. સ્વામી દિગંબરજી–પ્રકાશકઃ કૈવલ્યધામ રાજકોટ, ૧–૮–૦

**વ્યાપક ધર્મભાવના :** ગાંધીજીનાં ધર્મવિષયક લખાણોમાંથી તારવીને તૈયાર કરેલા પુસ્તકનું પુનર્મુદ્રણ. પ્રકાશક : નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ ૨–૮–૦.

## ત્રણ અવગાહકો

· પરંપરિત ઝૂલણા ·

તીર પર માનવી ત્રણ, ક્ને
ઊછળે મત્ત મ્હેરામણ.
નાગની ફેણ પર ઝળહળે રત્ન, એથી ય તે
નીલ જલનાં ઊંડાણોમહીં અખુટ છે કેટલું યે ધન !
અજીત સંપત્તિને પામવા કોડમાં
જિંદગીને ધરી હોડમાં
એ ત્રણેએ કીધું સંગ અવગાહન.

પ્રથમ જે નીસર્યો બ્હાર એના કરે
માત્ર લાધી હતી પંકની લાંછના:
જાહ્નવીનાં પુનિત જલ થકી જેની સંમાર્જના
કરવી રહી....
દીર્ઘ નિઃશ્વાસ સહ નિરખતાં વેશ નિજ
ઉચ્ચર્યો: ' સુખ નહિ, જિંદગીમાંહિ બસ ક્લેશ.' ત્યાં

અન્ય પણ પ્રેમભર છીપ આણી ઉભો તીર પર.
રંગ-આલોક આકાર બહુ ભિન્ન સુંદર
ધરતાં યે ન એનું કશું મૂલ્ય,
આ વેણુ પર એની તે શી કમીના હતી ?
ખિન્ન અંતર
શિથિલ કર
ગયું સર્વ સરકી તદા
આર્દ્ર ઉરનો ઝર્યો મંદ ઉચ્ચાર,
'સંસાર નિઃસાર.' ત્યાં—

તૃતીય ડાકાય
રૂંધાયલો વાયુ એણે કીધો મુક્ત, ને
શ્વાસની પુનઃ ઉષ્માથકી સ્ફૂર્તિમય લોચને
અવરની સમિપ આવી લણુ,
મુષ્ટિમહિં શું રહ્યું ?—
એક, પણ અમલ નિજ તેજથી ઝળકતું
એક મોતી હતું.
મંદ મલકંત,
નહિ બોલ, પણ
નેત્રમહિં તુષ્ટિનું અંજન......
હૃદય આનંદ આનંદથી સભર જાણે કરે ગુંજન.

તીર પર માનવી ત્રણ, ક્ને
ઊછળે એ જ નિજ મસ્તિમહિં મગ્ન મ્હેરામણ.

રાજેન્દ્ર શાહ

## હે વિભો !

અનુષ્ટુપ

પ્રીત જો દેવી હોયે તો દેજે તું મેઘના સમી:
મિથામત્ત રહે તો યે વિશ્વને વિસ્મરે નહીં.

બુદ્ધિ જો આપવી હોયે આપજે તીક્ષ્ણ સોય શી:
બેદતી તો ય સાંધી દે જિંદગી-અંગઅંગને.

હૈયું જો બક્ષવું હોયે બક્ષજે આભના સમું:
તેજમાં રાચતું તો યે અંધારે અદકું હસે.

શ્રદ્ધા જો પ્રેરવી હોયે પૃથ્વીના જેવી પ્રેરજે:
ઝાટકા વીજના વર્ષે માર્ગેથી તસુ ના ચસે.

વ્રજલાલ દવે

દિનરાતની કાવડ મહીં આ અંધ મારા શ્વાસને,
ઉચ્છ્વાસને,
લાવે કેરાં તીર્થ કાજે લૈ જતું કેવું હૃદય,
જાણે શ્રવણ!

પ્રિયકાન્ત મણિયાર

અબોલા કા'નથી લીધા રાધાએ, બસ ત્યારથી
મહતા મૌનને લાધી પ્રીતિના અર્થભારથી.

જયન્ત પાઠક

## મારી પતંગડી



મારી રૂડી પતંગડી ચઢી,
ગગનમાં રૂડી પતંગડી ચઢી.

એ રે પતંગડી ઊડી પરભારી લટકે મટકે લઢી,
ગગનગોખમાં ઘૂમી પતંગડી, ગેબની કેડી ના જડી;
મારી રૂડી પતંગડી ચઢી,
ગગનમાં રૂડી પતંગડી ચઢી.

ચઢી પતંગડી. મનમાં રાજી, જાણી જે આગે બઢી,
તો યે મળી ના ઓલા ગગનની કોર સુરજની મઢી,
મારી રૂડી પતંગડી ચઢી,
ગગનમાં રૂડી પતંગડી ચઢી.

એક દિવસે તો એવી ચઢી જે ખૂટી રે દોરની દડી,
ખાયે ગોઠીમડાં, રહી ઈધરકી નહિ ઉધરકી ઘડી,
મારી રૂડી પતંગડી ચઢી,
ગગનમાં રૂડી પતંગડી ચઢી.

કાળ દડૂલે વીંટ્યો દિવસનો, ઉકલ્યો વીતી ઘડી,
ઊડી ઊંડાણે, ભેદ ના જાણે, આખર ભોં પર પડી,
મારી રૂડી પતંગડી ચઢી,
ગગનમાં રૂડી પતંગડી ચઢી.

ચન્દ્રવદન મહેતા

ઊભા રહી ચલાવવા જેવા સરકસી પ્રયોગો કરીને પટકાયા પણ છે મિત્રો સાથેની હરીફાઈમાં ગમે તે ભોગે આગળ આવવાની એવી સાહસભરી જ એક ધૂનનું ભયંકર પરિણામ પણ કિશોરાવસ્થામાં અનુભવ્યું છે. તળાવ વચ્ચે પાણીમાં ઊભા ઊભા ત્રણ મિત્રોએ શરત કરી કે અહીંથી પાછલે પગે ચાલીને પાળ ઉપર ચડીને બીજી બાજુ કોણ પહેલું ઊતરે. તેમાં પાછલે પગે ચાલતાં હાથલા થોરની વાડમાં જ જઈને પટકાયા, ને હરીફ મિત્રો બીકના માર્યા ભાગી ગયા. અંતે એ ઝેરીલા કાંટા આખા શરીરે ભોંકાવાથી બેભાન બનેલી અવસ્થામાં પેલા કાકા ઘેર લઈ આવ્યા, ત્યારે ચારેક કલાક પછી ભાનમાં આવી જોયું કે શરીરે તેલના રેગાડા ઊતરી રહ્યા છે અને હજામ એકેક કરી કાંટા કાઢવામાં મશગૂલ છે.

## નવલિકા-નાટિકા હરીફાઈનું પરિણામ

નવા વર્ષના અંકથી ડિસેમ્બર સુધીના નવ માસ દરમ્યાન 'કુમાર'માં આવેલી વાર્તા નાટિકાઓમાં શ્રેષ્ઠ કૃતિ માટેનું રૂપિયા ત્રીસનું ઇનામ

### શ્રી મોહનલાલ પટેલને

તેમની चक्रवत्परिवर्तन्ते વાર્તા માટે મળે છે. તેમને અમે અભિનંદન આપીએ છીએ, અને તેના નિર્ણાયક પ્રો. અનંતરાય રાવળનો, નિર્ણય લઈ આપવા બદલ આભાર માનીએ છીએ. આ વર્ષ માટે એ જ હરીફાઈની જાહેરાત આ અંકમાં અન્યત્ર જોશો.

"એ રોગે એમના દેહની સુષમા તો હરી લીધી, પણ આંખનાં બે રત્નો પણ હરી લીધાં." ત્યારે તો ખરેખર એમ જ માન્યું કે 'શીતળા માતાએ જ કોપ કર્યો છે'. કેમકે બે વર્ષ પહેલાં શીતળા સાતમને દિવસે ઘરમાં શીતળા માતાનો ઠંડો કરેલો ચૂલો સળગાવીને તેમના કોપની પરીક્ષા તેમણે કરી લઈ હતી! ત્યારે તો કશું જ થયું નહિ, પણ જ્યારે બરાબર બે વર્ષ પછી આંખો ગઈ એટલે તેમને એ દોષ જણાયો. પરંતુ જ્યારે જ્ઞાનચક્ષુ ઊઘડી ગયાં ત્યારે જોયું કે એ અંધાપાને શીતળા માતાના કોપ સાથે કશી જ લેવાદેવા ન હતી.

વડિલોએ આંખો પાછી લાવવા મંત્રતંત્ર, દવાદારૂ કશું જ કરવામાં પાછું વાળી જોયું નહિ, પણ વિધિએ તો નક્કી જ કર્યું હતું કે તેમને જ્ઞાનચક્ષુ જ આપવાં છે, એટલે ચર્મચક્ષુ ગયાં તે ગયાં જ.

આવા સાહસપ્રિય જીવન ઉપરાંત નિશાળના ભણતરમાં પણ પૂરો રસ હતો અને નવુંનવું શીખવાની જિજ્ઞાસા હતી, એટલે જે કાંઇ શીખતા તે યાદ રહી જતું. એ ઉપરાંત ગામડામાં આવતા જોગી-બાવા, ફકીર-ઓલિયા, ચારણ-ભાટ અને કથાકાર માણભટ્ટો તથા જૈન સાધુઓનો પણ સમાગમ કરવાનું તે ચૂકતા નહિ, ને આ બધાં ગ્રામસુલભ સાધનો દ્વારા બની શકે તેટલું સામાન્ય જ્ઞાન મેળવતા.

ગુજરાતી સાત ચોપડી પૂરી કર્યા પછી મોટાભાઈના વાદે અંગ્રેજી ભણવાના કોડ હતા; પણ આવો કહ્યાગરો ને વ્યવહારકુશળ દીકરો ભણવા કરતાં વ્યાપારમાં વધુ ઉપયોગી થાય એમ સમજી વડિલોએ આગળ અભ્યાસ માટે પ્રોત્સાહન આપ્યું નહિ ને તે વિચાર નાછૂટકે માંડી વાળવો પડ્યો. પણ વડિલોને વિધિની ક્યાં ખબર હતી કે દીકરો વ્યાપાર અર્થે નહિ પણ વિદ્યા અર્થે જ સર્જાયો હતો!

સગપણ નાનપણમાં જ થઈ ગએલું; અને વિ૦ સંવત ૧૯૫૨માં લગ્ન પણ થઇ ગયું હોત. પણ વિધિયોગે તેમના સસરાને તે વર્ષે લગ્ન કરવામાં કાંઈક પ્રતિકૂળતા હશે એટલે રહી ગયું તે રહી જ ગયું; અને આગળ જતાં વિદ્યાદેવી સાથે જ લગ્ન થયાં.

ચૌદ વર્ષની ઉમરે નવી માતાનો વિયોગ થયો અને ૧૬ વર્ષની વયે, સંવત્ ૧૯૫૩માં શીતળાના ભયંકર કોપના તેઓ ભોગ બન્યા.

"તરુણાવસ્થાના ઉંબર ઉપર, અનેક ઉદાત્ત મનોરથોથી ઊભરાતા અંતરવાળો એ કુમાર એકાએક અંધ બન્યો. જીવનની બાજી જાણે હારમાં પલટાઈ ગઇ. આશાની સૃષ્ટિ ડૂબવા લાગી. પણ પ્રબલ અને શ્રદ્ધામાં માનનાર સાહસિક બુદ્ધિના પંડિતજી જુદી જ માટીના બન્યા હતા. એ હારવાની પળ તેમણે જીતમાં પલટાવવા ભગીરથ પ્રયત્નો આરંભ્યા. અને ઉત્કટ જ્ઞાનપિપાસા તથા પુરુષાર્થની પરાકાષ્ઠા સમા પ્રયત્નો વડે જીવનના એ મહાન અભિશાપમાંથી જીવનની અભિવ્યક્તિ તેમણે હાથ કરી."

એમણે જ કહ્યું છે તેમ 'આંખો ગયા પછીના આ નવા જીવનની વાટ વસમી હતી અને તત્કાળ કોઇ માર્ગ સૂઝતો નહિ. છતાં જિજીવિષા અને જીવનશક્તિ વહારે ધાયાં. બાળક પડતાં-આખડતાં જ ચાલતાં શીખે છે, તેમ અથડામણો ને મુશ્કેલીઓમાંથી, આ નવા જન્મના તમોદ્રૈતના નવા વેદાંતમાંથી, જ્યાં આનંદાનુભવને બદલે દુઃખાનુભવ જ શેષ હતો તેમાંથી નવો જ માર્ગ કાઢ્યો'

કર્મમાર્ગ કરતાં જ્ઞાનમાર્ગ જ તેમને માટે હવે સરળ હતો. એટલે સહજભાવે મન એ તરફ વળ્યું; અને નિશ્ચયપૂર્વક તે હવે વિદ્યાની આરાધનામાં જ એકાગ્ર થયા. નાના ગામડામાં બીજા કશાની તો સગવડ હતી જ નહિ; માત્ર ધાર્મિક જ્ઞાન મેળવવાની (અનુ૦ પૃ૦ ૨૬મે)

શરીર મન ને જ્ઞાનતંતુઓને એકીસાથે સ્વસ્થ રાખની યોગાસનોની વ્યાયામપદ્ધતિ



## ૧૦ વક્રાસન

જેને શરૂઆતમાં મત્સ્યેન્દ્રાસન ન ફાવે તેમણે આ વક્રાસન કરે. આ આસનમાં શરીર વક્ર—વાંકુ કરવામાં આવે છે તેથી તેને વક્રાસન કહે છે. પગ લાંબા કરીને બેસો. ... ડાબા હાથને ... ઉપરથી લઈ, ... ઉપર મૂકો ... ડાબા પગને વાળી ... ક્રિયા કરીને ... આ આસનથી શરીર ... મત્સ્યેન્દ્રાસન ...

- [illegible] શુકલ


સરદાર: નડિયાદમાં ભણતા ત્યારે


ગોધરામાં વકીલાત કરતા હતા ત્યારે


ખેડા સત્યાગ્રહમાં આગેવાની લીધી ત્યારે

# સરદાર

## અવસાનને ચોથે દિવસે રજૂ થએલું રેડિયોરૂપક

લેખક · ચન્દ્રવદન ચીમનલાલ મહેતા

[મોટા કાગળો ફેરવાતા હોય, કોઈ ચોપડાનાં પાનાં ઉથલાવાતાં હોય તેવો અવાજ થાય છે. કોઈ ઘેરા અવાજે બોલતું હોય છે:]

અવાજ: કવિ; ચિત્રકાર; ન્યાયવિદ્; કલાકોવિદ; ભૂસ્તરશાસ્ત્રી; વૈજ્ઞાનિક; ફિલસૂફ;...હં અં એ–રાજા; રણચતુર; સેનાની; રાજ્ઞ; પંડિત; રાજપુરુષ; રાજકલાનિપુણ; ક્રાન્તિકાર—

વિધાત્રી: જરા થમો ચિત્રગુપ્ત; ફરી બોલો તો–

ચિત્રગુપ્ત: રાજપુરુષ, રાજકલાનિપુણ. ક્રાન્તિકાર–

વિધાત્રી: હં? ઇતિહાસને આ ચોપડે એનું પાનું જ નથી!

ચિત્રગુપ્ત: ક્રાન્તિકાર, રાષ્ટ્રરૂપવિધાયક...

વિધાત્રી: સુવર્ણકાર! તમે બનાવેલું પેલું નવું કોરું પાનું લાવો ને આ વિભાગમાં મોખરે એને ગૂંથી દ્યો.

ચિત્રગુપ્ત: ક્રાન્તિકાર!–રાષ્ટ્રરૂપ વિધાયક!–

વિધાત્રી: બંનેનો સુભગ સમન્વય. કોઇ રાષ્ટ્ર ઘડે છે; પછી ઉચ્છેદે છે. કોઈ પરાઈ ધૂંસરી ઉચ્છેદવા ક્રાન્તિનો માર્ગ ગ્રહે છે; પછી રાષ્ટ્રવિધાન કરે છે.

ચિત્રગુપ્ત: વિધાત્રી!

વિધાત્રી: કહો! આમ ગળગળા અવાજે કેમ બોલો છો?

ચિત્રગુપ્ત: વિધાત્રી!

વિધાત્રી: (હસીને) ઇતિહાસને ચોપડે આ નવું સુવર્ણપૃષ્ઠ ઉમેરું છું એ નથી ગમતું?

ચિત્રગુપ્ત: શું બોલો છો, વિધાત્રી! પણ તમે કશું કાંઈને કરો છો કાંઇ. આ શું લખ્યું છે? માત્ર ચાર જ અક્ષરનો એક શબ્દ! ઇતિહાસના ગ્રંથમાં મોખરાના સુવર્ણપૃષ્ઠ ઉપર માત્ર એક જ શબ્દ લખ્યો?

વિધાત્રી: કવિ, કલાકાર, વૈજ્ઞાનિક, પંડિત, ફિલસૂફ, રણચતુર, રાજા, શસ્ત્રજ્ઞ, શાસ્ત્રજ્ઞ, સૌ પોતપોતાનાં કાર્યો કરે છે—રાષ્ટ્રમાં. પરંતુ રાષ્ટ્ર જ વ્યવસ્થિત ન હોય તો એ સૌને પોતાનો પૂર્ણ વિકાસ સાધવાનો સંભવ ઓછો છે.

ચિત્રગુપ્ત: એટલે આ એક જ શબ્દે તમે સુવર્ણપાન શોભાવ્યું: 'સરદાર'.

વિધાત્રી: હા; 'સરદાર,'—દેશને માટે શિરનાં સાટાં કરે એ. ભક્તિક્ષેત્રે કહ્યું છે: 'શિરસાટે નટવરને વરીએ'; સમરક્ષેત્રે–રાષ્ટ્રક્ષેત્રે કહ્યું છે: 'મર્દ માથું આપે, નાક નહિ.'

ચિત્રગુપ્ત: કેમ, તમે જાઓ છો?

વિધાત્રી: જતાં જતાં (પગલાંનો અવાજ) હા, હવે જાઉં; પણ સાથે એ પણ યાદ રાખજો કે જે માથું આપવા તૈયાર થાય છે તેનું નાક તો જતું જ નથી, પરંતુ માથું પણ જતું નથી.

*

[સંગીત]

*

અવાજ: કરાળ કાળ પોતાની પાંખ વીંઝે છે. કાળી છે રાત; ઘોર છે સંગ્રામ; વિપરીત છે ઘડી. ચોમેર ગાઢ અંધાર છે.

પુરુષ: ઓ' શું થશે? ક્યાં જઇશું? પગમાં જોર નથી, હૈયામાં હામ નથી. આમાં શું કરીશું?

સ્ત્રી: ઓહ: મને ગભરામણ થાય છે; મારાથી કંઇ નહિ થાય, આપણાથી કંઈ નહિ થાય.

પુરુષ: કોઈનાથી યે કંઈ નહિ થાય છિ: બળ્યું આ જીવતું. જીવ્યાનો શો સાર!

સ્ત્રી: ફળિયાનું ઝેર ફાકી લઈએ તો!

અવાજ: આશ નિરાશ ભયી. દિન પલટ્યો પલટી ઘડી. માયાનું પિંજર ને માહે બેડી પડી. હરીભરી મામોમ હાલહવાલ થઈ. મ્લાન છે એનું મુખ; કંગાલ છે એની કાયા; દાગાળ્યા છે એના દિદાર; કેવળ બની છે નિરાધાર' આશ નિરાશ ભયી...

સ્ત્રી: તમે શું જોયા કરો છો?

પુરુષ: કંઇ જ નથી જોતો હું. જીવવા જેવું ન હોય ત્યાં જોવા જેવું શું? શું જોઉં? ક્યાંય અજવાળું નથી, એક કિરણ સરખું નથી; કિરણનો સંચાર થશે એવી આશા પણ નથી.

અવાજ: આશ નિરાશ ભયી...

સ્ત્રી: ઓ ભગવાન! ક્યાં જઈશું? શું કરીશું? કેમ જીવીશું?



બારડોલીની લડતમાં સરકારને નમાવી વિજયી 'સરદાર' થયા ત્યારે (ફોટો ર. મ. રા.)

અવાજ : ભયનો ભૂલ્યો ભૂલે ભાન; ડરનો ડાગ્યો ખૂએ સાન.

દાસભાઈ : તમે કંઈ અવાજ સાંભળ્યો? કોઈ બોલ્યું?—કોઈ ગયું? કાલે અહીંથી કોઈ ગયું હતું? ના, ના; ત્યાં તો કેમ જવાય? ભાઈ જ કહેતા હતા ને, કે ત્યાં ના જતા! કેવી ભયંકર ખીણ વિસ્તરેલી પડી છે. અરે—અરે—ઓ! તમે આગળ ક્યાં જાઓ છો? પાછા આવો—પાછા આવો!

અવાજ : ડર—હજી ડર? ડરીને કરવું; ડરીને ચાલવું ડગ ભરવું. પગ જોઈને ભરવું, ને ડર હોય તો ન ભરવું'

દાસભાઈ : ઓ બાપ રે! આ શું? કેવો કાળો ઓળો! એ આવ્યો! ક્યાં જઈએ? ક્યાં સંતાઈએ? નાસો—નાસો મારા બાપ! જ્યાં નસાય ત્યાં નાસો'

[સંગીત]

પોચાલાલ : હું આ કરું કે ના કરું? કરું ખરો? કામ હાથ ધરું? કોઈને પૂછું? કોને પૂછું? પૂછું ખરો? મારાથી પુછાય? પૂછું તો શું કહેશે? કહેશે ને પછી એ પ્રમાણે કરવું પડશે તો? કરું કે ના કરું?

અવાજ : સંશયાત્મા વિનશ્યતિ!

પોચાલાલ : તો કરું? કયું કામ કરું? આ કે પેલું?

ડાહ્યાલાલ : મારી તો એવી સલાહ છે કે કંઈ જ ન કરવું. ભાઈ, વાત એમ છે કે દરેક કામમાં જોખમ તો ખરું જ ને? કરવા જઈએ કંઈ, ને થઈ જાય કંઈ. એટલે જે કરવું તે વિચારીને કરવું. અને બહેતર તો એ કે કાંઈ જ ન કરવું.

પુરુષ : જીવતર જ નથી ત્યાં જીવવાનો વિચાર શો? છે માત્ર દુઃખ!

અવાજ : દુઃખ પણ હોય તો તે પારખવાની શક્તિ નથી. ગંદતા, જડતા, પામરતા......

પુરુષ : આપણે કોણ? આપણે શું કરીએ? આપણાથી થાય શું? આપણો આધાર કોણ? આપણે નિરાધાર છીએ. હાય...

અવાજ : આશા નિરાશા બધી...

[સંગીત]

દાસભાઈ : ઓ! પણે—પણે શું છે પેલું? કાળા ઓળા દેખાય છે. મારું હૈયું કેવું ધડકે છે!

અવાજ : ડર—હજી ડર! હજી ડરશો? ડર્યા કર—જેને લાગ્યો ભો, એને મોટી ખો!

દાસભાઈ : પણ આ ખીણ કેટલી કરાળ છે; ને સામે પહાડ કેવડો બીષણ છે! એ કેમ ઓળંગાશે? કેમ પાર જવાશે? દિલ ધડકે છે, કાયા કંપે છે, રૂંવે રૂંવે ધ્રુજારી વ્યાપે છે. ભયંકર—ભયંકર!

પોચાલાલ : પણ તમે મારી મુસીબત સમજતા નથી. મારે પેલા જોડે વાત કરવી છે.

ડાહ્યાલાલ : શાની વાત?

પોચાલાલ : બેત્રણ વાત છે. એમાંથી પહેલી કઈ કહું તેનો હું વિચાર કરું છું.

ડાહ્યાલાલ : કેટલા દિવસથી એ વિચાર કરો છો?

પોચાલાલ : આજ બેત્રણ મહિનાથી.

ડાહ્યાલાલ : અને છતાં તમે એ બેત્રણ વાત કહી નથી શક્યા? ખરા છો તમે! હવે કહેવા માંડો.

પોચાલાલ : પણ મુસીબત એ છે કે એને કઈ વાત પહેલી કહું?

ડાહ્યાલાલ : તમને ઠીક લાગે તે.

પોચાલાલ : પણ ઠીક લાગવી જોઈએ ને? કાયદો એમ છે કે એને ઘર બાંધવું છે. મારી બાજુમાં જગ્યા છે. હવે જો એ ઘર બાંધે—

શાહલાલ: એણે ઘર બાંધવાનું શરૂ પણ કરી દીધું હવે બીજી વાત કરો.

પોચાલાલ: શું કહું? કહેવા જાઉં છું તો ગાન ના પાડે છે; નથી કહેતો તો બુદ્ધિ ધક્કેલે છે; ને આમ ચગડોળે ચડાવે છે. કહું કે ના કહું એ જ સવાલ છે.

અવાજ: કરું કે ના કરું? લડું કે ના લડું? અર્જુનને એવો જ વિષાદ થયો હતો. પછી એક રાજકુમારને પણ એવો સંશય થયો હતો. યુગેયુગે, દેશેદેશે, માનવમન વારંવાર એવા સંશયમાં અટવાયા કર્યું છે. પણ... સંશયાત્મા વિનશ્યતિ!

*

[સંગીત]

*

એક અવાજ: પણ એનું નામ માનવ...

બીજો અવાજ: જે સંશયને ખંખેરે...

પહેલો અવાજ: વિષાદને પરહરે...

બીજો અવાજ: ભયને ફગાવી દે; ...અભયને ભેટે.

પહેલો: उत्तिष्ठत, પામર! जाग्रत! प्राप्य वरान्निबोधत!

બીજો: उत्तिष्ठत, રે કાયર! નિરાશા તો ચોમેર છે જ...

પહેલો: ...અંધકાર તો આવશે જ. પણ એને યે ઓસારવાનું સામર્થ્ય માનવીમાં છે.

બીજો: હટો! કાળાં અંધારાં દૂર હટો!...

પહેલો: પ્રકૃતિ ને પુરુષાર્થ ઝૂઝો!...

બીજો: માનવીનું મનુષ્યત્વ જાગી ઊઠો!

પહેલો: હટો-નિરાશાના વાદળ, દૂર હટો! અમે માનવી! અમને નિરાશા કેવી?

બીજો: હટો-વિષાદના પડછાયા દૂર હટો! અમે પૌરુષી! અમને નિઃસહાયતા કેવી?

પહેલો: જમીન તો પડી જ છે, પણ ઉપર બેડી જડી છે. ખેડૂત તો ખડો જ છે; પણ એનું હાડ ભુક્કો છે. ધરા તો છે જ પણ...

બીજો: 'રસહીન ધરા થૈ છે, દયાહીન થયો નૃપ'

પહેલો: દુનિયા આખી એમ કહે બળે છે...

બીજો: ...અરે, દુનિયાની વાત પછી; મારી ગામોગામ ભડકે બળે છે.

પહેલો: આ એ જ ધરતી? આ એ જ ભારતી? જ્યાં–

ગાન: જ્યાં સિંહણ નિજ સંતાન ધવરાવે જળે,
જ્યાં સિંધુ મોતીની છાળ ફૂછાળે પાળે;
જ્યાં પ્રેમભક્તિનાં ગાન ભક્તજને ગાયાં,
જ્યાં સ્થળસ્થળમાં ઇતિહાસ શૂરના સોહાયા.

*

[સંગીત]

*

એક સ્ત્રી: વિષાદ, ભય અને સંશય ટળ્યાં...

બીજી સ્ત્રી: માનવે માનવનાં હૃદય પ્રજાળ્યાં.

પહેલી સ્ત્રી: ગામોગામ, માતૃભૂમિ, જન્મભૂમિનો જયનાદ ગાજ્યો.

બીજી સ્ત્રી: જનની-જન્મભૂમિ સ્વર્ગથી પણ ગરીયસી

પહેલી: ભરીભરી ભારતભોમની દિશાએ દિશામાંથી, એના અમર મૂર્તિવંતા કૈંક પ્યારે દુલારે એ, માતૃભૂમિની મુક્તિ માટે હાકલ પાડી...

બીજી: કૈંક રણસંગ્રામ ખેલાયા, કૈંક શોણિત રેડાયાં.

પહેલી: દેશના ખૂણેખૂણેથી કૈંક સપૂતોએ નિજની ન્યોછાવરી કરી...

બીજી: કૈંક જાનની ફેસાની કરી.

પહેલી: સૌનાં દિલમાં તમન્ના તરવરતી. કોઇ વિહ્વળ હતા—આંખમાંથી આંસુ સારતા; કોઈ પ્રાચીન ઇતિહાસની ભવ્યતા સંભારતા;



સ્વરાજ્યપ્રાપ્તિ પછી ભારતના નાયબ વડા પ્રધાન પદેથી કુનેહ ને મક્કમતાથી હિંદનાં સવા છસ્સો જેટલાં રજવાડાંને ગાળી નાખી એક અને અખંડ ભારતનું વિધાન કર્યું ત્યારે

કોઇ કવિતા લલકારતા ને પાનો ચડાવતા; કોઇ હાકલ દેતા ને પ્રજાના પ્રાણ સંકોરાતા; કોઇ ઊર્મિલ લાગણીવશ 'મા, મા'ના પોકાર કરતા. પણ સૌનાં દિલમાં એક જ તમન્ના તરવરતી: માતૃભૂમિની મુક્તિ! વિષાદ, ભય અને સંશય ટળ્યાં.

બીજી: વિષાદ, ભય અને સંશય ટળ્યાં; નિરાશા, આળસ અને મંદતા ટળ્યાં; વિષાદ ભય અને સંશય ટળ્યાં...

*

[સંગીત]

*

એક અવાજ: ત્યાં ખડો છે એક માનવી—મહામાનવ. એણે આળસ કે મંદતા જાણી નથી, નિરાશા ને વિષાદ ખંખેરી નાખ્યાં છે; ભયને ફગાવી સંશયને ટાળવા એ કમ્મર કસે છે.

બીજો અવાજ: એ કહે છે; જાગો રે પામર! ઊંઘ શું પડચા છો? હિંમત રાખો; નિર્ભય થાઓ; ખડક જેવા અડગ બનો!

પહેલો અવાજ: એ કહે છે: ધરતી પર માટી પડી છે.

બીજો અવાજ: પણ એ માટીમાંથી માનવી ઘડી શકાય છે.

પહેલો: અને એ મહામાનવી માટીને ઘડે છે; માટીમાંથી માનવ

બીજો: ના, માનવ-પરંપરા પેદા કરે છે...

પહેલો: અને માનવીનો ઇતિહાસ ઘડે છે...

બીજો: માનવીનું ભાવિ ઘડે છે.

પહેલો: એ ખડો છે ત્યાં—ખેડામાં.

બીજો: એ જન્મ્યો છે કર્મસદનમાં.

પહેલો: અને 'કર્મણ્યેવ અધિકાર' જ એણે માન્યો છે.

બીજો: અને એ રીતે કર્મ કરી પોતાના વતનને શોભાવ્યું છે.

પહેલો: એ કહે છે જાગો!...

બીજો: —ઊઠ

પહેલો: —સાબદા થાઓ.

બીજો: —ઘડી આવી પહોંચી છે.

પહેલો: —અવસર ચૂકશો મા.

બીજો: —ઘડી આપણી છે.

[સંગીત]

પુરુષ: આપણે કેવા નમાલા હતા!

સ્ત્રી: તમે એવું માનતા હતા.

પુરુષ: બસ કે? આજે હવે બોલે છે? ત્યારે તો બોલવાની શક્તિ પણ ક્યાં હતી? એ તો બધા એના પ્રતાપ.

સ્ત્રી: એના પ્રતાપની કોણ ના પાડે છે? માટીમાંથી માનવી બનાવ્યા.

પુરુષ: માટીમાંથી મર્દ બનાવ્યા.

સ્ત્રી: આજે હવે? રાસમાં રસ જામ્યો ત્યારે તો રાસ રમતા ભાગી ગયા હતા!

પુરુષ: અને બારડોલીએ વિલાયતમાં બાવન લાખ ડોલી મચા ત્યારે તું ક્યાં ભરાઈ ગઈ હતી?

સ્ત્રી: અને નાગપુરમાં ફુફાડો નાખ્યો ત્યારે તમે કયા દરમાં દબાઈ ગયા હતા?

પુરુષ: એ તો ધીમેધીમે આગળ વધાય; ગઈ ગુજરી ભૂલી જવી જોઈએ; નબળી પળો વિસરી જવી જોઈએ.

સ્ત્રી: અને શક્તિને સંભાળી રાખવી જોઈએ નહિતો મેળવેલી છે તે પણ ગુમાવશો.

પુરુષ: તારું તેજ આજે જુદું લાગે છે; રૂપ જ અનોખું લાગે છે

સ્ત્રી: અબળા સબળા થાય ત્યારે એવું જ થાય. શક્તિ પરચો બતાવે ત્યારે શું બાકી રહે? અમે હિંમતનું હથિયાર ધારણ કર્યું છે

પુરુષ: અને ટેકની ઢાલ ધરી છે... (અનુસંધાન પૃ. ૨૩મે)



તા. ૨૮-૧-૪૬ના રોજ બારડોલીમાં સમૂહકાંતણ પ્રસંગે સરદાર (ફોટો નરેન્દ્રકુમાર મિસ્ત્રી)

# લસી પ્રવાહ

લેખક
ડૉ. શિવપ્રસાદ
ત્રિવેદી

**એ નામ કદાચ નવું લાગશે; પણ આપણા શરીરમાં લોહીની સાથેસાથે વહેતો એનો પ્રવાહ**

- શરીરમાં પોલીસનું, સૈનિકનું અને રસ્તો સાફ કરવાનું કામ કરે છે.
- પૃથ્વી પરની માનવ-વસતિ કરતાં પણ અનેક ગણા એના કણો આપણા આ નાનકડા શરીરમાં સતત ઘૂમતા ફરતા રહે છે.
- આપણા કાકડા વધે છે તે એ જ પોલીસકામ કરતી એ લસીની ગ્રંથીઓ છે.
- ગૂમડું અને પરુ એ શરીરમાં પેઠેલી પરાયી વસ્તુઓને કાઢવા માટેનું એ લસીના જ કણોએ ખેડેલું યુદ્ધ છે.
- અને એપેન્ડિસાઇટિસ કે કંઠમાળના રોગ પણ લસી-ગ્રંથીઓએ શરીરરક્ષણ અર્થે ખેડેલા સંગ્રામનું કાર્ય છે.
- આપણને ઘા લાગે ત્યારે સોજો આવે છે, ને ગૂમડું થાય ત્યારે વેળ ઘાલે છે તે શાથી?
- મૅલેરિયા, ઍનીમિયા, ટાઇફૉઇડ વગેરે રોગોમાં બરોળ શાથી વધે છે?

**આપણી કાયાની એ બધી કરામત વિગતવાર સમજાવતો આ લેખ રખે વાંચવો ચૂકતા.**

---

ગયે મહીને આપણે જોઈ ગયા કે કેશવાહિની-ઓની દીવાલોમાંથી વાયુઓ અને રક્તજલ બહાર આવે છે. કેશ-વાહિનીઓમાંથી સતત ટપકયા કરતું એ રક્ત જલ કોષોની વચ્ચેની જગ્યામાં જમા થાય છે. આ પ્રવાહીનું નામ લસી (Lymph)

કોષો એ કંઈ દીવાલની ઈંટોની જેમ એકબીજા સાથે સજ્જડ જોડાઈને ગોઠવાએલા નથી, પણ બે કોષ વચ્ચે અત્યંત બારીક જગ્યા હોય છે. આ જગ્યા થોડાથોડા અંતરે વિસ્તૃત થાય છેઃ જાણે કે લસીની ટાંકીઓ! પણ તે એટલી તો સૂક્ષ્મ છે કે સૂક્ષ્મદર્શક વિના દેખી ન શકાય. આમ, દરેક કોષ લસીમાં તરબોળ થએલી વાદળી જેવો છે. એ લસીમાંથી કોષો પ્રાણવાયુ અને પોષણ મેળવે છે અને તેમાં કાર્બન ડાયૉકસાઇડ અને ઍમોનિયા જેવાં વ્યયદ્રવ્યો કાઢવે છે. લસી, એ કોષો અને લોહી વચ્ચે વિનિમય કરવાના સાધનરૂપ છે.

કોષોની વચ્ચેની જગ્યામાં ઝીણી નળીઓ પથરાએલી છે, કે જે એકઠી મળી લસી-કેશવાહિનીઓ બને છે. રુધિરની કેશવાહિનીઓની જેમ લસી-કેશવાહિનીઓ છેવટે મોટી લસી-વાહિનીઓ બને છે. તે ઝીણા સુતરાઉ દોરા જેટલી પાતળી હોય છે. લસી-પ્રવાહ પાછો ન પડે તે માટે લસી-વાહિનીઓમાં પણ શિરાઓની જેમ પડદા છે.

લસી-વાહિનીઓ શિરાઓની પેઠે ચામડી અને આંતરત્વચાની નીચે પથરાએલી છે. ચામડી નીચેની શિરાઓ જેમ ભૂરી દેખાય છે, તેમ લસીવાહિનીઓમાં સોજો આવે ત્યારે તે ચામડી ઉપર લાલ તાંતણાઓના જેવી દેખાય છે. શિરાઓની પેઠે લસી-વાહિનીઓ પણ હૃદય આગળ જાય છે. માર્ગમાં બીજી લસી-વાહિનીઓ એકત્ર થઈ મોટી લસી-વાહિની બને છે, એનું નામ થૉરૅસિક ડક્ટ. આમાં શરીરના નીચલા ભાગની અને આંતરડાંની લસી-વાહિનીઓ જોડાએલી છે. થૉરૅસિક ડક્ટ કરોડની બાજુએ રહી, છાતી ભણી ઊંચે જઇ, બે ભાગમાં ફંટાય છે અને છેવટે હૃદય પાસે આવેલી ડાબી અને જમણી શિરાઓમાં ઠલવાય છે. પોષણ દ્રવ્યોથી ભરપૂર અને આખા શરીરમાં અભિસરણ થએલી આ લસી પણ હૃદયમાં લોહી સાથે જાય છે. લસીનો રંગ પીળો છે. પણ થૉરૅસિક ડક્ટમાં તે દૂધરંગી છે, કારણ કે તેમાં ચરબીના કણો સમાએલા છે.

લસી-વાહિનીઓ આંતરત્વચાની નીચે, શરીરમાં ખૂબ ઊંડે અને આંતરડાંમાં સર્વત્ર પથરાએલી છેઃ જાણે કે કરોળિયાની જાળ જોઈ લો! તેની નાજુકતા અપ્રતિમ છે, તથા સંખ્યા અને કુલ લંબાઇ રુધિરવાહિનીઓ કરતાં અનેકગણાં વધારે—ગણનાતીત છે.

ચામડીની લસી-વાહિનીઓ દરેક જાતના પ્રવાહી અને પદાર્થો શોષતી હોવાથી તેમાં જીવાણુઓ અને ધૂળના સૂક્ષ્મ રજકણો ભળે એ સ્વાભાવિક છે. એટલે કુદરત અશુદ્ધ લસીને શુદ્ધ કર્યાં વિના લોહીમાં ભળવા દે ખરી કે? આથી તે શરીરમાં ભ્રમણ દરમિયાન ઘણી જગ્યાએ ગળાઇને શુદ્ધ બની આગળ વધે છે. લસી-પ્રવાહને આમ ગાળી શુદ્ધ કરનાર લસી-ગ્રંથીઓ (Lymph glands) હોય છે.

## લસી-ગ્રંથીઓ

લસી ગ્રંથીઓ એટલે માંસપેશીઓના તંતુઓની બનેલી કોથળી-માં કોષસમૂહનો જથ્થો. એની આસપાસ લસી વાહિનીઓ જાળની જેમ પથરાએલી છે. શરીરમાં લાખો લસી-ગ્રંથીઓ ઠેરઠેર પથ-રાએલી છે; પણ શ્વાસનળી, શ્વાસનલિકાઓ, પેટના ભાગ અને ગદાશયની પાસે વધારે સંખ્યામાં ઠસોઠસ ગોઠવાએલી છે શરીર-ની સપાટી ઉપર જાંઘ, બગલ, કોણી, ઘૂંટણ, ડોકી, ગળાની બન્ને બાજુઓ ને જડબાં નીચે પણ પથરાએલી છે. આ સ્થળોએ લસી-ગ્રંથીઓ બે-ત્રણ કે વધુમાં વધુ પંદરની સંખ્યા સુધી સાથેસાથ આવેલી છે. તે નાનામાં નાની વટાણા જેવડી અને મોટામાં મોટી વાલ જેવડી હોય છે. મોઢામાં અન્નનળીના પ્રવેશદ્વારથી માંડી જઠર અને આંતરડાંઓની દીવાલ ઉપર તે હારબંધ આવેલી છે. કેટલીક જગ્યાએ તો તેમનો સમૂહ ખાસ અવયવ જેવો જ બને છે. આવા બે અવયવો જાણીતા છેઃ એક તો ગળાની બન્ને બાજુએ આવેલા ટૉન્સિલ્સ, અને બીજું એપેન્ડિક્સ, કે જે નાના અને મોટા આંતરડાના સંગમ આગળ આવેલું છે. એમનું કાર્ય છે સરહદ ઉપરના સરા જાગ્રત અને ખડા ચોકિયાતો જેવું—અંગનું રક્ષણ કરવાનું.

દરેક લસી-ગ્રંથી પ્રયોગશાળા જેવી છે. બીજી દૃષ્ટિએ શરીરગઢના દરવાજાને પ્રવાસમાં આગળ વધતાં અટકાવનાર 'ક્વૉરન્ટાઇન' થાણાં જેવી છે. અહીં લસી-પ્રવાહ મોટો થઈ વિસ્તૃત બને છે, તેમાં





**ઉપર :** રોગના જીવાણુને ગળી જતો લસી-કણ: શરીરમાં કોઈ પરાયું દ્રવ્ય, મરેલા કણ કે રોગના જીવાણુઓ હોય કે થાય, તો તરત જ લસી-કણો ત્યાં સત્વર દોડી જઈ એવા કણોને એક એકકરીને પકડીને ગળી જઈ હજમ કરવાનું કામ કરે છે. ઉપરની ચિત્રમાળામાં ક્રમશઃ એ ક્રિયા થતી દર્શાવી છે. પહેલા ચિત્રમાં, સફેદ બિંદુથી બતાવેલા એ દુશ્મન પાસે કણ જાય છે, બીજામાં મોઢું ફાડતા જેમ પહોળો થઈ તેને પકડે છે, ત્રીજામાં ગળી જાય છે, ને ચોથા-પાંચમામાં તેને હજમ કરી દે છે.
**ડાબી બાજુ :** લસી-ગ્રંથીઓ: શરીરમાં લસીનો પ્રવાહ વહેવડાવતી મુખ્યમુખ્ય લસી-વાહિનીઓ, લોહીની શિરાઓની પેઠે જ કરોળિયાની બારીક જાળની જેમ આખા શરીરને આવરીને પ્રસરેલી છે. તેનો માત્ર મુખ્ય ખ્યાલ જ બાજુના ચિત્રમાં આપ્યો છે. એ ઉપરાંત, ખાસ તો, આપણા શરીરમાં ઠેરઠેર સ્થળે આવેલી લસી-ગ્રંથીઓ એ ચિત્રમાં કાળા ટપકાં રૂપે બતાવી છે. એ શરીરમાં ઠેરઠેર લાખોની સંખ્યામાં પથરાએલી છે, પણ ધારનળી, છાતી, ગળાની બંને બાજુઓ, જડબાં, બગલ, કોણી, ઘૂંટણ જાંઘ તથા પેડુમાં વધારે સંખ્યામાં ને ઝૂમખાંરૂપે ગોઠવાએલી પડી છે. તેમાંની મુખ્ય અહીં બતાવી છે. આ ગ્રંથીઓ પ્રયોગશાળાનું, ક્વૉરેન્ટાઇનનું અને પોલીસ ચોકીનું એમ ત્રેવડાં કાર્યો કરે છે. લસીનો પ્રવાહ અહીં જ એકઠો થઈ તેમાંનાં દ્રવ્યોની ચકાસણી થાય છે; એમાં રોગવાળા કણોને ત્યાં રોકી તેમાંના જીવાણુઓ નાશ પામે એવી ક્રિયાઓ તેના પર થાય છે; અને શરીરમાં કોઈ સ્થળે એવા રોગના કણો કે પારકાં દ્રવ્યોનો મોટો ઉપદ્રવ થઈ ગૂમડું કે બીજો દરદ થાય ત્યારે તેની સામે લડનારાં કણોને ધમધોકાર ઉત્પન્ન કરી ત્યાં મોકલવા માંડે છે. આ ક્રિયા કરતી વખતે તે ફૂલે છે અને તેથી શરીરમાં વેદના થાય છે, તેને આપણે 'વેળ ઘાલી' કહીએ છીએ.

સમાએલા દ્રવ્યોની કડક ચકાસણી થાય છે, તેના ઉપર રાસાયનિક અને રોગ-જીવાણુઓ નાશ પામે એવી ક્રિયાઓ થાય છે. લસી-પ્રવાહમાં 'પરાયાં' દ્રવ્યો વહેતાં હોય ત્યારે લસી ગ્રંથી ઉત્તેજાઈ (Irritated) ઝપાટાબંધ બહુસંખ્ય લસી કણો પેદા કરે છે, કે જે લસી-પ્રવાહમાં વહી પરાયાં દ્રવ્યો ઉત્પન્ન થયાં હોય તે સ્થળે દોડી જઈ તેનો નાશ કરવાનું કાર્ય કરવા લાગે છે. (જુઓ તેનું ચિત્ર)

અન્નનળીના પ્રવેશદ્વાર આગળ આવેલા ટૉન્સિલ્સ શરીરના રક્ષણની પોલીસ ચોકી છે. આપણી તંદુરસ્ત હાલતમાં પણ ગળામાં ન્યૂમોનિયાના અને ઈન્ફ્લુએન્ઝાના રોગ-જીવાણુઓ વસે છે એમને શરીરની અંદર પ્રવેશતા ટૉન્સિલ્સ અટકાવે છે. જો આમાંનો કોઈ રોગ-જીવાણુ પ્રબળ હોય તો એ ટૉન્સિલમાં સોજો આવે છે. એને 'કાકડા વધ્યા' (ટૉન્સિલાઇટિસ)નો વ્યાધિ કહે છે. કાકડા વધવાનો વ્યાધિ મુખ્યત્વે શહેરની ગીચ વસતિમાં નાની ખોલીઓમાં રહેનારાં ગરીબ બાળકોને તથા વારંવાર શરદીના રોગી બનતાં અને સ્ટાર્ચ-પદાર્થો ખૂબ ખાનારાં બાળકોને થાય છે આનો ચેપ કાનની અંદર જતાં કાનનાં દરદોની પીડા થાય છે. કાકડા ફૂલે ત્યારે જડબા આગળની લસી ગ્રંથીઓ ફૂલે છે. ટૉન્સિલમાં ક્ષયના જીવાણુઓ પણ વસતા હોય છે. કોઈક વાર જડબાની લસી-ગ્રંથીઓ ક્ષયના ચેપવાળી બને છે ને ગળાની લસી ગ્રંથીઓમાં ક્ષય-રોગ શરૂ થાય છે. આ ગ્રંથીઓ મોટી થાય છે અને પાકે છે તેને આપણે 'કંઠમાળ'ના નામથી ઓળખીએ છીએ. કાકડાની જેમ ઍપેન્ડિક્સ પણ મોટા આંતરડાના રક્ષણાર્થે ઊભેલા દ્વારપાળ જેવું છે. તેમાં ચેપી-રોગાણુઓથી કે ક્ષયના-જંતુઓથી સોજો આવે છે અને ઉગ્ર વ્યાધિ આવી પડે છે, એને 'ઍપેન્ડિસાઈટિસ' કહેવામાં આવે છે. આના આરામ માટે શસ્ત્રોપચાર કરાવવો પડે છે.

પેટમાં ડાબી બાજુએ, જઠરની બાજુમાં અને પાંસળીઓના હાંડકાં નીચે બરોળ આવેલી છે. તે પેટની રુધિર-વાહિનીઓ સાથે જોડાએલી છે. તેમાં પણ લસી-ગ્રંથીઓ આવેલી છે. બરોળમાં લોહી લાવતી ધમનીઓ એ લસી-ગ્રંથીઓમાંથી પસાર થાય છે તે વખતે લોહીમાં લસી-કોષો ભળે છે. પરિણામે, બરોળમાંથી બહાર નીકળતા લોહીમાં, અંદર ગએલા લોહી કરતાં સાત ગણા વધારે લસી-કણો સમાએલા હોય છે.

બરોળનું કાર્ય ગૂઢ ને ગહન છે. જીવન-નિભાવમાં એના કાર્યનું રહસ્ય પૂર્ણપણે હજુ સમજાયું નથી. બાલ્યાવસ્થામાં તે લોહીની બનાવટમાં ભાગ લે છે. લોહી ને હાડકાંના વ્યાધિઓમાં તે અગત્યનો ભાગ ભજવે છે. આથી મૅલેરિયા, ઍનીમિયા, સિફિલિસ અને ઊથલા ખાઈ આવતા તાવમાં તે મોટી થાય છે મૅલેરિયા અને ટાઇફૉઇડ તાવમાં દરદીની બરોળ વધે છે તેનું કારણ હવે સમજાશે.

## લસી-કણો

લસી-કણોનું બીજું નામ લીમ્ફોસાઈટ્સ છે. અસ્થિ-મજ્જા, લસી ગ્રંથીઓ, નાનાં આંતરડાં, ટૉન્સિલ્સ અને બરોળમાં લસી કણો પેદા થાય છે તે લોહી અને લસી પ્રવાહમાં સ્વતંત્રરીતે સતત ફર્યા કરે છે. લસી-કણો રંગવિહીન હોવાથી લોહીના ધોળા કણોને મળતા આવે છે. આ લસી કણો લસી-પ્રવાહમાં અને લોહીમાં લાંબાંટૂંકાં, પહોળા કે વિચિત્ર ઘાટ ધારણ કરે છે. શરીરમાં એક પણ જગ્યા એવી નહિ હોય કે જ્યાં આ લસી-કણો અને ધોળા કણો નજરે ન પડે. પૃથ્વી ઉપરની સમસ્ત માનવ વસતિ કરતાં પણ સેંકડોગણાં વધારે કરોડો-અબજો લસી-કણો આપણા શરીરના નાનકડા ક્ષેત્રમાં સતત ઘૂમતા ફરે છે. આથી તેને 'ઘૂમતાં કણો' પણ કહે છે. એ ઘૂમતા કણો શરીરમાં પોલીસ, સૈનિક, રસ્તો સાફ કરનારા ને

આકસ્માત વખતે મદદ પહોંચાડનારાનાં જેવાં કાર્યો ઉપાડે છે. શરીરમાં કોઈ ઠેકાણે પરાયું દ્રવ્ય, કે મરેલા કણ, કે રોગ-જીવાણુઓ હોય કે તરત જ ઘ્રાણેન્દ્રિય જેવી શક્તિના પ્રતાપે લસી-કણોને તેની ખબર પડી જાય છે, અને સત્વર રુધિરવાહિનીઓમાંથી, લસી-ગ્રંથીમાંથી ને શરીરના દૂરદૂરના ભાગોમાંથી લ્યુકોસાઈટ્સ ત્યાં દોડી જાય છે અને જીવાણુઓને હજમ કરવાનું કાર્ય કરે છે. (જુઓ ચિત્ર) આથી તેમને જંતુભક્ષકો (Phagocytes ફૅગોસાઈટ્સ) પણ કહે છે. લસી-કણોનું પ્રમાણ એક હજાર રાતાં કણે એકનું છે.

તાવ, ચેપી રોગો અને પરુ થયું હોય તે દરમિયાન લ્યુકોસાઇટ્સની સંખ્યા વધે-ઘટે છે. ટાઇફૉઇડ અને અછબડામાં તેમની સંખ્યા ઘટે છે. બીજા વ્યાધિઓમાં તેમની સંખ્યા અને પ્રકારમાં વધારો થાય છે. વ્યાધિ દરમિયાન સૂક્ષ્મદર્શક દ્વારા લોહીના ટીપામાં તેમનું નિરીક્ષણ કરવાથી ઘણાં અનુમાન તારવી શકાય છે.

કોષોને પોષણ પૂરું પાડવાના કાર્ય ઉપરાંત લસી, દેહનું રક્ષણ કરવાનું અતિ અગત્યનું કાર્ય કરે છે. ચામડીમાં કાંટો વાગવાથી, ઘા પડવાથી કે રોગ-જીવાણુઓના પ્રવેશથી તંતુઓને ઇજા થાય ત્યારે ત્યાં લોહી ધસી આવે છે. એને સમાવવા આસપાસની કેશવાહિનીઓ પહોળી થાય છે. વધુ લોહી આવવાથી લસીનો સ્રાવ પણ વધે છે. લોહીનો પ્રવાહ વધવાથી ઘા વાળી જગ્યા સૂઝેલી, લાલ ને ગરમ બને છે તંતુઓની વચમાં લસીનો જથ્થો વધવાથી તાણ (Tension) થાય છે. આમ થવાથી ધામા વેદના અનુભવાય છે.

ઘા રુઝાવવામાં લસીમાંનું પ્રોટીન ઘણું કામ આવે છે. વળી લસીમાં લોહીના ધોળા કણો પણ હોય છે. આ કણ ઘા અને સાજાં તંતુઓની વચ્ચે ખડકાઇ જઈ રક્ષણાત્મક દીવાલ ખડી કરે છે. આથી ચેપ એ જ સ્થળે સ્થગિત થાય છે. એક જાતનાં ધોળા કણો અને લસીકણો જીવાણુઓને પકડી, તેમને નિર્વિષ અને સ્વાદિષ્ટ બનાવવા તેમના ઉપર રુચિકર દ્રવ્યો (Opsonins)નો સ્રાવ કરે છે. પછી તે જીવાણુઓને ઉંદરની જેમ કોતરીકોતરીને ખાઈ જાય છે.

પણ કદીક જીવાણુઓ પ્રબળ હોય ને ધોળા કણોનો નાશ કરે ત્યારે પણ રક્ષણાત્મક દીવાલને ઉલ્લંઘીને તે આગળ તો જઇ શકતા જ નથી, કારણ કે શરીરના કોઇ પણ ભાગમાં રોગના જીવાણુઓ અને ધોળા કણો વચ્ચે 'યુદ્ધ' જામ્યું હોય ત્યારે લસીગાંઠો, બરોળ અને હાડકાનો ગર્ભ ઝડપથી નવા ધોળા કણો અને લસી-કણો અનેકગણી સંખ્યામાં ઉત્પન્ન કરે છે અને તે બધાં 'સંગ્રામ'ના સ્થળે ધસી જઈ રોગ-જીવાણુઓનો નાશ કરે છે. અંતે ધોળા કણોને વિજય સાંપડે છે ને આપણે રોગમુક્ત બનીએ છીએ. યુદ્ધમાં નાશ પામેલા ધોળા કણોનો જથ્થો પરુ બને છે. કાંટા જેવી પરાયી ચીજને શરીરમાંથી દૂર કરવા, ધોળા કણો કાંટાની આસપાસના તંતુઓને ખાઈ જઈ પ્રવાહી બનાવે છે. આ પણ પરુ હોય છે. પરુ ભેગું થાય ત્યાં 'ગૂમડું' થયાનું આપણે કહીએ છીએ. ગૂમડું અને પરુ એ શરીરમાં પ્રવેશેલી પરાયી ચીજોને બહાર હડસેલી કાઢવાની કુદરતી કરામતના વિજયની એક નિશાની છે.

પણ જો પ્રબળ જીવાણુઓ ધોળા કણો ઉપર વિજય મેળવે તો જીવાણુઓ કે તેનું ઝેર લોહીમાં ભળી શરીરમાં (અનુ. પૃ. ૨૧૯)



લસી-કણની વિશિષ્ટ કામગીરી દર્શાવતો આલેખ:




શરીરમાં ઉત્પન્ન થતા કે પેસી જતા રોગના અણુ, પરાયા પદાર્થો, વગેરેને ગળી જઇ નાશ કરતા સફેદ કણો ઉત્પન્ન કરતી લસીગ્રંથી. આવી અસંખ્ય ગ્રંથીઓ આપણા શરીરમાં ઠેરઠેર આવેલી છે, જેનાં સ્થાન તથા વિગત બીજા ચિત્રમાં દર્શાવ્યાં છે. મથાળે (અ) આગળ દેખાડેલી શિરામાંથી લસીપ્રવાહ ગ્રંથીમાં દાખલ થાય છે અને ત્યાંથી નવા ધોળા કણોને લઇ નીચે બતાવેલા (બ) માર્ગે બહાર નીકળે છે.

ઉપર: નીચેના ચિત્રમાં હાથમાંના અંગૂઠા પાસે કાંટો વાગ્યો છે. એ વાગતાં તેમાં પરાયા જંતુ દાખલ થાય છે. તેને પકડીપકડીને લસીમાંના ચોકિયાત સફેદ કણો કોણી પાસે રહેલી લસી-ગ્રંથી (ગાંઠ)માં પહોંચાડે છે, તેનો માર્ગ ટપકાં વડે દર્શાવ્યો છે. અને એમ, એ માર્ગે તાજા ધોળા કણ રૂપી સૈનિકોની કુચ, જ્યાં સુધી બધા પરાયા જીવાણુઓનો નાશ ન થાય ત્યાં સુધી, ચાલુ રહે છે. હાથની ઉપરની મોટી ગોળાકાર આકૃતિમાં, મથાળે એ કાંટો તથા તેની આસપાસ ચાલતી લસી-કણોની યુદ્ધક્રિયા મોટા મોટા રૂપમાં બતાવ્યાં છે, જેમાં કાંટાની અણીની આસપાસ કાળા જીવ-જંતુઓ છે તેને ધોળા કણો ઘેરી વળીને તેનો નાશ કરતા દર્શાવ્યા છે. બાકીના ભાગમાં લસીના કણો તથા તેના પ્રવાહની રચના દર્શાવી છે.

# મકાનનાં ભૂત



[illegible]

મારી [illegible]

જ્યારે હું ઘરમાં પ્રવેશ્યો ત્યારે મોટાભાઈ ઉચ્ચ સ્વરે કૈંક કહી રહ્યા હતા ને સૌ પથારી પર આડા પડ્યાપડ્યા 'ગિર્યાંની ગીદિડી' થઈને સ્તબ્ધતાથી સાંભળી રહ્યા હતા.

'પરોઢિયે પાંચ વાગ્યે મેં એ મકાન જોયું છે. બપોરે, સાંજે ને રાત્રે ૧૧ વાગે પણ મેં એ જ મકાન જોયું છે. છેલ્લાં છએક માસથી હું બરાબર નિરીક્ષણ કરતો આવ્યો છું. આટલા દિવસોમાં મેં હજુ એ મકાનમાં એક પણ કપડું સુકાતું જોયું નથી. રાત્રે એક પણ સળગતી બત્તી જોઈ નથી. આવા સરસ વિસ્તારમાં ને આ જમાનામાં આવું સરસ મકાન આમ ખાલી પડ્યું રહે એ જ આશ્ચર્યકારક છે.'

મેં વચમાં જ પૂછ્યું, 'કયા મકાનની વાત કરો છો?'

'મિશન રો ને સેંટ્રલ એવન્યુના ક્રૉસિંગ આગળ જ મોટું મકાન નથી? સામે પેટ્રોલનો પંપ છે ને ડાબે હાથે ફોર્ડ કંપનીની ઑફિસ.'

મેં પૂછ્યું, 'પેલું પાંચ માળનું છે એ મકાન? કદાચ એને તો હજુ રંગ પણ કરાવ્યો નથી.'

મોટાભાઈએ ઉત્તર આપ્યો, 'હા એ જ.'

અવિનાશે પાસે ખસતાં મને બધી વાત સમજાવવા માંડી, 'એ જરા રહસ્યમય મકાન છે. કલકત્તાભરમાં મેં આવું વિચિત્ર મકાન જોયું નથી. મોટા ભાઈ કહે છે કે એમાં કોઈ રહેતું નથી. લોકવાયકા પ્રમાણે યુદ્ધ પૂર્વે ત્યાં નીચે બૂટની દુકાન હતી, અને તને યાદ હોય તો હજુ પણ એ દુકાનનું પાટિયું લટકે છે. એક રાત્રે કામ વધી જતાં એ દુકાનના ત્રણ માણસો રાત ત્યાં જ રોકાયા હતા. સવારે ત્રણેનાં મુડદાં મળી આવ્યાં. લોકો કહે છે કે યુદ્ધ દરમિયાન ગવર્નમેન્ટે કેટલાક સૈનિક પણ એક વખત ત્યાં રાખ્યા હતા. બીજી સવારે દશેનાં શબ મળી આવ્યાં. ત્યારથી ત્યાં કોઈ રાત રહેતું નથી. નથી ત્યાં અવાજ સંભળાતા કે નથી કોઈ ભૂત દેખાતાં; પણ મકાનની બારીઓ હમેશાં ખુલ્લી હોય છે. હજુ પોતાનેકું યે નથી. અંદર મેં હજુ સુધી એક પણ માણસ જોયો નથી. દરવાજા બહાર એક બિહારી દરવાન ખાટલા પર પડ્યો રહે છે. કહે છે કે સાંજ થતાં થતાં તો એ ય ચાલ્યો જાય છે. મુખ્ય દ્વારને તાળું મારેલું છે ને કોઈને અંદર જવા દેતા નથી.'

હું નિઃશબ્દ થઈને સાંભળી રહ્યો ને નાની વિશાખા તો જાણે તેની પાછળ જ ભૂત આવીને બેસી ગયું હોય તેમ એકદમ મોટાભાઈની સોડમાં આવીને બેસી ગઈ! શાંતિ તોડતાં મેં કહ્યું, 'તારી વાત તો બરાબર છે. મેં પણ કોઈ દિવસ એમાં સળગતી બત્તી જોઈ નથી. દરવાનને હમેશાં તાળું મારેલું હોય છે એ યે સાચી વાત છે. મુંબઈ કે મદ્રાસમાં પણ રાજમાર્ગો પર આવું ભેદી મકાન મેં કદી જોયું નથી.'

રજાઈમાંથી મોઢું બહાર કાઢતાં સુરેશે કહ્યું, 'યાર, તપાસ તો કરવી જોઈએ. એવા મકાનનો અનુભવ પણ કરવા જેવો હોય છે.'

અવિનાશ બોલ્યો, 'રજાઈમાંથી જ, કેમ?' ને સૌ હસી પડ્યા.

'આજના મકાન માલિકો એવા મૂર્ખ નથી કે આવું સરસ મકાન તદ્દન ખાલી રહેવા દે. વિસ્તાર પણ સરસ છે. એવા ફ્લૅટોની આજે પાઘડી પણ સારી આવે. કંઈક હોવું જોઈએ. કારણ વગર આવું મોટું મકાન સાવ નિર્જન ન રહે.' મોટાભાઈએ કહ્યું.

મેં પૂર્તિ કરી, 'હા, નહીં તો સરકાર નિરાશ્રિતોને રહેવા દે. આજે તો સરકાર ફાજલ મકાનો પણ લઈ લે છે. મને તો એ મકાનમાં જ કંઈક વિચિત્રતા જણાય છે.'

મોટા ભાઈએ કહ્યું, 'આ મકાન ભેદી છે તે હું પણ જાણું છું. ગઈ કાલે એક શીખ ટૅક્સીવાળાએ મને કહ્યું કે એ મકાનમાં કોઈ અશુભ ઘડીએ શરૂ થયું છે કે હવે તેમાં કોઈ માણસ એક રાત જીવતો રહી શકતો નથી. અંદરના ઓરડા પણ વર્ષોથી સાફસૂફ વગરના પડ્યા છે. ભીંતો પર, બારીઓ પર સર્વત્ર ધૂળના થર જામી ગયા છે. ચામાચીડિયાં ધોળે દિવસે ત્યાં ઊડે છે.'

ભીંત પરના ઘડિયાળમાં ટકોરા પડ્યા. સાડા અગિયાર થયા હતા. બહાર સુસવાટા મારતો ઠંડો પવન ફૂંકાતો હતો અને ઉપર દ્રાગ પણ ક્યારનીય ડીપી તરફ ચાલી ગઈ હતી. બત્તી બંધ કરી મોટા ભાઈના આદેશથી સૌએ સૂવાની તૈયારી કરી. મારા મગજમાં હજુ એ મકાન ઘોળાયા કરતું હતું. મને વિચાર થતો હતો કે આવું ભેદી મકાન કલકત્તામાં હોય અને કોઈ જવાંમર્દ ત્યાં રાત રહેવાની હિંમત ન કરે એવું બને નહિ. પણ તરત જ બીજો વિચાર આવ્યો. સામાન્ય સૈનિકો પણ જો જીવતા બહાર ન નીકળી શક્યા હોય તો સામાન્ય માણસનું શું ગજું? વળી સૈનિકો પણ એક-બે ન હતા; દસ સુસજ્જ સૈનિકો! દરવાન પણ અંદર સૂતો ન હતો. દરવાજાની બહાર ખાટલા પર સૂતો હતો. કારણ વિના એ શા માટે બહાર સૂએ? અને આવા સરસ સ્થળે બંધાયેલા મકાનમાં લોકો ન રહે એ પણ શક્ય નથી. કંઈક અદ્ભુત તત્ત્વ જરૂર હશે જે આ ભેદી મકાનની ભયંકરતા પાછળ ભાગ ભજવી રહ્યું છે. વિચારાધીન અવસ્થામાંથી નિદ્રાધીન ક્યારે થયો એ ખબર પડી નહીં પણ અરધી રાત્રે જ્યારે ઘડિયાળમાં બેના ડંકા પડતા હતા ત્યારે હું સહસા પથારીમાંથી બેઠો થઈ ગયો અને મેં જોયું તો મારા કપાળ પર પ્રસ્વેદનાં બુંદ બાઝી ગયાં હતાં. આ અસામાન્ય સમયે મારું સ્વપ્ન મને યાદ આવવા માંડ્યું. રહસ્યનો ભેદ શોધવા મેં ત્યાં રહેવું શરૂ કર્યું. (અનુસંધાન પૃ ૨૬ પર)

# બાંધ ગઠરિયાં

આપકથા

**ચન્દ્રવદન ચીમનલાલ મહેતા**

લેખક ઇ. ૧૯૧૬માં અમદાવાદમાં, ગયા અંકમાં જેનું વર્ણન આવે છે તે ફ્લ્યરમૅન હિંમતલાલે પાડેલો ફોટો

હવે આપણે પાછા સુરત આવીએ. ધોરણ તો બે રહ્યાં: છઠ્ઠું અને સાતમું–એટલે કે મૅટ્રિક. ખાડી પાર! ફાંફાંમાં આવી તો ચાલતું હતું, પણ મૅટ્રિકમાં કેમ નીકળાશે, એ ચિંતા હંમેશની રહેતી. પણ અજુતર ઉપરાંત સુરતમાં બીજી એવી નવાજૂની થતી રહી કે એ ચિંતાને ટોડલે ચડાવી હતી.

જ્યાં વલંદાની કોઠી, તેનો આર્યસમાજ હૉલ થયો. બરાબર અમારી નિશાળની પાછળ, બે મિનિટને રસ્તે. ત્યાં મિ. મોહનદાસ ગાંધી તે અરસામાં આવી પહોંચ્યા! સફેદ ફેંટો, અંગરખો અને મારેલું ટાંકું ધોતિયું. સાંજે ભાષણ: 'જર્મન સામેની લડાઈમાં રંગરૂટ તરીકે નામ દાખલ કરાવો અને પૈસા ભરો; લડાઈમાં મદદ કરો.' પહેલી વાર મિ. ગાંધીને ત્યાં ભાષણ કરતા સાંભળ્યા. એ જ અરસામાં હોમરૂલ લીગના સભ્યોએ વાકધારા વહેવડાવી હતી. તેમાં શ્રીનિવાસ શાસ્ત્રી સારું ચાવકું ગુજરાતી બોલતા; જમનાદાસ દ્વારકાદાસમાં જોર અને આવેશ હતો; કનૈયાલાલ મુનશીમાં (મામાજીએ ત્યારે કહેલું કે 'ઘનશ્યામ વ્યાસ'ના નામથી 'ગુજરાતી'માં 'વેરની વસુલાત' એવી વાર્તા લખે છે તે આ જ લેખક) થનગનતી જુવાની હતી. પણ એ જ નાનકડા કદના નરસિંહ ચિન્તામણ કેળકર તો મારે અનુભવ્યું ભાષણ હતા. ગુજરાતી ભાષામાં ફારસી શબ્દોનો આટલો ચાતુર્યથી ઉપયોગ થઈ શકે છે એ ત્યારે જાણ્યું. ચન્દ્રશંકર પંડ્યા વાક્યે વાક્યે તાળી પડાવતા, જોરદાર ભાષણ કરતા, અટપટી વાક્યરચના કરતા આખરે 'ક્લાઇમૅક્સ' લાવતા. તિલક મહારાજનો મંત્ર–'સ્વરાજ્ય મારો જન્મસિદ્ધ હક છે, અને તે હું લઈશ જ' તો અમારા શાળાના વિદ્યાર્થીઓના મનમાં ગુંજતો થઈ ગયો હતો.

અને પછી ઍની બેસંટ. આવું અંગ્રેજી તો અમે કદી સાંભળેલું નહિ. પ્રૌઢ, પ્રેરણાદાયક, પ્રતિભાશાળી વ્યક્તિત્વ અને વેધક, ગંભીર, સોંસરી ઊતરતી વાક્ધારા: સાંભળે તો દિગ્મૂઢ જ થઈ જતા. લોકમાન્યનું નામ સાંભળ્યું હતું: મહારાષ્ટ્રનો વીરકેસરી. એના દર્શનનો લાભ એ જ અરસામાં રસ્તામાં ગંગાપુર જતાં ગોધરે ઊતર્યો ત્યારે મળ્યો. ત્યારે ગોધરામાં ગુજરાત પ્રાંતની પહેલી રાજકીય પરિષદ ભરાઈ હતી. મિ. મોહનદાસ ગાંધી 'કર્મવીર ગાંધીજી' તરીકે ઓળખાઈ ચૂક્યા હતા. સવારે ઉપડતી લોકલમાં બેસવા જતાં ત્યાંના મિત્રે 'સાથે સી. આઈ. ડી. છે' કહીને ભડકાવ્યો અને ગોધરા જવાનું મોકૂફ રાખવા સમજાવ્યો. પણ સુરતથી જ નીકળતાં અગાઉ પાંચ રૂપિયા મોકલી વિઝિટરની ટિકિટ મંગાવી લીધી હતી, એટલે જવા ફાવ્યા તો ખરા, છતાં ઊપડ્યા.

ઊતરવાનું તો સ્ટેશન યાર્ડમાં લઈ ગાડી રાખ કરીને લેઈ કહાડેને ત્યાં;—ગંગાપુરથી જ બદલી થઈ અહીં આવ્યા હતા. પરિષદમાં જવાને નવાં સીવડાવેલાં કોટપાટલૂન વાસ કાઢી પહેર્યાં, અને ઉપર સફાઈથી ચાંપી ચાંપીને નેકટાઈ બાંધી. દૂર સુધી હજુ માણસો નહોતાં પહોંચ્યાં; ઊંચી દીવાસળી કાળી બૅંગલોર કૅપ પહેરેલો.

બીજી વાર ગાંધીજીને ફેંટા–અંગરખામાં જોયા, અને એ રીતે અહીં છેલ્લી વાર જ જોયા. લાલ ફેંટામાં વિઠ્ઠલભાઈ પટેલને મહમદઅલી જિન્હાને જોયા, બોલતા સાંભળ્યા: ચન્દ્રશંકર પંડ્યા પણ ધુરંધર, વાણીવિલાસ ચલાવેલો, પણ મરાઠીમાં લોકમાન્ય તિલકે જે છાપ પાડી તે ઘણી ઊંડી હતી. ત્યારે વળી લાઉડ સ્પીકર કેવાં? છતાં દૂરથી પણ બધા બરાબર સાંભળી શકતા. તિલક મહારાજને જોઈને તો આંખમાં આંસુ આવી ગયાં હતાં.

ત્યાંથી જે દિવસે નીકળવાનું હતું તે દિવસે મેઈલમાં જગ્યા મળી નહિ, અને રહી જવું પડ્યું. રાતે બે વાગે ટાઢમાં ગોધરાથી બેસવાનું હતું. અને બીજે દિવસે દોડતા–ભાગતા, છેલ્લી ઘડીએ એન્જિન પાસે ડોરાડોર ડબ્બામાં જગ્યા મળી. અંધારામાં ચડી તો ગયા; પણ સવારે ઊઠીને રતલામમાં જોઈએ તો ફર્સ્ટ ક્લાસ; અને પડખે મિ. મહમદઅલી જિન્હા! આપણી તો છાતી ગજ ગજ ફૂલે. અને હવે બેઠા ત્યાંથી ઊતરે કોણ? રતલામથી તો વળી આપણું જ ડિસ્ટ્રિક્ટ આખે રસ્તે, કંઈ બહાનું કાઢી જિન્હા સાહેબ સાથે વાત કરવા હજારો તરકીબ વિચારી, પણ બધી પડી ભાંગી; છેલ્લી ઘડીએ હિંમત જ ન ચાલે!

ગંગાપુર જઈ બાપુજી આગળ ગોધરાની આખી વાત હુલાવી ફુલાવીને કહી. એ સાંભળતાં એમને ઘણો જ આનંદ થયો, એટલું જ નહિ, પણ તરત જ મદ્રાસ કાગળ લખી, નટેસન કંપનીએ બહાર પાડેલો 'ઇન્ડિયન નેશન બિલ્ડર્સ'નો નેતાઓનાં જીવનચરિત્રોનો આખો સેટ મને વાંચવા મંગાવી આપ્યો.

હવસે યુરોપ સળગાવ્યું ત્યારે હિંદ આખામાં ભરતી જેમ ગાંડું હતું. નિશાળના કમ્પાઉન્ડમાં અમારી નિશાળના એક છોકરાએ 'વન્દે માતરમ્'ની બૂમ પાડી. એમાં એને પહેલે દિવસે દસ સોટીનો માર આપ્યો; અને ફરીથી ક્લાસમાં બૂમ પાડી એટલે એને કંઈ બીજા બહાના હેઠળ ડિસમિસ કરવામાં આવ્યો. સુરતની સાર્વજનિક હાઇસ્કૂલના પિતા ને કૉલેજના સંસ્થાપક શ્રી ચુનીલાલ શાહ ગાંધીજીને પોતાની નિશાળમાં લઈ ગયા હતા, પણ સરકારી નિશાળમાં એનો પડઘો સરખો ન પડે એવી તકેદારી રાખવામાં આવી હતી.

એ અરસામાં એક કૉન્સર્ટ કરવાનું નક્કી થયું, અને અમારી નિશાળમાંથી પણ એકબે દેખાવો ભજવવાના આવ્યા. અમારા મિત્ર દુર્લભરામના ભાઈ છોટુ વખારિયા અને એની ટોળી માટે 'ખૂબસૂરત બલા'માંથી એક સીન નક્કી થયો. અમારો છોટુ તૌફિક બનતો અને 'ક્યું જી તૌફિક! કિસ હાલમેં હો?' પૂછે કે તરત મોઢું ફેરવી, ડોળા કકડાવી તે, 'શેર લોહે કી જાલમેં હૈ' કહી જે પેંતરવાઈથી બોલતો એ જોઈ અમે તો આફરીન થઈ જતા. અમારે ભાગે મુનશી માસ્તરે નવાબનો પાઠ શોધી આપ્યો, અને મને અને રણજીત રાયજીને સાથે લીધા. અમને પાઠ ગોખાવે, અભિનય શીખવે અને રીહર્સલો સૌથી બતાવી લે, તે પણ ચન્દ્રવદન મુનશી જ કરતા. અમે બે તો પછી ઘેર ઘણું ઘરનું ફમેરતા અને એ બીજા જતા! પણ નાટકને દિવસે ન રણજીતની જીભ હાથમાં રહી કે ન મારી કામગીરી રહી. અમે અમારી રીતે ઊપડ્યા, લોકો હસ્યા અને અમે થીએટરમાંથી બહાર નીકળતાં જ મુનશી માસ્તર મળ્યા. એમણે ઠપકાને બદલે શાબાશી આપી ત્યારે અમને નિરાંત થઈ. પણ રણજીત રાયજી ને હું સાથે રહ્યા તો બણી તો નહિ જ શકીએ એમ એમના મનમાં વસી ગયું અને અમને બેને છૂટા પાડ્યા.

મેટ્રિકમાં આવ્યા તે સાલ શીલ્ડ મૅચમાં ઠાકોર અને હું ઊતરવાના હતા. ઠાકોરલાલ ઠાકોર કૅપ્ટન, હું વિકેટ કીપર. રોજ સાંજે પ્રૅક્ટીસ વખતે ફીલ્ડ ઉપર મુનશી માસ્તર જાતે આવે. અમારેથી પણ કૅચ ખોયો તો ઠપકા સાંભળવા તો પડે જ, પણ કોઈ વાર તો સોટી પણ પડે! જે કરવું તે બરાબર કરવું એ એમનો સિદ્ધાંત. ને પોતે ક્રિકેટનું બૅટ ભાગ્યે જ પકડ્યું હશે, છતાં અરધો કલાક ફીલ્ડ પર ખરા. 'કમ્મર વાળો, બૉલ પાછળ દોરો, બરાબર અટકાવો' વગેરે સૂત્રો હસાવતા જ રહે.

કેટલાંક વર્ષોથી અમારી હાઈસ્કૂલમાં શીલ્ડ આવી નહોતી. અમારી ટીમમાં બાઈબંધી સારી હતી અને વળી ઠાકોર હોશિયાર અને કાબેલ કૅપ્ટન હતો, એટલે મૅચના છેલ્લા દિવસોમાં તો મુનશી માસ્તર અમારા પર ખૂબ જ ધ્યાન આપતા. અમારે મિશન હાઈસ્કૂલ સામે સ્ટેશન પાસે સિટી જિમખાનાના ગ્રાઉન્ડ પર રમવાનું હતું. અમે તો વખારિયાની ગાડીમાં નીકળી પડ્યા હતા, ત્યાં મુનશી માસ્તર ચાલતા જતા રસ્તામાં જ મળ્યા. અમે ગાડીમાંથી ઊતરી પડ્યા અને એમને બેસવા કહ્યું, તો કહે 'ના, તમારે રમવાનું છે; જાઓ ગાડીમાં.' ને અમને બેસાડ્યા ત્યારે જ રહ્યા. પાછળ ચાલતાં ચાલતાં પણ એમણે સંભાળથી રમવા માટે સૂચનાઓ આપ્યા કરી.

અમે ટૉસ હાર્યા અને દાવ લેવા જવું પડ્યું. રમતમાં આમ તો હું ઍટોગ્રાફ બૅટ વાપરતો, પણ 'ફ્રૅન્સ'નાં નવાં બૅટ આવ્યાં હતાં, તે લઈને આપણે પહેલા ઊપડ્યા, ને ત્રીજે જ બૉલે ડાંડિયું ગુલ! પાછા ફરતાં તો પગ જ ન ચાલે. તંબુમાં જઈને મૅચ જોવાની પણ હિંમત ન રહી. એવામાં દસ રનમાં બીજી ત્રણ વિકેટ પડી! અમારા રામ રમી ગયા, અને મારી આંખમાંથી તો દડદડ આંસુ પડે. ત્યાં પાછા મુનશી માસ્તર હાજર: 'એવો કોઈ બૉલ પડી પણ જાય; એમાં હિંમત હાર્યે કંઈ ચાલે?' ઠાકોરે ફૅક સ્ટૅન્ડ આપ્યો, ને અમારા કેક બૉલર દોરાબ કપનાવાલાએ રંગ રાખી દીધો! ન તે ડાંગુજી, દાબડીઓ, પણ 'હે પ્રભુ!' કહી જે દેવા માંડી તે આંકડો ૬૮ પર પહોંચ્યો. પછી મિશન સ્કૂલ દાવમાં ગઈ. એની પહેલી જોડી ૩૦ કરી ગઈ ને અમારાં દિલ ગભરાવા માંડ્યાં. મિશનના હેડમાસ્તર ત્યારે મિ. બોસ કરીને હતા. જરા કંઈ થાય કે તરત બાઈબલ કાઢી પ્રેયર કરે! ફીલ્ડ ઉપર પણ જરા જેટલામાં બધાને એકઠા કરી આપણું કરે, અને બાઈબલ વાંચે. બત્રીસમે રને એક જણ શૉર્ટ રન લેવા ગયો અને બન્દાએ નેમ તાકી વિકેટ ખખડાવી નાખી. પછી તો અમારા કૅપ્ટને અને દોરાબે, એમે જે માંડી છે તે, આવનજાવન કરાવી દીધી, અને ૪૮માં ટીમ લીધી! મિ. બોસ પ્રેયર કર્યા કરે ને અહીં વિકેટ પડે!

તે જ દિવસે કલાકેક બાકી હતો અને અમારે પાછા દાવ લેવા જવાનું થયું. અમે રન ત્રીસ ને બીજા જેટલા થાય તેટલા કરવાના. પણ આપણે તો આપણી અસલી રમત પર ઊતરી પડ્યા, ('બૅટ ઉપાડે સો મેદાં') તે દસ રનનો 'કિંમતી ફાળો' નોંધાવી અમે બંને નૉટ આઉટ રહ્યા. તે સાંજે મુનશી માસ્તરે ખૂબ શાબાશી આપી, જીતો તો રજાનું પણ કહ્યું, ને સાંજે ગાડી કરાવી બધાને મોકલ્યા.

બીજે દિવસે તો અમે અરધો દિવસ રમી બહુ રન કર્યા. આ વખતે ફીલ્ડ બહુ ખરાબ, છતાં બાઉન્ડરીઓ ફટકાવતા અમે સો ઉપર ફાળો લઈ ગયા. સામેની છાવણીમાં કલાકે કલાકે પ્રેયર થતી રહી, પણ ઇસુની દયા તો અમારી ઉપર જ વરસતી રહી! એમની આખી ટીમ ૩૫ રનમાં ખતમ થઈ ગઈ. સાંજનો પહોર હતો; અમારી ખુશાલીનો પાર નહોતો; એવામાં મુનશી માસ્તર મિ. બોસ પાસે ઊપડ્યા, અને આખી ટીમને ચાપાણી પીવા નોતરી લઈ આવ્યા.

બીજે દિવસે રજા તો પડી જ. પણ તે દિવસે મુનશી માસ્તરે અમને પોતાને ઘેર બોલાવ્યા. એ કડક માણસ પોતાને ઘેર આટલા કોમળ થઈ અમારું આટલું સારું સ્વાગત કરશે, એવો તો અમને ખ્યાલ પણ નહોતો. ત્યાં પાસે બેસાડી (અને આ જમાનામાં કોઈ માસ્તર વિદ્યાર્થીને પોતા સરસા ગણે એ જ અમારે મન સોનાનો દિવસ) હવે બૉલબૅટ પર મૂકો પૂળો; પરીક્ષા સામે આવી છે; તમે આટઆટલામાં કાચા છો; અને આ રીતે તૈયાર કરવા માંડો; એ બધું એટલી કાળજીથી અને લાગણીથી કહ્યું કે અમે તો છક જ થઈ ગયા.

પ્રિયંવદા જે કન્યાશાળામાં ભણતી ત્યાં જ વિલાસ ભણતી. વિલાસ એનાથી મોટી, એટલે આગલા ધોરણમાં હતી. પ્રિયંવદા આઠેકની હશે, વિલાસ બારેકની હશે. હું સોળ સત્તરનો હઈશ. અમારા કૅપ્ટન ઠાકોરલાલ શ્રીપતરાય ઠાકોરના વૃદ્ધ ને સજ્જન પિતા મોટા થીઓસોફિસ્ટ; અને પ્રિયંવદા ઠાકોરની ભત્રીજી થાય. એના મુંબાઈમાં રહેતા સૌથી મોટાભાઈ વૈકુંઠરાયની એ દીકરી, પણ રહે સુરતમાં. એ થીઓસોફીના મેળાવડાઓમાં જતી અને ત્યાં સુંદર ભજનો ગાતી. મારી અને ઠાકોરની દોસ્તી ઘણી ગાઢ થતી જતી હતી, અને મને એના વિના જરાય ચાલે નહિ એવું થઈ ગયું હતું અને ઘેર પ્રિયંવદા વિલાસની વાતો કરે, મટકું જ; પણ એ સિવાય વિલાસ વિષે મારું અજ્ઞાન હતું તેવું ને તેવું જ રહ્યું. વિવાહ થયા પહેલાં તો મેં એને અલપઝલપ જોઈ હશે. પણ વિવાહ થયા પછી અમે મળ્યાં નહોતાં, ત્યાં વાત કરવાનો તો પ્રસંગ જ ક્યાં? ન્યાતના મેળાવડાઓમાં એ મને જુએ,—નાટક કરતાં કે આમતેમ, પણ એ સિવાય એણે પણ મને નિરાંતે ભાગ્યે જ જોયો હશે.

વિલાસ, મારી વહુ ના, વિલાસના પિતાએ ચૂંટી કાઢેલો હું એનો વર. અમારા મહોલ્લામાંથી એ પસાર થતી હોય તો નીચે મોઢે એ સડસડાટ ચાલી જાય. કોઈના લગનજમણમાં એ આઘી ને આઘી રહે. એના પિતા અમારી ન્યાતની 'બુક લોન કમિટી'ના સેક્રેટરી તે એને ત્યાં ચોપડી લેવા મારે જવાનું થતું ત્યારે મને જોતાં જ પોતાના ઘરમાંથી બીજે ઘેર દૂર નાસે. અમારે ત્યાં જમવા આવતી ત્યારે પણ અમે આઘાં ને આઘાં. મારે સાસરે જમવા જવું પડતું ત્યારે તો મને ટાઢીયો તાવ આવતો. પચાસ બહાનાં કાઢતો, પણ મામાજીની ધાકે જવું તો પડતું જ. અને જતો ત્યારે ભાગ્યે જ એ મને જોઈ જાય નો

ધડાક દઇને મારો ચડી જતી. એની મા પાછી કે એવું કંઇ મોકલોને તો તે બીજી બહેન આપી જતી. અને જો વિલાસ આવે તો દોઢ ગાઉ દૂર લોટો મૂકી અલોપ થઈ જતી.



હૃદયમાં એના મનમાં વરને માટે એવો ભય યા ભ્રમ ઊભો કરી મૂકયો હતો કે એનાથી સંકોચાતા રહેવું, લજ્જાશીલ રહેવું, મર્યાદા ને વિવેક જાળવવો એ બધાને પરિણામે આવું કૃત્રિમ વર્તન એ આચરતી.

બીજી બાજુ સસરાજી મને જ્યારે પણ તક મળે કે તરત જ સલાહ આપતા. આમ તો એ મને ચન્દ્રવદનલાલ કહેતા. પણ શિખામણ આપવામાં જરાયે બાકી ન રાખતા તેમજ કોણ જાણે કેમ પરંતુ કોઇ પણ ઉપાય યોજી કોઇને ત્યાં, કોઈની મારફત, કોઇના દેખતાં, ખાનગીમાં કે જાહેરમાં વિલાસને મળવાનું મને પણ મન થતુ નહિ. મન નહિ થવાનું મુખ્ય કારણ આસપાસનું વાતાવરણ અને એમ મળવા માટે પ્રયાસ પણ કરવો એ ખોટું છે એવો કંઇ મારો ખ્યાલ.

નાના બાળકને પણ રમકડું પોતાને હાથે રમવું ગમે છે. બાળપણની હઠ અને આડાઈ ઘણીવાર મોટી ઉમર સુધી સ્વભાવમાં વળગી રહે છે. વિવાહ થયા ત્યારે રોતલ અને રિસાળ સ્વભાવ તો મારો હતો જ, અને ઉપરાંત મારી જાણ બહાર વિવાહ નોંધ્યા. પછીથી એક બીજાને મળતાં, રૂબરૂ વધારે ઓળખી લેશે, વા છૂટ થઈ પડશે, કે એવા ભયને લઇને એકબીજાથી દૂરના દૂર રાખવાના સંજોગ, એ બધાને લઈને મારા મનમાં એક પ્રકારનો ખટરાગ બંધાયો.

અહોહો! એ જ વહુ જો મેં જાતે પસંદ કરી હોત; છાનામાનાં અમે મળ્યાં હોત; એકબીજાનાં થવા વચન અપાયાં હોત; પરીક્ષા વખતે મારી પડખે રહી એણે થોડું નજીવું મારું કંઈ કામકાજ કર્યું હોત; એની પરીક્ષા વખતે મેં એને વાંચવામાં ને અઘરું સમજાવવામાં મદદ કરી હોત; પેલી શીલ્ડ મૅચ વખતે એ મૅચ જોવા આવી હોત; રજાઓમાં એકાદવાર પણ એને મારી સાથે નહિ તો બીજાની સંગાથે મારી બા પાસે અમદાવાદ કે ભંભાપુર મોકલી હોત; આમાંનું થોડું પણ જો કંઇ થાત, તો ચન્દ્રવદન અને વિલાસનું વણસી ગએલું લગ્ન-પ્રકરણ જુદી જ રીતે લખાત.

વિવાહ બાદ સોના જેવાં બે વરસ સુરતમાં કાઢયાં, પણ તે દરમ્યાન મને પણ એને મળવાનો ઉમળકો ન જાગ્યો. એ મારા મનની વાત હતી. એના મનની વાત જાણવાનો મને તો અધિકાર નહોતો; મારી પાસે સીધો અને સુતરો કોઈ ઉપાય પણ નહોતો. (ચાલુ)

## ટિકિટ સંગ્રહ (અનુસંધાન સાગેના પાનાથી)

કેટલું આપવાનું તે પૂછયું. એ વખતે આજની જેમ પોસ્ટેજ અગાઉથી ચોડવાનુ નહિ, પણ કાગળ મળે ત્યારે રોકડુ આપવાનું હતુ ટપાલીએ કહ્યું કે પોસ્ટેજનો એક શિલિંગ આપવાનો છે, ત્યારે છોકરીએ કાગળ તેને પાછો આપ્યો અને કહ્યુ કે હું ગરીબ હોવાથી એટલા બધા પૈસા ભરવાનું મારું ગજું નથી. ટપાલીના ગયા પછી હિલે પૂછપરછ કરતાં છોકરીએ સાચી હકીકત કબૂલી દીધી કે એ પરબીડિયાની અંદર કાગળ-બાગળ કશું બીડેલુ હતુ નહિ, પણ પરબીડિયાની બહારની બાજુએ નાનાં મીંડાંના સંકેતમાં સંદેશો લખેલો હતો, તે મેં જોઈ લઇને કાગળ પાછો આપી દીધો! હું ને મારો ભાઈ એટલાં ગરીબ છીએ કે એક શિલિંગ જેટલું પોસ્ટેજ ખર્ચી શકીએ તેમ નથી, તેથી અમે પરસ્પરને ખબરઅંતર મોકલવા આ યુક્તિ શોધી કાઢી છે આ પરથી હિલે વિચાર કર્યો કે જો મોંઘી ટપાલ-પદ્ધતિ મારા દેશના માણસોને આવી છુપચાલ અને અનીતિ કરવા પ્રેરે તે જવી જ જોઇએ. ત્યારથી તેણે ટપાલ સુધારણાની પોતાની જાણીતી ઝુંબેશ ઉપાડી અને કટ્ટર વિરોધનો સામનો કરીને પણ સસ્તામાં સસ્તા પોસ્ટેજના દર નિર્માણ કરાવ્યા, જે અગાઉથી જ ભરવાના. અને તેની સાબિતી દર્શાવતી નાની ટિકિટ ચોડવાની પદ્ધતિ યોજી. આજે જગવ્યાપી સસ્તા દરના પોસ્ટેજની પદ્ધતિ અને તેની સંજ્ઞારૂપ 'ટિકિટ'ના જન્મની આ કથા છે.

ઇ.સ.૧૮૪૦ના મે માસમાં એનો જન્મ થયો. ત્યાર પછી દેશોદેશમાં તે ક્યારે ક્યારે દાખલ થઈ તેની સમયાનુક્રમણી નીચે આપી છે:

૧૮૪૦ ઇંગ્લંડ-ગ્રેટ બ્રિટન (મે).

૧૮૪૩ ઝુરીચ (માર્ચ), બ્રાઝિલ (જુલાઇ). જીનીવા (ઑકટોબર).

૧૮૪૫ બાલ-સ્વીટ્ઝર્લંડ (જુલાઇ).

૧૮૪૭ યુનાઇટેડ સ્ટેટ્સ ઑવ અમેરિકા (ઑગસ્ટ), મૉરિશ્યસ (સપ્ટેમ્બર).

૧૮૪૯ ફ્રાન્સ (જાન્યુઆરી), બેલ્જિયમ (જુલાઈ). બવેરિયા (નવેમ્બર).

૧૮૫૦ ન્યૂ સાઉથ વેલ્સ, સ્પેઇન, વિક્ટોરિયા (જાન્યુઆરી); સ્વિટ્ઝર્લૅંડ (એપ્રિલ); ઑસ્ટ્રિયા, ઑસ્ટ્રિયન ઇટલી (જૂન); બ્રિટિશ ગયાના, સૅક્સની (જુલાઇ); પ્રુશિયા, શ્લેસ્વિગ હૉલ્સ્ટાઇન (નવેમ્બર); હૅનોવર (ડિસેમ્બર).

૧૮૫૧ સાર્ડિનિયા (જાન્યુઆરી); ડેન્માર્ક, ટસ્કની, ટ્રિનિડાડ, કૅનેડા (એપ્રિલ); બાડન (મે); ન્યૂ બ્રન્સ્વિક, નોવાસ્કોશિયા (સપ્ટેમ્બર), હવાઇ ટાપુ, વુર્ટેમ્બર્ગ (ઑકટોબર).

૧૮૫૨ બ્રન્સ્વિક, હૉલંડ, પેપલ સ્ટેટ્સ, થર્ન ને ટૅકિસસ, ઓલ્ડનબર્ગ (જાન્યુઆરી); બાર્બેડોઝ (એપ્રિલ); મૉડેના, પારમા (જૂન); સિન્ડે (જુલાઇ); લકસમ્બર્ગ, રીયૂનિયન (સપ્ટેમ્બર). [બાકીના આવતે મહીને]




નવાબી રાજ્ય વખતની જૂનાગઢની 'સોરઠ સરકાર'ની જે ચાર ટિકિટો એ વેળા ત્યાં ચાલતી તે પૈકી ૦ાા આનાવાળી સિંહની ટિકિટ ગયા નવેમ્બર અંકમાં આપી હતી. એ સમૂહમાંની ૦ા આનાની કિંમતની જૂનાગઢ શહેરના ચિત્રવાળી ટિકિટ ડાબી બાજુ અને બે આનાવાળી ઘોડાના ચિત્રની ટિકિટ જમણી બાજુ આપી છે.



# ટિકિટસંગ્રહ

એ સંસારવ્યાપી શોખ કેમ કેળવવો તેની તથા બીજી ઉપયોગી માહિતી આપતો વિભાગ



આર્જેન્ટિનાની નવી ટિકિટો: વર્ણન સામે વાંચો

ગયે વખતે આપણે ટિકિટ-સંગ્રહ-માં ઉપયોગી એવાં કેટલાંક સાધનોનો વિચાર કર્યો. તે પૈકી મુખ્ય જે 'આલ્બમ' તેની વાત વિસ્તારથી વિચારી હતી. એની પછીનાં ઉપયોગી સાધનોમાં એક સરતી લાગતી વસ્તુ પણ ખાસ અગત્યની છે; એ છે ટિકિટોને ફેરવવા-ફેરવવા માટેનો નાનકડો ચીપિયો.

ટિકિટોને સાફ કરવાની હોય. એ સિવાય એને બનતાં સુધી હાથ ન લગાડશો. તેને પકડવા માટે હમેશાં એક નાજુક ચીપિયો જ વાપરવો. દાક્તરો કે ઘડિયાળીઓ વાપરે છે તેવો અણીવાળો નહિ. એથી તો ઊલટું ટિકિટને નુકસાન પહોંચે. આ નીચેના ચિત્રમાં બતાવ્યા મુજબના ચપટ છેડાવાળા નાના ચીપિયા બજારમાં મળે છે. અને તે



ન કટાય તેવી ધાતુના હોય; નહિતર કટાએલો ચીપિયો પણ ટિકિટને ડાઘ પાડશે.

કોઇને કદાચ આમાં ચાંપલાઈ લાગે. પણ એની પરવા ન કરશો. એને ટિકિટની અખંડિતતાની કિંમત છે તે સમજુ, અનુભવી ને નિષ્ણાત સંગ્રાહકો તો જાણે છે કે હાથનો ઘસારો પણ ટિકિટને કેવું નુકસાન પહોંચાડે છે. બધા માણસોના હાથ એકસરખા નથી હોતા. ઘણાનાં આંગળાં બરછટ કે ખરબચડાં હોય છે. એથી ટિકિટની સપાટીને કે તેની છાપના રંગને, નરી આંખે ન દેખાય તેવો પણ ઘસારો પહોંચે જ છે. કોઇ વાર તેના પરફોરેશનની એકાદ કાંગરી પણ ખંડિત થઈ જાય છે. વળી, આપણા હાથ ગમે તેટલા મુલાયમ ને સ્વચ્છ હોય તોપણ તેમાં અંશતઃ ભેજ તો હોય જ છે. સૂકી બરછટ આંગળીઓનો જેમ ઘસારો લાગે છે તેમ ભેજવાળાં આંગળાંનો ભેજ પણ ટિકિટોના રમની તાજપને હણે છે. એટલે, ટિકિટની સલામતીને ખાતર ચીપિયો રાખવો જરૂરી છે

અને તમને જાણીને નવાઇ લાગશે કે ટિકિટોની હેરવફેરવ હાથેથી કરવા કરતા ચીપિયા વડે વધુ ઝડપી ને સલામતીથી થાય છે શરૂમા થોડો વખત લાગશે. પણ ફાવટ આવી ગયા પછી તે સરળ અને સત્વર બનશે.

આર્જેન્ટિનાએ તાજેતરમાં ૯ ટિકિટોનો એક સમૂહ બહાર પાડ્યો છે, એના ઉપર ટિકિટો કેમ બને છે તેની ચિત્રમાળા આપેલી છે. ટિકિટોની બનાવટ કેમ થાય છે તે દર્શાવતી ટિકિટો દુનિયાના ઇતિહાસમાં આ પહેલી વાર બહાર પડે છે. એમાં પહેલી તપખીરિયા રંગની ટિકિટમાં કલાકારને ટિકિટનું આલેખન કરતો દર્શાવ્યો છે બીજી (વાદળી) ટિકિટ પર એ આલેખનને પોલાદના બીબા પર ઉતારતો કારીગર છે; ત્રીજી (જાંબલી) ટિકિટ, મુદ્રક એ બીબા પરથી કાગળ પર ઉતારેલી ટિકિટની છાપ તપાસતો દર્શાવ્યો છે (જુઓ સાથેનું ચિત્ર). ચોથી (લીલી) ટિકિટ પર પોસ્ટલ ઇન્સ્પેક્ટર ૫૦ ટિકિટોનો આખો તાવ તપાસે છે; પાંચમી (લાલ) ટિકિટમાં એક બાઇને નવી ટિકિટ ચોડેલો કાગળ મળે છે તેનું ચિત્ર છે. અને છઠ્ઠી (ઘેરી લીલી) ટિકિટ ઉપર આર્જેન્ટિનાને સ્પેનની ઝૂંસરીમાંથી મુક્ત કરનાર ત્યાંના તારણહાર સ્વાતંત્ર્યવીર જોસ ડ સાન માર્ટિનની છબિ છે. એ સાન માર્ટિનના અવસાનની શતાબ્દી ગયે વર્ષે (૧૯૫૦ માં આર્જેન્ટિનાએ ઊજવી. તેના માનમાં (ઉપર વર્ણવેલા સમૂહ ઉપરાંત બીજી) સાત રંગરંગી ટિકિટો પણ કાઢી છે.

ગયે મહિને (ડિસેમ્બરમાં) સ્વિટ્ઝર્લૅન્ડ ત્યાનાં ત્રણ પતંગિયાં દર્શાવતી ટિકિટ બહાર પાડવાનું હતું પોર્ટુગાલ પોતાનાં ત્રણ સંસ્થાનો માટે નવી ટિકિટો કાઢવાનું છે: ટિમોર માટે ૧૧ વિવિધ ફૂલો દર્શાવતી ટિકિટો; અંગોલા માટે ૨૪ વિવિધ ફૂલો દર્શાવતી, ને મોઝામ્બિક માટે ૨૮ પ્રાણીઓની. આઇસલૅન્ડ વળી એક નવા સમૂહ પર પર્વતો ઉપરથી ઊતરતું ઘેટાંનું ટોળું ચીતરવાનું છે.

આવતા માર્ચ માસમાં દિલ્હીમાં યોજાનાર અખિલ એશિયન રમતોત્સવ પ્રસંગે ભારતના બે આગળપડતા ખેલાડીઓ લેવી પિન્ટો અને ગુરમાનસિંગનું બહુમાન કરવા તેમની છબિવાળી ટિકિટો બહાર પાડવાનું ઠર્યું કહેવાય છે. મુંબઇનો લેવી પિન્ટો ભારતનો સૌથી ઝડપી દોડનાર છે; તેને દોડની વિજયરેખાને વટાવતો ટિકિટ પર દર્શાવાશે; જ્યારે પતિયાળાનો ગુરમાનસિંગ સર્વતોમુખી ખેલાડી છે, તેની છબિ અપાશે.

## ટપાલની ટિકિટની શોધ કેમ થઈ?

એ વિષે આ વાત પ્રચલિત છે. ઇંગ્લંડમાં ટપાલના દર ઘટાડી પહેલવહેલી 'પેની પોસ્ટ' ને દાખલ કરાવનાર શ્રી રોલૅન્ડ હિલની વાત તો આપણે અગાઉ જાણી ગયા છીએ. તેને એ વિચાર એક છોકરી ઉપરથી સૂઝ્યો હતો. બનેલું એવું કે એ છોકરીને ટપાલીએ આવીને તેનો એક કાગળ આપ્યો. તે હાથમાં લઇને તેના તરફ ધ્યાનપૂર્વક ઘડીક જોઈ રહીને છોકરીએ તેનું પોસ્ટેજ (અનુ. સામે)




સંખ્યાબંધ અને અવનવી ટિકિટો બહાર પાડવામાં હમણાં હમણાં સોવિયેટ અસરવાળા દેશો અમેરિકાને પાછળ પાડી દેતા લાગે છે. થોડા સમય પર હંગેરીએ (આજે પોતે જેના વિરોધી જૂથમાં છે તે) અમેરિકાના સદ્ગત પ્રમુખ રૂઝવેલ્ટના સ્મરણમાં ચાર ટિકિટોનો સમૂહ બહાર પાડેલો તેની છબિ દરેકમાં આપી છે. તેમાં ગયા મહાયુદ્ધ દરમ્યાન ચાર મિત્ર-રાજ્યોએ યુદ્ધ અંગે જે ચાર સ્થળોએ મસલત-કરારો કરેલાં તે ચાર સ્થળોનાં ચિત્રો સાથે રૂઝવેલ્ટની છબિ બાજુએ આપી છે. ઉપર: કૅસા બ્લાંકા અને તેહરાનનાં ને નીચે: માલ્ટા અને હાઇડપાર્ક (અમેરિકા)નાં ચિત્રોવાળી ટિકિટો.

# પચ્ચીસ વર્ષ પહેલાં



અંક ૨૫ મો : પોષ ૧૯૮૨

પચ્ચીસ વર્ષ પહેલાં પણ 'કુમાર' કેટલી પ્રેરક અને બોધક સામગ્રી આપતું તેની વાનગી તથા ખ્યાલ આપવા આ માળામાં આ મહીને એક અતિ સામર્થ્યવાન ભારતપુત્રની વાત મુખ્ય છે. પણ તેની વાત કરતાં અગાઉ, પચ્ચીસ વર્ષ પર બહાર પડેલા, ત્રીજા વરસના પહેલા અંકથી આગે એક નવો વિભાગ શરૂ કરેલો તેની વાનગી આપીએ. ગુજરાતના શ્રદ્ધ પુરુષો આવતા યુગ વિષે શી આશાઓ ધરાવે છે તે જાણવાની ઊમળી પ્રજાને તક મળે તે માટે અમે એવા ભાવનાશાળી પુરુષોને વિજ્ઞપ્તિ કરેલી કે તેઓ કંઈ પ્રેરક સંદેશ આપે. એમાંથી પ્રથમ મહાત્મા ગાંધીજીનો સંદેશ એ અંકે રજૂ કરેલો. પણ એ અંકના બધા વિભાગોમાં શિરમોર જેવું તો હતું, શ્રી હરિનારાયણ આચાર્યની પ્રોત્સાહક ને ઓજસ્વિની કલમે લખાયેલું ભારતના અપૂર્વ બલ-વીર 'રામમૂર્તિ'નું ચરિત્ર-એમણે સ્વમુખે સમજાવેલું તે. એમાંથી મુખ્ય તારવણી જ અહીં આપવી શક્ય છે:

"દક્ષિણમાં આન્ધ્રપ્રદેશમાં વીરઘટ્ટમ્ વીરોની નગરી નામનું એક નગર છે ત્યાં એક પોલીસ કોન્સ્ટેબલ રહેતો. એને ત્રણ છોકરા હતા. મોટા બન્ને સારા સ્વાસ્થ્યવાળા અને રળતાકમાતા; નાનો તદ્દન માંદોમાંદલો અને મરવાની આળસે જીવનાર હતો. વળી, દમના રોગથી પીડાતો અને ભણવામાં પણ 'ઢ'. એ વીરઘટ્ટમ્ પાસેના



પ્રો. રામમૂર્તિ: રેખા · રવિશંકર રાવળ

વેલોર શહેરમાં અંગ્રેજોની છાવણી હતી. એ પલટણની કવાયત, દેશી સિપાઈઓના અખાડા, અગર જ્યાં કંઈ પણ શારીરિક શક્તિનો પ્રભાવ જોવામાં આવતો ત્યાં એ પહોંચી જતો. રામાયણ-મહાભારતની કથાઓ સાંભળવાનો એને શોખ હતો. એમાંના નાયકો ભીમ, હનુમાન, ભીષ્મ, લક્ષ્મણ વગેરેને એ પોતાના ગોઠિયા જેવા સમજતો.

પુરાણ ભારતનાં ભવ્ય વીરશ્રીવાળાં એ ચરિત્રોથી એનાં મન ને શરીરનું સૂક્ષ્મ કલેવર રચાયું અને એને પરિણામે પોતે પણ શા માટે એવો ન થઈ શકે એવી આતુરતા જાગી. આખરે એક ઉજ્જ્વળ દિને એને 'રંગ' લાગી ગયો ને પછી તો માત્ર પાંચ જ વરસના પરિશ્રમથી એણે આખા ભારતવર્ષમાં પોતાના નામને ઘરગથ્થુ બનાવી મૂકનાર અલૌકિક બળ મેળવ્યું એ બાળક તે હું પોતે-રામમૂર્તિ. તમે આ મારા આ માંસલ શરીરમાં પેલા દમિયલ છોકરાની રજ પણ શોધી શકો છો? છતાં એ પણ મારા જ દિવસો હતા!

આ ગપ લાગે છે? મેં આમ શી રીતે વિજય મેળવ્યો? કેવળ 'નિશ્ચયબળ'થી. માત્ર 'મનોબળ'થી જ મેં મારો આદર્શ સિદ્ધ કરવા પ્રયત્ન કરેલો; અને પરિણામે અત્યારે હું ભારતભરનો પ્રેમપાત્ર છું. બળની વાત આવતાં તમને 'રામમૂર્તિ' નામ યાદ આવ્યા વિના નહિ રહે. સ્ત્રીઓનું વાત્સલ્ય પણ કેટલું? પંજાબમાં નવરાતરમાં મારા નામના ગીત ગવાતાં-અત્યારે ગાંધીજીનાં ગવાય છે તેમ.

મેં કસરત શરૂ કરી ત્યારે બહુ જ આકરું લાગતું પણ તરત જ મારી મનોદેવતા મને જગાડતી! મારા આદર્શને સિદ્ધ કરવા હું ખૂબ મથતો હતો. પરિણામ ન જણાતાં હું ઘણી વાર રડ્યો છું. આના કરતાં મરવું સારું એમ માની મરવાનો નિશ્ચય પણ મેં કરેલો! આખરે મેં મક્કમતાથી શરૂઆતની નિર્બળતા પર તો વિજય મેળવ્યો. ધીમેધીમે કસરત વધારી. એ વખતનો મારો ક્રમ આવો હતો: સવારે વહેલો ઊઠી હું છ માઈલ દોડતો દૂર એક છાવણીએ જતો, ત્યાંના લશ્કરીઓ સાથે કુસ્તી રમતો, ને વળી પાછો છ માઈલ દોડતો ઘેર આવી મારા શિષ્યો સાથે કુસ્તી કરતો. ત્યાર બાદ તરવા પડતો. અને પછી તો બહાર નીકળું એ વખતે મારામાં ઊભા રહેવાની પણ તાકાત ન રહેતી. પછી થાક ખાઈ હું જમતો અને સાંજ થતાં પાછો ૧૫૦૦થી ૩૦૦૦ દંડ તથા ૫૦૦૦થી ૧૦૦૦૦ જેટલી બેઠક કાઢી કુસ્તી કરી દૈનિક ક્રમ પૂરો કરતો. આનો પરિણામ એ આવ્યો કે સોળ વરસની ઉંમરે હું એટલો જોરાવર બન્યો કે નાળિયેરના ઝાડને જોરથી હું ખભો મારતો કે ઉપરથી ટપોટપ બેત્રણ નાળિયેર તૂટી પડતાં!'

સોળ વરસની ઉંમરે મારા અગાધ બળનો શો પહેલો પરચો આપ્યો: એક વખતે શહેરના બાળિયાગામ એક મોટી ભેંસ ભરાઈ ગયેલી. વીસત્રીસ માણસો મહેનત કરતાં પણ એને કાઢી શક્યા નહોતા. એવામાં મારો બાળમિત્ર ત્યાં થઈને નીકળ્યો. એ દોડતો આવી મને બોલાવી ગયો. મેં ત્યાં જઈ લોકોને આઘા કરી નીચા વળી ભેંસનાં બે શીંગડાં પકડ્યાં, અને એક જ આંચકાથી ભેંસને દલદલથી ખેંચી કાઢી બેત્રણ ગોળીમટાં ખાતી રેઢવી નાખી.

હવે જ મારા જીવનની ખરી શરૂઆત હતી. ભીષણ પ્રયત્નોથી

મેં અપ્રતિમ બળ તો મેળવ્યું, પણ મારી એ અમાનુષી શક્તિનો ઉપયોગ શો, એમ જ્યારે મને ઘણા પૂછતા ત્યારે હું હતાશ થતો. છતાં પણ મારું ભાવિ કંઈક અપૂર્વ છે એમ મને દૃઢ વિશ્વાસ હતો. એવામાં ૧૯૦૫ના મે માસમાં આખા યુરોપમાં લોકપ્રિય થયેલો મલ્લ યૂજીન સૅન્ડો મદ્રાસ આવ્યો. મેં એને 'ચૅલેન્જ' આપી. પણ ખાનગી તપાસ કરતાં એને મારી શ્રેષ્ઠતાની ખાતરી થવાથી 'કાળા માણસ સાથે હું હરીફાઈ કરતો નથી' એમ કહી ના પાડી! મને ઉમેદ હતી કે સૅન્ડો જેવા વીરની સામે ઊતરી એને હરાવવાથી મારા બળની કિંમત થશે. પણ એની 'ના'થી મારા મનોરથ પડી ભાંગ્યા.

સૅન્ડોની ખાસ વિશેષતા વજન ઉઠાવવાની હતી. હું એના કરતાં બમણું-ત્રણગણું વજન ઉઠાવતો. સૅન્ડો છાતી ઉપર ૪૦૦૦ રતલ ઉઠાવતો; હું ૬૦૦૦ રતલ ઉઠાવી શકતો. મેં મારી સરકસની જિંદગીમાં ત્રણ ટનનો હાથી તો દરરોજ ઉઠાવેલો એ જગજાહેર વાત છે. ૧૯૦૪માં દુનિયામાં સૌથી વધારે વજન ઉચકનાર હું હતો.

૧૯૦૬થી મારા વ્યાવહારિક જીવનની શરૂઆત થઈ. શરૂઆતમાં હું છત્રેના સરકસમાં દાખલ થવાનો હતો, પણ લોકમાન્ય ટિળકે મને રોક્યો. એમની સહાય અને પ્રોત્સાહનથી મેં સ્વતંત્ર સરકસ ઊભું કર્યું. પછી તો મારી જાહોજલાલી જાગી ત્યાર પછી અનેક પ્રકારનાં વાતાવરણ મેં વીતાવ્યાં છે. જીવન એ મુસીબતનો ભંડાર છે. મારી મુશ્કેલીઓ પણ મારી શક્તિ જેટલી જ પ્રૌઢ અને કદિકદિ તો દુઃસહ હતી. તમને સાંભળતાં પણ ત્રાસ થશે અંગ્રેજ સરકાર કદી પણ હિંદીને આગળ આવવા દેતી નથી. મને પણ ખૂબ હેરાન કર્યો છે. જ્યાંજ્યાં હું ખેલ કરતો ત્યાંત્યાંના સ્થાનિક મુસલમાનોમાં મારી વિરુદ્ધ ઉશ્કેરણી કરવામાં સી. આઇ. ડી. ખાતું બાકી ન રાખતું છતાં પણ મર્દાનગીપ્રિય મુસ્લિમ પ્રજા મને ભાગ્યે જ કનડતી; એટલું જ નહિ પણ મારા બળના વિજયમાં હમેશાં આનંદ લેતી.

સૌથી ભયંકર વિઘ્નો તો મારે હિંદુસ્તાન બહાર જ ભોગવવાં પડેલાં. મલાકામાં સને ૧૯૧૦માં મને બે વખત સોમલ (ઝેર) આપવામાં આવેલો. પહેલી વખતે તો હું પચાવી જ ગયો; એટલે બીજી વખત તો ઘોડો મરી જાય એટલું ઝેર મારા પેટમાં નાખેલું! આથી મારું બચવું મુશ્કેલ હતું; છતાં પણ મેં તરતજ લંગોટ મારી પાંચ હજાર દંડ કાઢી નાખેલા! આથી પરસેવામાં તથા ગરમીથી ઘણું ખરું ઝેર તો નીકળી ગયું; પણ મારે દસ મહિના પથારીવશ રહેવું પડેલું

ફ્રાન્સમાં પણ મારો સિતારો પાધરો ન હતો. હાથીના મારા ખેલમાં હાથી ઊભો રાખવા માટે મારે છાતી ઉપર એક લાંબું પાટિયું મૂકવાનું હોય છે. આ પાટિયું મારા યુરોપિયન મૅનેજરની ફૂટથી એક બદમાશે અરધું કાપી રાખેલું. ખેલમાં જેવો હાથી એ પાટિયા પર ચઢીને ચોથો પગ મૂકે છે તેવા જ પાટિયાના બે ટુકડા થઈ ગયા અને હાથીનો પગ મારી છાતી ઉપર પડ્યો! પરિણામે મારી ત્રણ પાંસળીઓ ભાંગી ગઈ અને હું બેભાન થયો. પરંતુ ફ્રાન્સના કુશળ દાક્તરોની દેખરેખથી હું બચી જવા પામ્યો. સ્પેનની 'બુલ ફાઇટર્સ એસોસીએશન' તરફથી મારા બળની પરીક્ષા કરવા માગણી થએલી. એક ભયંકર સાંઢને બે હું શીંગડાં પકડી જમીનમાં દબાવી દઉં અને ચસકવા ન દઉં તો પાંચ હજાર પાઉન્ડ મને મળે, એવી મારી માગણી એ લોકો સ્વીકારી શક્યા નહિ, એટલે હું ત્યાં ન ગયો.

બહેરામપુરમાં હું એક વાર સરકસ લઈ ગએલો, ત્યારે એક દિવસ અમારો સૌથી ભયંકર વાઘ છૂટો થઈ ગએલો! ચારપાંચ બકરાં તેણે મારી નાખ્યાં. ત્યાં તો હું સન્ધ્યા કરતો હતો ત્યાં તેડું આવ્યું. તત્કાળ મારી પાસે કંઈ હથિયાર ન હતું, એટલે એક જાડો દંડો ઉઠાવી હું દોડ્યો. મને જોતાંવેંત જ વાઘ પીંજરામાં ભરાયો. મેં એને પાંચ છ દંડા ચોડી કાઢ્યા! આથી ચીડાઈને એ જેવો કૂદ્યો કે મેં તરત જ એને બાથમાં પકડી જમીન ઉપર દબાવી દીધો!"

આ બધું હું શી રીતે કરી શક્યો? કેવળ આત્મબળથી જ; નિશ્ચયથી જ. શારીરિકબળ ઉપરાંત હું મારા પ્રયોગોમાં એકાગ્રતાનું અનુસંધાન કરું છું. એ વડે શરીરના કોઈ પણ એક જ સ્થાનમાં-એક જ સ્નાયુમાં મારી સંકલ્પશક્તિથી મહાભારત બળનો સંચાર એક નિમિષમાં હું કરું છું, એટલે એ સ્થળવિશેષમાં અજેય-અપરાજિત બનું છું. આ જ મારા વિજયની-મારી સહનશક્તિની-મારી વજ્રાંગતાની ચાવી છે. બાકી માણસનાં હાડકાં મજબુત હોવા છતાં પણ જો એક હજાર પાઉન્ડનું એના ઉપર દબાણ થાય તો એનો ભાંગી ભૂકો થઇ જાય એવું શરીરશાસ્ત્રીઓ માને છે. એટલે દરરોજ ૬૦૦૦ રતલનો હાથી ઉપાડનાર હું-એનાં હાડકાંનો કેટલો ઝીણો ભૂકો છેલ્લાં ૨૫ વરસમાં થયો હોય એની કલ્પના તમે જ કરી લો.

નિષ્ફળતા? નિષ્ફળતા શું એ રામમૂર્તિ શીખ્યો નથી. એક જ દૃષ્ટાંતઃ હું એક વખત ફ્રાગધ્રા ગએલો. મહારાજા સાહેબે પોતાની ખાનગી મોટર રોકવા મને કહ્યું. પેંતરો જમાવી તૈયાર થાઉં ત્યાર પહેલાં તો હાંકનારે મોટર હાંકી દીધી. આંચકો આવતાં જ મારી પીડી સ્થાનભ્રષ્ટ થઈ અને સ્નાયુ ખરી જતાં જ હું બેભાન થઈ પડી ગયો. દાક્તરે મારો પગ ઠેકાણે તો કર્યો, પણ મને દરદ અસહ્ય થતું હતું પરંતુ રામમૂર્તિથી મોટર ન રોકાઈ એ ભાવિ કલંક મારે સહન કરવું ન હતું એટલે પગ ઉપર પાટો બાંધી હું લંગડાતો લંગડાતો પાછો ખેલના સ્થાને આવ્યો. લોકો વેરાતા હતા ત્યાં તો મને જોઇ આભા જ બન્યા. છતાં પણ મારા અમાનુષી મનોબળથી મેં એકાગ્રતા સાધી, અને ૭૦ માઈલની ઝડપથી જનારી ૨૫ હૉર્સપાવરની એ જ મોટર એક બે નહિ પણ તેર વખત મેં રોકી! હા એનું ફળ કેટલાક અઠવાડિયાં દવાખાનામાં રહી મારે ભોગવવું પડ્યું ખરું. બાકી તો મરી જાય પણ રામમૂર્તિ નિષ્ફળતા ભોગવવાનો નહિ."

સરકસમાં રામમૂર્તિના ખેલો તદ્દન નવા જ હતા. ૨૫ હૉર્સપાવરની બે મોટરકારોને સામસામી દિશામાં જતી એ રોકી રાખતા. છાતી ઉપર ૩૦૦૦થી ૪૦૦૦ રતલનો પથ્થર મુકાવી એના પર ઘણના ઘા કરાવતા, ને પછી એક જ આગકાડી ત્રણચાર ગોદીમડાં ખાતો ઠરીઠામ હડસેલી દેતા. બે ગાડામાં ૪૦ પચાસ માણસો બેસાડી પોતાની છાતી અને પેટ કે સાથળો ઉપરથી એ ગાડાં ખેંચાવતા. ચાર મજબૂત માણસોને સાંકળના છેડા પકડાવી પોતાને પડખે બે બાજુ ઊભા રાખતા, ને પછી સાંકળને પોતાની છાતી પર વીંટી જોરથી છાતી ફુલાવતા એટલે સાંકળના ટુકડા થઇ જતા. એમની સામાન્ય છાતીનો ઘેરાવો ૪૮ ઇંચ હતો; જ્યારે ખાલી છાતી ૩૭ ઇંચ અને ફુલાવેલી ૫૬ ઇંચ થતી! અરધા ઇંચની જાડાઈની સાંકળ એક જ આંચકાથી તોડવી એ એમને મન રમત વાત હતી. આ તો એમના ખેલની વાનગી. બાકી એમણે વિવિધ પ્રસંગે જે બળ દેખાડેલું તેની તો ગણના જ કરાય નહિ, તેમજ તેની કિંમત નજરે જોયા વિના થાય પણ નહિ.

આટલા બળના સ્વામી છતાં રામમૂર્તિના મતે બળ કરતાં સ્વાસ્થ્ય-નીરોગીપણાને પ્રથમ સ્થાન મળવું જોઈએ. એ માટે યોગનાં આસનોમાં એને અપાર શ્રદ્ધા હતી. ભારે દોડ ને ઝડપથી ચાલવાની તથા તરવાની પણ એ ખૂબ ભલામણ કરતા. વીર્યરક્ષણ-કાયિક, વાચિક, માનસિક-તો શરીરનો પાયો છે, એટલે એ વિના કસરત કરવી નકામી છે. દૃઢ માંસપેશીઓ, સરળ સાદું જીવન, નિર્મળ અંતઃકરણ, પાકલંગોટ ને નિયમિત મહેનત એ જ જીવનના ઉત્કર્ષની ચાવી છે.

**મકાનનાં ભૂત** (અનુ૦ પૃ. ૧૨ થી ચાલુ) પહેલી રાત હતી અને મારી બારી રસ્તા પર પડતી હતી. પથારીમાં લગભગ જાગતો જ પડ્યો હતો. પાસે ટૉર્ચ અને ભરેલી પિસ્તોલ રાખી હતી અને બારી તરફ મારી નજર હતી. મેં જોયું કે આજે દૂધ પીધા પછી ટેબલ પર મૂકેલો કાચનો ગ્લાસ એકાએક નીચે પડ્યો અને ફૂટી ગયો. પાછળથી બે-ત્રણ ચામાચીડિયાં આવ્યાં અને બારીની બહાર ઝડપથી ઊડી ગયાં. ત્યાં બારીમાં હાડપિંજર જેવી એક આકૃતિ જણાઈ! મેં ટૉર્ચનો પ્રકાશ બારી તરફ ફેંક્યો. મારી પિસ્તોલ છૂટી શકી જ નહિ—હાથમાં સ્થિર થઈ ગઈ! આગળથી, પાછળથી, ચારે દિશાઓમાંથી ભયંકર અટ્ટહાસ્ય સંભળાવા માંડ્યાં. હું સ્તબ્ધ થઈને ઊભો થયો. ત્યાં તો હાડપિંજર બારીમાંથી અંદર પ્રવેશ્યું અને—અને અસહ્ય ગભરાટને કારણે મારી આંખ ખુલી ગઈ. હૃદય ખૂબ વેગથી ધબકતું હતું. સ્વપ્નની અસર દૂર કરવા મેં બત્તી ખોલી અને બે ગ્લાસ ઠંડું પાણી પીધું. ૐ તત્સવિતુર્વરેણ્યંના મહામંત્રનું રટણ કરતોકરતો રજાઈ ઓઢીને હું ફરી સૂઈ ગયો.

સવારે હું ઘણો મોડો ઊઠ્યો. તરત જ મને રાત્રે આવેલું દુઃસ્વપ્ન યાદ આવ્યું. મેં નિશ્ચય કર્યો કે એ મકાન વિષે તપાસ તો કરવી જ.

ભોજનાદિ પતાવીને હું બપોરે ઊપડ્યો. પંદરેક મિનિટમાં મકાનની નિકટ આવી પહોંચ્યો. સામેની હોટલમાં પ્રવેશીને લસ્સીનો ઑર્ડર આપ્યો ને અનેક વખત જોએલા મકાનનું હું ધ્યાનથી નિરીક્ષણ કરવા માંડ્યો. મોટા ભાઈની અને અવિનાશની વાત સાચી લાગતી હતી. એક દરવાન ખાટલા પર બહાર બેઠો હતો. મુખ્ય દ્વાર પર મોટું તાળું હતું. ઉપર મોટા ભાગની બારીઓ ખુલ્લી હતી, જ્યારે અમુક બંધ હતી. મકાન વિશાળ હતું પણ રંગ હજુ થયો ન હતો. મેં ધાર્યું કે છેલ્લો હાથ લગાવવાનો હશે અને કોઈક અશુભ પ્રસંગ બન્યો હશે એટલે રંગનું કામ અટકી પડ્યું હશે.

હૉટેલવાળાને પૈસા ચૂકવીને હું દરવાનની પાસે આવી પહોંચ્યો અને પૂછ્યું, 'યહાં કિરાયે પર કમરા મિલેગા?'

વિશાળ પેટ પ્રસારીને બેઠેલા ભૈયાજીએ પ્રયત્નપૂર્વક માથું ઊંચું કરી મારી સામે જોયું, ને 'નાહીં' કહીને ફરી ડાબી હથેળીમાંની તમાકુમાં ચૂનો નાખીને જમણા હાથના અંગૂઠાથી ઘસવા માંડ્યો.

'ક્યોં?' મેં પૂછ્યું.

મારા પ્રશ્નના ઉત્તરમાં ભૈયાજીએ જે ઇતિહાસ સંભળાવ્યો તેનો સારાંશ આ પ્રમાણે છે:

આ મકાન એક મારવાડી શેઠનું હતું. તેમણે પોતાની હયાતીમાં એ શરૂ કરાવ્યું હતું; પણ જ્યારે રંગ લગાવવાનો સમય આવ્યો ત્યારે શેઠજી એકાએક મરી ગયા. શેઠનો મોટો પુત્ર વ્યભિચારી હતો અને એક વેશ્યામાં ફસાએલો હતો. નાનામાં બુદ્ધિનું પ્રમાણ જરા ઓછું હતું. મકાન જે સ્થિતિમાં હતું તે જ સ્થિતિમાં અટકી ગયું અને સંપત્તિ વિભાજિત થઈ ગઈ. આ મકાન પર તકરાર ચાલી. મોટો પુત્ર એને પોતાની વેશ્યાને નામે કરવા માગતો હતો. નાનો આવા સરસ મકાનને છોડવા ઇચ્છતો ન હતો. બન્ને પાસે પુષ્કળ સંપત્તિ અને સાધનો હતાં. પ્રશ્ન કોર્ટે ચડ્યો. પાંચેક વર્ષથી કેસ ચાલે છે. નિર્ણય હજુ આવ્યો નથી અને નિકટના ભવિષ્યમાં આવશે પણ નહિ કારણ કે બન્ને પક્ષોએ ફરવતો આગીઆગીને કેસ અત્યંત જટિલ બનાવી દીધો છે. જ્યાંસુધી મકાનની માલિકી ન્યાયાલય દ્વારા સ્વીકૃત થાય નહિ ત્યાંસુધી ભાડૂઆતો રાખી શકાય નહિ. વૃદ્ધ શેઠજીએ તૈયાર થઈ ગએલી એક દુકાન ખૂણવાળાને ભાડે આપી હતી પણ કેસ કોર્ટમાં જતાં તેણે પણ એ દુકાન ખાલી કરી નાખી. આજે તો તેની સ્મૃતિમાં તેનું વળેલું, ધૂળના થરમાં ઢંકાઈ ગએલું પતરાનું પાટિયું જ રહ્યું છે. કાયદાની રૂએ સરકાર આ મકાન જપ્ત કરી શકતી નથી. ભૂતોના ઉપદ્રવ વિષેની બધી વાતો બિનપાયાદાર હતી.

ભૈયાજીને નમસ્કાર કરીને જ્યારે હું પાછો વળ્યો ત્યારે મને બે કારણો પર હસવું આવતું હતું—એક તો ગઈ રાતના 'ભયંકર' સ્વપ્ન પર અને બીજું આ બે ભાઈઓની મૂર્ખાઈ પર.

ઘેર પહોંચતાં જ મેં બહાદુરીથી અને ઉત્સાહથી મોટાભાઈને કહ્યું. 'પેલા મકાનનો બધો જ ભેદ ખોલી લાવ્યો છું.'

'હા, હું પણ આજે ખરી વાત જાણી લાવ્યો છું. એ મકાન તો બે ભાઈઓના ઝઘડાને કારણે નિર્જન પડ્યું છે. ને ભૂત પ્રેતની વાતો સાવ ખોટી છે' પુસ્તકમાંથી માથું ઊંચું કર્યા વગર જ સ્વસ્થતાથી તેમણે જવાબ આપ્યો.

અને હું યંત્રવત્ ઊભો જ રહી ગયો! **ચંદ્રકાન્ત કે. બક્ષી**

## લસી-પ્રવાહ (અનુસંધાન પૃ. ૧૨થી ચાલુ)

આગળ વધે છે. પણ ઠેર ઠેર આવેલી લસી-ગ્રંથીઓ રૂપી પોલીસ-ચોકીઓ દુશ્મનને આગળ જતાં રોકે છે. આ ક્રિયા દરમિયાન લસી-ગ્રંથીઓ ફૂલે છે. તેમાંથી અનેકગણી સંખ્યામાં ધોળા કણો અને લસી-કણો ઝડપથી પેદા થાય છે અને ઘાવાળી જગ્યાએ ધસી જઈ જીવાણુઓનો સંહાર કરે છે ને તેમનાં ઝેરને નિર્મૂળ બનાવે છે. મોટી થએલી લસી-ગ્રંથી ખૂબ દરદ કરે છે. આંગળીનો ઘા પાકે ત્યારે કોણી અને બગલની લસી-ગ્રંથીઓ મોટી થઈ વ્યથા ઉપજાવે છે એને આપણે 'નેળ ઘાલી' કહીએ છીએ.

શરીરમાં ઊંડા ઘા પડ્યા હોય ત્યારે લસીકણો વિશિષ્ટ કામ કરે છે. માંસપેશીઓની કપાએલી ધારો ઉપર લોહી જામી જઈ જાળું જામથી પડતો જળધોધ બરફમય બની જામી ના ગયો હોય તેવું દૃશ્ય ઊભું કરે છે. ઘા સાથે પ્રવેશેલા રોગજીવાણુઓ ઝડપથી સંખ્યામાં વધે છે. લસીકણો અને ધોળા કણો ત્યાં દોડી જઈ જીવાણુઓનો સંહાર કરે છે. જીવાણુઓ અને ધોળા કણો વચ્ચે અવિશ્રાંત અને અડગ યુદ્ધ ચાલતું હોય તે દરમિયાન વિવિધ પ્રકારનાં લસી-કણો ઘાને પૂરવા માટે ત્યાં આવી પહોંચે છે ને માંસપેશીઓની તૂટેલી ધારો ઉપર પથરાઈ જાય છે અને વધવા માંડે છે. આને આપણે ઘાના 'અંકુર' આવતા કહીએ છીએ.

કરોડના પોલાણમાં પણ કરોડરજ્જુ ઉપરાંત આ લસી-પ્રવાહ રહેલો હોય છે. તેનું નામ સેરીબ્રો સ્પાઈનલ ફ્લ્યૂઈડ. મેનિન્જાઈટિસ અને બીજાં દરદોમાં આ પ્રવાહીમાં વધારો થાય છે. આથી કરીને મગજ ઉપર દબાણ થવાથી સખત માથું દુખવું, ઉબકાઉલટી, તાણ અને ઉન્માદ થાય છે. છેવટે મગજમાં મુખ્ય કેન્દ્રો ઉપર દબાણ વધવાથી મૃત્યુ થાય છે. આ વખતે ઉપચાર તરીકે કેડના ભાગમાં કરોડમાં સોય નાખી લસી-પ્રવાહ બહાર કાઢવામાં આવે છે.

આમ, લસી-પ્રવાહ એ પોષણ આપવાનું કાર્ય કરવા ઉપરાંત અંગના રક્ષણનું અતિ મહત્ત્વનું કાર્ય કરે છે. લસી-ગ્રંથીઓમાંથી પેદા થતા ધોળા કણો અનેક રીતે રાત દિવસ પગે જાગત રહી શરીરને રોગજીવાણુઓના ભયંકર હુમલાઓમાંથી રક્ષે છે. દેહના રક્ષણ માટે કુદરતે કેવી અજબગજબની અને અનુપમ કરામતો યોજી છે!



# OUR FRIENDS ABROAD



## [જગતસંપર્ક સાધતો પત્રમિત્ર-વિભાગ]

### નિયમો

આ વિભાગ માટેના નિયમો દર વર્ષની માફક આ વર્ષે પણ નવા વાચકોની અનુકૂળતા માટે અહીં ફરીથી પ્રકટ કરીએ છીએ. એનું પાલન નહિ થએલા પત્રો રદ ગણાશે અને તે વિશે કશો પત્રવ્યવહાર કરવામાં નહિ આવે. (૧) પોતાનું નામ પ્રકટ કરાવવા ઇચ્છનારે પોતાના જ હસ્તાક્ષરમાં ને અંગ્રેજીમાં (પહેલી એ. બી. સી. ડી.માં જ) પોતાનું સંપૂર્ણ નામ, પોતાના ઘરનું (શાળા અગર દુકાનનું નહિ) પૂરું સરનામું, ઉમર અને શોખ જણાવવા; (૨) પોતે ક્યાં સુધી ભણેલા છે અથવા ભણે છે તે જણાવવું માત્ર અંગ્રેજી છઠ્ઠું કે મૅટ્રિક ભણતા કે ભણી ચૂકેલાઓનાં જ નામો પ્રકટ થશે, કારણ કે પરદેશમાં પત્રવ્યવહાર કરવા એ છામાં ઓછું અંગ્રેજીનું એટલું જ્ઞાન હોવું આવશ્યક છે; [આ માહિતી નીચે પોતાના વાલી અગર શાળાશિક્ષકની સહી કરાવવી.] (૪) આ વિભાગમાં પ્રકટ કરવા માટેના પરદેશી પત્રમિત્રોના પત્રો ખાસ નવી માહિતી કે દષ્ટિવાળા હોય તે જ (બને ત્યાં સુધી ટૂંકા) પસંદ કરીને મોકલવા; સાથે ફોટો કે ચિત્ર હશે તો તે આવકારપાત્ર થશે; (૫) તેનો ગુજરાતી અનુવાદ પણ સાથે કરી મોકલવો જરૂરી છે; એમાં ઘટતા સુધારા અમે કરી લઈશું. (એ બધી સામગ્રી ન સ્વીકારાયે પાછી મેળવવા માટે પૂરતું પોસ્ટેજ પણ સાથે બીડવું. કીમતી સામગ્રી હોય તો વળી બખતનું રજિસ્ટર્ડ કરવા સાથેનું પોસ્ટેજ મોકલવું.) (૭) પોસ્ટેજ બીડયા વિના આ વિભાગને લગતી કોઈ પણ પૃચ્છાનો ઉત્તર આપવામાં નહિ આવે. (૮) કેટલાકો અમારી પાસેથી પોતાને મનફાવતા દેશોના પત્રમિત્રોની યાદી મંગાવે છે; પરંતુ અમારી પાસે તેની કોઈ કાયમી યાદી રહેતી નથી. અમારી પાસે જે કાંઈ આવે છે તે અમે 'કુમાર'માં પ્રકટ કરી દઈએ છીએ. માટે સૌએ પોતપોતાની પસંદગીનાં સરનામાં 'કુમાર'ના અંકોમાંથી શોધી લેવાં: અમારી સાથે નાહક પત્રવ્યવહાર કરવો નહિ. (૯) પરદેશી પત્રમિત્રો સાથે પત્રવ્યવહાર કરનારાઓએ, પોતે આ દેશના સરકાર, ચારિત્ર્ય અને પ્રતિષ્ઠાનાં પ્રતિનિધિ છે એ ખ્યાલમાં રાખીને એવા ગૌરવપૂર્વક પત્રવ્યવહાર કરવો જોઈએ.

[શ્રી સુરેન્દ્ર પોળકિયાના અમેરિકાના પત્રોમાંથી મોકલનાર હરસુખરાય પોળકિયા; ૧૮૦ મંગળ નિવાસ, સિક્કાજી પાર્ક મુંબાઈ ૨૮.]

અહીં ઘર ભાડે લેવા આપવાની પદ્ધતિ જરા વિચિત્ર છે ત્યાં રહેવા જતી વખતે છ કે બાર માસનો કબાલો (કૉન્ટ્રેક્ટ) કરવો પડે, ને એટલો જ સમય રહેવાય. વધારે રહેવું હોય, ને મકાન-માલિક સંમત હોય તો ફરીથી બીજો કબાલો થઇ શકે એ પદ્ધતિ સાથેનો અમારો પ્રયોગ ને પરિણામો રસપ્રદ છે. અમારી ઉપર રહેતા અમેરિકન બાનુતના છોકરા વગેરેની અમને બહુ ખલેલ હતી, ને અમે પણ વારવાર મિત્રો ને પ્રોફેસરોને હિંદી ખાણાં આપીએ તેની રસોઈની વાસ એ બાનુતોને ન ગમતી. ને તેમી ચકમક ઝર્યા કરતી તેથી ..રો કૉન્ટ્રેક્ટ લંબાવવાનુ અમે યોગ્ય ન ધાર્યું, ને એક ટ્રેલર (Trallor) ખરીદી એ ચિંતામાંથી મુક્ત થયા.

ટ્રેલર એટલે તમામ આધુનિક સગવડોવાળુ લાકડાનું ઘર. મોટર બસ જેવડું ને રેલવેના ફર્સ્ટ કલાસના ડબ્બા જેવું અપ-ટુ ડેટ લાગે. નીચે પૈડાં પણ હોય, તેથી જ્યાં લઇ જવું હોય ત્યાં મોટરથી ખેંચી લઈ જઈ શકાય. નહિતર પૈડાં કાઢી નાખી રહેવાય એમાં નાનાંમોટાં વિવિધ જાતના વર્ષેવર્ષનાં મૉડેલો હોય છે, ને કિંમત ૨૨૦૦ ડૉલરથી ૪૦૦ ડૉલર સુધીની હોય છે. ઘણા પરદેશીઓ ને વિદ્યાર્થીઓ આવાં ટ્રેલરોમાં રહે છે; ને જ્યારે જવાનું થાય ત્યારે વેચી નાખે છે.

મારું ટ્રેલર ૨૯×૮ ફૂટ છે. આટલા નાના સ્થળમાં આઠ વીજળીની બત્તીઓ, એકૉસ-સ્ટવ, બરફની પેટી (રેફ્રીજરેટરને બદલે) થોડાં કબાટ, પુસ્તકોના ઘોડા. પલંગ-સોફા, રૂમ ગરમ રાખવાની ભઠ્ઠી, અરીસા, વાસણ ધોવાનું ટબ, (જેને અહીં સિંક Sink કહે છે) પાણીનો નળ, વાસણ રાખવાનો ઘોડો, તેના પર ઢાંકણ તરીકે આવી જતું ફોલ્ડિંગ ભોજન-ટેબલ—એમ પુષ્કળ સામાન છે ને સુવ્યવસ્થિત છે

ટ્રેલરનું જીવન એટલે અમેરિકન સમાજની અસ્થિરતાનું પ્રદર્શન. વરસાદ, વાવાઝોડા કે બરફ સામે ટક્કર ઝીલવા માટે જાડી ને ઇન્સ્યુલેટેડ દીવાલો હોય, ને ઉપર રંગ લગાડેલો હોય: બહાર ગમે તેટલું તોફાન, બરફ, ગરમી, વરસાદ હોય પણ અંદર તદ્દન સહી-સલામત હોય છે. આમ વારંવાર ઘર બદલવા ને શોધવાની મુશ્કેલીમાંથી બચવા મેં યુનિવર્સિટીની પાસેની જ જમીન ઉપર ટ્રેલર ખરીદ્યું છે. જમીનનું માસિક ભાડું ૨૦ ડૉલર; ઉપરાંત ગૅસ, વીજળી વીમો વગેરે મળીને વીસેક ડૉલર બીલ આવે. આ એક નવો પ્રયોગ છે, ને કંઇ નહિ તો પ્રયોગ તરીકે પણ તેનું મુલ્ય ઘણું છે.

અહીંની WBAA રેડિયોની ડીરેક્ટર, રૂથ વૉકર કરીને એક અમેરિકન બાઈ હિંદમાં ત્રણ માસના પ્રવાસ અર્થે આવે છે.-(જે ૧૧મી નવેમ્બરે આવી ગયાં, ને હાલ દિલ્હી આગ્રા વગેરે સ્થળોની મુલાકાત લે છે.) તેને હિંદીઓનાં જીવનમાં બહુ રસ છે ને હિંદ વિષેના પરસ્પર વિરોધી સમાચારોનું તારતમ્ય કાઢવા તેમજ હિંદી જીવનનો આસ્વાદ લેવાની અભિલાષા સંતોષવા આ પ્રવાસ યોજ્યો છે.

મેં તેમને જમવા આમંત્રેલાં, ને હિંદ વિષે વાતો કરી. તેને સમજાવ્યું કે ત્યાં કોમવાદ, ભેદભાવ, ગરીબાઈ, નિરક્ષરતા, ભિખારીઓ, લુંટારાઓ, ગંદકી વગેરે ઘણા અવગુણો જોઇ શકશો, પણ તે બધાંનું યોગ્ય મૂલ્યાંકન તેમની દાર્શનિક પરિસ્થિતિ પરથી જ નહિ કરતાં, બે સદીનાં વ્યવસ્થિત અને અમાનુષી બ્રિટિશ શોષણની પશ્ચાદ્ ભૂમિકા નજરમાં રાખીને કરશો. નહિતર તમને પ્રજા પ્રત્યે તિરસ્કાર જ થશે. તેને ગાંધીજી ને જવાહરલાલ પ્રત્યે માન છે. હિંદની કળા ને ભૂતકાળ પરત્વે પણ માન છે,—એમ માનનીય દરેક વસ્તુ વિષે તેને માન છે. તે એક અંગ્રેજને પરણેલી, પણ નોકરને 'થૅન્ક યૂ' કહેતાં, તેની સાસુએ, કુટુમ્બની આબરૂ ન સાચવવા બદલ ઠપકો આપ્યો, ને પરિણામે તેણે છુટાછેડા લીધા.

આપણા દેશનાં પ્રગતિવાદી બળોને વિશ્વના એવાં બળોના સહકારની જરૂર છે; નહિતર પ્રત્યાઘાતનું જે પ્રચંડ મોજું શરુ થાય તે સદીઓ લગી પ્રજાને ભયંકર અંધકારમાં ધકેલી દે તો નવાઈ નહિ.

### પરદેશનાં પત્રમિત્રો

(1) Nanalal G. Tanna, P. O Box 179, Kisumu (Kenya Colony), Br. E. Africa. (Man-24 years, Stamps, Photos, Coins Etc.); (2) Vinodray V. Badiani,

P. O. 179. Kisumu, (Kenya Colony), Br. E. Africa-(Boy-16, Art, Music, Philosophy, Games); (3) Babulal V. Karia, P. O. Box 40, Kisumu (Kenya Colony), Br. E. Africa (Boy-15, Music, View-Cards, F. D. Covers); (4) Dinker K. Joshi, P. O Box 936, Kampala (Uganda), (Boy-18 years. Stamps, Match-lable, Post Cards); (5) Abdul Hallem Abdul Khaliq, C/o. Aden Treasury, Aden. (Boy-22, Stamps, Photography, Reading); (6) I. J. Shrimanker, 18/45 Esplanade Road, Aden. (Boy-19, Coins, Photography, Stamps); (7) A. Habeeb A. Khaliq, Section 'F', St. No. 12, Camp Aden. (Boy-13, Stamps, Photography); (8) Hamed M. Shamsuddin, The Secretariat, Aden (Man-25, Magazines, Autographs, Correspondence); (9) Adolphus Nzenuwa, St. Pauls School, Osu, Anquara P.O., C/o R. C. M. Umuezike, Via Okiqwi, N. B. W. A. Nigeria (Br. W. Africa); (10) Akira Isii, Hamanoiti, Ikusimati, Oita City, Oita Pref. (Japan). (દ્રસ્ટેશ: શ્રી ગિરધારીલાલ શેઠ, ૭૬૧/૩ સાકર બજાર, અમદાવાદ-૨.) (11) Nicky Laves, C/o. State School, Bunbury, West Australia-12, Stamps. (દ્રસ્ટેશ: શ્રી હસમુખ મોદી, મુંબઈ)

હિંદી પત્રમિત્રો

(1) Mansukhalal Harilal Vora, C/o Gulabshanker Somji, Near New Mint, Bhuj (Kutch)-22, Literature, Politics, Reading, Philosophy; (2) Shah Gunvantkumar E., Patwa Pole, Kadi (N. G.)—18, Stamps, Reading, Cooking, Tree-leaves; (3) Bhavsar Rajnikant Swaroopchand, Pir St., Navsari—17, Postal-covers, Photos, Coins; (4) Harold C. Christie, Christian Hill, Raikhad, Ahmedabad-1—20, Biology. Stamps; (5) Kelvin C Master, 2102, Cristian Hill, Raikhad, Ahmedabad-1—21, Stamps, Insects, Politics (6) Shashikant J. Vakil, Near Jain Temple, Juna Bazzar, Amreli (Saur)—18, Stamps. (ચાલુ)

---

(સરદાર અનુસંધાન પાછળના પાન ૮ થી ચાલુ)

સ્ત્રી: અને ખાંડાની ધારે ચાલતાં શીખ્યા છીએ...

પુરુષ: ખંડામાંથી ભડ થઇ સુભટ બન્યા છીએ...

સ્ત્રી: માટીમાંથી માનવી થઇ મર્દ બન્યા છીએ...

પુરુષ: એ બધા એના પ્રતાપ.

સ્ત્રી: અને સુભટોમાં એ લડવીરને સરદાર બનાવનાર પેલા મહાપ્રતાપી સત્યવીર સંતના પ્રતાપ!

[સંગીત]

એક અવાજ: એણે આંખમાંથી કદી આંસુ સાર્યું નથી.

બીજો અવાજ: આંસુ? આંખમાંથી તો એની તણખા ઝર્યાં છે.

પરદેશી અવાજ: કાળનો ખાંપેલા સૌ એ ચિતા કેમ જણાય?

બીજો અવાજ: અને પરદેશીઓનો પરદેશો પંલે કેમ પ્રકળાય?

પરદેશો: એણે આંખમાંથી કદી આંસુ સાર્યું નથી; એણે જોઈએ એથી વધારે ભોગ કદી કરાવ્યાં નથી. એણે આંખમાંથી કદી આંસુ સાર્યું નથી.

બીજો: પણ આંખમાંથી તણખા ઝર્યાં છે.

પરદેશો: એ તણખે કૈંક દાઝ્યા છે.

બીજો: કૈંક ચંપાયા છે, કૈંક ડગ્યા છે, કૈંકનાં દાંત ખાટાં થયાં છે.

પરદેશો: કૈંક તો ઊભા ને ઊભા સળગ્યા છે.

બીજો: અરે સલ્તનત આખી ભડકે બળી છે.

પરદેશો: એની આંખમાંથી ઝરતો હતો તો માત્ર નાનો તણખો.

બીજો: પણ દેખાવમાં તો આગનો ભભૂકો હતો.

પરદેશો: ના, ધીકતો જ્વાળામુખી હતો.

બીજો: દેશના દુઃખે વલોવાતો એ અંતરનો લાવા હતો.

પરદેશો: અને એના તણખા આંખેથી ઝરતા.

બીજો: એના અંગારા હૈયેથી વરસતા.

પરદેશો: એ તણખાની ચીનગારીએ મિર્યાં ને પ્રકટ્યા.

બીજો: અને એ વાણીના અંગારાએ દાઝ્યા ને દઝાડ્યા.

પરદેશો: આજે ય હજી એ અંગારા દેશભરમાં પથરાયેલા પડ્યા છે.

બીજો: સોરઠ લઈએ કે બારડોલી, રાજ લઈએ કે અમદાવાદ, ગામડાં લઈએ કે કસબા, એ અંગારાની આગ હજી આજે ય દઝાડવા સમર્થ છે. [સંગીત]

ક્રાન્તિ: મારું નામ ક્રાન્તિ. હું શક્તિ છું. સંહારક પણ છું; સર્જક પણ છું. ઉત્પીડક પણ છું. ને ઉદ્ધારક પણ છું. જ્યાં જ્યાં જડ જમે તેને બાળી મૂકું એવી ઉત્પીડક હું નથી. જ્યોતિને જલાવું છું જરૂર, પણ ત્યાં સકળ કાળનું વેરાન કરતી સંહારક નથી. નિષ્પ્રાણ-નિર્જીવનો નિર્દય નાશ કરીશ, વીર કાયરને સર્વથા ટાળીશ. પણ પુનર્જીવનની સંજીવની છાંટતી જઈશ. હું ચંડી બની પીપણુ તાંડવ ખેલી શકું છું, પણ બને ત્યાં સુધી લાલથમાં રાચું છું: હું હવે ચાલી.

બધા: ક્યાં ચાલી?

ક્રાન્તિ: ક્રાન્તિ સદા ચલતી ભલી. હું ચાલી.

બધા: ક્યાં ચાલી?

ક્રાન્તિ: જંજીરને તોડવા ચાલી, બંદીવાનને મોકળા કરવા ચાલી, વીરોને ઢંઢોળવા ચાલી; હું ચાલી.

બધા: ક્યાં ચાલી?

ક્રાન્તિ: યુગયુગથી હું ચાલતી જ છું. કુમારોને કરતી ચાલી, શિખરો વધેરતી ચાલી, સાગરો ઉછાળતી ચાલી, વીજળીને રમાડતી ચાલી, હું ચાલી.

બધા: ક્યાં ચાલી?

ક્રાન્તિ: કોઈ વીર વલ્લભને શોધવા ચાલી: સૌમિત્રસરને તીરે ને હીરમંઝાને તીરે, સાહીરોની વાટે ને રતદેશીને પાટે, કોઈ સરદારને શોધવા ચાલી.

બધા: અમને સાથે લે ને, ચાલી.

ક્રાન્તિ: વીર હોય તે સાથે ચાલો, કાયર પાછળ રહેજો; શૂર હોય તે શસ્ત્રધારણ કર્ઈ ક્રાન્તિરાજાને રહેજો.

[સંગીત]

એક: ભારત હમારા દેશ હૈ—

બીજો: દિલ ઇસકા નિસદિન ગાતે હૈં;

એક: ઇસકી મુક્તિ કે કારન—

બંને: હમ કુછ ન કુછ કર જાયેંગે.

બધા અવાજ: દેશ હમેશાં ઉગતે હૈ! જિગર સલામ દો ને

પગ મજબૂત છે; હૈયામાં તમન્ના છે ને બાવડાંમાં તાકાત છે; પરાક્રમની પાંખે યૌવન અગમગામી છે.

બધા: કદમ કદમ ઉઠાયે જા!

અવાજ: આગ્રહ સત્યનો છે ને કામના સર્વના કલ્યાણની છે; સત્યવીરની શાહબરી છે ને ફળ હાથવેંતમાં છે.

બધા: કદમ કદમ ઉઠાયે જા!

અવાજ: ભારતના ભાગ્ય–ઘડતરનો જંગ જામ્યો છે; અવસર અણીનો છે ને ફેંસલો આખરનો છે.

બધા: કદમ કદમ ઉઠાયે જા!

અવાજ: હરિનો મારગ સ્હાયો છે ને લાજ નટવર વરને હાથ છે. પ્રેમના તંતમાં મ્હાલતો સંત સચાલક છે.

બધા: કદમ કદમ ઉઠાયે જા! ખુશીકે ગીત ગાયે જા!

અવાજ: સાહસના સાગરમાં જુવાનીનો જુવાળ ચઢ્યો છે. પુણ્યશ્લોક પિતામહ પ્રેરણાદાતા છે ને મોખરે વિજયપંથી વીર સરદાર છે.

[સંગીત]

શાન્તિ: હું ક્રાન્તિ! સૌને સાથમાં લઈને ચાલી, એક બાથમાં લઈને ચાલી!

ઘેરો અવાજ: ક્રાન્તિ! ક્રાન્તિ! એમ કેમ ચાલી?

ક્રાન્તિ: હું ક્રાન્તિ પણ છું ને શાન્તિ પણ છું. શાન્તિ છે મારું બીજું સ્વરૂપ.

બધા: સહવીર્યં કરવાવહૈ.

ક્રાન્તિ: ભારત એક છે, આપણે એક છીએ. એક લોક છીએ, એક પ્રજા છીએ.

બધા: સહવીર્યં કરવાવહૈ.

ક્રાન્તિ: આપણા સુખદુઃખ એક છે; આપણી ટેક એક છે, આપણો નિશ્ચય એક છે. આપણા ભેદ આપણે ભૂલવા જોઈએ.

બધા: સહવીર્યં કરવાવહૈ.

ક્રાન્તિ: કાળથી સાવચેત રહેજો. કરાળ કાળ એનાં પડખાં બદલતો રહેશે. ભરમાવશે ને ભોળવશે; ભ્રાન્તિ ઉત્પન્ન કરશે. પણ પ્રજા એક હશે તો તે નિર્ભય છે.

બધા: સહવીર્યં કરવાવહૈ.

ક્રાન્તિ: જંજીર તૂટી છે ને મુક્તિ ત્રૂઠી છે; અંધાર ઓગળ્યો છે ને પ્રભાત ઊગ્યું છે; પણ જેણે સુકાન સંભાળ્યું હતું એ સુકાની ચાલ્યો ગયો છે. એ સુકાનીના સુખન ધ્યાનમાં રાખજો.

બધા: સહવીર્યં કરવાવહૈ.

ક્રાન્તિ: કાળજું કોરે એવા એ શબ્દો હતા: મૃત્યુ એ હાર નથી, મરણ એ લ્હાવ છે. એ ખેલ છે, મોકો છે, ભડવીર થવાનો અવસર છે.

ઘેરો અવાજ: (ધીમેથી) તે દિવસે એ પુણ્યશ્લોકે હસ્તિનાપુરમાંથી માથા સાટેલી રાજઘાટ પ્રતિ પ્રયાણ કર્યું, ત્યારે એને પડખે ઊભેલા અણનમ અવધૂતની આંખમાંથી એક આંસુ પણ સર્યું ન હતું. આવ્યા અવસરને એણે અંતરમાં કેવો સમાવી લીધો હતો!

[સંગીત]

ભરકત: આપણે એક છીએ.

ઘેરો અવાજ: એવું માનીએ છીએ.

રસિક: એની કસોટી શી?

અવાજ: તમારા આત્માને પૂછો. સાચી કસોટી એ.

ભરકત: અમે એક છીએ.

અવાજ: હશે; પણ એમાં ઘણા રંગ પૂરવાની જરૂર છે.

ભરકત: અમે આવેલી મુક્તિને મોડાવા નહિ દઈએ.

રસિક: અમે સાધેલી શક્તિને ઓસરવા નહિ દઈએ....

ભરકત: અમે ભવ્ય પગલીઓ પાડનારને પગલે ચાલીશું.

અવાજ: તો તાકાત કેળવો. બોલો નહિ, પણ કામ કરો. તાકાત એવી કેળવો કે દુશ્મન ઊભો ન થાય: કામ એવું કરો કે અમેબરકત પથરાય. તો ભારતનું ભાવિ ઉજ્જ્વલ છે.

રસિક: અમે પડતી મશાલ ઝીલી લઈશું; ચાલની ધ્રુવ આગળ ચલાવીશું.

અવાજ: એમાં મુશ્કેલીથી ડરશો નહિ; મોત આવે તોય ડગશો નહિ; અંતરકલહને ઓલવજો ને આત્મશ્રદ્ધા અવિચલ રાખજો. તો ભારતનું ભાવિ ઉજ્જ્વલ છે.

ભરકત: પણ ગયા એવા તો નહિ થવાય; ગયા પાછા નહિ આવે.

અવાજ: બને; ન પણ બને. રામ ગયા, કૃષ્ણ ગયા; મહાવીર ને બુદ્ધ ગયા. એવા પણ પાછા નથી આવ્યા. છતાં ભારતનું ભાવિ ઉજ્જ્વલ રહ્યું; ભારતનું ભાવિ ઉજ્જ્વલ છે.

તું તું થા. તારા જ પગ પર ઊભો રહે, તારું કર્તવ્ય બજાવી રહે. અસીમ ભૂતકાળ પડ્યો છે, એમાંથી તાકાત મેળવ; વિશાળ ભાવિ પડ્યું છે, એમાંથી શક્તિ સારવ. તું તું થા, એટલે સૌ સૌ થશે; તું સૌનો થા, એટલે સૌ તારા થશે. શક્તિ એવી સજાવ કે અંદરના અંધકાર ઓગળી જાય; તાકાત એવી જમાવ કે પરાયાં વાદળ તને આવરે નહિ; આત્મજ્યોતિ એવી પ્રગટાવ કે સૌ એમાં શાતા પામે. ભારતનું ભાવિ ઉજ્જ્વલ છે.

[સંગીત]

એક અવાજ: અલૌકિક શક્તિઓના સંચારક ભગવાન! અમે પામર નથી. તારા જ સંદેશથી પ્રેરાઈ અમે દૈન્ય પરહર્યું છે. તારી જ શક્તિઓ ઝીલી અમે બન્યા છીએ આત્મવાન્

બીજો અવાજ: ને છીએ શ્રદ્ધાવાન્! પૌરુષના અપેક્ષક, બલના ગ્રાહક, ઐક્યના ચાહક.

પહેલો અવાજ: અમે સૂર્ય શા તેજપ્રવર્તક છીએ...

બંને સાથે: કારણ અમે સંગઠિત શક્તિના એક પ્રજાજન છીએ.

બીજો: અમે ચન્દ્ર શા શાન્ત ને સૌમ્ય છીએ...

બંને સાથે: કારણ અમે સૌષ્ઠવી સોહતા એક પ્રજાજન છીએ.

પહેલો: અમે સાગર શા સમર્થ છીએ...

બંને સાથે: કારણ અમે તેની જેમ બિન્દુબિન્દુથી વિરાટ બનેલા એક પ્રજાજન છીએ.

બીજો: અમે તત્ રૂપ છીએ, સત્ રૂપ છીએ...

બંને સાથે: કારણ અમે પ્રજાપતિની પ્રજા છીએ

પહેલો: એટલે અમે રાજન્વ એવા દેવ—દિક્પાલના દેવાધિદેવ વરુણને પ્રાર્થના કરીએ છીએ કે...

બીજો: તમે પૃથ્વીપટે અવતર્યા હતા—સુરાજ્યને અવતારવા,

બંને સાથે: અંતરીક્ષે વસો હવે—સુભારતને રક્ષવા.

[સંગીત]

[ઑલ ઇન્ડિયા રેડિયોના સૌજન્યથી]

અભ્યાસ કર્યો. વિદ્યાપીઠમાંની તેમની કારકીર્દી અત્યંત જ્વલંત હતી ત્યારથી જ તેમણે તર્કશાસ્ત્ર તથા ગણિતશાસ્ત્ર અંગેનાં પુસ્તકોનું લેખનકાર્ય શરૂ કરેલું અને તેને વિદ્વાનોમાં સારો આદર મળ્યો હતો.

૧૮૯૫માં કેમ્બ્રિજમાંથી ઘણા ઊંચા માન સાથે ગણિતમાં રૅંગલર અને ફિલસૂફીમાં પહેલા વર્ગમાં પાસ થવાથી એ જ વર્ષમાં તેમની કૉલેજના ફેલો નિમાયા. પણ તે અગાઉ એ તો ૧૮૯૪ના ઉનાળામાં કેમ્બ્રિજ છોડીને પારીસના બ્રિટિશ એલચીખાતામાં માનાર્હ ઍટૅશી તરીકે જોડાયા હતા. એ જ વર્ષના ડિસેમ્બરમાં મિસ એલીસ પી અરસૉલ સ્મિથ સાથે તેમનું લગ્ન થયું. આ અરસામાં તેઓ ફૅબિયન સોસાયટીના પણ સભ્ય હતા, ને ત્યાર બાદ માત્ર ૩૬ વર્ષની નાની વયે તો તેમને રૉયલ સોસાયટીના સભ્ય બનાવવામાં આવ્યા.

ઇ. ૧૯૦૦ના વર્ષને રસેલ પોતાના બૌદ્ધિક જીવનના સૌથી મહત્ત્વના વર્ષ તરીકે ગણાવે છે. તે વર્ષમાં તે પોતાના મિત્ર આલ્ફ્રેડ વ્હાઈટહેડ સાથે પારીસમાં મળેલી આન્તરરાષ્ટ્રીય તત્ત્વજ્ઞાન પરિષદમાં ગએલા ત્યાં ઈટાલીના ગણિતશાસ્ત્રના વિખ્યાત અધ્યાપક ગિસેપ્પી પીઆનોના તે સંપર્કમાં આવ્યા અને તેમના વિચારોના અભ્યાસને અંતે પોતાનો પ્રખ્યાત ગ્રંથ 'પ્રિન્સિપલ્સ ઑવ મૅથમેટિક્સ' લખવા પ્રેરાયા. ત્યાર પછી ઈ. ૧૯૧૦ થી ૧૯૧૩ સુધીના ગાળામાં તેમણે વ્હાઈટહેડની સાથે મળીને તે ગ્રંથનો વિસ્તાર કર્યો અને તેને 'પ્રિન્સિપિયા મૅથેમેટિકા' નામ આપ્યું.

આ કાળમાં રસેલ ઑક્સફર્ડ પાસે એક નાના મકાનમાં પોતાની પત્ની સાથે બહુ જ સાદી રીતે રહેતા અને સખત કામ કરતા. થોડો વખત તેમણે ચૅમ્બરલેઈનના ટેરીફ સુધારા સમયે રાજકારણમાં પણ કામ કરેલું. ઈ. ૧૯૧૦માં તેમની જ કૉલેજમાં તે લેક્ચરર તરીકે નિમાયા એવામાં પહેલું મહાયુદ્ધ સળગી ઊઠતાં, તેમના યુદ્ધવિરોધી વિચારોને કારણે તથા ફરજિયાત લશ્કરી ભરતી અંગે જે દૃષ્ટિબિંદુ લીધું તેને પરિણામે તેમને સત્તાવાળાઓ સાથે અથડામણમાં આવવું પડ્યું વળી 'મૅરેજ ઍન્ડ મૉરલ્સ' (લગ્ન અને નીતિ) નામના તેમના પુસ્તકે તો સનાતન રૂઢિચુસ્ત મંડળોમાં ભારે ખળભળાટ મચાવેલો. એક ધર્મવિરોધી પત્રિકા પ્રકટ કરવા માટે તેમનો ૧૦૦ પૌંડ દંડ થયો, જે માટે તેમનું પુસ્તકાલય જપ્ત કરવામાં આવ્યું. એક મિત્રે તે ખરીદી તો લીધું. પણ એમાંના ઘણા મૂલ્યવાન ગ્રંથો ગુમ થઈ ગયા. એમની કૉલેજે એમની લેક્ચરરશિપ રદ કરી. હાવર્ડ યુનિવર્સિટી (અમેરિકા)માં એમને એક જગ્યા મળી, પણ ત્યાં જવા માટે સરકારે પાસપોર્ટ ન આપ્યો. 'રાજકીય આદર્શો' ઉપર એક વ્યાખ્યાનમાળા આપતા અટકતાં લશ્કરી સત્તાવાળાઓએ તેમને અટકાવ્યા; અને ૧૯૧૮માં એક લેખ લખવા માટે છ માસની જેલ પણ મળી ! 'ઇન્ટ્રોડક્શન ટુ મૅથમેટિકલ ફિલૉસૉફી' નામનું એમનું ઉત્કૃષ્ટ પુસ્તક જેલમાં જ લખાએલું.

૧૯૨૦માં પેકિંગ યુનિવર્સિટીમાં ફિલસૂફીનાં વ્યાખ્યાનો આપવા તે ચીન ગયા, જ્યાં તેમને ન્યૂમૉનિયા થયો અને ત્રણ અઠવાડિયાં સુધી તો જીવન અને મરણ વચ્ચે ઝોલાં ખાધાં. કેટલાંક અત્યુત્સાહી જાપાની છાપાંએ તો એમના મરણના સમાચાર પણ ફેલાવી દીધેલા ! પણ જર્મન ડૉક્ટરોની મહેનતથી એમનો જીવ બચ્યો. ૧૯૨૧માં લંડન આવીને મિસ ડોરા બ્લૅક સાથે એમણે બીજું લગ્ન કર્યું અને પત્રકારત્વ તથા વ્યાખ્યાનો આપીને તથા 'એ.બી.સી. ઑવ ઍટમ', 'એ.બી સી. ઑવ રિલેટિવિટી' વગેરે લોકભોગ્ય પુસ્તકો લખીને ગુજરો કરવા માંડ્યો.

અત્યંત તેજસ્વી પ્રતિભા ધરાવતો આ મેધાવિન ફિલસૂફ તીક્ષ્ણ નર્મશક્તિ અને રસળતી ચોટદાર ભાષાનો સ્વામી છે અને સ[...] માટેનો ઉત્કટ પ્રેમ તથા નીડરપણે રજૂ કરવાનો આગ્રહી એ વિચા[...] પોતાના કાર્યના ઉદ્યમમાં પરિશ્રમ પણ એટલો જ એટલો કરી શકે છે.

ઈ ૧૯૩૪ માં તેમને રૉયલ સોસાયટીનો સિલ્વેસ્ટર ચં[...] તથા રૉયલ મૅથમેટિકલ સોસાયટીનો દ મોર્ગન ચન્દ્રક, એમ ચન્દ્રકો એકીસાથે અર્પણ કરવામાં આવ્યા, અને ૧૯૪૯માં [...]ટનના નાવ રાજવીના જન્મદિનની માનચાંદની લહાણીમાં તેમ[...] પર 'ઑર્ડર ઑવ મેરિટ' (ઇંગ્લંડની પ્રતિભાશાળી વ્યક્તિઓને [...] પાતા મોટામાં મોટા માન)ની નવાજેશ કરવામાં આવી. ૧૯૫[...] સાહિત્ય માટેનું નોબેલ પારિતોષિક એ બહુમાનની અમૂ[...] હારમાળાના છેલ્લામાં છેલ્લા મણકા સમાન છે.

એમના ગ્રંથો અને વિચારસરણીનો શ્રી અશોક હર્ષે લખે[...] ટૂંકો પણ વિશદ પરિચય આ નીચે આપીએ છીએ.

વિક્ટોરિયન યુગની ચાલી આવતી પ્રણાલીમાં જ જીવી રહે[...] ઇંગ્લંડને આ સદીના પ્રારંભે ત્રણ મહાન વિચારકોએ માનસિક ગુ[...]લામીમાંથી મુક્ત કર્યું. એ ત્રણ મહાન પ્રણાલીભંજકો તે બર્નાર્ડ [...] એચ. જી. વેલ્સ અને બર્ટ્રાન્ડ રસેલ. બર્નાર્ડ શૉએ વિક્ટોરિય[...] જમાનાના આચારવિચારોની હાંસી ઉડાવીને એના મૂળમાં જ ઘા[...] કર્યો. એચ. જી. વેલ્સે આ રીતે નિર્ભ્રાન્ત બનેલી અંગ્રેજ પ્રજાને નવો[...] સામાજિક આદર્શ પૂરો પાડ્યો. અને વેલ્સને પગલે પગલે જ બર્ટ્રાન્ડ રસેલ આવ્યો, એણે પ્રજાને સાચા વિચારસ્વાતંત્ર્યની દિશા[...]માં વાળી. કોઇ પણ સમાજસુધારક કરતાં આ પ્રણાલીભંજક ત્રિપુટી[...]ની પ્રજામાનસ પર વધુમાં વધુ અસર રહેલી છે.

રસેલની સૌથી વધારે અસર તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં થવા પામી છે. તત્ત્વજ્ઞાન એ શું હોઈ શકે એના નવા જ ખયાલો રજૂ કરી એણે જૂના સઘળા ખયાલો તોડી પાડ્યા છે. એક યુદ્ધવિરોધી તરીકે ૧૯૧૪-૧૮ના યુદ્ધના એણે કરેલા વિરોધની બહુ અસર નહોતી થએલી. બાળકોને ઉછેરવાની એણે રજૂ કરેલી પદ્ધતિનો પણ વ્યાપ[...] સ્વીકાર થવા નથી પામ્યો. અને લગ્નસંબંધ વિષે એણે રજૂ કરેલ[...] મંતવ્યો પણ બહુ ઓછા લોકોને ગળે ઊતર્યાં છે. પરંતુ તત્ત્વજ્ઞાન[...] ક્ષેત્રમાં એના મૌલિક દૃષ્ટિકોણનો સર્વથા સ્વીકાર થવા પામ્યો છે અને એણે તત્ત્વજ્ઞાનની આખી દિશા બદલી નાખી છે. એ જ રીતે મહૂમ ડૉ. એ. એન. વ્હાઈટહેડની સાથે એણે લખેલા 'પ્રિન્સિપિયા મૅથમૅટિકા'એ ગણિત અને પ્રમાણશાસ્ત્ર પર બહુ ઊંડી અસર કરેલી છે. એના છેલ્લા પુસ્તક 'માનવ જ્ઞાન—એની ગુંજાયશ અને મર્યાદા'માં એણે ગણિત અને પ્રમાણશાસ્ત્ર સાથે સંબંધ ન ધરાવતા તત્ત્વજ્ઞાનના અંગ પર પોતાના વિચારો રજૂ કર્યાં છે. એમાં એણે માનવનો બહિર્જગત સાથેનો સંબંધ કેટલો ટૂંકો, એમત અને મર્યાદિત હોય છે એની ચર્ચા કરી છે અને જ્ઞાનની ઇન્દ્રિય-ગમ્યતા તથા અતીન્દ્રિયતા ઉપર પ્રકાશ પાડ્યો છે.

રસેલના કાર્યને (અને તેના જીવનને પણ, કારણકે બંને એકબીજા સાથે સંકળાએલાં છે.) મુખ્યત્વે ત્રણ ગાળામાં વહેંચી શકાય ઈ. સ. ૧૯૧૪-૧૮ના પ્રથમ મહાયુદ્ધના અંત સાથે એનો પહેલો ગાળો પૂરો થાય છે. એ ગાળામાં એના 'ધ પ્રિન્સિપલ્સ ઑ[...] મૅથમૅટિક્સ'થી માંડીને 'ઍન ઈન્ટ્રોડક્શન ટુ મૅથમૅટિકલ ફિલૉસૉ[...] (ઇ. સ. ૧૯૧૯) બહાર પડેલાં. ઈ. સ. ૧૯૨૦માં એણે પૂર્વ એશિયા[...]ના દેશોની કરેલી સફર અને એને વળતે વરસે એના પ્રથમ લગ્ન[...] ફારગતી સાથે એ ગાળાનો અંત આવે છે.

પ્રથમ વારના નિઃસંતાન લગ્ન પછી એણે બીજી વાર કરેલા લ[...]

થી એને જૉન નામનો પુત્ર (હાલનો વાઈકાઉન્ટ ઍમ્બર્લી) થયો, જેનાં લગ્ન અમેરિકાના પ્રસિદ્ધ કવિ રોબર્ટ ફ્રૉસ્ટની પુત્રી સાથે થએલાં છે. રસેલને ઉત્કટ સંતાનપ્રેમ રહેલો હોઇને જૉન તથા તેના પછીની પુત્રી કેઇટને શિક્ષણ આપવાનું કાર્ય એણે પોતાના હાથમાં જ લીધેલું. આ ગાળામાં એનાં નીચેનાં પુસ્તકો પ્રસિદ્ધ થયાં: 'ઑન એડ્યુકેશન', 'મૅરેજ ઍન્ડ મૉરલ્સ', 'ધ કૉન્ક્વેસ્ટ ઑવ હૅપીનેસ' તથા 'એડ્યુકેશન ઍન્ડ સોશ્યલ ઑર્ડર.' આ ગાળામાં જ એની બીજી વારની પત્ની ડોરા રસેલે બાળકો માટેની 'પ્રગતિશાળી શાળાઓ'ની યોજના ઉપાડેલી.

ત્યાર પછીના હાલના ગાળામાં એનાં માનવજ્ઞાન વિષયક ફુટ-ટુંકાં પુસ્તક સિવાય બીજાં આ પુસ્તકો બહાર પડેલાં છે: 'ફ્રીડમ ઍન્ડ ઑર્ગેનિઝેશન ૧૮૧૪-૧૯૧૪', 'ઍન ઇન્ક્વાયરી ઇન્ટુ ધ મીનિંગ ઑવ ટ્રુથ' અને 'હિસ્ટરી ઑવ વેસ્ટર્ન ફિલૉસૉફી.'

અગિયાર વરસે યુક્લીડના પ્રથમ પરિચય સમયથી જ ગણિત એ રસેલનો પ્રધાન રસવિષય બની રહ્યો છે. ઈ. સ. ૧૮૯૪માં કેમ્બ્રિજ છોડ્યા બાદ થોડો સમય પારીસના બ્રિટિશ એલચીખાતામાં માનાર્હ ઍટેશી તરીકે ગાળી, બર્લિન મુકામે અર્થશાસ્ત્રનો અભ્યાસ કરી તેમણે અમેરિકાની પહેલી મુલાકાત લીધી. અમેરિકાથી પાછા આવ્યા બાદ તે સસેક્સ મુકામે સ્થિર થઇને રહ્યા.

ઇ.સ. ૧૯૩૬માં એણે મિસ હેલન પૅટ્રિશિયા સ્પેન્સ સાથે ત્રીજી વારનું લગ્ન કર્યું. ડોરાએ આ પહેલાં એનાથી છૂટાછેડા લઇ લીધેલા. આ લગ્નથી એમને કોનરાડ નામનો એક પુત્ર છે.

રસેલ સામાજિક નવરચનામાં માને છે, પરંતુ માર્ક્સના શ્રમજીવીઓની સરમુખત્યારીના સિદ્ધાંતમાં નથી માનતા. સઘળા લોકશાહી દેશોમાં અત્યારે પણ પ્રવર્તતી પોલીસ-પદ્ધતિનો એ વિરોધ કરે છે. એમના કહેવા પ્રમાણે પોલીસ અત્યારે આરોપીનો આરોપ પુરવાર કરવાના જ પુરાવા એકઠા કરે છે, તેને બદલે સઘળા દેશોમાં બે પ્રકારનાં પોલીસ-દળો હોવાં જોઈએ. એક આરોપી અપરાધી હોવાના પુરાવા એકઠા કરે, બીજું એ નિર્દોષ હોવાના!

રસેલ ગણિત દ્વારા તત્ત્વજ્ઞાનને હાથ ધરતા હોઇને પ્રમાણશાસ્ત્ર એની ફિલસૂફીમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. ગણિતશાસ્ત્ર અને પ્રમાણશાસ્ત્ર વચ્ચે, એમના કહેવા પ્રમાણે, 'કિશોર વયના ને પુખ્ત વયના માણસ જેટલો જ તફાવત છે: પ્રમાણશાસ્ત્ર એ ગણિતશાસ્ત્રની કિશોરાવસ્થા છે અને ગણિતશાસ્ત્ર એ પ્રમાણશાસ્ત્રની યુવાવસ્થા છે.'

મૂળભૂત સત્યની શોધ પાછળ પડેલા આ મહાન ગણિતિ-તત્ત્વવેત્તાએ પોતાનાં વિધાનો એવી સરળ ને સચોટ શૈલીમાં રજૂ કર્યાં છે કે એ સૌ કોઇને સહજગ્રાહ્ય લાગે. વ્હાઈટહેડ જેવી દુર્બોધતા એનામાં નથી. ધર્મની બાબતમાં એને પ્રચલિત કોઇ પણ ધર્મમાં શ્રદ્ધા નથી ને એના કહેવા પ્રમાણે તો 'સ્વતંત્ર વિચારશક્તિનો વિકાસ થતા સાથે હાલે આપણે ઓળખીએ છીએ એ પ્રકારના સઘળા જ ધર્મો મરી પરવારશે.'

રસેલનાં કેટલાંક મંતવ્યોએ જેમ અવનવા ક્ષોભ ઉપજાવ્યા છે તેમ એનાં કેટલાંક મંતવ્યોએ સત્ય માટેની જિજ્ઞાસાને તીવ્રતર પણ કરી છે એનું મગજ કોઈ અજબ કરામતખાનું છે. અંગત સંબંધોમાં એ ખૂબ ઉદાર અને નિખાલસ હોવા છતાં એનાં મંતવ્યોને કારણે એ બહુ વિચિત્ર આદમી મનાય છે. એટલે તો ચાલુ સાલનો સાહિત્યનો ૧૧,૭૫૦ પૌંડનો નોબેલ પુરસ્કાર એમને મળ્યાની વાત સાંભળી કેમ્બ્રિજમાંનો એમનો એક જૂનો સહાધ્યાયી બોલી ઊઠેલો: 'માત્ર સાહિત્ય માટે? એમણે એ વિચિત્રતા માટે તે આપવો જોઇતો હતો!'

—નરોક હર્ષ

## આંખનું આરોગ્ય [૧]

અમેરિકાના જાણીતા નેત્રનિષ્ણાત ડૉ. ડબલ્યુ. એચ. બેટ્સ, એમ. ડી.ને, પોતે ચાલી આવતી પ્રણાલીએ આંખોની સારવાર કરવા છતાં અને ચશ્માં આપતાં છતાં પણ દરદીઓને જોઈતી રાહત આપી શકતા ન હતા એમ જ્યારે લાગ્યું ત્યારે એ વિષયમાં ખૂબ અખતરા કરીકરીને તેમણે Perfect Sight Without Glasses (ચશ્માં વગર સંપૂર્ણ દૃષ્ટિ) નામની પોતાની જગવિખ્યાત પદ્ધતિ શોધી. આ વિષે ગયા અંકમાં પ્રાથમિક ભૂમિકા આવી ગઈ છે. આ અંકથી ક્રમશ: એ પદ્ધતિનો પરિચય આપવાની યોજના છે.

ઇન્દ્રિયોને પોતાનાં જે સ્વાભાવિક કાર્યો કરવાનાં હોય છે તે બધાં તે ખૂબ પરોક્ષરીતે (Passively)-વિના પ્રયત્ને કરતી હોય છે, અને તેમાં જ તે સારામાં સારું કામ કરી શકે છે. પોતાની ફરજ એ જ્યારે પ્રયત્નપૂર્વક બજાવવા જાય છે ત્યારે આખી ક્રિયા ખોરવાઈ જાય છે, કેમકે પ્રયત્નમાં જે શ્રમ પડે છે તેને લીધે તે ક્રિયા બરોબર થતી નથી અને ઇન્દ્રિય ઉપર અકુદરતી દબાણ આવે છે.

આંખને પણ, શ્રમ ન પડે તેમ જુઓ તો જ સારામાં સારું દેખાય છે. સાચી જોવાની રીત પલકારો મારીને જોવાની છે આપણને જરા ઝાંખું દેખાય એટલે આપણે તાકીને સારું જોવા મથીએ છીએ, પરંતુ એથી તો ઝાંખું દેખાતું યે બંધ થઇ બિલકુલ દેખાતું નથી.

આ મુદ્દા ઉપર ડૉ. બેટ્સે આંખનું આરોગ્ય જાળવવા તથા પાછું લાવવા માટે જે પદ્ધતિ યોજી છે તેના પ્રયોગો નીચે મુજબ છે:

(૧) પલકારીને જુઓ (Blinking): જેમ શ્વાસ લેવો એ આપણો સ્વભાવ છે, ને તેને રોકી દેવાથી જીવન થંભી જતું લાગે છે, તેમ પલકારો મારવો એ આંખનો સ્વભાવ છે. અને જ્યારે પલકારો રોકાઈ જાય છે ત્યારે આંખની શક્તિ વેડફાઈ જાય છે. જોવાથી વસ્તુ ઝાંખી થવા લાગે છે, અને એમ જો ચાલુ જ રહે તો છેવટે જોવાની વસ્તુ દેખાતી બંધ થઇ આપણને કંઇ જ દેખાતું નથી. આ અસર અશીટશે અગર તાકીને જોવાથી પડેલા શ્રમનું પરિણામ છે.

બાળક, પશુ કે પંખી સૌ પોતાની સ્વાભાવિક અને આરામની દશામાં પલકારા મારતાં જોવામાં આવશે. આને બદલે જ્યારે પ્રયત્નપૂર્વક તાકવાની ટેવ પડે છે ત્યારે આંખની શક્તિ વધુ ખર્ચાવાથી આંખ દુ:ખી આવે છે, અને છતાં દેખાતું તો નથી જ, બલ્કે ખોડ ઊભી થાય છે. પલકારા સાથે જોવાથી આંખને આરામ રહે છે, ઓછી શક્તિને ખર્ચે વધુ સારું દેખાય છે અને થાક અનુભવ્યા વિના તે અખંડિત રીતે કામ કરી શકે છે.

કેટલાક માને છે કે પલકારીને લખવામાં, વાંચવામાં કે જોવામાં મુશ્કેલી પડે છે. એ ભ્રમ છે. ઊલટું, તાકીને જોવાથી જ એ ક્રિયાઓ કરવામાં મુશ્કેલી પડે છે. પલકારો મારવાની ટેવ ન હોવાથી એમ લાગે છે. થોડા મહાવરાથી પલકારવાની ટેવ પડી જાય છે, અને ત્યારે જ સમજાય છે કે પલકારો તો આંખને માટે કુદરતી છે, —બલ્કે એક આશીર્વાદ રૂપ છે. (ચાલુ) —ડૉ. ગોવિંદભાઈ પટેલ

## અમેરિકાનું કીર્તિ-મંદિર

ન્યૂ યૉર્ક યુનિવર્સિટીના મેદાનમાં એક અર્ધ-વર્તુળાકાર મકાન આવેલું છે. એની ભીંતો પર, અમેરિકન જનતા અને જગતને ઉપકારક કાર્ય કરી જનાર મહાન અમેરિકનોની પ્રતિમાઓ ને એમને વિષેનાં લખાણો રાખવામાં આવે છે.

અમેરિકાભરના શિક્ષણશાસ્ત્રીઓ, વૈજ્ઞાનિકો, પત્રકારો, સરકારી નોકરિયાતો અને અગ્રણી વેપારીઓના બનેલા એક મતદારમંડળ તરફથી આ કીર્તિ-મંદિર માટે દર વર્ષે ચૂંટણી યોજાય છે. એ માટે

—અગત્યનું—

કાગળના ભાવ બમણા ઉપર થઈ જવા સાથે શાહી તેમજ બ્લૉક બનાવવાનાં સાધનો તથા રસાયણોના ભાવમાં પણ વધારો થઇ ગયો છે. આ સંજોગોમાં 'કુમાર' ચાલુ લવાજમમાં કેમ આપી શકાય એ અમારી મૂંઝવણ છે. એને માટે લવાજમમાં વધારો યા પાનાંની સંખ્યામાં ઘટાડો એ બે વિકલ્પ છે. એક ત્રીજો સંભવિત માર્ગ છે, જે તમારા હાથમાં છે: ગ્રાહક સંખ્યા ઠીકઠીક વધે તો પ્રાથમિક ખર્ચ બહોળી સંખ્યામાં ફેલાઈ જઈને રાહત મળે. કદાચ ટૂંક મુદતમાં જ અમારે આનો નિર્ણય લેવો પડશે, તેમાં તમારું પગલું સહાયભૂત થઈ પડશે. છે તે લવાજમમાં અને અત્યારના સ્વરૂપે 'કુમારે' ચાલુ રહેવું હોય તો તેની ગ્રાહકસંખ્યામાં સારો વધારો થવો જોઇએ. નહિતર લવાજમ-વધારો કે પાનાંનો ઘટાડો એ બેમાંથી એક માર્ગ નછૂટકે અમારે લેવો પડશે. એ પહેલાં ગ્રાહક થઈ જવું એ બંને પક્ષે હિતકર છે. —સંચાલક

નિયમ એ છે કે જેના નામની ચૂંટણી કરવાની હોય એ વ્યક્તિના મૃત્યુને ૨૫ વર્ષ વીતી ગયાં હોવાં જોઈએ, ને એનું વતન અમેરિકા હોવું જોઇએ, અથવા અમેરિકાનું નાગરિકત્વ એણે મેળવેલું હોવું જોઇએ.

આ વર્ષે સૂચવાએલા ૧૯૯ અગ્રણી અમેરિકનોમાંથી પસંદ કરવામાં આવેલાં છ નામોમાં અમેરિકાના બે માજી પ્રમુખો થીઓડોર રૂઝવેલ્ટ તથા વૂડ્રો વિલ્સનને સ્થાન મળ્યું છે ૧૯૦૧માં શરૂ થએલા આ કીર્તિ-મંદિરમાં આજ સુધીમાં ૭૭ અમેરિકનોને સ્થાન મળ્યું છે.

આ વર્ષની પસંદગીમાં સ્ત્રીઓના અધિકારો માટે ઝઘડત લડનારી શ્રીમતી સુસાન ઍન્થનીનો પણ સમાવેશ થાય છે. તેઓ કીર્તિ મંદિરમાં સ્થાન પામનાર આઠમાં મહિલા છે. બીજાં નામોમાં એક છે વિલિયમ ગૉર્ગાસનું છે, જેમણે ક્યૂબા દેશના હવાના શહેર તથા પનામા નહેરના વિસ્તારોમાંથી પીળો જ્વર નામનો ભયાનક તાવ દૂર કરેલો. ટેલીફોનની શોધ કરનાર ડૉ. ઍલેક્ઝાન્ડર ગ્રેહામ બેલ, ને ગણિતી ભૌતિકશાસ્ત્રી ડૉ. જોશિયા ગિબ્સ પણ ત્યાંજ. (યુસિસ)

## સમય-સાગરનાં છીપ-મોતી

છાપામાંની હકીકતો, જરૂરી સમાચાર જાણી લીધા બાદ ઘણીખરી ભુલાઈ જાય છે. પણ કેટલીકવાર એમાં એવા નાના ખબર આવે છે જે આપણા મન પર મોટી અસર કરી જાય છે. કેટલાક ક્ષુલ્લક દેખાતા સમાચાર પાછળ પણ ઘણીવાર કંઈક મહત્ત્વ રહેલું હોય છે, પણ ઝડપથી છાપું વાંચીને ફેંકી દેનારનું મન એના પર સ્થિર થતું નથી. આ યુગમાં વિજ્ઞાન, રાજકારણ, સંશોધન આદિ અનેક ક્ષેત્રોમાં એટલા ઝપાટાથી પ્રગતિ થઈ રહી છે કે એની નોંધ તારવીને આપવામાં ન આવે ત્યાંસુધી એનો ખ્યાલ સામાન્ય વાચકને રહેતો નથી.

આ દૃષ્ટિ નજરમાં રાખીને આપણા દૈનિક પત્રોમાંથી ઉપયુક્ત સમાચારોને વીણીને આપનો આ નવો વિભાગ વાચકોને ઉપયોગી તથા રસપ્રદ જણાશે એ હેતુથી અખતરા દાખલ શરૂ કરીએ છીએ. એમાં કેટલાંક જ્ઞાનકણિકા જેવાં મૂલ્યવાન મોતી હશે, તો રંગબેરંગથી આકર્ષે તેવા છીપલા પણ હશે. વૈજ્ઞાનિક શોધખોળની માહિતી હશે, તો સાથે સામાજિક વિષમતાના સમાચાર પણ હશે. આપણા સમાજના અને આપણા દેશના ગુણોનું ગૌરવ અને સંવર્ધન કરે એવા ખબરો હશે, તો સાથે આપણા દોષો પર તિરસ્કાર પ્રકાશ પાડતી હકીકતો પણ હશે. 'કુમાર'ના છેલ્લા પાના જેવી જ પણ જુદા જ પ્રકારની વિવિધતા ને જ્ઞાનદાયિતા એમાં આપવાનો પ્રયાસ કરો.)

### આનું નામ સાહસ

કૅનેડાના બ્રિટિશ કોલંબિયાના રહેવાસી, ૧૧ વર્ષના એક ભારતીય કુમારે એક ગજબ સાહસ ખેડયું છે. આખી દુનિયાનો પ્રવાસ એકલે પંડે ખેડવાનું ઠરાવીને ગયા જુલાઇની ૨૦મી તારીખે કૅનેડાથી તે નીકળ્યો અને ગયા માસમાં જ તે રોમથી મુંબઈ આવી પહોંચ્યો. તેનો એક ભાઇ ભારતના નૌકાદળમાં નોકરી કરે છે. કૅનેડાની સેંટ જૉન રકાઉટ ટુકડીનો તે સભ્ય હોઈ તે જ્યાં જાય છે ત્યાંની સ્કાઉટ ટુકડીની મદદથી તે પ્રવાસ કરે છે.

### એશિયામાં 'ઊડતી રકાબી'

'ઊડતી રકાબીઓ' એ ઘણા વખતથી જગત આખામાં ચકચાર જગાડી છે. એ શું છે, તેને કોણ ઉડાડે છે, શા માટે ઉડાડે છે ઈત્યાદિ બાબતો હજુ અંધારામાં છે. કેટલાક કહે છે કે તે રશિયાનાં જેટ વિમાનો છે; કેટલાક કહે છે કે મંગળ કે એવા કોઈ બીજા ગ્રહ ઉપરથી ત્યાંના લોકો પૃથ્વી સાથે સંબંધ બાંધવા આવી વસ્તુ મોકલે છે; જ્યારે બીજાઓ કહે છે કે એ કેવળ જોનારનો ભ્રમ છે. વિજ્ઞાનીઓ આ 'રકાબી'નો કોયડો ઉકેલવાની મથામણ કરી રહ્યા છે.

આ ઊડતી રકાબીઓ સૌ પહેલાં અમેરિકામાં ને ત્યાર પછી બીજા દેશોમાં દેખાઇ, પણ એશિયામાં દેખાઇ નહોતી તે હવે બીજી નવેમ્બરે રંગૂનમાં બપોરે દેખાઈ. આકાશમાં રકાબી જેવી તેજસ્વી વસ્તુ જણાતાં રસ્તા પરના લોકોનાં ટોળેટોળાં ભેગાં થયાં. આશ્ચર્ય એ છે કે તે જ રાત્રે ત્યાં એક ઝળહળતો તારો દેખાયો હતો. સામાન્ય ખરતા તારા કરતાં ઘણા મોટા કદના એ તારા માટે ઘણાનું એમ કહેવું છે કે દિવસે જે રકાબી દેખાયેલી તે જ રાત્રે આમ નવા રૂપમાં આવી હોય. (૨-૧૨-'૫૦)

### આ કેમ અટકે?

અનાજ સંઘરવાની અપૂરતી ને ખામીભરેલી વ્યવસ્થા તથા જીવજંતુને લીધે ભારતમાં દર વર્ષે ૨૦ લાખ ટન અનાજ બગડે છે, એમ સરકારી અનાજ-સંરક્ષણ ખાતાના નિષ્ણાતે કહ્યું. (૩-૧૨-'૫૦)

### યંત્ર-જોકર

શોધખોળના ક્ષેત્રમાં ભારતનો વિદ્યાર્થી સાધારણતઃ પછાત ગણાય છે. પણ સ્વતંત્રતા પછી એ ક્ષેત્રમાં પણ વિદ્યાર્થીઓ પ્રતિભા બતાવવા માંડી છે. બનારસ એન્જિનિયરિંગ કૉલેજના વિદ્યાર્થીઓએ એક એવું યંત્ર બનાવ્યું છે જે સવારે ઊઠતાંવેંત ચા નાસ્તો તૈયાર કરી આપે છે. ચાંપ દબાવો એટલી જ વારમાં તે એ કીટલી, ટોસ્ટ, પાંઉ તથા ઈંડાને બાફીને તૈયાર કરી ટેબલ પર લાવ વસ્તુઓ ગોઠવી આપે છે, અને પછી ડાઘા નોકરની માફક આપમેળે જ ઈલેક્ટ્રિકનો પ્રવાહ બંધ કરી દે છે. કૉલેજના વાર્ષિકોત્સવ વખતે આ યંત્ર પ્રદર્શિત થયેલું. (૪-૧૨-'૫૦)

(અનુ૦ પૃ૦ ૩૩મે)

(અનુસંધાન પૃ૦ ૮ થી ચાલુ)

## નવલિકા – નાટિકા માટે ઈનામી હરીફાઈ

નવા બે વર્ષની માફક આ વર્ષે પણ આ હરીફાઈ ચાલુ રહે છે. તેમાં (૧) આ ફેબ્રુઆરીથી ડિસેમ્બર સુધીના ગાળા દરમ્યાન 'કુમાર'માં પ્રગટ થયેલી મૌલિક કૃતિ વાર્તાઓ તેમજ નાટિકાઓ પૈકી શ્રેષ્ઠ લખનારને (રૂપિયા ૫૦)નું ઈનામ અપાશે; (૨) આ પારિતોષિક 'કુમાર'ના ચાલુ પુરસ્કાર ઉપરાંત અપાશે; (૩) કૃતિ મોકલવાની છેલ્લી સમય-મર્યાદા ૩૧મી ઑક્ટોબર સુધીની નક્કી; પણ કૃતિ નિર્ણયદેશી મોકલશે તેટલી તેના પ્રકાશન માટે અમારા ગાળાની અબાધિત રહેશે

સગવડ હતી, કેમકે નવા-નવા જૈન સાધુઓ ત્યાં આવતા રહેતા. સાધુ કે સાધ્વી જે કોઈ આવે તેમની પાસેથી, તે જેટલા દિવસ રહે તેમાં જે કાંઈ શીખી શકાય તે શીખી લેવાનો એ પ્રયત્ન કરતા. આમ ક્રમશઃ ગુજરાતી, પ્રાકૃત ને સંસ્કૃત ભાષાનાં પદ્યો—સજ્ઝાયો, સ્તવનો વગેરે તેમણે મોટી સંખ્યામાં યાદ કરી લીધાં.

પણ જિજ્ઞાસા અતિ તીવ્ર અને યાદશક્તિ પણ ઘણી, એટલે એ નાના ગામડામાં આવું અલ્પ જે કાંઈ મળતું તે તેમને ઘણું અપર્યાપ્ત જણાયું. પણ બહાર જવાનો અને ભણવાનો માર્ગ મળતો નહિ. એવામાં તેમના મિત્ર પોપટલાલે ખબર આપ્યા કે મુનિરાજ ધર્મવિજયજી થોડા છાત્રોને લઈને સંસ્કૃત ભણાવવાના ઉદ્દેશથી બનારસ ગયા છે અને ત્યાં 'યશોવિજયજી પાઠશાળા' નામની સંસ્થા પણ સ્થાપી છે. વડિલોથી છાનોમાનો પત્રવ્યવહાર શરૂ થયો અને હા પણ આવી ગઈ. એટલે વડિલોને કહી દીધું કે 'તમે હવે કોઈ મને રોકી શકશો નહિ. જવું એ નક્કી જ છે. માટે મંગળ કામના હોય તો ખુશીથી રજા આપો.'

વીરગામથી એક અલબેલા વિદ્યાર્થી સાથે બનારસ જવા નીકળ્યા. 'સાથી નાનાલાલ દેખતા તો હતા, પણ સ્વભાવે ખૂબ ગરીબડા તથા બીકણ, અને નવો રસ્તો કાઢવાની સૂઝ પણ નહિ, એટલે સાંખ્ય પરંપરાનાં પ્રકૃતિ-પુરુષની જેમ બન્નેનું પ્રવાસચક્ર અંધ-પંગુ ન્યાયે ગતિમાન થયું.' લોકલ ગાડીમાં પેશાબ-પાણીની સગવડ તો તે દિવસોમાં હતી નહિ, ને નીચે ઊતરતાં ગાડી ચાલી જવાનો ભય હતો, એટલે કલાકોના કલાકો સુધી એ હાજત રોકી રાખી. પણ જ્યારે અસહ્ય થયું ત્યારે બન્ને એક નાના સ્ટેશને ઊતરી પડ્યા. ઘણો લાંબો વખત થયાં હાજત દાબી રાખેલી એટલે પેશાબ પૂરો ઊતરી રહે તે પહેલાં તો ગાડી ચાલી ગઈ! આવાં અનેક કષ્ટો વેઠતા બન્ને જણા સંવત ૧૯૬૦માં બનારસ પહોંચ્યા ને મુનિરાજ શ્રી ધર્મવિજયજીના ભાવભીના સ્વાગતથી રસ્તાનાં દુઃખ ભૂલી ગયા.

ચોવીસ વર્ષના એ વિદ્યાર્થીએ હવે એકડે એકથી સંસ્કૃત વ્યાકરણ શરૂ કર્યું ને સં૦ ૧૯૬૩માં ૧૮,૦૦૦ શ્લોકપ્રમાણ સિદ્ધહૈમ શબ્દાનુશાસન તેની બૃહદ્‌વૃત્તિ સાથે પૂરું કરી વૈયાકરણ બન્યા. એ આખું વ્યાકરણ આજે યે તેમની જીભને ટેરવે નાચે છે. ભણ્યાપછી લેક ૩૦ વર્ષે જ્યારે મને ભણાવવા બેઠા ત્યારે પણ તેનું અમુક સૂત્ર અમુક અધ્યાયના અમુક પાદના અમુક નંબરનું છે તે કહી શકતા હતા!

વ્યાકરણની સાથેસાથે દર્શન અને સાહિત્યનો પણ અભ્યાસ ચાલુ જ હતો. છતાં તેમને પાઠશાળામાં જે કાંઈ શીખવા મળતું તેથી સંતોષ થતો નહિ. વળી પાઠશાળામાં શરીર યોગ્ય ખોરાક તો સાવ-સાદો હતો, પણ બુદ્ધિને સંતોષે તેવો ખોરાક મળતો નહિ; એટલે બાકીનો વખત અધ્યાપનમાં પણ વીતાવવા લાગ્યા, અને એને પરિણામે આગળ જતાં તે અંધ છતાં એક સફળ અધ્યાપક બની શક્યા.

સં ૧૯૬૪માં પાઠશાળાના દૂષિત વાતાવરણને લીધે તે છોડીને શહેરમાં તે જુદા રહેવા લાગ્યા. અને ત્યાં તેમને અનુભવ થયો કે બ્રાહ્મણ પંડિતો અબ્રાહ્મણને ભણાવવામાં કેટલો સંકોચ અને ધર્મનાશનો ભય રાખે છે. છતાં પણ હીંમત હાર્યા વિના બનારસના પંડિતોને ઘેરઘેર જઈને પણ જ્યાંથી જે ભણવાનું મળ્યું તે શીખી લીધું. ને દિવસોમાં આમ ભણવા ખાતર રખડવામાં જ તેમને લગભગ દસબાર માઈલ રોજ ચાલવું પડતું!

શરૂઆતમાં પરીક્ષા આપવાનું વિચારેલું જ નહિ; જ્ઞાનપ્રાપ્તિ એ જ લક્ષ્ય રાખ્યું હતું. એટલે, પરીક્ષાના પાઠ્યક્રમની દૃષ્ટિએ તો આચાર્ય સુધીની તૈયારી હોવા છતાં, જ્યારે પરીક્ષા આપવાનો વિચાર થયો ત્યારે સંપૂર્ણ મધ્યમાથી શરૂઆત કરીને ક્રમશઃ પરીક્ષા દેવી પડી. ને આમ સં૦ ૧૯૬૬ માં સંપૂર્ણ મધ્યમાની પરીક્ષા આપવા ગયા. દુર્ભાગ્યે તેમને જે લહીઓ મળ્યો તે સંસ્કૃત લખતાં જાણે જ નહિ! તેની ખબર આપતાં તેઓ પ્રિન્સિપલ વેનીસ સાહેબ પાસે પહોંચી ગયા અને મૌખિક પરીક્ષાની ગોઠવણ કરાવી. એ પરીક્ષા લેનાર કાશીના ધુરંધર વિદ્વાનોમાંના બેચાર હતા. તેઓ તેમના ઉત્તરો સાંભળીને ખૂબ આકર્ષાયા, અને પંડિત વામાચરણ ભટ્ટાચાર્ય તો એટલા બધા ખુશ થઈ ગયા કે તેમને પોતાને ઘેર આવી ભણી જવાનું પણ કહ્યું. આમ અનિષ્ટમાંથી ઈષ્ટ ફળ મળ્યું. એ પરીક્ષામાં તેઓ પ્રથમ વર્ગમાં આવ્યા અને ત્યાર પછી ક્રમેક્રમે ન્યાયના આચાર્યના ત્રણ ખંડોની પરીક્ષા પણ આપી. પણ સં. ૧૯૬૯ની પરીક્ષા વખતે પંડિતોનો એવો તો કટુ અનુભવ થયો કે પરીક્ષા નિમિત્તે એ ભવનમાં કદી પ્રવેશ ન કરવાનો નિશ્ચય કર્યો અને ફરી કદી કોઈ પરીક્ષા આપી જ નહિ. અંતે સં૦ ૧૯૯૨માં સંસ્કૃત પાઠ્યક્રમ સંશોધન કરનારી સમિતિના સભ્ય બનીને જવાનું આવ્યું ત્યારે જ માનપૂર્વક એ ભવનમાં તેમણે પુનઃ પ્રવેશ કર્યો.

બનારસમાં જ્યારે જોયું કે જે લેવાનું હતું તે લઈ લીધું છે અને જે બાકી છે તે માટે વખત ઘણો વેડફાય છે અને પ્રાપ્તિ થોડી થાય છે ત્યારે એમણે મિથિલા તરફ નજર દોડાવી.

શ્રી અને સરસ્વતીનો મેળ નથી એ ઉક્તિનો સાક્ષાત્કાર કરાવતો મિથિલા-પ્રદેશ વિદ્યાધન જ્ઞાનતપસ્વીઓનો દેશ છે. ત્યાંની સખત ટાઢ, જીવજંતુનો ત્રાસ અને ઘાસ ફૂસનાં ઝૂંપડામાં વરસતો વરસાદ,—એ બધાં પ્રાકૃતિક કષ્ટો તો વિદ્યાની લાલચમાં કોઠે પડી જાય તેવી પ્રકૃતિ પંડિતજીની પહેલેથી જ થઈ હતી. વળી અહીં તો જૈન પાઠશાળાના શેઠશાહી ભોજનને બદલે માત્ર ભાત મળતો; અને તેની સાથે ક્યારેક દહીં મળે ત્યારે તો મહાન્ જમણનો જ આનંદ માની લેવાનો હતો!

'અહીંનો જ તેમના જીવનનો એક નાનો, પણ સૂચક પ્રસંગ બનેલો. એકવાર તેમણે એક ગંજીફરાક લીધું. જે ગુરુને ઘેર રહી ભણતા તેમણે એ જોતાં એનાં ખૂબ વખાણ કર્યાં. પંડિતજીએ, મિથિલાના સખત શિયાળામાં પોતાનું શું થશે એનો લેશ જ વિચાર કર્યા વિના એ ગંજીફરાક ગુરુને આપી દીધું અને પોતે ઘાસની પથારી બનાવી, ફાટયાંતૂટયાં કામળો ઓઢી આખો શિયાળો કાઢી નાખ્યો. ત્યાર પછી જીવનમાં પોતાના ભોજન માટે માસિક બે કે ત્રણ રૂપિયાથી વધુ ખર્ચ તેમણે કદી કર્યો નથી.'

આ બધું છતાં મિથિલામાં અનેક ગુરુ કર્યા પછી અને અનેક દેશોમાં રખડ્યા પછી શ્રી બાલકૃષ્ણ મિશ્ર નામના વિદ્યાસંપન્ન ગુરુનો યોગ મળ્યો ત્યારે તેમણે મિથિલાયાત્રાને સફળ માની, અને

દુકાળિયાને પેટ ભરી ભોજન મળવાથી જેવો આનંદ થાય તેવો આનંદ તેમને નવ્ય ન્યાયના વિદ્યાભોજનમાં મળ્યો. એ જ મિત્રજીની પ્રેરણાથી આચાર્ય શ્રી આનંદશંકર ધ્રુવે પંડિતજીને આગળ જતાં બનારસ યુનિવર્સિટીમાં બોલાવી લીધેલા.

મિથિલાનો અભ્યાસ પૂરો કર્યા બાદ સંવત ૧૯૭૩માં તેઓ એ વેળા શરૂ થએલા ગાંધીજીના આશ્રમમાં રહ્યા, અને ત્યાં ગાંધીજીની સામે બેસી ઘંટી દળવાનો આનંદ પણ લીધો. પરંતુ થોડા દિવસમાં જ જણાયું કે કર્મયોગીના આશ્રમમાં જ્ઞાનયોગ શોભા નહિ દે, એટલે ત્યાંથી પોતાના વતન લીમલી જઈને ફરી પાછા બનારસ પહોંચી ગયા, પણ સાથે ગાંધીજીની સાદાઈ તથા જાતમહેનતને લેતા ગયા. બનારસમાં પણ રોજ નિયમિત દળવાનું વાસણ માંજવાનું વગેરે આંધળાથી સહજસાધ્ય કાર્યો સાથે તેમણે પોતાનો જ્ઞાનયોગ ફરી ચાલુ કર્યો અને ગાંધીજીના આશ્રમના નિયમ પ્રમાણે ઘી અને દૂધ પણ લેવાં છોડી દીધાં. તેમનો આ ક્રમ બરાબર પાંચ વર્ષ ચાલ્યો અને જ્યારે શરીરે સાથ ન આપ્યો ત્યારે જ એમાં પરિવર્તન કર્યું.

સ્વ. મુનિમિત્ર કર્પૂરવિજયે તેમના મિત્ર શ્રી મનજીભાઈને કહ્યું કે પંડિતજી અંધ છે એટલે તે ભલે અધ્યાપનનું કામ કરે, પણ તમે તો લખી શકો; એટલે હવે હિન્દી જૈનસાહિત્યનું નિર્માણ કરો. આ જાણીને પંડિતજીને ચાનક ચડી કે હું ભલેને હાથે ન લખી શકું, પણ લખાવી શા માટે ન શકું? આ રીતે સં. ૧૯૭૪માં 'કર્મગ્રન્થો'ના હિન્દી અનુવાદોથી માંડીને છેલ્લે છેલ્લે 'પ્રમાણ-મીમાંસા' અને 'જ્ઞાનબિન્દુ' સુધીનું હિન્દીમાં જે તેમણે આપ્યું છે તેની બરાબરી કરનાર જૈન સાહિત્યમાં તો શું પણ ઈતર સાહિત્યમાં પણ દુર્લભ છે.

સં. ૧૯૭૭માં એમણે આગ્રામાં 'સન્મતિ-તર્ક'નું સંપાદન શરૂ કર્યું. એવામાં અમદાવાદમાં ગુજરાત વિદ્યાપીઠમાં સ્થપાએલા 'પુરાતત્ત્વમંદિર'માં ભારતીય દર્શનશાસ્ત્રી તરીકે તેમની નિમણૂક થતાં તે કામ સાથે લઈ તેઓ સં. ૧૯૭૮માં ત્યાં જોડાયા. સાથે એ પણ લાલચ ખરી કે વિદ્યાપીઠમાં બૌદ્ધ વિદ્વાન આચાર્ય ધર્માનંદ કોસાંબી પાસેથી બૌદ્ધ દર્શનના પાલી ગ્રન્થો ભણવાનો સુયોગ મળશે. વિદ્યાપીઠમાં તેઓ ૧૯૮૭ સુધી રહ્યા અને તેમાં પંડિત બહેચરદાસજીના સહકારથી તેમણે સન્મતિ–તર્કનું સંપાદન પૂરું કર્યું. એ એક એવું કાર્ય થયું છે જે ભારતીય સંસ્કૃત સાહિત્યના સંશોધનના અને હિંદની વિદ્વત્તાના ઈતિહાસમાં સુવર્ણ અક્ષરે લખાશે.

વિદ્યાપીઠમાં જ્યારે તે ભણાવતા ત્યારે તેમના શિષ્યોમાં કાકા કાલેલકર, શ્રી રસિકલાલ પરીખ, શ્રી ગોપાલદાસ પટેલ, પ્રો૦ આથવલે, શ્રી રામનારાયણ પાઠક જેવા વિદ્વાનોની મંડળી જામતી. પણ ઈ. ૧૯૩૦માં ગાંધીજીની દાંડીકૂચ સાથે વિદ્યાપીઠ બંધ થતાં આ બધું વિખરાઈ ગયું. એ દિવસોમાં એમને અંગ્રેજી ભણવાનો સંસ્કાર જાગ્યો અને તેમણે લગભગ બે વર્ષમાં અંગ્રેજી એવું તો તૈયાર કરી લીધું કે આજે હવે તત્ત્વજ્ઞાનના અંગ્રેજી ગ્રંથો સરલતાથી સમજી શકે છે.

સં. ૧૯૯૦માં આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવ અને ભારતભૂષણ મહામના પંડિત માલવીયજીના આગ્રહથી બનારસ યુનિવર્સિટીની જૈન ચેર સંભાળવા તે ફરી કાશી ગયા. તે દરમિયાન ચેતન અને અચેતન અનેક ગ્રન્થો તૈયાર કર્યા. "તેમાં તત્ત્વાર્થ સૂત્રનું સંપાદન ને તેના હિંદી તથા ગુજરાતી અનુવાદોનું કરેલું કામ કેવી પૂરી જાગૃતિ અને પ્રચંડ પાંડિત્યથી સર્જેલું છે. એનું જોનારને પહેલી જ તકે ભાન થાય છે. 'જૈન તર્કભાષા', 'જ્ઞાનબિંદુ' અને 'પ્રમાણ-મીમાંસા'નું સંપાદન કરીને તથા તેનાં ટિપ્પણો અને વિસ્તૃત પ્રસ્તાવના લખીને તેમણે સંસ્કૃત ન્યાયસાહિત્યમાં એક નવીન પ્રકારનો ઉદય કર્યો છે. 'ગાયકવાડ ઓરીએન્ટલ સીરીઝ'માં પં૦ જયરાશિકૃત 'તત્ત્વોપપ્લવસિંહ'ના સંશોધને તેમની જૈનેતર દર્શનો વિષેની પ્રતિષ્ઠાને પ્રમાણપત્ર આપ્યું; ને બૌદ્ધ ન્યાયશાસ્ત્રના પં૦ ધર્મકીર્તિ રચિત 'હેતુબિંદુ'ના સંપાદને એમને ભારતભરના વિદ્વાનોમાં યશકલગી અપાવી.

સં. ૨૦૦૦ સુધી બનારસમાં અધ્યાપકપદે રહી તેઓ નિવૃત્ત થયા. છતાં વિદ્યાવૃત્તિથી તો નિવૃત્ત થઈ શકે તેમ હતું જ નહિ, થોડો થોડો સમય મુંબાઈના 'ભારતીય વિદ્યાભવન'માં અને ત્યાર પછી હમણાં અમદાવાદની 'ગુજરાત વિદ્યાસભા'માં તેઓ જોડાયા છે.

જ્યાં જ્યાં તેઓ રહ્યા છે અને કામ કર્યું છે ત્યાં વિદ્યાની દૃષ્ટિએ પોતાને કે બીજાને લાભ કેટલો એ જ મુખ્ય ગણતરી કરી છે. પૈસા કેટલા મળે છે તે પ્રશ્ન તદ્દન ગૌણ રાખ્યો છે. જીવનની જરૂરત ઓછામાં ઓછી, એટલે અધિક પૈસાની જરૂર પણ રહેતી નથી. બનારસમાં કર્મગ્રન્થોના અનુવાદના કાર્ય વખતે તેમનો પાંચ જણનો રસોડાનો અને તેમના લેખકવાચકનો સંમિલિત ખર્ચ માસિક ૪૦ રૂપિયાથી કદી વધ્યો નહતો. એ વાત તો પ્રથમ મહાયુદ્ધના સમયની. ઈ. ૧૯૩૩માં જ્યારે બનારસ યુનિવર્સિટીમાં જોડાયા ત્યારે તેમના માટે માસિક ૧૫૦ રૂપિયાની યુનિવર્સિટી તરફથી અને તેટલી જ મુંબાઈની કૉન્ફરન્સ તરફથી વ્યવસ્થા થઈ હતી; પરંતુ માસિક ૧૫૦માં જ નભે એવું અનુભવે જણાયું, એટલે કૉન્ફરેંસના ૧૫૦ મેળવવા બંધ કર્યા. આનો અર્થ એ નથી કે તેઓ પોતાના સાથીઓને પણ તપસ્યા કરાવે છે. ઉલટું તેમની સગવડનો પ્રથમ વિચાર કર્યા પછી જ પોતાની સગવડનો તેઓ વિચાર કરે છે. મિત્રોનો આગ્રહ છતાં તેમના નિયમિત સાદા ખોરાકમાં કશું જ પરિવર્તન કદી પણ તેમણે કર્યું નથી. અને મહેમાનની સરભરા કરવાના વખતે. પોતાના જીવનસર્વસ્વ જેવા દૂધ ઉપર કાપ મૂકીને પણ તેમાં એ તત્પર રહ્યા છે.

સામાજિક અન્યાયનો ભોગ બનનાર વ્યક્તિ પ્રતિ તેમની સહાનુભૂતિ અખંડ વહે છે. તેને લઈને અનેક બહેનોના સંસર્ગમાં તેઓ આવ્યા છે અને તેમના જીવનને માર્ગે લાવવામાં મદદગાર થયા છે. જૈન સમાજની ધાર્મિક રૂઢિઓ ઉપર પ્રહાર કરવામાં પાછું વાળી જોયું નથી, તેથી અનેક ધનિકો અને સાધુઓનો રોષ તેમણે વહોરી લીધો છે. કુટુંબ વિશાળ છતાં કુટુંબની મમતામાં તણાયા નથી. એટલે તેમનું વાસ્તવિક કુટુંબ વિશાળતર બની ગયું છે. અને તેથી તેમની સેવા કરવાનો લહાવો લેવા પરિચિતો તૈયાર જ રહે છે. પણ તે કોઈને વ્યક્તિગત સેવાનું કાર્ય ચાલે ત્યાં સુધી બતાવતા જ નથી.

"સ્વાશ્રયી જીવનના તેઓ હિમાયતી છે: સંઘ માટે એને જરૂરી ગણે છે. ઓછી કોઈના પણ આશ્રિત બન્યા વગર ભરત ફકીરીનું તેઓ જીવન જીવે છે. એમને ઘર નથી, બાર નથી; એમને કોઈ આશ્રમ કે સંસ્થા નથી, અનગારના ધર્મ ઉપાસી એ ચાલતા-ફરતા ગુરુકુળ સમા છે. પોતાની સાથે સદા વિદ્યાના જિજ્ઞાસુઓને રાખે છે અને વિદ્યા આપે છે. એટલે હતાશા અને નિરાશાભરી (જેમાં માણસને જીવન ફગાવી દેવા મન થાય એવી) અપંગતાને અધિક યોગ્યતા મેળવવાનું વાહન બનાવનાર પંડિતજીને જીવનદર્શી–ક્રાન્તદર્શી નરવીરોની હરોળમાં મૂકતાં સહેજ પણ સંકોચ નથી થતો. 'જિતે તે જૈન' એ ન્યાયે એક આદર્શ જૈન તરીકે પણ પંડિતજી હરકોઈના અભિનંદનને પાત્ર છે. શ્રદ્ધા ને પુરુષાર્થ દ્વારા જીવન ઘડનાર પુરુષોની પુણ્ય નામાવલિમાં પંડિતજી મોખરે છે."

---

ડૉ. નરસિંહ મૂ. શાહ દ્વારા આગામી મળેલી શ્રી 'જયભિખ્ખુ' લિખિત જીવનરેખાઓના થોડા ફકરા જેવડાં અવતરણચિહ્નોમાં આ લેખમાં આમેજ કરવાની છૂટ અમે લીધી છે. —તંત્રી

# આ માસ(જાન્યુઆરી)ઇતિહાસમાં:દિનવિશેષ • વ્યક્તિવિશેષ • પ્રસંગવિશેષ

## આ માસના દિનવિશેષ

**તા. ૧** અમદાવાદથી અજમેર સુધીની રેલને ખુલ્લી મુકાઈ, ૧૮૮૧.
**તા. ૪** સસ્તું સાહિત્ય પ્રચારવાનો પ્રશસ્ય પ્રયત્ન કરનાર ભિક્ષુ અખંડાનંદનું નિધન,૧૯૪૨.
**તા. ૬** મિલ્ડનહૉલ નામે અંગ્રેજ વેપારી ચાર વર્ષની સફર ખેડી હિંદ આવ્યો (૧૬૦૩), અને ત્રણ વરસ સુધી અકબરના દરબારમાં રહી અંગ્રેજોને માટે વેપારની છૂટનું વચન લઈને જ ગયો.
**તા. ૭** બળવાના આરોપસર ઠરેલા મુઘલ સમ્રાટ બહાદુરશાહની દેશનિકાલી, ૧૮૫૮.
**તા. ૧૦** સર ટૉમસ રો વેપારની મંજૂરી માટે જહાંગીરના દરબારમાં આવ્યો, ૧૬૧૬.
**તા. ૧૪** અકબરના વિદ્વાન ઇતિહાસકાર અબુલ ફઝલનો જન્મ, ૧૫૫૧.
**તા. ૧૭** કૅપ્ટન કૂકે અજાણ્યે જ દક્ષિણ ધ્રુવનું પ્રચંડ કુંડાળું ભેદ્યું, ૧૭૭૩.
**તા. ૨૩** તાલીકોટના યુદ્ધમાં દક્ષિણના હિંદુ મહારાજ્ય વિજયનગરનો અસ્ત, ૧૫૬૫.
**તા. ૨૮** મહેલની સીડી પરથી લપસીને પડી જતાં હુમાયૂંનું મરણ, ૧૫૫૬.
**તા. ૩૦** શાહજહાંનાબાદ (ન્યૂ દિલ્હી)નો કિલ્લો અને મહેલનું કામ પૂરું થયું, ૧૬૫૮.
**તા. ૩૧** શિવાજીએ સ્વતંત્ર રાજ્ય સ્થાપવાની પ્રવૃત્તિ આદરી, ૧૬૪૭.

## વ્યક્તિવિશેષ : સુભાષચંદ્ર બોઝ



ભારતની મુક્તિમાં આઝાદીના ક્રમ પુરસ્કર્તા અને આઝાદહિન્દ ફોજના પ્રમુખ તથા સંચાલક તરીકે 'નેતાજી' નામથી ભારતપ્રિય થએલા સુભાષચંદ્ર બોઝનો જન્મ ૧૮૯૭ની ૨૩મી જાન્યુઆરીએ બંગાળના પ્રસિદ્ધ પબ્લિક પ્રૉસિક્યૂટર જાનકીનાથ બસુને ત્યાં થયો હતો. નાનપણથી જ આર્દ્ર હૃદયના હોઈ રામકૃષ્ણ અને વિવેકાનંદની ધર્મભાવનાની અસર નીચે તે એકવાર કૉલેજકાળમાં છાનામાના કોઈ 'ગુરુ'ની શોધમાં ચાલ્યા ગએલા. ૧૯૧૯માં બી.એ. થઇ આઈ.સી.એસ. થવા માટે ઇંગ્લંડ ગયા. પણ તે કાળના દેશના પ્રબલ રાજકારણથી પ્રેરાઇ, વહીવટી તાલીમના છેલ્લા વર્ષમાં સરકારી નોકર બનાવનાર એ આઈ.સી.એસ. છોડી દઇ કેમ્બ્રિજની બી. એ.ની પરીક્ષા આપીને હિન્દ ચાલ્યા આવ્યા અને ગાંધીજી તથા દેશબંધુ દાસના નેતૃત્વ હેઠળ દેશસેવા હાથ ધરી, જેમાં વારંવાર જેલવાસ તો આવ્યા જ કર્યો. અંતે ૧૯૨૪માં સરકારે એમના ઉદ્દામ વિચારોને કારણે એમને દેશપાર કર્યા, પણ માંડલેની જેલમાં એમની તબિયત બગડી ને ક્ષયનાં ચિહ્નો જણાવા લાગતાં છોડવા પડ્યા.

તબિયત સુધરતાં ફરી તેઓ રાજકારણમાં પડ્યા, પણ ઉદ્દામ વિચારસરણીને લીધે એમને કૉંગ્રેસ સાથે મતભેદ રહ્યા જ કરતો; જેમાં છેલ્લે નહેરુ સમિતિએ ઘડેલા બંધારણના ખરડાની બાબતમાં ગાંધીજી સાથે મતભેદ થતાં છૂટા થઈ 'ઇન્ડીપેન્ડન્ટ લીગ' સ્થાપી, જેની પ્રવૃત્તિ દ્વારા તેમણે આખા દેશની યુવાનીનો ચાહ મેળવ્યો. ૧૯૩૭માં તે રાષ્ટ્રપતિ તરીકે ચૂંટાયા; અને 'ક્રમ ત્રિપુરી મહાસભામાં શ્રી પટ્ટાભી સામે વિજય મેળવી જે રીતે ફરી રાષ્ટ્રપતિ બન્યા, તે સામે ગાંધીજીએ અસંતોષ પ્રકટ કરતાં ૧૯૪૦માં કૉંગ્રેસથી ફરી ફારગ થઇ તેમણે 'ફૉરવર્ડ બ્લૉક'ની સ્થાપના કરી અને પોતાનો મતપ્રચાર જોરશોરથી આદર્યો એમાં સરકારે એમને પકડ્યા, ને જેલમાં એમની તબિયત લથડી એટલે એમને ઘેર જ નજરકેદ રાખ્યા.

આ દરમિયાન તીવ્ર મનોમંથન બાદ એમને લાગ્યું કે કૉંગ્રેસની અહિંસક નીતિથી પરદેશી સરકાર કોઈ પણ રીતે નહિ હટે, એટલે સશસ્ત્રક્રાંતિ માટે કૃતનિશ્ચય થયા. એ માટે એ વખતે ચાલતા બીજા મહાયુદ્ધની આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિમાંથી મળે તે તકનો લાભ લેવા હિંદ છોડવાનો એમણે નિર્ણય કર્યો, અને ૧૯૪૧ના જાન્યુઆરીની ૨૭મીએ નાસી છૂટ્યા. પઠાણ વેશે કાબૂલ થઈ મૉસ્કો પહોંચી તે બર્લિન ગયા. ત્યાં હિટલરે તેમને હિંદના સરનશીન તરીકે ઓળખાવી જાહેર સ્વાગત કર્યું. 'હિઝ એક્સેલેન્સી ડેપ્યુટી ફ્યુહરર ઑવ ઇન્ડિયા' તરીકે ત્યાં રહી એમણે શરણે થએલા હિંદી સૈનિકોનું આઝાદ દળ રચ્યું અને ડ્રેસડનમાં એનું તાલીમમથક સ્થાપ્યું.

૧૯૪૩ની બીજી જુલાઈએ આઝાદ હિંદ સંઘના આમંત્રણને માન આપી તે સીંગાપુર આવ્યા અને સંઘના પ્રમુખ થઈ, ૨૫મી ઑગસ્ટે આઝાદ ફોજના સરસેનાપતિ બન્યા. એ જ વર્ષની ૨૧મી ઑક્ટોબરે આઝાદ હિંદ સરકારની તેમણે જાહેરાત કરી, ૨૪મીએ બ્રિટન-અમેરિકા સામે યુદ્ધ પોકાર્યું. '૪૪ની ૪થી ફેબ્રુઆરીએ કૂચ કરી માર્ચમાં ઇમ્ફાલ મોરચે દસ હજાર સૈનિકોનું સૈન્ય હતાર્યું અને ૧૮મી માર્ચે હિંદી સરહદમાં વિજયી પ્રવેશ કર્યો. પણ જાપાનની મેલી રમત ને વર્ષાઋતુને કારણે ૨૨મી ઑગસ્ટે એમની યુદ્ધપ્રવૃત્તિ સ્થગિત થઇ. ૧૯૪૫ના જાન્યુઆરીમાં એમણે ફરી હુમલો કર્યો જેને પરિણામે ભયંકર ભૂખમરો વેઠી પીછેહઠ કરવી પડી ને ફોજ શરણે થઈ. સુભાષ પણ શરણે થવા માગતા હતા, પરંતુ આઝાદ સરકારના પ્રધાનોએ એમને વારી ટોકિયો જવા વિમાનમાં રવાના કર્યા, ને કમનસીબે, ઑગસ્ટની ૧૯મીએ આપણે સાંભળ્યું કે એ વિમાનને અકસ્માત નડતાં તેઓ અવસાન પામ્યા.

## આ માસનો પ્રસંગવિશેષ : શિવાજીની સુરતની લૂંટ

**શિ**વાજીની કારકિર્દીમાં સુરતની લૂંટ એક ડાઘ જેવી છે. એની તૈયારી યોજનાપૂર્વક એણે કરી હતી. બહિર્જી નાયક નામના જાસૂસ મારફત ત્યાંની બધી ગુપ્ત બાતમી મેળવી લઇને જંજીરા પાસે રાજપુરી નજીક એક અને કલ્યાણ પાસે બીજી, એમ બે ફોજો તૈયાર કરીને 'મુઘલો પર ધાક બેસાડવા'ના નિમિત્તે એણે ઈ. ૧૬૬૪ના જાન્યુઆરીની ૬ઠ્ઠી તારીખે (શકે ૧૫૮૫ના પોષ વદ ૪ના રોજ), ચાર હજાર સૈનિકો લઈ, ઓચિંતો છાપો માર્યો. સુરતનો મુઘલ સૂબો ઇનાયતખાં મઝરામાં પડી ગયો. અને એ ગભરાટ તથા લોકોની અસહાયતાનો લાભ લઇ શિવાજીએ લાગટ ત્રણ દિવસ સુધી મનમાની લૂંટ ચલાવી, જેમાં એ સોનું ચાંદી, મોતી જવાહરાત, વગેરે મળીને દોઢેક કરોડની મત્તા લૂંટી ગયો. અંગ્રેજ અને ડચ કોઠીઓએ એ વખતે પોતાનો બચાવ કરવા ઉપરાંત શહેરનો પણ થોડો ભાગ બચાવવામાં મદદ કરી. જેને માત્ર 'મુઘલો પર ધાક બેસાડવા માટે કરેલી' હોવાનો બચાવ મરાઠા મંથકારો કરે છે તે આ લૂંટમાં આમ 'આકડે મધ જોઇ ગએલા' શિવાજીએ, ફરી પાંચ વર્ષ પછી ૧૬૬૯માં સુરત લૂંટ્યું ને પછી તો દર વર્ષે હલ્લા થતા જ રહ્યા. યુરોપિયનો આવે પ્રસંગે પોતાની કોઠીઓમાં ભરાઈ જતા અને મરાઠાઓને ચેનકેન પ્રકારે સંતોષતા.



તુલસી જગમેં યૂં રહો, જ્યૂં જિહ્વા મુખમાંહી;
ઘી બહોત ભક્ષણ કરે, તો ભી ચીકની નાંહી.



મારમાર કરતી ધસી આવતી શત્રુઓની સેનાને રોકવાનો, પૂલ તોડયા વગર બીજો ઉપાય નહોતો. પૂલ પાછળથી તૂટતો આવતો હતો, પણ વખત પૂરો નહોતો. નેવું હજારની એ સેના સામે હૉરેશિયસ પૂલને સામે છેડે જઈ એકલો હુમલાખોરોને પડકારતો ઊભો. એની મર્દાઈ જોઈ સૌ થંભી ગયા ને ક્ષણભર શાંતિ વ્યાપી ગઇ. ત્યાં તો કકડભુસ કરતો પૂલ તૂટયો કે દુશ્મનો ભાનમાં આવ્યા, ને હૉરેશિયસ પર ધસ્યા. હૉરેશિયસને કેડમાં એક ભાલો વાગ્યો. તે જીવની પરવા કર્યા વગર નદીમાં કૂદી પડયો ને સલામત સામે કાંઠે પહોંચી ગયો. પેલા ભાલાના ઘાએ એને જીવનભર લંગડો રાખ્યો, પણ એ તો એની શોભા હતી. એકલે હાથે એણે રોમ શહેરને બચાવ્યું હતું.

અનેકાર્થી શબ્દ : દાળ = કઠોળનું એક દળ; એની પ્રવાહી કે ભભરા રૂપમાં બનાવેલી ખાવાની વાની; ઈંડાની અંદરનો પીળો ભાગ —જરદી; ગડગૂમડ ઉપર વળતું પડ-છોડું.



આ તમરું બેઠેલું જણાય છે કે માખી? ઉલટાવીને જુઓ : એ તો હૈદરાબાદના નામદાર નિઝામની તસ્વીર છે. ('તરંગ')

નાળિયેળનાં ઝાડ જુદીજુદી ૬૦ રીતે ઉપયોગમાં આવે છે.

કહેવતોના અર્થ : 'ફઇની ખારેક આંખ કાઢે'—ફઈ, બહેન કે દીકરીના ઘરનું ખાવા કે લેવામાં હિંદુ સમાજમાં પાપ મનાય છે, અને તેમના તરફથી કાંઇ પણ આવે ત્યારે તેથી વધતું કરીને જ આપવું પડે છે. આથી, ફઇને ઘેર લગ્ન હોય તે નિમિત્તે ખારેક મોકલે તેના બદલામાં તો ઘણું આપવું પડે, અને તે ભારે પણ પડી જ જાય. એટલે એની ખારેક આવતાં મનને જે આંચકો લાગે તે દર્શાવતી આ કહેવત, એવા બોજા રૂપ ગણાતા બધા પ્રસંગો માટે વપરાય છે.

શિયાળામાં ટાઢથી ફાટેલા હાથપગ પર કોકમનું તેલ લગાડાય છે; તેમ ગ્લિસરીન અને ગુલાબજળ સરખે ભાગે મેળવીને લગાડવાથી પણ મટી જાય છે.

ગણિતગમ્મત: (અ) ઉત્તરોત્તર આવતી ગમે તેટલી એકી રકમો લ્યો ને તેમના સરવાળા વડે, તેમની વચ્ચે આવતી બેકી રકમોના સરવાળાને ભાગો તો જવાબ આવશે :

$$\frac{\text{બેકી રકમોની સંખ્યા}}{\text{એકી રકમોની સંખ્યા}}.$$

એથી ઉલટું (બ) ઉત્તરોત્તર આવતી ગમે તેટલી બેકી રકમો લ્યો ને તેમના સરવાળા વડે, તેમની વચ્ચે આવતી એકી રકમોના સરવાળાને ભાગો તો જવાબ આવશે :

$$\frac{\text{એકી રકમોની સંખ્યા}}{\text{બેકી રકમોની સંખ્યા}}$$ દાખલા તરીકે—

અ $$\frac{૧૬+૧૮+૨૦+૨૨+૨૪}{૧૫+૧૭+૧૯+૨૧+૨૩+૨૫} = \frac{૧૦૦}{૧૨૦} = \frac{૫}{૬}\ \frac{\text{બેકી રકમોની સંખ્યા}}{\text{એકી રકમોની સંખ્યા}}.$$

બ $$\frac{૧૭૧+૧૭૩+૧૭૫+૧૭૭}{૧૭૦+૧૭૨+૧૭૪+૧૭૬+૧૭૮} = \frac{૬૯૬}{૮૭૦} = \frac{૪}{૫}$$

(દારેસલામ) —અરુણ એચ. નાયક

અદૃશ્ય શાહીના પ્રકાર તો જાણીતા છે. લીંબુનો રસ, ડુંગળીનો રસ, દૂધ, સરકો વગેરેથી સ્વચ્છ ટાંક વડે લખેલાં લખાણ નરી આંખે દેખાતાં નથી, પણ કાગળને જરા ગરમ કરવાથી સ્પષ્ટ વંચાય છે. એ જ રીતે અરધા કપ પાણીમાં એક ચમચો મીઠું ઓગાળીને તે વડે લખેલું લખાણ સુકાયા પછી તેના પર પોચી પેન્સિલ હળવે હાથે ઘસવાથી કાળા અક્ષરો ઊઠી આવશે.

શુકન-અપશુકન હિંદમાં જ મનાય છે તેમ નથી. પશ્ચિમના દેશોમાં નીચેની વસ્તુઓ અપશુકનિયાળ ગણાય છે: રવિવારે નખ કાપવા; મોરનું પીછું ઘરમાં રાખવું; સીડી નીચેથી પસાર થવું; તેરનો આંકડો; છત્રી ભેટ તરીકે આપવી, કે લાકડાનો સ્પર્શ કર્યા વગર તે ઘરમાં ઉઘાડવી; એક જ દિવાસળીથી ત્રણ સીગરેટો સળગાવવી; શુક્રવારે કોઈ વસ્તુ ખરીદવી (ભૂરી વસ્તુ લેવામાં હરકત નહિ); પગમાં પહેલાં ડાબો બૂટ પહેરવો; જમીન પર પડેલી ટાંકણી ન ઉંચકી લેવી વગેરે.



કલાકણિકા : જીવનના એકેએક ક્ષેત્રમાંની વસ્તુઓને કલાની 'શ્રી' વડે સુશોભિત કર્યા વિના માનવી રહી શક્યો નથી. ઈટાલીની આ યુદ્ધ-ઢાલ ઉપર ગેસ્સો (સરેસ ને પ્લાસ્ટરની બનાવેલી કાયમી રંગ-લુગદી વડે કરેલું ઉપસતું આલેખન વાર્નિશથી પાકું કરી સોનાની કારીગરી)થી કરેલું આ સિંહનું સુશોભન તેનું એક સવિશેષ ઉદાહરણ છે.

પીસેલું મીઠું સરસવના તેલમાં મેળવીને દાંતે ઘસવાથી દાંત મજબૂત થશે ને સડવા લાગેલા-લોહી નીકળતા દાંતને ફાયદો થશે.

જેવાં લોખંડનાં પરનાળીદાર (કોરુગેટેડ) પતરાં આવે છે એવાં, કાગળનાં પરનાળીદાર પૂંઠાં પૅકિંગ માટે આવે છે. ભરત-ગૂંથનાના સોયા, એવા પૂંઠાની પરનાળીઓમાં ભરાવીને વીંટાળી લઈ મૂકવાથી સોયા સચવાશે.

નીરગણિનાં બી ગાંધીને ત્યાં એક આનાનાં દસબાર લેખે મળે છે. તે ઘસીને વીંછીના ડંખ ઉપર લગાડવાથી થોડી જશે ને વીંછી ઊતર્યે ઊખડી જશે.

વાળ માથા પર હોય ત્યાં સુધી જ સ્વરૂપરૂપ હોય છે. સ્થાનભ્રષ્ટ થતાં તે ગંદકી બની જાય છે. માનભર્યા વ્યવહારથી નીચે ઊતરનારની પણ એ જ દશા થાય છે.

(અનુસંધાન પૃષ્ઠ ૨૮થી ચાલુ)

## ગુપ્ત કાળના સિક્કા

આણંદમાં મ્યુનિસિપાલીટીનો એક રસ્તો પહોળો કરવા થતા ખોદકામમાં અચાનક લગભગ ૧૫૦૦ વર્ષ પહેલાંના ચાંદીના સિક્કા તથા એક બ્રહ્મદેવની મૂર્તિ મળી આવી. તે સિક્કા ગુપ્તવંશના રાજા કુમારગુપ્તના વખતના હોવાનું જણાય છે. વલ્લભવિદ્યાનગરના અધિકારીઓને સોંપવામાં આવેલા આ સિક્કાનું પુરાણ વસ્તુ સંશોધનની દૃષ્ટિએ ઘણું મહત્ત્વ છે. નિષ્ણાતોનું એમ માનવું છે કે તે કાળમાં ખંભાતથી ઉજ્જૈન જે વ્યવહારમાર્ગ હતો તેના પર આણંદ આવેલું હોઈ ત્યાં આ સિક્કા દટાએલા મળી આવ્યા છે.

## ભારતમાં પણ...

વિદેશ જઈ આવેલાઓ ત્યાંની કોઈ વસ્તુથી જો સૌથી વધુ આશ્ચર્યચકિત થયા હોય તો તે ત્યાંના લોકોની પ્રમાણિકતાથી. ત્યાં રસ્તા પર છાપાં વેચવા મૂકે છે પણ વેચનાર કોઈ હોતું નથી. લોકો છાપું લઈને પૈસા ત્યાં મૂકેલી પેટીમાં નાખે છે. ભારતમાં હમણાં જ આવું બની શક્યું છે. નાશિકમાં 'અપના ભંડાર' નામની સંસ્થાએ આવો પ્રયોગ કર્યો. છાપાં વેચનાર સિવાય ત્યાં ૧૫ રૂપિયા ૧૦ આનાનું છાપાંનું વેચાણ થયું. ૨૫૦ લોકોના આ ઉદાહરણનું અનુકરણ ભારતમાં બીજે પણ થાઓ. (૩૦-૧૨-૫૦)

## આંગળાંની છાપ પરથી આરોગ્યનિર્દેશ

આંગળાંની છાપ પરથી ગુનેગારો પકડાય છે એ તો ઘણા જાણતા હશે. પણ હવે એ છાપ પરથી માણસનું આરોગ્ય પણ કહી શકાશે. સ્કૉટલૅન્ડ યાર્ડના મુખ્ય સુપરિન્ટેન્ડેન્ટે કહ્યું છે કે માણસના જીવનકાળ દરમ્યાન આંગળાંની છાપ એકે એકસરખી જ રહે છે છતાં વચ્ચેવચ્ચે એ છાપની વચમાં 'ધોળી લીટીઓ' દેખાય છે. પોલિસ તે તરફ પૂરું ધ્યાન નથી આપતી કારણ તે અસ્થાયી હોય છે. આ ધોળી લીટીઓ પરથી જ માણસના આરોગ્યનું નિદાન થઈ શકે છે. એ લીટીઓના અસ્તિત્વમાં એકબે દિવસમાં પણ ફરક પડી શકે છે. ૧૬ થી ૧૭ વર્ષના દર દસ માણસે એક માણસના હાથમાં આ લીટીઓ દેખાય છે. આ વિષયમાં વધુ સંશોધન થતાં રોગનિદાનનું એક નવું શાસ્ત્ર અસ્તિત્વમાં આવે તો નવાઈ નહિ. (૨૬-૧૨-૫૦)

## 'ઍટમ' બારાખડી!

અમેરિકાની શાળાઓમાં જે બારાખડી અત્યાર સુધી શિખવવામાં આવતી તેમાં A for Apple એ જાતની ગોઠવણી હતી. પણ હવે તેમાં ફેરફાર કરવામાં આવ્યો છે. હવે A for Atom, B for Bomb એ જાતની નવી બારાખડી શરૂ કરવામાં આવી છે! આનું કારણ આ રીતે બાળકોને નાગરિક સંરક્ષણમાં તૈયાર કરવાનું અપાયું છે, અને એ આખી બારાખડીમાં ઍટમ શક્તિ એટલે શું અને તેનો હુમલો થાય તો કેમ વર્તવું એની માહિતી છે. દા. ત. એના થોડા અક્ષરોની ઓળખ આમ અપાઈ છે:

A is for atom-that indivisible which bas been split.
B is for bomb-an explosive package of which atom is the new brand.
C is for civil defence-out protection against attack.
Z is zero—tbe point of bomb explosion.(૨૪-૧૨-૫૦)

## પંકચર-રોક રસાયન

મોટર ચલાવનારાઓ તેમના ટાયરમાં પંકચર પડવાથી કેટકેટલા હેરાન થાય છે! પણ હવે એક એવી જાતનું રસાયન શોધાયું છે જે ટાયરમાં દાખલ કર્યા બાદ ટાયર પંકચર-રોક (પંકચર-પ્રૂફ) બની જાય છે. હિંદમાં પહેલવહેલી વાર આ રસાયન આયાત કરવામાં આવેલું હોઈ તેનું પ્રાત્યક્ષિક ગયે મહિને મુંબાઈમાં બતાવવામાં આવેલું. મોટરના ટાયરમાં આ રસાયન દાખલ કર્યા પછી તેને ત્રણ ઇંચિયા ખીલા જડેલા લાકડા પર ફેરવવામાં આવી એટલું જ નહિ, એવો એક મોટો ખીલો ટાયરને ટ્યૂબમાં હથોડી વતી ઠોકવામાં આવ્યો. છતાં ટાયરમાંથી જરા પણ હવા નીકળી ગઈ નહોતી. (૮-૧૨-૫૦)

## ગણિતી ચમત્કાર

હિંદુસ્તાનની એક શકુંતલાદેવી નામની કુમારિકાએ ઇંગ્લૅંડનાં મોટામોટા ગણિતશાસ્ત્રીઓને પોતાની ગણિતી બુદ્ધિમત્તાથી ચકિત કરી મૂક્યા છે. જ્યારે તે ૭ વર્ષની હતી ત્યારથી જ મોટમોટી રકમોના ગુણાકાર મોઢેથી જ તરત કરી આપતી. ત્યારબાદ મોટી સંખ્યાઓના વર્ગમૂળ કાઢવાની હોંસ પેદા થતાં એ બાબતમાં પણ તેણે લોકોને આશ્ચર્યચકિત કરી મૂક્યા. થોડા વખત પહેલાં ઇંગ્લૅંડમાં રેડિયો-ટેલીવીઝન પર તેની આ શક્તિનું પ્રાત્યક્ષિક બતાવવામાં આવેલું. હાલમાં શકુંતલાદેવી ઇંગ્લંડમાં બી.એ.નો અભ્યાસ કરી રહ્યાં છે.

આ પ્રકારના ગણિતી ચમત્કારો દુનિયાના બીજા માણસોએ પણ અમુકઅમુક કાળે કરી બતાવ્યા છે. ૧૮મી સદીમાં વર્જિનિયાનો એક ગુલામ ૯૯ આંકડાના ગુણાકાર સહેલાઈથી કરી શકતો. ઝારાહ નામના અમેરિકને ૮ના આંકને ૧૬ વાર ગુણી બતાવેલો. ટી. એચ. સ્ટૅફોર્ડ નામે બીજા અમેરિકને પંદર આંકડાવાળી સંખ્યાનો ગુણાકાર ૧૩૩,૪૯૧,૮૫૦,૨૦૮,૫૬૬,૯૨૫,૦૧૬,૬૫૮,૨૯૯,૯૪૧,૫૮૩,૨૨૫ હોવાનું એક મિનિટમાં જ કહી દીધેલું!

## રોજ દહીં ખાઓ

સૌ૦ કમલ શોટચે નામની ભારતીય સ્ત્રીએ દહીં પર સંશોધન કરીને એક નવી વસ્તુ શોધી કાઢી છે. હિંદભરમાંથી દહીંના જુદાજુદા નમૂનાઓ મંગાવીને તેમણે પ્રયોગો કરેલા. તેમાં તેને જણાયું કે દહીંમાં એક એવી જાતનું ચીરટ છે જે બી-કૉમ્પ્લેક્સ જાતનું વિટામિન ઉત્પન્ન કરે છે. એટલે રોજ દહીં ખાનારને વિટામિન બીના અભાવે થતા રોગ થશે નહિ, અને જેમને એવા રોગ હોય તેઓ જો રોજ દહીં કે છાશ ખાશે તો તેમના રોગ દૂર થશે. સૌ૦ કમલબહેનને તેમના આ સંશોધન માટે એમ.એસસી.ની પદવી મળી છે.

## 'લોભ-મૂલાનિ પાપાનિ'

'થોડા દિવસ પહેલાં મોટાભાઈ સાંગલી ગયા હતા. ત્યાં કોઈ પડોશીને ઘેર લોટથી ભરેલા કેટલા ય થેલા પડેલા તેમણે જોયા. અછતના આવા વખતમાં આટલા બધા લોટના થેલા ક્યાંથી, એમ વિચારી એમણે પૂછપાછ કરી. ત્યારે તેમને એ થેલા લોટના ન હોઈ શંખજીરાના ભૂકાના છે એમ કહેવામાં આવ્યું! આનો શો ઉપયોગ એમ એમણે પૂછતાં મિત્રે કહ્યું, "આને ગોળમાં મેળવી ઝીણી ચાળણીથી ચાળીને ગુડિયા શક્કર (गुड-साखर) બનાવવામાં આવે છે. પછી એના નાનાંનાનાં ચોસલાં બનાવી એને શર્કરાવગુંઠિત કરવામાં આવે છે અને બાળકો માટેની મિઠાઈ તરીકે તે વેચાય છે!"

શંખજીરું એટલે એક ધોળો કોમળ પથ્થર. એનો લોટ કરીને એ મિઠાઈમાં મેળવવાનો ને પછી નાના બાળકોને તે આપવાનો! શું વેંત જેટલો આ પેટનો ખાડો પૂરવા માટે કોઈ પ્રમાણિક ધંધા જ રહ્યા નથી? કાર્યકર્તાઓએ આવા અઘોરી લોભીઓને ઉઘાડા પાડવા જોઈએ ને સરકારે એમને રસ્તેરસ્તે ફેરવવા જોઈએ. એ વગર એ દુષ્ટ લોકોની સાન ઠેકાણે નહિ આવે'—કુંદર દીવાન

(આ અંકના 'ટિકિટસંગ્રહ'ના લેખ સાથે આપેલી હંગેરીની ટિકિટો શ્રી અજિતકુમાર સંઘવીના સંગ્રહમાંની છે.)






કોઈ આકસ્મિક કારણે અંક મોડો ન થયો હોય તો 'કુમાર' દર માસની ૧૫મી તારીખે બહાર પડે છે; એટલે તે અરસામાં અંક ન મળે તો તરત તેની ફરિયાદ કરવી. અકસ્માતે ગુમ થએલા અંકોની ફરિયાદોને, અમારી પાસે નકલો હોય છે ત્યાં સુધી તો પહોંચી વળવાનો અમે પ્રયત્ન કરીએ છીએ, પરંતુ એવા ગુમ થએલા કોઈપણ અંકો ભરપાઇ કરી આપવાનું કશું બંધન અમારે માથે રહેતું નથી


કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી, મુદ્રક અને પ્રકાશકઃ બચુભાઈ પોપટભાઈ રાવત
મુદ્રણ-પ્રકાશનસ્થાન - કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪ રાયપુર, અમદાવાદ
વાર્ષિક લવાજમ રૂ. ૭॥; પરદેશમાં રૂ. ૯॥ અથવા શિ૦ ૧૫; છુટક નકલ-બાર આના




## મોટર-સાઇકલ કેમ ચાલે છે?

Ⓘ. એમાં મુખ્ય સિદ્ધાંત એ છે કે ટાંકીમાથી એક નળી દ્વારા પેટ્રોલ કાર્બ્યુરેટરમાં આવીને હવા સાથે ભળે છે. (એ કાર્બ્યુરેટરનું એક સ્વતંત્ર ચિત્ર નીચેની હારમાં આપ્યું છે.) ત્યાંથી પછી તે સિલિન્ડરમાં ખેંચાઇને ત્યાં વીજળિક તણખાથી સળગી મોટા અવાજ થઈ એક જોરદાર ધક્કા સાથે ફાટે છે. એ ધક્કાના જોરે એ સિલિન્ડરમાં રહેલો પિસ્ટન ઊંચોનીચો થઈને મોટર-સાઈકલને ફેરવતાં ચક્રોમાં ગતિ આણે છે. નીચેની હારમાંનાં શરૂનાં ચાર ચિત્રોમાં આ ક્રિયા સમજાવી છે: (૧) ગાડી ચાલુ કરતી વખતે જ્યારે પિસ્ટન ઉપર ધકેલાય છે ત્યારે કાર્બ્યુરેટરમાં હવામિશ્રિત પેટ્રોલની બાષ્પ તેની નીચેના ગાળામાં પ્રવેશે છે; (૨) પછી પિસ્ટન નીચો ઊતરતાં, તેના દબાણથી બાષ્પ 'ટ્રાન્સફર પોર્ટ'માં થઈને સિલિન્ડરમાં પિસ્ટન ઉપરના ગાળામાં પ્રવેશે છે; (૩) દરમિયાન પિસ્ટન ફરી ઉપર આવી જતાં તે દબાણ પામે છે; (૪) અને બરાબર એ જ પળે મૅગ્નેટો દ્વારા 'સ્પાર્કિંગ પ્લગ'માં તણખો ઉત્પન્ન થઈ તે બાષ્પને ચેતવે છે, એટલે તે મોટા અવાજ સાથે ફાટે છે. બાષ્પના આમ જોરથી ફાટવાથી પિસ્ટન પર અત્યંત દબાણ આવીને તે પાછો નીચે ધકેલાય છે. આથી તેની સાથે જોડાએલા 'અૅન્જિન શાફ્ટ'માં ગતિ આવે છે અને તે ફરવા લાગે છે. હવે એન્જિન શાફ્ટ'ની જોડે ચેઈન(સાંકળ)થી એક મોટું ચક્ર અ જોડાએલું છે; તે શાફ્ટની સાથોસાથ ફરવા માંડે છે. એટલે તેની સાથે એક બીજું નાનું ચક્ર બ જોડાએલું છે તે પણ ફરવા માંડે છે. અને આ નાના ચક્ર બ સાથે જોડાએલી ચેઇન ગાડીના પાછલા પૈડાના 'કૉગ વ્હીલ' સાથે જોડાએલી હોય છે એટલે કૉગ વ્હીલમાં પણ ગતિ આવે છે. અને આથી પૈડું ફરતાં ગાડી ચાલે છે. હવે તો એન્જિન શાફ્ટ ચાલુ થઇ ગયો હોય છે એટલે તે દ્વારા જ ચાલીને મૅગ્નેટો તેને વીજળિક પ્રવાહ પૂરો પાડે છે. બળી ગએલી બાષ્પ સિલિન્ડર સાથે જોડેલા 'એક્ઝૉસ્ટ પાઈપ' દ્વારા બહાર ફેંકાઇ જાય છે. કાર્બ્યુરેટરમાંથી સિલિંડરમાં જતી આ પેટ્રોલ-બાષ્પનું પ્રમાણ વધતુંઓછું કરવા માટે 'હૅંડલ-બાર'માં એક થ્રૉટલ-લીવર ગોઠવેલું હોય છે. વળી સાઈકલની ગતિમાં પણ વધારો ઘટાડો કરવા માટે એક ગીઅરની રચના કરવામાં આવી છે, જેનું સંચાલન પેટ્રોલની ટાંકી પાસે રહેલા ગીઅર-લીવર વડે થાય છે. એ ગીઅર-લીવરમાંથી નીકળતો એક તાર ગીઅર-બૉક્સમાંનાં જુદાજુદા કદનાં કૉગ-વ્હીલને ફેરવે છે. એ ગીઅર બૉક્સનું ચિત્ર નીચે જમણે ખૂણે આપ્યું છે. તેમાં બે ધરી ઉપર નાનાંમોટાં કૉગ-વ્હીલ હોય છે, જેને ગીઅર-લીવર ફેરવીને એકબીજા ઉપર સરકાવી શકાય છે. વળી હૅંડલ ઉપર એક 'ક્લચ-લીવર' હોય છે. તેનો સંબંધ પણ આ ગીઅર-બૉક્સ સાથે હોય છે. એ ક્લચ-લીવરમાંથી નીકળતો તાર ગીઅર-બૉક્સમાંના પેલા સતત ફરતા ચક્ર ગ સાથે જોડાએલો હોય છે. ક્લચ દ્વારા એ તાર ખેંચાતાં જ ચક્ર ક ગીઅર-બૉક્સની એક 'ડિસ્ક' (થાળી) સાથે ચોંટી જાય છે, એટલે એ થાળી ગીઅર-બૉક્સમાંની શાફ્ટ તથા વ્હીલને ફેરવે છે. 'ક્લચ-લીવર' છોડી દેતાં જ ચક્ર ક ડિસ્કથી છૂટું પડી જઈને તેમનો સંપર્ક છૂટી જાય છે.

જગતના મોહમાં જે પરની (પરમની) પ્રીતને અને અવર (અકળ)ના અદ્ભુત રંગને ઓળખવા નહોતા દેતા, એવા મોહ-માયા-મદના મેલને જેણે માંજી કાઢ્યા ને તેજની ઝળહળતી દુનિયાનું દર્શન કરાવ્યું એ તીવ્ર જ્ઞાન-અનુભવને ખાટી આંબલીની ઉપમા આપીને આ ભજનમાં અભિનવરીતે બિરદાવ્યો છે.

## ખાટી રે આંબલીથી

ખાટી રે આંબલીથી કાયા મંજાણી,
એને તેજને કિનારે એણે આણી રે હે…જી હે…જી.

પાંપણની પાંદડીના ઓરા તે અંતરાયે
પેલી બાજુનું કૈં ન જોયું,
નિજની સંગાથ જેનું મન ઘેલું મોહ્યું,
રે પરની પ્રીત્યું ના એણે જાણી રે હે…જી હે…જી

પંડને પંપાળવામાં મોંઘેરાં ચીર કેરા
રંગ રે નિહાળ્યા ઓઘરાળા,
એને અંજાળવાને ઓછી રે તેજમાળા
ઓછાં છે જાહ્નવીનાં પાણી રે હે…જી હે…જી.

ખાટી રે આંબલીને ભીને તે સંગ, ઝાંખી
કાયાનો કાટ લીધો માંજી,
તેજને અંજન એવું રૂપ દીધું આંજી,
રે ઝળહળ દુનિયા ઝીલાણી રે હે…જી હે…જી.

રાજેન્દ્ર શાહ

## ગઈ રે શિશિર શીત

તરુએ તરુએ જેના આગણુ અરુણધ્વજ ફરકી રહ્યા છે, મદીલા કંઠથી તરુણ કોકિલ જેનો જયકાર ગાય છે અને હવાના હૈયે જેનું સંગીત રેલી રહ્યું છે તે આ જીતની વસંતનું આનંદની છોળથી ઊભરાતું ગાન: ઉચિત રીતે યોજાએલો એનો નવમાત્રાનો નાચતો લય પણ એ છોળમાં તાલ પુરાવે છે.

ગઈ રે શિશિર શીત!
ગઈ રે શિશિર શીત, વસંતની વિલસી રહી જીત!
ગઈ રે શિશિર શીત!

ફરકે આગણુ ધ્વજ એના આ
તરુએ તરુએ અરુણ;
ગાય એનો જયકાર મદીલા
કંઠથી કોકિલ તરુણ!
હવાને હૈયે રેલતું પ્રીતે વસંતનું સંગીત! –ગઈ રે૦

વનઉપવનમાં કુસુમે કુસુમે
ભમરાના ગુંજાર;
જન રંગીલાં શેરીએ રેલે
રંગ ઉમંગ અપાર!
આજ આનંદની છોળમાં મળે મિતને ઉર અમીત!
ગઈ રે શિશિર શીત!

અનંતરામ–

## ખોબાનું જળ

પ્રેમે ખોબા જળ સરિતથી લેઇને ઘેર આવ્યો.
હૈયું મારું છલબલ હતું, પૂર્ણ ઉમંગઘેલો;
બુંદેબુંદે સલિલ ટપક્યું, તો ય ના ભાન; આવી
ગેહે જ્યારે નિરખું તવ તો અંજલિ સર્વ ખાલી!
આજે આવી પ્રણયરીતમાં જિંદગી મેં ય ગાળી.

રમણ જાની

## પ્રીતિનું દૂધ

ના કોઇએ રે દુગ્ધ મારું પ્રીતિ કેરું મેળવ્યું,
ના કોઇએ અમૃત સમું એને વિષે દધિ ભેળવ્યું;
કલ્પનાઓ રહી ગઈ એનું થશે નવનીત, ને,
આનંદતાં સૌ ગોપગોપી એનું ગાશે ગીત, રે.
–બગડી ગએલું એ હવે રે ઢોળી કેરી ચાટમાં ચાલ્યું જશે,
જ્યાં કમનસીબી ના અરે કુત્તા બધાં લબલબ કરીને ચાટશે.

પ્રિયકાન્ત મણિયાર

મોટી આશા આપતા બે નવા કવિઓનાં આ બે મુક્તકોમાં પ્રીતિને બે તદ્દન નવી જ ને ચોટદાર ઉપમાઓ આપીને હૃદયનું દર્દ વ્યક્ત કર્યું છે

ત્રણ કૂતરાં આવી પગથિયાં ચડની એ વ્યક્તિની આસપાસ કૂદવા માંડે છે. ઘડીભર આ વ્યવસાયી મહાશય 'કેટલાંક માબાપો પોતાનાં બાળકોને પણ ન લડાવે એવાં લાડ' એમને લડાવે છે. પછી ઘરમાં દાખલ થઈ, કપડાં ઉતારી, પોતાની વાટ જોઇ બેઠેલાં બાળકો અને પત્ની સાથે જમવા બેસે છે. ભોજન પત્યા પછી એ લોકો એને વીંટળાઈ વળે છે. એ બેપાંચ મિનિટ એમની જોડે સ્નેહભાવે વાતચિત કરે છે, અને પછી આવેલાં સામયિકો એકામ નજરે ફંફળાવવા માંડે છે. 'ટાઈમ્સ' પર તો એને ભારે પ્રેમ લાગે છે. ખૂબ સંકુચિત મનાતું એ વખતનું 'ટાઇમ્સ' એને બિલકુલ સંકુચિત લાગતું નથી.

આમ વર્તમાનપત્રો જોવામાં થોડો વખત ગયો હશે ત્યાં એની આઠનવ વર્ષની એક છોકરી છાતી પર હાથ દબાવતી 'મને દુઃખે થાય છે, મને દુઃખે થાય છે' એમ બોલતી રડવા માંડે છે. પહેલાં તો પિતા સચિંત થાય છે; પણ પછી, એ તો માત્ર તંતુગાંઠ છે એમ જોઈ કહે છે, 'એ અેં શું કરે છે ? જો. સાંભળ; એક હતો હજામ. એક વાર એક રાજા એના પર બહુ ખુશ થઈ ગયો. એણે હજામને કહ્યું, 'તું મારા મહેલ-પર આવજે; હું તને કંઇક આપીશ.' બીજે દિવસે હજામ રાજા પાસે ગયો. રાજાએ એને જાતજાતની વસ્તુઓ આપવા માંડી, પણ હજામે તે લીધી નહિ. એ કહે, તમે તો મને 'ઠૉક' આપવા કહ્યું'તું તે મને 'ઠૉક' આપો.' રાજાને થયું કે હજામભાઇને હું સોનાચાંદી આપું છું, વાડીવજીફા આપું છું, ગામગરાસ આપું છું, પણ એના લોભને થોભ નથી. આથી કાંઈક વધુ પડાવવા ભાઇસાહેબ આ ઢોંગ કરે છે. રાજાએ એક યુક્તિ કરી. તેણે એક ઝીંણુની આજુબાજુ પોતાની ચોટલી લપેટી, અને હજામને કહ્યું, 'પહેલાં મારા વાળ કાપ.' હજામે વાળ કાપવા મુકુટ ઉતાર્યો કે તરત જ ઝીંણુ ગબડી પડ્યું. હજામ બોલી ઊઠ્યો, 'આ ઠૉક પડ્યુ સે તમારા મૉથામૉથી!' રાજાએ તરત જ કહ્યું, 'તારે 'ઠૉક' જોઇતુ હતુ ને? એ ઠૉક પડ્યું છે તે લઇ લે.'....છોકરી તરફ જોઇને તે ઉમેરે છે: 'આવું જ ઠૉક 'કંઈક' રહ્યું છે.' બધાં બાળકો અને પેલી તંતુમંદ છોકરી હસી પડે છે.

પણ છોકરીનો છાતીનો મુંઝારો મટ્યો નહોતો. એને શાંતિ આપવા એ અડવાનાં પરાક્રમોની એકવાત છત્રાંથી ફરી સંભળાવે છે.

ભોજન પૂરું થવાને કલાક થઈ ગયો છે. એ મહાશય પોતાના લખવાના ઓરડામાં જાય છે અને ઓફિસ, મ્યુનિસિપલ તુમારો, પત્રવ્યવહાર ને મુકદ્દમાઓમાં ગૂંથાઈ જાય છે. વચ્ચે એમનાં પ્રેમાળ પત્ની 'હવે તો ઊઠો, ક્યાં સુધી બેસી રહેશો?' એમ કહી જાય છે, પણ વ્યર્થ! એક વાગ્યે એ 'દૂબળીપાતળી કાયા' ઊંઘવા ઊઠે છે.

સવારે સાત વાગે એ પથારીમાંથી ઊઠે છે, ને સવારાબંધ નિત્યકર્મ પતાવવા માંડે છે. ધીરેધીરે બહાર અસીલો અને જુદીજુદી સંસ્થાઓના ગુમાસ્તા કે કાર્યવાહકો ભરાવા માંડે છે. પ્રાતઃકર્મ પતાવી વકીલસાહેબ બહાર આવે છે ને 'સંસ્થાઓનો હક પહેલો છે' એમ ગણી સહુથી પહેલાં એમનાં કામ પતાવે છે. ને પછી એકાદ આગંતુકને—તેમની આપવીતી સાચી લાગતાં—બીજાઓ ન જાણે ને એને પોતાને સંકોચ ન થાય એવી રીતે મદદ માટે પૈસા આપે છે. આ પછી લાગવગ લગાડવા આવેલા કેટલાક મફતિયા ગૃહસ્થોનો વારો આવે છે. એમાંનો એક એમને કહે છે, '....ના ન્યાયાધીશ સમક્ષ મારો મુકદ્દમો ચાલે છે. આપને અને એમને સારો સબંધ છે. તો એમના ઉપર મને ચિઠ્ઠી ન લખી આપો?'

વકીલસાહેબ કહે છે, 'ન્યાયના કામમાં ચિઠ્ઠી લખવી એ ગુનો છે. મારાથી એવી ચિઠ્ઠી કેમ અપાય?'

થોડી વાર આગ્રહ કર્યા પછી આગંતુક કહે છે, 'આપ બે જ અક્ષર લખશો તો ચાલશે. માત્ર એટલું લખજો કે 'આ ચિઠ્ઠી લાવનાર મારા ઓળખીતા છે તો ઇન્સાફ કરવા મહેરબાની કરશો.'

વકીલ તરત જ પ્રત્યુત્તર વાળે છે, 'એનો અર્થ એ નહિ કે આપ

શરીર મન અને જ્ઞાનતંતુઓ ત્રણેને એકીસાથે સ્વસ્થ રાખતી

## યોગાસનોની વ્યાયામપદ્ધતિ

# ૧૨ · મયૂરાસન

દાસુભાઈ શુક્લ

**આ** આસન કર્યા પછી શરીરનો દેખાવ મોરના જેવો થાય છે, માટે તે મયૂરાસન કહેવાય છે.

આ આસન ખૂબ મુશ્કેલ છે. એમાં અધ્ધર થતાં કોઇ પણ બાજુએ ગબડી પડવાનો સંભવ છે. જોરથી પછડાટ થાય તો હાડકાં કે સ્નાયુને ઈજા પણ થઇ જાય છે. માટે ખૂબ ધીરજથી આ આસનમાં પ્રગતિ કરવી. બને તો કોઇ મિત્રને પાસે રાખવો. અને આપણે ગબડી ન પડીએ તે અથવા આપણું નાક જમીન સાથે ઘસાઈ ન જાય તે જોવાનું કામ તેને સોંપવું

પાથરણા પર બેસો. હવે બંને પગને ઢીંચણમાંથી વાળીને, તેની એડી પર ઉભડક બેસો. ત્યાર પછી બંને હાથના પંજા જમીન પર ગોઠવો, અને બંને કોણીને એકબીજાની પાસે રાખીને દૂંટીની આજુબાજુ ગોઠવો. પછી, એ કોણી ઉપર તોળાઈ રહે તે રીતે હાથના જોર પર આખા શરીરને ઊંચકો. એમ કરવા માટે પહેલાં તો પગને જમીન પર લાંબા કરો. પછી પગને જમીનથી ધીમે રહીને અધ્ધર કરો. પણ તે જ વખતે આગળનો ભાગ જમીન ઉપર ઢળી ન જાય એ ખાસ જુઓ. આ પ્રમાણે શરીરને જરા અધ્ધર કરવાની જ ક્રિયા થોડા દિવસ ધીરજથી કરો. એ ફાવી જાય, એટલે પછી આખા શરીરને જમીનને સમાંતર રાખો, અને માથું સહજ ઊંચું કરીને દાઢીને આગળ કાઢો. આ પ્રમાણે ફાવતાં આસન આવડી જશે.

શરીર ઊંચકતી વખતે શરૂઆતમાં શ્વાસને રોકવો. પછી જેમજેમ મહાવરો પડતો જશે તેમતેમ, આસન કરો ત્યારે પણ શ્વાસોચ્છ્વાસની ક્રિયા સામાન્યરીતે કરી શકાશે.

આ આસનથી ગોળો મટે છે. વળી, આનાથી પાચનશક્તિ ખૂબ વધે છે અને ભૂખ કકડીને લાગે છે. પણ અહીં એક અગત્યની તરફ હું ધ્યાન દોરું છું. આ આસનથી વિષ પણ પચી જાય, અથવા ગમે તેટલું ઘી ખાધું હોય તો યે પચી જાય છે એવી પ્રચલિત વાતો સાંભળીને, કોઈએ ખૂબ ખાઇને પછી આ આસનથી તેને પચાવવાનો પ્રયત્ન ન કરવો. એમ કરવાથી તો ઊલટું નુકસાન થવાનો સંભવ છે.



રમણભાઈ: ૧૮૮૦માં



૧૮૮૭માં તરુણ વયે



૧૮૯૫માં પુખ્ત ઉમરે

સાહેબ હમેશાં અન્યાય કરો છો, પણ આ મુકદ્દમામાં ઇન્સાફ કરજો"

ચિઠ્ઠી લખાવવા આવનાર છારિયું કરીને ચાલ્યો જાય છે.

વકીલ સાહેબ અસીલોને પતાવે છે ત્યાં બહારથી મ્યુનિસિપાલિટીનો એક મુકાદમ 'સાહેબ, ફલાણાએ મને મારી નાખ્યો રે!' કરતો આવી એમના પગમાં ઢળી પડે છે. વકીલ સાહેબ તરત જ પારખી જાય છે કે આ લબાડ માણસ માત્ર દયા ઉપજાવવા આ ખેલ કરે છે. એ તરત જ કહે છે, 'લાગો છો તો જીવતા!'

જમીને વકીલ સાહેબ દીવાનખાનામાં જાય છે. થોડી વારે તેમનો ગાડીવાળો આવી કહે છે, 'સાહેબ, આજે મારી ન્યાતમાં મૈયત થઈ છે એટલે મને જવાની રજા આપો.' વકીલ ક્ષણભર એની સામે જોઈ રહે છે. એમને યાદ આવે છે કે પખવાડિયે પખવાડિયે રવિવારે જ એની ન્યાતમાં મૈયત થાય છે. એ જવાબ આપે છે, 'મને લાગે છે કે આ તો તારી ન્યાતનો છેલ્લો જ માણસ હશે"

આજે વકીલમંડળની વાર્ષિક ઉજાણી છે. રવિવારે મોજ કરવાની વૃત્તિવાળા ઘોડાવાળાને એની ન્યાતના છેલ્લા માણસને સ્મશાને પહોંચાડવા જવા દીધો હોવાથી વકીલ સાહેબ ચાલતા જ ત્યાં જાય છે. નગરનો આવો નામીચો વકીલ ચાલતો જાય! એ પરોપકારી એટલો જ અભિમાનના,—પોતે કંઈક છે એવા—ઘમંડ વિનાનો છે. જુઓને, આ ભદ્રના કિલ્લા પાસે લોકોનું ટોળું જામ્યું છે. ત્યાં એ જાય છે, ભીડમાં ડોકિયું કરી ટોળાની વચ્ચે જુએ છે, ને અંદરનો તમાશો કે સાઠમારી કે પક્ષીની તકરાર—જે હોય તે—બહુ રસથી નિરખી રહે છે. ટોળું વિખરાય છે ત્યારે એ પણ પરિતૃપ્ત થઈ બાગ-ઉદ્યાન તરફ જાય છે. રસ્તામાં એક શરબતના રેંકડાવાળો દેખાય છે. એ એને ઊભો રાખે છે અને કોઈ જાતના સંકોચ વિના નિરાંતે ઊભા ઊભા શરબત પીએ છે. બાજુમાંથી એક વકીલ નીકળે છે. એને કહે છે, 'ઊભા રહો બાબુરાવ, શરબત પીતા જાઓ.' બાબુરાવ આ પ્રતિષ્ઠિત નગરજનની નિખાલસ સાદાઈ જોઈ મોંમાં આંગળાં ઘાલે છે. વકીલમંડળમાં ઉજાણી અંગે ખાવાની ઠીકઠીક સામગ્રી તૈયાર છે. હજી તો દોઢેક કલાક પર જરા વધારે ખવાઈ ગયું હોવાથી હીંગાષ્ટક ફાકી, પાચક ચૂર્ણ અને સોડાવૉટર—એ પચાવવામાં મદદ રૂપ થાય છે એવી માન્યતા હોવાથી—લેવાં પડયાં હતાં. શરબતના ઓડકાર પણ હજી શમ્યા નથી. પણ આવી સામગ્રી કાંઈ જતી કરાય? એટલે હાથ ઝડપથી કરવા માંડે છે. હાથ આ દિશામાં જાય છે, પેલાં કોળ પર પડે છે, વચ્ચે પીણાં પણ પેટમાં ઠલવાતાં જાય છે. કોઈક વાર સેવમમરાના દાણા કે ચાનાં ટીપાં કપડાં ઉપર પણ પડે છે. આજુબાજુના વકીલોને લાગે છે કે 'આમનું શક્તિશાળી મગજ હમેશની જેમ અનેક બાબતોના વિચારો એકસાથે કરતું હશે એટલે ખાવા તરફ, ખાધેલી વસ્તુઓનો સ્વાદ લેવા તરફ, ખાતી વખતે સુઘડતા જાળવવા તરફ ધ્યાન રહેતું લાગતું નથી.' પણ એમને ક્યાં ખબર



રમણભાઇ તથા વિદ્યાબહેન: લગ્ન સમયે ઇ. ૧૮૮૭માં

છે કે અનેક અવસ્થાનોમાં રોકાયેલું એ નાનકડું મગજ સાથેસાથે આવેલી દરેક વસ્તુનો આસ્વાદ પણ લેતું જાય છે.'

વકીલ-ગાડાની આ કળાગીરીમાં જૂના વકીલોની વાતો નીકળે છે, જૂના ન્યાયાધીશોની વાતો પણ નીકળે છે આપણા વકીલ પણ વાતમાં દાખલ થઈ જાય છે: 'એક વાર કિસ્સો ટ્રસ કે એક કોઈક ન્યાયાધીશે કોર્ટમાં કહેલું, 'સબ "દાર" બદમાશ હૈં—સિરસ્તેદાર, અરજદાર, ચોપદાર...' તરત જ એક જૂના વકીલે ઊભા થઈ ન્યાયાધીશને નમન કરી કહ્યું, 'સબ હૈ નામદાર.'

એક વકીલ ઊભા થઈ કહે છે, 'ઘણા વખતથી આપણે આપણા આ માનનીય સ.ચીને મોંએ એમની લાક્ષણિક લાંબી વાર્તા સાંભળી નથી. આજે તો તેઓ એવી એક વાત કહેશે જ એવી હું તમારા બધા વતી એમને વિનંતિ કરું છું.' અને આપણા વકીલ સાહેબ એવી જૂની ઢબની લાંબી વાર્તા એવી તો છટાથી કહી સંભળાવે છે કે બધા વકીલો વાર્તારસમાં તરબોળ થઈ જાય છે

હાસ્ય ને આનંદના વાતાવરણમાં વકીલો વિખરાય છે. બારરૂમની ઘડિયાળમાં પાંચના ટકોરા થાય છે.

આ છે આજથી એક પેઢી પરના અમદાવાદના સમાજજીવનને ગુજરાતના સાક્ષરજીવનની એક મહત્ત્વની વ્યક્તિના એક દિવસનો લાક્ષણિક કાર્યક્રમ. વ્યક્તિને ઓળખી? એ બીજું કોઈ નહિ પણ સ્વ. સર રમણભાઈ નીલકંઠ.

૧૮૬૮ની તેરમી માર્ચે અમદાવાદની ટ્રેનિંગ કૉલેજના જાણીતા હેડમાસ્તર રાવસાહેબ મહીપતરામ રૂપરામ નીલકંઠને ત્યાં તેમનો જન્મ થયો. ઉત્કટ દેશપ્રેમ, તેમાંથી જન્મેલી સુધારક વૃત્તિ, સ્ત્રી-સન્માનની ભાવના ને સિદ્ધાંત માટે લડી નાખવાનું ખમીર એમને પિતા તરફથી વારસામાં જ મળ્યાં હતાં.

બાળક રમણભાઈની સ્મરણશક્તિ ને અવલોકનશક્તિ ઘણી તીવ્ર



રમણભાઈ ઈ. ૧૯૧૨માં રાવબહાદુર થયા ત્યારે

હતી. નાનપણથી જ એમને દરેક વસ્તુ જાણવાને ખૂબ શોખ હતો. ચાર વર્ષની કુમળી વયે એમણે પ્રાથમિક અભ્યાસ શરૂ કર્યો ને ૧૮૮૩ના અંતમાં અમદાવાદ કેન્દ્રમાં પહેલા આવી મૅટ્રિકમાં પાસ થયા. ૧૮૮૪ની શરૂઆતમાં ગુજરાત કૉલેજમાં દાખલ થયા ને પ્રીવિયસ ક્લાસમાં તેઓ આખી યુનિવર્સિટીમાં પહેલા આવ્યા

એ જ વર્ષમાં રમણભાઈના વચલા ભાઈના લગ્ન લેવાવાં એટલે મહીપતરામે સાથેસાથે નાના પુત્ર રમણનાં લગ્ન પણ કરી નાખ્યાં. ડાક્તર સુમન્ત મહેતાની પિત્રાઈ બહેન—તેર વર્ષની હરકોર સાથેનું રમણભાઈનું એ લગ્ન ચાર વર્ષ ટક્યું ને એટલામાં ખૂબ સુખી નીવડ્યું. હરકોરના મરણ વખતે રમણભાઈએ લખેલી 'તું ગઈ' એ સુંદર ને મુગ્ધ કવિતા એમના એ સુખી જીવનનું મધુરું પ્રતિબિંબ છે

એ વખતના ઘણા વિદ્યાર્થીઓ આખા ઇલાકામાં પંકાયેલા [illegible] વર્થના શિષ્ય બનાવાના લોભે મુંબાઈની એલ્ફિન્સ્ટન કૉલેજમાં જોડાતા. પ્રીવિયસ થયા પછી રમણભાઈએ પણ એમ જ કર્યું.

મુંબાઈ આવ્યા પછી રમણભાઈનો અભ્યાસ અમદાવાદ જેટલો ઝળકતો ન રહ્યો; પણ બદલામાં એમને અમદાવાદ કરતાં મોટી ને નવી દુનિયા જોવા મળી; વિશાળ વાચન સાંપડ્યું. એમની દેશસેવાની ભાવનાને નક્કરતા, દૃષ્ટિ ને દિશાસૂચન મળ્યાં. કૉલેજમાં તેમને મણિશંકર રત્નજી ભટ્ટ-કવિ કાન્ત—સાથે મૈત્રી બંધાઈ.

૧૮૮૭માં તેઓ બી. એ. થયા. એ જ વર્ષે દલપતરામ કરતાં જુદી જ જાતનાં કાવ્યોવાળી નરસિંહરાવની 'કુસુમમાળા' બહાર પડી, અને રમણભાઈએ કૉલેજના ગુજરાતી મંડળ સમક્ષ એક ભાષણ આપી તેમાં એનાં ખૂબ વખાણ કર્યાં. અને એ જ સાલમાં અમદાવાદના પ્રાર્થના સમાજે પોતાના મતના અનુયાયી રમણભાઈને પોતાની મુખપત્રિકા—'જ્ઞાનસુધા' પાક્ષિક—નું સંપાદન સોંપ્યું

મહીપતરામને પ્રાર્થના સમાજના સંસ્થાપક, ને તે વખતના અમદાવાદના આગેવાન સુધારક ભોળાનાથ સાથે સારો સંબંધ હતો. ભોળાનાથ લગ્નસંબંધથી આ મૈત્રી ગાઢ કરવા ઇચ્છતા હતા. પણ મહીપતરામના ત્રણે પુત્રો પરણેલા હોવાથી તેમ કરી શક્યા નહોતા. રમણભાઈ વિધુર થતાં ભોળાનાથનાં સંતાનો જસુમતી, કૃષ્ણરાવ અને નરસિંહરાવે ૧૮૮૭માં પોતાની ભાણેજ વિદ્યાગૌરીનું વેવિશાળ તેમની સાથે કરી ભોળાનાથની એ ઇચ્છા પૂર્ણ કરી.

૧૮૮૯માં રમણભાઈનું બીજું લગ્ન થયું. ને એ જ સાલમાં એમની પહેલી કૃતિ—નાનકડી અને બહુ મહત્ત્વ વિનાની—'વિવાહવિધિ' બહાર પડી. આમાં તેમણે પાછળથી ઘૂસેલા ક્રિયાકાંડો વિનાની સાચી વૈદિક લગ્નવિધિ દર્શાવી છે.

રમણભાઈની ઇચ્છા એમ. એ. થઈ કોઈ કૉલેજમાં અધ્યાપક થવાની હતી. પણ ડાક્તરે અભ્યાસ કરવાની ના પાડતાં તેમને એ મહત્ત્વાકાંક્ષાને તિલાંજલિ આપવી પડી. શિક્ષણ આપવાની કુદરતી શક્તિ હોવા છતાં તેમને એ ઉમદા વ્યવસાયથી વંચિત રહેવું પડ્યું અને લગ્નની જ સાલમાં રમણભાઈને મહીપતરામના મિત્રોએ શોધી કાઢેલી અમદાવાદ જિલ્લા અદાલતના ક્લાર્ક ઑવ ધ કૉર્ટની નોકરી લેવી પડી. નોકરી પસંદ કરવાનું પોતાની મુનસફી પર છોડાયું હોત તો કદાચ રમણભાઈ આ નોકરી ન સ્વીકારત.

૧૮૯૧માં મહીપતરામનું અવસાન થતાં એમની અનેક જાહેર પ્રવૃત્તિઓ એમના શિષ્યતુલ્ય લાલશંકર ઉમિયાશંકરના હાથમાં આવી. ને લાલશંકરે ધીરેધીરે રમણભાઈને પણ જાહેરજીવનની દીક્ષા આપવા માંડી. આ જ સાલમાં સરકારે રમણભાઈને બઢતી આપી સિરસ્તેદાર કર્યા. એ પદે તેઓ બહુ સફળ થયા. તેમનાં પત્ની



સર રમણભાઈનું કુટુંબ - ઈ. ૧૯૧૯માં - પાછળ ઊભેલાં: ડાબી બાજુથી—શ્રી સૌદામિની બહેન મહેતા; સ્વ. સર રમણભાઈ; શ્રી કંદર્પકુમાર નીલકંઠ; શ્રી વિનોદિની બહેન નીલકંઠ; આગળ—બેઠેલાં: શ્રી તરંગિણી બહેન નીલકંઠ, લેડી વિદ્યા બહેન, શ્રી જ્યોત્સના બહેન મહેતા; શ્રી સુમંત નીલકંઠ, શ્રી સરોજિની બહેન મહેતા

વિદ્યાબહેન પણ આ જ વર્ષમાં મૅટ્રિકની પરીક્ષામાં ઉત્તીર્ણ થયાં.

૧૮૮૨માં રમણભાઈની પહેલી સંતતિ વિનોદિનીનો જન્મ થયો, જે થોડા સમયમાં ગુજરી ગઈ.* એ જ સાલમાં તે એલએલ. બી. થયા, ને '૯૩માં એક મહિના માટે સબજજ નિમાયા. પણ ૧૮૯૭માં તેમણે નોકરી છોડી વકીલાત કરવા માંડી. પિતાના મિત્રોની સહાનુભૂતિને લીધે પહેલેથી જ વકીલાત સારી ચાલવા માંડી, ને વર્ષો જતાં તેઓ અમદાવાદના ચાર અગ્રગણ્ય વકીલો—ગોવિંદરાવ પાટીલ, હરિલાલ દેસાઈભાઈ દેસાઈ, શિવાભાઈ મોતીભાઈ પટેલ અને વલ્લભભાઈ ઝવેરભાઈ પટેલ—ની પંક્તિમાં ગણાવા લાગ્યા.

૧૮૯૭માં રમણભાઈ મ્યુનિસિપલ ચૂંટણીમાં ઊભા રહ્યા. એમની સામે દી. બ. અંબાલાલ સાકરલાલ દેસાઈ અને બૅરિસ્ટર જીવનલાલ વરજરાય દેસાઈ જેવા પ્રબળ પ્રતિપક્ષીઓ હતા, છતાં લાલશંકર અને બીજા મિત્રોની મદદથી તેઓ તેમાં ચૂંટાઈ આવ્યા. એ દિવસથી એમનો જાહેરસેવાનો જીવનયજ્ઞ શરૂ થયો, ને તે લગભગ જીવનના અંત સુધી અવિરતપણે ચાલ્યો. મ્યુનિસિપાલિટીની અને અમદાવાદની બીજી અનેક જાહેર સંસ્થાઓની સેવા કરવામાં એમણે સમય અને શક્તિનો કલ્પનાતીત ભોગ આપ્યો. એ કાર્યં પાછળ એમણે ખર્ચેલી શક્તિનો ક્યાસ કાઢનાં સરદાર વલ્લભભાઈ પટેલે કહ્યું હતું કે અમદાવાદ મ્યુનિસિપાલિટીએ રમણભાઈનો જાન લીધો છે.

રમણભાઈની સેવા પામેલી બીજી એવી સંસ્થાઓ તે અમદાવાદ પ્રાર્થના સમાજ અને ગુજરાત વર્નાક્યુલર સોસાયટી—આજની ગુજરાત વિદ્યાસભા. રમણભાઈ ન હોત તો અમદાવાદ પ્રાર્થના સમાજ હજુ વહેલો ટીંગરાઈ જાત; ને. સ્વ૦ હીરાલાલ પારેખે કહેલું તેમ તેમના ચારિત્ર્યધાવણ વિના સોસાયટીનો વહીવટ આજના જેટલો શુદ્ધ અને નિરામય ન હોત. રમણભાઈના નિકટના પરિચયમાં આવેલા એકેએક સાહિત્યકાર, મિત્રો ને સ્નેહીઓ માને છે કે ગજા ઉપરાંતની ને સ્વાર્થ કે સારાસારના વિવેક વિનાની આ જનસેવાથી રમણભાઈ દૂર રહ્યા હોત તો તેઓ સાહિત્યની અનેકગણી સેવા કરી શક્યા હોત.

૧૮૯૨થી માસિક સ્વરૂપ પામેલા 'જ્ઞાનસુધા'માં 'ભદ્રંભદ્ર' હપ્તે હપ્તે છપાવા માંડ્યું. ને ૧૯૦૦માં તે પુસ્તકાકારે પ્રસિદ્ધ થયું. એમાં કરવામાં આવેલા સમગ્ર હિંદુ સમાજ, તથા મણિલાલ નભુભાઈ જેવા પ્રખર વિદ્વાન અને લોકપ્રિય તંત્રી તથા જનસેવક ઉપરના કટાક્ષો અને આક્ષેપોને લીધે જનતામાં લગભગ હાહાકાર મચી ગયો. એમના એ પ્રયત્નને દાબી દેવા ને ઉતારી પાડવા 'બ્રાહ્મણચંદ્ર ભદ્રંભદ્ર યાને આંધળાનો ગોળીબાર' એ નામનું એક સાહિત્ય દૃષ્ટિએ ઊતરતું ને કંઈક ગલીચ પુસ્તક બહાર પડ્યું જેમાં રમણભાઈ, એમના કુટુંબીઓ, સ્ત્રીવર્ગ તથા સુધારકો ઉપર વિવિધ પ્રહારો કર્યા હતા. પોતાની જ કૃતિની આ ફલશ્રુતિ રમણભાઈને મૂંગે મોંએ સહી જવી પડી.

રમણભાઈનાં પત્ની શ્રી વિદ્યાબહેને આનંદશંકર ધ્રુવના એક ટાણા પરથી ૧૮૯૪માં કૉલેજનો અભ્યાસ આરંભેલો, જે ૧૯૦૧માં પૂરો થયો. વિદ્યાબહેનને એ સાલમાં મળેલી (અનુ૦ પૃ૦ ૧૦૪મે)

* આજના હયાત વિનોદિનીબહેન તો—એમનું છઠ્ઠું સંતાન.

દેવ તે મૅટ્રિકમાં આવ્યો તો યે હજી ફૂટી નહોતી. ત્યારે કદિક ભૂલમાં જ કોઈ વાર શિક્ષક કશુંક પૂછી નાંખે, તો જાણે ઊંઘમાંથી જાગ્યો હોય એવી રીતે રણધીર ઊભો થઈને પૂછતો, 'Beg your pardon, Sir!......'અને એ જ પ્રશ્ન શિક્ષકને ફરી વાર પૂછવો પડતો!

' જે કરતાં પોતાને બીક લાગતી, એ બધું રણધીર ખૂબ સહજ-પણે કરી શકતો, એથી અરુણને એને માટે એક વિચિત્ર પ્રકારનું ઔત્સુક્ય જન્મ્યું હતું. એની સાથે ઓળખાણ કરવાની અને પોતે એના 'દોસ્ત' બનવાની અરુણને તીવ્ર ઈચ્છા થતી હતી. આગળના બાંકડે બરાબર વિદ્યાર્થિનીઓની જ પાછળ બેસતો અરુણ, ને છેક પાછળના ખૂણામાં ઉધાડે બેસતો રણધીર, એ બે વચ્ચે 'દોસ્તી'! પણ ખરેખર એક દિવસે એવો યોગ આવ્યો. વાત આમ બની:

રણધીર જો સહેજ પણ બીતો હોય તો એ શાહ માસ્તરથી! પહેલે જ દિવસે થઈ ગએલી અથડામણને કારણે શાહ માસ્તરને એના પર એક પ્રકારની ચીડ તો કેળવાઇ જ ગઈ હતી. અને એથી એ કોણ જાણે રણધીરને તતડાવવાનું કારણ શોધતા ન હોય એવું લાગતું! એક વાર એ વર્ગમાં 'કેમ સાહેબ?' એમ કહીને રણધીરને બૂમ મારે, કે રણધીર પોતાના ગમે તે દિવાસ્વપ્નમાં ગુમ ન થયો હોય તોપણ એકદમ સફાળો જાગી જતો. ને પછી શાહ સાહેબ એને પૂછતા: 'હં, બોલો ત્યારે ગુરુદેવ, એકદમ લાલચોળ તપાવેલા લોખંડ પર વરાળ છોડવામાં આવે તો શું થાય?'

શું થાય?—અરે જ, શું થવાનું હતું? કશો જ ઉત્તર ન સૂઝતા રણધીરના મગજમાં પ્રશ્નોની રમઝટ બોલી જતી. એક પ્રકારનું તાંડવ એના મગજમાં ખેલાતું. કેટલો ભયંકર પ્રશ્ન હતો! 'તપાવેલા લોખંડ પર વરાળ છોડવામાં આવે તો શું થાય?'...તપાવેલી તવી પર ભાખરી શેકાય...પણ જો લોખંડનું જ કાંઈ થવાનું હોય તો એના પર વરાળ છોડવાથી તે શું થાય? એના પર પાંચ દસ હથોડાના ઘા જો કદી માર્યા હોય તો યે કશીક તો અસર થાય! રણધીરના મગજ પર હથોડાના ઘા પડતા હોય એમ એનું મગજ શૂન્ય થઇ જતું. એ એવો ને એવો અનુત્તર ઊભો રહેતો. બીજાવાઓ શાહ સાહેબ જોરથી રણધીરની જગ્યા એ ધસી જતા, ને પછી આંકળી-ઓના અપાટા કે ધોલોના ધમાકાના અવાજ આવતા. ચૂંટિયા પણ ખણાતા; અને કાન પણ આમળાતા.

આમ તો રણધીર ખૂબ જ સહનશીલ છે. હિંમતવાળો યે ખરો. પણ એનાથી આ શાહ સાહેબનો માર સહન નથી થતો. બીજા બધા વિદ્યાર્થીઓ પોતાનાથી કેટલા બધા નાના, પોતે એમના થી ઉંમરમાં કેટલો બધો મોટો, અને તો યે એ બધાંના દેખતાં વર્ગમાં માર ખાય, એનું રણધીરને બહુ જ અપમાન લાગતું. એ નીચું જોઈ રહેતો; શાહ સાહેબ એને નાના છોકરાઓની અને ખાસ તો પેલી 'શિષ્ટ' છોકરીઓની સામે મારે નહિ એટલા પૂરતી એને એમની બીક લાગતી. એનું માથું પછી, આખા પીરિયડ દરમિયાન નીચું રહેતું. પણ પીરિયડ પૂરો થતાં જ એટલી વર્ગની બહાર નીકળતો. અને શાળાના સાઇકલ સ્ટૅન્ડ પાસેના ખૂણામાં આરામથી, બેફિ-કરાઇથી ઊભો રહીને સિગરેટ ફૂંકતો!

ઇન્સ્પેક્શન આવવાનો વખત થવા આવ્યો હતો. અને શાહ સાહેબે તો હજુ એકે પ્રયોગ નોટબુકમાં ઉતરાવ્યો નહોતો. એમણે એકાએક ફરમાન છોડ્યું, 'કાલ ને કાલ, સરસ આકૃતિઓ પાડીને જો વિજ્ઞાનના પીરિયડમાં બધી નોટબુકો ન મળી, તો......'

બીજે દિવસે પોતાની ધૂનમાં જ સિગરેટના ધુમાડા કાઢતો અને પૅન્ટનાં બંને ખિસ્સાંમાં અદાથી હાથ નાખીને રણધીર વર્ગમાં દાખલ થયો. અને એને ભાન આવ્યું! વર્ગમાં ચાર પ્રયોગ થયા હતા, એ ચારે 'જો આજ ને આજ નોટબુકમાં ન ઉતાર્યા તો......' શાહ સાહેબનો એ અવાજ એના કાનમાં ગુંજી ઊઠયો અને પોતે તો અત્યાર સુધી ધરાર એ વાત ભૂલી જ ગયો હતો! નોટ પણ બજાર-માંથી લાવવાની હતી હજી તો!

જો પ્રયોગો લખેલી નોટબુક પોતે ટેબલ પર ન મૂકી શક્યો તો હાથ પર આંકણીઓ પડવાની, એ વાતમાં શંકા લાવવાનું કારણ જ નહોતું: નાનાનાના છોકરાઓ અને પેલી આગળના બાંકડાવાળી છોકરીઓની સામે જ! રણધીરને એ આંકણીની કલ્પના સતાવવા લાગી. જાણે શાહ માસ્તર હાથમાં આંકણી રમાડતા રમાડતા એની પાસે આવતા હતા: 'કેમ સાહેબ! અભ્યાસ થતો નથી. નહિ તમા-રાથી? શી રીતે થાય? ઉંમર થઈને!...' એવાં કડવાં વેણ ઉચ્ચા-રતા અને રણધીરના કાનમાં જાણે સીસાનો ઉકાળેલો રસ રેડતા એ ધસ્યા આવતા હતા......

લગભગ દોડતા જ જઇને રણધીરે નોટબુક વેચાતી આણી. શાહ સાહેબનો ત્રીજો પીરિયડ શરૂ થતા સુધીમાં કોઇની યે નોટબુકમાંથી એણે પ્રયોગો ઉતારી જ લેવા રહ્યા. ગમે તેમ ચાર લીટીઓ તાણીને 'સરસ' આકૃતિઓ કાઢવી જ રહી! એણે આખા વર્ગમાં નજર દોડાવી. આગળના બાંકડા પર બેઠેલો અરુણ એની આ બધી ધાંધલ સમભાવથી નિહાળતો હતો. 'અરુણ, પ્લીઝ' તારી નોટ આપને!' આગળના બાંકડા પાસે જઇને એણે નોટ માગી. અરુણે મૂંગામૂંગા દફતરમાંથી નોટબુક કાઢીને રણધીરના હાથમાં મૂકી દીધી.

રણધીરે જીવનમાં કદી યે આટલી તીવ્ર મનેચ્છાથી અભ્યાસ નહિ કર્યો હોય! પહેલા બે પીરિયડ બીજા શિક્ષકના હતા, ત્યારે રણધીર નોટબુકમાંથી પ્રયોગો ઉતારતો હતો. એણે ઝટપટ ચારે પ્રયોગો ઉતારી લીધા. બેચાર આડી ઊભી લીટીઓ દોરીને 'સરસ' આકૃતિઓ પણ પાડી લીધી. નોટબુક તૈયાર થઈ ગઈ! અને ત્રીજા પીરિયડનો બેલ વાગતા પહેલાં જ નોટબુક રણધીરની ટેબલ પર આવીને પડી!

'વાહ સાહેબ' કાંઈ અમારી વિનતિ મન પર લીધી ને શું? અ-ભ્યાસ કરવાનું શરૂ કર્યું લાગે છે! ઊપડી ગયાં અમારાં!' એમ કહેતાં શાહ સાહેબે નોટબુકમાં શેરો કર્યો. સહીસલામત પસાર! રણધીરે અરુણ સામે જોયું; અરુણે રણધીર સામે. બંને મનમાં હસ્યા. રણ-ધીરની આંખમાં કૃતજ્ઞતા તરી આવી, અરુણની આંખોમાં સંતોષ:

અને રણધીર ને અરુણને ગાઢ ઓળખાણ થઇ ગઈ. બે દોસ્તો બની ગયા,—જાની દોસ્તો! રણધીરથી કદી ન ઉકેલાતું 'રાઈડર' કેટલું સહેલું છે એ અરુણ સમજાવતો, ને પરીક્ષાને માટે પોતે આણી મૂકેલી ઢગલો ગાઇડો રણધીર અરુણને આપતો. સાઈકલ પર 'ડબલ સવારી' કરીને રણધીર અરુણને એને ઘેર પહોંચાડતો, અને અરુણ એને પોતાની સાથે આગ્રહ કરીને જમવા બેસાડતો ... આમ એ બે વચ્ચે દોસ્તી વધતી જ ચાલી.

અરુણના પિતાની નજરે આ વાત ચડી. એક દિવસ એમણે એને પૂછ્યું, 'અરુણ, આ તારો દોસ્ત કોણ છે?'

'કોની રણધીરની વાત કરો છો?'

'આમ તો, એ ગમે તે હોય! પણ આપણાથી બહુ મોટી ઉંમરના છોકરાઓ સાથેની ભાઇબંધી મને પસંદ નથી. અને એમે તેવા છોકરાઓને ભેગા કરવા, અને પછી અભ્યાસમાં દબડાવવું, એ આપણી પારો નહિ ચાલે. મૅટ્રિક છે આ સાલ. સારા માર્ક આવવાં જ જોઈએ!' એમણે અરુણને આટલું જ કહ્યું, અને આની શી અસર થવાની છે, એ એમને ખબર જ હતી. (અનુસંધાન પૃ. ૧૦૩ મે)

# યૂથ હોસ્ટેલ્સ

[યુવક-નિવાસ]

ખભે ખડિયો નાખીને પર્યટનો કરવાને ઉત્સુક એવા કુમારો, યુવકો તથા મોટેરાં સુદ્ધાંને

**ગ્રામપ્રદેશનો પરિચય ને સૃષ્ટિસૌંદર્યનો સંપર્ક આપતી લગભગ જગતવ્યાપી બનેલી એક સંસ્થાનો આલેખ: જેનાં પ્રદેશ પાથરીને પડેલાં નિવાસગૃહોમાં નમને મામૂલી દરથી**

માયાભર્યો આવકાર ને મીઠી મહેમાની મળે
મુક્ત મેહફિલનો આનંદ ને જ્ઞાનવાર્તાનો સંસ્કારસંપર્ક મળે
અને રહેવા-જમવાની સ્વચ્છ સોઇ તથા હૂંફાળું બિછાનું મળે
શરત માત્ર બે : શરીરશ્રમ અને સહકાર

Y
HA

યૂથ હોસ્ટેલ્સ એસોસીએશનના નામાક્ષરોવાળું એ સંસ્થાનું પ્રતીક

લેખક
નગીન પારેખ

જ્યારે ઇંગ્લંડ જવા મેં મુંબાઇનો કિનારો છોડયો ત્યારે 'યૂથ હોસ્ટેલ્સ'નું નામ મને અજાણ્યું નહોતું. એક અંગ્રેજી સામાયિકમાં એ સંસ્થાનું કાર્યક્ષેત્ર દર્શાવતો લેખ મારા જોવામાં આવ્યો હતો અને ત્યારનો જ એ પ્રત્યે હું આકર્ષાયો હતો.

એટલે ઑક્સફર્ડમાં જોડાઇને તરત યૂથ હોસ્ટેલ્સને લગતી માહિતી : . રી, તો જણાયું કે ઘણાખરા મારા સહવિદ્યાર્થીઓ એ સંસ્થાના સભ્ય હતા. આથી મને ઘણો આનંદ થયો. સભ્યપદ માટે મારે 'યૂથ ''સ્ટેલ્સ'ની નૅશનલ ઑફિસને (વેલિન ગાર્ડન સિટી, હર્ટફર્ડશાયરને ... મે) અરજી કરવાની હતી. એ સંસ્થાની ઑક્સફર્ડની શાખામાંથી અરજીપત્રં મેળવ્યું, અને એની સાથે વાર્ષિક ફીના દસ શિલિંગ તથા બીજી સામગ્રી (ઇન્ટરનૅશનલ હૅંડબુક, નૅશનલ હૅંડબુક, ઇંગ્લંડ અને વેલ્સમાંની સઘળી યૂથ હોસ્ટેલ્સ દર્શાવતો નકશો, સંસ્થાનો ધાતુનો બિલ્લો વગેરે) માટે બીજા થોડા શિલિંગ રવાના કર્યા. અઠવાડિયાની અંદર જવાબ મળ્યો કે નવા સભ્ય તરીકે મને સત્કારવામાં આવે છે અને સાથે સભ્યકાર્ડ તથા હૅંડબુકો વગેરે હતું. રાષ્ટ્રીય હૅંડબુકમાં દેશમાંની સઘળી યૂથ હોસ્ટેલ્સ વિષે વિગતવાર માહિતી હોય છે, જ્યારે ઇન્ટરનૅશનલ હૅંડબુકમાં દરેક દેશમાંની યૂથ હોસ્ટેલ્સની સંખ્યા, ત્યાં રહેવા-જમવાની ફી ત્યાંનાં જોવા-ફરવા લાયક સ્થળો વગેરે વિવિધ માહિતી હોય છે.

આને અંગે હું જેની હવે આતુરતાપૂર્વક વાટ જોતો હતો એ ક્રિસ્ટમસની ત્રણ દિવસની રજા આવી, અને મારો એક અંગ્રેજ મિત્ર તથા હું એક સવારે ૩૭ માઇલ દૂર આવેલા, શેક્સપિયરના જન્મસ્થાન સ્ટ્રૅટફર્ડ-ઑન-ઍવન જવા સાઇકલ પર રવાના થયા. મારા સાથી 'યૂથ હોસ્ટેલ્સ'ના એક જૂના ઉત્સાહી સભ્ય હતા. જુદે જુદે સમયે લગભગ ૩૦,૦૦૦ માઈલનો સાઇકલ પર પ્રવાસ કરીને દેશના ખૂણે-ખૂણાનો તેમણે પરિચય મેળવ્યો હતો. પ્રવાસના ઉત્સાહમાં અમને શિયાળાની ઠંડી, સૂસવતો પવન અને ધૂંધળો દિવસ બહુ ન નડયાં અને આજુબાજુનો પ્રદેશ નિહાળતા ચાર કલાકે નિયત સ્થળે પહોંચી ગયા. સૌપ્રથમ એક નાના રેસ્ટોરાંમાં જઈ ભૂખને શાંત કરી. યૂથ હોસ્ટેલ સાંજના પાંચથી સવારના દસ સુધી જ પ્રવાસીઓ માટે ઊઘડતી હોવાથી અમારી પાસે હજી સારીપેઠે સમય હતો; એટલે એ દરમ્યાન શેક્સપિયરનો જે ઘરમાં જન્મ થયો હતો તે જોઇ આવ્યા. ત્યાં તેના જીવન સાથે વણાએલી વસ્તુઓનો સારો સંગ્રહ છે. ત્યાર બાદ ઍવન નદીને કાંઠે બંધાવેલું શેક્સપિયર થીએટર, નજીકના બગીચામાં ઊભી કરેલી વિચારમગ્ન શેક્સપિયરની પ્રતિમા તથા એની ચારે બાજુ એ મહાન સર્જકનાં ચાર ચિરંજીવ સર્જન હૅમ્લેટ, ફૉલ્સ્ટાફ, લેડી મૅકબેથ અને હેન્રી પાંચમાની મૂર્તિઓ વગેરે જોયું.

યૂથ હોસ્ટેલ ગામથી બે માઈલ દૂર હતી. અમે ત્યાં પહોંચ્યા ત્યારે બહાર કેટલી યે સાઈકલો ઊભી થએલી જોઈ. અંદર દાખલ થઇને ત્યાંના વૉર્ડનને ખબર આપ્યા. એ ત્યાંની વ્યવસ્થા જાળવનાર કાયમી પગારદાર ઉપરી હોય છે. એ વખતે થોડાક બીજા સભ્યો તેમના આગળના પ્રવાસ માટે વૉર્ડનને માહિતી પૂછી રહ્યા હતા. જે વિનયપૂર્વક એના તરફથી સભ્યોને જવાબ મળતા હતા એની મારા મન પર ઊંડી છાપ પડી. અમારો વારો આવતાં વૉર્ડને અમને સત્કારનાં મૈત્રણુ વચનો કહ્યાં અને નોંધપત્રકમાં જોઇતી વિગત અમારી પાસે લખાવી લઈ અમારાં સભ્યકાર્ડ અનામત તરીકે રાખી લીધાં. વળી અમને જણાવવામાં આવ્યું કે 'તમે ભોજનગૃહમાં ટેબલ પર છરી કાંટા વગેરે મૂકવામાં મહેરબાની કરીને મદદ કરજો.' અમારા બગલથેલા પોતપોતાનાં બિછાનાં પર મૂકી અમે ભોજનગૃહમાં જઇ પહોંચ્યા ત્યારે અન્ય સભ્યો પોતાને સોંપાએલાં કામ આનંદથી વાતો કરતાં કરતાં બજાવી રહ્યાં હતાં. સમય થતાં રસોડામાંથી વૉર્ડનનાં પત્નીનો હુકમ છૂટયો અને સૌ વાળુ કરવા ટેબલખુરશી પર ગોઠવાયાં. શિયાળો હોવાથી પ્રવાસીઓ બહુ નહોતા; નહિ તો વસંતઋતુ અને ઉનાળાની રજા દરમ્યાન તો, અહીં ૧૫૦ બિછાનાંની સગવડ હોવા છતાં, આગળથી રીઝર્વેશન કરાવવાની જરૂર પડે એટલી ભીડ થાય છે.

જમતી વખતે મારી બાજુમાં એક નૉર્વેજિયન વિદ્યાર્થી હતા. તેઓ ત્યાંથી ૧૫ માઇલ દૂર આવેલા ઑક્સફર્ડની મગ્દલિન કૉલેજમાંથી અમારી જેમ સાઇકલ પર આવ્યા હતા. તેમણે જણાવ્યું કે પોતે અભ્યાસની સાથેસાથે અંગ્રેજ પ્રજાના સામાજિક જીવનનો ખ્યાલ મેળવવા ખૂબ આતુર છે. મારી બીજી બાજુ પર રેડિંગ યુનિવર્સિટીની એક વિદ્યાર્થિની હતી અને તે હિંદી નૃત્યો તથા સંગીત વિષે જાણવામાં રસ ધરાવતી હતી. મારી સામે એક અંગ્રેજ યુગલ બેઠું હતું. તેઓ ત્રણ માઈલ દૂર એક ગામથી હોડીમાં ઍવન નદી પર થઇને આવ્યાં હતાં અને માર્ગમાં માછલીઓ પકડવાની કેવી મજા પડી એનું રસપૂર્વક વર્ણન કરી સૌને વિનોદ પૂરો પાડી રહ્યાં હતાં. એ

સમયે બહારથી જો કોઈ માણસ આવે તો સૌને આટલા બધા હળી-મળીને વાતો કરતાં જોઈ તે અચૂક ધારે કે ઘણા લાંબા સમયથી આ સૌ એકબીજાને ઓળખતાં હોવાં જોઇએ.

ભોજન પતાવીને સૌ કૉમન રૂમમાં જઇ પહોંચ્યાં. કૉમન રૂમ એ દરેક હોસ્ટેલનું સૌથી પ્રવૃત્તિમય ધામ. ત્યાં ચર્ચાઓ થાય, આનંદ-મનોરંજનના કાર્યક્રમો યોજાય, વાચનપ્રવૃત્તિ ચાલે અને રમતો રમાય. થોડીવારે રેડિંગ યુનિવર્સિટીની ટુકડીએ લોકનૃત્યો શરૂ કર્યાં. દેશના જુદાજુદા ભાગનાં લોકનૃત્યોનો તેમને સારો પરિચય હોય એમ લાગ્યું. ધીરેધીરે બીજા પ્રવાસીઓ પણ નૃત્યમાં જોડાયા ને પેલા નૉર્વેજિયન વિદ્યાર્થીએ પ્રવાસ દરમ્યાન સાથે રાખેલ પોતાની ગીટાર પર મધુર સંગીતની બૅકગ્રાઉન્ડ (ભૂમિકા) શરૂ કરી. એક ખૂણામાં રમાતી શેતરંજના ખેલાડીઓએ પણ હવે તો રમત પડતી મૂકી અને સૌ સાથે આનંદ-પ્રવાહમાં ઝંપલાવ્યું. વૉર્ડન અને તેમનાં પત્ની પણ આવી જોડાયાં, અને લગભગ બેએક કલાક સુધી સૌએ મુક્ત મને આનંદ લૂટ્યાં. પછી દસ વાગતા થાક્યાપાક્યા સૌ નિદ્રા દેવીને ખોળે પોઢી ગયા.

બીજે દિવસે સવારનો નાસ્તો પતાવી, સૌ મિત્રોને સલામ કહી. વૉર્ડનની વિદાય લેતી વખતે સાંજનું વાળુ, બિછાનું, સૂવાનો કોથળો [સ્વચ્છતા જાળવવા માટે અહીં પથારી પર સૂતી વખતે ઓઢવાનો, પગથી માથા સુધીનો ધોવાએલો સ્વચ્છ કોથળો દરેકને મળે છે], તથા સવારનો નાસ્તો,–એ બધાંનો ખર્ચ ચૂકવ્યો અને સભ્યકાર્ડ પાછું મેળવ્યું. દરેક યૂથ હોસ્ટેલમાં વધુમા વધુ એકીસાથે ત્રણ રાત રહેવાની છૂટ છે. એથી વધુ માટે વૉર્ડનની ખાસ પરવાનગી જોઇએ.

આ નાનકડા પ્રવાસનાં મીઠાં સંભારણા સાથે અમે બંને મિત્રો ત્યાંથી નીકળ્યા ત્યારે સદ્ભાગ્યે દિવસ ખૂબ સુંદર હતો. વાદળી



'અહીંથી કયે રસ્તે જઈશું?' પર્યટન પર નીકળેલા બે કુમારો એક નિશેદા આગળ આવીને નકશો જોઇ માર્ગ નક્કી કરે છે. (British Councilના સૌજન્યથી)

એક લાક્ષણિક યૂથ હોસ્ટેલ: ઈંગ્લૅન્ડના વિલ્ટશાયર પરગણામાં અપર ઈંગલશામ, હાઇવર્થ, સ્વિન્ડન ખાતે આવેલી 'બ્રિટલ હોમ' નામની ઈંગલશામ યૂથ હોસ્ટેલ. જેના ઉપર YHA (યૂથ હોસ્ટેલ એસોસીએશનના પ્રથમાક્ષરો)નું પાટિયું છે. – – (શ્રી F. H. Ogdenના સૌજન્યથી)





ડાબા તરફ: યૂથ હૉસ્ટેલમાં સવારના ચા પાણી, જમણી તરફ: શ્રમમહેનતનો આનંદ: યૂથ હૉસ્ટેલના બિછાનાના ધાબળા ખંખેરીને સાફ કરી રહેલાં બાળવાં પ્રવાસીઓ. આવો શ્રમભર્યો સહકાર, એ યૂથ હૉસ્ટેલના અતિથિઓની પહેલી ફરજ મનાય છે. (બંને ફોટોગ્રાફો: Illustratedના સૌજન્યથી)
નીચે: 'આખો અવતાર મારે ભમવા ડુંગરિયા'...નૉર્થ વેલ્સમાં ટ્રાઈફૅન ડુંગરની ઉત્તર ધારે બે 'અલેખડિયા' ધારીઓ. (શ્રી R. M. Flavillના સૌજન્યથી) આ ફોટોગ્રાફ વિનામૂલ્યે છાપવાની અનુમતિ આપતા શ્રી ફ્લેવિલ લખે છે કે 'આવી સંસ્થા તમારે ત્યાં ચાલુ કરવાના પ્રયત્નમાં હું તમને સફળતા ઇચ્છવાની આ તક લઉં છું, કેમકે આ પ્રવૃત્તિથી મને તો મારા કુમાર જીવનમાં ખૂબ સુખાનંદ મળ્યાં છે, ને યુવાન વયે પ્રણય અને લગ્ન પણ તેમાંથી જ સાંપડ્યાં. લગ્ન પછી અમારા ઘરનું નામ પણ અમે એક યૂથ હૉસ્ટેલના નામ પરથી પાડ્યું છે.')

આગરા અને હવામાં તરતાં વાદળાંઓ ભારતભોમની યાદ આપતાં હતાં હસતાં રવિકિરણો ને શીતળ પવનઅતરને પ્રફુલ્લિત કરતાં હતા.

આ 'યૂથ હૉસ્ટેલ્સ મંડળ' (Youth Hostels Association)નો જન્મ રિચર્ડ શેરમાન કરીને એક જર્મન શિક્ષકને આભારી છે. ગરીબ-



ભર્યા શહેરોની અંધારી કોટડીઓમાં અનેક બાળકો જે જીવન ગુજારી રહ્યાં હતાં એ જોઈ તેને અનુકંપા ઉપજી. તેણે લખ્યું: 'શહેરોનાં બાળકો અને કુમારો તો પથ્થરોનાં એવાં કેદખાનાંમાં રહે છે, જ્યાં શુદ્ધ હવા અને ઉજાસ ભાગ્યે જ પ્રવેશી શકે. આપણે ગ્રામપ્રદેશના જીવનદાયક વાતાવરણને, એનાં જંગલો, ખેતરો અને વાડીઓને, એનાં સરોવરો, નદીઓ અને વિશાળ સાગરોને, અને વાદળાંઓ સાથે બાથ ભીડતા એના ગગનચુંબી પર્વતોને તો શહેરોમાં ન લાવી શકીએ...પણ એ રંગભીના નિસર્ગના પ્રવાસે તો જરૂર જઈ શકીએ.'

આવા ઉદાત્ત હેતુથી પ્રેરાઈને શેરમાને પોતાના અન્ય શિક્ષક-મિત્રોની મદદથી ઉનાળાની રજાઓ દરમ્યાન ગામગામડાંઓની નિશાળોના વર્ગોમાં બાળકો માટે રાત ગાળવા પૂરતી સોઈ કરી અને દિવસના ભાગમાં તેઓની જુદીજુદી ટુકડીઓ આજુબાજુના પ્રદેશોના પ્રવાસે લઈ જવાનું શરૂ કર્યું. પણ આમાં અનેકવિધ અગવડો પડતી, એટલે તેણે ઉપર વર્ણવ્યું તેવું પ્રથમ આરામ-ગૃહ ઈ. ૧૯૧૦માં જર્મનીના એક જૂના કિલ્લામાં યોજ્યું; એ પ્રથમ 'યૂથ હૉસ્ટેલ.'

દરેક માણસમાં,–ખાસ કરીને સામાન્ય આવકવાળાં કુટુંબોનાં કુમારો અને યુવકોમાં,–આવા પ્રવાસની ઝંખના તો બહુ હોય છે, પણ તે દરમ્યાન રાત્રિ-વિસામાની મોટી મુશ્કેલી હોય છે. એ ખોટ તદ્દન સસ્તામાં પૂરી પાડીને, ગ્રામપ્રદેશ માટે આકર્ષણ અને પ્રેમ જમાડવાં એ આ સંસ્થાનો મુખ્ય હેતુ છે. અને તે એટલી લોકપ્રિય થઈ છે કે ત્યાર પછી બે વિશ્વયુદ્ધની ક્રૂર ઘટનાઓ વીતી ગઈ છતાં તેની સામે આજે એ જીવતી રહી છે, એટલું જ નહિ, પણ અનેક દેશોએ આજ સુધીમાં એને એક જનકલ્યાણની સંસ્થા તરીકે સ્વીકારીને તેને રાષ્ટ્રીય દરજ્જે સ્થાપત કરી છે. અત્યારે ઑસ્ટ્રેલિયા, ઑસ્ટ્રિયા, બેલ્જિયમ, કૅનેડા, ડેનમાર્ક, ઇંગ્લૅંડ અને વેલ્સ, ફિન્લૅંડ, ફ્રાંસ, જર્મની, હૉલૅંડ, આયર, ઉત્તર આયર્લૅન્ડ, ઈટલી, લક્ઝમબર્ગ, ન્યૂ ઝીલૅંડ,

ઉત્તર આફ્રિકા, નૉર્વે, સાર (જર્મનીનો સ્વતંત્ર પ્રાંત, જે ફ્રાંસ સાથે આર્થિક રીતે સંકળાએલો છે), સ્કૉટલેંડ, સ્વીડન, સ્વિટ્ઝર્લૅંડ અને યુનાઇટેડ સ્ટેટ્સમાં આ સંસ્થા હસ્તી ધરાવે છે, અને એ દેશોમાં મળીને કુલ ૨૫૦૦ જેટલી હૉસ્ટેલો પથરાએલી પડી છે. વધુમાં દરેક દેશનું 'યૂથ હૉસ્ટેલ્સ મંડળ' 'આંતર રાષ્ટ્રીય યૂથ હૉસ્ટેલ્સ મંડળ' (International Youth Hostels Federation)માં જોડાએલું હોવાથી એક દેશની સંસ્થાનો સભ્ય બીજા દેશોની હૉસ્ટેલોનો લાભ લેવા અધિકારી ઠરે છે. ઇંગ્લંડમાં 'યૂથ હૉસ્ટેલ્સ મંડળ' ખૂબ જ લોકપ્રિય બન્યું છે અને એક રાષ્ટ્રીય સંસ્થા તરીકે તે સ્થપાઈ ચૂક્યું છે. ઇંગ્લંડના 'નૅશનલ ટ્રસ્ટ' તરફથી આ સંસ્થાને અનેક ઐતિહાસિક મકાનો હૉસ્ટેલો તરીકે ઉપયોગમાં લેવા મળ્યા છે અને 'કાર્નેગી ટ્રસ્ટ' જેવા જાહેર ફંડ તથા 'સરકારી ગ્રાંટ' પણ સારી નાણાંકીય મદદ આપી રહ્યાં છે. ત્યાંની સરકાર આ પ્રવૃત્તિને કેટલું મહત્ત્વ આપે છે એનો ખ્યાલ તો દરેક નવી 'યૂથ હૉસ્ટેલ'ના બાંધકામનું ખર્ચ એના શિક્ષણખાતાએ ઉપાડવાનું સ્વીકાર્યું છે એ પરથી મળી રહે છે.

પણ આ સઘળી મદદ છતાં એ સંસ્થા એના સભ્યોના સહકાર વિના અત્યાર સુધી નભી શકી હોત કે કેમ એ શંકા જેવું છે. હાલ હમણાં જ લંડનના એક અખબારમાં જાહેર ખબર છપાઈ હતી, જેમાં એ શહેરના 'યૂથ હૉસ્ટેલ્સ' સમિતિએ સંસ્થાની નવી ખરીદેલી વિશાળ જગ્યામાંથી ઝાડીઝાંખરાં દૂર કરવા સભ્યોની મદદ માગી હતી. સાચે જ આ હૉસ્ટેલો સસ્તી પડે છે અને સામાન્ય હોટેલો કરતાં જુદી તરી આવે છે એનું ખરું કારણ તો એની સ્વચ્છતા અને સંભાળનો ભાર સભ્યો જ ઉપાડી લે છે, એ છે. ઓરડાઓ વાળવા-ઝૂડવાથી માંડીને વાસણ સાફ કરવા સુધીનું દરેક કામકાજ હૉસ્ટેલમાં હાજર હોય એ સભ્યો જ વહેંચી લે છે; એટલું જ નહિ, પણ તેઓ જે જે યૂથ હૉસ્ટેલોમાં જાય એનો બગીચો શણગારવામાં, છાપરાનાં નળિયાં બરાબર બેસાડી આપવામાં કે કિચુડકિચુડ બોલતા દરવાજાનાં મિજાગરાંમાં તેલ પૂરી આપવા સુધીના કામમાં વણમાગી મદદ કરે છે. અરે! અમુક હૉસ્ટેલો તો સભ્યોએ જ રજાના દિવસો દરમ્યાન બાંધી આપી છે.

યૂથ હૉસ્ટેલનો લાભ લેનાર માટે એક ખાસ શરત એ છે કે 'You must arrive under your own steam' એટલે કે તમારો પ્રવાસ શરીરશ્રમથી—પગપાળા, સાઇકલ પર કે હાથહલેસાં મારીને હોડીમાં કરેલો હોવો જોઇએ. મોટર કે મોટરસાઇકલમાં પ્રવાસ કરનાર યૂથ હૉસ્ટેલ્સનો લાભ મેળવવા હકદાર નથી ગણાતો.

આ હૉસ્ટેલોની અંદરનું વાતાવરણ પણ સદાય મધુંમધું હોય છે. પ્રાંતપ્રાંતના અને ક્યારેક દેશદેશનાં સભ્યોનો ત્યાં મેળો જામે છે, ને ઉલ્લાસભર્યાં વદને નાનુંમોટું કામ કરતાં કરતાં તેઓ અવનવી વાતો કરે છે. સૌ કોઈ પોતાના પ્રવાસ—અનુભવો કહી રહ્યા હોય છે અને સાથોસાથ બીજાના નવીન અનુભવો જાણવા એટલા જ ઇંતેજાર હોય છે. વળી એ સહકારભર્યાં વાતાવરણમાં નવી મૈત્રી સહેજે બંધાઇ શકે છે, અને ઘણી વાર તો એ જીવનભર ટકી રહે છે. ઇંગ્લંડની એકાદ યૂથ હૉસ્ટેલમાં તમે જઈ પહોંચો તો કદાચ ફ્રાન્સ, નૉર્વે, જર્મની કે અન્ય યુરોપીય દેશોના કોઇક વિદ્યાર્થીને તેણે થોડાં અઠવાડિયાં ઇંગ્લંડમાં ગાળ્યા એ દરમ્યાન શું શું જોયું એનું બુદ્ધિપૂર્વક, પોતાની આજુબાજુ વીંટળાઇ વળેલા યુવકોના એક ટોળા આગળ વર્ણન કરતો સાંભળશો. કદાચ તમે, વર્ષોથી સેક્રેટરીના વ્યવસાયમાં પડેલી એક આધેડ વયની બાઇને મળશો જે તમને કહેશે કે પોતાની દરેક નાનીમોટી રજા તે યૂથ હૉસ્ટેલોમાં જ ગાળે છે, અને હમેશા એકલવાયી પ્રવાસ કરવા છતાં દરેક સ્થળે તેને નવા મિત્રો મળી રહે છે. કદાચ તમે એકાદ દસ વર્ષના પુત્રને લઇને નીકળેલાં મા-બાપના સુખી કુટુંબજીવનની અદેખાઇ કરશો, કારણ આનંદ ઉભરાતા મુખે તેઓ જણાવશે કે તે સૌ હમેશા સાઇકલ પર ચાળીસ માઇલનો પ્રવાસ ખેડે છે અને ગ્રામપ્રદેશના એકેક ઇંચમાંથી અનેરો આનંદ લૂંટે છે.

વળી દર બે મહિને આ સંસ્થા તરફથી 'Rucksack' નામનું એક સામયિક, યૂથ હૉસ્ટેલો પ્રવાસ અનુભવો તથા ગ્રામપ્રદેશ અને ગ્રામજીવન પર માહિતી દર્શાવતા લેખો સાથે બહાર પાડવામાં આવે છે. ઉપરાંત દર મહિને Y. H. A. Bulletin નામનું પત્ર પ્રસિદ્ધ થાય છે, જેમાં હૉસ્ટેલો તથા પરદેશોમાંના હૉસ્ટેલિંગ વિષેની નોંધો આવે છે. આ બંનેનું વાર્ષિક લવાજમ ત્રણ શિલિંગ છે.

આ રીતે, સામાન્ય આવકવાળી પ્રજા માટે સારો ય દેશ અને ખાસ કરીને 'યૂથ હૉસ્ટેલ્સ મંડળ' અનેક દેશોમાં કિંમતી સેવા બજાવી રહ્યું છે. તાજેતરમાં આપણા દેશમાં પણ આ સંસ્થાની 'ભારતીય યૂથ હૉસ્ટેલ્સ મંડળ' (Indian Youth Hostels Association)ના નામથી મ્હૈસુર યુનિવર્સિટીમાં હોમચલાઉ સ્થાપના થઈ છે, એ (૯૭ વરસમાં પહેલી ચૂકી જેવું હોવા છતાં) ઘણા આનંદની વાત છે. બીજા દેશોમાં પ્રવાસ શોખીનોની લાડકવાયી થઈ ચૂકેલી આ સંસ્થા આ દેશમાં જેમ બને એમ જલદી શુભ શરૂઆત કરે અને ફૂલેફાલે એ અતિ આવશ્યક છે. કારણ આપણો તરછોડાએલો ગ્રામપ્રદેશ આપણી આતુરતાપૂર્વક વાટ જુએ છે અને આપણા ભુલાએલા વનવગડા આપણને સાદ પાડે છે. આપણા જ એક કવિએ સર્જેલી લોકપ્રિય પંક્તિ,

'આવો અવતાર મારે ભમવા ડુંગરિયા જંગલની કુંજકુંજ જોવી ફેરી;
ઓળખવા ભૂલી એવી ભમની રે કંદરા અંતરની આંખડી હોવી જરી.'

આજે પુનર્પ્રાણ માગે છે.

આ અંકના મુખચિત્રના કલાકાર

શ્રી અનિલ રાયચૌધરી, સ્વ. શારદાચરણ ઉકિલે દિલ્હીમાં સ્થાપેલી 'ઉકિલ કલાશાળા'ના જ વિદ્યાર્થી. સ્વર્ગસ્થના હાથ નીચે સીધી તાલીમ પામેલા શ્રી રાયચૌધરીએ પોતાની કલાશક્તિ વડે સારી પ્રતિષ્ઠા મેળવી છે; અને પોતાની કૃતિઓથી તેટલા જ, 'ઑલ ઇંડિયા ફાઇન આર્ટ્સ ઍન્ડ ક્રૅફ્ટ્સ સોસાયટી'ના મંત્રી તરીકે એ સંસ્થાને તેની આજની સ્થિતિએ પહોંચાડવામાં બજાવેલી કામગીરીથી તે સર્વત્ર જાણીતા છે.

## આ અંકની કોથળી ઉપરનું આપનું સરનામું

બરાબર છે? જરા કાળજીપૂર્વક તપાસી જશો ને કાંઈ પણ ભૂલ હોય તો તરત જ અમારું ધ્યાન ખેંચશો, જેથી અમે તે સુધારી લઇએ. અરવઃ અમારો અનેક ભાષાનાં સરનામાંને લીધે ઘણા ગ્રાહકોના એકો ગેરવલ્લે જતા હોવાથી હવે દર વખતમાં જ અમે સરનામાં છપાય એવી ખાસ વ્યવસ્થા કરવાના છીએ. એટલે, તેમ કરતાં પહેલાં બધાં સરનામાં બરાબર ચકાસાઇ જવાની જરૂર છે, જેથી તે છપાઈ જતાં અગાઉ કાંઈ પણ ભૂલચૂક હોય તો સુધારી લેવાય. આપ આ વાંચીને તરત જ આપનું સરનામું ઝીણવટથી તપાસી જોશો અને કાંઈ પણ ભૂલ હોય તો તાબડતોબ અમને ખબર આપશો, જેથી તેમાં સુધારો કરી લેવાય. આશા છે કે આટલો સહકાર આપ આપશો.

# ફેફસાં

**શ્વસનક્રિયાનો બીજો ભાગ**

લેખક
ડૉ. શિવપ્રસાદ
ત્રિવેદી

**આ તમે નહિ જાણતા હો**

કે આપણા એક એક ફેફસામાં અઢી અઢી કરોડ શ્વાસનળીઓ આવેલી છે અને એ નળીઓને છેડે આવેલા વાતકોષોની સંખ્યા છે ચાર અબજ।

કે દર મિનિટે આપણે પંદરથી અઢાર વખત શ્વાસ લઈએ છીએ; અને એ દરેક શ્વાસ વખતે એક એક રતલ હવા આપણાં ફેફસાંમાં જાય છે એ હિસાબે દર મિનિટે સરેરાશ ૧૬ શેર, અને ચોવીસ કલાકમાં આપણે લગભગ ૫૭૬ મણ હવા આપણાં ફેફસાંમાં ભરીએ છીએ!

**અને આ પણ નહિ જાણતા હો કે**

ગૂંગળાવાથી મરી જવાય છે શાથી?

માણસ તરી શકે છે એનું રહસ્ય શું?

દોડતાં કે વ્યાયામ કરતાં હાંફ શાથી ચડે છે?

ક્ષય ફેફસાંનો જ વધુ પ્રમાણમાં થાય છે એનું શું કારણ?

**આપણાં ફેફસાંની આ બધી કામગીરી સુરેખ ચિત્રો સાથે આ લેખ સમજાવે છે**

શ્વાસનળી બે શ્વાસનલિકામાં ફંટાયા બાદ એ દરેક શ્વાસનલિકાની પાછી બીજી શાખાઓ ફંટાય છે. પછી એ શાખાઓની પ્રશાખાઓ, તેમાંથી લઘુ શાખાઓ, અને તેમાંથી સૂક્ષ્મ શાખાઓ ફેફસાંમાં સર્વત્ર ફેલાય છે. સૂક્ષ્મમાં સૂક્ષ્મ શ્વાસનલિકાની પહોળાઈ ફક્ત ૧/૫૦ ઈંચ છે! અનુમાનવામાં આવ્યું છે કે દરેક ફેફસામાં એવી કુલ અઢી અઢી કરોડ શ્વાસનલિકાઓ છે.

એ સૂક્ષ્માતિસૂક્ષ્મ શ્વાસનલિકાઓના છેડા છેવટે ઝાડના તાંતણાઓની જેમ ૧૦-૧૨ કોઠાઓમાં પરિણમે છે; તે વાતકોષ(air-sac) કહેવાય છે. એ વાતકોષો ટાંકણીની અણી કરતાં પણ નાના છે અને તેમની સંખ્યા પણ અચંબો પમાડે તેવી—ચાર અબજની છે! એ વાતકોષોની આકૃતિને ઉપમા આપવી હોય તો તે દ્રાક્ષનાં ઝૂમખાં જેવાં કહી શકાય. પણ એનો સ્પષ્ટ ખ્યાલ તો કૉલીફ્લાવર જોઈને આવે. 'ફ્લાવર'માં દડાના મૂળમાંથી કેટલી બધી દાંડીઓ ફૂટે છે! અને તે દરેક નાનીનાની બનતી જતી છેવટે અતિ સૂક્ષ્મ દાંડી બને છે. તેના ઉપર 'ફ્લાવર'નું નાનકડું ટોચકું હોય છે. ફેફસાંની રચના પણ આવી જ છે.

બીજી રીતે જોઈએ તો, મુખ્ય શ્વાસનળી અને તેમાંથી ફૂટતી શ્વાસનલિકાઓનું દૃશ્ય ઊંધા પડેલા વૃક્ષ જેવું છે. વાતકોષો એ વૃક્ષનાં પાંદડાં જેવાં છે. આ સરખામણી એક બીજી રીતે પણ સમુચિત છે. વૃક્ષો પોતાની શ્વાસોચ્છ્વાસની ક્રિયા જેમ પાંદડાં દ્વારા કરે છે, તેમ જ રીતે વાતકોષો પણ પ્રાણીઓનાં શરીરમાં પ્રાણવાયુ લે છે અને કાર્બન ડાયૉક્સાઈડ બહાર કાઢે છે.



મુખ્ય શ્વાસનળી અને તેમાંથી ફેફસાંમાં ફૂટતી શ્વાસનલિકાઓનું દૃશ્ય ઊંધા પડેલા ઝાડ જેવું લાગે છે.

આ ઉપરાંત શ્વાસનલિકાઓની અંદર પાતળી માંસપેશીઓ પણ આવેલી છે. તે તેનો વિસ્તાર-સંકોચ કરે છે. દમના દરદીને જ્યારે દમનો હુમલો થાય છે ત્યારે શ્વાસનલિકાઓની એ માંસપેશીઓ સંકોચાઈ જાય છે. આ અવરોધને લઈને શ્વાસ લેતાં દમના દરદીને ઘણી મુશ્કેલી પડે છે. જ્યારે મોઢાનાં વાજાં વગાડનારા સંગીતકારોમાં આથી ઊલટી દશા હોય છે. એમની શ્વાસનલિકાઓ પહોળી સ્થિતિમાં જ રહે છે. આનું પરિણામ એટલું બધું વ્યાપક બને છે કે એ સંગીતકારની છાતીનું માળખું પીપ જેવું બને છે.

આ ફેફસાંની ચોમેર પાતળાં બે પડનું એક આવરણ હોય છે, અને તે માણસની છાતીના પોલાણમાં લટકતાં રહ્યાં છે. આપણી છાતીનું એ પોલાણ તદ્દન શૂન્ય, હવા વગરનું—vacuum (નિર્વાત) છે. તેમાં ફેફસાં સંકોચ-વિસ્તાર પામે છે. છાતીના એ પોલાણમાં જો કાણું પાડવામાં આવે અને અંદર હવા દાખલ થાય તો તરત ફેફસાં સંકોચાઈ જાય અને મૂળ કદથી ત્રીજા ભાગનાં રહે. ફેફસાંના ક્ષય-વ્યાધિમાં ઉપચાર તરીકે ફેફસાંને આરામ આપવો જરૂરી ગણ્યો છે. અને તે માટે છાતીના પોલાણમાં સોય દ્વારા (Artificial Pneumothorax=A. P. T.) હવા પૂરવામાં આવે છે. અંદર પૂરેલી હવા શોષાઈ જાય કે તરત બીજી હવા અવારનવાર પૂરવી પડે છે. ફેફસાં ઉપરના બે-પડા આવરણમાં રોગોત્પાદક જીવાણુઓને લીધે જ્યારે સોજો આવે છે, ત્યારે દરદીને શ્વાસોચ્છ્વાસ લેતાં અત્યંત દરદ થાય છે. આ વ્યાધિનું નામ પ્લૂરસી.

શ્વાસનલિકાઓની સાથોસાથ, તેમની ચપોચપ આવેલી લોહી ભરેલી કેશવાહિનીઓ પણ છે. તેમની સંખ્યા પણ વાતકોષોના જેટલી જ, ચાર અબજ! વાતકોષોની દીવાલો પર આ કેશવાહિનીઓનાં ગૂંચળાં વીંટળાએલાં હોય છે. આ બંનેની નળીઓની દીવાલો અતિઘણી પાતળી છે,—એટલી બારીક કે એ જ દીવાલો દ્વારા વાયુઓનો વિનિમય સહેલાઈથી થઈ શકે છે.

એ તો આપણે જાણીએ છીએ કે હવા, એ જુદીજુદી જાતના વાયુઓનું મિશ્રણ છે. તેમાં ૭૮ ટકા નાઇટ્રોજન, ૨૦ ટકા પ્રાણવાયુ ઑક્સિજન, ને એક ટકો બીજા વાયુઓ (આર્ગન, હેલિયમ, નીઑન)માં ફક્ત $\frac{3}{100}$ ભાગ કાર્બન–ડાયૉક્સાઇડ છે. પ્રાણવાયુ રસાયણની દૃષ્ટિએ સક્રિય (active) છે. બીજા પદાર્થો પર તે જલદી અસર કરે છે. કોઈ પણ દ્રવ્યના અણુઓને તે છિન્નભિન્ન કરે છે; ને પછી એ છિન્નભિન્ન ટુકડાઓ સાથે પોતે જોડાય છે. આ ક્રિયાને ઑક્સિડેશન કહે છે. આના પરિણામે ગરમી ને તેજ પેદા થાય છે. દાખલા તરીકે લાકડામાં રહેલા કાર્બનના અણુઓમાં પ્રાણવાયુ જોડાય એટલે લાકડું સળગે છે.

આવી જ રીતે પ્રાણવાયુ આપણા દેહમાં પણ 'બળતણ'ની ક્રિયા કરે છે. આપણા દેહમાંના લાકડા તે દેહના કોષોમાં રહેલાં પોષણ દ્રવ્યોમાંનો કાર્બન. શ્વાસ દ્વારા પ્રાણવાયુ દેહમાં આવે છે, અને ઑક્સિડેશનની ક્રિયા શરૂ થાય છે. પ્રાણવાયુ પોષણ દ્રવ્યોમાંનો કાર્બન 'ખાય છે' અને તેને પરિણામે દહનક્રિયા થાય છે. આ દહનક્રિયાને લીધે ગરમી પેદા થાય છે અને આ ગરમીથી જ માનવ જીવન ટકે છે. શરીરની આ ગરમી ૯૮-૬ ફેરનહાઇટ ડિગ્રી છે. માણસના શરીરમાં ચાલતી આ 'દહનક્રિયા' ખૂબ ધીમી, સ્થિર, પણ અવિરત ને અવિશ્રાન્તપણે આખી જિંદગી ચાલ્યા જ કરે છે; અને જ્યારે તે બંધ પડે છે ત્યારે મરણ આવે છે. હવે સ્પષ્ટ સમજાશે કે આપણે જેને 'જીવન જ્યોત' કહીએ છીએ તે એ દહનક્રિયા જ છે. એ ક્રિયા બંધ પડે ત્યારે 'જીવન જ્યોત' બુઝાય છે.

પોષણ-દ્રવ્યોના કાર્બન સાથે પ્રાણવાયુના સંયોજનથી કાર્બન ડાયૉક્સાઇડ ઉત્પન્ન થાય છે. આ કાર્બન ડાયૉક્સાઇડ લોહીમાં વધી જાય તો તે શરીર માટે ઝેરી છે. આથી એ ઝેરી વાયુને શરીરની બહાર ધકેલી જવાનું




છાતીના પાંજરામાં ગોઠવાએલાં ફેફસાં અને હૃદયની સ્થિતિ દર્શાવતું આલેખન. સાથેના લેખમાં વર્ણવવામાં આવ્યું છે તેમ, દરેક ફેફસામાં પથરાએલી પડેલી અતિ કરોડ સૂક્ષ્મ શ્વાસનળીઓને છેડે દ્રાક્ષનાં ઝૂમખાં પેઠે જે વાયુકોષો આવેલા છે તેની રચના નીચે જમણી તરફના કુંડાળામાં ખૂબ મોટી કરેલી આકૃતિના રૂપમાં આલેખી બતાવી છે; અને ડાબી તરફના કુંડાળામાં, એવો એક વાયુકોષ વચ્ચેથી ચીર્યો હોય તો તેનું કાપેલું સૂક્ષ્મદર્શક યંત્રમાં જે રીતનું દેખાય તેનું આલેખન અતિશય મોટા કદમાં કરી બતાવ્યું છે,–જ્યાં શ્વાસોચ્છ્વાસની ક્રિયા વખતે, શ્વાસની હવા હૃદયની સૂક્ષ્મ કેશવાહિનીઓના સંપર્કમાં આવીને પ્રાણવાયુ અને કાર્બન ડાયૉક્સાઇડની આપ-લે કરે છે. લોહીમાંના લાલ કણો એ વિનિમય કેવી રીતે કરે છે તેનું વર્ણન લેખમાં આપ્યું છે.

કાર્ય લોહીમાં ફરતા રાતા કણો ઉપાડે છે. દહનક્રિયાથી 'તરસ્યા' બનેલા કોષો જેમ શુદ્ધ લોહીમાં તરતા રાતા કણોમાંથી પ્રાણવાયુ ઝડપી લે છે અને તાજા બને છે, તેમ બીજી બાજુ, લોહીમાં પેદા થએલા કાર્બન ડાયૉક્સાઇડને પણ એ કણો ઝડપી લે છે. એમ ઝેરી વાયુવાળું અશુદ્ધ બનેલું લોહી શિરાઓ દ્વારા પાછું ફરતું જમણા હૃદયમાં આવે છે, એ આપણે અગાઉ જોઈ ગયા છીએ. ત્યાંથી તેનો પ્રવાહ ફેફસાંની કેશવાહિનીઓ સુધી જાય છે.

શરીરની અંદર રાતા-કણોએ કરેલી વાયુઓની આ અદલા-બદલીનું હવે ફેફસાંમાં પુનરાવર્તન થાય છે. આપણે આગળ જોઈ ગયા કે શ્વાસનલિકાઓને અડકીને કેશવાહિનીઓ પથરાઈ છે. બંને વચ્ચે ફક્ત તેમની દીવાલોનો અતિ બારીક પડદો જ છે. કેશવાહિનીઓમાં કાર્બન ડાયૉક્સાઇડવાળું અશુદ્ધ લોહી વહેતું હોય છે, જ્યારે શ્વાસનલિકાઓના વાત-કોષો શ્વાસમાં લેવાએલા પ્રાણવાયુથી ભરપૂર હોય છે. અહીં વળી રાતા-કણો વાયુઓનો વિનિમય કરે છે. પણ તેમ કરવામાં પ્રાણવાયુ અને લોહી સીધા સંબંધમાં નથી આવતા, પણ તેમની વચ્ચેનો પાતળો પડદો એ કાર્ય કરે છે. રાતા-કણોમાં પ્રાણવાયુ ઝડપી લેવાનો અજબ ગુણ છે. એ કામ રાતા-કણોમાંનું રક્ત-લોહ (Hæmoglobin હીમોગ્લોબીન) ઉપાડે છે. રક્ત-લોહ શ્વાસનલિકાઓમાંથી પ્રાણવાયુ ઝડપી લે છે; અને બદલામાં કાર્બન ડાયૉક્સાઇડ તેને આપે છે. આ વિનિમય એક સેકન્ડ પર્યંત ચાલે છે

આ 'સેકન્ડ' જીવનના નિભાવ માટે અતિ મહત્ત્વની છે. આ રીતે કાર્બન ડાયૉક્સાઈડ રૂપી ઝેરથી વિમુક્ત બનેલું અશુદ્ધ લોહી શુદ્ધ બની જાય છે અને તે ફેફસાંમાં ભ્રમણ કરી ડાબા હૃદયમાં આવે છે, અને ત્યાંથી આખા શરીરમાં ફરી વળે છે.

રક્ત-લોહ સાથે પ્રાણવાયુનું જોડાણ રાસાયનિક સંયોગોથી થાય છે



પાંસળીઓનાં બનેલાં આપણી છાતીનાં પાટિયાં—માળખાંની અંદરનું પોલાણ નિર્વાત (વાયુવિનાનું વૅક્યુમવાળું) છે ને તેની વચ્ચોવચ ફેફસાં લટકેલાં છે. આપણે જ્યારે શ્વાસ લઈએ છીએ ત્યારે છાતીનું એ માળખું ત્રણ દિશામાં ફૂલે છે: સામેથી પાંસળીઓ આગળપાછળ થતી જણાય છે, પડખેથી પાંસળીઓની ગતિ ડોલના આંકડિયા જેવી થાય છે, ને નીચેનું ઉદરપટલ–ડાયાફ્રામ ઊંચુંનીચું થાય છે. આ ચિત્રમાં છાતીના માળખાની આકૃતિને પડખે ડોલનું ચિત્ર મૂકીને તેના આંકડિયા પેઠે છાતીનું માળખું કઈ રીતે ઊંચુંનીચું થાય છે તે સમજાવ્યું છે. શ્વાસ લેતાં થતી છાતીની ફૂલેલી સ્થિતિ કરકરિયાળી લીટી વડે બતાવી છે, અને શ્વાસ નીકળી જઈને બેઠેલી છાતી ચાટી લીટીથી,



અને હવે આ આકૃતિમાં, છાતીના ફૂલવા-બેસવાથી ફેફસાં કેવી રીતે ફૂલે તથા સંકોચાય છે તે એક પ્રયોગ વડે સમજાવ્યું છે. કાચની એક 'બેલ-જાર' (ઘટાકાર બરણી)ના નીચેના ખુલ્લા તળિયાને રબરશીટ વડે સજ્જડ બંધ કરી દીધું હોય, ને મથાળેથી, બતાવ્યા મુજબ રબરના બે ફુગ્ગા તેમાં દાખલ કર્યા હોય, તો નીચેનું રબરશીટ ખેંચવાથી બરણીમાંનું દબાણ ઓછું થઈને ફુગ્ગામાં હવા ભરાઈને તે ફૂલશે, અને રબરશીટ મૂકી દેવાથી હવા નીકળી જઈને ફુગ્ગા સંકોચાઈ જશે. ફેફસાં કંઈક આ રીતે કામ કરે છે.

છે. ફેફસાં જાણે કે રાતા-કણોને 'ધોઈ' નાખી તાજા બનાવવાના 'શુદ્ધિકુંડો' જેવાં છે. ફેફસાંના એ શુદ્ધિકુંડોમાં રાતા કણો દિવસભરમાં એક હજાર વાર શુદ્ધ થાય છે. રાતા-કણોને શુદ્ધ કરનાર પ્રાણવાયુ છે. આ વાયુ શ્વાસની ક્રિયા દરમિયાન ફેફસાંમાં આવે છે.

ફેફસાં કદમાં મોટાં હોવા છતાં વજનમાં માત્ર બે રતલ જ છે! ફેફસું અત્યંત સ્થિતિસ્થાપક પેશીઓનું બનેલું છે. તે નાનાનાના ભાગોમાં વહેંચાએલું છે. દરેક નાના ભાગમાં વાતકોષો, પોષણ આપનારી રુધિરનળીઓ અને જ્ઞાનતંતુઓ છે.

શ્વસોચ્છ્વાસની ક્રિયા એટલે છાતીનું ફૂલવું અને સંકોચાવું. છાતી ફૂલે એટલે છાતીની બખોલ પહોળી થાય છે. અને તેમ થતાં વાતકોષો મૂળ સ્થિતિ કરતાં ત્રણ ગણા પહોળા થાય છે. આમ થવાથી ફેફસાંમાં હવાનું દબાણ ઘટે છે. પરિણામે વાતાવરણના દબાણને લીધે હવા શ્વાસનળીમાં અને ફેફસાંમાં ધસે છે. ઉચ્છ્વાસ વખતે ઉદરપટલ ઢીલો થાય છે અને ઊંચો જાય છે. આથી છાતીનું પોલાણ ઘટે છે અને છાતીની દીવાલો ફેફસાં ઉપર દબાણ કરે છે. સ્ત્રીઓ છાતીની માંસપેશીઓના આધારે શ્વસોચ્છ્વાસની ક્રિયા કરે છે, *જ્યારે પુરુષો ઉદરપટલ અને પેટની માંસપેશીઓ દ્વારા.*

બાળક ગર્ભમાં હોય છે ત્યાં સુધી શ્વાસોચ્છ્વાસની ક્રિયા હોતી નથી, પણ જેવો પ્રસવ થાય કે તરત જ તે ઊંડો શ્વાસ લે છે અને રુદન દ્વારા ધીમેધીમે તે બહાર કાઢે છે. *જન્મતાં વેંત શરૂ થતી આ ક્રિયા જીવન પર્યંત સતત—અવિરત ચાલ્યા જ* કરે છે. દર મિનિટે ૧૫ થી ૧૮ વખત આપણે શ્વાસ લઈએ છીએ. જોકે આરામ, કસરત ને વ્યાધિમાં તેની વધઘટ થાય છે. આ અનુસાર નાડીના ધબકારા પણ વધે-ઘટે છે, કારણકે ફેફસાં અને હૃદય વચ્ચે ઘનિષ્ટ સંબંધ છે.

શ્વાસ લેતી વખતે એક શેર હવા ફેફસાંમાં જાય છે. આરામ લેતો માનવી એક મિનિટમાં ૧૬ શેર હવાના ઘૂંટડા ભરે છે. બેઠી સ્થિતિમાં તે બમણી ગણી હવા લે છે, ચાલતી વખતે એક મણ, અને દોડતી વખતે અઢી મણ હવા શ્વાસમાં ભરે છે. આમ, ચોવીસ કલાકમાં ફેફસાંમાં જતી-આવતી હવાનું વજન લગભગ ૫૦૬ મણ જેટલું હોય છે! શ્રમજીવીઓમાં તો આથી પણ વધારે. માણસની વિવિધ કામગીરી અનુસાર તેના દેહમાં પ્રાણવાયુનું દહન થાય છે. આ રીતે જીવન જ્યોત સદા જલતી રહે છે.

શ્વાસમાં આવતી હવામાં જે વીસેક ટકા પ્રાણવાયુ અને ૦૩ ટકા કાર્બન ડાયૉક્સાઈડ હોય છે, તેમાંનો પાંચ ટકા પ્રાણવાયુ દેહમાં દહનક્રિયામાં વપરાઈ જાય છે, એટલે ઉચ્છ્વાસમાં તેનું પ્રમાણ સોળેક ટકા હોય છે; જ્યારે કાર્બન ડાયૉક્સાઈડનું પ્રમાણ વધીને ચાર ટકા થાય છે. માનવી એક કલાકમાં ઉચ્છ્વાસ દ્વારા એકથી બે મણ કાર્બન ડાયૉક્સાઈડ બહાર કાઢે છે. એ ઝેરી વાયુ છે અને હવામાં તેનું પ્રમાણ સાત ટકા થાય ત્યારે માનવી શ્વાસ માટે વલખાં મારે છે; અને એનું પ્રમાણ ૧૪ ટકા થાય એટલે મૃત્યુ થાય છે.

મોં-નાક સખત દબાવવાથી માણસ ગૂંગળાઈ મરે છે એનું કારણ પણ કાર્બન ડાયૉક્સાઈડની ઝેરી અસર છે. મોં-નાક દબાવવાથી ફેફસાંમાં પ્રાણવાયુ જતો નથી. આથી રુધિરાભિસરણ મંદ પડી જાય છે ને અશુદ્ધ લોહી શરીરમાં ફરે છે. આની અસર મગજમાંનાં શ્વસનક્રિયા-કેન્દ્ર પર થતાં હૃદયની માંસપેશીઓ કાર્ય કરતી અટકે છે. પરિણામે દસ જ મિનિટમાં માનવીનું મૃત્યુ થાય છે.

કાર્બન ડાયૉક્સાઈડના જેવો બીજો ઝેરી વાયુ કાર્બન મૉનૉક્સાઈડ છે. પાણી ઊનું કરવાના બંબામાં કે ભઠ્ઠીમાં કોલસા પૂરા સળગ્યા ન હોય ને ઓરડી બંધ કરેલી હોય ત્યારે પૂરતાં પ્રાણવાયુના

અભાવે અધૂરા સળગેલા કોલસામાંથી કાર્બન મૉનૉક્સાઇડ વાયુ ઉત્પન્ન થાય છે. આવી ઓરડીમાં સ્નાન કે રસોઈ કરનાર વ્યક્તિના શ્વાસમાં કાર્બન મૉનૉક્સાઇડ જાય છે, તો તેના પરિણામે શરૂઆતમાં તે બેભાન થાય છે અને વધારે વખત વીતતાં મરણ પામે છે.

પણ પ્રાણીમાત્રના ઉચ્છ્વાસમાં ફેંકાએલા આ કાર્બન ડાયૉક્સાઇડને વનસ્પતિનાં વૃક્ષો સંઘરે છે. પાંદડાંમાં રહેલો ક્લૉરૉફીલ નામનો પદાર્થ સૂર્યના પ્રકાશની અસર નીચે કાર્બન ડાયૉક્સાઇડને 'તોડે' છે. તેમાં છૂટો પડેલો પ્રાણવાયુ હવામાં ભળી જાય છે ને કાર્બન વનસ્પતિના પાણી સાથે ભળીને સાકર કે સ્ટાર્ચમાં પરિણમે છે.

ઉચ્છ્વાસની હવામાં કાર્બન ડાયૉક્સાઇડ ઉપરાંત પાણીની વરાળ, એમોનિયા અને હાઈડ્રોજન વાયુઓ પણ હોય છે. અનુમાનવામાં આવ્યું છે કે ઉચ્છ્વાસ દ્વારા રોજ ૧૬ શેર પાણી શરીરમાંથી બહાર જાય છે! પાણી જવાથી શરીરની ગરમી થોડી ઓછી થાય છે. આથી ઉચ્છ્વાસની હવા સાધારણ ગરમ હોય છે. ફેફસાં આ રીતે શરીરની વધારાની ગરમી દૂર કરવાનું કાર્ય કરે છે. ઉનાળામાં શરીરની ગરમી ઘટાડવા કૂતરાં; જીભ બહાર કાઢી જોસભેર શ્વાસ લેતાં જોવામાં આવે છે. માનવીમાં આ કાર્ય પરસેવા દ્વારા થાય છે.

શરીરમાં ફેફસાં, આંતરડાં, નાક અને માથું હવા ભરેલાં હોવાથી હલકાં છે, જ્યારે હાથપગ વગેરે વજનદાર ભાગો છે. આમ, શરીરમાં હવા હોવાથી આપણે પાણીમાં તરી શકીએ છીએ. છતાં તરતી વખતે શરીરનાં વજનદાર ભાગો પાણીમાં ડૂબેલા રહે છે. નાક, આંખો અને મોંની ફાડ પાણી ઉપર રહે એવી રીતે માથું પાણીમાં ડૂબેલું રાખીને ચતો રહી તરનાર તારો ધીમો શ્વાસ લેતો રહી ફેફસાં હવાથી ભરેલાં રાખે છે, આથી તે ગડદાની જેમ ચિત રહી તર્યા કરે છે.

શ્વાસોચ્છ્વાસની આ ક્રિયા સ્વૈર (Automatic) છે. આપણા જ્ઞાન કે ઈચ્છા વગર આપોઆપ થયા જ કરે છે. આમ ના હોત તો બીચારા કામમાં ગુંથાએલા કે ભુલકણાં માનવી અને પ્રાણીઓ આ ક્રિયા કરવાનું જ ભૂલી જાત અને હવા વગર ગુંગળાઇ જાત! જોકે એ ક્રિયા હૃદયની જેમ સંપૂર્ણ સ્વૈર નથી. તેને આપણે આપણી મરજી મુજબ વધારેઓછી કરી શકીએ છીએ. આ શક્તિના પ્રતાપે અચ્છો તરનાર ડૂબકી મારી પાણીમાં પાંચ મિનિટ સુધી રહી શકે છે.

દોડતી કે કસરત કરતી વખતે આપણને હાંફ ચડે છે તેનું કારણ શું? એ વખતે માંસપેશીઓને વધારે કાર્ય કરવું પડે છે. એથી વધુ પ્રમાણમાં પ્રાણવાયુ વપરાય છે અને લોહીમાં કાર્બન ડાયૉક્સાઇડનું પ્રમાણ વધે છે. લોહીમાં વધી પડેલા ડાયૉક્સાઈડથી મગજમાં આવેલું શ્વસનક્રિયાકેન્દ્ર ઉત્તેજાઇને તે શ્વાસોચ્છ્વાસની ક્રિયાને વધુ વેગીલી બનવા ફરમાવે છે. પરિણામે ઝડપથી લોહીમાં વધારે પ્રાણવાયુ આવે છે અને કાર્બન ડાયૉક્સાઇડ બહાર ફેંકાય છે.

પૃથ્વીથી ઊંચે જતાં વાતાવરણ પાતળું બને છે ત્યાં પણ આ રીતે માણસ ગુંગળાય છે, કારણ કે ત્યાં પ્રાણવાયુનું પ્રમાણ ઓછું હોવાથી શરીરમાં ઑક્સાઇડેશનની ક્રિયા મંદ પડે છે. આના પરિણામે માનવીને શ્વાસ લેતાં મુશ્કેલી ઊભી થાય છે, ગુંગળામણ અનુભવાય છે અને તે બેભાન થાય છે. આ અસરોથી મુક્ત રહેવા પર્વત શિખરિણીઓ પ્રાણવાયુ પેદા કરતું યંત્ર પીઠ પાછળ બેરવી પર્વતારોહણ કરે છે ને તેની મદદથી ૨૫૦૦૦ ફૂટની ઊંચાઈ સુધી જાય છે. પર્વતવાસીઓને શ્વાસોચ્છ્વાસની ક્રિયામાં તકલીફ ના પડે તે માટે કુદરતે તેમના લોહીમાં રાતાકણો વધારે સંખ્યામાં આપ્યા છે. આથી લોહીમાં વધુ પ્રમાણમાં પ્રાણવાયુ રહે છે. પ્રાણવાયુની મદદ વગર પણ પર્વત ઉપર ઊંચે જનારા કોક વિરલા હોય છે. એવરેસ્ટના આરોહણમાં કર્નલ નૉર્ટન ૨૭,૮૦૦ ફૂટની ઊંચાઈએ,-શિખરથી માત્ર ૧૧૦૦ ફૂટ નીચે, શ્વાસ લેવાના યંત્ર વગર ચડ્યો હતો!

આપણા મોટા ભાગમાં કુદરતે ફરમાવ્યા મુજબની, સંપૂર્ણ શ્વસન ક્રિયા નથી થતી હોતી. આપણી શ્વસનક્રિયા અધૂરી છે. સામાન્ય રીતે શ્વાસ લેતાં આપણે હવાના અધૂરા ઘૂંટડા જ ભરીએ છીએ. આના કારણ રૂપ ખૂંધા બેસવું, ચુસ્ત કપડાં પહેરવાં, વ્યાયામનો અભાવ, વગેરે છે. અધૂરા શ્વાસ લેવાથી ફેફસાંની ટોચ સુધી તેમજ છેક નીચેના ભાગ સુધી હવા પહોંચતી નથી; ફક્ત વચલા ભાગમાં જ હવાની આવ-જા થાય છે. આ રીતે આપણા ઉચ્છ્વાસની ક્રિયા પણ અપૂર્ણ હોવાથી કાર્બન ડાયૉક્સાઇડ ફેફસાંમાં એકત્ર થાય છે. દીર્ઘ શ્વાસ લેવાથી ફેફસાંની ઉપલી ટોચ સુધી અને છેક ખૂણાખાંચરામાં પ્રાણવાયુ પસરી જાય છે અને દીર્ઘ ઉચ્છ્વાસથી ફેફસાના ખૂણાઓમાં ભરાઈ રહેલો કાર્બન ડાયૉક્સાઇડ બહાર નીકળે છે. પુખ્ત વયનો મધ્યમ પાંચશેરથી માંડી વ્યાયામી માણસ એક ગૅલન સુધી હવા દીર્ઘશ્વાસમાં લઇ શકે છે. જોકે ફેફસાંની ભેગી મળી હવા સમાવવાની શક્તિ તો અઢીગણી જેટલી છે.

અધૂરા શ્વાસ લેવાથી ફેફસાંના ટોચ ભાગ સુધી હવા જતી નથી એ આપણે હમણાં જોયું. એ ટોચ ભાગની વિચિત્રતા એ છે કે ત્યાં વાતકોષો પૂરા ફૂલતા નથી. વળી ત્યાં રુધિરાભિસરણ પણ મંદ છે. આ કારણે ફેફસાંનો ટોચ ભાગ હમેશા કમજોર રહ્યા કરે છે. પરિણામે, ગળામાં સહેલાઈથી સ્થાન પામતા રોગોત્પાદક જીવાણુઓ કે હવામાં આવતા ક્ષયરોગના જીવાણુઓને એ ટોચમાં ઘર કરવા માટે સુલભ સ્થાન મળી રહે છે. રુધિરાભિસરણ મંદ હોય એટલે લોહીના ધોળા કણો જંતુભક્ષણનું કાર્ય યથાર્થ કરતાં નથી, અને લોહી વિશુદ્ધ હોવાથી જીવાણુઓની વૃદ્ધિને વેગ મળે છે ને મંદ ઉચ્છ્વાસથી રોગના જીવાણુઓ શરીર બહાર ફેંકાતા નથી. આના પરિણામે ફેફસાંના ટોચ ભાગ (Apex of the Lungs)નો ક્ષય વધુ પ્રમાણમાં થાય છે. જાણવા જેવું છે કે શરીરના બીજા અવયવો કરતાં ફેફસાનો ક્ષય-વ્યાધિ મોટા પ્રમાણમાં થાય છે.

દીર્ઘ શ્વાસ લેવાથી હવા વેગપૂર્વક ફેફસાંના પ્રત્યેક ભાગે—ટોચ અને ખેડકમાં-પ્રવેશે છે; લોહીનું વિશુદ્ધિકરણ થાય છે અને રોગોત્પાદક જીવાણુઓ હલી ઊઠે છે. દીર્ઘ ઉચ્છ્વાસના પ્રબળ વેગમાં રોગના જીવાણુઓ બહાર નીકળે છે, તેની સાથે ખૂણેખાંચરે ભરાઇ રહેલા અશુદ્ધ વાયુઓ પણ નીકળી આવે છે.

લાંબા શ્વાસોચ્છ્વાસની ક્રિયા શરીરના બીજા અવયવ ઉપર પણ અસર કરે છે. દીર્ઘ શ્વાસ ઉચ્છ્વાસ વખતે પેટની માંસપેશીઓ ઉપર દબાણ થવાથી જઠર, બરોળ અને આંતરડાં ઉપર દબાણ પડે છે; આથી ત્યાં રુધિરાભિસરણની ગતિ વધે છે. જમણા હૃદયમાં અશુદ્ધ લોહી ઝડપથી આવે છે અને તે જલદીથી વિશુદ્ધ બને છે.

વળી દીર્ઘ શ્વાસ લેવાથી ફેફસાંને શ્વાસનો વ્યાયામ મળે છે. આથી પણ રોગોત્પાદક જીવાણુઓ નાશ પામે છે અગર તો શરીરમાં રહી શકતાં નથી. ક્ષયની શરૂઆતમાં દીર્ઘ શ્વાસના વ્યાયામ દ્વારા ક્ષયરોગનું નિવારણ થાય એવું માનવામાં આવે છે. નથી લાગતું કે આપણી પાસે કુદરત દીર્ઘ શ્વાસોચ્છ્વાસ લેવાની અપેક્ષા રાખે છે!

સ્વાસ્થ્યદાયી દીર્ઘ શ્વાસ લેવાનો સાચો સમય સવાર અને સાંજ છે. આ વખતે હવામાં ચેતનપ્રદ અધિક પ્રાણવાયુ (ozone) હોય છે. ઊગતા અને આથમતા સૂરજના તાપમાં ખુલ્લામાં બેસી દીર્ઘ શ્વાસો-ચ્છ્વાસ લેવાથી અંગોની શુદ્ધિ થાય છે અને પરિણામે દીર્ઘ જીવન સહેલાઈથી પ્રાપ્ત થાય છે.

ચન્દ્રવદન ચીમનલાલ મહેતાની આપકથા



લેખક
આ હપતામાં વર્ણવેલા
હૉસ્ટેલ જીવનનાં
સંસ્મરણોના સમયે

# બાંધી ગઠરિયાં



સદીની શરૂઆતના બે દાયકા આપણે જોયા: એક વડોદરે અને બીજો સુરત. હવે ત્રીજે દાયકે મુંબાઈ. આ એ જ મુંબાઈ, જેને જોવા જવાના એ કાળે મોકોઇને કોડ થતા. સુરતમાં ભણતાં છતા એમ તો ઘણી વાર મુંબાઈના આંટા માર્યા હતા ત્યારે દીવાળી તો મુંબાઈની જ. ફટાકડા, હલવો અને રોશની. રાતે રોશનીમાં ચાર કલાક ગાડી એક મહોલ્લામાંથી બહાર નીકળે. પાનસોપારી, પતાસા, વહીપૂજન, બોણી, લક્ષ્મીપૂજન, નાળિયેળ, કંકુચોખા, છડી, કાપડના તાકા. સિલ્કિ(સિલ્ક), આલપાકા-વૂલન-ટસોરનાં ભભકાબંધ કપડાં. રોશની, વાજાં, ફટાકડા અને મિઠાઈ વગેરેની ચાર દિવસ મુંબાઈમા મોજ ઊડતી.

ઘોડાની ટ્રામ ચાલતી; જોકે ઇલેક્ટ્રિકના દોરડાં નખાવાં શરૂ થતાં હતા આગગાડીમા કદીક ભીડ થાય એ બીકે કોલાબા સ્ટેશને જઈ ટ્રેનમા બેસતા. ગિરગામથી કોલાબા જવા વિકટોરિયાવાળો દોઢ રૂપિયો માગતો. આજની હરકિસનદાસ હૉસ્પિટલની જગ્યામાં અલ્હંબ્રા સિનેમા ચાલતો, ત્યા 'બ્રોકન હૉઇન' ની 'કલેજું હચમચાવી નાખનારી. દિલ ધડકાવનારી' આઠ હપતાની ચાલુ સાઇલન્ટ ફિલ્મ જોતા. એમાં પર્લ વ્હાઇટ અને ફ્રાન્સિસ ફ્રૂક કામ કરતા, તેના ફોટાઓ સંઘરી રાખતા. ફિલ્મમાં સમજ ન પડે તેમને સમજાવવા એક વક્તા-કુમ્તાદ રહેતો. ફિલ્મમાં જ્યારેજ્યારે વચમાં અંગ્રેજી લખાણ આવતું, તે ગાળામાં તરત એ એનો તરજૂમો બોલતો. અને નહિ તો પણ, કોઇ લુચ્ચો આદમી કોઈ ઓરતને ફસાવી જતો. કોઇ આફત આવતી કે મારામારી થતી, એની કટોકટીની ઘડીએ એ પૂર્ણ ફરફ-શાઇને બનાવોનું બયાન કરતો. પડદાના મનના ભાવ પણ એ બોલતો, અને ઓરતના મનમા શું થાય છે તે પણ કહેતો. ત્યારે ટૉકીની તો વાત જ ક્યાં, પણ લાઉડસ્પીકરે નહોતાં; ને છતા આ બંદો બુલંદ અવાજે રોનકદાર જબાનમાં બધું સમજાવતો, ત્યારે ખરેખર ગમ્મત આવતી. ત્યારે હિંદી, હિંદુસ્તાની કે ઉર્દૂના ઝઘડા નહોતા. એ જે જબાન બોલતો એથી અમને અંગ્રેજી ફિલ્મ પૂરી સમજાતી.



ઘેલાભાઈ બોલ્યા 'બસ, ડબ્બો ફુસ"

ગોળપીઠા પાસે 'સિનેમા દરબાર' હતો. ત્યાં એક 'બાયન્ટ વ્હીલ' પણ ફરતું. એ સિનેમામાં ટિકિટના નં૦ ઉપર લૉટરી ખેંચવામાં આવતી અને તેમાં એક વખત અમે ત્રણ રૂપિયાનો જપાનીઝ ઘડિયાળનો ડબ્બો જીતી આવ્યા હતા.

આ ડબ્બો તે ડબ્બો જ! અલારામ-બલારામનો પણ બાપ. પણ ઘેર પહોચતાં સુધી જ એ ડબ્બો ચાલ્યો. સુરતથી અમે ટીપ લીગમાં મુંબાઈ આવતા ત્યારે ગિરગામમાં ત્યારની 'પોસ્ટ ઑફિસ લેન' (અને હવે દેશમુખ ગલી)માં ઊતરતા. કાકાના છોકરા ઘેલાભાઈ ડબ્બો જોઈને જ બોલ્યા. 'બસ, ફુસ! લાવો મને આપી દો.' ઘેલાભાઈ એ ડબ્બાનો આખો ઇતિહાસ જાણે: 'સાલો આ ડબ્બો દસમી વાર ઘરમાં આવ્યો હશે.' અમને તો કંઈ સમજણ ન પડી, પણ ઘેલાભાઈએ સમજાવ્યું કે 'એવા ડઝનબંધ તકલાદી ડબ્બાઓ છે એ ફર્યા જ કરે છે. હવે આ ડબ્બો અટકી ગયો, તે કોઈ ઘડિયાળીએ ત્યા આપણે સમરાવવા લઈ જવો પડશે. મોટા ઘડિયાળી તો એને હાથમા જ નહિ લે. પાયધુની કે તાંબાકાંટા આગળ ત્રણચાર ઘડિયાળીઓ છે, તે જ આ લેશે. રૂપિયોરોડો આપી નેચાતો લે. નહિ તો બેએક રૂપિયામા પાછો જરા ચાલતો કરી આપે. પણ ડબ્બો ઘેર લાવ્યા કે એ રામ એના એ. સોના કરતાં ઘડામણ મોંઘું. કંટાળીને આપણે ડબ્બો પાછો એને જ આપી દઈએ; જે રૂપિયો મળ્યો તે ખરો. એ બેત્રણ ઘડિયાળી અને સિનેમાવાળો મળેલા, તે એ બેત્રણ ડઝન ડબ્બા આટલા-તેટલામાં ફર્યા જ કરે છે. એક ડબ્બો દસ વાર વેચાય, પંદર વાર ઇનામમાં જાય, ડઝન વાર એનું સમારકામ થાય અને એમ એની ચગડોળ ચાલ્યા જ કરે!

મારા બાપુજી કહેતા 'ત્યારે બીજું થાય પણ શું, ઘેલા!' ત્યારે ઘેલાભાઈ અરધા મુંબાઈના આર્થિક વહીવટનો ઇતિહાસ આપી દેતા: 'ચિમનકાકા! સિનેમાવાળો શું કરે? એને ઘરાકી બાંધવી, એટલે ઇનામો કાઢે. હવે ત્રણ આનાની ટિકિટમાં એ ઇનામો પણ શું આપે? પણ ઘડિયાળની વાત જવા દોને? આ આપણાં લગનનાં નારિયેળનું શું થાય છે? વરઘોડામાં કંઇ નહિ તો એકનું એક નારિયેળ મેં દસ વાર લીધું હશે. આ હનુમાનને શનિવારે તેલ ચડાવો છો તેનું શું છે? એ ત્યાં એકઠું થાય. પાછું એ જ તેલ બહાર તેલ વેચનારાને વેચાય, એ પાછું આપણે વેચાતુ લઇએ, એનાથી પાછા હનુમાન દાદા નવાય, અને એમ ચગડોળ ચાલ્યા જ કરે.'

સદીની ત્રીજી બીશીમાં દાખલ થતાં પહેલાં આવો કંઇ મુંબાઇનો થોડોઘણો અનુભવ હતો. મુંબાઈ ગમતું હતું: કેમ, તે કોણ જાણે. ઘડાતું, બંધાતું, સમૃદ્ધ શહેર હતું એથી હશે? કોણ જાણે. પણ શા માટે ગમવું જોઈએ?—જે શહેરનો વિકાસ મોટે ભાગે સુરતના નિવાસીને આભારી છે તે? સુરતનાં બજાર, સુરતની દોલત, સુરતની અક્કલ, સુરતના રંગરાગ મુંબાઇમાં એકઠા થતા જતા હતા. છતાં મુંબાઇ ગમતું હતું! ખરેખર, કુદરતની લીલા જ અલૌકિક છે.

હાથમાં રહે-એમાં એવું તે શું- અદ્ભુત ગૌરવ હશે કે બધા જ વરરાજાઓ હમેશાં ગંભીર મોઢાં કરીને જ વરઘોડાને શોભાવતા હોય છે? કોણ જાણે, ભાઈ. આપણને અનુભવ નહિ એટલે શી ખબર પડે? કંઈક ગૌરવ હશે તો ખરું જ ને? નહિ તો બાવીસ બાવીસ વર્ષનાં જુવાનો હાથમાં લગામને બદલે નાળિયેર લઈને જીવનનો જંગ જીતવા વરઘોડા-વેગે શા માટે ધસી જાય?

ગમે તેમ, પણ આપણા જુવાનોને ગંભીર મોઢે ઘોડે ચડેલા જોઈને મને હમેશાં 'રોડો રોડો રે ભાઈ...' વાળી પેલી પંક્તિ યાદ આવે છે. પણ માત્ર યાદ આવે છે એટલું જ હો. એથી આગળ વધીને ખરેખર આ વરઘોડા જોઇને નર્મદ અથવા પૂ૦ બાપુજી જેવા સુધારકોની જેમ 'ગામ ગધેડે ચડયું છે' એમ કહેવાની મને જરા ય જરૂર નથી લાગતી. વરઘોડા બંધ થવા જોઈએ એમ મને ક્યારે ય નથી લાગ્યું. અને તમે જ કહો ને! શા માટે લાગવું જોઈએ? વરઘોડા હાસ્યાસ્પદ લાગતા હોય એટલા માટે એ બંધ કરવા એવું ઓછું છે? સાચું પૂછો તો આજે આપણા દેશમાં અનાજનું ઉત્પાદન વધારવાની જરૂર છે એટલી જ આનંદનું ઉત્પાદન વધારવાની જરૂર છે. પ્રભુતામાં પગલાં માંડતો જુવાન જો આ કાર્ય માટે 'હાસ્યનો શહીદ' બનવા તૈયાર હોય તો કોઈને એમાં શો વાંધો હોવો જોઈએ? 'વર' રાજી હોય છે અને 'ઘોડો' તો બિચારો રાજી જ હોય છે, તો પછી વર-ઘોડો કાઢવામાં બીજો સવાલ જ શો રહે છે?

અને વરઘોડાના ઘોંઘાટની તો ખાસ જરૂર છે. ખબર છે ને, કે સ્વામી રામદાસ લગ્ન વખતે ગોરને 'સાવધાન, સાવધાન, સાવધાન' પુકારતા સાંભળી ખરેખર સાવધાન થઈ ગયા હતા અને ચોરીમાંથી નાસીને સંન્યાસી થઈ ગએલા? દરેક લગ્ન વખતે આ વૈરાગ્યનું જોખમ થોડુંઘણું પણ હોય છે ખરું. અને આજના વધતી જતી ઉપાધિઓના જમાનામાં તો ખાસ. અને એટલે જ લગ્ન વખતે બને એટલો ઘોંઘાટ, બને એટલી ધમાલ કરીને વરરાજાને ગભરાવી નાખી વિચાર કરતો બંધ ન કરી દેવામાં આવે તો આખી વ્યવસ્થા જોખમાઇ જાય એ ય ખરું ને? અને ભાઈ, પેલી, વરઘોડા બંધ કરીને પૈસા બચાવવાની દલીલ તો કરવા જેવી જ નથી. સાચું પૂછો તો માણસ પૈસાને બચાવે એના કરતાં પૈસાથી માણસને બચાવવાની જરૂર આજકાલ વધારે છે. એટલે એ વાંધો તો કાઢવા જેવો જ નથી.

અને કંઇ નહિ તો સામાન્યમાં સામાન્ય માણસને પણ જીવનમાં એકાદવાર—અને હવે બહુપત્ની-પ્રતિબંધક ધારો અમલમાં આવ્યા પછી મોટા ભાગનાઓને જિંદગીમાં માત્ર એકજ વાર—અસામાન્ય બનવાની તક આપવા માટે પણ વરઘોડા નીકળે એમાં કંઈ ખોટું નહિ એમ નથી લાગતું?

હા, સુધારા કરવાની હોંશ હોય તો સુધારા પણ કરવા. જેમકે વાજાંને બદલે ખુલ્લા ખટારામાં શાસ્ત્રીય સંગીતનો જલસો ગોઠવવો; બંધ મોટરકાર પર લાકડ સ્પીકરો મૂકી લગ્નગીતો ગવડાવવાં અને એ ન આવડે તો ગીતા પાઠ કરાવવો; યોગ્ય સાજનમા'જન મળે એમ હોય તો કાકા કાલેલકરે કહ્યું હતું એમ સાઈકલો પર જ આખો વરઘોડો કાઢવો અને વાજાંવાળા, સાજનમા'જન અને વરરાજા બધાને ધીમી સાઈકલે ગતિ કરાવવી; 'વરરાજા ઝિંદાબાદ'ના પોકારો કરાવવા;—સુધારા તો કરવા હોય એટલા કરી શકાય એમ છે.

આમ કોઇક કહે છે વરઘોડા કાઢવા જોઈએ; કોઇ કહે છે 'વરઘોડાને કાઢવા' જોઇએ. પણ ભલા ભાઈ, જ્યાં આપણો આખો સમાજ જ વરઘોડા જેવો છે—આપણો સમાજ અને આપણી સરકાર, આપણી ગતિ અને આપણું સંગીત, આપણા વિચાર અને આપણું વર્તન—એ સૌમાં વરઘોડાનાં ચાલ અને તાલ ચમકી રહ્યાં છે ત્યાં બીચારા એક લગ્નના વરઘોડાને કાઢીશું તોય શું અને 'કાઢીશું' તો ય શું?

## પચ્ચીસ વર્ષ પહેલાં (પાછળના પાનાને અનુસંધાને)

છે. ભાંગેલાં કોરેલાં, મગફળ, ઝુલતો મલખમ, પથ્થરની નાળ ને ખરબચડાં સંતોલાં પ્રાચીન જાહોજલાલીની સાક્ષી પૂરતાં હજુ ત્યાં પડયાં છે. અત્યારના જેઠી ખેતી કરે છે ને મલ્લકળાનો નાશ થયો છે.

**આ**વી વ્યક્તિઓ પાસેથી ઊગતી પ્રજા માટે માગેલા સંદેશાઓ પૈકી આ અંક માટે આવેલા શ્રી 'ધૂમકેતુ'ના સંદેશનો પ્રેરક ભાગ:

"હવે તો દરેક જુવાન બહાર નીકળી પડે અને જીવનના ધ્યેય તરીકે એકેક કામ હાથમાં લઈ લે. નિદ્રા અને આરામ વૃદ્ધો માટે છે, રમત બાળકો માટે છે, ચિંતા વિનાનું જીવન બે-શરમ માટે છે; જુવાન માણસો માટે તો છે હિમાલય પર ધ્વજ ફરકાવવાનું, ચીનના પેલી મેર સંસ્કૃતિ ફેલાવવાનું, ઈંગ્લંડ, ફ્રાન્સ, ઇટલી ને જર્મની—એ સૌના હાથ પકડી પકડીને સીધા માર્ગ ઉપર લાવવાનું અને દુનિયાભરમાં શાંતિના ખીલા ધરબવાનું. આવતી કાલનો પડકાર પડે તે પહેલાં આજનો જુવાન પોતાનાં શરીર, મન અને આત્મા કસી રાખે. એના રોમેરોમને બાંધી નાખે એટલી શોભાઓ એને વાળી રહી છે; સ્મરણશક્તિને, કલ્પનાને, વિવેકને મારી નાખે એટલું ખર્ચ પાંડિત્ય એની ચારે તરફ ખડકાઈ રહ્યું છે; અને ઝગઝગાટ કરતી રોશનીઓ વચ્ચે એના સંયમને ડગાવે એવો વિલાસ ફેલાઈ રહ્યો છે. આ બધાંની વચ્ચે થઇને તેણે પોતાનો વાવટો હિમાદ્રિના શિખર પર રોપવો છે. એ નવયુગની રાહ સારી દુનિયા તરસી આંખે જોઈ રહી છે, ને એનું ખાતમુહૂર્ત આજના નવશિક્ષિત જુવાનને હાથે છે."

**હિ**ંદુસ્તાનની પેઠે આરબમાં ધર્મયાત્રાએ આવી જનાર ચીની પ્રવાસી હ્યુએનસંગનું એ જ 'ધૂમકેતુ'ની કલમમાંથી લખાએલું ચરિત્ર આ અંકમાં આવેલું. એના નમૂના રૂપ, હ્યુએનસંગે તે સમયના હિંદનું કરેલું જે વર્ણન એમાં આપ્યું છે તેનો એક ફકરો જોઇએ:

"નાલંદાના વિદ્યાપીઠમાં બધા મળીને દસ હજાર સાધુઓ રહેતા. અસલ તો ત્યાં એક આંબાવાડિયું હતું. તેના ધનવાન માલિક પાસેથી પાંચસો બૌદ્ધ વેપારીઓએ તે ખરીદી લઈ ભગવાન બુદ્ધને અર્પણ કર્યું હતું. તથાગત પોતે ત્યાં ત્રણ મહીના ઉપદેશ કરતા રહ્યા હતા. ત્યાર પછી પાંચ પેઢી સુધી રાજાઓએ તેનાં મકાનોમાં તથા જમીનમાં વૃદ્ધિ કરી હતી અને સાતમા સૈકામાં આખા હિંદુસ્તાનમાં તે મોટામાં મોટો અને સમૃદ્ધમાં સમૃદ્ધ વિહાર હતો.

પ્રાતઃસંધ્યાના ધુમ્મસમાં મળી જતાં તેનાં ઊંચા શિખરોનું, તથા સૂર્યાસ્તની શોભા જ્યાંથી નિહાળી શકાય અને જ્યાંથી નિર્મળ ચંદ્રિકાના સૌન્દર્યમાં ધ્યાનમગ્ન થઇ જવાય એવાં છજાંઓનું વર્ણન કરતા હ્યુએનત્સંગને ઊમળકા ઊભરાતા હોય એવું જણાય છે. સંખ્યાબંધ સ્તંભોવાળા ભવ્ય ખંડોમાં કોતરકામ અને ચિત્રકામ બહુ ભવ્ય પ્રકારનું હતું. કનકવર્ણાં તાજાં લાલ ફૂલોનાં તોરણ તથા પાણીના ફુવારા, સર્પાકારે વહેતાં ઝરણાંઓ તથા સે કમળ એવું તો તેણે ક્યાંય જોયું ન હતું. હિંદમાં વિહારો તો હજારો હતા, પણ નાલંદાની ભવ્યતા, શોભા ને શિલ્પચાતુરીથી તો આંખો આંજી જાય."

**આ**ને, અવારનવાર આવતી 'જીવનપરાગ' નામની પ્રસંગમાળામાંનો આ અંકમાંનો એક ફકરો આ અંકનાં છેલ્લે પાને બતાવ્યો છે.

# પચ્ચીસ વર્ષ પહેલાં

અંક ૨૯ મો : ફાગણ ૧૯૮૨

આ વિષયમાં 'વનવગડાનાં વાસી'ની લેખમાળાથી 'કુમાર'ને સમૃદ્ધ કરનાર અને પ્રકૃતિવિજ્ઞાનના સાહિત્યનો ગુજરાતમાં પ્રારંભ કરનાર શ્રી.હરિનારાયણ આચાર્યનો રસ તથા અભ્યાસ જેટલાં વિવિધ તેટલાં જ ઉત્કટ છે એ દર્શાવનો એક નાનો લેખ આ અંકમાં આવેલો. બે જ મહિના પર બલવીર રામમૂર્તિનું ચરિત્ર જે કલમે આપેલું તે જ કલમે સફર, સ્થાપત્ય અને ઇતિહાસદૃષ્ટિના રસથી ગુજરાતના એક વીરતીર્થનો પરિચય કેવા ઓજસને પ્રસાદથી કરાવેલો તેની વાનગી જુઓ:

"હજુ પરસેવા તો સુકાયા નથી. વીરશ્રીથી શોભતાં ઘેરાં વિશાળ નયનોમાં હજુ બલભદ્રનો મદ તો ઝર્યો જ નથ છે. ત્યાં કોણ એવો ગરબુધર્મી જન્મ્યો કે જેણે આહ્વાન આપ્યું ? કંસને પટકતાં દડ દડેલા તેનો અવાજ હજુ નભોમંડળના ઘુમ્મટમાં રણકાર કરતો બંધ તો પડવા દેવો હતો. અરેરે ! બ્રાહ્મણકુમાર ને તે યે સુંદરતાની જીવતી મૂર્તિ. કોઇને ય નહિ ને કૃષ્ણચંદ્રને આવું શે સૂઝયું ?'

મથુરાથી દ્વારિકા જતો યાદવસંઘ પુણ્યપુરાણ ગુજરાતના વક્ષઃસ્થલ પર રાતવાસો કરતો હતો. સૂકા રણના વાયરા ગરુડધ્વજને ફરકાવતા હતા. રાત્રીનો અંધકાર ચારે દિશામાં ધીમેધીમે વેરાતો હતો. પણ યાદવ શિબિરોમાં અત્યારે શાંતિ ન હતી. ઘરડેરાઓ જુવાનોને લલકારતા, અને જુવાનોની નસો અત્ય રે ફાટની લાગતી. બલભદ્રની સામા થવાની તાકાત કોણ કરે છે એનો કહાપોહ ચાલતાં ... ર જેવા શબ્દો અનુભવી યાદવો કાઢતા હતા. સ્મિત કરતા અને સાથીઓ ભણી આંખ મચકારતા વીરચરિત કૃષ્ણચંદ્ર શાંત બેઠા હતા. મદિરાથી મદોન્મત્ત બલરામના ક્રોધ અને ગર્વનો પાર ન હતો. એમની બીકથી વાતચીત કરવાની હિંમત પણ નહોતી ચાલતી. ધીમેધીમે યાદવમંડળ વેરાયુ અને શિબિર ખાલી થયું

સૂર્યનારાયણને આવતાં સ્વાગત આપવાની તૈયારી જેવી રંગમંડપની શોભા હતી. 'ગઈ રાતનાં ભય, કુતૂહલ, શંકા અને ગર્વખંડનની વિવિધ લાગણીઓ જેમના મોં ઉપર લખાઈ છે એવાં યાદવ સ્ત્રીપુરુષો રંગમંડપમાં મળેલા હતાં. સ્થાનિક યુવાનો અને વૃદ્ધો શંકા અને ભયથી યાદવોની સામેની પરશાળમાં બેઠા હતા. નગવ થતાં, નીલામ્બરમાં શોભતા અને લાલ કમળ જેવાં લોચનવાળા વૃષસ્કંધ બલરામ કૃષ્ણના બાહુનું અવલંબન કરી આવ્યા. પાછળ ગર્વ અને સૌન્દર્યની પ્રતિમા જેવી, મદ કાંપતા વેગે ચાલતી રેવતી હતી. રંગમાં આવતાં જ બલરામે લંગોટ બાંધી દંડ ઠોકયા. પ્રલયની ગર્જના જેવા ભયંકર અને શૌર્યને ડમરાવનાર એના અવાજથી ત્રિભુવન ગાજી ઊઠ્યું. પણ એની સામે જ, વાસવના વજ્રપાત પેઠે, ભીષ્મ પ્રતિધ્વનિથી ચિત્કાર કરતો ૧૬ વર્ષનો સોમેશ્વર રંગમાં ઊતર્યો. હજુ તો મોં પર મૂછ પણ ફૂટી ન હતી વિશાળ વક્ષઃસ્થળ, હાથીના ગંડસ્થળ જેવો પૃષ્ઠભાગ, ઘૂંટણ પર્યંત પહોંચતા શુણ્ડાકાર દંડવાળો જુવાન: એની પીઠે કૃષ્ણના ચારે હાથ હતા. બન્તે બનનેગર્વભર્યા હોવા છતાં પણ આર્યોના મલ્લરાજ મહાચાર્ય બલભદ્રને તેણે પ્રેમ ને કુતૂહલથી, વીરોને યોગ્ય એવું નમન કર્યું. બલરામે હાથ નાખ્યો ને બંને વીરો વીજળીના ચમકારા પેઠે રંગમાં પડ્યા.

બલરામના ગર્વને ઉતારવા, કૃષ્ણે આપેલા મલ્લવિદ્યાના બળે સોમેશ્વરે બલરામને હરાવ્યા અને યાદવોની વીરશ્રીનું મોં કાળું થયું જે સ્થળે આ બલરામ-સોમેશ્વરનું મલ્લયુદ્ધ થયું એ સ્થાન અત્યારે દેલમાળ નામથી ઓળખાય છે. ઉત્તર ગુજરાતમાં પાટણથી દક્ષિણે બાર ગાઉ, અને મોઢેરાથી પશ્ચિમે છ ગાઉ ઉપર, અત્યારે માત્ર બસો ઘરની વસતિનું આ ગામ પ્રાચીન વીરતીર્થ છે. એના સ્થાપતા એ સોમેશ્વરથી થએલી. સોમેશ્વર જાતે મોઢ બ્રાહ્મણ; પણ કૃષ્ણ પાસેથી મુષ્ટિયુદ્ધની મલ્લવિદ્યા શીખ્યા પછી એ જ્યેષ્ઠમલ્લ કહેવાયો અને એના વંશજો જ્યેષ્ઠીમલ્લ કહેવાયા. અત્યારે એ ગામમાં મોટી વસતિ જેઠીમલ્લોની જ છે, અને ગુજરાતના ગૌરવના વધારનાર એમના વંશજો જ છે. અકબરના વખતમાં લીમડાની આખા ઝાડને ઉખેડી નાખનાર, હાથીને વજ્રમુષ્ટિથી મારી નાખનાર લાખાજી જેઠીનો પાળિયો હજુ પણ જોનારને પ્રાચીન વીરતાનું સ્મરણ આપાવે છે. રમજુ એટલે હાથીની અંબાડીમાં બેસનાર, ખંડેરાવ મહારાજનો પટ્ટ શિષ્ય, ૪૦૦ રતલ જેટલી વિશાળ કાયાનો સ્વામી અને મલ્લવિદ્યાચાર્ય—અને હરાવનાર ભગીરથ નામનો વીર ગુજરાતી અહીંનો જ વતની જેઠીમલ્લ હતો.

ગાયકવાડ રેલવેની મહેસાણાથી જતી બ્રૅન્ચ લાઇનમાં કંબોઇ સ્ટેશન છે. ત્યાંથી બે ગાઉ દક્ષિણમાં દેલમાળ (દેવલમાળ કે દેવમલ્લ ઉપરથી) ગામ છે. તેના મધ્યમાં ૯૨×૫૮ ફૂટના ચોગાનમાં લીંબજ માતાનું મંદિર છે લીમડાના ઝાડમાં કૃષ્ણે સોમેશ્વરને દેવીરૂપે દર્શન દીધેલાં તેથી તેનું નામ લીંબજ. એ જેઠીમલ્લોની કુળદેવતા છે. દેવળની સામે સુંદર કોતરણીવાળી ચોરી કે માંડવી છે અને બહાર કીર્તિસ્તંભ તથા તોરણ છે.—મુખ્ય મંદિરની આસપાસના ચોગાનના ચાર ખૂણામાં ચાર દેરીઓ છે. પૂર્વ તરફના ભાગમાં જૈનોના પાર્શ્વનાથનું મંદિર છે. એની નીચે સં. ૧૨૮૫ નો જૂનો લેખ છે. મુખ્ય મંદિરની બાજુએ પશ્ચિમના ભાગમાં લાખાજી જેઠીની ઊંચાઇ ને વામની પહોળાઇ દેખાડતા ૯×૪॥ ફૂટના પથ્થરના સ્તંભ છે. આ મંદિરથી બહાર આવતાં થોડેક છેટે એક પ્રાચીન અખાડો—રંગભૂમિ છે, જેની માટી સુંવાળી લાલ રંગની

(અનુસંધાન પાછળ)



લાખાજી જેઠીની ઊંચાઇ અને પહોળાઇ દર્શાવતા ૯×૪॥ ફૂટના પથ્થરના સ્તંભ

 (અનુસંધાન પૃષ્ઠ ૭૫થી ચાલુ)

'ખરે જ, પોતાથી આટલો બધો મોટો...સિગરેટ પીનો... કદી અભ્યાસ પણ બગડગ...સારા છોકરાને ખરાબ સોબત... નાના છોકરાઓને મોટાની ભાઈબંધી સારી ના કહેવાય...' અરુણના મગજનાં ચક્રો જોરથી ફરતાં હતા: 'પણ આ રણધીર છે કોણ? રોજ એ મારે ઘેર આવે છે, અને પોતે તો હજુ એકે વાર એને ઘેર ફરક્યો સુદ્ધાં નથી! એનાં પિતા, માતા, કશા જ વિષે પોતે તો કાંઇ જાણતો નથી. અને એ એનો દોસ્ત...? હોવો ન જોઈએ એવો...મોટો, કદ્દાવર રણધીર—?'

વિચારોનું મહાપ્રબળ આંદોલન અરુણને ઘેરી રહ્યું હતું એમાં અરુણે રણધીરને એક વાર પૂછ્યું, 'અલ્યા, તારું ઘર તો તેં બતાવ્યું જ નહિ. તારા બા બાપુ અહીં જ રહે છે ને?—'

એક ક્ષણ રણધીર ચૂપ રહ્યો. પણ એના મોંપર એટલામાં તો કેટલા યે ભાવો તરી ગયા અરુણને લાગ્યું કે પોતે પૂછેલું એને ગમ્યું નહિ; કદાચ દુઃખ પણ થયું હશે. એણે અસ્ફુટપણે કહ્યું. 'રણધીર...'

'તને થતું હશે, નહિ અરુણ'' આવેગમાં રણધીર બોલ્યો 'કે આ રણધીર, ત્રેવીસ વર્ષનો થયો તો યે હજુ મૅટ્રિકમાં જ? તમે બધાં નાના. અને પેલા શાહ સાહેબ તમારી રૂબરૂ મને મારે છે. તમે બધાં અભ્યાસમાં મશગૂલ. અને મને અભ્યાસ સૂઝતો જ નથી.

'અરુણ, મને પોતાને જ ખબર નથી પડતી કે હું આ પ્રમાણે શા માટે વર્તું છું તે! હું હજુ મૅટ્રિકમાં જ છું. એને માટે મને જરા યે શરમ નહિ આવતી હોય? શું શાહ સાહેબ મને મારે છે, એ માટે મને કશું જ નહિ લાગતું હોય?—પણ આવું બધું સહન કરી-કરીને મારી લાગણી એટલી બધી કચડાઇ ગઇ છે, કે હવે તો એ બધું વીતે છે તે હું અનાયાસે નિર્લજ્જપણે સહન કરી લઉં છું. અરુણ, પણ કોઇકોઈ વાર મને એમ થઇ જાય છે, કે આજ જો મારી

હોત તો હું આવો ન જ હોત. તેણે પોતાના રણધીરને આવો કદી જ ન બનવા દીધો હોત' કાળજા સોંસરું ઊતરી જાય એવું કાંઇક રણધીર પણ બોલી શકે છે. એ અરુણને તે દિવસે સમજાયું.

'છોકરાઓને જે વખતે સાચે રસ્તે દોરવાના હોય એ વખતે મારી બા માંદગીના બિછાને પડી હતી. છોકરાઓ જે ઉંમરે શું સારું અને શું નરસું એ સમજી શકે તે વખતે—ક્ષમા અને પ્રેમથી સુધારવાથી મારી એ ઉંમરે તો તે દુનિયા પર પણ નહોતી.'

'રણધીર–' અરુણના મોંમાંથી ઉદ્ગાર સરી પડયો.

'તે ગઇને બીજી મા આવી. ટોકમાક ને ટોણા શરૂ થયા ને એ બધા-ની વચ્ચે મૂંઝાતું, દબાતું, ગૂંગળાતું મારું જીવન ભળતી જ દિશાએ વહેવા લાગ્યું. કોઇ મારી તરફ લક્ષ દેનારું નહોતું. કોઇ મને હૂંફ દેનારું કે શિક્ષા કરનારું નહોતું; જાણે પવનમાં ઊડતું પાંદડું! અને એમ ને એમ છેવટે અજાણતાં, હું આવો લાપરવા નિર્લજ્જ રણધીર બન્યો!

'મને તારી સાથે દોસ્તી કરવાનું મન થયું; કારણ સારા થવા હજુયે મારું મન ઝંખે છે. અરુણ, હું તારે ઘેર વારંવાર આવું છું, કારણ જે હેતની મારી ભૂખ કદી સંતોષાઈ નથી, એ મને તારી બાની આંખમાંથી જોવા મળે છે....'

રોજનો તોફાની, નીડર રણધીર આ બોલતાં ગળગળો થઈ ગયો. શાહ માસ્તરની આંકણીઓ ખાતાં ન ભીંજાતી એની આંખોમાંથી આંસુનાં ચાર ટીપાં સરી પડ્યાં. એ એકાએક ઊઠીને ચાલ્યો ગયો.

પણ બીજે દિવસે વર્ગમાં જ્યારે અરુણે એના તરફ જોયું ત્યારે એ ગઈ કાલનો, રણધીર નહોતો—રોજનો જ હતો!



ઘંટ વાગ્યો. શાળાના વરંડામાંથી વિદ્યાર્થીઓની ગરબડ બંધ થઈ. રોજની જેમ વર્ગમાં ફતાવળે દાખલ થતી વિદ્યાર્થિનીઓ ઝટપટ પોતાના પરીસ્તાનમાંના આગળના બાંકડા પર બેસવા ગઇ, પણ એટલી જ ઝડપથી એ પાછી ફરી. એમનાં મોંમાંથી તીણી ચીસો સરી પડી! ડેસ્ક પરથી ઠેઠ બેઠક સુધી એક મોટો ગજનો શાહીનો રેલો ચાલ્યો જતો હતો,–છેક નીચે સુધી! એની બાજુ-પરની સુકાએલી કોર ગજબની સોનેરી રંગની દેખાતી હતી. જાણે ચોમાસાનું વાદળ!–શરીર પર એકાદો સાપ ચડી ગયો હોય, જાણે કે એ શાહીનો રેલો પોતાની સાડી પર જ ના વહેતો હોય, એમ એ વિદ્યાર્થિનીઓનાં મોં પરથી લાગતું હતું.



બાંકડા પર ન બેસતાં તેઓ એક બાજુ ઊભી રહી. વિદ્યાર્થીઓની સાઠ આંખો એમના ઉપર મંડાઇ હતી; ત્રીસ મોં પર મજાકભર્યું હાસ્ય હતું, અને એમની હમેશની રીત પ્રમાણે વિદ્યાર્થિનીઓ ચીડાની હતી.

બીજો બેલ પડયો. શાહ સાહેબ વર્ગમાં આવ્યા. એકાદ ક્ષણ તો એમને કશી સમજ પડી નહિ! પણ ચોખાના દાણા જોઇને ચકલીઓ જેમ કળવળાટ કરી મૂકે તેમ શિક્ષકને જોઇને વિદ્યાર્થિની-ઓએ એકસામટો કકળાટ કરી મૂકયો, અને પોતાની ભાષામાં ફરિ-યાદ નોંધાવી.

શાહ સાહેબે મૉનીટરને બૂમ મારી આંકણી બહાર કાઢી. પછી તે હાથમાં લઇને શક્ય એટલા જોરથી ટેબલ પર પછાડી: 'આજ તો આ છોકરીઓના બાંકડા પર શાહી ઢોળી. કાલે એમનાં પુસ્તકો ચોરશો! હું જરા પણ ચલાવી લેવાનો નથી આ! પોતાની સાથેની છોકરીઓને આમ સતાવવી એ મૅટ્રિકના ક્લાસના છોકરા-ઓને નથી શોભતું.

'...જેણે આ કર્યું હોય, એનું નામ મારે જાણવું જ જોઈશે. તમારો "દોસ્ત"—' દોસ્ત શબ્દ ઉપર વિશેષ ભાર મૂકીને. રણધીર તરફ નજર કરીને શાહ સાહેબે કહ્યું,—'દોસ્ત હોવાને કારણે આ નાલાયક વર્તણૂક ઉપર ઢાંકપિછોડો આડાઅવળે નહિ ચાલે.'

પણ બધા ચૂપ જ હતા, ગભીર હતા. કોઇ કંઇ બોલતું નહોતું અને બોલ્યું પણ નહિ. શાહ સાહેબનું મન આથી સંતાપી ઊઠ્યું આંકણી વધુ જોરથી ટેબલ સાથે અફળાઇ.

'કોઈ જ કબૂલ નથી કરતું? એ હરગીઝ નહિ ચાલે. મને નામની ખબર પડવી જ જોઈએ....નહિતર હું બધાંને શિક્ષા કરીશ એ

વગર તમે ઠેકાણે નથી આવવાના. વધારામાં તમારા વડીલોને હું પત્રો લખીશ, અને પ્રિન્સિપાલ સાહેબને કહીને બધાનો જ દંડ કરાવીશ! એક તો નાદાની કરવી ને પાછી ઉપરથી ઉદ્દંડતા!'

ક્ષણભર વર્ગમાં થોડીશી ગરબડ થઈ.—ક્ષણભર જ! એકબીજાની નજરે નજર મળી, અને સંદેશા છૂટ્યા! કોઈ જ કશું બોલ્યા નહિ. બધાએ નક્કી કર્યું હતું કે ચાડી નહિ ખાવી. નામ કહેવાનું નથી જ.

'તમારા વડીલોને હું લખીશ કે તમારા નબીરાઓ શાળામાં અભ્યાસ કરવાને બદલે છોકરીઓની મશ્કરીઓ કરે છે...' હથોડાના ઘા પડતાં ઘંટનો અવાજ જેમ થરથરતો હવામાં ગુંજી ઊઠે, એમ શાહ સાહેબના શબ્દો વર્ગમાં ગાજી રહ્યા.

શાહ સાહેબ ખુરશી પરથી ઊભા થયા. ડાબા હાથમાંની આંકણી બંને હાથે કસરત કરતા હોય એની રીતે જોરથી દબાવતા એ આગળના બાંકડા કને આવ્યા. અરુણ પહેલો જ બેઠો હતો. એને ઊઠવું જ પડયું. સાહેબે ઇશારત કર્યા પ્રમાણે એને હાથ ધરવો જ પડયો! એણે હાથ લાંબો કરીને પંજો ઉઘાડયો અને આંખો મીંચી.



પહેલી આંકણી અરુણના હાથ પર ઝીંકાઈ. એની આંખોના ખૂણા પાણીવાળા થઈ ગયા. બીજી આંકણી વીંઝવા તૈયાર થએલા શાહ સાહેબ પણ એક ક્ષણ જરા પાછા પડયા. એમણે નજર ઊંચી કરીને અરુણ તરફ જોયું: 'ખરું કહી દે, અરુણ; તારી જ બેનની કોઈ આવી મશ્કરી કરે, તો તને શું લાગે? તારી બાને કેવું લાગે?'

...બાને શું લાગે? બેનની કોઈ આવી મશ્કરી કરે તો બાને કેવું લાગે? આ છોકરીઓની બાને શું લાગશે? મોટાભાઈ પર પત્ર,...દંડ.

એક વાર અરુણે વર્ગમાં ઝડપી નજર ફેરવી લીધી. બધાંની આંખોમાં વિહ્વળતા હતી. બધાંને જ બીક લાગતી હતી. એ પત્રની, એ દંડની અને બાની! અને તેમ છતાં સૌએ નક્કી કર્યું હતું, ચાડી નથી જ ખાવાની. નામ નથી જ કહેવાનું

એમાંનું કશું જ થવા દેવાની જરૂર નહોતી. આખા યે વર્ગને શિક્ષા કરાવવાને બદલે, એકને કારણે બધાંને જ હેરાન કરવાને બદલે, જો એ એનું નામ કહી દેવામાં આવે તો...? પણ...

શાહ સાહેબે નિશ્ચય કરી લીધો બીજી આંકણી ઝીંકવા માટે એમનો હાથ ઊંચો થયો. એ હવામાં જ નીચે આવશે, બીજી આંકણી સડાક કરતી ને હવામાં જ હાથ પર વીંઝાશે ...ત્યાં અરુણ બોલી ઊઠ્યો, 'સર...'

શાહ સાહેબે હાથ સંભાળી લીધો. એમણે અરુણ સામે પ્રશ્નાર્થક નજરે જોયું. અરુણના હોઠ જોરથી ભીડેલા હતા. એના મોંમાંથી કશું ભળતું તો બહાર નહિ પડે ને, એ બીક સૌની આંખમાં સ્પષ્ટ તરતી હતી. સાહેબે વળી આંકણી બે હાથે રગડી

'સર...સર, મારાથી જ એ ભૂલ થઈ ગઈ છે. એ શાહી મારાથી જ ત્યાં ઢળી ગઈ હતી. જાણી જોઈને નહિ.—અજાણતાં જ...' અરુણ ધીરેથી બોલ્યો. બધાએ તે સાંભળ્યું. બધાનાં મન ચણચણવા લાગ્યાં!

શાહ સાહેબે રોષથી એની સામે જોયું. એમને વિશ્વાસ જ ના બેસે ને! પણ એ ખોટું યે શા માટે બોલે?

'અરુણ, તારા જેવા વિદ્યાર્થી પાસેથી મેં આ આશા કરી નહોતી રાખી. તેં ગુનો પહેલાં જ કબૂલ કરી લીધો હોત તો આખા વર્ગનો વખત આમ બગડત નહિ; અને તને શિક્ષા યે ના થાત.' આટલું બોલી શાહ સાહેબ ટેબલ પાસે ગયા. અરુણે હોઠ સખત ભીડયા. મન જરા મજબૂત કર્યું, ને જાણે કડવો ઘૂંટ ગળે ઉતાર્યો હોય, એમ થૂંક ગળ્યું.

'તેં એ જાણીને કર્યું કે તારાથી ભૂલથી એ થઈ ગયું એ મારે નથી જાણવું. ગુનો કરીને પછી ચૂપ બેસી રહેવું એ સારું નથી!' એમ કહીને શાહ સાહેબે મૉનીટરને બોલાવી, એક કાગળ પર કાંઈક લખ્યું અને કહ્યું. 'આ અરુણને લઈ જા પ્રિન્સિપાલ સાહેબ પાસે. એ જ એને યોગ્ય લાગશે તે શિક્ષા કરશે—'

પવનની એક લહરીની જેમ વર્ગમાં બેચેનીની એક લહર ફરી ગઈ. વિદ્યાર્થિનીઓને પણ ઘડીક એમ થઈ ગયું કે પોતે શા માટે આ ધાંધલમાં આગળ પડી? તેઓ પણ થોડી વાર ગભરામણી ઊઠી—બીધેલી ચકલીઓની માફક! ફરી શાહ સાહેબની આંકણી ટેબલ પર ગાજી ઊઠી, અને બધાં શાંત થઈ ગયાં.

મૉનીટરની પાછળ પાછળ અરુણ વર્ગમાંથી બહાર જવા લાગ્યો.

'સર-સર, અરુણ ખોટું બોલ્યો છે. એણે એ શાહી ઢોળી જ નથી; મેં,—મેં જ ઢોળી છે એ શાહી' બધાએ ચમકીને પાછળ જોયું. છેલ્લા બાંકડા પરથી રણધીર બોલતો હતો!

'વાહ સાહેબ! કમાલ કરી આજે! પેલા બે ચોરની માફક જ તમે યે કરવા બેઠા છો કેમ? એક કહે છે કે ચોરી મેં કરી છે, ત્યાં બીજો ઊઠીને કહે છે, ચોરી મેં કરી છે. એ વાળી જ વાત. હું સમજું છું તમારી એ ચાલાકી—' શાહ સાહેબ કટાક્ષથી હસતા બોલ્યા.

'ખોટું નથી કહેતો, સર; ખરું જ કહું છું. મેં જ ઢોળી હતી એ શાહી.' એકદમ આગળ આવતાં આવતાં રણધીરે કહ્યું. 'આ જુઓ, મારા પાટલૂન પર શાહીનો ડાઘ પણ પડેલો છે...' રણધીરના એ કિંમતી પાટલૂન પર કેટલો યે મોટો એક શાહીનો ડાઘ પડેલો હતો.

છોકરાઓ ફરીવાર ગણગણી ઊઠ્યા. સાહેબ પણ જાણે મૂંઝાઈ ગયા. ટેબલ પર આંકણી યે ના ગાજી! આગળના આખા બાંકડા પર બેઠેલી વિદ્યાર્થિનીઓ પણ એમના તીણા અવાજે ગુંજી ઊઠી! સૌ પાછળ રણધીર તરફ જોતા હતાં!

પણ રણધીરે પોતાની જ ફાઉન્ટનપેનમાંથી શાહી પોતાની જાતે જ પૅન્ટ પર ઢોળવી દઈને એ ડાઘ પાડ્યો હતો, એ તો એની બાજુમાં બેઠેલા મારા સિવાય બીજું કોઈ જ જાણતું ન હતું!

[મરાઠી માસિક સત્યકથામાંની શ્રી જગન્નાથ ભોંસલેની વાત પરથી]

(માર્ચ ૧૯૫૮)



# અશ્રુકણી

આ વિશ્વના મંગળ ગીતમાંથી
સરોદ હું એક પડેલ છૂટો,
મથી રહું છું લય તાલ મેળવી
બની જવા તદ્રુપ વિશ્વગાનમાં.
'સરોદ'

## સ્વ. ડૉ. સી. રામલિંગ રેડ્ડી

આજની પેઢીમાં જે હવે વિરલ જણાય છે (અને ભવિષ્યમાં યે જાશે કે કેમ એની તેને વિષે આગાહ રહ્યા કરે છે) એવા જે પ્રખર મેધાવિન માનવો ગઇ પેઢી એક પછી એક પકવતી આવી હતી, તે પેઢીના એક મહાસમર્થ માનવીનું ગઇ તા. ૨૪મી ફેબ્રુઆરીએ મદ્રાસમાં અવસાન થયું દક્ષિણ હિંદે પ્રગટાવેલા પ્રતિભાવાન પુત્રોની આગલી હરોળમાંના એક એ, ડૉ. સી. રામલિંગ રેડ્ડી તીક્ષ્ણબુદ્ધિ વિદ્વાન, પ્રખર કેળવણીકાર, પ્રભાવશાળી વક્તા અને શક્તિસંપન્ન રાજપુરુષ તથા પાર્લામેન્ટેરિયન તરીકે, છેલ્લા ચાર દાયકાના વિસ્તાર પર પથરાએલી પોતાની કીર્તિસુવાસ મૂકતા ગયા છે. એમની વિદ્વત્તા ઊંડી એટલી જ વિશાળ હતી. રાજકારણમાં એમની સ્વતંત્ર વિચારસરણી અને પ્રતિપક્ષીઓને ડામની ગોળીબાર જેવી વાગધારા મદ્રાસ ધારાસભાની ધરણી ધ્રુજાવી મૂકતી; પણ એમની ખરી શક્તિઓ—એમના જીવનનું મહાકાર્ય તો દીપી ગયું શિક્ષણના ક્ષેત્રમાં. યુનિવર્સિટી કેળવણી અને ઉચ્ચ શિક્ષણના ક્ષેત્રમાં એમની દૃષ્ટિ અને શક્તિ વિરલ ગણાતાં, એમનો અભિપ્રાય સદા પ્રમાણભૂત ગણાતો અને એમનું કહેલું કે કરેલું પડકારવાની ભાગ્યેજ કોઇ હિંમત કરતું. માતૃભાષા તેલુગુના પણ તે અચ્છા લેખક હતા અને 'કવિતાતત્ત્વવિચારમ્' નામનું એમનું પુસ્તક તેલુગુ વિવેચનસાહિત્યમાં મોખરે ગણાય છે.

એમનો જન્મ આજથી ૭૧ વર્ષ પહેલાં, મદ્રાસ ઈલાકાના ચિત્તુર પરગણાનાં કટ્ટામંચી નામના ગામડામાં ઈ. ૧૮૮૦માં થએલો. ચિત્તુરની હાઈસ્કૂલમાં માધ્યમિક શિક્ષણ લઇ તે મદ્રાસની ક્રિશ્ચિયન કૉલેજમાંથી ઈ. ૧૯૦૧માં ઊજળી કારકિર્દી સાથે ગ્રૅજ્યુએટ થયા અને પોલિટિકલ ઈકૉનૉમી તથા ફિલૉસૉફીમાં ચન્દ્રકો મેળવ્યા. હિંદી સરકારની સ્કૉલરશિપ મળતા તે આગળ અભ્યાસ માટે કેમ્બ્રિજ (ઇંગ્લાંડ)ની સેન્ટ જ્હૉન્સ કૉલેજમાં ગયા અને ત્યાં પણ ૧૯૦૩ અને ૧૯૦૪માં ઉપરાઉપરી ઈનામો તથા ચન્દ્રકો મેળવતા જઈ ૧૯૦૬માં હિસ્ટૉરિકલ ટ્રાઇપૉસમાં પ્રથમ વર્ગ મેળવ્યો. ત્યાંના અભ્યાસ દરમ્યાન યુનિવર્સિટીના ચર્ચાસંઘમાં પણ તે જોતજોતાંમાં આગળ તરી આવેલા, અને કેમ્બ્રિજ યુનિયનની એ ચર્ચાઓ દરમ્યાન એમના શુદ્ધ ઉચ્ચાર, શિષ્ટ ભાષાવૈભવ તથા પ્રાસાદિક વાગ્છટા જોઇને એ દેશના ભલભલા બુદ્ધિમંતો પણ આકર્ષાઇ તેમની પ્રશંસા કરતા. કેમ્બ્રિજે તો એમને પોતાના યુનિયનના સેક્રેટરી—અને પછી ઉપપ્રમુખનું માનભર્યું પદ આપ્યું.



સ્વ. ડૉ. સી. રામલિંગ રેડ્ડી

### માસમાસનાં પંખી (૧૭)
### શકરો



આજના જ વર્ગના ને કદમાં સહેજ નાના આ શિકારી પંખીનું માથું, પીઠ, પાંખો ને પૂંછડી વાદળી ઝાંયવાળાં રાખોડી તથા છાતીપેટ રમેટિયા રંગની લહેરોવાળા મેલા સફેદ રંગના હોય છે. ગરદન ફરતી પીળી ઝાંય તથા પૂછડીમાં આડા કાળા પટા; આંખની કીકી પીળાશ પડતી નારંગી; ચાંચ ટૂંકી, નીલી અને છેડેથી વળેલી નીલવર્ણી કાળી. અન્ય શિકારી પંખી પેઠે શકરાની માદા પણ કદમાં સહેજ મોટી હોય છે. તેના વર્ણમાં વાદળીને બદલે બદામી ઝાંય અને છાતી પર સહેજ રતાશ હોય છે. આમ, દેખાવે સુંદર હોઈ તે બહાદુર પણ એવું જ હોય છે. તાલીમ મળતા તે પોતાના કરતાં ચારગણાં મોટાં પખીઓ સામે થઈ જવા સુધીનાં હિંમત અને જુસ્સો દાખવી શકે છે. આથી શિકાર-શોખીનો તેને વિશેષ પાળે છે.

ઉંદર, ગરોળી, દેડકાં, તીડ વગેરે જીવ તથા નાનાં પંખી એ તેનો આહાર. પણ બચ્ચાંનાં ઉછેરકાળે તો તે તેતર-કબૂતરને યે ન મૂકે.

આછી વનરાઇમાં ઊંચા વૃક્ષો પરનો વસવાટ તેને વધુ ગમતો હોઈ, પ્રજનનકાળે આંબા જેવા કોઇ મોટા ઘટાદાર વૃક્ષની લગભગ ટોચે, સૂકાં સાંઠીકડાંનો ઢીલોઢફ માળો બાંધીને તે પર કૂણાં ઘાસ-મૂળિયા પાથરી, તેમાં બહુ જ આછી વાદળી ઝાંયવાળાં ત્રણથી ચાર સફેદ ઈંડાં મૂકે છે.

પોતાના દેશ અને રાજ્ય માટે વીણી વીણીને વિરલ પ્રતિભાઓ શોધતા રહેતા વડોદરાના નામદાર સયાજીરાવ ગાયકવાડની નજર બહાર આવું રત્ન કેમ રહે? એમણે તરત જ તેમને ફેલોશિપ આપી ૧૯૦૭માં અમેરિકા મોકલ્યા, અને ત્યાંના અનુભવથી સમૃદ્ધ થઇ આવ્યા કે તરત વડોદરા કૉલેજના વાઇસ પ્રિન્સિપાલ તરીકે તેમની નિમણૂક કરી. પણ બે વરસ બાદ ૧૯૦૯માં ત્યાંથી છૂટા થઈ એ મ્હૈસુરના શિક્ષણખાતાના આસિસ્ટન્ટ ઇન્સ્પેક્ટર જનરલને હોદ્દે ગયા.

મ્હૈસુરમાં એમણે જે એક દસકો ગાળ્યો, તેમાં એ બધાં ક્ષેત્રોમાં ઝળકી ઊઠ્યા. શિક્ષણખાતાના વહીવટી હોદ્દેથી તેમને ત્યાંની મહારાજા કૉલેજના પ્રોફેસર નીમીને યુવરાજ સાથે યુરોપના પ્રવાસે મોકલ્યા, અને પછી કૅનેડા, જપાન, ફિલિપ્પાઇન્સ, હૉંગકૉંગ વગેરે સ્થળોના શિક્ષણના પ્રશ્નોના અભ્યાસ-પ્રવાસે મોકલવામાં આવ્યા. ત્યાંથી આવ્યા બાદ મહારાજા કૉલેજના વિદ્યાર્થીપ્રિય પ્રિન્સિપાલ તરીકે અને પછી ૧૯૧૬માં શિક્ષણખાતાના સર્વોચ્ચ વડા તરીકે એમણે ઉજ્જ્વળ કારકિર્દી ગાળી અને શિક્ષણના ક્ષેત્રમાં નવી જ પ્રણાલિકા તથા સુધારા આણ્યાં.

પણ ઈ. ૧૯૨૦માં એકાએક રાજીનામું આપીને શિક્ષણ કાર્ય છોડી તે મદ્રાસ ધારાસભામાં જસ્ટિસ પક્ષના વડા સર પી. ટી. ચેટ્ટીયાર સાથે જોડાયા અને યુનિવર્સિટી મતદાર મંડળ તરફથી ધારાસભામાં ગયા. અહીં પોતાના અંગ્રેજી ભાષાપરના પ્રભુત્વ ચર્ચાચાતુર્ય, હાજરજવાબી અને પ્રતિસ્પર્ધીને સપાટા મારવાની શક્તિથી જોતજોતાંમાં એટલા તો આગળ આવી ગયા કે તેમના પ્રશંસકો તો તેમના પ્રધાનમંડળમાં આવવાની ગણતરી કરતા હતા. પણ નિર્માણ કાંઈક જુદું જ હતું. સ્વતંત્ર-વિચારના એ માનવીએ એકાએક જસ્ટિસ પક્ષ સામે વિરોધનો ઝંડો ઉપાડ્યો અને વિરોધ પક્ષેથી તેમનાં પ્રહારાત્મક ભાષણોએ જસ્ટિસપક્ષીઓને તોબા પોકરાવી દીધી. અહીં તે પોતાના જેવા જ સમર્થ પાર્લમેન્ટેરિયન સ્વ. સત્યમૂર્તિના સંપર્કમાં આવ્યા, અને તેમના સાથીદાર બન્યા. પણ મતસ્વાતંત્ર્યને કારણે એમની સ્વરાજ્ય પાર્ટીમાં જોડાયા નહિ

આમ, રાજકારણી જુવાળનાં મોજાંઓના સર્વોચ્ચ શિખરે તે પહોંચ્યા હતા એવામાં ફરી પાછું એકાએક તેમણે એ ક્ષેત્ર છોડી દીધું અને ૧૯૨૬માં નવી સ્થપાએલી આંધ્ર યુનિવર્સિટીના વાઇસ-ચાન્સેલર (કુલનાયક) પદે ગયા. ત્યાં તો વળી વિરોધો, મુશ્કેલીઓ ને વિતંડાઓને મોટા ઝંઝાવાત એમને વેઠવો પડ્યો, પણ એ બધું છતાં આજે બધા માનપૂર્વક એકી અવાજે સ્વીકારે છે કે આંધ્ર યુનિવર્સિટીને આજની કક્ષાએ પહોંચાડનાર તો એ જ.

પણ ૧૯૩૦માં અસહકારનાં ઘોડાપૂર વખતે બ્રિટિશ સરકારે જે દમનનીતિ આદરી તેના વિરોધમાં રાષ્ટ્રની સ્વમાનરક્ષા અર્થે તેમણે કુલનાયકપદેથી રાજીનામું આપ્યું અને કૉંગ્રેસમાં જોડાયા. પાંચ વરસ સુધી તેમણે એ રાજકીય ક્ષેત્રમાં કામ કર્યું, પણ એમનું સ્વતંત્ર અને ટીકાત્મક વલણ પક્ષનીતિનાં બંધનો સ્વીકારી શકતું નહિ. વિચારમાં તે ગાંધીજી કરતાં ગોખલેજીના અનુયાયી હતા, પણ ગોખલેજીની ધીરજ અને મિતભાષીપણું એમનામાં ન હતા. ૧૯૩૫માં પાછા તે ધારાસભામાં ચૂંટાયા, પણ ૧૯૩૬માં આંધ્ર યુનિવર્સિટીના કુલનાયકપદે ચૂંટાતાં ફરી શિક્ષણના ક્ષેત્રમાં ગયા. ૧૯૩૭માં કૉંગ્રેસે પ્રધાનપદાં સ્વીકારતાં શ્રી રાજગોપાળાચાર્યે એમને ઉપલી ધારાસભામાં લીધા, જ્યાં સ્વ. શ્રીનિવાસ શાસ્ત્રી સાથે રહીને એમણે કમદા ફાળો આપ્યો. પણ કૉંગ્રેસ સાથે મનમેળ ન થતાં તેમાંથી રાજીનામું આપી એમણે આંધ્ર યુનિવર્સિટી સંભાળી લીધી અને લાગટ બાર વરસ સુધી સ્થિર ને સંગીન કાર્ય કરીને એ સંસ્થાના પાયા એમણે મજબૂત કરી દીધા.

હોઠે વરસ પર મ્હૈસુર રાજ્યે પોતાની શિક્ષણપ્રણાલિકાના પુનર્નિર્માણ માટે એમને બોલાવ્યા અને ૧૯૪૯ના સપ્ટેમ્બરની ૧૫મીએ આંધ્રમાંથી રાજીનામું આપી મ્હૈસુર રાજ્યની યુનિવર્સિટીના પ્રો-ચાન્સેલર (કુલપતિ) થયા. પરંતુ એમના અવસાનથી એમનું ત્યાંનું કામ તો અધૂરું જ રહી ગયું.

ગયા માસની ૭મી તારીખે બીમારીને કારણે તેમને મદ્રાસના નર્સિંગ હોમમાં દાખલ કરવામાં આવેલા, પણ તેમની તબિયત ન જ વળી અને ૨૪મીએ તેમનું અવસાન થયું. જીવનભર તે અવિવાહિત રહેલા. જોકે એમણે એક પુત્રી દત્તક લીધેલી, પણ એમના પહેલાં જ એનું અવસાન થઈ ગએલું. એમના દૌહિત્ર પ્રભાસરાયને હાથે ચિત્તુર પાસે એમના કહ્યાગ્રો મુજબ એમનો અગ્નિદાહ થયો અને ચિત્તુરમાંના એમના બંગલા 'પદ્મ પ્રભાસ'ના કૉમ્પાઉન્ડમાં એમનાં અસ્થિ ઉપર સમાધિ ચણવામાં આવનાર છે.

મદ્રાસના વડા પ્રધાન શ્રી પી. એસ. કુમારસ્વામી રાજા તથા બીજા અનેક સ્વર્ગસ્થને જે અંજલિઓ આપી છે તે પરથી આ દેશને પડેલી ખોટનો કાંઈક ખ્યાલ આવી શકે છે: 'એમના અવસાનથી દક્ષિણ હિંદમાંથી એક પ્રચંડ વ્યક્તિ અને શિક્ષણના ક્ષેત્રમાંથી એક તેજસ્વી મહનો લોપ થયો છે. દેશના સાંસ્કૃતિક ઘડતરમાં એમણે જે અણમોલ ફાળો આપ્યો છે તે ચિરસ્મરણીય રહેશે. વાક્સૌંદર્ય અને તેજસ્વિતાથી ઓપતા એમના ધારાસભાઓમાંના વ્યાખ્યાનો, અને એમણે સ્થાપેલી વિવાદચર્ચાની ગૌરવશીલ રૂઢિ કક્ષા હજી આજની ઘડી સુધી આદર્શરૂપ રહ્યાં છે. એમનું સૌથી મહાન અર્પણ તો યુનિવર્સિટી-શિક્ષણના ક્ષેત્રમાં હતું, અને આંધ્ર યુનિવર્સિટીના છોડને છેક બાળપણથી ઉછેરીને જે મહાવૃક્ષના રૂપમાં એમણે આપણને ઉછેરી આપ્યો છે તેને તો એ યુનિવર્સિટીના વિદ્યાર્થીઓની પેઢીઓની પેઢીઓ સદા યાદ કર્યા કરશે.

## ગરીબ બીચારું ત્રાંબાનાણું

કોઇ પણ દેશના સિક્કાઓ ત્યાંની તવારીખ માટે એક અગત્યનું ઐતિહાસિક સાધન છે. ઇતિહાસના એક પ્રકરણ રૂપ તે બની રહે છે. વળી, નવા બહાર પડતા અને વિલુપ્ત થતા સિક્કાઓ દેશનાં આર્થિક ને સામાજિક વહેણોનાં પણ નિદર્શક બની રહે છે. આપણું આ યુગનું ત્રાંબાનાણું ૧૮૩૫માં બ્રિટિશરોએ પહેલવહેલું શરૂ કર્યું. ત્યારથી તે આજના સમયે જ્યારે પાઇ, અધેલા, ઢબુ વગેરે ગરીબ-પરવારીને, એ બધાં આપ્ત જનોના આવરોધ જેવો માત્ર એકલો પૈસો મૃત્યુ સામે મથામણ કરી રહ્યો છે ત્યાં સુધીના ગાળામાં આપણા આમજીવન અને સામાન્ય લોકજીવનના ચણગી નાખાની જાણે એક નાની કથા સર્જાઇ ગઇ છે.

છેક ૧૮૪૧ સુધી આપણા લોકજીવનમાં કોડીનું ચલણ હતું. ઘણાને કદાચ ખબર નહિ હોય કે એ વખતે 'અરધી પાઈ'નો સિક્કો બહાર પાડવામાં આવેલો, અને કોડીના ચલણની વચ્ચે માનભર્યું સ્થાન પામેલો. એ દર્શાવે છે કે ત્યારે કેટલી બધી સોંઘવારી હશે! આજે એ કોડીનું અસ્તિત્વ માત્ર પેલી તુચ્છકારદર્શક કહેવતમાં જ સચવાઈ રહ્યું છે કે 'કોડીની કિંમતનું ય નથી'.

ત્રણ દસકા પહેલાંનાં આપણાં એ ચાર ત્રાંબાનાણાંમાં પહેલો ઘા પેલા ઢબુ ઉપર પડ્યો. ૧૯૨૪માં એ પાછો ખેંચાયો. એ ભરાવદાર ગૌરવશીલ સિક્કાનો વંશ આજે પેલી નિકલની કંગાળ ચારરકમી સાચવે છે! પછી વારો આવ્યો પાઈ અને અરધા પૈસાનો.

# સમયસાગરનાં છીપ-મોતી

## જલશુદ્ધિ પાઉડર

પૂનાની નૅશનલ કેમિકલ લૅબોરેટરીએ એક નવો પાઉડર નિપજાવ્યો છે. દક્ષિણ હિંદુસ્તાનમાં નેલોરમાં એક જાતનો દાંતનો રોગ થાય છે. તે દૂર કરવામાં એ આશીર્વાદ રૂપ થશે; કેમકે એ પાઉડરમાં પાણીને શુદ્ધ કરવાની મદદગાર શક્તિ રહેલી છે. દરિયાનું પાણી પણ એ પાઉડરથી ફિલ્ટર કરેલું ચોખ્ખું પાણી બની જાય છે. નેલોરના ૨૦ લાખ રહેવાસીઓના પીવાના પાણીમાં કેટલીક એવી અશુદ્ધિઓ રહેલી છે કે જેને લીધે ત્યાં એ રોગ થાય છે. એ વિભાગના પાણીને આ પાઉડરથી શુદ્ધ કરવાથી એ રોગ નાશ પામશે. આમ, લોકોને શુદ્ધ પાણી મેળવી આપવાનું કામ કરવા ઉપરાંત આ પાઉડર ખાંડનાં કારખાનાંઓમાં પણ મદદગાર થઈ પડશે. શેરડીના રસને તે વડે ફિલ્ટર કરવાથી તેમાંથી મૉલૅસિસ (Molasses) નામનો પદાર્થ નીકળી જઈ શેરડીનો રસ મધ જેવા સીરપનાં રૂપમાં તૈયાર થશે. એ મુરબ્બા, પીપરમેન્ટ ગોળીઓ વગેરે બનાવવામાં વપરાશે. આ નવા પાઉડરનું નામ 'આયોન એક્સચેન્જ રેઝિન્સ' (Ion exchange resins) છે ને તે મોટા પ્રમાણમાં તૈયાર થઈ શકે તેમ છે.

## રેડિયોલૉજિકલ યુદ્ધ

અમેરિકાના વૈજ્ઞાનિકો એક નવી જાતના યુદ્ધ-સાધનની શોધ કરી રહ્યા છે. આ પદાર્થો છે રેડિયો-ઍક્ટિવ રજકણો અથવા પ્રવાહી. ઍટમ બૉમ્બ બનાવવાનાં કારખાનાંમાં આડ-પેદાશ તરીકે એ પેદા થાય છે. એમાંથી જે રેડિયો ઍક્ટિવ કિરણો નીકળ્યા કરે છે તે પ્રાણીમાત્ર માટે ખૂબ જ નુકસાનકારક છે. અત્યારસુધી આ રજકણોનો નાશ કરવામાં આવતો, પણ હવે તેના યુદ્ધના કામમાં ઉપયોગ કરવાનું અમેરિકન અધિકારીઓ વિચારી રહ્યા છે. કેવળ વિમાનમાંથી જ તે શત્રુ પર નાખી શકાશે એવું નથી. તોપના ગોળામાંથી કે રૉકેટ દ્વારા પણ શત્રુ પર તેનો છંટકાવ કરી શકાશે. આમ અત્યારસુધી જે નકામો ગણીને ફેંકી દેવાતો તે આ રેડિયો ઍક્ટિવ ધૂળ યુદ્ધનું ભયંકર શસ્ત્ર બનશે.

## ટાંકણી ઉપર ચિત્રકામ

આપણે ચોખાના દાણા ઉપર કરેલા ચિત્રકામની હકીકતો તો સાંભળી છે. પણ ઈટાલીના એજિડિયો બોશી (Egidio Boschi) નામના ૪૭ વર્ષના એક ચિત્રકારે ટાંકણીના માથા પર ચિત્રો દોર્યાં છે. અત્યારસુધી તેણે ૮ ટાંકણીઓ પર જુદાં જુદાં ૮ રંગચિત્રો દોર્યાં છે ને હવે ને ટાંકણીના માથા પર નવમું ચિત્ર રંગમાં પોતાનું દોરી રહ્યો છે. આ સૂક્ષ્મ ચિત્રકામ તે પોતાની ખાસ બનાવેલી પીંછી વડે કરે છે. એ પીંછી એટલે એક દીવાસળીને છેડે ચોંટાડેલો પોતાના જ માથાનો એક વાળ! તેના વતી તે ચિત્રો દોરે છે. ચોખાના એક દાણા પર એક બીજા ચિત્રકારે ૧૨ શબ્દો લખેલા તે દાણો જોયા પછી તેને આ માટે પ્રેરણા થએલી. આ અતિ ઝીણવટભર્યું ચિત્રકામ કરતાં કરતાં પોતાની આંખો ખોઈ બેસવાનો સંભવ ઊભો થયો છે. તેણે દોરેલાં આ સૂક્ષ્મ ચિત્રોની કિંમત અત્યારે લગભગ સવા લાખ રૂપિયા (૬૨૦૦ પાઉન્ડ) અંકાઈ રહી છે.

## એક આશાદાયક સમાચાર

સંશોધન ખાતાએ એક ક્રાન્તિકારી જાતના ચોખા પેદા કરવામાં સફળતા મેળવી છે. મગફળી તથા ટૅપિઓકામાંથી સંયોજિત કરેલા આ નવી જાતના ચોખામાં પ્રોટીન અને વિટામિન વધુ હોય છે. રોજના ૩ હંડ્રેડવેટ આવા ચોખા તૈયાર કરવાનું કારખાનું અત્યારે ચાલુ છે. રોજ પાંચ છ લાખ ટન ચોખા તૈયાર કરી શકે એવું કારખાનું કાઢવાનું સરકાર વિચારી રહી છે. આ ચોખાનો ભાવ શેર દીઠ ૨૫ આના રહેશે.

## અંધ ગાયકની સંગીતકલા

આપણે ત્યાં અંધોને માટે દયા તથા અનુકંપાની લાગણી હોવા છતાં તેમના ઉદ્ધાર તથા પ્રગતિ માટે ઘણી ઉપેક્ષા સેવીએ છીએ. ઉપેક્ષાની એ ભાવના ખંખેરી નાખવા તથા અંધો તરફની આપણી ફરજની ભાવના જાગૃત કરવા મુંબાઈમાં ગયે મહિને એક અંધસપ્તાહ ઉજવવામાં આવેલું. એના કાર્યક્રમ વખતે અંધોએ પોતાની વિવિધ કલાનું પ્રદર્શન કરેલું. તે સૌમાં એક અંધે પોતાનાં અભિનવ સાધનો વડે 'જલતરંગ'ની માફક જે સંગીત વગાડી બતાવ્યું તે અદ્ભુત હતું. એ અંધનાં સાધનો હતાં ચીનાઈ માટીની ખાલી ડબ્બીઓ તથા વાંસની સળીઓ! આ સાધનો વડે 'જલતરંગ'ની જ રીતે તેણે વિવિધ રાગ ગાઈ સંભળાવી લોકોને આશ્ચર્યચકિત કરી નાખ્યા. સમાજમાં ઉપેક્ષાએલા આવા અંધોની આવી કેટકેટલી કલા ફોગટ જતી હશે!

## જ્યાં મોટેથી બોલવાની મનાઇ છે!

સ્વિટ્ઝર્લૅન્ડમાં એક ડુંગરાની તળેટીમાં આવેલા એક નાના ગામમાં હમણાં મોટેથી બોલવાની મનાઈ કરવામાં આવી છે, એટલું જ નહિ પણ જોરથી બારણું બંધ કરવાની કે ટેબલ પછાડવાની પણ ત્યાં બંધી છે! તેનું કારણ એ છે કે આ વરસે ત્યાં ડુંગરાળ પ્રદેશોમાં બરફ ધસી પડવાથી પારાવાર નુકસાન થયાના દાખલાઓ બન્યા છે. જ્યારે ડુંગરાઓ પર ખૂબ બરફ જામ્યો હોય ત્યારે મોટે સાદે બોલવાથી કે અવાજ કરવાથી અવાજના મોજાં પેલા જામેલા બરફને નીચે ધસી પાડવામાં કારણરૂપ બને છે. આ ગામડાની પાસેના ડુંગરાઓ પર પણ આવો જ બરફ જામેલો છે, એટલે ત્યાં મોટેથી અવાજ કરવાની મનાઈ ફરમાવવામાં આવી છે; કારણ, નહિ તો પેલો બરફ ધસી પડી આખું ગામ તેમાં દટાઈ જાય! આવા ભય નીચે જીવતા એ ગામના ગામજનો બીજે નાસી પણ જઈ શકતા નથી, કારણ બધી તરફનો રેલવે વાહન વ્યવહાર કપાઈ ગયો છે. મૃત્યુના સતત ભય નીચે જીવતા એ ગામજનોની મનોદશા કેવી કરુણ હશે!

## ત્યાં અને અહીં

આપણે ત્યાં અનાજ પર કાપ પડ્યો ત્યારથી સરકારની ટીકા કરવાની વૃત્તિ ગંભીર દેખાઇ રહી છે. પણ ઇંગ્લૅંડમાં શું ચાલે છે તે જોવા જેવું છે. એમનો જ પ્રશ્ન માંસ હરી પ્રશ્ન છે; અને ઇંગ્લૅંડને જોઇતું માંસ આર્જેન્ટિના દેશમાંથી આવતું હતું, પણ આર્જેન્ટિનાએ માંસનો ભાવ એકદમ વધારી મૂકતાં ઇંગ્લૅંડે તે લેવાની ના પાડી. આથી ત્યાં માંસની અછત તંગી ઊભી થઇ. આજે ત્યાં અઠવાડિયે માણસ દીઠ ફક્ત ૪ ઔંસ માંસ મળે છે. ઈંડાની બાબતમાં પણ એ જ સ્થિતિ: માણસ દીઠ અઠવાડિયે ૧ ઈંડું. સિગારેટની પણ ત્યાં ખૂબ અછત છે. પણ અંગ્રેજ પ્રજા ત્યાંની પ્રશ્નદશાને મોંએ સહન કરી રહી છે. પેઢીઓથી માંસાહારી રહેલી એ પ્રજા માંસને અભાવે આજે શાકાહારી બની રહી છે, જ્યારે આપણે ત્યાં અનાજ ઓછું હોવાને લીધે ખજૂર અથવાં શકરિયાં ખાવાનું કહેવામાં આવતાં લોકો સરકાર પર તૂટી પડે છે.

## ટચુકડો વીજળી પંખો

૩ ઔંસ (છટ્ટાંક) વજનનો, બૅટરીથી ચાલતો એક ટચુકડો અંગત પંખો અમેરિકામાં તૈયાર થયો છે. ગરમીના દિવસોમાં મોટરગાડીઓની ભીડમાં, સિનેમાઓમાં, ઘરમાં અને ઇસ્પિતાલમાં માણસો પોતા માટે એ વાપરી શકશે. પંખા પ્લાસ્ટિકના બનેલા ૨ ઇંચ લાંબાં અને ૧ ઇંચ પહોળાં ૩ પાંખિયાંવાળો છે. (યુસિસ)

# આ માસ (માર્ચ) ઈતિહાસમાં : દિનવિશેષ · વ્યક્તિવિશેષ · પ્રસંગવિશેષ

## ફેબ્રુઆરીની તવારીખ

તા. ૧ યુનોની જનરલ ઍસેમ્બ્લીએ ચીનને કોરિયામાં આક્રમક ઠરાવતો અમેરિકાનો ઠરાવ ૪૪ વિરુદ્ધ ૭ મતે પસાર કર્યો. વિરોધ કરનારાઓમાં હિંદ, બર્મા ને રશિયન સમૂહ હતા. તા. ૨ હિંદમાંનું ફ્રેન્ચ સંસ્થાન ચંદ્રનગર હિંદ સાથે જોડવાના કરાર પર ફ્રાન્સ અને ભારત સરકારની સહીઓ થઈ. તા. ૩ નાઝી યુદ્ધ ગુન્હેગાર અને જર્મનીના સૌથી મોટા લોખંડના ઉદ્યોગપતિ આલ્ફ્રેડ ક્રપની ૬ વર્ષના કારાવાસ બાદ મુક્તિ. તા. ૮ ઑસ્ટ્રેલિયા-ઇંગ્લેંડ વચ્ચેની ચોથી ટેસ્ટમાં ૨૭૪ રને ઑસ્ટ્રેલિયાની જીત. તા. ૯ પ્રજાસત્તાક હિંદની પ્રથમ જનગણના વસતિગણતરીની શરૂઆત. તા. ૧૦ દ૦ કોરિયાની રાજધાની સેઉલ ઉપર યુનોનાં દળોએ ફરીથી કબ્જો જમાવ્યો. તા. ૧૨ ભારતને ૨૦ લાખ ટન અનાજ ભેટ આપવાની દરખાસ્ત મંજૂર કરવાનો પ્રેસિડન્ટ ટ્રુમેને અમેરિકન કૉંગ્રેસને અનુરોધ કર્યો. ❑ ભારત-રાષ્ટ્રસમૂહ વચ્ચેની પાંચમી ટેસ્ટ મૅચમાં ૭૩ રને ભારતની હાર. તા. ૧૪ અમેરિકાને આક્રમક જાહેર કરતી રશિયાની દરખાસ્ત યૂનોની જનરલ ઍસેમ્બ્લીમાં મોટી બહુમતિથી નામંજૂર. તા. ૧૫ ભારતના નાવિક દળોના કમાન્ડર ઇન-ચીફ વાઇસ ઍડમિરલ પેરી નિવૃત્ત થતાં તેમની જગ્યાએ રીયર ઍડમિરલ પાર્કીની નિમણૂંક ❑ નેપાળ છોડી હિંદ આવેલા નેપાળ નરેશ રાજા ત્રિભુવનનો નેપાળમાં લોકરાજ્ય સ્થપાતાં ફરી સન્માન સહિત પ્રવેશ. તા. ૧૭ કાનપુરમાં શરૂ થએલી ૨૬૯ માઇલની અભિનવ રાત્રિ વિમાની હરીફાઈમાં ડૉ. નામજોશી પ્રથમ આવ્યા. ❑ લખનૌમાં કેન્દ્રિય ઔષધિ-સંશોધન સંસ્થાનું પંડિત નહેરુના હસ્તે ઉદ્ઘાટન. તા. ૧૮ નેપાળમાં લોકશાહી અમલના નવા પ્રધાનમંડળનો સોગંદવિધિ. તા. ૨૦ પાર્લામેન્ટે 'પ્રિવેન્ટિવ ડિટેન્શન બિલ' પસાર કર્યું. તા. ૨૧ યૂનોની સલામતી સમિતિમાં કાશ્મીરને લગતો ઍંગ્લો-અમેરિકન ઠરાવ મુકાયો, જેમાં કાશ્મીરના ઝઘડા તથા લોકમત દરમ્યાન પરદેશનું લશ્કર રાખવાની યોજના છે. તા. ૨૬ હિંદ પાકિસ્તાન વચ્ચે વેપારી કરાર ઘણા મહિનાઓથી તેમની વચ્ચે બંધ પડેલો વેપાર પાકિસ્તાનના રૂપિયાને હિંદે બિનસરકારી માન્યતા આપ્યા બાદ શરૂ થયો.

## આ માસના દિનવિશેષ

તા. ૩ શીખોના પવિત્ર 'ગ્રંથસાહેબ'ના સંપાદક ગુરુ અર્જુનદેવ ગાદીએ બેઠા, ૧૫૮૧.
તા. ૮ શોધસફરી આમુંડસેન દક્ષિણ ધ્રુવ પર પહોંચ્યો, ૧૯૧૨.
તા. ૧૨ સુરત, ઘોઘા, અમદાવાદ ને ખંભાતમાં કોઠી નાખવાની અંગ્રેજોને છૂટ મળી, ૧૬૧૨.
તા. ૧૪ આફ્રિકાનું જંગી સરોવર આલ્બર્ટ ન્યાન્ઝા શોધાયું, ૧૮૬૪.
તા. ૧૫ હિંદની દશ્ય પરતંત્રતા રૂપ હથિયારબંધી તથા છાપાઓના કાયદા થયા, ૧૮૭૮.
તા. ૨૦ ગુરુત્વાકર્ષણના નિયમના સ્થાપક સર આઇઝૅક ન્યૂટનનું મૃત્યુ, ૧૭૨૭.
તા. ૨૫ કાનપુરમાં કોમી રમખાણ; તેમાં ગણેશશંકર વિદ્યાર્થીની શહીદી, ૧૯૩૧.
તા. ૨૫ ગુજરાતના કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈનું અવસાન, ૧૮૯૮.
તા. ૩૦ રૉલેટ બિલના કાળા કાયદા સામે દિલ્હીમાં હડતાળ ને ગોળીબાર, ૧૯૧૯.

## વ્યક્તિવિશેષ: હેનરિક જહોન ઇબ્સન

પોતાની અભિનવ શૈલીનાં નાટકો વડે



યુરોપભરના નાટ્યસાહિત્ય પર ઊંડી અસર મૂકી જનાર નૉર્વેજિયન નાટ્યકાર ને કવિ હેનરિક જહોન ઇબ્સનનો જન્મ ઇ. સ. ૧૮૨૮ની ૨૦મી માર્ચે નૉર્વેના સ્કેઇન મુકામે થએલો. પિતાએ વેપારમાં ખોટ ખાધા બાદ બચપણથી જ ગરીબી અને તંગી ભોગવતાં ૧૫ વર્ષની નાની ઉંમરે તો તે ધંધે લાગ્યો અને મનની ઊર્મિઓ ઠાલવવા તથા દુઃખ ભૂલવા કાવ્યો લખવા સાથે ઊંડો અભ્યાસ કરવા માંડ્યો. ૧૮૫૦માં તેનું પહેલું નાટક 'કૅટિલિના' બહાર પડ્યા બાદ થોડો વખત એક અઠવાડિકમાં ગામી બર્ગનના એક થીએટરમાં ગીતો લખનાર તરીકે જોડાયો, જ્યાં તેને પ્રોડ્યુસર, મૅનેજર અને ડિરેક્ટર તરીકેની ફરજો પણ બજાવવી પડી હોવાથી પોતે પણ નાટ્યકાર જ બનવા પ્રેરાયો.

કંપની માટે તો તેણે થોડાં નાટકો લખેલાં જ, પણ ૧૮૬૨માં તેના 'લવ્ઝ કૉમેડી'માંનાં, પ્રણયનો ઉપહાસ કરતાં કટાક્ષ સૂત્રોએ તો ડેન્માર્ક ને નૉર્વેમાં ઉહાપોહ મચાવ્યો ને તે આબરૂ ગુમાવી બેઠો. છતાં તે પછી લખાએલા 'ધ પ્રીટેન્ડર'ને ઘણો જ સારો આવકાર મળ્યો. પણ મેધાવી નાટ્યકાર તરીકેનું તેનું સ્થાન તો છેક 'બ્રાન્ડ' અને 'પીઅર ગીન્ટ' બહાર પડ્યા પછી જ તેને મળ્યું.

પોતાના સમકાલિન 'બ્યોર્નસન'ને મળેલા કવિ-પેન્શનની તેણે પણ માગણી કરી; તે નકારાતાં ૧૮૬૪માં અપમાનના દુઃખ સાથે એ ઇટાલી ગયો, ને ત્યાંથી જર્મની. દરમ્યાન 'બ્રાન્ડ'ના પ્રકાશન બાદ તેને કવિ-પેન્શન મળતાં તે સ્વદેશ આવ્યો ને ૧૯૦૬ની ૨૩મી મેએ અવસાન થતાં સુધી ત્યાં જ રહ્યો.

જીવનના તદ્દન સામાન્ય પ્રશ્નોને પણ અજબ કૌશલથી તેણે નાટકોમાં વણી લીધા છે. આવાં પ્રતિભાશાળી નાટકો સર્જનાર એ પોતે એવો તો એકાકી મનોવૃત્તિવાળો હતો કે ખુદ પોતાના પુત્રની કેળવણી પાછળ પણ તેણે ધ્યાન નહિ આપેલું.

## આ માસનો પ્રસંગવિશેષ: અંગ્રેજોએ ઝાંસી ખાલસા કર્યું.

ઝાંસીના રાજા રામચંદ્રરાવ સાથે ૧૮૧૭માં ખાતરી આપનારી મિત્રતાભરી સંધિ થયા છતાં ને નિઃસંતાન રાજા ગંગાધરરાવે નજીકના જ સગાના બાળક દામોદરરાવને હિંદુ ધર્મશાસ્ત્રાનુસાર અને અંગ્રેજ અમલદારોની હાજરીમાં જ દત્તક પુત્ર લીધેલો હોવા છતાં 'ભારતની ભૂમિને સમથળ કરવા' આવેલા લૉર્ડ ડેલહાઉસીએ ૧૮૫૩ની ૨૧મી નવેમ્બરે રાજા ગંગાધરરાવ ગુજરી જતાં કેવળ અઢાર વર્ષની વિધવા રાણી લક્ષ્મીબાઈના હાથ નીચેનું રાજ્ય 'બાકરો બેઠેલા મધ જેવું' સહેલાઈથી હજમ થઈ જાય એવું લાગતાં ગંગાધરરાવે કરેલું દત્તવિધાન અમાન્ય ગણ્યું, અને ૧૮૫૪ના માર્ચની ૧૩મી તારીખે એક જાહેરનામું બહાર પાડી જબરદસ્તીથી ઝાંસીનું રાજ ખાલસા કર્યું. લક્ષ્મીબાઈના અને પ્રજાના સખત વિરોધને જરાયે ન ગણકારતાં ગંગાધરરાવ મૂકી ગયેલા ૪॥ લાખનું ઝવેરાત ને ૨॥ લાખની રોકડ પણ તેણે ખૂંચવી લીધી. ને પછી ક્રૂર મશ્કરીસમું માસિક પાંચ હજાર રૂપિયાનું પેન્શન રાણીને આપવા માંડ્યું. પણ લક્ષ્મીબાઈએ તેનો અસ્વીકાર કર્યો. ને ઈતિહાસ લેખક મેજર ઇવાન્સ લખે છે તેમ 'ઝાંસીની પ્રજા અને રાજકુલ સાથે અંગ્રેજોએ કરેલા આ ઘોર અન્યાયને પરિણામે જ ઈ. સ. ૧૮૫૭ના વિપ્લવમાં લક્ષ્મીબાઈએ શસ્ત્રો ધારણ કરીને અદ્ભુત વીરતાથી અંગ્રેજોનો સામનો કર્યો.

મિત્તર ઐસા કીજિયે, ઢાલ સરીખા હોય;
સુખમેં પીછે પડ રહે, દુઃખમેં આગુ હોય.

બંગાળી વિદ્વાન વિશ્વનાથ શાસ્ત્રી આદર્શ બ્રાહ્મણ હતા. એક સમયે તેમને કેટલાક પંડિતો સાથે વાદવિવાદ થયો. સામો પક્ષ હાર ઉપર આવ્યો એટલે તેમનામાંથી એક પંડિતે શાસ્ત્રીજીના મોં પર છીંકણીની દાબડી ફેંકી. તેને ન ગણકારતાં મોં પરથી છીંકણી સાફ કરી શાસ્ત્રીજીએ શાંતિથી કહ્યું, 'આ તો પ્રસંગ બહારની વાત થઈ, માટે તે જવા દઇ હવે આપણે મૂળ વાત પર આવીએ.' શાસ્ત્રીજીનો સંયમ જોઈ સામા પક્ષે વધારે વાદ ન કરતાં તરત જ પોતાની હાર સ્વીકારી.

અનેકાર્થી શબ્દ: રંગ=લાલ, પીળો વગેરે વર્ણ; એવા રંગોની ભૂકી કે પ્રવાહી; પટ કે અસર; આનંદ, મસ્તી યા તાન; કેફ કે નશો; પ્રીતી કે સ્નેહ; રંગભૂમિ, નાટકશાળા; રણક્ષેત્ર.

કહેવતોના અર્થ: 'મીઠા વાસ્તે ખીચડી બગાડવી'—કરકસરને નામે ખોટો લોભ કરીને નાની વસ્તુ બચાવવા જતાં ઉલટું મોટું નુકસાન વહોરી લેવાની વૃત્તિ કે કુટેવ પ્રત્યે ઉપાલંભ કરતી આ સચોટ કહેવતનો અર્થ તો સ્પષ્ટ છે, કે નજીવી કિંમતનું ચપટી મીઠું બચાવવાનો લોભ કરનાર માણસ ખીચડીની આખી વાની મોળી કરી મૂકતો હોય છે એનું એને ભાન નથી હોતું

કોટ, ધાબળા અને કાન-ઢાંકણાં જેવી વસ્તુઓ બનાવવામાં અમેરિકામાં ઍલ્યુમિનિયમના પડવાળું કાપડ વપરાઈ રહ્યું છે. 'મિલિયમ'ને નવે નામે ઓળખાતું, વજનમાં હળવું આ કાપડ બીજા કાપડના કરતાં શરીરની ગરમી વધુ સંઘરી રાખે છે ને પહેરનારને હૂંફ આપે છે. (યુસિસ)

ભૌગોલિક બાબતોમાં જગતભરમાં પ્રમાણભૂત ગણાતી સંસ્થા અમેરિકાની નૅશનલ જ્યૉગ્રૉફિક સોસાયટીની તપાસમાં જણાયું છે કે દુનિયા આખીની ભાષાઓમાં હિંદીનું સ્થાન બીજું છે. જગતમાં અંગ્રેજી બોલનારા આશરે ૨૯ કરોડ, હિંદુસ્તાની બોલનારા ૧૬ કરોડ, રશિયન બોલનારા ૧૪॥ ને સ્પૅનિશ બોલનારા ૧૧॥ કરોડ માણસો છે.

કૉફીનું પીણું ઈથીઓપિયામાંથી મૂળ શરૂ થયું ત્યાંથી તે અરબસ્તાન, ભારત, ઇજિપ્ત અને સીરિયામાં પ્રસર્યું. તે પછી ૧૭મી સદીમાં તે ઇગ્લંડ અમેરિકામાં લોકપ્રિય થયું.

યૉર્ક શહેરનો ટૉમ વૅડર જગતમાં સૌથી લાંબું નાક ધરાવે છે. ૭॥ ઇંચ!

ટાઇપિંગ કરવાની સૌથી વધુ ઝડપ અત્યાર સુધી ૧ મિનિટે ૧૪૯ શબ્દ છે. શિકાગોમાં મિસ હૅમ્મા નામની કુમારીકાએ ૧૯૪૧માં ઇલેક્ટ્રિક મશીન પર એ રૅકૉર્ડ કરેલો.

ગણિત ગમ્મત (મોકલનાર: મગનલાલ નાથાલાલ ખત્રી)

$$\left\{\frac{૯^2+૧૦^2+૧૧^2+૧૨^2+૧૩^2+૧૪^2+૧૫^2+૧૬^2+૧૭^2+(૩)}{૫^2+૬^2+૭^2+૮^2+૯^2+૧૦^2+૧૧^2+૧૨^2+૧૩^2+(૩)}\right\}=૨$$

$$(૨^2+૪^2+૬^2)-(૧^2+૩^2+૫^2)=(૧+૨+૩+૪+૫+૬)$$

$$(-૧^2+૨^2-૩^2+૪^2-૫^2+૬^2)=(૧+૨+૩+૪+૫+૬)$$

જે બાટલીઓનો ઉપયોગ હમેશા કરવો પડતો હોય તેના બૂચને દોરી બાંધી તેને બાટલી સાથે બાંધી દો. નહિ તો વારંવાર બૂચને નીચે મૂકવાથી તેને ધૂળ લાગશે અને એ ધૂળ શીશીમાં જશે.

કલાકણિકા : આ કઇ ચીજ હશે એની કાંઈ કલ્પના કરી શકો છો? સામાન્ય રીતે ખ્યાલમાં પણ ન આવે કે એ ઘોડાને ખાણ ખવડાવવા માટેના તોબરાનું ઈટાલીની લોખંડની કારીગરીનું સુંદર ખોખું છે! માનવીની કલાદૃષ્ટિ કેવાં કેવાં ક્ષેત્રો સુધી પહોંચે છે!

લખોટી ગબડાવવાની રમત

એક એક ફૂટની પહોળાઈની ત્રણ બાજુઓવાળો લાકડાનો એક ત્રિકોણ કાપીને, તેની ત્રણે કિનારો ઉપર પૂઠાની કે પતરાની પટ્ટીઓ ખીલીઓ વડે જડી દો, જેથી તેમાંથી લખોટીઓ બહાર ગબડી ન પડે. પછી, એક બાજુ પર એક એક ઇંચના વ્યાસના ઊંડા ખાડા પાડીને તેમાં તે મુજબના અંક પાકા રંગથી લખો. ને છેલ્લે, ચિત્રમાં બતાવ્યા પ્રમાણે, અરધા અરધા ઇંચને અંતરે હારબંધ ખૂંટીઓની માફક, નાની ખીલીઓ કે ગ્રામોફોનની રદ્દી પિનો પાટિયા પર જડી દો, એટલે લખોટીની રમતનું સાધન તૈયાર થયું. હવે, એક હાથમાં પાટિયાને ઢળતું રાખી, બીજે હાથે વારાફરતી પાંચ લખોટી આ છેડેથી સામેને છેડે આવેલી ગબીઓ તરફ ગબડાવો. જે જે ગબીમાં એ પાંચ લખોટી પડે તેમાંના આંકડાનો સરવાળો એ તમારો 'સ્કોર' થયો. બે પાંચ મિત્રો ભેગા થઇને આ રમે. તેમાં જે વધુ 'સ્કોર' કરી જાય તે જીત્યો ગણાય.

સાપ કદી પોતાની આંખો બંધ કરી શકતો નથી, કારણ તેને પાંપણો જ હોતી નથી.



પ્રાચીન મૂર્તિ દુર્ગા
ફોટો
આર.આર.ભારદ્વાજ

હિમાલયના સૂર્યોદયની ઝલકમાં ઝળહળતા પાઇનવૃક્ષ, કે કોઈ ગામગામડાના ગરનાળાની કમાન નીચે કપડાં ધોતી ગરીબ સ્ત્રીઓ, યા સ્ફટિકનિર્મળ બરફના થર નીચેથી ફૂટતી પાંદડાંની કૂંપળો,–એવા વૈવિધ્યભર્યા વિસ્તારમાંથી સૌન્દર્યસ્વરૂપો શોધી લાવતી ફોટો કલાકાર શ્રી ભારદ્વાજની આંખ અહીં પ્રાચીન કલાના એક સૌન્દર્યખંડની ઉજાણી જ રજૂ કરી દે છે. સદીઓ પહેલાંના કલાકારનાં ટાંકણાએ જે રસ-ભક્તિની દૃષ્ટિથી અહીં એક નિર્જીવ પથ્થરમાં માતા દુર્ગાની મૂર્તિનું અવતરણ કરીને તેના હાથમાંના માનવમુંડના આયુધથી માંડી દેહનાં આભૂષણો સુધી ઝીણવટભરી વિગતો ઉતારી છે, તેટલી જ કલાભક્તિ વડે પોતાનો કૅમેરાકસબ શ્રી ભારદ્વાજે એમાં કેવી અજબ રીતે સાર્થ કરી બતાવ્યો છે, એ તો તમને એ મૂર્તિના પથ્થરના નાના કણ સુધીનો ઉઠાવ કહી બતાવે છે. પ્રાચીન તેમજ અર્વાચીન બંને કલાનો એકીસાથે સાક્ષાત્કાર કરાવતી રત્નકણિકા સમું આ ચિત્ર છે.







ડાબી બાજુ: આજથી ૭ વર્ષ પર, ૧૯૪૩ની ત્રીજી ફેબ્રુઆરીએ, ગયા મહાયુદ્ધમાં 'ડૉર્ચેસ્ટર નામના અમેરિકન સૈનિક-જહાજને ઉત્તર ઍટલૅન્ટિકમાં ટૉર્પિડો વાગી ને તે ડૂબવા લાગ્યું, ત્યારે તે પરના ચાર યુવાન પાદરીઓએ પોતાના લાઇફ-બેલ્ટ (જીવન બચાવવા માટે પહેરાતા પટ્ટા) બીજાઓને આપી દઈ, પોતે ચારેએ અંકોડા ભીડીને પ્રાર્થના કરતાં કરતાં એકીસાથે સ્વેચ્છાએ જળસમાધિ લીધી. પરહિતાર્થે આપભોગ આપી અમર બનેલા એ વીર પાદરીઓના સ્મરણમાં ત્યાંના ફિલાડેલ્ફિયા નગરમાં બંધાએલા દેવળનો ઉદ્દ્ઘાટન-વિધિ હમણાં જ અમેરિકાના પ્રમુખ ટ્રુમૅને કર્યો, તે પ્રસંગના આ ફોટોગ્રાફમાં પ્રમુખ ટ્રુમૅન, એ આત્મભોગના પ્રસંગનું દેવળની ભીંત પર ચીતરાએલું ભીંતચિત્ર જોતા ઊભા છે. જમણી બાજુ ઊભેલા ઊભા છે તે, આ દેવળના પાદરી ડૉ. પોલિંગ છે, જે એ ચાર ગરજુવાનો પૈકીના એક ક્લાર્ક પોલિંગના પિતા થાય. જમણી બાજુ મથાળે : શિકાગો નગરમાં બંધાએલી અમેરિકાભરની મોટામાં મોટી જથ્થાબંધ માલની જંગી 'મર્કેન્ડાઇઝ માર્કેટ'નું આ મકાન ૨૩ એકર જગ્યા રોકે છે. જુદીજુદી ૫૬૦૦ વસ્તુઓનો વિક્રય કરતા આ મકાનમાં ૨૫,૦૦૦ માણસો કામ કરે છે અને તેને પોતાની જ બૅંક, પોસ્ટઑફિસ, તારની તથા રેલ્વેની ટિકિટ ઑફિસો, ઉપાહારગૃહો વગેરે છે. જમણી બાજુ નીચે : ઇંગ્લંડના લંડન શહેરની એક પેઢીએ માનવશરીરનાં હાડપિંજર તથા બીજાં અંગઉપાંગોના, શિક્ષણ માટેના નમૂના સિન્થેટિક પદાર્થોમાંથી બનાવવા માંડ્યા છે, તે પૈકી માણસના મગજનો આ નમૂનો ટકાઉ અને વાંચ્યો વળે એવો છે, ને તેમાં જુદાજુદા રંગ પૂરીને મગજના બધા વિભાગો દર્શાવ્યા છે. મગજના આવા નમૂનાઓ બરડ હોવાથી, શાળાના વર્ગોમાં કે પ્રયોગશાળાઓમાં બતાવવા જતાં તૂટી જતા, એ ભય હવે આ નવી બનાવટથી નથી રહ્યો.



કલાકાર વાન ગૉઘ

ઝગઝગાટભરી રંગભભકવાળાં પ્રકાશમાન ચિત્રો, અને દયાજનક ને દુઃખી ટૂંકી જિંદગી - આ બે વસ્તુઓ સ્મૃતિ માટે મૂકી જનાર, કરડો લાલ વાળ અને લીલી આંખોવાળો, ખૂની અને નિરાશાભર્યું જીવન જીવી ગએલો હોલાંડનો ચિત્રકાર વાં ગોઘ પશ્ચિમના 'મૉડર્નિસ્ટ' (અત્યાધુનિક) કલાકારોમાં મોઘા મૂલનો ગણાય છે, અને એના જીવતાં એનાં ચિત્રોને કોઈ ભાગ્યે જ અડતું ને આજે લાખો રૂપિયાની કિંમતે ખરીદવા માટે પડાપડી થાય છે. તેણે જાતે જ ચીતરેલી તેની આ તસ્વીર, તેના ગોળાં ટપકાં અને લસરકા વડે ચીતરવાની તેની વિશિષ્ટ ચિત્રશૈલીનો નમૂનો છે. અમેરિકામાં કલાનો અભ્યાસ કરતા શ્રી કાન્તિલાલ રાઠોડે પત્રેથી તેની જીવનરેખા આ અંકમાં આપી છે






કોઇ આકસ્મિક કારણે અંક મોડો ન થયો હોય તો 'કુમાર' દર માસની ૧૫મી તારીખે બહાર પડે છે; એટલે તે અરસામાં અંક ન મળે તો તરત તેની ફરિયાદ કરવી. અકસ્માતે ગુમ થએલા અંકોની ફરિયાદોને, અમારી પાસે નકલો હોય છે ત્યાં સુધી તો પહોંચી વળવાનો અમે પ્રયત્ન કરીએ છીએ, પરંતુ એવા ગુમ થએલા કોઈપણ અંકો ભરપાઇ કરી આપવાનું કશું બંધન અમારે માથે રહેતું નથી


કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી, મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ પોપટભાઈ રાવત
મુદ્રણ-પ્રકાશનસ્થાન . કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિ ,૧૪૫૪ રાયપુર, અમદાવાદ
વાર્ષિક લવાજમ રૂ.૭॥; પરદેશમાં રૂ. ૯॥ અથવા શિ૦ ૧૫; છુટક નકલ બાર આના







## ઔદ્યોગિક નવજીવન કેન્દ્ર

ઔદ્યોગિક ક્ષેત્રમાં અકસ્માતનો ભોગ બનેલા, માંદા ને અપંગ માનવીઓની તબીબી સારવાર પછી તેમને ફરીથી કામકાજને માટે લાયક બનાવવા માટે બ્રિટનમાં જે કેન્દ્ર કાર્ય કરી રહ્યું છે તે દુનિયાભરમાં અજોડ છે. ભગ્ન જીવનમાં તે નવો જ પ્રાણ પૂરે છે.

યુદ્ધ દરમિયાન અને પછી, ઇજા પામેલા સૈનિકોની સારવાર ને તેમના પુનર્વસવાટ માટે બ્રિટનના ઘણા ભાગોમાં જેમ કેન્દ્રો ખોલવામાં આવ્યાં હતાં એ જ પ્રકારનું પુનરુજ્જીવનનું કાર્ય હવે ઔદ્યોગિક ક્ષેત્રમાં આગળ ચાલુ રાખવામાં આવ્યું છે. ઇંગ્લંડના સરે પરગણામાં એગહામ ખાતે ઈ. ૧૯૪૪ માં પ્રથમ ખોલવામાં આવેલું એ 'ઔદ્યોગિક પુનર્વસવાટ કેન્દ્ર' આજે તો અત્યંત કાર્યક્ષમ બની ગયું છે, અને તેના અનુભવ તથા અનુકરણથી છેલ્લાં વર્ષોમાં બીજાં કેન્દ્રો પણ ખોલવામાં આવ્યાં છે.

આ વિશાળ કેન્દ્રનું મકાન રમણીય ગ્રામપ્રદેશમાં ૫૫ એકર જેટલી જમીનમાં વિસ્તરેલું છે. ચોમેર સુંદર હરિયાળો બગીચો છે. રંગીન વિશાળ બારી-બારણાં, સગવડયુક્ત ખંડો અને મોટી પરસાળોવાળા આ મનોહર કેન્દ્રમાં (જુઓ મથાળાનું ચિત્ર) તબીબી વિભાગ, સૂવાના ખંડો, વર્કશૉપ્સ અને આનંદ-પ્રમોદની અલાયદી સગવડો છે.

સારો પૌષ્ટિક ખોરાક, તાજી ચોખ્ખી હવા, નિયમિત વ્યાયામ,—ને સૌથી વિશેષ તો પોતીકા ઘર જેવું ત્યાંનું ઉલ્લાસભર્યું અને આનંદપ્રેરક વાતાવરણ દરદીઓનાં તન ને મનમાં કોઇ નવા જ પ્રાણની હવા પ્રસરાવે છે. વચલા ચિત્રમાં વિશાળ વ્યાયામખંડમાં કેન્દ્રવાસીઓ વ્યાયામ લેતા દર્શાવ્યા છે. દરેક માનવીને તેની શક્તિને અનુરૂપ ભાવિ કારકિર્દીની તાલીમ ત્યાં આપવામાં આવે છે. નીચેના ચિત્રમાં એક જણને પગ પાવડીથી ચાલતી કરવત વડે સુતારી કામ કરતો દર્શાવ્યો છે. ગયા મહાયુદ્ધ વખતે હવાઈ તાલીમ દળમાં કામ કરી ચૂકેલા છાપખાનાના સંચામાં તેનો જમણો હાથ આવી જતાં તે કોણીમાંથી કપાવી નાખવો પડેલો. હવે અહીંની તાલીમને પરિણામે તે ફરી ઔદ્યોગિક ક્ષેત્રમાં પાછો જોડાઈ શકશે. આમ એકએક જણને કોઇ ને કોઈ ધંધામાં પાવરધા બનાવી રોટલો રળતા કરી દેવાય છે.

કુમાર

એપ્રિલ ૧૯૫૧



સૌનેપરિચિતશંખ-ચક્ર-ગદા-પદ્મધારી ઘનશ્યામ વિષ્ણુની મૂર્તિની કલ્પના કવિએ જુદી રીતે કરી છે: 'સમસ્ત વિશ્વમાં અણુયે અણુના અવકાશમાં, વિષ્ણુની ગગનશ્યામ પ્રભા કેવી આભના જેવી ઢળી-વ્યાપી રહેલી છે! અહો! તારું સ્વરૂપ કેટલું વિરાટવિસ્તરી રહ્યું છે કે તારા ઉપર—એ નીલરંગી સાગર પર આખી સૃષ્ટિ જાણે કે વિસ્તરી રહી છે!' આમ કહીને પછી, એ વિરાટસમુદ્રનાં સમસ્ત પાણી એક જ છોળ રૂપે ઊઠીને, તેમાંથી લોકકલ્પના મુજબની વિષ્ણુની પ્રસન્ન ચતુર્ભુજ આકૃતિ રચાતી હોવાની અભિનવ કલ્પના યોજી છે. પછી તો, એને માટેની માનવ-ચિત્તની ઝંખના બિમ્બ-પ્રતિબિમ્બ ન્યાયે છે કેમ એ અજ્ઞાનના તિમિરને છેદવાની પ્રાર્થના છે.

## વિષ્ણુ

· પૃથ્વી ·

અહો ગગનશ્યામ, વિશ્વમહિં વ્યાપ્ત વિષ્ણુપ્રભા,
ઢળેલ અવકાશમાં અણુઅણુતણા, આભ શી!
તરે તુજપરે—સુનીલ નિધિપે—બધી સૃષ્ટિ આ.
નિરાકૃતિ અહો, સ્વરૂપ તવ વિસ્તર્યું આ વડું!

અને, સકલ વારિ છોળમહિં એક જેવાં ઉઠે,
ચતુર્ભુજ ઉઠંત આકૃતિ પ્રસન્ન, શોભા નરી!
સુદર્શન ઝગંત, પદ્મ હસતું, શંખ શોભે ગદા!
અહો, નયન સન્મુખે મુજ, સુહો જ આવા સદા!

સુપૂર્ણ અય, આ અપૂર્ણ મતુને શી ઝાંખી તવ?
અદષ્ટ કડી સાંધતી ઉભયને સમાના કઈ?
સ્ફુરે તું અમ ચિત્ત, તેમ તવ ચિત્તથી શું? અને
શું બિમ્બ-પ્રતિબિમ્બ? શે ગહન જાણવી એ ગતિ?

સુદર્શન અમોઘથી તિમિર ઘોર આ છેદ, રે!
અછન્ન રવિ સ્વચ્છ વ્યોમમહિં પૂર્ણ તેજે ઝરે!

પ્રજારામ



વનિતાની વેણીથી માંડીને અંતિમ ધામે જતા માનવ શબ પરની ચાદર સુધી આ સૃષ્ટિમાં અનેક નાનાવિધ રૂપે જેને જોયાં છે, એ ફૂલનું શ્રેષ્ઠ દર્શન કર્યું તે કવિએ ઉચિત ચોટ સાથે સૉનેટની છેલ્લી કડીમાં મૂક્યું છે.

## ફૂલોને

· અનુષ્ટુપ ·

તમને ન્હાળિયાં છે મેં વેણીમાં વનિતા તણી,
ઘરની ફૂલદાનીમાં, બાલાના કરકંકણે.
નિહાળ્યાં છે દુકાનોમાં શહેરોની, જહીં તમે
તાજેતાજાં છતાં જાણે દીસતાં સાવ કૃત્રિમ.

કન્યાની કેસરી કાયે, નવયૌવનની ધરી
ખુમારી, ડોલતાં દીઠાં પણ મેં તમને કદિ.
ન્હાળ્યાં આથમતી રાતે તમને ચિમળાયલાં,
સાક્ષી સુભગ સ્વપ્નોની વધૂની સુખસેજમાં.

કૃષ્ણના કંઠમાં ન્હાળ્યાં,ન્હાળ્યાં છે શિવને શિરે,
ન્હાળ્યાં શિશુકરે એનું ઝીલતાં હાસ્ય નિર્મળ.
ન્હાળ્યાં ચાદરરૂપે મેં કાયાએ માનવી તણી,
જતું જીવનના વામી ક્લેશો જે ધામ અન્તિમે.

પણ સાચું કહું? શોભ્યાં તમે એવું કદિ નથી
શોભો છો જેવું વૃક્ષોની ડાળીએ ઝૂલતાં તમે.

મનસુખલાલ ઝવેરી

## નિદાઘ

· શાર્દૂલ ·

થાળામાં જલ ઠાલવે કૃષિવલો જેવી રીતે કોશથી
પૃથ્વીની પર એમ અગ્નિવરસે.આદિત્ય શું રોષથી!
આનંત્યે તવ ડૂબતે પથ જતો જાણે અરે તો દિસે
જાતો પન્નગ અગ્નિથી બચી જવા શું રાફડાને વિષે!

પ્રિયકાન્ત મણિયાર

## સુરમો

તુફાન—મસ્તી—સ્વપ્ને ભરેલા
તારાં મધુ મુગ્ધ દગો મહીં, અરે,
રહસ્ય કેરો સુરમો ભરીને
કોણે કર્યું અંજન, સુન્દરી, કહે?

જગદીશ ઓઝા

હવે આ બે મુક્તકોમાંની કલ્પનાઓ જુઓ: ઉપલા મુક્તકમાં ઉનાળાનું ચિત્ર કલ્પ્યું છે: ખેડૂતો કોસથી થાળામાં જેમ ધોધમાર પાણી ઠાલવે તેમ સૂર્ય રોષથી આગ ઠાલવે છે; ને વચ્ચે થઈને ક્ષિતિજમાં બળી જતો રસ્તો એવો લાગે છે, જાણે આગથી બચવા રાફડામાં પેસવા ધસતો સાપ!...અને બાજુના મુક્તકમાં તુફાન અને સ્વપ્ને ભરેલી આંખોની મસ્તી આરોપતી કલ્પના પણ મસ્ત છે: પૂછે છે કે તારી આવી આંખોમાં રહસ્યનો સુરમો કોણે આંજ્યો?

# પહેલી એશિયાડ ૧૯૫૧

[સામયિક વિચાર]

ગા ચર માસમાં ૪થી ૧૧મી તારીખ' સુધી એશિયાનાં રાષ્ટ્રોની ઑલિંપિક રમતો રમાઇ, જેમાં અગિયાર એશિયાઈ દેશોના મળી લગભગ સાડા પાંચસો ખેલાડીઓએ ભાગ લીધો. તેમાં રમાએલી રમતો જોતાં, તેમજ એશિયા જેવડા વિશાળ ખંડમાંથી કેવળ પાંચસો જ ખેલાડીઓ ભાગ લેવા આવ્યા એ જોતાં સહેજે લાગે, કે ગમે તે કારણ હોય પણ રમતગમતોને પશ્ચિમના દેશોમાં જે સ્થાન મળ્યું છે તેટલું ઉચ્ચ સ્થાન એશિયામાં હજી નથી મળ્યું. અલબત્ત, કેટલીક આંતરરાષ્ટ્રીય રમતો રમાય છે ખરી, તેમાં કૌશલ્ય પણ દાખવાય છે, છતાં આમ જનતામાં તેનું જોઇએ તેટલું મહત્ત્વ સ્વીકારાયું નથી. રમતગમતો—અને ખાસ કરીને આવી આંતરરાષ્ટ્રીય રમતો એ કેવળ આનંદ-પ્રમોદનું જ સાધન નથી; પણ તે ઉપરાંત એ એક એવું અતિ મહત્ત્વનું અને સરળ માધ્યમ છે કે જે દ્વારા ખેલદિલી કેળવાઇ એક પ્રજા બીજી પ્રજાને સહાનુભૂતિપૂર્વક સમજતી થાય છે ને એક બીજા દેશો વચ્ચે સારા સંબંધો કેળવી શકાય છે.

આપણે ૧૯૨૦ની સાલથી વિશ્વ-ઑલિંપિકમાં ભાગ લેતા થયા. ૧૯૨૯મા પશ્ચિમ એશિયાના ખેલાડી યુવાનોનું સંગઠન કરવાના ઉદ્દેશથી 'ઑલિંપિક એસોસીએશન'ની સ્થાપના થઇ, પણ તેને પ્રજા કે રાજ્યોમાંથી જોઇએ તેવો સહકાર ન મળ્યો. ૧૯૩૪માં દિલ્હીમાં 'અર્વિન ઍમ્ફી થીએટર' (હાલના 'નૅશનલ સ્ટેડિયમ')માં એક ક્રીડામહોત્સવ યોજાયો, પણ તેને યે કશુ મહત્ત્વ મળ્યું નહિ. પછી તો યુદ્ધના વાદળો ઘેરાતાં એ સંઘની યોજના પડી ભાંગી.

યુદ્ધ પૂરું થયું. ભારતે નવો ઇતિહાસ રચ્યો. પંડિત નહેરૂએ એશિયાઈ પરિષદ બોલાવી. એ વેળા એશિયાનાં તમામ રાષ્ટ્રોને ક્રીડાંગણમાં એકત્ર કરવાના વિચારને નવો વેગ મળ્યો. સૌ એશિયાઈ રાષ્ટ્રોએ આ પ્રસ્તાવ વધાવી લીધો. પરંતુ એ વખતે તો દરેક દેશ ૧૯૪૮ની વિશ્વ ઑલિંપિકની તૈયારીમા ગુંથાએલો હતો, એટલે એ પ્રશ્ન વધુ વિકાસ ન પામ્યો. ૧૯૪૯માં લંડનમાં એશિયાના ખેલાડીઓ ફરી મળ્યા. તેની બેઠકમાં 'એશિયાઈ તરુણોના શારીરિક વિકાસ, ખેલાડીવૃત્તિ અને અરસપરસના ભ્રાતૃભાવને વધારવા'ના ઉદ્દેશથી 'એશિયન ગેઈમ્સ ફેડરેશન'ની સ્થાપના થઈ, ને તેના ફલરૂપ સમગ્ર એશિયાનો પહેલો ક્રીડામહોત્સવ ૧૯૫૦માં ભારતમાં યોજવાનું ઠર્યું. પરંતુ તે વખતે નૅશનલ સ્ટેડિયમનું કામ ચાલતુ હોઇ એ સાલ બદલી ૧૯૫૧ના માર્ચની ૪થી તારીખ નક્કી કરાઇ, અને એ નિયત તારીખે ભારતના રાષ્ટ્રાધ્યક્ષ શ્રી રાજેન્દ્રપ્રસાદે તેનું ઉદ્ઘાટન કર્યું.

પહેલે દિવસે દરેક રાષ્ટ્રનાં દળોની પૅરેડ-કૂચ, ક્રીડાજ્યોતની સ્થાપના અને શપથવિધિ વગેરે થયાં પંડિત નહેરૂએ એ પ્રસંગના પોતાના મંગલ પ્રવચનમાં સૂત્ર આપ્યું કે 'Play the game in the spirit of game'. તેનો કાયમી સ્વીકાર થયો ને સ્ટૅડિયમના સ્કોરબૉર્ડ પર તે લખવામાં આવ્યું.

કુસ્તી, બાસ્કેટ બૉલ, સાઈકલિંગ, ફુટબૉલ, તરણ, વૉટર પોલો, ડિસ્કસ, ભાલો ફેંકવો, હનુમાન કૂદકો, અંગદ કૂદકો ઇત્યાદિ રમતો આ પ્રથમ એશિયાડમાં હતી. તેમાં દરેક દેશે પોતપોતાની શક્તિ દાખવી. જોકે દેશો માટે સત્તાવાર ચૅમ્પીઅનશિપનું કોઇ ધોરણ નહોતું રખાયું, છતાં જે ગુણો અપાયા તે જોતાં જપાન વિજયી ઠર્યું. ૨૦ સોનાના, ૧૮ રૂપાના અને ૧૪ કાંસાના ચંદ્રકો જીતી તેણે ૧૬૯ પૉઇન્ટ્સ મેળવ્યા; જ્યારે બીજે નંબર આવતા ભારતે ૧૨ સોનાના અને ૧૭ કાંસાના ચંદ્રકો મેળવી ૧૧૬ પૉઈન્ટ્સ લીધા. વ્યક્તિગત રમતોમાં જપાને અને સમૂહગત રમતોમાં ભારતે શ્રેષ્ઠપદ પ્રાપ્ત કર્યું. વજન ઊંચકવામાં ઘણાખરાં ઈનામ ઇરાનને ફાળે ગયાં, જ્યારે તરણમાં સિંગાપુરના કેવળ ૧૯ વર્ષના એક યુવાને કમાલ કરી.

વ્યક્તિગત રમતોમાં જપાને તેની મહિલા-ખેલાડીઓને લીધે જ શ્રેષ્ઠત્વ મેળવ્યું. પરંતુ રમતોમાં આમ સર્વશ્રેષ્ઠ ઠરવું એટલું જ પૂરતું કે મહત્ત્વનું નથી. રમતો સાથે એ સિવાયની બીજી જે કેટલી યે બાબતો તરફ ખેલાડીઓએ ધ્યાન આપવું જોઇએ તેનું સરસ ઉદાહરણ જપાને પૂરું પાડ્યું. રમવા આવનાર દરેક ખેલાડી કે તેનું દળ, પોતપોતાની સમગ્ર પ્રજા અને દેશના પ્રતિનિધિ રૂપ પણ છે. તેમની આવડત, તેમની ખેલદિલી અને તેમનું સામાન્ય વર્તન વગેરે દરેક બાબત તેના દેશના સંસ્કાર—વિકાસના પ્રતીકરૂપ છે; અને તેથી તેનું ધ્યેય રમતોમાં કેવળ શ્રેષ્ઠત્વ પ્રાપ્ત કરવા પૂરતું જ મર્યાદિત ન રહેતાં પોતાના દેશની સંસ્કૃતિની સુંદર છાપ પાડવાનું પણ રહે જ છે. જપાની ખેલાડીઓએ રમતોમાં મેળવેલા યશ ઉપરાંત સમસ્ત કાર્યક્રમો દરમ્યાન તેઓએ જે કુશળ, ઋજુ, સંસ્કારી અને કલાત્મક પદ્ધતિ અખત્યાર કરેલી તે બીજા બધા દેશ કરતાં ચડિયાતી હતી. કાર્યક્રમના તેમજ તે સિવાયના વખતમાં પણ, સૌને આદર્શરૂપ બની રહે એવી જે સૌજન્યભરી વર્તણૂક અને શિસ્તપાલનની ચોંપ તેમણે દાખવી તે પરથી એ પ્રજાના સંસ્કારધનની સરસ છાપ પડી છે. હરરોજ તેઓ એક પત્રિકા બહાર પાડતા. જેમાં તેઓના ખેલાડીઓના ક્રીડાકૌશલના જપાની પત્રોમાં આવતાં વર્ણનના ઉતારા અને બીજા દિવસના કાર્યક્રમોની રૂપરેખા વગેરે અપાતાં. વળી, રોજિંદી તાલીમ તો ખરી જ.

વિશ્વ-ઑલિંપિકનાં ધોરણોને તો આપણે હજી પહોંચી શક્યા નથી, પણ એ માટે આ 'એશિયાડ'માંથી ઘણું જ પ્રોત્સાહન મળી રહેશે એ નક્કી. પણ એટલું જ પૂરતું નથી. જપાન અને ફિલિપાઇન્સને બાદ કરતાં બીજા દેશોમાં (આપણે ત્યાં સુદ્ધાં) કસરતબાજો અને ખેલાડીઓને સગવડ આપવા માટે ખાસ કશો જ પ્રબંધ નથી; એટલું જ નહિ, પણ તેમનું મહત્ત્વ પણ કદાચ માન્ય નથી રખાતું. આ ઉદાસીનતા જ્યાં સુધી ટળે નહિ ત્યાં સુધી વિશ્વઆંક પહોંચવાની આશા નિરર્થક છે. ભારતમાં પતિયાળા સિવાય બીજે ક્યાંયે જ ખેલાડીઓને કોઇ ખાસ સગવડો અપાતી જણાઈ નથી.

વળી 'એશિયાડ'માં ઊતરેલા ભારતના ૧૬૭ ખેલાડીમાં એકે ય ગુજરાતી બચ્ચો ન હોય એ શું ઓછી દુઃખદ વાત છે? રમતો તરફની ગુજરાતની ઉદાસીનતા આજ કદાચ બીજા પ્રાંતોમાં કહેવતરૂપ બની ગઈ છે. કબૂલ કરીએ કે આપણી પાસે જોઇએ તેટલી સગવડો નથી, મોટાં મેદાનો નથી, સાધનો પણ નથી; પરંતુ એ તો આપણે સૌ જાણીએ જ છીએ; તેની આવશ્યકતાનો સ્વીકાર કરી અને યોજનાઓ પણ ઘડીએ છીએ; પણ કશો નક્કર પ્રયત્ન કરેલા જણાયા નથી. મનીલામાં રમાનારી આગામી એશિયાડમાં શું કોઈ જ ગુજરાતી નહિ જાય?

# કલા અને ઉદ્યોગ




લેખક
રવિશંકર રાવળ

પુરાણી વસ્તુઓનું એકાદ સંગ્રહસ્થાન જોવા તો તમે ગયા હશો જ. નહિ તો ય પુરાણી કથાઓ ને કાવ્યો તો સાંભળ્યાં હશે. તેમાં વિવિધ પ્રકારના પ્રસંગોનાં વર્ણનોમાં રૂપાળાં ઘરો, કોટકાંગરા, રંગરંગીન વસ્ત્રો, ચુંદડીઓ, અવનવા નાગવાળા અલંકારોની શોભા, ઘરના ટોડલા ઉપર કોતરેલાં પશુપંખીઓ, હિંડોળા-ખાટો, ભીંત પરનાં ચાકળા-તોરણો, તેમજ સુંદર બેઠકો અને ધજાપતાકાવાળાં વિમાન-વાહનો વગેરેનાં વર્ણનો કરતાં એ કવિઓની કવિતા રસે ચડે છે. માનવજાતિએ હાથનાં આંગળાંથી કોઇ કામ એવું નથી છોડ્યું કે જેમાં તેણે કલ્પનાથી કોઈ નવી રચના કરી ન હોય ને પાછળથી તે પર રંગ અને નકશી મૂક્યાં ન હોય

હજારો વર્ષ પહેલાંના જંગલી માનવીએ વાળમાં ખોસવાની હાડકાંની સળી ઉપર હરણનું મોં, સર્પ કે મોરની આકૃતિ પાડ્યા પછી જ તેની પૂર્ણતા માની છે. ઇજિપ્તના ટન પત્થરોથી બંધાએલા મજિસ. સુમેર અને આસીરિયાનાં ખંડેર-મંડપો માત્ર પશુ-પરિશ્રમ નથી, એના પત્થરે પત્થર પર સલાટોનાં ટાંકણાંએ સંસ્કૃતિનો ઇતિહાસ આલેખ્યો છે. સંસ્કૃતિની વાતો કરનારાઓ આજે તો પુસ્તકો ને કાગળના ચોકઠા લઇને ચર્ચા કરે છે, અગર ભીંતપરનાં છાપેલાં ચિત્રો કે ફોટોગ્રાફો લઇને સંસ્કૃતિનો રસાસ્વાદ અનુભવે છે; પણ તેઓ ભાગ્યે જ વિચાર કરે છે કે છાપખાનાએ પ્રચારેલી સંસ્કૃતિનો કાળ તો છેલ્લાં ૨૦૦-૫૦૦ વર્ષનો છે તે પહેલાં હજારો વર્ષના માનવસંસારમાં તો જીવનના પ્રત્યેક વહેવારમાં, પ્રત્યેક પદાર્થમાં સંસ્કૃતિનાં રૂપો દ્વારા



પોરસવારના આકારની
પિત્તળની શ્રુંગારક સૂડી

સૌન્દર્યનો ઉત્કૃષ્ટાર સહેજે રહ્યાં હતો; કલા અને ઉદ્યોગ એકબીજાની તાળી ઝીલતાં હતાં.

ભૂમિ તળ ઉપર કુંભારનો ચાકડો ગંડાયો કે તરત તેનાં આંગળાંએ ઘડાના ઘેરાવ ને ગોળાવ પર સુંદરીઓનાં દેહલાલિત્યનો પ્રસાદ પાથર્યો. ક્રીટ, ગ્રીસ, મીસર, ચીન અને ભારતના પ્રાચીન ઘડાઓ જગતની કળાસમૃદ્ધિ બન્યા છે. પાણી ભરવાનાં પાત્રો જ માત્ર નહિ પણ ધૂપદાનો, યજ્ઞપાત્રો વગેરે પણ માનવીની પ્રિય ભાવનાના સ્વરૂપો બની ગયાં અલંકારો, માળાઓ, કટિમેખલાઓ તેમજ વસ્ત્રયુગના આવવાની સાથે ફૂલ-વેલી અને ચિત્રભાતો માનવ ઉદ્યોગોનો સર્જક પરિવાર કહી શકાય. કોઇ કાળે ઉદ્યોગ અને કળાનો સંબંધ છૂટ્યો નથી.

પણ હજારો વર્ષના એ સુખદ સંપર્કનો અંત છેલ્લાં થોડાં જ વર્ષોમાં માણસની જ શોધોથી આવી ગયો છે.

યંત્રોનાં ચક્રોએ ઉદ્યોગોને માણસના હાથમાંથી છીનવી લીધા એટલે હાથકારાગત ને બુદ્ધિથી પદાર્થમાં તથા ઘાટમાં જે સામાજિક તત્ત્વ ઊતરી આવતું તે જોવાની આશા નષ્ટ થઈ. યંત્રથી નીકળતી વસ્તુઓમાં વ્યક્તિનું કૌશલ્ય, શોખ કે ભાવના પ્રગટ કરવાનું અશક્ય બન્યું. પરિણામ એ આવ્યું કે હાથઉદ્યોગની આખી સંસ્કૃતિનો વિનાશ થયો.

હાથથી ઉદ્યોગ ચાલતા ત્યારે કારીગર અને તેના ગ્રાહકો વચ્ચે એક પ્રકારનો સજીવ સંબંધ રહેતો હતો. શ્રીમંતો કારીગરોને પોતાના ઘર આગળ બેસાડી, ઘરનાં સૌ માણસોની રુચિ, વિચાર અને પસંદગીના ઘાટ કરાવતા અથવા તેમનાં ઘર-કારખાનાંમાં જઇને પસંદ પડતા નમૂના કરાવતા. તેથી કલાકૃતિઓમાં બનાવનાર અને વાપરનારનો સંબંધ વ્યક્ત થતો અને જનતામાં કારીગરીની પરખબુદ્ધિ આપોઆપ કેળવાતી. એ વખતે પ્રત્યેક જન કારીગરની કરામત અને વસ્તુની કિંમત સમજી શકતો.

યંત્રના યુગમાં પરિસ્થિતિ બદલાઇ છે. યંત્ર માત્ર કાઢવાનું એક સાધન છે; પણ તે



કોલોનિયલ કાળની
અમેરિકન ખુરશી

તો મોટા જથ્થામાં એક જ પ્રકારનું ઉત્પન્ન કરવાની શક્તિ ધરાવે છે. આવું પ્રબળ સાધન માણસોએ જ ઉત્પન્ન કર્યું છે, અને એક માણસ તેનાં ઓજારો પર હાથ મેળવીને જે કૌશલ બતાવતો હતો તેવી રીતે યંત્રને પણ કાબૂમાં લેવાની યોજનાઓ વિચારાઈ રહી છે. નિષ્ણાત વિચારકો ચિંતવે છે કે વિશાળ પાયા પર માલ તૈયાર કરવાની સાથે માણસના જીવનના આદર્શો અને ઉદ્યોગ વચ્ચે ફરીવાર સંબંધ સ્થાપવા શું કરીએ જેથી સંતોષ અને આનંદની પ્રાપ્તિ થાય?

આપણે જોઇએ છીએ કે ઉદ્યોગની જંજાળમાં પડેલા માનવીઓને મન સૌંદર્ય, એ આજના યુગને માફક નહિ એવું કોઇ તત્ત્વ લાગે છે; અથવા એ કંઇક એવું છે, કે જે માત્ર પ્રદર્શનો તથા સંગ્રહસ્થાનોમાં પૂરી રાખવાનું



જમણી બાજુ—કુરાનનાં સૂત્રો અને સુશોભનોની સપ્રમાણ મિલાવટવાળું તુર્કસ્તાનમાંની ખલીફા ઉમરની મસ્જિદમાંનું રૂપાંતર ચિરાગ-પાત્ર.



ઈટાલીની યુદ્ધ ઢાલ

છે! એમાં રસ લેનારા કોણ અને કેટલા? પુસ્તકો વાંચવાની નવરાશ હોય તે વળી તેમાંથી જાણે કે પ્રાચીન ભારત, ગ્રીસ કે મીસરમાં એક વખત સંસ્કૃતિ અને સૌંદર્ય હતાં, અને એ સૌંદર્ય છેલ્લા બસો વર્ષમાં યંત્રો આવતાં અલોપ થઈ ગયાં. થોડા શ્રીમંતો અને સરકારોએ વળી પ્રાચીન ખંડેરોમાંથી થોડા વેરવિખેર નમૂના લાવી સંગ્રહસ્થાનો પણ બનાવી દીધાં, પરંતુ ખેતરમાં કામ કરતા ગ્રામજનો, મિલના કામદારો કે શહેરોની ...મા ભીડ કરતા ઉતારુઓમાંથી કોઈને સંગ્રહોનાં સૌન્દર્ય જોવાની પડી નથી.



લખનૌનો પાનનો ડબ્બો

એટલે હવે તો બે ઉપાય છે: કાં તો સમયનું ઘડિયાળ પાછળ મૂકીને યંત્રોનો નાશ કરીને સુંદર પદાર્થો બનતા તે યુગની સાદાઈ પર ચાલ્યા જઈએ; અગર તો એવા જ કારીગરી અને સુંદરતાવાળા તથા મનોહર આકૃતિવાળા નમૂના યંત્રો પાસેથી કઢાવીએ. પણ ઇતિહાસક્રમથી વિચારીએ તો કેટલીક વાતો અશક્ય લાગશે. આજના જીવનમાં ઝડપ અને ગતિ વધ્યાં છે. એમાં પણ યંત્રોનો પ્રબળ વિકાસ દેખાય છે. આ સાધનોથી માણસ આજે જગતનાં ઘણાં તત્ત્વો પર વિજય મેળવી શક્યો છે અને ઘણાની જરૂરિયાતો પૂરી પાડવા સમર્થ થયો છે. આવી પરિસ્થિતિને હાથની ગતિથી માનવી હવે પહોંચી શકે તેમ તો નથી જ. છતાં તેણે જીવનમાં સૌન્દર્યનાં કેટલાંક નવાં મૂલ્યો પારખ્યાં છે. આજે રસ્તે જતો માણસ પણ અજ્ઞાતપણે એ મૂલ્યો સમજવા લાગ્યો છે. તે મૂલ્યો સંગ્રહસ્થાનમાં રજૂ થયેલા સૌન્દર્યયુક્ત પદાર્થોથી અથવા સંસ્કૃતિના અભ્યાસીઓ જેને 'કળા' કહેતા આવ્યા છે તેનાથી ભિન્ન પ્રકારનાં છે: તે દ્વારા યંત્રોએ પોતાનો કબજો અને અધિકાર વધારી દીધાં છે.





ચંપલ, મોજડી અને સપાટમાં સુદ્ધાં માનવીએ રસવૃત્તિ દાખવી તેને કલાથી અંકિત કરી છે.





રોજબરોજ બજારોમાં મોટરોના નવા-નવા ઘાટ આપણે જોઈએ છીએ. ટેલીફોન, રેડિયો અને એવા બીજા વપરાશના પદાર્થોમાં પ્લાસ્ટિક જેવી નવી રસાયણી બનાવટો અને નવાં જ રૂપો આપણે જોઈએ છીએ. એ બધાંની પાછળ જે તત્ત્વો છે તે ગણાવીએ તો સફાઈદાર ચોકસાઈ, સાદી આકૃતિ, રચનામાં કરકસર અને જરૂરજોગું સુશોભન પણ દેખાશે.

આપણે જાણીએ છીએ કે ઔદ્યોગિક બનાવટો ચાલુ વપરાશ અને ઉપયોગના હેતુ માટે બનાવેલી હોય છે, એટલે તેનું મુખ્ય લક્ષણ તો એ જ હોય કે તેનાથી જે કાર્ય કરવાનું છે તે સગવડપૂર્વક અને સરસરીતે થવું જોઈએ એ પછી જ, તેના પ્રતિ માણસનું આકર્ષણ થાય તથા જોવાથી અણગમો ન થાય તેવાં રૂપ અને શણગાર તેને આપવામાં આવે છે, એટલે કે કળા તેને દેહ ઘડી આપે છે. આમ કરતાં તેનાં પ્રમાણોનો, કદનો કે સમાવેશ-શક્તિનો હિસાબ કરવો જોઈએ, એ બધાં બરોબર સચવાવાં જોઈએ. આટલા વિચાર સાથે આપણે નવી મોટરો, એરોપ્લેનો અને એન્જિનો તરફ નજર કરીશું તો તેમનાં યંત્રોને યુક્તિપૂર્વક ઢાંકીને તેમનાં કલેવર ઉપર સુંદરતા, સફાઈ ને સગવડ આપવા નવીન કળાતત્ત્વ પ્રકટ થયું છે. આથી સમજાશે કે યંત્રયુગમાં આવી બધી પ્રયોજનયુક્ત વસ્તુઓની રચના કરવાની સાથે તેને કલામય રૂપ આપનાર વળી બીજી જ વ્યક્તિ હોય છે. તે એ યંત્રની વિચિત્રતાઓ ઢાંકવા માટે સૌન્દર્યનાં તત્ત્વોની યોજના કરે છે.

પહેલાનાં વખતમાં તો વસ્તુ તૈયાર કરનારમાં પોતાનામાં જ ક્રિયાશક્તિ અને કલાશક્તિ એકીસાથે હતાં, એટલે તે પોતાના ઓજારોથી વણાટ કે શિલ્પમાં કલાપૂર્ણ નમૂના ઉપજાવી શકતો ને પોતાના ઘરાકની ઇચ્છાઓ સીધા સંપર્કથી સમજી શકતો. પણ, આપણે હવે ગયા જમાનાની નકલ પર જઈ શકીએ તેમ નથી. જે અલંકારો અને આકૃતિઓ અમુક યુગમાં શોભતાં હતાં, તે પછીના યુગમાં સ્વાભાવિક રીતે બદલાતાં રહ્યાં છે.

પ્રત્યેક યુગે યુગના ઉદ્યોગની બનાવટોમાં તે તે યુગના ચાલુ જીવનમાં કામ લાગે અને સાથે શોભી ઊઠે એવી છાપ પ્રકટવી જોઈએ. આની કાળજી રાખવી તે એ બનાવટો બહાર પાડનાર માલિકો ને કારીગરોના જ હાથની વાત છે. એટલે તેમના મનમાં એવો ખ્યાલ હોવો જોઈએ કે તેમના નમૂનામાં વપરાતા પદાર્થોની રચના અને આકારમાં કોઈ પણ જાતનું ખુરાગણ તથા શિથિલતા ન આવે.

આપણે જોયું કે હવે એકલો કારીગર કે એકલો કારખાનદાર દુનિયાની વધતી જતી માગણીને પહોંચી શકે તેમ નથી અને સંચાનું

સાધન વાપર્યે જ છૂટકો છે. સાથે બીજો એ પણ ભય છે કે સંચા પર ચઢાવેલો નમૂનો ખરાબ કે બેડોળ આકૃતિવાળો અગર વધુ-પડતા અલંકારવાળો તેમજ નબળીપોચી બનાવટનો થયો તો તેના પરિણામે ઉદ્યોગ પાછળ નભતા સર્વ પરિવારને શોષવું પડે છે; એટલું જ નહિ પણ કોઈ ધનઘેલા કે મૂર્ખના હાથમાં યંત્ર પડેલું હોય તો કલાને દેશવટો દેવાઈને કદરૂપા આકારો અને બનાવટોનો ફેલાવો મોટા પ્રમાણમાં થઈ જાય ને લોકોને હલકી વસ્તુઓ વાપરવાનો ચેપ લાગે તથા સુરુચિનો નાશ થાય. પણ જો કળાના સિદ્ધાંતો પ્રમાણે વસ્તુને સુરૂપતા, વ્યવસ્થિત રચના તેમજ વપરાશમાં પૂર્ણ સગવડવાળી બનાવવામાં આવે તો તે ધંધાની દૃષ્ટિએ લાભકર્તા તેમજ પ્રજાની સંસ્કૃતિમાં અભિ-વૃદ્ધિ કરનાર બને.

સામાન્ય માણસ પણ તેના રોજની વપ-રાશના પદાર્થો સગવડભર્યા ને સાથે સુંદર ઘાટના વાપરી શકે એવો આદર્શ આજના ઉદ્યોગપતિઓનો હોવો જોઈએ. તેમની નજર-માં માત્ર વેચાણ કરનારની શક્તિ જ ન હોય, પણ જાહેર જનતાને રાહત, સરતાઈ અને શોભાવાળી વસ્તુ પહોંચાડવાની તેમની ફરજ છે. આ હેતુ પાર પાડવાને બનાવટનો મર્મ સમજનારા સર્જક કળાકારોનો સાથ મેળવવા તેમણે આગ્રહ રાખવો પડશે, એવા કળાકારોની તાલીમ અને સમજ માટે યોગ્ય સંસ્થાઓ નિર્માણ કરવી પડશે અને તે માટેના ખર્ચમાં સરકારે પ્રજાને પૂર્ણ સાથ આપવો જોઈશે. આપણા ઉદ્યોગમાં જો કોઇ મોટી ખામી હોય તો તે રૂપરચનાનો અભાવ અને ખરાબ વસ્તુઓનો વપરાશ છે. તે સાથે કારીગરોનાં સૌન્દર્યવિહીન નિવાસગૃહ ને કચરાપટ્ટીવાળા લત્તા નાબૂદ કરવા જોઇએ. તેમનાં શિક્ષણ, તાલીમ તેમજ જીવન-



સુધારણાના અભાવે તેમની પાસેથી ઉત્તમ બનાવટોની આશા વ્યર્થ છે.

પણ આપણે ધીરજ રાખવી પડશે. શરૂનાં દસ હજાર વર્ષના ઇતિહાસ પછી હજી હમણાં છેલ્લા દોઢસો વર્ષમાં જ યંત્રોએ આપણા જીવનમાં પ્રવેશ કર્યો છે. તેમાં પણ છેલ્લાં ત્રીસ વર્ષોનું આક્રમણ જગતમાં એક ચમ-ત્કારિક ક્રાન્તિ કરી રહ્યું છે. તેને લીધે આપણે આપણા સ્વાભાવિક જીવનધોરણપરથી લથડી ગયા છીએ, ને સૌંદર્યસર્જનની પ્રાણપ્રેરક ચીજથી વિખૂટા પડી ગયા છીએ. આપણે જલદી સજાગ બનવું જોઇશે અને આપણા કલાકારો અને કારીગરોને તાલીમ આપી યંત્ર પાસેથી ઉત્કૃષ્ટ કામ લેતા કરવા પડશે.

યંત્રનો ઉપયોગ સ્પર્ધા કે ભાવ કાપવાની શક્તિ અથવા હાથકૃતિઓની નકલ માટે થાય તે નિંદનીય ગણાવું જોઈએ. વળી યંત્રો દ્વારા કદરૂપી અને આડંબરી વસ્તુઓનું ઉત્પાદન કાયદાના અંકુશ નીચે મૂકવું જોઇએ. કોઈને અરૂપતા કોઈ રીતે ગમતી હોય જ નહિ તેનું અસ્તિત્વ હશે ત્યાં સુધી તેની અકારી અને માઠી અસર પ્રજાના દરેક ઘર-ને ઉધઇની જેમ કોતરી ખાશે. યંત્રો દ્વારા કલાત્મક સુંદર વસ્તુઓ સામાન્ય જનતાને જથ્થાબંધ મળતી થશે ત્યારે ઘરેઘરમાં જીવનને નવી હવા મળશે.

માનવીની કેળવણીમાં દરેક પ્રકારનાં સ્વરૂપો દ્વારા સૌંદર્યબુદ્ધિનો વિકાસ કરવો બહુ જરૂરી છે. શિશુવયથી જ બાળકોને પ્રત્યેક પદાર્થ તપાસવાની, સરખાવવાની તથા તેની કિંમત સમજવાની તાલીમ મળ-વી જોઇએ. આંખની આવી શક્તિ તેના મનને ઉત્તમ અનુભવો આપનારી થશે. માણસે બનાવેલ કે કુદરતે સર્જેલ સૌંદર્ય પ્રતિ આ-કર્ષણ થાય એથી તેના નૈતિક બંધારણમાં ઘે ઘણો મહત્ત્વનો ફાળો મળે છે. લોકો રોજની વપરાશ માટે જે પદાર્થો ભેગા કરે છે તે બધા સુંદર ઘાટવાળા હોય તો તેના દર્શન-થી આનંદ થાય છે અને સાધારણ અજંપો કે ઉકળાટ ઓછો કે દૂર થઇ શકે છે. ક્યા અને કેટલા ધંધામાં થોડા કે વધુ અંશે કળાનો હિસ્સો કે અસર છે તેનો વિચાર કરો; તે વડે ધંધાઉદ્યોગમાં કેટલો લાભ ઊતર્યો છે તે પણ જુઓ; પછી દેશભરમાં કળાની નવી તાલીમ અને સિદ્ધાંતો કારી-ગરોનાં શિક્ષણમાં દાખલ કરો. તે પછી ખાત્રી થશે કે ધંધામાં તે કેટલું ફળદાતા બને છે. બીજી પ્રજાઓ જોઇ શકી છે કે ક-ળાના સંપર્કથી તેમના ઉદ્યોગધંધામાં તેઓ આપણા દેશના ઉદ્યોગપતિઓ કરતા વધારે લાભ મેળવી શકી છે.

યંત્રોનાં પ્રબળ સાધનોથી સમજ અને વ્યાપક શક્તિ ધરાવતા આજના ઉદ્યોગો ધારે તો કળાની સ્વભાવસિદ્ધ વરદ છાયા જનતા ઉપર પ્રસારી શકે. સૌથી અસરકારક સાધન તેમની પાસે આજે છે. ને ઉદ્યોગોની આબાદી માટે પણ એ જ ખરો માર્ગ છે. નગરો, ઘરો અને પદાર્થોમાં વ્યવહારની સરળતા, સગવડતા, સાદાઇ અને ટકાઉપણા સાથે સૌંદર્ય પણ રોજના જીવનના વપરાશ અને દર્શન માટે મેળવવાથી સંતોષ સુખ અને આનંદ મળતાં પ્રજામાં શક્તિ અને ઉલ્લાસ વધશે. કળા અને ઉદ્યોગનો સંબંધ એટલા ખાતર ખાસ આવશ્યક બને છે.

('ઑલ ઇંડિયા રેડિયો'ના સૌજન્યથી)







યંત્રયુગ આવ્યા પછી રોજિંદા વ્યવહાર અને વપરાશની ચીજો કારખાનાંમાં મોટા જથ્થામા બનવા માંડી, તેમાં પણ માનવીએ યંત્રની બનાવટની વિચિત્રતાઓ ઢાંકીને કલાનાં નૂતન સ્વરૂપો હવે દાખલ કર્યાં છે. એ પ્રયોજનયુક્ત (functional) કલામાં, તે તે વસ્તુ પોતાની કામગીરી વધુમાં વધુ પ્રમાણમાં, સરળતાથી ને સગવડપૂર્વક આપવા સાથે ઓછામાં ઓછી જગ્યા કેમ રોકે અને મેલ-કચરાને દૂર રાખીને સંકોચબદ્ધ ને કાવટપૂર્વક કામ કેમ કરી શકાય એવા વિચારપૂર્વકની સાદી સુરૂપતા આપવાના પ્રયત્ન થાય છે. તેને અંગ્રેજીમાં 'સ્ટ્રીમલાઈન' કહે છે. ઉપર ડાબી બાજુથી એવી સ્ટ્રીમ લાઈન્ડ ઇસ્ત્રી, ટાઈપરાઇટર અને ચાની કિટલીનાં ચિત્રો આપ્યાં છે. બધાને એવો દેખાવ-રૂપ છે.

સોળ વરસની વયે, ચિત્રો વેચનારા પોતાના કાકાની દુકાનમાં કામે લાગ્યા બાદ પછીથી લંડન અને પારીસના જાણીતા કલાવિક્રેતા ગુપિલની પેઢીમાં સફળ કામગીરી બજાવનાર વાન ગૉઘની ચિત્રદૃષ્ટિ કુમારવયથી જ કેળવાએલી હતી; અને ૨૧ વરસની વયે રામ્સગેઈટમાં તેણે કલાશિક્ષક તરીકે કામ પણ કરેલું હતું. પણ તેણે ચીતરવા તો માંડ્યું લગભગ ૧૮૮૦થી. આપબળે શરૂ કરેલાં એ આલેખનોમાં પ્રથમથી જ જે બળ અને ચોટ હતાં તેના નમૂનારૂપ આ 'ખેતમજૂર'નું ચારકોલ-ડ્રૉઈંગ છે.

★



# કલાકાર વિન્સેન્ટ વાન ગૉઘ

સાડત્રીસ વરસના કરુણ અને કંગાલ, તથા જહેમત અને તિતિક્ષાભર્યા અસ્થિર અને ઉપેક્ષિત જીવનમાં માત્ર દસ જ વરસ ચિત્રકામ કરી જનાર કલાકાર વિન્સેન્ટ વાન ગૉઘની નામના પશ્ચિમી દેશોમાં આજે અસાધારણ છે પ્રકારનો જાણે પૂજારી હોય એમ, જાજ્વલ્યમાન રંગભભકથી ભરેલાં ચિત્રોની એની દૃષ્ટિ અને શૈલી એની આગવી હતી. છતાં એના જીવનકાળ દરમ્યાન એની એટલી ઉપેક્ષા થએલી કે એને પોતાને પણ કલ્પના નહિ હોય કે મૃત્યુ પછી સાઠ વર્ષે એની આટલી મોટી કદર થશે. એ જીવતો હતો ત્યારે એનાં ચિત્રોનો કોઇ ભાવ પણ પૂછતું નહિ; અને આજે ?

થોડા જ સમય પર એનાં ૬૨ તૈલચિત્રો અને ૧૭ આલેખનોનું એક પ્રદર્શન ન્યૂ યૉર્કના જગવિખ્યાત મેટ્રૉપૉલિટન મ્યૂઝિયમ ઑવ મૉડર્ન આર્ટ્સમાં ગોઠવાયું હતું. તેર અઠવાડિયાંમાં ત્રણેક લાખ લોકોએ એ જોયું ! અમેરિકાનાં પ્રદર્શનોના ઇતિહાસમાં આટલી મોટી હાજરી આજ સુધી કોઈ એક જ વ્યક્તિના પ્રદર્શનમાં નથી થઈ.

એની કળાનો અભ્યાસ કરવો એટલે ખુદ એના અંગત જીવનનો જ અભ્યાસ કરવો. અને એનું એ અંગત જીવન એટલે (એક સ્થળે લખાયું છે તેમ) રંગપીછીનું કલારત જીવન નહિ: 'His story is not that of an eye, a palette, a brush, but the tale of a lonely heart which beat within the walls of a dark prison longing and suffering without knowing why. કોઈ અંધારકોટડીમાં કેદ પુરાયું હોય એમ એનું હૃદય કોઈ અજાણી આરઝૂ અને યાતનાનું ગાયું ઝુર્યા જ કરતું હતું અને એ વેદનાભરી પોતાની ઊર્મિઓ અને મનોભાવનાઓ ચિત્રો દ્વારા વ્યક્ત કરીને જ એણે આત્મસંતોષ મેળવ્યો છે. કલાના ઇતિહાસમાં ભાગ્યે જ કોઈ કલાકાર એવો હશે જેણે વિન્સેન્ટની માફક રૂઢિગત વિષયો છોડી પોતાની આસપાસ પથરાએલા જીવનમાંથી સૌંદર્ય, કરુણા અને ભાવનાને જ પકડી ચીતરવા યથાયત્ન કરી હશે. એણે રૂઢિ પ્રમાણે થોડાં ધાર્મિક ચિત્રો પણ આલેખ્યાં છે; પરંતુ એમાં જરાયે બળ નથી. પણ એણે જે પ્રાકૃતિક દૃશ્યો, ગ્રામજનોની તસ્વીરો, સ્વહસ્તે દોરેલી પોતાની તસ્વીરો, પદાર્થચિત્રો અને સાદા રોજિંદા જીવનનાં આલેખનો કર્યાં છે એમાં ખરું બળ છે,—જાણે ખુદ જીવન ધબકે છે. કારણકે એની પાછળ પોતાના વિષયની તીવ્ર સંવેદના હતી એ જ્યારે કામગારો ને કિસાનોનાં ચિત્રો દોરતો ત્યારે એમની સાથે—એમની વચ્ચોવચ જઇ એમની માફક રહેતો. પ્રાકૃતિક દૃશ્યો દોરતો ત્યારે પ્રકૃતિની ગોદમાં તલ્લીન થઈ જતો: વહેલી સવારથી ખભે કૅનવાસ ને હાથમાં રંગસામગ્રી લઇ કલાકોના કલાકો ધરતીની છાતી ખૂંદતો એ રખડતો ને ચિત્રો કરતો.

લેખક: કાન્તિલાલ રાઠોડ

## નિજ આંતરવ્યથા ને સૌંદર્યપિપાસાને દિલની વેદના જેટલી જ દારુણતાથી રંગના લચકા વડે કૅનવાસ પર ઠાલવી ગએલા કલાકારનું કરુણ જીવનચિત્ર



વિશાળ નિસર્ગદશ્યની મધુર શાંતિ દાખવતું, હૉલૅંડમાં આમ્સ્ટર્ડામના કલાસંગ્રહમાંનું વાન ગૉઘનું આ નામી ચિત્ર 'હરિયાળાં ખેતરો', કલાવિવેચકો, ચિત્રકલાના અભ્યાસી વિદ્યાર્થીઓ તેમજ આમ જનસમાજ સૌનું માનીતું છે. એમાં, જમણી બાજુ નીચેના વાડના છેડાથી શરૂ કરીને, નીસરણી માંડેલી ઘાસની ગંજી, કચરાની હાથગાડી, દૂર દોડતો ખટારો, લીલાં ખેતરોના પટની વચ્ચેવચ્ચે મોતીના દાણા વેરાયા હોય એવાં મકાનો, વૃક્ષો વગેરે ઉપર થઈને ખેતરોના શેઢાની રેખાએ-રેખાએ પરોવાઈને ચાલી જતી આપણી નજરને, દૂરની ટેકરીઓની હારની પાર દેખાતી ક્ષિતિજની કિનાર સુધી પથરાએલા સપાટ વિસ્તાર પર, કલાકાર જે આસાનીથી સૌંદર્યસફર કરાવે છે તેમાં કુદરતના વહાલા ખોળાનું માધુર્યસુખ તે અનુભવાવે છે. ઝળહળ સૂર્યપ્રકાશથી હસી ઊઠતા આ પટવિસ્તારમાંની એકેએક વિગતને ભભકભરી રંગાવટ સાથે એકબીજીને પડછે જે પ્રમાણભાર-પૂર્વક લયબદ્ધ કરીને ગોઠવી છે તેમાં કલાકારની સૌન્દર્યદૃષ્ટિનો પ્રસાદ રહેલો છે.

સાડત્રીસ વરસની નાની શી જિંદગીમાં ફક્ત દસ જ વરસ એણે ચિત્રકામ કર્યું; પણ એટલા ટૂંકા સમયમાં યે એણે ૮૦૦ તૈલચિત્રો અને ૯૦૦ ડ્રૉઇંગ કર્યાં છે. સંભવિત છે કે એ દિવસ રાત સતત ચીતરતો જ રહ્યો હશે. હા, એ સાચું છે. એણે જીવનના છેલ્લા દસ વરસમાં ચિત્રકામ સિવાય બીજું કોઈ પણ કર્યું નથી. અને એણે જો એ રીતે ચિત્રકળાને પોતાની સાથી ન બનાવી હોત તો કદાચ એનું મૃત્યુ એથી પણ વહેલું થયું હોત, એટલું કરુણ એનું જીવન હતું.

નેધરલૅંડ (હૉલૅંડ)ના બ્રાબન્ટ પરગણાના ગ્રૂટ ઝુન્ડર્ટ નામે નાના ગામડામાં ૧૮૫૩ના માર્ચની ૩૦મી તારીખે એનો જન્મ થએલો. પાદરી પિતાના એ છ પુત્રોમાંથી ત્રણ ભાઈઓ ડચ સૈન્યમાં જોડાએલા અને ત્રણ જણ કલાત્મક વસ્તુઓ વેચવાના વ્યવસાયમાં હતા. બાળપણથી જ ઊંડી ધર્મનિષ્ઠાવાળો હોવાથી તેણે પાદરી થવા માટે આઠ વર્ષ બ્રસેલ્સમાં થોડું શિક્ષણ લીધું. દરમ્યાન, સોળ વર્ષની ઉંમરે એના કાકાની દુકાનમાં ને પછી ગુપિલ નામે કલાવિક્રેતાને ત્યાં નોકરીએ લગાડ્યો. ત્યાંની એની કામગીરી એટલી સરસ હતી કે ત્રણ વર્ષમાં તો ત્યાંથી એની લંડનની શાખામાં બદલી થઈ.

લંડનમાં એનો સમય આનંદથી વીતતો. પોતાના પ્રિય થોડા અંગ્રેજ ચિત્રકારોનાં ચિત્રોની છાપ પોતાની ઓરડીની દીવાલે એ ચોંટાડી રાખતો. એ શરૂઆતના કાળમાં ચિત્રો કરવામાં નહિ પણ જુદાજુદા ચિત્રકારોનાં ચિત્રો જોવામાં એને ખૂબ રસ પડતો ને એમ ચિત્રકળા તરફ એ આકર્ષાવા લાગ્યો. લંડનના આ શરેસ દિવસો દરમ્યાન એ એક યુવતીના પ્રેમમાં પડેલો, અને એક દિવસ તેણે એની આગળ પરણવાની પોતાની ઇચ્છા જાહેર કરી. પણ પેલી તો એને બનાવ્યા જ કરતી હતી. તેણે ઉપહાસપૂર્વક એનો ઇન્કાર કરી દીધો. લાલ વાળ ને લીલી આંખોવાળા તથા વિચિત્ર વર્તન ને જાડી ભાષાવાળા આ ડચ ખેડૂતને કોણ પરણે? આ બનાવે એને જબરો આઘાત લગાડ્યો. એ પછી એ સ્ત્રીઓથી દૂર રહેવા લાગ્યો. ભાવનાપ્રધાન હોવાથી પોતાના દુઃખને ભૂલવા એ ફરી ધર્મમાં રસ લેવા માંડ્યો. ક્યારેક ધર્મપ્રચાર કરવા એ લંડનનાં ગરીબ ઘરાંઓમાં જતો. ત્યાં એણે જે ગરીબી જોઈ એની છાપ આખી જિંદગી એના પર રહી, ને એ સદાને માટે ગરીબોનો મિત્ર બન્યો.

અત્યંત લાગણીપ્રધાન એ યુવકની માનસિક અવસ્થા, ઉપરના પ્રેમભંગને લીધે બગડવાથી લંડનના વ્યવસ્થાપકે એને પોતાની પારીસની પેઢીએ મોકલ્યો: એમ ધારીને કે કદાચ વાતાવરણ ફેરથી એ સારો થઈ જશે. પણ પારીસમાં યે એને શાંતિ મળી નહિ. એ બાઈબલ ને સાહિત્યનાં પુસ્તકો વાંચવામાં સમય વિતાવતો. દરરવિવારે ધર્મપ્રચાર માટે પણ જતો. એક વખત તો એણે ધર્મપ્રચારક તરીકેની નોકરી પણ સ્વીકારી. પરંતુ એક જ ખ્રિસ્તી ધર્મમાં પણ જુદાજુદા ફિરકાઓવાળા પાદરીઓ પરસ્પરમાં જે હલકાં અને અધાર્મિક વર્તાવ કરતા તેમાં તેને અધર્મ જણાતો તેથી કંટાળી એ નોકરી છોડી એણે હૉલૅંડના પોતાના ગામનો રસ્તો લીધો.

**અ**હીંથી એની ગરીબી અને યાતનામય જીવનની શરૂઆત થઈ. સાથેસાથે કલાજીવનની પણ શરૂઆત થઈ. એનો નાનો ભાઈ થીઓડૉર—જેને જીવનભર 'થીઓ'ના પ્રિય નામે એ બોલાવતો—કલાવિક્રેતા હતો. તે એને ખરચજોગા પૈસા મોકલતો. હૉલૅંડમાં વિન્સેન્ટ ગામડાંઓમાં ફરતો. ત્યાં એણે ઈશુ જેવું પ્રેમપૂર્ણ જીવન જીવવાનું નક્કી કર્યું. એ ગરીબ લોકો સાથે ભળતો, કોલસાની ખાણમાં કામ કરતા મજૂરોમાં ધર્મપ્રચાર (પ્રેમપ્રચાર)

**દસ જ વરસની કલાકારકિર્દીમાં સેંકડોને મોઢે કરેલાં જેનાં ચિત્રોમાંથી એના દરિદ્રી જીવનકાળ દરમ્યાન મુઠ્ઠીભર પૈસામાં માત્ર એક જ ચિત્ર વેચાયું—ને જે કપરી કંગાલિયતમાં વેદના ને વ્યથાનો માર્યો આપઘાત કરીને મૂઓ, તેના એક એક ચિત્રનું મૂલ આજે લાખો રૂપિયે અંકાય છે.**



સેન્ટરેમીમાં (પાગલખાનામાં) હતો ત્યારે વાન ગૉધે સરૂનાં ઝાડનાં ઘણાં ચિત્રો કરેલાં. માનસશાસ્ત્રીઓ કહે છે કે વાંકડિયા રઝૂના જેવા વૃક્ષોવાળાં એ ચિત્રો એના હૃદયમાં જે શૂળ ભોંકાતાં તેની વ્યથા અને આવેગ પ્રદર્શિત કરે છે.

હૉલૅન્ડની ભૂમિ સમભૂમ સપાટ છે અને ક્ષિતિજરેખા સુધી પથરાએલાં ક્ષેત્રો આંખોને એક વસ્તુથી બીજી પર ફેરવતાં છેક ક્ષિતિજરેખા સુધી ખેંચી જાય છે. સપાટ પટ ઉપર સર્પાકારે ધૂમતી-ધૂમતી ફરતા ક્ષિતિજને આંબતી નિસર્ગની આ રમણીયતાની વિન્સેન્ટ પર ખૂબ અસર થએલી. એણે આવા વિશાળ ભૂમિવિસ્તારદર્શાવતા ઘણા ચિત્રો કર્યાં છે. એના નમૂના રૂપ એનું "હરિયાળાં ખેતરો" નામનું વિખ્યાત ચિત્ર પાછળ છાપ્યું છે. આ શોધ જો કે એની ન હતી: જૂના ડચ કળાકારોની હતી. પણ ગૉધે એ પદ્ધતિનો છૂટે હૃદયે ઉપયોગ કર્યો છે.

કરતો અને એમની બધી સેવા કરતો. દુનિયાની સારી વસ્તુઓનો
ને ધનનો મોહ છોડી એણે હવે એક પ્રકારનો વૈરાગ્ય લીધો. અને
મજૂરોની સાથે જ, એમનાં ખડિયેર જેવા ઝૂંપડાંમાં જ હવે એ
રહેવા લાગ્યો. પણ આ બધું ચાલ્યું નહિ. આર્થિક મુશ્કેલી એને સતા-
વી હતી એટલે એ ચિત્રકળા તરફ વળ્યો અને માનવ-આકૃતિઓના
આલેખનના પાયારૂપ Anatomy (શરીરરચના)નો અભ્યાસ શરૂ
. સાથેસાથે કોલસા–ચારકોલ વડે ચીતરાતા આલેખનો અને
ચિત્રો પણ શરૂ કરી દીધા. આ અભ્યાસ કોઈની પણ મદદ વિના
ણે શરૂ કરેલો. એટલે એ આપ-સાધનાએ આગળ વધેલો ચિત્રકાર
તો. એ ખેતરોમાં, કિસાનોના ઘરમાં ને મજૂરોનાં ઝૂંપડાંમાં જઈ
ત્યાં આલેખનો કરી લાવતો અને પછી એ ઉપરથી ચિત્રો તૈયાર
રતો. એનાં એ આલેખનો વેગીલી રેખાઓમાં વજનદાર ને વિષય
સૂચક હતાં. 'The Reaper' નામનું એનું ડ્રૉઈંગ (જુઓ આ સાથેનું
ચિત્ર) એનો પુરાવો આપશે. એમાં શરીરની ગોળાઈ અને વજન
charcoal strokes વડે છાયા-પ્રકાશ ઉપજાવીને વ્યક્ત કરવામાં
આવ્યાં છે. એનાં ડ્રૉઈંગોમાં સાદગી અને બળ છે. ફોટોગ્રાફની માફક
ચિત્ર નકલ ન કરતાં એ પાત્રની લાક્ષણિકતા લાવવા માટે આલેખન-
માં અતિશયોક્તિની માત્રા જરા વધારતો.

પોતાનાં તૈલચિત્રોની શરૂઆત એણે હૉલૅન્ડની ચિત્રરૂઢિ પ્રમાણે કરેલી. હૉલૅન્ડની વાદળઘેરી ઋતુને કારણે ત્યાંના કલાકારોનાં ચિત્રો ઝાંખાં, મટમેલાં રંગોનાં હોય છે. વિન્સેન્ટનાં શરૂનાં ચિત્રોમાં આવી ઘેરા તપખીરિયા તથા આસમાની રંગોની મદાર દેખાય છે. પણ રંગઘેલો તેનો આત્મા જોતજોતામાં આ રૂઢિમાંથી છૂટી ગયો

હૉલૅન્ડમાં એ ગામડે-ગામડે ફરતો. એણે ૨૪ વખત એક ગામમાંથી બીજે ગામ પોતાનો રહેઠાણ બદલાવ્યો. આગળ જો કે ચિત્રોદોરવામાં વ્યસ્ત હતો છતાં એના મનને પૂરી શાંતિ ન હતી. એને પ્રેમ જોઈતો હતો અને કોઈ એવું પાત્ર જોઈતું હતું જેને એ પોતાના પ્રેમથી નવડાવી શકે. અચાનક એને અહીં એક સ્ત્રી સાથે ઓળખાણ થઈ અને બન્ને એકબીજા પ્રત્યે આકર્ષાયાં. પેલી સ્ત્રીને એક નાનું બાળક પણ હતું. વિન્સેન્ટ એના નિર્મળ પ્રેમથી શાંતિ અનુભવતો. પણ એઓ લગ્ન કરવાનાં હતાં એના થોડા સમય પહેલાં જ વિન્સેન્ટને જાણ થઈ કે એ તો એક વેશ્યા છે! છતાં, પણ એણે હૃદયની વિશાળતા બતાવી અને લગ્નનું વચન આપ્યું. પણ એક દિવસ પેલી સ્ત્રી વાન ગૉધને છેહ દઈને ચાલી ગઈ. આ પછી એ એક બીજી સ્ત્રીના પ્રેમમાં પડ્યો. પણ પ્રેમના ભૂખ્યા આ કલાકારને હવે ગામલોકોએ પાગલ ઠરાવી ગામ બહાર કાઢી મૂક્યો. આખરે દુઃખી હૃદયે વિન્સેન્ટ હૉલૅન્ડ છોડી ફરી પારીસનું શરણ લીધું.

**પા**રીસમાં એનો સહાનો હેતાળ ભાઈ થીઓ એને હૂંફ આપવા તત્પર હતો. વિન્સેન્ટનો એ આખર સુધી મિત્ર રહ્યો. વિન્સેન્ટ એને કાગળો લખીલખી પોતાના જીવનની બધી હકીકતો કહેતો. એ સેંકડો પત્રો જો થીઓને ન લખાયા હોત તો આજે એનું વ્યક્તિગત જીવન જાણવું સરળ ન બન્યું હોત. વિન્સેન્ટે એક કોટડી ભાડે લીધી અને ચિત્રકળા આરંભી દીધી. થીઓ એને માસિક મદદ આપતો. એ ચિત્રો કરતો અને ચિત્ર પૂરું થતાં જ ભાઈની દુકાને વેચવા રાખી આવતો—એ આશાએ કે જો વેચાય તો પોતે થીઓને આર્થિક જવાબદારીથી થોડો મુક્ત કરી શકે. પણ એનું એ સ્વપ્ન સ્વપ્ન જ રહ્યું. પારીસમાં એનો કોઈ ભાવ પૂછતું નહિ. (અનુસંધાન પૃષ્ઠ ૧૪૦મે)



વાર્તા પૂરી ન થાય ત્યાં સુધી જેની કલ્પના પણ નહિ આવે એવી

# અકળ વેરતૃપ્તિ

વિખ્યાત લેખક 'જૅક લંડન'ની વાર્તા ઉપરથી અનુવાદક

**મગનલાલ પઢિયાર**

રખડુ, અલગારી, સાહસિક તથા નાનાવિધ પ્રવૃત્તિઓમાં જિંદગીનો જુગાર ખેલી જનારો, અને રોમાંચક અનુભવોની રંગતવાળી જીવનની ધબકભરી ચમકદાર વાર્તાઓથી યુરોપ અમેરિકામાં પ્રખ્યાતનામા થએલો અમેરિકન લેખક જૅક લંડન એની ચાળીસ વરસની જિંદગીમાં તો (૧૮૭૬-૧૯૧૬) એના જીવન જેટલી જ સાહસભરી કથાઓના ઘણા પુસ્તકો મૂકતો ગયો છે. રસ હોય તેમને માટે થોડાક એનાં ચોપડી : ધ ડૉટર ઑવ ધ સ્નોઝ, ધ પીપલ ઑવ ધ ઍબિસ, ધ કૉલ ઑવ ધ વાઇલ્ડ, ધ સી વુલ્ફ, ધ મૂનફેઇસ, વ્હાઇટ ફેન્ગ, બર્નિંગ ડે લાઇટ, માર્ટિન ઇડન, ધ મ્યુટિની ઑવ એલ્સીનોર અને ધ વેલી ઑવ ધ મૂન

સરકસમાં એ ચિત્તા ખેલાવવાનું કામ કરતો. પણ એને જુઓ તો તમને આશ્ચર્ય જ થાય કે આ માણસ આવું હૃદયભેદક કામ કરી શકતો હશે? એની આંખો સ્વપ્નતરંગી જેવી હતી: જાણે આજુબાજુની વસ્તુઓની પરવા કર્યા વગર એ કાંઈક દૂર દૂરનું જોતો ન હોય! એનો અવાજ તરુણીના અવાજ જેવો મૃદુ હતો. વળી તેમાં સહેજ દિલગીરીની છાંટ વરતાતી. એવું લાગતું, જાણે તેનામાં કાંઈ ઊંડું દર્દ છુપાઇ બેઠું હોય. તેની કમર અને નિતંબ સાંકડાં હતાં. ખભા પણ સાંકડા હતા. શરીરે પીળો અને દુઃખના ભાર કરતાં કોઈ મધુર-મૃદુ વ્યથાથી પીડાતો હોય એવો તે દેખાતો. પણ છતાં સરકસના તંબૂને ઠસોઠસ ભરી બેઠેલા પ્રેક્ષકગણમાંનો એકેએક તેના ચિત્તા સાથેના ખેલોથી દિલધડક હેબત પામી જતો.

આવા અદ્‌ભુત ખેલો કરનાર એ ખેલાડી પાસેથી એના સરકસના અનુભવની કાંઈક એવી વાત કઢાવવા હું મથી રહ્યો હતો કે જેમાંથી એકાદ સરસ વાર્તા નિપજી આવે. પૂરા એક કલાકથી એ માટે હું તેની સાથે અલકમલકની વાતો કર્યે જ રાખતો હતો. પણ ત્યાં સુધીમાં ફક્ત એટલું જ જાણી શક્યો કે પોતાના અદ્‌ભુત ખેલોના મૂળમાં રહેલા, પોતાના જ્ઞાનતંતુઓ ઉપરના સામર્થ્યના બદલા પૂરતાં નાણાં તેને સરકસના વ્યવસ્થાપકો પાસેથી માંડમાંડ મળતાં. પ્રેક્ષકોની દૃષ્ટિને હેબત પમાડતા તેના આ ધંધામાં તેને હવે કંઈ રસ કે રોમાંચ જેવું લાગતું નહોતું. નહોતું કોઈ સાહસ જણાતું, કે નહોતા જણાતા દિલ ધડકાવનારા પ્રસંગો. જીવન જાણે હવે એકધારું અને કંટાળાભર્યું બની ગયું હતું. પોતાની કલ્પનાશક્તિને ઉત્તેજે એવું કાંઇ જ તેને મન એમાં રહ્યું નહોતું.

સિંહોની બાબતે, સિંહો સાથે પણ તે ઘણું બાખડ્યો હતો. એમાં કાંઈ જ ભારે વાત નથી. ફક્ત મગજ શાંત રાખવાનું. એક સાધારણ દંડુકાથી ગમે તેવા સિંહને પણ તે શાંત પાડી શકે. એક વાર એક સિંહની સાથે તેને અર્ધો કલાક લડવું પડેલું. સિંહ ધસે એટલે એ એના નાક પર ફટકારે. સિંહ ચાલાકી કરવા જાય ને માથું નીચું રાખી ધસે તો એક પગ ઊંચો કરવાનો; એટલે સિંહ પગ પકડવા માથું ઉંચકે કે તરત પાછું નાક પર ફટકારવાનું. સહેલું ને સટ!

પોતાની સ્વપ્નશીલ આંખોને દૂરદૂર ખોડી રાખીને મંદ-મૃદુ શબ્દપ્રવાહથી આ બધી વાતો કરતાં તેણે પોતાના ઘા મને દેખાડ્યા. ઓ હો હો! કેટકેટલા ઘા! એમાંનો એક તો તાજો જ વાઘના પંજાનો હતો. ખભામાંથી માંસનો લોચો કાઢીને ઘા હેઠ હાડકા સુધી પહોંચી ગયો હતો. એના કોટનાં સફાઈબંધ મારેલાં થીગડાં મેં જોયાં. એનો કોણી નીચેનો એનો જમણો હાથ જોતા તો એમ જ લાગે કે એ હાથ જાણે કપડાં ધોકાવવાના યંત્રમાંથી પસાર થયો ન હોય! પંજાના નહોરના કે દાંત બેસાડ્યાના ઘાનાં નિશાનોની તો કાંઇ ગણત્રી જ ત્યાં નહોતી પણ એને મન એની કાંઈ ગણના જ નહોતી. ચોમાસામાં જૂના ઘા કોઈ વાર ઊભળી આવી તકલીફ આપતા એટલું જ.

એવામાં અચાનક તેનો ચહેરો ખીલી ઊઠ્યો. એવું લાગ્યું, કે જાણે હું અત્યાર સુધી એકાદ અચ્છી વાત કઢાવવા માટે જેવો આતુર હતો એવો જ આતુર હવે તે એ વાત સંભળાવવા માટે ન હોય!

'હું ધારું છું કે તમે પેલા સિંહના ખેલાડીની વાત તો સાંભળી જ હશે, જેને એક પ્રેક્ષક અત્યંત ધિક્કારતો.'

તે અટક્યો અને ઘડીભર બાજુના પાંજરાના માંદા સિંહ તરફ જોઇ રહ્યો. 'એનો બીચારાનો દાંત દુઃખે છે.' કહીને પાછી તેણે વાત શરૂ કરી :



શરીર મન અને જ્ઞાનતંતુઓને સ્વસ્થ રાખતી
યોગાસનોની વ્યાયામપદ્ધતિ



# ૧૩ · શવાસન

**આ** આસનમાં મુડદાની જેમ શાંત થઇને પડયા રહેવાનું હોવાથી તેને શવાસન કહે છે. શવ એટલે મુડદું.

જેમ ઘણા માણસો એકલું શીર્ષાસન કરીને તંદુરસ્તી સાચવી શકે છે, તેમ એક પણ આસન ન કરી શકનાર માણસ શવાસન કરીને ઘણો ફાયદો મેળવી શકે છે. જેને અંગ્રેજીમાં Relaxation (રીલૅકસેશન) કહે છે તે આ આસનથી સારામા સારી રીતે મેળવી શકાય છે. આખો દિવસ દોડધામ કે મગજનું કામ કરનાર માણસ સાંજે ઘેર આવીને આ આસનમાં થોડી મિનિટો પડયો રહે તો તે તદ્દન તાજો થઈ જાય છે. પશ્ચિમની ઘણી વ્યાયામ પદ્ધતિઓમાં Relaxation માટે આ આસનનાં કેટલાક તત્ત્વો અપનાવેલા છે.

બધાં આસનો પછી આ આસનને એટલા માટે મૂકવામા આવ્યુ છે કે બીજાં આસનોથી લાગેલા શ્રમ એનાથી નિર્મૂળ થઈ જાય ને માણસ તાઝગીપૂર્ણ સ્વસ્થતા સાથે આસનનો વ્યાયામ પૂરો કરી શકે.

**ત**દ્દન શાંત થઇને આસન પર ચત્તા સૂઈ જાઓ. પગ પાસેપાસે, અને અંગૂઠા ઊંચા રહે તેવી રીતે રાખો. હાથને પાસાની બાજુમાં રાખો. આવી રીતે સૂઈએ કે તરત બધા સ્નાયુઓ કંઈક ઢીલા પડે છે. સૂતા કે તરત ગળાની નીચેના ભાગથી શરૂઆત કરવી. આંતરિક દૃષ્ટિએ જાણે હૃદયને, ફેફસાંને, પેટને, લીવરને ને અંદરના અવયવોને શાંત થતા જોતા હોઈએ એવી ભાવના કરવી. એમ કરતા કરતા છેક પગની આંગળીઓ સુધી જવું. આખું ધડ એ પ્રમાણે શાંત થાય એટલે માથામાં જવું, અને ત્યાં પણ વધુ આરામપૂર્ણ શાન્તિ મળે એવી ભાવના કરવી. આવી રીતે આખા શરીરમાં એક બે વખત માનસિક દૃષ્ટિએ ફરી વળશો ત્યાં તો શરીર તદ્દન નિશ્ચેષ્ટ ને શાંત થઈ શકશે, એક લેખકે તો એટલે સુધી કહ્યું છે કે આ સ્થિતિમાં કોઇ આપણો હાથ ઊંચકે, તો જેમ ઊંઘમાં એ હાથ છોડી દેતાં નીચે પડે છે, તેમ અહીં પણ તે પડી જવો જોઇએ.

આ આસન કરતા ઊંઘ આવી જવાનો પૂરો સંભવ છે. કોઈ વાર ઊંઘી જવાય તો શરમ કે ગ્લાનિ ન અનુભવવી. ફક્ત, આ આસન છે અને તે કરતાં ઊંઘાય નહિ એટલી તકેદારી રાખવી એટલે બસ.

આ આસનમાં આંખો સામાન્ય રીતે બંધ રાખવાની હોય છે આવી રીતે શરીર શાંત પડતાં મનની પ્રક્રિયા શાંત પડતી નથી અને મગજમાં અનેક જાતના વિચારો આવે છે. તે બધા શાંત કરવા માટે આ આસનમાં આગળ વધવાની કેટલીક ક્રિયાઓ છે. પણ જેને શરીર-સ્વાસ્થ્ય જ મેળવવું છે તે આટલેથી અટકે અને વિચારોને દૃઢતાપૂર્વક રોકી શરીરની જેમ મનને શાંત કરે તો ચાલે.

શરીરના એકેએક કોષ અને જ્ઞાનતંતુને આથી આરામ મળે છે આ આસનથી 'હાઈ બ્લડ પ્રેશર' તથા 'ન્યૂરેસ્થેનિયા' મટી શકે છે હવે પછી આપણે કેટલીક ક્રિયાઓ જોઈશું  હાસુભાઇ શુક્લ



'એ સિંહના ખેલાડીનો સૌથી અદ્‌ભુત ખેલ એ હતો કે તે પોતાનું માથું સિંહના મોઢામાં મૂકતો' એ ખેલાડીને ધિક્કારનાર પેલો માણસ, સિંહ કયારે એ ખેલાડીનું માથુ ખેલ કરતા કરતાં કરડી ખાય એ જોવા માટે, દરેક દરેક ખેલમાં આવતો! એટલા માટે તો એ જ્યાં જ્યાં સરકસ ફર્યું ત્યાં ત્યાં સરકસની પાછળપાછળ ફર્યો. એમ ને એમ વરસો વીત્યા ને તે ઘરડો થઈ ગયો. સિંહનો ખેલાડી યે ઘરડો થયો ને સિંહ પણ ઘરડો થયો. પણ પેલો જોનાર થાક્યો નહિ. આખરે એક દિવસ આગલી હારમાં બેસીને, પોતે જેની વર્ષોથી રાહ જોતો હતો તે ખરેખાત બનતું જોયું. સિંહે મોઢું બીડયું ને કડેડાટી બોલી! ડાકટરને બોલાવવા જેવું પણ કાંઈ રહ્યું નહિ!'

પોતાના ખેલમાં ચિત્તાને ધારેલે સ્થળે બેસાડીને પ્રેક્ષકો સામે જે રીતે એ સફળતા દાખવતું જોતો, એ રીતે તેણે મારા સામે જોયું અને પછી બેદરકારીથી પોતાનાં આંગળાનાં નખ તપાસવા લાગ્યો.

'એનું નામ તે ધીરજ;' તેણે આગળ ચલાવ્યુ: 'ધીરજ રાખો તો તમે જે ધારતા હો તે એક દિવસ અવશ્યમેવ થવાનું. મારી પણ એ જ રીત છે. પણ મારી જાણના એક માણસની રીત એવી નહોતી. એ માણસ પાતળો અને નાનકડો હતો,—જાણે કરવતથી વેર્યો ન હોય! તેનું કામ તલવાર ગળવાનું અને અંગ કસરતના બીજા ખેલો કરવાનું હતુ. તે ફ્રેન્ચ હતો. એનું નામ દ-વિલે. તેને એક સરસ પત્ની હતી એ બાઈ દોરડા પર ચાલવાનું અને તંબૂના છેક છાપરા પરથી નીચે જાળીમાં કૂદવાનું કામ કરતી અને એ રીતે પડતાં પહેલાં અધવચ્ચે તમે કહો એવી ગુલાંટ ખાઇ દેખાડતી.

'દ-વિલેનો મિજાજ તેજ હતો,—તેના હાથ જેટલો જ તેજ; અને તેનો હાથ સિંહના પંજા જેટલો તેજ હતો. એક દિવસ રિંગ-માસ્તરે એને ફેંકાબાજ, કે એવું કાંઇક, કે એથી યે કાંઇક ખરાબ કહ્યું; એટલે એણે સરકસના પોતાના છરા ફેંકવાના ખેલમાં જ એ રિંગમાસ્તરને છરા ફેંકીફેંકીને એક ઝાડના થડ સાથે જડી જ લીધો! ને તે પણ એટલી ઝડપથી કે રિંગ માસ્તરને બીચારાને કંઇ વિચારવાની યે તક મળી નહિ! ત્યાં પ્રેક્ષકોની નજરોનજર જ એણે ઝાડના થડમાં એવી તો સિફતથી છરા ફેંકયા કે રિંગમાસ્તરના કપડાંને અડી અડીને, અને કયાંક તો કપડાંમાં થઇને પણ, છરા સોંસરા નીકળી ચામડી સાથે છરકીને લાકડામાં ખૂંપી ગયા' સરકસના મશ્કરાને જાતે એ છરા કાઢવા પડયા;—રિંગ માસ્તરને પોતાના હાથે કાઢવા જેટલી પણ જગ્યા એણે રહેવા દીધી નહોતી! ત્યારથી એ દ-વિલેનું નામ મશહૂર થઇ ગયુ. બીજા બધા માણસો એની પત્ની સાથે પણ અસભ્ય ન દેખાવા પૂરતી જ વાત કરતા. જોકે એ બાઇ પણ હતી તો પહોંચેલી બુટ્ટી. પણ બધા દ-વિલેથી ડરતા, એટલે એની પત્ની સાથે છૂટ લેતાં અચકાતા.

'પણ એક વૉલેસ નામનો માણસ કોઇથી ડરતો નહિ. એ પણ સિંહનો ખેલાડી હતો ને એનું કામ પણ સિંહના મોંમાં માથું નાખવાનું હતુ. ભલભલા સિંહના મોંમાં માથું નાખતાં પણ તે પાછો પડે તેવો નહોતો. છતા એ કામ માટે તે પસંદ તો કરતો ઑગસ્ટસને જ. ઑગસ્ટસ મોટો, સ્વભાવે સારો ને ભરોસાપાત્ર સિંહ હતો.

'હું તમને કહેતો હતો તેમ આ વૉલેસ—વૉલેસ રાજા, અમે એને કહેતા—જીવંત કે મૃત કોઈથી ડરતો નહિ. ન ખરેખર રાજા જ હતો, એમાં કાંઈ શક નહોતો. દારૂ પીને મસ્ત થયો હોય ને કોઇ શરત લગાવનાર હોય તો વીફરેલા સિંહના પાંજરામાં જઇને સોટીની પણ મદદ વિના તેને ઠેકાણે લાવી દેતો મેં એને સગી આંખે જોયો

હતો : નાક ઉપર મુક્કા મારીમારીને જ એ પોતાનું કામ કરી લેતો !

'એક વાર ત્રિલેની પત્નીએ...' એવામાં અમારી પાછળ કાંઈક ગરબડ થતાં ચિત્તાના આ ખેલાડીએ પાછળ ફરી જોયું. ત્યાં એક મોટું પાંજરું હતું, જેમાં વચ્ચે પાટિયાં નાખીને બે ભાગ પાડયા હતા. તેમાં એક બાજુના વાંદરાભાઈએ અટકચાળું કરીને પાટિયાની તિરાડમાંથી પોતાનો પંજો બીજી બાજુ લંબાવ્યો હતો, જે બીજી બાજુની લોંકડીએ પકડી લઈને જોરથી ખેંચવા માંડયો હતો ! જાણે રબર ખેંચાય એમ વાંદરાનો હાથ ખેંચાતો હતો. ને કમનસીબ વાંદરો તથા તેના સાથીદારો રીડિયારીડ કરતા હતા. કોઈ રખેવાળ હાજર નહોતો, એટલે આ ચિત્તાના ખેલાડીએ બે ડગલાં આગળ વધીને પોતાના હાથમાંની નેતર લોંકડીના નાક પર એવી તો ચમકાવી દીધી કે લોંકડીએ ઝપ દઈને વાંદરાનો હાથ છોડી દીધો ! પછી સહેજ દિલગીરીભર્યાં મારી ગાગતા હાસ્ય સાથે પાછા ફરીને, જાણે કે વચ્ચે કાંઈ જ બન્યું નથી એમ, વાકય જ્યાંથી અધૂરું મૂકયું હતું, ત્યાંથી જ બોલવાનુ શરૂ કર્યું :

'...વૉલેસ સામે જોયું; ને વૉલેસે તેની સાથે આંખ મિલાવી. એ નજરે પડતાં જ દ-વિલેનું મોં કાળુ પડી ગયું. અમે વૉલેસને બહુએ ચેતવ્યો, પણ એને અમારી ચેતવણીની કાંઈ જ અસર થઈ નહિ. તેણે અમને હસી કાઢયા, એટલું જ નહિ પણ બેત્રણ દિવસ બાદ એકવાર દ-વિલે તેની સાથે લડવા આવ્યો ત્યારે અનું માથું પકડીને ગુંદરિયાના તળકમાં બોળી દઈને એના ઉપર ખૂબ જોરથી તિરસ્કારભર્યું હસ્યો. દ-વિલેના હાલ બહુ જ ખરાબ થઈ ગયા. મેં જ એના શરીર પરથી ગુંદરનો રગડો લૂછવામાં મદદ કરી. પણ નવાઈની વાત એ હતી કે એ માટે ધમકી રૂપે પણ એ કાંઈ બોલ્યો નહિ. જોકે એની આંખોમાં મેં ખુન્નસની એક એવી ચમક જોઈ જે ઘણીવાર જંગલી પ્રાણીઓની આંખોમાં દેખાય છે. એટલે મેં વૉલેસને ફરી એક છેલ્લી ચેતવણી પણ આપી. તેણે તે હસી કાઢી. જોકે ત્યાર પછી દ-વિલેની વહુ તરફ તે બહુ ધ્યાન આપતો બંધ થઈ ગયો.

'મહિનાઓ વીતી ગયા. કાંઈ જ બન્યું નહિ. હું પણ એ બનાવને નકામી ચિંતા ગણી ભૂલી ગયો. દરમ્યાનમાં અમે પશ્ચિમના પ્રાંતો તરફ આગળ વધ્યા હતા ને સાન્ફ્રાન્સિસ્કોમાં ખેલ કરતા હતા.

'ત્યાંના બપોરના એકખેલની આ વાત છે. સરકસનો તંબૂ બૈરાંઓ તથા છોકરાંઓથી ચિક્કાર ભરાઈ ગયો હતો. હું રેડ ડૅની નામના એક કૅન્વાસમૅનની શોધમાં હતો, કારણ એની પાસે મારું ચેપ્પુ રહી ગયું હતું

'ખેલાડીઓના કપડાં બદલવાના એક તંબૂ પાસેથી પસાર થતાં તંબૂના એક બાકોરામાંથી મેં અંદર નજર કરી : રેડ ડૅની ત્યાં હતો કે નહિ તે જોવા. રેડ ડૅની તો ત્યાં નહોતો, પણ મારી નજરે વૉલેસ ચડયો. ટાઈટ કપડાંમાં, પોતાના ખેલની રાહ જોતો તે બેઠો હતો. દોરડા પર ચાલવાનું કામ કરતા બેચાર માણસોના કશાક ઝગડામાં કુતૂહલભર્યું તેનું ધ્યાન રોકાએલું હતું. તંબૂમાંના બધા માણસોનું ધ્યાન એ ઝગડામાં જ હતું,—ફક્ત એક જણ સિવાય. તે એક જણ હતો દ-વિલે. તે વૉલેસ તરફ ખુલ્લા ધિક્કારથી જોતો હતો. વૉલેસ અને બીજા પેલો ઝગડો જોવામાં એટલા તો મશગુલ હતા કે દ-વિલે તરફ કોઈનું ધ્યાન નહોતું. પણ તંબૂના બાકોરામાંથી મેં જોયું.

'દ-વિલેએ ખિસામાંથી પોતાનો રૂમાલ કાઢયો, અને પોતાના મોં પરથી પરસેવો લૂછવાનો દેખાવ કર્યો. તે દિવસે, અલબત્ત, તાપ તો હતો જ.—ને એ જ વખતે વૉલેસની પાછળ થઈને તે પસાર થયો. જરાપણ અટકયા વગર રૂમાલ ફરફરાવતો તે દરવાજા સુધી ગયો. દરવાજામાંથી બહાર જતાં સહેજ પાછા ફરી તેણે વૉલેસને ફરી એક વાર જોઈ લીધો. એની એ નજર મને વિચિત્ર લાગી. એમાં ધિક્કાર હતો એટલું જ નહિ, છતની પણ ચમક હતી.

'આ દ-વિલે ઉપર ધ્યાન રાખવું પડશે" હું મનોમન બોલ્યો. પણ જ્યારે એને સરકસના મેદાનમાથી બહાર નીકળી ગામમાં જતી ટ્રામમાં બેસતો મેં જોયો ત્યારે મારા જીવને જરા શાંતિ થઈ.

થોડી જ મિનિટ બાદ મેં, સરકસના ખેલ ચાલતા હતા તે મોટા તંબૂમાં રેડ ડૅનીને જોયો, એટલે હું ત્યા ગયો એ જ વખતે વૉલેસ પોતાનો પેલો જાણીતો ખેલ કરતો હતો અને પ્રેક્ષકવર્ગ ચકિત થઈ તે જોઈ રહ્યો હતો. તે દિવસે તે કાંઈક ખરાબ મિજાજમાં લાગ્યો, કારણ કે બધા જ સિંહ ઘૂરકવા લાગ્યા ત્યાંસુધી તેણે એબધાને કનડયા.

'આખરે તેણે પોતાનો ચાબુક ફટકાવી ઑગસ્ટસને ઘૂંટણભર બેસાડયો. ઑગસ્ટસે પોતાનું મોઢું ઉઘાડયું ને વૉલેસે પોતાનું માથું એ ઉઘાડા મોંમાં નાખ્યું. ત્યાં તો સિંહના જડબાં કરડ...કરડ... બોલ્યાં,—ખાચ...'

'કહીને પોતાનાં જડબાંની કડેડાટી બોલાવી ચિત્તાનો એ ખેલાડી ભયંકર રીતે હસ્યો, ને વળી પાછી પેલી સ્વપ્નદ્રષ્ટાની દૂર તાકતી નજર તેની આંખમાં આવી ગઈ.

'વૉલેસ રાજાનો એમ અંત આવ્યો.' પોતાના અસલ દિલગીરીભર્યા અને ધીમા અવાજ પર આવી જતાં તેણે કહ્યું. 'બધી ગરબડ શમી જતાં મેં તક લઈને વૉલેસનું માથું સૂંઘી જોયું, ને મને છીંક આવી.

'એટલે... ?' મેં આતુરતાથી પૂછ્યું.

'છીંકણી !' તેણે કહ્યું. 'છીંકણી—કે જે દ-વિલેએ કપડાં બદલવાના તંબૂમાં રૂમાલ ફરફરાવતાં વૉલેસના માથામાં છાંટી દીધી હતી. બિચારા ઑગસ્ટસનો એમાં કાંઈ જ વાંક નહોતો. તેને તો ફક્ત છીંક જ આવી હતી !'

એટલું કહીને તે ચૂપ થઈ ગયો.

---




# પાચનતંત્ર

**ખબર છે?**

- મોઢામાંથી શરૂ થઇ ગુદા આગળ સમાપ્ત થતા આપણા સમગ્ર અન્નનળની લંબાઈ ત્રીસ ફૂટની હોય છે.
- વ્હાલ કે હેત દર્શાવતા ચુંબનનો આનંદ હોઠ વડે જ શાથી લેવાય છે?
- જૂના વખતમાં ગુનો પકડી પાડવા માટે શંકાશીલ ગુનેગારોને સૂકા કે કોરા અનાજનો ભૂકડો ચવડાવવામાં આવતો તે શાથી?
- કેટલાકના હોઠમાં ચીરા હોય છે, કેટલાક હોઠ ચાવ્યા કરે છે. કેટલાક તેના પર જીભ ફેરવ્યા કરે છે; કેટલાકના હોઠ જાંબુડા રંગના હોય છે, કેટલાકના કાળા હોય છે, તો કેટલાકના દાઝેલા જેવા સફેદ હોય છે,—તે શાથી?

કાયાની કરામત - હપતો સાતમો

## મોં અને હોઠ

લેખક - ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

શરીરરચનાનું જ્ઞાન થતાં આપણે જાણીશું કે સુંવાળી ચામડી નીચે ઢંકાએલા દેહના આ માળખામાં કેટલાં યે હાડકાં, અનેકાનેક માંસપેશીઓ, સંખ્યાબંધ જ્ઞાનતંતુઓ અને બહુસંખ્ય નાડીઓ તથા ઘન અને પ્રવાહી પદાર્થો આવેલાં છે. આ બધાં જીવંત કોષોના બનેલા છે. જગતના પ્રાણીમાત્રનાં શરીર અને વનસ્પતિઓ જીવંત કોષોનાં જ બનેલાં હોય છે.

એ કોષોની અનેકવિધ, અગમ્ય, અટપટી પણ સમતાલ ક્રિયા નિરન્તર ચાલ્યા જ કરે છે. આપણે ગમે તે અવસ્થામાં હોઇએ, પણ ઇચ્છા વગર કે જાણ-દેખરેખ બહાર, દરેક કોષ પોતાનું નિયત કાર્ય કર્યે જ જાય છે. આના પ્રતાપે જ આપણું જીવનકાર્ય યથાસ્થિત થયા કરે છે; માંસપેશીઓની પ્રક્રિયાઓથી થતી હીલચાલ અને વ્યાયામ, શારીરિક ક્રિયાઓ, ચિત્તવ્યાપાર, પુનરુત્પાદન તથા જીવનની સર્વ ક્રિયાઓ થાય છે; દેહનો નિત્ય વ્યાપાર ચાલ્યા કરે છે.

### ખોરાકનાં ત્રણ કામ

આ બધી ક્રિયાઓ ચલાવવાને માટે ખોરાક જરૂરી છે. આપણા ખોરાકનો મોટો ભાગ તો 'બળતણ' તરીકે વપરાય છે. એ ધીરા દહનથી શરીરમાં ક્રિયાશક્તિ ઉત્પન્ન થાય છે, ને તેના આધારે જીવનક્રિયાઓ થાય છે

આહારનો બાકીનો ભાગ નવા કોષો અને કોષસમૂહો બનાવવામાં વપરાય છે. કામ કરતાંકરતાં ઘસાતા કોષોને કે તૂટેલા તંતુઓને સમારવાનું કે પુનર્જીવન આપી ફરી કાર્યક્ષમ બનાવવાનું કામ એ કોષ-સમૂહોનું છે. આમ, ખોરાકથી જીર્ણ કોષોનું સમારકામ થાય છે અને નવા કોષો રચાય છે.

આ ઉપરાંત ખોરાકનું ત્રીજું એક અનન્ય કામ તો છે શરીરનો વિકાસ સાધવાનું. બાળકોની વૃદ્ધિ—ઊંચાઈ વજન આહારથી જ વધે છે. ટૂંકામાં આહાર એટલે પોષણ, અને પોષણ એટલે જીવન.

પણ આપણે ખોરાક જે 'રૂપ'માં લઇએ છીએ તે જ રૂપમાં એ કોષોના ઉપયોગમાં નથી આવતો; પણ તેનો પરિપાક (વિપાક) થવો જોઇએ છે. ખોરાક શરીરમાં ગયા બાદ તેના ઉપર પાચનક્રિયા થવાથી તેનું છેવટનું જે રૂપ બને છે તે 'પરિપાક' કહેવાય છે. એ પરિપાકમાંથી જ લોહી, માંસ, ચરબી, મજ્જા, ધાતુ, હાડકાં વગેરે બંધાય છે. એ પાચન-ક્રિયામાં શરીરનાં કોઇ ખાસ બળો કાર્ય નથી કરતાં, પણ ખોરાકના વિવિધ પદાર્થોને સુપાચ્ય પદાર્થોમાં રૂપાંતર કરનારી રાસાયણિક ક્રિયાઓ જ માત્ર ત્યાં થાય છે

### અન્નનળ

એ ક્રિયા પાચનના અવયવોમાં થાય છે આ અવયવો શરીરના 'અન્નનળ' નામના વિભાગમાં સમાએલા છે. એ 'અન્નનળ' મોઢાથી શરૂ થઇ, અન્નનળીમાં ગોળાકાર બની, વચમાં હોજરી આગળ વિસ્તૃત આકાર પામી, પછી લાંબાં આંતરડાં રૂપે આગળ વધી ગુદા આગળ સમાપ્ત થાય છે. પુખ્ત વયના માણસના અન્નનળની લંબાઈ એક છેડાથી બીજા છેડા સુધીમાં ત્રીસ ફૂટની હોય છે

શરીરની અન્ય ક્રિયાઓ જેટલી જ આ પાચનક્રિયા પણ અદ્‌ભુત અને અજબ છે. તે બે કાર્ય ઉપાડે છે: એક તો ખોરાકના મોટા અણુઓને 'ભાંગીને' સૂક્ષ્મ લોહીના રૂપમાં બનાવવાનું. આપણા શરીરમાં કોઇ પણ પદાર્થ પ્રવાહી રૂપમાં આવ્યા પછી જ કાર્યક્ષમ નીવડે છે. એ સિદ્ધાંત અનુસાર પહેલાં તો ખોરાકના મહીન પ્રવાહીમાં એવું તો રૂપાંતર થાય છે કે જે શરીરમાં ફાવે ત્યાં વહી શકે છે અને છેક કોષોની દીવાલોમાં પ્રવેશી શકે છે.

બીજું કાર્ય ખોરાકના અણુઓને માનવ-અણુઓના રૂપમાં બદલવાનું છે. ખોરાકના અણુઓ દૂધ, ઘઉં, માંસ આદિ ભિન્નભિન્ન પ્રકારના હોય છે. આપણા શરીરના કોષ માનવ પ્રોટીન અણુઓના બનેલા છે. એટલે તેના ઘસારાને સમારવા તો માનવ-પ્રોટીન અણુઓ જ જોઇએ, અન્ય પ્રકારના ઉપયોગમાં ના આવે. આથી, ખોરાક આપણા દેહમાં ગયા પછી એ ખાદ્ય પદાર્થોના અણુઓ પહેલાં તો

'ભાંગીને' મૂળ રૂપ બને છે ને પછી તેમાંથી માનવ-પ્રોટીન, માનવ-ચરબી અને માનવ-સ્ટાર્ચના અણુઓ બંધાય છે. સ્ટાર્ચનું રૂપાંતર હળવી જાતની ખાંડમાં થાય છે. તેલ-ચરબીનું રૂપાંતર સાબુમાં ને પ્રોટીનનું એમાઈનો ઍસિડોમાં રૂપાંતર થાય છે. આ બધું આપણા પાચનતંત્રની રાસાયણિક ક્રિયાઓ દ્વારા જ બને છે: કોઈ પણ જાતના ખળભળાટ વગર, આપણી જાણ કે ઈચ્છા વગર! દેહમાં એ રાસાયણિક પ્રયોગશાળાની કેવી અજબ કરામત છે!

### ગ્રંથીઓ

ખોરાકના અણુઓનું એ 'ભાંગ-કામ'(વિભાજન) અન્નનળમાં ઠેર ઠેર જથ્થાબંધ ગોઠવાએલી ગ્રંથીઓના સ્રાવ દ્વારા થાય છે. એ પાચન-ગ્રંથીઓ જાતજાતના રસાયણ-રસો પેદા કરે છે. લોહી-કણો પેદા કરતી લસી-ગ્રંથીઓ વિષે આપણે જાણી ગયા એવી જ આ વળી રસાયણો ઉત્પન્ન કરતી 'પાચન-ગ્રંથીઓ' હોય છે. શરીરમાં આવેલી આ બધી ગ્રંથીઓ મૂળ તો રચનામાં એક સરખી જ હોય છે, પણ તેમાંથી પેદા થતાં 'રસ' જુદાજુદા પ્રકારના હોય છે. એ ગ્રંથીઓ શરીરમાં જુદાજુદા સ્થાને આવેલી હોય છે અને શરીરમાંનાં તેમના એ સ્થાન પ્રમાણે એ ગ્રંથીઓ ચાર વર્ગની હોય છે:

(૧) ત્વચા-ગ્રંથીઓ: જેવી કે આંસુ ઉત્પન્ન કરનારી; પરસેવો કાઢનારી, મેદસ્રાવી ને ધાવણનું દૂધ પેદા કરનારી ગ્રંથીઓ. આ ગ્રંથીઓનો સ્રાવ ચામડી ઉપર થાય છે.

(૨) પાચન-ગ્રંથીઓ: તે મોંની લાળ, હોજરી અને આંતરડાંમાં જરૂરી પાચનરસો વગેરે બનાવે છે. તેનો સ્રાવ મોં, જીભ, હોજરી, આંતરડાં, યકૃત અને અગ્ન્યાશયમાં થાય છે.

(૩) બહિર્સ્રાવી ગ્રંથીઓ (Exeretory glands): જે લોહી ને બહારની દુનિયા વચ્ચેના ઘસાતાં દ્રવ્યોના વિનિમયનું નિયમન કરે છે. દા. ત. ગુરદાઓ અને પ્રસ્વેદ-ગ્રંથીઓ.

(૪) અંતઃસ્રાવી અગર તો જીવનરસ ઉત્પન્ન કરતી ગ્રંથીઓ (Endocreni glands) જેવી કે થાયરૉઈડ, પીચ્યુટરી વગેરે.

આમાંની બીજા નંબરની પાચન-ગ્રંથીઓના કાર્ય વિષે જાણતાં અગાઉ આપણે તેમની રચના જાણવી જોઈએ. એ પૈકી 'લાળ-પિંડો'નું વર્ણન બધી જ ગ્રંથીઓને સરખી રીતે લાગુ પડે છે. ગ્રંથી એ વિશિષ્ટ પ્રકારના કોષોની બનેલી એક કોથળી હોય છે કે જેમાંથી આથો લાવનારું આથવણ કે ઉત્સેચક (Ferment or Enzyme) સ્રાવ થાય છે. એ સ્રાવ પછી નાની નલિકાઓ દ્વારા પાચન અવયવોમાં પડે છે.

### આથવણ કે પાચક રસ

રસાયણશાસ્ત્રની દૃષ્ટિએ આપણા ખોરાકના મુખ્ય ત્રણ ઘટકો છે. પ્રોટીન, સ્ટાર્ચ અને તેલચરબી. લોટ, બટાટા અને કઠોળમાં સ્ટાર્ચ હોય છે. આ સ્ટાર્ચ વનસ્પતિ-સ્ટાર્ચ છે. તે આપણા શરીરમાં ગયા બાદ તેના ઉપર આથવવાની ક્રિયાઓ થવાથી તેનું હળવી જાતની ખાંડમાં રૂપાંતર થાય છે અને તે ગ્લાઈકોજન-સ્ટાર્ચ રૂપે લિવર અને માંસપેશીઓમાં જમા થાય છે. ગ્લાઈકોજનનું રાસાયણિક બંધારણ વનસ્પતિ-સ્ટાર્ચ કરતાં જુદું છે. વનસ્પતિ-સ્ટાર્ચનું જરા મજબૂત અને કંઈક અંશે હલકું છે, એટલે તેને 'ગ્લાઈકોજન'ના રૂપમાં લાવવા માટે ખોરાકમાંના વનસ્પતિ-સ્ટાર્ચના અણુઓને ભાંગીને તેનું હળવી ખાંડમાં રૂપાંતર કરવું પડે છે. આ રૂપાંતર કરનાર 'આથવણ' છે. એ આથવણ આપણા ખોરાકના સૂક્ષ્મમાં સૂક્ષ્મ અણુને પણ ભાંગી નાખીને તેનું રૂપાંતર કરે છે. ખૂબીની વાત તો એ છે કે ભૌતિક રીતે જે અણુ અવિભાજ્ય ગણાય છે તેનું આ આથવણ વડે રાસાયનિક રીતે વિભાજન અહીં સરળતાથી થાય છે. એ આથવણ એક રાસાયણિક પદાર્થ છે. તેનાથી સ્ટાર્ચના અણુઓ તૂટે છે, તેના અંશો જુદા પડે છે અને તેનું ક્રમશઃ ડેક્ષ્ટ્રીન, માલ્ટ સુગર, ગ્રેપ-સુગર વગેરે હળવી જાતની ખાંડમાં રૂપાંતર થાય છે.

જેમ મોટી તિજોરીને ખોલવા માટેની કૂંચી તો નાનકડી જ હોય છે, તેમ વિપુલ પ્રમાણમાં ખોરાકમાં જતા મિશ્ર પદાર્થોને તોડવા માટે જરા જેટલું આથવણ પૂરતું છે. કૂંચી જેમ વર્ષો પર્યંત ઘસાયા વિના કામ આપ્યા જ કરે છે, તેમ આથવણો પણ ખોરાકને તોડયા-સાંધ્યા બાદ, પાછા બરાબર પૂર્વવત્ પ્રમાણ જેટલાં જ રહે છે. નાનકડી ચાવી વતી ઘડીઆળને રોજને રોજ, સતત વર્ષો સુધી ચાવી આપી શકાય એવી આ બીના છે.

આથવણો ખોરાકના કણ છૂટા પાડે છે એટલું જ નહિ પણ તેમને વળી એકત્ર કરી માનવ-કણોમાં રૂપાન્તરિત કરવામાં પણ મહત્ત્વનો ભાગ ભજવે છે. શરીર માટે આ આથવણની એટલી બધી જરૂર છે કે શરીરવિજ્ઞાનશાસ્ત્રીઓ કહે છે કે આપણું જીવન એ આથવણોની જ ક્રિયાઓની એક પરંપરા છે!

### મોં

પાચનતંત્રની શરૂઆત મોંથી થાય છે. અહીં ખોરાક પાંચ ક્રિયાઓમાંથી પસાર થાય છે:

(૧) પહેલાં તો ત્રણ જ્ઞાનેન્દ્રિયો—આંખ, નાક ને જીભ—દ્વારા ખોરાકની પરીક્ષા થાય છે. આઘેથી ખોરાક નીરખી લઈને આંખ તે ખાવા લાયક છે કે નહિ તેની ખાત્રી કરે છે. પછી તે વાસી છે કે સ્વચ્છ તેની જાણ નાક કરે છે. જીભ તેનો સ્વાદ પારખે છે. વળી આ દર્શન, સુગંધ અને સ્વાદની ક્રિયાઓથી મોંમાં પાણી પણ છૂટે છે. એ પાણી એટલે પાચક-રસો.

(૨) બીજી ક્રિયા દાંત કરે છે. તે ખોરાકને કાપે છે, કકડા કરે છે, પીસે છે અને ચૂર્ણ-વિચૂર્ણ કરી નાખે છે.

(૩) ત્રીજી ક્રિયા થૂંક કરે છે. થૂંક રસથી ખોરાક પર રાસાયણિક ક્રિયા શરૂ થાય છે સ્ટાર્ચનું મોટા ભાગનું પચન મોંમાં જ થાય છે.

(૪) ચોથી ક્રિયા જીભ કોળિયો વાળવાની કરે છે; અને

(૫) પાંચમી ક્રિયા અન્નનળી (Oesophagus)ની માંસપેશીઓ દ્વારા કોળિયો ગળે ઊતરે છે, તે છે.

મોઢાની રચનામાં મુખ્ય ક્રિયા કરનારાં બે જડબાં છે. ઉપલું જડબું ખોપરીના હાડકા સાથે જડાએલું છે, જ્યારે નીચલું જડબું બોલતી અને ખાતી વખતે હાલવા માટે છૂટું રહેલું છે. એ નીચલા




જડબાના હલનચલન માટે-ખાસ કરીને ખોરાકને કાપવા અને ચાવવામાં તેને ઉપયોગી નીવડે એ માટે મોટી અને બલિષ્ઠ માંસપેશીઓ બંને જડબાં ઉપર આવેલી છે. અને એ માંસપેશીઓ પર, —આપણી ચામડીની નીચેના ભાગમાં,-આપણે ઉપર જાણી ગયા તે રાસાયણિક પ્રયોગશાળાઓ જેવી પાચન-ગ્રંથીઓ આવેલી છે.

આપણા મોઢાની બખોલના તળ નીચેના ભાગમાં માંસપેશીઓ ને ઉપરના ભાગમાં કઠણ તાળવું આવેલાં છે. એ બંને બાજુઓ બલિષ્ઠ પણ મુલાયમ માંસપેશીઓની દીવાલોથી બંધ થયેલી છે. તળ ઉપર જીભ આવેલી છે. જડબાંમાં દાંતોની હાર ગોઠવાએલી છે. પાછલા ભાગમાં માંસપેશીના પાતળા પડદાનું બનેલું પોચું તાળવું લટકતું આવેલું છે, કે જે વચ્ચેથી લંબાઈને પૂછડી જેવું બની રહે છે એનું નામ પડજીભ કે લોલા (Uvula). આપણા શરીરમાં હજી આનું કાર્ય પૂરું સમજાયું નથી પણ જ્યારે તે લંબાઈમાં વધે છે ત્યારે સૂતી વખતે ગળામાં અડકવાથી ઉધરસનો ઉપદ્રવ થાય છે.

પોચા તાળવાની પછવાડે ગળું આવેલું છે. તે ઉપરથી નાક સાથે અને નીચેથી અન્નનળી સાથે સંયોગ છે. અન્નનળીની જોડાજોડ જ શ્વાસનળીનું દ્વાર છે. આ દ્વારની આગલી ધાર ઉપર પાન આકારની પાતળી ગળજીભી આવેલી છે તે જીભના પાછલા ભાગ ઉપર ગોઠવાઈને પડી રહેલી હોય એવી રીતે આવેલી છે.

મુખ દ્વાર જેવા બે હોઠ. વ્યક્તિના મોંના સૌંદર્યદર્શક અને પ્રતિભા વધારનાર છે. બોલવાની અને ખાવાપીવાની ક્રિયાઓ સિવાય હોઠ બીડેલા રહે છે. હા, નાકેથી શ્વાસ નહિ લેનારનું મોં ખુલ્લું રહે છે ખરું, પણ આ રીત અનારોગ્ય આણનાર છે.

હોઠમાં પુષ્કળ જ્ઞાનતંતુઓ આવેલા છે. આથી એના દ્વારા આપણને સ્પર્શનીય જ્ઞાન બહુ ઝડપથી થાય છે. આ જ કારણથી વહાલ અને પ્રેમ દર્શાવતા ચુંબનનો અવર્ણનીય આનંદ અને સુખ સુનાનું સાધન હોઠ છે. વળી તે તીવ્ર ચેતનાવાળા હોવાથી મોંમાં ચેરાતા પદાર્થોના રક્ષક પણ છે. કાંકરી, કચરા કે વાળવાળા, ખૂંચે એવા પદાર્થો તથા અખાદ્ય ચીજો હોઠને અડકતાંવેંત જ તેનો ખ્યાલ આવે છે. આથી હોઠ તરત બિડાઈ જાય છે, અગર તો આપણને તે થૂંકી નાંખવા પ્રેરે છે. દેહમાં પેસતા બગાડને અટકાવતી આ

હોઠ રૂપી અતિ બારીક અને નાજુક ચામડીનું આવરણ તે અંદરના ભાગમાં જતાં આંતરત્વચામાં પલટાઈ જાય છે શરીરના જે જે ભાગોમાં આંતરત્વચાનું અસ્તર છે ત્યાં બધે ચીકણું પણ જાડું શ્લેષ્મ (Mucus) અહોનિશ ઝર્યા કરે છે. નાકની આંતરત્વચાના આવા શ્લેષ્મ—લીંટ વિષે આપણે અગાઉ જાણી ગયા છીએ. સળેખમ વખતે તેનો સ્રાવ વધી પડવાથી આપણે ત્રાસ અનુભવીએ છીએ પણ એ બધાં શ્લેષ્મ શરીર માટે અત્યંત ઉપયોગી દ્રવ્ય છે. એમનું કાર્ય ધૂળ અને જીવાણુઓને ઝડપી લેવાનું વળી તે જીવાણુઓ માટે થોડા અંશે ઝેરરૂપ પણ છે, એટલેકે તેનામાં જંતુને નાશ કરનારો ગુણ પણ છે.

મોઢાના શ્લેષ્મથી વળી હોઠનો અંદરનો ભાગ અને ગલોફાં 'સુંવાળાં' રહે છે, જેથી તે એકબીજા સાથે ચોંટી જતાં નથી પણ તેમની હાલચાલ સરળતાથી થાય છે. ગાડું કે સાઈકલ સરળતાથી દોડે તેને માટે તેનાં પૈડાંમાં તેલ ઊંજવા જેવી આ બીના છે. આ ઉપરાંત કોળિયા ઉપર પણ શ્લેષ્મનું પડ વળે છે. આથી કોળિયો સુંવાળો બનીને સરળતાથી અને સહેલાઈથી ગળે ઊતરે છે.

આ શ્લેષ્મનો સ્રાવ જ્ઞાનતંતુઓના અંકુશ હેઠળ છે. ભય અને ચિંતા વખતે તેમાં ઘટાડો થાય છે. આથી મોઢું સુકાય છે ને કોળિયો ઊતરતાં મુશ્કેલી પડે છે. આ હકીકતનો ઉપયોગ પહેલાં આપણે ત્યાં ગુના શોધવાના કાર્યમાં થતો હતો. શકદાર ગુનેગારોને ચોખા કે સૂકા અનાજનો ભૂકડો ભરાવવામાં આવતો. ગુનેગારનું મન ભયભીત અને ચિંતાગ્રસ્ત તો હોય જ, એટલે તેની અસરથી મોંમાં શ્લેષ્મનો સ્રાવ ઓછો થવાથી ધાનનો ભૂકડો મોંમાં પલળ્યા વીનાનો સૂકો જ રહે ને ગળે ઉતારવામાં મુશ્કેલી પડે. આ અવલોકનને પરિણામે ગુનેગાર તરત જ પકડાઈ જતો.

પૂર્ણ તંદુરસ્તીમાં હોઠનો રંગ પરવાળા જેવો હોય છે. આપણાં કાવ્યમાં વર્ણવેલા સૌંદર્ય-દર્શક હોઠ (पक्वबिम्बाधरोष्ठा) પાકાં ટીંડોળાં કે ગીલોડાંના જેવા રંગવાળા હોય. દેહની બગડેલી સ્થિતિ હોઠ તરત દર્શાવે છે. એનીમિયામાં હોઠ ફિક્કા હોય છે અને હૃદયના વ્યાધિમાં ભૂરાશપડતા હોય છે. એમાં બે તારા જેવા દેખાવ રજૂ કરતા ચીરાઓ અને ફોડલીઓ હોય તો સિફિલિસ (પરમા)ની જાહેરાત કરતા છે; જ્યારે તેમાં ખૂણા ઉપરના ચીરા વિટામીન-બીની ન્યૂનતાના દર્શક છે. બંધકોષ કે આંતરડાના અજીર્ણ વખતે હોઠનો રંગ જાંબુડા રંગનો આસમાની થાય છે. તાવમાં અને હોજરીની પીડા વખતે હોઠ સુકાય છે. પોચા મનવાળી વ્યક્તિઓ હોઠ વારેવાર દાંત વતી કરડ્યા કરે છે કે તેના ઉપર જીભ ફેરવ્યા કરે છે. બીડી પીનારના હોઠ કાળા દેખાય છે, જ્યારે દારૂ પીનારના હોઠ આખા દાઝી ગયા હોય તેવો સફેદ રંગ ધારણ કરે છે. (ચાલુ)

# ચન્દ્રવદન ચીમનલાલ મહેતાની આપકથા





યો પુરુષ સ્ત્રી વગર જીવન જીવી શક્યો છે?—સ્ત્રી વગર એટલે કે સ્ત્રીના સંસર્ગ, સત્સંગ, સહકાર, સદ્વિચાર, સદ્યોગ વિના; સ્ત્રીની પ્રેરણા, માયા, મમતા, કાળજી, હેત વિના; એની કૃપા મીઠાશ, ઋજુતા વિના? હશે કોઈ જડભો, બોથડ, અણઘડ, ક્રૂર, મૂઢ, પાજી, અપવાદ રૂપ. કોઈ સ્ત્રીએ કોઈ કમનસીબનાં જીવન ઝેર પણ કર્યાં હશે: બનવા જોગ છે; પણ એ ઝેરની મીઠાશ પણ કોઈ કાળે માણી જ હશે. કંઈક દાખલાઓમાં તો એ ઝેર પાછળથી અમૃત સમાન પણ નીવડ્યાં હશે. સ્ત્રીના ચણતરની ખૂબી જ એ છે, કે એના બંધારણનું પૃથક્કરણ કોઈ કરી જ શકે નહિ. મહાશક્તિ રૂપે મનાતી એ મહામાયા નિરંતરનો એક રસિક કોયડો જ રહેવાનો. યાદ છે, સુરતમાં અંબામાતાને મંદિરે દર્શન કરીને ઊતરતાં પગથિયું ચડતી પ્રિયંવદા મળી હતી તે? અને એની સાથે એની માશી હતી એ? ત્યારે હજી મૅટ્રિકમાં બેસવાની અગાઉની તૈયારી ચાલતી હતી.

આ દાયકામાં આપણે મુખ્યત્વે એ પ્રિયંવદાની વાત, સુમતિની વાત, વિલાસની વાત, અને સાથેસાથે રંગભૂમિની અને સ્વાતંત્ર્યની લડતની વાત કરીશું. એમાં કદાચ આપણે સાલવાર નહિ જઈએ. એક વાતમાંથી બીજી વાતમાં ઊતરી પણ પડીએ, તો રોષે ન ભરાશો.

ગોરો વાન, તરતું કપાળ, મોંને દીપાવે એવો ચાંદલો ને મીઠા કંઠની એ પ્રિયંવદા ભણવામાં હોશિયાર, વાચાળ, હસમુખી ને મળતાવડા સ્વભાવની સૌને સહેજમાં ગમી જતી. એ જે નિશાળમાં ભણતી તે જ નિશાળમાં વિલાસ ભણતી. (વિલાસ—વિલાસિકા ધીરજલાલ કોમોડોર.) એ હતી તો બેત્રણ ચોપડી આગળ, છતાં ચબરાક પ્રિયંવદા એને ઓળખતી, એની સાથે હળતીભળતી. ટાણું આવતાં ટોણો મારી મશ્કરી પણ કરી લેતી. મારી થનાર વહુ વિલાસને પ્રિયંવદા મારફત તે અરસામાં જો મળવા-ઓળખવા પ્રસંગ પડ્યા હોત, તો જીવન કંઈ જુદો જ વળાંક લેત. પણ કોણ જાણે કેમ, અત્યારે તો એ ઉંમરે પણ ઘણાને જે સુલભ ને સહેલું લાગે છે, તે કરવાની હામ કે આવડત ત્યારે ગજામાં નહોતાં; નહિ તો આજે આવા પસ્તાવા કરવાના વળી વખત આવત ખરા?

સુરત છોડ્યું ત્યારે જે દુઃખ થયું તેમાં 'પ્રિયંવદાને હવે નહિ મળાય' એ વિચારે પણ અગત્યનો ભાગ ભજવ્યો હતો. એક દાયકામાં સુરતની જે માયા બંધાઈ હતી તે મીઠી હતી, રસીલી હતી. એટલું જ નહિ પણ ઊંડી અને અનોખી હતી. મુંબાઈ પધરામણી તો થઈ, પણ વૅકેશનમાં થોડી રજા તો સુરત ગાળીને પછી જ પોતે માબાપ પાસે ગંગાપુર જતા. એવી એક વૅકેશનમાં સુરત થઈ ગંગાપુર જતાં પ્રિયંવદાને પણ સાથે લઈ ગયો હતો. મુંબાઈથી એનાં માબાપે રજા આપી હતી, એટલે સુરતથી એનાં દાદાદાદીએ પણ હા પાડી અને અમે ગંગાપુર જવા ઊપડ્યાં. પણ પ્રિયંવદા કહે કે અમદાવાદ થઈને જઈએ, એટલે સવારી સુરતથી અમદાવાદ ઊપડી.

ત્યાં ગોટીની શેરીમાં એની માનાં માબાપ રહે. એની માશી તો હતી જ. રાતને પહોરે ચોકમાં બેસી માશી-ભાણેજ જે હલકથી ગીતો લલકારતાં તેના સૂર તો હજી એટલા જ તાજા છે. પ્રિયંવદા કરતાં પણ માશીનો કંઠ વધારે સુરીલો. કદાચ માશી ઉંમરમાં ચાર-પાંચ વર્ષે મોટી તેથી હશે. માશી તે સુમતિ ઠાકોર. જરા શામળી, બાંધી દડીની, ગોળ મોં અને તેજસ્વી આંખોવાળી, અતિશય બુદ્ધિશાળી. એકલી પણ ગાતી ત્યારે બધાંને દંગ કરી દેતી. અને ગાતી ત્યારે મોટે ભાગે નાનાલાલ જ. નાનાલાલનો મને પહેલો પરિચય જ આ: 'ચન્દ્રીએ અમૃત મોકલ્યા રે બહેન!' 'ખમ્મા વીરાને જાઉં વારણે રે લોલ.' 'એક જ્વાલ જલે તુજ નેનમાં.' નાનાલાલ ઉપરાંત કેશવ શેઠની બે લીટી હજી પણ સંસ્મરણોને ઘુમરાવે ચડાવે છે:

નિર્જન વનવગડે અલી વાદળી! જળ શાં ઢોળવાં આવ્યાં?
એવાં હૈયારૂનાં સમીપ હૃદય શાં ખોલવા આવ્યા?

ગોટીની શેરીમાંના એ ઠાકોરલાલ પ્રમોદરાય ઠાકોરના ઘરમાં બાંયતળિયે હીંચકા પરથી ઝૂલતાં જ મેં પહેલી વાર મહા વિદ્વાન કેશવ હર્ષદ ધ્રુવને જોયા. એમનું કંઈ પણ લખાણ તો શાનું વાંચ્યું હોય? પણ નામ સાંભળેલું. એટલે જોઈને મનમાં આનંદ થયો હતો. મળાય તો કેમ જ? અને શાને માટે? અમદાવાદથી સુમતિના કંઠે સાંભળેલાં ગીતોનાં સંસ્મરણો લઈ અમે જયપુરને રસ્તે ગંગાપુર જવા ઊપડ્યા. ગંગાપુરના જંગલમાં મંગળમૂર્તિ પ્રિયંવદાના આવવાથી સૌ કોઈનો આનંદ ઊભરાયો, પણ મારી બાના હરખનો તો પાર જ નહોતો. સાંજે ઑફિસેથી આવી મારા બાપુજી એની સાથે ચર્ચામાં ઊતરી પડે, ને નહિ તો બંને જણ બાગબાની ખેડે. ત્યાંની રેતાળ જમીનમાંથી પણ જે કાંઈ ઊગે તે ઉગાડવા મથામણ કરે.

કલ્પનાસૃષ્ટિને સતત તેજસ્વી બનાવે એવા એ મનોરમ દિવસો! ગાતી, નાના પ્રકારનાં તોફાનો કરતી, છતાં ઠાવકી સંજીવની સમી પ્રિયંવદા ખુલ્લા ચોગાનમાં, નદી કાંઠે, નાનકડા ગિરિશિખરે, યમુના-તટે, તાજના બાગમાં, જ્યાં જ્યાં અમે ફર્યાં ત્યાં ત્યાં હજી યે વિવિધ રૂપે અનેક વાતચૂંથણીમાં રમતી ભમતી તરવરે છે.

જિંદગીમાં ઊભરાતા અનેક ઉમળકાઓમાં એક ઊભરો હસ્ત-લિખિત માસિક કાઢવાનો આવે છે. સાહિત્યનું ક્ષેત્ર ત્યારે અતિ આકર્ષક અને સોહામણું લાગે છે. યેન કેન પ્રકારેણ નામ મેળવવાની વૃત્તિ ત્યારે એટલી સતેજ થઈ જાય છે કે કોઈ પણ રીતે લેખક થવા જુવાની વલખાં મારે છે.

ત્યારના અભ્યાસક્રમમાં ગુજરાતી શીખવવાનું હતું જ નહિ, છતાં ગુજરાતી સાહિત્ય વાંચવા-લખવાની લતમાં સપડાયા. અરવિંદ તન્ના કરીને અમારા વર્ગનો જ એક દોસ્તદાર અમારી બાજુની રૂમમાં રહેતો. એને પણ જરા લખાપટ્ટીની ભુરકી લાગી હતી. એ કવિ નાનાલાલને ઓળખે. એક દિવસ 'કવિ મુંબાઈ આવ્યા છે: મળવું હોય તો ચાલ ઊપડીએ' એવું એણે કહેતાંક ને મારી કલ્પના સળગી. પેલાં અદ્ભુત કાવ્યોના લેખક નાનાલાલ કવિ! તરત જ 'ઇન્દુકુમાર' અને 'જયાજયન્ત' ઉથલાવી નાખ્યાં. એક હસ્તલિખિત ચોપાનિયું કાઢવાનું બહાનું ઊભું કર્યું, અને કોઈ અનેરા ઉમંગથી

હોસ્ટેલમાંથી મ્યૂઝિયમની ટ્રામ પકડી અમે બે મનમાં ખાંડ ખાનારા સાહિત્યખેડુઓ જંગે મેદાનમાં ઝૂઝી પડ્યા!

'કોને ત્યાં ઊતર્યા છે?'

'ગોપાળજીભાઈ લોહાણાને ત્યાં. એનો દીકરો કમલાકાન્ત મારો દોસ્ત થાય. તું ચાલ તો ખરો; બધું પાર ઉતારીશું.'

તન્નાની છાતી મજબૂત. સ્વભાવે બાંગટ અને રસ્તો કોતરી કાઢવામાં એક્કો. સેન્ડહર્સ્ટ રોડની ટ્રામ જ્યાં ઊભી રહે છે ત્યાં ઊતર્યા, અને દરિયા તરફ જોતાં ડાબે હાથે અસલ જયકરના કહેવાતા બિલ્ડિંગમાં અમે હોંસભેર બીજા માળનો દાદરો ચડવા લાગ્યા.

ખાટલા પર બાદશાહી અદાથી કવિ આરામ લેતા પડ્યા હતા. 'આ જ નાનાલાલ દલપતરામ કવિ!' 'વીસમી સદી' માસિકમાં છબી તો જોઈ હતી; લેખો પણ વાંચ્યા હતા. સુમતિને મોઢે જેનાં ગીતો સાંભળ્યાં હતાં તે જ આ? ક્યાં એ મુલાયમ શબ્દરચના, અને ક્યાં આ બુલંદ અવાજ, અને મજબૂત પડછંદ કાયા! આપણે તો ડઘાઈ જ ગયા. પણ કવિવર પળમાં સહુ ક્ષોભનો નાશ કરી જાતજાતની વાતે વળગ્યા. તન્નાએ મારી ઓળખાણ કરાવી, ચોપાનિયાની વાત કરી, અને મોકો જોઈ એમણે હોસ્ટેલમાં જમવા આવવાનું નિમંત્રણ પણ આપી દીધું. ઉપરાંત, ત્યાંના અમારા મંડળમાં ભાષણ! મંડળ કયું તે તો તન્નો જ જાણે! પણ બધું સીધું ઊતરતાં મારા હરખનો તો પાર જ ન મળે. નાનાલાલ અમારા મહેમાન બનીને હોસ્ટેલમાં જમવા આવે?! દિવસ, વાર બધું નક્કી કરીને અમે નમસ્કાર કરી ત્યાંથી નીકળ્યા. રસ્તે તન્નાજીએ આખી યોજના વિચારીને સમજાવી દીધી. તે પ્રમાણે હોસ્ટેલમાં જઈને અમે બધા ગુજરાતી કલબોનું ભેગું જમણ નક્કી કર્યું. ગ્રેટ ઍલાફડ! કોઈ ગઢ જીતીને આવ્યા હોઈએ એમ અમે બેત્રણ દિવસ તો ખાસ્સા મહાલ્યા. પેલા નાકનું ટોચકું ઊંચું રાખી ફરનારા એલએલ. બી. વાળાઓના મોઢાં તો ચલ્લી જેવાં થઈ ગયાં હતાં! અમે ચોપાનિયા માટે તાબડતોબ લેખો એકઠા કરવા મંડી પડ્યા. અને એક ગુજરાતી મંડળની સ્થાપના પણ કરી દીધી. આખી હોસ્ટેલના ગુજરાતી વિદ્યાર્થીઓમાં તાજગી આવી ગઈ: 'અરવિંદ ને ચન્દ્રવદન સાલા ખરા ગિલિંડરો નીકળ્યા; નાળા નાનાલાલને પકડી લાવ્યા!'

ગુજરાતના મહાકવિ હોસ્ટેલમાં પધાર્યા. આવ્યા તેવા સીધા મારા રૂમમાં જ આવ્યા. બેઠા. તન્નાજી તો પાછા ફોટોગ્રાફી પણ જાણે. ૧૯૨૦માં કવિ નાનાલાલની સગાયનો એ ફોટો હજી ક્યાંક પડ્યો છે ત્યારે તો એ જાણે કેવો ય લ્હાવો. તે ફોટો જોઈજોઈને ફુલાઈ જતા, અને જે આવે તેને બતાવ્યા કરતા!

કવિવર શહેરમાં હતા. જુવાનિયા-ટોળું ભેગમાં હતું. ત્રણે ગુજરાતી કલબનો સંયુક્ત જમણવાર નીચેના હૉલમાં જામી ગયો હતો. લગભગ બે કલાક સુધી જમણવાર ચાલ્યો. જમતાં જમતાં વચ્ચે કોઈ પાસે ગીત પણ ગવડાવતા. એક ખૂણામાંથી 'ત્રિવેદી ત્રિવેદી'-ની બૂમ પડી. અને એ મૂર્તિને તરત કવિએ ઓળખી કાઢી. 'મૂળશંકરના દીકરા ચન્દ્રકાન્ત તો ગાય જ ને?' આખરે ચન્દ્રકાન્તે ગાયું. કવિ અને ત્રિવેદી બંને અસલ શ્રીમાળના (શ્રીમાળી બ્રાહ્મણ), એટલે સારો રંગ જામ્યો. જમણ પૂરું થયું. હવે ભાષણ.

કવિએ શરૂઆતમાં તો એલ્ફિન્સ્ટન કૉલેજના એ હોસ્ટેલમાં પોતે જ્યારે ભણવા રહેતા ત્યારના, ત્રણ મજલાની એ હોસ્ટેલની આ બાજુથી ફુટબૉલના દડાને ઠોકરે મારી એ મકાન કુદાવી પેલી બાજુ નાખનારા પડછંદ ભડવીરોની વાત કહી અમને વેંતિયા બનાવ્યા. એ વીસના દાયકામાં જ અમે વેંતિયા લાગ્યા, તો આજ પચાસમાં એ જુએ તો શું કહે? એમના જમાનામાં થતાં તોફાનોની ઝાંખી કરાવ્યા પછી કવિએ મૂળ વિષય પર એક ચિરસ્મરણીય ભાષણ કર્યું. એમણે વિષય લીધો હતો 'ટાગોર', અને ખાસ આજતા બોલ વડે કવિવરે ટાગોરની વિશાળ કલ્પના અને ઝીણામાં ઝીણી શબ્દકોતરણી ઉપર અનેક સુન્દર ઉપમાઓ સાથે રસિક ભાષણ કર્યું. સાધારણરીતે કવિ લખીને વાંચતા, પણ આ તો ત્યાં જ સ્વયંભૂ સ્ફુરેલું ચલાવ્યું. કમનસીબે એની કોઈએ નોંધ પણ લીધેલી નહિ. મને યાદ નથી કે કવિએ ત્યાર બાદ ટાગોર પર બીજે કદી ભાષણ કર્યું હોય. એનાં થોડાં વાક્યો તો હજી ગુંજી રહ્યાં છે. પણ એવાં બેચાર વાક્યો લખીને કદાચ બંનેને અન્યાય કરી બેસું તો?

જલદ સ્વભાવના ગણાતા કવિ સાથેનો એ પહેલો પ્રસંગ મીઠો ને મંગલમય હતો. એમના વ્યક્તિત્વની ઊંડી છાપ અમારા મન પર પડી. ટાગોરનું આકર્ષણ એમણે વધારી આપ્યું. એક નવા જ પ્રકારની વાક્છટા ત્યારે અમે સાંભળી. 'કવિતાનો આત્મા રસ' એ સમયે અમે શીખ્યા. ગુજરાતી સાહિત્યસૃષ્ટિનો જાણે એક નવો પ્હોર ફાટતો હોય એવું અમને જણાયું. મંગળ પગલે ઉષા તેજસ્વી અંજન આંજતી હોય એવું અમે પ્રમાણ્યું. શબ્દના રસપાનનું નવું લ્હાણ અમે માણ્યું. એ અનુભવ અનેરો હતો. અમારી સમક્ષ કંઈક શબ્દોએ પોતાની રહસ્યમય પાંખો ખોલવા માંડી. કવિતાની પંક્તિઓ અનાયાસ અક્ષરદેહ ધારણ કરી આપોઆપ અલંકાર સજવા તૈયારી કરતી હતી. ઊર્મિઓ રમણે ચડી થનગનવા તત્પર બનતી હતી. એ રાહમઝોળ દશામાં કલ્પના જાગ્રત થતી હતી.

એલ્ફિન્સ્ટન કૉલેજની લાયબ્રેરીમાં અમે આમતેમ આંટા મારતા હતા, એવામાં હોસ્ટેલ સુપરિન્ટેન્ડેન્ટ અને લાયબ્રેરિયન આથલેએ મને બોલાવી મંગાવ્યો. મારા તો રામ રમી ગયા! જરૂર કંઈક ગોટાળો થયો છે, અને દંડાઈ જવાના! સુરતની નિશાળમાં જે છાતી કાઢી ફરતાફરતા, તે અહીં મુંબાઈની કૉલેજમાં બકરીબાઈ જેવા બની ગયા હતા.

'તમે જ સી.સી. મહેતા કની? તો જરા ઊભા રહો.'

હેં? છે શું? હજી તો હું વિમાસણમાંથી જાગું તે પહેલાં આથલેજી આવી કહે છે કે 'ચાલો!'

પણ ક્યાં? એક ટેબલ પર ચોપડીઓનો ઢગલો લઈ એક સાહેબ બેઠા હતા, ત્યાં મને ખડો કરી દીધો.

'બેસો.' હુકમ મળ્યો.

મારી સામે સિલ્કના સૂટમાં, ગૌરવર્ણી, મુલાયમ ચહેરાની વયોવૃદ્ધ વ્યક્તિ હતી. એમણે એમનું ટિપ્પણ પતાવી મારી સામે સ્નેહભરી આંખે જોઈ કહ્યું: 'સી.સી. મહેતા એટલે શું?'

'ચન્દ્રવદન ચીમનલાલ મહેતા.'

'બી.એ.માં શું લેવાના છો?'

'નક્કી નથી કર્યું, સાહેબ! પણ—'

'ગુજરાતી લેજો, હું તમને હુકમ કરું છું!' કહી માયાભાવે હસી પડ્યા; અને ઉમેર્યું: 'હવે આપણે ચા પીવા જઈશું.'

એમની સાથે હું પણ ઊભો થયો. એમણે કહ્યું કે એ પોતાની બૅગ તથા ચોપડીઓ પોતાના ખંડમાં મૂકીને લિફ્ટ આગળ આવે છે; મારે લિફ્ટ આગળ રાહ જોવી. એમની પૂઠ થતાંક ને હું આથલે પાસે દોડ્યો અને એને પૂછ્યું કે એ સાહેબ છે કોણ?

આથલેજી ઊકળ્યા: 'અરે તુમી દિવેટિયા સાહેબને નથી ઓળખતા? કેવા મૂર્ખ મનુષ્ય તમે છો?'

પાછા દોડ મારા બાપ, સીધો લિફ્ટ આગળ! એટલામાં તો એ

સાહેબ આવી પણ ગયા. અમે લિફ્ટમાં, કૉલેજ બહાર, અને ત્યારે સામે ઊઘડતી કૉર્નેલિયા રેસ્ટોરાં તરફ ધપવા માંડ્યું.

આ નરસિંહરાવ દિવેટિયા? સુરતમાં જે નિશાળમાં અમે ભણતા હતા ત્યાં જ, કહે છે કે, વર્ષો પહેલાં, એક સાહિત્ય પરિષદ મળી હતી; ને ત્યાં નરસિંહરાવ અને કેશવલાલ ધ્રુવ વગેરે મહારથીઓએ જંગ મચાવ્યો હતો. એ આ જ વ્યક્તિ! સુરત હાઈસ્કૂલમાં ચોથા ધોરણમાં શાહ માસ્તર કવિતા ગોખાવતા હતા તે યાદ આવી:

'શાંતિ શીતળ વરસીને સુખમાં સુવાડું રાત્રિયે,
એ નદી સરવર અદ્રિ તરુવર દિવસ તપિયાં તેમને.'

પણ ગમતની લીટી તો આ છે

'નામ ચન્દા મધુર મ્હારું પાડિયું મુજ માડીએ...'

ખરેખર? એ જ 'ચન્દા' કાવ્યના લેખક આ નરસિંહરાવ દિવેટિયા! 'કુસુમમાળા'ની તો ઘણી કવિતા અમે મોઢે કરી હતી. આમ, કૉર્નેલિયા પહોંચતાં તો મારા મનમાં અનેક વિચારોની વીજળીઓ પસાર થઈ ગઈ. કંઈક ક્ષોભ, અત્યંત આનંદ, અને પૂરી અદબથી હું એમની સામે બેઠો. 'કુસુમમાળા'ના આ લેખક, આ નરસિંહરાવ, શુદ્ધ ભાષાના આગ્રહી સાક્ષર... મારી આંખમાં ઝળઝળિયાં આવી ગયાં હતાં.

'જુઓ ચન્દ્રવદન! મેં તમારી "વીણા" વાંચી. તમે સુરતીઓ બધા જ અનુસ્વાર-શત્રુઓ લાગો છો. અને ઉપરાંત, આટલા બધા વ્યાકરણ દોષ! એટલું સુધારવું પડશે.'

'જી.'

'તમે બીજું કંઈ વધારે કેમ લખતા નથી? લખો.'

'જી'

પછી હું ક્યાં રહું છું, શું શું વાંચું છું વગેરે અનેક વાતો કરી અમે પાછા કૉલેજ પર આવ્યા. હૉસ્ટેલમાં પેલા હસ્તલિખિત માસિકમાં મેં એક વાર્તા લખી હતી. એનું નામ 'વીણા' હતું. પહેલું વાક્ય હતું: 'હરરોજ વીણા મારા બાગમાં ફૂલ વીણવા આવતી.' આખી વાર્તા વાંચીને એક રાત્રે ચન્દ્રકાન્તે મારું બારણું ખખડાવ્યું અને વાર્તાની ઘણી જ તારીફ કરી. આપણે તો ફુલાઈ ગયા. ત્રિવેદીએ એ વાર્તા 'એલ્ફિન્સ્ટોનિયન' (કૉલેજ મૅગેઝીન)માં મોકલવા ખાસ આગ્રહ કર્યો, ને એનું માની મેં મોકલી પણ ખરી. ગુજરાતી વિભાગ દિવેટિયા સાહેબ તપાસે, એટલે બધા લોકો એમની પાસે ગયા, અને વાર્તા વાંચી એમણે ખુશ થઈ આપણને કહી મૂક્યું કે ચન્દ્રવદન ભટકાય તો મારી પાસે મોકલી આપજે. આમ દિવેટિયા સાહેબનો ભેટો થઈ ગયો. એક તો લખવાની ચળ લાગી હતી, એમાં આથી વધારો થયો!

પછી તો ઘણીવાર નરસિંહરાવ સાહેબને મળતા. શું લખો છો તે જાણવા મથતા. એક-દોઢ વર્ષના આ ગાળામાં કેશવ હર્ષદ ધ્રુવને જોયા, નાનાલાલને મળ્યા અને નરસિંહરાવનો ભેટો થયો, એટલે ખોપરીમાં સ્વાભાવિક રીતે રાઈ ભરાવી શરૂ થઈ.

પણ ફર્સ્ટ ઇયર આર્ટ્સ—કૉલેજનું પહેલું વર્ષ, એટલે એ જમાનામાં દાખલા અને ફિઝિક્સ. બધું આવડે પણ દાખલા કેમ આવડે? એમાં અહીં તો વળી એક નવી જાતની ક્રિયાનો સમાવેશ થતો હતો. એને અધ્યાપકો 'ટ્રિગોનોમેટ્રી' કહેતા, અને એની સંજ્ઞા 'આલ્ફા-બીટા'માં હતી! અધ્યાપક વિલ્કિન્સન દિવસે પણ જરા છાંટો પાણી નાખીને એ ભણાવે. બહુ દેખાવડો, હસમુખો એ ગોરો ઘણો હોશિયાર ગણિતશાસ્ત્રી કહેવાતો; પણ એ 'આલ્ફા-બીટા'માં એ શું કહેતો એની મને ત્યારે કશી સમજ પડતી નહિ. અત્યારે પણ એટલો જ શૂન્ય રહ્યો છું. મૅથેમૅટિક્સનો વિષય જ મારો કાળ. અને એ ન આવડે એટલે ફિઝિક્સમાં પણ ફાંફાં! હારેલ મારો દોસ્ત. એણે સંભાળ્યું. હૉસ્ટેલમાં બીજાઓએ માથાંકૂટ કરી, પણ એ કંઈ પ્રૉબ્લેમ બેસે જ નહિ ને! હું એ વિષયની મજાક નથી કરતો; ઘણા મને કહે છે કે એ તો એટલો સરસ અને રસિક વિષય છે! પણ મારું મગજ એ ન પકડી શક્યું તે ન જ પકડી શક્યું.

પરિણામે કૉલેજના પહેલા વર્ષમાં નાપાસ! મૅથ્સ અને ફિઝિક્સમાં કંઇ પાંચસાત માર્ક હતા, એટલે વરસ આખરે બધી ગરમી નીકળી ગઇ! હૉસ્ટેલ પણ છોડવી પડી, એ કૉલેજ પણ છોડી અને ગિરગામમાં બૅક રોડ પર કાકાના છોકરાઓ રહેતા એમની સાથે રહી, ફરીથી ફર્સ્ટ ઈયરનો અભ્યાસ વિલ્સન કૉલેજમાં શરૂ કર્યો. નહિ નરસિંહરાવ કે નહિ નાનાલાલ. પણ ત્યાં ભણે એક ડાંગે, અને બીજા અમારો સુરતનો જૂનો જોગી રણજીત રાયજી. ઘણી જૂની ઓળખાણ તાજી થઈ. એ જ વરસમાં લોકમાન્ય દેવલોક પામ્યા. તે દિવસે આખું મુંબઇ શોકમાં ડૂબેલું, અને કૉલેજમાં કશો રસ નહિ. પણ બે ત્રણ મૂરખ છોકરા સિવાય કોઈ કૉલેજમાં ગયું જ ન'તું. કૉલેજ-અધિકારીઓએ નોટીસ કાઢી. એટલે ડાંગે દાદાએ કૉલેજ સામે ચોપાટીમાં સભા ભરી એક દિવસ પાછી હડતાળ પડાવી. ડાંગેનું તે દિવસનું ભાષણ હજી યાદ છે.

શું ધારો છો? વિલ્સન કૉલેજમાં આવ્યા એટલે કંઈ દાખલા આવડી ગયા? અંગ્રેજી-સંસ્કૃતમાં તો સારા માર્ક, પણ મૅથ્સ અને ફિઝિક્સમાં એ રામ એના એ. પૂરો ધબડકો! બંદે બહાદુરના મોતિયા તો એવા મરી ગયા હતા કે બસ.

ભણવાનું પૂરું થયું અને હવે ઢોર જેવા ગણાતા ફરીશું. પેલી કવિતાની ફૂટવા માંડેલી પાંખો તો કોણ જાણે ક્યાંય ગુમ થઇ. હવે કોઈ આગળ ભણવા દે એ નહિ. શરમના માર્યા કંઈકને ત્યાં પગ ઘસડ્યા. પરીક્ષકને ત્યાં પણ જઈ આવ્યા; કરગરી કાલાવાલા કીધા; પણ કોઇએ કંઈ દાદ આપી નહિ. મુંબાઈને બે જ વરસમાં આખરી સલામ કરી લેવાનો વખત આવી ગયો એવું લાગ્યું, ભવિષ્યના વિચારે મનમાં મૂઝવણનો પાર નહોતો. ચિંતા અને રોકકળમાં રીઝલ્ટનો દિવસ પણ આવી લાગ્યો. બપોરે બાર વાગ્યે પરિણામ પાટિયે ચડવાનું હતું, પણ આપણા બાર તો વાગવાના જ હતા એની પૂરી ખબર હોવાથી બે વાગ્યા સુધી તો ગિરગામ બૅક રોડમાં એ દેશમુખ ગલીમાં ધૂંધવાતા પડી રહ્યા. છેક ત્રણેક વાગ્યે બહાર નીકળ્યો, ત્યાં રસ્તે એકાદ કૉલેજનો ગોઠિયો ભેટી ગયો. તે કહે 'કૉંગ્રેચ્યુલેશનસ!' ઓત્તારી! બળતામાં પાણું ઘી! પડતા પર પાટુ! ખિસિયાણો મોઢે એને ગાળ દેતો કૉલેજ તરફ ગયો અને પછી મન ન રહેતાં પાટીએ નજર નાખવા લાગ લીધો, તો આપણે પાસમાં જાહેર થએલા!

ખરેખર? હા, હા. મારો જ નંબર. અલબત્ત, બે વિષયમાં નાપાસ તો ખરા. પણ મારા જેવા ઘણા નેગો બચ્ચાંઓમાં લાલ ચોકડીવાળા નીકળેલા, એટલે સપ્લિમેન્ટરી યાદીમાં આપણું નામ ઝળકતું હતું. હવે એમાં નાપાસ તો નાપાસ, પણ પ્રોમોશન તો છે ને? એ જ મુદ્દાની વાત. એટલે આપણે ત્યાંથી કૂદતા કે ઘેર! શો જાણે બાપ માર્યો હોય, એમ દબદબાથી માબાપને બહાદુરીનો તાર; અને પછી આગળનાં સોગઠાં ગોઠવવામાં પરોવાઈ ગયા.

કુદો ન કહો, પણ એલ્ફિન્સ્ટન વિના ચેન ન પડે. વિલ્સનનું સર્ટિફિકેટ લઇ, સટરપટર કરી, પાછા એલ્ફિન્સ્ટનમાં ઈન્ટર આર્ટ્સમાં દાખલ થઈ ગયા. હવે આવી જાઓ! દાખલાની બલા ટળી, હાશ. આજ બારબાર વરસથી ઝોડ વળગ્યું હતું, તે છૂટે જ નહિ. ત્રિરાશી ને ટ્રિગો, બિગારમ ને કાળકરમ! છટ! તમે નહિ માનો, પણ એ દિવસ સુધી, જે જે દાખલાની ચોપડી, નોટ કે ટેક્સ્ટ હાથ આવી

યાદ આવતાં લાગણીએ જ મજાગતી થઈ જાઉં છું.

ઠાકોરદ્વારનાં એ ઘરમાં શરૂઆતની લખેલી લગભગ બધી જ કવિતા ઠાકોર સાહેબને વાંચવા આપતો. ઘણી વાર તો સડ દઈને વાંચ્યા વિના જ એ ફાડી નાખતા: 'આવાં તો હજી કંઈક લખાશે; કચરાપટ્ટીના ટોપલામાં નાખવાં પડશે. છાશમાં પાણી નાંખી નાખી બનાવેલી છાશડીથી રાચવું હોય તો ભલે રાચો, કવિતાસિદ્ધિનો માર્ગ વિ-ક-ટ અતિ વિકટ, કાંટાકાંકરાથી ભરેલો છે. ધારો છો એટલો સહેલો નથી. જરા વધારે વાંચો, વિચારો, મનન કરો. લઈ કાગળિયું ને જે આવ્યું તે ચીતરવા બેસીને કવિતાનું નામ નહિ પાડી બેસો.' એમ ખૂબ બબાળતા. ધાંટા પાડીપાડી, ફાટચે અવાજે, હથોડાના માર જેવા બોલો મારતા. અને એમાં પછી જો નાનાલાલ, કે ખબરદાર, કે લલિત, કે મેઘાણી જો કોઈ સપાટે ચડતા તો તેની સાતે પેઢી ધોઈ નાખતા!

પણ એ રોજિંદા શડોશી ફટકા એ પ્રારંભના કાળમાં ખૂબ જ જરૂરી હતા. વધારેપડતી ઠપકાબાજી થતી તો પ્રિયંવદાના બે જ બોલની ફૂંક એ સઘળાનો પ્રતિકાર કરવા પૂરતી હતી.

પરંતુ ત્યારે ઠાકોર સાહેબની મારા પર સારી મહેરબાની હતી. ૧૯૨૪ કે '૨૫માં 'કાન્ત'ના અચાનક અવસાન પછી 'કાન્તમાળા' પ્રગટ કરવાના કામમાં મારે માથે ઠીકઠીક કામ નાખ્યું હતું; એનો મળેલો અનુભવ મને અમૂલ્ય હતો.

પ્રિયંવદાનાં મા કુસુમબાળી દીકરીની ઊભે પગે ચાકરી કરતાં. પણ વાંચવાનો એમને ભારે શોખ. કેશવ હર્ષદ ધ્રુવનાં બધાં જ પુસ્તકો એમની પાસે. અને તે પણ ધ્રુવસાહેબે એમને ભેટ કરેલાં, પોતાના હસ્તાક્ષર સાથે, પડોશના મિત્ર ઠાકોરલાલની એ મોટી દીકરી પર એના બાલપણમાં એ વિદ્વાન સાક્ષરને સારું વાત્સલ્ય હશે, એટલે પોતાની કૃતિઓ આપી હશે. કુસુમબાળીને પણ ધ્રુવ-સાહેબ માટે ઘણું માન અને એમનાં પુસ્તકો પણ ઠીકઠીક વાંચેલાં. એને પરિણામે મહાકવિ કાલિદાસનાં અમર અને રોમાંચક પાત્રોની નામાવલિ પ્રમાણે કુસુમબાળીએ પોતાની દીકરીઓનાં નામ અન-સૂયા, પ્રિયંવદા, શકુન્તલા અને માલવિકા રાખ્યાં હતાં. સૌથી નાનીનો જન્મ હું મુંબાઈ આવ્યો તે અરસામાં થયો હતો. અનસૂયા અને હું પ્રિયંવદાના ખાટલા પાસે ઘણીવાર પાનાં રમવા કે ટાયલાં કરવા બેસતા. અમે 'મોટી' કહેતા,—સૌથી મોટી એટલે. અન-બનો જલદ સ્વભાવ તો! ગુસ્સો કરે ત્યારે એવો કે આપણે રાહ જોઈને લેયા જ કરીએ છતાં એ તાપ પાછળ માંદલી બહેન માટે પારાવારની લાગણી હતી. હું તો જાણે એનો દસ જનમનો દુશ્મન હોઉં એમ જ જાણે માનતી. જે કરું તે ખોટું; દરેકમાં મારી ઠંડાસ, ફિશિયારી, નોટાઈ, રોખાઈ અને દેખાવી. એ માટે હજાર વાર ટોકતી. એ હલ્લો શરૂ કરે ત્યારે મારું કોઈ નહિ. કારણ પ્રિયંવદા પણ મોટી બહેનનો પક્ષ લેતી. એવી દયાજનક સ્થિતિમાં એકલાં કુસુમબાળી મારી મદદે આવતાં અને ઉપરાણું લેતાં. 'વાંચતો નથી; નિયમિત . પી; ઘેર કાગળ લખતો નથી; કોઈની ખબર કાઢવા જતો નથી; રખડ્યા કરે છે; વગેરે અનેક આરોપો મુકાતા. કુસુમબાળી બચાવમાં નીકળે તો બંને દીકરીઓ માની સામે પડતી. મારું તો બોલવાનું ગજું જ શું? રોજિંદી આવી જમાજોડી થતી. તેમાં યે જ્યારે વિલાસની વાતનો પ્રસંગ નીકળતો ત્યારે તો બંને બેનોનો સંપ પરાકોટિએ પહોંચતો અને હલ્લો મારી સામે ઘણો મજબૂત બનતો. અનસૂયા સાથે તકરાર વધી જતી અને અબોલા ચાલતા, તે કલાકો નહિ પણ બે ત્રણ દિવસ સુધી લંબાતા. બીચારી પ્રિયંવદા શરૂઆત-માં તો વચ્ચે પડી સલાહ કરાવવા મથતી, પણ પછી તો એ પણ કંટાળીને બબડતી: 'લડવા દો; ક્યાં જવાનાં છે? પાછાં એક થશે એનાં એ.' એવા એક અબોલાના પ્રસંગે એક દિવસ હું બહુ મોડો ઘેર આવ્યો. કૉલેજમાં રોકાઈ રહેલો કે કોણ જાણે. બધાએ જમી લીધું હતું. રસોડામાં થાળી ઢાંકી હશે એમ માની ત્યાં ગયો. કશું જ જણાતું નહોતું. વાઘણની માફક અનસૂયા તૂટી પડી. ભાઈસાહેબ સમજે છે શું? નિયમિત જ નહિ. ખૂબ ભાષણ આપ્યું, પછી 'લ્યો, ઝીકાઓ! બેસો!' ઉપર શીકામાંથી ખાવાનું કાઢી અનસૂયાએ પીરસવા માંડ્યું. હું ખાવા બેઠો. પહેલો કોળિયો ખાઉં છું ત્યાં તો પ્રિયંવદાએ બૂમ પાડી: 'છે શરમ? મોટી બીચારી એને માટે ભૂખી રહી, તે છતાં પૂછે છે ય ખરો કે તું જમી?'

'સ્વાર્થી છે એ તો, હું કહું છું જ ને.' અનસૂયા તડૂકી.

અમે પછી સાથે જમ્યાં. ત્રણ દિવસની લડાઈ તો પતી ગઈ હતી, પણ જમતાં જમતાં મારી આંખમાંથી ડળક ડળક આંસુ પડ્યાં. મારે માટે એને આટલું બધું હેત હશે એનો તો મને ખ્યાલ પણ નહોતો. પરિણામે એની ગૂંગળામણ વ્યક્ત થતાં લખાયું:

જ્યારે ઈલા તું કરી લે અબોલા...

એવામાં વૈકુંઠભાઈ ઠાકોરની થોડા વખત માટે સોલાપુર બદલી થઈ; ત્યાની પ્રખ્યાત સોલાપુર મિલના મૅનેજર તરીકે. અમે સૌ એમને મોટાભાઈ કહેતા. એ ગયા એમની સાથે એમનું કુટુંબ પણ ગયું, પ્રિયંવદા પણ ગઈ. એક નાતાલની રજામાં હું પણ ત્યાં ઊપડ્યો, અને જિંદગીમાં પહેલવહેલી મિલ જોઈ. સોલાપુરમાં અને એની આસપાસ અમે ખૂબ ફર્યા. દરરોજ મોટર દોડાવતા. શહેરની સહેજ બહાર એક સરસ બંગલો હતો. એનું નામ 'મોતી બાગ.' જૂના વખતમાં હિન્દી વહાણવટું તો જગજાહેર હતું; પણ બ્રિટિશો આવ્યા પછી બંદરો તૂટ્યાં, અને વહાણવટાને જે ઘા પહોંચ્યો તે તો જાણીતો છે. એ અસલી કિસબ અને અનોખો હુન્નર તો નાશ પામ્યો, પણ નવા લેબાશમાં નવેસરથી હિન્દી વહાણવટું શરૂ કરવાનું માન તો એક મતે પેલા નીડર સાહસિકને, આબરૂ-એટને માટે મરી ફીટનાર શેઠ નરોત્તમ મોરારજીને ફાળે નોંધવું પડશે. મોતીબાગ એમનો બંગલો. બહુ કુનેહથી બંધાવી આકર્ષક રીતે એને સજાવ્યો હતો. એક બાજુ તળાવ, બીજી બાજુ નાનો બાગ અને બધી રીતે સુન્દર બનાવ્યો હતો.

એ નાતાલનો એકએક દિવસ સ્મરણીય બની ગયો હતો. ઓ હો હો! ક્યાંક્યાં રખડ્યા ને ભમ્યા! આજે તુળજાપુર તો કાલે પંઢરપુર. પેલે દિવસે વૉટર વર્ક્સ તો પછી શેરડીનાં ખેતરોમાં. એક દિવસ અક્કલકોટ તો પછી નળદુર્ગ. સોલાપુરમાં ડી.ટી.એસ. એક અંગ્રેજ મિ. કૂક કરીને હતો. ત્યારે તો બધા જ ડી.ટી.એસ. ને ડી.એસ.ઓ., કૂક કે ફૉક્સ, ગુડફ કે ગૅગી, 'જેક'નો 'સન' કે 'મેક'નો 'સન'—અંગ્રેજો જ હતા. આ કૂકની વહુ બહુ ધર્મિષ્ઠ અને વિવેકા-નંદની ભક્ત હતી. એને ત્યાં સાંજે મેળાવડો હતો. તેમાં અનસૂયા અને હું સાઈકલ પર ગયાં હતાં. બાઈ પોતાને મીરાંબાઈ કહેવડાવતી, સોનાના લૉકેટમાં વિવેકાનંદની અને રામકૃષ્ણ પરમહંસની છબિઓ રાખી ડોકમાં પહેરતી, અને જોડા વિના ફરતી. જી.આઈ.પી. રેલવેના નસીબે ડી.ટી.એસ. ડિસ્ટ્રિક્ટ ટ્રાફિક સુપરિન્ટેન્ડેન્ટ, સારો મળ્યો હતો. બી.બી.માં તો જે જોયા તે મોટા ભાગના ભાવડ, ઘુમાખી-ખોર, અ હિન્દુ, અન્હિન્દી, ફાંટેબાજ અને 'કુગ કાલે આદમી'ની જ વાતો કરનારા હતા. આ બાઈ તો ટાગોર તથા તિલક વાંચતી ને વારે-વારે આઈઓડા જતી. ત્યાંનું વાતાવરણ એને સારું લાગ્યું હતું અને

વતો ગયો તેમ મોટા મોટા થવા માંડયો. મિલેનિયનની આંખ અજવાળે ભરાઇને અંજાઇ ગઈ

હવે તો એ પ્રકાશમાંથી મધુર આમોદ છૂટયો અને કોઈ ઊંડા સુખાનુભવને લીધે કુમારનું મસ્તક નીચું ઢળ્યું. આ પળે એને કોઇ વાસના નહોતી, કોઈ સ્વપ્ન નહોતું, સુખના કારણની કોઈ જાણ નહોતી.

હવે એની આંખનાં આંસુ ગળી પડયાં. નજર ચોખ્ખી થઈ અને દેવીની દિવ્ય મૂર્તિનાં દર્શન થયાં. મોટેથી તે 'વીનસ !' એમ દેવીનું નામ પોકારી ઊઠયો અને બીજી જ પળે ભય ને શરમનો માર્યો ચૂપ થયો.

સુનકારમાંથી સાદ આવતો હોય તેમ દેવીનો રૂપેરી કંઠ સંભળાવા લાગ્યો:

'મિલેનિયન, તું શાને શંકાશીલ છે? જેઓ મારા ભક્ત છે તેઓ સદા નિર્ભય છે. મારું કહ્યું માનીશ તો તું એ ક્રૂર કુમારિકાને પ્રેમ વિહોણું મૃત્યુ પામતી બચાવીશ. જો, મારા પગ આગળ ઈમારકસનાં ત્રણ પવિત્ર સુવર્ણફળ પડયાં છે. તે સુંદર છે એટલું જ નહિ, પણ માનવહૃદયમાં અનેરી આકાંક્ષા જગાડે એવાં છે. એ ફળના દર્શનમાત્રથી એ પવનવેગી કન્યા પોતાનું લક્ષ્ય ચૂકશે ને તું વિજય મેળવીશ. શરતમાં એ તારાથી આગળ નીકળે ત્યારે, એ જૂએ તેમ, આમાંનું એક ફળ તું આડરસ્તે ગબડાવજે. મોહવશ બની એ જરૂર ફળ પાછળ દોડશે, ને તું તારી દોડ ચાલુ રાખજે. એ જ રીતે બીજાં બે ફળનો ઉપયોગ કરજે. અને પછી જ્યારે વનદેવીની એ વીર કન્યા પોતાનાં કૌમારવસ્ત્રો ઉતારે અને તને વાદળઘેરી આંખો વડે માયાળુ નજરે જોઈ રહે ત્યારે—બેટા તું કંપે છે કેમ?—આ તારી સુખવિધાત્રી વીનસને ન વિસારીશ.'

આ બોલતાં તો દેવી એટલી મધુર અને માયાળુ બની કે કુમારે તેની સામે જોવા માથું ઊંચું કર્યું. પણ...પણ બહુ મોડું. ત્યાં હતી માત્ર શ્વેત આરસપ્રતિમા; અને પાસે





પડેલાં ત્રણ સુવર્ણફળ!

આંખ ચોળીને તેણે એ સુવર્ણફળ ઊંચકી લીધાં. આતુરતા ને ચિંતાભરી રાતોના ઉજાગરા હતા, ગઈ રાતનું જાગરણ હતું, અને છતાં તેને લાગ્યું કે પોતે ઊંઘી શકશે નહિ. પણ એવામાં આંખ પર એક સૂર્યકિરણ પડતાં એનું પોપચું બીડાયું ને કુમાર ઊંઘમાં પડયો.

બપોર પછી મિલેનિયન આનંદભેર ઊઠયો અને વિચાર કરતાં પણ આનંદનું કારણ કળી શકયો નહિ. ત્યાં તો તેની આંખ પેલાં ચકચકિત સુવર્ણફળ તરફ ફરી. પછી તો દેવીને નમન કરી એ ચાલ્યો.

**મા**સની મુદત વીતી ગઈ છે. મેદાનમાં લોકની મેદની સમાથર જામી છે. પહેલાંની જેમ આ શોકનો દેખાવ નથી. સૌ જોનારાંની વચ્ચે પડછંદ જેવો જુવાન મિલેનિયન ઊભો છે પણ કન્યાના ચહેરા ઉપર આ શો અજબ ફેરફાર! શું એ કુમારની ચળકતી આંખમાં તલવારની ધારનો તિરસ્કાર, આશા અને વિજય જોઈ રહી છે? કુમારના હોઠ આટલા લાલલાલ શા? મુખ પર આવડા સુખની માધુરી શી? વિજયનો ઉન્માદ શો? જાણે કે દેવ મનગમતી કન્યા પરણવા જતો ન હોય!

અને કુમારની નજર સામેથી એ પોતાનાં પોપચાં ઢાંકેલાં કેમ લે છે? મિલેનિયનની સન્માનશીલ દૃષ્ટિમાનથી એને ગાલે શરમનાં કુંડાળાં કેમ પડે છે? એને એમ કેમ લાગે છે કે પોતે આવા હરીફના પોશાકમાં ન આવી હોત તો? શું એટલાન્ટા કોઇ પ્રેમગીત સાંભળે છે? કે કન્યાનો લગ્નકાળ?

શરતનો સમય ભરાય છે તેમ એને કંપારી કેમ છૂટે છે? શરમભરી હાર અને કોઇકની દુઃખદ જીતનો ભય એને કેમ લાગે છે?

એટલાન્ટા પોતાના હૃદયના ધબકાર સાંભળતી નથી એટલામાં તો રણશીંગું ફુંકાયું અને—અને...આ શરત છૂટી! વેગભર એના પગ્રંશ્વેત પગ ઊપડયા; ઘડીક ધીમા પડયા. ત્યાં તો તેણે પાછું જોયું ને ચીસ પાડીને ઊપડી. લોકોએ ધાર્યું કે મિલેનિયન મૂઓ!

એવે, પ્રકાશનું કિરણ દોડતું જાય તેમ, જમીન ઉપર કંઇક દડયું એ જોઇને સહસા એ કન્યાના હૃદયમાં વાંછના જાગી. એને થયું કે અંતરિક્ષથી કોઇ દેવની ભેટ આવી પડી. તરત તે આડી ચાલી. સુવર્ણફળને ઊંચકી કાગળ હૈયાળી છાતીમાં સંતાડયું અને પાછી શરતમાં દોડી. પણ એટલામાં તો કુમાર કયાંય નીકળી ગયો હતો.

એક હાથે ફળ પકડી, જોશભેર એ ઊપડી ને આગળ વીંઝાઈ. દોડતાં એનું ધનુષ છૂટી પડયું ને ભાથામાંથી ત્રણ બાણ પડી ગયાં. જેવો મિલેનિયન વળાંકના સ્તંભને અડકવા જાય છે કે એનાં આંગળાં નીચેથી કોઇનો હાથ સરકી નીકળ્યો. એની આંખ આગળથી એ શ્વેતવર્ણી કન્યા એકસપાટે પસાર થઇ ગઈ.

સમયસૂચક મિલેનિયન એકદમ બીજું સુવર્ણફળ ફેંકે છે. હબકી હોય એમ એટલાન્ટા અટકે છે. અને દોડી, ફળ લઇ, ઉપા વીંધી દૂરસુદૂર ફેંકાય છે.

શરતના નિશાનને હવે વાર નથી. કુમારની લગોલગ એ આવી કે તરત તેણે પોતાનું મોં એની આંખ તરફ માંડયું અને ત્રીજું સુવર્ણફળ છોડયું. આબાદ તીર માફક એ છટકી ત્રીજા ફળ પાછળ પડી. લીધું અને તરત એ દારૂણ વિજય મેળવવા દોડી.

પણ એને આ શ્વાસ શાનો ચડયો? એના પગ ભારેખમ કેમ થયા? અરે, એ નિશાન પણ દેખી શકતી નથી! આંખે ઝાંખ વળે છે. શરીરે ધ્રુજ છૂટે છે. કોઈ આધાર ખોળવા એ હાથ લંબાવે છે; અને પેલા કુમારનો હાથ પોતાને ઝીલી લેતો જુએ છે. અપૂર્વ સુખમાં પડે છે અને પોતાની વસમી હાર થઈ જોઇ આનંદનાં આંસુ ટપકાવે છે!

**બ**સ, રણશીંગું ફેંકી દો; શળિયાળાના થાંભલા કાઢી નાખો; યજ્ઞવેદી ઉપર તલવાર ભાંગી નાખો; અને અવસાન જુવાનોના આત્માઓની સદ્ગતિ માટે ધૂપ કરો.

ગ્રીનસ! તારા ભંડાર ખુલ્લા કર, અને સુવર્ણકંદોરા ને કટિમેખલા, કેસર-છાંટ્યા સાળુ ને હિમશીત અંજન વડે વરઘોડિયાંનું અર્ચન આદર. એ દેવકુમારિકાઓ! કોઇ શીતળ મંડપ હેઠળ આ નવવધુનો લગ્નોત્સવ માણો; કેમકે એટલાન્ટા ઍફ્રોડાઇટીનાં ચરણે પોતાની કૌમારમેખલા અને ધનુષબાણ ધરવા આવી છે.



# ટિકિટસંગ્રહ

એ સંસારવ્યાપી શૉખ કેમ કેળવવો તેની તથા બીજી ઉપયોગી માહિતી આપતો વિભાગ

અગાઉ (એક કરકમાં) કહેવાઈ ગયું છે કે ટિકિટો આલ્બમનાં પાનાં પર સીધેસીધી કદાપિ ન ચોડવી. જેને માહિતી નથી હોતી એવા શિખાઉ સંગ્રાહકો લાહી કે ગુંદરથી ટિકિટો ચોડે છે. કેટલાક એવા બેદરકાર પણ જોયા છે, જે ટિકિટ પાછળ એટલો બધો ગુંદર લપેડે છે કે ટિકિટ નીચેથી તે બહાર નીકળી આખી આલ્બમને પણ ખરડે છે આ ગંદી ટેવ આપણને બુડથલ ગણાવે છે.

પાછળ ગુંદરવાળી કોરી ટિકિટને પણ 'સીધી' આલ્બમમાં ચોડવી એ પણ ખોટું તથા નુકસાનકર્તા છે, તો પછી ગુંદર લગાડવાની તો વાત જ ક્યાં? ગુંદરથી આલ્બમ તો ગંદું થાય જ છે, પરંતુ ઘણીવાર ટિકિટ પણ ખરડાય છે કે બગડે છે ને તેમ ન બન્યું હોય તો પણ, એ ટિકિટ કારણવશાત્ જ્યારે ઉખેડવી હોય ત્યારે તો ખાસ અગવડ ને ત્રાસ થાય છે. સીધી ચોડેલી ટિકિટ આલ્બમમાં જો આખી ચોડી હોય તો ઉખેડતાં જરા બેદરકાર રહેતાં કાં તો ટિકિટ ફાટે છે અગર આલ્બમના કાગળનું પડ લઈને ઉખડી તેને ફૂંછાંવાળું બનાવે છે. ભીના બ્લૉટિંગનો ટુકડો લગાડીને ઉખેડવું પણ સલાગત નથી, કેમકે વારંવાર ભીનો કાગળ લાગવાથી ટિકિટની છાપના રંગનો ઓપ ચાલ્યો જાય છે, ને ટિકિટનો કાગળ પણ ઢીલો પડે છે. એટલે કદી ટિકિટોને આલ્બમમાં સીધી ચોડવી નહિ.

તેને માટે 'હિન્જ' નામનું સાધન આવે છે. તેને 'માઉન્ટ' પણ કહે છે. ચીકણા, પારદર્શક, અત્યંત પાતળા કાગળ (બટરપેપર)ની એક બાજુ ગુંદર લગાડેલી એ નાની લંબચોરસ ટિકડીઓ હોય છે; અને મિજાગરાંનાં પાંખિયાંની માફક તેને વાળીને તેનો એક ભાગ ટિકિટને તથા બીજો ભાગ આલ્બમ પર ચોડવાનો હોવાથી તેને 'હિન્જીઝ' કહે છે. (અંગ્રેજીમાં 'હિન્જ' એટલે મિજાગરું.) ટિકિટસંગ્રહનો સામાન વેચનારા કોઈ પણ વેપારીને ત્યાં તે ઔંસ, સો કે હજારનાં પૅકેટ કે ડબ્બીઓમાં વેચાતી મળે છે ને બહુ સસ્તી હોય છે.

એ 'હિન્જ' વડે ટિકિટને આલ્બમમાં પદ્ધતિસર ને કાળજીપૂર્વક ચોડવી જોઈએ. નીચેની આકૃતિમાં એ પદ્ધતિ ક્રમસર બતાવી છે. પહેલાં તો એક ટિકડીને (ચીપિયા વડે પકડાય તો વધુ સારું) લઈ, ગુંદરવાળી બાજુ ઉપર રહે તેમ, તેનો ત્રીજો ભાગ વાળો. (આકૃતિ ૧-૨) પછી આકૃતિ ૩માં તીરના નિશાનથી બતાવ્યા પ્રમાણે એ ટૂંકા ભાગને પ્રથમ સહેજ ભીનો કરો. પછી ટિકિટને એક કોરા કાગળ ઉપર ઊંધી મૂકી, એ ભીંજવેલો છેડો ટિકિટની પાછલી બાજુને મથાળે લગાડી દબાવી દો. એમ કરતાં એટલું ધ્યાન રાખવું કે ત્યાં ટીકડી વાંકીચૂંકી ન ચોંટતાં બરોબર સીધી ચોંટે ને ટિકિટના મથાળાથી સહેજ અંદરના ભાગમાં રહે—મથાળાની કિનારની બહાર ન નીકળી જાય. (જુઓ આકૃતિ ૪).

હવે ટિકિટને ચીપિયા વડે પકડી, ટિકડીના બાકી રહેલા ⅔ ભાગને (આકૃતિ ૫માં તીરના નિશાનથી બતાવ્યા મુજબ) ભીનો કરો અને પછી આલ્બમમાં મુકરર કરેલી જગ્યાએ, બરોબર પ્રમાણસર ને સુસ્થિત રીતે, (વાંકીચૂંકી ન રહે તે રીતે) ટિકિટને લગાડી આછા દાબ વડે દબાવી દો. આકૃતિ ૬મા એ રીતે ચોડાએલી ટિકિટની નીચે 'હિન્જ' કઈ રીતે આવી રહેલી હશે તે તુટક લીટી વડે બતાવ્યું છે. આ 'હિન્જ' વાપરવાનો એક ફાયદો એ પણ છે કે ટિકિટની પાછલી બાજુએ તેનો 'વૉટર માર્ક' કે એવું કાંઈ તપાસવું હોય તો, તરત ટિકિટને સહેલાઈથી (મિજાગરાની માફક) ફેરવીને તેની પીઠ પણ તપાસી શકીએ છીએ: જુઓ આકૃતિ ૭ તેમાં લંગરની આકૃતિવાળી વૉટરમાર્ક દેખાય છે. (એ 'વૉટરમાર્ક'ની વાત આપણે આગળ કરીશું) આમ, એ ટિકડીનું 'હિન્જ' નામ સાર્થ છે.

જેમને આવી 'હિન્જ' મળી ન શકતી હોય તેઓ (તથા બીજા પણ કેટલાક) ઘણીવાર ટપાલની ટિકિટોને છેડે આવતી ગુંદરવાળી કોરી પટ્ટીઓનો ઉપયોગ કરે છે. પણ એનો ગુંદર કડક હોવાથી તથા તે કાગળ જાડો હોવાથી વધારેપડતી સજ્જડ ચોંટી જાય છે, અને જરૂર પડ્યે ઉખેડતાં તકલીફ પડે છે. તૈયાર મળતી 'હિન્જ'નો કાગળ પાતળો ને તેલિયા ચિકાશવાળો હોવાથી તે જરૂર પૂરતી જ ચોંટી રહે છે, અને જ્યારે ઉખેડવી હોય ત્યારે સરળતાથી ઊખડી આવે છે.

એક વિશેષ સૂચના: કદાચ 'હિન્જ' લગાડેલી ટિકિટ આલ્બમમાં ભૂલથી વાંકીચૂંકી ચોંટી ગઈ હોય તો તેને સુધારી લેવા માટે તરત ને તરત ન ઉખેડતાં રહેવા દઈ બીજે દિવસે ઉખેડજો. એથી 'હિન્જ' પરના ગુંદરને સુકાવાનો અવકાશ મળવાથી ટિકિટના કે આલ્બમના કાગળને નુકસાન કર્યા વિના સરળતાથી ઉખેડાશે. (ચાલુ)




દૂર પૂર્વના પ્રશ્નોનો શાંતિમય ફેંસલો લાવવા માટે ગયા મે માસમાં ફિલિપાઇન્સમાં સાત પ્રજાઓના પ્રતિનિધિઓ મળેલા તે પ્રસંગના સ્મરણમાં એ દેશે કાઢેલી ટિકિટ: તેમાં પૃથ્વીના ગોળા ઉપર એશિયાના દેશોને કાળી આકૃતિથી દર્શાવીને તે પર શાંતિનું કપોત આવી રીતે ઊડતું બતાવ્યું છે.



'હિન્જીઝ' વડે ટિકિટો આલ્બમમાં ચોડવાની પદ્ધતિઓ દર્શાવતી આકૃતિઓ



કુમારપાળે બંધાવેલા સોમનાથ-મંદિરના ભગ્નાવશેષનો છેલ્લો ફોટોગ્રાફ: નવું મંદિર બંધાવવા માટે તેને હવે પાડીને પાધરું કરી નાખવામાં આવ્યું છે. નીચે: મંદિરનાં ખંડિયેરોમાંથી નીકળેલું એક સુંદર દેવમૂર્તિનું મસ્તક (ફોટો - હસમુખ જ. ઠક્કર ભાવનગર)

# સોમનાથના મંદિરનો નાશ

લેખક - રત્નમણિરાય ભીમરાવ

સૌરાષ્ટ્રના સાગરતટે વિરાજતા ને ભારતનાં જ્યોતિર્લિંગોમાં પ્રથમ ગણાતા, એકકાળના ગુજરાતની મહારાજ્યના ઈષ્ટદેવ ભગવાન સોમનાથના પવિત્ર સ્થળનું પુનઃ નવવિધાન થાય એ આપણે માટે ગૌરવની વાત છે. આવતી તારીખ ૧૧મી મેના રોજ તેની પ્રાણપ્રતિષ્ઠા થવાની છે. સોમનાથ પાટણ એક સમયે ગુજરાતનું ધાર્મિક પાટનગર હતું, પરંતુ દુર્દૈવે એ સ્થળની અનેકવાર દુર્દશા કરી એ તો ઇતિહાસમાં પ્રસિદ્ધ વાત છે.



એવા વિધ્વંસ પછી ઇતિહાસના યુગેયુગે સોમનાથના જીર્ણોદ્ધાર થયા છે, પરંતુ તે દેશકાલને અનુસરીને થયા છે. તેમાં એક હમણાં સુધી જે ખંડિયેર તરીકે ઊભું હતું અને થોડા માસ ઉપર જ તેને જમીનદોસ્ત કરવામાં આવ્યું તે છેલ્લું મંદિર ગુજરાતની સંસ્કૃતિના એક મહાન જ્યોતિર્ધર મહારાજ કુમારપાલે બંધાવેલું. (જુઓ ઉપરનું ચિત્ર.) એ પૂર્વે બે સદી પહેલાં મહમૂદ ગઝનવીએ ભ્રષ્ટ કરેલું મંદિર કેવું હશે એ જાણવાનું આજે કાંઈ જ સાધન નથી. સોલંકી-વાઘેલા સમયમાં આ મંદિર જાહોજલાલીની ટોચે હતું. અલ્લાઉદ્દીનના લશ્કરે ૧૩મી સદીના અંતમાં એ મંદિર ભાંગ્યું. એ પછી સમયને અનુસરીને એના જીર્ણોદ્ધાર થયા કર્યા હતા. અને હવે જે ખંડેર આજ સુધી ઊભું હતું એને સાફ કરી દઈને એ સ્થળે નવું મંદિર બાંધવાનું કાર્ય આજે ચાલી રહ્યાનું કહેવાય છે.

મંદિરો ભંગાયા છતાં ભગવાન સોમનાથની પૂજા કદી બંધ રહી નથી એમ પણ ઇતિહાસ કહે છે. ઔરંગઝેબના હુકમથી જ્યારે મંદિર છેવટનું ભ્રષ્ટ થયું ત્યારે જીર્ણોદ્ધારનો પ્રશ્ન આવ્યો, ને ૧૮મી સદીના પાછલા ભાગમાં માળવાનાં મહારાણી અહલ્યાબાઈ હોળકરે કુમારપાળના ખંડેરથી થોડે છેટે નવું નાનું સાદું મંદિર બંધાવ્યું, જેમાં આજે પણ ભગવાન સોમનાથ પૂજાય છે.

પુરાતન અવશેષોનું રક્ષણ કરવું એ સરકારના પુરાતન સંરક્ષણને લગતા ખાતાથી આર્કિઓલોજિકલ ખાતાનું કર્તવ્ય છે. કુમારપાળના મંદિરના ખંડેરનું ખોદકામ કરતાં એની ભવ્યતાનાં સૂચક અનેક ચિહ્નો ત્યાંથી જણાઈ આવ્યાં છે. (જુઓ સાથેનાં ચિત્રો.) ઇતિહાસનું આવું એક અન્ય સ્મરણ સાચવી રાખવાને બદલે એ ખંડેર આ રીતે નામશેષ કરી નંખાયેલું જોઈ ઇતિહાસના અભ્યાસીને તો જરૂર દુઃખ થાય. પશ્ચિમના મોટા ગણાતા દેશોમાંયે પ્રાચીન ખંડેરોને કેટલા ગૌરવ ને પ્રેમથી સાચવે છે એ જાણીતું છે. ભવ્ય સ્થાપત્યના અવશેષ ઉપરાંત ઐતિહાસિક દૃષ્ટિએ પણ એ ખંડેરનું મહત્ત્વ હતું. ભારતમાં વિધર્મી મહારાજ્ય બેઠા પછી તો મંદિરો ભ્રષ્ટ થયાનાં દાખલા પ્રસિદ્ધ છે. પરંતુ મહમૂદ ગઝનવીએ ભારત ઉપર અનેક હુમલા કર્યા ત્યારે વસ્તુસ્થિતિ

ડી જ હતી. ને સમયે વિધર્મી કે વિદેશી સત્તા કોઈ નહોતી. ગઝનીથી હજાર માઈલ દૂર, અનેક વિરોધી રાજ્યો ને રણ વટાવીને મહમૂદ લૂંટ કરી પાછો ફર્યો અને એની એ ખી ગજ્જ્વમાં એનો પૂરતો પણ કોઈ ન પાડી શક્યું એ તો ભારતના ઇતિહાસમાં ભયંકર ને શરમજનક બીના છે. એના આક્રમણે જ અનેક પરદેશી આક્રમણકારોને રસ્તો બતાવ્યો અને આપણા સમાજની નબળાઈ પણ બતાવી. સમાજની કઇ અને કેવી નબળાઈથી આમ બન્યું એ સામાજિક ઇતિહાસના સંશોધનનો વિષય છે. એ ખંડેરો-ના આ અવશેષો આપણી આંખથી જૂદી એ-ભાન નથી કરાવતા ? ગયા ઑક્ટોબરમાં જૂનાગઢમાં મળેલી સૌરાષ્ટ્રની પહેલી ઈતિહાસ-પરિષદમાં જૂના મંદિરને રહેવા દેવાનો ઠરાવ થયો હતો, એના ઉપર પણ કોઈએ ધ્યાન આપ્યું લાગતું નથી.

આજે દેશકાળ બદલાયો છે ત્યારે સ્વાભાવિક રીતે જ સોમનાથની એ ભવ્ય પ્રાચીન સ્મૃતિ તાજી કરવાનું મન આપણને થાય. પરંતુ ઇતિહાસના પ્રેમીને તો આઘાત લાગશે કે એ પ્રાચીન અવશેષોનો આમ સમૂળો નાશ કરીને એ સ્મૃતિ જળવાશે ? અહલ્યાબાઈ હોળકરનો દાખલો આપણી સમક્ષ કયાં ન હતો ? તેમણે સોમનાથના પુરાણા જર્જરિત મંદિરને હાથ ન લગાડતાં દેવપૂજા માટે નવું જ સ્થાન નિર્માણ કર્યું. એ તો માળવાની મહારાણી હતી. ગુજરાત-મહારાષ્ટ્ર માળવા પર ત્યારે શિવભક્ત હિંદુ મહારાજ્યની સત્તા હતી. એણે ધાર્યું હોત તો કરોડ ખર્ચીને એ ઇષ્ટદેવનું મંદિર બંધાવી શકત. છતાં તેણે નવા મંદિર માટે દસ હજાર રૂપિયા ખર્ચ્યા એમાં દેશકાળને અનુસરવાનું ડહાપણ હોવાનું કેમ ન માનવું ? આપણે સ્વાતંત્ર્ય પછીની સાંસ્કારિક અસ્મિતાની જાગૃતિના આ કાળમાં જો નવું મંદિર ઊભું કરવું જ હોય તો એ જ રીતે જૂનાને બચાવીને નવું થઇ શકત. પણ જૂનાને જમીનદોસ્ત કરવાની શી જરૂર હતી ? આજે દેશકાળ ને દેશની આર્થિક સ્થિતિના સંજોગો બદલાયા છે. એવે સમયે ભગવાન સોમનાથની પૂજા આજ કરતાં સારી રીતે થાય, અને પૈસો નવા મંદિરને બદલે એમના ભક્તો— દેશના લોકોના સાંસ્કૃતિક વિકાસ માટે વપરાય એ ઇષ્ટ નથી ?

ઇતિહાસ કહે છે કે તેરમી સદીમાં નાનાક નામે એક વિદ્વાન નાગર કવિ થઇ ગયો. એની



સોમનાથ-મંદિરના એક શિલ્પમંડિત તોરણનો આ ટુકડો, આપણી કેવી પ્રાચીન કલાને નામશેષ કરી નાખવામાં આવી છે તેનું કરુણ સ્મરણ કરાવે છ. (ફોટો- હસમુખ જ. ઠક્કર ભાવનગર)

નાનાક પ્રશસ્તિ સોમનાથ પાસેથી મળી છે. એણે સોમનાથમાં એક 'સારસ્વત ક્રીડાસ્થાન' બાંધ્યું હતું એમ એ પ્રશસ્તિ કહે છે. એ વિદ્યાસંસ્કારનું કોઇ પ્રકારનું કેન્દ્ર હશે. એવું કાંઇ ગુજરાત–સૌરાષ્ટ્ર–કચ્છના વિદ્યાસંસ્કારને પોષે એવું સ્થાન ત્યાં ન બાંધી શકાય ? તો સોમનાથની મહત્તાનો આજના દેશકાળાનુસાર ખરો ઉદ્ધાર થયો ગણાય.

વળી જૂના ખંડિયેરની જગ્યાએ નવું મંદિર બાંધવાને બદલે અહલ્યાબાઈના મંદિરને મુખ્ય દેવનું મંદિર ગણી એની આસપાસ વિશાળ ચોકમાં નાનાં શૈવ ચૈત્યો કરી તેમાં દક્ષિણનાં શૈવમંદિરોની પેઠે શિવની પૌરાણિક મૂર્તિઓ (નટરાજ, અર્ધનારીશ્વર, દક્ષિણામૂર્તિ વગેરે) બેસાડે તો મૂર્તિવિધાનનું એક અપૂર્વ સંગ્રહસ્થાન જેવું આપણા પ્રાંતમાં થાય. આજે તો આપણને એ બધાં સ્વરૂપોનાં નામ પણ પૂરાં યાદ નથી. નવા થનારા મંદિરનો આલેખ કેવો છે તે હજી પ્રજા જાણી શકી નથી. તેમાં કદાચ આવું આયોજન ન હોય તો થવું જોઇએ.

બીજું એક સૂચન એવું છે કે જો જૂની જગ્યા પર જ નવું મંદિર બાંધવાનો આગ્રહ હોય તો હાલ ખોદકામ કરતાં જૂના જીર્ણોદ્ધારનાં જે ચિહ્નો નીકળ્યાં છે તેને નીચે ભોંયરામાં કાયમ રાખી તેના ઉપર નવું મંદિર બાંધવું, જેથી ઇતિહાસ અભ્યાસીને પ્રાચીન ત્રણેક જીર્ણોદ્ધારોનાં ચિહ્નો જોવા મળે.



# શરદી

[નિર્બંધિકા]

લેખક · પ્રફુલ ત્રિપાઠી

સવારે એની આંખ ઉઘડી. જીવનભરનો થાક આવીને જાણે એના દેહમાં ભરાઈ ગયો હતો. માથામાં જાણે સીસાનો રસ રેડ્યો હતો. એ ઊઠ્યો. ઓઢવાનું આઘું કરી એ ઊભો થયો. એની આંખોમાં અગ્નિ આવીને વસ્યો હતો, અને એની નાસિકામાં સમુદ્ર. એ નાનકડા અંગમાં કંઈકંઈ તરંગ ઊભા થયા. હૃદયના ધબકારા વધી ગયા. પગ ધ્રૂજ્યા. પ્રચંડ તોફાન પહેલાં પથરાય એવી શાંતિ ક્ષણભર પથરાઈ ગઈ. ક્ષિતિજની વાદળી વધીને પળભરમાં ઘેરા વાદળથી આકાશ છાઈ લે એમ છાતીના કોઈ અગમ્ય ખૂણામાં ઊભું થયેલું સ્પંદન, નાકમાં, કાનમાં માથામાં—દેહ આખામાં ધ્રુજારી કંપન કરી ગયું. એના હોઠ કંપ્યા અને એક પ્રચંડ અવાજ થયો. 'હાક્…છીં!'

એને શરદી થઈ હતી.

મનુષ્યમાંથી શર વર્ષાવતા રણમેદાન પર આગળ ને આગળ ધસતા મહારથી શો એ છીંક પર છીંક ખાતો ઘરમાં ઘૂમી રહ્યો: રૂમાલની શોધમાં. એ દાતણ કરવા ગયો, પણ પાછો પડ્યો. એ ન્હાવા ગયો, પણ હારી ગયો. એ પથારીમાં પડ્યો તો છીંકોએ એને ઉછાળી ઉછાળી અધમૂઓ કરી નાખ્યો. એ છાપું વાચવા ગયો—આંખોનો તીવ્ર વિરોધ છતાં; પણ એના મગજે એક શબ્દ પણ ગ્રહણ કરવા ના પાડી. એ પત્ની જોડે વાત કરવા ગયો તો એ એને શરદી મટાડવાના ઉપાયો વિષે ભાષણો આપવા મંડી. એ બહાર ગયો તો કોઈએ એને મૂર્ખ ગણ્યો. એ ઘરમાં ઓઢીને સૂઈ રહ્યો તો કોઈએ એને ટીકા કર્યા. એનું જીવન જાણે ખારું ખારું થઈ ગયું. એનું એકમાત્ર જીવન-કર્તવ્ય રહ્યું કોરા રૂમાલો શોધવાનું—ભીના થયેલા રૂમાલો ખૂણામાં ફેંકી બીજા કોરા રૂમાલોની શોધમાં નિરંતર મચ્યા રહેવાનું…

મને ઘણીવાર થાય છે કે આ મહાભારતનું યુદ્ધ અઢાર-અઢાર દિવસ ચાલ્યું એ શાથી? એ વખતના શસ્ત્રવિદ્યાના નિષ્ણાતો ગરુડાસ્ત્ર, અગ્ન્યાસ્ત્ર, વગેરે અનેક અસ્ત્રો-શસ્ત્રો શોધી શક્યા તો શું એક શરદાસ્ત્ર જ ન શોધાયું તેમનાથી? જે અસ્ત્ર છોડતાં જ દુશ્મનના આખા સૈન્યને શરદી થઈ જાય. એવું જો કોઈ શસ્ત્ર શોધ્યું હોત તો યુદ્ધ અઢાર દિવસ ચલાવવું ન પડત. પહેલે જ દિવસે શત્રુસૈન્ય શરણે આવી જાત. પણ મને લાગે છે કે એ વખતના શસ્ત્રવિદ્યાના ધુરંધરોમાં પણ ઘણી માણસાઈ હતી એમણે આવા શસ્ત્રનો ઉપયોગ ખૂબ જ ઘાતકી માન્યો હશે. એમ માન્યું હોય તો ખરેખર મને એમની ન્યાયબુદ્ધિ માટે માન જ થાય છે.

મને ખાતરી છે કે આવું શસ્ત્ર આજના ઍટમ બૉંબ જેવું જ થઈ પડત. કારણ શરદીનું કૈં વારણ જ નથી. શરદી મટે કઈ રીતે? જરા તમારી આજુબાજુનાને પૂછી જોજો. મને તો આટલું જ્ઞાન મળ્યું છે: શરદી થઈ હોય ત્યારે શેક કરો અથવા સૂંઠ ફાકી જાઓ, આદુ ખાઓ કે તેનો રસ પીઓ, કપૂર સૂંઘો કે 'વિક્સ' અજમાવો, મીઠાનો ન્યાસ લો અથવા ઊંડા શ્વાસ લો, શિર્ષાસન કરો કે આરામ લો, સત્યનારાયણનો ગરમાગરમ પ્રસાદ લો અથવા ઉપવાસ કરો, નહીં તો પછી…

પણ આ તો બહુ ઓછું છે. આનાથી બમણા ઉપાયો બીજા અરધા કલાકની પૂછપરછને અંતે જડી શકે. પરંતુ હકીકત એ છે કે આમાંનો એકે ઉપાય રામબાણ તો નથી જ. પ્રયોગ કરો, મટે તો 'એની ખૂબી', ન મટે તો નસીબ,—એવી વાત છે.

મેં તો, તેત્રીસ-તેત્રીસ ક્રોડ દેવતાઓની નિરંતર આરાધના કર્યા પછી થાકીને હાર્યો એક પણ દેવ ફરકે નહિ અને ભક્તને જેવી નિરાશા થાય એવી નિરાશા આ ઉપાયો અજમાવીને અનુભવી છે. તમને પણ એનાથી શરદી ન મટે તો મારી વાત ખરી છે એમ માનજો; અને જો કદાચ મટે તો પેલા આકાશમાં એટલે દૂર દૂર કામધેનુ ન હોવાથી માનવજંતુઓનું ભાવિસંચાલન કરતા તમારા ગ્રહો સારા હશે માટે જ મટી હશે એમ સમજજો. શરદી મટાડવાના ઉપાયો વિષે મારા જ્ઞાનનો અંત આટલો જ: આ નહિ, આ નહિ… 'નેતિ નેતિ'.

પણ કેટલાક બહાદુરો તો દવાઓ અજમાવવાની જ વિરુદ્ધ છે. માંદગીને તેઓ આ સંસારમાં મહત્તા મેળવવાનું સહેલામાં સહેલું સાધન માને છે. ને એમની વાત ખરી છે. સૌના અનુભવની અને અનેક નોંધેલી વાત છે કે રોજ જે કોઈનો હોય એ માણસ માંદો પડે છે ત્યારે મહત્ત્વનો બની જાય છે. સૌ એના ખબર પૂછે છે, એની સેવા કરે છે, એનું સારું ઈચ્છે છે, એના એક શબ્દ પર આંખો ઓછાં થઈ જાય છે. માંદગીનો આ મહાન લાભ છે.

પણ શરદીના દર્દીને તો આ લાભે ય નથી મળતો. અન્ય માંદગી વખતે દયા ખાનાર સંબંધીઓ શરદી માટે આપણી દયા ખાતાં નથી ઉલટું, 'મેં તો કહ્યું હતું કે ખુલ્લામાં ન સૂશો, ન સૂશો; પણ માને તો ને?'; 'શરદી થઈ ને? ન થાય તો બીજું શું થાય?', 'તે શરદી થઈ એમાં આમ બકરી જેવો શું થઈ ગયો છે?'; 'શરદી તને નવાઈની થઈ છે? એવાં અગાશ પર ભિન્નજ શાનો કરે છે?'; 'તું છે જ એવો'… ખોટી ટેવો… મનમાં ફાવે તે… કેટલી નબળાઈ… સહેજ સહેજમાં.' અરરર! શાંતિ! શાંતિ! શાંતિ! શરદીના દર્દીની કોઈને દયા નથી. શરદી એ એની નબળાઈ છે, એ કુટુંબને ભારરૂપ છે, એની યુવાનીને શરમાવે છે, એ પોચકણ છે—એમ સૌ કુટુંબીઓ ઊંચી અવાજે પોકારી ઊઠે છે.

પણ ખરી વાત તો એ છે કે અન્ય માંદગીના દર્દીના પ્રમાણમાં શરદીના દર્દીનો પોતાનો, દર્દ કલ્પના કરવામાં, ઘણો જ એ છે ફાળો હોય છે. શરદીથી બચવાનો કોઈ કિલ્લો જ નથી. શરદી શિયાળામાં થઈ શકે, ઉનાળામાં પરસેવો સુકાતાં થઈ શકે, ચોમાસામાં હવાના ભેજથી થઈ શકે, માથું ખુલ્લું રાખતાં. મોં ઉઘાડું રાખતાં, મગજને ઠંડી લાગવા દેતાં, છાતી પર પવન આવવા દેતાં—ગમે ત્યાંથી શરદી થઈ જાય. કેટકેટલા મોરચા સંભાળવા? ધૂળ ઊડે તો શરદી થાય પવન વાય તો શરદી થાય. પત્થર પર બેસો તો શરદી થાય, હાથપગ ધોતાં શરદી થાય, વાળ ભીના થતાં શરદી થાય, મિજાજ ખરાબ થતાં શરદી થાય. કપડાં ઓછાં પહેરવાથી શરદી થાય, ઘણાં કપડાં પહેરે તો એ કાઢતાં જ શરદી થાય, બહાર ફરો તો શરદી થઈ જાય, ઘરમાં ભરાઈ રહો તો યે ન છટકી શકાય. કસરત ન કરવાથી શરદી થાય, કસરત કરવાથી યે શરદી થાય. ઊંઘતાં શરદી થાય, જાગતાં શરદી થાય, રડતાં, ન્હાતાં… શું કરવાથી શરદી ન થાય એ જ શોધવાનું રહે છે.

ને શરદી થયા પછી યે ક્યાં સુખ છે? બહાર ન જવાય તો વાંધો નહિ. છીંકોથી કંટાળી કોઈ આપણી જોડે વાત ન કરે તો વાંધો નહિ. સાહિત્યે તો કંઈકને શાંતિ આપી છે. આપણે યે સાહિત્યનો આશરો લેવા ચોપડીઓના કબાટ તરફ વળીએ; કવિતા લઈએ. ને છીંકોના અલ્પવિરામ તથા નાક લોહવાના પૂર્ણવિરામો (અનુ૦ પૃ૦ ૧૪૨મે



# આણઘૂકણી

ન્યાય તોળો! ઓ વિધાતા, ન્યાય તોળો!
પાપના, પાખંડના ધીંગા સમાજે
ગદછેડલી દીનતા છાતી બિરાજે
ક્રૈંક પડતાં ઘૂંટણે એને નવાજે
કાળના સ્વામી, પ્રજ્ઞાનું નેત્ર ખોલો!
ધરમને કાંટે હવે અમ ન્યાય તોળો! —ગફૂરચંદ દવે

## ભાષાવિદ્ શ્રી શેષાદ્રિ

'તમને હિંદી આવડે છે?' 'હા.'
'મરાઠી?' 'હા.'
'બંગાળી?' 'હા.'
'ફ્રેંચ'? 'હા.'
'જર્મન?' 'હા.'

તાજુબ બની પૂછનાર વ્યક્તિ મનમાં આવે તે ભાષાનાં નામ બોલ્યે જાય છે, ને એનો જવાબ હકારમાં જ મળે છે, ત્યારે ન રહેવાતાં એ પૂછે છે: 'કહો મિ. શેષાદ્રિ, તમને કઈ ભાષા નથી આવડતી?' જવાબમાં શ્રી શેષાદ્રિ માત્ર નમ્રતાપૂર્વક સ્મિત જ કરે છે.

થોડાં વરસ પહેલાં ત્રાવણકોરના તે વખતના દીવાન સર સી. પી. રામસ્વામી અય્યર અને શ્રી શેષાદ્રિ વચ્ચે ઉપર મુજબ વાતચિત થઇ હતી. શ્રી શેષાદ્રિ અત્યારે ત્રાવણકોર યુનિવર્સિટીના ગ્રંથાગારના અધ્યક્ષ છે. ઘણીખરી દેશી તથા યુરોપી ભાષાઓ ઉપરાંત તેઓ ચિનાઈ, જાપાની, તિબેટી અને સિયામી ભાષાઓનું જ્ઞાન ધરાવે છે. એમને સંસ્કૃત, મરાઠી, હિંદી, ગુજરાતી, બંગાળી, તામિલ, તેલુગુ, મલયાલમ, ફ્રેંચ, જર્મન, ડચ, ઈટાલિયન, લૅટિન, ગ્રીક તથા સ્પૅનિશ વગેરે ભાષાઓ સંપૂર્ણરીતે આવડે છે. આ ભાષાઓનું એમનું જ્ઞાન સમૃદ્ધ અને સંપૂર્ણ છે. વખતોવખત એ ભાષાઓમાં એમણે અનુવાદો પણ કર્યા છે. ઉપરાંત કામચલાઉ આવડે એવી બીજી ભાષાઓની તો વાત જ શી કરવી! આસામીથી માંડીને પુશ્તુ સુધીની હિંદની એકેએક ભાષા એમને આવડે છે. યુરોપિયન ભાષાઓ પણ લગભગ બધી જ. ને વળી તેઓ ચિનાઇ, જાપાની, તિબેટી કે સીઆમી ભાષામાં તો સપાટાબંધ વાતચિત પણ કરી શકે છે!

આથી યે વધારે નવાઈ પમાડનારી વાત તો એ છે કે શ્રી શેષાદ્રિએ બધો અભ્યાસ આપમેળે જ કર્યો છે. યુરોપની બધી ભાષાઓ તેઓ બાઈબલની મદદથી શીખ્યા છે. અંગ્રેજી બાઇબલ તેઓ વાંચતા જાય અને યુરોપની જે કોઈ ભાષા શીખવી હોય તેના બાઈબલની આવૃત્તિ પાસે રાખી સાથેસાથે તે પણ વાંચતા જાય. અને બાઇબલ પૂરું થતાં સુધીમાં તો એ બીજી ભાષા તેઓ બરાબર શીખી ગયા હોય!

ભાષાઓ શીખવાનો આ શોખ ક્યાંથી જાગ્યો એ વિષે પણ એક રસમય પ્રસંગ છે. એક વાર શ્રી બિપિનચંદ્ર પાલનું રામકૃષ્ણ પરમહંસ વિષે વ્યાખ્યાન સાંભળવા તેઓ ગયેલા. એ વ્યાખ્યાનથી તે એટલા મુગ્ધ થયા કે રામકૃષ્ણના ઉપદેશો મૂળ બંગાળીમાં વાંચવાની એમને તાલાવેલી લાગી. તરત જ એમણે બંગાળીનો અભ્યાસ શરૂ કર્યો; ને પછી એક વાર ચસકો લાગ્યો એટલે એ અટક્યો જ નહિ.

શ્રી શેષાદ્રિના પિતા ત્રાવણકોરની શાળામાં હેડમાસ્તર હતા. શ્રી શેષાદ્રિના જીવનનો મોટો ભાગ પણ સબ રજિસ્ટ્રાર તરીકે નોકરીમાં ગયો હતો. સ્વભાવે તેઓ અત્યંત શરમાળ અને ઓછાબોલા હોઇ જાહેરમાં આવ્યા જ નહોતા. એટલે એમની શક્તિઓની માહિતીની જાણ બહુ પાછળથી થઈ, અને તરત જ ત્રાવણકોર સરકારના ટ્રાન્સલેટર (ભાષાંતરકાર) તરીકે એમની નિમણૂક થઈ; ઉપરાંત સરકારી પ્રકાશન ખાતાના વડા અને યુનિવર્સિટી લાયબ્રેરીના અધ્યક્ષનું પદ પણ તેમને મળ્યું.

### આસપાસનાં પંખી [૧૩]

## શામા

પક્ષીવૃન્દનાં મુકુટમણિ જેવાં હેની ગાયકો તો ફક્ત બે જ: શામા અને દેયડ. એમાં પણ વિશેષ રૂપે તો શામા એકલું જ. અલૌકિક મિઠાશ અને વૈવિધ્યભર્યા ઉન્મુક્ત ગાનપ્રવાહની સાથે એનામાં મનુષ્ય અને પશુપક્ષીઓની અનેક ભેદવાળી વાણીઓનાં અનુકરણ કરવાની એવી તો અગાધ શક્તિ છે કે અવાજનું કોઇ પણ પદ એના કંઠને અઘરું કે અટપટું લાગતું નથી.

સ્વભાવે અતિશય શરમાળ હોઈ તે માણસથી બને તેટલું દૂર ગીચ વનરાઈ (અને જો મળે તો વાંસની ઝાડી)માં જ રહેવાનું પસંદ કરે છે, એટલે તે ઝટ નજરે નથી ચડતું. કદમાં લગભગ બુલબુલ જેવડું જ; પણ શામાની પૂંછડી સહેજ મોટી. નરને માથું, પીઠ ને છાતી ચળકતાં કાળાં, તથા પેટ ઘટ્ટ બદામી રંગનું; પૂંછડી લાંબી, કાળી અને સફેદ રંગની ચડઊતર કિનારીવાળી; પૂંછડીના મૂળમાં પીઠ પર પણ એક સફેદ ચાઠું; માદાનો બધો કાળાને બદલે રાખોડી રંગ લેતો તપખીરી અને પેટ ઉપર સહેજ મેલો તથા પૂંછડી ટૂંકી; પગ આછા ગુલાબી તથા ચાંચ કાળી.

તેનો મુખ્ય આહાર ઝીણાં જીવડાં, અળશિયાં ને જમીન પરથી પડેલાં ફળો જમીન પરથી જ વીણી ખાવાનો; પરંતુ જરાશી ડખલ થતાં જ તે ઊડીને ઝાડીમાં લપાઈ જાય છે. આ ઉપરાંત પ્રજનનકાળે તેનામાં એક બીજી આદત ફૂટી નીકળે છે, તે એ છે કે ખુલ્લી જગ્યામાં ઊડતી વખતે તે વારંવાર પોતાની પાંખો અફાળતું જાય છે.

એપ્રિલથી જૂન તેનો પ્રજનનકાળ. એ વેળા તે કોઈ ઝાડના થડ કે ડાળીમાં સામાન્ય કુદરતી રીતે આવેલી બખોલમાં, કે બે ડાળીઓના સંધાણ પર, ઘાસમૂળિયાં પાંદડાં ને કવચિત લીલ વડે છીછરો માળો ગૂંથે છે, ને તેમાં, આછી નીલવર્ણી ભોંય પર બદામી કે રતાશ પડતાં તપખીરી ચાઠાંવાળાં, એકાદ જરા વિશેષ અણિયાળાં પહોળાં ને લંબગોળ ત્રણથી ચાર ઈંડાં મૂકે છે.



('વનેચર' પરથી)

શ્રી શેષાદ્રિ અતિશય વિનમ્ર સરળ અને સંકોચશીલ સ્વભાવના છે. ભાષાઓના જ્ઞાનને લીધે હો કે પછી સ્વભાવને કારણે, તેઓ કાયમ શાંત અને ચિંતનમાં ડૂબેલા હોય એવા લાગે છે. વગર ભાખીએ તેઓ સંન્યાસી છે. એમનું અભ્યાસરત જીવન કેટલું એકાકી ને એકાંગી છે તે વિષે એક રમૂજી પ્રસંગ છે. થોડાં વરસ પર ઉનાળામાં તેઓ દિલ્હી ગએલા. ત્યાં એક મિત્ર એમને સેક્રેટેરિયેટમાં તેડી ગયો. ત્યાં બધા લોકો જાતજાતનાં ઠંડા પીણાં અને ફળના રસ સ્વાદથી પીતા હતા તે જોઈને શેષાદ્રિ એકદમ મિત્રને કહે, 'આ લોકો શું પીએ છે? મારેય એ પીવું છે. મેં જિંદગીમાં એવું પીધું જ નથી!' એમણે જિંદગીમાં સીનેમા પણ જોયું નથી! જોકે સીનેમા અથવા નાટક-નૃત્યો પ્રત્યે એમને કશો પણ અણગમો નથી.

એમણે આજ દિન સુધીમાં ઘણા ગ્રંથો લખ્યા છે. રાજાજીનાં કેટલાંક પુસ્તકોના એમણે બંગાળી ને મલયાલમમાં અનુવાદ કર્યા છે. ઉપરાંત મરાઠી, ફ્રેંચ, અંગ્રેજી વગેરે ભાષામાં પણ ગ્રંથો લખ્યા છે. પ્લુટાર્કનાં ચરિત્રોનું એમણે મૂળ ગ્રીકમાંથી મલયાલમમાં ભાષાંતર કર્યું છે Essays on Surrealismનું ફ્રેન્ચમાંથી અંગ્રેજીમાં અને યૂનોના વડા દુભાષિયા ઝયાં દબેંતના સહકારમાં એમણે રામકૃષ્ણ પરમહંસના ઉપદેશોનું ફ્રેન્ચમાં ભાષાંતર કર્યું છે! એ પુસ્તક તો એટલું લોકપ્રિય થયું છે કે થોડા જ વખતમાં એની નવ આવૃત્તિ થઈ ગઈ છે. અત્યારે શ્રી શેષાદ્રિનું વય ૫૩ વર્ષનું છે. (લોકનાદ)

## લગ્નપ્રસંગે ખારેક શા માટે?

આપણે ત્યાં સેંકડો વર્ષો થયાં લગ્ન પ્રસંગની શરૂઆતથી માંડી એ પ્રસંગ પૂરો થતાં સુધીમાં ખારેક ખૂબ વપરાતી. મંડપને દિવસે સર્વેને સ્થિતિસંજોગ ને રિવાજ મુજબ ખારેકની લહાણી કરવામાં આવતી. સમય બદલાતાં આજે ઘણી જગ્યાએ ખારેકનું સ્થાન પતાસાં કે ગોળે લીધું છે. સૂકા મેવાના આટલા બધા પદાર્થો— કાજુ, દ્રાક્ષ, અંજીર, અખરોટ, કિસમિસ અને બદામ જેવા ઉત્તમ પદાર્થો—માંથી એક ખારેકને જ આટલી મહત્તા આપવાનું કારણ?

ખારેક હૃદ્ય, સ્વાદુ ને ગુરુ, અગ્નિમાંદ્ય, કૃમિનો નાશ કરનાર, ધાતુવૃદ્ધિ કરનાર, હૃદયને બળ આપનાર, મધુર, ને પિત્ત, દાહ, શ્વાસ, કફ, શ્રમ ક્ષતક્ષય, વિષ, તૃષ્ણા, શોષ અને અમ્લપિત્તનો નાશ કરનાર છે. લગ્નપ્રસંગની દોડધામ વખતે પડતો પરિશ્રમ ખારેક ખાવાથી તકલીફ આપતો નથી, કારણકે ખારેક હૃદયને મજબૂત બનાવનાર (હાર્ટ ટૉનિક) તેમ શ્રમહારક હોઈ પગમાં કળતર કે મગજને થકાવટ આવવા દેતી નથી. શુભ પ્રસંગમાં મિષ્ટાન્નના [illegible] ખારેક ખાતા રહેવાથી એ બરાબર પાચન થાય છે, કારણકે ખારેકમાં અગ્નિમાંદ્ય નાશ કરનારો ગુણ છે. જાતજાતના ખોરાકમાં છૂટથી વપરાતા તેલ મસાલાને લીધે સારી રીતે જમતાં પિત્તની વૃદ્ધિ થઈ ખાટા ઓડકાર, અમ્લપિત્ત અને દાહ થાય છે તે ખારેકથી અટકે છે. ખારેક ધાતુવૃદ્ધિ કરનાર અને કામોત્તેજક રસાયણ હોવાથી લગ્નપ્રસંગમાં તેનો વપરાશ સ્વાભાવિક છે.

જૂના વખતમાં પગરસ્તે લાંબી મુસાફરી કરવી પડતી ત્યારે રસ્તામાં પાણી ખૂટયું હોય ત્યારે ખારેકનો ઠળિયો મોંઢામાં રાખવામાં આવતો. એથી તૃષાની શાંતિ થાય છે. હાલ પણ દૂધના પ્રયોગમાં સુવાવડી સ્ત્રીને જ્યારે પાણી ઓછું આપવાનું હોય ત્યારે અને જળોદરમાં દર્દીને ખારેકનો ઠળિયો મોંઢામાં રખાવીએ તો ચમત્કાર માફક તૃષા શાંત થઈ જાય છે. બરફ ચૂસવાના આ જમાનામાં એ વાત ગળે ન ઊતરે તો કરી જોજો. ખારેક ઉષ્ણ હોવાથી શિયાળામાં ડૉકટરનો રિસ્ટ્રુથન્ટ ડૉઝ લેવા કરતાં પાંચેક ખારેક ઘણું ઓછી જ ગરમી આપે છે.

ખારેકની ગુજરાતમાં ઘણી જાત આવે છેઃ છારી, હલવં મુશી, જરખ, કેનકા એમ વિવિધ દેશની. એમાં ગુજરાતી બરપૂરલે જાતો છેઃ છારી જે લાલ રંગની, પ્રમાણમાં મોટી અને દેખાવમાં સરસ પણ કરચલી પડેલી આવે છે. બીજી મુશી, કાળા રંગની સ્વાદમાં સાધારણ ખારાશ પડતી અને જ્યારે ખાઓ ત્યારે નરમ જણાતી. દવા અથવા પૌષ્ટિક તરીકે છારી ખારેક વાપરવી એ સલાહભર્યું છે.

ખારેક ખાદ્ય તરીકે જેમ ખાઈ શકાય છે, તેમ દવા તરીકે પણ તેના ઘણા પ્રયોગો છે. ઉત્તમ છારી ખારેક નંગ ૧૧ લઈને એક શેર દૂધમાં પ્રથમ બાફી નાખવી. બાદ એને ભાંગી ચીરી, ઠળિયા કાઢી નાખવા ને ભાંગનું ચૂર્ણ વાલ એક, તથા બંગભસ્મ રતી બે, લવંગી રતી ૨. તે દરેકની પેશી જગ્યામાં આવે એ પ્રમાણે અગિયાર ખારેકમાં ભરવું. (ભાંગને પ્રથમ ગરમ પાણીથી ધોઈ, તવામાં શેકી લઈ ચૂર્ણ બનાવી વાપરવી). પછી દરેક ખારેક પર સૂતરનો દોરો બાંધી રાત મૂકવી. દરરોજ સવારના દોરાથી બાંધેલી ખારેક ગાયના દૂધમાં ઉકાળી, એકાદ ઊભરો આવી ગયા પછી નીચે ઉતારી, અંદરથી ખારેક કાઢી તેને ધીમેધીમે ચાવીને ઉપર દૂધ પી જવું. ધાતુક્ષય, પ્રમેહ પછીની નબળાઇ, હાથપગમાં કળતર, સુસ્તી, કામ ઉપર કંટાળો એ સઘળાંને દૂર કરી અજબ શક્તિ આપે છે. સ્વપ્નદોષને નાબૂદ કરે છે. પણ આ ખારેકનો પ્રયોગ ચાલતો હોય ત્યારે આમલી અથાણાની ખટાશ ખાવી નહિ અને ગરમ ખોરાક છોડવો.

ખારેક તોલા ૧૦, જીરૂં ૧, મરી ૨, સિંધાલૂણ ૧, સૂંઠ ૨, જવખાર ૧, પીપર ૧, તજ ૧, તાજું લીંબુ ૧, લઈ, પ્રથમ ખાંડવા જેવી વસ્તુઓ ખાંડી નાખી, તેને એક કરી, તેમાં લીંબુનો રસ નાખી, કલાઈ કરેલી પિત્તળની કઢાઈમાં શેકવું. બરાબર ખુશબો આવવા લાગે ને દાણો પડે ત્યાં સુધી શેકી. નીચે ઉતારી બરણીમાં ભરી રાખવું. આ ચૂર્ણ ખોરાક પચાવી, વાયુને છૂટો કરી પેટ હળવું ફૂલ જેવું રાખે છે. ગૅસ થતો નથી. ખાટા ઓડકાર અને બદહજમીનો નાશ કરે છે, ભૂખ કાઢીને દસ્ત [illegible] છે ને સ્વાદ એવો કે બાળકો પણ હોંશે ખાય છે. (ગુજરાતમિત્ર)

## પર્વત-આરોહણ માટેની તાલીમ

પરતંત્રતામાં રહીને પરાક્રમની ભાવનાવિહીન બની ગએલી આપણી પ્રજાએ જે અનેક દિશાઓ ખેડવાની સૂની પડી છે તેમાં પર્વત-આરોહણ પણ એક અગત્યનું ક્ષેત્ર છે. પશ્ચિમના દેશોમાં તો એ એક અગત્યનો સાહસશોખ ગણાય છે અને તેની ખાસ તાલીમ તથા કસબ શીખવાય છે. હમણાં ઇંગ્લંડમાં ડર્બીશાયરના શિક્ષણ વિભાગ અને એક વખતના ચાહક એવરેસ્ટના સાહસિક આરોહક મિ. જૅક લૉંગલૅન્ડ તરફથી પર્વત પર આરોહણ માટેના અભ્યાસ શિક્ષણક્રમો યોજવામાં આવ્યા છે, અને તેમાં માઉન્ટ એવરેસ્ટના ભાવિ આરોહક બનવાની આશા સેવતો ઉત્સાહી યુવાનવર્ગ જોડાઇ રહ્યો છે. પહાડોમાં વિકટ રસ્તાઓ અંગેની સૂઝ, છાવણી જીવન દરમિયાન પાકશાસ્ત્રનું જ્ઞાન, ગ્રામજીવન ને તેનાં કાર્યોનો પરિચય અને પહાડી જીવનપદ્ધતિને અનુરૂપ અભ્યાસ વગેરેનો એ શિક્ષણક્રમોમાં સમાવેશ થાય છે. આપણા જ દેશના શિખર-શિરોમણિ એવરેસ્ટના આરોહણ પાછળ પશ્ચિમના દેશો આવી આવી તૈયારીઓ કરી રહ્યા છે ત્યારે આપણે પ્રમાદમાં પડેલા છીએ!

## આંખ ધોવાની ક્રિયા [આંખનું આરોગ્ય-૩]

આપણે જેમ આપણા શરીરનાં વિવિધ અંગોના કાર્યો અને તેના સાચા વપરાશથી અજ્ઞાત છીએ તેવી જ રીતે દરેક અંગને સ્વચ્છ રાખવામાં પણ આપણે અજ્ઞાત અને બેદરકાર છીએ.

જેમ આપણે કાળજીપૂર્વક કે આનંદપૂર્વક નહાતા નથી, તેવી જ રીતે આંખને કોઈ વખત કાળજીથી ધોતા પણ નથી. જે આંખ પાસેથી આપણે અહોરઅહોર કલાક કામ લઈએ છીએ તેને સમજપૂર્વક એક મિનિટ પણ આરામ આપવાનો વિચાર કરતા નથી. પરિણામે બધાં અંગો કરતાં આંખ વહેલી નબળી બની રોગનું ઘર બની જાય છે.

આંખને સ્વચ્છ રાખવા માટે આંખ ધોવાની ખાસ પ્યાલીઓ દવાવાળાને ત્યાં મળે છે. દિવસમાં ઓછામાં ઓછી બે વખત એ પ્યાલીમાં આંખને ડુબાડી, ધોઈને સાફ કરવી જોઈએ. સવારમાં ઊઠીને તરત જ સૌ પહેલી ક્રિયા આંખ ધોવાની જ હોવી જોઈએ અને રાત્રે સૂતી વખતે પણ આંખ ધોઈને સૂઈ જવું જોઈએ.

પ્રસન્ન મનથી અને આરામથી બેસીને આંખ ધોવાની ક્રિયાને પણ ખૂબ આનંદદાયી બનાવો. પ્યાલીને ચોખ્ખા અગર દવાવાળા, ઠંડા કે સહેજ કોકરવણું પાણીથી ભરીને, પછી નીચું જોઈ પ્યાલીના બન્ને છેડા તમારી આંખના બે ખૂણાગાં એવી રીતે ગોઠવો કે પ્યાલી આંખ પર ચપોચપ ગોઠવાઈ જાય. હવે



આંખને પાણીમાં ખોલો, પાણી નિહાળો, પ્યાલીના પારદર્શક કાચમાંથી આવતા આછા રંગીન પ્રકાશને નિહાળો. પછી આંખને પલકારો—ઉઘાડવાસ કરો એમ આંખને પાણીમાં પલકારીને ખૂબ રમાડો. બેત્રણ મિનિટની આ આનંદદાયી રમતથી આંખ ખૂબ ઠંડી, હલકી, સ્ફૂર્તિવાળી અને ચોખ્ખી બની ગઈ હશે. આ રીતે દિવસમાં બે વખત આંખ ધોઈને સ્વચ્છ રાખવાથી આંખનો થાક દૂર થઈને તે તેજસ્વી બનશે અને વધુ કામ આપી શકશે.

આંખ ધોવા માટે પાણીની છાલક મારવા કરતાં આ રીત વધુ સહીસલામત એટલા માટે છે કે કેટલીક વખત મારેલી છાલક આંખને વાગી તે ખૂબ દુઃખે છે અને એ રીતે તેને નુકસાન થાય છે.

—ડૉ. ગોવિંદભાઈ પટેલ

### ખોરાકમાં ભેળસેળની ભયંકરતા

ખાવાની ચીજોમાં ભેળસેળ કરતા નીતિહીન વેપારીઓના પ્રપંચના પરિણામે પ્રજાની કેટલી બરબાદી થાય છે, અને પ્રજાને તેઓ કેવા મૃત્યુના મોંમાં ધકેલી રહ્યા છે તેનું ચોંકાવનારું પરિણામ હમણાં લખનૌની મહાત્મા ગાંધી મેડિકલ કૉલેજના પ્રાધ્યાપક ડૉક્ટર માલવિયાએ, ખાવાના તેલમાં ભેળસેળ કરવાથી થતી અસરની પ્રયોગાત્મક તપાસ પરથી જણાવ્યું છે. તેમણે એ દેશમાં ખૂબ વપરાતા સરસિયા તેલમાં ભેળવવામાં આવતી ચીજોની અસર તંદુરસ્તી પર કેવી થાય છે એ નક્કી કરવા દરરોજ અનુક્રમે ૧૦, ૫, ૨ ટીપાં ભેળસેળ કરવામાં વપરાતી વસ્તુઓનું મિશ્રણ કરીને સરસિયું તેલ કૉલેજમાં પાળેલાં વાંદરાં, ઉંદર ને કબૂતરને આપવાનું શરૂ કર્યું જેનાં પરિણામો દિલ કંપાવી નાખે એવાં આવ્યાં છે.

બે મહિના બાદ વાંદરાંના વાળની રુવાંટી ચાલી ગઈ, મોં સૂજી ગયાં, દાંતમાં પાયોરિયા થયો, તેમની જ્ઞાનેન્દ્રિયો મંદ પડી ગઈ અને શરીરની સુસ્તી એટલી બધી આવી ગઈ કે એકબીજા પર માથું નાખીને તેઓ પડી રહેવા લાગ્યા. એક વાંદરાની હાલત તો ખૂબ જ ગંભીર થઈ ગઈ. કબૂતરોની સ્થિતિ પણ આવી જ થઈ. ઉંદરોની હાલત તો ખૂબ બૂરી થઈ ગઈ. એ અખતરામાં લગભગ ૮૦ પ્રાણીઓ મરી ગયાં. આ બધાંને બીજો બધો ખોરાક સારામાં સારો અપાતો, પણ તે સાથે માત્ર ભેળસેળવાળું તેલ જ દેવાના પરિણામે તેઓ બચી ન શક્યાં. એથી ઊલટું, જે પ્રાણીઓને શુદ્ધ તેલ આપવામાં આવતું હતું તેમની તંદુરસ્તી સંપૂર્ણ રહી. આ પછી માણસ ઉપર થતી તેની અસર જોવા માટે જેલમાં કેદીઓ પર આ પ્રયોગ અજમાવવામાં આવ્યો હતો. અને તેમની હાલત પણ વાંદરાંના જેવી થવા લાગતાં તાબડતોબ તે બંધ કરી દેવામાં આવ્યો. એ પરથી પુરવાર થયું છે કે સરસિયામાં બીજા તેલોના થતા ભેળસેળથી આ નીચ વેપારીઓ પ્રજાનો નાશ જ કરી રહ્યા છે.

—ન. મૂ. શાહ

### મદ્રાસી ઢોંસા

કઠોળમાં બનાવાતા મદ્રાસી ઢોંસા અને કોપરાની ચટણીથી, એ પૂરતા પ્રમાણમાં કૅલોરી-મૂલ્ય ધરાવતો સસ્તામાં સસ્તો ખોરાક છે, એવું નવી દિલ્હીમાં અખિલ હિંદ મહિલા પરિષદ તરફથી યોજાએલા અનાજ પ્રદર્શનમાં નક્કી થયું હતું. આ કોંકણી મંડળને પહેલું ઈનામ મળ્યું હતું. ઢોંસામાં પ્રોટીન, સ્ટાર્ચ, ચરબી અને ફૉસ્ફરસ હોય છે જ્યારે કોપરાની ચટણીમાં એ.બી સી.ડી. વિટામિનો હોય છે.

### વિકસતું વિજ્ઞાન

છાશના ગુણોથી તે કોણ અજાણ્યું હશે? મધુર પીણા ઉપરાંત ખૂબ પૌષ્ટિક પણ છે. પરંતુ હમણાં કૅનેડાની ખોરાક સંરક્ષણ સમિતિની મદદથી સાસ્કેચવાન યુનિવર્સિટીમાં છાશની પૌષ્ટિકતાના સંશોધન-પ્રયોગોમાં જણાયું છે કે છાશમાં યીસ્ટ નાખવાથી તેમાં રહેલા પ્રોટીનનું પ્રમાણ સોગણું વધારી શકાય છે. વળી યીસ્ટ ઉમેરવાથી વિટામીન બી ૨ પણ લગભગ બમણું થાય છે. અને યીસ્ટની સાથે બીજા બૅક્ટીરિયા પણ જો ઉમેરવામાં આવે તો બંને વિટામીનોનું પ્રમાણ લગભગ ત્રણ ગણું થાય છે. છાશમાં રહેલી લેક્ટોઝ (દૂધ-સાકર) આ ક્રિયામાં ઉપયોગમાં આવે છે

'વિટામીન બી ૧૨'ની શોધ પાંડુરોગ (એનીમિયા)ના દર્દીઓને આશીર્વાદરૂપ નીવડી છે. આ વિટામીન લોહીના રાતા કણો બનાવવામાં ખૂબ ઉપયોગી પુરવાર થયું છે અને અસાધ્ય પાંડુરોગના નિવારણમાં આ વિટામીન મદદરૂપ સિદ્ધ થયું છે.

કારનેગી-ઇલીનૉઈ કૉર્પોરેશને ચાર વર્ષના સંશોધન પછી એક નવીન પ્રકારનું એવું ગજવેલ તૈયાર કર્યું છે કે જેની મજબૂતાઈ બીનહરીફ કહી છે. એટલે ઉદ્યોગોમાં તેમજ યુદ્ધસરંજામમાં હવે તે જ વપરાશે. સામાન્ય ગજવેલ કરતાં તેના પર વાતાવરણની અસર ત્રીજા ભાગની જ થાય છે.

૧૯૩૫માં ૨૩।। લાખ રૂપિયાની પીપરમેન્ટ, ટૉફી, ચૉકલેટ અને એવી બીજી મિઠાઈની ચીજો આપણા દેશમાં આયાત કરવામાં આવેલી. ૧૯૩૯માં એ આયાત લગભગ ૨૩ લાખ સુધી પહોંચી. પણ પછી ધીમેધીમે એ ઘટતી ગઈ અને ૧૯૪૩માં માત્ર ૩૩ હજાર રૂપિયાની જ ચીજો આવી હતી. એ બતાવે છે કે આપણો મિઠાઈનો ઉદ્યોગ વિકસ્યો છે. પણ તેમાં હજુ પોષણની દૃષ્ટિ ઉપયોગિતા પ્રત્યે ખાસ ધ્યાન આપવામાં આવતું નથી. તેમાં વૈજ્ઞાનિક મદદની ખૂબ જરૂર છે. ઇંગ્લંડમાં માણસ દીઠ દર વર્ષે ૧૦૪ પૌંડ મિઠાઈ વપરાય છે; જ્યારે આપણા દેશમાં ગોળ અને ખાંડનો માણસ દીઠ વાર્ષિક ઉપયોગ માત્ર ૨૭ રતલ આવે છે.

આયર્લૅન્ડની સરકારે ઔદ્યોગિક સંશોધન માટે ડબ્લિનમાં એક સંસ્થા કાઢી છે. તેમાં દરિયાઈ ખડસલાંમાંથી ખાતર, ઢોર માટે ખોરાક અને કિંમતી રસાયણ માટે માલ બનાવવાના પ્રયોગો હમણાં સફળ થયા છે.

—ન. મૂ. શાહ

## ગાંધીજીની એક અભિનવ પ્રતિમા

મુંબઈના વિખ્યાત શિલ્પી શ્રી વિનાયકરાવ કરમરકરનું નામ 'કુમાર'ના વાચકોને પરિચિત છે. તેઓ પૂ૦ ગાંધીજીની એક વિરાટ કદની અર્ધ પ્રતિમા તૈયાર કરનાર છે. આ અર્ધ પ્રતિમાની ઊંચાઈ ૧૧૦ ફૂટની હશે ને એનું ક્ષેત્રફળ બાર હજાર ચોરસ ફૂટનું હશે! તેની અંદર મોટા હૉલ અને ગૅલેરી તથા ઓરડાઓ પણ હશે અને એ રીતે, એવી જાતની પ્રતિમાઓમાં એ પ્રતિમા કદાચ પહેલવહેલી જ હશે. પ્રતિમામાં અંદર દાખલ થવા માટે પગથિયાં હશે ઓષતળિયે તેમજ ઉપર-ના મજલા પર કચેરીઓ ને કળાપ્રદર્શન માટેના ઓરડાઓ થશે. પ્રતિમાની અંદરના ભાગમાંના મુખ્ય હૉલમાં બાપુજીના જીવનપ્રસંગો રજૂ કરતી કલાકૃતિઓ ચીતરવામાં આવી હશે. પહેલે મજલે પ્રતિમાના મુખ્ય ભાગમાં એક ખંડ હશે. જ્યાં ગાંધી-સાહિત્ય રાખવામાં આવશે. છેક ઉપલા માળમાં જ્યાં પ્રતિમાનો 'મગજ'નો ભાગ છે, ત્યાં વાચનાલય થશે. છેક ઉપરના મજલા પર કોઈ પણ માનવી આરામથી બેસી રહી પ્રતિમાના ચક્ષુદ્વારા શહેરનું દર્શન કરી શકશે. વળી પ્રતિમાની કુદરતી પ્રકાશ આવી શકે એને માટે પ્રતિમા-



ના 'પાછલા' ભાગમાં કાચની બારીઓ મૂકવામાં આવશે. જે બહારથી દેખાશે નહિ. વળી આ પ્રતિમાની અંદર 'લિફ્ટ' પણ ચાલતી હશે

શિલ્પી શ્રી કરમરકરના જણાવ્યા પ્રમાણે પ્રતિમા તૈયાર કરતાં ૪૦થી ૫૦ લાખનો ખર્ચ થવાનો અંદાજ છે, ને એ અંગે નજીની દાખલ ફી રાખતાં તો બે વર્ષની અંદર એ રકમ ભેગી થઈ શકે એમ છે, એવું તેઓ માને છે. (વંદેમાતરમ્)



અમેરિકાભરની કૉલેજો અને યુનિવર્સિટીઓમાં પરદેશની ભાષાઓ શીખવા માટે હમણાં ઈલેક્ટ્રૉનિક તરકીબ વાળી એક નવી પદ્ધતિ અખત્યાર થઈ છે, જેમાં જુદીજુદી ભાષાના પાઠો અને મનોયત્નોનાં ટેઇપ રેકૉર્ડિંગનો ઉપયોગ કરવામાં આવે છે. યુનાઇટેડ નેશન્સ (સંયુક્ત રાષ્ટ્ર સંઘ)ની બેઠકોમાં થતાં ભાષણો વિવિધ દેશોના પ્રતિનિધિઓ પોતપોતાની ભાષામાં સમજી શકે તે માટે જેમ ત્યાં, ચાલુ ભાષણો તેના જુદીજુદી છ ભાષાઓના અનુવાદો એકીસાથે બોલાય છે, એના જેવી જ આ પદ્ધતિ છે. વૉશિંગ્ટનની જ્યૉર્જટાઉન યુનિવર્સિટીમાં જે ૧૨૦૦ ઉપરાંત વિદ્યાર્થીઓ પરદેશી ભાષાઓનું શિક્ષણ લે છે તેમને એ પદ્ધતિનો લાભ લેતા ઉપલા ચિત્રમાં દર્શાવ્યા છે. અર્ધ-અવાજ-નિરોધક (સેમી-સાઉન્ડ-પ્રુફ) ખાનાંમાં કાને ઈઅરફોન લગાડીને બેઠેલા એ વિદ્યાર્થીઓ પોતપોતાના અભ્યાસપાઠ એમાંથી સાંભળી રહ્યા છે. એમાં એકીસાથે છ ભાષાઓના પાઠ અપાય છે, ને વિદ્યાર્થી પોતાના ડેસ્ક પરની 'સિલેક્ટર સ્વિચ'વડે તેમાંથી પોતાને જરૂરી ભાષાની સ્વિચ ઑન કરી લે છે. પાઠ રેકર્ડ કરેલા હોવાથી વિદ્યાર્થીને શબ્દો તથા વાક્યોના ફરીફરીને પુનરાવર્તનનો લાભ મળે છે, ને તેમાંના પ્રશ્નોના ઉત્તરો બરાબર યોજવા-ની તક મળે છે. આથી ચાલુ વર્ગમાં શીખવાની સામાન્ય પાઠપદ્ધતિ કરતાં આ પદ્ધતિમાં વિદ્યાર્થી પરદેશી ભાષા બોલવામાં વધારે કાબેલિયત મેળવી શકે છે.

## વનસ્પતિઓનું મૂળ સ્થાન

દિલ્હીમાં હમણાં જ જગતભરના નામાંકિત વનસ્પતિશાસ્ત્રીઓની એક પરિષદ મળી ગઈ. તેમાં જગતની જુદીજુદી અન્ન-વનસ્પતિ-ઓનું મૂળ સ્થાન કયું હોવું જોઈએ એ વિષે ચર્ચા થએલી. તેમાં સર્વાનુમતે એમ ઠર્યું કે ચોખા, શેરડી અને રીંગણાં એ ત્રણેનું મૂળ સ્થાન હિંદુસ્તાન છે. કેળાં, કેરી અને સતરાંનું મૂળ સ્થાન હિંદુસ્તાન બર્મા અને મલાયા છે. ઘઉંનું મૂળ સ્થાન કયું એ બાબત કશો નિર્ણય ન થઈ શક્યો. જોકે મોહન-જો-દડોનાં ખંડિયેરોમાં ઘઉંના કેટલાક દાણા મળી આવેલા તે પરથી આજથી ૬૦૦૦ વર્ષ પહેલાં પણ હિંદમાં ઘઉંની ખેતી થતી હતી એમ સાબિત થયું હતું. છતાં એ વખતે ઇજિપ્ત, યુરોપ અને અમેરિકામાં ઘઉં નહોતા જ એમ ચોક્કસ રીતે જણાયું નહોતું.

## ગ્લાઇડિંગનો રેકૉર્ડ

પૂના પાસે ગ્લાઇડિંગની એક શાળા છે. ગ્લાઇડિંગ એટલે પેટ્રોલ-ની મદદ વિનાના ગ્લાઇડર નામે વિમાનમાં આકાશમાં ઊડવું. ગ્લાઇડર બહુ વખત આકાશમાં રાખી શકાતું નથી. લેફ્૦ ભટનાગરે હમણાં જ ૩ કલાક ૪૫ મિનિટ હવામાં રહી એ બાબતમાં હિંદુસ્તાનમાં રેકૉર્ડ કર્યો છે.

# આ માસ (એપ્રિલ) ઇતિહાસમાં : દિનવિશેષ • વ્યક્તિવિશેષ • પ્રસંગવિશેષ

## માર્ચ માસની તવારીખ

તા. ૧ યૂનોમાં રજૂ થએલા કાશ્મીરને લગતા ઍંગ્લો-અમેરિકન ઠરાવને હિંદે અસ્વીકાર્યો.

તા. ૨ હિંદ-ઇન્ડોનેશિયા વચ્ચે મૈત્રી કરાર.

તા. ૪ દિલ્હી ખાતે એશિયાખંડની પ્રથમ ઑલિમ્પિક રમતો 'એશિયાડ'નું રાષ્ટ્રપતિ રાજેન્દ્રપ્રસાદને હસ્તે મંગળાચરણ. એમાં પાકિસ્તાન સિવાયના એશિયાના ૧૧ દેશોના લગભગ ૫૫૦ ખેલાડીઓએ ભાગ લીધો.

તા. ૮ ઈરાનના મુખ્ય પ્રધાન અલી રઝમારાનું ખૂન. ☐. 'એશિયાડ' રમતોમાં શ્રેષ્ઠ શરીર-સૌષ્ઠવની હરીફાઇમાં ભારતના ખેલાડી શ્રી પરિમલ રૉયને 'શ્રી એશિયા ૧૯૫૧' તરીકે જાહેર કરવામાં આવ્યા.

તા. ૯ પાકિસ્તાન સરકારને ઉથલાવી નાખવાના કાવતરા માટે પાકિસ્તાનના લશ્કરી વડા મેજર જનરલ અકબરખાન, તેમનાં પત્ની તથા 'પાકિસ્તાન ટાઇમ્સ'ના તંત્રી ફૈઝ અહમદ ફૈઝની ધરપકડ.

તા. ૧૦ હિંદીઓને અપાતી અન્યાયભરી વર્તણૂક માટે યૂનોએ કરેલી દરમ્યાનગીરીનો દક્ષિણ આફ્રિકાએ અસ્વીકાર કર્યો.

તા. ૧૧ એશિયાઇ રમતોની પૂર્ણાહુતિ. એમાં મોખરે જાપાન ને બીજે નંબરે ભારત આવ્યાં.

તા. ૧૩ આવતા વર્ષ માટે રૂ. ૧૬૦ કરોડની કિંમતનું ૩૭ લાખ ટન અનાજ આયાત કરવાની જાહેરાત.

તા. ૧૫ કોરિયાના પાટનગર સેઉલ ઉપર ફરી કોરિયનોએ કબજો મેળવ્યો. ☐. અખિલ ભારત સાંસ્કૃતિક પરિષદનું દિલ્હીમાં રાષ્ટ્રપ્રમુખ ડૉ. રાજેન્દ્રપ્રસાદને હસ્તે ઉદ્‌ઘાટન.

તા. ૧૬ પોતાને ત્યાંના પેટ્રોલ-ઉદ્યોગનું રાષ્ટ્રીકરણ કરવાનો ઇરાનની પાર્લમેન્ટનો ઠરાવ.

તા. ૧૮ સાંસ્કૃતિક પરિષદને અંતે ભારતીય સંસ્કૃતિ-સંઘ (ઇન્ડિયન કલ્ચરલ ઍકેડેમી)-ની દિલ્હીમાં સ્થાપના.

તા. ૨૦ ઇરાનમાં 'માર્શલ લૉ'ની જાહેરાત. ☐. મુંબાઇ ઇલાકાની વસતિ ૩,૫૯,૪૩,૫૫૯ ઠરી જે ૧૯૪૧ કરતાં ૨૨.૮ ટકા વધુ થઇ.

તા. ૨૧ સ્વિટ્ઝર્લૅન્ડમાંના હિંદી એલચી શ્રી ધીરૂભાઈ ભૂલાભાઈ દેસાઈનું અવસાન. ☐. ગુજરાત અને હોળકર વચ્ચેની રણજી ટ્રૉફી ફાઇનલ મૅચમાં હોળકર ટીમ ૧૮૯ રને જીત મેળવી ત્રીજી વખત વિજેતા બની.

તા. ૨૫ દ. કોરિયન દળો ૩૮ અક્ષાંશ વટાવી.

તા. ૨૯ કાશ્મીર પરના સુધારેલા ઍંગ્લો-અમેરિકન ઠરાવનો પણ ભારત તરફથી અસ્વીકાર.

## આ માસના દિનવિશેષ

તા. ૧ લોહીનું પરિભ્રમણ શોધનાર વિલિયમ હાર્વેનો જન્મ, ૧૫૭૮.

તા. ૩ એવરેસ્ટ પર પ્રથમ વારનું હવાઇ વિમાનોનું ઉડ્ડયન થયું, ૧૯૩૩.

તા. ૬ ગ્રીસમાં ઑલિમ્પિક રમતો પુનર્જીવિત થઈ ૧૮૯૬.

તા. ૧૦ મહર્ષિ દયાનંદ સરસ્વતીએ આર્ય સમાજની સ્થાપના કરી, ૧૮૭૫.

તા. ૧૨ ઇંગ્લૅંડનો રાષ્ટ્રધ્વજ યૂનિયન જૅક હસ્તીમાં આવ્યો, ૧૬૦૬.

તા. ૧૫ ચૌદ લાખની વસતિવાળો હિમાચળ પ્રદેશનો નવો પ્રાંત રચાયો, ૧૯૪૮.

તા. ૧૭ સર્વતોમુખી બુદ્ધિવાળા મહા અમેરિકન બેન્જામિન ફ્રાંકલિનનું નિધન, ૧૭૯૦.

તા. ૨૩ પૅલેસ્ટાઇન કબજે કરવાની યહૂદીઓની વ્યાપક લડત શરૂ, ૧૯૪૮

તા. ૨૪ યુરોપમાં આલ્પ્સનો સૌથી મોટો બુગદો 'સિમ્પ્લન પાસ' ખુલ્લો મુકાયો, ૧૯૦૫.

તા. ૨૮ 'ઇન્ડિયન સોશ્યલ રીફૉર્મર'ના સમર્થ સંપાદક કે. નટરાજનનું અવસાન, ૧૯૪૮.

## વ્યક્તિવિશેષ : રાજા રવિવર્મા



હિંદી ચિત્રકળાના મોટા અંધકારયુગ બાદ જેમની કળાએ પ્રથમ હિંદી ઘરોમાં સૌભાગ્ય અને દીપ્તિ વધારીને હિંદુ સંસ્કૃતિની ઉષ્મા સજીવન કરી તે ચિત્રકાર રાજા રવિવર્માનો જન્મ, ત્રાવણકોરના રાજકુટુંબમાં ૧૮૪૮ની ૨૯મી એપ્રિલે કીલીમનૂર ગામમાં થએલો. બચપણથી જ પડેલી સંસ્કૃત સાહિત્યની ઊંડી છાપને દીવાલો પર ખડી-કોલસાથી ચિત્રાકારે ઉતારી તેમણે પોતાની કલા-ભૂખ સંતોષવા માંડી. વડીલોને મન કેવળ બાલચેષ્ટા લાગી એ વૃત્તિને મામાએ પિછાની અને પ્રોત્સાહન મળતાં ચૌદ જ વર્ષની વયે એમણે મહારાજાની પ્રશંસા મેળવી.

૧૮૬૮માં થીઓડર જેનસન નામના એક યુરોપિયન કલાકાર પાસેથી તૈલચિત્રોની પદ્ધતિ સમજી લઇ એમણે કરેલી કલા-સાધનાએ મદ્રાસ ચિત્ર-પ્રદર્શનમાં પ્રથમ સ્થાન મેળવ્યું અને પછી તો સંપૂર્ણ અવલોકનશક્તિ, અભિનવ દૃષ્ટિબિંદુ અને અભિશુદ્ધ સ્મૃતિથી સભર કળાથી નામના મેળવી. સંસ્કૃત સાહિત્યનાં નાયક-નાયિકાઓ અને વીર પાત્રોને ચિત્ર મારફત તેમણે હિંદી ઘરોમાં પ્રતિષ્ઠા અપાવી આપણી સાહિત્યપરંપરાની રસવૃત્તિને લોકમાનસમાં સ્થાપિત કરી.

અલબત્ત, એમની કલામાંના અમુક નાટકી તત્ત્વો વગેરે માટે મતભેદ છે. અને આજે ઘણે અંશે તે સાચો પણ લાગે છે, છતાં રવિવર્માએ એક આખી પેઢી સુધી ભારતભરમાં જે કલારાજ્ય ભોગવ્યું તેવું બીજા કોઇને નસીબે હજી તો ગયું નથી. ગરીબ કે તવંગર, ધર્મિષ્ઠ કે વિદ્વાન, રસિક કે આમજન સૌ તેમનાં ચિત્રોનો આદર કરતા.

અભિનવ કેળવણી, સંસ્કાર, સદ્યોગ ને પ્રતિભાથી અઠ્ઠાવન વર્ષની ઉંમર સુધી નિરંતર કલાસાધના કરતા રહી, ભારતના વર્તમાન ચિત્રકલાના આદિ વિકાસક તરીકેનું ગૌરવવંતુ સ્થાન પામનાર એ કલાકાર, પૌર્વાત્ય કલ્પનાને પાશ્ચાત્ય ચિત્રશૈલીથી શણગારેલાં ૪૦૦થી ૫૦૦ ચિત્રોનો સંચય મૂકી ૧૯૦૬ની બીજી ઑક્ટોબરે અવસાન પામ્યા.

## આ માસનો પ્રસંગવિશેષ : તાત્યા ટોપેને ફાંસી

અપૂરતું સૈનિકબળ, પરાજયો કે પ્રતિકૂળ સંયોગો પણ જેને ચળાવી શક્યા નહિ એવો સત્તાવનના સ્વાતંત્ર્યયુદ્ધનો સૂત્રધાર તાત્યા ટોપે કેવળ પોતાની અસાધારણ હિંમત, અપ્રતિમ શૌર્ય ને અજોડ યુદ્ધકૌશલથી એકલે હાથે સાતસાત કસાએલા અંગ્રેજ સેનાનાયકોને છક્કડ આપતો આપતો છેવટ તદ્દન આશાહીન બની, બધા જ સાથીદારોની રજા લઈ, પારનના જંગલમાં છુપાઇ રહેવા આવ્યો ગયો. પરંતુ અંગ્રેજોએ શિપ્રિયાના માનસિંહ નામના સરદારને મોટી જાગીરની લાલચ આપી તેના આ ગુપ્ત સ્થળની જાણ મેળવી, અને ૧૮૫૯ની ૭મી એપ્રિલની મધરાતે ઓચિંતો છાપો મારી ઊંઘતા તાત્યાને કેદ કર્યો. કૉર્ટમાર્શલ બેઠી અને બગાવતના ગુના બદલ ૧૮મી એપ્રિલે તેને ફાંસી દેવાનું નક્કી થયું. પણ તે પહેલાં તાત્યાને વિનતિ કરી 'પછના સંગ્રામની હકીકત પણ ન્યાયશુદ્ધ ડાયરી લખાવી લીધી. નિયત દિવસે સાંજે ચાર વાગ્યે તાત્યાએ આત્મસંયમપૂર્વક અને માદરથી માચડા પર ચડી જઇ હસતાં હસતાં પોતાને હાથે જ ફાંસીનો ગાળિયો પહેરી લીધો; અને કેવળ રમાનો ભોગ બની, સત્તાવનના જ્વાળામુખીની છેલ્લી ચિનગારી પણ આમ બુઝાઈ જતાં અંગ્રેજ રાજ્યનાં મૂળ દીર્ઘકાળ માટે વધારે મજબૂતીથી આ દેશમાં જામી ગયાં.

સીંચિયો તબ તરુવર ભયો, કાટયો તબ ભયો જહાજ,
નીર ન બોળે કાષ્ઠ કો બાંધ્યે અહેકી લાજ.*

એક વાર ભગવાન બુદ્ધ એક ખેડૂતને બારણે ભિક્ષા માગતા ઊભા. ખેડૂતે એમને કહ્યું, 'શરીરે તો સાજાટા છો; ખેતી કરીને પેટ ભરતાં શું થાય છે?' ભગવાન બુદ્ધે શાન્ત ગંભીર સ્વરે કહ્યું, 'ભાઈ, હું પણ ખેતી કરું છું. માણસોનાં મન તપના હળ વડે ખેડું છું, પછી તેમાં સદ્વિચારની વાવણી કરું છું અને સત્કર્મનો પાક ઉતારું છું.'

અનેકાર્થી શબ્દ: બાજ=એક શિકારી પક્ષી; ઘોડો; 'વાળું' કે 'કામેલ' કે 'અનુરક્ત'નો અર્થ દર્શાવતો પ્રત્યય: જેમકે દગાબાજ, નિશાનબાજ, નશાબાજ; સતારનો 'પહેલો તાર, જેના પર આંગળીઓ રાખી વગાડવામાં આવે છે તે; પતરાળું'.

કહેવતોના અર્થ: 'ઘર બાળીને તીરથ કરવું'—મૂળમાં 'ઘર વેચીને તીર્થ કરવા જવું' એ કહેવતને વધુ તીક્ષ્ણ બનાવી બોલાતી આ કહેવતનો મર્મ સ્પષ્ટ છે કે, બધાં ધનોનો નાશ કરીને કોઈ જશનામી કામ કરવા નીકળવું એ મૂર્ખાઈ છે એ જ મર્મની બીજી ચોટદાર કહેવત છે: 'નાગા થઈને ચદરવો બાંધવો'; તેમાં પણ બધું ફના કરીને પરણવા નીકળનારની મૂર્ખાઈ પર ઉપાલંભ છે. એ વિષયનું એક જોડકણું પણ છે:

વતન ફેડીને લાવીએ વહુ,
પછવાડે દુઃખ પામીએ બહુ;
કર્મસંજોગે બૈરી મરે,
તો હાંડીઓ થઈને દેરામાં ફરે;
પાપજોગે પુરુષ જો મરે,
પછી રાંડનારી શું કરે?

ગણિત–ગમ્મત

૨૫૨૦ની સંખ્યા એવી છે કે જેને નીચેના બધા જ એકમ અંક વડે ભાગી શકાય છે:
૧, ૨, ૩, ૪, ૫, ૬, ૭, ૮, ૯.

ઊકળતા પાણીમાં ચાનાં થોડાંક પાંદડાં નાખીને એક કલાક રહેવા દીધા બાદ એ પાણીને ગાળીને એક શીશામાં ભરી રાખો. આ દ્રાવણ વડે અરીસા, કાચની વસ્તુઓ મોટરકાર આદિ સાફ કરવાથી ચમક આવવા સાથે માખીઓથી પણ એનો બચાવ થાય છે.

*સીંચવાથી ઊગીને મોટું ઝાડ થયું ને કપાયા પછી ગણ જહાજ રૂપે છાતી પર તર્યું; છતાં પાણી એ લાકડાંને કદી બતાવતું નથી.

મોટી કપરસ (જ્હૂપિંગ કફ) ઉપર અનેક જાણીતી દવાઓ કામ નથી કરતી ત્યારે, સાગનાં બીને લોટી ઉપર શેકી નાખી તેની રાખ એક બે ચપ્રોઠીમાર પાણીમાં આપવાથી ચપારાબંધ મટી જાય છે.

કલાકળિકા:
કાથો-ચૂનો
રાખવાની
દાબડી



૪-૧૧ માર્ચે ભરાએલા પહેલા 'એશિયાડ' રમતોત્સવ પ્રસંગે ખાસ નીકળેલી ટિકિટ ગયા અંકમાં આપેલી. તે પ્રસંગે ટિકિટોના




રદ્દીકરણ માટે દિલ્હી પોસ્ટ ઑફિસે ખાસ તૈયાર કરેલી છાપ. તેમાં વચ્ચે શરત દોડનાર ખેલાડીનું રેખાંકન છે.

ખેતીવાડીના અમેરિકન નિષ્ણાતો કહે છે કે જમીનને કૂવે પાવામાં આવે તો છોડવામાં શાકભાજીને કૂવો વધું પ્રમાણમાં ઊગે છે અને છોડવાને ઘણા રોગ સામે રક્ષણ મળે છે.

આફ્રિકાનો લિટલ પીટર જગતનો સૌથી ઠીંગણો માણસ કહેવાય છે. તેની ઊંચાઈ ત્રણ ફૂટ કરતાં ય ઓછી હતી. પણ તેને ૧૦ સ્ત્રી ને ૩૯ બાળકો હતાં!

બારીઓના ધાતુના સળિયા સાફ કરવામાં મેથિલેટેડ સ્પિરિટ વાપરવો. એથી ચિકાશ ને મેલ જતાં રહેશે.

## હારમાં પાંચ

શેતરંજના પાટિયાની માફક એક પૂઠા ઉપર આ ચિત્રમાં બતાવ્યા મુજબનાં ખાનાંવાળી આકૃતિ પાડો અને બેપાંચ મિત્રો રમવા માંડો. એમાં એક જણે કોઈપણ એક ખાનામાં પોતાની નિશાની મૂકવાની. અને એવી રીતે એ નિશાની વારાફરતી મૂકતા જઈને એક જ હારમાંનાં પાંચ ખાનાંમાં લાવી દેવી જોઈએ. પણ એમાં એક શરત એ કે એ હારમાં આકૃતિની વચ્ચે ત્રાંસી લીટીથી દર્શાવેલાં ઘેરા રંગનાં ખાનાંમાંનું એક ખાનું તો આવવું જ જોઈએ; પછી ભલે તે હાર આડી, ઊભી કે ત્રાંસી હોય, ફક્ત એ હાર એવી હોવી જોઈએ કે ખાનાંઓમાં બતાવેલાં મધ્યબિંદુઓમાંથી એક સીધી રેખા તેમાંથી પસાર થવી જોઈએ. દરેક રમનારે પોતાની સંજ્ઞાઓ એક હારમાં મૂકવા સાથે બીજા રમનારની તૈયાર થતી એવી હારમાં પોતાની સંજ્ઞા ઘુસાડી દઈને તેની હાર પૂરી થતી અટકાવતા જવાનો. આમ છતાં જે પોતાની હાર સૌ પહેલાં પૂરી કરી દે તે ખેલાડી જીત્યો મણાય.

## મુંબાઈ જઈશ ત્યારે—

અમે દરેક જાતનાં ઑઇલો બનાવીએ છીએ, છતાં ય સંખ્યાબંધ કંપનીઓનાં હૅરઑઇલ મંગાવી અનુભવ કર્યો; પણ મારી નાની ઉંમરમાંથી જ ખરી પડતા વાળને ફાયદો થયો જ નહિ. તે તો બરછટ અને સફેદ થવા લાગ્યા. પરંતુ એક દિવસ અમારી ઑફિસમાં આવતાં કેટલાંક પેપરોમાં રામતીર્થ યોગાશ્રમ, દાદર (જી. આઇ. પી.), મુંબાઈ–૧૪નું **રામતીર્થ બ્રાહ્મી તેલ**(સ્પેશિયલ નં. ૧) રજીસ્ટર્ડ, મૅડીકેટેડ બારેના લોકોના અભિપ્રાયો મારા વાંચવામાં આવ્યા અને તેથી તેનો અનુભવ કરવા મારું મન લલચાયું.

મેં એક મોટી બાટલી ખરીદી. તેનાથી મગજને ઠંડક મળી. વાળ ખરતા અટકી ગયા. વાળ સુંવાળા અને કાળા થયા. આ ચમત્કાર જોઈ મને આનંદ થયો અને રામતીર્થ બ્રાહ્મી તેલ (સ્પેશિયલ નં. ૧) ઉપર સંપૂર્ણ વિશ્વાસ આવી ગયો.

અમે ખુદ હૅરઑઇલ બનાવનાર હોવા છતાં બીજાની પ્રશંસા કરીએ છીએ. તેના ગુણોની પ્રશંસા ખરેખર સત્ય છે. રામતીર્થ બ્રાહ્મી તેલ (સ્પેશિયલ નં. ૧) સામે કોઈ પણ તેલ ટકી શકે તેમ નથી.

વેપારી બંધુઓને ભલામણ છે કે તેઓ રામતીર્થ બ્રાહ્મી તેલ (સ્પેશિયલ નં. ૧) વાપરે, વેચે તથા બીજાને વાપરવા આગ્રહ કરે. કોઈ વખતે મુંબાઇ તરફ જઇશ ત્યારે તેમના કારખાનાની મુલાકાત લેવાની મારી ઘણી જ ઇચ્છા છે.

આવું ફાયદાકારક બ્રાહ્મી તેલ આટલી જુજ કિંમતે પ્રજાને પૂરું પાડવા બદલ યોગાશ્રમના સંચાલકને ધન્યવાદ ઘટે છે.

(સહી)કાન્તિલાલ આશાભાઈ અમીન આશાભાઇ ઍન્ડ સન્સના પ્રોપરાયટર તથા વસુધા સુગંધી સ્ટોરના ભાગીદાર

ભીલવાડા (રાજસ્થાન)

પોષક તત્ત્વવાળા
ખોરાકની તંગીના
**સમયમાં**
સ્વાદિષ્ટ—શક્તિવર્ધક

# ઝંડુ
# કેસરી જીવન

વાપરી
શરીર અને મગજ સશક્ત રાખો






**ધી ઝંડુ**
**ફાર્મસ્યૂટીકલ વર્કસ લી**
**મુંબઈ નં. ૨૮.**



હજુ યે વધુ ઝડપી....

# ગેવાપાન ૩૩°



... છતાં ફાઇન ગ્રેઇનવાળી



★ ગેવાર્ટના વિક્રેતાઓ પાસેથી હવે મળી શકે છે

*Allied Photographics Limited*

એલાઇડ ફોટોગ્રાફિક્સ લિમિટેડ

મુંબાઈ

## વૈશાખ

ધધખતો આવ્યો રે વૈશાખ !
ઉગ્ર ધૂર્જટી તપે ગગનમાં ઉડે ધધખતી રાખ !
ધધખતો૦

દશે દિશાની ઊભી ઊભી કાયા સળગી જાય
દિશાપારથી વરસે કેવળ વૈશ્વાનરની લ્હાય !
આ તે બાળી કરશે ખાખ !—ધધખતો૦

દુર્નિરીક્ષ્ય કૈં રુદ્રરૂપની સન્મુખ નહિ ભળાય.
પારવતી-પરિણય સમેનો કોપ કઈક કળાય.
દક્ષ પર લાલ રુદ્રની આંખ !—ધધખતો૦

વાયુ સૂસવે ઘોર શોરથી, ડમરૂ ગાંડું તૂર !
ભરી ભરી ભેંકાર ભુવન ત્રણ હહકે ભૈરવ સૂર !
પંખી પડતાં જ્યમ પાકી શાખ !—ધધખતો૦

ત્રાહિ,ત્રાહિ,ત્રિભુવન કર જોડે દેવદેવ,મહાદેવ,
આશુતોષ,હે શંભુ,સૌમ્ય.શિવરૂપધરો તતખેવ;
ગંગ રેલો ધારાએ લાખ !—ધધખતો૦

**અજારામ**

(શ્રી નાથાલાલ દવેની 'આવ્યો રે વૈશાખ' એ લીટીનો ઉપાડ લઈને.)

માત્ર ઉપાડ જ લીધો છે અન્યની લીટીનો; બાકી તો આખું ગાન, ક્રોધાવિષ્ટ શંકરના રૂપક અને ભગવતી ગાની પેઠે, વૈશાખના ઘોમનો, આપણને જાણે દઝાડતો હોય એવો સાક્ષાત્કાર કરાવી રહે છે.

## વત્સલા

· અનુષ્ટુપ ·

ઘણે વર્ષે મળી તું તો, કાંખમાં છોકરું હતું,
બોખલું હસતું મીઠું સર્વે કોને હસાવતું;
સુગન્ધી વાળમાં તારી આંગળી ફરતી હતી,
ઊડતી બે લટો એની પ્રેમથી તું સમારતી;
પળ બે બેસતું ખોળે, એકાએક ઊભું થતું,
અને પાછું પડે ધબ્બ, પાછું એ વળી કૂદતું;
ગાલ પે ચૉંટીઓ લેતાં લુચ્ચું એ હસતું હતું,
હાસ્ય એ ઝીલતાં તારું મુખડું મરકી જતું.

'બાબો કે બેબી?' પૂછયું મેં; 'બેબી.' વાણી મધુરવી
ઝરી મૃદુલ ઓષ્ઠેથી; પરન્તુ શોકની નવી
છાયા મેં રેલતી ભાળી મુખચન્દ્ર પરે તવ,
ઊડી ગૈ હાસ્યની રેલ; બની ગઈ તું નીરવ.

'બેબીનું નામ શું પાડયું?' મોઢે અસ્પષ્ટ વેદના
સ્ફુરી તારે; વદી તું, 'આપાડોશીની છ રેજના!'

કશું જ સમજાવવા જેવું નથી આ કાવ્યમાં: વાત કરતા હોય એવી ઢબે એક પ્રસંગ આલેખ્યો છે; ને છેલ્લી લીટીના જેવા સાદા શબ્દોમાં છુપાએલી ઊંડી વેદના દ્વારા આ સૉનેટ કરુણાની જે છાયા મૂકી જાય છે, તે મથાળાને સાર્થ કરે છે.—કે મથાળું એને ?

**રંજનમ્**

## ઇતિહાસને

· મિશ્ર ·

તેં દીધેલા શબ્દના દીપ દ્વારા
મેં અંધારે કાળનું હૈયું જોયું :
ઊનાં ઊનાં અશ્રુની નીરધારા,
ઓછો કેરો મત્ત કે રક્ત રંગ,
વ્હેતાં જે મિશ્ર બેને ધબકીધબકી આનંત્યનાં ગૂઢ અંગ !

**પ્રિયકાન્ત મણિયાર**

સદા નવતર કલ્પના લઈને આવતા આ નવોદિત કવિ આ મુક્તકમાં ઇતિહાસને ઉદ્દેશી કહે છે: 'તારા દીધેલા શબ્દના દીપ વડે મેં અંધારામાં કાળનું હૈયું જોયું. ને શું જણાયું?—બે વસ્તુ: વિલાસની લોહીરંગી લાલિમા ને કરુણાનાં ઊનાં આંસુ. ને અનંતતાનાં ગૂઢ અંગ જેવાં એ બેનો પ્રવાહ જે મિશ્ર થઈને ધબકતો વહેતો હતો તે ઇતિહાસ.'

## વ્યથા

· વંશસ્થ ·

આ મૌનનાં અમૃતને ઉતારવાં
શી રીત વાણી મહીં, એ મને વ્યથા;
ને શબ્દની સુંદર સ્વપ્ન શી કથા
જ્યાં સ્પર્શું ત્યાં જાય ઊડી બની હવા.

**પિનાકિન્ ઠાકોર**

નાનકડા મુક્તકમાં મોટી ગૂઢ વાત કહેવાનું સાધન, એ મુક્તક-કલાની સિદ્ધિ કાવ્યમોતી. કવિની વ્યથા છે: મૌનનાં અમૃતને વાણીમાં કઈ રીતે ઉતારવાં?—અને શબ્દની વાત તો એવી છે કે અડતાંવેંત જ સ્વપ્નની પેઠે હવા બનીને ઊડી જાય છે!

ફ્રાન્સ દેશનો મરજીવો શોધસફરી

# લા પેરૂઝ

દક્ષિણ મહાસાગરનાં
અફાટ પાણી અને
અણજાણ્યા પ્રદેશોની
મોજણી કરીને તેના
વિગતવાર હેવાલોના
ચાર મોટા ગ્રંથ જે
આપતો ગયો,—
અને જેની આખરી અને છેલ્લા ધ્યેયની
સફરના સમાચાર મેળવવા આતુર
આખું યુરોપ ચાળીસ વર્ષ સુધી ઝંખી રહ્યું; પણ...

લેખક - 'શૂન્ય' પાલનપુરી



થીજાવીને મારી નાખે એવા દક્ષિણ ધ્રુવના બરફના પડથાર પર પણ જો ક્યાંયે વસવાટ યોગ્ય જમીન હોય તો તેના પર પણ ફ્રેન્ચ સામ્રાજ્યની સીમા-રેખા આંકવા કપરામાં કપરી સાગર-સફર ખેડવાનું બીડું ઝડપી, ફ્રાંસનો એ વીર સાગરપુત્ર આજથી દોઢસો વરસ પહેલાં નીકળી પડ્યો;—મોતને સાથે લઇને, ત્રણ વાર અણુ પાસિફિકનાં ઊંડા પાણી ખૂંદ્યા ને કૅપ્ટન કૂકની હરીફાઇ કરે એવી ત્યાંના જલમાર્ગોની તથા ઘણા અણજાણ્યા ટાપુઓની મોજણી કરી. અને પછી પોતાના લક્ષ્ય તરફ જવા તૈયાર થયો. પણ વિધિની રચના જુદી જ હતી. દક્ષિણ મહાસાગરના એ અફાટ એકાંત જળ-રાશિ વચ્ચે આવેલા, પરવાળાના તીક્ષ્ણ ખડકોથી બનેલા એક નિર્જન ઉજ્જડ ટાપુ પર તેના વહાણો અથડાઇને તેણે ચિરનિદ્રા લીધી. મહિનાઓ નહિ વર્ષો વીતતા ગયા. પણ તેના કાંઇ જ ખબર ન મળતા દુનિયા અધીરી બની. એની માતૃભૂમિ ફ્રાંસે જ માત્ર નહિ, પણ યુરોપના બધા દેશોએ એની શોધ આદરી: કોઇને યે માટે નહિ કરી હોય એટલી શોધ કરી. એનું મૃત્યુ એ યુરોપના સાગર-સફરીઓમાં સૌથી વધુ રોમાંચક અને દુઃખદ બનાવ ગણાયો છે.

સર જૉન ફ્રૅન્કલિન અને તેના ૧૩૦ સાથીઓને શોધવા માટે પણ આવા પ્રયત્નો થએલા, પરંતુ એ તો કેવળ એક જ વાર; જ્યારે આ અમર ખલાસીની શોધ એ જાણે પ્રત્યેક જહાજનું લક્ષ્ય જ થઇ પડેલું. ફ્રાન્સ પોતાનું કટ્ટર દુશ્મન હોવા છતાં પણ, જો એ જીવતો હોય તો તે આસાનીથી પાછો ફરી શકે એ માટે ઇંગ્લંડે પોતાના લડાઈના કાનૂનો પણ એને માટે મોકૂફ રાખ્યા અને એનાં વહાણો ગમે ત્યાં વગર રોકટોકે ફરી માર્ગમાં આવી શકે એવો હુકમ કર્યો. ભભૂકતું ઇંગ્લંડ સાથે યુદ્ધ ચાલતું હોવા છતાં ફ્રાંસે પણ કૅપ્ટન કૂકનાં વહાણોને સહી-સલામત જવા દીધેલાં તેનો બદલો ઇંગ્લંડે આ ખેલદિલી દાખવી વાળી આપ્યો. પણ એનો પત્તો ન મળ્યો તે ન જ મળ્યો.

સૌરાષ્ટ્રિયામાં ઘર કરી ગએલા એ સાગરખેડુ સાહસવીરનું નામ હતાં ફ્રાંસ્વા ગૅલપ, કાઉન્ટ દ લા પેરૂઝ. જેનો ઇંગ્લંડનો કૂક તેવો જ ફ્રાન્સનો આ લા પેરૂઝ. કૂકે જ એને પ્રેરણા આપી. ૧૭૪૧માં મહાન યુદ્ધની નોબત ગગડતી હતી ત્યારે, ફ્રાન્સમાં ટાર્ન પ્રદેશના અલ્બી નજીક તેનો જન્મ થયો. એક નાનકડી જાગીર પણ તેને વારસામાં મળેલી. ૧૮ વર્ષનો થયો ત્યાં તો ફ્રાન્સ ને ઇંગ્લંડ વચ્ચેના યુદ્ધમાં તે જોડાયો અને સાગરયુદ્ધોના મોરચા તથા અનુભવોમાંથી પસાર થઇ ઘડાયો. અને પછી તો સાતે સાગરોના જુદાજુદા વિભાગોમાં અનેક નૌકાયુદ્ધો એ લડ્યો. આમ, જીવનની શરૂઆતથી જ સાહસો ખેલતોખેલતો એ એક નિપુણ નાખુદા બની ગયો.

લડાઈ દરમ્યાન ફ્રાન્સ, શોધખોળ સફરો અને શોધક સાહસિકો પર જરાયે લક્ષ્ય આપી શકેલું નહિ; પણ લડાઇ પૂરી થતાં જ એણે એ તરફ દૃષ્ટિ કરી. કોલંબસે સ્પેનને પશ્ચિમની એક નવી દુનિયા મેળવી આપી હતી. વાસ્કો ડી ગામાએ પોર્ટુગલ માટે પૂર્વની દુનિયાનો માર્ગ મોકળો કરી આપ્યો હતો. ઇંગ્લંડના કૂકની અદ્ભુત મુસાફરીઓની વાતો એ સમયે આખા યુરોપમાં ગાજી હતી. પાસિફિકથી આટલાંટિક તરફનો માર્ગ શોધવા તે જો કે નિષ્ફળ નીવડ્યો હતો, છતાં એણે ઑસ્ટ્રેલિયાનો ઘણો ભાગ શોધી એક નવા ખંડ પર ઇંગ્લંડનો વાવટો ફરકાવી દીધો હતો.

ત્યારે હવે દુનિયાનો વણશોધાયેલો એવો કયો ભાગ હતો કે જેને શોધી કાઢી ફ્રાન્સ પોતાના સામ્રાજ્યમાં ભેળવી દે? હિંદ, અમેરિકા, ઑસ્ટ્રેલિયા, એમ નવાનવા પ્રદેશો પર વિસ્તરતા જતા હરીફ બ્રિટનના સામ્રાજ્યનો ધ્વજ ફરકતો જોઈ, ફ્રાન્સને અદેખાઈ થાય એ સ્વાભાવિક હતું. હવે તેને ભાન આવ્યું કે પોતે તો લડાઈમાં વિજય મેળવવા જ ફાંફાં માર્યા કર્યું હતું, જ્યારે ઇંગ્લંડ એક વિશાળ સામ્રાજ્ય જમાવતું ગયું હતું.

ઇંગ્લંડે કૅપ્ટન કૂકને દક્ષિણ ગોળાર્ધમાં પ્રદેશો શોધવા મોકલ્યો હતો, પણ તેને બરફ સિવાય બીજું કંઈ જ મળ્યું નહોતું. છતાં ફ્રાન્સના વિદ્વાનોને ત્યાં કોઇ પ્રદેશ હોવાની આશા હતી. અને બીજાં રાજ્યોની જેમ પોતાના યે સીમા વધારવી હોય તો હવે તેણે એ પ્રદેશને જ શોધી કાઢ્યે છૂટકો હતો. પણ વિશાળ પાસિફિકનાં ઘૂઘવતાં પાણીની યે પેલી પારના, એ થીજાવી નાખતા હિમપ્રદેશમાં જવાની કોની તાકાત? જુવાન, ખડતલ, સાહસિક સફરી કોણ હતો, જે ત્યાં જઈ, કંઈક શોધી કાઢી, તે પર ફ્રાન્સનો વાવટો ફરકાવે?

ફ્રાન્સે લા પેરૂઝ પર મીટ માંડી; અને પોતાના વહાલા વતનની એ મહત્ત્વાકાંક્ષા પાર પાડવા તેણે બીડું ઝડપ્યું. પૂર્વે કદી ન બંધાયેલાં એવાં બે મજબૂત વહાણો 'બુસોલ' અને 'ઍસ્ટ્રોલૅબ' તૈયાર કર્યાં અને પોતાનો કાર્યક્રમ ઘડી લીધો. આખી દુનિયાની પ્રદક્ષિણા કરીને પૃથ્વીના ગોળાની માપણી તેણે કરવાની હતી. એમાં નવા શોધાતા પ્રદેશો પર ફ્રાન્સનો વિજયવાવટો ફરકાવવાનો હતો. એટલું જ નહિ પણ એ પ્રદેશના લોકો, એમની રહેણી-કરણી, રીતરિવાજો, ત્યાંનાં પ્રાણીઓ અને તેમની ઉત્પત્તિ, ત્યાંની વનસ્પતિ ને ભૂતળ રચના વગેરે વિષે બને તેટલું જ્ઞાન પણ એકઠું કરવાનું હતું. અને એ માટે મહાસાગરનાં ઊંડાણ માપનારા નિષ્ણાતો, તારા અને ગ્રહો પરથી પંચાંગ બનાવનારા ખગોળશાસ્ત્રીઓ, પૃથ્વીની મોજણી કરનારા

'સર્વેયરો' (મોજણીદારો). વિજ્ઞાનશાસ્ત્રીઓ, યાન્ત્રિકો, કુશળ અને સંઘ ખલાસીઓ તથા વિદ્યાભિલાષી સજ્જનોનો મોટો કાફલો પણ તેણે સાથ લઇ જવાનો હતો.

ઇશાન કોણેથી સફર શરૂ કરી, અને તો ઑસ્ટ્રેલિયાને (જો તે પર ઇંગ્લંડનો કબ્જો ન હોય તો) કબ્જે કરવાનું હતું, ને પછી દૂર નવા પ્રદેશો શોધી કાઢવા દક્ષિણ ધ્રુવનો ઠંડો ક્રૂર સાગર ખેડવાનો હતો.

સિકંદરની અભિલાષાથી યે મહાન એવી અભિલાષા લઇને આ કાફલો ઈ. ૧૭૮૫ની પહેલી ઑગસ્ટે બ્રેસ્ટ બંદરેથી ઊપડ્યો. ફ્રાન્સના પ્રજાજનોએ જાણે બીજો કોલંબસ પોતાનો કિનારો છોડી રહ્યો હોય એવો ગર્વ લીધો અને તેને માટે નવી દુનિયાની શોધસફર શરૂ થઈ.

જ્યાં જ્યાં એ ગયો ત્યાં ત્યાં પોતાની કામગીરી સંપૂર્ણરીતે તે બજાવતો ગયો. તેણે અમેરિકાના પૂર્વ પ્રદેશોના કિનારે કિનારે ચાલીને, મૅગલનના ખલાસીઓને ભડકાવનારી ને એ વખતે ભયંકર મનાતી હૉર્ન ભૂશિર ઓળંગી. ક્વીન શાર્લોત આઇલૅન્ડ્ઝને નામે ઓળખાતા ટાપુઓના એક સમૂહ પર શોધખોળ કરી અને પછી પાસિફિક વટાવી સૅન્ડવિચ ટાપુઓ, અને ત્યાંથી મૅકાઓ થઈ ફિલિપાઇન્સ પહોંચ્યો. અહીંથી તેણે ૧૭૮૭ની ૯મી ઍપ્રિલે એશિયાના અગ્નિ કોણના કિનારા પર શોધખોળો કરી. એ ફૉર્મોસા લૂ-ચૂ આઇલૅન્ડ્ઝ, ક્વેલપાર્ટ ટાપુઓ અને કોરિયાની સામુદ્રધુનીમાં થઈ, જાપાનના સમુદ્રને માર્ગે ટાર્ટરીના અખાતમાં પ્રવેશી, તેના જઇ શકાય તેટલા સાંકડા છેડા સુધી ગોજણી કરી પાછો વળ્યો. 'સેઘેલન' અને 'યેઝો' ટાપુઓની વચ્ચે ફરી આરપાર જઈ એણે સાબિત કર્યું કે તે ફક્ત ટાપુઓ જ છે—ખંડનો કોઇ ભાગ નથી. ન્યૂ ઝીલૅન્ડના ટાપુઓની પેઠે આ ટાપુઓ પણ સામુદ્રધુનીથી છૂટા પડે છે. એ સામુદ્રધુની વચ્ચે પણ એણે સફર કરી અને એને પોતાનું નામ આપ્યું. આજે યે એ 'લા પેરૂઝની સામુદ્રધુની' તરીકે ઓળખાય છે.

તે કામચાટકા પહોંચ્યો ત્યારે દુનિયાની પ્રદક્ષિણાનો મોટો ભાગ પૂરો થયો હતો. આ એનું મોટું સદ્ભાગ્ય હતું. જ્યારે આજ જેવાં ઝડપી વહાણો ન હતાં, વાયરલેસ પણ શોધાયો ન હતો, અરે આગગાડીઓ પણ નહોતી, એવા એ જમાનામાં યે ફ્રાન્સે પોતાના આ વીર માટે બનતું બધું કર્યું અને કામચાટકામાં તેને આવકારવા જંગી તૈયારીઓ કરાવી. ત્યાં એને રોકી લેવા ખાસ કાસદો રવાના કર્યા અને એને 'નૌકાદળના સરસેનાપતિનો' હોદ્દો આપ્યો. કામચાટકા રશિયાના તાબામાં હતું. રશિયાની રાણી કૅથેરાઇન પણ એ વીર સફરીને જોવા ખૂબ ઉત્સુક હતી. તેણે પણ તેને માન આપવા માટે ખાસ સમારંભ યોજ્યો હતો, જેમાં રશિયાના નૌકાદળના અધિકારીઓએ પણ ભાગ લીધો અને લા પેરૂઝને તોપોની સલામી આપી.

પણ ખરી સફર તો હજુ હવે શરૂ થવાની હતી. ભવિષ્યની મુશ્કેલીઓથી તે પૂરેપૂરો સભાન હતો. કદાચ એ સફરેથી પાછા ન ફરાય એ ખ્યાલે એણે કામચાટકામાં જ પોતાના અનુભવો અને શોધખોળો વર્ણવતો ચાર ભાગનો એક દળદાર ગ્રંથ લખી કાઢ્યો. આ પુસ્તક તેની અંતિમ કૃતિ હતી; કેમકે તે પછી એક નાનકડા પત્ર સિવાય દુનિયાને તેના તરફથી કાંઈ જ મળ્યું નહિ. એ વખતે એનાં પ્રખ્યાત વહાણોનું સમારકામ ચાલતું હતું. પુસ્તક પૂરું કરી, કાસદો મારફત તેણે તે ફ્રાન્સ મોકલાવ્યું. પણ ત્યાં એ અમૂલ્ય પુસ્તકનું છાપકામ થઈ રહ્યું હતું ત્યારે કોઇને સ્વપ્ને યે ખ્યાલ હશે કે એ જ વખતે એનાં હાડકાં એક અજાણ્યા ટાપુ પર રઝળતાં હતાં? પુસ્તક બહાર પડ્યું ત્યારે કોઈ માનવાને યે તૈયાર નહોતું કે લા પેરૂઝ આ પૃથ્વી પર નથી પણ જ્યારે લાંબા કાળ સુધી એ લાપત્તા જ રહ્યો ત્યારે એમને માનવું



લા પેરૂઝનો પ્રવાસમાર્ગ

પડ્યું. અને ત્યારે સૌ એકી અવાજે બોલી ઊઠ્યા કે તેનું મૃત્યુ એળે નથી ગયું. એ જગતને કૈંક આપીને ગયો છે; એ મરીને અમર થઇ ગયો છે.

કામચાટકામાં વહાણો તૈયાર થઈ ગયાં. હવે એને ઑસ્ટ્રેલિયા પર ફ્રાન્સનો કબજ કરાવવા જવાનું હતું. એ ઊપડ્યો.

બાર હજાર માઈલની સતત મુસાફરી પછી સામોઅન દ્વિપસમૂહમાં મનોઆ ટાપુએ એણે વિસામો લીધો. અહીં એને પ્રથમ વિપત્તિ નડી. તેના ઍસ્ટ્રોલૅબ વહાણનો કપ્તાન દ'લાંગલે કિનારે ઊતરતાં જ ત્યાંના વતનીઓની ખૂની વૃત્તિનો ભોગ બની કરુણ રીતે મૃત્યુને ભેટ્યો. લા પેરૂઝને આથી સખત ફટકો પડ્યો. છતાં ભગ્ન હૃદયે પણ તે ૧૭૮૮ની ૨૬મી જાન્યુઆરીએ ત્યાંથી ઊપડ્યો. વતનથી નીકળ્યે એને લગભગ અઢી વરસ થઇ ગયાં હતાં. થોડાક દિવસની સફર પછી એનાં વહાણ બૉટની અખાતમાં દાખલ થયાં.

સત્તર વર્ષ પહેલાં કુક આ જગ્યા પર પગ મૂકેલો. એ વખતે એ બિલકુલ અજાણ્યો પ્રદેશ હતો. જોસેફ બૅન્કસ નામના વનસ્પતિશાસ્ત્રીને એના કિનારે અપૂર્વ વનસ્પતિ જોઇને એના પ્રત્યે પ્રેમ ઉત્પન્ન થયો અને પરિણામે એ અખાતનું નામ બૉટની (Botany) પડ્યું. બૅન્કસે ઇંગ્લંડ પહોંચ્યા બાદ આ નવા પ્રદેશમાં સંસ્થાન સ્થાપવા ઇંગ્લંડની સરકારને સમજાવ્યું, કારણ કે એ બહુ જ ફળદ્રુપ પ્રદેશ હતો પણ કોઇએ એ દરખાસ્તને રંગ ન રાખ્યો. એણે બીજી દરખાસ્ત મૂકી: કેદ પકડાયેલા ગુલામોને આવી આદર્શ જગ્યાએ એ પ્રદેશને વિકસાવવા મોકલી દેવા જોઇએ. એક કાંકરે બે પક્ષી!

એ વખતે કાયદા ખૂબ કડક. નજીવા કારણે પણ ભયંકર સજાઓ થાય. એટલે ઇંગ્લંડનાં કેદખાનાં કેદીઓથી જેમ ઊભરાતાં હતાં. એમાંના ઘણાખરા કેદીઓને તો યુનાઇટેડ સ્ટેટ્સ તથા વેસ્ટઇન્ડીઝમાં વસવાટ માટે મોકલી દેવામાં પણ આવ્યા હતા. સજાની સજા અને સામ્રાજ્યનું સામ્રાજ્ય. કોલંબસ, માર્ટિન, ફ્રૉબીશર વગેરે શોધકો પણ પોતાની સાથે આવા ગુલામોને જ લઇને નીકળેલા. ખરું પૂછો તો આ શોધસફરોમાં એ ગુલામોનો હિસ્સો પણ ઓછો નથી.

બ્રિટન અને અમેરિકા વચ્ચે જ્યારે લડાઈ સળગી ત્યારે સંસ્થાનોમાં ગુલામો ન મોકલી શકાયા અને ઇંગ્લંડમાં એમનો ભરાવો થઈ પડ્યો હતો. એટલે જોસેફ બૅન્કસની આ દરખાસ્ત મંજૂર થઈ. ઑસ્ટ્રેલિયા આવા ગુલામો માટે કાળા પાણીનું સ્થાન થઈ પડ્યું. વહાણો ભરીભરીને ત્યાં ગુલામો મોકલાયા.

લા પેરૂઝ જ્યારે બૉટની અખાતમાં દાખલ થયો ત્યારે આર્થર ફિલિપનાં અગિયાર વહાણો ગુલામો ભરીને ત્યાં સંસ્થાન શોધી કાઢવા ઊપડી ગયાં હતાં, અને અખાતમાં એ જ ગુલામોનો કબ્જ

એક નાનો સરખો કાફલો હતો; અને એ પણ ઊપડવાની તૈયારીમાં હતો.

પેરૂઝ ફક્ત બે જ દિવસ મોડો પડ્યો. જે ટાપુ ઉપર ફ્રાન્સની સત્તા બેસાડવા એણે આટલો લાંબો પ્રવાસ ખેડ્યો હતો તે ટાપુ અંગ્રેજોને હાથોહાથ હાંકી કાઢી એ કબજે લઈ લેત. પણ હવે તો ફક્ત ગુલામોની એક ટુકડી જ હતી. પેરૂઝને જોઈ તેમણે હર્ષની કીકિયારીઓ કરી. તેમણે આ ફ્રેંચ શોધકને ખૂબ આવકાર આપ્યો. થોડાંક અઠવાડિયાં એ અહીં રહ્યો અને પછી ત્યાંથી દક્ષિણ મહાસાગરના અગમ્ય પ્રદેશની શોધમાં નીકળી પડ્યો. ઊપડતાં પહેલાં ફ્રાન્સની સરકાર પર એક પત્ર તે પાઠવી ગયો હતો. એ એનો છેલ્લો પત્ર. તેમાં હવે પછીની સફરની રૂપરેખા દર્શાવી હતી.

એ પછી શું થયું તે કદી જ જણાયું નથી. ફક્ત અનુમાન થયું છે કે બોટૅની અખાતમાંથી નીકળીને તે દક્ષિણ પાસિફિક મહાસાગરમાં સાંટાક્રુઝ ટાપુઓ તરફ ગયો હોવો જોઈએ અને ત્યાંથી કાં તો કોઈ વાવાઝોડાને લઈને યા તો અંધકારને કારણે એનાં વહાણો પરવાળાના ખડક સાથે અથડાઈને નાશ પામ્યાં હોવાં જોઈએ. ગમે તે હો, પણ એટલું તો ચોક્કસ કે એ સાગરખેડુ વિષે કશું કૈં કદી ન સંભળાયું. જાણે તે ઑસ્ટ્રેલિયાના બંદરેથી મૃત્યુલોક તરફ જ ઊપડી ગયો ન હોય!

પણ તેનાં પુસ્તકો દ્વારા આખો યુરોપખંડ તેને ઓળખતો થઈ ગયો હતો. તેના સમાચાર મેળવવા માટે પ્રજા તલપાપડ થઈ રહી. વરસ, બે વરસ, ત્રણ વરસ વીત્યાં. પણ કાંઈ જ સમાચાર ન આવ્યા. ફ્રાન્સની સરકારે એને શોધવા કાફલા મોકલ્યા, પણ દક્ષિણના અફાટ મહાસાગરમાં તેઓ શું કરે? ક્યાં જાય? ક્યાં શોધે? ભટકીભટકીને કાફલા પાછા આવ્યા: સારા કે માઠા કાંઈ જ સમાચાર વિના.

વરસો વીતી ગયાં. હજુપણ એ બેપત્તા વહાણો વિષે કંઈ ને કંઈ સમાચાર મેળવવાની આશા પ્રજાના મનમાં જલતી હતી. ફરીથી ઇંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે લડાઈ સળગી. ભયંકર કાપાકાપીઓ થયા. એકબીજાના વહાણો અરસપરસ ડુબાડી દેવામાં આવ્યાં. એવે ભયંકર ટાણે પણ સર જોસેફ બૅન્ક્સ એ લાકડાના વહાણોના સાહસને આશાની નજરે જોતો હતો. લા પેરૂઝની શક્તિ વિષે તેને ઘણું માન હતું. એ જીવતો જ હોવો જોઈએ અને એક દિવસ વિજયના સમાચાર લઈ જરૂર પાછો ફરશે એવી એને શ્રદ્ધા હતી. તેણે બ્રિટિશ સરકારને વિનંતી કરી અને પેરૂઝ જીવતો હોય તો એનાં વહાણોને કોઈ પણ અંગ્રેજ વહાણ નુકસાન ન કરે એવો હુકમ કઢાવ્યો. બૅન્ક્સની લાગણીઓ એટલેથી અટકી નહિ. જ્યારેજ્યારે કોઈ વહાણ દક્ષિણ તરફ પ્રયાણ કરતું ત્યારે તેના કપ્તાનને તે પૈસા આપતો કે જેથી એ પેરૂઝની શોધ માટે જહેમત ઉઠાવે.

શોધ કરનારા સમુદ્રેસમુદ્રે ફરી વળ્યા. અને અંતે, લા પેરૂઝના બોટૅની અખાતથી નીકળ્યા પછી છેક ચાલીસમે વર્ષે, એક વહાણે વાવડ દીધા કે દક્ષિણ પાસિફિકના ટાપુવાસીઓ પાસે એણે ક્રૉસ અને એક મેડલ જોયાં હતાં. સંભવ હતો કે એ લા પેરૂઝનાં જ હોય. વિશેષ માહિતી માટે એક ફ્રેંચ વહાણ મોકલવામાં આવ્યું, પણ વ્યર્થ.

પછી તો કોઈ અંગ્રેજ કપ્તાનના સાંભળવામાં આવ્યું કે ફ્રેન્ચ ઢબના શોભિતા ન્યૂ હેબ્રીડીઝ ટાપુઓમાં બે વહાણો ભાંગેલા પડ્યાં છે. તેને એ વિષે આગળ શોધ કરવા કહેવામાં આવ્યું. પરિણામે છેવટે સત્ય પરથી પડદો ઊંચકાયો. કપ્તાનને બુસોલ અને ઍસ્ટ્રોલૅબના ટુકડા મળી આવ્યા. સાન્ટાક્રુઝ દ્વિપસમૂહમાં 'વાનીકોરો' ટાપુના ખડક પર એ પડેલા હતા. તેમના કપ્તાન અને ખલાસીઓનું શું થયું એ તો ભગવાન જાણે. કાં તેઓ ડૂબી ગયા હોવા જોઈએ, કાં કિનારે પડીને ભૂખથી મરણ પામ્યા હોવા જોઈએ, કાં ત્યાંના જંગલીઓએ તેઓને મારી નાખ્યા હોય. ગમે તે રીતે મૃત્યુ થયું હશે. પણ એટલું તો ચોક્કસ કે લા પેરૂઝ તેને હિંમતપૂર્વક ભેટ્યો હશે.

આખા યુરોપની લાગણી આ વીર પુરુષ તરફ હતી. ફ્રાન્સે પણ ડ્યુમોંટ અર્વિલની સરદારી નીચે એક કાફલો રવાના કર્યો. તેણે આ દુઃખદ બનાવના સ્થળે જઈ પોતાના માનીતા વીર અને એના સાથીદારોના માનમાં એક સ્તંભ ઊભો કર્યો. એ વાતને આજ સૈકો ઉપર વીતી ગયો છે. અત્યારે તો આપણે બીજા ઘણાયે શોધકોનાં નામ જાણીએ છીએ, કે જેઓએ આખા ધ્રુવપ્રદેશની તસુએ તસુ જમીન શોધી કાઢી છે અને ત્યાં જ લાંબી સોડ તાણી છે. પરંતુ પેરૂઝના હૃદયભેદક મૃત્યુની વાર્તા આપણાથી ભૂલી શકાય એમ નથી.

પાસિફિકના અજાણ્યા અને ભયંકર મહાસાગરમાં આવેલા આ ખડકો અને લા પેરૂઝનું મિલન ખરેખર કદી નહિ વિસરાય. એમ તો પરવાળાના પથરા આપણે ઘણા જોયા છે. કોઈકોઈ બાળક-બાળકીના ગળામાં એના મણકાની માળા જોઈને એની સુંદરતાના આપણને વિચારો આવે છે. એ સુંદર મણકા અને લા પેરૂઝના વિનાશક ખડકો વચ્ચે બહુ ઘેરો સંબંધ છે.

એક બાજુ એ પરવાળાની ઉત્પત્તિ સમુદ્રમાં થઈ. વનસ્પતિ કરતા જરાક આગળના દરજ્જાનાં એ જીવડાં ધૂપવાટ કરતા સાગરમાંથી ખનીજદ્રવ્યો ચૂસી ઝીણાં ઝીણાં છિદ્રોવાળાં ઘરો બાંધે છે. કરોડો વર્ષોથી એવું થયા જ કરે છે. સમુદ્રની ભરતી તેમને ભેગાં કરી દે છે. આ બધાં ઘરો એકસાથે જોડાઈને વિસ્તારમાં ફેલાતાં જાય છે. આ રીતે ઊંચા ઊંચા ખડકો અસ્તિત્વમાં આવે છે.

બીજી બાજુ માણસે પ્રગતિ કરી. વધતાં વધતાં એ બીજા દેશો શોધવા શક્તિમાન થયો; અજાણ્યા મહાસાગરોમાં સ્વચ્છંદે વિહાર કરવા લાગ્યો; અને એવી સાહસિક વ્યક્તિઓમાં એક લા પેરૂઝ પણ થયો કે જે અમરત્વની શોધમાં એવા ભયંકર સાગરોમાં ઘૂમ્યો.

અને છેવટે મનુષ્ય અને પરવાળાનું કુદરતે નિર્માણ કરેલું વિચિત્ર મિલન થયું. સાહસવીરો ફરતા ફરતા આ નાના જંતુઓએ રચેલા ખડકો પર આવી અફળાયા અને મૃત્યુને ભેટ્યા.

આ નાના જંતુઓએ ઇતિહાસનું એક પાનું લખ્યું છે, જે કદી નહિ વિસરી શકાય. જ્યાંસુધી એ ખડકો રહેશે ત્યાં સુધી ફ્રાન્સના એ વીર નાવિક અને જગતવીરોમાંના એક લા પેરૂઝનું નામ કાયમ રહેશે.

કાગડા ને વાંદરાં ડોલે-ડોલે છે:
પતંગિયાં બળી મરે છે...

# પ્રેમસગાઈ

લેખક
'સારંગ' બારોટ






**સા**તેક હજારની વસતિ સંઘરતા એ ગામને સીમાડે રેલવે સ્ટેશનના રસ્તા ઉપર, પરદેશ રળવા એક કાળાબજારિયા નાગરિકે, એના ભોળા રૂપિયાની કાળાશ ધોવા જ્યારે સાર્વજનિક દવાખાનું બંધાવ્યું, ત્યારે જેઠી સુયાણીના જીવતરમાં એક નાનો શો પલટો આવ્યો. એ દવાખાનાના પ્રસૂતિ-વિભાગમાં એને માસિક પંદર રૂપિયાના પગારની નોકરી મળી ગઈ. કામ તો ઝાઝું રહેતું નહિ કારણ કે પ્રસૂતિગૃહનો લાભ ઉઠાવવાનો ગામમાં હજી રિવાજ પડ્યો ન હતો. એટલે જેઠી ઘણોખરો વખત બાઇ ડાક્ટરનું ને મોટા ડાક્ટરનું ઘરકામ કરવામાં ગાળતી. વાસણ માંજે, કપડાં ધૂએ, ઘરમાં સાફસૂફી કરે, અનાજ વીણી આપે, અને આ બધા કામના બદલામાં એને બંને ઘેરથી સવારસાંજ ખાવાનું મળે.

દરેક કામ કરનારને હોય છે તેમ જેઠીને પણ એક કામ પ્રત્યે ખાસ પક્ષપાત હતો; અને એ કામ ડાક્ટર સાહેબના બાબાની સંભાળ રાખવાનું. એને નવડાવવો-ધોવડાવવો, કપડાં બદલાવવાં, સાંજે ફરવા લઈ જવો, સમયસર દૂધ-બિસ્કિટ આપવાં, આ બધાં કામો કરતાં જેઠી થાકતી નહિ. જ્યારે કોઈ કામ હાથ પર ન હોય ત્યારે એ બાબાને લઈને કોઈ ને કોઈ કામ શોધી કાઢે. કાંઈ જ ન મળે તો એને રમાડે, પણ કદી નવરી તો બેસે જ નહિ. જાણે-અજાણે એ જબરદસ્તીથી બાબાની પાલક માતા બની બેઠી હતી. અને એ ડાક્ટરના છોકરાને પણ જેઠી વિના જરા યે ચાલતું ન હતું. મા દૂધ આપે તો ન પીએ; પરાણે પીવડાવવા જાય તો ઢોળી નાખે; કપડાં બદલાવે તો બૂમરાણ મચાવે; નવડાવવા બેસે તો રડી રડીને આંખો સુજાવે; 'અને જમે તે સમયે, મને તે કારણસર એનો એની જનેતા સાથે

ભીષણ સંગ્રામ ગાજતો હોય અને રડારોળ મચી હોય ત્યારે જેઠી એ સાંભળી દોડી આવતાં દૂરથી જ બૂમ મારે 'બાબાભાઈ...આ' એટલે તુરત સુલેહની ઝંડી ફરકે. રડવાનું અંતર્ધાન થઈ જાય અને બાબાભાઈ હસી પડે. ક્યારેક તો એવા હસે કે ડાક્ટરપત્ની રમાબેનને પણ હસવું પડે. હસીને રમાબેન કહે: 'અલી જેઠી! આ બાબલાની મા તે હું કે તું? મૂઈ, આટલો બધો હેવાયો કરી નાખ્યો છે તે ક્યારેક મારે બહારગામ જવાનું હોય ત્યારે શું થાય?'

'જવાનું વળી, બીજું શું? મારે આવવું પડે તમારી ભેળે: ગગેય તો બાબાભાઈ વગર ગોઠે નહિ.' જેઠી જવાબ આપતી.

અને એકવાર બન્યું પણ એવું જ. રમાબેનના પિયરમાં લગ્ન હતાં. ડાક્ટરસાહેબ તો જઈ શકે તેમ ન હતા, એટલે એકલાં રમાબેને જવાનું હતું. સવારની વહેલી ગાડીએ રમાબેન રવાના થયાં. એ વખતે તો બાબો ઊંઘતો હતો એટલે કશું બન્યું નહિ, પણ પિયર પહોંચતાં જ રમાબેનને તાર કરવો પડ્યો. સાંજે તાર આવ્યો ત્યાં સુધીમાં જેઠી છાનુંછાનું કેટલું રડી હતી એની તો ડાક્ટર સાહેબને ખબર ન હતી; પણ જ્યારે એમણે તારમાં જણાવેલા સમાચાર સંભળાવવા એને પોતાની પાસે બોલાવી ત્યારે એમનાથી જેઠીની આંખ જોઈ બોલી જવાયું: 'જેઠી! આ શું? આંખો દુઃખવા આવી છે?'

જેઠીએ મોઢું ફેરવી લીધું. ડાક્ટર બોલ્યા: 'પણ વાત શું છે એ તો કહે. તારાં સગાંમાંથી કોઈ ગુજરી તો નથી ગયું ને?'

તારની વાત બાજુએ જ રહી. જેઠી રડવામાંથી ઊંચી આવે તો જવાબ આપે ને?

'જો જેઠી, મને આ પસંદ નથી. તું કાંઈક સમજે તો સારું પડે. તારા બાબાનો તાર આવ્યો છે અને હવે ત્યાં બોલાવી લે; પણ તું વળી કાંઈ નવી જ મુસીબતમાં મુકાઈ લાગે છે. કોઈનું મરણ થયું હોય તો તે તારાથી શી રીતે જવાય?'

પણ ડાક્ટરસાહેબ આગળ બોલી શક્યા નહિ. જેઠીનું રુદન એકાએક જ અટકી ગયું હતું. આંખો લૂછતાં એ હસી રહી હતી. ડૂસકાંની જગ્યાએ હવે હર્ષનો શ્વાસ ચડ્યો હતો. એ બોલી:

'તાર...?! તાર આવ્યો છે સાહેબ?'

'હા, બાબો તારા વિના એક ઘડી રહેતો નથી; પણ...'

'તો...તો સાહેબ, મારે જવાનું ને?...હમણાં જ જઈશ. બાળક બહુ બિચારા રડી રડીને...' કહેતાં જેઠી ઊઠી.

'પણ હમણાં કેમ કરી જઈશ? ગાડી તો એક કાલે સવારે'

જેઠી ખસિયાણી પડી જતાં બોલી: 'એ તો હું જ

હું યે મૂઈ રોતી જ છું ને!'



આપણાં તન-મનને સ્વસ્થ રાખતાં યોગાસનોની વ્યાયામ-પદ્ધતિ

## ૧૪-યોગમુદ્રા

હવે આપણે કેટલીક 'ક્રિયાઓ' જોઈશું. આ ક્રિયાઓ યોગનાં આસનોની બહારની છે, પણ યોગાસનો કરવાથી જે ફાયદો થાય છે તે આ ક્રિયાઓથી દ્વિગુણિત થાય છે. આ ક્રિયાઓનાં સાદાં રૂપો તો સહેલાઈથી કરી શકાશે. એમાં આગળ વધવું હોય તો કોઈ નિષ્ણાતની દોરવણી હેઠળ કામ કરવું.

આસન ઉપર પદ્માસન વાળીને બેસો. બંને પગની એડીઓ પેટના નીચેના ભાગ સાથે દબાવી જોઈએ. હવે કમ્મરમાંથી વાંકા વળો અને કપાળ જમીનને અડકાડો. બંને હાથને પાછળ (ડાબા હાથથી જમણા હાથનું કાંડું પકડીને) રાખો. કપાળ જમીનને અડકાડો. એકદમ ન અડકે તો ધીરજ રાખજો. થોડા જ સમયમાં એ અડકી શકશે. જોર કરીને પહેલે જ દિવસે અડકાડવાનો આગ્રહ ન રાખજો. પહેલે દિવસે જેટલું વળાય તેટલું જ વળો. એ સ્થિતિમાં થોડી ક્ષણ રહો. પછી બીજે દિવસે થોડું વધારે વળવાનો પ્રયત્ન કરો. એમ કરતાં કરતાં એકાદ અઠવાડિયામાં કપાળ જરૂર જમીનને અડકી શકશે.

કેટલાક માણસોનું પેટ નીચે લચી પડ્યું હોય છે અને પેટની અંદરના સ્નાયુઓ ઢીલા થઈ ગયા હોય છે. એવા માણસો જો આ મુદ્રામાંથી વધારેમાં વધારે ફાયદો ઉઠાવવા માગતા હોય તો એમણે બંને હાથને પાછળ રાખવાને બદલે પગની એડીઓ ઉપર રાખવા, અને પછી વળવું. આથી પેડુના ભાગ ઉપર વધારે દબાણ આવશે અને વધારે ફાયદો થશે. લાંબા સમય સુધી આ મુદ્રા રાખી મૂકવાને બદલે એને વધારે વાર કરવી એ શારીરિક દૃષ્ટિએ વધારે હિતાવહ છે. આનાથી કબજિયાત મટે છે. બ્રહ્મચર્યપાલનમાં આ મુદ્રા ખૂબ ઉપયોગી થાય છે.

દામુભાઇ શુક્લ

---

ઘડી પહેલાં શ્રાવણ-ભાદરવો વરસાવતી જેઠી એકાએક આમ હસતી શાથી થઈ ગઇ એ ડાક્ટરને સમજાયુ નહિ.

'પણ તુ હમણાં રડતી'તી કેમ, એ તો તેં મને કહ્યુ જ નહિ.'

'બળ્યુ એ તો અમથી, સાહેબ.'

'અમસ્તી જ ' ?'

જેઠી જરા સંકોચ સાથે બોલી: 'સાહેબ, ભાઈશાબ. શું કરું? મારો જીવ લગાર બળવરો બળ્યો છે; મનેય તે બબાભાઇ વગર સોરવતું નો'તુ.'

એક હસી પડયા: ડાક્ટર મુક્તરીતે, જેઠી સળતાં સળતાં.

જેઠીની આ મમતા પાછળ એક વેદનાભરી વાત હતી. છવ્વીસમે વર્ષે એને વૈધવ્ય મળ્યું હતુ અને પતિના વિયોગનો શોક એના ત્રણ વર્ષના બાળકના આધારે એ સહી શકી હતી. પણ બીજે જ વર્ષે એ બાળક પણ બાપને પંથે વળ્યો. એ દિવસથી જેઠીની મમતાનું ઝરણું સુકાઈ ગયું હતું. ડાક્ટર સાહેબના બાબાને જોતાં જ એ સુકાએલું ઝરણું ફરી વહેવા લાગ્યું હતું. બાબાના ચહેરાનો અણસાર, હસવું, રડવું, રમવું, બધુ જ જેઠીના બાળક જેવું જ હતુ. વર્ષોની વેદના એ બાળકને જોતાં શમી ગઈ. જેઠીને માટે અશક્ય થઈ ચૂકેલો માતૃત્વનો લહાવો ફરી એ લેતી થઈ હતી. જેઠી માની બેઠી હતી કે ભગવાને એના મૂંગા રુદનનો જવાબ આપ્યો હતો. નહિ તો વળી એ ભૂખ ગામમાં દવાખાનું કેવું અને એ ડાક્ટરનું આવવું કેવું? અને એ તો બધું ઠીક, પણ પોતાની જનેતાની છાતી ઉપર હોવા છતાં પોતાના માટે બબાભાઇ તાર કરાવવા જેટલો વિયોગ વેઠે એ પક્ષપાત...

નાચતું હૈયું શરીરનું ભાન ન ભુલાવે એની તકેદારી રાખતાં જેઠીએ 'જવાનું છે' એ સમાચાર મળ્યા પછીનો સમય બહુ સંભાળપૂર્વક વિતાવ્યો. છતાંય એનો અવાજ આનંદના અતિરેકથી ફરડાઈ ગયો હતો. બોલતી ત્યારે ખોંખારીને બોલવું પડતું. દિવસ આથમ્યો. રાત વીતી અને પહેલા કુકડે જેઠી સ્ટેશને જઇ ગાડીએ બેઠી.

બબાભાઈનાં સર્વે દુઃખો જેઠીને જોતાં જ દૂર થઈ ગયાં. રમાબેનને હાશ વળી. પણ એ હાશ લાંબી ટકે તેમ ન હતુ.

'નક્કી રાંડે કાંઇક જાદુ કર્યું છે.' એક વૃદ્ધાએ બીજીને કહ્યું; 'નહિતર હુંય છેક આવું તે હોય ?!'

'હાં'શી, બઇ! જોયું નંઇ! એને જોતાં જ ટપ્પ દઈને છાનો રે' ગ્યો.'

'અને એ આવી છે ત્યારનો પછી રડતો સાંભળ્યો છે કોઇએ ?'

દિવસો સુધી આ જ વાત ચાલતી રહી:

'ના જાણે મંત્રી નાંખ્યો. પહેલાં તો તાળવે ઝભ નો'તો ઘાલતો.'

પછી તો આ વાત નાનાંમોટાં બધાંએ કરી, સાંભળી, અને એણે સાંભળી તેણે બીજાંને સંભળાવી.

'બેન, અમેય છોકરાં ઉછેર્યાં છે;' રમાબેનની માએ એક દિવસ એને કહ્યુ. 'તું માનતી નથી; પણ જરૂર આ રાંડે કાંક કામણ કર્યું છે.'

'તું યે શું, બા, અઢારમી સદીની વાત લઈને બેઠી છે? ભલે કર્યું કામણ, મારે એને ઉછેરવાની પીડા તો નહિ રહે; જેઠી ઉછેરશે.'

માને તો રમાબેન આટલું જ કહીને અટક્યાં, પણ એક વયોવૃદ્ધ બાઈએ આ વાત એમને કરી ત્યારે એમનાથી રહેવાયું નહિ. એ બાઈ વડિલ હતાં, પૂજ્ય હતાં, પણ રમાબેન એમનું અપમાન કરી બેઠાં.

'બુન,' જેઠીએ એક દિવસ રમાબેનને કહ્યુ, 'તમારાં પિયરયાં...'

'તારે એનું શું કામ છે?' રમાબેન વચ્ચે જ બોલ્યાં, 'છો ને બકવાદ કરતાં. હું કાંઇ કહું ત્યારે તારે ખોટું લગાડવાનું. અહીંનાં તો લોકો જ એવાં છે'

'હું એ જ કે'વા કરતી'તી, બુન. આપણે હવે કેટલા દા'ડા આંઈ રે'વું પડશે ?'

'હશે હજી કરોક દિવસ.'

'લગન શીકલી જાય એટલે તરત દોડવાનું કરજો. મને આંઇ ગોઠતુ નથી.'

'તો મને ય ક્યાં ગોઠે છે? જો, હવે પછી કોઇ એવી વાત કરશે તો હું લગ્ન લટકતાં જ મૂકીને ચાલી નીકળીશ, બસ ?'

'એવું મેલ્કરાવ, બુન. તમે ય પાછાં કોપીલાં છો એ તો હું ભૂલી જ ગઈ. આપણે થોડો જ આંઈ જન્મારો કાઢવાનો છે?' કહી જેઠી બાબાને લઇ બહાર ચાલી ગઈ.

પણ વાત અટકી નહિ અને રમાબેનનાં અપમાનો અને અણગમાની દરકાર કર્યા વિના નવરી જીભો જોડકણાં જોડતાં થાકી નહિ. પરિણામ એ આવ્યું કે ક્યારેક રમાબેનના દિલમાં પણ વહેમ જાગે

(૨૯૫૨)

બ.બાએ પાંપણ પહોળી કરવા પ્રયત્ન કર્યો, પણ હાજરીની સાવરણીની બીકથી એ ફરી ઝબકી ગયો.

'બબાભાઈ...' જેઠી ફરી બોલી. બાબો જરાક સળવળ્યો.

'બાબલાભાઈ...ઓ!' જેઠી એની રોજની રીતે બોલી.

પરિચિત સાદ સાંભળતાં બાબાએ બળ કરી આંખ ઉઘાડી નાખી. તાવના ઘેનના કારણે તે આંખ ઝાઝી વાર ઉઘાડી રાખી શક્યો નહિ. પણ જેઠીનો ચહેરો નજરે પડતાં જ એણે આંખને ખુલ્લી રાખવાનો એક જબરદસ્ત પ્રયત્ન કર્યો. ઢળવા મથતાં પોપચાંને બળપૂર્વક ખીડાતાં રોકી બાબાએ સ્મિત કર્યું અને પછી એ આંખ મીંચી ગયો.

ત્યાર પછી માત્ર ચાર જ કલાકમાં બાબાનો તાવ ઊતરી ગયો.

# क्रियासिद्धिः सत्त्वे वसति

રત્નમણિરાવ ભીમરાવ

ચરોતરના એક ગામડામાં પોણો સો વર્ષ પહેલાંના જમાનામાં ખેડૂત કુટુંબમાં જન્મ. એ સમયના સંજોગો ને હવા પ્રમાણે ગામડામાં ખેડૂતના છોકરાને ભણવું કે ખેતરમાં કામે લાગવું એ મોટો પ્રશ્ન. અંગ્રેજી ભણવા માટે તો શહેરમાં જવું પડે, એટલે એ પ્રશ્ન તો વળી વધુ ભારે. પણ બચપણના અનેક તોફાની સમયો વટાવી મૅટ્રિક્યુલેશન સુધી એ કુમાર પહોંચી ગયો. મહત્ત્વાકાંક્ષા તો હતી વિલાયત જઈ બૅરિસ્ટર થવાની, પણ તેને માટે પૈસા જોઈએ. તે કમાવા માટે, કૉલેજનો અભ્યાસ માંડી વાળી હાઈકોર્ટ પ્લીડરની પરીક્ષા આપીને તરત વકીલાત શરૂ કરી. તેમાં કુનેહ દાખવી પૈસા એકઠા કરી વિલાયત જવાનો પાસપોર્ટ મંગાવ્યો, તો મોટા ભાઈએ તેનો ઉપયોગ (બંનેના નામાક્ષર એક હોવાથી) પોતાને માટે કરવા દેવાની માગણી કરી! એટલે તેમને આપી દઈ પોતે થોડાં વરસ મોડા ગયા. ત્યાં પણ દૂધ અને પાઉં પર રહી વહેલી સવારથી મોડી સાંજ સુધી ચૌદચૌદ કલાક અભ્યાસ કરી પહેલા નંબરે બૅરિસ્ટર થયા; ને બીજે જ દિવસે સ્ટીમરમાં બેસી દેશ આવ્યા. ફરી વકીલાતની જમાવટ કરવાની મુશ્કેલીઓ તો ઊભી જ હતી. સમય જતાં, જેના રાજ્યમાં સૂર્ય કદી આથમતો નથી એવી મોટી બ્રિટિશ રાજસત્તા સામે દેશમાં જંગ ઊપડ્યો, અને હથિયાર વિનાના શાંત સંગ્રામમાં ખેડૂત કુળના આ વીર પુરુષે અંગ્રેજ સરકાર સામે જય મેળવ્યો. દેશના લોકોએ એને 'સરદાર'નું બિરુદ આપ્યું. અંગ્રેજોએ દેશને સ્વરાજ આપવાનું નક્કી કર્યું, પણ બાજી એવી ગોઠવી કે સ્વરાજ્ય થોડો સમય પણ નિભાવી શકાય નહિ. એ બાજીમાં મુખ્ય રમત હિંદના રજવાડાંની હતી. દેશના ભાગલા પડ્યા ને સ્વરાજ્ય મળ્યું ત્યારે આ સેંકડો અર્ધસ્વતંત્ર રજવાડાં સ્વતંત્ર જેવાં થયાં. અને એનો શાંતિમય નિકાલ ન થાય તો દેશના સેંકડો ભાગલા થઈ જવાનો ભય હતો. આખી દુનિયાના રાજનીતિ-વિશારદોને આ કોયડો અતિ વિકટ લાગતો હતો ને દેશમાં તો નિરાશા ફેલાઈ હતી. પણ સરદારે ન કલ્પી શકાય એવી શાંતિ, સમાધાનવૃત્તિ અને કુનેહથી આ અશક્ય પ્રશ્નને એક વર્ષ જેટલા ટૂંકા સમયમાં શક્ય બનાવ્યો અને સેંકડો કે હજારો વર્ષથી છિન્નભિન્ન રહેલા ભારતને એક બનાવ્યો. ક્યાં ખેડૂતને ત્યાં જન્મેલો છોકરો, ક્યાં મહાન બ્રિટિશ સામ્રાજ્યનું બળ, અને ક્યાં અનેક રાજવીઓથી અટવાએલો દેશનો કોયડો! પણ એ ખેડૂત વીરે કેવળ વિરોધી સંજોગો અને સાધનો છતાં આ મહાન અને અશક્ય ગણાતું કાર્ય ટૂંક સમયમાં સિદ્ધ કર્યું. એ સિદ્ધિ એમના પોતાના આત્મબળમાં હતી—પોતે જ મેળવેલી શક્તિમાં હતી.

આ જ પ્રમાણે ગુજરાતના ઇતિહાસમાં સૌથી મોટો ગણાતો સિદ્ધરાજ જયસિંહ જેવો મહારાજા જેનો વિરુદ્ધ હતો અને જેની પાછળ સતત મારા ફરતા હતા એવો કુમારપાળ ઠેઠ ઘડપણ સુધી જંગલોમાં ને ગામડાંમાં છૂપે વેશે ભટક્યો, અને છેવટ સિદ્ધરાજથી મોટા ગુર્જર મહારાજ્યનો સ્વામી થયો. ગુજરાતની સંસ્કારિતાનો ખરો જ્યોતિર્ધર મહારાજાધિરાજ કુમારપાળ જ થયો એ સ્વાશ્રય સત્ત્વથી. સાધનો તો વિરુદ્ધ જ હતાં.

એટલે જ સંસ્કૃત કવિ એની લાક્ષણિક રીતથી કહે છે કે

रथस्यैकं चक्रं भुजगयमिताः सप्त तुरगा
निरालम्बो मार्गश्चरणरहितः सारथिरपि ।
रविगच्छत्यन्तं प्रतिदिनमपारस्य नभसः
क्रियासिद्धिः सत्त्वे वसति महतां नोपकरणे ॥

(અનુવાદ : શાર્દૂલવિક્રીડિત)

પૈડું એક રથે, લગામ અહિની, ઘોડા જુઓ સાત છે,
હાંકે સારથિ પાંગળો અરુણ, જે આરામ લેતો નથી;
પોલો માર્ગ છતાં અપાર નભમાં શ્રી સૂર્ય નિત્યે ફરે,
કાર્યે સાધનથી નથી સફળતા, સ્વાયત્ત સત્ત્વે ખરે!

(વિવરણ : સૂર્યના નિત્ય ભ્રમણ ઉપર કવિ પૌરાણિક માન્યતા પ્રમાણે વિરુદ્ધ સાધનો ગણાવે છે: આકાશ જેવો આધાર વગરનો પોલો રસ્તો; સૂર્યના રથને પૈડું તો એક જ; વળી સારથિ અરુણને પગ જ નહિ,—અને એવા પાંગળા હાંકનારને સાત સાત ઘોડા કાબૂમાં રાખવાના; ને લગામ સારી નહિ પણ ઝેરી સાપની! આમ છતાં સૂર્ય આરામ વગર આકાશમાં ફરે છે. એટલે કાર્યની સિદ્ધિ સાધનો કે સંજોગોમાં નથી, પણ પોતાના સત્ત્વ ને શક્તિમાં છે.)

વળી કવિ કહે છે:

विजेतव्या लङ्का चरणतरणीयो जलनिधिः
विपक्षः पौलस्त्यो रणभुवि सहायाश्च कपयः ।
तथाप्येको रामः सकलमवधीद्राक्षसकुलं
क्रियासिद्धिः सत्त्वे वसति महतां नोपकरणे ॥

(અનુવાદ : શાર્દૂલવિક્રીડિત)

લેવી લંક, વળી સમુદ્ર તરવો ચાલી પગેથી ખરે!
મોટો રાવણ શત્રુ, લશ્કર રહ્યું જેમાં બધાં વાંદરાં!
તો યે રાક્ષસલોકનો જય જુઓ શ્રી રામચંદ્રે કર્યો,
કાર્યે સાધનથી નથી સફળતા, સ્વાયત્ત સત્ત્વે ખરે.

(વિવરણ : સામે રાવણ જેવો મોટો શત્રુ, અને એની લંકાને જીતવાની; ત્યાં જવા માટે સમુદ્ર તરવાનો; તે પણ વહાણથી નહિ પણ પગે ચાલીને! અને લશ્કરમાં કોણ? વાંદરાં ને રીંછાં જેમ ગમે તેમ કૂદે! આમ છતાં શ્રીરામે રાક્ષસોનો સંહાર કર્યો ને લંકા જીતી. એટલે કાર્યસિદ્ધિ પોતાની શક્તિમાં રહેલી છે, સાધન-સંજોગોમાં નહિ.)





ડાબી બાજુના ચિત્રમાં મથાળે ચાર ખાનાંમાં દાંતના ચાર પ્રકાર બતાવ્યા છે, તે અનુક્રમે આ મુજબ છે: કાપવાના દાંત, રાક્ષસી, ઉપદાઢ અને દાઢ. નેમાં ઉપરનીચેનાં જડબાંના સામસામા દાંત એકબીજામાં કઇ રીતે ભરાઇને આવી રહેલા હોય છે તે લેડકાંમાં દર્શાવ્યા છે; અને તે દરેક ખાનાની નીચેના ખાનામાં, તે તે દાંત જે પ્રકારની કામગીરી કરે છે તેવી કામગીરી કરતાં હથિયારો કે સાધનોનાં આલેખન છે. જેમકે, કાપવાના દાંતના ખાના નીચે કાપણીનું ચિત્ર છે; રાક્ષસી તોડવાનું ને ઉપદાઢો કચરવાનું કામ કરતી હોઈ તેની નીચે તેવાં ઓજારનું ચિત્ર છે; અને દાઢો પીસવાનું કામ કરે છે તે દર્શાવવા તેની નીચે ખરલ બતાવી છે. મથાળે જમણી બાજુના ચિત્રમાં ચાર ખાનાંમાં દાંતનો ઊગવાનો ક્રમ બતાવ્યો છે: પહેલા ચિત્રમાં દાંતના બીજના બંધારણની તૈયારી છે; બીજામાં તેના પારા (Crown) બંધાતા દર્શાવ્યા છે; ત્રીજામાં અવાળુ ફાડીને દાંત બહાર નીકળ્યો છે; અને ચોથામાં પુખ્તરીતે બંધાએલો સંપૂર્ણ દાંત, ઉપલા જડબામાંના સામેના દાંત સાથે કઇ રીતે ફિટ થાય છે તેનું ચિત્ર છે.

આવી જાય છે. દાંતની એ હારનો ઊગવાનો સમય તથા એક જડબાના અરધા ભાગમાંનો તેનો ક્રમ આ પ્રમાણે હોય છે: (૧) કાપવાનો પહેલો દાંત: છ માસની વયે ઊગે છે; (૨) કાપવાનો બીજો દાંત: નવ માસની વયે; (૩) રાક્ષસી ૧૮મે માસે; (૪) પહેલી દાઢ ૧૨મે માસે; (૫) બીજી દાઢ ૨૪મે માસે.

આ બધા દૂધિયા દાંત કહેવાય છે. સાત કે આઠ વર્ષની વય થતાં આ દૂધિયા દાંતની પાછળ કાયમી દાંત ફૂટવા માંડે છે, ને તે દૂધિયા દાંતને પાડીને તેની જગ્યા લે છે. (જુઓ ચિત્ર) દાઢો બાર તેર વર્ષે મજબૂત બને છે. આ જ વયની આસપાસના ગાળામાં દરેક જડબામાં બબ્બે ઉપદાઢ પણ સૌથી પહેલી વાર ફૂટે છે.

દાઢના મૂળને ત્રણ ખૂંટા હોય છે, જ્યારે ઉપદાઢના મૂળને બે. કાપવાના દાંત તથા રાક્ષસીને એકએક જ ખૂંટો હોય છે. છેલ્લી ચાર દાઢો ૧૭થી ૨૪ વર્ષની વય સુધીમાં આવે છે, જે 'ડહાપણના દાંત' કહેવાય છે. પણ દરેક માણસમાં આ દાઢો પૂરી સંખ્યામાં ઊગે જ એવું નથી: ઊગે ય ખરી ને ન પણ ઊગે; કારણ કે આજના આપણા સુધરેલા ખોરાકમાં ખૂબ ચાવવો પડે એવો ખોરાક રહ્યો નથી. આથી દાઢોને પૂરતું કામ મળતું બંધ થતાં તે ઊગવી બંધ થઈ. 'નિરુપયોગી અંગનો નાશ' એવો ઉત્ક્રાન્તિવાદનો સિદ્ધાંત છે.

કાયમી દાંત ઊગવાનો દરેક જડબાના અરધાભાગનો ક્રમ આ છે:

કાપવાનો પહેલો દાંત: ૭મે વર્ષે — ઉપદાઢ પહેલી: ૯મે વર્ષે
,, બીજો ,, : ૮મે ,, — ,, બીજી : ૧૦મે ,,
રાક્ષસી : ૧૧મે વર્ષે — બીજી દાઢ : ૧૨મે વર્ષે
પહેલી દાઢ : ૬મે વર્ષે — ત્રીજી દાઢ : ૧૭થી ૨૪મે વર્ષે

ઉપલા અને નીચલા જડબાના દાંત બરાબર એક બીજાની સામસામે ગોઠવાએલા નથી. આથી એક દાંત પડી જાય તો તેની સામેનો દાંત નિરુપયોગી નથી નીવડતો; પડી ગએલા દાંતની જોડેના દાંત સાથે એ સામેનો દાંત કામ લે છે. જો આવી કરામત ન હોત તો દાંત પડી જતાંવેંત જ સામેનો દાંત પણ બિનોપયોગી નીવડત!

જુદાજુદા પ્રકારના દાંત ખોરાકને કાપવાનું, ચીરવાનું, કચરવાનું તથા ભૂકો કરવાનું અને પીસવાનું એમ વિવિધ જાતનાં કામ કરે છે, અને તેમની રચના પણ એ વિવિધ કાર્ય અનુસાર જ છે. આગલા ચપટા ચાર દાંત ખોરાકને કાપે છે, રાક્ષસી તેને ચીરે છે, ઉપદાઢો તેનો ભૂકો બનાવે છે અને દાઢો તેને પીસે છે. (જુઓ ચિત્ર) આમ, બધા દાંતોના સામૂહકાર્યથી જ ખોરાક ચવાય છે. પાચનક્રિયા ખરી રીતે મોંમાંથી જ શરૂ થાય છે. આથી દાંતનો ઉપયોગ પૂરેપૂરો કરવો જરૂરી છે. ખોરાક જો ચાવ્યા વિના ગળે ઉતારી દઈએ તો દાંતનું એ અધૂરું રહેલું બાકીનું કામ કંઇ હોજરી કે આંતરડાં ઓછાં જ કરી શકવાનાં છે? પરિણામે ખોરાક ન પચવાને લીધે રોગાદરેથા આવી પડે છે. માટે ખોરાકને તો ખૂબ ચાવીચાવીને જ ખાવો જોઇએ.

પણ આપણો આજનો ખોરાક એટલો બધો નરમ છે કે તેને અધોપધો ચાવીને (કે ચાવ્યાવિના જ!) ગળે ઉતારી દઈએછીએ અને ધંધાની ઉતાવળ પણ આપણને નિરાંતે બેસીને ખાવા દે તેમ નથી હોતી. વળી આ પણ જાણવા જેવું છે કે દાંતના ઓછા ઉપયોગથી તે બગડવા માંડે છે! ખનીજ ક્ષારોની, પ્રોટીનની કે વિટામિનની ન્યૂનતા ને પોષણનો અભાવ દાંતના સડાનાં કારણો છે ખરાં; ખાંડના વધારે વપરાશથી દાંત બગડે છે તે વાત પણ ખરી; પરંતુ દાંતના સડાનું ખરું અને મોટું કારણ તો દાંતનો ઓછો ઉપયોગ છે. પોચો, તળેલો, મીઠો ને નરમ ખોરાક ખાવાથી દાંતનો ઓછો ઉપયોગ થાય છે.

માટે દાંતને સાબૂત રાખવા હોય તો રોજના ખોરાકમાં ખૂબ ચાવવી પડે એવી વાનીઓ જોઇએ. ન્યૂઝીલૅન્ડના ડૉ. ન્યૂમાન કહે છે કે 'રોટીનો પોપડો જેટલો વધારે જાડો તેટલા દાંત સારા.' ગાંધીજી લખે છે કે 'આપણામાં રોટલીને દાળ કે શાકમાં બોળીને ખાવાની ટેવ છે. આથી રોટલી બરાબર ચવાતી નથી......તેથી, ચાવવો પડે એવી સ્થિતિમાં ખોરાક ખાવો લાભદાયી છે.' (આરોગ્યની ચાવી)

દાંત સડવાનું મુખ્ય કારણ તો દાંત આગળ ભરાઈ રહેતો ખોરાક છે; અને ખોરાકમાં પણ ખાસ કરીને પોચા, ગળ્યા, તળેલા અને કાર્બોહાઇડ્રેટ પદાર્થો. આવા પદાર્થોની હાજરીમાં મોંમાં વસતા જીવાણુઓ તરત વૃદ્ધિ પામે છે અને તેમના કાર્યમાં ઝડપ આવે છે. આના પરિણામે લૅક્ટિક ઍસિડ ઉત્પન્ન થાય છે. આ ઍસિડ તો દંતમળનો મોટો શત્રુ છે. અને દંતમળ ઊખડી જાય એટલે ડેન્ટીન ખુલ્લું થાય



ઉપર: દૂધિયા દાંતની પાછળ ઊગતો આવતો કાયમી દાંત, જે, દૂધિયા દાંતને પાડીને તેની જગ્યા લે છે. જમણી બાજુ: દાંતનું બંધારણ તથા તેમાં પેસતા વિવિધ જાતના સડાનો ખ્યાલ આપતું મોટું કરીને બતાવેલું ચિત્ર. તે બે દાઢની વચ્ચે આવેલી વચલી દાઢનું છે અને જડબાના હાડકામાં તેનાં મૂળ કઈ રીતે જડાઈને રક્તવહિની-શિરા તથા જ્ઞાનતંતુઓ સાથે સંપર્કમાં રહેલાં છે તે દર્શાવ્યું છે. ઉપરાંત નં. ૧,૨ તથા ૩નાં ચોકડાંથી જુદી જુદી જગ્યાએ જે સડો પ્રવેશે છે તેનાં ઉદાહરણ આપ્યાં છે. નં. (૧) બે દાઢના સંપર્કનું સ્થાન છે. અને ઘણાખરા-સડા આ જ સ્થળે શરૂ થાય છે, કેમકે દાતણ કે બ્રશ કાળજીથી ઘસવામાં ન આવે તો એ સ્થાન બરોબર સાફ થતું નથી. પરિણામે ત્યાં ખોરાકના સૂક્ષ્મ અણુઓ જમા થઈને સડવા માંડે છે. તેમાંથી ઉત્પન્ન થતા જંતુઓ એવી જાતનો ઍસિડ પેદા કરે છે જે ઇનૅમલને ખાવા માંડે છે. નં. (૨) એ બીજા પ્રકારનું ભયસ્થાન છે, જેમાં દાઢના બંધારણમાં રહેલાં બારીક પડ વચ્ચેની જગ્યામાં પડતી ચિરાડમાં ઍસિડ પ્રવેશીને દાંતને અંદરખાનેથી ખાવા માંડે છે ને ધીમેધીમે આખા દાંતને અંદરથી પોલો બનાવી મૂકે છે. નં. (૩) એ મોટું થયેલું પોલાણ (તદ્દન કાળો કરીને બતાવેલો ભાગ) ઇનૅમલ અને ડૅન્ટીનને કોરી નાખીને વચલા માવા સુધી કેવી રીતે પહોંચે છે તે દર્શાવે છે. સડો અહીં સુધી પહોંચ્યો એટલે તેમાં રહેલા જ્ઞાનતંતુઓને ઠંડું પાણી કે ગળપણ અડતાં જ વેદના શરૂ થાય છે. આથી ચેતી જઈને યોગ્ય ઉપચાર કરાવવામાં ન આવે તો લોહીની શિરાઓ દ્વારા તે સડો આખા માવા સોંસરો નીચે મૂળના છેડા સુધી પહોંચે છે. અને ત્યાં. ગોળ કૂંડાળું કરીને બતાવ્યું છે તે સ્થળે પરુ થઈને પાકવું શરૂ થાય છે, જેની વેદના અસહ્ય બનીને આખા જડબા તથા મગજમાં સુધ્ધાં સણકા ઉપજાવે છે.

પડખેની દાઢ
ચિરાડ
પડખેની દાઢ
ઇનૅમલ
પોલાણ
અવાળુ
અવાળુ
માવો
ડૅન્ટિન
સિમેન્ટ
જ્યાં પરુ થાય છે તે ભાગ
રક્તવાહિની, શિરા ને જ્ઞાનતંતુ
હાડકું

છે: ખુલ્લું થવાથી હવે ડૅન્ટીન પણ ઍસિડની અસરથી ખવાવા માંડે છે ને સડો ઊંડો ઊતરે છે. પરિણામે ડૅન્ટીનના પોલાણમાં આવેલા જ્ઞાનતંતુઓ ખુલ્લા થાય છે. એ જ્ઞાનતંતુઓ ખુલ્લા થયા, એટલે ઠંડા પાણી કે ખાંડના સ્પર્શથી તે તરત ઉશ્કેરાય છે અને અસહ્ય તથા તીક્ષ્ણ વેદના ઊપડે છે. સડો હોય એક જ દાંતમાં પણ આખું જડબું દરદથી સણસણી ઊઠે છે, કારણકે એક જ જ્ઞાનતંતુની શાખાઓ બધા દાંતોમાં પ્રસરેલી છે. સડો દાંતના મૂળ સુધી જાય છે, ત્યાં પરુ ઉત્પન્ન થાય છે, અવાળાંમાં સોજો આવે છે અને ઠળતર ઊપડે છે. દાંતનો સડો ગંભીર દરદોનું મૂળ છે. કહેવાય છે કે શરીરની ૮૬ ટકા વ્યાધિઓનાં મૂળ દાંતના સડાને લીધે જ ઉત્પન્ન થાય છે!

સડો ના થાય તે માટે દાંત સાફ રાખવા આવશ્યક છે. ખાસ કરીને રોજ રાત્રે સૂતાં પહેલાં દાંત સાફ કરવા જ જોઈએ. કંઈ પણ ખોરાક કે મિષ્ટ પીણું મોંમાં નાખ્યા પછી પાણી વતી મોં સાફ કરવું જ જોઈએ. દરેક દાંતની આગલી, પાછલી અને ઉપલી બાજુ ઉપર તેમજ અવાળાં ઉપર આંગળી ફેરવી-ઘસી-અન્નકણો કાઢી નાખવા જોઈએ. દાતણથી દાંત સાફ કરવાનો રિવાજ પણ સારો છે. તેથી બે અર્થ સરે છે: એક તો જાડું દાતણ ચાવવાથી દાંતને કસરત મળે છે. બીજા ને તાણ દેવાથી દાંતનાં પોલાણો ઠીકઠીક સાફ થાય છે. દાંત સાફ કરવાની બીજી ઉત્તમ રીત આંગળીના ટેરવાં પર બ્રશ ઉંજણ લઈ ઘસવાની છે. દાંતનાં પોલાણો ને અવાળાં પર આંગળી ફેરવ્યા કરવાથી ત્યાં ભરાઈ રહેલા અન્નકણો અને જંતુઓ સાફ થઈ જાય છે ને પાયોરિયાની શરૂઆત થઈ (ભારે) પાસના ગમ આમળાં બાબતી નથી.




કહેવાય છે કે શરીરનાં ૮૬ ટકા દરદો દાંતના સડાને લીધે ઉત્પન્ન થાય છે. આ ચિત્રમાં, દાંતના પાયોરિયા તેમજ બીજા સડાનો ચેપ શરીરનાં કેટલાં કેટલાં અંગોમાં નવાં દરદો ઉત્પન્ન કરે છે તેનાં સ્થાનનો આછો ખ્યાલ આપ્યો છે: આંખ, મગજ, હાડકાંના સાંધા, ફેફસાં, હોજરી, હૃદય, યકૃત (કલેજું), પિત્તાશય, કિડની (મૂત્રાશય) વગેરે.

પ્રાણીઓના દાંત જવલ્લે જ સડે છે એ જ રીતે જંગલવાસીઓના પણ. આનું કારણ શું? એમનો ખોરાક કઠણ અને કાષ્ઠમય પદાર્થોનો હોય છે. આવા ખોરાકથી દાંતને કસરત મળે છે અને વળી સાથોસાથ દાંત સાફ પણ થાય છે. અમેરિકામાં ખાધા પછી સફરજન જેવું સખત ફળ અને આપણે ત્યાં સોપારી ખાવાનો રિવાજ દાંત સ્વચ્છ કરવા માટે જ અસ્તિત્વમાં આવ્યો હોવો જોઈએ. ખાધા પછી,—ખાસ કરીને ગળ્યો, પોચો અને તળેલો ખોરાક ચાવ્યા પછી દાંત ઉપર આંગળીનું ટેરવું ફેરવી પાણી વતી મોં સાફ કરવું જ જોઈએ.

દાંતના સડાનું એક કારણ દાંતનું નબળું બંધારણ પણ મનાય છે. નાનપણમાં લાગી આવેલી માંદગી આવી હોય, પૌષ્ટિક આહારનો તથા વિટામિન-ડી ધારક તાજા દૂધનો અભાવ હોય, તો દાંતઉપરનું ઈનૅમલનું કવચ પાતળું અને પોચું બને છે. વળી તે ખરબચડું હોવાથી ખોરાકના 'પ્રહાર'થી દાંતની સપાટી ઉપર ખાડાખૈયા પડે છે: અને ત્યાં કણ ભરાઈ રહે છે. આમાંથી લૅક્ટિક ઍસિડ ઉત્પન્ન થવાથી ઈનૅમલ ખવાવા માંડે છે અને દાંતના સડાનાં પગરણ મંડાય છે.

લૅક્ટિક ઍસિડથી ઈનૅમલમાં રહેલો ચાક ધીમેધીમે ખવાય છે. સદ્ભાગ્યે થૂંક આ કામમાં આડે આવે છે.તે આલ્કલીન (Alkaline) હોવાથી તેજાબ (Acid)નું શમન (Neutralize) કરે છે; આ દૃષ્ટિએ દંતમંજન કે ટૂથપેસ્ટ આલ્કલીન હોવું જોઈએ; વળી જંતુનાશક ગુણવાળું પણ, જેથી મોઢામાંના જીવાણુઓનો નાશ થાય. લીમડાના દાતણમાં આ સર્વ ગુણો સમાયેલા છે. દાંતને તે નીરોગી ને મજબૂત બનાવે છે.

દાતણ કે બ્રશ દાંત ઉપર આડાં ફેરવવાની રીત ખોટી છે. તેને ઊભાં (ઊંચે અને નીચે) દાંત ઉપર ઘસવાં જોઈએ. આમ કરવાથી બે દાંત વચ્ચેની જગ્યા ચોખ્ખી થાય છે. દાતણનો કૂચો પણ કઠોર નહિ પણ મુલાયમ હોવો જોઈએ, કારણ કે કઠોર કૂચાથી અવાળાંને નુકસાન થાય છે અને દાંત સાફ થતા નથી.

માણસ: અલ્યા છોકરા, આટલો દોડતો ક્યાં જાય છે?
છોકરો: બે જણને લડતા બચાવવા માટે.
માણસ: કોણ લડે છે?
છોકરો: મનસુખ અને હું.

# [illegible]

## એસ્બેસ્ટૉસ શાથી બળતું નથી?

ઘણાંએ જોયું હશે કે ઍસ્બેસ્ટૉસ નામના પદાર્થનાં બનાવેલાં પૂંઠાં વગેરે વસ્તુઓ અગ્નિ પર તપાવવા છતાં બળતી નથી. ઘણી દુકાનોમાં ભઠ્ઠીનો તાપ અટકાવવા માટે આવાં પૂંઠાંનો ઉપયોગ થતો જોયો હશે. પરંતુ અગ્નિ ઉપર સીધું મૂકવા છતાં યે તે શાથી નથી બળી જતું એ બહુ ઓછા જાણતા હશે. એ ન બળવાનું કારણ એ છે કે એ પોતે જ એક સંપૂર્ણ બળી ગયેલો પદાર્થ છે, આથી એ વધુ બળી શકતો નથી. જેમ કોલસાને બાળી નાખ્યા બાદ રહેલી રાખ વધુ બળી શકતી નથી, તેમ આપણી પૃથ્વી અગાઉ એક ખૂબ બળતો મહ હતો. એ જ્યારે ઠંડી પડતી ગઈ ત્યારે જુદીજુદી જાતના ઍસ્બેસ્ટૉસ તેના પેટાળમાં નિર્માણ થયા. આ બધી જાતના ઍસ્બેસ્ટૉસમાં એક સીલીકોન Silicon નામનો પદાર્થ હોય છે. એમાં લાંબા દોરા જેવી સાંકળના રૂપમાં પ્રાણવાયુ અને બીજી ધાતુઓ મળેલી છે. સામાન્ય રીતે જ્યારે કોઈ પણ પદાર્થ બળે છે ત્યારે એ ક્રિયામાં તે પદાર્થમાં પ્રાણવાયુ ભળતો હોય છે; પરંતુ ઍસ્બેસ્ટૉસે તો જેટલો લેઈએ તેટલો બધો જ પ્રાણવાયુ પહેલાં જ પ્રાપ્ત કરી લીધો હોય છે, એટલે એ વધુ બળી શકતું નથી.

## નેતરની સોટી હવામાં વીંઝતાં સુસવાટા શાથી થાય છે?

આ સમજવા માટે આપણને સંભળાતો અવાજ શું છે એ જાણવું જોઈએ. એ અવાજ એટલે આપણા કાનમાં સંવેદન પેદા થાય એટલા ક્રમ આવેગથી હવામાં પેદા થતા તરંગો (Vibrations).હવા એ અત્યંત સ્થિતિસ્થાપક છે. હવામાં સોટી વીંઝતાં તે હવાને તેને સ્થાનેથી ખસેડી નાખે છે. એમ થવાથી હવાના કણો અણુઓ તેમની જગ્યાએથી ખસી જઈ પાસેના અણુઓ પર અથડાય છે અને તેમને પણ તેમની જગ્યાએથી હડસેલે છે. વળી તે અણુઓ આગળનાંને ધક્કો મારે છે. આમ થવાથી હવામાં ગોળાકાર મોજાં પેદા થાય છે જે આપણા કાન પર અથડાય છે અને સુસવાટાભર્યો અવાજ આપણને સમજાય છે.



ખેડૂત: અલ્યા ભાઈ, મારો ગોધલો જોયો?
શિખાઉ શિકારી: અરેરે! એ ગોધલો હતો?!

કનુ: પાણી ઉપર અને પાણીની નીચે ચાલવા છતાં કોરું રહી શકે એ કોણ?
મનુ: કાંઈ સમજાતું નથી; તું કહે જોઈએ.
પહેલો: માથે પાણી ભરેલું બેડું લઈને પુલ ઉપરથી જતી પનિહારી.

વિજ્ઞાનના પ્રોફેસર: મને એક ઔંસ એલીલ આઈસોથીઓસાઈનેટ આપો!
કેમિસ્ટ: ઓહો, આપને રાઈનું તેલ જોઈએ છે, એમ કહોને!
પ્રોફેસર: હાં, પણ એ નામ યાદ રહેતું નથી.

'બેબી, કેમ રડે છે?'
'ભાઈને રજા પડે છે, ને મને નથી પડતી.'
'એમ કેમ?'
'હું હજી નિશાળે જ નથી જતીને, તેથી.'

# નૅશનલ કૅડેટ કોર

## લશ્કરી તાલીમ આપતી રાષ્ટ્રવ્યાપી સંસ્થા




લેખક: સેકન્ડ લેફ્ટેનન્ટ પ્રો. હૃષિકેશ પાઠક
ફોટો: કૅડેટ અન્ડર-ઑફિસર વિક્રમ દલાલ

પોતાનાં માન અને જાતના રક્ષણ તરફ બેદરકાર માણસ બેવકૂફ ગણાય; એટલું જ નહિ, એ ગુનો પણ ગણાય. પણ દુઃખની તથા શરમની વાત છે કે આપણે એ બેવકૂફી અને ગુનેગારી આચરી રહ્યા છીએ. આપણા દેશની શાન અને રાષ્ટ્રનું રક્ષણ કરનાર આપણા લશ્કર વિષે, આપણે શું જાણીએ છીએ એ પ્રશ્ન પોતાની જાતને પૂછીશું તો ઉત્તરમાં શૂન્ય મળશે. 'કુમાર'માં આ વિષયને અગત્યનું સ્થાન આપવાની અમારી મુરાદ છે, પણ અધિકારી લેખકને અભાવે અમે તેને પાર નથી પાડી શકતા. તેની આટલી પ્રાથમિક રજૂઆત કરતાં પણ અમને સંતોષ થાય છે.




કૅમ્પમાં પ્રવેશ કરનારને પહેલો જ આવો રેજિમેન્ટલ પોલીસ મળે. ફરજ અનુસાર સૌને એ સલામી આપે.

આપણા રાષ્ટ્રીય અસ્તિત્વનાં કેટલાંક અંગો પરત્વે આપણે અક્ષમ્ય બેદરકારી બતાવીએ છીએ. આપણા લશ્કર ને સંરક્ષણનો પ્રશ્ન તે પૈકી એક છે. જેના નામે આપણું આ લોકશાહી રાજ્યતંત્ર ચાલે છે એ સામાન્ય નાગરિકને દેશના સંરક્ષણની બાબતનું જરા-પણ જ્ઞાન નથી હોતું. લશ્કર અને લશ્કરી જીવન વિષે એના મનમાં ખરા કરતાં ખોટા ખ્યાલો વધારે હોય છે. આ પરિસ્થિતિ આપણે માટે લાંબે ગાળે નુકસાનકારક છે. આપણી સ્વતંત્રતા અને સંરક્ષણનો સ્પષ્ટ સંબંધ આપણે જાણવો જોઈએ, એટલું જ નહિ પણ એમાં સક્રિય ભાગ લેતા થવું જોઈએ. આજે જે રીતનું આંતરરાષ્ટ્રીય વાતાવરણ પ્રવર્તે છે તેમાં અહિંસાના આદર્શને સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે આપણે અમલમાં ન મૂકી શકીએ.

આપણા સંરક્ષણના પ્રશ્નો સમજવા પૂરતો આપણે લશ્કરી-જીવનનો પરિચય મેળવવો જ જોઈએ; અને આનો સીધો રસ્તો લશ્કરી તાલીમ છે. પરંતુ તે સિવાય પણ, આપણા સામાન્ય જીવનની દૃષ્ટિએ પણ, આપણા જીવનમાં આવી તાલીમની અગત્ય ઘણી કહી શકાય. આપણું સાવ શિસ્તવિહોણું જીવન, આપણા યુવાનોનાં શરીર, એમની હાલવાચાલવાની રીત, આ કશામાં મર્દાનગી કે જુસ્સો નથી દેખાતાં. સૈન્ય દેખાવમાં નમરૂપી લેતા આપણા યુવાનવર્ગને શારીરિક શ્રમની ખૂબ જરૂર છે. આ બધું લશ્કરી જીવનમાં અનાયાસે મળી રહે છે. શિસ્ત, વ્યક્તિત્વ-ઘડતર, બિરાદરી, હિંમત વગેરે ગુણો આવી તાલીમથી આપોઆપ ખીલી નીકળે છે. વળી જરાક બુદ્ધિશાળી યુવાન તો શરીર સારું કરવા ઉપરાંત બીજા ઘણા લાભ પણ આવી તાલીમથી મેળવી શકે છે. શાંતિના સમયમાં લીધેલી આ તાલીમ રાષ્ટ્રની કટોકટીના સમયમાં અમૂલ્ય બક્ષિશ જેવી થઈ પડે છે.

લશ્કરી તાલીમની આવી કોઈપણ યોજના બુદ્ધિની કેળવણીની સાથોસાથ જ હોવી જોઈએ. આપણી હાલની એકતરફી કેળવણીનું એ એક મહત્ત્વનું પૂરક અંગ ગણાવી જોઈએ. પરિણામે, ગ્રૅજ્યુએટની કે એવી કોઈ ઉપાધિ લઈને કૉલેજમાંથી જીવનમાં પ્રવેશતો વિદ્યાર્થી આપોઆપ સંરક્ષણ અને લશ્કરના પ્રશ્નોથી પણ જાણકાર બની ગયો હશે અને એનામાં કોઈપણ પરિસ્થિતિનો સામનો કરવા પૂરની હિંમત અને તાકાત આવી ગયા હશે. પછી તો એને આ કેળવણીમાં ફક્ત દુનિયાના વિવિધ અનુભવનો જ ઉમેરો કરવાનો રહેશે. યુરોપ અને અમેરિકામાં આવી યોજનાઓ વિદ્યાર્થીઓના ઘડતરમાં અમૂલ્ય ફાળો આપે છે; અને આવી સંસ્થાઓમાં તાલીમ લઈને બહાર પડેલા વિદ્યાર્થીઓ યુદ્ધ જેવી કટોકટીની પળોમાં રાષ્ટ્રના રક્ષણમાં ખડે પગે તૈયાર રહે છે.

એક બીજી દૃષ્ટિએ પણ લશ્કરી તાલીમની અગત્ય સમજવી ઘટે. જીવનનાં જુદાંજુદાં પાસાંઓને આપણે વધતીઓછી અગત્ય આપીને એ બધાંને આપણે એક જાતના સંવાદમાં રાખવા પ્રયત્ન કરીએ છીએ. આપણા ધર્મ, નાત, જાત વગેરે તરફની આપણી ભાવનાઓને તેની વધતીઓછી અગત્યના પ્રમાણમાં આપણે અમુક ક્રમથી અપનાવીએ છીએ. પરંતુ આ ક્રમ શાંતિના સમયમાં એક પ્રકારનો હશે જ્યારે રાષ્ટ્રીય કટોકટીના સમયમાં જુદો જ હશે. દાખલા તરીકે આપણે 'હું અને મારું ઘર પહેલું' એમ શાંતિના સમયમાં કહી શકીએ, પણ અમુક વિશિષ્ટ પ્રસંગોએ આપણે આ મત બદલવો પડે અને 'પહેલો દેશ અને પછી બીજું બધું' એવો ભાવનાઓનો ક્રમ અપનાવવો પડે—અપનાવવો જોઈએ. લશ્કરી તાલીમ દ્વારા ફરજ અને શિસ્તની જે ભાવના વિદ્યાર્થીઓમાં આવશે એનાથી તેઓ જીવનમાં પણ ખરા નિર્ણયો લઈ શકશે. આપણી આજની કટોકટીની પરિસ્થિતિના મૂળમાં પણ કોઈ ખાસ કારણ જો હોય તો તે આપણી ભાવનાઓનો





ઉપર: 'સૅન્ડ મૉડેલ ઍક્સરસાઇઝ': પૃથ્વીમાં જુદાજુદા પ્રદેશોના નકશા ને આકૃતિઓ કરી યુદ્ધનો ખ્યાલ આપવાનો પ્રયત્ન. જમીન પર વચ્ચે લીટા દેખાય છે તે રસ્તા અને નદીઓના આલેખનના છે. એનો જ નકશો પાછો પાટિયા ઉપર દોરેલો છે. અમદાવાદ કેન્દ્રના વડા અફસર મેજર ઈરાની તેનો વર્ગ લઈ રહ્યા છે.

ડાબી બાજુ: ટૉમી ગનનો ઉપયોગ: હાથમાં રમતું રહે તેવું આ હથિયાર નજીકના દુશ્મન સાથેના યુદ્ધમાં ખૂબ કામયાબ નીવડે છે. આ ઝડપે ગોળીઓ છોડી શકાય છે, આમાં હાથ, આંખો અને પગનું પણ કાર્ય નિયત કરેલું હોય છે, અને એમાં તે સહેજસાજ પણ ભૂલ થઈ તો નિશાન ચૂક્યા જ સમજો.

વિસંવાદી ક્રમ છે. પરિણામે સૌ પોતપોતાના સુખ માટે જ જીવે છે, જ્યારે દેશ માટે કોઈ નથી જીવતું. આ વિસંવાદનો જેટલો ત્વરાથી આપણે ત્યાગ કરીએ એટલો રાષ્ટ્ર તરીકે આપણને જ ફાયદો થશે.

આપણો દેશ સ્વતંત્ર થયા પછી એક વર્ષમાં જ આપણી સરકારે વિદ્યાર્થીઓને લશ્કરી તાલીમ આપવાની એક રાષ્ટ્રવ્યાપી યોજના અમલમાં મૂકી છે. આ યોજના તે નૅશનલ કૅડેટ કોર. રાષ્ટ્રીય દળની આવી યોજનાનો ખ્યાલ છેક ૧૭૮૯ની ફ્રાન્સની મહાન રાજ્યક્રાંતિના સમયથી શરૂ થયો. એ વખતે ફ્રાન્સની પ્રજાએ 'શસ્ત્રસજ્જ રાષ્ટ્ર' (Nation in Arms)ની કલ્પના કરી અને જોતજોતામાં નવયોદ્ધાઓ ફ્રેન્ચ યુવાનો ભસ્મીભૂત ફ્રાન્સની રાખમાંથી નવા રાષ્ટ્રનું સર્જન કરવા બહાર પડ્યા. આપણા દેશમાં પણ નવસર્જનનાં જે અનેક કાર્યો કરવાનાં છે એમાં શિસ્તબદ્ધ નાગરિકોનું ઘડતર એ મોખરાનો ને અનિવાર્ય પ્રશ્ન છે. તેનો ઉકેલ કરતી આ નૅશનલ કૅડેટ કોરના હેતુ નીચે પ્રમાણે છે:

(૧) યુવાનો અને યુવતીઓમાં ચારિત્ર્ય, ખેલદિલી, સેવાભાવ અને નેતૃત્વના ગુણો કેળવવા.

(૨) દેશના સંરક્ષણમાં પ્રજાનો રસ જાગૃત કરવા યુવાનો અને યુવતીઓને લશ્કરી તાલીમ આપવી.

(૩) રાષ્ટ્રની કટોકટી વેળા લશ્કરની ઝડપી વૃદ્ધિ માટે તાલીમબદ્ધ અમલદારોનું અનામત દળ ખડું કરવું.

વિદ્યાર્થીઓને લશ્કરી તાલીમ આપવામાં આ કોરની એવી અભિલાષા છે કે દેશના શિક્ષિત યુવાનો નેતા થવાની લાયકાત મેળવે; સારી સંખ્યામાં લશ્કરમાં જોડાય અને સેનાના ઑફિસરો થઈ શાંતિના કે યુદ્ધના સમયમાં લશ્કરને દોરવણી આપે અને એની સરદારી લે.



←ડાબી બાજુ: બ્રેન મશીન-ગનનો વાર: આ એક મહત્ત્વનું શસ્ત્ર છે. એની પકડ જરા જુદી હોય છે, અને વાર કરતાં થરથરાટ પણ ઠીક થાય છે. કૅડેટની પાસે એક હવાલદાર બેઠો બેઠો એને સૂચનાઓ આપે છે. બંદૂકના ટોચ (ચાંદા)માં આંગળી ભેરવેલા કૅડેટના જમણા હાથ ઉપર અર્ધ ચન્દ્રાકારે દેખાય છે તે 'મૅગેઝીન' છે, જેમાં ગોળીઓ ભરેલી હોય છે. પાછી પર ટેકવેલી ગનની આગળ નીકળી આવેલી નળીમાંથી ગોળી છૂટે છે. તેના ઉપર નિશાન લેવાની 'માખી' છે.

# નૃસિંહ જયંતી

માસમાસના તહેવારો [૨૦]

પ્રાચીન કાળમાં સ્વયંભુવ મન્વંતરમાં હિરણ્યાક્ષ નામે એક પરાક્રમી રાજા થઈ ગયો. આ મહાબળવાન પુરુષ સર્વ દેશો જીતી લઈ લોકો પર ખૂબ જુલમ ગુજારવા લાગેલો, એટલે ભગવાન વિષ્ણુએ વરાહનો અવતાર લઈ તેનો નાશ કર્યો ને લોકોને મુક્ત કર્યા.

એ હિરણ્યાક્ષના વંશમાં જ આગળ હિરણ્યકશ્યપુ નામે બીજો બળવાન પુરુષ થઈ ગયો. તેણે પણ પોતાનું રાજ્ય સર્વ ઠેકાણે સ્થાપન કરીને લોકોને પીડવાનું શરૂ કર્યું. વિષ્ણુએ હિરણ્યાક્ષનો નાશ કર્યો હતો, તેથી વિષ્ણુ સાથે વેર બાંધી, તેમના ભક્તોને તે ખૂબ દુઃખ દેવા લાગ્યો. ઉપરાંત ઋષિઓ, દેવો તથા બીજા રાજાઓને તે અનેક પ્રકારે હેરાન કરવા લાગ્યો. વિષયલુબ્ધ થયેલા આ અસુર રાજાએ તપસ્યાથી એવું વરદાન મેળવેલું કે જેથી તેને રાત્રે કે દિવસે, ઘરમાં કે ઘર બહાર, તેમજ કોઈ મનુષ્ય કે હિંસ્ર પશુ મારી શકે નહિ. આ પ્રમાણે વ્યવસ્થા થયા પછી તો તેની નિર્દયતા અને ક્રુરતાએ માઝા મૂકી. તેના જુલ્મ નીચે પૃથ્વી ત્રાહિત્રાહિ પોકારવા લાગી.

પણ વિધિનું કરવું એવું કે એ જુલમી રાજાના નાશનું કારણ તેનો પુત્ર પ્રહ્લાદ જ બન્યો. હિરણ્યકશ્યપુને છ પુત્રો હતા. તેમાં પ્રહ્લાદ અતિશય સાત્ત્વિક વૃત્તિવાળો અને વિષ્ણુભક્ત હતો. પોતાના પિતા તથા બીજા સંબંધીઓનો તામસી સ્વભાવ તથા વિષયલંપટતા તેને ગમતાં નહિ. પ્રહ્લાદનું કુળ અસુરોનું અથવા દૈત્યોનું કહેવાતું. તેઓ પરમેશ્વરને જ માનનારા દેહાત્મવાદી હતા. અસુરોના પ્રતિસ્પર્ધીઓ સુરો અથવા દેવો હતા, જે વ્યાપક પરમાત્મારૂપ ભગવાન વિષ્ણુની પૂજા કરતા. સુરોનો પક્ષ એ જ સત્ય માર્ગ છે એમ પ્રહ્લાદની ખાતરી થતા તેણે વિષ્ણુભક્તિનો માર્ગ સ્વીકાર્યો.

'પોતાનો જ પુત્ર પોતાના કટ્ટર શત્રુને ભજે છે' એની જાણ થતા હિરણ્યકશ્યપુએ પ્રહ્લાદને પોતાના મતના ગુરુ નીચે ભણવા મૂકી તેને અસુરવિદ્યાનું ભણતર આપવા પ્રયત્ન કર્યો. પણ દૃઢ ભક્તિભાવવાળા પ્રહ્લાદે તો ઉલટો ગુરુને જ ઉપદેશ કરવા માંડ્યો કે 'મહારાજ, મિથ્યા અભિમાનને લીધે અમે અસુરો દેહાત્મવાદી બની પરમેશ્વરને ભૂલી ગયા છીએ, પણ તે સાચો માર્ગ નથી. સાચો પરંતુ તો એ છે કે વિષ્ણુ ભગવાનરૂપ સાચા પરમેશ્વરને જાણવાની શક્તિ સંપાદન કરી તેનામાં લય પામવાની ઇચ્છા રાખવી જોઈએ.'

પ્રહ્લાદ ગુરુનું કહ્યું માનતો નથી એ વાતની હિરણ્યકશ્યપુને ખબર પડતાં તેણે પુત્રને બોલાવી મંગાવી ગુરુના ઉપદેશ પ્રમાણે ચાલવાની સખ્ત આજ્ઞા કરી. પણ પ્રહ્લાદે નીડરતાથી કહ્યું, 'પિતાજી, જે વિદ્યાથી શાશ્વત સુખ મળતાં નથી તે વિદ્યા શા કામની? ઈશ્વરપ્રાપ્તિ એ જ વિદ્યાનું અંતિમ ધ્યેય છે. એ સાધ્ય કરવા માટે મેં સ્વીકારેલો માર્ગ જ બરાબર છે.' પોતાને જ સર્વશક્તિમાન માનતા હિરણ્યકશ્યપુને આ કહેવું ક્યાંથી ગમે? તેણે નોકરોને આજ્ઞા કરી કે 'જો કોઈ પણ ઉપાયે પ્રહ્લાદ ઠેકાણે ન આવે તો તેને સખતમાં સખ્ત શિક્ષા કરવી.' નોકરોએ પ્રહ્લાદને વિષ્ણુભક્તિમાંથી ચલિત કરવા અનેક રીતે દુઃખ આપ્યું, પણ એ બધાં કષ્ટ પ્રહ્લાદે હસતે મોઢે સહન કર્યાં અને પોતાની વિષ્ણુભક્તિમાં અડગ રહ્યો.

હિરણ્યકશ્યપુને આની જાણ થતાં તેણે શત્રુપક્ષમાં જઈને મળેલા પોતાના પુત્રને દેહાંતદંડ આપવાનું નક્કી કર્યું. પ્રહ્લાદને બોલાવી તેણે કહ્યું, 'પ્રહ્લાદ, જ્યારે તું મારી ઇચ્છા મુજબ વર્તતો નથી ત્યારે હું તને હવે જીવતો રહેવા દેવા માગતો નથી. જે વિષ્ણુનું તું રાતદિવસ ભજન કર્યા કરે છે તે તને કેવી રીતે બચાવે છે તે મારે જોવું છે.'

પ્રહ્લાદે નમ્રતાથી જવાબ આપ્યો, 'પિતાજી, વિષ્ણુ સર્વત્ર છે. તે મારામાં છે, તેમ આપનામાં પણ છે. જે લોકો તેના ચિંતનમાં મગ્ન રહે છે તેમનું રક્ષણ વિષ્ણુ કરે જ છે.' આ સાંભળતા જ હિરણ્યકશ્યપુએ ક્રોધથી કહ્યું, 'તારો વિષ્ણુ બધે જ છે એમ તું કહે છે તો સામેના થાંભલામાં તે કેમ જણાતો નથી?' પ્રહ્લાદે (અનુ. સામેના પાને)



વિષ્ણુના દસ અવતારોનો વિષય ભારતીય મંદિરોમાં શિલ્પીઓની કલ્પના અને તાકાતને હંમેશા ઉત્તેજનો રહ્યો છે, અને પ્રાચીન અનેકવિધ સ્થળે જુદે જુદે રૂપે તે વિકસી રહેલો દેખાય છે. વિજયનગરનાં હિંદુ મહારાજ્યનાં ખંડિયેરોમાંનું નૃસિંહનું કરાલરૂપ શિલ્પ જેમ વિખ્યાત છે, એવું જ ઉપર આપેલું સુંદર શિલ્પ આપણા ગુજરાતી કારીગરોના ટાંકણાંની શોભનકલાનો પ્રસાદ છે. આબુનાં દેલવાડાનાં મંદિરોની એક છતમાં કેન્દ્રસ્થાને કમળપાંખડીઓની પશ્ચાદભૂ મૂકીને શ્વેત આરસમાં ઉઠાવેલું આ અર્ધ શિલ્પ, વર્તુલાકારમાં યોજાએલા શોભન-સંયોજનનો પ્રશસ્ય નમૂનો છે. એમાં વીરાસન જેવી બેઠક જમાવેલા પગ વચ્ચે નૃસિંહે હિરણ્યકશ્યપુના પગ સપડાવ્યા બે હાથે પકડ્યા છે ને બીજા બે હાથે તેના હાથ પકડ્યા છે. નૃસિંહને કુલ સોળ હાથ દર્શાવ્યા છે તેમાં બે હાથ આંતરડાં ચીરતા, બે હાથ આંતરડાં પકડેલા ને બે હાથ (માળાએ) તેવી ક્રિયામાં વળેલા છે, ત્રણ હાથમાં વિષ્ણુના ચિહ્નો ચક્ર, ગદા ને પદ્મની મુદ્રા છે, ને ચોથો માથે મૂકેલો છે મથાળાનો બીજો એક હાથ ખંડિત છે. હિરણ્યકશ્યપુનો પણ એક હાથ ખંડિત છે.

## ચન્દ્રવદન ચીમનલાલ મહેતાની આપકથા

આખાનુ કૉલેજમાં પણ રંગ સારો જામતો હતો. હોસ્ટેલમાં દાદાઓ હતા, તેમ અહીં પણ, જરા જુદી તરેહના દાદાઓ પોતાનો અડ્ડો જમાવી બેઠા હતા. સુક્કો પણ હસમુખો, આ ઓરડામાંથી પેલા ઓરડામાં ઘૂમતો પ્રોફેસરોને ડરાવતો ખુરશેદ મહેરઅલી, ટાઈ અને લાલ ફેઝમાં ત્યારથી જે વિદ્યાર્થીઓનો માનીતો હતો. એટલો જ, પણ સ્વભાવે જરા જલદ સોલી (સોરાબ) બાટલીવાળા, શરમાળ પણ ભણવામાં હોશિયાર મીનુ મસાણી, સ્કૉલર રૂપેન્દ્ર દેસાઈ, નાટકચેટકમાં પોતાનો કક્કો ખરો કરાવનાર સાર્લ ખંડાલાવાળા, એમાંનો એકે એક જણ કૉલેજનાં મંડળોના મંત્રી પદે બિરાજ્યો હતો : કોઈ ફિલસૂફીના તો કોઈ ઇકોનૉમિક્સ યૂનિયનમાં. એમાં આપણે હાથે ગુજરાતી મંડળ આવી ગયું હતું, અને આ બધા સેક્રેટરીઓનું પાછું એક યૂનિયન,–એટલે આખી કૉલેજ હાથમાં!

કૉલેજ બાદ, લગભગ રોજ સાંજના, રૂપેન્દ્ર દેસાઇને ત્યાં હ્યુજિસ રોડ પર ચંડાળ ચોકડી એકઠી થતી. ખુરશેદ, સોલી અને કૃતચિત્ત મીનુ અને બન્દા. ત્યાં આસપાસની સુલતાની ચર્ચાતી, લડવાડો થતી, નવા પેંતરા યોજાતા અને અલક મલકની બાબતો વંચાતી. આ કે તો અંગ્રેજી જ હાંક્યું એટલે એમાં હું કંઈ બોલતો તો હમેશ મશ્કરી થતી અને એ લોકો તો અંગ્રેજીમાં ફટાફટ ફટકાબ્યે રાખતા.

ટોળીનો સંપ બહુ સારો. સાર્લ અંગ્રેજી નાટકનો ખાં અને અભિનયનો જાણકાર, સૌને ડારી દેતો. અને આપણું કંઇ અંગ્રેજીમાં પાકતું નહિ, એટલે ગુજરાતીમાં 'આવી જાઓ' કરી બેઠા હતા. દેખીતીરીતે જ સ્પર્ધા થતી, પણ કદી કડવાશનાં બીન હોતાં વવાયાં. પછી તો બીજા ચાર પાંચ બારકસો એવા આવી મળ્યા કે બાર જણાએ ભેગા થઇ 'રાસ્પુટીન ક્લબ' કાઢી. ગઝદર (હવે તો સૉલિસિટર) એનો પહેલો મંત્રી, અને–શૂળીએ ચડાવવા કે શું,–તે પહેલો પ્રમુખ ચન્દ્રવદન મહેતા. બંધારણ કંધારણ કંઈ નહિ. મહીને એક બે વાર મીટિંગ થાય. તે દિવસે બધાએ કાળાં કપડાં પહેરવાનાં. બાર પૈકી એક જણ દંડા પર મરેલા માણસની ખોપરી લઇને બારણા બહાર ઊભો રહે. કૉલેજના ગમે તે રૂમમાં મીટિંગ ભરાય,–કોઇ કાળો નાગ પણ ના ન પાડી શકે. બધા સભ્યો આવી જાય એટલે બહાર ઊભેલો 'ખોપરીમાસ્તર' અંદર આવી બારણું અંદરથી બંધ કરી દે. પ્રમુખની સત્તા એટલે ગણુ લોકનું રાજ,–પૂરી જોહુકમી. ને સભ્યોની સત્તા એવી કે એમનું ચાલે તો ત્યાં જ પ્રમુખને ઉથલાવી બીજાને બેસાડી દે! કશો નિયમ જ નહિ. છતાં વારાફરતી બધા પ્રમુખ થતા. નિયમિત સભા મળતી. ને વચગાળા દરમ્યાન મેમ્બર સાહેબોએ જે કંઈ ઉધમાત કીધા હોય–યા ન કીધા હોય–તેના 'શો કૉઝ' (Show Cause) થતા: કારણ આપો! તારીખ ફલાણીને દિવસે કૉલેજમાંથી નીકળતાં કઈ પોરી સાથે ગુસપુસ કરતા પગથિયાં ઊતરતા હતા? શો કૉઝ' તરત જવાબ. એટલે પ્રમુખ બધાને પૂછે, જવાબ બરાબર છે? 'હા?' તો સારૂ. નથી? તો પ્રમુખનો ફેંસલો : દંડ! તે પણ ત્યાં જ ભરી દો.

'પરમ દિવસે અમુક પ્રોફેસરના ક્લાસમાં તોફાન કરવામાં શામેલ કેમ નહિ થયા? શો કૉઝ!'

'આ આખા પંદર દિવસ દરમ્યાનમાં તોફાનનું કોઇ પણ આળ તમારા પર કેમ નથી આવ્યું? શો કૉઝ!'

'ગઈ કાલે તમે જતા હતા ત્યારે રસ્તે તમે પસાર થયા ત્યાં એક દેખાવડી પોરી ઊભી હતી, છતાં તમે એને લિફ્ટ ઑફર કેમ ન કરી, અને સીધા એકલા ટૅક્સીમાં કેમ ચાલ્યા ગયા? શો કૉઝ!'

પ્રમુખ ગમે તે સવાલ પૂછે અને તરત સાચેસાચા જવાબ આપવાના. જૂઠા આપો તો વાંધો નહિ, પણ મેમ્બરોમાંથી કોઈ પણ ક્રૉસ કરે અને વધારે છબરડો થયો તો દંડ ભારે' એ બધા દંડમાંથી પછી ત્યાં ને ત્યાં જ બટાટાની કાતરી અને કેકની જયાફત થતી. વધારો રહેતો તો સેક્રેટરી સિલિકમાં રાખતો.

એક પ્રોફેસરના પેટમાં તેલ રેડાયું. આ "રાસ્પુટીન ક્લબ" છે શું? કોઈ ભાંગફોડ કાવત્રાબાજોની ટોળકી તો નથી? અને પ્રોફેસરોના મનમાં જે વહેમ પેઠો તો મૂઆ છૂટ્યા. એક તો કૉલેજ, અને એમાં ભણનારો જાણે તે રૂમમાં બંધ બારણે મીટિંગો ભરે?! જરૂર જ કંઈક હશે!

એ ચારીવાળ લેક્ચરરનું નામ નહિ દઉં, પણ એણે પ્રિન્સિપાલના કાનમાં ગોખરુ ઘસ્યું. ઉપરાંત પોતે ઊભી કરેલી એ અફવા ઉપર મીઠુંમરચું પણ ભભરાવ્યું. આ સદીની પહેલી વીશી પૂરી થવા આવેલી. બિસાન્ટની હોમરૂલ લીગે દોડા કરેલી, કર્મવીર મોહનદાસ આફ્રિકાથી અહીં આવી ગએલા. ખેડાનું નામ સરકારી દફતરે ચમકવા માંડેલું, મહેરઅલી નરીમાનને મળતો, સોલી ઝીણાને બોલાવતો, ચન્દ્રવદન નાયડુને નોતરતો,—હિન્દુસ્તાનનું સત્યાનાશ થઈ જશે! નક્કી કંઇ દાળમાં કાળું છે. બાર જણા કાળાં કપડાં પહેરીને અને લાકડી ઉપર ખોપરી ખોસીને સભા ભરે' જરૂર બધા ઝોથી ખોપરીના એકઠા થયા છે. કૉલેજને બટ્ટો લગાડશે, સરકારમાં ઉથલપાથલ કરાવશે. એના મનમાં કે કંઇક આરશાહીનો સામનો કરવા અહીં કાવતરું રચાતું હશે. કોઇ કૉમ્યુનિસ્ટ કે ક્રિમિનલ એકઠા થતા હશે; ને...

ચાલુ સભાએ એક દિવસ પ્રિન્સિપાલ કોવન્ટ્રીને છાપો માર્યો! અમારી સભા તો હજી અંદર ચાલુ થવાની તૈયારીમાં હતી, એટલામાં બહાર રકઝક સંભળાઈ. દંડી ખોપરીનો ગઝદર બહાર હાથમાં ખોપરીનું નિશાન લઈ ઊભેલો તે, કોવન્ટ્રીને તો શું પણ બ્રિટિશ સામ્રાજ્યનો શાહનશાહ આવે તો યે દાખલ થવા દે એમ નહોતો!

(ચાલુ)



કર્યાં, તે સાંભળતાં એમ લાગ્યું હતું ખરું કે ...ગી જાય. ભાષણ કરતાં અભિનય વધારે, અને ...ચીસ સભાઓમાં લલકારે. સિદ્ધ જીસ: પાકો પારે-જેવો મુદ્દો તેવો જ આપાનો ઝોક, તેવાં જ નાનાં-... વાક્યો, તેવા જ હાથના લહેકા ને મોંના ચાળા; વછૂટની ગોળી જેમ વિશેષણોની ઝડી; અવાજની આ નાકાથી તે નાકા સુધીનો પૂરો ઉપયોગ; કદીક કદીક ખૂબ ક્રોધે, કદીક માર્મિક હાસ્યે તો કદીક ભયાનક ખડખડાટે શ્રોતાવૃન્દને ચકિત કરી ભરમાવી શબ્દજાળમાં બાંધી જ રાખે, છક કરી દે, એની શબ્દમોરલી પર નાચતું કરી દે.



બસ, એ શૈલી ગઈ: ખરી યા ખોટી. પણ એ પ્રકારના હવે જાણવામાં નથી. મહેરઅલી, સોલી ને બન્દા એ લડાયુ હાથ કરવા ઘણી વાર દરિયાકિનારે જઈને આવે તે વિષય પર બચડતા ને બરાડા પાડતા, પણ એ ડીમિથો કંઈ એમ હાથ આવે?

બબ્બુતરનાં વરસોમાં આ બધા અનુભવો ખરેખર યુનિવર્સિટીના રેડિયાળ અભ્યાસક્રમો કરતાં અતિ મહત્ત્વના હતા.

ઇલોક્યુશન (વક્તૃત્વ) વિના નાટક સંભવે જ નહિ. ને એલ્ફિન્સ્ટન કૉલેજમાં વર્ષોથી બે હરીફાઈ ચાલતી આવતી હતી: એક ઇલોક્યુશનની અને બીજી ડ્રામૅટિક રેપ્રીઝીશની. આજે યે ઘણી નિશાળોમાં કે મંડળોમાં વક્તૃત્વકળાની હરીફાઈ થાય છે, છોકરાઓ ભાષણો આપતા જણાય છે, ગગાવ્યા છે; પણ એ 'ઇલોક્યુશન' નહિ. નિશાળોમાં ઇલોક્યુશનની ખરેખર તાલીમ અપાતી હોત-તો ગુજરાતી રંગભૂમિની કાયા પલટાઈ જાત.

એ ગ તો ચોથા ધોરણમાં નરસિંહરાવની 'ચન્દા' અને 'આરાધ્યા પ્રભી કું' સડસડાટ બોલી જતા હતા, અને પાંચમામાં

'મુજ જીવનમાં નથી કો નબાઈ સિવાય પણ હું શું કહું,'
પૂછ્યું તથાપિ તમે જ તો હું નકાર પણ શી રીતે ભણું?'

એમ હરિગીતમાં ગોવર્ધનરામને પણ લલકારતા, છઠ્ઠા ધોરણમાં 'વિદ્ધ મૃગ' ગોખેલો અને સાતમામાં 'ઇન્દ્રજિતવધ' કાવ્ય. પણ કોઈએ ઇલોક્યુશન (બોલવાની છટા) સમજાવેલું નહિ. વાક્શક્તિ કેળવાએલી, પણ બોલવા માટેની 'સાઉન્ડ ગ્રૅન્ડ' કે 'વોકલ કૉર્ડ્ઝ' નહિ! સ્પષ્ટોચ્ચાર, દંતસ્થાની અને ઓષ્ઠસ્થાની શબ્દોનો યથાર્થ પ્રયોગ, ગળાની-પહેલીપૂરી સાફસૂફી, વાગ્માધુર્યની કેળવણી, સંયમધારી સુરાવટમાં બોલવાની તાલીમ, જરૂર પડયે અર્થસૂચક ને ઘોતક તથા સાંભળનારની વૃત્તિને ઉત્તેજક એવા મુલાયમ આરોહઅવરોહના નામનિશાન નહિ: માત્ર ગોખેલું બરાડા પાડીને બોલતા એટલું જ.

કૉલેજમાં કંઈ એના ખાસ વર્ગો નહોતા. પણ આ હરીફાઈમાં ભાગ લેવા સમજદાર પાકા કરતાદો બહાર પડતા, અને પરીક્ષકો પણ કિસબને જાણનારા નીમાતા. એમાંથી જાણવાનું મળ્યું.

આપણે તો સુરતમાં નગીનચંદ હૉલ ગજાવેલો ને મનમાં ભારી ઍટ. એટલે એ ચન્દ્રક તો સહજે લઈશું એમ ધારી, પહેલાં 'હેરિંગ્સનું ઇમ્પીચમેન્ટ' ગોખ્યું. પછી, તે તો બીજાએ લીધું છે એમ જાણતાં આયરિશ પેટ્રીઅટ એમેટની ફાંસીએ જતા કરેલી સ્પીચ ગોખી નાખી.

હરીફાઈને દિવસે તો જે વીસપચ્ચીસ ગદારથીઓ બહાર પડતા ગયા, તે સાંભળી દંગ જ થઈ ગયા. કોઈએ દાદાભાઈની સ્પીચ તો કોઈએ હેરિંગ્સનું ઇમ્પીચમેન્ટ, તો એક ફક્કડે વળી 'ચાંદા થવાના રાહ પર'—'ઑન ધ રુ ગૉડનેસ' લલકાર્યું. આપણે વચ્ચે ચિઠ્ઠી ખેંચાતાં ક્રમમાં બારમો નંબર આવેલો ને પ્રમાણે બોલ્યા. પણ કંઈ ક્લાસ જ નહિ! ગિલ્લી ઊડી તો ઊડી. પણ કૈકટીને પાત્ર ઠર્યાં તે જુદા. એ પહેલી હરીફાઈમાં જ ઇલોક્યુશન શું તેનું ભાન થયું. ત્યાં જ ખબર પડી કે હજી તો આપણે કૂવાના દેડકા છીએ. પહેલું જ સ્થાન સોરાબજી બાટલીવાળા એક નાનકડી અંગ્રેજી કવિતા બોલીને પહેલું ઇનામ લઈ ગયા. પેલા ધરખમ ઇમ્પીચમેન્ટવાળાઓ અને એમ સ્પીકોમાં ગજવનારાઓ તો ભોઠા જ પડી ગયા.

એક નાની કવિતા: સાદી સરળ ને સુંદર 'બ્રિજ ઑવ સાઇઝ'. સોલી ધીમેધીમે એક પછી એક કડી આસાનીથી બોલે. અવાજ આપસર, મિજાન બરાબર, ભાર વજન પ્રમાણસર. અને સ્પષ્ટ શાસ્ત્રીય ઉચ્ચાર. બે ત્રણ સ્ટેન્ઝા બોલાયા હશે તો દરેક લીટી સાંભળનારાના હૃદયમાં સોંસરી ઊતરવા માંડી. ક્યાંય કશી ગરબડ નહિ. શાંતિ—તદ્દન ચુપકીદીમાં એણે કાવ્ય પૂરું કર્યું. અને બેસવા જતાં તો તાળીઓની વધામણી. એ તાળીઓમાં જ પ્રેક્ષકોએ પોતાનો ચુકાદો જાહેર કરી દીધો હતો. મને તો કોઈએ 'બેટર લક નેક્સ્ટ ટાઇમ' પણ ન કહ્યું. શું પૂછ કહે?'

એક ભાઈએ પેલી નાની કવિતા 'હેસ્પરસ, ઇટ વૉઝ ધ સ્કૂનર, હેસ્પરસ', એવી તો સફાઈથી—જાણે સાદી વાત કહી જતો હોય એમ—કહી ને બીજું ઇનામ લઈ ગયા. એમાં હોડી, એનો કપ્તાન, એની નાની દીકરી, તોફાની રાત અને હોનારત,—બધું શબ્દોચ્ચારથી એવું તો ખડું કરી દીધું, કે આપણે વાહ વાહ કહેવી જ પડે.

આપણે તો બધું જ વધારેપડતું કરીએ,—કરી જ નાખીએ. સંયમ. નિયમન તો પાળવાના જ નહિ. ઓવર ઍક્ટ, ઓવર ઍક્ટ, ઓવર ઍક્ટનો એક બેહૂદો દાખલો આપું. ઘણીવાર રેકોર્ડમાં કે રેડિયો પર ગરબો સાંભળો અને એમાં 'ચાંદની રાતના રેશમી ટહુકે' એવી ને એવી જ લીટી આવી, તો તરત ત્યાં પેલા ભોંઠામાં પાણી ભરેલા સીસા પીડળ વગાડી ટહુ ટહુના અવાજ કઢાવાના જ! સાઉન્ડ ઇફેક્ટ્સ!! શું કપાળ? એ જ ગાંત પ્રમાણે ઇલોક્યુશનમાં કવિતા બોલતા આપણે ચેનચાળા યા બરાડા પાડવાના. અરે જ પહેલા ધોરણમાં હતો ત્યારે એક મેળાવડામાં માસ્તરે એક કવિતાપઠન ગોખાવેલું:

'ટ્વાઈન ધ નેટ્સ અગેઇન બેયન્ઝ,
હિટ હર ઑન ધ હેડ.'

કે એવું,—તે છોકરો પાઠને શરૂ કરતાં જ પહેલી લીટી વખતે બન્ને હાથમાં ખીલો પકડી ભીંતમાં હથોડો લઈને ઠોકતા હોઈએ એમ ગબ્બે શબ્દે અભિનય કરેલો! એનાં તો કેટલાં રીઝસંદેશ' અને રોઝી

લીટીમાં 'કિક' એટલે કે લાત મારવાની ક્રિયા આવતી હતી. તે મેળા-વડામાં બંદા એવા તો પીસી ગયા કે જે જોરથી પગ ઉછાળ્યો હતો, તે મિયાં પડતાં પડતાં રહી ગયા! શું કરે? અરધો ડઝનેક જણે કહ્યું હશે કે બરાબર 'ઍકશન' કરવું; તે ઍકશન થઈ ગયું! કેવો ઉલ્લુ લાગ્યો હોઈશ, એનો હું વિચાર કરું છું ત્યારે શરમ આવે છે.

એ કૅસ્પરસ: શિયાળુ રાત, આકાશમાંનો ચાંદ, ચડી આવતું તોફાન,—બધાંનું ઝરા યે અભિનય વિના, શાંતિથી, સહેજ કરુણ સ્વરે, પણ ખૂબ જ સંયમથી એવી તો સચોટ રીતે એણે કાવ્યપઠન કર્યું કે ઈનામ એને મળવું જ જોઈએ એમ સૌને લાગે.

બીજે વર્ષે પણ આપણે 'ગીઝ' ગયા. આ વખતે કાર્લ બંડાલા-વાળો ચાંદ લઈ ગયો. અલબત્ત, રાસ્પુટીન ફૂલણમાં એની રેવડી કરીને જ્યાફત ઊડેલી, પણ એ કંઈ એવી જ સુંદર કવિતા બોલી ગયો હતો. શુદ્ધકૃમિયાં એમાં ઊતરેલા નહિ. પણ ત્રીજે સાલ એક નવો તુક્કો અજમાવ્યો અને થયું કે આ વખત જો કાટલાં ખાતે નીકળી ગયા તો આ લોલુપતા પડતી મૂકવી.

તકદીર પણ ક્વચિત કેવું તીર મારે છે તે જુઓ હવે! પચ્ચીસ-ત્રીસ બોલનારા. એમા ક્રમ માટે ચિઠ્ઠી ખેંચાય. બે વાગ્યે હરીફાઈ શરૂ થાય અને છેક સાડા પાંચ-છ સુધી ચાલે. ત્યારે સાંભળનારા તદ્દન કંટાળી ગયેલા હોય,—પરીક્ષકો સુદ્ધાં. થોડા તો ચાલ્યા પણ જાય. કોઈને ટેનિસની લત હોય તો કોઈને બીજી લપ હોય. પરિણામ જાણવા વળી ઠેઠ સુધી કેટલાક બેસી રહે? એ વખતે આવી પહોંચાય.

ચિઠ્ઠી ખેંચાતા ખેંચાતા આપણો નંબર સૌથી છેલ્લો આવ્યો. વચ્ચે કંઈક બહાદુરો ઝળકી ગયા: શેરીડન અને બર્ક, મૅકૉલે અને મૅઝીની સજીવન કરી ગયા. કવિતા બોલનારા પણ ક્રિસબ અજ-માવી ગયા. બે કલાક, અઢી કલાક, અને છેવટે તો બધા જ તદ્દન કંટાળી ગયા હતા, કારણ અકસ્માત જ આખરના ભાગમા બધાં બારે-ખસ ભાષણો જ આવ્યા કરતા હતાં.

સાંજના છનો શુમાર, અને ફરી હૉલ ચિક્કાર થઈ ગયો: મારે ખાતર નહિ, પણ હવે એકાદ બે વિકેટ રહી એટલે પરિણામ જાહેર થશે, એ જાણવા બધા એકઠા થઈ ગયા હતા.

આપણું નામ બોલાયું અને છોકરાઓએ જોરથી તાળીઓ પાડી. કંઈ વધામણીની નહિ, પણ હવે તમે 'બોરક' નહિ બનતા, વહેલા બેસી જાઓ અને વખત ના બગાડો, એમ સૂચવતી એ તાળીઓ હતી. અને ખરેખર પળભર મને માંડી વાળવાનું મન થયું; પણ આપણે તો 'યા હોમ કરીને આગળ બઢો' તખ્તા પર જઈ ઊભા રહ્યા. છતાં પણ છોકરાઓ શાંત ન થયા.

પરીક્ષકોમાં હૅમિલ હતો. તેણે ઊભા થઈ જરા ડોળો કકડાવ્યો ત્યારે છોકરાઓનો ઊભરો શમ્યો. ને આપણે આપણી સ્પીચ ફટકારી:

"નૂતન! નૂતન! એક અદ્ભુત, નવા જમાનાની શોધ! નવી જ દવા! ગમે તે રોગ પર વાપરો, તો તે રોગ મટી જાય!" અંગ્રેજી-માં, જરા આડંબરી શૈલીમાં બરાડ પાડી, અને ગજવામાંથી નાની ડબ્બી કાઢી બતાવી!

'જેને ટાલ હોય તેને, દાંત નહિ હોય તેને...' અને એમ જે હાથ આવ્યા તે બધાને ધડાધડ એના ઉપયોગ માટે ભલામણ કરી. તરત જ, ગજવામાંથી જન્માક્ષરની માફક વાળી રાખી મૂકેલા તે સર્ટિફિકેટોનો વીંટો ખેંચી એક છેડો હાથમાં રાખી આખો વીંટો હવામાં ઉડાડ્યો, અને ઑડીઅન્સ તો ખુશખુશ થઇ ગયું! અને જેમ જેમ પેલાં અતિશયોક્તિભરેલાં ખોટાં સર્ટિફિકેટમાંનું એકેક વાંચું, અને રોવક બનાવનારની હોશિયારીનાં નમી નમી વખાણ કરું, તેમ



તેમ સાંભળનારાના શૂરનો પાર ન રહે. તાળી પર તાળી!

એક તો બધા જ થાકેલા, કંટાળેલા, એમાં આખરે આ ખેલ જોઈ છોકરાઓ તો ખુશખુશાલ થઈ ગયા! આવા નૂતની કોઈએ આશા રાખેલી નહિ, અને ગ્લૅડસ્ટન વિલ્સનને બદલે આવો મસાલો નીકળ્યો, એટલે બધા જ હરખાઇ ગયા. કેમે કરી તાળીઓ બંધ પડે જ નહિ. પૂરું કરી, પેલાં સર્ટિફિકેટનું ટીપણું વીંટતો હું નીચે ઊતર્યો, ત્યાં તો બેત્રણ જણ બાઝી પડયા, અને ટીપણું પણ વીંટવા મંડી પડયા. એ આખરની ધમાલમાં ને એની અસરમાં કે કોણ જાણે પરીક્ષકોએ પેલો ચન્દ્રક મિ. સી. સી. મહેતાને આપાએલો જાહેર કર્યો! પછી તો બસ આખા હૉલમાં ખુશાલી ખુશાલીના પોકારો થઈ રહ્યા. અને મારી છાતીમાં તો હું સમાઉં જ શેનો?!

પણ 'રાસ્પુટીન ફૂલએ' મામલાના વાળ ઉતારી નાખ્યા. ઉપરાંત કાલે તો બોર્ડ પર કૉમનરૂમમાં પણ સવાલ ઉઠાવ્યો, કે સી. સી. મહેતાનું પ્રવચન ગેરકાયદેસર છે. એક તો સ્ટૅન્ડર્ડ સ્પીચ નહિ બીજું, કોઈ વસ્તુનો ઉપયોગ ન કરવો જોઇએ છતાં પોતે ડાબલી વીંટો લઈ આવ્યો. એની અગાઉથી જાહેરાત તો કરવી જ જોઈએ હતી. એમ ફેંકાફેંકી કરી ઈનામ લઈ જાય તો હરીફાઈનું ગૌરવ શું.

ઉચ્ચારનાં તો ઠેકાણાં જ નહોતાં; વાક્યો પણ કેટલાંક તો જ ગોઠવી મારેલાં; ટાલ વાળા હૅમિલને જોઇને એની ટાલ માટે બતાવી; એ બધું અઠીક હતું. પણ હવે શું થાય? હૅમિલે તો બચાવ કર્યો કે જે કર્યું તે વાસ્તવિક હતું. એની બનાવટી દવાના ખબરિયા આવું જ કે'કે, અને આ જ લહણ-લેબાસથી છેતરી જાય એટલે થયું તે યોગ્ય જ થયું. પણ 'રાસ્પુટીન ફૂલએ' ઉધામા લીધા અને એમની ઠપરી પણ મોડી સતામણીમાંથી માંડમાંડ છૂટ્યો.

આમ, હલોકયુશનનો ચંદ્રક લીધો. કાલ બંડાલાવાળાનો વિરે-બરાબર હતો. તકદીર, સંજોગ, આખરનું પ્રવચન, અને છોકરાંઓના ઉશ્કેરાટથી જજિઝ દોરવાઈ ગયા. પણ બધા જ ન્યાયાધીશોના બધા જ ચુકાદા ક્યારે હંમેશાં સાચા હોય છે?!

# કવિતા અને ગાલિપ્રદાન

[નિબંધિકા]

લેખક
બકુલ ત્રિપાઠી



'શું છે?'

'છે શું, તું જ કહેને?'

'શું હોય? એક વાર ફરીથી બોલી તો જોઉં ● ● ● (ગાળ)"

'બોલીશ તો શું કરી નાંખીશ?'

'શું કરી નાખીશ? શું કરી નાખીશ, તે ● ● ● (ગાળ).'

ચાર માણસ ભેગાં થયાં.

'ભાઈ, કેમ લડો છો? શું થયું?'

'આ સાલો ● ● ● ● ● ગાળ બોલે છે.' થોડીક ગાળોના મસાલા સાથે એમાંથી એક બોલ્યો.

'અહીં કયો ● ● ● ● ● ગાળ બોલ્યો છે?' વધુ તીખા મસાલા સાથે બીજાએ જવાબ આપ્યો.

'બધે ગાળ બોલજે પણ અમારા લત્તામાં નહિ ● ● ● (ગાળ); નહિ તો ● ● ●' (વળી પાછાં સ્વરિતવચન)!

જવાબમાં સંભળાયું: 'નહિ તો શું કરી નાખશો એ તો કહે ● ● ● (સ્વરિત) ● ● ● (સ્વરિત) ● ● ● (સ્વરિત).'

'કોઈ ગાળ નથી બોલતું, ઘેર જાઓને છાનામાના,' કહેતા ત્રીજા ભાઈ વચ્ચે પડ્યા ને થોડી વારમાં તો એય પૂરા રંગમાં આવી ગયા.

અને એમને સમજાવવા કૂદી પડેલા બીજા ત્રણ જણ પણ એ જ રાગમાં આલાપવા માંડ્યા ● ● ● (સ્વરિત) ● ● ● (સ્વરિત).

જલસો ચગ્યો. થોડી વારમાં તો એ પાંચસાત જણને તાલ દેતું ખાસ્સું શ્રોતાવૃંદ ત્યાં ખડું થઈ ગયું. પાસે એક ગદારી ખેલ કરતો હતો તેને બીચારાને પ્રેક્ષકોને અભાવે ગાદા સંકેલી ચાલતા થવું પડ્યું.

ત્યાં એક વકીલ આવી પહોંચ્યા.

'તમે, ચાલ્યાઓ (સ્વરિત), આ શું માંડ્યું છે (સ્વરિત)? કયો (સ્વરિત) અહીં ગાળો બોલવાની હિંમત કરે છે, (સ્વરિત)? ચીરી નાંખીશ (સ્વરિત)! મા-બેનો ઊભી હોય (સ્વરિત), ને આવું બોલતાં શરમ નથી આવતી (સ્વરિત)?'

એમના આ ક્રોધમાં પેલાં નાના પાયા પરનાં ઝરણાં તણાઈ ગયાં અને મુશાયરો પૂરો થયો. રસસમાધિમાંથી જાગીને શ્રોતાવૃંદ વિખરાવા માંડ્યું. મારી જોડે મારા એક કવિ મિત્ર હતા તે બોલી ઊઠ્યા: 'જોયુંને? આ કેટલું બધું શરમજનક કહેવાય?'

'ખરેખર, શરમાવા જેવું કહેવાય. આવડા મોટા ટોળામાંથી માત્ર સાત જ જણ આમાં ભાગ લઈ શક્યા'. મેં કહ્યું.

'તે તમને શોભા લાગે છે?'

'હાસ્તો; ગાળો દેવા જેવી કલ્યાણકારક પ્રવૃત્તિ, જાહેર જનતાના લાભાર્થે આવો સરસ સમારંભ, અને એમાં માત્ર સાતઆઠ જણ જ બોલી શક્યા એ ખોટું તો કહેવાય જ ને?'

મારા મિત્ર તો મુંઝાઈને મારી સામે જ જોઈ રહ્યા: 'તે, ગાળો દેવી એ સારું છે એમ તમે માનો છો?' એમણે મને પુછ્યું.

'કવિતા કરવી એ સારું છે એમ તમે માનો છોને?' મેં સામું પૂછ્યું.

'હાસ્તો.'

'બસ, તો ગાળો દેવી એ પણ એટલું જ સારું છે.' મેં કહ્યું. પણ એમને કંઈ ખાત્રી થઈ નહિ.

મને લાગે છે કે એમના જેવો જ ભ્રમ આપણામાંના મોટા ભાગનાનાં મનમાં છે. આપણે માનીએ છીએ કે ગાળો દેવી એ શરમાવા જેવી વસ્તુ છે; પણ એવું નથી. ગાલિપ્રદાન જેવી નિર્દોષ, આનંદદાયક અને કલ્યાણમય પ્રવૃત્તિઓ બીજી થોડીક જ છે. સરખાવવી જ હોય, તો એને કવિતાપ્રવૃત્તિ જોડે સરખાવી શકાય. એ બંનેમાં ખૂબ સામ્ય છે, કારણ કે એ બન્ને મુખ્યત્વે ઊર્મિના વિષયો છે. તમારા મનમાં ક્ષોભ થાય, સંવેદન થાય, લાગણીઓનો ઊભરો આવે અને એ મનોહર શબ્દાવલિમાં વ્યક્ત થઈ જાય એનું નામ કવિતા. ને ગાળોમાં પણ એ જ હોય છે ને? રસ એ કવિતાનો તેમ ગાળોનો પણ આત્મા છે. કવિતામાં શૃંગાર રસ મુખ્ય હોય છે તો ગાળોમાં બીભત્સ રસ હોય છે. કવિતા અને ગાળો બન્ને જ્યારે એની ઉચ્ચતમ કક્ષાએ પહોંચે છે ત્યારે કરુણરસ ઉત્પન્ન કરે છે. ને एको रस करुणमेव. એ શ્રેષ્ઠ રસ બંને વડે સાધ્ય છે.

જેમજેમ હું વિચારતો જાઉં છું તેમતેમ ગાળો અને કવિતામાં વધુ ને વધુ સામ્ય દેખાય છે. વીર નર્મદથી માંડીને ચંદ્રવદન મહેતા સુધીના કવિઓ સુરતી છે. જ્યોતીન્દ્ર દવે નાના હતા ત્યારે 'કવિ' કહેવાતા. ધનસુખલાલની વાર્તાઓમાં ક્યાંક કવિત્વ ચમકે છે. શ્રી અતિસુખશંકર ત્રિવેદી કાવ્યવિવેચક છે. મારો એક સુરતી મિત્ર છે તે પણ ગમે તે કોઈ નેતાનું મૃત્યુ થાય છે કે તરત અંજલિકાવ્ય લખી શકે છે. આમ, કવિતાક્ષેત્રે જેમ સુરતીઓ શોભે છે તેમ ગાળો માટે પણ એમનું જ શ્રેષ્ઠત્વ સ્વીકારાયું છે. આ વ્યક્તિઓ કદાચ ગાળકુશળ નહિ હોય (જો હું ખાનગીમાં માનવા તૈયાર નથી) તો પણ બીજા સુરતીઓ તો એ માટે ગૌરવ લે છે જ. શંકરાચાર્યના હરીફ પંડિત મંડનમિશ્રનાં મેનાપોપટ પણ જેમ કાવ્યશાસ્ત્રવિનોદ કરી શકતાં તેમ સુરતનાં કૂતરાં પણ મોજમાં હોય છે ત્યારે ગાળશાસ્ત્રવિનોદ કરી શકે છે એમ મને કો'ક કહેતું'તું. ગમે તેમ, પણ સુરતીઓનો શણગાર હોવાનો ગુણ પણ ગાળો અને કવિતા બન્નેમાં છે. એ ચોક્કસ.

અનેક કાવ્યવિવેચકો માને છે કે પહેલાંના કવિઓ જેવી પ્રતિભા આજના કવિઓમાં નથી. ગાળોનું પણ એવું જ છે. 'હુલ્લડીનાઓને હવે પહેલાંના જેવી ગાળો ય નથી આવડતી' એમ ઘણા સુરતી વૃદ્ધોની ફરિયાદ છે. કલાકોના કલાકો ગાળો બોલ્યે રાખવી, અને છતાં ય એક પણ ગાળ ફરીથી ન બોલાય, દરેક ક્ષણે નવી જ ગાળ આવે એવી કુશળતા એ જમાનામાં કેળવાતી. એની હરીફાઈઓ થતી (અવંતીનાથના દરબારમાં કવિઓની થતી એવી), અને એની કદર થતી.

આજ પણ એના અવશેષો છે, પ્રાચીન કવિતાનાં અવશેષો જેવા જ. દુઃખની વાત એટલી જ છે કે જૂની કવિતાના સંપાદન માટે વર્ષો ખપાવનારાઓ આને માટે થોડી ક્ષણો પણ આપતા નથી.

કવિતામાં ફૂલ, ભ્રમર, કમલ, સંધ્યા, પ્રિયા, જિગર, ખંજર, શરાબ, શમા, પરવાના, હિના આદિ શબ્દો-ઉપમાઓ વારંવાર આવ્યા કરે છે. ગાળોમાં પણ અમુક ઉપમાઓ જ ફરીફરીને આવ્યા કરે છે. અને છતાં ય એટલી ઉપમાઓથી નવું જ સૌંદર્ય ઊભું કરવાની પ્રતિભા, સાચા કવિઓની પેઠે સાચા ગાળ દેનારમાં હોય છે.

બીજી એક વાત. ગાળો દેનારાઓનું હૃદય પણ કવિઓ જેટલું જ ભાવભર્યું હોય છે. 'વસુધૈવ કુટુંબકમ્'ની ભાવના એકલા કવિઓ અને સંતોનાં હૃદયમાં રમી રહી હોય છે એમ આપણે માની લઈએ છીએ. પણ મનુષ્યમાત્રને પોતાની પત્નીના ભાઈ તરીકે સંબોધનાર મહાપુરુષોનાં ઉરમાં પણ એ જ ભાવના વસી હોય છે. અરે એમને મન તો એ પ્રેમસંબંધ એટલો બધો સ્વાભાવિક હોય છે કે એ સંબંધનું એમને ભાન પણ નથી હોતું. એ લોકો તો એકસરખી ઉષ્માથી સૌ મનુષ્યો, પ્રાણીઓ ને રસ્તે ઠેસ વગાડનાર પથ્થરોને પણ પોતાની પત્નીના ભ્રાતૃમંડળમાં સમાવી લે છે. એકલા કવિઓનાં હૃદય જ પ્રેમમય હોય એવું ઓછું છે?

કવિતામાં અને ગાલિપ્રદાનમાં જ્યાં આટલું બધું સામ્ય છે, ત્યાં કવિતાને છાપરે ચડાવવી અને ગાળોનો તિરસ્કાર કરવો એ જેવોતેવો અન્યાય છે? કવિતાને સંસ્કારનું ચિહ્ન ગણવું અને ગાળોને અસંસ્કારનું, એ તે કંઈ જેવોતેવો ભ્રમ છે? સાચું પૂછો તો, આનંદપ્રેરકતાની દૃષ્ટિએ જ નહિ, બીજી પણ અનેક રીતે ગાળોમાં ધાર્યા જેટલું કશું જ ખરાબ નથી. એમાં પણ કંઈક કલ્યાણતત્ત્વ સમાયું છે. અને એટલે તો છેક પુરાણા કાળથી—મહાભારતના સમયથી—એનો ઉપયોગ થતો આવ્યો છે.

કર્ણ અને અશ્વત્થામાને ઠેરી ગએલી ત્યારે વાચાળ, મૂઢ, સૂતાપસદ એવી હળવી ગાળોનો ઉપયોગ થએલો; ગુરુઓ શિષ્યોને વેદ ગોખાવતાં, 'મૂર્ખ', 'શઠ' વગેરે કહેતા; અને કૃષ્ણ ભગવાન જેવા કૃષ્ણને પણ અર્જુનને અનેક વાર 'આખલો' કહ્યો છે. એ તો અર્જુનને કૃષ્ણ ભગવાનની ગરજ હતી એટલે 'મને વૃષભ જેવો, આખલા જેવો શક્તિશાળી કહ્યો' એમ માની મન મનાવતો. બાકી, કોઈને આખલો કહેવો એ ગાળ તો છે જ, અને કૃષ્ણ ભગવાને એ ગાળ પણ હોંસેહોંસે વાપરી છે, એટલું જ જાણવું આપણે માટે પૂરતું છે. શિશુપાલે પણ ગાલિપ્રદાન-શક્તિનું જે પ્રદર્શન કરેલું, તે પરથી મહાભારત યુગમાં પણ આ કળા વિકસેલી એટલું તો સિદ્ધ થઈ જાય છે જ.

બસ, ત્યારથી માંડીને આજ સુધી ગાળોનો ઉપયોગ મહાપુરુષો બીજા મહાપુરુષો માટે કરતા આવ્યા છે. આજે ય ઇતિહાસના ગ્રંથોમાં ઔરંગઝેબ કે લૂઇ જેવા શાહાનશાહો માટે લુચ્ચો, કપટી, લફંગો, બાપખો અને એથીય ઊંચા પ્રકારના શબ્દો ઠેરઠેર વપરાય છે. જે શબ્દો આવા મોટામોટા વિદ્વાન ઇતિહાસકારો, એવા જ મોટામોટા રાજાઓ માટે વાપરે તે જ શબ્દો તમે તમારા પડોશી માટે, બસના ડ્રાઈવર માટે, શાકવાળા માટે અથવા તો એ લોકોના પિતાશ્રીઓ માટે વાપરો એમાં ખોટું શું? અને તમારી કલ્પનાશક્તિ તેજ હોય, શબ્દસમૃદ્ધિ વધારે હોય તો એથી ય ઊંચા પ્રકારની ગાળો વાપરો. એમાં વાંધો શો?

• ગાળ દેવામાં પડાતા ઘાંટાથી ફેફસાં મજબૂત થાય છે. ક્રોધ જેવી દુષ્ટ વૃત્તિઓને ગાલિપ્રદાન દ્વારા માર્ગ મળી જવાથી હૃદય શુદ્ધ થઈ જાય છે. ગાળોથી સાંભળનારની સહનશક્તિ વધે છે; અને જો કદાચ એ ચિડાઈને ગાળ દેનારને મારે તો પછી માર ખાનારની ય સહનશક્તિ વધે છે. ગાલિપ્રદાનના આ તે કંઈ જેવાતેવા લાભ છે! જ્યારે બીજી બાજુ કવિતા કર્યાથી કોઈની ય સહનશક્તિ વધ્યાનો એકાદ દાખલો ય છે?

અને વૈવિધ્ય? અહાહા... 'નૂજવે રૂપે અનંત ભાસે!' ગાળો કેટકેટલી રીતે દઈ શકાય છે! માતાની સ્નેહભરી ગાળો અને લગ્નગીતોની સંગીતમય ગાળો, હરીફ વકીલને દેવાની કાયદેસર ગાળો ને પત્રકાર દ્વારા દેવાતી જાહેર ગાળો, ચૂંટણીયુદ્ધમાં વપરાતી તેજાબી ગાળો અને વિવેચનમાં વપરાતી શરબતી ગાળો, કોઈ શાસ્ત્રીની પોતે એકલા જ સમજે એવી ચિંતનાત્મક ગાળો અને પોળના યુદ્ધમાં પ્રગટતી પારતત્ત્વદર્શી ગાળો, સંસ્કૃતપ્રેમીઓની ગિર્વાણ ગાળો ને ફિરંગીયનો-ઍંગ્લો ઇંડિયનોની આંગ્લ ગાળો, પત્નીના વૈમનસ્યની ભાવના વ્યક્ત કરતા પતિની, તેમજ બળદનો પાળનારના, મૃત્યુની અભિલાષા દર્શાવતા ખેડૂતની આત્મલક્ષી ગાળો, 'મલાઇ કાઢી લીધેલા દૂધ જેવી ગાળો ને ખાડેલાં મરચાં જેવી ગાળો,—કેટકેટલું વૈવિધ્ય આ ક્ષેત્રમાં છે!

અને છતાં આવી સ્વાભાવિક, આનંદદાયક, આરોગ્યદાયક, પુરાણ કાળથી ચાલી આવેલી, જગતભરમાં આપણા દેશને ગૌરવ અપાવતી પ્રવૃત્તિને આપણે તિરસ્કારીએ છીએ! ને એના જેવી જ બલ્કે કેટલી રીતે તો એનાથી સહેજ ઊતરતી એવી કવિતાપ્રવૃત્તિને આપણે સન્માનના શિખરે ચડાવીએ છીએ! આવા અન્યાયનું શું કારણ હશે?

મને તો અર્થશાસ્ત્રની દૃષ્ટિએ લાગે છે કે આનું કારણ ગાળોના વધુપડતા પૂરવઠામાં અને કવિતાની તંગીમાં સમાયું છે. મોંઘવારીએ આપણને એટલું તો શીખવ્યું છે ને, કે પૂરવઠો ઘટે તેમ ભાવ વધે. બસ, તો ગાલિપ્રદાનનું માહાત્મ્ય વધારવા પણ એ ઉપાય શા માટે ન અજમાવવો? મુશ્કેલીથી મળતી ચીજ હમેશાં અમૂલ્ય હોય છે. રસ્તા પર ગાળો સાંભળવાની ન મળે તો લોકો ફી આપીને પણ સાંભળવા ખાસ સમારંભોમાં આવે. પોળ-શેરીના પરસ્પરણ કે એનો ભાવ ન આવે તો નિતનવી ગાળો સર્જી શકનાર, કવિહૃદય વિરલાઓની કિંમત જરૂર વધે. ગુજરાતીને બદલે સંસ્કૃતમાં ગાળો દેવાય તો ઉત્સાહી જનો એ સમજવા ખાસ સંસ્કૃત શીખે તો નવાઈ નહિ!

આમ એક બાજુ ગાળોની તંગી ઊભી કરી એનું મૂલ્ય વધે અને બીજી બાજુ કવિતાઓ ખૂબ લખી એના ભાવ ઘટાડી... નવલકથાઓ પણ કવિતામાં લખવી, નિબંધો કવિતામાં લખવા. કંકોત્રીઓ અને જાહેરખબરો, ઘર ખાલી કરવાની નોટિસો અને પાણી પિવાનાં સ્વાગતો, ચૂંટણીનાં જાહેરનામાં અને દાસ ગદ્યગ્રંથો, ધી ગોળ મસાલાનાં બિલ અને સાહેબોને સલામ જવાની સૂચના—એ બધું જ કવિતામાં લખવું. આમ કરવાથી ગાળોને થતો અન્યાય અને કવિતાને થતો પક્ષપાત દૂર થશે સાચા સંસ્કારનું મૂલ્ય થશે.

અને થોડાં વર્ષોમાં એવી મંગલ સ્થિતિ આવશે કે શાક લેવા જનારને મોટામોટા કવિઓના મુશાયરા નજરે ચડશે અને ભવ્ય મહાલયોમાં સુસંસ્કૃત જનોના ગાલિપ્રદાન-સમારંભો—જેમાં આમંત્રણ, ટિકિટ કે સ્વયંસેવકની ઓળખાણ વિનાના આલતુફાલતુને જવાની છૂટ નહિ હોય.

ડૉક્ટર: તમને શું દર્દ થયું છે તે પરખાતું નથી, સંભવ છે કે દારૂ પીવાનું એ પરિણામ હોય.

દર્દી: સારું, સાહેબ! તો હું આપે દારૂ નહિ પીધો હોય એવે વખતે આવીશ.

# પચ્ચીસ વર્ષ પહેલાં

અંક ૨૯ મો : ચૈત્ર ૧૯૮૨

આ બીસ પાનાંના અંકમાં પાંચમો ભાગ રોકતા 'વિજ્ઞાન વીર સર જગદીશચન્દ્ર બોઝ'ના ચરિત્રવાળા આ અંકમાં બીજું આકર્ષણ શ્રી ઝવેરચંદ મેઘાણીની આલેખેલી 'બોયાગી' નામની એક રહસ્યમય નવપાની લોકકથા હતી. ગિજુભાઈ પોતાના બાળપણનાં સ્મરણોની જે માળા લખતા તેમાં 'શેરી બહાર'નું પ્રકરણ, 'ટપાલની ટિકિટો' ઉપરનો સૌપ્રથમ (કદાચ બધાં ગુજરાતી માસિકોમાં પહેલ કરતો) લેખ, વગેરે ઘણી સામગ્રીમાંથી આ વખતે (વાર્તા કે ચરિત્રમાંથી નહિ પણ) સ્કાઉટિંગ લેખમાળામાંથી 'નિરીક્ષણશક્તિ જેવા એક અત્યંત જીવન-ઉપયોગી વિષય પરના બેએક ફકરા ઉતારીએ: એટલા માટે કે બેફામ-બિનજવાબદાર બનતા જતા આપણા આજના જીવનમાં નતધડતરના એ ઉપયોગી તત્ત્વની બહુ ખામી જણાય છે:

ઇંગ્લંડમાં નાના સ્કાઉટોને નિરીક્ષણ કરતાં કેવી રીતે શીખવવામાં આવે છે તેની વાત, શ્રી અનંતરાય પટ્ટણીના એક પત્રમાંની નીચેની હકીકત પરથી સ્પષ્ટ થશે:

"...લંડન બૉય સ્કાઉટ્સ હેડ ક્વાર્ટર્સમાં હું ગયો હતો. ત્યાં એક બાર વર્ષનો સ્કાઉટ સલામ ભરી ઊભો રહ્યો. સલામની શરૂઆત વખતે તેની નજર મારા જોડા પર હતી. તે હાથની સાથે એકદમ મારા આખા શરીર ઉપર ચાલી જઈ મારી આંખોને મળી ઊભી રહી. મને રસ્તો બતાવી તે ચાલ્યો ગયો. અહીં કેવી તાલીમ આપવામાં આવે છે તે બતાવવા માટે ત્યાંના અમલદારે મને એક વર્ણન થોડા દિવસ પછી બતાવ્યું. પેલા સ્કાઉટે મારું જ વર્ણન લખ્યું હતું: 'સાદા ભૂરા બૂટ પહેર્યા હતા; બૂટની અણીઓ પાતળી ને દોરી છૂટી હતી; ખાખી મોજાં ને ફલૅનલનું પાટલૂન હતું; વધુ ભૂરા લીટાવાળો કોટ પહેર્યો હતો; બંને બટન બીડેલાં હતાં; અંદર ભૂકે જાકીટ હતું; ડાબા હાથ પર ચામડાનું મોજું હતું ને હાથમાં કાળા રંગની નમનડાબા હાથ પર લાકડી હતી; લંબગોળ ચહેરો, વિશાળ કપાળ અને તેના પર જમણી બાજુ વાળની લટ આવી હતી; મોઢું અને દાઢી નાનાં, નાક લાંબું. આંખો ભૂરી ને જમણા ગાલ પાસે તલ હતાં; તે આંખ મટમટાવતા હતા, તેથી આંખે કંઈ પીડા હોય તેમ લાગતું હતું; ઊંચાઈ લગભગ ૫ ફૂટ અને ૭ ઇંચની અને ચહેરો હસતો હતો!'

સલામ ભરતી વખતના માત્ર એક જ મિનિટના અવલોકનથી બાર વર્ષનો સ્કાઉટ આટલું ચોક્કસ વર્ણન આપે તે કાંઈ ઓછી નિરીક્ષણશક્તિ ન કહેવાય-આપણે રસ્તે જતા હોઈએ ને કોઈ પૂછે કે 'ભાઈ, તમને પથરા ભરેલું ગાડું સામું મળ્યું હતું?' તો આપણે કહીએ છીએ કે 'કોણ જાણે!' આપણે કદાચ તે ગાડા સાથે અથડાયા હોઈએ તો પણ આપણને ગાડું યાદ રહે નહિ, ત્યાં નિરીક્ષણ કરવાની વાત જ ક્યાં રહી?! અહીં નિરીક્ષણશક્તિ ખીલવવા માટે મોટા અમલદારોના પટાવાળા તરીકે સ્કાઉટોને ઑફિસની બહાર બેસાડવામાં આવે છે ને તેઓને મળવા આવનાર દરેક માણસનું વર્ણન, તેની ઊંચાઈ અને અંદાજે વજન લખાવવાનો ખાસ આગ્રહ રાખવામાં આવે છે.

ઈટાલીમાં 'કૅમોરા' નામનું એક બદમાશ મંડળ હતું. તે પોતાના છોકરાઓને નિરીક્ષણશક્તિનું શિક્ષણ ઘણી કાળજીપૂર્વક આપતું. બાપદીકરો રસ્તે જતા હોય ને અચાનક બાપ દીકરાને પૂછે, 'આપણે જે છેલ્લી શેરીમાંથી વળ્યા તેના જમણી બાજુના ચોથા ઘરને આંગણે બેઠેલી સ્ત્રીએ કેવો પોશાક પહેર્યો હતો?' 'એની પહેલાંની ત્રીજી શેરીને નાકે બે જણ ઊભા ઊભા શી વાતો કરતા હતા?' 'હમણાં પેલી ભાડાની ગાડી અહીંથી ઉપડી તેને બેસારુએ ક્યાં હાંકવાનું કહ્યું હતું, અને એ ગાડીનો નંબર શો હતો?' આ સામે મકાન દેખાય એની ઊંચાઈ કેટલી હશે અને એના પહેલા માળની બારી કેટલા ફૂટ પહોળી હશે?' આવાઆવા સવાલો કરીને એ 'કૅમોરિસ્ટ' લોકો પોતાના છોકરાઓને કેળવતા.

ટ્રામમાં કે ટ્રેનમાં બેઠા હો, ત્યારે માણસોના ચહેરાનો અભ્યાસ કરવાની ટેવ પાડવી. ચહેરા ઉપરથી તેનું ચરિત્ર તમે સહેલાઈથી કહી શકો. ટોપીઓ પહેરનારની રીત પરથી પણ ચરિત્ર જોઈ શકાય છે. એક બાજુ સહેજ વાંકી હોય તો પહેરનાર સ્વભાવે આનંદી હોય; એક બાજુ બહુ જ વાંકી હોય તો પહેરનાર રખડેલ હોય; જો માથાના પાછલા ભાગ પર હોય તો પહેરનાર ઉડાઉ ને દેવાળિયો હોય; કપાળ પર હોય તો પહેરનાર પ્રમાણિક પણ મૂર્ખ હોય."

આજથી પચ્ચીસ વર્ષ પહેલાં પણ આપણે 'સ્વરાજ્ય આવે ત્યારે' શું કરવું જોઈએ તેનો વિચાર તો કરતા જ હતા. આ નીચે ઉતારેલો ફકરો આજે પણ આપણે માટે કેટલો સાચો છે (બધી રીતે!):

"જ્યારે તમે સ્વરાજ્ય દેખો ત્યારે તેની કીકીમાં નજર કરજો; તેના પગ ચૂમજો. ત્યારે તમને એટલો બધો આનંદ થશે કે સ્વરાજ્ય પછીના વરસોનો તમને વિચાર જ નહિ આવે. તમે તમારાં આભારગીતમાં સૂર પુરાવવાનું સૌને કહેતા શેરીઓમાં દોડી જશો. જ્યાં જશો ત્યાં સંગીત હશે; દરેક ઘર શણગારેલું હશે; દરેક દીવો ઝળહળતો હશે.

પણ જ્યારે આનંદના દિવસો પૂરા થાય, ઝળહળતી જ્યોતો હોલવી નાખવામાં આવે, શણગારો ઉતારી લેવામાં આવે અને લોકો પાછા પોતપોતાને કામે વળગે, જ્યારે ગાજતી શેરીઓમાં થઈને છેલ્લું સરઘસ ચાલ્યું જાય અને નેતાઓ કેદમાંથી છૂટેલા મિત્રોનું સ્વાગત જોઈ ચાલ્યા જાય, ત્યારે આપણે એક ટચૂકડી પ્રાર્થના કરવી રહેશે—તમારે તમારે માટે ને મારે મારે માટે—કે આપણે આપણા માટે જે જીતાયું છે તેને પાત્ર બનીએ; અને જેઓએ આપણા માટે સહન કર્યું છે, લડત ચલાવી છે અને મોત કે એવા બીજા ભયથી ડર્યા નથી તેઓનો દાખલો લઈ દેશને ઉપયોગી થવા પ્રયત્ન કરીએ."

'કુમાર'નું સૌથી વધુ લોકપ્રિય થએલું 'છેલ્લું પાનું' તો હજી ત્રણ માસ પછી શરૂ થયેલું; પણ એ પ્રકારના નુસખા આપવાનો ક્યારના શરૂ થઈ ગયા હતા, તેનો નમૂનો આ અંકમાં ચિત્ર સાથે અહીં ઉતાર્યો છે: 'તમારો શાહીનો ખડિયો વારંવાર ઢેસ કે ઠોકરે ચડવાથી ઢોળાઈ જતો હોય તો એક જાડા પૂંઠાના ટુકડામાં કાણાં પાડી તે પર ખડિયાને દોરી વડે આમ બાંધી લેજો.





# OUR FRIENDS ABROAD



## જગતસંપર્ક સાધતો પત્રમિત્ર-વિભાગ

(આ પત્રો મેળવનાર: ગિરધારીલાલ ઍન્ડ, સાકર બજાર, અમદાવાદ)

મારા પ્રિય પરદેશી પત્રમિત્ર,

થોડા દિવસ પર ખૂબ લાંબી સફર કરીને આવેલો તમારો પત્ર મળતાં મારે આશ્ચર્ય થયું. તમારા જેવા હિંદી મિત્ર સાથે પત્રવ્યવહારની તક મળતાં મને ખૂબ આનંદ થાય છે.

હું એક મધ્યમ ઉમરનો વકીલ અને ઉચ્ચ સરકારી અમલદાર છું. મારે પત્ની અને ત્રણ બાળકો છે. પરદેશોની જીવનપ્રણાલિ ને સામાજિક પરિસ્થિતિનો અભ્યાસ કરવા ચાહું છું. મારો શોખ 'ગો' અને 'નો' પ્રકારની નાટિકાઓ ને ચિત્રો છે. મને દિલગીરી છે કે મને અંગ્રેજી બહુ સારું નથી આવડતું.

અમે જપાનીઓ તમારા સ્વાતંત્ર્ય માટે તમને પૂરા હૃદયથી અભિનંદીએ છીએ. તમારા વડા પ્રધાન નેહરુએ જે મોટી(હાથી) અહીં મોકલી તે અમારા દેશનાં બાળકોને ખૂબખૂબ ગમી. ટોકિયોવાસીઓમાં તો એ હાથી બહુ માનીતો થઈ પડ્યો.

દૂર પૂર્વ અંગેની લશ્કરી અદાલતમાં તમારા દેશના ન્યાયાધીશે યુદ્ધ-કેદીઓને નિર્દોષ જાહેર કરવાનો મત આપ્યો એ વાતે મારા પર બહુ ઊંડી છાપ પાડી છે. તમારા દેશમાં પૂરને લીધે ચોખાના પાકને જંગી નુકસાન પહોંચ્યાના સમાચાર છાપાઓમાં વાંચીને હમદર્દી અનુભવું છું. એની વિગતવાર માહિતી હું જાણવા ચાહું છું.

આ સાથે ફ્યૂજી પર્વતનું ચિત્ર મોકલું છું. દુનિયાભરમાં તેની સુંદર આકૃતિને કારણે તે બહુ પ્રખ્યાત છે. અમે જપાનીઓ હમણાં બહુ કપરા કાળમાં જીવીએ છીએ; જોકે બેત્રણ વરસ પહેલાં કરતા તો હમણાં સ્થિતિ સારી છે. દિવસ ખુલ્લો હોય અને જો અમે ફ્યૂજીયામા પર્વતની દેવી, સુંદર, વિશુદ્ધ અને લાવણ્યમયી આકૃતિ જોવા પામીએ તો અમારી બધી ચિંતાઓ અને હાડમારીઓ ભૂલી જઈએ છીએ. એ પર્વત ઘણો ઊંચો છે, અને તેનાં માત્ર દર્શન જ કરાય છે, તે પર કોઈ ચડતું નથી. શાથી તે જાણો છો? એનું શિખર સદાકાળ બરફથી ઢંકાએલું જ રહે છે. ઠેઠ ઉનાળામાં પણ.

હું ચુસ્ત બૌદ્ધધર્મી છું. એમ તો જપાનનાં પુખ્ત વયનાં માણસો પૈકી ૮૦-૯૦ ટકા જેટલા પોતાને બૌદ્ધ ગણાવે છે; પણ સાચા શ્રદ્ધાવાન બૌદ્ધો એમાં કેટલાંએ ઓછા હશે. ઘણાં હમણાં સુધી ઘણુંએ માત્ર મોટેરાંને જ ધર્મબોધ કરતા-આજે ય કરે છે. આથી યુવાન વર્ગ બૌદ્ધ મતને નિરાશાથી જુએ છે. હું તરુણવર્ગમાં બૌદ્ધ મત પ્રચારવા મથું છું. પહેલાં તો 'ધર્મ' શું એ જ તેમણે સમજવું જોઈએ.

આશા રાખું છું કે બીજા પત્રમાં તમે અમદાવાદ ક્યાં આવ્યું તે તથા તમારે ત્યાંનાં હવાપાણી, દેશની હાલત વગેરે વિષે લખશો.

હૃદયપૂર્વક તમારો, યોશીકાને હોશીને.

પ્રિય હિંદી મિત્ર,

તમારો ભાવભર્યો પત્ર મળતાં ઘણો આનંદ પામું છું. ગુજરાતી લિપિમાં છપાએલો તમારો લેખ રસપૂર્વક નિહાળી (વાંચી નહિ) રહ્યો છું. એ અક્ષરો જાણે ઉલટાવેલા હોય એવા લાગે છે!

બદલામાં આ સાથે તમને જપાની લિપિ ઉપરના એક લેખની કાપલી બીડું છું. તમે જાણો છો કે અમે જપાનીઓ ચીનના જ જેવી લિપિ વાપરીએ છીએ. એ ચીની જપાની લિપિના કેટલાક અક્ષરોનાં મૂળ ચિત્રો કૃતિઓમાં રહેલાં છે. (તેને વિષે) સાથેની કાપલીમાં (જે આપ્યું છે તેમાં) તમને રસ પડશે.

દસ વરસ પર હું ટોકિયો યુનિવર્સિટીમાંથી ગ્રૅજ્યુએટ થએલો, ને હાલમાં આર્થિક તપાસ સંસ્થામાં ઉચ્ચ અમલદાર છું. મેં કાયદા ને અર્થશાસ્ત્રનો અભ્યાસ કર્યો છે અને વકીલાતની સનદ પણ છે.

તમારી પેઠે મને પણ પ્રવાસનો ખૂબ શોખ છે. જપાન આવતા પરદેશીઓમાં વિખ્યાત નિક્કો અને હાકોનના ગરમ પાણીના ઝરા ઉપરાંત પણ જપાનમાં ઘણાં સુંદર નિસર્ગસ્થાનો તથા ઝરાઓ છે.

ચેરી બ્લૉસમ-ચેરીનાં પુષ્પોની ઋતુ આવી પહોંચી છે. તમે કદી ચેરી પુષ્પ જોયાં છે. કહેવાય છે કે એ જપાનીઓના પ્રાણનું પ્રતીક છે. ચેરી બ્લૉસમ પૂર બહારમાં ખીલી ઊઠ્યા પછી થોડા જ દિવસમાં ઝાકળની માફક ખરી પડે છે. તે, અમને જપાનીઓને તો, યુદ્ધક્ષેત્રમાં વીરતા દાખવી સ્વેચ્છાએ ગૌરવાન્વિત મૃત્યુને ભેટતા સામુરાઈઓ (જપાની ક્ષત્રિય સરદારો)નું સ્મરણ કરાવે છે.

મિત્રો સાથે પુષ્પનિરીક્ષણ યાત્રાએ નીકળવાનું (અનુ૰ પૃ૰ ૧૯૮)




જપાનીઓએ ઈ. સ.ના છઠ્ઠા સૈકા આખરથી ચીનની લિપિ અપનાવી. ચીનની લિપિ ચિત્રલિપિ કહેવાય છે, કેમકે તેના અક્ષરો મૂળમાં ઇજિપ્તની લિપિની માફક ચિત્રસંજ્ઞાઓના રૂપમાં હતા. પણ ઇજિપ્તની હાયરોગ્લિફ લિપિ કરતાં તે ઓછી વિગતોવાળા અને વધુ સૂચક હોઈ, ઝડપથી લખી શકાય તેમ હોવાથી તે ટકી શક્યા અને આજના ચીનના 'સોશો' મરોડમાં રૂપાંતર પામ્યા. એ રૂપાંતર ધીરેધીરે કેમ થયું તે ડાબી બાજુની આકૃતિમાં ચાર કક્ષાઓમાં દર્શાવ્યું છે. મથાળાની હારમાં ચીનનો 'ઓન્ના' શબ્દ છે. 'ઓન્ના' એટલે સ્ત્રી. તેને માટે મૂળ તો, પહેલી આકૃતિમાં છે તેવી, ઘૂંટણે પડેલી સ્ત્રી આલેખવામાં આવતી. પછી, પીંછીના લસરકામાં (ચીનાઓ હમેશાં પીંછીથી લખે છે-કલમથી નહિ) તે અક્ષર ધીમેધીમે કેવી રીતે પલટાતો ગયો તે ઉત્તરોત્તર બીજી, ત્રીજી ને ચોથી આકૃતિમાં દર્શાવ્યું છે. એ જ રીતે બીજી હારમાં 'સુ' (એટલે 'માળો') શબ્દ છે. શરૂમાં તે માટે ઝાડ પરના માળામાં ત્રણ પંખી બેઠેલાં ચીતરાતાં. આજે તેના રૂપાંતર પામેલા છેલ્લા આકારમાં પણ તે વર્તાઈ આવે છે. ત્રીજી હારમાંનો શબ્દ 'પંખી' છે. તેની પહેલી આકૃતિમાંનું કુદરતી આલેખન ધીરેધીરે પલટાઈને આજની છેલ્લી આકૃતિ પામ્યું. ચોથી હારમાં શબ્દ છે 'કા' અથવા 'હી'. એનો અર્થ થાય છે 'અગ્નિ'. જ્વાળામુખી પર્વતમાંથી ભડકા નીકળતા હોય તેવી આકૃતિ વડે શરૂમાં તે લખાતો. તેમાંથી તેનું આજનું રૂપ ઘસાતું ઘસાતું ચોથા નંબરની આકૃતિ પામ્યું



# આમ્રકળી

આજે તો તમને સ્મરે;
પાંપણે છીપજોડીથી સ્મૃતિનાં મોતીઓ ખરે.

મુક્તિના મંદિરે રોપ્યા પાયાના પથ્થરો તમે,
છાયા ત્યાં કળશો કેરી પ્હોંચે ના, દૂરથી નમે.
તમે તો ત્યાગનાં તેજે પ્રગટ્યા દેહદાનથી,
અમારે વંદના ગાવી તમારા મંત્રગાનથી.

(સંસ્કૃતિ) —પિનાકિન ઠાકોર

## એક આદર્શ સજ્જન

સુરતના એક મધ્યમ વર્ગના કુટુંબમાં એમનો જન્મ. પિતા 'તરણાથી યે નમ્ર, તરુવર જેવા સહિષ્ણુ' વૈષ્ણવ; ને માતા સાક્ષાત અંબા જેવાં ભદ્રિક ગૃહલક્ષ્મી. ટૂંક પગારની રેલવે નોકરી ઉપરાંત કશી જ આડીતેડી આવક કરવામાં પાપ માનનાર પતિનો ઘરસંસાર હોંશથી કરી એમણે ચલાવ્યો ને નવ દીકરા-દીકરીઓને અપાર સંસ્કારિતા સીંચીને ઉછેર્યાં. એ સંતાનો જ્યાં ગયાં ને જીવ્યાં ત્યાં બધે નિર્વ્યાજ સંસ્કારિતાનો શાંત પરિમલ મૂકતાં ગયાં.

બચપણથી જ આ સુઘડ, દેખાવડો બાળક ઘરમાં નિશાળમાં, શેરીમાં પોતાના વ્યક્તિત્વથી સૌનું ધ્યાન ખેંચતો. ભણવામાં પોતાના બુદ્ધિવૈભવથી તે કોઈને છક ન કરી દેતો, પણ એની નિયમિતતા. ટાપટીપ અને વિનય એને સૌનો વહાલસોયો બનાવી દેતાં. ઘેરથી મુંબઈ-અમદાવાદ જતાં, મા સગાંવહાલાંઓ-ઓળખીતાં માટે મંદિરના પરસાદ અને પાક્યે વેચાતી કતારગામની પાપડીની ટચુકડી પોટલીઓ બંધાવે. બાળક એકેએક સંકેલ્યું સ્વચ્છ કંકડા કે કાગળમાં એવી સફાઈથી બાંધે કે જોનારને વ્હાઈટવે લેડલૉ કે આર્મી-નેવી સ્ટોરમાંથી આવ્યાનો આભાસ થાય. કપડાં, પથારી, તકિયા કે ચાદર પર એક ડાઘ કે કરચલી ન સાંખે. કૅનવાસના બૂટને હાથે બ્લૅન્કો લગાડીને હમેશ ધોળા બગલા જેવા રાખે.

કૉલેજ ને કાયદાનો અભ્યાસ પૂરા કરી નવી નીકળેલી સિંધિયા કંપનીની રોજગાર પર નોકરી લીધી ને યુરોપની સફરો કરી પરદેશ જવાની અભિલાષા પૂરી કરી. બે વરસ પછી મોરારજી ગોકુળદાસ મિલના મંત્રીનું કામ લીધું ને જોતજોતાંમાં મૅનેજર નિમાયા. પચીસથી વધુ વરસ એમણે આ લાઈનમાં ગાળ્યાં ને કાંપડવણાટ કામના નિષ્ણાત તરીકે દેશ આખામાં અસાધારણ નામના મેળવી. મરણકાળે, છ મિલોના મૅનેજર હતા.

એમની ટાપટીપ, ચીવટ અને ઉમદા સ્વભાવ જીવનભર જેવાં ને તેવાં રહ્યાં. ૨૫-૩૦ વર્ષ પર મુંબઈની મિલોનાં સાંચાકામ, ઑફિસો, વખારો, કમ્પાઉન્ડ, બધાં એકારી આવે એટલાં મેલાં ગંદાં ને અવ્યવસ્થિત હતાં. તેમાં તેમણે ક્રાન્તિ આણીને આખી મિલઆલમમાં સ્વચ્છતા ને વ્યવસ્થાનો દાખલો બેસાડ્યો. મૂડીદાર માલેકોના તેઓ સત્તાવાર પ્રતિનિધિ છતાં મિલમજૂરો તેમજ કારકુનો તેમને પોતાના શ્રેષ્ઠ મિત્ર અને હિતેચ્છુ ગણતા ને પોતાનાં યુનિયનોના પહેલા પ્રમુખ નીમતા. એઓ પોતે પણ માલિક–મજૂરવર્ગ વચ્ચે આંખે પાટા બાંધીને અદલ ઇન્સાફ તોળતા.

જીવનમાં સ્થિર થયા પછી જ ગૃહસ્થાશ્રમ માંડવાનો એમનો સંકલ્પ હતો. પોતાની રુચિ મુજબ ઝીણામાં ઝીણી તૈયારીઓ કર્યા બાદ સુશીલ, સંસ્કારી કુટુંબની કન્યા જોડે લગ્ન કર્યું. પણ પ્રભુને તે મંજૂર નહોતું. ટૂંક અરસામાં જ વિધુર થયા. ઉમર તે વખતે ૩૦ની આસપાસ; ખાસો એવો સામાજિક દરજ્જો; પણ ફરી લગ્નનો વિચાર કદી ન કર્યો ને મરણ લગી એકલી જીવન ગાળ્યું.

ઘરમાં બધું જાતે જ રાખે. બૂટ-પૉલિશથી માંડીને કાતર, છરી, કપડાં, છાપાં, ચોપડીઓ, ચાની ચમચીઓ કે વાસણ-મિજાગરાં સાફ કરવાના બ્રાસો સુધી એકેએક ચીજ જાતે ગોઠવે. ખાવાપીવા, લખવાવાંચવા, ધોવા, સૂવા, સાંભળવા, હસવાની સામગ્રી કે દુઃખતાની દવા,—કોઈ પણ ચીજ તમારે જોઈતી હોય તે ધણી નોકર કે કોઈની મદદ

## માસમાસનાં પંખી (૧૮)
## શ્વેતનયના



ટી-ટી-ટી-જેવી સાદી, ઝીણી, હળવી અને એકધારી છતાં કર્ણમધુર સીટી બજાવતું, આહારની શોધમાં પાંદડેપાંદડે ઊડતું ચારેક આંગળનું આ પંખી આપણે ત્યાંનું કાયમી વસવાટી હોવા છતાં તેનું ખાસ કોઈ ગુજરાતી નામ જાણ્યામાં નથી. પરંતુ આંખો ફરતાં સફેદ કુંડાળાંની તેની વિશિષ્ટતાને લઈ તેને શ્વેતનયના કહેવું સાર્થ થશે. અંગ્રેજીમાં પણ તેને White-eye ને હિંદીમાં 'બબૂના' કહે છે.

વાડી, ઝાડી કે પહાડી, દરેક સ્થળે ગીચ ઘટામાં વસનારું આ ટચુકડું પંખી વિવિધરંગી અને આકર્ષક હોય છે, પણ તેમાં શૌભીગીના વાન જેવી ઝલક નથી. નર-માદા બંનેનું માથું, ગરદન, પીઠ, પૂછડી અને પાંખો: લીલી છાયાવાળાં સુવર્ણ જેવાં પીળાં; અને ગળું તથા છાતી ચકચકિત પીળાં હોય છે. પેટ મેલા સફેદ રંગનું. પૂછડીના મૂળમાં નીચેના ભાગે પીળું છોગું. ચાંચ કાળી, પાતળી ને સહેજ વળેલી તથા અણીદાર. પગ મેલા રાખોડી. પણ આ બધાં અંગો કરતાં તેની આંખો ફરતાં પીછાંનાં સફેદ કુંડાળાં વધુ ધ્યાન ખેંચે છે.

ઝીણી જિવાત અને ફળ તેનો આહાર. ઉપરાંત ફૂલોનો રસ પણ તેને ભાવતો હોઈ અજાણપણે 'અપર-પરાગણ'—Cross pollinationનું કાર્ય પણ તેનાથી થતું રહે છે.

મોટે ભાગે પાંચ-વીસથી સોસોના ટોળામાં રહેનારું હોવા છતાં પ્રજનનકાળે કેવળ જોડકું રચીને જ એ રહે છે; અને ગ્રીષ્મના આરંભથી વર્ષાન્ત સુધીમાં તો બે વખત સંતાનોત્પત્તિ કરી નાખે છે. તેનો માળો ખૂબ નાનો, પ્યાલી જેવો, અને અંદર રૂ વગેરેની મુલાયમ ગાદી પાથરી કરોળિયાનાં જાળાં વડે મજબૂત કરીને જમીનથી-પાંચ છ ફૂટ ઊંચે ડાળીને છેડે લટકાવેલો હોય છે; જેમાં તે આછા આસમાની રંગનાં, બેથી ત્રણ કે ચાર ઇંડાં મૂકે છે. ('વનેચર' ઉપરથી)

ગરા પણ ધરાવે છે. અમેરિકાના આરીઝોનાના પ્રદેશની જેમ એના ડુંગરાના ખડકો પણ તરેહવાર ચળકતા રંગના છે. પશુપંખીઓની વિવિધ સૃષ્ટિ તે ધરાવે છે અને હિંસક પ્રાણીઓનો પણ ત્યાં અભાવ નથી. નવાઈ લાગશે, પણ કેટલાક વિશાળ ઘાસપ્રદેશો પણ ત્યાં આવેલા છે, જે પર ઘેટાંબકરાંનાં ટોળાં ચરતાં હોય છે.

ઉત્તરેથી સહરાના રણમાં આગળ વધતાં સૌ પ્રથમ તો ઘાસનાં મેદાનનાં બીડ આવે છે દરિયાની સપાટીથી એમની ઊંચાઈ લગભગ ૧૦૦૦થી ૨૫૦૦ ફૂટની છે. ત્યાંથી દક્ષિણમાં આગળ વધતાં ખડકાળ વેરાન ત્યાર પછી શરૂ થાય છે તૃષા અને મોતપૂર્ણ રેતીનું મહાન રણ.

પરંતુ એ રણનો કોઈ ભાગ હરિયાળા પ્રદેશ (oases)થી વંચિત નથી. ફક્ત, ઉત્તર તરફના દક્ષિણમાં આવા પ્રદેશો વિશેષ છે. આનું કારણ સહરાના ભૂસ્તરમાં રહેલું છે.

સહરા એ પહેલેથી જ આવું રેગિસ્તાન નહોતું. અંતિમ હિમયુગ દરમિયાન યુરોપ અને યુનાઈટેડ સ્ટેટ્સ જ્યારે બરફના થર નીચે ઢંકાએલા રહેલા ત્યારે સહરા એક મહાન ફળદ્રુપ પ્રદેશ હતો. ધોધમાર વરસાદ ત્યાં વરસતો રહેતો અને અનેક નદનદી તથા સરોવરોને લઈને આખુંયે સહરા લીલુંછમ રહેતું. અત્યારે વિષુવવૃત્તમાં જણાતાં ઉત્તર આફ્રિકાનાં અનેક પ્રાણીઓનું ત્યારે તે નિવાસસ્થાન હતું. હાનિબાલના હાથીઓ ત્યાંથી જ આણેલા આવેલા; અને એટલાસ પર્વત પર હજુ યે દેખાતા સિંહ તથા ચિત્તા એ વખતના જ પૂર્વજોના વંશજો છે.

એ અરસામાં જ માનવજાતનાં પ્રથમ પગલાં પૃથ્વી પર શરૂ થયાં હતાં. ત્યારે આ પ્રદેશમાં એક ભયંકર ઉત્પાત થવા પામ્યો. પૃથ્વીમાં બે જબરી મોટી ફાટ પડી, અને એ બે ફાટ વચ્ચેનો પ્રદેશ (આજનું સહરા) હજારો ફૂટ ઊંચો આવી ગયો. આ ઉત્પાતને લઈને નદીઓ ને સરોવરો બધાં ભૂમિમાં સમાઈ ગયાં. આજે એમનાં પાણી હજુ યે સહરાની સપાટી નીચે વહેતાં રહ્યાં છે અને ક્વચિત સપાટી પર આવીને લીલા રણપ્રદેશો રચે છે.

સહરામાં રેતીનો પ્રવાહ વાયવ્યેથી નૈઋત્ય તરફ સતત પાણીની પેઠે વહેતો રહે છે. એમાં ક્યાંયે ખડકાળ અંતરાય નડે તો તે પર એ જમા થઈ મોટા ઢગ રચે છે, જે 'ડ્યૂન'ને નામે ઓળખાય છે. આવા રેતીના ઢગ ૫૦ થી ૫૦૦ ફૂટ ઊંચા હોય છે.

સહરામાં વસતા લોકો મોટે ભાગે આરબો છે; એ સિવાય તોરેગ, યહૂદી, મૂર વગેરે પણ છે. આરબો તો ત્યાં આક્રમણકારો તરીકે આવેલા; એ ત્યાંના મૂળ વતની નથી. સહરાના મૂળ વતનીઓ તો બર્બર લોકો છે. એમણે ઇસ્લામનો સ્વીકાર કર્યો હોવા સિવાય આરબો સાથે એમને કંઈ લેવાદેવા નથી. —અશોક હર્ષ

## ઉનાળા માટે શીતળ સુવાસિત જળ

આપણા રોજિંદા જીવનમાં હવે આપણા દેશનાં આબોહવા તથા પ્રકૃતિથી વિરુદ્ધનાં અગર સામાન્ય માણસને ન પરવડતાં સાધનો પ્રવેશતાં જાય છે. રેફ્રિજરેટર તેમાંનું એક છે. એક અભિપ્રાય એવો છે કે રેફ્રિજરેટરમાંનું કે બરફથી ઠંડુ કરેલું પાણી વધારે પડતું ને અકુદરતી ઠંડું હોઈ શરીરને નુકસાન કરે છે. એ વાત બાજુએ મૂકીએ તોપણ આપણે ત્યાં ઉનાળામાં પાણીને ઠંડું રાખવાની જે સરળ અને સસ્તી રીતો પ્રચલિત હતી તેમાંની એક આ નીચે આપી છે:

આઠ ફૂટ લાંબા લાકડા કે વાંસના ત્રણ દંડાની ઘોડી બનાવો; ને વચમાં ત્રિકોણ આકારનાં આડાં ચાર ખાનાં બનાવી લ્યો.

હવે ચાર માટલીઓ લ્યો. એમાંથી ત્રણના તળિયે પેન્સિલની અણી જેવડું છિદ્ર બનાવીને તેમાં બારીક કપડાની વાટી બનાવી સારી રીતે



ફની રાખો,—મહાદેવની જળાધારીની માફક.

છિદ્ર વગરનું માટલું ઘોડીના છેક તળિયાના ખાનામાં મૂકો. અને છિદ્રવાળાં ત્રણે માટલાં ઉપરનાં ત્રણે ખાનામાં ગોઠવો.

હવે છેક ઉપરની માટલીમાં પાણી ભરો. એમાંથી છિદ્રવાટે ટપકીને પાણી બીજા ખાનાની માટલીમાં પડશે. એ બીજા ખાનાની માટલીમાં ૨॥ તોલા સુગંધી વાળો, ૧॥ તોલો કપુરકાચલી અને એક તોલો ગુલાબનાં ફૂલની પાંખડી નાખો. આ પદાર્થો ઉપર પડેલા ખાનામાંની માટલીમાંથી પાણી પડશે. એ પાણી નીચે છિદ્રમાં થઈને ત્રીજા ખાનાની માટલીમાં પડશે, અને ત્રીજા ખાનાની માટલીમાંથી તે છેક તળિયાની છિદ્ર વગરની માટલીમાં એકઠું થશે. એ જળ બિલકુલ ઠંડું હીમ જેવું તથા સુંદર સુવાસવાળું, અને બપોરના તાપથી તૃષાથી વ્યાકુળ બની આવેલા મિત્ર મહેમાન ને સ્વજનને પ્યાલો આપવાથી પ્રસન્ન કરે એવું સરસ બનશે.

આ એક ઓછા ખર્ચે, સ્વાવલંબનથી કુદરતની મદદથી મેળવાય એવી જૂની રીત છે. (ગુજ૦ સમાચાર) —વૈદ્ય નટવરજી શાસ્ત્રી

## કસ્તૂરીમૃગ

હિંદમાં જેમ 'સંસ્કૃતિ'નો ફેલાવો વધતો જાય છે અને જંગલોનું પ્રમાણ ઘટતું જાય છે તેમ હરણોની વસતિ ઘટતી જાય છે. દાખલા તરીકે સુંદર ટપકાંદાર હરણ 'ચીતલ' એક વાર સર્વત્ર મળી આવતું, પણ હવે તે અમુક સ્થળે જ મળે છે. હરણની બીજી એક જાત 'બારાસીંગ' પણ એવી વિરલ બની ગઈ છે 'ભસતા હરણ' અને 'સાબર' વગેરે જાતો હજી એમના દુશ્મનો સામે ટકી શકી રહેલી છે: એ દુશ્મનો છે વાઘ, દીપડા, જંગલી કૂતરા તથા શિકારીઓ.

પરંતુ બધાં ય હરણોમાં સૌથી વિરલ બની ગએલી જાત તો છે કસ્તૂરી મૃગની. કદમાં તદ્દન નાનું અને વિશિષ્ટ દેખાવનું આ હરણું ગભરુ અને અતિ શરમાળ. ખૂબ ઊંચા પહાડોમાં મળી આવે



છે. હિંદમાં એ હિમાલય પર્વતમાં જ્યાંથી બરફનો જમાવ શરૂ થ છે એ ઊંચાઈએ મળી આવે છે. આસામની મિશમી જાતિ આ કસ્તૂરીમૃગને પકડવા માટે પ્રખ્યાત છે.

કસ્તૂરીમૃગની ઊંચાઈ માત્ર ૨૦ ઈંચ હોય છે. એમાં નરને માથે શીંગડાં નથી હોતાં, પરંતુ ઉપલા જડબામાં બે અણીદાર લાંબા દાંત હોય છે જે વડે તે દુશ્મનનો મુકાબલો કરે છે. એનું ચામડું ખાસ ખપનું નથી હોતું કારણ કે એના વાળ ખૂબ જાડા અને બરછટ હોય છે, આ કારણે એનો શિકાર થતો બહુ ઓછો જોવામાં આવે છે. મિશમી તથા બીજી જાતો એને જીવતો જ પકડી લે છે.

આપણે જે કસ્તૂરીનો ઉપયોગ કરીએ છીએ એ કસ્તૂરી નર મૃગના નાભિસ્થાને આવેલી એક ગ્રંથીમાંથી મેળવવામાં આવે છે. જોકે એ ગ્રંથીમાંથી ઝરતી સુગંધ કુદરતે તો મૃગલીને આકર્ષવા માટે એનામાં મૂકેલી છે, પરંતુ માણસજાતને એ સુગંધી પદાર્થ માટે જ એનો નાશ કર્યો રાખ્યો છે. આ નાશ એટલો મોટો છે. ઈ.સ. ૧૯૨૫માં નીકળેલા અંદાજ મુજબ હિંદ અને ચીન વચ્ચેના પહાડી પ્રદેશમાં વરસ દિવસે ૧૫૦૦૦ કસ્તૂરીમૃગોની હત્યા તેમનામાંથી કસ્તૂરી મેળવવાને કરવામાં આવે છે. કસ્તૂરીમૃગને મારીને એના નાભિ પ્રદેશમાંથી કસ્તૂરીનું ટુકડું તોડી લેવામાં આવે છે અને એને ધાબ સૂકવીને પછી યુરોપ ચડાવવામાં આવે છે.

હિંદમાં કસ્તૂરીમૃગનું વસતિપ્રમાણ બહુ ન્યૂન છે, અને એની આ રીતની હત્યા અટકાવવામાં નહિ આવે તો તે કદાચ સંપૂર્ણ નાબૂદ થઈ જશે. પહાડોની ઊંચાઈએ એ રહેતાં હોઈને બીજી હવા એમને માફક નથી આવતી. આ કારણે તો જગતનાં પ્રાણીસંગ્રહાલયોમાં પણ ક્યાંય કસ્તૂરીમૃગ જોવામાં નથી આવતા. આજથી ચાળીસેક વર્ષ પર કલકત્તાના પ્રાણીસંગ્રહાલયમાં એક કસ્તૂરીમૃગ લાવેલો, પણ થોડા જ સમયમાં એ મરી ગએલો. (પ્રબંધુ)

# એશિયાડમાં ગુજરાતીઓ

આ ચા અંકના 'સામયિક વિચાર'માં જે એવું વિધાન કરેલું કે એશિયાડકના રમતોત્સવમાં એક ગુજરાતી ન હતો, તેના પ્રત્યે ઘણા વાચકોએ ધ્યાન ખેંચી એ ભૂલ સુધારતા પત્રો લખ્યા છે. 'કુમાર'નો એકેએક લેખમાં આટલો જાગૃત રસ લેનાર આવડો મોટો વર્ગ છે અને ગુજરાતના ગૌરવની તેમને હૈયે આટલી દાઝ છે એ જાણીને અમને આનંદ ને સંતોષ થાય છે.

એશિયાડમાં એક નહિ પણ (અમારી માહિતી પ્રમાણે) છએક જેટલાં ગુજરાતી ભાઈ-બહેનો ઊતરેલાં હતાં. આ નીચે એમની માહિતી રજૂ કરતાં પહેલાં આ બાબતમાં એટલો ખુલાસો કરવો જરૂરી છે કે એ ઉલ્લેખ પાછળનો હકીકતનો અંશ ખરો છે, પણ તેની રજૂઆતમાં દોષ હતો. એ વિધાન તળ ગુજરાત પરત્વે, તેની વ્યાયામપ્રવૃત્તિના એવા એક અવલોકન ઉપરથી હતું, કે તળ ગુજરાતના ક્ષેત્રમાંથી તો મુંબાઈ ઑલિમ્પિક સુધી પણ હજી માંડ પહોંચતા થવાયું છે; અને ત્યાં પણ ખાસ દેખાવ કરી શકાયો ન હતો. બાકી તો એશિયાડમાં ઊતરેલા ને વિજયી થએલાઓનાં જે નામ આ નીચે આપ્યાં છે તે બધાં મુંબાઈમાંથી હતાં. પણ તેથી તેઓનું ગુજરાતી તરીકેનું ગૌરવ લેશમાત્ર ઓછું થતું નથી, અને અમે તેમની હકીકત ગર્વ સાથે રજૂ કરીએ છીએ. તેમનાં નામ નીચે મુજબ છે: (૧) બહેન રોશન મિસ્રી; (૨) બાનુ ગઝદર; (૩) શ્રી કાન્તિલાલ નગીનદાસ શાહ–ઉંમર વર્ષ ૨૨; (૪) ખટાઉ પ્રેમજી ઠક્કર–૧૯ વર્ષ; (૫) શ્રી ગોરધનદાસ રતનશી કાપડિયા–૩૧ વર્ષ; (૬) શ્રી ભગવાનદાસ રતનશી કાપડિયા –૨૮ વર્ષ; (૭) શ્રી ટી. ટી. દંડ–૨૪ વર્ષ. આ પૈકી છઠ્ઠા નંબરને હરીફાઈમાં લેવા આમંત્રણ મળેલું હતું પણ તે કશામાં ચુંટાયા ન હતા. બહેન રોશન મિસ્રી સ્ત્રીઓની ૧૦૦ મીટર દોડમાં બીજે નંબરે આવ્યાં હતાં. બાનુ ગઝદર ઊતર્યાં હતાં, પણ તેમને ઇનામ મળ્યું ન હતું. બાકીના ભાઈઓ વિષેની માહિતી તો, અમને એ વિષયમાં લખનારાઓ પૈકી શ્રી દલપતલાલ ચુનીલાલ ઝવેરીના પત્રમાં વિગતવાર આપી છે તે, એમના આભાર સાથે આ નીચે ઉતારીએ છીએ:

"શ્રી કાન્તિલાલ નગીનદાસ શાહ: આ ભાઈ તરવાની હરીફાઈમાં ૧૦૦ મીટર બૅક સ્ટ્રોક, ૩×૧૦૦ મીટર મેડલી રીલે રેઈસ, અને વૉટર પોલો, એમ ત્રણ હરીફાઈઓ માટે ચુંટાયા હતા. ૧૦૦ મીટર બૅક સ્ટ્રોકમાં એ આખા એશિયામાં બીજા આવ્યા હતા, તેમનો સમય ૧ મિનિટ ૧૯.૩ સેકન્ડ હતો, અને તેમણે રૂપાનો ચાંદ જીત્યો હતો.

૩×૧૦૦ મીટર મેડલી રીલે રેઈસમાં પણ તેઓ ભારતની ટીમ તરફથી બૅક સ્ટ્રોકમાં ઊતર્યા હતા. તે ટીમે એશિયામાં ત્રીજું સ્થાન પ્રાપ્ત કર્યું હતું ને તેમાં તેઓ કાંસાનો ચાંદ જીત્યા હતા. વળી વૉટર પોલોની રમતમાં પણ ભારતની ટીમમાં તેમની વરણી થઈ હતી ને તેમની ઝડપથી તરવાની કળા તથા ચોક્કસ નેમથી ગોલ નાખવાની આવડતથી તેઓએ છમાંથી બે ગોલ કર્યા હતા, અને ભારતની ટીમને ચૅમ્પિયન બનાવવામાં આગેવાનીભર્યો ભાગ લીધો હતો. તે માટે તેમને સુવર્ણનો ચન્દ્રક મળ્યો હતો. વળી આખા એશિયામાં આ રીતે ત્રણ ચાંદ મેળવનાર એ એકલા જ છે.

શ્રી ખટાઉ પ્રેમજી ઠક્કર: આ ભાઈની ઉંમર હજુ તો માત્ર ઓગણીસ જ વર્ષની છે. તેમને તરવાની હરીફાઈઓમાં સ્પ્રિંગ બોર્ડ ડાઇવિંગ અને હાઇબોર્ડ ડાઈવિંગ માટે ચૂંટવામાં આવ્યા હતા; અને એ બંને હરીફાઈઓમાં પ્રથમ આવીને તેમણે બે સોનાના ચાંદ જીત્યા હતા. ભારતમાં બે સુવર્ણચંદ્રક મેળવનારાઓમાં તેઓ બીજા છે. (એવું પ્રથમ માન મિ. મિન્ટોને જાય છે.)

શ્રી ગોરધનદાસ રતનશી કાપડિયા: આ ભાઈ વૉટરપોલોમાં ભારતના એક સુનંદા ગોલકીપર છે, ને ભારતની વૉટરપોલોની ટીમમાં તેમની વરણી થઈ હતી. એશિયાડની હરીફાઈઓમાં ભારત તેમાં ચૅમ્પિયન થયું છે તે આ ભાઈને આભારી છે. તેમણે જે સફાઈથી સીંગાપુરની ટીમ સામે ગોલકીપિંગ કરેલી તેનાં વખાણ તો જેણે એશિયાડની રેડિયો કૉમેન્ટરી સાંભળી હશે તેણે સારી પેઠે જાણ્યાં હશે. વૉટરપોલોમાં ભારતની ટીમે છ ગોલ કર્યા હતા અને સીંગાપુરની ટીમે ચાર ગોલ કર્યા હતા. એ રીતે ભારતની ટીમ બે ગોલની જીત મેળવી ચૅમ્પિયન થઈ હતી અને ભાઈ ગોરધનદાસ રતનશી કાપડિયાએ સુવર્ણચંદ્રક મેળવ્યો હતો.

શ્રી ટી. ટી. દંડ: આ ભાઈ હાઇબોર્ડ ડાઈવિંગ માટે ચુંટાયા હતા અને તેમાં તેઓ ત્રીજા આવ્યા હતા ને કાંસાનો ચાંદ જીત્યો હતો. આ જ હરીફાઈમાં આપણા ભાઈ ખટાઉ પ્રેમજી ઠક્કર પ્રથમ આવ્યા હતા એ હકીકત ઉપર આવી ગઈ છે. બીજું સ્થાન ઈરાને મેળવ્યું હતું અને ત્રીજું સ્થાન ભાઈ દંડ જીત્યા હતા.

આ રીતે તરવાની હરીફાઈઓમાં આપણા ગુજરાતી બંધુઓએ સુવર્ણચંદ્રકો, ચાંદીના ચંદ્રક તથા કાંસાનો ચંદ્રક મેળવીને ગુજરાતનું નામ ઇતિહાસમાં અમર રાખ્યું છે."

# આ માસ (મે) ઈતિહાસમાં : દિનવિશેષ · વ્યક્તિવિશેષ · પ્રસંગવિશેષ

### એપ્રિલ (૧૯૫૧)ની તવારીખ

તા. ૨ કાશ્મીર વિષેના યૂનોના ઠરાવનો અમલ ન કરવાની પંડિત નહેરૂની જાહેરાત.

તા. ૩ હિંદને ૧૦ લાખ ટન અનાજ આપવાનો ચીનનો પ્રસ્તાવ. ■ કોરિયામાં યુનોનાં દળોએ ૩૮ અક્ષાંશરેખા ફરી ઓળંગી.

તા. ૪ ઇગ્લંડ સાથેની પહેલી ટેબલ-ટેનિસ ટેસ્ટ મેંચમાં ભારતની ૮ વિરૂદ્ધ ૧ થી હાર.

તા. ૬ દ૦ આફ્રિકન સરકારની જાતિદ્વેષની નીતિના વિરોધમાં મહાત્માજીના પુત્ર શ્રી મણિલાલ ગાંધીના ૧૪ દિવસના ઉપવાસ શરૂ.

તા. ૯ મનીઑર્ડર તથા વી. પી.ના દરમાં વધારાની, અને સ્થાનિક ટપાલનાં પરબીડીયાંનો ઓછો દર દૂર થયાની જાહેરાત.

તા. ૧૧ પ્રમુખ ટ્રુમૅને જનરલ મૅક આર્થરને બધા હોદ્દા પરથી બરતરફ કર્યા.

તા. ૧૩ વડોદરાના મહારાજાને પદભ્રષ્ટ કરીને તેમના યુવરાજ ફતેહસિંહને તેમને સ્થાને નીમ્યાની હિંદ સરકારની જાહેરાત.

તા. ૧૪ કાશ્મીર ને જમ્મુ સહિત ભારતની કુલ વસતિ ૩૬ કરોડ ૧૮ લાખ ઠરી. ■ ઈરાનના તેલ-વિસ્તારમાં મોટા પ્રમાણમાં તોફાન તથા હડતાળ ■ ઈંગ્લંડના માજી પરદેશમંત્રી શ્રી બેવિનનું મૃત્યુ.

તા. ૧૫ નેપાળી લશ્કરના વડા તરીકે રાજા ત્રિભુવને પદ લીધું; તથા નેપાળમાં અરાજકતા મચાવનાર ગુરખાદલ પર પ્રતિબંધ મુકાયો.

તા. ૧૮ યૂરોપનાં કોલસા અને લોખંડનાં ઉત્પાદન એક સહિયારા નિયંત્રણ નીચે મૂકવાની શૂમાં યોજનાના કરારો પર ફ્રાન્સ, હોલૅંડ, પશ્ચિમ જર્મની, ઈટાલી, બેલજિયમ ને લકઝેમ્બર્ગના પરદેશમંત્રીઓની સહીઓ.

તા. ૨૦ મુંબાઈમાં ધોળે દિવસે, ભરચક રાજમાર્ગ ઉપરની લૅાઇડ્ઝ બૅન્કની બાર લાખની રોકડ રકમની લૂંટ. ■ અમેરિકન સેનેટની પરદેશ-સંબંધ-સમિતિએ 'ભારતને ૧૦ લાખ ટન અનાજ લોન તરીકે ને ૧૦ લાખ ટન ભેટ તરીકે આપવાનો ઠરાવ કર્યો.

તા. ૨૧ લાલ દળોના જોરાશોર ધસારાથી યૂનોનાં દળોની કોરિયામાં ફરી પીછેહઠ.

તા. ૨૭ ઈરાનના નવા મુખ્ય પ્રધાન હુસેન આલાનું રાજીનામું.

તા. ૨૯ લોણાવળા ખાતે. યોગવિદ્યાની કૉલેજનું ઉદ્ઘાટન.

તા. ૩૦ કાશ્મીર માટે યૂનોના પ્રતિનિધિ તરીકે અમેરિકાની કૅરોલિના યુનિવર્સિટીના પ્રમુખ ફ્રેન્ક ગ્રેહામની નિમણૂક.

### દિનવિશેષ

તા. ૧ જગતના કામગાર કિસાનોનો 'મે ડે' ઉજવવાનો પહેલવહેલો ઠરાવ, ૧૮૮૯.

તા. ૩ અરવિંદ ઘોષ પર અલીપુર બૅાંબ કેસ મંડાયો, ૧૯૦૮. (જેમાંથી તે નિર્દોષ છૂટયા.)

તા. ૪ શ્રીરંગપટ્ટમની લડાઈમાં અંગ્રેજો સામે ઝૂઝતાં ટીપુ સુલતાનનું મરણ, ૧૭૯૯.

તા. ૬ હિંદમાં પહેલા ખ્રિસ્તી ધર્મપ્રચારક ફ્રાન્સિસ ઝેવિયર ગોવા બંદરે ઊતર્યા, ૧૫૪૨.

તા. ૧૧ '૫૭ના ક્રાંતિકારોએ દિલ્હી સર કરી બહાદુરશાહને હિંદના શહેનશાહ જાહેર કર્યા.

તા. ૧૪ ઑસ્ટ્રેલિયાથી પહેલી વિમાની ટપાલ ૧૬ા દિવસે ઇગ્લંડ પહોંચી, ૧૯૩૧.

તા. ૨૦ પ્રાણીઓની સમગ્ર સૃષ્ટિના નામકરણ પર અજોડ ગ્રંથ લખનાર મહાન નિસર્ગશાસ્ત્રી લૂઈ આગાસિસનો સ્વિટ્ઝરલૅંડમાં જન્મ, ૧૮૦૭.

તા. ૨૫ બંગાળના-બલ્કે હિંદના સમર્થ કેળવણીકાર આશુતોષ મુકરજીનું અવસાન, ૧૯૨૪.

તા. ૩૦ ભીષણ ધરતીકંપને કારણે ક્વેટામાં ૩૦,૦૦૦ માણસો માર્યા ગયા, ૧૯૩૫.

### વ્યક્તિવિશેષ · મહારાણી વિક્ટોરિયા



જગતભરના ઇતિહાસમાં બીજા કોઈ પણ સત્તાધીશો કરતા વધુમાં વધુ વિસ્તૃત સામ્રાજ્ય પર આધિપત્ય ભોગવી જનાર ઇંગ્લંડની આ અતિ લોકપ્રિય મહારાણીનો જન્મ ૧૮૧૯ના મેની ૨૪મી તારીખે થયેલો. રાજા જ્યૅાર્જ ત્રીજાના ચોથા પુત્ર ડયૂક ઑવ કેન્સિંગ્ટનની એ એકમાત્ર પુત્રી હોઈ, તેના કાકા વિલિયમ ચોથાના અવસાન બાદ તે ૧૮ વર્ષની વયે ૧૮૩૭ની ૨૦મી જૂને ઇંગ્લંડની ગાદીએ આવી. એને તેના બચપણમાં જ પિતાનું અવસાન થયેલું હોવાથી માતા (જે મૂળ જર્મન હતી)ના જ એકમાત્ર ઉછેરમાં આવવાથી છેક ગાદીએ બેસવા સુધી તો તેનું અંગ્રેજીનું ભાષાજ્ઞાન પણ ઘણું કાચું હતું. પણ લૅાર્ડ મેલબોર્ને પાસેથી રાજકારણના પાઠ શીખીને તે પાવરધી થઇ ગઈ. ૧૮૪૦માં તેના મામાના પુત્ર પ્રિન્સ આલ્બર્ટ ઑવ સૅક્સ-કૅાબર્ગગૅાથ સાથે તેનાં લગ્ન થયાં. શરૂઆતમાં મેલબોર્નની રીતે રાજ્ય ચલાવ્યા બાદ પાછળથી તે પ્રિન્સની દોરવણી મુજબ વર્તેલી.

૧૮૬૧મા પ્રિન્સના અવસાનનો આઘાત લાગતાં લગભગ બધી સામાજિક પ્રવૃત્તિઓ છોડી દઈ તે કેવળ રાજકાજમાં જ રત રહેવા લાગી, અને છેક છેવટ સુધી કોઈની પણ મદદ લીધા વિના પોતાની ફરજો એ જાતે જ અદા કરતી રહી, ત્યારે જ એ કૃતનિશ્ચયી ને ઉદ્યમશીલ તથા પ્રજાવત્સલ ને શાણી રાણીની ખરી શક્તિઓની લોકોને જાણ થઈ. એનો રાજ્યકાળ ઇંગ્લંડના ઇતિહાસમાં સુવર્ણ યુગ જણાય છે. ૧૮ વર્ષની નાની વયથી માંડી અવસાન સુધીના ૬૪ વર્ષના લાંબા રાજ્યકાળ દરમિયાન પ્રજા અને દેશની જ સતત ચિંતા રાખી તેણે પ્રજાનો જે ચાહ મેળવ્યો, એવો દુનિયાના કોઈ પણ રાજારાણીએ આટલા વિસ્તૃત સામ્રાજ્યની સમગ્ર પ્રજાનો નથી મેળવ્યો.

૧૯૦૦માં તેને વિસ્મૃતિ થવા લાગી. ધીરે-ધીરે શક્તિ ક્ષીણ થતી ચાલી ને ૧૯૦૧ની ૨૨મી જાન્યુઆરીએ નવી સદીનો પ્રારંભ જોઇ ૮૨ વર્ષની વયે એ અવસાન પામી.

### પ્રસંગવિશેષ : પહેલી પનોતી : વાસ્કો ડ ગામાનું હિંદમાં આગમન

દુનિયાભરના વાણિજ્યકેન્દ્ર ભારતમાં વેપાર ખેડી માલેતુજાર થવાના મોહથી પોર્ટુગીઝ સરકારે ૧૪૯૭ના જુલાઈની ૮મીએ વાસ્કો ડ ગામાને હિંદ મોકલ્યો. તેણે ૨૦મી મે ૧૪૯૮ના દિવસે દક્ષિણ હિંદના કાલીકટ બંદરે પગ મૂકયો, ત્યારે એ તરફ એક એવી ભવિષ્યવાણી પ્રચલિત થએલી કે 'દૂરદૂરથી આવી ગોરા લોકો હિંદ પર રાજ કરશે અને પોતાના વિરોધીઓને જડમૂળથી ઉખેડી ફગાવી દેશે.' એ કાળવાણી ખરી પડવાના ભયથી ત્યાંની પ્રજાએ આ બલા ટાળવા ઊંચી જાતના તેજાનાઓથી તેનાં વહાણ ભરી દીધાં. જેટલા વણિક્બુદ્ધિ એટલા જ સાહસિક એ ગોરાએ પહેલી નજરે જ હિંદી પ્રજાની નિર્બળતા માપી લીધી ને ઈ. ૧૫૦૨માં શસ્ત્રસજ્જ થઈ આવી કેવળ ધાક બેસાડવા ખાતર જ પ્રજા પર અત્યાચાર ગુજાર્યો, જેનો વિરોધ કરતાં ઝામોરીન પણ હાર્યો. પછી તો આફ્રિકે ગમ લેઈ અનેક એ વહાણોએ તથા ત્યાર બાદ ડચ, ફ્રેંચ ને અંગ્રેજોએ આ દેશમાં આવીને શી વલે કરી તે આપણે જાણીએ છીએ. એ સાડાચારસો વરસની પનોતી વાસ્કો ડ ગામાના આગમનથી બેઠેલી.

> અલિ, પતંગ, મૃગ, મીન, ગજ, એક એક રસ આંચ,
> તુલસી તિનકી કૌ ગતિ જા કૌ વ્યાપત પાંચ.*

બનારસ હિંદુ યુનિવર્સિટી માટે ફાળો ઉઘરાવતા પંડિત માલવીયજી કલકત્તામાં એક શેઠ પાસે ગયા હતા. ત્યાં પાસે શેઠનો નાનો છોકરો રમતો હતો. તેણે દીવાસળીની પેટીમાંથી એક દીવાસળી લઈ અમસ્તી જ સળગાવતાં શેઠે તેને તમાચો ચોઢી કાઢયો. એક દીવાસળી બગડતાં જે શેઠ છોકરાને મારવા જેટલી કૃપણતા ધરાવે છે તે દાનમાં શું આપી શકે, એમ વિચારી માલવીયજી ફાળાની કાંઇ જ વાત ન કરતાં ઊઠયા. દરવાજે વળાવવા આવેલા શેઠે માલવીયજીને આગમનનું કારણ પૂછતાં માલવીયજીએ તે કહ્યું. તરત શેઠે તેમને અંદર લઈ જઈ ૫૦ હજાર રૂપિયા આપ્યા! આથી અચરજ પામી માલવીયજીએ પેલા દીવાસળીના પ્રસંગ વિષે પૂછતાં શેઠે કહ્યું, 'પ્રસંગ આવ્યે ઉદારતા શોભે, પણ કરકસર તો જીવનમાં હમેશા શોભે. જે છોકરો આ એક દીવાસળીનું મૂલ્ય સમજતો નથી તે મારી આ એકઠી કરેલી મિલકતનું મૂલ્ય પણ ન સમજી શકે.'

અનેકાર્થી શબ્દ: રેલવું=રેલ આવવી; જવું કે પરવરવું; જોરથી રેડવું; ઢોળવું; રેલમાં તાણી જવું; દૂર કરવું; પાણીનો એક સાપ.

રેલવે ક્યાં, ક્યારે શરૂ થઈ?

| | |
|---|---|
| ઇગ્લંડ | તા. ૨૭-૧૧-૧૮૨૫ |
| ફ્રાન્સ | ૧-૧૦-૧૮૨૮ |
| ઑસ્ટ્રિયા | ૩૦-૧૧-૧૮૨૮ |
| અમેરિકા | ૨૮-૧૨-૧૮૨૯ |
| જર્મની | ૭-૧૨-૧૮૩૫ |
| રશિયા | ૮-૪-૧૮૩૮ |
| ઈટાલી | ૯-૪-૧૮૩૯ |
| સ્પેઈન | ૨૪-૧૦ ૧૮૪૮ |
| તુર્કસ્તાન | ૪-૧૦-૧૮૬૦ |
| હિંદુસ્તાન | ૧૮૪૯ |
| ઇજિપ્ત | ૧૮૫૫ |
| પોર્ટુગાલ | ૧૮૬૪ |

*ભમરો, પતંગિયું, હરણ, માછલું ને હાથી, એ બધાં માત્ર એકએક જ ઇન્દ્રિયના રસના માર્યા વિનાશ પામે છે, તો માણસને પાંચ ઇન્દ્રિયો છે. તેના પર કાબૂ ન રાખતાં તેમાં તે લીન થાય તો તેની તો શી ગતિ થાય?

કહેવતોના અર્થ: 'માંડી માથે બેડું'—જેના પર કશો ભરોસો ન રાખી શકાય એવા બિનજવાબદાર અગર ઓછી બુદ્ધિના માણસની શક્તિ, સ્થિરતા કે કાર્યસિદ્ધિ વિષે ખાતરી ન પડતી હોય તે દર્શાવતી આ કહેવતમાંની ઉપમા સાર્થ છે: માંડી સ્ત્રીના માથા ઉપર રહેલું પાણીનું બેડું જેટલું બિનસલામત છે(ક્યારે એ ફેંકી દે તેનો ભરોસો નહિ) એટલી જ અસ્થિરતા આવા દાધારંગા માણસ વિષે સમજવી.

ગણિત ગમ્મત

૯૮૭૬૫૪૩૨૧×૯=૮૮૮૮૮૮૮૮૮૮૯
" ×૧૮=૧૭૭૭૭૭૭૭૭૭૮
" ×૨૭=૨૬૬૬૬૬૬૬૬૬૭
" ×૩૬=૩૫૫૫૫૫૫૫૫૫૬
" ×૪૫=૪૪૪૪૪૪૪૪૪૪૫
" ×૫૪=૫૩૩૩૩૩૩૩૩૩૪
" ×૬૩=૬૨૨૨૨૨૨૨૨૨૩
" ×૭૨=૭૧૧૧૧૧૧૧૧૧૨
" ×૮૧=૮૦૦૦૦૦૦૦૦૦૧

પતંગિયાં જે હવામાં ઊડે છે તે હવાની તેમના રંગ પર અસર થાય છે.

ચીની માટીનાં વાસણો ઢોળેલ ચા કે સોડાની અસરાઈ પર સીધાં મૂકવાને બદલે ત્યાં એકાદ કાપડનો કટકો પાથરીને તેના પર મૂકવાથી એ કાપડ વાસણોનું પાણી શોષી લેશે અને વળી વાસણો લપસી પડી ફૂટી જતાં પણ બચશે.

જાણો છો? સોડાની સાંકળના ગુણવા પૂફ ચીનાઓએ ૨૦૦૦ વર્ષ પહેલાં કર્યા હતા. * માણસના શરીરનો પરસેવો બહાર વહન કરનારાં ૩ કરોડ છિદ્રો શરીર પર છે. * પીળા અગર નારંગી પ્રકાશમાં બહુ રંગ કાળો દેખાય છે. *ઉંદર, જિવાત તથા ભેજવાળી હવાને લીધે દર વર્ષે ૩૦ લાખ ટન અનાજનો આપણા દેશમાં નાશ થાય છે.

છેલ્લી વસતિગણતરી પ્રમાણે ભારતમાં
૧૮,૩૩,૮૪,૮૦૭ પુરુષો
અને ૧૭,૩૫,૦૬,૮૧૭ સ્ત્રીઓ મળીને
કુલ ૩૫,૬૮,૯૧,૬૨૪ની વસતિ છે.

તદ્દન મુલાયમ અને બારીક સાડી કે પોશાકમાં સેફ્ટી પિન ભરાવતાં ખેંચાઇને ફાટવાનો ભય હોય તો પાછળના ભાગમાં રૂનું પૂમડું રાખીને તેની સાથે સાડીમાં પિન ભરાવવાથી નહિ ફાટે.

માણસનો સૌથી વધુ વિકાસનો કાળ ૧૪ થી ૧૭ વર્ષ દરમ્યાનનો હોય છે.



કલાકૃતિ: છે તો માત્ર ખડિયા જેવું નજીવું સાધન; પણ નેપાળીઓએ કર્મગંભીર એ માટે કેટલું શોભન કર્યું છે!

(અનુ૦ પૃ૦ ૨૭૨ થી ચાલુ) અમે ચોજી રહ્યાં છીએ. પુષ્પ નિરીક્ષણની સહ્રેનીકળવું એ વસંત ઋતુમાં નેપાળી જનતાનો પ્રિય પ્રમોદ છે.

હવેથી અવારનવાર તમારે ત્યાંનું અમેઝ પત્ર મોકલતા રહેશો તો હું ઘણો આભારી થઈશ.

તમને ઘણું ઘણું કહેવાનું છે, પણ દિલગીર છું કે અત્યારે સરકારી કામમાં ઘણો રોકાએલો છું; એટલે બનીવરે ભવિષ્યમાં ફરીથી લખીશ. આવ-જિદા. તમારો, મિત્રાચારીઅર્થી, ચો. હેરલીનો.

## ઇન્ડોનેશિયાનાં પત્રમિત્રો

દરેક સરનામાને છેડે Indonesia ઉમેરી લેવું.

(1) Huse in Bratasuwignja, Gang Erch 6, Bandung, Java—21, Hunting, Gardening, Games. Student of Technical College; (2) Yogi Soedjiti, 282, Purwaganda, Wetan, Semarang, Java—20, Swimming, Foot-ball, Sports. S.M.A. Student, (equal to B.A.); *(3) Bambang Dharsono, 46-Djenengan, Surakarta,* Java—20, Learning more english through friendship, Music, Stu. of Law and Economic; (4) Moh. Anwar, Gondokusuman-2, Jogjakarta, Java—18, Swimming, Music, Stamps, S. M. A. student; (5) Sumdi, C/o Sekolah Menengah Nasional, (National Secondary High School), Djalan Bendan 2, Pekalongan, Java —19, *Music, Drawing of cartoons, Film* actors and placates. Student of National Secondary High School, final year; (6) Rahardjo, C/o Sekolah Menengan Nasional, Dajalan Bendan 2, Pekalongah Java—Penfriends; *(7)* Tabas Pandia-Dauln. Post Brastagi, East Sumatra—20, Interesting in writing Short stories; (8) Mr. W. Djiwa, Sekolah Guru Negara, *Djalan Djustisi-8,* Macassar—24. *Religious* matter whether about Hinduism or Budhism; (9) R. Moerjono, Djalan Pasar-38, Pati, Java—38, Interesting in Politics; (10) A. Ravai Munaf, Peladjar S. M. A. Bukittinggi, Sumatra Tengah—20, Male Friendship, Picnic, Foot-ball, Writing Short stories; (11) Soweardi Idris, Peladjar Perguruan, Menengah Umum, *Bukittinggi, Sumatra Tengah—20, Male friendship,* Writing stories, Drawing and Painting; (12) Danna S., S. M. P. G. R. I., Garut, Java—17, Basket Ball, Foot-ball, Swimming, Writing to friends; (13) M. Soaloon A., Djalan Waringi 52, Medan, Sumatra Utara—22, Motion Pictures, Arts, Sciences, Film, History. (ચાલુ) ફક્ષેપ : વિનોદ મેઘાણી, ૬૨ આબાદેદ, નીચે ફુરવા, મુંબઈ,

## હિંદી પત્રમિત્રો

(18) Indravadan Mehta, 40, Dadabhai Rd., Vile parle (West), Bombay-24—18, Stamps, Photos, Coins; (19) Kamal Kewalramani, 12, Vishva Kunj Society, Kankaria Rd., Ahmedabad—22, Poetry, Painting, Pen-friendship; (20) R. N. Mehta, Light House, 17, Princess Street, Bombay-2—20, Pen-friendship; (21) Chandulal D. Shah, C/o L. R. Boarding, Ellis Bridge, Ahmedabad—18, Politics, Religion, Photography, Sports; *(22)* Liladhar Keshavlal Sevajani, Ranjit Para, Bhanvad (Saur.)—18, Stamps, Photography, Cricket; (23) Pravin Mody, 1150, Sir Pattani Road, Krishnanagar, Bhavnagar (Saur.)—15, Stamps, Swimming; (24) Vinod S. Shah, Chintamani Build., 3rd floor, 2nd Bhoiwada, Bombay 2—Literature, Politics, Economics, Cultural activities of Movies; (25) Popatlal D. Bhindi, Custom House, Grain Market, Jamnagar (Saur.); —20, Stamps, View-cards; (26) Mistry Navanitlal Makanji, Nava hetan Vidyalaya, Limbasi, Ta. Matar, Dist. Kaira—29, Teaching, Drawing, Fretwork; (27) Chimanlal A. Chavda, Chavda & Co., Khadi Ambali, Ahmedabad, —30, Philosophy, Literature, Astrology; (28) Bakulesh Anantrai Bhatt, Manek wadi, Station Road, Plot No 5, Krishnanagar, Bhavnagar—18, Stamps, Reading, Pen friendship; (29) Sushilkumar S. Dani, C/o Jitendrarai & Co., 185, Princess St., Bombay-2, —*20,* Reading, Sports, Philosophy; (30) Babu S. Mamuwala, Saifipura, Siddhapur (N. G.)—20, Stamps, Literature, View cards, Coins, Photography, Politics, Journalism; (31) Bhikhabhai Hasmukhbhai Patel, 11/161, Hanuman Pole, Nanavat, Surat,—Giography, Philosophy; (32) N. M. Tanna, 22, Bhasker Lane, Bombay-2,—20, Photography, Literature, Fine-arts, Business; (33) V. M. Solanky, *75,* Gaonthan Road, Y. B. Patel Build., Malad, Bombay —19, Music, Photography, Drawing & Painting, Dancing; (34) Joshi Chandrakant Mulajibhai, C/o Joshi Mulajibhai Chunilal, 867, Golwad, Khadia, Ahmedabad,—18, Pen-friendship; (35) Dinesh K. Laheri, C/o Kanaiyalal J. Laheri, Lati Bazar, Khargate Mahuva (Saur.)—13, Coins, Stamps, *Photography*; (36) Paresh L. Waghela, 94, Bhandari St., 3rd floor, Bombay-4—18, Pen-friendship, Economics, Literature; (37) Ramanlal B. Patel, Gamdi, P. O. Naniej, Dist. Ahmedabad—25, Literature, Philosophy; (38) Javaharlal Shankerlal Trivedi, Krishna Society, Ellis Bridge, Ahmedabad—16, Stamps, Reading, Coins, *Pen friendship; (39) Bharatkumar* Dhanvantri *Desai,* Pihlavali Golvad, Opp. Polatkhana, Sarangpur, Ahmedbad—17, Stamps; (40) Vijay R. Mankeran, 20, Mangeshsenoy Street, Bombay-1—18; Reading, Sports, Scouting, Pen friendship. (ચાલુ)

# નવાં પુસ્તકો

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયનાં નવાં પ્રકાશનો

**આરોગ્યની બારમાસી:** નીરોગી રહેવાની સાદી સમજણ અને રોગોમાંથી ઉગરવાના સાદા ઉપાયો બતાવતું સર્વદા ઉપયોગી પુસ્તક; લેખક: વૈદ્ય પ્રાગજી મોહનજી રાઠોડ. ૧-૮-૦. **શાકભાજી અને બીજા લેખો:** બાગબાનીના આરંભ સાથે ઘર પૂરતી શાકભાજી વાવી લેનારા 'કિચન ગાર્ડન'ના શોખીનોને ઉપયોગી માહિતી આપતું પુસ્તક; લેખક: માર્તંડરાય શિવભદ્ર પંડ્યા. ૦-૪-૦. **વનવગડામાં વસનારાં:** અનેક જાણીતાં છતાં જેને વિષે હકીકતમાં આપણે બહુ જ ઓછું જાણીએ છીએ એવાં પ્રાણીઓનો પરિચય કરાવતું પુસ્તક; લેખક: પ્રદ્યુમ્નરાય કંચનરાય દેસાઈ. ૦-૧૨-૦. **જગન્નાથપુરી અને ઓરિસ્સાના પુરાતન અવશેષોનો** પરિચય આપતું વિદ્વાન લેખકનું સચિત્ર પુસ્તક; લેખક: ભોગીલાલ સાંડેસરા. ૦-૧૦-૦. **ગુજરાતની રંગભૂમિનું એક આછું શું વિહંગાવલોકન;** લેખક: હીરાલાલ કાલુભાઈ કાજી. ૦-૬-૦. **શ્રીમત્ શંકરાચાર્યનું જીવન** અને સાથે સાગનવગ્રુ પુસ્તક. ૦-૧૦-૦, **સાંઈબાબાનું ચરિત્ર તથા બોધક પ્રસંગો.** ૩-૦-૦. બંનેના લેખક: વામનરાવ પ્રાણગોવિંદ પટેલ. **શ્રી ચંડીપાઠ:** સરળ ગુજરાતી અનુવાદ સહિત; લેખક: શંકરદત્ત પાર્વતીશંકર શાસ્ત્રી. ૧-૪-૦. **સત્સંગમાળા:** ચિત્તશાંતિ અને આનંદપ્રાપ્તિના ઉપાયો; લેખક: સ્વ. ગગનલાલ હરિભાઈ વ્યાસ. ૦-૬-૦. **કોઈને કહેશો નહિ:** ઘર, કુટુંબ અને સમાજની ક્ષતિઓ પર કટાક્ષ ફેંકતાં રંભાબેન ગાંધીના નાટકો; ૧-૪-૦. **સમીસાંજની વાતો:** જ્ઞાન સાથે ગમ્મત આપતી બાલભોગ્ય વાર્તાઓ, સંપાદિકા: જયવળી અશોક કાજી. ૦-૬-૦. **બાળકોની રીતભાત:** ભારતીય સંસ્કૃતિને અનુરૂપ રીતભાત અને રહેણીકરણી શીખવતા, બાળકોને આપવાના પાઠો; લેખક: સોમાભાઈ ભાવસાર. ૦-૩-૦. **અમારા માધવકાકા:** એક બાલભોગ્ય સચિત્ર વાર્તા. લેખક: છોટુભાઈ ભટ્ટ. ૦-૬-૦.

## ઇતર પ્રકાશનો

**સર્વોદયનો સિદ્ધાંત:** તથા તે માટેના કાર્યક્રમો અંગેના પાયામાં રહેલા આદર્શોનો ખ્યાલ આપતી પુસ્તિકા; પ્રકાશક: નવજીવન કાર્યાલય, અમદાવાદ. ૦-૧૨-૦. **આસ્તિક:** અઢી હજાર વરસ પહેલાંના ભારતના ઐતિહાસિક પટ પર શ્રી સાને ગુરુજીએ આલેખેલી માનવતાની માર્મિક કથાનો અનુવાદ; કરનાર: જયન્ત પરમાર, ૩-૦-૦, **મનુબાપા:** 'જ્યૉર્જ ઇલિયટ'ની 'સિલાસ માર્નર'ની કથા પરથી શ્રી સાને ગુરુજીએ લખેલી કથા; અનુવાદક: સુશીલાબહેન દેશપાંડે. ૨-૮-૦. **મિયાં ફુસકી:** પાંચ ભાગ: આબાલવૃદ્ધ સૌને નિર્દોષ આનંદ આપતી મિયાંજીના હાસ્યમય પરાક્રમોની કથાઓ. લેખક: જીવરામ જોષી. દરેકના ૦-૧૨-૦. સાનેના પ્રકાશક: **ભારતી સાહિત્ય સંઘ લિ. અમદાવાદ. જય યૌધેય:** ઇ. સ. ૩૫૦-૪૦૦માં સતલજ અને યમુના હિમાલયની વચ્ચે વિસ્તારેલ યૌધેય ગણરાજ્યની આસપાસ ગૂંથાએલી રાહુલ સાંકૃત્યાયનની ઐતિહાસિક કથા. અનુવાદક: સ્નેહરશ્મિ; પ્રકાશક: આદર્શ પુસ્તક ભંડાર, રાયખડ, અમદાવાદ. કિં. ૫-૮-૦. **અવકાશનું રહસ્ય:** પરમાણુથી માંડી બ્રહ્માંડ સુધીના અવકાશનું રહસ્યોદ્‌ઘાટન કરતું સરળ અને સચિત્ર પુસ્તક. લેખક: છોટુભાઈ સુથાર; પ્રકાશક: તારક મંડળ, આણંદ; ૨-૦-૦.






કોઇ આકસ્મિક કારણે અંક મોડો ન થયો હોય તો 'કુમાર' દર માસની ૧૫મી તારીખે બહાર પડે છે; એટલે તે અરસામાં અંક ન મળે તો તરત તેની ફરિયાદ કરવી. અકસ્માતે ગુમ થએલા અંકોની ફરિયાદોને, અમારી પાસે નકલો હોય છે ત્યાં સુધી તો પહોંચી વળવાનો અમે પ્રયત્ન કરીએ છીએ, પરંતુ એવા ગુમ થએલા કોઈપણ અંકો ભરપાઇ કરી આપવાનું કશું બંધન અમારે માથે રહેતું નથી


કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી, મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ પોપટભાઈ રાવત
મુદ્રણ-પ્રકાશનસ્થાન : કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪ રાયપુર, અમદાવાદ
વાર્ષિક લવાજમ રૂ. ૭॥; પરદેશમાં રૂ. ૯॥ અથવા શિ૦ ૧૫; છુટક નકલ: બાર આના





ZANDU
Kesari-jivan
કેસરી












**પંખીઓનાં અંગ-ઉપાંગ : ચાંચ અને પગના કેટલાક પ્રકારો**

પ્રકૃતિની પ્રત્યેક રચનામાં કંઈ ને કંઈ હેતુ સમાયો જ હોય છે. કોઈ પણ વસ્તુનું બંધારણ, તેનો આકાર, તેનું સ્થાન વગેરે દરેકે દરેક બાબતમાં તે વસ્તુના ઉપયોગને અનુરૂપ કાંઈ ને કોઈ દૃષ્ટિ રહેલી જ હોય છે. પંખીઓના વૈવિધ્યપૂર્ણ ચાંચો અને તેના નાનાવિધ આકારના પગમાં પણ તેના આહાર-આચારને અનુકૂળ થઈ શકે એવી જ રચના હોય છે. આથી ચતુર અવલોકનકાર કોઈ પંખીની ચાંચ તથા પગની રચના જોઈને પણ તે પંખીની આદતો, તેની જાતિ, તેના આહારનો પ્રકાર વગેરે વિષે સાચાં અનુમાનો બાંધી શકે છે. શ્રી સાલિમ અલીના 'ધ બુક ઑફ ઇન્ડિયન બર્ડ્ઝ'માંથી પંખીઓની ચાંચ અને પગની રચના વિષેના આ બે આલેખો સાભાર અહીં આપીએ છીએ. પંખીઓના અભ્યાસીઓને તો તેની અગત્ય સમજાશે જ, પણ સામાન્ય જનને પણ તેનું જ્ઞાન, કાયમનાં પરિચિત હોવા છતાં અપરિચિત પંખીઓને ઓળખવા તથા તેના આહાર-આચાર વિષે અનુમાન બાંધવામાં મદદરૂપ થઈ પડી ઓછું રસદાયક નહિ નીવડે. પહેલા આલેખમાં ચાંચોના પ્રકારો દર્શાવ્યા છે : (૧) આહારને કાપી તેના ટુકડા કરી ખાવામાં કામ લાગે તેવી ચાંચ—જંગલી કાગડા અને તેના જેવા આહાર-આચારવાળાં પંખીઓમાં તે જોવા મળે છે. (૨) સમળી, ગરુડ, બાજ વગેરે વર્ગનાં પંખીઓને આવી ચાંચ હોય છે, જે શિકારને ચીરવા-ફાડવામાં ઉપયોગી થઈ પડે છે. (૩) ચકલી જેવાં નાનાં અનાજનાં કણ અને ઝીણાં જીવડાં પર નભતાં પંખીઓને આવી ચાંચ હોય છે. (૪) શક્કરખોરા જેવાં ફૂલરસના શોખિન પંખીઓમાં આવી પાતળી લાંબી ચાંચ જોવા મળે છે. જ્યારે (૫) ઠકઠક કરી જોરજોરપૂર્વક લાકડું કે ઝાડનું થડ કોરી તેમાં માળો બનાવવામાં માનતાં લક્કડ-ફોડ જેવા કારીગર પંખીની ચાંચ બુઠ્ઠી ભલે લાગે પણ મજબૂત હોય છે. (૬) કાદવમાંથી વીણીવીણીને જીવડાં શોધી ખાવા માટેની પોકડાં, બગલાં વગેરેમાં આવી ચાંચો જોવા મળે છે. (૭) કાદવિયું પાણી મોંમાં ભરી લઈ ચાળણી જેવી ચાંચ બંધ કરી, એ પાણી પાછું બહાર ફેંકી દઈ, પાણી સાથે આવી ગયેલાં જીવડાંને મોંમાં જ કેદ કરી ચાંઉ કરી દેવાની આ રમતના હંજ-ફ્લૅમિંગો વગેરે પંખીમાં નજરે ચડે છે. (૮) કૂણી કાકડી બટકાવવા જેટલી જ સ્વાભાવિકતાથી માછલી બટકાવી શકાય તેવી 'કૉરમૉરન્ટ' જેવાં પંખીઓને આવી કરવતી જેવા દાંતાવાળી ચાંચ હોય છે. બીજા આલેખમાં પગના કેટલાક પ્રકારો છે : (૧) ડાળી પર પકડ જમાવી આરામથી બેસી શકાય તેવા, જંગલી કાગડા, બુલબુલ, કાબર વગેરે જેવા પંખીનો પગ (૨) બાજ, ગરુડ, ગીધ, સમળી વગેરે શિકારી પંખીનો પગ. (૩) ઝાડ પર ચડઊતર કરી ફરીફરી શકે તેવા લક્કડફોડ વગેરે પંખીનો પગ. (૪) શાહમૃગ, સારસ, પોકડાં વગેરેનો જમીન પર ફરવામાં અને દોડવામાં સુગમ પડે તેવો પગ. (૫) ભેખડને વળગી રહી શકે તેવો રેવાંધો, અબાબીલ વગેરે જાતનાં પંખીનો પગ. (૬) પીહો જેવા, જળાશયમાં મોટાં પાંદડાં પર ચાલી શકે તેવો પગ. (૭-૮-૯) બતક, હંસ વગેરે જાતનાં પાણીમાં રહેતાં પંખીઓના તરવામાં મદદરૂપ થાય તેવાં હલેસાં જેવા પગ.

## આ કોણ?[1]

આ કોણ સરી આવે છે ગુપચુપ મુજ સ્વપ્નો ભીતરમાં?
આ કોણ ફરી મૂકે છે થનગન મુજ જાગૃત અંતરમાં?

આ શીતલ શાંત સુનીર ભરી,
સરિતાની થૈ સુખદા લહરી,
આ કોણ ધસી આવે છે મારા સૂના જીવનપટમાં?
આ કોણ હસી ખિલખિલ એનું મુખ લે છુપવી ઘૂંઘટમાં?

આ કોમલ કાન્ત પ્રભાતતણી,
કમનીય પ્રભામય થઈ ઝરણી,
આ કોણ ઝમી ઊઠે છે મારા તિમિરભર્યા આંગણમાં?
આ કોણ અમી વરસે છે મારા યુગયુગ-સૂકા રણમાં?

આ સઘન શ્યામ આષાઢ નિશા,
ચમકત દામિનીએ દશે દિશા,
આ કોણ કશું વ્યાપે છે ભરચક મુજ નભના ગુંબજમાં?
આ કોણ મને ભારે છે એના શતશતદલ અંબુજમાં?

સુન્દરમ્

## મિલન[2]

· વસંતતિલકા ·

બે ભિન્ન માર્ગથકી જે જલનાં વહેણ
આવી મળ્યાં, પછી ન કોઈ સ્વરૂપભેદ.
સાયુજ્ય કેવું દલનાં અણુ પર્મણુનું,
જ્યાં એક દેહ, ગતિ, બોલ, તરંગલ્હેર.
વર્ષાથી હો સભર. આતપથી મલીન :
અંભોધિ કે રણમહીં પણ સંગ લીન.

ને ભિન્ન બે દિશ થકી પ્રગટેલ તેજ
ભેળાં મળે, મિલન ઉજ્જ્વલ શું વિશેષ!
(જ્યાં દીપ્તિમંત સ્થલમાં નહિ કોઈ છાયા
આછાં ય તે તિમિરની વરતાય રહેજ;)
એવાં પરસ્પરતણાં ઉર એક થાય,
વીંધાઈને પણ અકુંઠિત પાર જાય.
જો, આપણે પ્રિય! ઉરે જલ જેમ આર્દ્ર,
ને દૃષ્ટિનાં વિપુલ તેજ વિષે અબાધ્ય.

રાજેન્દ્ર શાહ

## પાણી ને પલ પલટાતાં[3]

· ભજન ·

પાણી ને પલ પલટાતાં :
મનવા! અસીમ અજરમાં જાતાં.

એક નીરનો રમતો રેલો,
જુજવો થઈ જંગલમાં ગયેલો,
પહાડ, ઝાડ, થલ-કાલ ગળાતાં
નીર મહેરામણ માતાં—મનવા૦

આજ ઊગી ગઈ કાલ થવાની,
પાંદડી પાનખરે ખરવાની;
ખાતર થઈ ખુશબો બહેલાવા
જીરણ સજીવન થાતાં—મનવા૦

સીમિત સીમા સંભારો સજણાં!
જલજલનાં જુજવાં જલઝરણાં;
સહુ જળનું અંજળ જલધિ તો
વિચરો વેણ વાતાં—મનવા૦

સુધાંશુ

## અલેખે[4]

· દોહરા ·

તસ્કર તરપિંડી કરે, માગણ મોંઘો થાય;
લબાડ આપે વાયદા, (એ) ત્રણે અલેખે જાય.

અશક્તનું અક્કડપણું, આશ્રિતની અવળાઈ;
મતલબિયાની મિત્રતા, (એ) ત્રણે અલેખે જાય.

લૂલી વાસીદું કરે, વંધ્યા હાલાં ગાય;
દાસી ફરે દમામથી, (એ) ત્રણે અલેખે જાય.

મહાજનિયો રજકો ચરે, ખાણ પાંકડી ખાય;
લાંઘણ વહુવારુ કરે, (એ) ત્રણે અલેખે જાય.

કાજળ સારે કર્કશા, ઢોંગી ગંગા ન્હાય,
ટીલાં તાણે તરકટી, (એ) ત્રણે અલેખે જાય.

નાટકિયો રાજા બને, વેરાગી વળ ખાય,
ક્રોધ કરી પામર વદે, (એ) ત્રણે અલેખે જાય.

જયંતીલાલ દવે

(૧) આ તો સમજાવવું પડે તેવું નથી. (૨) જુદેજુદે માર્ગે વહેતાં પાણીનાં વહેણ પરસ્પરને મળી ગયા પછી તેમાં કશો રૂપભેદ ન રહેતાં તેનાં અણુએ અણુનું એવું સાયુજ્ય થાય છે કે તેનાં દેહ, ગતિ, બોલ, તરંગ, બધું એક જ બની રહે છે; બે જુદીજુદી દિશાનાં તેજ એકરૂપ બનતાં તેમના સંગમથી વધુ ઊજળું તેજ બને છે; તેમ આપણાં હૃદય પણ બને... (૩) ભજનમાં પાણી અને પલ (સમય) બંને પલટાઈને નવે રૂપે સંક્રાન્તિને માર્ગે અનંતમાં વિલીન થાય છે તે દર્શાવ્યું છે—નાનો રેલો જુજવે રૂપે વહેતો સમુદ્રમાં જઈ મળે છે, આજ ઊગીને કાલ બની જાય છે, આજની પાંદડી પાનખરમાં ખરીને ખાતર બની નવા રૂપે ખુશબો બહેલાવે છે,—એમ સૌએ પોતપોતાની મર્યાદા સંભારી નિજનિજને જુજવે માર્ગે પ્રસન્નતાથી વહેતાં અનંતમાં લય પામવાનું છે એમ પ્રબોધ્યું છે. (૪)માં લોકભાષા ને લોકભાત બંનેનું સચોટ બળ પ્રશંસનીય છે.

કવિતા (અનિયતકાલિક) માટે પૈસા આવવા માંડ્યા છે તેની પહોંચ કે પત્રો લખાશે નહિ. બહાર પડ્યે આ પાના પર ખબર અપાઈ મોકલાશે.

# રમી માસ્ટર

જ્યારે કંઇક ગુમાવીએ છીએ
ત્યારે જ કંઇક મળે છે



ફઇબાનું પાડેલું નામ તો હતું એનું નેમચંદ, પણ એ નામે એને બોલાવનારની સંખ્યા આંગળીને વેઢે ગણાય એટલી જ હતી. ઓળખીતાઓમાં એ 'રમી માસ્ટર'ના નામે જ જાણીતો હતો.

નેમચંદ પચ્ચીસ સત્યાવીસ વર્ષનો ફાંકડો યુવક હતો. ઈન્ટર-મીજિયેટમાંથી ભણતરને સલામ કર્યા બાદ, બીજા યુવાનો જ્યારે નોકરીની શોધમાં હોય છે એ વયે તેનો વ્યવસાય માત્ર 'રમી' રમવાનો જ હતો. એમાં તે કલાકોના કલાકો ગાળી શકતો. જીવનનું ધ્યેય જાણે 'રમી' જ હોય એમ એ પત્તાંની જોડો ખિસ્સામાં રાખી ફર્યા કરતો.

પત્તાં રમવાનો એ નાનપણથી શોખીન. ક્યારેક સતિયો, છકડી અને એવી નિર્દોષ રમતમાંથી કોક રખડુ છોકરાઓ સાથે એ ત્રણ પત્તે પણ રમી લેતો. પણ 'રમી' તો એ શહેરમાં આવીને જ શીખ્યો. અને એ શીખ્યા પછી એને એમાં એટલો રસ આવી ગયો કે ગમે ત્યારે એ રમી રમવા તૈયાર રહેતો. કૉલેજમાં પણ કોક જોડીદાર શોધી, એટેન્ડન્સ આપી, બહાર નીકળી બાગમાં જામી પડતો. એ હમેશાં 'પ્લસ'માં જ રહેતો અને 'પ્લસ'માં પણ સારા એવા પૉઇન્ટ લેતો. કેટલાક શેતરંજ અને ચોપાટના ખેલાડીઓ જેમ ખાત્રીપૂર્વક જીતે જ, એમ નેમચંદ પણ ખાત્રીપૂર્વક પ્લસમાં જ રહેવાનો.

એમાં યે એક વાર જ્યારે નેમચંદ એના જેવા જ રમી-રસિયા એના સાથીદારને ત્યાં આવેલા કોઇ મોટા વેપારી સાથે બેસી રૂપિયે [illegible]ની રમત રમ્યો અને રમત બંધ થઈ ત્યારે બારસો ચારસો ઓગણત્રીસ પૉઇન્ટ્સ પણ પ્લસ લઈને ઊઠ્યો, ત્યાર પછી તો [illegible]ના બધા મિત્રો, નેમચંદને સંબોધાયેલા પેલા શેઠના શબ્દો "તમે [illegible] રમી માસ્ટર છો, રમી માસ્ટર"માંથી રમી-માસ્ટર પકડી લઈ [illegible]મચંદને એ જ ઉપનામથી બોલાવવા લાગ્યા.

આ 'રમી' રમનારાઓની પણ એક મંડળી જ હતી. એમાં સૌ [illegible]તપોતાની ખાસિયત પ્રમાણે ઉપનામ ધરાવતા. મોહનને એની ખૂબ હારવા છતાં મનમાં કે ન લાવવાની અને ઉપરથી સૌ માટે સીનેમા કે નાસ્તાનો ખર્ચ કરવાની આદત પરથી સૌ 'બાદશાહ' કહેતા; દાઢી-નો ખર્ચ બચાવવા ખાતર કે આળસમાં પણ દાઢી અઠવાડિયે માંડ બોડાવતો જગન્નાથ 'બકરા'ના નામે જાણીતો હતો; ખિસ્સામાં છૂટા પૈસા ન હોવાને કારણે આના અને બે આનીઓ માંગણોને આપી દેતો જગુ 'જગડુ શા'ના નામે ઓળખાતો; બળવંતને તેના રાડિયા સ્વભાવ યા જામેલા શરીરને લક્ષ્યમાં લઇ 'વીર' કહેતા. જીવણને 'ટૉલ' કેમ કહેતા એ તો સમજાતું પણ નહિ; સુનિયાને તો...

પણ આવાં ચિત્રવિચિત્ર ઉપનામોની ઉપાધિ તો લગભગ એકે એકને મળી હતી. પહેલાં તો બનતા સુધી રમી કોકને ઘેર જ રમાતી; પણ નેમચંદને હવે એમાં મઝા ન આવતી, એટલે એણે એક સારા ભાડા-વાળો રૂમ રાખી એને થોડાઘણા ફર્નિચરથી શણગારીને ત્યાં એક 'ક્લબ' સ્થાપી હતી. રોજ રાતે બારએક સુધી, મન ફાવે ત્યારે બપોરે, રવિવારે તો સવારે પણ, વસ્તુતઃ જ્યારે પણ બેત્રણ જણ ભેગા થઇ જાય ત્યારે ત્યાં રમી રમાતી.

અંદરઅંદર તો તેઓ એક આને પૉઇન્ટ જ રમતા. પરંતુ નવા આવેલા લોકો સાથે, કામકાજ અંગે આવેલા રમી-રસિયા વેપારીઓ કે કૅન્વાસરો સાથે મોટી રમત જમાવતા.

પણ નેમચંદ તો ગમે ત્યાં 'રમી' રમી નાખતો. એને તેડવા મિત્રો ઘેર આવ્યા હોય તો ચા તૈયાર થાય એટલી વારમાં પણ એક બે રમત ખેલી લેતો. અરે, ક્યારેક તો 'ટાંગા'ના વાહનમાં પણ એક જગ્યાએથી બીજી જગ્યાએ જતાં સુધીમાં બોલાવવા આવનાર સાથે એ રમી લેતો. એના મજાકી મિત્રો એનો આ રમી-શોખ જોઇ હસતા અને કોક તો કહેતું 'આને તો યમદેવ તેડવા આવે તો તેને ય કહેવાનો કે 'મને લઇ જતાં પહેલાં એકાદ બે ગેઇમ તો રમી લો.'

નેમચંદ બીજો કૈં જ કામધંધો ન કરતો. શરૂમાં એ એક ફર્મમાં જોડાયો હતો ખરો, પણ બેત્રણ દિવસમાં જ કંટાળીને છોડી દીધું. ત્રીસ કે એકત્રીસ દિવસના લાંબા ગાળા પછી આખી સાઠ રૂપરડી મળે એ ખ્યાલ જ નેમચંદ માટે અપમાનભર્યો અને અસહ્ય હતો. એવા સાઠ રૂપિયા તો ક્યારેક તે એક જ દિવસમાં ઉડાડી દેતો.

ન માની શકાય, પણ તે છતાં હકીકત હતી કે 'રમી' એ જ નેમચંદનો વ્યવસાય હતો. શહેરમાં નવા આવેલા રમી-શોખીન વેપારીઓને એ ઠીક ખંખેરી નાખતો, ને મિત્રો સાથેની નાની રમતો-માંથી પણ ખર્ચ પૂરતા પૈસા તારવી લેતો. સિનેમા અને હોટેલોમાં ઉડાડતો પણ પુષ્કળ. કમાઈ જવાની લાલચે કલબમાં આવી ચડતા કૅન્વાસરો, હૉસ્ટેલિયનો કે વિદ્યાર્થીઓને પણ એ કોરા ન મૂકતો.

ટૂંકામાં એ કમાતો પણ સારું અને ખર્ચતો પણ છૂટથી. જેમ ફીચર, રેસ કે સટ્ટા પર જ કેટલાક જીવન ગુજારતા હોય છે એમ આ રમી પર જ જીવન ગુજારતો;—ગુજારતો શા માટે? માણતો. એના ત્રણ રૂમના નાનકડા બ્લૉકને એણે ફક્કડ રીતે શણગાર્યો હતો. રેડિયો-ગ્રામ, ખુરસીઓ, ટેબલ, ટેબલફૅન, કબાટો, પલંગ ઇત્યાદિથી માંડી-ને ખિસ્સાના રૂમાલ સુધી એની બધી જ વસ્તુઓ ઝીગની રહેતી.

બધા ધારતા હતા કે એ પરણ્યે એટલે રમવાનું ઓછું કરી કોઇ સ્થિર ધંધો કરશે. કે નહિ તો બહાર રખડશે તો ઓછું જ. પણ ના, પરણ્યા પછી પણ નેમચંદમાં કૈં જ ખાસ ફેર ન પડ્યો. કમાઇ જતો ત્યારે જે પહેલાં મિત્રોમાં જ ખર્ચી નાખતો તેને બદલે હવે ક્યારેક સુશીલા માટે ભેટ લઇ જતો. એવી સુંદર અને સુશીલ પત્ની મળવા માટે એ ખૂબ જ ખુશ રહેતો, અને ક્યારેક તો બોલી ઊઠતો: 'ચાલ, આજ તો તું કહે એ ભેટ લાવી આપું.'

'તમે ય તે [illegible]' સુશીલા હસતી: 'મોટા ભગવાન [illegible] માગ! માગે એ આપું" કહે [illegible]

નેમચંદ પણ હસી પ[illegible] [illegible] મવાન[illegible]

ખોરાક પેટમાં ઓરવાની ટેવથી હોજરી અને આંતરડાંનો રહેતો કામની સોજો અને (૪) વધારે પડતો માંસાહાર.

## મોટું આંતરડું : નળ

આશરેથી છ ફૂટ લાંબું મોટું આંતરડું પેટમાં આડી ઊભી બંને દિશામાં સીધું ગોઠવાએલું છે. તેના ચાર વિભાગ પાડ્યા છે: (૧) ઊભો નળ (૨) આડો નળ (૩) ઊતરતો નળ (૪) મળાશય અને ગુદા.


મળાશય અને ગુદા

અંધાંત્રથી શરૂ થઈને આ નળનો જે ભાગ કલેજા સુધી ઊંચો જાય છે તેટલા ભાગનું નામ ઊભો નળ. ત્યાંથી ડાબા હાથે વળી ડાબા પડખે છેક બરોળ સુધી પેટમાં આડો નળ ગોઠવાએલો છે. અહીંથી તે નીચો વળી પેડુમાં ઊતરતા નળ રૂપે ઊતરે છે. તે પછી પેડુમાં રહેલા આ આંતરડાના છ ઇંચ જેટલા છેલ્લા ભાગને મળાશય કહે છે. એ મળાશય-નો છેડો આપણી ચામડીની સપાટી ઉપર ગુદા વાટે ખુલે છે. આમ, આખા અન્નમાર્ગનાં બે દ્વાર ખુલ્લા છે: એક આપણું મોં ને બીજું ગુદા. ગુદાધાર નામે સંકોચક માંસપેશીઓ વડે ગુદા સખત રીતે બંધ રહે છે.

નાનું આંતરડું, અંધાંત્રથી જરા ઉપરના ભાગમાં મોટા આંતરડામાં પ્રવેશે છે. આ પ્રવેશમાર્ગ પડદાથી રક્ષાએલો છે. કોઈ ડુંગરાની વાંકીચૂકી અને ચઢાવ ઉતારવાળી કેડીએ નીચે ઊતરવાનું હોય એવો નાના આંતરડાનો પ્રવાસ ખેડતો ખેડતો આમરસ નાના આંતરડાના આ છેડા પાસે આવતાં સુધીમાં તો અર્ધ-પ્રવાહી બની જાય છે. સહેલાઇથી પચેલા પદાર્થો નાના આંતરડામાં શોષાઈ ગએલા હોય છે. માત્ર ત્યાં નહિ પચવા પામેલા તેમજ ન પચે એવા બાકી રહેલા કૂચા જ આ પડદાના માર્ગમાં થઇ અંધાંત્રમાં આવે છે.

ઊભા નળમાં એ આમરસને હવે ઊંચે ચડવાનું હોય છે. આખા અન્ન-માર્ગમાં ખોરાકના પ્રવાસનું સૌથી કઠણ કામ અહીં છે. ગુરુત્વાકર્ષણના બળની વિરુદ્ધ થતું આ કાર્ય પર્વતના ચઢાણ જેવું જ વિકટ છે.

નાના અને મોટા આંતરડા વચ્ચેના પડદાનું દ્વાર સાંકડું છે. આથી ખોરાકને આગળ હડસેલવાનું દબાણ નાના આંતરડામાં વધે છે. આ વધેલું દબાણ અંધાંત્રમાંના ખોરાક ઉપર હાઈડ્રોલિક બળ ઉપજાવે છે. જેથી તે ઊભા નળમાં અનાયાસે ઊંચે ચડે છે.

આ નળમાં આમરસ ઉપર વળી જુદા જ પ્રકારની પાચન ક્રિયા થાય છે. અત્યાર સુધી તો એના ઉપર ગ્રંથીઓના સ્રાવ, અગ્નો અને આથવણોની ક્રિયાઓ થઇ, જેના પરિણામે સ્ટાર્ચમાંથી હળવી ખાંડ, પ્રોટીનોમાંથી એમાઇનો-ઍસિડો અને ચરબીમાંથી સાબુ ને ગ્લીસરીન બન્યાં અને તે નાના આંતરડામાં શોષાયાં. પણ અન્નાહારીઓના ખોરાકમાંનો એક જાતનો કાર્બોહાઈડ્રેટ પદાર્થ તો હજુ પચ્યા વગરનો જ રહેલો હોય છે. આ પદાર્થ તે સેલ્યુલોઝ.

આ સેલ્યુલોઝ શાક દ્વારા આપણાં આંતરડાંમાં આવે છે. ઘઉંનો લોટ, ચોખા, બટાટા વગેરેમાં તે થોડોક જ હોય છે, જે નાના આંતરડામાં પચી જાય છે. પણ શાક વગેરેમાં તે વધુ પ્રમાણમાં હોય છે, જેને પચાવવા માટે આખા અન્ન-માર્ગમાં કાંઇ ગોઠવણ નથી.

આ કામ સૂક્ષ્મ જીવાણુઓ ઉપાડે છે નળમાં તેમની જુદી-જુદી જાતો લાખોની સંખ્યામાં હોય છે. તે સેલ્યુલોઝના પરમાણુઓને તોડે છે. આ સડાની ક્રિયા (putrifaction) છે. એના પરિણામે શાક ને ફળોનાં છોડાં-છોતરાંમાં રહેલાં પોષક તત્ત્વો છૂટાં પડે છે અને આંતરડાંમાં શોષાય છે. બટાટા, શક્કરિયાં વગેરે કંદમૂળ અને સફરજન, જામફળ તથા બીજાં બીવાળાં ફળોની છાલમાં પુષ્કળ પ્રમાણમાં ખનિજ ક્ષારો જેવાં પોષક તત્ત્વો સમાએલાં હોય છે.

સડાની આ ક્રિયાથી પોષક તત્ત્વોની સાથે વાયુઓ પણ છૂટા પડે છે. એમાઇનો-ઍસિડોમાંથી ઍમોનિયા, ખાંડમાંથી કાર્બન ડાયૉક્સાઈડ ને મીથેઇન તથા પ્રોટીનોમાંથી હાઇડ્રોજન સલ્ફાઇડ વાયુઓ છૂટા પડે છે. આ વાયુઓ દુર્ગંધભરેલા અને ઝેરી પણ હોય છે. કઠોળ, ઇંડાં, શિંગ-શાકો, કૉબેજ, કાંદા, લસણ આદિમાંથી હાઇડ્રોજન-સલ્ફાઇડ નામનો દુર્ગંધભરેલો વાયુ છૂટો પડે છે. વધારે પ્રમાણમાં કઠોળ તથા શાક ખાધા પછી પેટમાં વાયુ, આફરો, ગડગડાટ ને દુર્ગંધ-યુક્ત વાછૂટ વગેરે થાય છે તેનાં કારણો હવે સમજાશે.

સડાની ક્રિયા ઉપરાંત નળમાં જીવાણુઓના કાર્યથી વિટામિન 'બી' અને 'કે' 'સિન્થેટાઈઝ' થાય છે. વળી આમ-રસમાંનું પાણી પણ અહીં જ શોષાય છે. પણ આ કામ પૂરી રીતે થવા માટે નળની લંબાઇ પૂરતી નથી. વળી નાના આંતરડાની જેમ આમાં નથી શ્લેષ્મ઼ાળાની કરચલીઓ કે નથી શોષણ-અંકુરો. પણ શોષણનું કામ બરાબર રીતે થાય એ માટે નળમાં આકુંચન-લહરી ઉપરાંત પ્રતિ-આકુંચન-લહરી પણ થાય છે આ ઊલટી ગતિથી આમરસ ઉતાવળથી ચાલી જતો નથી, પણ વારંવાર એકઠો થઇ વલોવાય છે અને શોષાવા માટે લાંબા વખત સુધી રોકાય છે. દિવસમાં બે કે ત્રણ વાર નળના મોટા ભાગને આવરી લેતી સખત આકુંચન-લહરી ઉત્પન્ન થાય છે. તેથી નળમાંનો ખોરાકનો જથ્થો ઊતરતા નળમાં ધસડાઇ જાય છે. હોજરીમાં ખોરાક આવે તે વખતે પણ આવી સમગ્ર આકુંચન-લહરી ઉત્પન્ન થવા ઉત્તેજન મળે છે. ખાધા પછી શૌચની હાજત થાય છે તે આ કારણે.













અન્નમાર્ગમાં ખોરાકના પ્રવાસનો ક્રમ તથા સ્થાન દર્શાવતો આલેખ: કાળો કરીને બતાવેલો ખોરાક (૧) પહેલાં હોજરીમાં આવે છે, જ્યાં તે છ કલાક સુધી રહે છે; તે પછી (૨) નાના આંતરડામાં બાર કલાક રહી (૩) મોટા આંતરડામાં ઊંચે ચડે છે અને છેવટે (૪) ઊતરતા નળમાં નીચે ઊતરે છે તેમાં તેને લગભગ ચોવીસેક કલાક લાગે છે. માણસે માણસે તથા સંજોગો પ્રમાણે આ સમય જુદો જુદો હોય છે.

## દસ્તના પ્રકાર

આખા અન્નમાર્ગમાં ખોરાકના પ્રવાસનો સમય માણસે માણસે અને સંજોગો પ્રમાણે જુદોજુદો હોય છે. પણ સામાન્યરીતે એમ કહી શકાય કે ખોરાક હોજરીમાં છ કલાક સુધી, નાના આંતરડામાં બાર કલાક સુધી ને નળમાં ચોવીસથી છત્રીસ કલાક સુધી રહે છે. સોમવારનો ખોરાક (સવારનો નાસ્તો ને બપોરનું જમણ) રાત સુધીમાં નાના આંતરડામાં આવે છે; મંગળવારના ચોવીસ કલાક સુધીમાં તે નળમાં આવી, ત્યાં પાણી શોષાઇ જવાથી ઘટ્ટ બની, ધીમેધીમે આગળ ધપે છે, ને બુધવારે સવારના એ ખોરાકનો નિરુપયોગી અવશેષ ભાગ મળ દ્વારા બહાર નીકળે છે. આ અરસામાં તો મંગળવારના ખોરાકનો લગભગ નિરુપયોગી જેવો જથ્થો નળમાં આવી ગયો હોય છે. આ રીતે તંદુરસ્તીમાં નળ કદી ખાલી હોતા જ નથી.

ઊતરતા નળમાં અમુક પ્રમાણમાં ભરાવો પેદા થાય એટલે ઘટ્ટ થએલો મળ નીચે મળાશયમાં ધકેલાય છે, એટલે અહીં ફરી ભરાવાની સંવેદના ઊભી થાય છે અને મળત્યાગ કરવાની વૃત્તિ થાય છે. દસ્ત કરતી વખતે સાધારણ કરાંજવું—જોર કરવું પડે છે. આ વખતે ઊંડો શ્વાસ, ઉદરપટલનું નીચે ઊતરવું, શ્વાસ ઘડીભર રૂંધી જવો, પેટની માંસપેશીઓનું સંકોચાવું વગેરે ક્રિયાઓ થાય છે. આમ થવાથી આંતરડાંમાં અને મળાશયમાં દબાણ વધે છે અને દસ્ત થાય છે.

આપણે ઉપર જોઇ ગયા કે મળ એ પાચનક્રિયાનો કચરો છે. તેમાં ૭૨થી ૮૨ ટકા પાણી, ન પચેલા અને ન પચે એવા ખોરાકના પદાર્થો, પાચક-રસો, જીવાણુઓ, ચૂના ને લોઢાના ક્ષારો, આંતરડાંની દીવાલોના ખરી પડેલા કોષો વગેરે હોય છે. પિત્તરંગો પર જીવાણુઓની ક્રિયાથી પેદા થએલા પદાર્થોને લીધે મળનો રંગ બને છે; સડાથી પેદા થએલા ઝેરી અને દુર્ગંધભરેલા વાયુઓને લીધે તેની લાક્ષણિક ગંધ ઉત્પન્ન થઇ હોય છે. પુખ્ત વયનો માણસ ચોવીસ કલાકમાં છથી આઠ અધોળ જેટલો મળનો (પાણી વગરનો) ભાર કાઢે છે.

રોગ અનુસાર ઝાડાની લાક્ષણિકતા હોય છે. સૂક્ષ્મદર્શક યંત્ર દ્વારા ઝાડાની તપાસ કરવાનું આજના વૈદકમાં રોગ-નિદાનનું ખાસ અંગ છે. લોહી, જળસ અને પરૂવાળા મરડાના ઝાડામાં રોગ-જનક જીવાણુઓ હોય છે. આવી જ રીતે ભાતના ઓસામણ જેવા રંગના અને પ્રકારના કૉલેરાના ઝાડામાં અલ્પવિરામના આકારના રોગ-જનક જીવાણુઓ હોય છે. કમળામાં ઝાડો રાખોડી રંગનો અને વાસ મારતો હોય છે. ફિક્કા, પરપોટાવાળા અને ચરબીકણોવાળા ઝાડા સંગ્રહણીના હોય છે. હરસમાં ઝાડા ઉપર લોહી છંટાએલું હોય છે, જ્યારે ટાઇફૉઇડ, હોજરીનું ચાંદું ને કૅન્સર જેવા રોગોમાં ઝાડામાં મિશ્રિત થએલું પરિવર્તન પામેલું લોહી હોય છે.

દસ્ત થવાનો આધાર ખોરાકનો પ્રકાર, નળની ચિકાશ, શરીરશ્રમ અને મનની વૃત્તિઓ ઉપર છે. જ્યારે ખોરાકમાં સેલ્યુલોઝથી ભરપૂર અન્નાહાર હોય ત્યારે દિવસમાં બે કે ત્રણ વાર દસ્ત કરવાનું થાય છે. એકલા દૂધ કે માંસના આહાર વખતે દિશાએ જવાનું ઓછું હોય છે, કારણ કે એમાં ન પચે એવા પદાર્થો ઓછા હોય છે. ભૂખ્યા પેટે પણ શરીરમાં મળ તો બન્યા જ કરે છે. તેના બંધારણમાં માત્ર 'જથ્થા' સિવાય ઝાઝો ફેર પડતો નથી. નવા જન્મેલા બાળકના નળમાં પણ મળ હોય છે, જે જન્મ્યા પછી બહાર આવે છે. કોઇ કારણસર નળમાંથી ખોરાક ઝપાટાબંધ વહી જાય અને પાણી ત્યાં ન શોષાય તો ઝાડો પાતળો ને વારંવાર થાય છે. આથી ઊલટું આંતરડામાં ખોરાક ખૂબ ધીમેધીમે ગતિ કરે તો પાણીનું શોષણ વધુ થવાથી સૂકો અને સખત મળ બંધાય છે, જે નાના નાના સૂકા રૂપે બહાર આવતાં તકલીફ આપે છે. સામાન્યરીતે માણસને ચોવીસથી છત્રીસ કલાકની અંદર એક વાર દસ્ત સાફ આવવો જોઈએ. મળશુદ્ધિ છતાં પણ થોડો મળ તો નળમાં રહે જ છે. પરંતુ વધારે વાર અને બહુ પ્રમાણમાં મળશુદ્ધિ થયા છતાં પણ નળમાં વધારે પ્રમાણમાં મળ જમા રહે તો તે કબજિયાતની સ્થિતિ છે.

## કબજિયાત

કબજિયાત એ આ જમાનાની સામાન્ય ફરિયાદ છે. તે થવાનાં ઘણાં કારણોમાં (૧) દોષિત ખોરાક, પૉલિશ કરેલાં ચોખા-દાળ, થૂલા વગરનો લોટ, ઊંડાં કે ભાજી વગરનાં કઠોળ તથા શાક—આવો આવો સફાઈદાર ખોરાક લેવાની ટેવ; (૨) અપૂરતા પ્રમાણમાં પાણી પીવાની ટેવ: આને લીધે શરીરની અંદરના પાણીની સમતુલા જાળવવા માટે આમ-રસમાંથી વધારે પ્રમાણમાં પાણી ચુસાઈ જાય છે; પરિણામે મળ વધારે ઘટ્ટ અને સૂકો બને છે, જે છેવટે બંધકોશમાં પરિણમે છે; (૩) શરીરશ્રમનો અભાવ: ચરબીવાળો ખોરાક ખાઇ 'ખાટલેથી પાટલે ને પાટલેથી ખાટલે'ની ટેવવાળા બેઠાડુ જીવનથી બીજી માંસપેશીઓની સાથે પેટની માંસપેશીઓ પણ નબળી પડે છે; (૪) ખોટી ટેવો: જેવી કે ચાવ્યા વગર ઉતાવળે ખોરાક ખાવો, ચાહ-કૉફી વધારે પ્રમાણમાં પીવાં, અનિયમિતપણે ખાવું, ખૂંધા બેસવું, દસ્તની હાજતને રોકવી વગેરે; (૫) ચિંતા, ભય, ક્રોધ, ઉદ્વેગ વગેરે માનસિક વૃત્તિઓના પરિણામે ખાધા બાદ પૂરતા પ્રમાણમાં પાચક રસો નહિ છૂટવાથી; તેમાંથી પ્રથમ અજીર્ણ ને પછી ધીમેધીમે કબજિયાતની દરદ આવે છે; (૬) વારંવાર જુલાબ અને એનીમા લેવાની ટેવથી આંતરડાં શિથિલ બની જઇને એવાં તો થઈ જાય છે કે જે રેચક દવા લીધા વિના આપમેળે મળને બહાર જ ન કાઢે.

## હરસ

લાંબા વખતના બંધકોશના પરિણામે ઊભાં થતાં અનેક દરદોમાં એક ખૂબ જાણીતું દરદ હરસ છે.

આખા આંતરડામાં લોહીની નળીઓ ગોળાકારે ગોઠવાએલી છે, પણ મળાશય ને ગુદામાં (આંતરડાનો આ ભાગ જેમ ઊભો આવેલો છે તેમ) તે ઊભી જાળાં રૂપે ગોઠવાએલી છે. વળી તેમાં પડદા પણ નથી હોતા. આ શિરાઓ ઝાડો કરતાં સ્વાભાવિક જોર કરવાના પરિણામે ઓચિંતા અને સખત દબાણનો વારંવાર ભોગ થઈ પડે છે. એટલે સફરાના ભાગની શિરાઓની રચના જ એવી છે કે પ્રજ્ઞાપરાધીઓને હરસનું દરદ ઉત્પન્ન થવાને ઉત્તેજન મળે છે. (પ્રજ્ઞાપરાધીઓ= બુદ્ધિના અપરાધીઓ: સમજ હોવા છતાં બેદરકાર રહીને ખોટી બાબત આચરનારાઓ).

વીસ-પચ્ચીસ વર્ષની યુવાવસ્થામાં (ખાસ કરીને પુરુષોમાં) દેખા દેતા આ વ્યાધિના કારણ રૂપ બેઠાડુ ધંધો, વધારેપડતું દારૂનું વ્યસન, મિથ્યાહારને લીધે થતાં અજીર્ણ, મંદાગ્નિ અને બંધકોશને લીધે લિવરમાં ભરાવો થાય છે તે છે ગુદાની શિરાઓ લિવરમાં જતી શિરાઓમાં ઠલવાતી હોઈ આના પરિણામે ગુદાની શિરાઓમાં લોહીનો સંચય થાય છે, જેથી ગુદાની અંદરની અને બહારની લોહીની નળીઓ મોટી અને પહોળી થાય છે. આવી રીતે વિકૃત થએલી શિરાઓ તે જ હરસ. ઝાડો કરતી વેળા થતા સ્વાભાવિક જોરના પરિણામે લોહી ભરાએલા હરસમાંથી, પાણી ભરેલી વાદળી દબાવવાથી જેમ પાણી ટપકે છે તેમ, લોહી ટપકે છે.

કબજિયાતનો ઉપાય રેચ નથી. એક વાર હળવા રેચથી કામ પતી જાય છે તો બીજી વખત આકરો રેચ લેવો પડે છે; ને પછી તો વારંવાર રેચ લેવાથી આંતરડાં રેચક દવા લીધા વિના મળને બહાર જ ન કાઢે એવાં બની જાય છે. ખરો ઉપાય તો (અનુ॰ પૃ. ૩૭૧મે)

# વ્યંગચિત્રોની કલા

> It is the art par excellence of humanism of the world in which the spirit of man is most dominant. —*Henry Bergson*

'અહોહો! શું કમાલ ચિત્ર દોર્યું છે! વાંકું મોં ચીતર્યું છે, ને કેવો કટાક્ષ કર્યો છે!' કટાક્ષચિત્રો વિષેની આ સામાન્ય માન્યતા!

પણ માત્ર વાંકાં અંગવાળાં પાત્રોથી જ, કે એની પાછળ કૈંક વક્ર કથન મૂકવાથી જ કટાક્ષચિત્ર બની જતું નથી. જેમાં વસ્તુસ્થિતિની મજબૂત પકડ સાથે પ્રસંગ કે વ્યક્તિના અંતરનું હાર્દ ખેંચી કાઢીને રજૂ કર્યું હોય તે જ સાચા કટાક્ષચિત્રની કોટિમાં આવી શકે. અને એમાં જબરું સામર્થ્ય તથા વેધક દૃષ્ટિ જોઈએ. જે વ્યક્તિ કે પ્રસંગ વિષે કટાક્ષ કરવો હોય તેની સ્પષ્ટ અને સહૃદય સમજ એ પહેલી આવશ્યક્તા છે. તે પછી, એ વ્યક્તિ કે વસ્તુમાં રહેલું સત્ય તેની બાહ્ય દેખાતી પરિસ્થિતિને અનુરૂપ વ્યંજનાથી ચીતરવામાં આવે છે. એમ કરવામા તેવસ્તુ જેવી દેખાય છે તેવી આબેહૂબ નહિ, પણ તેનું આંતરિક સત્ય સ્વરૂપ ખેંચી કાઢીને કલાકાર રજૂ કરે છે. એની ચિત્રણામાં તે તે તત્ત્વોને એ અતિકાય, અપરૂપ, મોટાં, વક્ર કે વિકૃત કરે છે. જે આંતરિક સત્ય પર ધ્યાન કેન્દ્રિત કરવું હોય તેને ચોટ આપવા, આપણે જેમ અતિશયોક્તિ કરીએ છીએ તેમ જ, કટાક્ષકલાકાર કરે છે.

કોઇ અત્યંત વાસ્તવદર્શી હૂબહૂ ચિત્ર જોઈને લોકો એમ કહે છે કે 'આ એટલું આબેહૂબ છે કે જાણે હમણાં બોલશે.' કટાક્ષચિત્ર એમ 'બોલવા' કરતાં પણ વધુ—જોનારને તે તે પ્રસંગ વિષે વિચાર કરતા કરી મૂકે છે. આ શક્તિ ઓછી નથી: બલ્કે ચડિયાતી છે.

ઘણા પ્રશ્ન કરે છે કે વ્યંગચિત્રકાર થવા માટે કંઈ નિયમો હશે? હા, હોય છે. પણ તેથી ખાસ અર્થ સરતો નથી. આ કલા સામાન્ય ચિત્રકલા જેવી નથી. જેમ વૈદકમા અમુક પડીકાં ખાવાથી કે અમુક પરહેજી પાળવાથી રોગ મટે છે તેમ એ નિયમોના પાલનથી જ કટાક્ષકલા સાધ્ય થતી નથી. વ્યંગ ચિત્રની કલા એ એક પ્રકારની વ્યંજના છે. ને તેથી જ ઉત્તમ વ્યંજના લાવી શકનાર કવિપ્રતિભા જેમ વિરલ હોય છે તેમ કટાક્ષકલા પણ વિશિષ્ટ પ્રતિભા માગી લે છે. કોઈમાં ઘણી ઉમદા આલેખનશક્તિ હોય, વક્ર રૂપ આપવાના બધા નુસખા સાધ્ય હોય, છતાં એટલા જ માત્રથી તે કટાક્ષચિત્રો કરવામાં સફળ નથી નીવડી શકતો: જેમ છંદરચના ઉપર ઉત્તમ કાબૂ હોવા છતાં સાચી કવિતા નથી નીપજતી તેમ.



કાર્ટૂનિસ્ટ શંકરે દોરેલું શ્રી કનૈયાલાલ મુનશીનું કૅરીકેચર

આલેખનના બે પ્રકાર છે: Academic અને Expressive—શાસ્ત્રીય કે વૈજ્ઞાનિક ધોરણસરનો, ને બીજો અંતરની અભિવ્યક્તિ કરનારો. પહેલો પ્રકાર અભ્યાસથી સાધ્ય થઇ શકે છે; કોઇપણ માણસ મહેનતથી તે શીખી શકે છે. બીજા પ્રકાર માટે મહેનત ઉપરાંત એ વસ્તુને પોતાની પકડ મુજબ રજૂ કરવાની શક્તિ જોઈએ. કેટલાક લોકો હાથ ચીતરવામાં એટલા કુશળ હોય છે કે આબેહૂબ હાથ જેવો હાથ ચીતરી બતાવે, જ્યારે કેટલાક માત્ર થોડી લીટીઓને એવી ચોટદારરીતે રજૂ કરે કે તેમાં હાથનું આબેહૂબ દર્શન ન હોવા છતાં એ વિકૃત રૂપમાં તે વધુ 'બોલતો' લાગે. જોકે આ



ઉપર: અજંતાની ચિત્રકલામાં હાથ
નીચે: હાથનું આબેહૂબ આલેખન





ડાબી બાજુ: કલાકાર રથાવક્ષ ચાવડાએ નૃત્યકાર ઉદયશંકરનું, ચાલતા નૃત્યે ફાઉન્ટન પેનથી કરેલું ઝડપી રેખાંકન. એ આબેહૂબ ચિત્ર નથી, પણ એની રેખાએ રેખામાંથી એનો વેગ બોલી ઊઠે છે. કાર્ટૂનની રેખાઓ પણ આજ રીતે 'ઍક્શન'–આવેગ અને ગતિ દાખવતી હોવી જોઈએ.

નીચેના હાથનું આલેખન ભલે આબેહૂબ છે. પણ ઉપર અજંતાના હાથમાં થોડીક જ અતિશયોક્તિથી લાવણ્ય આણ્યું છે.







ઉપર શ્રી બળવંતરાય ઠાકોરનો ફોટોગ્રાફ અને ચકોરે કરેલું તેમનું કૅરીકેચર બંને જોડાજોડ આપ્યાં છે તે પરથી સમજાશે કે કૅરીકેચર કરવામાં કલાકાર વ્યક્તિનાં લાક્ષણિક અંગોને કેવી રીતે પકડીને આગળ આણે છે. જમણી બાજુ મથાળે સ્વ. સરોજિની નાયડુ અને નીચે જર્મનીના જાણીતા કલાકાર ગુલબ્રાન્સને કરેલું ટૉલ્સ્ટૉયનું કૅરીકેચર.

બંને જાતનાં ચિત્રો ચીતરવા માટે સાચો હાથ કેવો હોય તેનું તલસ્પર્શી જ્ઞાન તો બંનેને હોવું જરૂરી છે.

રામાયણ આદિ આપણી કથાઓમાં આ જ તત્ત્વ અખત્યાર કરેલું છે. રાવણ, કુંભકર્ણ વગેરેનાં ચિત્રણોમાં આવતું અતિશયપણું એ તે તે પાત્રોની વિશિષ્ટતાને સચોટપણે રજૂ કરવા માટેની અતિશયોક્તિઓ જ છે. એ એક પ્રકારનાં વ્યંગચિત્રો જ છે.

વ્યંગચિત્રકલામાં અનેક પ્રકાર છે. એ બધા પ્રકાર કોઈ એક જ પત્રમાં ભાગ્યે જ જોવા મળે. પણ ઇંગ્લંડના અત્યંત જૂના (૧૦૦ વરસ ઉપરના) વ્યંગપત્ર 'પંચ' (Punch)માં મોટા ભાગના પ્રકારો ખેડાયા છે. મુખ્ય પ્રકારો આટલા ગણાવી શકાય: (૧) કોઈ પણ એક વ્યક્તિનું ઠઠ્ઠાચિત્ર–ચાઠું: Caricature; (૨) રાજકીય તેમજ સામાજિક પ્રસંગો, પરિસ્થિતિઓ, અવળચંડાઈઓ વગેરે પર કટાક્ષ કરતાં વ્યંગચિત્રો: Cartoons; (૩) જીવનની વિચિત્રતાઓ, માનવીની મૂર્ખાઈઓ વગેરે જિંદગીની હળવી બાજુ રજૂ કરતાં હાસ્યચિત્રો: Gag cartoons; (૪) જીવનના એ જ પ્રકારને એક કરતાં વધુ, ત્રણ-ચાર કે પાંચ ક્રમિક ચિત્રોની માળામાં રજૂ કરતાં ચિત્રોની હાસ્ય-પટ્ટીઓ: Comic strips; (૫) સીનેમા ફિલ્મોની પદ્ધતિએ તેની સાથેસાથે જ ખીલેલો હાલતાચાલતા રમૂજી જીવંત ચિત્રોનો પ્રકાર: Animated cartoons; (૬) માલની જાહેરાતો વગેરે વ્યાપારી ઉપયોગો માટે રમૂજી ઢબે યોજાતા ચિત્ર-વાર્તાલાપ, પોસ્ટરો વગેરે.

કૅરીકેચર—વ્યક્તિનું ઠઠ્ઠાચિત્ર, એ વ્યંગચિત્રોના સર્વ પ્રકારોમાં અગત્યનું સ્થાન ધરાવે છે. કોઈ એક પાત્ર કે વ્યક્તિની વિશિષ્ટ લાક્ષ-

રાજકીય કાર્ટૂનનાં બે ઉદાહરણ: ડાબી બાજુ: વિખ્યાત કલાકાર શંકરનું 'ઈસ્ટર્ન ગ્રુપ કૉન્ફરન્સ' ઉપર કટાક્ષ કરતું કાર્ટૂન 'બાયોસ્કોપ દેખો ભાઈ'—એમાં હિંદીવાનને ઈસ્ટર્ન ગ્રુપ કૉન્ફરન્સનું જે બાયોસ્કોપ વાઇસરૉય બતાવે છે તેની પાછળ હિંદીવાનનાં કપડાં પણ ઉતારી લેવાનો ઘાટ છે તે દર્શાવીને એ કૉન્ફરન્સની પોકળતા બહુ સ્પષ્ટ રીતે ઉઘાડી પાડી છે (હિંદુસ્તાન ટાઇમ્સ). જમણી બાજુ: 'ચકોર'નું કાર્ટૂન 'બાયડી પેટની ભૂખ'—તમામ તેવું વાજબી નક્કી કરવા છતાં ટપાલખાતાએ સવા આનાનું પોસ્ટેજ ન ઘટાડ્યું તે પર વ્યંગ કરતું કાર્ટૂન (પ્રજાબંધુ).







જમણી બાજુ: 'માણસને ચીતરતા માણસને ચીતરતા માણસને ચીતરતો માણસ'—એક માણસ બીજાને ચીતરે છે, બીજો ત્રીજાને, ત્રીજો ચોથાને, ચોથો પાંચમાને, એમ વારાફરતી એક-બીજાને ચીતરતા માણસનું આ તદ્દન સાદું જણાતું કાર્ટૂન અમેરિકાના અગ્રણી વ્યંગ કલાકાર સ્ટાઈનબર્ગની વેધક કૃતિ છે. એનો મર્મ સમજવો હોય તો 'ચીતરતા' શબ્દમાં 'ચી'ને બદલે 'છે' મૂકવાથી પણ એક અર્થ સમજાશે.



ડાબી બાજુ: સજીવ હાસ્યચિત્ર-માળા 'એની મેટેડ કાર્ટૂન'મા વૉલ્ટ ડિઝનીએ સર્જેલો જગવિખ્યાત છોકરો 'મિકી માઉસ'. ચૅપલીન પછી સંસારવ્યાપી આનંદ આપનાર કલાકાર વૉલ્ટ ડિઝની જ થયો છે.

વિકૃતાઓને અતિશયોક્તિની માત્રા વડે બહાર ખેંચી આણીને રમૂજી રીતે ચોટદાર બનાવતાં આ ચિત્રો એકલાં સ્વતંત્ર વ્યક્તિચિત્રો તરીકે આલેખાયેલાં આપણે ઘણે સ્થળે જોઈએ છીએ (એના થોડા નમૂના આ સામે આપ્યા છે) આપણા હિંદના અગ્રણી હાસ્યપત્ર 'શંકર્સ વીકલી'ના પહેલા પાના ઉપર દર અઠવાડિયે આવું એકએક વ્યક્તિ-ચિત્ર નિયમિત આવ્યા જ કરે છે, એમાં આપણા રાજદ્વારી તેમજ સાંસ્કારિક નેતાઓ, અગ્રણીઓ, મહાપુરુષો વગેરેનાં કૅરીકેચર હોય છે.

કાર્ટૂનો-રાજકીય ને સામાજિક કટાક્ષચિત્રો તો સામાન્યતઃ આપણે ઘણા સામયિકોમા જોતા થયા છીએ આ યુગમાં રાજકારણ જીવનમાં અગ્રસ્થાન ભોગવતુ હોઈ તેનાં વ્યંગચિત્રો વિપુલ સંખ્યામાં દેખાય છે. અને એમાં ઐતિહાસિક ઉથલપાથલના મોટા પ્રસંગો તથા માનીરૂપ પ્રશ્નો ઉપરાંત આનરિક વિકૃતિઓ, સત્તાલોભ, સ્વાર્થ, મુત્સદ્દીગીરી, અભિમાન, મૂર્ખાઈ વગેરે માનવજાતના સામાન્ય લક્ષણો પણ આ ક્ષેત્રના કટાક્ષચિત્રોને ભરપૂર સામગ્રી પૂરી પાડે છે. સમકાલીન ઇતિહાસની નોંધો સામયિક પત્રોને પાને કે ઇતિહાસ-કારોના ગ્રંથોમા આલેખાય તેના કરતા આ કટાક્ષચિત્રોમા વધારે વેધકરીતે, વધારે ઘનીભૂત રૂપમા તથા હકામુમાં મળી રહે છે. ઇંગ્લંડના વડા પ્રધાન ચર્ચિલે એક સ્થળે લાક્ષણિકરીતે કહ્યું છે કે 'હું ઇંગ્લંડનો ઇતિહાસ 'પંચ'ના રાજકીય કટાક્ષચિત્રો દ્વારા શીખ્યો છું.

એ જ રીતે આપણે ત્યાં પણ દિલ્હીના 'હિંદુસ્તાન ટાઈમ્સ'માં સિલ-સિલાબંધ આવેલાં તથા ત્યાર પછી 'શંકર્સ વીકલી'માંનાં 'શંકર'નાં કાર્ટૂનોમાંથી, સ્વતંત્રતા મળ્યા પહેલાંના બ્રિટિશ યુગથી માંડીને છેક આજ સુધીનો આપણી લડતનો, સ્વરાજ્યપ્રાપ્તિનો અને સ્વરાજ્ય પછીની પરિસ્થિતિનો ઇતિહાસ જાણી શકીએ. યુરોપની આધુનિક ઐતિહાસિક તવારીખ પણ, એ જ પ્રકારે, જગવિખ્યાત કટાક્ષ-કલાકાર ડેવિડ લોનાં ૧૯૨૪થી આજ સુધીનાં કાર્ટૂનોમાંથી મળી રહે છે. એ પ્રકારના એના સંગ્રહો પણ બહાર પડ્યા છે. આમ, એક રીતે તો, રાજકીય કાર્ટૂનો એ ઐતિહાસિક દસ્તાવેજો જેવા છે.

જીવનના આનંદને સદા તાજો ને પ્રવાહિત રાખતાં 'ગૅગ કાર્ટૂન્સ'-નો પ્રકાર જોકે છેક 'હિંદી પંચ'ના સમયથી ખેડાતો આવ્યો છે, અને આજે પણ સામયિક પત્રોમાં હાસ્યના ટુચકાની સાથે તે આવતાં થયા છે, છતાં પશ્ચિમને મુકાબલે એમાં આપણે હજી કાચા છીએ. આખા દેશના મિજાજને પ્રફુલ્લિત રાખનાર અને નિર્દોષ હાસ્ય વડે જીવનને બહેલાવનાર આ પ્રકાર ઇંગ્લંડના જૂના ને પીઢ 'પંચે' શરૂ કર્યો, ને હજી યે તે એમાં મોખરે રહ્યું છે. એ જ રીતે અમેરિકામાં 'ન્યૂ યૉર્કર' રશિયામાં 'ક્રોકોડાઈલ' એમ દેશોદેશનાં હાસ્યપત્રો એ ખેડે છે.

પણ કાર્ટૂન સ્ટ્રિપ-(ચાર-પાંચ ચિત્રોની ક્રમિક માળા રૂપ પટ્ટી)નો પ્રકાર જેવો અમેરિકામાં ખીલ્યો છે તેવો કોઈ દેશમાં નથી.

ટૂંગી હયો: 'વકાર'ની કૉમિક સ્ટ્રિપ 'ટૂ પાઇપ' માંનું એક દૃષ્ટાંત. જેમાં સિંહને ખેંચવા જતાં ટૂ પાઇપ પોતે જ ખેંચાઈ જાય છે.



આ વખતે તો ખેંચી જવો છે!



ઉંહ...ઉંહ...ઉંહ ..



હઈ...ઇહ...ઉંહ...



અલ્યા! જવા દઈશ કે તારા જેવડો શું થાય!

હિંદુ સંસારમાં સ્ત્રીની કિંમત કેટલી છે તે દર્શાવનારું શ્રી રવિશંકર રાવળનું સામાજિક કાર્ટૂન. આધુનિક ગુજરાતી કલાના બધાં વિવિધ અંગોની પેઠે વ્યંગચિત્ર-કલામાં પણ શ્રી રાવળે 'અફલાતુન'ની સહીથી કાર્ટૂનો કરવાની પહેલ કરેલી.

ત્યાં તો એ રાષ્ટ્રનો જાણે એક ઉદ્યોગ હોય એવો બની ગયો છે. ત્યાં દર અઠવાડિયે દૈનિક પત્રોની સાથે પાનાં ભરીને તેનાં રંગીન ચિત્રો એટલા નિયમિત ને અનિવાર્યપણે નીકળે છે કે એ એક રાષ્ટ્રવ્યાપી વાચન બની ગયું છે, અને એમાં આવતાં પાત્રો પૈકી બ્લૉન્ડી, લિટલ કિંગ ને લીલ ઍબનર જેવાં પાત્રો તો ત્યાંના મોટા નેતાઓ ને રાષ્ટ્રપુરુષો કરતાં પણ વધુ લોકપ્રિય થયાં છે. એ રીતે આપણે ત્યાં 'ટાઇમ્સ ઑવ ઇંડિયા'માં પૉપ, 'બૉમ્બે ક્રૉનિકલ'માં મટ અને જેફ 'ફ્રી પ્રેસ જર્નલ'માં જ્યૉર્જ મૅકમૅનસની માળા 'બ્રિંગિંગ અપ ફાધર' વગેરેની



સર સ્ટૅફર્ડ ક્રિપ્સે બ્રિટનનું અર્થકારણ મજબૂત કરવા 'પાઉન્ડનો મૂલ્ય ઘટાડો' કર્યો ત્યારે માત્ર પાઉન્ડની સંજ્ઞાનાં આ બે સાદાં આલેખનો વડે જ વિખ્યાત ચિત્રકાર 'વિકી'એ તેનું સચોટ દર્શન કરાવ્યું હતું. પહેલાં જે ટટ્ટાર હતો તે બેવડ વળી નીચો નમી ગયો. મથાળાના ગોળાકારમાં સર સ્ટૅફર્ડનું મુખ.




વરઘોડાની ગાડીનો એક ઘોડો બીજાને : ચાર હવે આ લગનગાળો પતે એટલે આપણે પણ ક્યાંક શાંતિથી પરણી નાખીએ (આચાર્ય).




'પ્રગતિ' (ચકોર): સ્ત્રીઓના સામાજિક દરજ્જામાં પ્રગતિ થયાનું મનાય છે, પણ કલાકાર કહે છે કે માત્ર ઉપરની ટાપટીપ સિવાય વસ્તુસ્થિતિમાં કાંઈ જ ફેર નથી પડ્યો. 'ડાબા પગનું ખાસડું' મનાતી સ્ત્રી હજુયે રોતી જ રહી છે. ફેર પડ્યો છે માત્ર ખાસડાના દેખાવમાં: પહેલાં જે ઓખાઈ જોડા હતો; તે હવે બૂટ બન્યો છે એટલું જ.



# હૅમ્લેટ



નિબંધિકા

લેખક બકુલ ત્રિપાઠી

અમે હમણાં જ એક નાટક વાંચ્યું. નામ છે એનું હૅમ્લેટ; લેખક છે કો'ક શેક્સપિયર; પ્રકાશકના નામવાળો ભાગ ફાટી ગયો છે; અને કિંમત લખી નથી.

આમ તો અમે શિષ્ટ સાહિત્ય સિવાય બીજું કાંઈ વાંચતા જ નથી. પણ આ તો અમારા એક વિદ્વાન મિત્રે આ લેખકનાં બીજાં એકબે નાટકો વાંચેલાં અને એ બન્નેમાંથી એમને કંઈક ને કંઈક શીખવાનું મળેલું, એટલે એમણે અમને આ નાટકની ભલામણ કરેલી. એ મિત્રને 'ઑથેલો' નામના નાટકમાંથી બોધ મળેલો કે છોકરીઓએ પોતાનો રૂમાલ રખડતા મૂકવા નહિ અને 'વેનીસના વેપારી' નાટકે એમણે ભણેલી છોકરી પરણ્યાના લાભ સમજાવેલા. એટલે આ હૅમ્લેટમાંથી યે એમની જેમ કંઈક સાર ગ્રહણ કરવાનો હશે એ આશાએ અમે અમારા સ્વભાવ વિરુદ્ધ જઈને ય આખું નાટક વાંચી ગયા.

ઠીક છે; નાટક સારું છે. ડેન્માર્કનો કો'ક હૅમ્લેટ નામે રાજકુંવર છે; ને એને પોતાના સગા બાપનું ભૂત દેખાય છે; ને એના ઓરમાન બાપ સામે એ ચિડાય છે ને ગાંડો થઈ જાય છે; ને એની પ્રિયતમા યે ગાંડી થઈ જાય છે; ને પછી વારાફરતી રાજા, રાણી, કુંવર, મંત્રી, મંત્રીનો પુત્ર, પુત્રી બધાં જ સ્વર્ગે જાય છે. આમ, પ્લૉટ તો જાણે સારો છે:

પણ એ સારો છે એટલે જ અમને વહેમ પડયો કે નક્કી એ બીજે ક્યાંકથી ઉઠાવ્યો હોવો જોઈએ. કંઈ પણ સારું લખાણ જોઈએ છીએ એટલે તરત અમને એની મૌલિકતા વિષે વહેમ પડયા વિના રહેતો નથી. સાચું પૂછો તો દરેક સાહિત્યકૃતિ વાંચવા પાછળનો અમારો એક ઉદ્દેશ કોણે ક્યાંથી શું ઉઠાવ્યું છે એ પકડવાનો જ હોય છે. અને એ ઉદ્દેશ આ નાટક પૂરતો તો સફળ પણ નીવડયો છે, કારણ કે અમે શેક્સપિયરે કરેલી એક અદ્ભુત ઉઠાંતરી શોધી શક્યા છીએ.

ઘણા વખત પહેલાં કોઈ ખટારા–આંગવાડી થીએટરમાં અમે એક હિંદી–ઉર્દૂ નાટક જોએલું. એ નાટકનું નામ 'ખૂનકા બદલા ખૂન' યાને બીજું કંઈક યાદ નથી એ. અને શેક્સપિયરનું હૅમ્લેટ એ પેલા 'ખૂનકા બદલા ખૂન'નું સીધું રૂપાંતર જ છે! ખરું જોવાનું તો એ છે કે શેક્સપિયરે કોઈ જગ્યાએ મૂળ ઉર્દૂ નાટકનો ઉલ્લેખ સુદ્ધાં કર્યો નથી, ને મૌલિકને નામે જ પોતાનું રેડવ્યું છે. આ વસ્તુ ખૂબ શરમજનક કહેવાય. અમને ચિંતા એ થાય છે કે આપણા સાહિત્યકારો નીતિનો મહિમા ક્યારે સમજશે? હા, એટલું કબૂલ કર્યા વિના છૂટકો નથી કે મૂળ નાટકમાં આવતી અદ્ભુત ગેલબાજી અને રાજરાણી તથા હૅમ્લેટ અને એની પ્રિયતમાનાં ડ્યુએટ્સ શેક્સપિયરે ઉઠાવ્યાં નથી. પણ એથી કંઈ એની જવાબદારી ઓછી નથી થતી.

આમ, નાટકનું વસ્તુ તો તફડાવેલું છે જ; પણ, માનશો? ક્યારેક તો આખાં ને આખાં વાક્યો પણ બીજેથી લઈને જ મૂકી દીધાં છે! દાખલા તરીકે વચ્ચે એકવાર મંત્રી પોતાના પુત્રને થોડી શિખામણો આપે છે, એમાંની ઘણીખરી તો અમે ભણી ગએલા એ અંગ્રેજી ચોથી-પાંચમીના ગ્રામરમાં અક્ષરશઃ આવતી હતી. Frailty, thy name is woman જેવાં અનેક વાક્યો એ ગ્રામરના 'ફીગર્સ ઑવ સ્પીચ'-ના પાઠમાંથી લીધાં છે. અને give every man thy ear એ વાક્ય તો સીધું મૅટ્રિકના અંગ્રેજીના પેપરમાંથી જ ઉઠાવ્યું છે! આટલી હદ સુધી લેખક ચોરી કરી શકે છે એ જાણીને નવાઈ ઉપજે છે. પણ છતાં અમે આ વાત ન ગણકારતાં આગળ ચલાવ્યું.

'હૅમ્લેટ'નું સૌથી સુંદર અંગ તો એનો અંત છે. એનું કારણ શું, ખબર છે? કારણ એ જ કે નાટકનાં લગભગ બધાં જ પાત્રો મૃત્યુ પામે છે. અને મૃત્યુ પામે છે એ તો ઠીક, પણ પૂરતી વિવિધતાપૂર્વક મૃત્યુ પામે છે. લેખક માટે આ સિદ્ધિ કંઈ નાનીસૂની ન કહેવાય. આનું મહત્ત્વ સમજવા અમારો એક અનુભવ જાણવો જરૂરી છે.

વાત એમ બનેલી કે અમે ભૂતકાળમાં એક નવલકથા લખેલી. (હા, અમે સર્જનાત્મક લખાણ પર પણ વખતોવખત હાથ અજમાવીએ છીએ.) એ નવલના સાડત્રીસ પ્રકરણ તો અમે લખી નાખ્યાં, પણ પછી એક ભયંકર મુશ્કેલી આવી પડી. થયું એવું કે એકે પાત્ર અમારા કહ્યામાં જ ન રહ્યું. અમને સમજાતું જ નહોતું કે કોને કોની જોડે પરણાવવું; કારણ કે બધાને બધાની જોડે પરણવું હતું! હવે શું થાય? છેવટે અમે એક ઉપાય શોધી કાઢયો અને નક્કી કર્યું કે નવલકથાને કરુણ બનાવવાને બહાને પણ બધાં જ પાત્રોનું મૃત્યુ નિપજાવી દેવું, એટલે આપણે ચિંતા જ નહીં. પણ અહાહા, એટલું કરતાં પહેલાં અમને એવું તો મનોમંથન થએલું કે વાત ન પૂછો. અને નિર્ણય લીધા પછી એ ચારપાંચ જણનો અંત કેવી રીતે લાવવો એ સવાલે અમને મૂંઝવ્યા. એટલે છેવટે છેલ્લા પ્રકરણમાં બધાં પાત્રો એક ટ્રેનમાં બેસીને જતાં હતાં ત્યારે ટ્રેન ઉથલી પડવાને લીધે બધાંનું શોકજનક અવસાન થયું એમ જાહેર કરી અમે નવલકથા પૂરી કરી.

એટલે અમારા આ અનુભવને લીધે જ અમે શેક્સપિયરની આ કલાની કદર કરી શકીએ છીએ. એણે પણ ઠેઠ છેલ્લે અમારી જેમ જ બધાં પાત્રોનું મૃત્યુ નિપજાવીને રસજમાવટ કરી છે. પણ તે કેટકેટલી વિવિધ રીતે! 'હૅમ્લેટ'ના પિતા કાનમાં ઝેર રેડવાથી મૃત્યુ પામે છે; એની પ્રિયતમા ડૂબીને, મંત્રી તલવારથી (ભૂલમાં), રાજા પણ તલવારથી (જાણી જોઈને), હૅમ્લેટ તલવારનું ઝેર ચડવાથી, રાણી ઝેરી શરબત પીવાથી,—એમ સૌ વિવિધ રીતે, સ્વાભાવિક રીતે મરે છે. પાત્રોને મારવાની લેખકની આ કુશળતા માટે અમારાં હાર્દિક અભિનંદન! ફરીથી કહેવું જોઈએ કે અમારા જેવા સર્જનાત્મક લેખનના અનુભવી જ આ બાબતમાં શેક્સપિયરની સાચી કદર કરી શકશે.

આ થઈ નાટકની પહેલી ખૂબી. એની બીજી ખૂબી એ છે કે એ નાટકમાં યે પાછું નાટક આવે છે. એક વિદ્વાન એમ કહેતા હતા કે આ અંદરનું નાનું નાટક તો રાજકુમારે રાજાની દાનતની પરીક્ષા કરવા ગોઠવ્યું હતું. પણ અમારું માનવું એ છે કે ટિકિટના પૈસા ખર્ચીને હૅમ્લેટ જોવા જનારને એક નાટકની ટિકિટમાં બે નાટક જોવાનો સંતોષ મળી શકે એ હેતુથી જ શેક્સપિયરે આવી યોજના કરી છે. એની મૂળ ફરિયાદ એટલી જ છે કે આપણાં નાટકો—ને ખાસ કરીને ફિલ્મો—ની

જેમ એણે વચ્ચે એકાદ નૃત્ય નથી ગોઠવ્યું. એવું કંઈક ગોઠવ્યું હોત તો 'હૅમ્લેટ' નાટકના આકર્ષણમાં ઓર વધારો થાત. બસ, એ ..થ ને રુમઝુમ રુમઝુમ નૃત્ય ચાલતું હોય, ઘૂઘરીઓ ધમકતી હોય, સંગીત જામ્યું હોય અને પ્રેક્ષકો પણ પગના તાલે ડોલી રહ્યા હોય, તે વખતે રાજા 'બંધ કરો આ નૃત્ય' એમ કહી ઊઠે એ કેટલું સરસ લાગે! 'ટ્રૅજેડી'ને કેવો સરસ જામે! પણ શેક્સપિયરને બીચારાને આપણા જેટલું રંગભૂમિનું જ્ઞાન જ નહિ હોય ને! નહિ તો નાટકને આકર્ષક બનાવવાની આવી સરસ તક કોઈ ગુમાવે?

હવે આપણી આગળ એક બીજો પ્રશ્ન આવે છે. હૅમ્લેટ 'ટ્રૅજેડી' છે કે 'કૉમેડી'? ધારો કે અમારું આ વિવરણ વાંચીને કોઈને હૅમ્લેટ વાંચવાનું મન થાય અને નાટક સુખાંત છે કે કરુણાંત એ અમે જાહેર ન કર્યું હોય તો, વાંચતાંવાંચતાં હસવું કે રડવું એ વાચક કેવી રીતે નક્કી કરી શકે? એટલે આ પ્રશ્નનો ફેંસલો લાવ્યા વિના છૂટકો જ નથી.

અમે તો માનીએ છીએ કે જો અમુક સાહિત્યકૃતિનો આખો ય પ્રસંગ કોઈના લગ્ન પહેલાં બનતો હોય ને છેલ્લે લગ્ન આવતું હોય તો એને સુખાંત ગણવી; અને એથી ઊંધું જો બધું ય લગ્ન પછી બનતું હોય ને અંતે નાયકનાયિકા કુંવારાં જ રહી જતાં હોય તો કૃતિને કરુણાંત ગણવી. આ દૃષ્ટિએ રાજરાણીના લગ્ન પછી આ નાટકના બધા પ્રસંગો બનતા હોવાથી એને કરુણ માનવાનું કારણ મળે છે.

આ ઉપરાંત કેટલાક એમ માનશે કે આ નાટકના ઘણાંખરાં પાત્રો અંતે મરી જતાં હોવાથી એને કરુણાંત ગણવું. પણ અમને લાગે છે કે આ વિચારસરણી ખોટી છે. કારણ મૃત્યુ એ તો મહોત્સવ છે, એ તો નવજીવનનો આરંભ છે, એ તો સુધાગર અમૃતત્વથી ભરેલો ...રો છે, એ તો સ્વર્ગનું... ટૂંકમાં મૃત્યુને કારણે નાટકને કરુણાંત ...વું એ ઠીક નથી.

તો પછી ખરું શું? હૅમ્લેટ 'ટ્રૅજેડી' છે કે 'કૉમેડી'?

અમારું તો માનવું એ છે કે શેક્સપિયરે આ નાટકને પ્રહસન બનાવવા ધાર્યું છે. નાટકના મુખ્ય પાત્ર હૅમ્લેટને ખૂબ 'કૉમિક' બનાવવાનો લેખકે પ્રયત્ન કર્યો છે. ગાંડા માણસોને જોઈને લોકો ...ે છે એટલે શેક્સપિયરે હૅમ્લેટને ગાંડો બનાવ્યો છે.* પ્રેક્ષકોને ...મનોરંજન મળી રહે એ હેતુથી બીજાં પાત્રો પાસે પણ લેખકે પણું ગાંડુઘેલું બોલાવ્યું છે. નાટકમાં આવતા નાટકના ઍક્ટરો પાસે ...ની રંગભૂમિની રમૂજી નકલ કરાવીને પણ શેક્સપિયરે રમૂજી વાતાવરણ જમાવવા પ્રયત્ન કર્યો છે. અને આટલું ઓછું હોય એમ, છેલ્લે, હૅમ્લેટની પ્રિયતમાને પણ એણે સ્ટેજ પર ખૂબ હસાવી છે: એ હેતુથી કે કંઈ નહિ તો એને વાદે ય પ્રેક્ષકો હસે.

પણ અમને કહેતાં ખૂબ દિલગીરી થાય છે, અત્યંત રંજ થાય છે, કે શેક્સપિયરમાં હાસ્યસર્જનની જરા પણ શક્તિ નથી. નાટકને ખૂબ પ્રયત્નો છતાં એ પ્રહસન ન બનાવી શક્યા ત્યારે છેવટે પોતાની અશક્તિ સમજી જઈને પાત્રોને મારી નાખીને અને મથાળા ઉપર 'એક કરુણાંત નાટક' એમ જણાવીને, પોતે કૉમેડી નહિ પણ ટ્રૅજેડી લખતા હતા એમ સાબિત કરવા એમણે પ્રયત્ન કર્યો છે. પરંતુ એથી એમની હાસ્યકાર તરીકેની અશક્તિ તો છૂપી નથી જ રહેતી. અમને શોક તો એ થાય છે કે શેક્સપિયરે પ્રહસન લખવાને બદલે કરુણ નાટકો પર હાથ અજમાવ્યો હોત તો કેટલું સારું થાત! એથી એમને કીર્તિ પણ કેટલી બધી મળત?

ઠીક; તો હવે મુખ્ય વાત પર આવીએ. 'હૅમ્લેટ'માંથી આપણને શું શીખવાનું મળે છે? એનો કંઈ બોધ છે ખરો? છે, તો શો છે? સાચા સાહિત્યનું લક્ષણ જ એ છે કે એમાંથી વાચકને કંઈક શીખવાનું મળે; કારણ કે માત્ર આનંદ તો કાંદાજેરીના કચુંબરથી પણ મળે છે. જો સાહિત્ય પણ ફક્ત આનંદ જ આપવા માટે હોય તો એના કરતાં કચુંબર શું ખોટું?

પરંતુ શેક્સપિયર, આપણા અને એના સદ્ભાગ્યે, આ વાત સમજતો હોય એમ લાગે છે. કારણ કે હૅમ્લેટમાંથી આપણને ઘણું શીખવાનું મળે છે. મુખ્યત્વે તો બહુ વિચાર કરવાથી કોઈ દિવસ ફાવટ થતો નથી એ સાર આ નાટકમાંથી ગ્રહણ કરવા જેવો છે. હૅમ્લેટે વિચાર કરવાને બદલે ખાઈપી લગન કરીને લહેર કરી હોત તો એ કેટલો બધો સુખી થાત! આજકાલ કેટલાક લોકો એકબીજાને વાંચવા-વિચારવાનો આગ્રહ કરતા થઈ ગયા છે. બુદ્ધિ કસવી એને જ ઘણા જીવનનું ધ્યેય માનતા થઈ ગયા છે. 'હૅમ્લેટ' નાટક દ્વારા શેક્સપિયર આપણને આવાઓની કુશીખામણીથી દૂર રાખી બહુ વિચાર કરવાની નિરર્થકતા સમજાવે છે.

યુવાનોએ આ નાટકમાંથી, રાત્રે ભાઈબંધો જોડે રખડવા નહિ નીકળવાનો બોધ લેવા જેવો છે. રાત્રે રખડતાં જ હૅમ્લેટને ભૂત વળગ્યું ને એનું ખસી ગયું હતું. આ ઉપરાંત નાટકની અસર તળે માણસ પોતાના (નવા) પિતાનું ખૂન કરવા કેવીરીતે તૈયાર થાય છે એ બતાવીને લેખકે આપણા યુવાનોને બહુ નાટકો ન જોવાનો બોધ પણ આપ્યો છે. શેક્સપિયરની આ ઉપદેશપ્રિયતા જોઈ અમારા જેવા કો નીતિપ્રેમી ભાઈઓને આનંદ થશે એવી અમને ખાત્રી છે. અમારા ધારવા મુજબ એણે આ ઉપરાંત નીતિભક્તિનાં ભજનો પર પણ હાથ અજમાવ્યો હોય તો નવાઈ નહિ. જાણકારો આ પરત્વે પ્રકાશ ફેંકશે?

આ બધાં છતાં અમને નાટકમાં ન ગમી હોય તો એક જ વસ્તુ. એ વસ્તુ તે એ કે વિધવાઓએ પુનર્લગ્નો ન કરવાં જોઈએ એવું લેખક માનતા લાગે છે. હૅમ્લેટ પોતે પણ માનતો હતો કે વિધવાઓએ ઓછામાં ઓછું એક વર્ષ તો ખૂણો પાળવો જ જોઈએ. એના જેવા ભણેલાગણેલા યુવાન માટે આવી પ્રત્યાઘાતી વિચારસરણી ખૂબ શરમજનક કહેવાય અને અહીં તો હૅમ્લેટની માતાએ ખાસ, ઘરમાં શોકપ્રસંગ વાળી હૅમ્લેટને આનંદમાં લાવવા જ લગ્ન કર્યું હતું. છતાં, મૂર્ખ હૅમ્લેટ એની માતાના આત્મભોગની કદર નથી કરી શક્યો એ બીના ખૂબ દુઃખદ છે. લેખકે એનો હૃદયપલટો થયો એવું જો બતાવ્યું હોત તો પણ ચાલી જાત. પણ કમનસીબે હૅમ્લેટની માતાની કે અમારા સિવાય કોઈ જ એની કદર કરનારું નથી નીકળ્યું.

અંતે હવે એક જ સૂચના. અમને હમણાં જ યાદ આવ્યું કે આખું ય 'હૅમ્લેટ' નાટક અંગ્રેજી ભાષામાં–પર ભાષામાં–લખાયું છે. આવું શા માટે? ગુજરાતી કે હિંદી સામે આવો પૂર્વગ્રહ શા માટે? હવે આપણો દેશ આઝાદ થયો છે એ જોતાં પોતાનું ગુલામી માનસ છોડી સૌ લેખકો ગુજરાતીમાં જ લખવાનો આગ્રહ રાખે તો ઠીક, એટલું કહી અમે વિરમીએ છીએ.

* કેટલાક એમ કહે છે કે શેક્સપિયરે ઘર બેઠાં બે કૉમ્પ્લીમેન્ટરી પાસ લેવાની શરતે ગાંડાઓની હૉસ્પિટલ માટે ફાળો ઉઘરાવનારાઓને ખુશ કરવા માટે આ નાટક લખ્યું હતું. અને એમાં ગાંડાઓની સ્થિતિનું દર્શન થાય એ હેતુથી હૅમ્લેટને, એની પ્રિયાને વગેરેને એણે ગાંડાં બનાવ્યાં છે. એટલું જ નહિ, હૅમ્લેટના પાત્રાલેખન દ્વારા વિવેચકોને મૂંઝવી એમને ગાંડા બનાવવાની પણ દાનત હતી, એ, કેટલાકના મતે, સફળ પણ થઈ છે. પણ અમે આ વાત માનતા નથી.

# ટિકિટસંગ્રહ
એ સંસારવ્યાપી શોખની માહિતી આપતો વિભાગ

આ વર્ષે નવી ટિકિટો કાઢનારા દેશો પૈકી થોડાક અગત્યના ગણાવીએ તો: નૉર્વેએ તેના પ્રખ્યાત લેખક આર્ને ગાર્બોર્ગની જન્મજયંતીના સ્મરણમાં; ઈટાલીએ પોતાને ત્યાં ટસ્કનીની ગ્રાન્ડ ડચી તરફથી પહેલવહેલી છપાએલી ટિકિટોની શતાબ્દી નિમિત્તે; પોપનગરી વૅટિકને એક ધાર્મિક વિધિના સ્મરણમાં; બ્રિટને પોતાના શતાબ્દી મહોત્સવ–મેળાની યાદમાં; હિંદી-ચીનના વિયેટનામ, કંબોડિયા અને લાઑસ રાજ્યોએ, અને સ્વીડને, તેમજ ચેકોસ્લોવાકિયાએ પોતાને ત્યાંના વિવિધ પ્રસંગોના સ્મરણમાં કાઢેલી ટિકિટો, એટલી મુખ્ય છે. એ પૈકી એક સ્વીડનની તેમજ બીજી ચેકોસ્લોવાકિયાની થોડી ટિકિટો આ સાથે આપી છે.

ટિકિટોના આંતરરાષ્ટ્રીય સંઘ 'ઈન્ટરનૅશનલ પોસ્ટલ યૂનિયને' અમુક અમુક વ્યવહાર માટેની તથા કિંમતની ટિકિટો સારુ અમુક જ રંગો નિશ્ચિત કરેલા છે, અને બધા દેશોએ તે જ પ્રમાણે રંગો રાખવાના હોય છે. બ્રિટનની અમુક ટિકિટો આ યોજનાનુસાર ન હતી. પણ હમણાં પોતાને ત્યાંના 'ફેસ્ટીવલ ઑવ બ્રિટન'ના મહોત્સવ નિમિત્તે તેણે ચાલુ કરતાં બેવડા કદની મોટી ટિકિટો કાઢી એ પ્રસંગે આ રંગનો ફેરફાર પણ સાથોસાથ કરી લઈને તે બીજા દેશોની હારમાં આવી ગયું છે.

ટિકિટસંગ્રહને માટેનો અંગ્રેજી શબ્દ 'ફિલેટલી' (philately) છે. એ કેમ ઉદ્‌ભવ્યો? ઇ. ૧૮૬૫માં ગ્રીક ધાતુ ઉપરથી તે બનાવવામાં આવ્યો. ગ્રીક ભાષામાં Philos એટલે પ્રેમ; a નો અર્થ 'રહિત' અથવા 'વગરનું'; અને telein એટલે ટૅક્સ—વેરો નાખવો તે. ટિકિટો શોધાઈ તે પહેલાંની ટપાલવ્યવસ્થામાં યોજના એવી હતી કે, ટપાલીએ જેને કાગળ પહોંચાડે તેની પાસેથી મહેનતાણાના પૈસા લઈને તેને એ કાગળ આપે. આમ, કાગળના મેળવનારે તેના પૈસા આપવા પડતા. ટિકિટની વ્યવસ્થા થયા પછી કાગળ મેળવનારને એવા કોઈ પણ જાતના ભરણવેરા—ટૅક્સ વિના કાગળ મળી જાય છે, ને પરથી એ શબ્દ યોજાયો.




































આ થાળાની હારની પહેલી (નાની) ટિકિટ સ્વીડનની એક વિશિષ્ટ સ્મારક-ટિકિટ છે ઈ. ૧૮૪૮માં અમેરિકાના મધ્ય પ્રદેશમાં સ્વીડ વસાહતીઓ જંગી સંખ્યામાં ત્યાં જઈ વસેલા: લગભગ સવા દસ લાખ! એ પ્રસંગને ૧૯૪૮માં સો વર્ષ થયાં તેને અનુલક્ષીને સ્વીડને મોટો મહોત્સવ ઊજવેલો, કેમકે મધ્ય અમેરિકાના વિકાસમાં સ્વીડ પ્રજાએ મોટો ફાળો પુરાવ્યો છે, શરૂમાં તો તેઓ ખેતી કરતા, પણ આજે તો ધંધા-રોજગારનું પ્રત્યેક ક્ષેત્ર તેમણે આવરી લીધું છે. આ ટિકિટમાં આગલા ભાગમાં એક સ્વીડ ખેડૂત હળ ચલાવતો દર્શાવ્યો છે અને તેની ભૂમિકામાં ડાબી બાજુ ખેતરમાંની ઝૂંપડી તથા જમણી બાજુ અમેરિકન ગગનચુંબી સ્કાઈ સ્ક્રેપર છે તે એ વિકાસનું દ્યોતક છે.

તે પછીની બધી ટિકિટો ચેકોસ્લોવાકિયાની છે. તેમાં મથાળાની હારની છેલ્લી બે એ દેશમાં સામ્યવાદની સ્થાપનાની ૩૦ વર્ષની ઊજવણીની ટિકિટો છે. તે પૈકી પહેલીમાં આનંદિત ચેક પ્રજાજન સાથે રશિયન સૈનિક, અને બીજીમાં, અગાઉના પીડિત પ્રજાજનને મુકાબલે આજનો ખડતલ ચેક બતાવ્યો છે. બીજી હારમાંની પહેલી બે ટિકિટો પર બે ચેક સંગીતકારોની છબિઓ છે. એ હારની છેલ્લી ને ત્રીજી હારની ત્રણ મળીને ચાર ટિકિટો ગયા જૂનમાં ચેકોસ્લોવાકિયાની જગવિખ્યાત રમત-વ્યાયામ-સંસ્થા 'સોકોલ'ના ઉત્સવ નિમિત્તે બહાર પડી છે, જે પર રિંગ બાર, સ્કેટિંગ, સ્કીઇંગ, તથા ફુટબૉલની રમતોનાં આલેખન છે. છેલ્લી હારની બંને ટિકિટો ચેક મુક્તિદિનના સ્મરણની છે.

# ચન્દ્રવદન ચીમનલાલ મહેતાની આપકથા



હવે આવે છે વિલાસની વાત. સંજોગ, નસીબ ને મનની નબળાઈ એ જીવનને કેવે ખરાબે ચડાવી દે છે, એ પણ જાણવા જેવી સંસારની લીલા છે. આ માટે અગાઉની થોડી હકીકત ટૂંકમાં જોઈ લઈએ.

બહુ આગળ ઉપર આપણે વડદાવાડમાં ગયા હતા. સુરતનો મહોલ્લો—ચ. ડક્કા. ત્યાંથી સીધા ગામમાં જવાના રસ્તા પર, હવે જે દેસાઈ પોળ કહેવાય છે ત્યાં, મારો જન્મ થયેલો. અની પાછળની શેરીમાં, એ જ કોમેટોર કુટુંબની બીજી શાખામાં (કહે છે કે ગોત્રજ ન લાગે અને પિતરાઈ પણ ન થાય એવા કુટુંબમાં) મારી પછી લગભગ ૧-૭ વર્ષે વિલાસ કોમેટોર જન્મ્યા હતાં.

છોકરી ગોરી, બારેની શરમાળ અને હસમુખી હતી. ન્યાતના મેળાવડામાં આપણે જરા વારંવાર વાહવાહ-શાબાશી બતાવેલી અને ગામમાં અરેરે પ્રધાન જેવા એટલે એન્ડ્રિંગમાં એક્કા, એથી લાયક છોકરીઓના માબાપોની આંખે ચડી ગયા હતા.

'ઉમેદવાર' એટલે શું પ્યારો છો? બારતેર વરસની છોકરી થઈ કે કાળે પાડવાના મનસૂબા શરૂ થઈ જ જાય. તે પછી, વાત જરા ખાનગી રાખે, ચોળીને ચીકણું ન કરે એવાં 'ડીપ્લોમેટિક રીલેશન'-વાળાં નજીકના સગાઓના કોઈ ખાસ ડોસાડોસીઓમાંથી પટિત નિમણૂક થાય અને એની મારફત માગાં ચાલે. તે પછીનો તબક્કો જન્માક્ષરોનો આવે. કોઈ ગલી-શેરીમાંના જોષીના ઘરમાં એ છોકરા-છોકરીના ગ્રહો અથડાય; શનિ-મંગળથી પાઘડી ઘાટડી વરતાય; બેના સ્વભાવનો મેળ ત્યાં જ ગોઠવાય; અને આખરે બેચાર મસલતો પછી ગોળધાણાનું નક્કી થઈ જાય, નહિ તો વાત ઊડી જાય. લગ્ન કરતાં પણ આ વિવાહ ચેતરવો ભારે. લગનમાં તો પાટે ચડેલી ગાડીને હાંકે પાડવાની; પણ વિવાહમાં તો ગાડીના પાટા જ નાખવાના. બારેનું અપકૂકામ. બાર વાંધા ને તેર સાંધા. જરા વાત ચોળાય તો અદેખાઓ-ના વિઘ્નસંતોષી આડા આવવા માંડે. છોકરાને કે છોકરીને 'ખઈ'-નો રોગ શરૂ થઈ જાય, પૈસાનો મહેલો ખાલી થઈ જવાની વાત વહેતી મુકાય, કાનભંભેરણીથી માંડી ચાડીચુગલી સુધીના પીઠા ખખડે, ને અંતે વાત ચૂંથાઈ જાય! મજા તો એ કે ઘણી વાર આ સટરપટર ને ઘુસપુસનો છોકરા-છોકરીને તો કશો અણસારો યે ન આવે.

મારા વિવાહ તો હું છઠ્ઠા ધોરણમાં હતો ત્યારે જ થઈ ગયેલા. 'લગન નક્કી' તો તે પહેલાંનું થઈ ગયેલું. ઉંમર હશે, સાહેબ, હમારી ત્યારે સતર-અઢારની; અને ભાવિ પત્નીની બાર-તેરની!

મારાં માબાપ તો ત્યારે દૂર, રંગપુરમાં. એમને તો ખાસ ખબર પણ નહિ. સાધારણરીતે તો છોકરીવાળા માગું કરે. એટલે જન્માક્ષરો એ લોકો જ જોષીને ત્યાં લઈ જાય. અને સાંભળ્યું હતું કે અમારા જન્માક્ષર તો મળ્યા હતા. હશે; ત્યારે મળ્યા હશે. પણ ત્યારબાદ પચ્ચીસેક વરસથી મેં કહીતેક જ્યોતિષીઓથી માંડીને અલમસ્ત જોષીઓના હાથમાં મારા જન્માક્ષર મૂક્યા છે: મુંબઈ, અમદાવાદ, સુરત, વડોદરા, દિલ્હી, બનારસ, મદ્રાસ, કલકત્તા, જયપુર, ઉદેપુર, ઉજ્જૈન, ઇંદોર ને નેપાળ ઉપરાંત આસામના જોષી સુદ્ધાંને નાખી જોયા છે. એમાં કોઈએ મારું લગ્ન સુખી થાય, યા મને લગ્નસુખ હોવાનું કહ્યું નથી. બધા જ કહે: 'બધું ખરું, પણ સાતમા ઘરમાં બગરડો!'

આપને પણ જો રસ હોય કદાચ, તો કૃપા કરી જરા જુઓ.જી: મીન લગ્ન; અને ત્યાં શુક્ર રવિ ૧૮ તથા ૨૩ અંશના; સાતમાનો અધિપતિ ૨૭ અંશનો બુધ કુંભનો થઈને બારમે બેઠો; આ સાતમા ઘર પર પાંચમે પડેલા મંગળની અને દસમે રહેલા શનિની દૃષ્ટિ! શું થાય?! સારું છે કે શનિ સાથે ધનનો ગુરુ ૨૧ અંશનો; બાકી આઠમા ખાડામાં તુલાનો ચન્દ્ર અને નવમે વૃશ્ચિકનો રાહુ: એકંદરે સાતમા ઘરની ખાનાખરાબી! કહેનારાઓએ 'દ્વિભાર્યાયોગ' પણ બતાવ્યો હતો; કોઈએ ઘરસંસારના સુખનો ભંગ તાર્વ્યો હતો. હા. પહેલા ઘરમાં મીનમાં શુક્ર, એટલે જાતક કદાચ સ્ત્રીઓનો વહાલો થાય, પણ સાથે સૂર્ય એટલે સુખનાં તો ફાંફાં જ!

પણ કોઈ ગોઝારા જોષીના ઘરમાં અમારા ગ્રહોએ એકેક લાકડા સોગટાંબાજી રમી લેવાની સંતલસ કરી લીધી, અને વિવાહ થયા! ઈશ્વરને હાજર રાખી કહું છું, અને હજી નવનીત મહેતા જેવા કોઈક સાક્ષીઓ હાજર છે તેઓ કબૂલશે, કે ન્યાતને ચોપડે જે દિવસે વિવાહ લખાયો-નોંધાયો તે દિવસે મને કશાની ખબર નહોતી. કેટલાક દિવસો સુધી આ રંગ ખાનગી રાખ્યું હશે. એનું હજી પણ મારી જાણમાં કારણ નથી. કદાચને એ ગ્રહોને લીધે જ. એકાદ વડબંડોળિયાં ચોપડામાં બે નામો લખી નાખે. એટલે વિવાહ થઈ જાય, એ ધન્ય પ્રસંગ એમ ગુપ્તરીતે જ મનાવવા સરજાયો હશે. આમ પહેલો પાટો જ આડો જડાયો અને મારા મનમાં ખટકો પડી ગયો.

ન્યાતનો વિવાહનો ચોપડો એટલે બાઈબલ, ચાર્ટર, નંબર અને વસં—ના, ચિત્રગુપ્તનો ચોપડો, વિધાતાની નોંધપોથી, છઠ્ઠીના લેખ! એમાંથી ભારેલી મેખની એક રેખ સરખી ફરે નહિ! ફેરવવા જાય, યા કોઈ એમ વિવાહ ફોક કરે તો પંચ પૂછે. અને પંચ પૂછે એને પરમેશ્વર પૂછે! અને પંચ રૂપી એ પરમેશ્વર ધારે તે દંડ કરી શકે: ન્યાત બહાર પણ મૂકી શકે કે જમણવાર પણ લઈ શકે.

એ વેળા કવચિત્ આગાઉને ત્યાં સુરતમાં ન્યાતની 'બુક ચેન સિસ્ટમની કેળવણી કમિટી' મળતી, એમાં પાંચ પટેલિયાને લેવા હતા. મારા બાપુજીને ન્યાતવરાની પહેલેથી સૂગ. એટલે જ્યારે મારી ચારમાંથી બે બહેનો પરણી ત્યારે ન્યાતવરાના રૂપિયા જમણવારમાં નહિ આપતાં ન્યાતના કેળવણીફંડમાં આપી દીધા હતા, અને આ ફંડમાંથી નિશાળમાં ભણવાની ચોપડીઓ ન્યાતના વિદ્યાર્થીઓને મફત અપાતી. પણ એ ફંડ 'સારો ફરતો' નહોતો જણાયો. અને 'ચિમન મહેતા, પૂરી પાંચ પણ ચોપડી ભણેલા નહિ તે વળી કય ગાડીનો મૂળો તે કેળવણીની વાતો કરે' એમ કહી પંચ ગુસ્સો કરતું!

પંચના મુખ્ય પટેલિયાઓ બબડતા: 'સાહેબલોકોને બીજે જમવા જઈ ઉલટું ભરતાં શરમ નથી લાગતી. અને પેર ન્યાત જમાડવાના વાંધા.' પંચ રૂપી પરમેશ્વરની ઝુંબેશ ત્યાંથી શરૂ કરી. ને અંતે બધી જ આજો ભડકી. તેમાં યે સુરત વાટી ફળિયાને નાકે જ્યારે પંચ બેઠું થાય ત્યારે તો ગમ્મત ગાળોના વરસાદથી મળવે. પટેલિયાઓ પિછોડી લપેટીલપેટીને ઓઝી મોં ભરીભરીને બોલાવે! આ મહા-

જનોમાં એકમાત્ર સ્ત્રી બેસતી—તે ન્યાતની ગોરાણી. પણ એ તો જમાનાથી ટેવાઇ ગએલી, એટલે એની કંઇ ચિંતા નહિ. જ્યારે ગાળો ભહુ વધી ત્યારે ડૉ. મગનભાઈ મહેતાએ એકે ગાળે એકેક આનાના દંડનો ઠરાવ કરાવ્યો ત્યારે કંઈક પંચન્યાળી સુધરી!

આ પંચ: પળમાં ભલભલાને તારે કે ડુબાડે. આઇનો ખાર ખાઈ પર ઉતારે, પાડાને વાંકે પખાલીને ડામ દે. ન્યાય-દંડની વાતો કરે ને ન્યાતના ગૌરવનું પાઘડું પહેરીને ફરે. આ પંચ, આવા એના પટેલો, અને એમાં એનો ચોપડો. ત્યાં મહું કીધું કે વિવાહ સહી; છોકરો-છોકરી તો જાણે પણ નહિ; અને-હાલમાં પંચની વાત આટલેથી રહી.

વિવાહ થયા પછી થોડોક કાળ રહી અમારે એકબીજાને સાસરે જમવા તો જવું જોઇએ. એની તજવીજ ચાલી. વિવાહ ગમ્યા તે મને ગમ્યું નથી એ તો જાણે છૂપું ન રહ્યું, એટલે એ જમવા મોકલવાની ક્રિયાચાલમાં જરા ઢીલ થઈ. પછી ધીમે રહીને, સારો દિવસ જોઈ, બેપાંચ સગાંવહાલાંને બોલાવી વહુને તો જમવા બોલાવી. જેકંઇ બેપાંચ રૂપિયા આપવાના હોય તે આપી વિદાય કરી.

પછી આપણો વારો આવ્યો. ઘરમાંથી નક્કી દિવસે જવાનો ફતવો સાંભળતાં જવું પડ્યું. ત્યાં જોઉં તો ખાસ્સું ટોળું! ત્યાંનાં જુવાન-ઘરડાં સગાંવહાલાંએ બધાંએ જ 'આવ્યા ચન્દ્રવદનલાલ! આવો ચન્દ્રવદનલાલ!' કહીકહી સત્કાર કીધો. જમ્યા. પહેલી વાર જમવાની જે કંઇ રિવાજ મુજબની ફી હશે તે—પાંચેક રૂપિયા મને આપવામાં આવ્યા, અને પોતે પાછા કર્યા. પૈસાનો એ વ્યવહાર તો ચોપડે લખાવાનો હતો, કારણ એની ગણતરી પહેલાં-પહેરામણીમાં થવાની હતી. બંને પ્રસંગોમાં અમે એકબીજાને સાસરે જમ્યાં, પણ વહુએ વરને ન જોયો, કે વરને વહુ ન મળી.

જોકે વિવાહ પહેલાં તો અમે એકબીજાને અગાઉ જોયાં હતાં જ. પણ 'હવે' વાત કરીએ તો 'ગુના'માં આવી જઈએ એમ હોવાથી અમે એકબીજાથી બારબાર ગાઉ દૂર નાસતાં. વહુ ભૂલેચૂકે મહેલે આવે હોય અને જો ત્યાં હું ગયો તો દોડતી ત્રીજે ગાળે જાય! જાદુગરના હાથહાથમાં જેમ છુબત્તી ચાલે એમ અમે એકબીજાથી આઘાં નાસતાં. કોઇએ આ વધતો જતો ગાળો દૂર કરવા મદદ કરી નહિ, સામે પક્ષથી કોઇએ વહુને એમ આઘા રહેવાની જ શી ખબણી કર્યા કરી.

'સુરતમાં પ્રિયંવદા હતી ત્યારે એણે કહ્યું હતું કે વિલાસ મારી જ નિશાળમાં ભણે છે; તમારે કંઈ કહેવડાવવું હોય તો મને કહેજો. પણ ધાકના માર્યા કંઇ ચિઠ્ઠીચપાટી મોકલવાની હિંમત ચાલી નહિ. કેવા સંજોગોમાં મુંબાઇ ભણવા ગયો તે તો આપ સૌ જાણો જ છો. એ પહેલાં અમે કદી ગળ્યાં નહોતાં, કોઇએ મેળવવાની કોશિશ પણ કરી નહોતી. મુંબાઇમાં ચાર-પાંચ વર્ષ ભણ્યા તે દરમ્યાન પણ કદી સાથે હળવામળવાનો પ્રસંગ ઊભો થયો જ નહિ.

એમાં મારો એક દોષ ખરો: મેં મનથી માની લીધું હતું કે મને છોકરી ગમતી નથી,—વિના કારણ જ. એટલે મેં કદી પહેલ કરી નહિ. ડુમ્મસથી વૈકુંઠભાઇનું કુટુંબ મુંબાઈ પાછું ફર્યું ત્યારે પ્રિયંવદાની જરૂરથી અનસૂયા અને હું સુરતમાં મારે સાસરે આંટો મારી આવ્યાં. અનસૂયા એને મળવા માગતી હતી. પણ ત્યાં અમે ચા પીધી, અને કલાકેક બેસી પાછાં ફર્યાં. બધાં જ બેઠાં હતાં, પણ મુરબ્બીવર્ગે અમને ત્રણને એકલાં મૂકવાનું ઠીક માર્યું નહિ.

તે દિવસે અમે ત્રણ એકલાં પડત તો કંઈક ભીડ ભાંગત, અમરથી મનસ્વી ઊભી થએલી સમજફેરો દૂર થાત અને બંનેને ઘણો લાભ થાત. પણ પેલા મળી રહેલા મહોએ એ સંજોગ સૂતરો ન કર્યો!

મુંબાઇમાં ખાટલે પડેલી પ્રિયંવદાએ બેત્રણ વાર મને ટોણો વિલાસ પર કાગળ લખવા સમજાવ્યો હતો. એને પરિણામે મેં એક ખારસો સારો લાંબો પહેલો કાગળ વહુ પર લખ્યો, અને હાંગડોએ જવાબની રાહ જોતા બેઠા. પણ જવાબ ન આવ્યો. હું ત્યારે લગભગ ૨૩-૨૪નો; બી.એ.ની આસપાસ—થવામાં. હા, આખરે જવાબ આવ્યો, પણ સસરાજીનો: લગ્ન પહેલાં કાગળ લખવા માટે મીઠા ઠપકાથી ભરેલો, અને ફરીથી એવું પગલું નહિ ભરવા સૂચના દેતો. એ વાંચી પ્રિયંવદા તો રડી પડી. મારા મગજનું ફૅરટીમ્ તો ફટકી ગયું હતું!

દરમ્યાન એકાદ દિવસ સુરતમાં મારા ભાષણ વખતે સસરાજી મળ્યા, અને બાજુ પર લઈ જઈ ખૂબ ભાષણ આપ્યું: આ મુંબાઇમાં નાટકચેટક કરો છો તે મને જરા ય પસંદ નથી. ચન્દ્રવદનલાલ તો ખરા. જમાઇ એટલે 'લાલ' હમેશાંય; પણ 'લાલ'ને ઉપરથી 'તમે—ના હોન્તો મારા દીકરા જેવો, એટલે હકથી કહું છું. વચ્ચે સાંભળ્યું કે તું સાડી ચોળી પહેરી નાટકમાં ઊતર્યો...'

'એ તો સરોજિનીની નાયકુનો...'

'ગમે તેનો પાઠ, પણ આ આપણને ન શોભે.'

પણ આ બધાંને પરિણામે વરવહુનાં મન વેગળાં થતાં રહ્યાં તે થતાં જ રહ્યાં. કોઇએ ત્યારે ડાચામાં ચાર તમાચા મારીને મને કહ્યું હોત કે 'રાંચા! આ બધામાં વિલાસનો શો વાંક? વાતાવરણ આવું હતું એટલે તો તારે, ઊલટું એને હિંમત કરી, બહાર કાઢી, દૂર લઈ જઈ ઘડવી હતી. પણ ભાઈસાહેબમાં પોતાનામાં જ એટલી હામ ક્યાં હતી?

વિલાસ શરમાળ હતી તો મારો સ્વભાવ ઊંચાં કરતાં પણ ભૂરો રિસાળ હતો. અલ્યા, પૂછને તારા મનને, કે તને શું ખબર નહોતી કે એ નાદાન છોકરીને આસપાસનાં ચડાવે છે, ભમેરે છે, ખોટી દોરવણી આપે છે, મનમાં વહેમનાં જાળાં બાંધે છે, હૈયામાં ઝેરનાં બી વાવે છે? તને એવો વહેમ પડવા લાગ્યો છતાં, ઓ કાયર! તેં આગળ આવી એના મનનું ચણતર માથે કેમ ન લીધું? આ સંબંધે તારાથી નાની, તારી રખવાળી કરનાર પ્રિયંવદાએ તને ચેતાવ્યો નહોતો? પણ તું ના જાગ્યો. અને આજે હવે અહીંને બીચારાને નિંદવા બેઠો! હવે જરા આગળ જઇએ. સસરાજીના કાગળ તથા ઠપકાએ મગજમાં ગરમી તો ચડી જ ગઇ હતી; મૂળથી જ 'વહુ ગમતી નથી' એ તો મગજમાં ઘૂમતું જ હતું; અને લગ્નનો લ્હાવો લેવા તે વખતે મનમાં જરા પણ કોડ નહોતા; એટલે, એક કાળ ચોપડીએ, એક મજબૂત ને મક્કમ કાગળ 'મારે લગ્ન નથી કરવાં' એ મતલબનો, સ્પષ્ટ ભાષામાં સસરાજીને લખી દીધો! એમાં, વિવાહ ફોક થતાં જે કંઇ સાજ ન્યાત કરે તે બધી વેઠવા અને એની જુમ્મેદારી લેવા હું તત્પર છું એ પણ ઉમેર્યું હતું. છેલ્લે 'તમારી દીકરી તમે બીજે ગમે ત્યાં પરણાવી સુખી કરી શકો છો' એ પણ સ્પષ્ટ જણાવ્યું હતું. દીકરીનાં માબાપને આથી કેવો આઘાત પહોંચ્યો હશે એની ત્યારે મને કલ્પના સરખી થઇ નહોતી.

બસ: અહીં તો ધરતી કંપી ગઇ; ઇન્દ્રનું વજ્ર વછૂટ્યું, ઉલ્કાપાત થઇ ગયો. સસરાજી હોશિયાર, તે એમણે એ કાગળની નકલ મારા બે ત્રણ મુરબ્બીઓને, વડિલોને મોકલી આપી. અને આખરે, જેવી ઈશ્વરની ઈચ્છા, ભલે લગ્ન નહિ થાય એવી તાજે કલમ પણ નાખી.

દૂરદૂર વસેલાં મારાં વહાલાં અને અત્યંત સમજદાર માબાપને આ દશાની ખબર જ નહિ. પણ એમના સિવાય સૌ કોઇએ મારા ઉપર જે ઝીંકી છે, જે વજ્રસ્ફટાકા અફાળ્યા છે એનો કેમ અંદાજ આપું? એક વાત તો એ જ કે બાપદાદાની આબરૂ બોળી! ક્યાં, કેમ અને કઇ આબરૂ એ તો કોણ જાણે? મારા મનથી મેં તદ્દન પ્રામાણિક કામ કર્યું હતું: મનનો ચોર જાહેર કરી દીધો હતો. હા, આકડસ વર્ષ મોડો, એ મારી ભૂલ; પણ મને જેવું સમજાયું કે આ

મેળ કંઇ મળે એમ લાગતું નથી, એવું જ તડ ને ફડ કીધું એમાં મેં વડવાનળ સળગાવી દીધો!

મને ઝેર આપત તો કબૂલ હતું, પણ મારા પર જે આંસાં કાઢવામાં આવ્યાં, મીઠા મીઠા ડા'ગ દેવાયા તે તો અસહ્ય હતા: 'બાયાબાઈ! કરશો શું? રવડી જશો; કોઇ ડા'ગ નહિ દે; રખડતા રહેશો; ઘર નહિ મંડાય; હુજગત કરો; અડધા પણ ઢોર જેવા;' વગેરે અપરંપાર ચાલ્યું. બાવનનો જાણે વિસ્તાર!

વૈકુંઠભાઈ પાસે પણ વાત ગઈ. ઠાકુરદ્વારના ઘરમાં દાખલ થતાં જ એ બાપ જેવા મારા મુરબ્બીએ ધીમેથી એટલું જ કહ્યું, 'મને પૂછીને લખત ને, તો ઠીક થાત.' બસ. અને પ્રિયંવદાએ તો એથી પણ વધારે મોટું મેણું-માર્યું: 'બધું જ મને કહો છો, અને આટલું ના કહ્યું? હશે, જે થયું તે થયું; એમાં કંઈ ખોટું નથી કર્યું.'

મારાં લગ્ન થયાં તે પહેલાં એકબે વર્ષે મારી ચાર બહેનોમાંથી બેનાં લગ્ન થઈ ગયાં હતાં. લગ્નનો માંડવો મામાજીને ત્યાં નહિ પણ પેલા અમારા દાદા, આત્મારામ ભૂખણની પેઢીમાં મુનીમ તરીકે કામ કરનાર શિવદાસ વાલે બંધાવેલા ગલીના ઘર આગળ ચોકમાં બંધાતો. મારા બાપુજીને ૧૯૧૪–૧૮ની લડાઇ પછી એક નવો જ તુક્કો સૂઝેલો: અને તે એ કે પગારની રકમમાંથી, લડાઇ પછી જે જે નવી કંપની નીકળે તે દરેકના કંઇ નહિ તો એકાદ બે શેર લે. જેવી જાહેરખબર વાંચે કે ફારમ મંગાવી પહેલો કૉલ ભરી જ દે! એ કહેતા કે એમાની એકાદ બે તરશે તો આગળ ઉપર ન્યાલ કરી દેશે.

'કોલાબા લૅન્ડ' અને 'પોર્ટ કૅનિંગ' કે એવા કોઇ શેરના ભાવો સારા વધતાં એમાં કંઈ મઝેનો ફાયદો જણાતાં એ વેચી બે દીકરીઓનાં લગનનો માંડવો ઉકેલ્યો. બીજા બધા કંપનીમાં તો આખરે પાંચ સાત હજારનું પાણી થઇ ગયું; પણ એકબેમાં કમાયા હશે. એટલે છેવટે તો કહેતા કે આપણે તો હતા ત્યાના ત્યાં આવી રહ્યા!

મારા પછીની બેન તે સુમન, અને તે પછીની દમયંતી. બંનેમાં પહેલીના જન્માક્ષર જોઈને લગ્ન કરેલાં, પણ લગ્ન થયા પછી એણે કંઇ સુખ જોયું નહિ; અમારે ત્યા જ રહેવા ભાવિએ નિર્મ્યું. બીજી બહેને કંઇક સુખ જોયું. સાસરિયાં સારાં, સાસુ મા જેવી, નણંદ ખૂબ જ હેતાળ, વર પણ સ્વભાવનો સારો ભલો; પણ પરણ્યા પછી પાંચછ વર્ષમાં એમનું અવસાન થતા, ત્રણ છોકરાં ઉછેરવાના કામમાં એ પડી. એમાંયે જતે દા'ડે સાસરિયાંમાંથી ઘણાં ખરી ગયાં અને એ પણ અમારે ત્યાં આવી. બીજી બે—સરલા અને ઉષાને આગળ ઉપર પણ મોટી થતાં લગ્ન કરવાનું કહેતાં મારી જીભ ચાલી નહિ.

અમારા મહોલ્લામાં, મામાજીના ઘરની બરાબર જોડે, જગમોહનદાસ રહે: દાસભાઇ. એવા 'દાસભાઈ' ઘણાંના કુટુંબકબીલામાં ભળી ગએલા મળી આવશે. પરગજુ; મહેનતુ. કોઇ અવસરે નારીએળ લાવવાં, જમણવારની ટીપ બનાવવી, સોદા કરવા, 'માંડવાવાળાને કહેવું વગેરે હજાર નાનીમોટી ચીજો તાબડતોબ કરી આપે. આંટા ફેરા ખાય, કામનો ઉકેલ કરી નાખે: ફક્ત પડોશીધર્મ બજાવવા પૂરતું જ. હાથના ચોખ્ખા, જીભના એક્કા, સૌ સાથે મીઠાશથી ભળી કંઈક કહવા ઘૂંટડા ગળી જવાની સાલસાઇવાળા, કોઈનું પણ કામ કરી છૂટનારા એવા દાસભાઈઓ આજે ઓછા થતા જાય છે. લોકોનાં આટઆટલાં કામ કરી છૂટનાર અમારા એ દાસભાઈના બીચારાના નસીબમાં પોતાનું જ ઘર વેચવાનો વારો આવ્યો, પોતાને પાછળના ભાગમાં ભાડે રહેવાનો સમય આવ્યો! હજી પણ જ્યારે જઈએ, ત્યારે જો એમને ઘેર ન જઈએ તો દાસભાઈ ગળગળા થઈ જાય; અને એમને ઘેર જઈ ચાનું 'કપ' લગાવીએ ત્યારે હોંશ અને આનંદથી હૈયું છલકાઇ જાય. કોઇની કુથલી નહિ. 'કેમ છો? પહેલાં તબિયે કેમ છે? બધાં સારાં છો? બસ; ચાલો, ભગવાન બધાંનું ભલું કરે' વર્ષો પછી મળોને, તો યે આટલામાં વાત પૂરી. અને પોતાનાં છોકરાંઓને બોલાવી આપણી તારીફ કરે. ખરેખર દરેક મનુષ્ય જો આ સ્વભાવ ઘડે તો એની અને આ દુનિયાની અનેક વિટંબણાઓ આપે આપ ઓછી થઈ જાય. ઘણા જાહેર સેવા કરવાના કામોના ઓ હેઠળ કંઇક કાળાંધોળાં કરે છે, એના કરતાં આવા સેવાભાવી કા કરનારાઓની કિંમત અનેકગણી છે.

આ જ અરસામાં મામાજીને ત્યાં એક મૂગો અને બહેરો જો ચડી આવ્યો હતો. એક નાની સ્લેટ-પાટી પર લખીને તમે પૂછો એ તરત જવાબ લખે, અને ખરા જેવા લાગે! કોઈ કહે કે એવાઓ કર્ણપિશાચ સાધ્ય હોય છે, એટલે વર્તમાનકાળનું જ્ઞાન બહુ સા એણે કંઇકનાં ભાવિ જોયાં. અને આખરે એણે કહ્યું: 'ઘરના એ ખંડમાં દાટેલો ધનનો ચરૂ છે, તે એકત્રીસ દિવસમાં બહાર નીક એમ માતાજીની કૃપાથી કહ્યા કરે છે! માટે યજ્ઞ કરો.'

અને એમ બધાંએ ધનનો ચરૂ મેળવવા એને જ યજ્ઞ કરવાન રૂપિયા આપ્યા. બેચાર દિવસમાં તો એણે એવી ભૂરકી નાખી દીધ હતી કે અમે એમ જ માનતા કે એ ત્રિકાળજ્ઞાની જ છે. એકવીસમે દિવસ ઢૂકડો આવવા માંડ્યો, ને અમારો જોષી રોજ આવી તે ખંડમ એકલો બેસી ધૂણતો ગયો. ત્રણચાર દિવસ રહ્યા એટલે અમે તો ચરૂન આશામાં ઘેલાઘેલા થઈને બેઠા. દરમ્યાન બેત્રણ વાર એણે વધા રકમની માગણી કરેલી તે અમે પૂરી પાડી હતી. પછી બે જ દિવ રહ્યા એટલે તો એ આવે જ શાનો? અને એમ એકવીસમો દિવસ પણ આવ્યો અને ગયો; પણ ચરૂ કેવો અને ધન કેવું? એણે બતાવેલી જગ્યાએ એમ તો અમે ખોદી પણ જોયું! પણ ત્યાં નીકળે શું? ધૂળ!

પછી દાસભાઈ એકલા લઈ નીકળ્યા અને આખું સુરત ખખેરી વળ્યા. પણ મૂગો જોષી શાનો દેખાય? ત્રણચાર દિવસે કંઇક બાતમી મળતાં સુરતથી અશ્વિનીકુમાર સ્મશાન પાસે ગયા. ત્યાં ભાળ મળી. એ ત્યાં રહેતો અને અમારા જેવા પાંચસાતને ચરૂની આશામાં રડાવી હવે તો જગ્યા છોડી ચાલ્યો ગયો, એમ પત્તો મળ્યો. પણ હવે શું? બધા પછી કહેવા લાગ્યા કે એમ જો બીજાના ચરૂ એ કાઢતો હોય તો પોતાનો ચરૂ ન કાઢી લે? પણ એણે તો પોતાનો ચરૂ બનાવી જ લીધો હશે તો! અને અમે હસ્તુ બન્યા!

એ જોષીએ મારી જન્મપત્રિકા જોઇ ચોખ્ખું કહ્યું હતું કે મારાં લગ્ન કદી થાય જ નહિ! (ચાલુ)

---

બાપ: તું અરધા કલાકથી બહાર કોની સાથે વાત કરતો હતો?

દીકરો: એ તો મોહન હતો. બહુ ઉતાવળમાં હતો, એટલે અંદર આવવાનો એને વખત નહોતો.

એક: મારી તપખીર રાખવાની ડબ્બી કોઈ ચોરી ગયું.

બીજો: પણ, તારા ખિસ્સામાં કોઇએ હાથ નાખ્યો તેની તને ખબર ન પડી?

એક: ખબર તો પડી: પણ મને લાગ્યું કે કદાચ એ મારો જ હાથ હશે.

ખૂબ લાંબો વખત સુધી ગપાટા હાંકતાં બેઠેલા મહેમાન જવા માંડ્યા ત્યારે તેમણે યજમાનને કહ્યું, 'શા માટે બારણા સુધી મૂકવા આવવાની તસ્દી લ્યો છો?'

બગાસું ખાતાં યજમાને કહ્યું, 'તસ્દી શાની? ઊલટો મને આનંદ થાય છે.'

# પચ્ચીસ વર્ષ પહેલાં



રાણા જંગબહાદુર–નેપાળના સર્વસત્તાધીશ પ્રધાનોના કુટુંબના શક્તિશાળી આદ્ય પુરુષ અને અંગ્રેજોની સામે નેપાળને અડગ રાખનાર મુત્સદ્દીનાં બળ અને બુદ્ધિચતુરાઈની પ્રેરક કથાના પાઠ સાથે શરૂ થતા આ અંકને અંતે પણ એક એવા જ બળ અને બુદ્ધિ દાખવનાર—પણ વગડાઉ ફૂલ જેમ અજ્ઞાનતામાં ખરી પડનાર, સૌરાષ્ટ્રી જુવાન ટપુભાઈ વસાણીની એવી જ પ્રેરક જીવનકથા હતી. આ ઉપરાંત દેવપુરી ભુવનેશ્વર, આપણી ખનિજ સંપત્તિ અને શ્રી રામાનંદ કાપડિયાએ લખેલ દ્રવિડ દેશનાં સંસ્મરણો જેવા વિવિધ વિષયના લેખો હતા. આ પૈકી છેલ્લામાંનો એક રસદાયક ફકરો :

"હીરાને દ્રવિડ દેશમાં જુદાજુદા નામથી ઓળખવામાં આવે છે. કોઈ રત્ન કહે, કોઈ વજ્ર કહે, કોઈ વૈરમ કહે, કોઈ કમલ કહે. આ દેશ હીરાનો સૌથી વધારે ઉપયોગ અને ઉપભોગ કરે છે. હીરાની સમજ પણ આ લોકોની વધારે છે. મદ્રાસી સ્ત્રી હીરા પારખવામાં કુશળ હોય છે. હીરાનું એક મોટું પડીકું આપો તો અંદરથી સત્ત્વ કાઢી લે. ખાનદાન ઘરની સ્ત્રીઓ હીરાનાં આભૂષણથી ભરેલી હોય. પુરુષો પણ સ્ત્રીઓ સાથે ઠીક સહકાર કરે છે. પણ મને આશ્ચર્ય તો એ થયા કરતું કે આ શ્યામાંગીઓને હીરાનો તે આટલો બધો શા માટે શોખ હશે! આ બાજુની સ્ત્રીઓનો શ્યામ વર્ણ સુપ્રસિદ્ધ છે. અલબત્ત, એ શ્યામતાના પ્રકારમાં વિવિધતા છે. કોઈ જળધેરી તો કોઈ કાજળ-કાળી. આપણે સાધારણરીતે રૂપ એટલે ગોરાપણું, અને અલંકાર તો ગોરાપણાનો જ અધિકાર, એમ માનીએ છીએ. પણ એક દિવસે, કૃષ્ણપક્ષની મધ્ય રાત્રિએ, ચકચકી રહેલા તારાઓથી સુશોભિત નીલ આકાશની મનોહારિતાએ મારું ધ્યાન ખેંચ્યું અને મારા ઉપર્યુક્ત પ્રશ્નનું એની મેળે સમાધાન થઈ ગયું. પ્રકૃતિને મૂર્તિમન્ત કરતી શ્યામલતિ પ્રકૃતિના અલંકાર શોધી ધારણ કરે એથી વધુ સ્વાભાવિક શું હોય? જે કૃષ્ણપક્ષની રાત્રિના માહાત્મ્યને સમજશે તે રત્નોજ્જવલા દ્રવીડ સન્નારીના અલંકરણ-ઔચિત્યને જરૂર મહત્ત્વ કરશે."

સ્કાઉટિંગની લેખમાળામાં આ વખતે 'છૂપા સંદેશા' ઉપરનો લેખ કેટલો જ્ઞાન-ગમ્મતભર્યો હતો કે તે આખો અહીં તારવવા જેવો છે:

"સ્કાઉટોને બહુ જ રસ પડે તેવી એક રમત તે છૂપા સંદેશા રચવાની તથા મોકલવાની કળા છે. હાલમાં પણ આવા સંકેતોનો પ્રયોગ લડાઈ અથવા એવા સમયમાં દુશ્મનના દેશમાં છૂપા સંદેશા પહોંચાડવામાં કરવામાં આવે છે. આમાંની કેટલીક રીતો સ્કાઉટો માટે બહુ જ ઉપયોગી તેમજ રસમય છે.

(૧) પોતાની લાકડી પર કાગળની એક લાંબી પટ્ટી બરાબર વીંટવી. પછી લાકડી આડી રાખી તે પટ્ટી પર સંદેશો લખવો. જ્યારે પટ્ટી લાકડી ઉપરથી ઉકેળી લેશો ત્યારે સંદેશના એવા તો વિચિત્ર ટુકડા થઈ જશે કે કાંઈ સમજી શકાશે નહિ. તે પટ્ટીને પાછી તેવી જ લાકડી ઉપર વીંટવામાં આવે તો જ સંદેશો સંધાઈને બરાબર વંચાય. બે સ્કાઉટો પાસે આવી એક માપની લાકડી હોય, અને એક સ્કાઉટ બીજા સ્કાઉટને આવી પટ્ટી મોકલે તો તેમના સિવાય બીજું કોઈ કાંઈ સમજી શકે નહિ.

(૨) ત્રિકોણ સંદેશો: સાથેના ચિત્રમાં બતાવ્યા પ્રમાણે સંદેશાના ચાર શબ્દોના ચાર કાટખૂણા વાળા ત્રિકોણ બનાવવા અને તેમની 'અ–બ' બાજુ પર સંદેશાના ચારે શબ્દો લખવા. પછી

## અંક ૩૫ મો કારતક ૧૯૮૩

આખો ત્રિકોણ ભરાય તે સારૂ પહેલી લીટીમાં એક અક્ષર, બીજીમાં બે, ત્રીજીમાં ત્રણ, એ પ્રમાણે લખવા. એ અક્ષરો આગલા અક્ષરોની પછીના જ અક્ષરો હોય તેમજ, અને કાનો માત્ર અનુસ્વાર વગેરે જે કાંઈ હોય તે પણ આગલા અક્ષર મુજબ જ રાખવાં. જેમકે, પહેલા ત્રિકોણમાં પહેલી લીટીમાં 'જં' એક અક્ષર, બીજીમાં 'ગ' અને 'ઘ' એ બે અક્ષરો. ત્રીજીમાં 'લ, વ અને શ' તેમ ત્રણ અને ચોથી લીટીમાં 'માં, યાં, રાં અને લાં' લખીને તે ત્રિકોણ પૂરો કર્યો. આ (પાછળ)

⊙ હું ઘેર ગયો છું
અહીં કેમ્પ છે
જ્યાં ખોરાક મળશે
→ આ દિશામાં પીવાલાયક પાણી છે.
→ ઘણા મિત્રો ત્યાં ગયા છે

સંદેશો 'જંગલમાં દુશ્મનનાં ચાલીસ માણસો છે'

પ્રિયભાઈ
હું (મુંબઈ) ગઈ કાલે આવ્યો છું તમે શા (૫૦) મને મોકલશો. હજુ (સ્ટીમરો)ની આવજા શરૂ નથી થઈ (લડાઈ)ને લીધે બજાર મંદ છે, (માટે) હું તૈયાર માલ લઈશ નહિ તમે (છ)વટ શું કરવું તે લખશો. લિ.

ADVANCE DUE EAST

આ લેખમાં વર્ણવેલા છૂપા સંદેશાઓ દર્શાવતી આ આકૃતિમાં મથાળાની હારમાં તો સ્કાઉટિંગની જાણીતી સંજ્ઞાઓ છે, અને તે રસ્તા પર કે કોઈ ઝાડ પર કોતરીને, આલેખીને કે પત્થરો ગોઠવીને દર્શાવાય છે. બીજી હારમાં ત્રિકોણના ને ત્રીજી હારમાં આંકોરાવાળા ચૂકાના સંદેશાની પદ્ધતિઓ સમજાવતાં ચિત્રો છે. (ત્રીજી હારમાં 'તૈયાર' શબ્દની આસપાસ કુંડાળું આલેખવાનું રહી ગયું છે.) ચોથી હારમાં ડાબી તરફ ભૂમિતિની આકૃતિ દ્વારા સંદેશા મોકલવાની પદ્ધતિ અને તેની પછી લીટા તથા ટપકાં વડે મોકલાતી સંદેશા-પદ્ધતિની સંજ્ઞાઓ કેમ રચાય છે તે દર્શાવ્યું છે. તેની પછી, એ સંજ્ઞા વડે Advance due east એ સંદેશો કઈ રીતે લખાય તે એક Advance શબ્દ લખીને બતાવ્યું છે.

પ્રમાણે ગોઠવણ કર્યા પછી 'અ–ક' લીટીઓ પર આવેલા અક્ષરોનો સંદેશો બનાવવો. તે આ પ્રમાણે થશે: 'જંપરાલાં, દુસરણબા, ચાહીળ, માંતળોઉ' જ્યારે આવો સંદેશો વાંચવો હોય ત્યારે ચાર ત્રિકોણ દોરવા અને તેની 'અ–ક' બાજુ પર ઉપરના અક્ષરો લખી નાખવા. પછી પાછા ઉંઠી ત્રિકોણ ભરી દેવા અને 'અ–બ' બાજુ પર વાંચવું એટલે ખરો સંદેશો મળી જશે.

(૩) એક પૂઠું લઈને તેમાં અમુક સ્થળે બાકોરાં પાડવાં અને તે પૂઠું લખવાના કાગળ પર બરાબર મૂકી તે બાકોરાં નીચે મોકલવાનો સાચો સંદેશો બરાબર લખી કાઢવો. પછી પૂઠું ઉપાડી લઈ મૂળ લખેલા સંદેશાના જુદાજુદા શબ્દો બરાબર જોડાઈ જાય તેવો એક બનાવટી પત્ર લખી નાખવો. જેવાં બાકોરાંવાળું પૂઠું આપણી પાસે હોય, તેવાં જ બાકોરાંવાળું બીજું આપણા સાથી પાસે હોય. આપણો પત્ર તેને મળે કે તરત જ તે પત્રની ઉપર પોતાની પાસેનું પૂઠું મૂકે એટલે કાગળનો બીજો બધો ભાગ ઢંકાઈ જાય અને માત્ર સાચો સંદેશો બાકોરાંમાંથી વંચાય. પહેલા યુરોપી મહાયુદ્ધ દરમ્યાન જર્મની આવાં પૂઠાંની પદ્ધતિથી ઈંગ્લંડના ખબર મેળવતું. દૈવજોગે કોઈને હાથ આવો પત્ર ચડે તોપણ તેને તે તદ્દન નિર્દોષ જ લાગે. માત્ર બાકીનો પત્ર રચી કાઢવામાં બુદ્ધિ હોવી જોઈએ. એવો એક સંદેશો આ જોડેની આકૃતિમાં આપ્યો છે. તે પર બાકોરાંવાળું પૂઠું મૂકવામાં આવે કે તરત કુંડાળાંમાં દર્શાવેલા 'મુંબઈ ૫૦ સ્ટીમરો લડાઈ માટે તૈયાર છે' એવો સંદેશો વંચાય.

(૪) ઘણીવાર વળી એવી ગોઠવણ કરી હોય છે કે આવેલા કાગળ પર ભૂમિતિનું અમુક નક્કી કરેલું ચિત્ર દોરવું. જે શબ્દો પર લીટીઓ એકબીજીને કાપે તે જ શબ્દો ખરા સંદેશાના સમજવા. જેમકે 'દિલ્હીમાં રમખાણ; હું કલકત્તે જાઉં છું.' આકૃતિમાંના ચિત્રમાં સંદેશાના શબ્દો પર જ લીટીઓ તથા વર્તુળ એકબીજાને કાપે છે. બાકીના ભાગમાં બીજા શબ્દો ગોઠવી બનાવટી કાગળ લખી નાખવો. અને ચોરસ કયા માપનાં દોરવાં તે તો આગળથી નક્કી કરી મેલું હોય, એટલે સામો માણસ તેવી આકૃતિ દોરી કાઢી સંદેશો લે. આ રીત વધુ સલામતીભરેલી છે, કેમકે પૂઠાં દુશ્મનોના હાથમાં પકડાઈ જવાનો સંભવ પણ ખરો. જર્મનીએ આવી ભૂમિતિની અનેક રીતોનો પણ ઉપયોગ કરેલો.

(૫) સ્કાઉટોને માટે નીચેની એક રીત બહુ જ ઉપયોગી છે, કેમકે તેમાં કાગળ–પેન્સિલ સિવાય લીટા અને ટપકાં વતી અથવા સોટીઓ અને કાંકરા વતી જંગલમાં ગમે ત્યાં સંદેશો લખી શકાય છે. આવા સંદેશા બહુ જ ટૂંકા જોઈએ અને ખૂણાનાં ટપકાં મૂકતાં તેના સ્થળ વિષે ખાસ ધ્યાન આપવું જોઈએ.

સંદેશા છુપાવવાની બીજી કેટલીક પરચુરણ રીતો: (૧) લીંબુના ચોખ્ખા રસથી કે ડુંગળીના રસથી સંદેશો લખવો. એથી કાગળ પર કાંઈ નિશાની રહેશે નહિ, પણ તેને સહેજ ગરમી આપતાં અક્ષરો ચોખ્ખા વંચાશે. આવા સંદેશા લખવામાં ટાંકને બદલે બરૂની કલમનો ઉપયોગ કરવો. વળી એ તદ્દન કોરા કાગળ પર ન લખતાં શાહીના લખેલા એકાદ પત્રમાં બબ્બે લીટીઓ વચ્ચે લખવો, જેથી કોઈને શક ન પડે. નહિતર કોરો કાગળ જોઈને કોઈ વહેમાઈને ગરમ કરી જુએ તો પકડાઈ જાય. (૨) મોરચૂથુના પાણી વતી પણ લખી શકાય. તેના અક્ષરો ઍમોનિયાનો ધુમાડો આપવાથી વંચાય."

અને સ્વ. ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈએ લખેલા 'દેવપુરી ભુવનેશ્વર' ઉપરના લેખ અંગે તો, અમે ઘણાં સુંદર ને વિશિષ્ટ ફોટોગ્રાફો મેળવી શક્યા હોઈને, તેમાંની જરૂરી વિગતો તારવી લઈ ઘણા નવા ઉમેરા સાથે એક સ્વતંત્ર લેખ તરીકે જ તે આપીએ છીએ.



# ભુવનેશ્વર

કલકત્તેથી જગન્નાથપુરી જવાને રસ્તે, પુરીનો બે એક કલાકનો માર્ગ બાકી રહે છે ત્યારે ભુવનેશ્વરનું સ્ટેશન આવે છે. ઓરિસ્સા એટલે કલિંગ દેશ. એ દેશ જીતતાં અશોક રાજાથી જે હિંસા થઈ તેનો પશ્ચાત્તાપ એણે જિંદગી સુધી સહ્યો હતો ને પરિણામે એણે ભૂમિનું રાજ્ય વધારવાને બદલે બૌદ્ધ ધર્મનું રાજ્ય વધારવા પ્રયત્નો કરેલા.

એ દેશમાં કેસરી વંશના રાજાઓ થઈ ગયા. એ ચુસ્ત સનાતન હિંદુ ધર્મના અનુયાયીઓ હતા. જ્યારે કાશી બૌદ્ધ ધર્મથી જિતાઈ ગયું ત્યારે કેસરી રાજાઓએ ભુવનેશ્વરને બીજું કાશી બનાવવાનો પ્રયત્ન કરેલો. ભુવનેશ્વર એટલેકે ત્રિલોકના નાથને નામે એ સ્થાન વસાવવામાં આવ્યું. કહે છે કે બધાં મળીને ત્યાં ૭૦૦૦ દેવળો હતાં; એમાં સૂર્ય, વિષ્ણુ, બ્રહ્મા, શિવ, જગન્નાથ, શક્તિ વગેરે તમામ દેવદેવતાનાં ત્યાં સ્થાનકો બનાવવામાં આવેલાં. આમ, બૌદ્ધ ધર્મના પ્રસાર સામે હિંદુ ધર્મની એકેએક શાખા તથા સંપ્રદાયને એકત્ર કરવાનો ભગીરથ પ્રયત્ન કલિંગ દેશે કર્યો હતો.

આખું શહેર પ્રભુને જ સમર્પણ કરવામાં આવ્યું હતું અને બિંદુસાગર નામનું સરોવર બનાવી સર્વ પવિત્ર નદીઓ, યાત્રાના સમુદ્રકિનારા, કુંડો, સરોવરો અને સંગમસ્થાનોનાં જળ એ સરોવરમાં આણી અનેક જાતનાં પાપ નાશ કરવાની શક્તિ એનામાં છે એવી ભાવના કરવામાં આવી હતી. એ સરોવર હજી કાયમ છે.

હાલ એ સ્થાન લગભગ વેરાન જેવું, ખંડિત અને જૂનું થઈ ગયું છે. પરંતુ એના પથ્થરો અને શિલ્પકળા આપણાં પુરાણી સંસ્કૃતિ અને ધર્મની ગૌરવ ઉત્પન્ન કરાવે એવી વાતો કરી રહ્યાં છે.

હજી બિંદુસાગરને કિનારે પાંચસોએક દેવળોનાં ખંડેર પથરાએલાં ઊભાં છે. એમાં લિંગરાજ અને રાજારાણીનાં દેવળો મુખ્ય ગણાય છે. લિંગરાજનું મંદિર હરિહરનું છે. એમાં હરિ એટલે વિષ્ણુ અને હર એટલે શિવ બંનેની એક લિંગમાં ભેગી પૂજા કરવામાં આવે છે. અરધા ભાગ પર બીલી અને અરધા ભાગ પર તુલસી ચડાવાય છે. એની જોડે રાજારાણીનું મંદિર છે, અને મુખ્ય મંદિરની આસપાસ બીજાં અનેક નાનાં મંદિરો છે. લિંગરાજનું શિખર સોએક ફીટ ઊંચું છે. એનું કોતરકામ અલૌકિક છે. એનો એકેએક ખૂણો કલામય અને સંપૂર્ણ છે અને મંદિર સર્વાંગ સુંદર છે—ભવ્ય છે. મંદિરને કાંગરેકાંગરે અને ધારેધારે કોતરણી છે. શિખર ઉપર ચોમેર નર્તકીઓ, અપ્સરાઓ, દેવીઓ વગેરેનાં સુંદર ઘાટીલાં પૂતળાં છે. એમના નાના પ્રકારના અંગમરોડ, હાવભાવ, ભોગવિલાસ વગેરે આપણા એક સમયના સંસારના ભરપૂર જીવનનો ખ્યાલ આપે છે.

એ સમય મંદિર ફક્ત પથ્થર અને લોઢાના ખીલાથી જ બન્યાં છે. એમાં ચૂનો કે સિમેન્ટ બિલકુલ નથી. અમે આ સ્થળની મુલાકાત (૧૯૨૬ના જુલાઈ મહિનામાં) લીધી ત્યારે જીર્ણોદ્ધારનું કામ આપણા કચ્છના શિલ્પીઓ અને સુરતના કારીગરોથી થતું જોઈને અમને અતિશય હર્ષ થયો. એટલે દૂર, ગુજરાતને સામે છેડે ૧૫૦૦ માઈલને છેટે રહીને, આવાં પ્રાચીન સમયનાં ભવ્ય મંદિરો કળી



કૉન્ટ્રૅક્ટરોની દેખરેખ નીચે થતા જોઈને ને ગુજરાતના સલાટ-કડિયા સાથે મંદિરોનાં જૂનાં કળાકૌશલ્યની વાતો કરતાં અમને જે આનંદ થયો એ અવર્ણનીય છે. મુખ્ય શિલ્પીએ કહ્યું કે 'કચ્છમાં અમારી કદર નથી. બાકી બંગાળ–નાગપુર, ગ્રેટ ઇન્ડિયા, ઈસ્ટ બંગાળ વગેરે રેલવેઓ પર આપણા કૉન્ટ્રૅક્ટરો ને મિસ્ત્રીઓને તમે જ્યાંત્યાં જોશો. અમે આ મંદિરોના જીર્ણોદ્ધારમાં લાચારીએ સિમેન્ટ વાપરીએ છીએ. કેવળ પથ્થર અને લોઢાથી આવાં મોટાં દેવાલયો બનાવવાની કળા આપણા હાથથી નાશ પામી છે. હજી આ તરફ કોનારક નામનું સ્થળ છે એ પણ બહુ જ આશ્ચર્યકારક શિલ્પકળાનો નમૂનો છે.'

અને ખરે! ભુવનેશ્વર પણ આશ્ચર્યકારક જ છે. એક ગોખમાં દટાઈ ગયેલી એક પાર્વતીની મૂર્તિ હતી. મોહેં-જો-ડેરોના શોધક અને હિંદી પુરાતત્ત્વ ખાતાના એક વડા રાખાલદાસ બૅનરજીએ ત્રણ મહિના સુધી એ ખોતરાવી ખોતરાવીને સાફ કરી છે. તે હિંદુ કળાનો અપ્રતિમ નમૂનો છે. એ છ ફીટ ઊંચી છે અને એક પડખે ઢળતા દેહનો લાવણ્યમયી આભંગ કરીને ઊભેલી છે. ગંભીર મુખ, ઢળેલાં નેત્રો, વસ્ત્રાલંકારની છટા, બધું અલૌકિક છે. વસ્ત્રાલંકારની બારીકે બારીક વિગતો એમાં સ્પષ્ટ છે. ઘંટડીની કટિમેખલા છે; આછી પછેડીની ઓઢણી છે; મુકુટ બહુ જ સુંદર રીતે ઘડેલો હોય એવો પથ્થરથી કોતરેલો છે. કાનના તથા હાથપગના આભૂષણ, હાર, તમામ ઉત્તમ કલાના નમૂનારૂપ છે.

પાર્વતીના મુખ પર સાત્ત્વિક હાસ્ય છે અને અંગેઅંગ ચેતનવંતું છે. આંગળી, આંખ, કેડ, એકેએક અવયવમાં સૌન્દર્યનો પ્રવાહ વહી રહ્યો છે અને ઉત્તમ ભાવથી ભરેલું એ ઉલ્લાસપૂર્ણ શરીર, આજે યે આજે પણ અલૌકિક ભક્તિભાવ ઉત્પન્ન કરે છે. શિલ્પકળાની આ એક સર્વોત્કૃષ્ટ પ્રતિમા છે. જે પ્રજાનાં જીવન, ધર્મ, સાહિત્ય અને કલાભક્તિમાં તરબોળ થઈ ગયાં હોય તે જ પ્રજા આવી પ્રતિમાઓ ઘડી શકે. ભુવનેશ્વર આખું યે એમ તો ઉત્કૃષ્ટ શિલ્પથી ભરેલું છે, પણ તેમાં યે સૌથી સરસ પ્રતિમા આ છે. (જુઓ પાછલા પૂઠાનું)—હરિપ્રસાદ મ. દેસાઈ

**પ્રા**ચીન ઇતિહાસ ને પુરાવિદ્યાના વિદ્વાન લેખક તથા સંશોધક ડૉ. ભોગીલાલ સાંડેસરાએ ઓરિસાનો પ્રવાસ કરી 'બુદ્ધિપ્રકાશ'માં એક રસમય લેખમાળા લખી હતી. તેમાંનો ભુવનેશ્વર વિષેનો ઉપયોગી ઉલ્લેખ અત્રે તારવીએ છીએ:

"જેમ જગન્નાથપુરી સૌથી મોટું વૈષ્ણવ તીર્થ છે, તેમ ભુવનેશ્વર સૌથી મોટું શૈવ તીર્થ છે એ નગરમાં પ્રવેશ કરતાં જ સૌરાષ્ટ્રનું સોમનાથ પાટણ યાદ આવે છે. શ્રી મનોમોહન ગાંગુલી નામે વિદ્વાને ભુવનેશ્વરનાં મંદિરોની સંખ્યા ૫૦૦ની આપી છે. સંભવ છે, કે આમાં લોકોનાં ઘરમાં આવેલાં મંદિરો (ઘરદેરાસર)નો તેમજ મુખ્ય મંદિરોની આસપાસનાં નાનાં દેવાલયોનો સમાવેશ થતો હોય.





[જમણી તરફ ઉપર તથા નીચે: લિંગરાજના મંદિરના પરાંગણનાં બે દૃશ્યો. ૧૨૭ ફૂટ ઊંચા મુખ્ય શિખરવાળા આ મંદિરના પરાંગણનું ક્ષેત્રફળ ૫૨૦×૪૬૫ ફૂટ છે અને તેમાં બીજાં પણ ઘણાં નાનાં મંદિરો છે. મુખ્ય મંદિરનાં ચાર અંગ છે. ઉપલા ચિત્રમાં દેખાય છે તેમ સૌથી આગળ નાનો ભોગમંડપ છે, જ્યાં ભોગ (પ્રસાદ) વેચાય છે; તે પછી બે ઊંધાં કમળના આકારના શિખરવાળું નટમંદિર છે, જેમાં દેવને સમર્પિત કન્યાઓ નૃત્ય-ગાયન-વાદનથી દેવને રીઝવતી. તેની પાછળ એવું જ શિખર જગમોહનનું, અને તેની પાછળ, સૌથી ઊંચું અર્ધગોળ આકારનું મુખ્ય શિખર છે. નીચેના ચિત્રમાં આ બે ઊંચાં શિખરો (જગમોહન તથા ગર્ભાગારનાં)નું પડખેથી લીધેલું દૃશ્ય છે. (ફોટો: ચંદુભાઈ ભટ્ટ)]

### ભુવનેશ્વરનો મંદિર-સમૂહ

ભુવનેશ્વરના મંદિર-સમૂહના આ ચિત્રમાં સર્વથી ઊંચું દેખાય છે તે લિંગરાજના ભવ્ય મંદિરનું શિખર છે. એની છાયા આખા ભુવનેશ્વર ઉપર પથરાયેલી છે, અને આજનું ભુવનેશ્વર એટલે જાણે કે લિંગરાજનું જ નગર એમ લાગે છે. એ મંદિર ઈસ્વી સનના દસમા સૈકામાં ઓરિસાના રાજા યયાતિ કેસરીએ બંધાવ્યું હતું. ૧૨૭ ફૂટ ઊંચા એના મુખ્ય શિખરનો ઘાટ એક વિરાટ શિવલિંગ જેવો છે. લિંગરાજનું મંદિર એ કલિંગ દેશમાં વિકસેલી સ્થાપત્યપરંપરાનો એક ઉત્તમ નમૂનો છે અને તેનું શિખર તો દુનિયાભરનાં એ પ્રકારનાં યાદગાર સ્થાપત્યોની હારમાં ઊભું રહે એવું છે. અંદરની બાજુએ સાદું, પણ બહાર તો પાયાના પથ્થરથી માંડી શિખર સુધીની દીવાલો પર ચોમેર અલંકરણો તરીકે મુકાએલાં સેંકડો શિલ્પો અને મૂર્તિઓથી તે ભરચક છે.

### સામે: પરશુરામેશ્વરના મંદિરના શિખરનું સંમુખદર્શન

સામેના પાના પર આપેલા 'પરશુરામેશ્વર મંદિરના શિખરના સંમુખદર્શનના શિલ્પ'માં નીચેના ભાગમાં, રાવણે કરેલા શિવના નિવાસસ્થાન કૈલાસના ઉચ્ચાલનનો પ્રસંગ છે. મોટા લંબગોળમાં બલવાન રાવણની ખંડિત મૂર્તિ છે અને તેને મથાળે તકતીમાં (કૈલાસમાં બેઠેલાં) શિવપાર્વતીનું સુંદર શિલ્પ છે, જેમાં કંપતાં હેબતાએલાં પાર્વતીને શિવ જમણા હાથની અભય મુદ્રાથી આશ્વાસન આપે છે. તકતીની એક બાજુ ગણેશ તથા બીજી બાજુ મયૂરવાહન કાર્તિકેયની સાથે શસ્ત્રસજ્જ ગણ છે. પણ આથી યે સુંદર તો ઉપર મધ્ય ભાગે વર્તુલાકારમાં આવેલી દશભુજ નટરાજ(શિવ)ની મૂર્તિ છે. તે પ્રલયકારી તાંડવના રૂપમાં નહિ, પણ સર્જનના આનંદનો ગંભીર ભાવ પ્રકટ કરતી સ્વસ્થ પ્રસન્ન મુદ્રા દાખવે છે. ઉપર બે પડખે બે વર્તુલોમાં ગણેશ તથા ગણનાં શિલ્પો છે. છેક મથાળે સિંહની આકૃતિના કીર્તિમુખ ઉપર બીજી એક મૂર્તિ છે.



રેશ્વર મંદિરના શિખરનું સંમુખદર્શન (ફોટો · ચંદુભાઈ ભટ્ટ) ભુવનેશ્વરના મંદિરસમૂહમાં સૌથી પ્રાચીન પરશુરામેશ્વરનું મંદિર છે. આજથી બારસે
ર રચાયેલા એ મંદિરનો પથ્થરે પથ્થર કોઈ ને કોઈ વસ્તુ, પ્રસંગ કે શોભનથી ભરેલો છે. એની દીવાલો પર રામાયણ-મહાભારતનાં અનેક પ્રસંગો
શિલ્પો છે. આ ઉપરના ચિત્રમાંના શિલ્પનું વર્ણન સામેના પાના ઉપર આપ્યું છે



લિંગરાજ મંદિરના જગમોહનના ઉપરના ભાગનું શિલ્પ • જગમોહન એટલે દર્શન કરવા ઊભા રહેવાનો સભામંડપ (ફોટો • ચંદુભાઈ ભટ્ટ)

ઇ. સ. પૂર્વે પહેલા સૈકાના ખારવેલના લેખ પછી લગભગ ૮૦૦ ...ો ઓરિસાનો ઇતિહાસ અંધકારમાં જ છે. ખારવેલના લેખ પછી ...રિસાના ઇતિહાસની પુનર્ઘટનામાં ઉપયોગી થાય એવો પહેલો ...વો તે આ ભુવનેશ્વરમાંનું પરશુરામેશ્વરનું મંદિર, જેનો સમય ...ી સનનો આઠમો સૈકો નિશ્ચિત કરવામાં આવ્યો છે, તે છે.

ભુવનેશ્વરનાં મંદિરો સમયાનુક્રમ મુજબ તેમજ સ્થાપત્યશૈલીના ...કાસની રીતે ત્રણ વિભાગમાં વહેંચાઈ જાય છે: **પ્રાચીન કાળ** (અંદાજે ઈ. ૬૫૦થી ૯૦૦)–પરશુરામેશ્વર, વેતાલ દેવળ, ઉત્તરેશ્વર, ...શત્રુઘ્નેશ્વર, ભરતેશ્વર, લક્ષ્મણેશ્વર. **મધ્ય કાળ** (અંદાજે ઈ. ૯૦૦થી ૧૨૦૦)–મુક્તેશ્વર, લિંગરાજ, બ્રહ્મેશ્વર, રામેશ્વર. **ઉત્તર કાળ** (અંદાજે ઈ. ૧૨૦૦થી ૧૩૦૦)–અનંત વાસુદેવ, સિદ્ધેશ્વર, કેદારેશ્વર, યમેશ્વર, મેઘેશ્વર, શ્રીદેવળ, સોમેશ્વર, રાજરાણી.

ઓરિસાનું સ્થાપત્ય પણ બાકીના ભારતથી કેટલીક નોંધપાત્ર ભિન્નતાઓ ધરાવે છે. જેમાં દેવમૂર્તિ બિરાજે છે તે ગર્ભગૃહ કે ગભારો (એને ઓરિસાની શિલ્પશાસ્ત્રીય પરિભાષામાં 'વિમાન' કહે છે) અને તે સામેનો સભામંડપ (જે ઓરિસામાં 'જગમોહન' તરીકે ઓળખાય છે) એ બે અંગો તો બીજે હોય તેવાં જ છે. પણ ઓરિસામાં જગમોહન પછી કેટલીક જગ્યા છોડીને થોડેક આગળ મંદિરના પટાંગણમાં બીજો એક મંડપ હોય છે, જે નટમંદિર અથવા નટમંડપ કહેવાય છે. મંદિરનાં વિધિવિધાનોના અંગભૂત નૃત્યસંગીતાદિ કાર્યક્રમો માટેનું આ સ્થાન છે. જગમોહનમાં ઊભા રહીને યાત્રીઓ મૂર્તિનાં દર્શન કરતા હોય ત્યાં આવા સમારંભો થઈ ન શકે, એટલે તેને માટે આ નટમંદિર જુદું હોય છે. નટમંદિરથી થોડેક આગળ બીજો એક મંડપ આવે છે, જે ભોગમંદિર કે ભોગમંડપ કહેવાય છે ભગવાનનો પ્રસાદ (ભોગ) રાખવાનો તેમજ વેચવા અને વહેંચવા માટેનો એ મંડપ છે. લિંગરાજ, અનંત વાસુદેવ તેમજ જગન્નાથ, ત્રણેમાં આ પ્રકારની યોજના છે.

ઓરિસાનાં મંદિરોની બીજી એક વિશેષતા એ છે, કે એ મંદિરોની બહારની દીવાલો નાનાં મોટાં અનેક શિલ્પોથી ભરપૂર હોવા છતાં અંદરની દીવાલો લગભગ મસ્જિદ જેવી સાદી છે.

લિંગરાજના ભવ્ય મંદિર અને ઉત્તુંગ શિખરની છાયા આખા ભુવનેશ્વર પર પથરાએલી છે. આજનું ભુવનેશ્વર એટલે જાણે કે લિંગરાજનું નગર. લિંગરાજનું એ મંદિર ઇ.સ.ના દસમા સૈકામાં ઓરિસાના રાજા યયાતિ કેસરીએ બંધાવ્યું હતું. ૫૨૦×૪૬૫ ફૂટના પટાંગણમાં આવેલા વિશાળ મંદિરની આસપાસ અનેક નાનાં મંદિરો છે.

લિંગરાજનું શિખર ૧૨૭ ફૂટ ઊંચું છે અને એનો આકાર એક વિશાળ શિવલિંગ જેવો છે, જેમ અનંત વાસુદેવનું શિખર, ઊભેલા મુકુટધારી વિષ્ણુમૂર્તિનો ખ્યાલ આપે એવું છે. લિંગરાજનું મંદિર એ કલિંગ દેશમાં વિકસેલી સ્થાપત્યપરંપરાનો એક ઉત્તમ નમૂનો છે અને તેનું શિખર તો દુનિયાનાં એ પ્રકારનાં યાદગાર સ્થાપત્યોની હરોળમાં ઊભું રહી શકે એમ છે. આવાં ઊંચાં શિખરો અને ગોપુરો બાંધવા માટે, એના કળશ સુધી ભારે પથ્થરો શી રીતે ચડાવતા હશે એનું સ્વાભાવિક કુતૂહલ થાય. એમ કહેવાય છે, કે જેમ બાંધકામ ઊંચું જાય તેમ એની બાજુમાં એટલો જ ઊંચો માટીનો ઢાળપડતો થર ચઢાવવામાં આવતો, અને એ ઢાળ પરથી પથ્થરો ઉપર ખેંચવામાં આવતા. લિંગરાજના મંદિર માટે પથ્થરો લાવવાનું સ્થળ ઉદયગિરિ-ખંડગિરિ અને તેની આસપાસના પ્રદેશમાં હતું, ને એથી આવો ઢાળ શિખરની પશ્ચિમ બાજુએ બનાવવામાં આવ્યો હતો.



લિંગરાજ મંદિરની દીવાલો ઉપરનાં, સંસારભરની લીલાઓ દાખવતાં ભરચક શિલ્પોમાંના બે નમૂના: ડાબી બાજુ 'યુગલ'–એમાંના મુખભાવમાંની મસ્તી અને આભંગયુક્ત અંગની ગૂંથણીથી રચાતું ચિત્રસંયોજન નોંધપાત્ર છે. જમણી તરફ–'નૂપુરધારિણી'–એના તંદુરસ્ત અંગની ભંગી, અભ્યાસ કરવા યોગ્ય આભૂષણો તથા મોં પરની મુસ્કરાહટ જુઓ. (ફોટો ચંદુભાઈ ભટ્ટ)



મંદિરની પશ્ચિમ બાજુએ જણાતા કેટલાક ટેકરા છે તે આ માર્ગ માટે ભરવામાં આવેલી માટીના અવશેષ છે. આ ઢાળવાળા માર્ગનો છેડો જ્યાં આવતો, એ સ્થળે ચરનારાયણ નામનું મંદિર બાંધવામાં આવેલું છે. 'ચર'નો અર્થ ઊડિયા ભાષામાં 'ચઢાણવાળો માર્ગ' એવો થાય છે, એટલે આ વિચારને વિશેષ અનુમોદન મળે છે.

લિંગરાજ મંદિરની બહારની દીવાલો પર ચોમેર અલંકરણો તરીકે શિલ્પશાસ્ત્રાનુસાર મુકાએલાં સેંકડો શિલ્પો અને મૂર્તિઓનું વર્ણન કરવાનું આ સ્થળ નથી. તોપણ આ મંદિરની પાર્વતી, કાર્તિકેય, અગ્નિ અને કુબેરની ઉત્તમ મૂર્તિઓનો નિર્દેશ કરવો યોગ્ય છે.

લિંગરાજનું મંદિર જોકે ભવ્ય અને વિશાળ છે, પણ આ મંદિર-સમૂહના રત્નરૂપ, હૃદયસ્પર્શી ઊર્મિકાવ્યો જેવાં મંદિરો ભુવનેશ્વરમાં બીજાં ત્રણ છે: વેતાલ દેવળ, મુક્તેશ્વર અને રાજરાણીનું મંદિર.

વેતાલ દેવળ એ લિંગરાજના મંદિરથી વાયવ્યે થોડેક દૂર આવેલું છે. આજે તો એમાં વેતાલની નહિ, પણ ભુવનેશ્વરની ગ્રામદેવતા ચંડિકાની મૂર્તિ છે. એ પરશુરામેશ્વરનું લગભગ સમકાલીન ગણાય છે. કેવળ ૩૫ ફૂટ ઊંચા શિખરવાળું આ અદ્ભુત સૌંદર્યશાળી નાનકડું મંદિર ઓરિસાનાં ભારતીય આર્ય સ્થાપત્ય-સંપ્રદાયનાં મંદિરોમાં પોતાની વિભિન્ન રચનાને કારણે જુદું જ તરી આવે છે. (પૃ.૩૮૭)

માત્ર ૨૫ ફૂટ ઊંચા શિખરવાળું મુક્તેશ્વરનું નાનકડું મંદિર ઓરિસાની સ્થાપત્યકલાની એક ઉત્તમ સિદ્ધિ છે અને કેટલાક કલા-વિવેચકોએ તો એ અનવદ્ય કલાકૃતિ માટે 'રેતિયા પથ્થરનું સ્વપ્ન' (Dream in sandstone) એવો શબ્દપ્રયોગ કર્યો છે. આ મંદિર-ની સામે એક તોરણ છે, કે જેવું તોરણ ઓરિસાનાં વિદ્યમાન મંદિરોમાં અત્યારે નથી. ગુજરાતમાં આવાં તોરણો વડનગર, સિદ્ધપુર, પિલુદ્રા, કપડવણજ, દેલમાળ વગેરે સ્થળે છે. આ તોરણોને કીર્તિ-સ્તંભ નામ આપવામાં આવે છે એ યોગ્ય નથી. મંદિરના દ્વાર સામે ઊભા કરવામાં આવેલા એ સુશોભનયુક્ત દરવાજા કે 'તોરણ' જ છે.

આ સમૂહના રત્નરૂપ ત્રીજું રાજરાણીનું મંદિર ઈ.સ. ૧૦૦૦ના અરસામાં બંધાયું હોવાનું મનાય છે. તે સમયના રાજ્યકર્તા ગંગ વંશનાં કોઈ રાજરાણીએ બાંધ્યું હોવાથી એ રાજરાણીનું મંદિર કહેવાય છે એવી સાધારણ માન્યતા છે. પણ શ્રી મનોમોહન ગાંગુલી સૂચવે છે, કે પીળાશપડતો રેતિયો પથ્થર જે ઓરિસામાં રાજરાણિયા પથ્થર તરીકે ઓળખાય છે એનું આ મંદિર બાંધેલું હોઈ તે રાજરાણી મંદિર કહેવાય છે. આ મંદિરમાં અત્યારે કોઈ મૂર્તિ નથી. પણ મંદિરના શિલ્પનું અવલોકન કરતાં મંદિરના જગમોહનના ઓતરંગ ઉપર લકુલીશની અને એની બંને બારસાખો ઉપર શૈવ દ્વારપાલો ચંડ અને પ્રચંડની મૂર્તિઓ છે; વળી મંદિરના વિમાન ઉપર નટરાજ, લિંગપૂજા ને શિવવિવાહનાં શિલ્પો છે, તેમજ વિરૂપાક્ષી-ના પારિભાષિક નામે ઓળખાતી પાર્વતીની મૂર્તિ પણ છે. આથી એ શૈવમંદિર હોવા વિષે શંકા નથી. એટલે ઓરિસાનાં શૈવ મંદિરોમાં એક કાળે લકુલીશ કે નટરાજની પણ પૂજા થતી એમ માની શકાય."

આ તરફના એક માત્ર કોણાર્કના મંદિરના અપવાદને બાદ કરીએ તો ઓરિસાનાં મંદિરોની લાક્ષણિકતા એના સર્વોત્તમ સ્વરૂપે આપણને રાજરાણીના મંદિરમાં જોવા મળે છે."

(રમી માસ્ટર અનુસંધાન પૃષ્ઠ ૩૬૮થી) નેમ જ સમજનો!

સુશીલાને પતિનો જુગારનો ચસકો ન ગમે એ સ્વાભાવિક છે. એમાંની કમાણીથી બધા મોજશોખ માણી શકાતા એ ખરું, પણ ક્યારેક હારી જાય તો એમ જ પાયમાલ થઈ જવાશે એ તે સમજતી. એટલે નેમચંદના આ 'માગ, માગ, જે માગે તે આપું' શબ્દો સાંભળી એકવાર એ બોલી, 'તો વચન આપો કે હવે પત્તાંને નહિ અડું.'

નેમચંદ ખિસ્સામાંથી પત્તાની જોડી કાઢી બોલ્યો: 'અરે, આ તો મારું જીવન છે, જીવન! આવું શું માગે છે? પત્તાંને નહિ અડું તો આ બધા મોજશોખ ક્યાંથી રહેવાના?'

સુશીલા રડવા જેવી થઇ જતાં બોલી, 'ન રહે તો કંઈ નહિ. સાદાઈથી રહીશું. પણ આ કાયમનો નાદ શું સારો?' નેમચંદ હસતો હસતો બહાર નીકળી બોલ્યો, 'અરે, વાહ રે વાહ! પત્તાંને તે છોડાય કંઈ?' સુશીલા ચાલ્યા જતા પતિ તરફ કરુણ નજરે જોઈ રહી.

એમ તો સુશીલા પણ રમી રમવાનો આનંદ ન સમજતી એમ નહિ. ભણતરના દિવસોમાં સખીઓ સાથે રમતી હોવાથી એ પોતે પણ ઠીકઠીક રમી જાણતી. પણ જે હદે નેમચંદે રમીને કમાણીનું સાધન બનાવેલી એ તો ભયંકર જ હતું. છેવટે એણે એક નવો રસ્તો શોધી કાઢ્યો. એક દિવસ પતિની રાહ જોતી એ મોડી રાત સુધી જાગતી જ રહી. છેક દોઢ વાગ્યે નેમચંદ આવ્યો. સુશીલાને પત્તાંની જોડી લઈને પલંગ પર બેઠેલી જોઈ તેને આશ્ચર્ય થયું.

'હજી તું જાગે છે?—અને આ પત્તાં લઇને શું બેઠી છે? એનો નાદ સારો નથી, હં?' મજાકમાં કટાક્ષ કરતો હસતો હસતો તે બોલ્યો.

પણ સુશીલા ગંભીર હતી. એણે પૂછ્યું: 'આ તમે કાયમ રમી રમો છો તે કદી નથી હારવાના? ક્યારેય માઇનસમાં નહિ જાઓ?'

નેમચંદ હસ્યો, 'આ જન્મમાં તો નહિ જ. ઊઠું ત્યારે પ્લસમાં ન રહું તો રમી-માસ્ટર ન કહેવાઉં. અત્યારે ય સત્યાશીસેક રૂપિયા ખાટી આવ્યો છું. નાનીમોટી કોઇ પણ ગેઈમ હોય, આપણે થોડા-ઘણા પણ પ્લસમાં તો રહેવાના જ!'

સુશીલાને પતિનો આ આત્મવિશ્વાસ ડરાવતો હતો. 'એકબે વાર કહેલી વાતનો નિર્દેશ કરતાં એણે પૂછ્યું: 'યાદ છે મેં રખડા નતોડની એક વાર્તા કહી હતી તે?'

'એ થઈ ચોપાટની વાત, અને આ છે પત્તાંની. ત્યાં બધો આધાર કોડા પર ને અહીં તો બુદ્ધિ ચમકાવવાની!' એના શબ્દોમાં અભિમાન ભારોભાર હતું.

'કેમ, રમીમાં પણ પાનાં પર તો આધાર ખરો જ ને? જો પાનાં ઢંગધડા વિનાનાં આવે કે નસીબજોગે ખેંચવામાં પણ છેક સુધી જરૂર વિનાનાં જ આવ્યા કરે તો?' સુશીલાએ સંભાવનાઓનો ભય બતાવ્યો.

'તો શું?—એવું કદી બને જ નહિ.... પણ તું આ બધું ક્યાંથી જાણે? આવડે છે કે શું તને?' નેમચંદે આશ્ચર્ય પામતાં પૂછ્યું.

સુશીલા ફિક્કું હસી: 'હા, આવડે તો છે. એ આવડતનો આજ ઉપયોગ કરવો છે,—ગુસ્સે ન થાઓ તો.'

'સરસ! ચાલો, ઘરમાં પણ એક જોડીદાર મળી ગઈ. હા, પણ ઉપયોગ કરવાનું શું કહેતી હતી?'

'મારે આ તમારો પ્લસમાં રહેવાનો ગર્વ ઉતારવો છે. તમને હું માઇનસમાં લાવી દઉં તો?'

'હો!—હો!—હો! તું?...' નેમચંદથી ખડખડાટ હસી જવાયું: 'તું? અને તે મને માઇનસમાં લાવવાની?'

સુશીલા વધુ ગંભીર થતાં બોલી: 'હા, એક કલાકમાં હું તમને માઇનસમાં લાવી દઉં. રમત બંધ કરીએ ત્યારે જો તમે માઈનસમાં હો તો...તો...તમારે રમી રમવું બંધ કરવું! બોલો, છે કબૂલ?'

'કબૂલ! કબૂલ!' નેમચંદને ગમ્મત પડતી હતી: 'રમી રમવું તો શું, તું કહે છે એમ પત્તાંને ય ન અડું.'

સુશીલાના ગંભીર ચહેરા પર આનંદની સહેજ ઝલક દેખાઈ. અત્યાર સુધી એ ઈશ્વરને મનોમન પ્રાર્થના કર્યા કરતી હતી કે પોતે જે અજમાવે છે એ ઉપાય સફળ થાય ને નેમચંદ રમીના નાદમાંથી છૂટે.

એની પ્રાર્થનાના ફળસ્વરૂપે કહો કે પછી નેમચંદનું નસીબ નવો ઝોક લઇ રહ્યું હતું એ કારણે કહો, ગમે તેમ, પણ સુશીલા પહેલી જ રમતથી પ્લસમાં રહેવા લાગી. વચમાં બેત્રણ ગેઇમ નેમચંદે લીધી ખરી, પણ એ વખતે સુશીલાએ આપેલાં પૉઈન્ટ પાંચસાત માંડ હતાં. નેમચંદને આશ્ચર્ય થતું જતું હતું.

ચાલુ રમતે પણ સુશીલા મનમાં પ્રભુને પ્રાર્થના કરતી વાતો કર્યે જતી હતી. પત્તાંના નાદનાં બૂરાં પરિણામ વિષે એ વારંવાર દાખલાઓ દેતાં બોલતી હતી: 'હવે તો કૈંક પૈસો ય થયો છે. આ પછી તો રમીનો નાદ છોડવો જ જોઈએ. અત્યારે આપતા જાઓ છો એમ આખી રાત કોઇ મોટી ગેઈમમાં માઈનસ પૉઇન્ટ્સ આપતા જાઓ તો ન જાણે શું યે પરિણામ આવે. પેલા તમારા બળવંત વીરને જોયો? દલાલીના ધંધામાં પાંચ પંદર હજાર બનાવી લીધા પછી એ પત્તાંને હાથે અડાડે છે? સટ્ટાયનો ધંધો નથી લઇ બેઠો? કારણ કે એ સમજે છે કે કમાએલું આમાં ગુમાઇ પણ જાય, અને એમ થાય ત્યારે માણસની એવી પડતી આવે કે ખાવાનાં ય સાંસાં પડે. પૈસો થયો છે, તો પછી શા માટે કોઈ ધંધામાં ન પડવું?' આમ કંઈ ને કંઈ અસરકારક રીતે સુશીલા ફેરવીફેરવીને બોલતી હતી.

નેમચંદ આજ કૈંક શાંતિમાં હતો. મનના ઊંડાણમાં તો આ વાત ક્યારની તેને જચવા લાગી હતી. આજ આ વાત વિશેષ અસર કરવા લાગી: ઉપરાઉપરી માઈનસમાં જ જતી ગેઇમ પણ આ વિચારને ઉત્તેજવા લાગી. આ કંઈ સ્થિર કમાણીનું સાધન તો ન જ કહેવાય. પૈસો-થયો છે તો કશોક સાધારણ ધંધો શા માટે ન ઉપાડવો?

આમ એ વિચારતો હતો ત્યાં ઘડિયાળમાં અઢીનો ટકોરો થયો. સાથેસાથે જાણે નેમચંદના હૃદય પર પણ ટકોરો થયો. રમત બંધ કરતાં, પાનાં ઉડાડી દેતાં એણે બે ચોક્કસ નિશ્ચય કરી નાખ્યા: એક તો કદી પત્તાં ન રમવાનો, અને બીજો કોઈ ધંધામાં ઝંપલાવવાનો.

આ નિશ્ચયો સાંભળી સુશીલાને જે હર્ષ થયો એ તો અવર્ણનીય જ હતો. પોતાની પ્રાર્થનાનું જ આ પરિણામ, એમ તેને લાગ્યું.

અને ત્યાર પછી તો નેમચંદનું જાણે કે જીવન જ પલટાઈ ગયું. એણે બહુ જ સ્પષ્ટ અને ગંભીરરીતે મિત્રોને પોતાનો નિશ્ચય જણાવી દીધો અને મિત્રોને મળવાનું બંધ કર્યું. જેને રમવું હોય એને ક્લબ રૂમ પર રમવાની છૂટ હતી. નેમચંદે તેની ચાવી પણ સોંપી દીધી. બધાને નેમચંદના આ એકાએક થયેલા પરિવર્તનથી આશ્ચર્ય તો ખૂબ જ થયું. પણ નેમચંદનો નિશ્ચય અડગ હતો.

નેમચંદે હવે એક સ્ટોર નાખ્યો હતો. આ જીવનપલટાથી એ ખુશ રહેતો. સુશીલા તો વિશેષ ખુશ રહેતી. સંતોષ અને આનંદથી તેમનું જીવન ભર્યુંભર્યું બનતું જતું હતું.

અલબત્ત, ક્યારેક નેમચંદનું મન રમી માટે આતુર ન બનતું એમ નહિ. પણ આવી આતુરતા દાબી દેવાની શક્તિ તેનામાં આવી ગઈ હતી. ક્યારેક દુકાન બંધ કરવા ટાણે પાંચસાત જ રૂપિયાનો વકરો જોઇ એને જૂના દિવસો યાદ આવતા, જ્યારે ફક્ત પત્તાંના જોરે જ એ રાત પડયે સહેલાઈથી ઓછામાં ઓછા પંદરવીસ કમાઈ શકતો.

માનસની કદાચ વિલક્ષણતા જ હશે કે અમુક આદત કે વ્ય-

સનને તજી દીધા પછી એ માટે લાંબો સમય સુધી નફરત રહે, તે છતાં ક્યારેક તો એ તરફ કૈંક અદમ્ય આકર્ષણ ઉત્પન્ન થાય,—એટલું અદમ્ય કે નિરુપાય બનીને પણ માણસ એ તરફ ઘસડાય!

નેમચંદનું પણ એવું જ થયું. દુકાન બંધ કરવાની એ તૈયારી કરતો હતો ત્યાં મનુ 'ડાંડ' આવી પહોંચ્યો. એ કોઇ કંપનીનો કૅન્વાસર બન્યો હતો અને હવે બેત્રણ મહિને અહીં પંદરવીસ દિવસ માટે આવતો રહેતો. કમાવાની લાલચે એ નેમચંદની ફ્લશ રમ પર પણ જતો. એ જોકે મોટે ભાગે માઈનસમાં જ રહેતો. પણ પૂરેપૂરું કૅશ પેમેન્ટ તો એ ભાગ્યે જ ચૂકવતો. બાકી રહેલી રકમ તો એ ગોટાળી પણ દેતો. આ જ કારણે બધા એને ડાંડ કહેતા.

એને પણ જાણ તો થઇ હતી કે નેમચંદે રમવાનું બંધ કર્યું છે, છતાં એ નેમચંદ પાસે આવ્યો હતો. 'તારા જેવો જોરદાર કોઇ રમનાર મળે નહિ અને મારા ગએલા પૈસા આવે નહિ.' એણે નેમચંદને કહ્યું. મનુ ડાંડ કદી પણ જીત્યો હોય એવું બન્યું ન હતું. નેમચંદને હસવું આવ્યું: 'ન જોયો હોય પૈસા પાછા મેળવનારો મોટો! તારા જેવો બોટ તે વળી રમીમાં ગએલા પૈસા પાછા મેળવી શકે ખરો?'

મનુ ડાંડ ફ્સ્ફેરાઈ ગયો: 'કૈં વાત છે? મરદ હો તો આવ આપણે શરત સાથે આજ જીતવું.'

જૂની આદતે, અને અભિમાને કહો તો અભિમાને, જોર કર્યું અને નેમચંદથી બોલી જવાયું: 'લાગી સો સોની?'

'હા, હા, લાગી!' મનુ ડાંડ તૈયાર હતો. નેમચંદ હવે કદી રમે જ નહિ એવી વાત સાંભળી "એને રમાડું જ" એવી સોની શરત એક જણ સાથે એ મારીને જ ચાલ્યો આવતો હતો. એટલે આ શરત કબૂલવામાં તો એને કૈં નુકસાન નહોતું જ.

નેમચંદનું કાબૂમાં રહેતું મન આજ બેકાબૂ બની ગયું હૃદય રોકતું હતું, પણ બુદ્ધિ સમજાવતી હતી કે 'એમાં શું? ક્યાં રોજ રમવું છે? બેક કલાકમાં જો આ મુરધાને હલાલ કરાય તે. ને પાછા શરતના મળશે એ જુદા.' એક તો ઘણા વખતથી ન રમ્યો હોવાથી જાગેલી તીવ્રેચ્છા અને પાછી કમાણીની લાલચ. નેમચંદ પલળી ગયો.

બન્ને ફ્લબરુમ તરફ ઊપડ્યા. પણ ત્યાં કોઈ ન હતું. તપાસ કરી તો જણાયું કે બધા પિક્ચરમાં ગયા હતા. નેમચંદને યાદ આવ્યું કે સુશીલા પણ પાડોશીઓ સાથે કોઈક ધાર્મિક ચિત્રમાં જવાની વાત કરતી હતી. તો તો ઘેર જ રમીએ.

નેમચંદ મનુ ડાંડને લઈ ઘર તરફ ચાલ્યો. રસ્તામાં, યાદ આવતાં સોનીને ત્યાં નવા ઘાટ કરવા આપેલાં ઘરેણાં લેવા રોકાયો, ને બિલના પૈસા ચૂકવી, ઘરેણાં લઇ બંને ઘેર આવ્યા. પોતાની ચાવીથી ઘર ખોલતા નેમચંદે પૂછ્યું: 'પણ પત્તાં તો છે ને અત્યારે તારી પાસે?'

'બેશક, હવે તો હું પણ તારી જેમ બે જોડ સાથે જ રાખું છું.'

ફક્ત દસ જ ગેઇમ રમવાનું નક્કી કરી બન્નેએ શરૂ કર્યું.

પહેલી રમતમાં નેમચંદે તરત જ રમી બનાવી લીધી. પણ પેલાએ આખા સત્તર જ પૉઈન્ટ આપ્યા. એ પછીની રમતમાં નેમચંદને તેરમાંથી નવ તો પિક્ચર્સ આવ્યાં અને બાકીના ચાર પણ સત્તા—નવ્વા જ હતા. એમાં યે વળી ઘણાંખરાં તો ડબલ પાનાં હતાં. હજી તો તે આ બધાંનો નિકાલ કરે, પત્તાંઓને કૈંક એકબીજા સાથે સંબંધવાળાં બનાવે ત્યાં તો મનુ ડાંડે રમત કરી નાખી! નેમચંદે તો હજી સીક્વેન્સ પણ નહોતી કરી. ખાસ્સા એક સો ને સત્તર પૉઇન્ટ આપવા પડ્યા. નેમચંદે એ પછી ઉપરાઉપર ત્રણ રમતો લીધી. પણ વધુમાં વધુ મનુ ડાંડે ફક્ત સાડત્રીસ જ પૉઇન્ટ આપ્યા. હજી નેમચંદ માઈનસમાં જ હતો. પાંચ રમત તો થઇ પણ ગઇ હતી.

આ પછી બે મોટી રમતો મનુ ડાંડે લીધી. આઠમી રમતમાં નેમચંદે ચોથા રાઉન્ડમાં જ રમી કરી નાખી. મનુ ડાંડે પહેલી વાર સો ઉપર પૉઇન્ટ આપ્યા. નવમી રમત પણ નેમચંદને જ મળી. હવે જો છેલ્લી રમત પણ નેમચંદ કરી નાખે તો જરૂર પ્લસમાં આવી જાય.

અને એણે કરી પણ ખરી! પણ મનુ ડાંડે આખા ચાર જ પૉઈન્ટ આપ્યા. નેમચંદ કૈંક હતાશ થઈ ગયો.

હિસાબ કરતાં નેમચંદ ખાતે સત્યાવીસ માઇનસ પૉઇન્ટ હતા. મનુ ડાંડ પત્તાંની જોડ ખિસ્સામાં મૂકતો બોલ્યો 'ચાલ, કરી નાખ હવે એક સો સત્યાવીસનું પેમેન્ટ, એટલે એકાદ સૂટનો ખર્ચ નીકળી જાય.'

નેમચંદે પાકિટમાંથી વીસ રૂપિયા કાઢી આપતાં કહ્યું, 'બાકીના કાલ દુકાનેથી લઇ જજે. ઘરમાં નથી અત્યારે.'

'ઊં...હું. ઉધાર કી બાત હી નહિ. તેં રાખ્યા છે કોઈ દિવસ?' મનુ ડાંડ બંધુ સ્મિત કરતાં બોલ્યો.

'એટલે?' નેમચંદની આંખ ખેંચાઇ.

'એટલે બેટલે કાંઈ નહિ. યાદ છે, તેં મારી વીંટી કઢાવેલી?... આજ બંદા પણ પેમેન્ટ તો કૅશ જ લેવાના.' મનુ ડાંડે નફટાઇથી કહ્યું.

એની વાત ખરી હતી. આ ડાંડ બધાના પૈસા ગોટાળી દેતો હોવાથી નેમચંદ એનું ઉધાર ભાગ્યે જ રાખતો. એટલે તે દિવસે ગુસ્સામાં ડરાવીને વીંટી જ કઢાવી લીધેલી. જોકે બીજે દિવસે પેમેન્ટ મળતાં પાછી પણ આપી દીધેલી.

'એટલે? તારો ઈરાદો શો છે?' નેમચંદ ગુસ્સામાં આવતો હતો.

'ઈરાદો કૈં જ નહિ.' ઠંડી રીતે બોલતાં મનુ ડાંડ ઊભો થયો. 'હમણાં સોનીને ત્યાંથી લાવ્યો એમાંથી એકાદ નાનું ઘરેણું બહાના તરીકે આપી દે.' વેર જ વાળતો હોય એમ એ બોલતો હતો.

ત્યાં તો એકાએક નેમચંદની એવી સખત થપાટ મનુ ડાંડના મોં પર પડી કે તે ગોથું ખાઇ ગબડી પડ્યો. ઘરેણું માગવા જેટલી તેની ધૃષ્ટતા કરવાથી ચિડાયો એથી યે વધુ તો નેમચંદ મનુ ડાંડ ઊભો થતાં એની નીચેથી નીકળી પડેલાં બેપાંચ પાનાં જોઇ ચિડાયો. લુચ્ચાઇ કરી જીતી ગયો? એ ખ્યાલે એનો ક્રોધ બેકાબૂ બની ગયો.

'હરામખોર કુત્તા! એક તો લુચ્ચાઇ કરી અને પાછો કૅશ પેટે ઘરેણાં માગવા નીકળ્યો છે? તારા જેવા તો કૈંકને કાચા ખાઈ ગયો.'

પણ મનુ ડાંડ ગાંજ્યો જાય એમ ન હતો. જ્યારે ને ત્યારે આમ અપમાન કરી નાખતા નેમચંદને આજ તો બતાવી જ આપવા એ તૈયાર થયો હતો. ભલે જે થવું હોય તે થાય! એ ઊભો થઈ સીધો નેમચંદ પાસે પહોંચી એનો કૉલર પકડતાં બોલ્યો: 'રમત પૂરી થયા પછી કૈં નહિ બોલવાનું. ગમે તે થાય, પેમેન્ટ તો આજે જ લેવાનો; ને ન લઉં તો આ મૂછો મુંડાવી નાખું.' એની ભરાવદાર મૂછો પર એની જાડ આંગળીઓ ફરી રહી.

નેમચંદ ઉશ્કેરાટવાળા સ્વભાવનો હતો. મનુ ડાંડ ગામેગામનાં પાણી પી ડામીચ જેવો બની ગયો હતો. બોલાચાલી મારામારીમાં પરિણમી. રોકનાર કોઈ હતું નહિ એટલે વાત આગળ વધી.

નેમચંદે મનુ ડાંડને પગની આંકડી ભરાવી ધક્કો દઈ ચત્તોપાટ પાડી દીધો, પણ પેલાએ ઝડપથી ઊભા થઈ નેમચંદને આખો ને આખો ઊંચકી નીચે ફરસ પર પછાડ્યો. નેમચંદનું મગજ ભમી ગયું. તેની આંખોમાં ખુન્નસ ભરાઈ આવ્યું. ઊભા થઈ એણે મનુ ડાંડને ગળેથી દબાવી દીધો. પકડ એવી મજબૂત આવી ગઈ હતી કે પેલાથી શ્વાસ પણ નહોતો લેવાતો. એનું બધું જોર ઊતરી જતું લાગ્યું. છૂટવાનો પ્રયત્ન કરવા જતાં એ લથડ્યો અને પાછળ હટ્યો. સાથે નેમચંદ પણ પકડ ઢીલી ન કરતાં એની સાથે ઘસડાયો.

સાલા, ડામીચા! મારી, સાથે ગુંડાગીરી કરે છે? હવે તો આ ગામમાંય આવતો ભુલાવી દઉં તને.' નેમચંદે ગળું વધુ દબાવતાં કહ્યું.

લથડતા, પાછળ હટતા એ બંને બારી પાસે આવી ગયા હતા. બારીનો પર્દો પણ ચિરાઈ ગયો હતો. મનુ ડાંડ કમજોર બન્યો હતો એ ખરું, પણ તે છતાં એનું તગડું શરીર સારા દાવ જાણતું હતું. બધું જોર એકઠું કરી એ બારી આગળથી પાછળ ફરી ગયો અને નેમચંદને કમરેથી મજબૂત ઝાલ્યો. ગળું ખૂબ દબાતું હતું. શ્વાસ રૂંધાતો હતો, છતાં યે એણે કમરેથી ઝાલેલા નેમચંદનું અર્ધું શરીર ગુસ્સામાં બહાર લટકાવ્યું. ગળાની પકડ છોડાવવાના ઈરાદે જ કદાચ આમ કર્યું હશે. અને નેમચંદથી પકડ છૂટી પણ ગઈ. એ પકડ છૂટતાં જ મનુ ડાંડથી પણ નિરાંત અને છુટકારાનો લાંબો શ્વાસ લેતાં. નેમચંદની કમરે મૂકેલા હાથની પકડ પણ છૂટી ગઈ!

કૈં સમજાય તે પહેલાં તો એક ચીસ નીચી ઊતરતી લાગી. નેમચંદ ત્રીજે માળથી ગબડ્યો હતો. મનુ ડાંડથી પણ ભયની ચીસ પડી ગઈ.

ત્યાં તો દરવાજો ખુલવાનો અવાજ સંભળાયો. નેમચંદની પત્ની જ આવી પહોંચી હશે! મનુ ડાંડ બીધો. એ બાઈ જો ચીસાચીસ કરશે તો જરૂર પોતે પકડાવાનો ને નેમચંદના ખૂન માટે—યા કૈં નહિ તો ખૂન કરવાના પ્રયત્ન બદલ સજા... ફાંસી...'

વિચાર માત્ર ભયંકર હતો. એ ઝટ દરવાજા પાછળ લપાઈ ગયો અને સુશીલા અંદર પેસતાં જ સરકીને બહાર નીકળી ગયો.

સુશીલાને એનો ભણકાર આવ્યો. પણ એ કૈં સમજી શકી નહિ. કૈંક ડરી ખરી, કૈંક અનિષ્ટનો ભય તેને ધ્રુજાવી ગયો. બારી તરફનો પર્દો ફાટેલા જેવો કેમ લાગતો હતો? એ બારી તરફ દોડી. ત્યાં નીચે નજર પડતાં એના મોંમાંથી કારમી ચીસ નીકળી ગઈ.

નીચે કૅમ્પાઉન્ડના બગીચામાં નેમચંદના શરીરની આસપાસ કેટલાક લોકો ટોળે વળ્યા હતા સુશીલાનું ચક્કર ખાતુ મગજ ભયંકર કલ્પનાઓ કરી બેઠું. એનું હૃદય બેસી ગયું. આંખે અંધારાં આવવા લાગ્યાં.

**પ**ણ જેટલી ભયંકર કલ્પનાઓ થઈ આવી હતી એવું તો નહોતું જ બન્યું. નેમચંદ બચી ગયો હતો. પણ એને માથામાં ઈંટો સખત વાગી હતી. આંખો અને ચહેરા પર કાંટાના ઉઝરડા પણ ખૂબ પડ્યા હતા. લોહીભર્યો એ ચહેરો કેવો બિહામણો લાગતો હતો?

ઑસ્પિટલમાં ડૉક્ટરે તાત્કાલિક સારવાર કરી લીધા પછી જણાવ્યું કે આંખોમાં પણ કાંટા પેસી ગયા છે એટલે તુર્ત ઑપરેશન નહિ થાય તો કદાચ આંખો તો શું પરંતુ તેના ઝેરથી જાન પણ...

સુશીલાથી વધુ સંભળાયું નહિ એનાથી મોઢું ફરકું મુકાઈ ગયું.

ઑપરેશન કરવામાં આવ્યું. જાન તો બચી ગયો પણ આંખો સદા માટે બંધ જ રહી. સુશીલાએ હવે આખી વાત નેમચંદ પાસેથી સાંભળી હતી. એણે રડતા અવાજે કહ્યું, 'તેં આપી દેવું'તું ને મૂઆને એકાદ થયેલું! નકામી આંખો ખોઈ?'

નેમચંદ ફિક્કું હસતાં બોલ્યો, 'આંખો ગઈ તો ભલે ગઈ, સારું જ થયું હવે પત્તાં તો કદી નહિ રમી શકાય? પેલું તો હું પાછો ઘસડાઈ ગયો હોત. એમ માન ને, કે "સમજની આંખો" આવી.'

'તમે ય પાછા પ્રજ્ઞાચક્ષુ ને દિવ્ય ચક્ષુની વાતો કરવા મંડયા?' સુશીલા દિલગીરીને ભૂલવાનો પ્રયત્ન કરતાં દુઃખભર્યું હસી.

'એ બધું તો કોણ જાણે!...પણ હવે તો તું જ મારી આંખો.' નેમચંદે સુશીલાના કોમળ હસ્ત પર પોતાની આંગળીઓ રમાડતાં કહ્યું. સુશીલાથી ન રહેવાયું.

ઓરડામાં આવતી નર્સ અંદરનું દૃશ્ય જોઈ શરમાળ સ્મિત કરતી બારણેથી જ પાછી ફરી.

લલિત પરીખ



OUR FRIENDS ABROAD

# પત્રમિત્ર વિભાગ



**મું**બાઈ સરકારના હસ્તાક્ષર-નિષ્ણાત શ્રી ટી.જે. ગર્જ્જર હાલ અમેરિકામાં ગુના-શોધક વૈજ્ઞાનિક સાધનોનો સવિશેષ અભ્યાસ કરી રહ્યા છે અને આ ક્ષેત્રમાં પોતાની બુદ્ધિ-શક્તિ દાખવીને બહુ જૂજ હિંદીઓને મળ્યું હોય તેવું વિરલ માન તેમણે ત્યાં મેળવ્યું છે. એમને સ્ટીમર ઉપર એક જર્મન કુમારનો ભેટો થઈ ગએલો. હમણાં લગભગ ૩૫૦ જર્મન કુમાર-કુમારીઓ અમેરિકામાં એક વર્ષ માટે રહેવા, ત્યાંના લોકો તથા વિચારોનો સંપર્ક પામવા તેમજ ત્યાંનાં ખેતરોમાં કામ કરવા માટે ગયાં છે. અમેરિકાના ખેતીવાડી ખાતા તરફથી એવી યોજના કરવામાં આવી છે, જેની રૂએ એ દેશનાં વિવિધ રાજ્યોના ખેડૂતો આ વિદ્યાર્થીઓને પોતાનાં ખેતરો પર રાખીને આ લાભ આપશે. એ યોજના હેઠળ અમેરિકા જઈ રહેલા જર્મન કુમાર મિ.વર્નર ફૉર્મ (Werner Form) શ્રી ગર્જ્જરને સ્ટીમર પર મળેલા. તેનો એ વિષયનો પત્ર શ્રી ગર્જ્જરે અમને મોકલીને જણાવ્યું છે કે આ રીતે જો હિંદનાં કોઈ માબાપ કે કુટુંબ મિ. ફૉર્મને હિંદી જીવનનો સંપર્ક પામવા પોતાને ત્યાં થોડો સમય રહેવા દેવા ઈચ્છતાં હોય તો બદલામાં તેમના કુમાર કે કુમારીને મિ. ફૉર્મનાં માબાપ અમેરિકાના ખેતર પર એ રીતે રહેવા દેવાની વ્યવસ્થા કરી આપવા ખુશી છે. એ પત્રનો પ્રસ્તુત ભાગ અહીં આપીએ છીએ:

Werner Form C/o Mr. & Mrs. Schlafly
7 Westmoreland-Place, St.Louis-8, Missouri (U.S.A.)
October 4, 1951

પ્રિય શ્રી ગર્જ્જર,

આપના પત્ર માટે ઘણો આભારી છું. આપ એમાં જણાવો છો કે આપ તો હવે ૨૩મી ઑક્ટોબરે અમેરિકા છોડશો. આપને યાદ હશે કે સ્ટીમર ઉપર આપે મને હિંદનાં કેટલાંક પત્રમિત્રોનાં સરનામાં આપેલાં. તે પૈકી મુંબાઈનાં એક બહેન મંજરી એ. મજુમદાર સાથે મેં પત્રવ્યવહાર કર્યો છે ને તેમના ઉત્તરની રાહ જોઉં છું.

હમણાં તો હું આખો દિવસ અભ્યાસ કરું છું. તમે ધારેલું તેમ હમણાં કોઈ ખેતર પર નહિ, પણ અમેરિકન ઉદ્યોગો વગેરેનું જ્ઞાન તથા સંપર્ક પામવા અહીં શહેરમાં આવ્યો છું. રોજ ચાર કલાક તો ઘરલેસન કરવામાં મારા જાય છે; કેમકે ડિક્શનેરીમાં જોઈજોઈને અંગ્રેજી શબ્દોના અર્થ બેસાડતા જઈને મારે અભ્યાસ કરવાનો છે...હું હજી તો નાનો છું ને ખૂબ દુનિયા જોવાની મારી મનીષા છે. પરસ્પરના બદલામાં વિદ્યાર્થીઓને એકબીજાના દેશોમાં મોકલવાની આવી કોઈ યોજના હેઠળ તક મળી જાય તો હું તે ઝડપી લેવા ખુશી છું. હિંદમાં આવી કોઈ યોજના હોવાની તમને જાણ છે? આ રીતે જો કોઈ હિંદી કુમાર કે કુમારી બદલામાં થોડો સમય આવવા ખુશી હોય તો મારાં માતાપિતા તથા હું તેને ખુશીથી બોલાવીશું, અને હું બદલામાં તેમને ત્યાં હિંદ જઈશ. આ રીતે દુનિયાભરમાં મિત્રો થાય અને વિદ્યાર્થીઓ પરસ્પર એકબીજાના મુલકમાં જઈ શકે એમાં કેટલી મઝા છે? આવી કોઈ યોજનાની તમને માહિતી હોય તો મને અવકાશે લખશો! હું ઉત્તરની રાહ જોઈશ.

હૃદયપૂર્વક તમારો, વર્નર ફૉર્મ.



# અમદ્યુ ક્લૌ

ભૂલી પૂર્વગ્રહો જૂના, દ્વેષના ડંખ વિસ્મરી,
વીતેલી જિંદગાનીનાં, શિક્ષાનાં સૂત્ર સંઘરી,
પળતાં બાકીના પંથે, દુઃખ ને શોક ના નડે,
પ્રાર્થીને એ નિયંતાને, પુનઃ પ્રસ્થાન માંડીએ. –રસનિધિ

## ઠક્કર બાપા નગરના 'સર્વિસ સિવિલ ઈન્ટરનૅશનલ'ના વિદેશી મિત્રો

અમદાવાદ સ્ટેશનથી બે અઢી માઇલને અંતરે સિંધી હરિજનનિર્વાસિતો માટે સહકારી ધોરણે એક નગર બંધાઇ રહ્યું છે. ભારતના મહાન લોકસેવક સ્વ. ઠક્કર બાપાની યાદમાં એનું નામ 'ઠક્કર બાપા નગર' રાખવામાં આવ્યું છે. ચાર કુટુંબ વસી શકે એવો એક બ્લૉક, એમ ૧૬૦૦ કુટુંબોને વસાવવા માટે ત્યાં ૪૦૦ બ્લૉકો તથા એક શાળા તેમજ દવાખાનું પણ બંધાઈ રહ્યાં છે. કામ પૂરું થતાં તો હજી થોડાક મહિના લાગશે, પણ નગર રચનાની ત્યાં જે તૈયારી ચાલી રહી છે તેનું દૃશ્ય પ્રેરક અને આહ્લાદક છે.

આ નગરરચના-પ્રવૃત્તિનું એક વિશેષ આકર્ષણ એ છે કે હજારો માઇલોના અંતરેથી આવેલાં ચારપાંચ યુરોપીઅન મિત્રો કંઈ પણ વેતન લીધા સિવાય બીજા મજૂરોની સાથે તેમાં હાડતોડ મજૂરી કરી રહ્યાં છે. એ મંડળીના નેતાનું નામ છે પીએર ઓપ્લીગર. તેઓ સ્વિટ્ઝરલૅન્ડથી આવ્યા છે અને પહેલાં શિક્ષકનું કામ કરતા હતા. કુમારી જેન અને કુમારી માર્જરી કરીને બે બહેનો ઇંગ્લૅંડથી આવી છે,–જો કે કુ. માર્જરી હમણાં પાકિસ્તાનમાં કામ કરવા પહોંચી ગયાં છે. કુ. જેન અહીં છે. એ બહેને અનુસ્નાતક કક્ષા સુધીનો વનસ્પતિશાસ્ત્રનો અભ્યાસ કર્યો છે અને ઇંગ્લૅન્ડમાં એ વિષયનાં તેઓ શિક્ષિકા હતાં. એક ભાઇ ડેન્માર્કથી આવ્યા છે અને વહાણના બાંધકામમાં તેમણે પ્રવીણતા મેળવી છે. બીજા ભાઈ ચોરી ફિનલૅન્ડથી આવ્યા છે અને એમનો વ્યવસાય ખેતીનો છે. અહીં ઠક્કર બાપા નગરમાં આ પાંચ (હવે ચાર) મિત્રો તંબૂ તાણીને રહે છે, અત્યંત કરકસરવાળું, સાદું, સ્વાશ્રયી અને સહકારી જીવન ગાળે છે, આપણા મજૂર ભાઇઓ સાથે હળીને શરીરશ્રમ કરે છે, આપણને સમજવા તેમજ પોતાને સમજાવવા માટે આવડે છે તેવા અંગ્રેજીમાં ગપ્પે છે, આપણો આહાર પણ સ્વીકારી લીધો છે અને તેમ છતાં મોં પરથી તાજગી ને પ્રસન્નતાની એક રેખા સુદ્ધાં કરમાવા દીધી નથી.

એ મિત્રો સર્વિસ સિવિલ ઈન્ટરનૅશનલ (આંતરરાષ્ટ્રીય નાગરિક સેવાદળ) કરીને ૧૯૨૦માં સ્થપાયેલી એક સંસ્થાનાં સભ્યો છે. પહેલું મહાયુદ્ધ શમ્યું તે પછી, દુનિયામાં મૈત્રી અને શાન્તિની ભાવના પ્રસરે તે માટે ૧૯૨૦માં હૉલૅન્ડમાં 'ઈન્ટરનૅશનલ ફેલોશિપ ઑવ રિકન્સીલિયેશન' અંગે પરિષદ ભરાએલી તેમાંથી આ સંસ્થાનો ઉદ્ભવ થએલો. એના પ્રણેતા પીએર સેરેસોલ નામના એક સ્વિસ કાર્યકર હતા. ૧૯૩૪ના બિહારના ધરતીકંપ વખતે એમણે ભારતમાં આવીને એ સંકટ હળવું કરવા મહિનાઓ સુધી, અથાગ પરિશ્રમ ઉઠાવેલો. તેમ છતાં એમની સંસ્થાની પ્રવૃત્તિ અધિકાંશે યુરોપમાં મર્યાદિત રહી છે. હવે પૂર્વના દેશોમાં પણ એ વિસ્તરે એ માટે કોશિશ ચાલી રહી છે.

'સહકાર શબ્દનો મૂળ અર્થ અત્યારે મોળો પડી ગયો છે, અને સાથે મળી ચર્ચાઓ કરવી યોજનાઓ ઘડવી એટલામાં સહકાર આવી ગયો એમ સાધારણરીતે માન મનાવી લેવાય છે. પણ આ સંસ્થા એમ માને છે કે સહિયારા સર્જનાત્મક પરિશ્રમથી જ મૈત્રી ને સમાધાનની ભાવના વ્યવહારમાં સિદ્ધ થાય છે. દુનિયાના જુદાજુદા ભાગમાંથી માણસો સમાન કાર્યની સમાન ભૂમિકા

## માસમાસનાં પંખી [૭૦]
### તારોડિયું

મોટે ભાગે પાણી સમીપ રહેતાં હોવા છતાં ક્યારેક રેલવેના તાર ઉપર, કોટને કાંગરે કે મંદિર મસ્જિદની અગાશીની પાળે દેખાતાં આ તારોડિયાં તો, એની પૂછડીનાં બંને પડખાંમાં લોખંડના તાર જેવાં સાતેક આંગળ લાંબાં પીછાંથી તો તરત ઓળખાય. તાર પરથી તારોડિયું. અંગ્રેજીમાં પણ તેને તેથી જ Wire-tailed Swallow કહે છે. જળાશયની નિકટમાં રહેતું હોઇ તેના માળા પણ નાળાં, પુલ કે કૂવામાં જોવા મળે છે. માત્ર પોતે જાય-આવે એટલી જ ઉઘાડી રાખીને, બે પથ્થર વચ્ચે કે પાણી ઉપરની છત નીચે, માટીના લપકાનો બનાવેલો, અરધી રકાબી જેવો માળો એ ચોંટાડે છે. એમાં મૃદુ પીછાંની પથારી કરી, તેના ઉપર સરસ શ્વેત રંગ પર કથ્થઈરંગી છાંટણાંવાળાં ત્રણ ઇંડાં તે મૂકે છે. ડિસેમ્બર સિવાય લગભગ આખું વરસ તેનાં ઇંડાં જોવા મળે છે. સ્વભાવે એકલપેટું હોઈ એના માળા માત્ર છૂટાછવાયા એકેક જ નજરે પડે છે. પાણી સમીપ રહેવાનાં આટલાં પક્ષપાતી હોવા છતાં ક્યારેક એ નિર્જળ સ્થાને પણ નજરે પડે છે. સ્થાનિક યાત્રા કરતાં હોવાનું પણ મનાય છે. એથી એની આવી યાત્રા પણ આમ નિર્જળ સ્થળે દેખાવાનું કારણ હોઈ શકે.

પોતાના વર્ગમાં સૌથી વધુ ખૂબસૂરત તો આ તારોડિયું જ. એનો રંગ ઘેરો ચળકતો આસમાની; નીચેનો સ્વચ્છ ધોળો; માથું લાલ; ચાંચ કાળી; પગ કાળા અને નિર્બળ, છતાં સપાટ સ્થળ ઉપર અડચણ વિના બેસી શકવા જેટલા સબળ; પણ તે ઝાડ પર બેસી શકતાં નથી. પાંખો શરીર કરતાં લાંબી અને છેડેથી અણીદાર.

'મસ્જિદની અબાબીલ'ને નામે ઓળખાતી તેની બીજી એક જાત ઉત્તર ભારતમાં થાય છે. ત્રીજી તેની એક પહાડી જાત પણ થાય છે, જે ક્વચિત્ આપણે ત્યાં બીન-પહાડી પ્રદેશમાં પણ જોવા મળે છે. ('વનેચર' ઉપરથી)





ડાબેથી બીજા–ફિનલૅન્ડવાસી ભાઈ યોશા; ત્રીજાં–કુ. માર્જરી; (જે અત્યારે પાકિસ્તાન છે); ચોથા–ટુકડીના નેતા પિયેર ઓપલીગર; પાંચમાં–કુ. જેન.

પર હળેમળે અને એકમેકનાં દૃષ્ટિબિંદુઓ સમજે તો ઘણા વિરોધો પોતાની મેળે શમી જાય. વળી આ પ્રમાણે નિઃસ્પૃહ ભાવે ઉપયોગી રચનાત્મક કાર્યો કરવાથી દૃષ્ટિ પણ વિશાળ બને. આ સંસ્થા લશ્કરને દૂર કરી તેને ઠેકાણે ઉપયોગી કાર્યો હાથ ધરનારી શિસ્તબદ્ધ અને સહકારી શાન્તિસેના મૂકવાના ધ્યેયને વરેલી છે. જગતમાં શાન્તિ પ્રસારવી એ એનો મુખ્ય ઉદ્દેશ છે. સ્વેચ્છાએ વહોરેલો સીધોસાદો શરીરશ્રમ એ એનું કાર્ય છે. દેશ જાતિ કે અંગત માન્યતાઓના અંતરાય વિના આ ઉદ્દેશો સાથે સંમત હોય તેવી અઢાર વર્ષ ઉપરની કોઇ પણ તંદુરસ્ત વ્યક્તિ આ સંસ્થાનું સભ્યપદ મેળવી શકે છે.

આ સંસ્થા બે વાત પર ખાસ ભાર મૂકે છે. એક તો એ કે જ્યાં વેતનદાર મજૂરો મળી રહેતા હોય અને તેમને આપવા માટેનાં નાણાંની પણ ખાસ ખોટ ન હોય ત્યાં કામે ન લાગવું, અને જ્યાં કામે લાગવું ત્યાંથી સ્થાનિક શ્રમજીવીઓનો સહકાર મેળવી લેવો; બીજું એ કે પોતાના ઉદ્દેશો સાથે સમાધાન કર્યા વિના જે સરકારી સહાય મળતી હોય તે ખુશીથી સ્વીકારવી.

બહેનો પણ આ સંસ્થામાં જોડાઈ શકે છે. શરૂઆતમાં બહેનો રસોડું અને ગૃહકાર્યની બીજી વીગતો સંભાળતી, પણ એ સંભાળ્યા પછી જો અનુકૂળતા હોય તો પુરુષો સાથે બહેનો પણ 'કામે જાય' તેને સંસ્થા હવે ઈષ્ટ લેખે છે.

સંસ્થાનો આટલો પરિચય પૂરતો થશે એમ માનું છું. જેમને વધુ પરિચય જોઇતો હોય તેમણે ઠક્કરબાપાનગરમાં વસતા આ વિદેશી મિત્રોનો સંપર્ક સાધવો જોઇએ; અથવા C/o સર્વિસ સિવિલ ઈન્ટરનૅશનલ, ૨૪, રાજપુર રોડ, દિલ્હી એ સરનામે પત્રવ્યવહાર કરવો.

આપણે ત્યાં જે મિત્રો આવ્યા છે તેમનું સૌજન્ય, માધુર્ય, પ્રસન્નતા, શિસ્ત, કાર્યકુશળતા, રહેણીકરણી સર્વ નમૂનેદાર છે. એમની સાથે કામ કરવું એ એક લહાવો તો છે જ, પણ એમાંથી મહત્ત્વનું શિક્ષણ સુદ્ધાં પ્રાપ્ત થાય છે. સમૂહજીવન અને સહકારના પ્રત્યક્ષ પદાર્થપાઠ તેમાંથી મળે એમ છે. અખિલ ગુજરાત વિદ્યાર્થી કૉંગ્રેસે આ દૃષ્ટિ રાખીને આ મિત્રો સાથે કામ કરવા વિદ્યાર્થીઓની થોડીક ટુકડીઓ ઠક્કરબાપાનગરમાં મોકલેલી. અઠવાડિયે અઠવાડિયે ટુકડી બદલાતી, ને રહેતી ત્યાં સુધી આ મિત્રોની સાથે શિબિરજીવન ગાળતી. આ પૂર્વ-પશ્ચિમના મિલનનું દૃશ્ય સાચે જ ઉત્સાહપ્રેરક હતું. —યશવંત શુક્લ

## શિયાળો : બલપ્રાપ્તિની ઋતુ

સંવત્સરના બે વિભાગો છે: આદાનકાળ અને (૨) વિસર્ગકાળ. આદાનકાળમાં શિશિર, વસંત ને ગ્રીષ્મ એ ત્રણ ઋતુનો સમાવેશ થાય છે; જ્યારે વિસર્ગમાં વર્ષા, શરદ ને હેમન્તનો. વર્ષા ને ગ્રીષ્મમાં મનુષ્યોનું બળ ઓછામાં ઓછું હોય છે, શરદ અને વસંતમાં મધ્યમ, જ્યારે હેમંત અને શિશિરમાં ઉત્તમ બળ હોય છે. હેમંત અને શિશિર એટલે આપણો શિયાળો. કારતક-માગશર એટલે હેમંત અને પોષ-મહા એટલે શિશિર. શિયાળો બળ સંપાદન કરવાનો ઉત્તમ કાળ છે. શિયાળામાં ખુશનુમા ઠંડી હોય છે, અને શીત અનિલના સ્પર્શથી શરીરની ગરમી અંદર રહે છે એટલે જઠરાગ્નિ પ્રબળ થાય છે. ગમે તેવું ભારે ખાવામાં આવે છે તોપણ આ ઋતુમાં સહેલાઈથી પચી જાય છે. આને લઈને જ શિયાળામાં કંઈ પણ પૌષ્ટિક ચીજ ખાવાનો આપણા દેશમાં ચાલ છે. ગરીબમાં ગરીબ પણ આ ઋતુમાં સારો પુષ્ટિકારક ખોરાક ખાવાની ઈચ્છા રાખે છે. કોઈ મેથીના લાડુ, તો કોઈ અડદિયું, તો કોઈ સાલમપાક, તો કોઇ હમેશાં મલાઈ, તો કોઈ ઇંડાં, તો કોઈ રાત્રે પલાળી રાખેલી ચણાની દાળ સવારમાં ચાવીને ખાય છે. વળી શિયાળો વ્યાયામ માટે ઉત્તમ કાળ છે. વ્યાયામથી ભૂખ કકડીને લાગે છે. એથી જ આ ઋતુમાં વસાણાં કે પાક ખાવાનો ચાલ પડેલો છે. પણ વ્યાયામ સિવાય ખાધેલા પાક કે વસાણાં જોઈએ તેવાં ફલપ્રદ થતાં નથી.

બળ ત્રણ પ્રકારનું છે: (૧) સહજ (૨) કાલજ અને (૩) યુક્તિકૃત. સહજ એટલે વારસામાંથી પ્રાપ્ત થાય છે તે. કાલકૃત એટલે ઋતુવિભાગ જન્ય. હેમંત-શિશિરમાં જન્મનારાં સંતાનો સાધારણ રીતે, બળવાન હોય. યુક્તિકૃત એટલે આહાર અને વ્યાયામની યોજનાથી પ્રાપ્ત થએલું બળ. માણસ ધારે તો આહાર અને વ્યાયામની યોજનાથી પોતાના જીવનમાં ભારે પરિવર્તન લાવી શકે છે.

શિયાળો 'કાલજ બળ' અને 'યુક્તિકૃત બળ' બન્ને માટે અનુકૂળ ઋતુ છે. વસાણાં આ ઋતુમાં ખાવાં હિતાવહ છે. મેથી એ સોંઘામાં સોંઘી અને છતાં ઉત્તમ ખાદ્ય ચીજ છે. આપણા ગરીબ દેશ માટે તે એક ઉત્તમ ટૉનિક છે. એમાં લોહ છે અને કૉડલીવર ઑઈલ જેવું પૌષ્ટિક ખાદ્ય છે. મેથીના લાડુ બદામ વગેરે નાખીને ખાવા ઉત્તમ બલ્ય છે. આપણી ફિક્કીફસ ગુજરાતી બેનો માટે હું હમેશાં મેથીની ભલામણ કરું છું. મેથીમાં કડવાશ છે, મેથી પરમ વાતઘ્ન છે, રેચક છે, બલ્ય છે. આપણી બેનોમાંથી ૭૫ ટકા હમેશાં કમર દુખવાની ફરિયાદ કરતી હોય છે. કમરનો દુખાવો મેથીથી મટે છે. કબજિયાત ટળે છે, શરીરનું કળતર મટે છે ને જીર્ણજ્વર હોય તો તે પણ મટે છે. મેથીથી પાંજી પડે છે એવી જે માન્યતા છે તેમાં કંઇ તથ્ય નથી. અને પાંજી પડે તોય શું? એમાં શો ખર્ચ છે? શ્રીમંતો ભલે સાલમપાક વગેરે પાક ખાય, પરંતુ આપણા ગરીબ દેશમાં આબાલવૃદ્ધ, શ્રીમંતો ગરીબો સૌને જે પોસાય એવી ચીજ તે તો મેથી જ છે.

શિયાળો આવે છે. સૌકોઇ પોતાનું શરીર સારું બનાવવા કૃતનિશ્ચયી બને. આવો ઉત્તમ કાલ બલપ્રાપ્તિ માટે બીજો નથી.

(પ્રસ્થાન) —બાપાલાલ ગ. વૈદ્ય

## મેથીની ભાજી

લીલી મેથીનાં પાંદડાંની ભાજી હવે આવતી થઈ છે. તે ખોરાકમાં લેવાથી અનેક લાભ કરે છે. વાયુ તથા કૃમિનો નાશ કરે છે. કબજિયાતવાળાએ લીલી મેથીનાં પાનની ભાજી ખાવાથી જૂનો મળ સાફ થાય છે. મેથીની ભાજી, સુવાની ભાજી અને પાકાં ટમેટાં, આ ત્રણેયને સાથે મેળવીને બાફીને દરરોજ ખોરાકમાં લેવાથી શરીરમાં સ્ફૂર્તિ આવે છે.

કબજિયાત મટે છે અને વાયુ, કૃમિ, મંદાગ્નિ, હરસ વગેરે નાબૂદ થાય છે. આપણા ભોજનમાં આવી ભાજીઓ લેવાની ટેવ રાખવી, જેથી પેટનાં અનેક દર્દો થતાં અટકશે. (લોકનાદ)

### બારીકાઈના અદ્‌ભુત પ્રકારો

યુરોપિયનોએ હિંદમાં આવીને આ દેશની કળાને નાબૂદ કરી તે પહેલાં બંગાળના વણકરો એટલું અદ્‌ભુત બારીક મસલિનનું કાપડ વણતા કે જે માન્યમાં પણ ન આવે. ભારતની આ કળાની પ્રતીતિ તરીકે એક ઇરાની એલચી પોતાના બાદશાહને ભેટ આપવા અહીંથી ૩૦ વારનો બારીક મસલિનનો આખો તાકો માત્ર નાળિયેરની કાચલીની એક ઉત્કૃષ્ટ કોતરણીવાળી સુંદર નાની ડબ્બીમાં મૂકીને લઈ ગએલો એ તવારીખી હકીકત છે.

એક શાહજાદીને જાહેરમાં અપૂરતા પોશાકે આવવા માટે તેના બાદશાહ પિતાએ ઠપકો આપતાં તેણે કહ્યું કે મેં મસલિનનાં સાત વસ્ત્રો પહેર્યાં છે! એ શાહજાદી ઔરંગઝેબની જ પુત્રી હતી. ત્રીસ વારનો એવી મલમલનો આખો તાકો હાથમાં પડ્યો હોય તો યે તમને ભાગ્યે લાગે કે તમારા હાથમાં કોઈ ચીજ પડી છે. વીંટી સોંસરી કાઢી શકાતી કાશ્મીરી શાલો તો ઘણાએ આજે જોઈ હશે. એ જ રીતે ઢાકાની મલમલના આખા તાકા વીંટી સોંસરા નીકળતા. તેના વિવિધ પ્રકારો નોંધતાં આબુલ ફઝલ લખે છે કે કેટલીક અત્યંત બારીક મલમલ 'આબે રવાં' (એટલે કે 'વહેતું પાણી') કહેવાતી, કેમકે પાણીના વહેણમાં તેને મૂકતાં તે આંખથી ભાગ્યે જ દેખી શકાતી. 'શબનમ' (ઝાકળ) નામની મલમલ એટલી બારીક થતી કે ઘાસ પર તે બિછાવી હોય તો માત્ર ઝાકળ પડ્યું હોય એટલી આછી લાગે! અને કેટલીક મલમલ 'બાફ્તહવા' (વણેલી હવા) કહેવાતી, જે હવામાં ફેંકી હોય તો વાદળાંની માફક અદ્ધર તરતી!

ઇંગ્લંડની રાણી ઇલિઝાબેથને એક વેળા કોઈએ ત્રીસ કડીની એક સોનાની સાંકળી ભેટ આપેલી. તે એટલી તો બારીક હતી કે કોઈ ગૂઢી ચીજ પર મૂક્યા વિના નરી આંખે દેખાતી પણ નહિ. અને હળવી તો એટલી હતી કે એક માખી પર તે મૂકી હોય તો કોઈ પણ જાતના આયાસ વિના તે લઈને માખી ઊડી શકતી! એ સાંકળી વિષે વધુ અજબ વાત તો એ હતી કે તે કોઈ સોનીએ નહિ પણ જાડું લોખંડ ટીપનારા ને ઘણ ચલાવનારા લુહારે ઘડી હતી!

ચોખાના દાણા ઉપર આપણે ત્યાં બારીક લખાણ અને ચિત્રો કોતરવાની વાતો તો જાણીતી છે. ૧૯૩૮માં દિલ્હીના ઔદ્યોગિક પ્રદર્શનમાં ૪૧૭ અક્ષરો લખેલો એક ચોખાનો દાણો મેં સૂક્ષ્મદર્શક કાચમાંથી જોએલો. પણ એથી અદ્‌ભુત કારીગરી તો એક સ્પેનિયાર્ડની સાંભળેલી. તેણે અનાજના એક દાણામાંથી આખી ગાડી કોતરી કાઢેલી, જે એટલી તો સંપૂર્ણ હતી કે તેની અંદરના ભાગનાં સુ-શોભનો સુદ્ધાં મોટી પાવરના સૂક્ષ્મદર્શક કાચ વડે જોઈ શકાતા!

અમારા જ કુટુંબમાં પરંપરાથી ઊતરી આવેલું, અત્યંત બારીક અક્ષરે આખી ગીતા લખેલું એક ટચુકડું ટીપણું હતું, જે એક મોટી બદામના કોચલાની ડબ્બીમાં સમાઈ જતું!

આ પરથી મને મધ્ય યુગના પોલાંડના એક સાધુની વાત યાદ આવે છે. એણે આખું 'ઇલિયડ'નું મહાકાવ્ય એક કાગળ પર એટલા ઝીણા અક્ષરે લખેલું કે જે વૉલનટ ફળના કોચલામાં સમાઈ જતું. હાર્વર્ડ યુનિવર્સિટીની લાયબ્રેરીમાં 'બુક ઑવ અવર્સ' નામનો એક ટચુકડો ગ્રંથ છે, જેનું કદ ખિસ્સાઘડિયાળ કરતાં યે નાનું છે. ને જર્મન સંગ્રહોમાં તો ટપાલની ટિકિટના કદની કેટલીક હાથે લખેલી ડિક્શનેરીઓ સુદ્ધાં છે!

આટલી બારીક લખાવટ પોસ્ટકાર્ડ ઉપર આજકાલ થાય છે તે વાત તો જાણીતી છે. એનાં ઉદાહરણ કોઈ વાર. —સી. એન. મુન્શી

### આખું શહેર જમીનમાં પેસતું જાય છે

મેક્સિકો સિટી જમીનમાં બેસતું જાય છે. એ શહેરની નીચેનું તળિયું પોચી માટીનું બનેલું છે, અને શહેરના માર્ગોની ફરસબંધીની તિરાડમાંથી જમીનમાં થોડુંથોડું પાણી ઝમે છે, જે સુકાઈ જતાં શહેરના વજનને લીધે નીચેની માટી દબાઈને લોટ જેવી થતાં શહેર નીચે બેસતું જ જાય છે! ગયે ઉનાળે જ શહેરનો કેટલોક ભાગ ૧૫ ઇંચ જમીનમાં પેસી ગયો છે! આ રીતે છેલ્લાં ૫૦ વરસથી વર્ષોવર્ષ થોડાથોડા ઇંચ એ શહેર બેસતું જ રહ્યું છે. એનાં કેટલાંક મકાન તો બારબાર ફૂટ જેટલાં જમીનમાં પેસી ગયાં છે, અને જે અગાઉ પહેલા માળ હતા તે જમીન સરસા બની ગયા છે! હવે ત્યાં મકાનોની નીચે સીમેન્ટના થેલા ધરબીને તેમને બેસતાં અટકાવવાનો પ્રયત્ન કરવામાં આવે છે.

### રત્નોનું પ્રદર્શન

લંડનમાં ગોલ્ડસ્મિથ હૉલ ખાતે દુનિયાભરનાં રત્નોનું પ્રદર્શન ભરાએલું. તેમાં ભારત અને સીલોનના ખાસ મનાતા નીલમ, હીરા, માણેક વગેરે સંખ્યાબંધ રત્નોના નમૂના મૂકવામાં આવ્યા હતા. ઉપરાંત ૧૦૦ વર્ષ પૂર્વેની રત્ન પારખવાની પદ્ધતિઓ, કુદરતી સંપત્તિ તરીકે તેમની ઉત્પત્તિના પ્રકાર, ઇ. ૧૮૫૧ પછી રત્નો સંબંધી પ્રગટ થએલું સાહિત્ય, હીરાની પૉલિશ પદ્ધતિ, પ્રાચીન કાળમાં રત્નોનો ઉપયોગ વગેરે વિષયો આ પ્રદર્શનનું બીજું અંગ હતું.

આ પ્રદર્શનમાં પ્રથમ જ વાર ગુલાબી-સફેદ રંગનો એક નવો ખનિજ રત્નપદાર્થ 'ટાફેઇટ' રજૂ થયો હતો, જેના જગતમાં માત્ર બે ત્રણ જ જાણીતા ટુકડાઓ છે. તેના શોધક છે કાઉન્ટ ટાફે.

### છત્રીસ જાતનાં રત્નો

આજે જગતમાં નીચે મુજબનાં છત્રીસ રત્નો અને નંગો ઝવેરાતમાં ગણાય છે: (૧) હીરો (૨) પાનું (૩) મોતી (૪) માણેક (૫) શનિ (૬) ઓપલ (૭) અકીક (૮) અમ્બર-કેરબા (૯) એમેથિસ્ટ (૧૦) ઍક્વામૅરીન (૧૧) બ્લડસ્ટોન (૧૨) ગારનેટ (૧૩) પીરોજા (૧૪) અમેથિસ્ટાઇન સૅફાયર (૧૫) કાર્બંકલ (૧૬) ક્રીસોલાઇટ (૧૭) ક્રિસોપ્રેસ (૧૮) પરવાળું (૧૯) કોર્નેલિયન (૨૦) હૅમલેટ (૨૧) હેસ્નિન્ય (૨૨) જેડ (૨૩) જાર્ગુન (૨૪) જૅસ્પર (૨૫) જેટ (૨૬) લેપીસ (૨૭) મેગ્નેટાઇટ (૨૮) માર્બલ (૨૯) મૂનસ્ટોન (૩૦) રૉક-ક્રિસ્ટલ (૩૧) સાર્ડોનિક્સ (૩૨) સર્પેન્ટાઇન (૩૩) સોનેલો-ટુપાઝ (૩૪) ટર્મેલાઇન (૩૫) વ્હાઇટ સૅફાયર (૩૬) હેમેટાઇટ.

(અલંકાર) —જેઠાલાલ ધોળકિયા

## વિકસતું વિજ્ઞાન

જંતુઓને મારી શકે એવી રાસાયનિક સીમેન્ટ ન્યૂયૉર્ક સ્ટેટ કૉલેજ ઑફ સેરૅમિક્સમાં તૈયાર કરવામાં આવી છે. તેમાં ફંગીસાઇડ પેન્ટ-ક્લોરોફીનોલનું થોડું પ્રમાણ હોય છે. એને કારણે બાંધકામે કે દીવાલો પર જંતુઓનો ઉપદ્રવ એ અટકાવી શકે છે.

### અગન-જ્યોત

ફિલાડેલ્ફિયાની ટેમ્પલ યુનિવર્સિટીની સંશોધનસંસ્થાએ ગમે તે પદાર્થોમાં ઝડપભેર કાણું પાડી નાખે એવી અગ્નિ-જ્યોતની શોધ કરી છે. હાઇડ્રોજન અને ફ્લોરિનની આ નાનકડી આસમાની જ્યોત ૯૦૦૦ થી ૯૫૦૦ ડિગ્રી ફેરનહાઇટની ગરમી ધરાવે છે. તે કૉન્ક્રીટની દીવાલમાં બે મિનિટમાં ત્રણ ઇંચનું બાકોરું પાડી શકે છે. સપડાઈ ગએલાં માણસોને ઝડપભેર બહાર કાઢવા માટે દીવાલ તોડવામાં આ જ્યોત મહત્ત્વરૂપ બનશે.

## નવાં હોકાયંત્રો

અમેરિકાના લશ્કરી ઇજનેરોએ બે હોકાયંત્રો તૈયાર કર્યાં છે, જે ખરાબ હવામાન, પાણીનો મારો, આંચકા કે જંતુઓ સામે સારી ટક્કર ઝીલી શકે છે. શૂન્યથી નીચે ૬૫ ડિગ્રી ફેરનહાઈટથી શૂન્યથી ઉપર ૧૨૫ ડિગ્રી સુધીનું ઠંડી-ગરમીનું પ્રમાણ પણ તે બતાવી શકે છે.

## હૅન્ડ-ટેનિસ

ક્રિકેટ રમવા માટે બૅટની જરૂર, હૉકી માટે સ્ટિકની, તેમ ટેનિસ રમવા માટે રૅકેટની જરૂર હોય છે. પરંતુ રાજકોટના શ્રી પરશુરામ ટી. નંદાણી રૅકેટ વગર માત્ર હાથની ખુલ્લી હથેળી વડે ટેનિસના ખેલાડીઓ સામે રમતમાં ઝીનરી શકે છે. અને છતાં આ રમતમાં તેમની સ્ટાઈલ અને બૉલ ઉપરનો તેમનો કાબૂ પ્રસંશનીય છે. તેઓ ટેનિસના બધા પ્રકારના સ્ટ્રોક્સ, જેવા કે ફોર-હૅન્ડ, બૅક-હૅન્ડ, વૉલી, હાફ વૉલી, સ્પિન, શૉટ્સ વગેરે કુશળતાપૂર્વક રમી શકે છે.

અત્યાર સુધી ટેનિસની રમતમાં ફક્ત હાથથી રમવાની શરૂઆત કરનાર શ્રી પરશુરામ નંદાણી જ છે. તેઓએ રાજકોટ નરેશ નામદાર પ્રદ્યુમ્નસિંહજી અને અમેઠી(યૂ. પી.)ના નામદાર નરેશ રણુસિંહજી સાથે આ રમત રમી બતાવી સુવર્ણચંદ્રક તથા માનપત્રો મેળવ્યા છે.

## આંધળાં-બહેરાં સાથે વાતચિત કરનારું યંત્ર

જે આંખે અને કાને બે અગથી અપંગ હોય તેમને બોલતાં-વાંચતાં શીખવું ઘણું કપરું પડે છે. એ મુશ્કેલી ટાળે એવું એક યંત્ર લિવરપુલની બ્રિટિશ ઇલેક્ટ્રિસિટી ઑથૉરિટીના મિ. એ. આર. કૂપરે



શોધી કાઢ્યું છે તે ઉપલા ચિત્રમાં બતાવ્યુ છે. તેમા ટાઈપરાઈટરની ચાવીઓ જેવી ચાવીઓ પર ટકોરા મારવામાં આવે, તે અપંગ માણસ મશીનની ડેસી ઉપર પોતાની આંગળી રાખીને ઝીલે છે. એ ટકોરા અંધ માટેની બ્રેઈલ-લિપિની સંજ્ઞા અનુસારના હોય છે એટલે અપંગ સાંભળનાર તેનો અર્થ સમજી લે છે.

# ગણિતગમ્મત

[મૂળજી જેઠુ જોશી]

ગમે તે દ્વિઅંકી સંખ્યા (દાખલા તરીકે ૧૨) આઠ વખત પાસે પાસે લખોઃ ૧૨ ૧૨ ૧૨ ૧૨ ૧૨ ૧૨ ૧૨ ૧૨. હવે તેને ઉલટાવી ને લખોઃ ૨૧ ૨૧ ૨૧ ૨૧ ૨૧ ૨૧ ૨૧ ૨૧. આ બંને સંખ્યાને ૧૭થી નિઃશેષ ભાગી શકાશે.

ગમે તે ચાર અંકી સંખ્યા (દાખલા તરીકે ૭૪૩૫)ને ચાર વખત પાસેપાસે લખો : ૭૪૩૫૭૪૩૫૭૪૩૫૭૪૩૫. પછી તેને ઉલટાવીને લખો, એટલે ૫૩૪૭૫૩૪૭૫૩૪૭૫૩૪૭ થશે આ બંને સંખ્યાને પણ ૧૭ વડે નિઃશેષ ભાગી સકાશે.

ગમે તે આઠ અંકવાળી સખ્યા (દાખલા તરીકે ૯૭૫૩૧૨૪૬) બે વાર લખોઃ ૯૭૫૩૧૨૪૬૯૭૫૩૧૨૪૬. ફરી તેને ઉલટાવીને લખોઃ ૬૪૨૧૩૫૭૯૬૪૨૧૩૫૭૯. આ બંને સંખ્યાને પણ ૧૭થી નિઃશેષ ભાગી શકાશે

### એ જ રીતે

ગમે તે ૩ અંકવાળી સંખ્યા ૬ વાર લખો, ને ફરી તેને ઉલટાવીને લખોઃ ૧૨૩ ૧૨૩ ૧૨૩ ૧૨૩ ૧૨૩ ૧૨૩ અને પછી ૩૨૧ ૩૨૧ ૩૨૧ ૩૨૧ ૩૨૧ ૩૨૧. આ બંને સંખ્યાને ૧૯થી નિઃશેષ ભાગી શકાય.

ગમે તે ૬ અંકવાળી સંખ્યા ૩ વાર લખો, ને ફરી તેને ઉલટાવીને લખો : ૧૩૫૭૯૨ ૧૩૫૭૯૨ ૧૩૫૭૯૨ પછી ૨૯૭૫૩૧ ૨૯૭૫૩૧ ૨૯૭૫૩૧. આ બંને સંખ્યાને ૧૯થી નિઃશેષ ભાગી શકાય.

ગમે તે ૯ અંકવાળી સંખ્યા ૨ વાર લખો અને ફરી તેને ઉલટાવીને લખો : ૧૩૫૭૯૨૪૬૮ ૧૩૫૭૯૨૪૬૮, તથા ૮૬૪૨૯૭૫૩૧ ૮૬-૪૨૯૭૫૩૧. આ બંને સંખ્યાને ૧૯થી નિઃશેષ ભાગી શકાય.

પારાસેલ્સસ (અનુ૦ પૃ. ૩૬૭થી) ત્યાગ કર્યો. એક જ રાતમાં એની લોકપ્રિયતા ઓગળી ગઈ ને મોતનો સાયો એના માથા પર ઘૂમવા લાગ્યો. અનેક દુશ્મનો વચ્ચેથી પોતાને કોઈ ઉગારી શકે એમ નહોતું રહ્યું, એટલે આખરે પારાસેલ્સસ નાસી છૂટ્યો એ કાયર નહોતો, પણ દુશ્મનોની આખી ફોજ વચ્ચે પોતાનું શરાતન એળે ગુમાવવું યોગ્ય ન લાગ્યું. સ્નેહીઓ ને મિત્રો, ઓજારો, પુસ્તકો ને કપડાંલત્તાં સુદ્ધાં છોડી એ નાસી છૂટ્યો—હમેશને માટે. ફરી એણે જિંદગીમાં બાઝલનું મોં ન જોયું.

પરંતુ બાઝલ એને અળગો કરી બેસી ન રહ્યું. એણે એનો રસ્તો સર્વત્ર રૂંધી લીધો. કોલમાર, નુરેમ્બુર્ગ, એપેનઝેલ,—જ્યાં જતો ત્યાં પારાસેલ્સસ હડધૂત બની પાછો ધકેલાતો. એ ગરીબ બન્યો, લાચાર બન્યો. ન એની પાસે અખતરા અર્થે મૂડી રહી, ન લેખનમાટે ફુરસદ. ઝુરિચ, ફાફેર્સ, મિડલહાઇમ, એક પછી એક શહેરમાં ધૂમકેતુ જેમ દર્શન દઇ એ બેવતન હિજરતી પાછો અદૃશ્ય થઈ જતો. જગતની એ કાળની એક ઉજ્જ્વળ પ્રતિભા આમ બેબસ, બેહાલ બની રહી.

આ રખડપાટ અને આ જફાકેશીએ નવયુગના એ પ્રતિહારીને છતી જુવાનીએ જેર બનાવી દીધો. પરંતુ એનો સંદેશ હજુ જેર નહોતો થયો. ચાહે તેટલી મુફલિસી કે પરાજયો તેને મૌન રાખી શકે તેમ ન હતું.

ઓગણચાળીસની વયે બે—આસિયાં બનેલા એ પારાસેલ્સસને, અગિયાર વરસના રઝળપાટ પછી, પચાસ પૂરાં થયા બાદ આશ્રય ગળ્યો. ૧૫૪૧ મા સાલ્ઝબુર્ગના આર્ચબિશપ અર્ન્સ્ટે તેને આશ્રય દીધો.

'હાશ, હવે બધું થઈ રહેશે' પારસેલ્સસને હૈયે વર્ષોથી ગુમાવેલી ટાઢક વળી: 'મનોમન સેવેલી હજારો યોજનાઓ હવે મૂર્ત કરી શકાશે. હવે તો સમય છે ને હું છું.'

પણ સમય જ ખૂટવા આવ્યો હતો. ચાર પાંચ મહિનામાં જ શહેરના લોકોને તેની ભાળ મળી ગઈ ને ૧૫૪૧ના સપ્ટેંબરની ૨૪ મીએ તેમણે આખરે આ જગત તેની પાસેથી છોડાવ્યું.

પારાસલ્સસને એકલાને જ નહિ, ગૅલનનાં નઠારાં પર હલ્લો કરનાર એકેએક સત્યશોધક હલ્લાખોરને ખૂનથી જ તેનો બદલો ચૂકવવો પડયો છે. સર્વેટસે લોહીની ગતિ પર ઉહાપોહ કરતાં ઈ. ૧૫૫૩માં કૅલ્વિન નામના ખ્રિસ્તી ધર્મસુધારકે તેને જીવતો બાળાવી મૂકેલો. ૧૫૬૪માં વેસેલિયસે તેના 'ફૅબ્રિક' નામે ગ્રંથમાં ગ્રીકો ને રોમનોની ભૂલો ઉઘાડી પાડી, એટલે છટલી તેના જીવનનો પણ ભોગ માગવા ઉદ્યુક્ત થયું. વેસેલિયસે સઘળી નોંધપોથીઓ અગ્નિને હવાલે કરી ને પોતાની પ્રતિભા તરફ પીઠ ફેરવી સ્પેન ગાલ્યો ગયો. સ્પેનના દરબારી તરીકે ત્યાં જ એ હૃદયભંગ અવસાન પામ્યો.

આ ખોરંભાએલી લડતને પુનઃ વેગ આપવાનું માન વેસેલિયસના અવસાન પછી પંદર વરસે જન્મેલા, ઈંગ્લંડના કેન્ટ પરગણાના એક અંગ્રેજ વિલિયમ હાર્વેને ફાળે જાય છે.

હાર્વે સ્વભાવે એટલો તો નમ્ર હતો કે પારાસેલ્સસ કે સર્વેટસ જેવો જુસ્સો એનામાં કદી ન પ્રગટ્યો. ઓગણીસમા વરસે કૅમ્બ્રિજનો ગ્રેજ્યુએટ થઇ તે દાક્તરીના વધુ અભ્યાસ માટે પાદુઆ ગયો ને ત્યાંથી પાછા ફરી શાંતપણે લંડનમાં પોતાનો ધંધો ચલાવવા માંડ્યો. ધીમે ધીમે જેમ્સ પહેલા સુધી તેની લાગવગ પહોંચી ને સેંટ બાર્થોલોમ્યુની ઇસ્પિતાલમાં તેણે ભાષણો આપવા માંડયાં.

પારાસેલ્સસ જેવો પ્રખર બુદ્ધિવાદી પણ તે ન હતો. અંગ્રેજીનો આગ્રહ ન રાખતાં તે વિદ્વદ્ભોગ્ય લાટિન ભાષામાં જ ભાષણો આપવા લાગ્યો. બહુ સાવચેતથી ધીમે ધીમે એણે હૃદય તથા લોહીની ગતિની સાચી માહિતી મૂકવા માંડી ને જૂની માન્યતાઓ પર હળવા હુમલા કરવા માંડયા.

ઈ. ૧૬૨૮માં એ વિષય પર એક પુસ્તક પણ એણે બહાર પાડ્યું. એમાં એણે જણાવ્યું કે લોહી હૃદયમાં થઈ સતત ગતિએ શરીરના બધા ભાગોમાં ફરી વળી પાછું હૃદયમાં આવે છે અને ત્યાંથી હૃદયનું આકુંચન ફરી તેને બહાર ધકેલે છે. આમ, શરીરમાં લોહીનું સતત ભ્રમણ ચાલ્યા કરે છે. આ સામાન્ય જાહેરાતમાં કંઈ વિશેષતા નથી; પણ એ કાળે તો, આપણે જોયું તેમ, એથી અપૂર્ણ જાહેરાતોએ પણ પારાસેલ્સસનો ઘાત કરાવ્યો હતો, વેસેલિયસને દેશપાર કરાવ્યો હતો ને સર્વેટસને જીવતો ચિતાએ ચડાવ્યો હતો!

હાર્વેએ પણ એ પુસ્તક બીતાંબીતાં જ પ્રસિદ્ધ કર્યું હતું ને પોતે સત્યના કરેલા સ્ફોટને સુશિક્ષિત ભગજો આવકારશે એમ ઈચ્છ્યું હતું. પરંતુ 'કશું ન જાણનારા છતાં બધાંમાં માથું મારી મહત્તા મેળવનારા' ઈંગ્લંડના સુશિક્ષિત ફ્રાન્સિસ બેકને જ તેને આખા યુરોપમાં બદનામ કરવા માંડ્યા!

ઈંગ્લંડનો રાજ્યાશ્રય જો હાર્વેને નહોત તો એ બદનામી એને પણ આકરી પડત. પરંતુ ફ્રાન્સના બુદ્ધિવાદી રેને દેસકાર્ટિસે એ આખું પ્રકરણ પોતા માથે ઉપાડી લીધું ને ધીમેધીમે છ પાનાંનું હાર્વેનું એ પુસ્તક પૂર્વગ્રહોથી મુક્ત વ્યક્તિઓમાં પ્રચાર પામતું ગયું. વૈદકને આખરે મુક્ત શ્વાસ લેવાનો વારો આવ્યો.

## મારું હિંદનું દર્શન

પંડિત જવાહરલાલ નેહરુના આ જાણીતા પુસ્તકમાં, એમણે હિંદના પ્રાચીન તેમજ અર્વાચીન ઇતિહાસનું, તેની ઉદાર સર્વગ્રાહી અને ધ્યેયલક્ષી સંસ્કૃતિનું, સાહિત્ય કળા ફિલસૂફી વિજ્ઞાન વગેરે જીવનનાં ભિન્નભિન્ન ક્ષેત્રોમાં હિંદે યુગયુગાન્તરોમાં મેળવેલી સિદ્ધિઓનું, તેના વિજય તથા પરાજયો તેમજ ગુણો તથા ક્ષતિઓનું પોતે જે દર્શન કર્યું છે તે, પોતાની અનુપમ અને તલસ્પર્શી શૈલીમાં સળંગસૂત્ર આલેખન કર્યું છે. એમનું મૂળ અંગ્રેજી પુસ્તક (ડિસ્કવરી ઑવ ઇંડિયા) નહિ વાંચી શકનારને માટે તો આ અનુવાદ એક સુભગ પ્રાપ્તિ રૂપ છે જ, પરંતુ અન્યને પણ તે આકર્ષે એવો છે, પોતાને 'હિંદી' માનનાર અને જ્ઞાન તથા સંસ્કારના એકેએક ચાહકે આ ગ્રંથ વાંચવો જ જોઇએ.

૮૦૦ પાનાંનું દળદાર પુસ્તક; કિંમત નવ રૂપિયા; પ્રકાશક, નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ.

## નવાં પુસ્તકો

**સાધુતાની પગદંડી :** મુનિશ્રી સંતબાલજીના સિદ્ધાંતો અને તેમના પ્રયોગોને સમજાવતા તેમના વિચારો અને કાર્યોને રજૂ કરતી પુસ્તિકા; લેખક: નવલભાઇ શાહ; પ્રકાશક: મહાવીર પ્રકાશન મંદિર અમદાવાદ, ૨-૦-૦. **સાત લીલા-નાટકો :** અથવા વિભુની વિભુતિઓનું સુદર્શન કરાવતાં જયેન્દ્રરાય ભગવાનલાલ દુરકાળ પ્રણિત નાટકો; પ્રકાશક: આસ્તિક સાહિત્ય કાર્યાલય, અમદાવાદ. ૩-૦-૦. **અભિશાપ, ગંગાયમુના, ઝંખના:** તદ્દન નવી, તાઝગીભરી, રમતિયાળ અને મિતાક્ષરી શૈલીએ લખાએલી બંગાળી લેખક શ્રી શૈલજાનંદની વાર્તાઓનાં ત્રણ પુસ્તકો. અનુવાદક: નટવરલાલ માલવી; પ્રકાશક: ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત. દરેકના ૪-૦-૦.

# આ માસ (નવેમ્બર) ઇતિહાસમાં: દિનવિશેષ·વ્યક્તિવિશેષ · પ્રસંગવિશે

## વ્યક્તિવિશેષ : હેમચંદ્રાચાર્ય

ગુજરાતની સરસ્વતીને પરિપક્વ ગાદી, પોતાની તેજસ્વી કૃતિઓ વડે ગુજરાતના



પાટનગર શ્રીપત્તન (પાટણ)ને ભારતનાં અગ્રગણ્ય સારસ્વતકેન્દ્રોની હરોળમાં બેસાડનાર, જાજ્વલ્યમાન ગુર્જરરત્ન કલિકાલસર્વજ્ઞ હેમચન્દ્રાચાર્યનો જન્મ સં. ૧૧૪૫ની કાર્તિકી પૂર્ણિમાએ ધંધુકા મુકામે મોઢ વણિક કુટુંબમાં થએલો. ચાંગદેવ એ એમનું બચપણનું નામ. બાળવયથી જ અપ્રતિમ બુદ્ધિમત્તાવાળા ચાંગદેવની અનન્યસાધારણ મેધા પરખી પૂર્ણતર ગચ્છના મુનિ દેવચંદ્રજી એમને પોતાની સાથે ખંભાત લઈ ગયા. પાછળથી પિતા ચાચિગને જાણ થતાં અન્નત્યાગ કરી પુત્રને શોધતા ખંભાત આવ્યા ત્યારે ઉદયન મંત્રીએ તેના ખોળામાં સમૃદ્ધિનો ઢગલો કરીને ચાંગદેવની તેજસ્વી મેધાને પૂર્ણતઃ ચમકવાની તક આપવા સમજાવ્યા. સાચી વસ્તુસ્થિતિ સમજતા પિતાએ એ સમૃદ્ધિનો સ્પર્શ પણ કર્યા વિના પુત્રને દીક્ષા દેવાની સંમતિ આપી.

દીક્ષિત ચાંગદેવ હવે સોમચંદ્ર બન્યા અને બાર વર્ષ સુધી પ્રમાણ, ભાષા, વ્યાકરણ, કાવ્ય વગેરેનું અનુશીલન કરીને ૨૧ વર્ષની વયે, એ યુગની મહાવિદ્યા ગણાતાં તર્કલક્ષણ ને સાહિત્યમાં અસાધારણ પાંડિત્ય મેળવી, સૂરિપદ પ્રાપ્ત કરી, હેમચંદ્ર સૂરિને નામે ખ્યાત થયા. હવે તેમણે લેખન પ્રવૃત્તિ વધારી. સ્વરચિત વ્યાકરણનાં ઉદાહરણો દર્શાવવા 'દ્વયાશ્રય' નામે કાવ્ય રચી તેમાં સંસ્કૃત–પ્રાકૃત ભાષામાં ચાલુક્ય વંશનો ઇતિહાસ એમણે વણી લીધો. પછી 'અભિધાનચિંતામણિ' તથા 'અનેકાર્થસંગ્રહ' નામે અનુક્રમે અર્થવાચી તથા અનેકાર્થી શબ્દોના કોષ રચ્યા. બાદ 'ધન્વન્તરી નિઘંટુ' અને 'રત્નપરીક્ષા'ના અનુકરણમાં 'શેષનિઘંટુ' લખ્યું, જેના છ ખંડોમાંથી હાલમાં વૈદક, વનસ્પતિ તથા રત્નપરીક્ષા પરના ગ્રંથો જ મળે છે. ત્યાર બાદ 'કાવ્યાનુશાસન'ને પછી 'છંદાનુશાસન' લખ્યાં. વળી કાવ્યાનુશાસન ઉપર 'અલંકારચૂડામણિ' નામની ટીકા અને તે બંને પર પાછી 'વિવેક' નામની મોટી ટીકા લખી. ઉપરાંત, પ્રમાણશાસ્ત્ર પર 'પ્રમાણમીમાંસા' રચ્યું. આ સિવાય 'ત્રિષષ્ઠિશલાકાપુરુષચરિત્ર'માં એમણે ૬૩ જીવનચરિત્રો લખ્યાં અને કુમારપાળના આગ્રહથી 'યોગશાસ્ત્ર' પણ લખ્યું. કહેવાય છે કે એમણે કુલ ત્રણ કરોડ શ્લોકો રચેલા. જોકે એટલું બધું સાહિત્ય તો હાલ મળતું નથી, છતાં જે કં મળી શકે છે એ પણ ભારત વર્ષના સર્વ મહા પંડિતોમાં એમને અનોખું સ્થાન અપાવે છે વિ. સં. ૧૨૨૯માં એ કાળધર્મ પામ્યા.

## દિનવિશેષ

તા. ૧ ખડકીના યુદ્ધમાં અંગ્રેજોને હાથે બાજીરાવ પેશ્વાની નિર્ણયાત્મક હાર, ૧૮૧૭.

તા. ૨ પ્રથમ હિંદુસ્તાની પાદરી રેવરંડ સર્જેનારાયણ નવલકાર ગેબ્રિએલ રિબિનો જન્મ, ૧૮૩૩.

તા. ૨ કાશ્મીરની સરહદનું ચિત્રાલ રાજ્ય કાશ્મીર છોડી પાકિસ્તાનમાં જોડાયું, ૧૯૪૭.

તા. ૫ દેશબંધુ દાસનો જન્મ, ૧૮૭૦.

તા. ૭ પંઢરપુરના વિઠોબાના વિખ્યાત મંદિરમાં હરિજનોનો પ્રવેશ, ૧૯૪૭.

તા. ૮ રશિયાનો પહેલો બોલ્શેવિક બળવો પેટ્રોગ્રાડમાં શરૂ થયો, ૧૯૧૭.

તા. ૯ આરઝી હકૂમત તથા હિંદી સંઘના લશ્કરે જૂનાગઢનો કબજો લીધો, ૧૯૪૭.

તા. ૧૪ શોધસફરી બૂસે બ્લ્યુ નાઈલનો પ્રવાહ શોધી કાઢ્યો, ૧૭૭૦.

તા. ૧૬ ઝાંસીની વીરાંગના રાણી લક્ષ્મીબાઈનો જન્મ, ૧૮૩૫.

તા. ૧૮ ઑસ્ટ્રેલિયા સાથેની પાંચમી મૅચમાં હિંદે પહેલો વિજય પ્રાપ્ત કર્યો, ૧૯૪૭

તા. ૧૯ સુએઝની નહેર બાંધનાર પ્રખ્યાત ઈજનેર ફર્ડિનાન્ડ લેસેપ્સનો જન્મ ૧૮૦૫.

તા. ૨૩ મહાન હિંદી વિજ્ઞાનાચાર્ય સર જગદીશચન્દ્રવસુ(બોઝ)નું અવસાન, ૧૯૩૭.

તા. ૨૫ ગિન્સુરાના યુદ્ધમાં અંગ્રેજ સેનાપતિ ફોર્ડે વલંદા (ડચ)ને ઉલ્લી હાર આપી હિંદમાંથી તેમનો પગ ઉખેડી નાખ્યો, ૧૭૫૯.

તા. ૨૯ ભોંસલેને હરાવી વેલેસ્લીએ ગ્વાલિયર જીત્યું, ૧૮૦૩.

તા. ૩૦ બીજા વિશ્વયુદ્ધની ખતરનાક આફતમાંથી ઈંગ્લંડને તારી લેનાર બ્રિટિશ મુત્સદ્દી વિન્સ્ટન ચર્ચિલનો જન્મ, ૧૮૭૪.

## ઑક્ટોબર (૧૯૫૧)ની તવારીખ

તા. ૩ ઈરાનના આબાદાન તેલ ક્ષેત્ર થી છેવટના ૩૫૦ બ્રિટિશ નેકિંહી કારીગ ની વિદાય. તા. ૯ બ્રિટિન સાથેના ૧૯૩૬ કરાર તોડી નાખી સુએઝની નહેર ત સુદાન પોતાને કબજે લેવાની ઇજિપ્ત જાહેરાત. તા. ૧૦ યૂનોની સલામતી સમિ તિમાં તેલ–ઝઘડાનો ઈરાનનો કેસ રજૂ કર ત્યાંના વડા પ્રધાન મુસાદિક અમેરિકા ગ તા. ૧૧ ડૉ. આંબેડકરે કાયદા–પ્રધાનનું છોડી કરેલો પાર્લામેન્ટ–ત્યાગ. તા. ૧ મુંબાઇ–પૂના વિસ્તારમાં વરસાદની ખેંચ લીધે ૧૫ નવેમ્બરથી ૮ા માસ માટે વીજળ વપરાશમાં ૩૩ ટકાના કાપની જાહેરા તા. ૧૬ પાકિસ્તાનના વડા પ્રધાન લિયાક અલી ખાનનું રાવલપિંડીમાં સૈયદ અકબ નામના અફઘાનને હાથે ગોળીબારથી ખૂ તા. ૧૭ ખ્વાજા નાઝિમુદ્દીન પાક વડા પ્રધા પદે; દિલ્હીમાં ભરાનારી કૉંગ્રેસનો ગંઢ આગથી તારાજ. તા. ૧૮ દિલ્હીમાં કૉંગ્રેસ ની ૫૭મી બેઠક; સુએઝની નહેરમાંના બ્રિટિ દળોએ ઇજિપ્તનાં ત્યાંનાં મથકો કબજે કર્યા તા. ૨૫ બ્રિટનમાં સામાન્ય ચૂંટણીઓ હિંદની ચૂંટણીઓની હિમાચલ પ્રદેશમાં શરૂ આત. તા. ૨૬ બ્રિટનની ચૂંટણીમાં રૂઢિ ચુસ્ત પક્ષની ફતેહ. તા. ૨૭ ચર્ચિલે ઇંગ્લંડ માં રૂઢિચુસ્ત પ્રધાનમંડળ રચ્યું. તા. ૩ વિક્રમ સંવત ૨૦૦૭ ની દીવાળી. તા. ૩ ૨૦૦૮નું વિક્રમ સંવત બેઠું; ગઈ મધરાતે બરોબર બાર વાગ્યે બિહારમાં છોટાનાગ પુર પાસે, સીંદરી મુકામે આવેલા હિંદના ખાતરના જંગી કારખાનાનું કામ શરૂ થયું

## પ્રસંગવિશેષ: અફઝલખાંનો વધ

શિવાજીનો વધતો જતો પ્રતાપ જોઈ બિજાપુરના રાજાને પોતાના રાજ્યની સલામતી ભયમાં લાગી, અને તેને જીવતો કે મરેલો પકડવા પોતાના સરદાર અફઝલખાંને મોટી ફોજ લઈ મોકલ્યો. શિવાજીએ યુક્તિ કરી. પ્રતાપગઢના કિલ્લા બહાર મોટો મંડપ બાંધી તેમાં ૧૬૫૯ની ૧૦મી નવેમ્બરે તેને મળવા બોલાવ્યો. બંને પક્ષના મનમાં દગો જ હતે અને એ માટે બંનેએ પોતપોતાની તૈયારી રાખી હતી. આવીને ભેટતી વખતે જ અફઝલખાંએ શિવાજીને ભીંસમાં લીધો. પણ પ્રચંડ ખાન પાસે સાવ ટચુકડા લાગતા શિવાજીએ ચેતી જઈને, ખાન પોતાના પેટમાં જમૈયો પેસાડે તે પહેલાં તો પોતે ડાબે હાથે પહેરેલા વાઘનખ તેણે અફઝલખાંના પેટમાં ખોસી દીધા ને ખાન વાર કરે તે પહેલાં તલવારથી બાકીનું કામ પૂરું કર્યું. શિવાજીની આ જીતથી તેની ધાક વિશેષ વધી અને તેનો માર્ગ સરળ થયો.

'આંખ સામે ઊગતો દિન રાખીએ,
જે મળી સૌરસ જીવનમાં ચાખીએ.
— મકરન્દ દવે

તાંજોરના મહાગાયક નરસય્યર ખાસ કરીને શંકરાભરણ રાગ તો એવો સરસ ગાતા કે તે 'શંકરાભરણ નરસય્યર'ને નામે ઓળખાતા. એક વાર ભીડ પડતાં રામભદ્ર નામે વેપારીને ત્યાં તે આઠ અશરફી હાથની લેવા ગયા, અને વેપારીની ઘણી ના છતાં તેને બદલે કશુંક ગીરો મૂકવાનો આગ્રહ રાખ્યો, ત્યારે વેપારીએ ટોળમાં તેમની પ્રિય વસ્તુ ગીરો માગી. તરત તેમણે પોતાનો શંકરાભરણ ગીરો લખી આપ્યો, ને એનું પાલન એટલી કડક રીતે કર્યું કે વર્ષો સુધી એમણે પોતાની પ્રતિષ્ઠાના મૂળ રૂપ એ રાગ ગાયો નહિ. એક વાર અપ્પુરાયર નામે વિખ્યાત શ્રીમંતે જ્યારે એમને એ રાગ ગાવા ખૂબ દબાણ કર્યું ત્યારે તેમણે તે ગીરો મૂક્યાની વાત જાહેર કરી. અપ્પુરાયરે તત્કાલ એ રાગ છોડાવવા વ્યાજ સાથે એ દેણું પાછું મોકલ્યું ત્યારે વેપારી રામભદ્ર તો એ ગાયકની આ વચનનિષ્ઠાથી દંગ જ થઈ ગયો, અને એ મહાન ગાયકને પોતાની અંજલિ આપવા જાતે ત્યાં આવીને દેવાની વ્યાજ સાથેની રકમમાં પોતાની તરફથી મોટી રકમ ઉમેરી તેને અર્પણ કરી દેવામાંથી મુક્ત કર્યાની જાહેરાત કરી. અને ત્યારે જ—વર્ષો પછી નરસય્યરના ગળામાંથી શંકરાભરણના સૂર વાતાવરણમાં રેલી રહ્યા.

અનેકાર્થી શબ્દ: પૂંઠું=કઠોળનું છોડું; ચોપડીનું ઢાંકણ; શરીરનો પાછલો ભાગ; શરીરનું બંધારણ કે તેની મજબૂતી.

એક ભાગ ધોએલું માખણ, ચાર ભાગ ગંધક, બે ભાગ ફટકડી ને બે ભાગ બોરિક ઍસિડ લઈ તેને ભેળવી તે લગાડવાથી ખુજલી મટે છે.—પુ. હ. પટેલ

છાલ સાથે કાકડી ખાવાથી વાળમાં ચમક આવે છે.

દાઢનો દુઃખાવો ઊપડ્યો હોય તો તેમાં થોડી હીંગ ભરવી અગર લવીંગ દાબી રાખવું.

| | | | | |
|---|---|---|---|---|
| ૯૦૭ | ૮૩ | ૧૭૩ | ૨૪૧ | ૫૪૭ |
| ૧૯ | ૬૦૭ | ૮૭૭ | ૪૩ | ૨૩૩ |
| ૧૩ | ૧૯૩ | ૨૫૧ | ૫૫૭ | ૯૩૭ |
| ૬૧૭ | ૮૮૭ | ૭૩ | ૧૬૩ | ૨૧૧ |
| ૨૨૩ | ૧૮૧ | ૫૭૭ | ૯૪૭ | ૨૩ |

૧૯૫૧નો અંકજંતર: આમાંના કોઈ પણ સીધી લીટીમાં આવતા આંકડાઓનો સરવાળો આ સાલના આંકડા (૧૯૫૧) જેટલો જ આવશે.

કહેવતોના અર્થ: 'કાજી ભાઈની જાનમાં ને ખાવુંપીવું કાનમાં'—ગરીબ, લોભી કે ફોગટિયા માણસોને ત્યાંનાં લાભ વિનાનાં આમંત્રણ માટે કે ફોગટની મહેનત માટે વપરાતી આ કહેવતની આખી ઉક્તિ આ પ્રમાણે છે: કાજી ભાઈની જાનમાં ને ખાવુંપીવું કાનમાં; ઢોલ વાગે વાનમાં ને સૂઈ રહેવું મેદાનમાં. ઉપલી કહેવત આ રીતે પણ બોલાય છે: 'ભાભાજીની જાનમાં ને ખાવુંપીવું કાનમાં.' એવી જ કહેવતો: લાલી લહેર ને ખાવાનાં ઘેર; ખાવાને ખોબાં ને પહેરવાનાં ચોખાં; ખાનાપીના ખેરસલ્લા ને ધીંગાણાં બહોન; સાપને ઘેર સાપ પરોણા, જીભના લપકારા; આઓ મિયાં, જાઓ મિયાં, ઘરબાર તુમ્હારા; ગાંઠકી ખાઓ ખીચડી, બરકત હમારા.

¶ ભોજનની બાબતમાં ધર્મશાસ્ત્રો એમ કહે છે કે માણસે પોતાની હોજરીના છ ભાગ કલ્પવા. એમાંથી ત્રણ ભાગ ભોજનથી ને બે ભાગ પ્રવાહી પાણીથી ભરી (એટલું જ ખાઈ) એક ભાગ વાયુના ચલન માટે ખાલી રાખવો.

યોગશાસ્ત્રમાં કહ્યું છે કે જે 'થોડું' ખાય છે તે 'બહુ' ખાય છે; કેમકે થોડું અન્ન જલદીથી પચી જઈને શરીરને વધુ પોષણ આપે છે.








ટિકિટોના રદીકરણની નવી છાપો: (૧) આ અંકના પૃ. ૩૯૬ પર મથાળે પહેલી આપેલી સ્વીડનની નવી ટિકિટ બહાર પડી તે દિવસે રદ કરવા માટે યોજેલી ખાસ છાપ. તેમાં ડાબે પડખે અમેરિકાનો આદિવાસી તથા જમણે પડખે સ્વીડિશ વસાહતી (પાવડા સાથે) બતાવ્યા છે. (૨) એ જ પાના પરની છેલ્લી છ (ઝેકોસ્લોવાકિયાની) ટિકિટો રદ કરવા યોજાએલી ખાસ છાપ. (૩) સ્વીડિશ ઈજનેર ક્રિસ્ટોફર પોલહેમના સ્મરણમાં બહાર પડેલી નવી ટિકિટને રદ કરવા કાઢેલી ખાસ છાપ.



કલાકણિકા: ૧૭મી સદીનો ઈરાનનો કસબીબુટ્ટા ભરેલો આ ડગલો ભરચક નથી, પણ માત્ર આગલા જ ભાગને બુટ્ટાથી શણગારવાની એક નવી છટાનો નમૂનો પૂરો પાડે છે.





કાગળકટાઈના ત્રણ નમૂના. ૧-૨ કાગળને બેવડો વાળીને કાપીને કમળવેલી આકૃતિ; ૩-ચોવડો વાળીને કરેલી આકૃતિ. (સ્કૂલમાં મૅગેઝીનમાં શ્રી શાંતિલાલ દેસાઈની કૃતિઓ)

# નવાં પુસ્તકો

**સરસ્વતીચંદ્ર :** વસ્તુસંકલનાના બીજા બધા તાણાવાણા, આડકથાઓ કે તત્ત્વચર્ચાઓ વગેરે કાઢી દઈ માત્ર મૂળ કથાનો જ સળંગ વાર્તા રૂપ સંક્ષેપ-કરનાર: ઉપેન્દ્ર છગનલાલ પંડ્યા, ૩-૦-૦; **રંગદા:** ચુનિલાલ મડિયાનાં એકાંકી નાટકોનો સંગ્રહ ૩-૧૨-૦ બંનેના પ્રકાશક: એન. એમ. ત્રિપાઠી લિ. મુંબાઇ-૨. **પંડિતજી, પિતાનો વારસો, ઉદ્ધાર, દત્તા, રમા-મહેશ :** શરદ્‌બાબુની મૂળ બંગાળી નવલકથાઓ પરથી રમણલાલ સોનીએ મૂળનો રસ જાળવીને કરેલી સંક્ષિપ્ત કથાઓ—પ્રકાશક: વોરા ઍન્ડ કંપની લિ. મુંબાઇ-૨ **ભારત ઇતિહાસદર્શન:** પુસ્તક ૧-૨ અનુક્રમે પાંચમા ને છઠ્ઠા ધોરણ માટે લખાએલો ભારતનો સચિત્ર કુમારભોગ્ય રસમય ઇતિહાસ-લેખક: ઝીણાભાઇ દેસાઇ 'સ્નેહરશ્મિ; કિંમત અનુક્રમે ૧-૬-૦ તથા ૧-૧૨-૦ **કમળકુમાર:** સ્વ. સૌ. સુમતિ રચિત એક સામાજિક વાર્તા—૦-૧૨-૦; **શ્રી શુકદેવજીનો સંક્ષિપ્ત જીવનવૃત્તાંત**-સંપાદક: વામન પ્રા. પટેલ; ૦-૪-૦; **જડભરતનો** બોધપ્રદ જીવનવૃત્તાંત લેખક વામન પ્રા. પટેલ..૦-૩-૦; **આકાશના તારા અને વસંત-આગમન :** શ્રેયસ્ પ્રકાશનનાં બે નવાં બાલભોગ્ય સચિત્ર પુસ્તકો-લેખક: છોટુભાઈ ના. ભટ્ટ. કિંમત અનુક્રમે ૦-૬-૦ અને ૦-૪-૦ : આ બધાંના પ્રકાશક: સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ; **પ્રેમાવતાર ઇશુનું** જ્ઞાનદાયક જીવનચરિત્ર-લેખક: દેસાઈભાઇ પટેલ, ૧-૮-૦; સ્વ. કવિ કાન્ત કૃત બે નાટકો: **રોમન સામ્રાજ્ય. ગુરુ ગોવિંદસિંહ**-સંપાદક : મુનિકુમાર ભટ્ટ, ૨-૮-૦, બંનેના પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; મહાકવિ પ્રેમાનંદ કૃત **નળાખ્યાનનું** પ્રમાણભૂત સંપાદન-કરનાર: મગનભાઇ પ્રભુદાસ દેસાઇ, પ્રકાશક: ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ-૯, ૩-૦-૦; **માનવ જીવનમાં વિજ્ઞાન :** રોજિંદા જીવનમાં સીધી કે આડકતરી રીતે ભાગ ભજવતા વિજ્ઞાન પર 'કુમાર'માં પ્રકટ થઈ ચૂકેલી ડૉ. નરસિંહ મૂ. શાહની વિજ્ઞાનવિષયક ઉપયોગી લેખમાળા ગ્રંથાકારે. પ્રકાશક: બાલગોવિંદ કુબેરદાસની કંપની અમદાવાદ. ૩-૦-૦; **જનતા જાગે છે તથા સ્વપ્નદ્રષ્ટા ને બીજાં નાટકો :** લેખક-પ્રકાશક જશવંત ઠાકર, ૩૬, સ્વસ્તિક સોસાયટી, અમદાવાદ-૯. કિંમત અનુક્રમે ૧-૪-૦ અને ૨-૮-૦.

# કુમાર

સંસ્થાપક - રવિશંકર રાવળ

ડિસેમ્બર ૩૩૬ ઈ. ૧૯૫૨



રાધાનાં રિસામણાં · શ્રીમતી રમા મુખરજી

તંત્રી · બચુભાઈ રાવત

## નવાં પુસ્તકો

**સરસ્વતીચંદ્ર** : વસ્તુસંકલનાના બીજા બધા તાણાવાણા, આડકથાઓ કે તત્ત્વચર્ચાઓ વગેરે છોડી દઈ માત્ર મૂળ કથાનો જ સળંગ વાર્તા રૂપ સંક્ષેપ–કરનાર: ઉપેન્દ્ર છગનલાલ પંડ્યા, ૩–૦–૦; **રંગદા**: ચુનિલાલ મડિયાનાં એકાંકી નાટકોનો સંગ્રહ ૩– ૧૨-૦ બંનેના પ્રકાશક: એન. એમ. ત્રિપાઠી લિ. મુંબાઈ-૨. **પંડિતજી, પિતાનો વારસો, ઉદ્ધાર, દત્તા, રમા-મહેશ** : શરદ્‌બાબુની મૂળ બંગાળી નવલકથાઓ પરથી રમણલાલ સોનીએ મૂળનો રસ જાળવીને કરેલી સંક્ષિપ્ત કથાઓ–પ્રકાશક : વોરા ઍન્ડ કંપની લિ. મુંબાઈ-૨ **ભારત ઇતિહાસદર્શન**: પુસ્તક ૧–૨ અનુક્રમે પાંચમા ને છઠ્ઠા ધોરણ માટે લખાએલો ભારતનો સચિત્ર કુમારભોગ્ય રસમય ઇતિહાસ–લેખક: જીણુભાઈ દેસાઈ 'સ્નેહરશ્મિ'; કિંમત અનુક્રમે ૧–૬–૦ તથા ૧-૧૨ ૦ **કમળકુમાર** : સ્વ સૌ. સુમતિ રચિત એક સામાજિક વાર્તા–૦–૧૨–૦; **શ્રી શુકદેવજીનો સંક્ષિપ્ત જીવનવૃત્તાંત**–સંપાદક: વામન પ્રા. પટેલ; ૦–૪–૦; **જડભરતનો બોધપ્રદ જીવનવૃત્તાંત** લેખક-વામન પ્રા. પટેલ. ૦–૩–૦; **આકાશના તારા અને વસંત-આગમન** : ગ્રંથસ્થ પ્રકાશનના બે નવા બાલભોગ્ય સચિત્ર પુસ્તકો–લેખક: સોટુભાઈ મો. ભટ્ટ. કિંમત અનુક્રમે ૦–૬–૦ અને ૦–૪–૦ : આ બધાંના પ્રકાશક : સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ; **પ્રેમાવતાર ઇશુનું** જ્ઞાનદાયક જીવનચરિત્ર-લેખક: દેસાઈભાઈ પટેલ, ૧–૮–૦; સ્વ. કવિ કાન્ત કૃત **બે નાટકો: રોમન સામ્રાજ્ય. ગુરુ ગોવિંદસિંહ**–સંપાદક : મુનિકુમાર ભટ્ટ, ૨–૮–૦, બંનેના પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; મહાકવિ પ્રેમાનંદ કૃત **નળાખ્યાનનું પ્રમાણભૂત સંપાદન**-કરનાર: મગનભાઈ પ્રભુદાસ દેસાઈ, પ્રકાશક : ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ-૯, ૩–૦–૦; **માનવ જીવનમાં વિજ્ઞાન** : રોજિંદા જીવનમાં સીધી કે આડકતરી રીતે ભાગ ભજવતા વિજ્ઞાન પર 'કુમાર'માં પ્રકટ થઈ ચૂકેલી ડૉ. નરસિંહ મૂ. શાહની વિજ્ઞાનવિષયક ઉપયોગી લેખમાળા ગ્રંથાકારે. પ્રકાશક : બાલગોવિંદ કુબેરદાસની કંપની અમદાવાદ. ૩–૦–૦; **જનતા જાગે છે તથા સ્વપ્નદષ્ટા ને બીજાં નાટકો** : લેખક-પ્રકાશક જશવંત ઠાકર. ૩૯, સ્વસ્તિક સોસાઈટી, અમદાવાદ-૯. કિંમત અનુક્રમે ૧–૪–૦ અને ૨-૮-૦.






કોઇ આકસ્મિક કારણે અંક મોડો ન થયો હોય તો 'કુમાર' દર માસની ૧૫મી તારીખે બહાર પડે છે; એટલે તે અરસામાં અંક ન મળે તો તરત તેની ફરિયાદ કરવી. અકસ્માતે ગુમ થએલા અંકોની ફરિયાદોને, અમારી પાસે નકલો હોય છે ત્યાં સુધી તો પહોંચી વળવાનો અમે પ્રયત્ન કરીએ છીએ, પરંતુ એવા ગુમ થએલા કોઈપણ અંકો ભરપાઇ કરી આપવાનું કશું બંધન અમારે માથે રહેતું નથી

કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી, મુદ્રક અને પ્રકાશક. બચુભાઈ પોપટભાઈ રાવત
મુદ્રણ-પ્રકાશનસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪ રાયપુર, અમદાવાદ
વાર્ષિક લવાજમ રૂ. ૯; પરદેશમાં રૂ ૧૧ અથવા શિ૦ ૧૭; છૂટક નકલ: બાર આના




Boys' Own Paper નામના ઇંગ્લંડના સામયિકના દાક્તરી સલાહકાર ડૉ. ક્રિસ્ટોફર વૂડાર્ડે એના વાચકો માટે વિવિધ મર્દાની રમતો તથા હરીફાઈઓની તાલીમ દરમ્યાન શરીરને તૈયાર ને સ્ફૂર્તિમાન રાખવા માટે થોડી રોજિંદી કસરતો સૂચવી છે, તે સામાન્ય રોજિંદા આરોગ્યને માટે પણ ઉપયોગી જણાયાથી એ સામયિકના સૌજન્ય તથા આભાર સહ અહીં આપી છે. તેની વિગતે સૂચનાઓ આ અંકમાં પા. [illegible]

·પૃથ્વી·

વિલોકી કુરુવૃદ્ધ ભીષ્મ, ગુરુ દ્રોણ, દુર્યોધન,
જયદ્રથ, વિકર્ણ, કર્ણ, સમુપસ્થિત ક્ષેત્રમાં;
સુણી સમરભેરી શંખ પખવાજ શીંગીતણા
મહા અચલ સિંહનાદ કુરુવીરના ગાજતા:
અઘોરરવ પાઞ્ચજન્ય તવ દિવ્ય ફૂંક્યો તમે,
દળ્યાં તુમુલ ઘોષથી હૃદય ધાર્તરાષ્ટ્રો તણાં.
અને વિરલ પૂર તત્ક્ષણ જ સાહસોત્સાહનું
યુયુત્સુ બલવંત પાંડવકુલે વહ્યું વેગીલું.

અસંગ, અનમે, અકાલ હું ય કર્મક્ષેત્રે ગુરો!
નિરંતર ઊભી રહું અફર સ્થૈર્ય ધૈર્યે મથી,
(ન રે, મધુર વેણુગાનતણી મૂર્છના યાચતો)
વીંધી યુગતણી કંઈ વનકતાર ને આવતા
પ્રચણ્ડ નવ પૃથ્વી ઘુંબજ ગજાવતા, પ્રેરતા
અદમ્ય બલ, નવ્ય આશ, નવ પ્રાણ, એ ઘોષની
હું સૂક્ષ્મ હૃષીકેશ, એક લહરી જ યાચી રહ્યો.

**મધુકર રાંદેરિયા**

## પછી મળીશ

·શિખરિણી·

તને ચાહું છું, ને ચહીશ સખી, શ્વાસાંત લગીયે.
પરંતુ છે મારી તુજસમ ઘણી યે પ્રિયતમા.
બધીને હું ચાહું, નવ કહી રહું એકતરફી,
તને ચાહું એવી રિત ચાહી રહું હું સકલને.

તને તો લાધી છે મિલનપળ મારી સહુ ઘણી,
પરંતુ જો પેલી ગુજ પ્રિયતમા કૈં સમયથી
નિહાળે છે મારો પથ, નવ નસીબે હજી લગી
પળો લાધી એને મુજ-સહ સખી, સંવનનની.

હજારો હૈયાંમાં મુજ સ્મૃતિ ભરી છે, પલપલે
થતી લાગે એને દુઃખદ ભમણા આગમનની;
તને ચાહું છું હું, પણ ચાહું છું એને ય પ્રિય, હે!
તને ત્યાગું એના પીડિત ઉરનું સાંત્વન થવા.

બધા દંપો, 'હશે યુગયુગથી રાહે નયનને
બિછાવી ઊભે છે પલપલ પિયુ આગમનને.
મળી આવું એને પછી મળીશ તુંને ય હવિતે!

**હરીન્દ્ર દવે**

સામ્રાજ્ઞી છું હૃદયરાજ્યની માહરા હું,
દાસી થવા પણ પ્રિયે! તવ કેમ ચાહું?

**ગીતા કાપડિયા**

ડિસેમ્બર · ૧૯૫૧



## સંમિલન

·અનુષ્ટુપ·

નાનકા માહરા ગેહે નાનકા ગોખડે પડ્યાં
અરીસો, દાંતિયો, શીશો તેલનો કૈંક વર્ષથી.
ઓચિંતાં એકદી આવ્યાં કાંસકી, કંકુની શીશી,
વાટકી તેલની નાની, બેસી તે ગોખલે ગયાં!
અને તે બિસ્તરોમાં ઓતપ્રોત થઈ ગયાં,
નાનકા ગોખને જાણે પૂરેપૂરી નિવસ્યાં હતાં!

**'સરોદ'**

જીવનના અદ્વૈતને સૂચવવા માટે કેવું અભિનવ મધુર રૂપક; અને કેવું કવિત!

## સૂર બિહાગ

પંછી, બાજે સૂર બિહાગ,
રાગ અનોખો અનુરાગ: પંછી૦

દશ દશ અંગુલિ પરમ રહી હા, દશ દશ વીણા તાર,
શત શત ગુંજી સૂર ઊઠે, શતશત અંતરઝબકાર: પંછી૦

ઘન બાદલ મેં ચમકે બિજલી, દિશા દિશા પલકાર,
સાગરની પ્રતિ લહરે લહરે, નૂતન કો ઠમકાર: પંછી૦

વન વન કુંજે કુંજે કુસુમો, ભ્રમર ભ્રમર ગુંજાર,
નયન નયનની પાંપણ પ્રગટ્યો નવલ વસંત બહાર: પંછી૦

મનમંદિરને ઉંબર ઉંબર દીપકતણી કતાર,
પલ પલ પ્રગટે પરમ પ્રીતનો અણબંધ્યો ઉદ્ગાર: પંછી૦

ગૂંથ્યા કેશ, નયનને આંજ્યાં, સોળ સજ્યા શણગાર,
રટત રટત રસના પથ લેતી પાર તણી યે પાર: પંછી૦

**સુન્દરમ્**

છે સ્નેહ એવી બસ એક આગ
જેનો ઉતારે નવ કોઈ વીમો!

**પ્રબોધ જોશી**

કવિતા(અનિયતકાલિક)ની કિંમત પરત્વે એક ગેરસમજૂત થતી લાગે છે: પોસ્ટેજ માફ છે તે એક જ અંકની ચાર નકલો મંગાવનાર માટે; ચાર જુદાજુદા અંક માટે નહિ. તેમ હોય તો તેઓ રૂ. ૩-૦ મોકલવા જોઈએ; કેમકે એમાં દરેક અંકે જુદુંજુદું પોસ્ટેજ આગળે ખર્ચવું પડશે.

સંસ્થા હતી. છતાં એટલું કહેવું જોઈએ કે ઘાટ અને આકૃતિની વિવિધ લીલામયી સૃષ્ટિનો ઠઠારો હૃદયમાં ભરીને આવેલા આ કિશોરના હાથને આલેખનની જરૂરી તાલીમ તો ત્યાં મળી ગઈ. પછી તો એણે જોતજોતાંમાં લૉર્ડ લેઇટન, એડવર્ડ જે. પૉઇન્ટર અને આલ્મા ટૅડેમા જેવા પશ્ચિમી કલાસ્વામીઓની ઢબે હૂબહૂ મનોરમતા વાળાં ઑઇલ પેઇન્ટિંગ કરવાની પદ્ધતિ હાથ કરી લીધી; અને શાળાનો અભ્યાસ પૂરો થવા આવ્યો ત્યારે તો કલકત્તાના કલાજગતમાં નવોદિત કલાકાર તરીકે તેણે પોતાની પ્રતિષ્ઠા જમાવી દીધી હતી.

પણ એમની એ કારકિર્દીના પ્રારંભકાળની કૃતિઓમાં માત્ર યુરોપી પદ્ધતિનો ચીલો જ નથી. વિષયનિદર્શન અને શૈલી રુચિસુરેખતા છતાં એકવીસ વર્ષની વયે કરેલા એમના એ ચિત્રોમાં એમના બધા સમકાલીનો કરતાં શાસ્ત્રશુદ્ધ ચોકસાઈ અને પીંછીનું પ્રભુત્વ એમનું ઘણું ઊંચું હતું. આ કાળે કરેલાં એમનાં તસ્વીર-ચિત્રો (પોર્ટ્રેટ્સ)માં, અમેરિકન તસ્વીર-કલાનવેશ વ્હિસ્લરની અભિનવતા જેવો ચમત્કાર હતો. જોકે એમને તો એના અનુસરણનો ખ્યાલ પણ ન હતો. એમનું મન તો પોતાના અંતરની અભિવ્યક્તિ શોધવા મથતું હતું. પોતાના અંતરમાં રહેલો ઠઠારો, પોતાને લાધતું દર્શન, કેમ [illegible] રૂપ પામે, કઈ નવી [illegible]તિ કે રૂપપ્રણાલીદ્વારા એને [illegible]ભરરીતે વ્યક્ત કરી શકાય [illegible] અખતરાઓનો તરવરાટ [illegible]મનામાં ભર્યો પડ્યો હતો. [illegible] જ ધૂનમાં એ મસ્ત રહેતા.

આ સિવાય એમને કોઈ શોખ ન હતો. પ્રવાસ પણ એમણે ક્યાંય કર્યો નથી,—બલ્કે કલકત્તા પણ ભાગ્યે જ છોડ્યું છે. બહુ વાંચ્યુંલખ્યું પણ એમણે નથી. લગની એકમાત્ર હતી ચિત્રકળાની—એ દ્વારા પોતાના ઉરભાવ વ્યક્ત કરવાની. એ જ કાળમાં બંગાળમાં શ્રી અવનીન્દ્રનાથ ટાગોરના નેતૃત્વ નીચે ભારતીય કલાપ્રાણની જાગૃતિની ચેતના ઝણઝણતી હતી. તેના રંગે પણ એ રંગાયા અને એ શૈલી દ્વારા પણ એમણે પોતાની અભિવ્યક્તિ અજમાવી જોઈ. પણ એ અખતરા પૂરતી. તેની છાયામાં તણાઈને ચીલાચાલુ એ કદી થયા નહિ. પશ્ચિમી આબેહૂબ આલેખનો કરવાની શૈલી એમને જડ લાગતી હતી અને નવી 'બંગાળી' શૈલીની ધરેડનાં આલેખનો ફિક્કાં ને રોમૅન્ટિક જેવાં થતાં જતાં હતાં. આમ, કશાથી એમને સંતોષ થતો ન હતો. એટલે એ એ નવી શૈલીનો આદર્શવાદ ને પશ્ચિમી શૈલીનો વાસ્તવવાદ, બંને સંમિલિત કરીને પોતાના મંથનને માર્ગ આપવાનો પ્રયત્ન એ કરતા રહ્યા.

એવામાં એમના પિતાનું અવસાન થયું અને એમની મિલકત ત્રણ પુત્રોમાં વહેંચાઈ ગઈ. એમાં પોતાને ભાગે જે કાંઈ આવ્યું એ યામિની રાયના બહોળા કુટુંબનું પોષણ થઈ શકે તેમ ન હતું. જમીનદારીની જંજાળ ને જવાબદારીઓ સંભાળતા એટલાં એમનાં વૃત્તિ વલણ પણ ન હતાં. એટલે એમણે તો પોતાનો ચિત્રકારનો પેશો જ ચાલુ રાખવાનો નિરધાર કર્યો. પણ એ માર્ગ ઘણો કપરો એમને એનું ભાન પણ હતું. તસ્વીરાલેખન તથા બીજી કલાકૃતિઓ ખરીદનારો વર્ગ કલકત્તામાં ધીમેધીમે ઘસાતો જતો હતો, અને વેપારધંધાથી આડી રાતમાં નવા ઊભા થતા પૈસાદાર વર્ગને આ કળા કૃતિની કાંઈ પડી ન હતી છતાં યામિની રાય એ રસ્તેથીને માર્ગે વિચલિત રહ્યા. એમાં એમનાં પત્ની ને પુત્રોએ ભક્તિપૂર્વકનો અને મનભર સાથ દીધો.

એમનાં બાળકોનો ઉલ્લેખ અહીં ઇરાદાપૂર્વક કર્યો છે, કેમકે એ બાળકો અને એમના ચિત્રોમાંથી જ એમને પોતાના આ પ્રયોગો કરવાની પ્રેરણા, પ્રોત્સાહ ને હિંમત મળ્યાં. એમનો મોટો છોકરો જે એક જંગલમાં કરુણ અકસ્માતમાં માર્યો ગયો, તે એક આશાસ્પદ ચિત્રકાર હતો અને એમનો ચોથો પુત્ર પટલ તો આજે પણ એમની સાથે જ કામ કરે છે.

આખરે ૧૯૨૧માં, એ. ત્રીસ વર્ષની સ્થિર વયે એમને પ્રતીતિ થઈ ગઈ કે આ યુરોપી કેવારતદર્શી કોઈ કળાથી પોતે જે અભિવ્યક્તિને માટે મથી રહ્યા છે તે સાધ્ય થઈ શકવાની નથી અને કોઈ નવો જ નિજમાર્ગ શોધવો પડશે. જે આંતરમનનો અભ્યાસી છે તેને એવો માર્ગ મળી જ રહે છે. યામિની રાયને પોતાનાં બાળકોની કૃતિઓ અને પોતાનાં બાળપણનાં સ્મરણોમાં એ માર્ગ મળી ગયો.

પોતાની જન્મભોમના ગામડા ગામમાં જે કુંભાર, સુતાર, વણકર ને પટવાની સાદી સરળ રેખાવટ અને રંગાવટ એમણે રસ અને કુતૂહલથી માણી હતી એનો અંતરપ્રવાહ આ બધાં વર્ષ દરમ્યાન એમનામાં અણદીઠ વહ્યા કરતો હતો. પોતાની ખોજનો દોર એમને એ લોકકલામાં લાધી ગયો.

સપાટ ચમકભર્યા રંગો અને જાડી જોરદાર રેખાઓથી આલેખાતાં રમકડાં, પટ, ભીંતચિત્રો વાસણો ને વસ્ત્રભાતોની એ તળપદી લોકશૈલી સમસ્ત ભારતમાં એકસરખી છે. મંદિરની ભીંતોથી માંડી આંગણાની રંગોળી ને માટીનાં રમકડાં સુધી, એ લોકપીઢી નિશ્ચિત પરંપરાની લઢણથી આજ અનંતકાળથી રમતી આવી છે. બંગાળમાં પ્રચલિત એ લોકશૈલીની વિશિષ્ટ લઢણને માધ્યમ બનાવીને એમણે

# સુભાષિત

• ઉપજાતિ •

पुराणमित्येव न साधु सर्वं
न चाऽपि काव्यं नवमित्यवद्यम्।
संतः परीक्ष्यान्यतरद्भजन्ते
मूढः परप्रत्ययनेय बुद्धिः॥

જૂનું જ માટે નથી સર્વ સારું,
ન કાવ્ય છે નિંદ્ય નવીન માટે;
સંતો પરીક્ષા કરી એક સેવે,
દોરાય મૂઢો પરબુદ્ધિથી જે.

[વિવરણ: માનવસ્વભાવનો ઊંડો અનુભવ ધરાવતા, દુનિયાના સર્વશ્રેષ્ઠ મહાકવિઓમાં આપણા કવિકુલગુરુ કાલિદાસનું સ્થાન મોખરે છે. એમનો આ શ્લોક ખૂબ જાણીતો છે. શ્લોક છે તો કાવ્યને વિષે, પરંતુ લોકવ્યવહારના દરેક ક્ષેત્રને એ સ્પર્શે છે. કોઈ પણ પ્રશ્ન માટે લોકો એકમત હોતા નથી. એકથી વધારે પક્ષોની ખેંચતાણ હમેશાં ચાલુ હોય છે. પોતાની બુદ્ધિ ન વાપરીને દરેકના કહેવા પ્રમાણે કરનાર 'બાપ દીકરો ને ટટ્ટુ'ની વાત આપણામાં જાણીતી છે, જેમાં છેવટે એ લોકોએ ટટ્ટુ ગુમાવ્યું. જગતમાં દરેક ક્ષેત્રમાં આવું બને છે. આનો અર્થ એમ નથી કે કોઈની સલાહ ન લેવી. આપણા કરતાં વધુ અનુભવી સત્પુરુષની સલાહ તો જરૂર લેવી; પરંતુ આપણી પોતાની બુદ્ધિથી પ્રશ્નનો વિવેકપુરઃસર વિચાર કરી, સલાહની તુલના કરી કાર્ય કરવું. કેવળ એકલી પરબુદ્ધિથી જ દોરાનારને કવિ 'મૂઢ' કહે છે.

આ સૂત્ર લોકશાહીમાં ખૂબ જ મહત્ત્વનું છે. લોકશાહીમાં વ્યક્તિનો મત એ જ એની સત્તા છે, અને એ ખૂબ પવિત્ર છે. એમાં મહાકવિ કાલિદાસના આ અનુભવવાક્યનો ઉપયોગ થાય તો જ શુદ્ધ લોકશાહીની સ્થાપના થઈ શકે.—ર. ભી.]





મથાળે: વૈષ્ણવ ભજનિકોમાં કોઇ વ્યક્તિવિશેષની તસ્વીર કરતાં એક આખા સમાજની લાક્ષણિક મુદ્રા તરીકે લાગે; નીચે: માનવજાત માટેના પ્રેમ અને વેદનાથી નીતરતો ઈશુ ખ્રિસ્તનો ચહેરો. જમણી તરફ: માતા ને બાળ: સર્વ સ્થળ-કાળનાં લોકહૃદયને સ્પર્શતો વિષય: લોકોની જ ચિત્રભાષાની સાદી રેખાઓમાં નારીત્વની લય અને માતૃત્વનું માધુર્ય રેલાવતું ચિત્ર.

પોતાના રૂઆબ વહેવડાવવા માંડયા. સાધનની સહાય પણ એમણે એ જ અપનાવી. વિન્સર-ન્યૂટનની ગમે તેટલી કિંમતી તૈલરંગોની સૃષ્ટિનો સ્વાદ ચાખનારે પોતે કાઢેલ હાથઓરસા જ સાધનથી ઘેર ઘૂંટેલા હવે માત્ર સાત સાદા રંગોથી પોતાની ભાવનાસૃષ્ટિને ધરતીની ભાષામાં લોકો આગળ રજૂ કરવા લાગ્યા: લાલ, પીળો, લીલો, આસમાની, સિંદુરિયો, રાખોડી ને સફેદ. એમાંના પહેલા ચાર, દેશની રંગીન માટી ને રંગીન પથ્થરોને આંબલીના ચૂર્ણની લાહીમાં ઘૂંટીને બનાવાતા. સિંદુરિયો સિંદુરમાંથી, ભૂખરો નદીના કાંપમાંથી ને સફેદ ખડીને ઘૂંટીને બનાવી લેવાતો. કાળો રંગ તો દીવાની મેશ જોઇએ તેટલો આપી રહે. ચિકાશની જરૂર પડે ત્યારે અંદર ઇંડાંની સફેદી (અનુસંધાન પૃ. ૪૩૨મે)

# જીવો અને શિવો

શ્રી રણજિત દેસાઈની વાર્તા ઉપરથી

અનુવાદક
**સુમતિ ર. દલાલ**



C. Studio Ltd.

મુંબાઈની ધાંધલ થોડાક કલાક માટે અંધકારને ખોળે લપાઈ ગઈ હતી. બધે શાંતિ પ્રસરી ગઈ હતી. રાણીબાગમાં પણ તદ્દન શાંતિ હતી. દિવસભર ઘોંઘાટ મચાવી મૂકતાં, અને રાતે પણ સહેજ સંચાર થતાંમાં ચિચિયારીઓથી આખું વાતાવરણ ખળભળાવી મૂકતાં માકડાં પણ શાંત હતાં. માત્ર એક ચિત્તાના પાંજરા પાસે એક માણસ બેઠો હતો. એ પેલા ચિત્તા સાથે સાવ ધીરા અવાજે કશુંક બોલતો હતો. એનાં કપડાં મેલાં હતાં. એના બોલવાના અવાજ ઉપરથી એ રડતો હોય એમ લાગતું હતું. પિંજરની જાળીમાંથી એણે પોતાનો હાથ અંદર નાખ્યો હતો અને ચિત્તો એના હાથ સાથે પોતાનું શરીર ઘસતો હતો. કેટલો વખત પસાર થયો એનું બેમાંથી એકેને ભાન હોય એમ જણાતું નહોતું. પ્રાતઃકાળ થવા આવતાં સૌથી પહેલી સિંહે ગર્જના કરવી શરૂ કરી. અને એ અવાજ સાથે પેલો ભાનમાં આવ્યો. જલદી જલદી એણે પોતાના ખિસ્સામાંથી એક પડીકું કાઢ્યું. અને તે ઉઘાડીને એ ચિત્તાની સામે ધરીને કહ્યું, 'લે, આ ખા.' ચિત્તાએ તરત જ એ વસ્તુ ખાઈ લીધી. એ માણસના મોમાંથી એક અસ્પષ્ટ ડૂસકું સંભળાયું. અને પછી ઝટપટ પોતાના ખમીસની બાંય મોમાં દાબતો એ ત્યાંથી નાસી છૂટ્યો. દરવાજે રહેલા સિપાઈએ જોયું તો એ ઘેરા અંધકારમાં કોઈક માણસ ઉતાવળો ઉતાવળો અદૃશ્ય થતો હતો. એ સીટી વગાડવાનો વિચાર કરતો હતો. પણ એને થયું કે કોઈ પૂછશે કે એ માણસ અંદર શી રીતે પેઠો, તો શો જવાબ દેવો? અને એણે સીટી પાછી મૂકી દીધી.

એ નાસી છૂટેલા માણસનું નામ હતું શિવો.

મૂળ એ મુંબાઈનો નહિ, પણ શિકારપુર સ્ટેટનો વતની. એનો જન્મ એ સ્ટેટના રાયબાગ ગામમાં થયો હતો. સ્ટેટના બાપુ શિકારના ખૂબ શોખીન હતા. તેમાં પણ હિંદમાં પ્રાચીન કાળથી ચાલી આવતી 'ચિત્તા શિકાર'ની પ્રથા હાલ ત્યાં જ વધારે પ્રમાણમાં ચાલતી. ના ના કહેતાં યે રાજ્યના ચિત્તાઘરમાં ૨૦-૨૫ ચિત્તા તો હમેશ હોય જ. અને એના શિકારને માટે રાજ્યમાં મોટા મોટા 'હરણ-પાર્ક' બનાવવામાં આવ્યા હતા. એવો જ એક મોટો પાર્ક રાયબાગમાં હતો. એટલે ત્યાં ચિત્તા-શિકાર જોતાંજોતાં જ શિવો નાનેથી મોટો થયેલો. રાયબાગમાં મહારાજનો શિકાર-કૅમ્પ આવે ત્યારે શિવાને બીજું કાંઈ સૂઝે નહિ. ત્યાં રાયબાગના મુખીએ મહારાજની તહેનાત માટે નીમેલા છોકરાઓમાં શિવો જરા આગળ પડતો જણાતો. ચિત્તાની ગાડીઓ સાથે પાર્કના પાર્ક ખૂંદવામાં શિવાને બહુ મજા પડતી. અને એ જ રીતે પછીથી મુખીની ખાસ ભલામણથી શિવો શિકારપુરના ચિત્તા-ઘર સુધી પહોંચ્યો. એ પહેલાં તો ત્યાં ચિત્તાની ગાડીઓના બળદોના રખેવાળ તરીકે હતો, પણ એ કામમાં યે એને બહુ ધ્યાન પહોંચે. પોતાના બળદવાળી ગાડીનો ચિત્તો વધુ શિકાર કરે એ જોવામાં એનાં તનમન ગૂંથાએલાં રહે. એને ચિત્તા પર એટલો હેત કે જ્યારે પણ નવરાશનો વખત મળે કે એ કોઈ ને કોઈ ચિત્તા પાસે જઈ બેસે. ચિત્તાનો રખવાળ અને શિકારી ગપ્પાં મારતા હોય એ સાંભળવામાં શિવો ખાવુંપીવું સુદ્ધાં ભૂલી જાય!

એક વખત મહારાજા સાહેબ આફ્રિકાથી ખાસ મંગાવેલા બે ચિત્તા લઈને ચિત્તા-ઘરમાં આવ્યા. બધા ફેંટા સંભાળતા સામા ગયા. મુજરો વગેરે પતતાં જ મહારાજે બૂમ મારી, 'ઇસ્માઇલ—'

'જી!' કહી ઇસ્માઇલ આગળ આવ્યો.

'આ જો, બે ચિત્તા આણ્યા છે. એમને બરાબર તૈયાર કરો. ૬ માસ બાદ મોટા સાહેબ શિકાર જોવા આવનાર છે, એમને અચ્છો શિકાર આપવો જોઈશે. એમાંનો એક તારી પાસે રાખ અને બીજો—'

એ ઉમદા જાનવર જોવામાં મશગૂલ થઈ ગએલા શિવાને કાંઈ જ ભાન ના રહ્યું. એણે આગળ આવીને કોઈના લક્ષમાં કાંઈ આવે એ પહેલાં જ કહ્યું, 'મને આપો, જી.'

બધા ચકિત થઈ ગયા! ઇસ્માઇલે આંખો કાઢી. હવે શું થશે એ બીકથી શિવો પણ અર્ધો મરી ગયા જેવો થઈ ગયો! પણ મહારાજ ખુશીમાં હતા. એમણે પૂછ્યું, 'નામ શું 'લ્યા તારું?'

'જી, શિવો.' ઇસ્માઇલે જ જવાબ દીધો, 'આપણા રાયબાગના ભંગીનો દીકરો. બે વર્ષથી અહીં જ છે, બળદ ઉપર.'

'કેમ 'લ્યા શિવા! ધાર કે હું આને તને સોંપું. તો બનાવીશ કે શિકાર હવેની મોસમમાં?'

શિવાએ શરમાઈને મોં નીચું ઢાળ્યું. હવે મહારાજનો નિર્ણય શો આવે છે એ સાંભળવા એ ઉત્સુક હતો.

'વારુ, તો ઇસ્માઇલ! આને ચિત્તા ઉપર નીમો અને આ બીજો એને આપો. પણ તું એની ઉપર નજર રાખજે, હો.'

શિવો આગળ આવ્યો અને એણે મહારાજને પગે માથું મૂક્યું. સૌએ મુજરો કર્યો. મહારાજની ગાડી ગઈ. સૌ એ પાંજરા પાસે એકઠા થયા. શિવાએ પોતાના ચિત્તાનું નામ પાડ્યું 'જીવો'!

જીવો સાચે જ ખૂબ મોટું જાનવર હતું. એનું લાંબું ઊંચું શરીર, સોનેરી રંગમાં ઊપસી આવતાં કાળાં ભમ્મર ચાઠાં, ભેદરસાર આંખે નીકળીને છેક ગળા સુધી પહોંચતી કાળી લકીરો વગેરે એના મિજાજ ઓર ચહેરાને વધુ બિહામણો બનાવતાં. એ પાંજરા સાથે શરીર

માથે કાળું કપડું ઓઢાડીને એણે હાંક મારી—'ઈ...હ...હ...!' અને સાંકળ છોડતાં જ જીવો દોડ્યો. પણ થોડુંક અંતર એણે કાપ્યું ન કાપ્યું ત્યાં તો એ ખચકાયો અને એક પગ અધ્ધર કરીને એક જગ્યાએ ઊભો રહી ગયો. શિવાના મનમાં કેટલી યે શંકાઓ આવી ગઈ. તો યે એણે ફરી સાદ કર્યો. જીવો દોડ્યો તો ખરો, પણ લંગડાતો લંગડાતો! શિવાએ હાથનો વાંસ ફેંકી દીધો અને દોડતો એ જીવા પાસે ગયો. જીવાને પગે ઠેસ વાગી હતી ને નખ ભેખમાયો હતો. ડૉક્ટર આવ્યા અને એમણે પાટાપીંડી કર્યાં. શિવો ગભરાઈ ગયો. કોઈએ એને બીક પેસાડી કે નખરોગ (નખુરો) થાય તો ચિત્તો નકામો થઈ જાય છે! કદાચ સારો થાય તો યે પછી એનાથી બહુ દોડાતું નથી. શિવાના હોશકોશ ઊડી ગયા.

થોડા દિવસમાં તો શિકાર માટે મુકામ ઊપડવાનો હતો. શિવાએ ત્યારે જીવા માટે લીધેલી કાળજીનું વર્ણન કોઈ રીતે થઈ શકે એમ નથી. દિનરાત એને જીવો ને એનો પગ જ દેખાયા કરતો. ઘેર સ્ત્રીને દીકરો અવતર્યો હતો, પણ શિવાને ઘેર જઈને દીકરાનું મોં જોવાની યે ફુરસદ નહોતી! ડૉક્ટરના કહ્યા મુજબ પૂરેપૂરી બરદાસ્ત એ કરતો હતો. એના પગ ધોતા એ કળવળાટ કરે, ત્યા તો શિવાથી એનું દુઃખ જોયું ના જાય અને એની આંખોમાં પાણી આવી જાય. હળવેહળવે જીવાએ પગ ટેકવવા માંડ્યાં. એક દિવસ સવારે ઊઠીને શિવાએ જોયું તો જીવો ચાલતો હતો અને એનો પગ સંપૂર્ણપણે ટેકવેલો હતો. શિવો એને ભેટી જ પડ્યો. એ દિવસે આખા યે ચિત્તાખાનાને એણે ચા પાઈ. એ પછી પંદર દિવસમાં તો જીવો તદ્દન સારો થઈ ગયો. ઊંડી ઊતરી ગએલી શિવાની આંખોમાં પાછી તેજ દેખાવા લાગી. ઈસ્માઈલ ધીમેથી ટકોરો કરતો, 'સારો થવા છતાં એની દોડ પહેલાં કરતાં ઓછી થઈ ગઈ છે...' અને એ સાંભળીને શિવાના દિલમાં કાંઈકાંઈ થઈ જતું. એને બીકથી મનમાં એમ જ થવા લાગ્યું કે 'સીઝન ફરી ના વે તો સારું!' એને જીવાનો શિકાર નહોતો જોઈતો, જીવો જોઈતો'તો.

પણ સીઝન તો આવી જ. ગાડીઓ ચાલી. આ વખતે શિકાર બહુ મોટા પાયા પર મંડાયો હતો. ખુદ વાઇસરૉય મહારાજની સાથે હતા. શિકાર સરસ થાય એટલા માટે મહારાજે ખાસ ઇનામો જાહેર કર્યાં હતાં. ચિત્તા પણ ખુદ મહારાજ સાહેબે જાતે પસંદ કરવા માંડ્યા. શિવાને થતું હતું કે જીવાને પસંદ ના કરે તો સારું. પણ મહારાજે તાજા લોહીના ગણીને જીવા શિવાની પસંદગી કરી જ.

બીજે દિવસે સવારે એક મોટા ઘોડાની એક પર બંને ચિત્તાને ચડાવવામાં આવ્યા. જીવાને ચડાવતાં એ સહેજ લથડ્યો, ને એ જોઈ શિવાને સહેજ જુદા જ પ્રકારનો થડકારો થયો. ઇસ્માઇલ અને શિવો પોતાનાં માણસો સહિત ઉપર ચડ્યા. ગાડીની પાછળ જ મહારાજ ને વાઈસરૉયની એક્કા હતી. ઠીકઠીક વખત સુધી કાંઈ શિકાર હાથ ન ચડ્યો. શિવો શાંત થઈ ગયો હતો. એવામાં એકાએક કોચમૅને હરણ બતાવ્યું. શિવાની છાતી ધડકવા લાગી. ગાડી દાવ લેતી આડે રસ્તે ચાલવા લાગી. એક પર જમણી બાજુ ચક્રદેવ અને ડાબી બાજુ જીવો હતા. શિવાને થયું, હરણ જમણી બાજુ વળે તો સારું. ગાડી હરણને દાવમાં લેતી દોડ્યે જતી હતી. શિવો પસીનો લૂછ્યા કરતો હતો. જીવો શું કરશે એ બાબત એને શંકા-આશંકાઓ થયા કરતી હતી.

જીવો ભૂખ્યો હતો એને આનો અનુભવ પણ હતો, અને તેથી જ એ અધીરો બન્યો હતો. હરણાં ડાબી બાજુ આવ્યાં. શિવાએ ઈશ્વરનું નામ લઈને પટાની સાંકળ છોડી, અને જીવાની પીઠ પર થાપ મારીને એને માથેથી કપડું કાઢીને એને હરણ બતાવ્યાં. જીવો તરત જ કૂદકો મારીને એક હરણ પર નેમ લઈને તીરની જેમ છૂટ્યો. જોતજોતાંમાં તો એક હરણ અને એ બંને જમીનદોસ્ત થઈ ગયાં. શિવો ત્યાં દોડી ગયો. એણે થાબડી પંપાળીને એને ત્યાંથી ખસેડ્યો, ને મરેલા હરણમાંથી થોડોક ભાગ છૂટો પાડવા રોકાયો. એ જીવાને નિરાંતે ખાવા આપવાનો વિચાર કરે છે, ત્યાં જ ઈસ્માઇલ આવ્યો, ને એણે હરણિયું દૂર ખસેડી લીધું. શિવો એનાં મોં સામે જોતો રહી ગયો. ઈસ્માઇલે કહ્યું, 'શિવા, સરકારે કહ્યું છે કે એને હમણાં ભાગ ન દેશો. એની પાસે બીજો શિકાર કરાવવાનો છે.'

'પણ તારો ચક્રદેવ હજુ તાજો જ છે ને!'

'હા, પણ એ તારા જીવા જેટલો સારો ક્યાં છે? એને ખરાબ ટેવો છે ને?' ઈસ્માઈલ કતરાતો બોલ્યો. શિવાએ જીવાને અરધો ભૂખ્યો જ આઘો ખસેડ્યો. ફરી એને ગાડી પર ચડાવવામાં આવ્યો. જીવો ખૂબ થાકી ગયો હતો. એની હાંફ હજુ શમી નહોતી. ગાડીઓ ચાલવા માંડ્યાને માંડ પંદરવીસ મિનિટ નહોતી થઈ ત્યાં ફરી હરણનું ટોળું દેખાયું. ગાડી ફરી દાવ માંડતી ચાલવા લાગી. જીવો હજુ તો પરાણે સારો થયો હતો. એના પગ માટે શિવાને સતત ચિંતા રહેતી. શિવાએ તેથી ઈસ્માઇલને એના ચક્રદેવને છોડવા માટે કહ્યું. પણ એ તો ચૂપ જ રહ્યો. હરણ નજીક આવ્યાં. હજી તો જીવો હાંફતો હતો, ત્યાં તો ઈસ્માઇલે એની સાંકળ છોડીને માથેથી લૂગડું ખસેડીને હરણ તરફ આંગળી ચીંધીને એને છોડી મૂક્યો. શિવાના લક્ષમાં કાંઈ આવે એ પહેલાં જ જીવાએ કૂદકો માર્યો. એણે ભયને નિહાળીને ચાલ માંડી. પણ થોડોક આગળ વધ્યો ના વધ્યો ત્યાં તો એ વચ્ચે બેસી ગયો અને એણે આસ્તેથી 'ઑંક' કરીને અવાજ કર્યો. શિવાની આંખ સામે બ્રહ્માંડ ડોલવા લાગ્યું. મહારાજની તમા ન કરતાં એ દોડ્યો. જીવાએ એક પગ ઊંચો ધરી રાખ્યો હતો, અને હળવેહળવે જીભથી એને ચાટતો હતો. ઈસ્માઇલ ત્યાં આવ્યો અને એણે એ જોયું. પછી મહારાજને જઈને એણે કહ્યું કે ખાડામાં પડવાથી જીવાનો પગ મચકોડાયો છે. શિવાનું હૃદય પાણીપાણી થઈ ગયું. પાછળ આવતી બીજી એક ગાડીમાં જીવાને ચડાવી દેવામાં આવ્યો. જીવો શિવો ખિન્ન મને પાછા ફર્યા. સાંજે જીવાને ડૉક્ટરે તપાસ્યો ને એમણે પણ એ જ અભિપ્રાય આપ્યો. મહારાજને પણ એ સાંભળીને બહુ દુઃખ થયું. એમણે કારભારીને બોલાવીને જીવાને વેચી દેવાનું કહ્યું. શિવો મહારાજને પગે પડ્યો, પણ કાંઈ વળ્યું નહિ.

એક દિવસ ચિત્તાખાના પાસે એક મોટર આવીને ઊભી રહી. એમાંથી ઊતરેલા લોકોએ જીવાને જોયો. એમને એ પસંદ પડ્યો અને ખરીદી લીધાનું નક્કી થયું. શિવાએ સામે જઈને પગે પડીને એમને કહ્યું, 'માબાપ, આજ સુધી એને પેટના દીકરાની જેમ, જીવ સાથે ભેળવીને પાળ્યો છે. હવે એની ને મારી વચ્ચે જુદાઈ ન પાડશો. જ્યાં એને લઈ જાવ ત્યાં મને યે લઈ જાવ...' પણ જવાબ મળ્યો: 'અમારા સરકસમાં ચિત્તાની જરૂર છે; માણસોની નહિ!'

જીવાને બળજબરીથી પાંજરામાં પૂરીને રવાના કરવામાં આવ્યો. શિવાના કલ્પાંતનો કોઈ પાર ન હતો. કારભારીએ એને બીજો ચિત્તો સોંપ્યો. પણ શાથી તે કોણ જાણે, એ બીજા ચિત્તાની સામે જોવાની યે એને ઇચ્છા નહોતી થતી. એ ચિત્તા સામે જોતાં જ એને જીવો યાદ આવી જતો, અને એના શોકને કોઈ મર્યાદા ન રહેતી. રાત્રે એ પોતાના દીકરાને પાસે રાખીને સૂતો. રાત્રે અચાનક જાગી જતાં એનો હાથ જીવાને બદલે પોતાના દીકરા પર હોવાનું ધ્યાન આવે અને એનો જીવ વ્યાકુળ થઈ જાય. કલાકોના કલાકો સુધી એ જીવાની છબિ સામે જોતો બેસી રહેતો. જીવાના શિકારની યાદ કરતાં એના પ્રહરના પ્રહર વીતી જતા. સૌએ એને ગાંડો ગણી કાઢ્યો.

છેવટે એણે જીવાને ભૂલી જવાનું નક્કી કર્યું અને મુંબાઈની વાટ લીધી. ત્યાંની મિલના વાતાવરણમાં એ તદ્દન ખૂંપી ગયો. ક્યાં એ પ્રેમાળ જીવાની સોબત અને ક્યાં આ નિષ્પ્રાણ મીલનું જીવન! સૂતર પર એનો હાથ ફરે, ને જીવાની મખમલ જેવી ચામડી યાદ આવી જાય. ત્યાંની ચાલીની ગંદકી ને ગિરદીમાં એનું મન એબાકળું બની જાય. અને એણે એ પાળીઓ વારવા માંડી. કામના એ રગશિયામાં ક્યારે ઊંઘ આવી જતી એની યે એને ખબર ના પડતી.

આ તરફ જીવો સરકસમાં ગયો. ત્યાંના ધમાલિયા વાતાવરણમાં એનું માથું વધુ ને વધુ ભમતું ગયું જ્યાં રોજ શિવાનો પ્રેમાળ હાથ મુલાયમરીતે ફરતો હતો તે એની પીઠ ઉપર હવે ચાબુકના ચમકારા થવા લાગ્યા. એને એનો અર્થ કદી સમજાયો નહિ. એને માણસોની બીક લાગવા માંડી. ખાવુંપીવું અકારું થઇ પડ્યું. મોટામોટા ચીપિયાથી ઝાલીને એને પાંજરામાં પૂરવામાં આવતો. એવામાં એક દિવસ ચીપિયો છટક્યો અને એણે ખીજથી ચીપિયાવાળા માણસ ઉપર હુમલો કરી જેટલાં તોડાય તેટલાં બચકાં તોડી લીધાં. પુષ્કળ બૂમાબૂમ અને માર પછી એને ત્યાંથી છૂટો પાડવામાં આવ્યો.

હવે તો જીવો દિવસેદિવસે વધુ ને વધુ ચીડિયો બનતો ગયો અને એને ખેલ શીખવવા બાબતમાં સૌને અંતે નિરાશા સાંપડી. હારી થાકીને છેવટે સરકસના માલિકે એને રાણીબાગમાં સોંપી દીધો.

એક દિવસ શિવાનો એક મિત્ર એને પોતાને ઘેર લઇ ગયો. એ રાણીબાગ પાસે રહેતો હતો. ત્યાંથી પાછા વળતાં શિવો રાણીબાગમાં પેઠો. જાનવરોનાં પાંજરાં જોતાંજોતાં એક જગ્યાએ શિવાના પગ થંભીને થાંભલા જ બની ગયા! સામે સંપૂર્ણપણે જાળીમાં બંધ કરેલો એક ચિત્તો હતો. એક ખૂણે એ સ્વસ્થપણે પડ્યો હતો. અતિશય કૃશ બની ગયેલા ને મોં ઢાળીને પડેલા એ ચિત્તાને જોઈને શિવાને જીવો યાદ આવી ગયો. ન રહેવાતાં એણે 'જીવા!' કહીને જરા સાદ કર્યો. અને એ સાદ થતાં જ એ ચિત્તો ઊઠીને ઊભો થઇ ગયો અને પાંજરાના સળિયામાંથી મોં બહાર કાઢવાનો પ્રયત્ન કરવા લાગ્યો. શિવાને હવે સહેજે શંકા ના રહી. છતાં એને થયું કે આ તે સ્વપ્નું છે કે જાગૃતિ! પણ બીજો કશો યે વિચાર ન કરતાં એ પાંજરાની નજીક ગયો. એની આંખમાંથી આંસુની ધારા ચાલી. અંદર હાથ નાખીને એ જીવાને જરા પંપાળતો જતો હતો એની જ બાગના સિપાઇની એના પર નજર પડી. એણે એને બાવડેથી ઝાલીને બહાર ખેંચી કાઢ્યો. અને મૅનેજર પાસે ખડો કર્યો. એના ઉપર આત્મહત્યા કરવાનો પ્રયત્ન કરવાનો આરોપ મૂકવામાં આવ્યો!

એણે મૅનેજરને સમજાવવાનો ખૂબ પ્રયત્ન કર્યો. વળી પોતાને એ ચિત્તાના રખેવાળ તરીકે નીમવાની વિનંતિ પણ કરી. પણ મૅનેજરે એની વાતને હસી કાઢીને કહ્યું, 'તું કોઈ ગાંડો જ લાગે છે! એ ગાંડા ચિત્તાના રખેવાળ તરીકે રહીને તું શું કરવાનો? મરવાનો કે બીજું? આજ સુધીમાં એને માટે બહુ સાંભળ્યું છે મેં. એટલું હવે બસ છે!'

મૅનેજરની વાત ઉપરથી શિવાને માત્ર એટલું જ સમજાયું કે પોતાને ગાંડો ઠરાવવામાં આવ્યો હતો. એ સાંભળીને શિવાને બહુ જ ખરાબ લાગ્યું. એનો જીવ હવે તદ્દન ઊંચો થઈ ગયો.

જીવાને રોજ સવારે ચીપિયાથી પકડતા અને એને દવા ખવડાવતા. પહેલાંનો જીવો અને અત્યારનો જીવો, બે વચ્ચે આસમાન જમીનનું અંતર હતું. જીવાની પહેલાંની ભરાવદાર શરીરયષ્ટિ અત્યારે સાવ સોપાઈ ગઈ હતી. હવે એની જગ્યાએ માત્ર હાડકાંનો ભારો બાકી રહ્યો હતો. શિવાથી એના એ હાલ જોયા ના ગયા. એણે મનમાં કશોક નિશ્ચય કર્યો અને એક દિવસ સાંજે એ રાણીબાગ ગયો. બાગ બંધ થવાનો વખત થતાં એ એક ઝાડીમાં છુપાઈ ગયો. બધા લોકો બહાર નીકળી ગયા. નોકરોએ બાગમાં ફરીને કોઈ ન હોવાની ખાતરી કરી લીધી અને એ પણ ગયા. સારી જેવી રાત થતા સુધી શિવો છુપાએલો જ રહ્યો. છેવટે બધુ જપી જંપી જતાં એ જીવા પાસે ગયો. અને એણે ખિસ્સામાંથી એક પડીકું કાઢી...

મુંબાઈની ધાંધલ થોડા કલાકને માટે અંધકારને ખોળે લપાઈ હતી. બધે શાંતિ પ્રસરી ગઈ હતી. રાણીબાગમાં પણ તદ્દન શાંતિ હતી. દિવસભર ઘોંઘાટ મચાવી મૂકતાં, અને રાતે પણ સહેજ સંચાર થતાંમાં ચીચિયારીઓથી આખું વાતાવરણ ખળભળાવી મૂકતાં માકડાં પણ શાંત હતાં. માત્ર એક ચિત્તાના પાંજરા પાસે એક માણસ બેઠો હતો. એ પેલા ચિત્તા સાથે સાવ ધીરા અવાજે કશુંક બોલતો હતો. એના અવાજ પરથી એ રડતો હોય એમ લાગતુ હતુ જાળીમાં પાડેલા બાકામાંથી એણે પોતાનો હાથ અંદર નાખ્યો હતો, અને એના હાથ સાથે ચિત્તો પોતાનું શરીર ઘસતો હતો. કેટલો વખત વીત્યો એનું બેમાંથી એકેને ભાન હોય એમ જણાતુ નહોતુ. પ્રાતઃકાળ થવા આવતાં સૌ પહેલી સિંહે ગર્જના કરવી શરૂ કરી અને એ અવાજ સાથે પેલો માણસ ભાનમાં આવ્યો. જલ્દી જલ્દી એણે ખિસ્સામાંથી એક પડીકું કાઢ્યું, અને તે છોડીને એ ચિત્તા સામે ધરીને કહ્યું, 'લે, આ ખા!' ચિત્તાએ તરત જ એ વસ્તુ ખાઇ લીધી. એ માણસના મોંમાંથી એક અસ્પષ્ટ ડૂસકું સંભળાયું, અને પછી ઝટપટ પોતાના ખમીસની બાંય મોંમાં દાબતો એ ત્યાંથી નાસી છૂટ્યો......

સવારનાં કુમળાં સૂર્યકિરણો જ્યારે રાણીબાગમાં પ્રસર્યાં, ત્યારે ચિત્તાના પાંજરા પાસે ગરદી એકઠી થઈ હતી. એક ખૂણામાં ચિત્તો મરેલો પડ્યો હતો. કોઇએ એને ઝેર દીધું હતું.

એ દિવસે સાંજનાં છાપાંઓમાં કોઈક ખૂણે નીચે પ્રમાણે ખબર છપાયા હતા: "મિરમાગ નજીક વહેલી સવારે એક માણસ મિલિટરી ટ્રક નીચે આવી ગયો. જખમી થએલા એ માણસને તરત હૉસ્પિતાલ પહોંચાડવામાં આવ્યો, જ્યાં એ મરણ પામ્યો. એ માણસ કોણ હતો એ વિષે કશી બાતમી હજુ સુધી મળી નથી. પણ છેલ્લી ઘડી સુધી એ કોઈકને 'જીવા! જીવા!' કહીને બોલાવ્યા કરતો હતો!"

મેં અનેકના ઉપદેશ લીધા છે, અનેકની સલાહ સાંભળી છે: પણ મારા આ સફેદ વાળ જેટલો પ્રભાવશાળી ઉપદેશ મેં બીજા કોઇનો નથી સાંભળ્યો, કે નથી અંતરાત્માના અવાજ જેટલી અસરકારક કોઈની સલાહ સાંભળી.

મેં સરસમાં સરસ ભોજન લીધાં છે, ઉત્તમમાં ઉત્તમ મદ્ય પીધાં છે, શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સુંદરીઓનો પ્રેમ માણ્યો છે; પરંતુ તંદુરસ્તીના જેવો આનંદ મને કશામાં જણાયો નથી.

મેં કડવામાં કડવાં ખાનપાન કરેલાં છે, પરંતુ ગરીબી જેટલી કડવાશ કશામાં નથી જણાઇ.

મેં લોઢા સાથે કામ પાડ્યુ છે અને ભારે બોજા ઉઠાવ્યા છે; પણ કરજ જેટલો બોજ બીજા કશાનો મને નથી લાગ્યો.

સમૃદ્ધિના સઘળા પ્રકાર પાછળ હું ભમ્યો છું, પણ સંતોષ જેટલી મહાન સમૃદ્ધિ મને બીજી એકે નથી જણાઈ.

(સર્જન) 'અરેબિયન મિત્રરૂમ'

# કેરાકોટ

લેખક અને તસ્વીરકાર
રામસિંહજી રાઠોડ

## કચ્છના શૂરોદાત્ત અને લોકખ્યાત રાજવી લાખા ફુલાણીના સમયની સંસ્કારગાથા ગાતું નગર



કેરાના એક શીર્ણ શિલ્પનું કલ્પનાંકન (રામસિંહજી)

ભલે લોકો ન માને પણ ફુલાણી લાખાના સમય કરતાં તો કદાચ કેરા અત્યારે વધારે આબાદ હશે. દ્વીપ વિસ્તારના કઠોર અને કાળા પથ્થરો તથા ખારડિયાલોના ઘેરા વચ્ચેથી હસીહસીને કિલકિલાટ કરતી, સર્પની ચાલે સરી જતી સરિતા નાગમતીની બન્ને બાજુ કેરાની લીલી વાડીઓ વિસ્તરી પડી છે. વચ્ચે નદીને કાંઠે દ્વીપના ડુંગરોની ધાર ઉપર તંદુરસ્તી બક્ષનારી પચ્છીની સ્વચ્છ ને સૂકી હવા ખાતુ કેરા ગામ વસેલુ છે. પુરાણકાળમા અહીં કપિલ મુનિ રહેતા એટલે એ કપિલગ્રામ કહેવાતું. કેરાનું એ જૂનું નામ હતુ.

અને લાખા ફુલાણીના સમયમા પણ કેરાની જાહોજલાલીમા કાંઇ કમીના નહોતી તેની સાક્ષી પૂરતુ એ સમયના શિવમંદિરનું ખંડિયેર હજી ઊભું છે. તેને જોઈ ફુલાણીની જીવનફોરમ મનમાં તાજી બને છે.

પોતાના મોટાભાઇ ઉનડને મારી સિંધના નગર સમૈથી ઊતરેલા બે 'સગા' ભાઇઓ—મોડ અને મનાઇ, જોરજુલમ ને દગલબાજીથી કચ્છમાં પોતાની સત્તા જમાવી બેઠા પછી તેમણે જીતેલી કચ્છની જમીનના ચાર ભાગ પાડયા. તેમાં બે ભાગ મોડના, એક મનાઇનો અને એક તેમણે કેર કરેલા તેના પ્રાયશ્ચિત્ત તરીકે દાનમા આપવો એમ ઠરાવેલું. પણ કેરાઇ દાનનો એ ભાગ પણ મનાઈ દબાવી બેઠો. અને તે તથા તેના વંશ જ કેર[1] કહેવાયા. એ રીતે મનાઇ પોતાના ભાગના કપિલગ્રામમાં વાસ બાંધી રહ્યો એટલે તે પણ 'કેરાઇ' તરીકે ઓળખાયું. મોડના વંશમાં તેની ત્રીજી પેઢીએ લાખો ફુલાણી થયો.

લાખાના પિતા ફૂલને સાત પુત્રો હતા. તેમાં લાખો સૌથી નાનો હતો. તે વિશેષ પ્રતાપી અને પ્રભાવશાળી હતો. લાખાની અપર માતાઓ તેની હમેશાં અદેખાઇ કરતી. તેમાંની એક સોઢી રાણીએ હોળીના વસંતોત્સવમાં લાખા પર બેઅદબીનું આળ ચઢાવ્યું. ફૂલે ઠપકો આપતાં અણુગોરગઢથી રિસામણું નીકળી લાખો અણહિલ પાટણમાં જઈ વસ્યો. એ વખતના પાટણના ચાવડાઓના અવ્યવસ્થિત કારભારમાં સારું કામ દેખાડી તે કાર્યદક્ષ યોદ્ધા તરીકે ખ્યાતિ કમાયો અને ત્યાં તેનું ઘડતર થયુ. પછી તો તે ત્યાં ચાવડીકુમારીને પરણ્યો પાછળ કચ્છમાં ફૂલ મૃત્યુ પામ્યો; લાખાની કાસળ કાઢનાર અપરમા કટારી ખાઇ મૂઈ; દેશ દુકાળની ઘોર પરિસ્થિતિમાં ફસાયો:

ભડે માથે ધાણુ, ફૂલ વસન વાડીએ,
બાઈ ત્રાણુમ ત્રાણ, તૂટે બન સિણાય'જે;
વર લાખા મેરાણ, તો વિણ કાછો કુમાયો.

એવું વ્યંગમાં બોલી માગતી અને પાટણની શેરીઓમાં ગામણ તરીકે ભટકતી ડાહી ડુમણી મારફત લાખાને આ સમાચાર મળ્યા: [ધાણી તો હવે અગ્નિ ઉપર દાણા ફૂટીને જે થાય છે તે જ ધાણી રહી છે (એટલે કે કચ્છમાં ધાણુ રાણી તો મરી ગઇ); ને ફૂલ તો માત્ર વાડીઓમાં રહ્યાં છે (ફૂલ રાજાનું પણ નિધન થઇ ગયું). સિણાયનો બંધ કાઢી વેરવિખેર થઇ ગયો છે અને બધા સંકટગ્રસ્ત છે. હે મેરામણ જેવા લાખા, તું પાછો ફર. કચ્છમાં અંધાધૂંધી છે. લોકો મુશ્કેલીમાં છે. વાસ્તે હે પ્રિય, કસોટીના આ કાળમાં કચ્છની સંભાળ લે ] આ સંદેશો સાંભળી લાખાને વતન યાદ આવ્યું; ને તે કચ્છની વહારે ધાયો.

પોતાની શક્તિથી ધણુપતિ કાઠીઓ વગેરેને કચ્છમાં કબજે લઈ લાખાએ ત્યાં શાંતિ સ્થાપી. લોકોને રાહત આપી તેણે તેમનાં મન જીતી લીધાં. સારો વરસાદ થવાથી કચ્છમાં સુખ સંતોષની લાગણી ફેલાઈ ગઈ. લાખાએ પોતાના છ મોટા ભાઇઓ સાંધ, ધાદો, સૂર, ચરડ, નીંબ તથા ખીંઅરાને અણુગોરગઢનો ગ્રાસ વહેંચી આપ્યો અને પોતે કપિલગ્રામ આવી રહ્યો. અહીં તેણે એક કિલ્લો બંધાવ્યો, જે પછીથી કપિલકોટ-કેરાઇકોટ, કેરાકોટ તરીકે જાણીતો થયો. કોટમાં તેણે લાખેશ્વર મહાદેવનું મંદિર ચણાવ્યું.

નિતનિત પ્રભાતના પહોરમાં અપૂર્વ પ્રકારનાં દાન દેવાં એ કેરાકોટમા લાખાની પ્રિય પ્રવૃત્તિ બની રહી. આજે પણ કચ્છમાં કેટલેક સ્થળે સવારને 'લાખાનો પોર' કહે છે. તેના સમકાલીન વીકિયા દાતાર ને હમુત દાતાર સાથે તે દાનમાન મેળવવાની સ્પર્ધામાં ઊતરતો; અને લાખાની શ્રેષ્ઠતાથી ચારણ કવિએ એ તેને બિરદાવ્યો કે:

પગપગ રિઢડયું પોરઇયું, સભ્યો ફુલાણિયા સીર
બ્યા કારીઉ રાતડ્યુ, તું ડાતારેં ડી.

['મુલકમાં પગલે પગલે ઘેટાં પોરચાં પડયાં છે. તેમાં તું, હે લાખા ફુલાણી, સિંહ સમાન છે. બીજા બધા તો કાજરાત્રી જેવા છે, ત્યારે દાનવીરોમાં તું દિવસ જેવો દીપે છે.']

કચ્છને ત્રાહીત્રાહી પોકરાવનાર રાણા ચાંદને લાખાએ કચ્છમાંથી તગેડી રૂપસુંદરી મેરાદેને તેના પંજામાંથી છોડાવી. એ મેરાંદે, અંજણી એોડ અને ગુજરકુમારી મુગલ સાથેના લાખાના પ્રેમપ્રસંગો પણ રસભરપૂર છે. લાખો પોતાના પ્રિય ઘોડા પખુપસર ઉપર સવાર થઈ પોતાના રસાલા સાથે કચ્છમાં અવારનવાર પર્યટને નીકળતો ને લોકોની ધા સાંભળતો. બાજરાના વાવેતરને લાખાએ જ કચ્છમાં વિશેષ પ્રચલિત કર્યું લાખો કુદરતપ્રેમી પણ નેટલો જ હતો. કચ્છનાં હુંજ પંખીઓ(flamingo)નું સૌંદર્ય નિહાળતા તેણે દિવસોના દિવસો પસાર કર્યાનું કહેવાય છે. આજે પણ કચ્છમાં કેટલેક સ્થળે હુંજને 'રા લાખેજ્જે જની' (લાખાનાં પ્રિય), ને બાજરાને 'લખો ધાન' કહે છે.

લાખાની લાખેણી પ્રજામાં, નિંગાળનું તળાવ બંધાવનાર, પશુમનના રાજા જેવો રબારી નિંગળિયો, કારીગર કપૂરો, અન્નદાન દેનાર

[1] એ કેર લાકો પછી ઈસ્લામમાં ભળ્યા.

[2] કચ્છમા વધુ પડતા ઉદાર માણસને આજે પણ ફુવણુ સૌ કહે છે.

ચારણ ગાવલ, તથા લા અને સા જેવા સ્થિર ને નીતિમાન વેપારીઓ હતા. લા ને સા તો તે વખતના કચ્છના સમાજનાં મહત્વનાં અંગ બની ગએલા. કોઈ વસ્તુમાં રસ ન દેખાય તો કચ્છમાં આજે પણ કહેવાય છે કે 'આમાં તો લા ન કાં સા છે.' એ સા, લા, ને લાની બહેન લખીર તથા સતી મારઈ લાખાની પ્રજાના ચારિત્ર્યના આદર્શ હતા. આવી સમૃદ્ધિશાળી પ્રજાને પછી દંતકથામાં કે કલ્પવૃક્ષ પેઠે, માગે તેટલું સોનું પૂરું પાડતા, સુવર્ણ પુરસાનું રૂપક મળે એ સ્વાભાવિક છે.

આ તરફ ગુજરાતમાં પોતાનો તરતનો પ્રસવ થએલ પુત્ર માતૃપક્ષે નાનાણાના કુળનો નાશ કરશે એવા વહેમે ભરાઇ, લીલાદેવીએ બાળ મૂળરાજનો ત્યાગ કરી દીધો અને પાછળથી પોતે મૃત્યુ પામી. આ બધા બનાવોથી મૂળરાજના બાપ રાજ સોલંકીનું મન ઉદાસ બની ગયું અને તે સોમનાથની યાત્રાએ નીકળ્યો. ત્યાંથી દ્વારિકા થઇ એ નારાયણ સરોવર ગયો ત્યારે વળતાં કપિલકોટ આવી રોકાયો. ત્યાં લાખાના પ્રિય પશુપસરને તેણે જીવલેણ માંદગીમાંથી સારો કરી આપ્યો, એટલે તેણે લાખાની પ્રીતિ સંપાદન કરી. રાજનું મન બહેલાવવા લાખાએ તેને પોતાની બહેન પરણાવી. અહીં તેમને લાખાદત નામનો પુત્ર જન્મ્યો. એક દિવસ લાખો અને રાજ ચોપાટ રમતા હતા ત્યારે રાજે લાખાને કંઈક મેણું માર્યું. તેમાં તેઓ ચડભડી પડ્યા ને દ્વંદ્વ થયું. તેમાં રાજ ખપી ગયો ને લાખાની બેન રાયજી તેની પાછળ સતી થઈ. લાખાએ લાખાઈતને ઉછેરી મોટો કર્યો. પણ લાખાઈતને ઉપલી વીનાની જાણ થતાં તે ગુજરાતમાં સોલંકી સત્તા સ્થાપનાર પોતાના સાવકા ભાઈ મૂળરાજને જઈ મળ્યો. આમ મૂળરાજ ને લાખા વચ્ચે દુશ્મનાવટનાં મગરણ થયાં એવી લોકકથા છે.

સોરઠનો રાજા ગ્રહરિપુ લાખાનો મિત્ર થતો હતો. મૂળરાજે એ ગ્રહરિપુ પર હુમલો કર્યો ત્યારે લાખો તેની મદદમાં ધાયો હતો અને લશ્કર સાથે વાવસુંવરા અને વાવડુ (નવસુરો) પણ મોકલેલા. આ વેરબંધનમાં લાખાનું નિકંદન કાઢવા મૂળરાજ તલપી રહ્યો હતો.

> લાખે મરણ સંભરેઓ, અઠ મહિના આગ;
> વારે મુંજા વગ, કજા કેરે કંધીએ.
> ગાંન ઉધરડી ઊથીઓં, સુણી સિંધડ રાગ;
> લાખો ચે મું ભેડીઆ, કેરે ડીજા ડાધ.

સંજોગો જોઈને લાખાને કેરામાં ઘમસાણ મચવાની આગમમાં સૂઝ પડી ગઈ હતી. તેણે પોતાના સાથીદારોને યુદ્ધનો ઘાય સાંભળી જાગૃત રહેવાની અને પોતાના તમામ વગવાળાઓને કેરામાં એકઠા થઈ રહેવાની, તથા છેવટે લડાઇમાં પોતાનું નિધન થાય ત્યારે કેરામાં જ પોતાનો અગ્નિસંસ્કાર કરવાની સૂચના આપી દીધી.

વિક્રમ સંવત ૧૩૬૧ના વર્ષમાં, ફાગણ સુદ પૂનમ ને રવિવારે શ્રી વર્ધમાનપુરમાં મેરુતુંગના 'પ્રબંધ ચિંતામણિ' ગ્રંથની રચના થઈ. તેમાં લાખાને યશોરાજદેવનો પૂર્ણ ભક્ત અને તેના વરદાનના બળે એકાએક કોઈથી ન જિતાય એવો મહા સમર્થ અને વિખ્યાત રાજા કહ્યો છે. તેણે અગિયાર વખત મૂળરાજના સૈન્યને ત્રાસ પમાડી હઠાવ્યા અને હરાવ્યાનો તેમાં નિર્દેશ છે.

'લાખાના જમણા હાથ જેવો તેનો માહેચ નામનો શૂરવીર મહાન યોદ્ધો લશ્કર સહિત વિશેષ મુલક જીતવા ગયો છે અને હાલ લાખો કપિલકોટમાં એકલો છે' એવી બાતમી મેળવી મૂળરાજે ... આજે પણ કચ્છને ગામેગામ લોકોના હોઠના એ લાખા ફુલાણીની ઉત્પત્તિ, શૂરવીરતા, દાનવીરતા, ઉદારતા, કર્તવ્યનિષ્ઠા અને પ્રેમપ્રસંગો વિશે અનેકાનેક ચિત્રવિચિત્ર પ્રસંગવાળી ગૂંથેલી દંતકથાઓ સાંભળવા મળે છે, જે લાખા ફુલાણીની લોકપ્રિયતાની સૂચક છે.





ઉપર : કેરાના પ્રાચીન શિવાલયનો પૂંઠ ભાગ; નીચે : એ જ શિવાલયના ગર્ભાગારના શિખરની દક્ષિણ બાજુ (તસ્વીર : રામસિંહજી)



કેરાના શિવમંદિરની ઉત્તર તરફની દીવાલમાંની શિલ્પ મૂર્તિઓ પૈકીની આ ત્રણ મૂર્તિઓ ભારતીય શિલ્પની પરંપરા તેના છેક પશ્ચિમ છેડા કચ્છ સુધી કેવી એકસરખી વ્યાપી હતી તે દર્શાવે છે. તેની અંગભંગી, લાવણ્યછટા વસ્ત્રાભૂષણો વગેરે અન્ય ભારતીય પ્રતિમાઓ જેવાં જ છે. જુઓ લેખના મથાળા નીચેનું રેખાંકન (તસ્વીર - લેખક)

દપથી ઓચિન્તો હુમલો કરી કપિલકોટને ઘેરો ઘાલ્યો. લાખાને માહેચની ખોટ જણાઈ. માહેચને યાદ કરી લાખો કહેવા લાગ્યો કે અત્યારે લશ્કર સહિત માહેચ હોત તો મૂળરાજના સૈન્યની જોતજોતામાં તો ચટણી થઇ જાત. પણ માહેચના આવવાના સઘળા માર્ગો મૂળરાજે પોતાના લશ્કરથી અવરોધી મૂકેલા. આ અરસામાં માહેચ પાછો આવતો હતો તેને માર્ગમાં મૂળરાજના સૈનિકોએ નિઃશસ્ત્ર કર્યો. પોતાના રાજાને સંકટમાં સપડાએલો જાણી તેનું હિત કરવાના હેતુએ આ મહા બુદ્ધિમાન માહેચ કડવો ઘૂંટડો ગળી જઈ પોતાના શસ્ત્રો ત્યાં જ મૂકી પોતાના રાજા પાસે પહોંચ્યો. ત્યાં લાખા અને મૂળરાજને યુદ્ધમાં જામેલા જોયા. લાખાને નમસ્કાર કરી માહેચે તેને શૌર્ય ચડાવનાર્ગં શ્લેષગર્ભિત વાક્યો કહ્યાં: "ગુપ્ત ન રહેતાં સૂર્યના પ્રકાશની પેઠે બારણે છતા થઈ શત્રુરૂપી અંધારું પાછું ન હઠાવ્યું તો લાખા નામને નિકૃષ્ટપણાનો મોટો બટ્ટો લાગે; માટે શત્રુને તો માર્યે જ છૂટકો છે. પોતાના પુરમાં પધારવા પ્રતિજ્ઞા કરેલી ગણત્રીમાં આઠ કે દશ દિવસ જ બાકી રહ્યા છે.' એ રીતે શત્રુ ઉપર તૂટી પડતા હરરોજ ત્રણ દિવસ સુધી મૂળરાજ સાથે યુદ્ધ ચલાવ્યું. મૂળરાજ સોમેશ્વર મહાદેવનો કટ્ટર ઉપાસક હોવાથી તેના શરીરમાં રુદ્રકળાનો આવેશ આવ્યો એટલે લાખો વિચારમાં પડ્યો. ચોથે દિવસે મૂળરાજે લાખાને માર્યો. મૃત્યુ પામી રણસંગ્રામમાં પડેલા લાખાના શબની દાઢીમૂછો પવનથી હાલતી જોઈ તેને દબાવવા મૂળરાજે અપમાનપૂર્વક પોતાના પગથી ત્યાં સ્પર્શ કર્યો. આવું તેનું અધમ કાર્ય

જોઈ, કિલ્લામાં રહી નિહાળની લાખારાજની મહાસતી માતાએ મૂળરાજને શાપ દીધો કે 'તું ને તારો વંશ લૂતી રોગથી નાશ પામો.'

લાખાના મૃત્યુ પછી તેનો મિત્ર વીકિયો દાતાર ને સોમંગ બારોટ ફરતાફરતા કેરાકોટ તરફ નીકળી આવ્યા. કેરાનો સૂનકાર જોઇ તેઓ બહુ ખિન્ન થયા. લાખાના વહીવંચા બાન તુમેરે તેમને કહ્યું:

નાથ લાખો નાંય,
ઉડી નાંય મેરાંદે મેડીએં;
વ્યા વરતાએ કોડ,
કોડીલા ઈ કચ્છજા.

[કે હવે તો અહીં લાખો નથી. તેના મહેલમાં મહાસતી મેરાંદે પણ નથી. કચ્છના એ ઉત્સાહી જીવો પોતાની મહેચ્છાઓ પૂર્ણ કરી વહી ગયા અને હવે કાળ પલટી ગયો છે.]

લાખાનું બંધાવેલું લાખેશ્વરનું મંદિર તથા તેને પડખે ઊભેલી આમલીને જોઈ સોમંગના ઉદ્ગારની કણી પડ્યા:

ડેવર તું ઢુરી, ભુરી ભુક્કા ન થેં;
અફલ હીણી આંમરી, ફુલેં ફોરી રઈયેં,
લાખે જે લડાણે હીં ન લડી વઈયેં.

પણ—

લડેં કીં લાખે પુઆ, પાડું વઈયું પાતાર;
લાખેજે આધાર, વિહાગારિયું ડીંયડા.

['લાખો ગયો ત્યારે હે દેવાલય, તું કેમ પડ્યો નહિ અને ભાંગીને ભુક્કો ન થયો? અને હે ફળઅફળ આમલી, તું તો ફૂલોથી ભભૂકી ઊઠી છો!' ત્યારે ઉત્તર લાધ્યો કે 'અમારાં મૂળ તો અહીં પાતાળમાં ખોડાયાં છે તે અમે કેમ કરી લાખા પાછળ જઈ શકીએ? અમે તો હવે લાખાના અમર નામના આધારે દિવસો ગુજારીએ છીએ.']

આ રીતે કેરાકોટના યુદ્ધ પછી જે મંદિર ટકર ઝીલી 'લાખાના અમર નામને કીર્તિ આપતુ ટકી રહ્યું તે સંવત ૧૮૭૦ના ધરતીકંપમાં ધણધણી હલી ઊઠ્યું. એ ધણેણાટમાં તેનો ઘણોખરો ભાગ જમીનદોસ્ત થઈ ગયો. પણ ગર્ભાગારના શિખર વગેરેનો જે ભાગ બચવા પામ્યો છે તે તેના શિલ્પ અને સ્થાપત્યની ઉત્કૃષ્ટતાનો પૂરતો ખ્યાલ આપે છે. મંદિરના શિલ્પની ઘસાએલી મૂર્તિઓની આકૃતિઓમાં પણ તેમના અંગભંગનું સરસ લાવણ્ય તરી રહે છે. પછીથી જીર્ણોદ્ધાર થએલા કિલ્લાની રાંગમાં છૂટાછુટા ચણાએલા જૂના બાંધકામાંના કેટલાક કોતરણીભર્યા પથ્થરો પણ, એ જમાનાની અરાતિમાં યે શિલ્પીનું ટાંકણું કેવું નિરાંતે ઉત્તમ કૃતિઓ સર્જતું તેનો ચિતાર રજૂ કરે છે. લાખાના અંત સાથે કેરાનો રાજકીય રંગ ઊતરી ગયો.

૪પ્રબંધચિંતામણિ પૃષ્ઠ ૭૪ અને પૃષ્ઠ ૨૨૭. લાખાના મૃત્યુ પછી આશરે સાડા ત્રણસો વર્ષ પછી લખાએલી આ હકીકતને લાખાના કપિલકોટના જીવન સબંધી વિશેષ આધારભૂત માહિતી ગણી શકાય; અને લોકકથાની પરંપરામાં પણ તેને પુષ્ટિ મળે છે.

પછી કેરા કાંઈક માથરે પડયું ગુલમાલીશાહના સમયમાં. પીર સદુદીનના એ વંશજ થાય. સદુદીને ૪૦૦ વર્ષ પહેલાં ગુજરાત અને કચ્છના કેટલાક હિંદુઓને ઈસ્માઈલી શીઆ પંથમાં ભેળવ્યા. તેમણે ચલાવેલા આ પંથમાં, હિંદુઓના વિષ્ણુના નવ અવતાર જેમના તેમ

**તમને લાભ અને અમને ટેકો: આ માસ આખરે પૂરી થતી એ યોજનાની તેમજ લવાજમ વિષેની જાહેરાત પૃ. ૪૨૩ ઉપર જુઓ.**

દર્શાવી તેમાં દસમા અવતાર તરીકે અલીને ગણાવેલા છે. પંથના મુખ્ય ધર્મગુરુ આગાખાન કહેવાય છે. સ્થાનિક ગુલમાલીશાહ તરીકે જાણીતા થએલા આ ગુલામઅલીશાહ કડીવાલ, કડીથી નીકળી ઇ. સ. ૧૭૮૨માં કચ્છમાંથી પસાર થયા ત્યારે તેમણે કેરામાં ભૂતપિશાચમાં માનતા વહેમી લોકોને સહારો આપી તેમનામાં પોતાની નામના જગાવી. પછી કેરામાં વસવાટ કરી ત્યાં તેમણે પંથતનના પવિત્ર નામે કૂવો ચણાવ્યો. કરાચીમાં ૧૭૯૬માં તેઓ જન્નતનશીન થયા. ત્યાંથી તેમની કાયાને કેરા લાવી દબદબાથી દફનાવવામાં આવી ને તેમના મુરીદ ખોજાઓએ તેમનો મકબરો કેરામાં ચણાવ્યો. ઈ. ૧૮૦૭માં ગુલમાલીશાહનો પુત્ર ગુજરી ગયો એટલે તેની માતા અલનબીબી આ ફાની દુનિયાનો મોહ છોડી કેરા આવી ફકીરણ જીવન ગાળી રહી. ગુલમાલીશાહે 'બ્રહ્મધ્યાન' લખેલું અને અલનબીબીએ કેટલાંક કીર્તન કરેલાં તથા સદાવ્રત ચાલુ કરાવેલાં.

કેરાની ધાર વચ્ચે દૂરદૂરથી નજરે પડતી ગુલમાલીશાહની સફેદ અને ઊંચી દરગાહ કેરાના સીમાસ્તંભ સમી બની રહે છે. કચ્છના ખોજાઓનો અહીં ચૈત્ર સુદ અગિયારશે મોટો મેળો ભરાય છે.[5] (જુઓ સામે ચિત્ર)

આમ, વિવિધ વાતાવરણ વચ્ચેથી પસાર થઈ ગયેલું એવું કેરા આજે પણ એવું ફૂલ્યુંફાલ્યું ખીલી રહ્યું છે. (સામે બીજાં ચિત્રો)

[5] આ ઇસ્માઇલી લોકોનું કચ્છમાં બીજું અગત્યનું ધામ નીંગાળમાં છે. ત્યાં પ્રાકૃતિક સૌંદર્યથી સભર ભરેલું, કુદરતને ખોળે વિસ્તરેલું, ફૂલાણી લાખાના સમયનું, નિંગાળ નામનું વિશાળ તળાવ છે. એ તળાવને કાંઠે બન્નેની દરગાહ આવેલી છે, જેમાં ખોજાઓનાં લગ્ન તથા અન્ય સામાજિક કાર્યો વગેરેને લગતી ધાર્મિક ક્રિયાઓ કરવામાં આવે છે.









આજના કેરાકોટનાં લાક્ષણિક દૃશ્યો : મથાળેથી (૧) ગુલમાલીશાહ પીરની દરગાહ; (૨) કેરાકોટના પ્રાચીન મંદિર તથા ભગ્નમહેરાનું દૂરથી દૃશ્ય; (૩) નદી નાગમતીના તીરપ્રાંતો (૪) નાગમતી નદીમાં કેવડાનાં રળિયાત ઝુંડ (બધા ફોટો - રામસિંહજી રાઠોડ)

મળોત્સર્ગ કરનારાં (શરીરનો મળ કાઢનારાં) અંગો : [૧]

# મૂત્રપિંડો

લેખક - ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

જાણે અજબ બુદ્ધિપૂર્વક ચાલતી હોય તેવી પેશાબની બનાવટ તથા ઉત્સર્ગની ક્રિયાઓનો રસમય વૃત્તાંત




પેશાબ બનાવનારા બે મૂત્રપિંડો તથા તેને મૂત્રાશયમાં વહી જનારી મૂત્રવાહિનીઓને છેદી કરીને બતાવેલું એ અજબ અંગનું સ્થાન દર્શાવતું ચિત્ર.

પણા શરીરમાં નિરંતર બે પ્રકારની ક્રિયાઓ ચાલ્યા કરે છે: વિધાયક અને વિઘાતક. આ બન્ને ક્રિયાઓના પ્રભાવથી આપણી જીવનક્રિયા (matabolism) નભે છે. પહેલી ક્રિયા વડે, ખાધેલા પદાર્થોમાંથી રસ, રક્ત, મજ્જા આદિ શરીરની વિધવિધ ધાતુઓ બને છે. આનાથી શરીરની વૃદ્ધિ, મરામત અને રક્ષા થાય છે. આ સંગઠનક્રિયા (anabolism) કહેવાય છે બીજી ક્રિયા આનાથી ઊલટી છે. એમાં, શરીરની ધાતુઓમાં રાસાયનિક પરિવર્તન થઈને તેમાંથી કાર્બન ડાયૉક્સાઇડ, યુરિયા, ઍમોનિયા, પાણી વગેરે શરીર માટે અનુપયોગી, ત્યાજ્ય અને મળ પદાર્થો પેદા થાય છે, જે પેશાબ, પરસેવા અને ઉચ્છ્વાસ દ્વારા શરીરની બહાર નીકળે છે. આ ભસ્મીકરણની ક્રિયા (catabolism) કહેવાય છે.

આરોગ્ય માટે આ બન્ને ક્રિયાઓનું ચક્ર ગાડાનાં બે પૈડાંની માફક એકીસાથે અને એકસરખું ચાલવું બહુ જરૂરી છે. પણ ઉંમર પ્રમાણે એમાં વધ-ઘટ થાય છે. બાલ્યાવસ્થામાં વિધાયક ક્રિયા વધુ હોય છે, જેથી શરીરની વૃદ્ધિ થાય છે. પ્રૌઢાવસ્થામાં બન્ને ક્રિયાઓ સરખી ચાલે છે. આથી શરીર નથી વધતું કે નથી ઘટતું. ઘડપણમાં વિઘાતક ક્રિયા વધુ હોવાથી શરીર દિનપ્રતિદિન દુર્બળ અને ક્ષીણ બને છે.

ભસ્મીકરણની ક્રિયાથી પેદા થએલાં વ્યય-દ્રવ્યો, ત્યાજ્ય પદાર્થો વિષ અને મળદ્રવ્યો લોહીમાં ભળે છે, ને ત્યાંથી ફેફસાં. નળ, ચામડી અને મૂત્રપિંડો દ્વારા શરીરની બહાર નીકળે છે. આ છે આપણા શરીરની મળોત્સર્ગ ક્રિયા. કાર્બન ડાયૉક્સાઇડ અને પાણી ફેફસાં વાટે, કૅલ્શ્યમ અને લોહના ક્ષારો નળ દ્વારા, તથા પાણી અને ક્ષારો પરસેવા વાટે શરીરની બહાર નીકળે છે. પણ વ્યય અને વિષપદાર્થોના મોટા ભાગનો નિકાલ કરવાનું કામ તો મૂત્રપિંડો ઉપાડે છે.

કાજુ જેવા આકારના બે બે મૂત્રપિંડો (kidney) પેટની પાછલી દીવાલ પર, ઉદરપટલથી જરા નીચે, કરોડની બન્ને બાજુએ એક એક, આવેલા છે. ચરબીના પડથી રક્ષાઈને તે કરોડ સાથે લટકી રહ્યા છે.

આ મૂત્રપિંડો નેફ્રોન નામની સૂક્ષ્માતિસૂક્ષ્મ નલિકાઓના સમૂહના બનેલા છે. દરેક નેફ્રોનની લંબાઈ બે ઇંચની છે. તે વાંકીચૂંકી અને ગૂંચળાં વળીને ગોઠવાઈ છે. દરેક મૂત્રપિંડમાં તેની સંખ્યા દસ લાખની છે! એટલે જો મૂત્રપિંડોની બધી નેફ્રોનોની લંબાઈની ગણતરી કરીએ તો આસરે સાઠ માઈલ જેટલી લાંબી નળી થાય!

અને આટલી બધી સંખ્યા તથા લંબાઈની નેફ્રોનો કેટલા નાના ક્ષેત્રમાં સમાએલી છે તે પણ જાણવા જેવું છે. મૂત્રપિંડનું કદ ફક્ત બંધ મુઠીના જેટલું છે. ૪ ઇંચ લંબાઈ, ૨॥ ઇંચ પહોળાઈ અને ૧॥ ઇંચ જાડાઈ આટલા નાનકડા ક્ષેત્રમાં લાખોની સંખ્યામાં આવેલી નેફ્રોનોની સૂક્ષ્મતાનો ખ્યાલ પણ આપણી કલ્પનાશક્તિ બહારનો છે. તેની સરેરાશ પહોળાઈ ફક્ત ઇંચના ૬૦૦મા ભાગ જેટલી હોય છે।

મૂત્રપિંડના મૂળમાં થઈ ધમની મૂત્રપિંડમાં જાય છે. અને શિરા તથા મૂત્રવાહિની તેમાંથી પેશાબ તથા બગડેલું લોહી લઈ બહાર નીકળે છે. ધમની દરેક નેફ્રોનની ચોમેર વીંટળાય એટલી બારીક શાખામાં ફંટાઈ મૂત્રપિંડમાં સર્વત્ર ફેલાય છે. એ શાખાઓ પણ એટલી સૂક્ષ્માતિસૂક્ષ્મ હોય છે કે મૂત્રપિંડને વચમાંથી ચીરી જોઈએ તો તે મૂળનાં બારીક રજકણ જેટલી જ દેખાય, ને કેટલીક તો નરી આંખે દેખાય પણ નહિ. તેના છેડા ઉપર કેશવાહિનીઓનાં હજારો ને હજારો ઝૂમખાંમાં પરિણમે છે. દરેક ઝૂમખાની આસપાસ નેફ્રોનનો છેડો ગોળાકાર બની વીંટળાય છે. આંગળી પર રબરની ટોટી પહેરીએ એ રીતે.

કેશવાહિનીઓમાંથી ગળાઈને વ્યય દ્રવ્યો નેફ્રોનમાં આવે છે જ્યાં તેનો પેશાબ બને છે. પેશાબ બે રીતે બને છે: ગાળણ ક્રિયા (filteration) દ્વારા અને સ્રાવ (secretion) દ્વારા.

લોહી ફરતુંફરતું કેશવાહિનીઓમાં આવે એટલે નેફ્રોનો તેમાંથી પાણી ને ક્ષારો ગાળી લે છે. આ નેફ્રોનો ખૂબ ઉદ્યમી છે. તેમની કામ કરવાની રીત પ્રમાણે તો દિવસમાં ત્રણ મણ જેટલું પાણી તે ગાળી કાઢે! પણ જો આ બધું પાણી શરીરની બહાર નીકળી જાય તો શરીરમાંથી લોહી અને પુષ્કળ પાણી જતું રહે ને આપણે નિર્જળ બની જઈ સતત તરસ્યા રહીએ. આ દુર્દશા આવી ના પડે તે માટે નેફ્રોનના બીજા છેડે ઘણુંખરું પાણી પાછું શોષાઈને કેશવાહિનીઓમાં જાય છે અને કચરા સાથેનું ફક્ત ત્રણ કે સાડા ત્રણ શેર જ પાણી ગળાઈને મૂત્રપિંડની બહાર જાય છે.

આ ગળાએલું પાણી તે પેશાબ. એમાં સોડિયમ, પોટાશિયમ, કૅલ્શ્યમ, ઍમોનિયાના ક્ષારો, ને વધુ પ્રમાણમાં મીઠું હોય છે. ઍસિડ સોડિયમ ફૉસ્ફેટને લીધે તે આમ્લગુણવાળી છે. પિત્તરંગોમાંથી આવેલા રંગને લીધે તે ઝાંખા પીળા રંગનો છે. ઉપરાંત તેમાં યુરિયા, યુરિક ઍસિડ અને હિપ્પુરિક ઍસિડ દ્રાવણ રૂપે રહેલાં હોય છે.

યુરિયા એ પેશાબનું મુખ્ય અને મહત્ત્વનું ઘન ઘટક છે, કારણ કે જીવનક્રિયા દરમિયાન ઉત્પન્ન થએલું વ્યય ને વિષદ્રવ્ય નાઇટ્રોજન આ રૂપે શરીરની બહાર નીકળી જાય છે. પ્રોટિન પદાર્થો પચ્યા પછી ઉદરે ઍમાઇનો ઍસિડો બને છે તે આપણે જોઈ ગયા. ઍમાઇનો










મૂત્રપિંડનાં અંગ-ઉપાંગનાં ચિત્રો: (૧) ડાબી બાજુએ પહેલું ચિત્ર છેદેલા મૂત્રપિંડનું છે, જેમાં લોહી અંદર વહી જતી ધમની, લોહીને બહાર લાવતી શિરા ને મૂત્રવાહિની પણ બતાવ્યાં છે. જે અનેક મેડ્યુલાનું તે બનેલું છે તેને અનેકગણી મોટી કરીને (૨) વચલા ચિત્રમાં છેદમાં બતાવી છે. તેમાં દર્શાવેલું નેફ્રોનનું ગૂંચળું છેલ્લા (૩) ચિત્રમાં હાર્દિક ઢચ જેટલું મોટું કરી બતાવ્યું છે. ખરી રીતે તે $\frac{1}{2}$ ઇંચ જેટલી સૂક્ષ્માતિસૂક્ષ્મ હોય છે. આપણી મૂઠીના કદના મૂત્રપિંડમાં આવી દસ લાખ નેફ્રોન હોય છે, જે લોહીમાંથી ખેંચાએલો કચરો ગાળી લઈ મૂત્ર રૂપે બહાર કાઢે છે.

ઍસિડોમાંના ઍમોનિયા અને લોહીમાંના કાર્બન ડાયૉક્સાઈડ એકઠા થઈ લિવરમાં યૂરિયા બને છે. એ ઝેરી પદાર્થ છે. એના નિકાલ માટે જ પેશાબની યોજના ઘડાઈ હોવી જોઈએ, કારણકે તે શરીરમાં રહે તો ખૂબ હાનિકારક અને ઝેરી અસરો ઊભી થાય છે.

યૂરિયાનું પ્રમાણ દિવસભરના પેશાબમાં સવા અધોળ જેટલું હોય છે. પણ તેનો આધાર ખોરાક પર છે. માંસાહારમાં તે વધારે, મિશ્ર ખોરાકમાં ઓછું અને અન્નાહારમાં ઓછામાં ઓછું હોય છે.

યૂરિક ઍસિડનું પ્રમાણ પણ માંસાહારીઓમાં વધારે હોય છે. તાવમાં અને કસરત બાદ તેનું પ્રમાણ વધે છે. તાવવાળા દરદીને લાલચોળ પેશાબ થાય છે તે આના કારણે. જ્યારે તે શરીરના સાંધાઓમાં જામી પડે છે ત્યારે ગાઉટ (નજલો) નામનો રોગ થાય છે. અન્નાહારીઓના પેશાબમાં હિપ્પુરિક ઍસિડ હોય છે.

આખા શરીરમાં ફક્ત આ નેફ્રોનના કોષો જ લોહીમાંના વિષ અને વ્યય દ્રવ્યોને શરીર બહાર કાઢી નાખવાનું કામ કરે છે. આથી તેમની ઘણી મહત્તા છે. જો આ કામ બંધ પડે તો યૂરિયા અને યૂરિક ઍસિડ લોહીમાં જમા થાય છે. આથી ઝેરની અસર જામે છે, ને દરદી ધીમેધીમે બેભાનાવસ્થા(uremia)માં આવી મૃત્યુ પામે છે.

ઓરિયાનો સોજો, ડિપ્થેરિયા, ટાઇફૉઈડ તાવ વગેરે ચેપી રોગો દરમિયાન મૂત્રપિંડમાં દાહ થાય છે. આ રોગોમાં નેફ્રોનો કામ કરી શકતી નથી. આથી વિષ ને વ્યય દ્રવ્યોનો બરાબર નિકાલ નહિ થવાથી માંદગી ગંભીર ચિહ્નોવાળી અને કદી જીવલેણ નીવડે છે. પણ મોટા ભાગે આ પરિસ્થિતિ ઊભી નથી થતી, કારણ કે બેમાંથી એક મૂત્રપિંડ,—અરે મૂત્રપિંડનો થોડોક સાજો ભાગ પણ મળોત્સર્ગનું કામ બરાબર ઉપાડે છે. આપણા આરોગ્ય ખાતર મૂત્રપિંડોની આટલી બધી અગત્ય હોવાથી સરજનહારે આપણને બે મૂત્રપિંડો આપ્યા છે. એકની માંદગી કે કૃત્રિમ્ ગેરહાજરીમાં પણ બીજું મૂત્રપિંડ એકલા હાથે મળોત્સર્ગનું કાર્ય પાર પાડે છે.

મૂત્રપિંડ લોહીની શુદ્ધિ કરવા ઉપરાંત બીજાં પણ કામ કરે છે. એમાંનું મુખ્ય તો લોહીમાંથી ઍસિડ સોડિયમ ફૉસ્ફેટ ગાળી લઈ તેને આલ્કલી રાખવાનું છે. વળી લોહીમાં સાકરનું પ્રમાણ વધી પડે તો મૂત્રપિંડના કોષો વધારાનું પ્રમાણ ખેંચી લઈ પેશાબ વાટે બહાર કાઢી નાખે છે અને લોહીમાં તેનું યોગ્ય પ્રમાણ જાળવે છે.

દિવસભરના પેશાબનું પ્રમાણ ત્રણથી સાડાત્રણ શેર જેટલું હોય છે. આમાં વ્યક્તિની ટેવ અને ઋતુ અનુસાર વધ-ઘટ થાય છે. ઠંડીની અસરથી ચામડીની રક્તવાહિનીઓ સંકોચાય છે. સાથોસાથ મૂત્રપિંડની ધમની પહોળી થાય છે. આથી ત્યાં લોહીનું પ્રમાણ વધવાથી લોહીનું દબાણ વધે છે. આમ થવાથી પેશાબનું પ્રમાણ વધે છે. ટાઢ ને ચોમાસાની ઠંડક વેળા વધુ વખત પેશાબ થવાનું કારણ આ જ. સંતાપ, ક્ષોભ ને ઉશ્કેરણી વેળા પુષ્કળ પેશાબ થવાનું પણ આ જ કારણ. વધારે પ્રવાહી પીધા બાદ લોહીનો જથ્થો વધવાથી લોહીનું દબાણ પણ વધે છે. એ દબાણ સુધારવા માટે વધુ પ્રમાણમાં પેશાબ થાય છે. આથી ઊલટું, જ્યારે પરસેવો પુષ્કળ થાય છે ત્યારે પેશાબનું પ્રમાણ ઘટે છે. કસરત ને શ્રમ બાદ અને તાવ દરમિયાન આવું બને છે.

કેટલીક દવાઓ તથા પીણાં પેશાબ વધારવાનું કામ કરે છે. ગ્લુકોઝ ને યૂરિયા મૂત્રરેચક છે. દારૂ પીવાની ટેવથી નેફ્રોનો પાણી પાછું ના શોષે એવી બનવાથી બહુમૂત્રતા થાય છે. કૉફી અને ચા પીધા બાદ મૂત્રપિંડમાં લોહીનો પ્રવાહ વધવાથી વધારે પેશાબ થાય છે.

મૂત્રપિંડના કાર્ય પર ખોરાકની અસર છે. ખોરાકમાં જેમ માંસાહાર અને પ્રોટીન ભરપૂર ખોરાક વધારે, તેમ તેમાંથી પેદા થએલા યૂરિયાને શરીર બહાર કાઢવા માટે મૂત્રપિંડોને વધારે કામ કરવું પડે છે. માંસાહારીઓમાં મૂત્રપિંડો પાણીના નિકાલનું ૯૦ ટકા ને ફેફસાં તથા ચામડી ૩૦ ટકા કામ ઉપાડે છે, જ્યારે અન્નાહારીઓમાં આનાથી બરાબર ઊલટું હોય છે! માંસાહારીઓએ યૂરિયા જેવાં વ્યય ને વિષ દ્રવ્યોના બરાબર નિકાલ માટે રોજનું પાંચથી છ શેર પાણી પીવું જોઈએ. કબજિયાત દૂર કરવા માટે પણ વધારે પાણી પીવાની સલાહ આપવામાં આવે છે. આરોગ્યરક્ષા માટે આયુર્વેદનો આ આરોગ



સ્ત્રીનું મૂત્રાશય




ડાબી બાજુ : પુરુષ ને સ્ત્રીના મૂત્રાશય. મથાળાના ચિત્રમાં પુરુષનું મૂત્રાશય બે સ્થિતિમાં દર્શાવેલું છે : એક ભરેલું અને બીજું ખાલી. તેની પાછળ મળદ્વાર કે ગુદાશય આવેલું છે. નીચેના ચિત્રમાં સ્ત્રીનું મૂત્રાશય છે. પુરુષ કરતાં તેની રચનામાં ફેર એ છે કે તેમાં મૂત્રાશય અને મળાશયની વચ્ચે ગર્ભાશય આવેલું હોય છે. મથાળે : ખોરાકનો શરીરમાં પ્રવેશ થાય ત્યાંથી તેના કૂચા મળ-મૂત્ર રૂપે બહાર નીકળે તે દરમ્યાન પાચકતંત્રમાં તે કેવીકેવી રીતે રૂપાંતરો પામતો પસાર થાય છે તેનો યંત્રરૂપ સરળ આલેખ.

છે કે મુહુઃ મુહુઃ વારિ પિબેત ભૂરી (વારંવાર પુષ્કળ પાણી પીઓ).

ભૂખ્યા અને તરસ્યા માણસના શરીરમાંથી પણ રોજ સવા શેર જેટલું પાણી પેશાબ વાટે બહાર નીકળે છે. આ પાણી શરીરના પાણીના જથ્થામાંથી અને છેવટે લોહીમાંથી ખેંચાય છે. આ જથ્થામાંથી ૨૦ ટકા પાણીની ખેંચ શરીર માટે જીવલેણ નીવડે છે. કૉલેરા અને મરડામાં સતત ઝાડા વાટે પુષ્કળ પાણી વહી જવાથી પ્રાણ જવાનો ભય ઊભો થાય છે તે આ હકીકતના આધારે છે. માટે ઉપવાસ દરમિયાન પાણી પી મૂત્રપિંડોનું કામ સરળ બનાવવું જોઈએ.

પેશાબ થોડી વાર સંઘરાઈ રહે તો તેમાં હવામાંના અદૃશ્ય જીવાણુઓ પડે છે. તેમની ક્રિયાથી યૂરિયામાંથી ઍમોનિયા વાયુ છૂટો પડે છે. પેશાબની તીવ્ર લાક્ષણિક દુર્ગંધ આ વાયુને લીધે જ હોય છે.

પેશાબની પરીક્ષા રોગ-પરખનું મહત્ત્વનું અંગ છે. તેમાં સાકર કે આલ્બ્યુમિન હોય તો તે નરી આંખે નજરે નથી પડતા, પણ રાસાયનિક પરીક્ષા દ્વારા માલૂમ પડે છે. આલ્બ્યુમિન મૂત્રપિંડનો વ્યાધિ દર્શાવે છે. મૂત્રપિંડના આ વ્યાધિમાં વેદના નથી હોતી, પણ જ્યારે તેમાં પથરી હોય ત્યારે તો શૂળની અપાર ને અસહ્ય વેદના ઊપડે છે. બીજાં દરદોમાં તો ચિહ્નરૂપે તાવ ને ગાઢો પેશાબ હોય છે. આ વ્યાધિમાં નેફ્રોનોને ઈજા થએલી હોવાથી પાણીનો નિકાલ બરાબર થતો નથી. આથી શરીરમાં પાણી ભરાય (dropsy થાય) છે. શરૂમાં પગના ચાળખામાં અને આંખો નીચે પાણીનો ભરાવો થાય છે.

નેફ્રોનોમાંથી સતત ટપક્યા કરતો પેશાબ મૂત્રપિંડમાંથી મૂત્રવાહિની દ્વારા મૂત્રાશયમાં આવી એકઠો થાય છે. ખાધા પછી આનું પ્રમાણ વધુ હોય છે; ઊંઘ, આરામ ને પાચનક્રિયા દરમિયાન ઓછું. એ મૂત્રવાહિની (ureter) માંસપેશીની બનેલી નળી છે. તેની લંબાઈ દસથી બાર ઇંચ હોય છે. થોડા થોડા અંતરે પેશાબ તેમાં થઈને મૂત્રાશયમાં જાય છે ત્યારે તેમાં આકુંચનલહરી ઉત્પન્ન થાય છે. એ મૂત્રાશય (bladder) પેડુમાં છેક નીચે આવેલું છે. હોજરીની જેમ તે પણ માંસપેશીની બનેલી સ્થિતિસ્થાપક છતાં મજબૂત કોથળી છે. કારણવશાત્ તેમાં પેશાબ એકઠો થઈ ભરાઈ રહે તો તે ફૂલીને છેક ડૂંટી સુધી પહોળું થાય છે. પુરુષમાં તેની પાછળ ગુદાશય અને આગળ હાડકું આવેલાં છે. સ્ત્રીમાં તેની ને ગુદાશયની વચમાં ગર્ભાશય આવેલું છે.

મૂત્રાશયમાંથી પેશાબને બહાર લઈ જનારી મૂત્રનળી (urethra) સ્ત્રીઓમાં એક ઇંચ લાંબી અને પુરુષોમાં ૭થી ૮ ઇંચ લાંબી હોય છે. મૂત્રનળીનું દ્વાર ગોળાકાર સંકોચકને લીધે સખત રીતે બંધ રહે છે.

મૂત્રાશયમાં જ્યારે દસ અધોળ જેટલો પેશાબ એકઠો થાય છે ત્યારે તેમાં ભરાવાની લાગણી પેદા થાય છે. આ સંદેશો જ્ઞાનતંતુઓ દ્વારા મગજમાં આવેલા પેશાબ-કેન્દ્રમાં જાય છે, જેની આજ્ઞાનુસાર મૂત્રાશયની માંસપેશી સંકોચાઈને સંકોચક દ્વાર ખુલે છે ને પેશાબ થાય છે. જોકે આ સંકોચક દ્વાર આપણી ઈચ્છાને આધીન છે. આથી પેશાબ રોકવો હોય તેટલો સમય રોકી શકાય છે.

બાળપણમાં તો મૂત્રાશય ભરાય કે આપોઆપ પેશાબ થાય છે. પણ કેળવણી મળતાં પેશાબ કરવાનું ઈચ્છાને આધીન બનાય છે. શરૂમાં તો આ દિવસ પૂરતું હોય છે. રાત્રે બાળકો પથારી પલાળે છે તે જાણીતું છે. પછી ઉંમર વધતાં રાત્રે પણ તે પર અંકુશ આવે છે. દરેક બાળકો જ પથારી પલાળે છે એવું નથી. બુદ્ધિશાળી, રુઆબદાર ને ચીડિયાં બાળકોમાં આવું વિશેષ થાય છે. આની પાછળ કોઈ ચિંતાનું કારણ હોય છે. ચિંતાજનક પ્રસંગોએ (પરીક્ષાના પેપરો મળતાં અગાઉ, ગાડી કે બસ પકડવાની ધમાલમાં, દોડવાની શરત અગાઉ વગેરે વખતે) પેશાબ કરવા જવાનું આપણે પણ ક્યાં નથી અનુભવતા હોતા?

ઠંડા પાણીમાં કે ભીના રસ્તાને પગ પડતાં મૂત્રાશયના માંસપેશી સંકોચાય છે. આથી મૂત્રાશય ભરાયું ન હોય તો પણ પેશાબ થાય છે. માથા પર ઠંડા કે ગરમ પાણીની ધાર કરતાં પેશાબ થાય છે તે આથી.

રોગિષ્ઠ મૂત્રપિંડને વિશ્રાંતિ આપવા માટે લોહી ગાળીને શુદ્ધ કરે એવું પ્લાસ્ટિકનું કૃત્રિમ મૂત્રપિંડ વિજ્ઞાનીઓએ બનાવ્યું છે. રોગીની નાડીમાંથી લોહી આ કૃત્રિમ મૂત્રપિંડમાં આણવામાં આવે છે, અને ત્યાં શુદ્ધ થયા પછી જમણા હાથની શિરાઓમાંથી શરીરમાં ફરી દાખલ કરે છે. એ કૃત્રિમ મૂત્રપિંડ કદમાં એક ઘનફૂટ ને વજનમાં દસ રતલ છે. જ્યારે કુદરતી મૂત્રપિંડનું વજન સાડા ચાર અધોળ જ હોય છે!

# પહેલો પુરુષ એકવચન

નિબંધિકા: બકુલ ત્રિપાઠી



વૈયાકરણીઓને કોણે શુષ્ક, જડ, અરસિક કહ્યા હશે? મને લાગે છે કે એ કહેનારા જાતે જ એવા હશે. બાકી ખરું જોતાં તો એ વ્યાકરણકારોની બુદ્ધિ માટે માન ઉત્પન્ન થાય એવું છે. સર્વનામોની જ વાત લોને! એમણે સર્વ સર્વનામોમાં પહેલું કોને મૂક્યું છે? 'હું' ને. હું પછી જ 'અમે', 'તું', 'તમે' વગેરેની વણઝાર શરૂ થાય. પણ પહેલો તો 'હું' જ. 'હું'ને પહેલો પુરુષ ગણ્યો એ જ બતાવે છે કે એ લોકો વેદિયા નહિ પણ જબરા વ્યવહારકુશળ હશે, દુનિયાદારીના ખરા પારખંદા હશે. કેમકે દુનિયામાં પણ 'હું' જ પહેલો પુરુષ છે. એમાંથી જ બીજાં સર્વનામો પ્રગટે છે. 'હું'ની આરાધના એ જ આપણી જીવનસાધના છે; 'તું' અને 'તે' તો માત્ર વચ્ચે તપોભંગ કરાવનારા તોફાનીઓ છે. 'હું' એટલે જ ખરું કથન; 'તું' અને 'તે' તો ફક્ત અલ્પવિરામો, અર્ધવિરામો!

દાખલા તરીકે અમારા પેલા મધુભાઈને ભૂલેચૂકે તમે પૂછો કે 'તબિયત કેમ છે?' તો તરત જ 'મારું તો એવું છે ને ભાઈ, કે આજ તબિયત સારી હોય તો કાલ ખરાબ. આમ તો મને છેક ૧૯૨૮થી ઉધરસનો રોગ. પછી એ રોગ વધતાં વધતાં...'

અને એમ એ રોગની વાત વધતાં વધતાં એમના આરોગ્યના ઇતિહાસનું સ્વરૂપ પકડી બેસે, અને શહેરના લગભગ બધા જ ડૉક્ટરો, ઍલોપથીમાં હોય એ બધી દવાઓ અને એમને થએલા બધા જ રોગો વિષે એકાદ પાઠ્યપુસ્તક કરવા જેટલી માહિતી ભેગી થવા માંડે. એટલે વાત બદલવા તમે પ્રયત્ન કરો: 'ખરી વાત છે; તબિયતનું એવું જ છે. બધાની તબિયત કંઈ બ. ક. ઠા. જેવી થોડી જ હોય છે?'

તો લાગલા જ કહેશે, 'બ. ક. ઠા. ને? એ પણ ખરા છે! આ ઉંમરે ય આટલું કામ કરી શકે છે! મારું પણ એવું જ છે. તબિયત આવી, તો યે કામનો પાર નહિ. આ ગઈ દિવાળીની જ વાત લો ને! દિવાળી આવી ને મારે ત્યાં દિવાળી અંકોના લેખો માટે આમંત્રણોનો ઢગલો ટપાલી પણ થાકી જતો!'

કંટાળીને વળી પાછા તમે વિષય બદલીને કહો કે, 'હમણાં આ ચૂંટણીની ધમાલ ભારે ચાલે છે. તો તરત જ કહે: 'ચૂંટણી ને? એમાં તો કૉંગ્રેસ જ જીતવાની. જોકે કૉંગ્રેસનું હમણાં જરા... હજી પરમ દિવસે જ રાવ સાહેબ મને કહેતા હતા કે મધુ...રાવ સાહેબને મારે માટે ખૂબ જ માન, હોં!... એમનો મને એક બહુ સરસ અનુભવ થએલો. હું જ્યારે કૉંગ્રેસમાં હતો...તમે-તમે ય વચ્ચે કૉંગ્રેસમાં હતા, નહિ?'

'હું તો ફક્ત બેતાલીસમાં...' તમે જવાબ આપો.

'બેતાલીસને? તે વખતે તો હું જેલમાં! તે પહેલાં ત્રીસમાં અને ને પછી ખરા સત્યાગ્રહ વખતે ય હું જેલમાં ગએલો. જોકે હું કૉંગ્રેસમાં જોડાયો હતો તો છેક ૧૯૨૮માં...' અને આમ કૉંગ્રેસનો ઇતિહાસ શરૂ થાય. પછી તો 'હું અને કૉંગ્રેસ' વિષે જ નહિ, પણ 'હું અને કવિતા,' 'હું અને છાપાં,' 'હું અને મારી બેબી', 'હું અને વ્યાયામનાં પુસ્તકો સંઘરવાનો મારો શોખ', 'હું અને ચા નહિ પીવાનું વ્રત', 'હું અને સુદ્ધાં પારસીનું ઘોતિયું પહેરવાની રીત' એ બધા વિષયો પર આખો પોણો કલાક જ્ઞાન આપે. તમે વાતને ગમે તેટલી વાળો, બીજે ગમે તે વિષય કાઢો, પણ સંગીતકાર જેમ ઘૂમીઘૂમીને પણ અંતે સમ પર આવીને સ્થિર થાય, એમ એમની વાત અંતે તો પહેલા પુરુષ એકવચન પર જ આવી જાય.

હમણાં જ કો'ક ફરિયાદ કરતું'તું કે આત્મકથાનો સાહિત્યપ્રકાર આપણી ભાષામાં બરાબર ખીલ્યો નથી. મને થયું, ભલા માણસ, આત્મકથા તે કંઈ ચોપડીઓમાં જડવા જેવી વસ્તુ છે? આપણે ત્યાં તો ખીલીખીલીને કવિતા જેવો સાહિત્યપ્રકાર ખીલ્યો છે; કારણ કે કવિતાને જીવનમાં ઉતારવાની વાત તો દૂર રહી પણ એમ ને એમ કહી સંભળાવવાની તકો ય ઓછી. એટલે નછૂટકે બિચારા કવિઓ એ છપાવી મારે, ને પછી તમે કહો કે કવિતાનો સાહિત્યપ્રકાર ખીલ્યો!

પણ આત્મકથાને વળી એવી શી ગરજ કે એ નકામી સાહિત્યની છાપરી નીચે ભરાય? એ તો આપણા જીવનની હાજરાહજૂરને આવરીને બેઠી છે, આપણા શ્રીમુખેથી અખંડ વહ્યા કરતી હોય છે, આપણા કાનને સદાય અભિષિક્ત કરી રહી હોય છે. કલાક બે કલાક બહાર ફરી આવો અને બેચાર 'આત્મકથા'ઓ સામી મળી જ સમજો! કો'ક કહેશે, 'હું તો નાનપણથી જ માનતો આવ્યો છું કે...' તો બીજો કો'ક કહેશે, 'મારા ધંધાની હાડમારીની તો અહીં, શી વાત કરું?' ત્યાં ત્રીજું કો'ક તમને સમજાવતું હશે કે 'મારી વાર્તાઓમાં જે વિશિષ્ટતા છે તે મારાં નાટકોમાં પણ છે...' ને ચોથું કો'ક ગણગણી રહ્યું હશે કે 'પછી મેં બાપુજીને પૂછ્યું કે હે બાપુજી...; પછી મેં ગાંધીજીને પૂછ્યું કે હે ગાંધીજી...'

અને પેલા ભાઈ કહેતા હતા કે આત્મકથાનો સાહિત્યપ્રકાર આપણે ત્યાં ખીલ્યો નથી: ખરું પૂછો તો આપણે ત્યાં આત્મકથા પૂરતો તો દરેકે દરેક જણ સાહિત્યસર્જક છે. કોઈને પોતાનાં પરાક્રમો વર્ણવવાનાં હોય છે તો કોઈને ફરિયાદો આગળ ધરવાની હોય છે; કોઈ ભાવ ભૂતકાળની કથા કહેતું હોય છે તો કોઈ ભાવિનાં સ્વપ્નાં વર્ણવતું હોય છે; પણ સૌનો ય પ્રેરણાદાતા તો એક જ—પહેલો પુરુષ એકવચન.

'એક ભાઈ હમેશાં પોતે કેટલા પ્રવૃત્તિશીલ છે અને પોતાને કોઈ એક ઘડીની પણ નવરાશ નથી એ કહેવામાં જ પોતાનો ઘણો સમય ગાળી નાખે છે. બીજા એક ભાઈ જ્યારે મળે છે ત્યારે કહ્યા કરે છે કે આપણે ત્યાંના સૌ મોટા માણસો—સાહિત્યકારોથી માંડીને સરકારી

અફસર સુધીનાઓ- એમની દોસ્તી જ શોધતા ફરે છે! એ બિચારા કેટલે ઠેકાણે પહોંચી વળે? મનુભાઈ કરીને એક મિત્ર માને છે કે પોતે આ યુગના કૃષ્ણ છે; અને તેથી ઘેલી ગોપીઓ એમની પાછળ ઘેલી પડી છે એ કહેતાં એ ધરાતા જ નથી.

આ બધા કરતાં ય એક સન્મુખભાઈની વાત જુદી છે. પોતાને આ દુનિયામાં સિદ્ધાંતો સિવાય બીજા કશામાં રસ નથી એમ એ માને છે. એટલે તમારા ઘરમાં પ્રવેશતાં જ કહેવાના 'મારો તો ભાઈ પહેલેથી જ સિદ્ધાંત, કે બહાર ચંપલ કાઢીને જ ઘરમાં પેસવું!... મારો તો પહેલેથી જ એક સિદ્ધાંત કે ચા પીવી હોય તો પીવી જ, અને ન પીવી તો ન જ પીવી!' એ ભાઈના કાકા છે તે હમેશાં 'હું જ્યારે તમારા જેવડો હતો ત્યારે તો શી વાત!' એમ કહીને કાઠિયાવાડના કો'ક દરબારમાંના એમની સાહ્યબી જ વર્ણવવા માંડવાના.

બીજી એક રુદનમૂર્તિ તો અમે ત્યારે ય પોપચાં ઢાળીને બોલતી હોય છે: '...હું અત્યારે એવી પરિસ્થિતિમાંથી પસાર થઈ રહ્યો છું કે મારી જગ્યાએ બીજો કો'ક હોત તો એણે જરૂર આપઘાત કર્યો હોત'' વાત એમ છે કે એમનો જૂનો ભાડુઆત શહેરનું મકાન ખાલી નહિ કરતો હોવાથી એમને સોસાયટીમાના પોતાના બંગલામાં રહેવું પડે છે અને એનું ભાડું ગુમાવવું પડે છે! એમની ભયંકર પરિસ્થિતિ એટલે આ.

એક બેચરલાલ કરીને મોટર ડ્રાઇવરની રીત વળી નિરાળી જ છે. એમને તમે પૂછો કે 'ક્યાં ચાલ્યા?' તો કહે, 'કેમ? બેચરલાલ હવે ઘેર તો જશે ને? હા...વળી, આ બેચરલાલને ય બૈરી છોકરાં છે હો!' અથવા ક્યારેક કોઈ થિયેટરની બહાર બીજા ડ્રાઈવરો આગળ કહેતા હોય, 'આ બેચરલાલે તો આજ શેઠને સુનાવી દીધી, હા...' આમ એ કદિય 'હું' નહિ બોલવાના, પણ પોતાને વિષે 'આ બેચરલાલ' કહીને જ વાત કરવાના.

અને એવી જ રીતે જે ત્યાગી વૈરાગી છે, જેણે અહમ્‌ને વિસાર્યો છે, એવા સાધુઓ પણ 'ભાઈ, ઈસ શરીરકો જરા ઠંડ લગ ગઇ. ફિર ઈસકો આયા બુખાર. ઇસ દેહમેં દવાઈ તો કભી ગઇ નહિ ઔર...' કરીને 'ઇસ શરીર'ની વાત કરવી ભુલતા નથી!

વૈજ્ઞાનિકો ભલે માને કે પૃથ્વી સૂર્યની આસપાસ ઘૂમી રહી છે, પણ આપણે તો માનીએ જ છીએ કે સૂર્ય, તારા અને આખું બ્રહ્માંડ આપણી આસપાસ ઘૂમી રહ્યુ છે. કેટલાક તો આ વાત સાબિત કરવા જ જાણે ન હોય, એમ દિવસ ને રાત પોતાના પ્રશંસકો, પોતાના ભક્તો અને પોતાના વિના જીવી નહિ શકનારાઓની સંખ્યા ગણાવ્યા કરતા હોય છે.જ્ઞાન પોતાની પાસે જ રાખીને મરી જનાર આવતે ભવે બ્રહ્મરાક્ષસ થાય છે એમ જાણે માનતા હોય તેમ ઘણા પોતે જે કંઇ વાંચ્યું કે જે કંઈ વિચાર્યું હોય તે સામે મળનાર આગળ ઠાલવ્યે જ રાખે છે. આ ઉપરાંત 'હમણાં તો મેં એક સ...રસ લેખ લખ્યો છે. એમાં મેં એવું લખ્યું છે કે...' કહીને આખો ય લેખ બોલી જનારા લેખકમિત્રોનો તો કોને અનુભવ નહિ હોય?

થોડા વખત પહેલાં એક થિયેટરમાં એક ભાઈ મળી ગએલા. પંખાના ઘરઘરાટને ભેદીને પણ એમની વાતો ચાલતી'તી:

'પેલા યુવકમંડળવાળાઓને ઓળખો? વચ્ચે એ લોકો સદ્‌ગત શ્રી...ની શોકસભા ભરવાના હતા. તે મને કહે કે તમે છાપાંમાં એનાઉન્સમેન્ટ આપી દેશો? મેં કહ્યું એમાં શું? એનાઉન્સમેન્ટ તો ખરી જ, પણ હું સભામાં બોલીશ પણ ખરો. જો કે મંડળવાળાઓએ તો ઘણો યે વિવેક કર્યો કે મારે બોલવાની તસ્દી ન લેવી, પણ મારે તો સદ્‌ગતને અંજલિ આપવી જ રહીને?'

'ખરી વાત છે. પછી, તમે બોલ્યાને?'

'હાસ્તો...'

'પણ તમારે સદ્‌ગત જોડે કંઈ ગાઢો પરિચય ખરો?'

'પરિચય તો જાણે—મેં શોકસભામાં કહ્યુ તેમ—એમની જોડે પરિચય તો જાણે હમણાં જ, થોડા વખત પહેલાં થએલો. પણ ૧૯૩૩માં હું દક્ષિણમાં ગએલો તે વખતે સદ્‌ગત એ બાજુ આવેલા, પણ મારે તો 'લીટરરી સોસાએટી ઑફ સાઉથ ઇંડિયા' આગળ પ્રવચન કરવાનું હતું તેની તૈયારીમાં હું પડેલો—એ સોસાએટીના આમંત્રણનું મૂલ્ય કંઈ જેવુંતેવું નથી, હોં. એ લોકોએ મને ઝડપેલો;—એટલે કમનસીબે એ કામમાં હું રત હોવાથી સદ્‌ગત મને મળી નહિ શકેલા. આ મારું એમને વિષેનું પહેલું સ્મરણ...'

'તે તમે શોકસભામાં કહ્યુંને?' મેં પૂછ્યું.

'હાસ્તો, પછી તો મેં કહ્યું કે સદ્‌ગતને ચિત્રકળાનો શોખ, એટલે અમારા પરિચયનો સંભવ વધુ ઘેરો બન્યો. મને પણ ચિત્રકળાનો શોખ ખરોને? ૧૯૩૭માં ચિત્રકળાનું પ્રદર્શન અહીં યોજાએલું ત્યારે હું એનો મુખ્ય મંત્રી હતો. મારું નામ મંત્રી તરીકે હોય નહિ અને પરપ્રાંતીય ચિત્રકારો અહીં ચિત્રો મોકલે નહિ' મેં તો એ શોકસભામાં ચોખ્ખું કબૂલ કરી દીધું કે મને ચીતરતાં આવડતું નથી. તોય એ પ્રદર્શન કેવું થયું અને આખા હિંદમાં મારી વ્યવસ્થાની કેવી કદર થઈ એનો અહેવાલ લોકોએ બહુ રસથી સાંભળ્યો...'

'કયા લોકોએ?'

'કેમ? શોકસભામાં આવેલા તેસ્તો. એ પછી તો એ લોકોએ મને સુવર્ણચંદ્રક પણ આપવાનું ઠરાવેલું...'

'કોણે? શોકસભાવાળાઓએ?'

'ના ભઈ, ના; પ્રદર્શનવાળાઓએ. શોકસભામાં તો મેં આ બધું કહ્યું એટલું જ. સુવર્ણચંદ્રક માટે તો મેં નામરજી દર્શાવી. મારા જીવનની ફિલસૂફી જ એ છે, કે સેવા કરવી પણ એનો બદલો ન લેવો. મને ગીતાનો અભ્યાસ ખરોને! હું ધારું છું સદ્‌ગતને ગીતામાં મારી જેમ જ રસ હતો. મેં ગીતા વાંચી પહેલવહેલી હું જેલમાં હતો ત્યારે... કાલિદાસ ને ઇબ્સન પણ મેં ત્યાં જ વાંચેલા. શૉ ને સાઇકોલૉજી તો જાણે ત્યાર પછી વાંચ્યાં. સદ્‌ગત પણ એવું વાંચવાના રસિયા હતા. એટલે જ સ્વર્ગસ્થ સાથેના પરિચયનો સંભવ વધતો ગયો.'

પછી તો પોતાની અને સ્વર્ગસ્થની સાહિત્યની સમજ સરખી હોવાથી કેવી રીતે ઓળખાણ થઈ તે વાત એમણે ત્યાં કરી હતી. અને અંતે સ્વર્ગસ્થ હમેશાં પોતાની કેવી પ્રશંસા કરતા ને કેટકેટલાં વખાણ કરતા એ બધાનું વિગતવાર વર્ણન કરીને એમણે શોકસભામાં આવેલાઓ આગળ સાબિત કરી બતાવ્યું હતું કે સદ્‌ગતમાં સાચા મોતી પારખવાની અદ્‌ભુત આવડત હતી!

આમ, શોકસભાથી માંડીને તે ઘેરઘેર અને, છેક ઘરનાં રસોડાં સુધી પહેલા પુરુષ એકવચનની લીલા વ્યાપી ગઈ છે. હા, રસોડામાં યે ખરી; અને તે બીજે હોય છે તેના કરતાં જરાય ઓછી પણ નહિ.

અત્યાર સુધી મેં પહેલા 'પુરુષ' એકવચનની જ વાત કરી કરી, એટલે એમ માની લેવાનું જરાય કારણ નથી કે 'પહેલી સ્ત્રી એકવચન'નું મહત્ત્વ ઓછું છે. બંને સરખાં સર્વવ્યાપક છે. વ્યાકરણકારોએ ત્રીજા પુરુષ માટે 'તે' અને 'તેણી' (કે અંગ્રેજીમાં he અને she) એવા જુદા શબ્દો યોજ્યા છે, કારણ કે એ લોકો જાણતા હતા કે 'તે'ની વાત જુદી છે ને 'તેણી'ની તેથી ન્યારી છે. પણ પહેલા પુરુષ સર્વનામમાં તો એમણે સ્ત્રીઓ અને પુરુષો બન્ને માટે એક જ શબ્દ, 'હું' જ યોજ્યો છે. કારણ કે સ્ત્રી અને પુરુષ બન્ને 'હું' ને તો સરખું જ માન

આપે છે, બંને સરખા જ ઉત્સાહથી એનો ઉપયોગ કરે છે.

જોકે વિષય પરત્વે બન્નેમાં થોડો ફેર ખરો. દાખલા તરીકે પહેલી સ્ત્રી એકવચનની વાતોનું 'પ્રમાણ' ભલે વિપુલ, પણ વિષયવૈવિધ્ય ઓછું જ. એમના વિષયો મુખ્યત્વે ત્રણ: એક તો 'હું ને મારી તબિયત'. એ 'મારી તબિયત'ની વાતમાં તબિયતનો ઇતિહાસ મુખ્ય સ્થાન રોકે. જોકે તબિયતના અર્થશાસ્ત્રનું વર્ણન પણ ઓછું ન હોય. બીજો પ્રિય વિષય તે 'હું ને મારો શાંત, ઉદાર, સહનશીલ સ્વભાવ—અને તેની કદરનો અભાવ!' અને ત્રીજો વિષય હોય છે, 'હું ને મારી બેબી—ક્યારેક બેબીના પપ્પા.' આ સિવાયના વિષયો પર પણ હાથ (કે વાણી) અજમાવી તો જોવાય જ છે; પણ એમાં ખાસ મઝા નહિ!

આ પહેલો પુરુષ એકવચન મોટે ભાગે આત્મપ્રશંસા રૂપે જ પ્રગટવાનો. (જો કે કો'ક વાર આત્મરુદન રૂપે કે ફરિયાદ રૂપે, પણ એ વરસી જાય છે.) પણ એમાં તો કોઇને વાંધો ય શેનો હોઈ શકે? પોતાનાં વખાણ કરવાની હિંમત જેમનામાં નથી હોતી એવા કેટલાક વિદ્વાન લોકો આત્મપ્રશંસાને અવગુણ ગણે છે ખરા, પણ એમની એ માન્યતામાં તો જાણે કંઈ જ વજુદ નથી. જરા વિચાર તો કરો, અનાજ અને કાપડ જેવી વસ્તુઓ માટે આપણે વર્ષોથી સ્વાવલંબી બનવાની હિમાયત કરતા આવ્યા છીએ તો પછી પ્રશંસા—જે અનાજ અને કાપડ જેવી જ જીવનની જરૂરિયાત છે—એનું ઉત્પાદન જાતે જ કરીને સ્વાવલંબી બનનાર ખોટું શું કરે છે? પોતાની પ્રશંસા પોતે જ કરવી એ તો સ્વાશ્રયનો માર્ગ છે, સ્વાવલંબનનો માર્ગ છે. આવી વસ્તુ માટે બીજા પર આધાર રાખવો એ તે કંઈ સમજુ માણસનું લક્ષણ છે!

વળી ભક્ત કબીર પણ શું કહી ગયા છે? કે આ જગતમાં કોઈ કોઈનું નથી. માતા, પિતા, ભાઈ, બહેન, પત્ની, પુત્ર, કોઈ આપણું નથી. સૌ સંબંધો ક્ષણિક છે. તુલસીદાસ અને સૂરદાસ જેવા સંતો પણ એ જ ગાઇ ગયા છે. આંખ પર માયાનાં પડળો હોય ત્યાં સુધી આ બધા સંબંધો આપણને અનુકૂળ લાગે છે;—જેમ મગોબણી આપવાને આગલે દિવસે પટાવાળા આપણે માટે જાન આપી દે એવા વફાદાર લાગે છે તેમ.

પણ જ્ઞાનીઓ તો પહેલેથી જ સમજી જાય છે કે આ જગતમાં આપણે જ આપણા એકમાત્ર આધાર છીએ. આ સંસારમાં આપણી બિચારી જાતનું આપણા સિવાય બીજું કોઈ નથી. એ આપણી જાતની દરકાર જો આપણે જ નહિ કરીએ, એની કદર જો આપણે જ નહિ કરીએ તો કોણ કરશે? સંસ્કૃતમાં પણ કેઇ અમરેલું જ કહ્યું હશે કે आत्मनैवात्मनो बंधुः આત્મા જ આત્માનો બંધુ છે! (આનું બીજું ચરણ સંભારવા જેવું નથી.) એટલે માણસ જાતે જ પોતાનાં ગુણગાન ગાય, પોતે પોતાની જ વાત કરે એમાં કંઇ ખોટું નથી.

મીરાંબાઇનાં ભજનોમાં ય શું છે? 'મૈં ગિરધર કે રંગ રાચી;' 'મૈં તો પ્રેમદિવાની'. 'મેરે તો ગિરધર ગોપાલ'...બસ. આપકથા જ કે બીજું કંઈ? આમ, મીરાંબાઈ જેવી મીરાંબાઇ પોતાની જ વાતો કર્યા કરે એનો વાંધો નહિ, અને અમારો બિચારો કો'ક ઊગવાની તૈયારી કરતો સાહિત્યકાર 'મેં આમ લખ્યું ને મેં તેમ વાંચ્યું' એની વાતો, રાત ને દિવસ, મીરાંબાઈ કરતાં યે વધુ એકાગ્રતાથી કર્યા કરે તો એને તો સૌ કંઇનું કંઇ કરી નાખશે! છે ને જગતનો ન્યાય?

અરે, કેટલાક દુષ્ટ લોકો તો આવા પહેલા પુરુષ એકવચનો પ્રત્યે થોડી પણ સહિષ્ણુતા બતાવી શકતા નથી. પેલો જ્યાં શરૂ કરે કે 'હું જ્યારે ઉત્કૃષ્ટમાં હતો ત્યારે...' કે 'મને એક વાર બાબાસાહેબ કહે કે...' અથવા 'મારો અભિપ્રાય તો એ પ્રકારનો છે કે...', ત્યાં કાં તો એ મોં મચકોડવા માંડે છે, કાં મો...ટાં બગાસાં ખાય છે, કે કાં તો ઘડિયાળ સામે નજર નાખ્યા કરે છે, કે પછી ઉપરટે 'તમારે બસનું મોડું થતું હશે, હો!' એમ સંભારીને પેલાને આત્માનંદના શિખર પરથી પગ ખેંચીને નીચે પછાડે છે!

હા, કેટલીક વાર વળી બે સરખેસરખા મળી જાય તો રંગ પણ જામે છે. આવે વખતે એ બંને પહેલા પુરુષ એકવચનો જાણે પાનાંની રમત રમતા હોય અને વારાફરતી પાનાં ઊતરતા હોય એમ નિરાંતે 'હું' કથાઓ કહ્યે જ જાય છે.

'મારે તો ભાઈ, તબિયતનો બહુ ત્રાસ છે' એમ એક જણ શરૂ કરીને જ્યાં સહેજ શ્વાસ ખાવા અટકે ત્યાં તો બીજો આરંભી દે:

'આપણા શરીરને તો એ બાબતમાં લહેર છે. મેં તો કોઈ દિવસ ડૉક્ટરને પૈસે પરખાવી નથી...'

'ડૉક્ટરની તો ભાઈ વાત જવા દેને" પેલો અધવચથી કાપે, 'મને તો ભલભલા ડૉક્ટરોનો અનુભવ છે. એક દેસાઇ ડૉક્ટર જોડે તો મારે જામી પડી'તી...'

'એમ તો મારે ય એક વાર બસ કંડક્ટર જોડે જામી પડી'તી...'

'જોકે આમ તો મારો સ્વભાવ તદ્દન શાંત...'

'મારું ય એવું. મિજાજ ખોઇ બેસું, પણ દિલમાં કંઈ નહિ. તે દિવસે તો જાણે કંડક્ટરનો જ વાંક હતો...'

'વાંક તો મારી બાબતમાં ડૉક્ટરનો જ હતો, મારે બન્યું એવું કે...'

વારાફરતી વારો, ને તારા પછી મારો' આમ શાંતિથી, સંતોષથી, ઉલ્લાસથી એકબીજાની 'હું' કથાઓ કહેતી જુગલજોડી જોઉં છું ત્યારે મને થાય છે કે 'જોયું ને આંખ ઠરી' જોકે એક વાર આવી એક જુગલ-જોડીના બન્ને જણે મને પાછળથી પરસ્પર માટે ખાનગીમાં અભિપ્રાય આપેલો કે "પેલો તો ખરેખરો મૂરખ લાગે છે: પોતાની વાત સિવાય બીજું કંઈ એને સૂઝતું જ નથી" પણ આવા પ્રસંગ થયુંખકે તો' બન્ને એકબીજાના પ્રશંસક બનીને જ છૂટા પડે છે.

પણ એ કરતાં યે પહેલા પુરુષ એકવચનોને તો મારા એક મુરબ્બી-ના જેવા માણસો સૌથી વધુ પસંદ પડે છે. અમારા એ મુરબ્બી તો બસ, હમેશાં શાંતિથી માત્ર વચ્ચે હોંકારા પુરાવતા પુરાવતા દરેકની પહેલા પુરુષ એકવચનમાં કહેવાની વાતો ઠંડે દિલે સાંભળ્યા કરે છે. એ કહે છે કે પહેલા પુરુષ એકવચનમાં જ વાતો કર્યા કરનારાઓથી આપણે અકળાવું શા માટે? આપણને કોઇની 'હું' કથામાં રસ ન પડવાનું કારણ એ પણ હોઇ શકે ને, કે આપણને માત્ર આપણી જ 'હું' કથામાં રસ છે? તો પછી એ આત્મકથાકાર તો આપણા સૌમાં વસેલા પહેલા પુરુષ એકવચનનું વધુ વ્યક્ત સ્વરૂપ, આપણું જ એક કેરિકેચર છે, એમ સમજી લઇને શા માટે એની આત્મનિવેદનની હોંસ પૂરી ન કરવા દેવી?

ગમે તેમ, પણ આ બધી ફિલસૂફીને પરિણામે એમણે દેશભરની 'હું' કથાઓ સાંભળવાની ટેવને લીધે મને તો હું એમને ત્યાં જ્યારે જાઉં ત્યારે કોઇ ને કોઈ પહેલા પુરુષ એકવચનની લીલા અચૂક નિરખવાની મળે છે! કોઈ ને કોઈ પોતાની આત્મકથાનો અભિષેક કરતું ત્યાં બેઠું જ હોય છે. અને એ નિરખીને જ દિવસેદિવસે મારું વૈયાકરણો માટેનું માન વધતું જાય છે. એ લોકોએ 'હું' શબ્દ માટે 'હ' જેવો ભારે અક્ષર પસંદ કર્યો એ પણ જોવા જેવું છે!

પણ એ વ્યાકરણશાસ્ત્રીઓની એક ભૂલ તો છે જ. 'હું' ને એમણે હ્રસ્વ 'ઉ' લગાડ્યો છે. ખરી રીતે તો દીર્ઘ 'ઊ' જ રાખવા જેવો હતો. અંગ્રેજોએ પણ I (આઇ)ને કૅપિટલ ક્યાં નથી કર્યો? એટલે જો 'હું'ને બદલે 'હૂં' બોલાતું હોત તો પહેલા પુરુષ એકવચનમાં થતી આપણી વાતોમાંથી મળે છે એથી ય બમણો સંતોષ મળત ને? પણ એમ થોડી ભૂલ ન રાખે તો એ વૈયાકરણી શાના!

(ડિસેમ્બર ૧૯૫૧) ૩૪૬

# ચન્દ્રવદન ચીમનલાલ મહેતાની આપકથા



આ ખરે આપણો વરઘોડો ચડયો, રાજ્જા' માંડવો બંધાયો અને ઢોલી બેઠા. નાકા પરની માલણે હાર ગૂંથ્યા ને પરાગમાના સોની મહાજને ઘણેરા ઘાટ ઘડયા રાજ્જા! સિલિક આલ્પાકાના ડગલા શીવડાવ્યા, ને નવા બંગાળી ધોતીજોટા પણ લીધા.

આમ તો દાદા શિવદાસ મહેતાનો આખો વસ્તાર એકેદો કરવા બેસીએ તો એંશી-નેવું માણસોનો થાય. એમણે બે વહુ કરેલી (એમાં એક હાંસોટની), એટલે સગાંવહાલાં ચન્દ્રવદનલાલના લગન મહાલવા ઊમરાવા લાગ્યાં. વડિલોની તો મારે ખોટ જ નહોતી. એ બધાંએ મળીને મને એવો તો ઝાટક્યો અને ભણતરની એવી તો ધૂળ ખંખેરી કે વગર મારે મારા હાડકાં ખોખરાં થઈ ગયાં અને હામ ભાંગી ગઇ.

પણ એમા દોષ કોને દઉં? જેમણે ધમકાવ્યો-પટાવ્યો એમનો શો વાંક? મારી જ બુદ્ધિ ક્યા બળી ગઇ હતી? એમ ગણીને વખતે હિંમત હારી. નબળાઈ બતાવી એ માટે તો હું જ જવાબદાર ને? પ્રભુતામા પગલા પાડવાનું તો રહ્યુ, પણ મૂરખ! તને ભાન પણ હતું ખરૂ કે કેટલી ગંભીર જવાબદારીનુ પગલુ તુ આ લઈ રહ્યો હતો?

અને તારી વાત તો સમજ્યા. બાર સલાહ આપે અને તેરને તુ પૂછે. પણ આ ધર્ષણઘોળામાં વિલાસનો તેં કદી યે વિચાર કર્યો હતો? તેં તો એને લખી દીધું હતુ કે હું તને પરણવાનો નથી; બસ! .સુ પછી—હા પાડયા પછી એને મનમાં કશું વિમાસણ નહિ થઈ ય? બળ્યા તમે નાટકના લખનારા થતા! નથી તેં એની જોડે વાત કરી, નથી તેં એની સાથે વારંવારનો પત્રવ્યવહાર કર્યો. સસરાજીને તો ભલે નવો સુધારો ન ગમ્યો, પણ તમે ક્યાં બધુ જ બીજાનું કહ્યુ માની ચાલતા હતા, તે એના મનમાની ગડભાગ જાણવા કદી હિંમત કરી ખરી? ના. અને હવે દોષ દેવો છે મહદશાને?!

મારા કાકાના ત્રણ છોકરાઓ: નાનાભાઇ ઘેલાભાઇ ને મગનભાઈ. ત્રણે બાપુજીથી પાચદસ વર્ષ નાના. ખારસા મુંબાઈમાં સુખી, ભારે સંપીલા ને મુંબાઇગીરી રીતે પૂરા શોખીન. એ બધા અમારા સુરતના ઘરમાં ઊતરી પડયા હતા. વ્યવહાર-વહીવટ બધો ઘેલાભાઇ જ કરે, અને મારા બાપુજીને બધા બાપ સમાન માન આપે. એકનો એક દીકરો પરણે, એટલે ન્યાતવરો પણ નક્કી કરાવ્યો, અને એટલા જ રૂપિયા કેળવણી ફંડમાં આપવાનું પણ ઠરાવ્યું. વાજું તો રજ્જાકનું જ—એમાં કંઈ ચાલે જ નહિ: બંને વખતે—વરઘોડામાં ને જમણવાર વખતે પાટે.

જ્યોત જામી રહી હતી. વરરાજા રેશમી ખમીસ અને અંગોઠિયુ પહેરી, ગળામાં હાર લટકાવી, પાનનાં બીડાં પીરસી રહ્યા હતા. સ્ત્રીઓની પંગતમાં વર પીરસે, અને પુરૂષોની પંગતમાં વહુ નીકળે. રિવાજ કંઇ ખોટો નથી. બધાં બંનેનાં ચાડાં તો જુએ!

પડોશના સગાના ઘરમાં ત્રીજે માળે સેવ-પાપડ, ભજિયાં-કર. સાણુ ગોઠવ્યું હતું ચાલુ જ્યાતે એકાએક અનસૂયાએ મને બોલાવી મંગાવ્યો;—હા, એ મુંબાઈથી લગનમાં સુરત આવી હતી. એ ત્રીજે માળે મને લઇ ગઇ અને 'ઊભા રહો, અહીંથી જતા નહિ'-કહી તરત ચાલી ગઈ. એ મિનિટમાં પાછી આવી. સાથે વિલાસને લાવી. ઘડ દઇને એનો હાથ મારા હાથમાં મૂકી, 'હવે વાતો કરો; અને પાછા લડવા નહિ બેસતા!' કહી, બારણાં બહાર દાદર પર, કોઇ સેવ-પાપડ લેવા આવે એને પાછા કાઢવા, ઊભી રહી.

આમ, લગનને આગલે દિવસે અમે વરવહુ મળ્યાં. પેલી કવિતામાં છે તેમ 'વરવહુ અમે, ન રોયાં, ન લડયાં. હતાં જેવાં તેવાં ન એક થઈ રહ્યાં.' ના, કંઇ ખાસ વાત પણ ન કરી શક્યાં. એના મનમાં પણ અનેક વાતો ગૂંગળાતી હશે. મારે શું બોલવું એની કંઇ સમજ જ મને પડી નહિ. અને એ સ્નેહમિલન પૂરું થઈ ગયું! અનસૂયાના એ ઊગળકા માટે હું એનો હમેશનો આભારી છું. પછીથી એણે મને કહ્યુ હતું કે પ્રિયંવદાએ મુંબાઈથી આવો કંઈ પ્રસંગ ગોઠવવા માટે ખાસ સૂચના આપી હતી. આ બન્યું ચોથને દિવસે અને પછી બીજે દિવસે—વસંતપંચમીએ મારો વરઘોડો નીકળ્યો.

ઘોડો નહોતો; નવી ફૅશનના આ વરરાજા પગે ચાલીને જવાના હતા! ત્યારે વળી સુરતમાં એ બંગ ચાલતો. અને આ વરરાજાએ વળી ઘોડેસવારી કરેલી પણ ક્યારે? ચાલતા નીકળ્યા એ જ ઠીક થયુ. બહાર રજાકનાં બૅન્ડ ધમધમી રહ્યાં-સુરત સ્ટેશનની સામે મોહનનું એક હૉટેલ અને વીશી ચાલે. એ મોહનભાઇ ફેંટો બાંધવામાં પાવરધો ગણાય. એવો જ, રજાકની વાજ-ટોળીમાં આગલા ત્રણમાંનો ભૂંગળામારેતર રફીક પણ સાફો બાંધવામાં કરતાદ મનાય. એ બંને આ વરરાજાને માથે પોતપોતાની કારીગરી અજમાવી રહ્યા હતા.

નહાયા, પૂજા કીધી, બાબરી ઓળી, શણગારાયા, સિલિકનો ડગલો ને ફુમતેદાર ફેંટો બંધાયો, કપાળ પર ચાંલ્લાવિધિ થઈ, સૂકું નારિયેળ પકડાવ્યું, ને વરરાજાને બારણા આગળ ઊભા રાખવામાં આવ્યા.

સાજન સારું હતું, પણ એમાં લેખક થવાના અભરખા સેવનારા સંગાથે ચાલવામાં કોઇ નાનાલાલ કે નરસિંહરાવ, બળવંતરાય કે ખબરદાર નહોતા; તેમ કોઇ ઉમાશંકર કે ભાનુશંકર પણ નહોતા જણાતા. અરે નજીકના પડોશી જ્યોતીન્દ્ર હવે ય નહોતા દેખાતા ને! મિત્રોમાં દુર્લભરામ વખારિયા, રણજિત રાયજી, ચંપકલાલ ભુખણવાળા, નટવરલાલ વીમાવાળા અને ઠાકોરલાલ શ્રીપતરાય ઠાકોર.

હાથમાં નારિયેળ લઈને ચાલવું એ આઉટ ઑફ ફૅશન થવા લાગ્યું હતું, એટલે બહાદર વરરાજાએ એમાં પણ હિંમત કરી સુધારો કર્યો. નારિયેળ નિશાળના દોસ્ત ઠાકોરલાલ ઠાકોરના હાથમાં આપી દીધું, અને પોતે ફૂલનો તોરો લઈ, રસ્તે કોઈ ઓળખે એવા ઓળખીતા મળે તેને અદાથી સલામ કરતા ચાલવા માંડ્યું. નારિયેળ તો ખરેખર શુકનનું હોવું જોઈએ; મેં તે નહિ ગાલ્યું એટલે મન તો ન ફળ્યું. પણ ઠાકોરભાઇનો સંસાર સુખી નીવડયો.

એ જ રસ્તો: અંબાજીને ચકલેથી પાણીની ભીંત, દેસાઈ પોળ; નિશાળ જવાનો રસ્તો. આ જ નિશાળે ભણ્યાગણ્યા; હવે ત્યાં થઈ પરણવા નીકળ્યા! વેવાઈને માંડવે પહોંચ્યા અને ભલાં સાસુજીએ પોંખ્યા. ચોરીમાં બેઠાં. હસ્તમેળાપ પણ થઈ ગયો. મેં પરણવામાં ના ને ના પાડયા કીધેલી ત્યારે એક ફોઇના છોકરા છોટુભાઇએ શરત

કરેલી કે પરણે તો ગાંહરામાં બધા વચ્ચે બે તમાચા મારે? કુદરત-મેળાપ થઈ ગયો કે તરત મેં એને બોલાવી મંગાવ્યો ને કહ્યુ 'છોટુ-ભાઇ! મારો તમાચા!' બીચારા છોટુભાઈ હારી ગયા અને હસી પડ્યા. પણ હારી તો હું જ ગયો હતો. બચ્ચાજી! છોટુભાઈ શા માટે તમાચા મારે? લેજેને, કુદરત તને હવે કેવીકેવી થપ્પડ મારે છે તે!

જો મન નહોતું તો માળવે નહોતું જવું. અને માળવે ગયા તો મનની મોળાઈ પછી કરવી નહોતી. બકરીની માફક મેં બની બેસીને બધી વિધિ બરાબર પૂરી કીધી અને મધરાતે વહુઅર પાછું ર્યું.

ઘેર આવી, બેસાડેલાં માતાને પગે લાગી, અધરાતે અંબાજીનું મંદિર ખોલાવી ત્યાં દર્શન કરી, પાછા ઘરમાં વડીલોના આશીર્વાદ લેતાં બધાને પગે લાગ્યાં. માને પગે લાગ્યાં; બાપાના પગમાં માથું મૂકી ભાંગી પડ્યો! રડ્યો—ખૂબ રડ્યો. શા કારણથી રડ્યો,—કોણ જાણે. પણ હુસકેહુસકે રડ્યો, ઘણી વાર સુધી રડ્યો.

બીજે દિવસે બાકી રહેલા મુરબ્બીઓને પગે લાગવા વહુઅર નીકળ્યું ત્યારે ચાર સાલથી ગુજરી ગએલા મામાજીને ત્યાં એમની છબિ આગળ પગે લાગતાં પણ રડ્યો, બહુ રડ્યો.

હવે આ દાયકાની પહેલી પચ્ચીસીના આખરના ભાગમાં આવી પહોંચ્યા છીએ. સુરત, મુંબાઈ, સોલાપુર, ગંગાપુર, દુધેશ્વર, હુગ્ગાસ થોડો થોડો વખત હવાફેર કરી હવે મુંબાઇમાં મલાડમાં પ્રિયવદાને લાવવામાં આવી છે. ૨૫ પૂરાં થઈ ૧૯૨૬ની સાલ શરૂ થાય છે. આ દાયકાની પહેલી પચ્ચીસી આપણે '૨૬ના અધવચમાં જ પૂરી થતી ગણીશું. આ અરસામાં એક અદ્ભુત વાત બની. એનો ખુલાસો હજી હું કરી શક્યો નથી. પણ એ જરા જોઇ લઈએ.

વરસની શરૂઆત તો સારી થઈ. હું વકીલાતનું વાંચું અને એપ્રિલમાં પરીક્ષા. ફેબ્રુઆરીમાં મુનશી-લીલાવતી પરણ્યાં એના ઢોલ વાગ્યા. ત્યાર બાદ માધવબાગમાં વસંત પંચમીનો ઉત્સવ ઊજવાયો. પ્રમુખસ્થાને નાનાલાલ, અને ત્યાં નરસિંહરાવ હાજર. કૉલેજમાં આનંદશંકરે સેરહારી સંયમ અને જીવનનો ઉલ્લાસ એ ઉપર રસિક ભાષણ કર્યું. સુમતિ અને હું ખાસ મલાડથી મુંબાઇ એ સાંભળવા ગયાં. એપ્રિલમાં મહાવીર જૈન વિદ્યાલયમાં રમણભાઇને પ્રમુખપદે સાહિત્ય-પરિષદ થઇ. ત્યાં મટુભાઈ કાંટાવાળા જાતે મને શોધતા આવ્યા અને પરિચય પાડી ગયા. એથી મને ઘણો ઉત્સાહ આવ્યો. પરિષદના મેળાવડામાં રમણલાલ વસંતલાલ દેસાઈ સાથે પહેલો પરિચય થયો, અને બીજી પણ ઘણી ઓળખાણોનો લાભ મળ્યો.

અહીં એ પરિષદ ઉપર આપણે લંબાણ નહિ કરીએ, પણ એ પ્રસંગે મુનશી દંપતીનો ઉત્સાહ અનેરો હતો, અને મનુભાઈ નંદ-શંકરનું કલા ઉપરનું ભાષણ સર્વોત્તમ હતું. એમની બોલવાની શૈલી દિલચસ્પ હતી. વનિતા વિશ્રામની પાછળના મેદાનમાં યોજાએલા મેળાવડામાંના ગરબામાં મારો એક ગરબો ગવાયો. માર્યક્રમમાં ગરબો છપાયો હતો, પણ સાથે કર્તાનું નામ નહોતું. એથી મનમાં રીસ તો ભારે ચડેલી, પણ ગવડાવનાર પન્ના—સર મનુભાઈની દીકરી હતી, એટલે મન પ્રફુલ્લ હતું. અત્યંત માર્દવભરી એ લાવણ્યમૂર્તિને આપણે આગળ ઉપર મળીશું, પણ ગમે તેવા નગાલા ગરબાને પણ સજીવન કરવાની પન્ના મહેતામાં અનેરી શક્તિ હતી.

પરીક્ષા પૂરી થઈ અને હું વલસાડ-મલાડ વચ્ચે આંટા મારવા મંડ્યો. ધ્રુવસાહેબ તીથલ હવાફેર માટે આવનાર હતા તે માટે બંગલો જોવા અમારે ત્યાં આવી ઊતર્યાં, ત્યારે પણ મારા બાપુજીની છાની ગજગજ ઊછળી હતી. એ સૌજન્યમૂર્તિની મહેમાની અમદા-વાદમાં મેં બહુ માણી હતી, પણ એમનું આતિથ્ય અમે વલસાડમાં તો શું કરી શકીએ? મારા બાપુજીએ બે દિવસ રજા લીધી અને એમની સાથે તીથલમાં બંગલો પસંદ કરવા ફર્યા. વલસાડ-તીથલની વચ્ચે વાંકી નદી પર શુક્લજીના બંગલામાં એમનું કુટુંબ આવી રહ્યું.

એપ્રિલ ગયો અને મે આવ્યો. એની શરૂઆતમાં નરસિંહરાવ દિવેટિયાને પ્રિયંવદાની માંદગીની પૂરી ખબર પડી;—ખબર તો હતી જ, પણ એમણે હિંમત કરી સામું કહેણ કર્યું.

'ચન્દ્રવદન! તમે તો વૈકુંઠભાઇના કુટુંબીજન જેવા થઈ ગયા છો, તો એક વાત હેમને ના કરો?'

'જરૂર, સાહેબ!'

'મ્હેં સાંભળ્યું છે કે હેમની દીકરી માટે હેમણે બધી જ દવા અજમાવી જોઇ છે, બધા જ ડાક્તરો કન્સલ્ટ કરી લીધા છે.'

'હા જી.'

'તમને ખબર તો હશે જ કે દયારામભાઈ હમારે ત્યાં રહે છે.'

'હા જી.'

'અને એ હોમીઓપથીના ઘણા જ હોશિયાર જાણકાર છે. એને કેસ સોંપો તો? દયારામભાઇ કબુલ કરશે કે કેમ એવું નથી જાણતો, કારણ એ આમ તો ભાગ્યે જ કોઈને મળે છે. પણ તમે પહેલાં વૈકુંઠ-ભાઇની રજા લ્યો, હું ઘરમાં એમની મરજી જાણી લઉં, અને મને તમે કાલે મળો.'

દયારામ ગીદુમલ જાણીતા સિંધી જજ તે એમના જમાઇ. આખરના દિવસોમાં એ વાંદરામાં નરસિંહરાવને ત્યાં જ રહેતા.

વૈકુંઠભાઇ તો દયારામભાઇને બરાબર ઓળખે. અને હવે દવા કરીને થાક્યા પણ હતા. આખરનો પાસો હતો. ભલે અજમાવીએ, કરી હા પાડી. ત્યાં દિવેટિયાસાહેબે પણ દયારામભાઈની મંજૂરી મેળવી.

'જુઓ ચન્દ્રવદન! દયારામ બહુ ચીવટવાળા છે. દરદી વિષે એટલા તો સવાલો પૂછશે કે તમે કંટાળશો. કેટલીક વિગતો તમારે માબાપ પાસેથી મેળવવી રહેશે. પછી એ દવા નક્કી કરશે. છોકરી નાની હતી ત્યારે કયે પડખે સૂતી હતી અને તકિયો કેમ રાખતી ત્યાથી માંડી અત્યારની ચોક્કસ હાલત વિષે ઝીણામાં ઝીણી વિગતો મેળવવી પડશે.' કંઇક અટકી એમણે ઉમેર્યું, 'પણ હા, તમારી તો એ દવા છે, એટલે તો તમે હોંશેહોંસે કરશો જ.'

મલાડથી હું વાંદરા નરસિંહરાવને ત્યાં જાઉં. કદાચ અમે સ્ટેશન પર જ નોંધણીની આપલે કરી લઈએ. એમ બેત્રણ દિવસ સવાલ-જવાબો ચાલ્યા પછી દયારામભાઈએ દવા આપી.

લગભગ સો સવાલોના જવાબો આપ્યા પછી તા. ૧૩મીથી દવા શરૂ થઈ એની અસર, ફેરફાર, પરિસ્થિતિ વગેરેની એક નોંધપોથી જ શરૂ કરી. દયારામભાઈને મેં ત્યારે જ પહેલી—અને છેલ્લી વાર જોયા. 'જોયા' એટલા માટે કે એ બોલતા તો ભાગ્યે જ.

મેની અધવચ આવી અને મારે બેત્રણ દિવસ માટે પાછા વલસાડ જવાનું થયું. પેલા પરાગજીના નાના ભાઈ દયાળજીનાં એને ગામ લગ્ન હતાં. દવાના થોડા ઉપતા અપાઈ ચૂક્યા હતા. હોમીઓ-પથી દવા એટલે થોડા દિવસ રાહ જોવાની હતી.

તા. ૧૮મી મેને દિવસે હું વલસાડ જવા નીકળ્યો. જતાં પહેલાં હું પ્રિયંવદા પાસે ગયો. એણે હાથ જોડી કહ્યુ 'આવજો.' જરા રહી ઉમેર્યું કે 'બોલ્યુંચાલ્યું માફ કરજો.' મુંબાઇથી મારી સાથે ઉપેન્દ્ર દેસાઈ પણ આવ્યો હતો.

૧૯મીએ ઉપેન્દ્ર ને હું વલસાડથી સચીન થઈ બજાણા પહોંચ્યા. રાત્રે લગ્ન ખાધાં, ગામડા ગામમાં લગ્ન. જરા અવનવું તો ખરું જ. બાર સાડાબારે લગ્ન પતી જતાં સૂતા. અમે તો બહારની ઓસરી

પરે જ આદર્શો નાખી ઊંઘી ગયા હતા.

માંડ એકાદ કલાકની ઊંઘ આવી હશે અને ચાર વાગ્યે સફાળો જાગ્યો. બધા ધસમસાટ શોને અને મને કશી સમજ ન પડે. જીવ ગભરાતો હોય એવું લાગ્યું. ફળિયામાં આંટા મારવા માંડ્યા પણ અમૂંઝણ ઓછી જ ન થાય. પછી તો ગજરકા સુધી સુવાયું જ નહિ.

ચારથી છના એ બે કલાકના ગાળામાં અનુભવેલી એ ચણચણાટી હજી પણ યાદ છે. કોના સોગન ખાઉં? જે બન્યું તે હું યથાસ્થિત જ કહું છું. સવારે ચા પીતાં પરાગજીને તેમજ રૂપેન્દ્રને ગભરાટની વાત કરી, પણ અમે કોઈ એનો ખુલાસો કરી શક્યા નહિ.

પણ મારું મન તો બસ વહેલા વહેલા વલસાડ જવાનું જ કહે. ગાડલા જોડો! ગાડલા જોડો! પણ કંઈ મેળ ખાય જ નહિ. સવારે તો કોઈએ ન જ નીકળવા દીધા. ખાવાનું તો મન માને જ નહિ. આખરે બપોરે વલભાગાથી ગાડલાંમાં ખરવાસા ગયા, ત્યાંથી સચીન આવી ટ્રેન પકડી રાત્રે વલસાડ લોકલમાં ઘેર પહોંચ્યા.

આખે રસ્તે કંઈ ચેન ન પડે. થાક પણ ઠીક લાગ્યો હતો. રાતે નવેકને સુમારે ઘરમાં દાખલ થયા. દાદર ચડી મારો એક જૂનો સોફા હતો ત્યાં હું આડો પડ્યો. કોઈ દિવસ નહિ અને તે દિવસે મારી બા એકદમ મારે પડખે આવી બેઠી, અને ધીમેથી 'બાબુ' એટલું જ બોલી બાપુજી જરા દૂર હીંચકે બેઠા હતા ત્યાંથી બોલ્યા 'પહેલાં કંઈ ખાઈ લે.' રૂપેન્દ્રને પણ ખાવાનું કહ્યું.

પણ શું ખાય? બા જે રીતે મારી પાસે બેઠી તે ઉપરથી જ સવારના મારા ચણચણાટનો તાગો મળી ગયો હતો હું ચોંકું કે બેઠો થાઉં ત્યાં તો બાથી ન રહેવાયું. એકાએક રડી પડી. 'બપોરે તાર આવ્યો' એટલું માંડ બોલી, અને મારે માથે હાથ ફેરવવા મંડી. પણ એને પે ડૂમો ભરાઈ આવ્યો અને મોટેથી રડી પડી. ગજરકે ચાર—બરાબર ચાર વાગ્યે મલાડમાં પ્રિયંવદા ગુજરી ગઈ હતી!

અરધાએક કલાક સુધી તો મારી આંખ ખુલી જ નહિ પછી ડૂમો નીકળ્યો અને ચોધાર આંસુએ રડ્યો. મન માને નહિ. અગિયારની લોકલ ઊપડવાની તૈયારીમાં હતી; પણ બધાએ વાર્યો: 'એમ દોડ્યો દોડ્યો મુંબાઈ જઈને કરશે પણ શું?' અને વાત ખરી હતી.

રાત તો ગઈ. સવારે વહેલો જાગ્યો, અને જોઉં છું તો ફ્રન્ટીઅર જરા મોડો આવેલો તેનું ઍન્જિન હજી છૂટતું હતું. ત્યાંથી સ્ટેશન પર પહોંચવું તો બે મિનિટ. હું તો 'જાઉં છું' કહી સીધો એમ જ સ્ટેશન પર, અને ઍન્જિન પાસેના ડબ્બામાં બેસી ગયો. આખી સવાર મને ગજરકે થએલા ચણચણાટના જ વિચારો આવ્યા કરે. આવો વિચિત્ર યા અદ્ભુત અનુભવ ફરી મને કદી થયો નથી. અને હું એનો કશો ખુલાસો પણ કરી શકતો નથી. અગિયારેક વાગ્યે મલાડ પહોંચ્યો, ત્યાં તો પગ થાંભલા બની રહ્યા. જીભ સિવાઈ ગઈ.

ત્રણેક દિવસ રહી પ્રિયંવદાનાં મા કુસુમભાભી મને બંગલાના પાછળના ભાગમાં આવેલા નાના બગીચામાં લઈ ગયાં, અને કહ્યું કે 'આ ખાટલી છૂટી કરી નાખવાનું તારું કામ. મારા હાથ ઊપડતા નથી.' અને પછી...અને પછી એમણે જે વિલાપ કર્યો છે, જે વિલાપ કર્યો છે! અમને ઘડીભર તો થયું કે કુસુમભાભીને કંઈ થઈ જશે.

નાની પણ સરસ ખાટલી હતી. અમે ખાસ બનાવડાવેલી હતી. માંડમાંડ છોડી. મારી બેન સુમન ત્યાં આવી રહેલી હતી. હું, એ અને સુમતિ, એમ ત્રણેએ તે છૂટી કરી અને કોઈને આપી દીધી.

બધું શરીર ખવાઈ ગયા પછી હોમીઓપથી શરૂ કરી. બહુ મોડી, અને મારા થોડાંક પડીકાં ગયાં હશે. પણ એનો કંઈ અર્થ નહોતો. વૈકુંઠભાઈને સાચો દિલાસો તો નરસિંહરાવ ખરખરે આવ્યા ત્યારે મળ્યો. એમની આંખમાં ત્યારે પાણી તો નહોતું, પણ કારુણ્યપૂર્ણ નરસિંહરાવને મૂગા ભક્તિમય બેઠેલા જોઈને કોઈને પણ હિંમત આવે. મને તો એમને જોઈ એમની સ્મરણસંહિતા જ આખી યાદ આવવા માંડી.

પ્રિયંવદા ગઈ! ૧૯૧૧માં જન્મી ૧૯૨૬માં મ. ૧૫ વરસ જીવી ચાલી ગઈ. એમાં છેલ્લાં ત્રણચાર વરસ તો ક્ષયમાં પીલાઈ પથારીમાં જ કાઢ્યાં ડાક્ટરોએ બળજબરીથી સુવાડી મૂકી. એ પથારી નીચે એ એનું એક જેસ્તાન રાખતી. એની ધરવખરી. પૂંઠાં, દોલત, ખજાનો, નાનીમોટી એપાંચ ચીજો.

એમાં પેલી 'ભ્રમ'ની એના હાથની કરેલી એક વધારે નકલ નીકળી. એમાં એણે પોતે જ નોંધ કરી હતી: 'આવી કવિતા લખી છે તે ઠીક છે; પણ હવે આવુંઆવું લખતા નહિ. કંઈ સારુંસારું લખજો.'

એ પણ એક વિચિત્ર ઘટના જ બની. મેં એ 'વિરહકાવ્ય' લખવા માંડ્યું હતું! સૌ જાણતા હતા કે પ્રિયંવદા ખરા કરવાની નથી. એના જીવતાં એના અવસાન વિષે ખાસ્સું ૫૦૦-૬૦૦ લીટીનું કાવ્ય લખ્યું. એણે પોતે એની મારે માટે નકલો કીધી. આખરે આવી નોંધ કરી.

કોણ જાણે કેમ, ૧૯૨૨માં લખવા શરૂ કરેલા એ કાવ્યને મરામત કરી હું કદી પૂરું કરી શક્યો જ નહિ—પ્રકટ પણ કરી શક્યો નહિ. 'ઇલાકાવ્યો'માં 'ગાઢ નિંદર' એના મૃત્યુ પર લખી, અને અર્પણ

'પ્રિયે...અહક નામ એ ન ઉચરાય હાવાં પૂરું.'

એ સૉનેટની પહેલી લીટી પેઠે 'ભ્રમ' પણ પૂરું ન જ થયું.

દાયકાની પહેલી ક્રૂર પચ્ચાસી પૂરી કરીએ તે પહેલાં, જેમને રસ હોય તેમને માટે, 'ભ્રમ'માંથી થોડી લીટી અહીં દાખલ કરું તો એ નિર્બળતા કૃપા કરી નભાવી નહિ લ્યો?

'ભ્રમ'ને ત્રણ ભાગમાં વહેંચી નાખ્યું હતું: સાંજ, મધરાત અને પરોઢ. નરસિંહરાવ, બલવંતરાય ને ખબરદારે ત્રણેએ કરેલા સુધારા મને કબૂલ હતા. પહેલા ભાગમાં શરૂઆત આમ છે:

(અનુષ્ટુપ)

વિશ્વનો ગરવો રાસ, ગયો થંભી ઘડીભર;
વ્યોમ ને અવનિ મધ્યે, શાંતિ સ્થિર ચરાચર.

એક યુવાન કલ્પેલો છે, તે પોતાનું દુઃખ રડતાં કહે છે—

ઉઘાડી કાળની પોથી, મનોચક્ષુ વડે પઢે.
ભૂંસવા મથતો નામ, તેમ તે સ્મરણે ચઢે.

પછી થોડી લીટી જવા દઈએ—

(વસંત)

'હા દૈવ! દૈવ!' વદતો નિજ નેન બંધ,
જાણે તૂટી સકળ આ ગયું વિશ્વતંત!
બ્હેની! હવે વિવિધ બોધ જ કોણ દેશે?
ને બ્હેન ઓ વચન બે કટુ કોણ કહેશે?
'ખમ્મા' શુભાશિષ વદી નહિ વારણાં લે,
'ઓ ભાઈલા!' નહિ વદીશ ફરી તું વ્હાલે.
ઊજળતી નભ વહે જ્યમ વ્યોમગંગા,
એવી હતી હૃદય નિર્મળ સ્નેહગંગા;
લીધા ખરે ઝડપી તેં નિજ અંકમાળ,
કાં ઓ મને ય ઝડપે નહિ ક્રૂર કાળ!

વળી થોડા ફકરા છોડી દઈએ—

સંગીત તેં જીવનમાં જગવ્યું અમોલું,
એના હવે મધુર સૌ ભણકાર ઘોળું;
ને એ રહ્યા સ્મરણઅંકિત સૂર તારા
સંગીતનાયક સમીપ જ દોરનારા.

# લવાજમ વધારા વિષે

સપ્ટેમ્બર અંકમાં અમે કરેલી જાહેરાતના ઉત્તરમાં અમને સંખ્યાબંધ ગ્રાહકો તરફથી સહાનુભૂતિના પત્રો મળ્યા છે અને તેમાંની યોજના અનુસાર અમુક ગ્રાહકોએ એકએક નવો ગ્રાહક મોકલી ચાલુ લવાજમે 'કુમાર' મેળવવાનો લાભ લીધો-અપાવ્યો છે. કેટલાકે તો બબ્બે ત્રણત્રણ ગ્રાહકો પણ મોકલ્યા છે. બીજાઓએ નવા વધારેલા લવાજમે 'કુમાર' મોકલવા જણાવ્યું છે એટલું જ નહિ, પણ મોટા ભાગનાએ તો અમે સૂચવ્યા કરતાં મોટી રકમ રાખીને પણ કોઈપણ ઉપાયે 'કુમાર' ચાલુ રાખવા અમને આગ્રહ કર્યો છે. તેમના આ પ્રેમ ને ઉત્સાહથી અમને ધારણ મળી છે ને એ સદ્ભાવ માટે અમે સૌના ઘણા આભારી છીએ. એ રીતે ચાલુ લવાજમે ગ્રાહકો નોંધવાની મુદત આ માસ–ડિસેમ્બર આખરે પૂરી થશે. એટલે આ પંદર દિવસમાં જેમને લાભ લેવો હોય તેઓ પોતાના તથા પોતે નોંધાવતા હોય તે નવા ગ્રાહકના લવાજમની રકમ ડિસેમ્બરની ૩૧મી તારીખ પહેલાં અમને પહોંચે તે રીતે મની-ઑર્ડરથી મોકલી આપે. **આ યોજનામાં વી.પી. કરવામાં નહિ આવે.**

બાકીના બધા ગ્રાહકોએ આવતા વર્ષનું લવાજમ નવ રૂપિયા (પરદેશ રૂ. ૧૧ કે શિ. ૧૭) લેખે મોકલવાનું રહેશે. અમે ફરીથી કહીએ છીએ કે આ વધારો અમારે ઘણા જ ક્ષોભ ને દુઃખ સાથે જાહેર કરવો પડ્યો છે. પણ કાગળ ને બીજાં મુદ્રણસાધનોના ભાવ-વધારાને કારણે નિરુપાયે અમને આમ કરવાની ફરજ પડી છે. અમને શ્રદ્ધા છે કે અમારી મુશ્કેલી પ્રમાણીને બધા જ ગ્રાહકો અમને ટકી રહેવામાં સહાયભૂત થશે.

---

અને આગળ છેલ્લે—

અનાયાસ, અસંબદ્ધ, વાણી એ વદતો રહ્યો,
હૈયાભાર વધ્યો જ્યારે, નિદ્રાધીન થઈ રહ્યો.

અહીં પહેલો ભાગ પૂરો. એમાં નરસિંહરાવ બલવંતરાય બન્નેની સ્પષ્ટ અસર જોઈને? પછી વાત આગળ વધે છે. એમાં એ યુવકને કોઈ દેવદૂતી આવી જગાડે છે, આશ્વાસન આપે છે અને મૃત્યુનો ભેદ સમજાવે છે. એ 'મધરાત'નો પહેલો શ્લોક:

વાચા ત્યજી શબરૂપ બની નિગૂઢ,
છાઈ રહ્યું તિમિર ગાઢ, દિગંત મૂઢ;
ગાંભીર્યનું ગહન રૂપ ધરી અકેલી,
આવી અચાનક ત્યહીં મધરાત વ્હેલી.

પછી કેટલીક સોરઠી લલિત છંદમાં છે. એમાંની એકબે—

તિમિરથી ભરી કાળની ગુફા,
મમ કને લઈ સ્નેહદીપિકા;
અમર ધામમાં આવું ઢૂંઢતો
સમીપમાં થશે આત્મસ્વાંકતો.

પછી—

(વસંત)

*વાચા બધી ગઈ દૂબી નિજ અશ્રુધોધે,*
ઊંડું ભમી હૃદયમાં ચિર શાંતિ શોધે;
આંસુભરી શ્રમિત આંખ થઈ નિરાશ,
બાંધે દયાળુ દુઃખશામક નિદ્રપાશ.

અહીં પણ નરસિંહરાવની અસર ચોખ્ખી છે—

હૈયે અશાંતિ દમતી, સહવું અકારું,
રે હાય આજ જગમાં નહિ કોઈ મારું;
આશા ફૂંગી પલકમાં સહુ છેદનારું
હું મોત શું અમર એક જ જીવનારું?
વિધિની વસમી વાતો, બોલવી ગમતી નથી,
હૈયાનાં દુઃખની ધૂણી, હજી હૈ શમતી નથી.
ઊંધી દીસે જગતની ગતિ કેમ આવી?
ઊંડું રહસ્ય જ હશે કંઈ શુભ ભાવી,
એવું વદી જન બહુ કંઈ દે દિલાસા,
ઓછી શું એ થકી થતી દિલની નિરાશા?

ભક્તિભર્યું જીવન નિર્મળ ઈશદોર્યું,
જ્વાલાભર્યું, સુમતિપ્રેરક, પુણ્યમ્હોર્યું;
અશ્રુ સમુ સરી પડ્યું જગ રીત ગાલે,
સંતપ્ત હૈયું નિજને દિનરાત બાળે.
કાંડી બધો હૃદયનો વસમો વિષાદ,
હું જાણું, અંતર થકી સુણું દિવ્ય સાદ;
જાણી હવે મરણ સુંદર સ્વપ્નજાળ,
ભૂલી બધો શ્રમ હવે કર તું ઉજાળ.

અહીં એમ જરા આશાસ્પદ થતાં 'મધરાત' પૂરી થાય છે અને 'પરોઢ'નો બીજો હપ્તો શરૂ થાય છે. એનો પહેલો ફકરો—

(મંદાક્રાંતા)

ધીમે ધીમે તિમિરગરવી રાત વીતી જતી'તી,
ને હૈયાની ગડમથલ સૌ શાંત ત્યારે થતી'તી;
ધીમે ધીમે, મરણભ્રમણા કેધતી તે ય ભાંગી,
ને ત્યાં દૈવી, જીવનપથમાં જ્ઞાનની જ્યોત જાગી.

'પરોઢ'ના વર્ણનમાં આવે છે—

(વસંત)

ઉષા અરુણ રાહ જોતી આભલામાં,
*તારા વીણીવીણી ભરી કરખોબલામાં*
સૃષ્ટિ જગાવતી ગઈ દઈ તેજલ્હાણું,
છાજો હડે જનકરે ઉગતાં જ ભાનુ.
ખીલેલ ફૂલ જલબિન્દુ ધરી વિલોલે,
મોતી સમું ચળકતું કરમાં હિંચોળે;
ઊંઘાડતા અનિલ ડાળરડાં જ ગાય,
પંખાળવા મધુર શાંતિ ત્યહીં લપાય.

એમ લાંબું ચાલ્યું જાય છે; છેવટે—

(ઝૂલણા)

દ્વાર ચૈતન્યનું ઊઘડે ત્યાં દિશા
રક્તવરણી થતી શ્યામળી જે,
દિવ્ય તેજે ભર્યો ભાનુ ત્યાં ઝળકતો
શુદ્ધ થઈ ધ્યાનથી નમન કીજે.

એમાં બીજા ત્રણ ફકરા ખબરદારે ઉમેરેલા તે અહીં નથી મૂક્યા.

· આ ઉમેરી મેં કંટાળો આપ્યો હોય તો ક્ષમા આપજો. (ચાલુ)

[આવતે વર્ષે શરૂ થતા વિભાગમાં નાટ્યપ્રવૃત્તિનો મધ્યાહ્ન, મંથનભર્યું દાંપત્ય, સ્વાતંત્ર્યની લડતમાં કૉંગ્રેસ-પત્રિકાનું તથા બીજું કામ, અને છેવટે ઑલ ઇંડિયા રેડિયોમાં પ્રવેશ સુધીના બાર હપતા આવે છે, તે આવતું આખું વર્ષ સિલસિલાબંધ રસ જગાવતા રહેશે.]

આપણા રાજદ્વારનો એક ઓછો જાણીતો પણ ઘણો રસમય વિષય·

# પ્રોટોકોલ અને પરદેશી એલચીઓ

પરદેશોના એલચીઓના સમાચારો સાથે વર્તમાનપત્રોમાં આ 'પ્રોટોકોલ' શબ્દ કોઈકોઈ વાર વાંચવામાં આવે છે. એનો અર્થ શો? એનો મુખ્ય અર્થ થાય છે 'રાજદ્વારી શિષ્ટાચાર પદ્ધતિ તથા તેનું ખાતું'. તેનું કામ દેશપરદેશના એલચીઓ સાથેના રાજદ્વારી શિષ્ટાચાર સાચવવાનું છે. આપણા દેશમાંના બધા પરદેશી પ્રતિનિધિઓ આપણી વિદેશ-કચેરી સાથે આ ખાતા મારફતે સંપર્ક સાધે છે.

દરેક રાજતંત્રમાં આ ખાતું રાખવામાં આવ્યું હોય છે. રાજદ્વારી પ્રતિનિધિઓનું સ્વાગત કરવું, તેમના ઓળખપત્રો, નિમણૂક-પત્રો વગેરેની રજૂઆત કરવા માટેની ગોઠવણો કરવી, તેમની કચેરી માટે અને તેમને રહેવા માટે મકાનો નક્કી કરવાં, અને રાજદ્વારી પ્રતિનિધિઓ તરીકેના માનમરતબા, તેમના ખાસ અધિકારો તથા અબાધ્યતાઓ (ઈમ્યુનિટીઝ) ખાત્રીપૂર્વક જળવાઈ રહે એ માટે સતત દેખરેખ રાખવી વગેરે ફરજો એ ખાતાને માથે હોય છે. વળી બધા સત્તાવાર સમારંભમાં દેશદેશના રાજદ્વારી પ્રતિનિધિઓના અગ્રપદનો ક્રમ બરોબર જળવાઈ રહે એ માટેનો પ્રબંધ પણ એ ખાતાએ કરવાનો હોય છે. આ ક્રમ નક્કી કરવા માટે તે રાજદ્વારી પ્રતિનિધિએ જે દિવસે પોતાના ઓળખપત્રો સત્તાવારરીતે રજૂ કર્યાં હોય તે તારીખને લક્ષમાં લેવામાં આવે છે.

વળી જે દરજ્જાનો વિદેશી પ્રતિનિધિ હોય તે અનુસાર તેના સ્વાગતવિધિમાં ફેર રહે છે. રાજદ્વારી પ્રતિનિધિઓના ચાર પ્રકારો અથવા દરજ્જા હોય છે: (૧) ઍમ્બૅસેડર (એલચી); (૨) મિનિસ્ટર પ્લેની-પોટેન્શીઅરી ઍન્ડ એન્વૉય એક્સ્ટ્રા-ઑર્ડિનરી (કુલમુખત્યાર પ્રધાન અને અસાધારણ પ્રતિનિધિ); (૩) મિનિસ્ટર રેસિડેન્ટ (નિવાસી-સચિવ) અને (૪) શાર્જ દા 'ફેર (વ્યવસ્થાપક). જો રાજદ્વારી પ્રતિનિધિ પહેલા ત્રણમાંથી કોઈ એક દરજ્જાનો હોય તો દરબારમાં તેનું સ્વાગત, જ્યારે તે પોતાના ઓળખપત્રો રજૂ કરે ત્યારે, શિરસ્તા મુજબના સર્વ વિધિઓ સહિત રાજ્યનો વડો કરે છે. પણ જો તે માત્ર શાર્જ દા 'ફેરનો દરજ્જો ધરાવતો હોય તો પોતાનો ઓળખપત્ર તેણે વિદેશપ્રધાન સમક્ષ રજૂ કરવાનો હોય છે, ને વિદેશપ્રધાન દરબારમાં તેનું સ્વાગત કરે છે. આ સત્તાવાર સ્વાગત વડે તે પ્રતિનિધિનો સત્તાવાર સ્વીકાર થયા પછી તે પોતાના હોદ્દાનાં કર્તવ્યો શરૂ કરે છે.

પ્રત્યેક પ્રતિનિધિને એક સીલબંધ ઓળખપત્ર અને તેની એક ખુલ્લી નકલ આપવામાં આવે છે. તે પ્રતિનિધિ પોતાના લક્ષ્યસ્થળે પહોંચ્યા પછી તુરત જ તે દેશની વિદેશકચેરીને પોતાના આગમનની જાણ કરવા માટે પોતાના ઓળખપત્રની ખુલ્લી નકલ મોકલી આપે છે. આ રીતે તેના આગમનની જાણ થયા પછી ઓળખપત્રો રજૂ કરવાના વિધિ માટેની તારીખ નક્કી કરવામાં આવે છે. સામાન્યતઃ કોઈ ખાસ સંધિ (ટ્રીટી) અથવા કરાર (કન્વેન્શન) કરવાનો હોય તો સ્થાયી પ્રતિનિધિને તે માટેની સત્તા આપતો ખાસ અધિકારપત્ર અપાય છે, જે 'ફુલ પાવર્સ'ને નામે ઓળખાય છે.

ઍમ્બૅસૅડરો (એલચીઓ) પોતાના રાજ્યના વડાના અંગત પ્રતિનિધિઓ લેખાય છે અને તેથી સામા રાજ્યના વડા સાથે જાતે વાટાઘાટ કરવાના ખાસ અધિકારો તેઓ ભોગવે છે. એલચીઓના નામની આગળ "હિઝ એક્સેલેન્સી" શબ્દનો ઉપયોગ થાય છે અને તેઓ જે દેશમાં પોતાની નિમણૂક થઈ હોય તે દેશના વડા સાથે ગમેતે વખતે મુલાકાતની માગણી કરી શકે છે.

'મિનિસ્ટર પ્લેની-પોટેન્શીઅરી' અને 'એન્વૉય-એક્સ્ટ્રા-ઑર્ડિનરી'નો દરજ્જો ધરાવનારા પ્રતિનિધિઓ પોતાનાં રાજ્યોના અંગત પ્રતિનિધિઓ લેખાતા ન હોવાથી સામેના રાજ્યના વડા સાથે જાતે વાટાઘાટ કરવાનો તેમજ ગમે તે વખતે મુલાકાત માગવાનો તેમને અધિકાર નથી. તેમને શિષ્ટાચાર ખાતર જ 'એક્સેલન્સી' કહે છે.

પરંતુ 'મિનિસ્ટર રેસિડેન્ટ' તો શિષ્ટાચાર ખાતર પણ 'એક્સેલેન્સી' કહેવાતા નથી. એટલો તફાવત બાદ કરતાં તેમની અને 'મિનિસ્ટર પ્લેની-પોટેન્શીઅરી' વચ્ચે કશો ફરક નથી.

શાર્જ-દા 'ફેર (charge d'Affairs) તો માત્ર એક વિદેશકચેરી તરફથી બીજી વિદેશકચેરી ખાતેના પ્રતિનિધિ જ હોય છે અને તેઓ બીજા રાજદ્વારી પ્રતિનિધિઓ જેવાં સન્માનો ભોગવતા નથી.

કોઈ પણ રાજ્ય ખાતે પ્રમાણિત કરવામાં આવેલા જુદાજુદા રાજ્યના આવા બધા રાજદ્વારી પ્રતિનિધિઓ મળીને 'ડિપ્લોમેટિક કોર' નામનું મંડળ બને છે. આ મંડળના વડાને 'ડૉયન' કહેવામાં આવે છે અને બધામાં જે સૌથી વધારે અનુભવી એલચી, અથવા સૌથી વધારે અનુભવી 'કુલમુખત્યાર પ્રધાન' હોય તે 'ડૉયન' બને છે. આ ડિપ્લોમેટિક કોર જોકે કોઈ કાયદા વડે સ્થાપિત થએલું મંડળ નથી, છતાં એ ઘણું મહત્ત્વનું મંડળ છે; કારણ કે તે રાજદ્વારી પ્રતિનિધિઓના ખાસ અધિકારો અને સન્માનો સંબંધે દેખરેખ રાખે છે.

## ખાસ રાજદ્વારી અધિકારો

રાજદ્વારી પ્રતિનિધિઓ તેમનાં ઔપચારિક સન્માનો ઉપરાંત બીજા પણ કેટલાક ખાસ અધિકારો ભોગવે છે. રાજ્યોના વડાઓની માફક તેમને પણ પવિત્ર (સેક્રોસેન્ક્ટ) લેખવામાં આવે છે અને તેમની અંગત સલામતીના સંબંધમાં તેઓને ખાસ સંરક્ષણ આપવામાં આવે છે. જે રાજ્યમાં તેમની નિમણૂક થઈ હોય તે રાજ્યના કોઈ પણ પ્રકારના ફોજદારી ન્યાયક્ષેત્રમાંથી તેઓ મુક્ત ગણાય છે. આ ખાસ અધિકારો આપવા પાછળ એવી ગર્ભિત માન્યતા રહેલી છે કે તેઓ તે રાજ્યની આંતરિક વ્યવસ્થા સાથે સુસંગતરીતે વર્તશે. જો તે અન્યથા વર્તે તો તે રાજ્ય એને પાછો બોલાવી લેવા માટે દબાણ કરી શકે અથવા તેને પાછો સ્વદેશમાં મોકલી શકે. વળી એક અપવાદ એવો પણ કરવામાં આવ્યો છે કે જો રાજદ્વારી પ્રતિનિધિ હિંસક કૃત્ય કરે અથવા પોતે જ્યાં નિમાયો હોય તે રાજ્ય સામે કાવતરું કરે તો એવાં કૃત્યોની પુનરાવૃત્તિ થતી અટકાવવા માટે તે રાજદ્વારી પ્રતિનિધિને ગિરફતાર કરી શકાય; પરન્તુ અમુક મુદત બાદ તે પ્રતિનિધિને સહીસલામત રીતે સ્વદેશ પહોંચાડવો પડે.

વળી રાજદ્વારી પ્રતિનિધિઓ જ્યાં હોય તે રાજ્યના કરવેરામાંથી પણ મુક્ત ગણાય છે. આ અધિકાર તેમના પરિવાર (રેટિન્યૂ)ને પણ લાગૂ પડે છે. એ પરિવારનાં માણસોના ચાર પ્રકાર પાડવામાં આવ્યા છે: પહેલા વર્ગમાં કાઉન્સેલર્સ, ઍટૅશીઝ અને સેક્રેટરીઓ, લિગેશનનો ચાન્સેલર અને તેના મદદનીશો, તથા કાનૂની સલાહકાર વગેરેનો સમાવેશ થાય છે; બીજા વર્ગમાં તે પ્રતિનિધિના પ્રાઈવેટ સેક્રેટરી, તેના અંગત નોકરો, તેનાં બાળકોના શિક્ષક તથા ગવર્નેસ વગેરેનો સમાવેશ થાય છે; ત્રીજા વર્ગમાં તેની પત્ની અને બાળકો તેમજ તેના કુટુંબમાં અને તેના (અનુ૦ પૃ. ૪૨૭મે)

આ નીચે ભારતે પરદેશોમાં મોકલેલા તથા પરદેશોના ભારતમાં રહેતા એવા, જુદાજુદા પ્રકારના રાજદ્વારી પ્રતિનિધિઓની યાદી આપી છે. તેમાં એલચીઓ વગેરે પ્રકાર દરેકના નામ સામે આપ્યા છે. વચ્ચે ઘાટાં બીબાંમાં દેશનું નામ છે; અને તેને ડાબે પડખે તે દેશમાંના આપણા એલચીનું નામ, તથા જમણે પડખે આપણે ત્યાંના તેના એલચીનું નામ આપેલાં છે.

| વિદેશોમાં ભારતના પ્રતિનિધિઓ | | ભારતમાં વિદેશોના પ્રતિનિધિઓ |
|---|---|---|
| શ્રી વી. કે. કૃષ્ણમેનન (હાઈ કમિશ્નર) | **બ્રિટન** | લેફ્ટેનન્ટ જનરલ સર આર્કિબાલ્ડ નાઈ (હાઈ કમિ.) |
| શ્રી મોહનસિંહ મહેતા (હાઈ કમિશ્નર) | **પાકિસ્તાન** | ખાનબહાદુર મહંમદ ઇસ્માઈલ (હાઈ કમિશ્નર) |
| શ્રી આર. આર. સક્સેના (હાઈ કમિશ્નર) | **કૅનેડા** | મિ. વૉરિવિક ફીલ્ડિંગ ચિપમૅન (હાઈ કમિશ્નર) |
| શ્રી કે. પી. કે. મેનન (હાઈ કમિશ્નર) | **લંકા (સિલોન)** | શ્રી સી. કુમારસ્વામી (હાઈ કમિશ્નર) |
| કુમાર શ્રી દુલીપસિંહજી (હાઈ કમિશ્નર) | **ઑસ્ટ્રેલિયા** | શ્રી એચ. આર. ગોલન (હાઈ કમિશ્નર) |
| સરદાર કે. એમ. પાનીક્કર (ઍમ્બૅસૅડર) | **ચીન** | જનરલ યુએન ચુંગ-સીન (ઍમ્બૅસૅડર એક્સ્ટ્રા.) |
| ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન્ (ઍમ્બૅ.) | **રશિયા** | મૉ. કિરીલ વાસીલિવિચ નોવિકોવ ,, |
| શ્રી બી. કે. કપૂર (શાર્જે દ'ફેર) | **ઇરાન** | મૉ. મૂસા નૂરી ઇસ્ફન્દીયારી (ઍમ્બૅસૅડર) |
| શ્રી ચન્દ્રેશ્વરપ્રસાદ નારાયણસિંહ (ઍમ્બૅ.) | **નેપાળ** | મે. જ. વિજય સમશેર જંગબહાદુર રાણા (,,) |
| ડૉ. એમ. એ. રઉફ (ઍમ્બૅ.) | **બ્રહ્મદેશ** | મહા થ્રાય સિથુ ઉ કયીન (ઍમ્બૅ. એક્સ્ટ્રા.) |
| વિંગ કમાન્ડર રૂપચંદ (ઍમ્બૅ.) | **અફઘાનિસ્તાન** | સરદાર ડૉ. નજીબુલ્લાખાન (ઍમ્બૅ. એક્સ્ટ્રા.) |
| શ્રી સી. એસ. ઝા (ઍમ્બૅ.) | **તુર્કી** | મૉ. આલી તુર્કગેલ્ડી (ઍમ્બૅ. એક્સ્ટ્રા.) |
| શ્રી બિનયરંજન સેન (ઍમ્બૅ.) | **સંયુક્ત રાષ્ટ્ર (અમેરિકા)** | મિ. ચેસ્ટર બોલ્સ (ઍમ્બૅ. એક્સ્ટ્રા.) |
| વિંગ કમાન્ડર સરદાર એચ. એસ. મલીક (ઍમ્બૅ.) | **ફ્રાન્સ** | મૉ. આસ્ટ્રૉરાગ (ઍમ્બૅ. એક્સ્ટ્રા.) |
| શ્રી પી. એ. મેનન (ઍમ્બૅ.) | **બેલ્જિયમ** | મૉ. સ્ટીફન હૅલેટ (ઍમ્બૅ. એક્સ્ટ્રા.) |
| શ્રી જે. એ. શાહ (શાર્જે.) | **બ્રાઝિલ** | સિનૉર કેઇઓ ઇ મેલો ફ્રાંકો (ઍમ્બૅ એક્સ્ટ્રા.) |
| શ્રી ભગવત દયાળ (ઍમ્બૅ.) | **ઇન્ડોનેશિયા** | ડૉ. સુદર્સોનો (ઍમ્બૅ. એક્સ્ટ્રા.) |
| શ્રી આર. ગોવર્ધન (શાર્જે.) | **ચેકોસ્લોવાકિયા** | મૉ. ડી. પૉશેની (શાર્જે.) |
| શ્રી બી. આર. સેન (ઍમ્બૅ.) | **ઇટલી** | સિનૉર સિડની પ્રીના રિકોટી (ઍમ્બૅ. એક્સ્ટ્રા.) |
| શ્રી બી. આર. સેન (ઍમ્બૅ.) | **મિસર (ઇજિપ્ત)** | મિ. ઇસ્માઈલ કામિલ બે (ઍમ્બૅ. એક્સ્ટ્રા.) |
| શ્રી બી. આર. સેન (ઍમ્બૅ.) | **યુગોસ્લાવિયા** | મૉ. જોઝ વિલ્ફાન (ઍમ્બૅ. એક્સ્ટ્રા.) |
| શ્રી બી. એન. ચક્રવર્તી (ઍમ્બૅ.) | **નેધરલૅન્ડ્ઝ** | મૉ. એ. એમ. એલ. વિન્કેલમેન (ઍમ્બૅ. એક્સ્ટ્રા.) |
| શ્રી મહંમદ યુનુસ (શાર્જે.) | **ઇરાક** | જનાબ મહંમદ સલીમ અલ-રધી (એન્વૉય એક્સ્ટ્રા.) |
| શ્રી એન. રાઘવન્ (ઍમ્બૅસૅડર) | **ઑસ્ટ્રિયા** | ડૉ. કર્ટ એમ. એન્ડેરી (શાર્જે.) |
| શ્રી બી. આર. સેન (મિનિસ્ટર) | **સીરિયા** | ડૉ. નજીબ અર્મનાઝી (એન્વૉય એક્સ્ટ્રા.) |
| શ્રી ભગવત દયાળ (એન્વૉય એક્સ્ટ્રા.) | **થાઈલૅન્ડ** | મિ. લુઆંગ ક્રિનીટ અકસન (એન્વૉય એક્સ્ટ્રા.) |
| શ્રી એમ. જે. દેસાઈ (મિનિસ્ટર) | **ડેન્માર્ક** | મૉ. હેરી એગિલ યુલડૉલબર્ગ હેન્ડ્રિક્સન (એન્વૉય એક્સ્ટ્રા.) |
| શ્રી એમ. જે. દેસાઈ (મિનિસ્ટર) | **ફિન્લૅન્ડ** | મૉ. હુગો વાલ્વાને (એન્વૉય એક્સ્ટ્રા.) |
| વિંગ કમાન્ડર સરદાર એચ. એસ. મલિક (મિનિસ્ટર) | **નૉર્વે** | મૉ. જેન્સ શિવે (એન્વૉય એક્સ્ટ્રા.) |
| શ્રી એમ. જે. દેસાઈ (એન્વૉય એક્સ્ટ્રાઑર્ડિનરી) | **સ્વીડન** | ડૉ. ગુનાર જારિંગ (એન્વૉય એક્સ્ટ્રા.) હતા |
| શ્રી એન. રાઘવન્ (મિનિસ્ટર) | **સ્વિટ્ઝર્લૅન્ડ** | ડૉ. આર્મિન ડેનિકર (એન્વૉય એક્સ્ટ્રા.) |
| શ્રી એન. રાઘવન્ ( ,, ) | **વૅટિકન** | મોસ્ટ રેવરન્ડ લિયો પીટર કિર્કેલ્સ (એપોસ્ટલિક ઇન્ટર.) |
| શ્રી આર. જી. રાજવાડે (શાર્જે.) | **આર્જેન્ટાઇના** | ડૉ. કર્નલ ડી. રફાએલ સારકાશીઆ (ઍમ્બૅ. એક્સ્ટ્રા.) |
| ... ... | **ચિલી** | ડૉ. જુઆન મરીન (શાર્જે.) |
| સરદાર સંતસિંહ (એન્વૉય એક્સ્ટ્રા.) | **ઇથિયોપિયા** | અતો ઈમાન્યૂઅલ અબ્રહામ (એન્વૉય એક્સ્ટ્રા.) |
| શ્રી કેવલસિંહ ( ,, ) | **પોર્ટુગલ** | ડૉ. વાસ્કો વી. ગારીન (મિનિસ્ટર એક્સ્ટ્રા.) |
| શ્રી બી. આર. સેન (મિનિસ્ટર) | **જૉર્ડન** | મૉ. ફરહાન બે અલ શુબયલાત (એન્વૉય એક્સ્ટ્રા.) |
| મેજર જનરલ પ્રેમ કૃષ્ણ (એન્વૉય એક્સ્ટ્રા.) | **પશ્ચિમ જર્મની** | ... ... |
| શ્રી પી. એ. મેનન (મિનિસ્ટર) | **લક્ઝમ્બર્ગ** | ... ... |
| શ્રી કે. કે. ચિત્તુર (હેડ ઑવ મિશન) | **જાપાન** | ... ... |

# પચ્ચીસ વર્ષ પહેલાં




અંક ૩૬ મો
માગશર ૧૯૮૩

**પ**હેલા જ પાના પર, શ્રી રામનારાયણ પાઠકના જે લેખ 'ક્રાન્તિ'થી આ અંકનો ઉઘાડ થતો હતો તેમાંનો ઉપયોગી ભાગ આજે પણ મનનીય છે :

'આપણા દેવો પૈકી રુદ્ર સંહારનો દેવ છે અને છતાં સુખકર છે, શિવ છે, મંગલ છે; યોગ ને કલાનો તે આદ્ય ગુરુ છે.

રુદ્રની ભાવના વૈદિક અગ્નિપૂજામાંથી વિકાસ પામી છે. અગ્નિનું સ્વરૂપ મંગલ છે. તે માણસને અનેક રીતે ઉપકારક છે. તેનું અન્ન રાંધી આપે છે તેનું ઘર અજવાળી આપે છે, ટાઢથી તેનું રક્ષણ કરે છે. પરંતુ એ અગ્નિ લાકડાનો પણ સંહાર વિના પ્રગટ થઈ શકતો નથી. ઘરમાં અગ્નિ કરવો હોય તો તેને માટે લાકડાનો કે કોલસાનો નાશ થવા દેવો પડે. એ રીતે એ મંગલ સ્વરૂપને પ્રગટ કરવાને માટે પણ સંહારની, વિનાશની જરૂર છે.

ક્રાન્તિનું પણ એવું છે.

ઘણા માણસો ક્રાન્તિથી ડરે છે. ક્રાન્તિમાં સંહાર થાય છે એ ખરું; પરંતુ કોઈ પણ નવું મંગલ સ્વરૂપ ઘડવાને કંઈક વસ્તુનો સંહાર તો થવા દેવો પડે. વિનાશ વિના સર્જન નથી.

દરેક નવી વ્યવસ્થા કરતાં જૂની વ્યવસ્થા તૂટે જ. અભરાઈ પર વાસણો જુદી રીતે ગોઠવવાં હોય તો બધાં નીચે ઉતારી એકવાર અવ્યવસ્થા કરવી જ પડે. નવી યોજના પ્રમાણે ઘર ચણવું હોય તો જૂનું ઘર પાડી નાખવું પડે ને થોડા દિવસ ઘર વિનાના થઈ રહેવું પડે.

આપણા સમાજમાં એવું ઘણું છે જેને માટે હવે ક્રાન્તિની જ જરૂર છે. સમાજ સડી ગયો છે. બાળક જન્મે છે ત્યારથી જે જુલમો શરૂ થાય છે તે મૂઆ પછી પણ કાયમ રહે છે. એ સર્વનો ગમે તે ભોગે નાશ થવો જોઈએ. એ નાશ કરવાને માટે જે વ્યય કરવો પડે એ જ આપણો યજ્ઞ છે.'

**આ** અંકમાં મુખ્ય ચરિત્ર તરીકે આપેલા, આર્ય સંસ્કૃતિના મહાન સંસ્થાન-સ્થાપક ગુરુ અગસ્ત્ય ઋષિનું દર્શન તો અહીં ઉતારવા જેવું છે. એ લેખમાંથી પ્રસ્તુત તારવણી :

'ઈશુ ભગવાનનો સંદેશો આજ વરસો થયાં જગતનું અંતર અજવાળી રહ્યો છે. હજરત મુહમ્મદ પયગમ્બરનો બીજચન્દ્ર તુર્કસ્તાનથી હિંદ સુધી ઉદય પામ્યો છે. એ જ રીતે આર્ય સંસ્કૃતિના ભેખધારીઓ ભગવાં કે પીળાં વસ્ત્રો પહેરીને હાથમાં ત્રિશૂલ કે બોધિવૃક્ષની ડાળી લઈ સાત સમુદ્રો ને અભેદ્ય પર્વતો વીંધીને સંસ્કૃતિની પ્રતિષ્ઠા માટે ઘૂમ્યા છે, તથા તૃષાતુર જીવોને જીવન-અમૃત પાયું છે.

વેદ ને પુરાણકાળ વચ્ચે શોભતા એવા એક સંસ્કૃતિના પરિવ્રાજક ગુરુ અગસ્ત્યે હજાર આર્યાવર્તની પ્રબળ ને પાવનકારી સંસ્કૃતિનું વહેણ દક્ષિણમાં વહેવડાવ્યું, ત્યાંથી ઠેઠ દરિયાપારના દ્વિપોમાં પણ આર્યોનાં ધર્મ, સંસ્કૃતિ ને રાજ્યોનાં મંડાણ બેસાડ્યાં, ને તે યે એક પણ લડાઈ વગર. કારણ કે જે સંસ્કૃતિનાં બીજ એ રોપતા જતા હતા તે માત્ર આર્યોની નહોતી, પણ મનુષ્યજાતિઓને સર્વસામાન્ય એવી જીવનભાવનાઓની રચાઈ હતી.

ગંગાકાંઠે વિદ્યાધરી વારાણસીમાં એક સવારે એક કુંભમાંથી—કળશમાંથી તેજસ્વી આભાવાળો એક બાળક રૈહુ મળી આવ્યો. એનાં માતપિતા કોણ એ વાતની કોઈને ભાળ લાગી નહિ, એટલે લોકોએ તેને 'કુંભયોનિ' કે 'કલશજ' કહ્યો. એ વેળા કોને જ્ઞાન હશે કે એ બાળક બૃહદાર્યાવર્તનો સંસ્થાપક અને શૈવ સંપ્રદાયનો પ્રચારક પરમ નરમુનિ થવા સરજ્યો હશે ? એનું નામ આર્યઉદ્ધારક ગુરુ અગસ્ત્ય. (મદ્રાસી વિદ્વાન શ્રીનિવાસ આયંગર લખે છે કે તે ઈ. સ.ના ચોથા સૈકા પૂર્વે થયા હોવા જોઈએ.)

કોઈ ઋષિવર ને રાજકન્યાના સંતાન હોય હોય તેમ એમના મોં ઉપર મુનિપણા અને રાજ્યત્વનાં ગૌરવ અને પ્રતાપની સ્પષ્ટ રેખાઓ તરવરતી. એમનો આત્મા જેટલો સાહસિક ને વિશાળ દષ્ટિવાળો હતો તેટલી જ સુરંગ ને અદ્ભુત એમની સૌન્દર્યદષ્ટિ હતી. અને તેથી જ એમણે આર્યાવર્તમાંથી આગળ વધી, વિન્ધ્ય અને નર્મદા ઓળંગી, વિદર્ભ દેશની એ સમયની અદ્ભુત રમણી રાજકુમારી લોપામુદ્રાનું પાણિગ્રહણ કર્યું.

અને છતાં એમના અંતઃકરણને હજી તૃપ્તિ નહોતી. એક મંગલ મુહૂર્તે એમણે દક્ષિણનો સાદ સાંભળ્યો, અને દક્ષિણની દિશાદિશાઓમાં તથા તેની યે પાર આર્યોનો ધર્મધ્વજ લઈ ઘૂમતા જવા કૃતનિશ્ચય થયા.

પણ એ તો હતું એ સમયનું દક્ષિણ. આખો પ્રદેશ ગીચ વનોથી વીંટાએલો અને અસુરોથી ભરચક હતો. પરંતુ અગસ્ત્ય તો મોટા શિષ્યસંઘો જમાવતા ધર્મયાત્રાએ નીકળ્યા હતા; જંગલનાં જંગલ ઉખેડી કાઢી જમીનને સપાટ બનાવતા, આશ્રમો બાંધતા તે આગળ ધપ્યા. નાસિક આગળ એમણે અગસ્ત્યાશ્રમ સ્થાપ્યો. ત્યાંથી દંડકારણ્યમાં પેઠા. વાતાપીપુર (બદામી) પાસે વાતાપી નામના મહાન અસુરને માર્યો. એ બદામી હાલ પણ 'દક્ષિણકાશી' તરીકે ઓળખાય છે.

ત્યાંથી આગળ વધી અગસ્ત્ય આખો દ્રાવીડ દેશ ફરી વળ્યા,—સર કર્યો કહીએ તો ચાલે. તેમણે જંગલો કપાવી નાખ્યાં, અ-





આર્ય ધાર્મિક ગુરુ અગસ્ત્યનો પ્રવાસ

સુરોનો નાશ કર્યો, પ્રદેશને ખેતી અને વસવાટને યોગ્ય કરી રાજ્યો સ્થાપ્યાં, અને જે રાજ્યો તથા લોકો સંસ્કૃતિને રંગે રંગાવા ઉત્સુક હતાં તેમને આર્ય ધર્મની દીક્ષા દીધી.

પરંતુ એ સંસ્થાન-સ્થાપક આર્યવીરની પ્રવૃત્તિઓની સીમા એટલે જ નથી આવી રહેતી. એના કલાપ્રેમી આત્માએ પ્રજામાં સૌન્દર્યનાં બીજ પણ નાખ્યાં. એણે સુંદર મૂર્તિઓ ઘડાવી, શિલ્પયુક્ત મંદિરો બંધાવ્યાં અને શિવપ્રતિષ્ઠા કરાવી. એમણે દક્ષિણવાસીઓમાં વૈદકશાસ્ત્રનો પ્રચાર કર્યો, દ્રાવીડમાં તામીલ મૂળાક્ષરોના મરોડ બેસાડી આપ્યા અને એ ભાષાનું નવું વ્યાકરણ રચ્યું.

વળી એમણે દીર્ઘદૃષ્ટિથી જોયું કે આર્ય સંસ્કૃતિને સ્થાયી રૂપ આપવું હોય તો આ સંસ્થાનો ચિરકાળ સુધી જળવાઇ રહે એવી વંશપરંપરા સ્થપાવી જોઇએ. આ દૃષ્ટિએ પોતે રાજપુરોહિત ને ધર્મ પ્રચારક બનવાની સાથેસાથે ઠેરઠેર રાજકુંવરીઓ પણ પરણતા જઈને 'અગસ્ત્ય-ગોત્ર'નું વંશવૃક્ષ સમૃદ્ધ કરતા જતા હતા.

આખો દક્ષિણ પૂગી વળીને અગસ્ત્યની નજર દૂર સમુદ્રદ્વિપો તરફ દોડી. સામે હિંદી મહાસાગરના ઘૂઘવતા મોજ ઊછળતા હતા. પણ નાના કુંભમાં જન્મ પામેલો એ મહાન આત્મા સમુદ્રની એ સઘળી મોજ માળાઓ પીવા સમર્થ હતો.

એણે જળદેવને વશ કરી સમુદ્રોની મોટી સફરો ખેડીને 'પીત સાગર'નું પદ ધારણ કર્યું. દક્ષિણદેશને પૂર્વ કિનારેથી ઊપડી, અગસ્ત્ય સાગરપારના કમ્બુદેશ (હાલના કૅમ્બોડિયા કે કમ્બુજ)માં ઊતર્યા. ત્યાં આર્ય ધર્મનો પ્રચાર કરી ત્યાંના મહિસિદ્ધ કુટુમ્બની યશોમતી નામે રાજકન્યાને પરણ્યા. તેનાથી એમને નરેન્દ્રવર્મા નામે પુત્ર થયો.

અહીંથી આગળ વધી એમણે બર્હિણ દ્વિપ (બોર્નિયો), કુશદ્વિપ, વરાહદ્વિપ, સાંખ્યદ્વિપ, મલય દ્વિપ (મલાયા) ને યવ દ્વિપ (જાવા) સુધી આર્ય સંસ્કૃતિનો વિજયધ્વજ ફરકાવ્યો.

અત્યાર સુધી મળી આવેલાં પ્રમાણો પરથી જણાય છે કે જાવા એ અગસ્ત્ય ઋષિનું છેલ્લું થાણું હશે. ત્યાંની સંસ્થાનસ્થાપના માટે છેક કલિંગ દેશથી એમણે કેટલાંક કુટુંબો અને રાજકુમારોને જાવા તેડાવેલાં.

જાવાની ભાષામાં એમણે મહાભારતનું ભાષાન્તર પણ કરાવેલું છે. જાવામાં તે 'ભગવાન વલયંગ' ઉપરાંત 'શિવગુરુ' કે 'ભટ્ટારકગુરુ'ના નામથી પણ પુજાય છે.

જાવાથી અગસ્ત્ય કદી પાછા ફર્યા નથી. આપણે ત્યાં 'અગસ્ત્યના વાયદા' એ કહેવત ચાલુ થઇ છે એ પણ એનો પુરાવો છે. એ તો હિંદમાંથી નીકળ્યા તે નીકળ્યા. જ્યાં ગયા ત્યાં લગ્ન કરતા ગયા, વંશવેલો મૂકતા ગયા, સંસ્થાનો સ્થાપતા ગયા ને સંસ્કૃતિ તથા ધર્મના પ્રચારાર્થે શિષ્યમંડળ મૂકી તથા નવું ઊભું કરી આગળ વધતા ગયા. સંસ્કૃતિ પ્રચારનું ભગીરથ ધર્મકાર્ય માથે લઇ નીકળનારને તો સ્વદેશ પાછા ફરવાનું સ્વપ્ન પણ ક્યાંથી હોય? એમને તો જ્યાં ધામો નાખ્યો તે એમનો 'સ્વદેશ.'

દક્ષિણમાં અગસ્ત્ય મુનિની અનેક મૂર્તિઓ મળે છે. એ સઘળી જુદીજુદી જાતની છે, છતાં એના મુખ્ય લક્ષણો તો એક સરખાં જ છે: બેઠા બાંધાનો ઘાટ, પહોળું મુખ, મોટી ફુંદ, વિશાળ વક્ષઃસ્થળ ઉપર યોગપટ્ટી, ટૂંકી કેડ, લાંબી દાઢી, એક હાથમાં કમંડલ ને બીજામાં બેરખો, માથે જટા બાવડે બાજુબંધ ને પાછળ ત્રિશૂળ. આવા સ્વરૂપની ને બુદ્ધ ભગવાનના જેવી શાન્ત, સૌમ્ય, ગંભીર ને સ્થિત ધ્યાનની મુખમુદ્રાઓવાળી એ મૂર્તિઓનું દર્શન કરતાં સહેજે કાલિદાસનું અમર વાક્ય યાદ આવી જાય છે: 'નિવાંત નિષ્કંપ ઈવ પ્રદીપમ્' (દીપકના જેટલી સ્થિર અને શાન્ત.) યોગની આ મહાન વિભૂતિની મૂર્તિમાંથી જાણે બ્રાહ્મણધર્મનો પ્રાણ નીતરતો લાગે છે.

પ્રોટોકોલ (અનુસંધાન પૃ. ૪૨૪થી ચાલુ)

આશ્રય હેઠળ રહેતાં નજીકનાં સગાંઓનો સમાવેશ થાય છે; અને ચોથા વર્ગમાં, જેમને 'કુરીઅર્સ' (સંદેશવાહક) કહેવામાં આવે છે તેમનો સમાવેશ થાય છે. પત્રવ્યવહારની ગુપ્તતા અને સુરક્ષા માટે ઘણાંખરાં લિગેશનોમાં આ કુરીઅર્સ રાખવામાં આવે છે.

આ રાજદ્વારી પ્રતિનિધિઓ ઉપરાંત કેટલાક 'કૉન્સલ્સ'ની પણ નિમણૂક કરવામાં આવે છે. તે પોતાના રાજ્યના એજન્ટ તરીકે—મુખ્યત્વે તેના વ્યાપાર અને વહાણવટાના હિતાર્થે કામ કરે છે. તેઓ રાજદ્વારી પ્રતિનિધિઓ ગણાતા નથી તેમ તેમના ખાસ અધિકારો પણ ભોગવતા નથી. તેમના અધિકારો જુદા નક્કી થાય છે.

'કૉન્સલ'ની નિમણૂક તેમની સરકારના 'કમિશન' નામના એક ખત વડે થાય છે અને તેમના બે પ્રકાર છે: (૧) વ્યવસાયી કૉન્સલો અને (૨) માનાર્હ (ઑનરરી) કૉન્સલો. વ્યવસાયી કૉન્સલોનો દરજ્જો માનાર્હ કૉન્સલો કરતાં ઉચ્ચતર ગણાય છે અને તેઓ વધારે અધિકારો ભોગવે છે. આન્તરરાષ્ટ્રીય કાયદા હેઠળ કૉન્સલોના આશ્રયસ્થાન માટે અને તેમના નિવાસસ્થાનના રક્ષણ માટે ખાસ વ્યવસ્થા કરવામાં આવે છે અને પોતાની ફરજ દરમ્યાન કરેલાં કૃત્યોના સંબંધમાં ફોજદારી અને દિવાની અદાલતના અધિકારક્ષેત્રમાંથી તેમને પણ બાકાત ગણવામાં આવે છે.

રાજદ્વારી પ્રતિનિધિઓનાં સન્માનો, તેમને માટેના શિષ્ટાચારો, તેમના ખાસ અધિકારો, તેમની અબાધ્યતાઓ વગેરે સહિતનું આ આખું તન્ત્ર આન્તરરાષ્ટ્રીય કાર્યપદ્ધતિ ને શિરસ્તાઓને આધારે રચાયું છે અને એ બધાં ઘટકો મળીને 'પ્રોટોકોલ'નું તંત્ર બને છે.



# આર્દ્ધુ કળી

તું ઊંચે ઊડે તો ભલે ઊડ, તારા પગ ધરતી પર રાખ રે જી.
ઘેર ઘટા વડલાની છાઈ,
ધરતી પર ઊતરે વડવાઈ,
વનવંટોળે ઘેર્યો તો ય એનાં ઊભાં અડીખમ ધામ રે જી.
ધરતીનો રસ અખૂટભાઈ,
માટીનો માનવ તું ભાઈ,
માટી સામે મોં ફેરવ મા, ઘાટ તું ગરવા આપ રે જી.
—નંદકુમાર પાઠક

## સ્વ. ન્યાયમૂર્તિ હરિલાલ જેકિસનદાસ કણિયા

અંગ્રેજો પાસેથી રાજસત્તાનાં સૂત્રો હિંદી પ્રજાના હાથમાં આવ્યાં ત્યારે સમસ્ત હિંદના ન્યાયખાતાના વરિષ્ઠ ન્યાયમૂર્તિ તરીકેનું જવાબદારીભર્યું સ્થાન એક ગુજરાતીને મળ્યું એ આપણે માટે ગૌરવની વાત છે. સ્વતંત્ર હિંદની સુપ્રીમ કોર્ટના એ વરિષ્ઠ ન્યાયમૂર્તિ સર હરિલાલ જેકિસનદાસ કણિયાનું ગઈ ૬ઠ્ઠી નવેમ્બરે નવી દિલ્હીમાં હૃદયાઘાતથી અવસાન થયું.

આજથી એકસઠ વરસ પહેલાં, ઈ. ૧૮૯૦ની ત્રીજી નવેમ્બરે, સુરતના એક સંસ્કારી ધર્મનિષ્ઠ ને વિદ્યાસંપન્ન કુટુંબમાં એમનો જન્મ થએલો. યોગ, વેદાંત આદિ દર્શનશાસ્ત્રોના અભ્યાસી એમના પિતા જેકિસનદાસ જેઠાલાલ કણિયા ભાવનગરની સામળદાસ કૉલેજમાં ૨૦ વર્ષ સુધી સંસ્કૃતના પ્રાધ્યાપકપદે રહી થોડો સમય તેના આચાર્ય પણ થયા હતા. ગુજરાતના વિદ્યાવ્યાસંગી મધ્યમ વર્ગમાં ધર્મનિષ્ઠા અને ભક્તિસંસ્કાર પ્રસારનાર શ્રેયઃસાધક અધિકારી વર્ગના આચાર્ય શ્રી મન્નૃસિંહાચાર્યજીના તે અગ્રણી શિષ્ય હતા; અને એ જ સંસ્કારના પોષાએલા સ્વ. હરિલાલ પણ, નૂતન યુગના સંપર્કમાં આવીને આવા અગ્રણી પદે પહોંચ્યા છતાં, ધર્મશ્રદ્ધાન્વિત રહ્યા હતા.

ભાવનગરમાં થએલો એમનો અભ્યાસ જેટલો તેજસ્વી તેટલા જ ટેનિસ-ક્રિકેટ આદિ રમતગમતોમાં પણ એ પારંગત ખેલાડી હતા. ગ્રૅજ્યુએટ થઈને મુંબાઈ યુનિવર્સિટીની બંને એલએલ. બી.માં પ્રથમ આવી તે ઍડ્વોકેટ જેવી એ સમયની ઘણી અઘરી પરીક્ષામાં પણ પાસ થયા,—કે જેમાં ૧૯૧૪-૧૬માં પાસ થનાર એ એકલા જ હતા.



૧૯૧૫માં મુંબાઈ હાઈકોર્ટમાં મિ. ઝીણાના હાથ નીચે વકીલાત શરૂ કરી તે એ ધંધામાં ઝગઝી ઊઠ્યા અને માત્ર ૩૦ વર્ષની વયે ૧૯૨૦માં ન્યાયાધીશપદે ગયા. વચ્ચે મુંબાઈ હાઈકોર્ટનું ઍડ્વોકેટ જનરલપદ પણ સંભાળેલું. ૧૯૩૦માં તે મુંબાઈ હાઈકોર્ટના ન્યાયાધીશ થયા જ્યાંથી ઉત્તરોત્તર ચઢીને તે ભારતના સર્વોચ્ચ ન્યાયાધીશ થયા.

## સ્વ. દેશબંધુ ગુપ્તા

આશરે ઈ. ૧૯૧૭-૧૮માં દિલ્હીની સેન્ટ સ્ટીફન્સ કૉલેજમાં ભણવા આવેલા એ સામાન્ય વિદ્યાર્થીએ ૩૩ વર્ષમાં પોતાના પરિશ્રમ, મધુર સ્વભાવ, સેવાતત્પરતા, દેશભક્તિની ધગશ અને આપભોગથી એ શહેરમાં એટલું આદરપાત્ર સ્થાન મેળવ્યું કે સ્વ. ડૉ. અનસારી ને શ્રી અસફઅલી પછી દિલ્હીના એ અગ્રણી નેતા મનાતા; ને ગઈ ૨૧મી નવેમ્બરે કલકત્તા નજીક નાશ પામેલા વિમાનમાં થએલા એમના અવસાનથી દિલ્હી અનાથ જેવું બન્યું છે.

દિલ્હીના સ્થાનિક નેતા ઉપરાંત ઉત્તરના અગ્રણી પત્રકાર અને અખિલ હિંદ તંત્રી પરિષદના પ્રમુખ એ લાલા દેશબંધુ ગુપ્તાનો જન્મ ૧૯૦૧ની ૧૪મી જૂને થએલો. ૧૯૨૦માં અસહકારની ચળવળ શરૂ થતાં જ કૉલેજ છોડી એ એમાં જોડાયા અને ૧૯૨૧માં તો દિલ્હી પ્રાન્ત કૉંગ્રેસ કમિટીના પ્રચારમંત્રી થયા. બસ, ત્યારથી કામગીરી લીધી તે લીધી. સામાન્ય

[આસમાસનાં પંખી ૭૧]
કાદમ્બ



क्वचित् खगानां प्रियमानसानाम्
कादम्बसंसर्गवतीव पंक्ति:

સીતાને છોડાવી રામ અયોધ્યા ભણી આકાશયાન કરતા હતા. માર્ગમાં પ્રયાગ આવ્યું. ત્યાં ભાગીરથી અને કાલિન્દીનો સંગમ જોઈ રામના હૃદયનું કવિત્વ બોલી ઊઠ્યું કે,

पश्यानवद्याङ्गि। विभाति गंगा।
भिन्नप्रवाहा यमुनातरंगैः

'હે કલ્યાણિ, જો! યમુનાના શ્યામ તરંગે કલુષિત પ્રવાહવાળી ગંગા કેવી શોભે છે! જાણે કાદંબના સંસર્ગે રાજહંસપંક્તિ!'

જેને જોઈને કવિકુલગુરુ કાલિદાસે રઘુવંશમાં આ પંક્તિઓ લખી એ શ્યામતનુ કાદમ્બ અને શ્વેતરંગી રાજહંસને નદીકિનારે એકઠાં વિચરતાં જોવાં એ પરમ રમણીય દૃશ્ય છે. કાદમ્બ આપણા પરિચિત બતકનું પૂર્વજ ગણાય. શિયાળામાં તે છેક સાઇબીરિયા અને મધ્ય એશિયા તરફથી આપણે ત્યાં ઊતરી આવે છે. દેખાવે તે બતક જેવું જ. શરીરે દોઢેક ગજ લાંબું. રંગ મેલો છીંકણી; માથું, ગરદન અને પીઠ ધૂળિયા બદામી; હડપચી, છાતી ને પેટ ફિક્કાં બદામી; બાકીનો નીચેનો ભાગ સફેદ; આંખો છીંકણી રંગે; ચાંચ અને પગ ક્વચિત પીળાશ પડતાં, ક્વચિત મજીઠ જેવાં; કોઈમાં આછાં ફિક્કાં, ગુલાબી લાલ. એશિયામાં સાઇબીરિયા, તુર્કસ્તાન, ઈરાન વગેરે એનાં સ્થાન. અમદાવાદની આસપાસ જેરાજુવાસ, અસલાલી, સાબરમતી વગેરે સ્થળે એ જોવામાં આવે છે. નદી કે વિશાળ જળાશયનું વાસી. અત્યંત સાવધાન પંખી. ચપળ પણ એવું જ. આખો દિવસ નદીકિનારે રેતમાં રહે ને રાત પડ્યે ખેતરોમાં ચરવા જાય. કેવળ વનસ્પતિ એનો આહાર. કમળનાં બિસતંતુ. લીલા ચણા, ઘઉં, ડાંગર વગેરે ખૂબ ખાય. ચાલ ધીરી, લચકતી, ગૌરવવાળી. ઊડે ત્યારે > આકારમાં. વસંતઋતુ બેઠે પાછાં જાય છે. ('વનેચર')



સ્વ. લાલા દેશબંધુ ગુપ્તા

સમયમાં તે કૉંગ્રેસ કચેરીનામંત્રી-પ્રમુખ કે એવા કોઈ મોટા હોદ્દા પર દેખાયનહિ. પણ જેવી લડતની હાકલ પડે કે મોખરે આવીને ખડા થઈ જાય. દિલ્હીની બધી લડતોનું સંચાલન એમણે જ કરેલું અને એ વખતે પ્રમુખ, મંત્રી વગેરે સૌ એમનું જ કહ્યું કરતા. ૧૯૩૦, ૩૨, ૪૦ અને ૪૨ની બધી જ લડતોમાં બધું મળીને છ વરસ ઉપરાંત તો એમણે જેલમાં ગાળ્યાં હતાં. પંજાબ ધારાસભાના એ ૧૯૩૭થી ૪૬ સુધી સભ્ય રહેલા; અને સ્વાતંત્ર્ય પછીની પાર્લામેન્ટના પણ સભ્ય હતા.

ઉત્તર પ્રાંતોના અગ્રણી ઉર્દૂ દૈનિક 'તેજ'ના તે મૅનેજિંગ ડિરેક્ટર અને પ્રેસ ટ્રસ્ટ ઑવ ઇંડિયાના ડિરેક્ટર પણ હતા. અખિલ હિંદ તંત્રી-પરિષદના પ્રમુખસ્થાનેથી એમણે કરેલી કામગીરી ઉપરાંત અખબારી કાયદા સામે જે જેહાદ ઉપાડેલી એથી એમનું નામ હમણાં વિશેષ જાણીતું થયું હતું, અને એ પરિષદની કામગીરીને અંગે નાગપુરથી કલકત્તા જતાં વિમાની હોનારતમાં એમનું અકાળ અવસાન થયું.

## સ્વ. અવનીન્દ્રનાથ ટાગોર

ભારતીય કલાલક્ષ્મી પરદેશી કળાના આક્રમણથી રૂંધાઇને પડી હતી અને એનો સ્રોત અટકી ગયો હતો ત્યારે, આજથી ચારેક દાયકા પર, એ ઉપેક્ષિત લક્ષ્મીનું સાચું નૂર પારખી, એને સત્કારી, એનો સ્રોત ફરી વહેતો કરવા માટે ભગીરથ પ્રયત્ન કરનાર, અને આજની ભારતીય કલાના આદ્ય પ્રણેતા ડૉ. અવનીન્દ્રનાથ ટાગોરનું આ ૫મી ડિસેમ્બરે રાત્રે દસ વાગ્યે કલકત્તામાં ૮૧ વર્ષની વયે અવસાન થયું. દેશપરદેશમાં હિંદી કલાનો ધ્વજ ફરકાવનાર એ અવનીબાબુ સ્વ. કવિવર રવીન્દ્રનાથના ભત્રીજા થતા હતા, અને પ્રતિભાશાળી ચિત્રકાર હોવા ઉપરાંત લાક્ષણિક શૈલીના લેખક ને અભિનયપટુ નટ પણ હતા.



સ્વ. અવનીબાબુના હસ્તાક્ષરવાળો શ્રી રાવળે કરેલો સ્કેચ

આધુનિક કલાના એ અગ્રગામી ઋષિને પશ્ચિમી કલાથી અંજાએલા કાળમાં ભારતીય પરંપરાની સાચી પરખ કરાવવામાં વિરોધ અને પરિશ્રમ બંને વેઠવાં પડેલાં. શરૂમાં તો તેઓ પણ પશ્ચિમી ઢબે જ ચિત્રો કરતા. ભારતીય સંસ્કારના સાચા પરખંદા અને એવા જ એક ઋષિ સમ અંગ્રેજ, કલકત્તા કલાશાળાના આચાર્ય શ્રી ઇ. બી. હૅવેલના સમાગમમાં આવતાં તેમણે ૪૫ વર્ષની વયે એ પરદેશી અંચળો ફગાવી દઇ માતૃભૂમિના જીર્ણ કલામંદિરનો ઉદ્ધાર કર્યો, અને હિંદી કલાપરંપરાના તાર પર મંડાએલી નવી ચિત્રપ્રણાલી શરૂ કરી. શ્રી નંદલાલ વસુ જેવા આજના આરૂઢ ભારતીય કલાકારથી માંડીને લગભગ ૨૦૦૦થી વધુ પૂજારીઓને એમની એ શિષ્ય અને પ્રશિષ્ય પરંપરામાં એ કલામંદિરની દીક્ષા મળી ચૂકી હશે.

એમણે બંગાળીમાં આત્મકથાનાં ત્રણ પુસ્તકો લખ્યાં છે. એમની પ્રતિભાશાળી કળાની ચિત્રસામગ્રી તથા અવનવા ફોટોગ્રાફો સાથે એ આત્મકથા આપવાની 'કુમાર'ની તૈયારીઓ ક્યારની ચાલુ છે.

## હેલિયમે દસ્તાવેજ બચાવ્યા

આજથી ૧૭૫ વરસ પર અમેરિકાએ સ્વાતંત્ર્ય મેળવ્યું ત્યારે ત્યાં બે ખરીતા લખાએલા એક ઇ. ૧૭૭૬માં લખાએલું 'સ્વાતંત્ર્યનું જાહેરનામું' (ડેકલેરેશન ઑવ ઇન્ડિપેન્ડેન્સ), અને બીજું ૧૭૮૭ની ચોથી જુલાઇએ લખાએલું 'બંધારણ.'

પ્રાણીઓની કાગળના જેવી પાતળી ચામડીના બનેલા પાર્ચમેન્ટના મજબૂત પટ પર લખાએલા હોવા છતાં એ બંને કીમતી દસ્તાવેજો, આ પોણા બસો વરસમાં કાળની અસરથી નાશ પામતા જાય છે; અને 'સ્વાતંત્ર્યના જાહેરનામા' પર તો અક્ષરે યે પૂરા ઊકલતા નથી એટલી શાહી ઊડી ગઇ છે. જાહેર પ્રજાને જોવા માટે એ બંને ખરીતા પાટનગર વૉશિંગ્ટનની કૉંગ્રેસ લાયબ્રેરીમાં કાચની કેઈસમાં રાખવામાં આવ્યા છતાં તે હવે બટકી જવા લાગ્યા છે. આનું કારણ શું?

કારણ ઑક્સિજનની અસર. ઑક્સિજન જ્યારે કોઇ પણ વસ્તુ સાથે મળે છે ત્યારે તે તેમાં પલટો આણે છે. લોઢું કટાય છે, ફળ સડી જાય છે, પાંદડાં માટી થઇ જાય છે, રંગ સુકાઈ-તરડાઈને ભૂકો થઈ જાય છે,—એ બધું ઑક્સિજનને લીધે.

અમેરિકાની સરકારને આની ચિંતા થઇ ને તેણે એ પ્રશ્ન વૈજ્ઞાનિકો આગળ મૂક્યો. વૈજ્ઞાનિકોએ ઉપાય શોધી કાઢ્યો. કાચનાં એ કેઇસમાંથી ઑક્સિજન કાઢી લઇને હેલિયમ વાયુ અંદર દાખલ કર્યો અને પછી તેને સીલ કરી દીધાં. હેલિયમ એ કોઈ પણ રંગ વિનાનો ઘણો હલકો વાયુ છે અને તે કોઈપણ પદાર્થ સાથે સંસર્ગમાં આવતાં છતાં કશી અસર કરતો નથી. હવે તે દસ્તાવેજો સલામત બની ગયા છે.

## અણુભીંજ કાપડ

વૈજ્ઞાનિકોએ, વણાયેલા નિલોન કાપડ પર સિન્થ પ્લાસ્ટિકનું પડ પાયરીને પાણીથી ભીંજાય નહિ એવું કાપડ બનાવ્યું છે. 'ફાઈબરથીન' નામે ઓળખાતું આ કાપડ, રેઈનકોટ, તંબૂઓ, ઍંજિન પર ઢાંકવાના ગલેફ અને બીજી હળવી વસ્તુઓમાં વપરાશે. ભીંજાય નહિ એવું હોવા ઉપરાંત તેલ, ક્ષાર, તેજાબો અને મિલમાં ઊડતાં રજકણો વગેરેને પણ તે સહેલાઇથી પોતાની ઉપર લાગવા દેતું નથી.

## કેમ ખાવું?

ખોરાક ભૂખના પ્રમાણમાં હોવો જોઇએ. વધારે ખાવાથી લોહી ચડતું નથી, કે વધારે તાકાત પણ આવતી નથી. ઊલટું વધારાના ખોરાકથી તાકાત સ્ફૂર્તિ અને આયુષ્ય ઘટે છે. જે ખોરાક પુષ્ટિ આપી શકે તે જ ખોરાક દીર્ઘાયુ આપી શકશે.

અનાજમાં મંડજ તત્ત્વ–ગૌરો–રહેલો છે. તેનો એવો સ્વભાવ છે કે પોતે પચ્યા પહેલાં સાથેના ખોરાકને પચવા દે નહિ. મંડજને પચાવવાની શક્તિ મોઢાના અમીમાં છે. મોંના રસમાં મંડજવાળો પદાર્થ (અનાજ, કંદ વગેરે) ખૂબ ગવાય નહિ અને પુષ્કળ અમી ભેળવીને મોઢામાં જ પચાવાય નહિ તો તે હોજરીમાં જઇ નત્રજ પદાર્થના પચાવમાં પણ નડતરરૂપ થાય. તેથી તેવો પદાર્થ એકલો જ ખાવો અને મોઢામાં જ પચાવી તેની સાકર કરી નાખવી. ગમે તે ચીજ ગમે તે ચીજની સાથે ખાઇ શકાય એમ ન માનવું. જે ચીજોને પચતા સરખો જ વખત લાગતો હોય તે જ સાથે ખાઇ શકાય. ફળ અને અનાજ એક જ બેઠકે ન ખાવાં. રાંધેલું અને મધુ સાથે ન ખાવું.

**આ અંકમાં આપેલા લવાજમ-કાર્ડમાં કોથળી પરનો તમારો ગ્રાહકનંબર ભરી મોકલવો ન ભૂલશો**

એક સાથે બે જાતના ખોરાક મિશ્રિત કરીને ન ખાવા. માણસ સિવાય કુદરતનાં તમામ પ્રાણીઓ આમ જ કરે છે. લાડુનો કકડો, દાળનો સબડકો, શાકનું ફોરવું, ભજિયાનો ટુકડો, રાયતાનો લબરકો અને અથાણાનો ચટાકો એકસાથે ખાવાની રીત ખોટામાં ખોટી છે.

ચાવતી વખતે કઢી, દાળ કે બીજા કોઈ પ્રવાહી પદાર્થ લેવા નહિ. પણ મોંના અમીથી જ ભોજનને પ્રવાહી થવા દેવું. જેટલું અમી તેમાં ભળશે તેના પ્રમાણમાં જ હોજરીમાં પાચક રસ નીકળશે. હોજરીનો રસ જેટલો નીકળશે તેના પ્રમાણમાં જ સ્વાદુપિંડના ને પિત્ત વગેરે બીજા પાચક રસો નીકળશે. અને એ રસો નીકળશે તેના પ્રમાણમાં જ આંતરડાના પાચક રસો નીકળશે. જે અધીરો માણસ ઓછું અમી ભળવા દે છે તે બીજા બધા ય પાચક રસોમાં ખોટ ખાય છે. તેથી બધા પાચક રસોના પાયારૂપ મોંનું અમી કોળિયામાં જેમ બને તેમ વધારે ભેળવાય તે ધ્યાનમાં રાખવું જોઇએ.

ભોજન કરતાં વચ્ચે તરસ લાગે જ, તો કોઈ રસ-ફળ ખાવું. પણ એ તરસ શા કારણે લાગી તે શોધી કાઢવું. તીખી તમતમતી કે ગરમ રસોઈથી તરસ લાગે છે. તે ઓછી કરવી.

દૂધ, દહીંનું ઘોળવું અગર ફળનો રસ પ્રવાહી હોવા છતાં માત્ર પાણી નથી. એ સત્ત્વથી ભરેલો ખોરાક છે. તેથી તે ગટગટાવી જવા નહિ, પણ ચમચી ચમચી પીવો. ફળ-શાકનાં મુલાયમ છાલાં-છોતરાં અને અનાજ-કઠોળનું થૂલું કોરમું કાઢી ન નાખવાં પણ ખાવામાં લેવાં. તેમાં ઉપયોગી ક્ષારો હોય છે.

ધીમેધીમે ચાવીને ખાવું, પ્રસન્નતાથી ખાવું, ભૂખ હોય તો જ ખાવું વગેરે બાબતોથી કોઇ અજ્ઞાત નથી. માત્ર અમલ કરવા જેટલી ધીરજ નથી રહેતી એટલું જ. —ચમનરાય વૈષ્ણવ (તંદુરસ્તી)

### શેલાં પીતાંબર ને સાળુ

'શેલું' એ શબ્દ હાલ બનારસી કસબી વણાટની સાડી, તેમજ એને બહુ જ મળતી એ જ પ્રકારની અમદાવાદી વણાટની સાડી માટે વપરાય છે. આ બંને વણાટકર્મ તો ઘણાં જ જૂનાં છે. અમદાવાદનો ઉદ્યોગ કદાચ ચારેક સૈકા જેટલો–શહેર વસ્યું ત્યારનો હશે. આ [illegible]નાં વસ્ત્રને 'અમ્મર' (અંબર) અથવા 'બસમો' પણ કહેવામાં [illegible]વે છે. અમદાવાદી શેલાં માટે 'પટણી' શબ્દ પણ સાંભળ્યો છે. પાટણમાં આ જાતનું વણાટકામ થતું હોવાનું જાણવામાં નથી, પણ 'પટણી'નો અર્થ 'શહેરી' બનાવટ એવો કદાચ હોય. બનારસી અને અમદાવાદી કસબી વણાટનાં ટૂંકાં વસ્ત્રો પુરુષો કમરે ભેટ તરીકે બાંધતા તે પણ 'શેલાં' કહેવાતાં. મરાઠીમાં પુરુષનું તે 'શેલા' અને સ્ત્રીનો તે 'શાલૂ' એવાં નામ બનારસી વણાટનાં વસ્ત્રો માટે આજે વપરાય છે.

ગુજરાતની જૈન વિધવા સ્ત્રીઓ જે કોર વગરનાં કીરમજી લૂગડાં પહેરે છે તેનું પ્રચલિત નામ 'સિંદુરિયું' છે. 'ચંદ્રકળા' માત્ર કાળા કે ભૂરા રંગની જ હોય એવું નથી. લાલ, લીલી, કીરમજી, જાંબુડી બધા રંગની હોઈ શકે છે. એમાં ફક્ત ચોકડીની ભાત કોઈક વખત હોય છે. સામાન્ય રીતે ચંદ્રકળા ભાત વગરની હોય છે.

જ્યારે અબોટિયાં પહેરી જમવાનો રિવાજ હતો ત્યારે ગુજરાતી સ્ત્રીઓ જ્ઞાતિભોજનમાં બનારસી પીતાંબરને સાડી તરીકે પહેરતી. બનારસી રેશમનું ભાત વગરનું પોત, અને નાનેરી રેશમી અથવા કસબી કોર એ વસ્ત્ર પીતાંબર કહેવાતું; પણ શ્રીકૃષ્ણના પીતાંબર માફક એનો રંગ પીળો જ હોય એવું નહોતું. સૌથી સામાન્ય રંગ કીરમજી પડતો લાલ હતો. તે પછી જાંબુડી, લીલો વગેરે આવતા.

'કેસરછાંટ્યા ધોળા સાળુ, ફરતી કસબી કોર' એ વસ્ત્રને 'છાંટણું' કહેવામાં આવતું. હોળી વખતે ઘરની કન્યાઓ ને નવી વહુઓ માટે એ કરાવવાનો રિવાજ આજથી ત્રીસ પાંત્રીસ વર્ષ પર પણ ચાલુ હતો.

ચોળના જેક વસ્ત્રને ઉત્તર અને મધ્ય ગુજરાતમાં 'કમખો', દક્ષિણ ગુજરાતમાં 'કાંચળી' ને કાઠિયાવાડમાં 'કાપડું' કહેવામાં આવે છે. —સરોજિની મહેતા (બુદ્ધિપ્રકાશ)

### જેલી

મોટાં પાકેલાં પાંચ શેર જામફળ ધોઈને (બની શકે તો લાલ રંગનાં) લેવાં. સગડી ઉપર મોટા તપેલામાં પાણી ઉકાળવા મૂકવું. ઉપર કલાઈવાળી પિત્તળની મોટી ચાળણી મૂકી, તે ઉપર જામફળ વરાળથી બાફવા માટે મૂકી, ઉપર મોટું માપસરનું છીબું ઢાંકી દેવું. જામફળ બરાબર બફાઇને નરમ થાય એટલે ઉતારી લેવાં; અને ઠંડાં પડ્યે, બીજા તપેલા ઉપર સ્વચ્છ કપડું બાંધી, જામફળનો છૂંદો કરી તે કપડાં ઉપર છણવાં. નીચે તપેલામાં બિયાં વગરનો ગર ભેગો થશે. જેટલો ગર હોય તેટલી જ ખાંડ લેવી. બન્નેનું મિશ્રણ કરી ફરીવાર સગડી ઉપર ચડાવી હલાવ્યા કરવું. વીસેક મિનિટ પછી ઉતારી લેવું. આ જેલીને ઠંડી પાડ્યા પછી બિસ્કિટો ઉપર ચોપડીને સ્વચ્છ બરણીમાં ભરી લેવી. રોટલીમાં બોળીને છોકરાં એ હોંશથી ખાશે. પાંઉ ખાનાર તે ઉપર પણ ચોપડીને ખાઈ શકે. (ગુજરાત સમાચાર)

### એકસ-રે મોટરકાર

લંડનના આંતરરાષ્ટ્રીય મોટર પ્રદર્શનમાં હમણાં એક એકસ-રે મોટર મુકાઈ હતી. શરૂમાં, પાસે જઇને જોનારને તો તે સામાન્ય કક્ષાની કાળા રંગની મોટર જ દેખાઈ હતી; પરંતુ પાંચેક સેકન્ડ પછી પ્રેક્ષકના આશ્ચર્ય વચ્ચે એ મોટરમાં આમૂલ પરિવર્તન જણાતું હતું અને માનવીના હાડપિંજરની પેઠે તેનો પણ આંતરિક યાંત્રિક દેહ દેખાવા લાગતો હતો! તેની બનાવટ પાછળનો ઉદ્દેશ, જેમ તબીબ તેના દરદીનો એકસ-રે ફોટો જોઇને તેની સ્થિતિ જાણી શકે છે તેમ, આ મોટર ખરીદનાર ગ્રાહક પણ મોટરની અંદરની એ યાંત્રિક રચનાનું નિરીક્ષણ કરી શકે એ છે. તેની કિંમત ૧૫,૦૦૦ પૌંડ છે.

# આ અંકને પહેલે પાને આપેલી રોજિંદા વ્યાયામની કસરતો

શરીરને સ્વસ્થ ને સ્ફૂર્તિદાયક રાખે તેવો વ્યાયામ આપતી જે કસરતો આ અંક ઊઘડતાં આપી છે તે, ઇંગ્લંડના 'ન્યૂઝ ઑન પેપર' નામે સામયિકના દાક્તરી સલાહકાર ડૉ. ક્રિસ્ટૉફર વૂડાર્ડે એ પત્રના વાચકોના લાભાર્થે, રમતગમતો માટેની પૂર્વતૈયારી માટે સૂચવી છે. મેદાની રમતો તથા તેની હરીફાઈઓ ખેલનારાઓ તેની પૂર્વતૈયારી તરીકે શરીરને કસી નથી લેતા તો રમત દરમ્યાનના કોઈ ઓચિંતા આઘાત અથવા પરિશ્રમના બોજથી કોઈ નાની ઈજા અથવા સ્નાયુઓના દુખાવાનો તે ભોગ થઈ પડે છે. ડૉ. વૂડાર્ડ લખે છે કે "આ કસરતોથી રોજ સવારે શરીરને 'ગરમ કરી લેવાથી' એક તો બધા સ્નાયુઓમાં રુધિરાભિસરણ સુધરીને તે સ્નાયુને પૂરતો લોહીનો ખોરાક પૂરો પાડે છે, અને બીજું એ કે આ વ્યાયામથી સ્નાયુઓ બરોબર ગોઠાઈને રમત દરમ્યાન જરૂરી વિકાસ-સંકોચ પામી લયબદ્ધ કામગીરી આપે છે. સીઝનમાં પહેલવહેલા ક્રિકેટ હૉકી કે ફૂટબૉલ ખેલવા ઊતરો છો ત્યારે શરૂના દિવસોમાં શરીરે કેવા ઝાટકા લાગે છે ને થાકના દુખાવા શરૂ થાય છે! એ દુઃખ આમ બેદરકારી લેખું એ નરી બાલિશ છે—બલ્કે મુર્ખાઈ છે; કેમકે કોઈ વાર એમાં સ્નાયુને નુકસાન કે કોઈ અંગને કરમોડ લાગી જાય.

એ નિવારવા માટે અભ્યાસ ને સંશોધન વડે શાસ્ત્રીય સિદ્ધાંત પર યોજેલી આ સાદી કસરતો, ઓછામાં ઓછા સમયમાં વધુમાં વધુ ફાયદો મળે અને પ્રત્યેક સ્નાયુ પલોટાઈ જાય એ રીતે રચવામાં આવી છે. આ કસરતો દરરોજ 'નિયમિતપણે' અને 'નિયત સમયે' કરવી જોઈએ, ખેલાડીઓ રમતમાં ઊતરતાં પહેલાં કરી લે તો ઉત્તમ.

બધી કસરતો બહુ જ સ્વસ્થતાથી અને લયબદ્ધ રીતે કરવી. કદી અણુધાર્યો પરિશ્રમ ન લેતા, કે કસરત દરમ્યાન આંચકા ન મારતા. કોઈ ક્રિયા સંપૂર્ણ રૂપે સાધી ન શકો તો તંગ બનીને પરાણે ન કરશો. ધીમેધીમે ખંતપૂર્વક રોજ થોડુંથોડું વધીને તે સિદ્ધ કરી શકશો.

આ બાર કસરતો રોજ ૨૦ મિનિટમાં પતી જાય તેમ એકધારી કરી લેવાની ટેવ પાડી દેજો, જેને અંતે સારો પરસેવો નીતરી આવશે. પછી ખરબચડા ટુવાલથી ખૂબ ઘસીને શરીર લૂછી નાખજો. પરસેવો સુકાવા ન દેતા, તેમ ખુલ્લા શરીર પર હવાની ઠંડી લાગવા ન દેતા.

એક સાવચેતી : નબળા કે રોગી દેહવાળાઓએ દાક્તરને શરીર બતાવ્યા વિના આ કસરતો ન કરવી. કસરતોની વિગતો નીચે છે:

કસરત (૧) પગ જોડીને ઊભા રહો. બની શકે તેટલી લયબદ્ધ રીતે શરીર પહેલાં આગળ ને પછી પાછળ ઝુકાવો, અને એમ કરતાં હાથને ઢીલા ઝૂલવા દો. જેમજેમ તમે પીઠ તથા પેટના સ્નાયુઓને ખેંચતા જશો તેમતેમ આગળ ને પાછળ વધુ ને વધુ ઝૂકી શકશો.

(૨) પગ પહોળા કરીને અને બંને હાથને માથા પર લંબાવી તેનાં આંગળાંના આંકડા ભરાવીને ઊભા રહો. પછી કમ્મરમાંથી શરીરને ગોળગોળ ઘુમરડીઓ ખવડાવો.

(૩) પગ પહોળા કરીને ઊભા રહો. ઘૂંટણમાંથી પગને ટટ્ટાર રાખી શરીર ઝુકાવીને બંને હાથ જમીનને અડકાડવા પ્રયત્ન કરો (ડાબું ચિત્ર). હવે શરીરને ઊંચકીને ફરી લયમાં ઝુકાવી બંને હાથ બંને પગ વચ્ચેની, અને તેની યે પાછળની જમીનને અડકવા પ્રયત્ન કરો. એમાં જેટલે દૂર જઈ શકો તેટલે દૂર જાઓ.

(૪) પગ પહોળા કરીને અને હાથ બંને બાજુ સીધા લંબાવીને ઊભા રહો. પગને ઘૂંટણમાંથી ટટ્ટાર રાખી અને પાનીને જમીન પર ચોંટેલી રાખી તમારા જમણા હાથ વડે ડાબા પગને અડવા પ્રયત્ન કરો, અને એ વખતે તમારો ડાબો હાથ પાછળ ઊંચો ટટ્ટાર રાખો. ફરી મૂળ સ્થિતિમાં આવી એ જ ક્રિયા ડાબા હાથ વડે કરો. આ ક્રિયાઓ જરા યે ઝાટકા માર્યા વિના સરળ લયથી કરો.

(૫) ખુરશી લપસે નહિ તેમ ભીંતે ટેકવીને, ચિત્રમાં છે તેમ બંને હાથે તેની બેઠક પકડી પગ ટટ્ટાર પાછળ લંબાવો. પછી કોણીમાંથી હાથ ટટ્ટાર કરી ઊંચા થાઓ અને એમ જ ટટ્ટાર નીચા દબાઓ. પગ કે ખુરશી કશું લપસવા ન પામે તેની ખાસ કાળજી રાખો.

(૬) ઊંધા સૂઈ હાથ સીધા આગળ લંબાવો. પછી હાથ-પગ બંનેને ટટ્ટાર રાખી એકીસાથે બંનેને જમીનથી અદ્ધર ઊંચકવા પ્રયત્ન કરો. એ જ સ્થિતિમાં રહી શકાય તેટલું રહો. ફરીફરીને આ કસરત કરવી.

(૭) હથેળીઓ જમીન પર જડી, પગ પાછળ ટટ્ટાર લંબાવી, હાથ અક્કડ થાય એટલા ઊંચા થાઓ; અને બને તેટલું શરીરને સીધી લીટીમાં અક્કડ ને અક્કડ રાખી ધીમેધીમે કોણીઓ વાળીને શરીરને ઝુકાવો. પણ તેમ કરતાં ચહેરો કે છાતી જમીનને અડવા ન પામે ને ઘૂંટણ તો હરગીજ ન અડે. બની શકે તેટલી વાર ફરીફરીને કરો.

(૮) બંને હાથ બે પડખે રાખી જમીન પર ચત્તા સૂઈ જાઓ. હવે હાથનો ટેકો લીધા વિના ધીમેધીમે કમ્મરમાંથી જ ઊભા થઈ, બંને હાથ લંબાવી પગના અંગૂઠા પકડવા પ્રયત્ન કરો. એમ કરતાં પગને ઘૂંટણથી જરાપણ વળવા ન દેતા ટટ્ટાર રાખો. પછી મૂળ સ્થિતિમાં સૂવા જતાં પીઠને આંચકો ન લાગે તેની સાવચેતી રાખવી.

(૯) ઉપર મુજબ જ ચત્તા સૂઈ જાઓ. શ્વાસ અંદર લેતા જાઓ ને હાથને માથા પર થઈ લંબાવી પછવાડે જમીન પર અડાડો. શ્વાસ લેવાતો જાય તેમ માથું જમીન પર ટેકવી કમ્મરમાંથી શરીરને ઊંચકી કમાન થાઓ. એ વખતે માત્ર માથું ને બેઠક બે જ જમીનને અડકેલાં હોવાં જોઈએ. હવે ધીમેધીમે શ્વાસ મૂકતા જઈ પીઠને નીચે ઉતારી જમીન પર અડકાડો. તેની સાથોસાથ હાથને પણ આગળ બે પડખે લાવો. આ દરમ્યાન બંને પગ તો જોડાયેલા જ રહે.

(૧૦) ઉપરની માફક ચત્તા સૂઈ, જરા પણ આંચકો માર્યા વિના બંને પગને એક પછી એક જમીનથી બને તેટલા અદ્ધર ઊંચકો. પણ તેમ કરતાં પગ વળે નહિ અને માથું તથા ધડ જમીન સાથે અને બંને હાથ બે પડખે સપાટ ચોંટી રહે તેની ખાતરી રાખો. એક પગ નીચે ઊતરતો જાય તેમ બીજો ઉપર ચડતો જાય.

(૧૧) ઉપર મુજબ ચત્તા સૂઈ, બંને પગને જમીનથી ૪૫ અંશને ખૂણે ઊંચકો. બંને પગને ગોળગોળ ફેરવતા જાઓ ને ફેર તથા ચક્કર લાવતા જાઓ. પગ ફરતી વખતે કુંડાળું એક ફૂટના પરિઘનું થાય. આ દરમ્યાન શરીરને ટટ્ટાર અને હાથને જમીન પર જડેલા જ રાખો.

(૧૨) ઉપર મુજબ ચત્તા સૂઈ, બંને હાથના ટેકાથી આખા ધડ તથા પગને જમીનથી સીધું અદ્ધર ઊંચકી જમીનને કાટખૂણે લાવો. હવે પગ તદ્દન ટટ્ટાર રાખી બંને પગ વારાફરતી તમારા માથા પાછળની જમીનને અડકાડવા પ્રયત્ન કરો. થાકો ત્યાંસુધી ફરીફરીને કરતા રહો.

નથી. હું તો મારા ઘરની બહાર પણ નથી નીકળતો. તમે નહિ માનો, પણ છેલ્લાં ૧૫ વરસથી હું કોઈ પ્રદર્શન કે સમારંભમાંયે નથી ગયો. કોઇનાં ચિત્રો વિષે અભિપ્રાય આપવાની હું મારી લાયકાત ગણુતો નથી; મારું પુછાવો તો મને એ ગમતું જ નથી.'

હમણાં સુધી ભારત સરકારના સેન્ટ્રલ એશિયન ઍન્ટિક્વિટીઝ મ્યૂઝિયમના ડાયરેક્ટર અને વિદ્વાન પુરાતત્ત્વવિદ્-કલાવિવેચક શ્રી વાસુદેવશરણ અગ્રવાલ આગળ યામિની રાયે બળતરા કાઢતાં કહેલું: 'હું કોઇને નીચાં ગણુતો નથી. મારે મન સૌ સરખા છે ને સૌને એકસરખા પ્રેમથી મારાં ચિત્રો બતાવું છું... આપ મારા દુઃખથી અસ્વસ્થ ન થતા. એ દુઃખનું કારણ તો રાગ છે. પણ જેનામાં રાગ નથી તે મરી ગયા જેવો છે. મારી આપવીતી દુઃખભરી છે. બાગ-બજારમાં હું જે ઘરમાં પચ્ચીસ વર્ષ સુધી રહ્યો તેમાંથી મારે નીકળવું પડ્યું. ચિત્રો કરવાનો મને આ બદલો મળ્યો! છતાં મારી પાસે જ્યારે ધન ન રહ્યું ત્યારે ચાર પૈસાની માટી લાવીને ચિત્રો કરવા લાગ્યો, પણ એ ધૂન મેં ન છોડી. મારો એક પુત્ર ચિત્રકાર હતો. એણે પરિશ્રમપૂર્વક એક ચિત્ર તૈયાર કરી પ્રદર્શનમાં મૂક્યું. એનું મૂલ્ય ૧૫ રૂપિયા મળ્યું! એ દુઃખ એનાથી સહન ન થયું ને ગામમાં જઇ એણે ઝેર પીને પોતાના જીવનનો અંત આણી દીધો!. પણ મારો તો વિશ્વાસ છે કે હું મારા કામથી જીવતો રહી શકીશ. નહિ તો પછી મરી જઇશ... જે દિવસે આ દેશમાં વિદ્યાસાગર જેવા પંડિતનું વેતન ૫૦ રૂપિયા અને મૅજ્યુએટનું ૨૫૦ થી ૧૨૦૦ રૂપિયા મંજૂર થયું તે દિવસથી આ દેશનું ભાગ્ય ફૂટી ગયું!'

એમની આ અકળામણ સકારણ છે. વર્ષો પર્યંત વેઠેલી કપરી હાડમારીઓ અને પોતાના જ દેશવાસીઓની ઉપેક્ષા એને માટે જવાબદાર છે. એમને વિષે જે બધું સંભળાય છે તે પરથી, શ્રી અગ્રવાલ લખે છે કે 'મેં એમને અહંકારી સ્વભાવની અક્કડ વ્યક્તિ સમજી લીધા હતા પણ એમને ઘેર જતાં તો ચોસઠ વર્ષના યામિની રાયના વેશમાં એક બાળકનાં દર્શન થયાં. ભાવથી આવેલા શ્રોતા મળતા એમની વાગ્ધારા છૂટી ને અંદરની આગ આ રીતે પ્રકટ થઇ.

પણ હવે ધીમેધીમે તેમની કલાની કદર થતી આવે છે. કલા-રસિકો એમનાં ચિત્રો ખરીદવા પણ એમના બાલીગંજના નાના સાંકડા ઘરમાં જાય છે. એની કિંમત પણ બહુ ભારે નથી હોતી. કોઇ કોઇ વાર તો એમનાં લોકપ્રિય થએલાં ચિત્રોની નકલો ઉપર નકલો પણ લોકો માગે છે, યુનેસ્કો (આંતરરાષ્ટ્રીય શિક્ષણ-સંસ્કાર-સંઘ)ના પ્રદર્શન માટે જે ૩૮ દેશોનાં ચિત્રો ગયાં હતાં તેના ઉપર વિવેચન લખતાં અમેરિકાના અગ્રણી દૈનિક 'ન્યૂ યૉર્ક ટાઇમ્સ' અને લંડનના પીઢ પત્ર 'ટાઇમ્સ' સુદ્ધાંએ લખ્યું હતુ કે 'કેવળ યામિની રાયનાં ચિત્રોમાં જ પારીસની નકલ નથી, (મતલબ કે બાકી બીજે અત્યારે 'નવીનતા' અને 'મૉડર્નિસ્ટિક'ને નામે જે ફાલ ફૂટી નીકળ્યો છે તેમાં એ અનુકરણ સિવાય કંઈ નથી.) યામિનીની કળામાં પોતા-પણું છે, અને તે (બીજાઓની પેઠે) કોઈનું ઉછીનું લીધેલું નથી.'

એમણે જૂની પ્રણાલિને અર્વાચીન લય આપી. લોક-કલાઓનાં વહેણની મૂળ ગંગોત્રીનાં ઝરણુમાંથી એમણે જરૂરી પ્રેરણાપાન જ કર્યું. તાલીમસિદ્ધ હાથ, અંતરની અભિવ્યક્તિ કરવાની તમન્ના, અને સર્જકની કલ્પકતા તો એમનામાં હતાં જ, એટલે એમને હાથે એ મૂળ ઝરણુની પ્રેરણાથી જે મહાનદ પ્રકટ્યો તેમાં વિષયનું વૈવિધ્ય, ભવ્યની રેખાઓની લીલા ને પરસ્પરમાં હલક પુરાવતા સાદા રંગોની રંગાવટ રેલી રહી. અને, પહેલી વર્ષા પછી ભૂમિમાંથી ફૂટતી ધરતીની ફોરમ જેવી, મધુર અને માદક છતાં સ્વસ્થ અને પ્રશાન્ત લાવણીઓમાં ભારતીય જીવનના સંગીતનો લય વિલસી રહ્યો. તેને વિષે લંડનના બ્રિટિશ મ્યૂઝિયમના ચિત્રવિભાગના નિયામક લૅાન અર્વિન તથા વિષ્ણુ દેએ લખેલા વિવેચનગ્રંથમાં તો એમણે એટલે સુધી કહ્યું છે કે 'ભારતની ચાલીસ કરોડની વસતિમાં યામિની રાય એ એક જ એવા વિદ્યમાન કલાકાર છે કે જેણે સાચા સર્જકની ખરેખરી વિશુદ્ધ ને મર્માગામી અભિવ્યક્તિ સાધી હોય.'

# ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ



આ વખતે આવેલા ચિત્રોમા વિષયની પસંદગી સારી છે, પણ ગમેલી તકનો ઉપયોગ એકેમા સફળરીતે થયેલો નથી.

ભાઇ ચન્દ્રકાન્ત આર. શાહ(જોરાવરનગર)નાં 'આરામ' અને 'પાળેલું'માં હાથ આવેલા પક્ષીનો ઉપયોગ કરતા આવડ્યા નથી. પંખીને રકાબીમાં મૂકીને તથા કિશોરના હાથમાં પકડાવીને છબિ પાડવાથી કંઈ કથિત ચિત્ર બનતુ નથી. તેને કોઈ ઝાડની ડાળી પર બેસાડીને સુંદર નૈસર્ગિક ચિત્ર સર્જી શકાત (જુઓ ઉપર).

ભાઈ 'વિમલ'(મુંબાઈ)નાં ત્રણે ચિત્રોના વિષય સારા છે, પણ એકે વિચારપૂર્વક લેવાયુંનથી. અપેક્ષા અહીં (મથાળે) છાપેલા ચિત્રમાંનાં છૂટેલાં બળદગાડાંની અવ્યવસ્થિતતા અને પાછળનાં ઝાડની ભૂમિકાની સામગ્રી વડે મનોરમ ચિત્રસંયોજનવાળાં ઘણાં ચિત્રો યોજી શકાત.

ભાઇ મણિકાન્ત યાજ્ઞિક(મુંબાઇ)નો, જાળ પાથરતા માછીમારનો વિષય સારો છે, પણ કૅમેરાની સ્પીડ ઓછી પડવાથી માછીમારનો હાથ ને જાળ હલેલાં આવ્યાં છે. ચિત્રકોણ પણ બદલવાની જરૂર હતી.

ભાઇ પ્રભાકર દુધિયા(અમદાવાદ)નું 'વાસુકર' વાળું ચિત્ર અગાઉ 'કુમાર'ની હરીફાઇમાં ભાઈ નગીનદાસ દુધિયાના નામથી ઈનામ પામી ચૂકેલું ચિત્ર છે. આ રીતે બીજાનાં ચિત્રો પોતાને નામે મોકલવામાં હીણપત લાગવી જોઇએ.

**શ્રીદામ ભટ્ટ**

# ટિકિટસંગ્રહ

**એ સંસારવ્યાપી શૉખ કેમ કેળવવો તેની માહિતી આપતો વિભાગ**

ટપાલ-ટિકિટ પરની છાપોની એક નવી વિવિધતા આ વખતે એક વાચક મોકલે છે. પોર્ટુગીઝ પૂર્વ આફ્રિકા–મોઝામ્બિક–ની સરકારે પોતાને ત્યાંના દરિયામાં થતી વિધવિધ માછલીઓની આકૃતિઓવાળી ટિકિટો હમણાં બહાર પાડી છે એમાંની ૧૫નો સમૂહ ભાઇ નટુભાઇ વ્યાસે દીવથી મોકલ્યો છે, તે જમણી બાજુ આપ્યો છે. પણ એની ખરી ખૂબી તો એના રંગમાં છે. જેટલી વિવિધ ને ચિત્રવિચિત્ર એની આકૃતિઓ ઓમાં જણાય છે તેટલા જ નાનાવિધ એના રંગો છે, અને તે કુદરતી રંગમાં આપવા માટે ત્રણથી પાંચપાંચ રંગમાં જે એ છાપેલી છે તેની મનોહારિતા કુતૂહલ ને રસપ્રેરક છે. દરેક માછલીની નીચે તે તે માછલીના નામ અત્યંત બારીક અક્ષરે લૅટિન ભાષામાં લખેલા છે અને ઉપલા જમણા યા ડાબા ખૂણે ટિકિટની કિંમતો નીચે મુજબ જણાવી છે: ગયાળેથી ક્રમાનુસાર: પાંચ સેન્તાવુશ; દસ સેન્તાવુશ, ૧૫, ૨૦, ૩૦, ૪૦ અને ૫૦ સેન્તાવુશ; એક એસ્કુદ, દોઢ એસ્કુદ, અઢી, ત્રણ, સાડા ત્રણ, ચાર, આઠ, નવ અને દસ એસ્કુદ.




હૉલેન્ડે બાળશ્રેય અર્થે હમણા બહાર પાડેલી નવી ટિકિટો પૈકી પાંચનો સમૂહ ચોડેલું એ પ્રસંગનું એક ફર્સ્ટ ડે કવર ઍમ્સ્ટરડૅમથી ભાઇ નગીન પારેખે મોકલ્યુ છે. હસમુખા ચહેરાવાળાં, કેશની ઊગતી આશા જેવા એ બાળકોના ચિત્રોવાળી ટિકિટો આ નીચે આપી છે. એ બાળકોને પોતાની છબિઓ ટિકિટો પર જોઇ કેટલો આનંદ થતો હશે! અને બાળશ્રેયના ફાળા અર્થે તેઓ પોતે જ પોતાની શાળાઓમાં એ પાછા વેચતા હશે.

એ જ હારમાં ડાબી બાજુએ ઉલ્લી ટિકિટ જર્મનીમાં હમણાજ ભરાએલા રાષ્ટ્રીય ટિકિટ-પ્રદર્શન (નૅશનલ ફીલેટલિક ઍક્ઝિબિશન)ના સ્મરણમાં નીકળેલી ટિકિટો પૈકીની એક છે. તે મૂળ કરતાં કંઇક મોટા કદની બતાવી છે. તેના પર વર્તુળાકારમાં ટિકિટોનો સમૂહ દર્શાવીને તે પર NBA પ્રથમાક્ષરો, તેની નીચે જમણે ખૂણે મોટા અક્ષરે કિંમત આપી છે. એની આકૃતિની નવીનતા ધ્યાન ખેંચે તેવી છે.

સામેની ફીજીની ટિકિટ ગઇ તા. ૧૭મી સપ્ટેમ્બરે ત્યાં બહાર પડેલી હેલ્થ-સ્ટૅમ્પ (આરોગ્ય ટિકિટો)ની માળા પૈકીની છે. તેના પર દરિયાકાંઠે ખેલતા કિશોરોના દૃશ્ય વચ્ચે છઠ્ઠા જ્યૉર્જની છબિ છે. મૂળ કરતાં તે કંઇક સવાયા કદની કરી બતાવી છે.







(ડિસેમ્બર ૧૯૫૧)

# આ માસ (ડિસેમ્બર) ઇતિહાસમાં: દિનવિશેષ વ્યક્તિવિશેષ · પ્રસંગવિશેષ

## વ્યક્તિવિશેષ: નાનાસાહેબ પેશ્વા



સત્તાવનના જે સ્વાતંત્ર્યયુદ્ધે પ્રબળ એવી બ્રિટિશ સલ્તનતનાં મૂળ થોડા કાળ માટે પણ હિંદની ભૂમિમાંથી હચમચાવી નાખ્યાં તેની યોજના, ગુપ્ત સંગઠન, તથા સંચાલન કરનાર અગ્રણીઓમાંના એક નાનાસાહેબ મૂળ તો માધવરાવ નારાયણ ભટ્ટના પુત્ર. એમનો જન્મ માથેરાન પાસે વેણુ ગામમાં ૧૮૨૪ની ૮મી ડિસેમ્બરે થયેલો. એમનું મૂળ નામ ધોંડોપંત. અંગ્રેજોએ પેન્શન પર ઉતારેલા બીજા બાજીરાવ પેશ્વાએ એને દત્તક લીધેલા; પણ બાજીરાવના અવસાન પછી, તેનું સ્પષ્ટ વસિયતનામું હોવા છતાં અંગ્રેજોએ નાનાસાહેબના હકો ખૂંચવી લીધા ને આમ તેના મનમાં અંગ્રેજોને હિંદમાંથી નામશેષ કરી નાખવાનો સંકલ્પ કરવાનું કારણ આપ્યું. નાનાના હૃદયમાં ભભૂકેલા એ ભડકાએ ચોદિશ આગ ચાંપવા માંડી, અને હિંદુ મુસલમાનોએ એકત્ર થઈને અંગ્રેજોને ભારતમાંથી હાંકી કાઢી, વૃદ્ધ બાદશાહ બહાદુરશાહને દિલ્હીની ગાદીએ બેસાડીને નવેસરથી શાસન–પ્રારંભ કરવા માટે એક દેશવ્યાપી ગુપ્ત સંગઠન ઊભું કરવાનો નિર્ધાર કર્યો. ૧૮૫૭ના જૂનનું પહેલું અઠવાડિયું વિપ્લવ માટે નક્કી કર્યું. પણ મેરઠમાં ધાર્યાં કરતાં વહેલું બંડ થયું ને યોજના વણસવા લાગી. પણ નાનાએ ધીરજ રાખી અંગ્રેજો સાથે એટલો તો સારો વર્તાવ દાખવ્યો કે તેના પર જ વિશ્વાસ મૂકી અંગ્રેજોએ તેને કાનપુરનો ખજાનો અને દારૂગોળાનો ભંડાર સાચવવા સોંપ્યો. વગર મહેનતે આ બધું મેળવી નાનાએ ૪થી જૂનની મધરાતે સંકેતાનુસાર બંડ શરૂ કરી કાનપુર કબજે કર્યું અને ૧લી જુલાઈએ બિઠુર જઈ ત્યાં વિધિસર પેશ્વાની ગાદીએ બેઠા. પરંતુ જનરલ હેવલોક પાછો કાનપુર પર આવતાં તેમને જાતે મેદાને પડવું પડ્યું. પણ અંગ્રેજોના શિસ્તબદ્ધ ને જોરદાર ધસારા સામે તે ટકી શક્યા નહિ અને ઉત્તરોત્તર બધી લડાઈઓ ગુમાવતા ગયા.

હવે શિસ્તબદ્ધ અંગ્રેજોને યુદ્ધ આપવું મુશ્કેલ હોઈ નાનાએ ગેરીલા છાપા મારવા માંડ્યા ને સાધનસામગ્રી તથા માણસોની અછતના કપરા કાળમાં પણ બળવો ચાલુ રાખ્યું. અંતે ૧૮૫૮ની ૧૩મી જૂને હજારો સ્વયંસેવકો લઈ, બાલાસાહેબ, વિલાયતશાહ ને અલીખાં મેવાતી આદિ નેતાઓ સાથે નાનાએ લખનૌ પર છેલ્લો હલ્લો કર્યો. પણ તેમાં અપ્રતિમ બહાદુરી બતાવવા છતાં આખરે તોપોને કારણે અંગ્રેજો છતી ગયા. આ જબરી શિકસ્ત ખાધા પછી પણ નાનાએ વારંવાર હલ્લા કરી બીજા છ માસ સુધી અંગ્રેજોને તોબાહ પોકરાવી. આખરે જ્યારે યુદ્ધ અશક્ય જ થઈ પડ્યું ત્યારે ૧૮૫૯ના એપ્રિલમાં મદદની આશાએ તે નેપાળ ગયા. પણ ત્યાં તો ફૂલ રાણા જંગબહાદુરે, એના ક્રાંતિકારોને પકડવામાં અંગ્રેજોને સગવડ આપી. તેમાં ઘણા માર્યા ગયા, ઘણા કેદ પકડાયા અને કેટલાક જંગલોમાં નાસ્યા ગયા. એમાં નાનાસાહેબ પણ ગુમ થયા. આ પછી તેમનું મૃત્યુ ક્યાં અને ક્યારે થયું તે હજી અજ્ઞાત છે.

## દિનવિશેષ:

તા. ૩ હિંદમાં લૉર્ડ વિલિયમ બેન્ટિકે સતી થવાનો ચાલ નાબૂદ કર્યો, ૧૮૨૯.
તા. ૬ જરથોસ્તીઓ (પારસીઓ) ઇરાનથી આવી સંજાણમાં પહેલવહેલા વસ્યા, ૭૧૫.
તા. ૧૦ ભારતીય ઇતિહાસજ્ઞ સર જદુનાથ સરકારનો જન્મ, ૧૮૭૦.
તા. ૧૩ હિમાલયવાસી રશિયન કલાકાર નિકોલસ રોરિકનું અવસાન, ૧૯૪૭.
તા. ૧૫ ઓરિસા તથા છત્તીસગઢનાં દેશી રાજ્યોનું હિંદ સાથે જોડાણ, ૧૯૪૮
તા. ૧૮ અમેરિકામાંથી ગુલામી નાબૂદ થઈ, ૧૮૬૫.
તા. ૨૨ શાંતિનિકેતનમાં કવિવર ટાગોરની વિશ્વભારતી વિદ્યાપીઠની સ્થાપના, ૧૯૨૧.
તા. ૨૪ હિંદ પરના પહેલા યુરોપી આક્રમક વાસ્કો–ડા–ગામાનું કોચીનમાં મૃત્યુ ૧૫૨૪.
તા. ૨૮ હિંદી રાષ્ટ્રીય મહાસભા કૉંગ્રેસનું મુંબાઈમાં પહેલું અધિવેશન ભરાયું, ૧૮૮૫.
તા. ૩૦ રૂમાનિયાના રાજા કિંગ માઇકેલનો ગાદીત્યાગ; પ્રજાસત્તાકની સ્થાપના, ૧૯૪૭.
તા. ૩૧ ઈસ્ટ ઇંડિયા કં.ને ઈલીઝાબેથે પૂર્વમાં વેપાર કરવાનો પટો લખી આપ્યો, ૧૬૦૦.

## નવેમ્બર (૧૯૫૧)ની તવારીખ

તા. ૧ કાશ્મીરની બંધારણસભાની શરૂઆત; તા. ૬ પારીસમાં સંયુક્ત રાષ્ટ્રસંઘ (યૂનો)નું છઠ્ઠું સામાન્ય અધિવેશન (જનરલ ઍસેમ્બલીની બેઠક) શરૂ; ભારતની સર્વોચ્ચ ન્યાય અદાલત (સુપ્રીમ કોર્ટ)ના વડા ન્યાયમૂર્તિ હરિલાલ કણિયાનું અવસાન; તા. ૧૦ કાશ્મીરના ઝઘડા માટે ફરી વધુ પ્રયાસ કરવાનું ડૉ. ગ્રેહામને સોંપતો સલામતી સમિતિનો ઠરાવ; તા. ૧૧ નેપાળના પ્રધાનમંડળનાં રાજીનામાં; તા. ૧૫ ફુગાવો અટકાવવા માટે રીઝર્વ બૅંકે સત્તાવાર વ્યાજનો દર ૩થી વધારી ૩॥ ટકાનો કર્યો; તા. ૧૬ નેપાળમાં રાણાશાહીનો અંત અને માતૃકાપ્રસાદ કોઇરાલાના વડા પ્રધાન પદે સપૂર્ણ લોકશાહી કૉંગ્રેસપક્ષી પ્રધાનમંડળની રચના; તા. ૨૦ કાશ્મીરમાં લોકશાહી રાજ્યની શરૂઆત; તા. ૨૬ કોરિયાના યુદ્ધવિરામની હંગામી વિષે સમજૂતી; તા. ૨૯ સીરિયા અને સીઆમ એ બંને દેશોમાં લશ્કરે સરકારોને ઉથલાવી નાખી સત્તા પોતાને હાથ લીધી; તા. ૩૦ નિ:શસ્ત્રીકરણની સમજૂતી કરવા ચાર મહાસત્તાઓની મંત્રણામાં ભાગ લેવાની રશિયાની હા.

## પ્રસંગવિશેષ: ઈરાનમાંથી પારસીઓની હિંદમાં હિજરત

લગભગ અઢી સદી સુધી મધ્ય એશિયાના પાર્થિયનોની હકૂમત સહ્યા બાદ તેની સામે ક્રાંતિ કરી, ઈરાનની પ્રજાએ એ વિદેશી શાસકોને હાંકી કાઢી તેની જગ્યાએ પોતાની જ જાત અને પોતાના જરથોસ્તી ધર્મના અરદેશર પહેલાને રાજા બનાવ્યો, જેણે સાસાની સામ્રાજ્ય સ્થાપીને જરથોસ્તી ધર્મનો સુવર્ણયુગ સ્થાપ્યો. પણ સાતમી સદીમાં ઈસ્લામના ફેલાવા સાથે ધર્મઘેલા મુસલમાનોએ એક હાથમાં કુરાન અને બીજા હાથમાં તલવાર લઈ આસપાસના મુલકો સર કરવા માંડ્યા. તેમાં આ સાસાની સામ્રાજ્ય અને તેનો રાજધર્મ જરથોસ્તી ધર્મ પણ દેવાયાં. અને ત્યારના ભયથી કેટલાક જરથોસ્તીઓ ધર્મરક્ષા અર્થે પોતાનું વતન છોડી હિંદને આશરે આવ્યા. ઈ. સ. ૭૧૫ના ડિસેમ્બરની છઠ્ઠી તારીખે ભારતમાં સૌપ્રથમ સંજાણ બંદરે ઊતરેલા એ પરદેશીઓનું હિંદે, અગાઉ પોતાનો આશ્રય શોધતા આવેલા બીજા લોકોનું કર્યું હતું તેવું જ સ્વાગત કર્યું. એમના વંશજો તે આજના પારસીઓ. આજ પર્યંત નિર્ભયપણે તેઓ પોતાનો એ ધર્મ સાચવી રહ્યા છે. હિંદની ગાદીમાંથી મુસ્લિમો જે ચૂકી ગયા તે એકતા સાધી તેઓએ જે પ્રગતિ કરી છે તેથી તો સૌ વિદિત છે જ.

સોમનાથની સ્થાપનાના દિવસોમાં સેવાદળનો એક સૈનિક સાઈકલ પર વેરાવળથી પોતાની ફરજ પર સોમનાથ જતો હતો. એવામાં ખાડીને કાંઠે, સામેથી ગાંડી દોટમાં ધસી આવતી એક ભેંસના માર્ગમાં એક મુગ્ધ ખારવા-કિશોરને જતો જોયો. તેને બિચારાને ખબર ન હતી કે પોતાની પાછળ સાક્ષાત મોત ધસી આવે છે. રાહદારીઓ બૂમાબૂમ કરતા પોતપોતાનું રક્ષણ શોધતા અહીંતહીં ભરાઈ ગયા. પણ સૈનિકે પલવારમાં સાઈકલ ફેંકી દઈ કિશોર તરફ દોટ મૂકી, અને તેને નીચે પછાડી તેના પર પોતાના શરીરનું રક્ષણ છાપ દઈને ઊંધો સૂઈ ગયો. ભેંસ નજીક આવીને ઉપરથી ઠેકી ચાલી ગઈ. બંને બચી ગયા.

પછીથી તેમની ખબર પૂછતા ને ભેંસના માલિકને ભાંડતા રાહદારીઓ ટોળે વળી સૈનિકની પ્રશંસા કરવા લાગ્યા, પણ એ તો *કિશોરને ઊભો કરી કપડાં ખંખેરી મૂગોમૂગો* સાઇકલ પકડી એ જ ભાવનાપૂર્વક પોતાની ફરજ બજાવવા ચાલી નીકળ્યો.



મતરાના ડબાનું ઢાંકણું સજ્જડ બંધ થઈ ગયું હોય તો ડબાની આસપાસ મજબૂત દોરી વીંટી તેમાં દાતણ કે પેન્સિલ ભરાવી વળ દો. એથી ડબો સંકોચાઈને ઢાંકણું ઢીલું થઈ જશે.

અનેકાર્થી શબ્દ : ધારણ=ધરવું તે; આધારભૂત થવું તે; ટેકો કે આધાર; ધીરજ યા આશ્વાસન; પાટડો કે ભારવટિયો; સંતોલો.

કહેવતોનો અર્થ: 'કાગને કહે ઢોરાં ન મરે'—સ્વાર્થી કે નમાલા માણસોની ઈચ્છા કે ગુસ્સો નિષ્ફળ નીવડે છે તે દર્શાવવા માટે વપરાતી આ કહેવતનો અર્થ ચોખ્ખો છે કે પોતાને નીરાંતે માંસ ખાવા મળે એ દાનતથી કાગડો ઢોરનું મોત ઈચ્છે એ કાંઈ ફળીભૂત થતું નથી એને મળતી બીજી કહેવતો: 'બિલાડીને કહે શીકું ન તૂટે;' રાંડીરાંડના શાપ ન લાગે; સતી શાપે નહિ ને શંખણીના લાગે નહિ.'

નીલમ, હીરા વગેરે ઝવેરાત સ્પિરિટ અથવા કોલન વૉટરથી ધોયા બાદ તેને સુકાવા દો. પછી કોઈ નરમ ચામડા કે મખમલ વડે તેને હાથે ઘસવાથી ચમક આવશે.



ફોલાંડના તાજેતરમાં બાળદિન અર્થે નીકળેલી ટિકિટોના પ્રસંગે સ્ટીકરણ માટે યોજાએલી ખાસ છાપનો સિક્કો.

ગણિત ગમ્મત: કોઈ પણ રકમ લખી તેને ફેરવો. પછી મૂળ રકમ અને ફેરવેલી રકમની બાદબાકી કરતાં જે રકમ આવે તેના આંકડાનો સરવાળો કરી જુઓ: તે ૯ અથવા ૯નો ગુણક જ આવશે (૨૫)

વેસેલિન ખલાસ થઈ ગયું હોય એવી ખાલી શીશીને સાફ કર્યા વિના (અંદર થોડું વેસેલિન ખરડાયેલું હોય તે રહેવા દઈને) તેમાં ઉપયોગી સ્ક્રૂ, ખીલીઓ, હૂક, ઝીણા નકૂચા વગેરે રાખી મૂકવાથી કટાશે નહિ.

મોડી રાત સુધી રેડિયો વગાડવગાડ કરીને પજવતા પડોશીઓ ઉપર વેર વાળવાનો એક અચ્છો નુસખો છે. સવારે ચાર વાગ્યે તેને ટેલિફોન કરીને ઉઠાડીને કહેવું કે તમારો રેડિયો સાંભળીને બહુ મઝા આવેલી. તેનો આભાર માનીએ છીએ.

રૂપાના દાગીનાના દાબડામાં કપૂર રાખવાથી તે કાળા પડી જતા અટકશે. (૨૫)

ઊજળાં લૂગડાંનો આદર્શ

નિર્વાહનો પ્રશ્ન ભણેલા લોકોને કઠણ પડે છે તેનું એક કારણ એ પણ છે કે આપણે સૌ ઊજળાં લૂગડાંના ધંધા જ શોધીએ છીએ. જો ભણતર જ ખેતખેડમાં વિઘ્નરૂપ હોય તો તે ઉપયોગી નથી. પણ ભણતરને એવો દોષ દેવાની જરૂર નથી. આપણે ઊજળાં લૂગડાંનો આ આદર્શ જ છોડીએ તો બસ છે.

ઓછી મહેનતે ખૂબ કમાવું અને જુવાનીનાં વર્ષોને સારી પેઠે ભોગવી લેવાં, એ આદર્શથી આપણી મુશ્કેલીઓનો ઉકેલ નહિ આવે; પરંતુ પૂરી મહેનત કરી, સાદા પણ નીરોગી અને દીર્ઘાયુ થઈ શકે એવા જીવનના આદર્શ પ્રત્યે વળવું જોઈએ.

(કિશોરલાલ મશરૂવાળા)

'એવો કયો સવાલ છે કે જેનો જવાબ માણસ કદી પણ નકારમાં ન આપી શકે?'

'જાગી ગયા કે?'



કલાકણિકા: મથાળે બાકોરાવાળું આ વિચિત્ર પાત્ર, તાપવા માટે અપાતી સગડી છે! કલાપ્રિય પ્રજા સગડીને પણ શણગાર્યા વિના નહિ...



ગણેશમૂર્તિ (શિલ્પી - કાન્તિલાલ પટેલ)

વામન (મિનિયેચર—નાના કદની) શિલ્પ-પ્રતિમાનું નિર્માણ કરવામાં આધુનિક શિલ્પકારો પૈકી જે બહુ જ થોડા સફળતા મેળવી શક્યા છે, તેમાં શ્રી કાન્તિલાલ પટેલનું કામ નવી જ ભાત પાડે છે. આપણી પ્રાચીન શિલ્પપરંપરાથી દૂર થએલી લાક્ષણિકતાઓવાળી એમણે ઘડેલી આ મૂર્તિમાં, પરંપરાગત અલંકારો સાથે પ્રતીતિકર આકૃતિવિધાન અને સજીવતાનું આરોપણ કરીને એમણે પોતાના હસ્તકૌશલની સિદ્ધિ દાખવી છે. છેલ્લા ગાળામાં મૂર્તિઓ ઘડતા આપણા દેશના સોમપુરાઓનાં ટાંકણાંમાંથી પ્રાચીન શિલ્પના માર્દવ, સુરૂપતા અને કલ્પનાનો આજે લોપ થયો છે ત્યારે આવા નવસર્જક કલાકાર પાસે એક સારા કારીગરવૃંદને તાલીમ અપાવવાની જરૂર છે. શ્રી કાન્તિલાલ પટેલે પોતાનું સાધનાક્ષેત્ર આણંદ પાસે વલ્લભવિદ્યાનગરમાં રાખ્યું છે અને તેમની શિલ્પકલા ઉત્તરોત્તર નવા સાહસ-મંદિરોમાં વિકસવા લાગી છે. આ નવલા શિલ્પકાર ગુજરાતની કળામાં નવો પ્રાણ પૂરવાની આશા આપે છે.



ઇંગ્લંડનાં ગૅસ ટર્બાઈન એન્જિનો દુનિયાભરમાં બીનહરીફ ગણાય છે. ત્યાં ફાર્નબરો ખાતે ગૅસ ટેક્નૉલૉજીની એક શાળા છે, જ્યાં વરસમાં ત્રણ વાર એક આંતર-રાષ્ટ્રીય અભ્યાસક્રમ યોજવામાં આવે છે, અને દુનિયાના દેશદેશના જેટ પ્રોપલ્શનના નિષ્ણાતોને તેમાં તાલીમ માટે તેમજ આધુનિક ઇજનેરીના એ ક્ષેત્રની અદ્યતન પ્રગતિથી પરિચિત થવા માટે મોકલવામાં આવે છે. એ શાળામાં વિવિધ દેશોના એવા 'વિદ્યાર્થીઓ' જેટ એન્જિન તપાસતા આ ચિત્રમાં દર્શાવ્યા છે.



યુદ્ધકાળમાં બ્રિટનમાં જે તાકીદનાં પગલાં ભરવામાં આવ્યાં તેમાં વધુમાં વધુ અન્ન ઉત્પાદન કરવા માટેની ઝુંબેશ મોટી હતી. તેના પરિણામ રૂપે આજે ત્યાં એક 'ખેતી સલાહકાર તંત્ર' નામનું આખું ખાતું ઊભું થયું છે, જે બહુ અનુકરણીય છે. તેમાં ૧૪૦૦ જેટલા નિષ્ણાત ખેતીવાડી અધિકારીઓ કામ કરે છે, જેઓ ગામડેગામડે ખેતરોમાં ફરીને તેમના પાક તપાસે છે, વાવણી, ખાતર વગેરેની સલાહ આપે છે, અને તેમની ફરિયાદોનાં કારણ શોધવા માટે ખાસ ચાલતી પ્રયોગશાળાઓમાં અખતરાઓ ચલાવી તેના ફેંસલ આણી આપે છે. ઉપલા ચિત્રમાં એવો એક જિલ્લા સલાહકાર અધિકારી એક ખેડૂતે આપેલા નિષ્ફળ ગયેલા પાકના નમૂના પ્રયોગશાળામાં લાવી તેના વૈજ્ઞાનિકને બતાવી રહ્યો છે.




## નવાં પુસ્તકો.

**ગોષ્ઠિ:** શ્રી ઉમાશંકર જોષીના બાવીસ નિબંધો—જેમાં અંગત નિબંધો, ચરિત્રાત્મક લેખો, અહેવાલરૂપ લખાણો, પ્રવાસ લેખો, મનનાત્મક લઘુલેખો, હળવા નિબંધો તેમજ જીવનના મૂલગત પ્રશ્નો છેડતા લેખો જેવા રોચક વૈવિધ્યની સાથે 'નિબંધ: એક કલા-પ્રકાર' એ નામનો, નિબંધની કલા ઉપર એક સ્વાધ્યાય પણ છે ૧૯૦ પાનાં. ત્રણ રૂપિયા. પ્રકાશક ભારતી સાહિત્ય સંઘ લિ. અમદાવાદ

**દેવયાની :** આનંદરાય ભટ્ટના આગામી કાવ્ય-સંગ્રહમાંનું એક ખંડકાવ્ય—પ્રકાશક આનંદરાય ભટ્ટ-વિસનગર ૦-૪-૦. કવાયતની જરૂરી માહિતી તથા હુકમોની વિગતવાર ને વ્યવસ્થિત રીતે સમજૂતી આપતા પુસ્તકની સુધારેલી બીજી આવૃત્તિ લેખક : મોહનલાલ છ શાહ પ્રકાશક : ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ, નડિયાદ. ૧-૪-૦.

**ગુજરાતવિદ્યાસભા-અમદાવાદનાં**

**મણિલાલ નભુભાઈ દ્વિવેદીનું જીવન ચરિત્ર :** લેખક અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી ૨-૦-૦; ૧૯૨૯-૧૯૩૯નાં **વાર્ષિક વ્યાખ્યાનો:** [૨] ૨-૦-૦; **ગુજરાતનાં નગરોનું ફારસી ભાષા અને સાહિત્યનું ખેડાણ:** લેખક: છોટુભાઈ રણછોડજી નાયક, ૦-૧૨-૦; **કામજન્ય દર્દો** તેની વ્યવસ્થા અને અટકાયતની આવશ્યકતા સમજાવતું પુસ્તક-લેખક: હર્ષદરાય ઈશ્વરલાલ ઝાલા ૦-૮-૦; **સૌરાષ્ટ્રના સુમરા** નો સામાજિક દૃષ્ટિએ મધ્યેનો અભ્યાસ: લેખક: ભગવાનલાલ લ. માંકડ. ૧-૦-૦.

# આ અંકના મુખચિત્રમાંથી કૅલેન્ડર બનાવો

ઘરની ભીંતો પર છબિઓ તો આપણી રુચિ અનુસાર ચૂંટીને ચોડીએ છીએ. પણ કૅલેન્ડરો? એમાં ભાગ્યે જ કોઇ પસંદગી કરવાની તસ્દી લેતું હોય છે, અને મફતમાં જે મળ્યું તે કૅલેન્ડર લટકાવી દેવાય છે. પણ કૅલેન્ડર ઉપર માણસની નજર વધુમાં વધુ પડે છે; એટલે તેના પરનું ચિત્ર તો પ્રસન્નકર, રોચક કે ભાવનાપોષક હોવું જોઇએ. આ અંકના મુખચિત્ર નીચે આપેલી પ્રશસ્તિ વાંચીને તેનું કૅલેન્ડર બનાવવાની ઇચ્છા થાય તો તેની સામગ્રી આ સાથે આપી છે. તારના ટાંકા ઉખેડીને તમે અંકમાંથી ચિત્ર કાઢી લઈ શકો એ હેતુથી આ વખતે કાગળ મોટો રાખ્યો છે. તેમાંથી ચિત્ર કાપી લઇ, એક પૂઠા પર આછા રંગનો કે સફેદ કાગળ સપાટ ચોડી, ને પર ચિત્ર ચોડી દો, અને તેને ઉઠાવ મળે તે માટે તેની ચોમેર સરખે અંતરે પ્રમાણસર એક કે બે લીટી આંકી લો. પછી આ નીચે તથા છેલ્લા પાનાની સામે આગામી દસ માસનાં તારીખપત્રો આપ્યાં છે તેને લીટીએ આગળથી કાપી, ક્રમવાર સીવી લઈ કૅલેન્ડરની નીચે લગાડી દો, અને મથાળે બે કાણાં પાડી દોરી બાંધી લટકાવી દો. પૂઠાનું માપ તથા તે પર ચિત્ર અને કૅલેન્ડર કેવા પ્રમાણથી ચોડવા તે દર્શાવવા આ સામે તેનો આલેખ આપ્યો છે.

### માર્ચ

| રવિ | સોમ | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| ૩૦ | ૩૧ | Ø | Ø | Ø | Ø | ૧ |
| ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ |
| ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ |
| ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ |

### એપ્રિલ

| રવિ | સોમ | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| Ø | Ø | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ |
| ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ |
| ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | Ø | Ø | Ø |

### મે

| રવિ | સોમ | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| Ø | Ø | Ø | Ø | ૧ | ૨ | ૩ |
| ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ |
| ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ |
| ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ |

### જૂન

| રવિ | સોમ | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |
| ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ |
| ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ |
| ૨૯ | ૩૦ | Ø | Ø | Ø | Ø | Ø |

### જુલાઈ

| રવિ | સોમ | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| Ø | Ø | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ |
| ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ |
| ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | Ø | Ø |

### ઑગસ્ટ

| રવિ | સોમ | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| ૩૧ | Ø | Ø | Ø | Ø | ૧ | ૨ |
| ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |
| ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ |
| ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ |



ગુજરાતની પ્રાચીન ધાતુશિલ્પકલાની ઉત્કૃષ્ટતાના બે વધુ પ્રતીતિકર નમૂના
ઉપર: પાર્શ્વનાથની ત્રિતીર્થિક પ્રતિમા; નીચે: ત્રાંબાનું કલાગત ધૂપદાન. ગુજરાતની ગૌરવપ્રદ કલાના આ નમૂના-
ઓની વિગતો માટે વાંચો આ અંકમાંનો લેખ 'ગુજરાતનું પ્રાચીન ધાતુશિલ્પધન'. (ફોટો - ઉમાકાન્ત પ્રે. શાહ)



ફૂલદાન · ચિત્રકાર: એમ. વાઈ. કુલકર્ણી (મુંબઈ) · 'સાધના'ના સૌજન્યથી

ફૂલ એ નિસર્ગ-દેવીના કૃપા અમૃત વર્ષાવતા હસતા નયન છે, વન્ધવની પૃથ્વીમાતાના હૈયાની સૌરભ છે; કુદરતની ચક્ષુગોચર કવિતા છે. કિલ્લોલતા શિશુથી જર્જરિત વૃદ્ધો સુધીના માનવમાત્રને તે પોતાની નિર્વ્યાજ સૌન્દર્યસૌરભથી પ્રસન્ન કરે છે. તેના ચારુ દર્શનથી આકર્ષાઈ ગુફા-માનવીએ તે વડે દેહ શણગારવા માંડ્યો ત્યારથી ધાર્મિક વિધિઓમાં કે રોજિંદા ઉપકરણોમાં સુશોભનો-ચીતરામણો કોતરણીઓ સુધીના જીવનના વિશાળ ફલક પર તેણે જે સ્થાન મેળવ્યું છે તે માનવહૃદયમાં તેણે કરેલા સ્થાનની પ્રતીતિ છે. દવાખાનાના દરદીઓ સુદ્ધાં ફૂલદાનનાં હાસ્યથી પોતાની તીવ્ર વેદના હળવી કરતા જણાયા છે, તો સ્વસ્થ જનસામાન્ય પરની પ્રસન્નકર અસરની તો વાત જ શી? પરંતુ સૌને સદા તે ઉપલબ્ધ ન હોય. ત્યારે તેના ચિત્રોથી પણ સંતોષ મળે છે. જેમની ઇચ્છા હોય તે એમ ને એમ મઢીને કે તો, રોજ એકાદવાર તો અચૂક નજર ઠેરવવાના સાધન રૂપ કૅલેન્ડર તરીકે તેનો ઉપયોગ કરી શકે. તે માટેનાં જરૂરી પાનાં તથા સૂચના અન્યત્ર આપ્યાં છે




ડેવિડસનની બે કૃતિઓ: ડાબી બાજુ વિજ્ઞાની આઇન્સ્ટાઈન; જમણી બાજુ ધનકુબેર રૉકફેલર

બહુ સહેલો છે!'' અને' ડેવિડસન લખે છે કે, 'આ વાક્ય બોલતાંની સાથે અચાનક એનો હમેશનો વિશિષ્ટ મુખભાવ એના ચહેરા પર એવો આવી ગયો કે મેં તરત એ ઝડપી લીધો!''

અવસાન પહેલાં બાર-પંદર દિવસ અગાઉ સુધી તે પોતાના આ વ્યવસાયમાં જ રત હતો. છેલ્લે, ૧૨મી ડિસેમ્બરે તે નવા યહૂદી રાજ્ય ઈઝરાએલ જઈ આવીને ત્યાંના પ્રમુખ ચાઇમ વાઇઝમાન, વડા પ્રધાન ડેવિડ બેન-ગુરિયન, વિદેશ પ્રધાન મોશે શારેટ અને બીજા એ નવી પ્રજાના અગ્રણીઓના સ્કેચ કરી ફ્રાન્સ પાછો આવેલો અને તેમના પ્રતિમાશિલ્પો કરતો હતો. ઉપરાંત ઈઝરાએલમાં જૉર્ડન નદીપર બંધ બાંધીને ઊભું કરવામાં આવનારા જંગી હાઇડ્રો-ઇલેક્ટ્રિક પ્લાન્ટ (વીજળી ઉત્પાદક કેન્દ્ર) માટે એક પ્રચંડ સ્મારકશિલ્પ પણ તે કરવાનો હતો. એવામાં અચાનક તેને હૃદયરોગનો હુમલો થયો અને બેયેરેન ખાતે આવેલા તેના આગાવાસમાંથી દવાખાનામાં લાવવામાં આવ્યો, જ્યાં દુઃખશામક દવાની અસર નીચે ઊંઘમાં જ તેનું અવસાન થયું. તેના અવસાન સમયે તેની હાલની પત્ની ફ્લૉરેન્સ લુશિયસ (જે પણ એક કલાકાર છે ને યુવાનીમાં 'આર્ટ સ્ટુડન્ટ્સ લીગ'માં તેની સાથે ભણતી તે) તથા ફ્રાન્સનો વિખ્યાત કાર્ટૂનિસ્ટ ને કલાકાર રિગિ-ગૉન્ટ તથા મિસિસ રિગિનૉન્ટ જે તેની સાથે નાતાલના તહેવારો ગાળ-વા આવેલાં તે પણ હાજર હતાં. તેની આગલી પત્ની જે ૧૯૩૪માં ગુજરી ગઈ તેના બે પુત્રો ન્યૂ યૉર્કમાં છે: એક જૉકસ વીમા કંપનીમાં કામ કરે છે ને બીજો ફ્રાન્સની વૉશિંગ્ટન ખાતેની ખબરી એજન્સીમાં. તે પોતે તો મોટે ભાગે ફ્રાન્સમાં જ રહેતો: થોડો સમય પારીસ ખાતે ને થોડો સમય તેની ગામડાની જાગીર પર.

નિર્જીવ માટીને જીવંત મૂર્તિના સ્વરૂપમાં પલટાવવાની જાદુગરી શક્તિ તેનાં આંગળાંમાં હતી વળી, માટીને ખાસ પદ્ધતિથી પકવીને લાલ-બદામી બનાવવાની તેણે પોતાની એક ખાનગી રીત શોધી કાઢી હતી, અને એ રીતની પક્વપ્રતિમાઓ પણ બહુ વખણાતી. આ સાથેનાં ચિત્રોમાં બેર માઉન્ટની, ગુફરની કવિ રૉબર્ટ બિડર મૅનની પ્રચંડ મૂર્તિ, તથા આધુનિક જગતના મહાન ગણિતી-વિજ્ઞાની આઇન્સ્ટાઇન, મહા ધનકુબેર રૉકફેલર અને મહામાનવ મહાત્મા ગાંધીજીનાં તેનાં શિલ્પો નમૂના તરીકે આપ્યાં છે. જગતના ઇતિહાસમાં કદી કોઈ શિલ્પકારે નહિ કરી હોય તેટલી મહાપુરુષોની શિલ્પપ્રતિમાઓનો એ સર્જક આટઆટલી માનવવિભૂતિઓના સંપર્કમાં આવવાનું અહોભાગ્ય પામ્યો હતો તેનું એને ગર્વ ગૌરવ પણ હતું. છેલ્લે ન્યૂ યૉર્કમાં તેનાં થોડાં ચુનંદા (એંસી આઠ) એવાં શિલ્પોનું પ્રદર્શન ભરાયું ત્યારે તેણે કોઈને પૂછ્યું હતું: 'જીવનમાં તમે કદિ આટલા મહાપુરુષોના સંપર્કમાં આવેલા ખરા?'

# રળિયામણી ગુજરાત

## ફોટોગ્રાફરો-કલાકારો માટે એક નવી ઈનામી હરીફાઈ

દર્શનરમ્ય સૌંદર્યસ્થાનોનો ગુજરાતમાં તોટો નથી. ચરોતર કે નાઘેરની કુંજોથી ગાંઠીને ધરતીની ફરફક થીજી ગઈ હોય એવા, ધાર-ડુંગરથી મંડિત કચ્છની ચાંલ્લહેરિયા લેતા પ્રદેશો; હરિયાળાં ખેતરોની લીલી સાડી વચ્ચે ઝીકનો બુટ્ટા જેવાં શોભતાં ગામડાંઓ; સગથળ થાળીમાં મોતી વેરાયાં હોય એવાં છૂટાંછવાયાં ઝૂંપડાંથી શોભતા સપાટ ભૂમિવિસ્તારો; વિકટ વાંધાં ને કરાળ કોતરો તથા કાચી બેખડો ને કાળમીંઢ ખડકો વચ્ચે વહેતી મહી, વાત્રક ને સાબરમતી, ભાદર મચ્છુ ને શેત્રુંજી, કે તાપી નર્મદા ને પૂર્ણાના લીલામધુર વળાંકો લેતા પ્રૌઢ કે પાતળા યા ધીરગંભીર વહેતા વહનમાર્ગો; ગીર અને બરડા તથા ડાંગ ને પંચમહાલની વનઘટાઓ; ઓસમ ગિરનાર ને શત્રુંજય તથા ઈડર પાવાગઢ ને પારનેરાના ગિરિરાજો; કાનમ પાંચાળ કે વઢિયારના વિશિષ્ટ સૌંદર્યશાળી ભૂમિભાગો;—ગણતાં યે થાક લાગે એવાં રૂપસ્થળોથી પ્રકૃતિએ ગુજરાતને જાણે મઢી દીધી છે. ઊણપ છે માત્ર તેને જોવાની આંખની, અને દેખાડનારા દર્પણની. એ ગુમાવેલી આંખ આપણે કેળવવાની છે; અને એ માટે દર્પણ ધરવાનું છે કલાકારોએ. ગુજરાતનું રૂપદર્શન કરાવવાના આ કાર્ય માટે સૌ ફોટોગ્રાફરો ને કલાકારોને આમંત્રણ છે.

શિલ્પ સ્થાપત્યના નહિ, પણ નૈસર્ગિક શોભા અને રૂપસૌંદર્યવાળાં દૃશ્યોના, અગાઉ ક્યાંય કદી પ્રસિદ્ધ ન થયા હોય તેવા, સુરુચિપૂર્ણ ચિત્રસંયોજન તથા ઉત્તમ ટેકનિકવાળા ૬×૮ ઇંચના કદના ફોટોગ્રાફો કે ૧૨×૧૦ના માપના સુંદર સ્કેચ મોકલવા જરૂરી છે. ઈનામ રૂા.૫, ૧૨ કે ૯, લાયકાત પ્રમાણે. ઈનામ પામેલી કૃતિઓના હક્ક કર્તાના ગણાશે, પણ કુમાર કાર્યાલય લિમિટેડ પોતા પૂરતા સર્વે પ્રકાશનોના હક ધરાવશે.

# યે, અગદ્! યે!

એ વળી કઈ ભાષાના શબ્દો ?
એનો સ્ફોટ કરીશું તો એક
હૃદયસ્પર્શી વાર્તાનો રસ ઢોળી દઈશું.
બહેતર છે કે એ વાંચવા માંડો.



શ્રી રણજીત દેસાઈની
મરાઠી વાર્તા ઉપરથી

અનુવાદક
**સુમતિ ર. દલાલ**

છેલ્લા આઠદસ દિવસથી વિલાસપુરમાં મોટી ધાંધલ મચી ગઇ હતી. એમાં યે આખરના બે દિવસથી તો લોકોની ઉત્કંઠા ગળા સુધી આવી ગઇ હતી. વાઈસરૉય સાહેબનાં શુભ પગલાં વિલાસપુર સંસ્થાને પડતાં કાર્યક્રમોની જાણે ઝડી વરસી હતી! આખા યે વિલાસપુરનો રૂઆબ ફરી ગયો હતો. રાજભવન આખો રોશનીથી ઝળહળાં થઇ ગયો હતો, અને રાજમાર્ગો ઉપર પણ ઠેરઠેર વિવિધ રોશની કરવામાં આવી હતી. કુસ્તી, શરતો અને એવા અનેક કાર્યક્રમો એક પછી એક યોજાતાં જતા હતા. છેલ્લા બે દિવસથી લોકો એક જુએ અને બીજું ભૂલે એવી કાર્યક્રમોની ભુલભુલામણી મચી ગઈ હતી. અને એ છતાં યે સહુ આજનો દિવસ પૂરો થઇને કાલની સાંજ ક્યારે પડે એની વાટ જોતાં હતાં. કારણ, ખાસ વાઈસરૉય સાહેબને માટે જ, આજ લગભગ પંદર વર્ષ પછી, વિલાસપુરમાં હાથીની સાઠમારી યોજવામાં આવી હતી.

સાઠમારીના મેદાનની સાફસૂફી પૂર ઝડપે થતી હતી. વર્ષોથી અવડ રહેલો બુરજ સાફ કરવામાં આવતો હતો. પડુંપડું કરતો ઊભેલો એ બુરજ કેટલી યે જગ્યાએથી સમારવા યોગ્ય થઈ ગયો હતો. એટલે એ પણ કરવામાં આવ્યું. કઠા ઉપર ધજા-પતાકાઓ બાંધવામાં આવતી હતી. આ બધી ધમાલ ચાલતી હતી ત્યારે ત્યાં મેદાનના એક ખૂણે એક માણસ ચિંતાગ્રસ્ત ઊભો હતો. એનું નામ હતું શંકર. સાઠમારીની બધી જ તૈયારીઓનો ભાર મહારાજ સાહેબે એના માથે નાંખ્યો હતો, કેમકે મોટા મહારાજના વખતનો એ એક જ સાઠમાર આજે બાકી રહ્યો હતો. એનો પણ એક જમાનો હતો. અત્યારે એ આવતી કાલનો વિચાર કરતો હતો. આજે મેદાનની વચમાં ઊભેલો એકનો એક બુરજ એને એના પહેલાંના દિવસોની યાદ આપતો હતો. એ એક જ માત્ર એનો સાથી અને સાક્ષી હતો. એને જોતાં જ શંકરને એના પહેલાંના દિવસો યાદ આવી ગયા...

એ મેદાનનું સ્વરૂપ બદલાઇ ગયું. મેદાનમાં ઊભેલા અનેક બુરજો શંકરની આંખ સામે તરી આવ્યા. ચિત્રવિચિત્ર અવાજો એને કાને પડવા લાગ્યા. એણે જોયું તો શુભ્ર સફેદ વસ્ત્રોમાં સજ્જ થયેલા અને હાથમાં જાતજાતના રંગીન રૂમાલો ફરકાવતા અનેક સાઠમારો મેદાનમાં સર્વગતિએ દોડતા હતા. એ દોડતા લોકોમાં એનો બાપ કેશવ પણ હતો. એના હાથમાં લાલ રૂમાલ હતો. એને ફરકાવતો એ કોઇને બોલાવતો હતો, 'યે, અગદ્! યે!'

અને કેશવનો એ અવાજ સાંભળીને એની પાછળ એક મસ્ત ગજરાજ દોડ્યો જતો હતો. એના ગંડસ્થળમાંથી મદની ધારા ચાલી જતી હતી. પૂંછડી ટટ્ટાર કરીને, સૂંઢને હવામાં વીંઝતો સાઠમારને આંબવા એ બેફામપણે દોડ્યો જતો હતો. એની આજુબાજુ દંગલ મચાવતા લોકોની એને પરવા નહોતી. એનું સમગ્ર લક્ષ તો હતું પેલા લાલ રૂમાલ ઉપર. હાથીને ઝુલાવતો ઝુલાવતો કેશવ દોડતો હતો. મોકો મળતા એ સફાઈથી હાથીની નજીક સરક્યો. હાથીને થાપ આપીને એના મદમસ્ત કુંભસ્થળ ઉપર બાંધેલી ચિઠ્ઠી એણે તોડી લીધી. તાળીઓનો પ્રચંડ નાદ વાતાવરણને ગજાવી રહ્યો અને ત્યાં જ શમિયાણામાંથી મહારાજ સાહેબનો અવાજ આવ્યો, 'શાબાશ કેશવ! નામ રાખ્યું તેં ચાઠ!'

અને એ દિવસે મોટા મહારાજ સાહેબે ચિઠ્ઠી પર લખેલું પાંચસો રૂપિયાનું ઈનામ તો કેશવને આપ્યું જ, પણ એ ઉપરાંત ઊંચી જાતના રેશમનો બનાવેલો સાઠમારનો સફેદ પોશાક પણ એને ભેટ દીધો. અને એ વખતે કેશવની બાજુમાં ઊભેલા શંકરને માથે હાથ મૂકીને મહારાજ સાહેબે એને કહ્યું હતું, 'અરે, આ તારો દીકરો કે! એ રમે છે કે નહિ સાઠમારી? એને બરાબર તૈયાર કરી નાખ જોઉં! એણે તારું નામ રાખવું જોઈશે ને?'

અને એ દિવસથી કેશવ શંકરને રોજ નિયમિતપણે સાઠમારી શીખવતો હતો. એકબે વર્ષમાં તો શંકર ખાસ્સો તૈયાર થઈ ગયો. એ વખતનો એક ગમ્મતનો પ્રસંગ શંકરને યાદ આવ્યો. આઠદસ સાઠમારો અને શંકરને સાથે લઇને કેશવ સાઠમારી માટે મેદાનમાં ઊતર્યો હતો. રમતાંરમતાં એ શંકરને શીખવતો જતો હતો ને જરૂરી સૂચનાઓ આપતો જતો હતો. સૌના હાથમાં જુદાજુદા રંગના રૂમાલો હતા. મોકો સાધીને શંકરે હાથીની નજીક સરીને જતાં જ કેશવે એને ચિઠ્ઠી તોડી લેવાની હાકલ કરી. પણ ત્યાં તો ઓચિંતી હાથીએ મોટેથી ત્રાડ નાખી, અને હાથી ચિડાઇને પોતા ઉપર ધસ્યો એમ માનતાં જ શંકરે દોડીને બુરજનો આશ્રય લીધો. પોતાનો દીકરો મેદાનમાંથી નાઠો એ જોઇને કેશવને ખૂબ જ દુઃખ થયું. ક્રોધથી, સંતાપથી એને પગથી તે માથા સુધી ઝાળ લાગી. ખિજવાઇને એ પણ શંકરની પાછળ બુરજમાં પેઠો, ને એને ચોટલીએથી પકડીને બહાર ખેંચી આણ્યો બીજા હાથે એક સણસણતી થપાટ એના ગાલ પર મારીને એણે કહ્યું, 'સા'...બૈરી છો કે શું? બુરજમાં શાનો પેસી ગયો? યાદ

રાખજે ફરી આમ કર્યું છે તો" અને એ યાદે આજે યે એનું મોં સ્મિતથી ચમકી ગયું. એ ભાનમાં આવ્યો.

ખરેખર. મોટા મહારાજ સાહેબ હયાત હતા ત્યાં સુધી કેશવ અને શંકર કેવા જોરમાં હતા! એ બાંનદીકરાનાં નામ તો હમેશાં લોકોની જીભે રમ્યા કરતાં. ઘરને છાપરે મોટા મહારાજના પ્રતાપે સોનાનાં નળિયાં ચમકતાં. પણ એમનું નસીબ પાછું પડ્યું અને મોટા મહારાજ કાળ પામ્યા. નાના મહારાજ સાહેબ ગાદીએ આવ્યા એમને રેસનો ખૂબ જ શોખ! એમણે લાખો રૂપિયા ખરચીને વિલાસપુરમાં ઘોડદોડ માટેનું મેદાન બંધાવ્યું અને સાઠમારીના વળતા પાણી થયાં. મોટા મહારાજના વખતમાં તો આ મેદાનમાં જ્યાં આઠદસ સાઠમારો રાતદિવસ પટ્યા જ રહેતા ત્યાં હવે કૂતરાં યે ફરકતાં નથી. એમ એ દિવસ થતાં જ મેદાનની ભૂમિ ઉપર 'ચૈ અગદ્ ' ચૈ!' ના જે અવાજો ગાજી રહેતા તે સદંતર બંધ પડ્યા. હાથીના ભયંકર ચિત્કારો ને એમને હુલાવતા એ 'ચૈ અગદ્ ' ચૈ!' ના અવાજોની વાતો પણ લોકો ભૂલી ગયા. ગાદીએ આવતાં જ મહારાજ સાહેબે બધા સાઠમારોને નોકરીમાંથી કમી કર્યા. જેમને સરકાર તરફથી ખુશીમાં જમીન જાગીરો આપવામાં આવી હતી એ પણ છીનવી લેવામાં આવી પોતાના જીવન અને મોતનો સોદો ખેલીને જે લોકો પહેલાં જીવતા હતા. એમને પછી કમકૂવના સોદા ખેડીને જીવન નિભાવવાનો વખત આવ્યો એ સાઠમારી બંધ થયાને આજે પંદરથી વીસ વર્ષ થયાં હતાં, અને આજે ફરી એક વાર મોટા લાટસાહેબના આગમનને કારણે ખાસ એમના જ કહેવાથી, સાઠમારી યોજવામાં આવનાર હતી!

મહારાજ સાહેબે જ્યારે કેશવ અને શંકરને પોતાની પાસે બોલાવ્યા અને શંકરને સાઠમારી ખેલવાની આજ્ઞા કરી, ત્યારે કેશવે મહારાજ સાહેબને સમજાવવાનો ખૂબ પ્રયત્ન કર્યો. એણે મહારાજ સાહેબને પોતાની હાલની દીન અવસ્થા વિશે કહ્યું કહ્યું કે શંકર જ માત્ર એની વૃદ્ધાવસ્થાનો સહારો હતો. અને છેવટે શંકરને બદલે પોતે જ સાઠમારીમાં ઊતરશે એમ પણ કહી જોયું. એણે બે હાથ જોડ્યા. પણ શંકર જ માન્યો નહિ. એ જ જાતે ખેલવાને તૈયાર થયો, અને મહારાજ સાહેબનો જીવ ત્યારે હેઠો બેઠો. શંકરે પોતાના વૃદ્ધ પિતાને સમજાવવાનો પ્રયાસ કર્યો: 'કદાચ છે ને, આ જોઇને મહારાજ સાહેબને સાઠમારીનો નાદ ફરી લાગે તો? પોતાનો ગયો વૈભવ પાછો આવવાનો યે સંભવ ખરો ને?'

આ બધા વિચારમાં શંકર એટલો તો રંગાઈ ગયો હતો કે એને કાળનું કાંઈ ભાન નહોતું. એના જીવને કોઈ રીતે ચેન નહોતું પડતું. રહીરહીને, નેળા કવેળા, જરા આરામની ક્ષણ મળતા જ વિચાર આવતો, કે આજ પંદર વર્ષથી ટેવ છૂટી ગયા પછી આ સાઠમારો કેટલે અંશે સફળ થશે? તેઓ સાચે જ રમી શકશે ખરા? ખુદ પોતાની ઉંમર પણ આજે પાત્રીસ વર્ષની થઈ હતી: એને તો પોતાની જાતને માટે યે શંકા હતી. જોકે મહેનત કરીને એણે દસબાર સાઠમારો તો તૈયાર કર્યા હતા, પણ ઉપર કહ્યું એવા વિચારોને કારણે એનો આત્મવિશ્વાસ ડગતો જતો હતો. અને પછી એનું મન ચિંતાગ્રસ્ત દશામાં વધુ ને ખાઈ જતું. અત્યારે બધા લોકો ઘેર ગયા હતા. આકાશમાં ચંદ્ર ઊંચો આવતો જતો હતો અને એના આછા મધુરા પ્રકાશમાં એને પોતાનો ખૂબ લાંબો પડતો પડછાયો દેખાયો. એને થયું કે હવે જલદી ઘેર જવું જોઇએ; બાપુ વાટ જોતા હશે. અને એણે ઝડપથી ઘરની દિશામાં ડગલાં માંડ્યાં.

કેશવનો શંકર ઉપર ખૂબ જ જીવ હતો. શંકરની મા નાનપણમાં જ મરી ગઈ હતી, એટલે કેમવે જાતે પારણું બાંધીને શંકરને મોટો કર્યો હતો. એને માના સુખની ખોટ કદી સાલવા નહોતી દીધી. શંકરને આવેલો જોઈને ડોસો ઊભો થયો. જમતાંજમતાં પણ તે એનો જ વિચાર કરતો હતો. એણે શંકરને પૂછ્યું, 'ચીપિયા તૈયાર છે ને? બધું બરાબર બનાવરાવ્યાં છે ને?' ડોસાનો જીવ આજે તળેઉપર થઈ જતો હતો. જેટલી અપાય તેટલી સૂચનાઓ એ આપતો જતો હતો: 'શંકર, જો ભાઇ સંભાળથી ખેલજે! હાથી તરફ પીઠ કરીને ઝાઝો વખત ના દોડ્યા કરવું. ચિઠ્ઠી તોડવાનું ફાવ્યું તો ઠીક છે, નહિ તો, જો, આપણે ઈનામની કાંઇ પરવા નથી, હોં!"

એટલે હસીને શંકરે કહ્યું. 'બાપુ. ભૂલી ગયા કે? હું નાનો હતો, અને એક વખત હાથીની ત્રાડથી ગભરાઈને હું ચિઠ્ઠી ન તોડતાં બુરજમાં નાસી ગયો હતો ત્યારે તમે મને મારીને શું કહ્યું હતું? અને આજે આમ કહો છો? જુઓ તો ખરા કે પેલા જંગબહાદુરની કેવી રેવડી દાણાદાણ કરું છું તે!'

ડોસાએ નિશ્વાસ મૂકીને કહ્યું, 'ભલે ભાઇ, ભલે! તારું ખરું અને મારું રહ્યું, બસ? પણ જો ભાઇ, જરા સંભાળીને ખેલજે. ધ્યાન રાખજે કે મારી પાછલી અવસ્થાની તું જ માત્ર હાથલાકડી છો, અને તને જોઈને જ મારે બાકીનાં પૂરાં કરવાનાં છે...

બીજે દિવસે શંકર વહેલો ઊઠ્યો. એક ખૂણામાં પડેલી પેટી એણે બહાર કાઢી. કેશવ હજુ ઊંઘતો હતો. પેટી બહાર અજવાળામાં આણીને એણે એના ઉપરની ધૂળ ખંખેરી કાઢી અને કટાઈ ગએલું તાળું ચાવીથી માંડમાંડ ખોલ્યું. થોડી મહેનત કરીને તાળું છેવટે ખૂલ્યું અને કરરર અવાજ કરતી પેટી ખૂલી. એ પેટીમાં સૌથી ઉપરના ભાગમાં જ એક લાલ રૂમાલ હતો. એની નીચે લીમડાનાં પાનમાં સાચવીને મૂકેલો સાઠમારીનો ખાસ રેશમી પોષાક હતો. એણે પાન સાચવીને આઘાં કર્યાં, અને એની અંદરથી કપડાં બહાર કાઢ્યાં, મોટા મહારાજે કેશવને ઇનામમાં આપેલાં એ જ એ કપડાં. એ ભાવભરી નજરે કપડાં તરફ જોતો હતો ત્યાં જ અવાજ આવ્યો, 'એ કપડાં પહેરીને તું સાઠમારી ખેલવાનો કે?' એણે ડોક હલાવી.

દિવસ વળતો ગયો તેમતેમ ડોસાનો જીવ વધુ ને વધુ આકુળવ્યાકુળ થતો ગયો. બપોર નમતાં શંકરે ચુસ્ત પાયજામો અને અંગરખું ચડાવ્યાં, અને એની ઉપર ભગવા રંગની સાટીનનું જાકીટ પહેર્યું. શંકરને એ કપડાંમાં જોતાં જ ડોસાને જવાનીના દિવસો યાદ આવી ગયા. પછી શંકરે માથે કસીકસીને સાફો બાંધ્યો. દેવની મૂર્તિ પાસે જઇને એણે ભાવપૂર્વક પ્રણામ કર્યાં. પછી બાપને પગે પડીને આશીર્વાદ માગ્યા. ડોસાની સફેદ થઈ ગએલી ભ્રમરોની પાછળ કોઇ વિલક્ષણ હીલચાલ ચાલી રહી હતી. એણે દીકરાને છાતી સરસો ચાંપ્યો. શંકરના ખભા ઉપર ડોસાની આંખનાં અમીનાં થોડાંક ટીપાં પડ્યાં. એ જોઈને એને કાંઈનું કાંઇ થઈ ગયું. પોતાના પાત્રીસ વર્ષના આયુમાં એણે આજ પહેલી જ વખત બાપની આંખમાં પાણી જોયાં હતાં! જેમતેમ એણે મન સંભાળ્યું, અને પછી ઘરની બહાર નીકળ્યો. ઘરની બહાર ડગલું માંડતાં જ એના સાફાના ઊડતા છોગા સાથે મોભનો ખીલો ભરાયો, અને એની સાથે જ ખીલો મોભમાંથી બહાર સરી આવ્યો. ડોસાની છાતીમાં એ જોઇને ધ્રાસકો થયો. શંકરે હસીને ખીલો પાછો એની જગ્યાએ ખોસી દીધો. એની પાછળ જ કેશવ પણ બહાર નીકળ્યો.

સાઠમારીના મેદાનની આજુબાજુના શમિયાણામાં બેસવાને માટે તલપુર પણ જગ્યા બાકી નહોતી રહી. ગરદી ચિક્કાર ભરાઇ

(અનુસંધાન જુઓ પૃ ૬૨ ઉપર)

જેનું ભૌગોલિક મહત્ત્વ નીચેનો નકશો દર્શાવે છે, અને ◆ પાછલા પાના પરનો નકશો તેનાથી આવરી લેવાનો વિશાળ વ્યાપારવિસ્તાર

# પશ્ચિમ ભારતનું પ્રવેશદ્વાર  ગુજરાતનું ભાવિ મહાબંદર



લેખક - રામસિંહજી રાઠોડ - કચ્છ

ભારતના ભાગલા પડતાં પૂર્વમાં ચિતાગૉંગ (ચટગાંવ) અને પશ્ચિમે કરાચીનાં બંદરો હિંદના હાથથી ગયા. હિંદની ૩૫૦૦ માઈલ લાંબી સાગરકંઠારમાં હવે કલકત્તા, મુંબાઇ, મદ્રાસ, વિશાખાપટ્ટન ને કોચીન એટલાં મોટાં બંદરો છે. આ ઉજ્જ્વલ નામાવલિમાં, ગયે મહિને કચ્છના અખાતમાં આવેલા કંડલાનું નામ ઉમેરાયું. એની સ્થાપનાનો શિલારોપણવિધિ ૧૯૫૨ની ૧૦મી જાન્યુઆરીએ ભારતના પંત પ્રધાન શ્રી જવાહરલાલ નેહરુના હસ્તે થયો.

હિંદનો વાર્ષિક દરિયાઇ વ્યવહાર સરેરાશ બે કરોડ ટનનો છે. માલનો એટલો જથ્થો લાદ-લઈજા કરવાની તો હાલ આપણાં મોટાં બંદરોની કાર્યશક્તિ છે. પણ એથી વિશેષ વેપાર વધે તો અગવડ ઊભી થાય ને ભીડાભીડ થઈ નુકસાની પણ થાય. ૧૯૪૯માં મુંબાઇમાં આવી પરિસ્થિતિ ઊભી થતાં તેથી કરોડોનું નુકસાન થયું હતું. આ કારણે પણ સ્વતંત્ર ભારતમાં હવે વધતા વેપારની પહોંચવળી માટે એક નવું મોટું બંદર તો વિકસાવવાનું આવશ્યક બન્યું જ હતું.

પાકિસ્તાન થતાં રાજસ્થાન, દિલ્હી અને ઉત્તર હિંદના કેટલાક ભાગોને કરાચીની બંદરી સગવડો મળતી બંધ થઈ. તેથી આ મોટા વિશાળ આંતરપ્રદેશ માટે પશ્ચિમ કંઠારે ભારતને એક નવું પ્રવેશદ્વાર ખોલી આપવાની જરૂરિયાત તાત્કાલિક ઊભી થઈ. આ વિષે શું કરવા સરખું છે તેની તપાસ અર્થે ૧૯૪૮માં મધ્યસ્થ સરકારે શ્રી કસ્તુરભાઈ લાલભાઇના અધ્યક્ષપદે એક કમિટી (વેસ્ટ કોસ્ટ મેજર પોર્ટ કમિટી) નીમી. એ કસ્તુરભાઇ-કમિટીએ કચ્છના અખાતનો અભ્યાસ કરી, કંડલામાં ઊંડા દરિયાની ઉત્તમ સગવડો મળે તેમ હોઇને જરા પણ અચકાયા વિના મુખ્ય મોટા બંદર તરીકે વિકસાવવા સારુ તેની પસંદગી કરી; ને કંડલાની નાળ હિંદનું નવું પ્રવેશદ્વાર બની.

કંડલાની નાળ એ કુદરતી બારું છે. કંડલાનું હાલનું નાનું બંદર પ્રથમ ૧૯૩૦માં બંધાયું. ત્યાં એક મોટી આગબોટ લાંગરી શકે એવડો ૩૦૦ ફીટની લંબાઇનો ધક્કો બાંધવામાં આવ્યો અને તે ૬૦૦ ફીટ જેટલો વિશેષ લંબાઈ જમીન સાથે સંધાયેલો છે. તેના પરથી કચ્છના પાટનગર ભુજ સુધી નાની રેલવે લાઇનનું જોડાણ પણ કરેલું છે. આજ નાના બંદરથી બે માઈલ દૂર, કંડલાની નાળમાં તેના મુખ તરફ હવે બંધાવાનું નવું મોટું બંદર આવેલું છે.

કંડલાના આ બારાનું જેમ ભૌગોલિકરીતે મહત્ત્વ છે તેમ વમળ વિનાના પ્રવાહવાળી આ નાળ દરિયાઈ વ્યવહાર માટે કુદરતીરીતે પણ અતિ સલામત છે. કચ્છના ઉચ્ચ ભૂમિવાળા ભાગમાં છુપાયેલી આ શાન્ત ને ઊંડી નાળમાં ચોમાસાના ઝાપટાં અને આખરના વાવડાથી થતા દરિયાઈ તોફાનોથી પણ સંપૂર્ણ રક્ષણ મળે છે. કાંપ ને કાદવના બનેલા એ નાળના કાંઠા ચેરિયા (તવર)થી છવાયેલા ને મજબૂત હોઇ વણધોવાયેલા રહે છે, કંડલા બીજાં બંદરોની પેઠે બ્રેકવૉટરની પણ એને જરૂર નથી. તેથી ખર્ચનો બચાવ થશે જે બીજાં કામમાં વપરાશે.

કંડલાની આ નાળને લગતી તપાસ નોંધ છેક ઇ. ૧૮૫૧ની સાલથી રહેતી આવી છે અને છેલ્લા વીસ વર્ષથી તેની દરિયાઈ માપણી પણ થતી રહી છે. તદનુસાર આ નાળની સ્થિતિમાં હજી કાંઈ જ ફેરફાર થયેલો નોંધાયો નથી. બાકી આવી નાળોના મો ઉપર જેમ સાધારણ રીતે હોય છે તેવો આ નાળના મો આડે પણ પાણીની નીચે કારાધરા નામે રેતીનો ધડો છે. પરંતુ આ ધડા ઉપર પણ પાણીની ઓછાંમાં ઓછી ઊંડાઈ ૧૩ ફીટ જેટલી તો સતત રહ્યા કરે છે. ભરતીમાં આવી ૨૪ ફીટ જેટલું ઊંડું પાણી થાય છે અને ત્યારે ધડા ઉપરથી મોટી સ્ટીમરોને પસાર થવા માટે પણ પૂરતું પાણી રહે છે. આમ દર ભરતી વખતે બારનો સહેલાઈથી ઉપયોગ થઇ તેમાં મોટામાં મોટી સ્ટીમરો હર મોસમમાં સલામતીથી પ્રવેશીને લાંગરી શકશે. વળી નાળની આ ઊંડાઇ જાળવી રાખીને તેને સુધારીને વધારવાનાં પગલાં લેવા હાલ તેની બારીક માપણીનું કાર્ય ચાલુ છે.

આજે જે આયોજન નક્કી થયું છે તે મુજબ કંડલાનો વિકાસ ત્રણ તબક્કે કરવામાં આવશે. તેમાં પ્રથમ તબક્કે ઈ. ૧૯૫૫ સુધીમાં ત્યાં, છસો ફીટ લાંબી અને ત્રીસ ફીટના ડ્રાફ્ટવાળી ચાર મોટી મોટી આગબોટો એકીસાથે કામ કરી રહી શકે તેવો, સત્તાવીસસો ફીટ લાંબો અને પંચોતેર ફીટ પહોળો ધક્કો બંધાઈ જશે. એની ગોદીમાં તમામ બંદરી સગવડો સ્થાપી પૂરી પાડવામાં આવશે. રેલવે લાઇનો સહિતનાં બર્થો, દસ મોજાં પ્રકારની ક્રેનો, માલની ઝડપી ચઢાઉ-ઉતારની સુવિધા, કસ્ટમ હાઉસ, વખારો, પેટ્રોલ, પાણી, વીજળી, ... અને ઓછામાં ઓછા આંતરેથી





કંડલાની નાળના આ નીચેના નકશામાં અ સંજ્ઞાથી બતાવેલું કંડલા બંદરનું પ્રથમ તબક્કાનું કામ પૂરું થયે બંદર કેવું દેખાશે તેનો ખ્યાલ આપતું સ્થપતિએ આલેખેલું ચિત્ર



સલામત ચડ-ઊતર થઈ શકે તેવાં સર્વ સાધનો, અદ્યતન પ્રકારનાં છાપરાં તથા ગોદામો વગેરે પૂરું પાડવામાં આવશે. વળી આયોજનનો આ પ્રથમ તબક્કો પૂરો થયે વિશેષ વિકાસ થઇ શકે તેવી સર્વ જોગવાઈ પણ રાખવામાં આવી છે. (જુઓ, નીચેનો આલેખ)

આ માસથી મુખ્ય બાંધકામની શરૂઆત કરી દેવાઈ છે. તે પહેલાં નવા બંદર સુધી પહોંચવાનો માર્ગ તૈયાર થઇ ગયો છે. કંડલા વિસ્તારની જમીન ઉપરની અને આકાશી મોજણી પૂરી થઈ ગઇ છે. નાળની દરિયાઈ માપણી થઇ ગઇ છે. પાણીનાં વહન ને આંતર-પ્રવાહો, કીચડના કિનારામાં થતા ફેરફારો ને ત્યાંની ધરતીનું આંતરિક બંધારણ, ત્યાં થતા ગીહાનું પ્રમાણ વગેરે પ્રાથમિક જરૂરતોનો સંપૂર્ણ અભ્યાસ થઇ ગયો છે. હવામાન અને દરિયાઈ નોંધો રાખવાનાં મથકો તો કામ કરતાં પણ થઈ ગયાં છે. કચ્છના અખાતમાં દરિયાઇ મામલાઓમાં મદદરૂપ થઈ પડે તેવાં તમામ સાધનો ખરીદાઈ વસાવી લેવાયાં છે. બંદરના બાંધકામમાં પ્રથમ તબક્કે લગભગ સાત



જમણી બાજુ નીચે: કંડલાની નાળમાં કંડલા બંદરનું દર્શન આપતો નકશો: તેમાં ક એ હાલનું જૂનું નાનું બંદર દર્શાવે છે તથા નવા બનારા બંદરમાં અ વાળો વિભાગ હાલના પહેલા તબક્કાના આયોજનનો છે અને બથી દર્શાવેલો મોટો વિભાગ ભવિષ્યમાં જે રીતનો વિકાસ થશે તે દર્શાવે છે.

કરોડ રૂપિયા ખર્ચાશે જ્યારે લગભગ છ કરોડ રૂપિયા ત્યાંનાં યાંત્રિક સાધનો, માર્ગો, રેલવે' રહેવાનાં મકાનો, પાણી, વીજળી વગેરે માટે ખર્ચાશે. યોજના મુજબ આ કાર્ય ૧૯૫૫ સુધીમાં સંપૂર્ણ થશે ત્યારે પાંચ કરોડની વસતિવાળા ૨,૬૫,૦૦૦ ચોરસ માઈલ વિસ્તારના આંતરપ્રદેશને કંડલાના તમામ બંદરી લાભો મળશે. ત્યારે દર વરસે બંદરમાંથી ૪,૫૦,૦૦૦ ટન વિવિધ જાતનો માલ ને ૪,૦૦,૦૦૦ ટન પેટ્રોલ, કેરોસીન આદિ જાતનાં તેલ વગેરેની હેરફેર થશે. વળી આ સ્થાને બંદર થતાં ઉપર જણાવેલા આંતરપ્રદેશને દરિયાઈ વ્યવહારના જોડાણનું ૨૦૦ માઈલ જેટલું અંતર ઓછું થશે ને તેથી માત્ર રેલવેના નૂરમાં જ ૯૦ લાખ રૂપિયાનો ફાયદો થશે. (જુઓ સામેનો નકશો)

મોટા ભાગના આંતરપ્રદેશનું કંડલા સાથે રેલવે માર્ગથી જોડાણનું કાર્ય તો લગભગ પૂરું થવા આવ્યું છે. ૧૭૭ માઈલ લાંબી કંડલા–ડીસા મીટરગેજ રેલવે બંધાઈ ગઈ છે ને આવતા ઑક્ટોબર સુધીમાં તે ખુલ્લી મુકાશે: તેમાં નવથી દસ કરોડ રૂપિયા ખર્ચાશે. ઉપરાંત વિશેષ વિકાસ માટે ત્યાંથી બ્રોડ ગેજ રેલવેનું જોડાણ કરવાની યોજના પણ વિચારાઈ છે; અને તેમ થશે ત્યારે કંડલાનું ખારાઘોડા વીરમગામ રેલવે સાથે ઝુડ માર્ગથી જોડાણ કરી દેવાશે.

આ રીતે રેલવે થવાથી અત્યાર લગી કચ્છનું હિંદના બીજા ભાગો સાથે જમીનમાર્ગે જે બિલકુલ સીધું જોડાણ ન હતું તે થશે, અને બંદર ખુલ્લું મુકાતાં કચ્છ, ઉત્તર ગુજરાત, રાજસ્થાન વગેરેના અણુવિકસિત વિસ્તારોમાં ઉદ્યોગધંધાની ખીલવણી થતી જશે. આ વિસ્તારોમાંના ચીરોડી, લિગ્નાઈટ, ચાઈના ક્લે, બૉક્સાઈટ, ગગમાટી, લોઢું, ચૂર્ણપાષાણ, રેણુપાષાણ વગેરેના કીમતી જથ્થાઓ તથા રણ વિસ્તારના મીઠાને લગતાં રસાયણિક દ્રવ્યોનો યથોચિત ઉપયોગ થવા લાગશે. મીઠું, સીમેન્ટ, ચીરોડી, માટીકામ, હાડકાં, ચામડાં, ઊન-સુતર, માછલી અને બહારથી આયાત કરાયેલા કાચા માલ અને સ્થાનિકનાં સાધનોથી ચાલતાં ઔદ્યોગિક કારખાનાં પણ શરૂ થશે.

વળી કંડલાને 'આંતરરાષ્ટ્રીય વ્યાપારવિસ્તાર' (ફૉરેન ટ્રેડ ઝોન) બનાવવાની એક યોજના પણ વિચારણા માટે વહેતી મુકાઈ છે. તે જો અમલી બની શકી તો પરદેશી કાચા માલની આયાત-નિકાસ થઈ સ્થાનિકે તેને લગતા ઉદ્યોગો વિકસાવવામાં ઘણી છૂટછાટ અને સગવડો મળી રહેશે અને દુનિયાના બધા દેશો સાથેનો કંડલાનો વ્યાપારી સંબંધ ઘનિષ્ઠ બની જશે.

કંડલા વિસ્તારના દરિયાકિનારાના ભૂતલમાં તો પાણી ખારું છે; અને આ બધા વિકાસકામ માટે, તેમજ તે પછી પણ બંદરી વસાહત, રેલવે અને બહારથી આવતી સ્ટીમરો માટે મીઠા પાણીના પૂરતા જથ્થાની જરૂરત રહેશે. એટલે ત્યાં મીઠા પાણીનો પૂરતો પુરવઠો હોવાની ખાત્રી પણ કરી લેવાઈ છે. ૭૦૦ ફીટ જેટલાં ઊંડાં બોરીંગો કરી કંડલા વિસ્તારની બાજુના ભૂતલમાં ક્રિટેશિયસ રેણુપાષાણના થરમાંથી પાણીનો પૂરતો પુરવઠો મેળવી શકશે. પાણીની અત્યારની જરૂરત પૂરી પાડવા કંડલાથી ૧૭ માઈલ દૂર આવેલા વીરી ગામે ૨૦૦ ફૂટ ઊંડા પાંચ નળકૂવા તૈયાર થયા છે. તે પણ જરૂરતની નજરે વધારવામાં આવશે. કચ્છમાં સરેરાશ વરસાદ માત્ર ૧૩ ઈંચ જેટલો પડે છે. છતાં વરસાદનું એટલું યે પાણી પણ બરોબર સંઘરાઈને ઉપયોગી થાય તે માટે ૪૫ કરોડ ઘનફૂટ જેટલું પાણી સમાવી શકે તેવું સિંચાઈનું તળાવ કંડલા ડેવેલપમેંટ માટે સોંપાયું છે અને એવાં બીજાં તળાવો તૈયાર કરવાની યોજના પણ વિચારણામાં છે.

કંડલાના કાર્યવિકાસ સાથે ત્યાં માણસોની વસતિ પણ સ્વાભાવિક રીતે જ વધવાની. આ વિસ્તારમાં સસ્તી ઘરની અત્યારે છોળ





મથાળે : મહાબંદર કંડલાનો શિલારોપણ વિધિ કરતા પંડિત નેહરુ કચ્છના ચીફ કમિશ્નર સાથે. નીચે : ઉપરના ચિત્રમાં દર્શાવેલી શિલારોપણ વિધિ માટેની 'કૂર્મ શિલા'ની ઉપર શાસ્ત્રોક્ત રીતે જે આકૃતિઓ કોતરવામાં આવે છે તેનું આલેખન: વચ્ચે કૂર્મ (કાચબા)ની આજુબાજુ મથાળેથી ક્રમવાર-શંખ, જલ-લહર, મગર, સર્પ, મેડક, કુંભ, આસ, મગર. ચારે બાજુના રક્ષકો: મથાળેથી-ત્રિશૂલ, વજ્ર, શક્તિ, દંડ, તલવાર, નાગપાશ, ધ્વજ ને ગદા. 'વાસ્તુસાર' નામના ગ્રંથમાં આ બધા સંકેતોની વિગતવાર સમજણ સાથે વાસ્તુવિધિમાં તેમનું મહત્ત્વ સમજાવ્યું છે. આ સંકેતો સાથેની મથાળાના ફોટોગ્રાફમાં દર્શાવેલી કંડલા બંદરના શિલારોપણ માટેની શિલા, કચ્છમાં આવેલા આંધીના પીળા પથ્થર ઉપર કંડારાઈને તૈયાર કરવામાં આવેલી

છે અને વસાહતના વિસ્તાર માટે પૂરતી મોકળાશ છે. બંદરની આ વસાહત માટે 'ગાંધીધામ'ની પ્રાયોગિક યોજના તૈયાર કરવામાં આવી અને તેની બાંધણી માટે ૧૯૪૯માં (અનુસંધાન પૃ. ૬૩ ઉપર)

# ગુજરાતનું પ્રાચીન ધાતુશિલ્પધન

લેખક • ઉમાકાન્ત પ્રેમાનંદ શાહ એમ. એ.

**આપણી મોંઘી સંસ્કારસંપત્તિ ગણાય એવી એક નવી જ શોધાએલી કડી વિષે પ્રકાશ પાડતા આ લેખમાંની વિગતો તથા તેને લગતાં આર્ટ પ્લેટ પર આપેલાં સુંદર ચિત્રો ખાસ વાંચવા-સમજવા-વિચારવા ભલામણ છે.**

ગુજરાતને કમભાગ્યે, હજુ છેક હમણાં સુધી, તેણે સાહિત્ય રાજકારણ કલાકૌશલ્ય વગેરે અનેક રીતે દેશના ઘડતરમાં આપેલ ફાળાની યથાયોગ્ય નોંધ, આપણા દેશના ઇતિહાસગ્રંથોમાં થઈ નહોતી. ગાન વિન્સેન્ટ સ્મિથ કે ડૉ. આનંદ કુમારસ્વામી જેવાના પ્રમાણભૂત ગણાતા હિંદી કલાના ઇતિહાસગ્રંથોમાં ગુજરાતની શિલ્પ કે સ્થાપત્યસમૃદ્ધિ વિષે થોડું જાણવા મળે છે. છેલ્લાં વીસેક વર્ષમાં ડૉ. કુમારસ્વામી, શ્રી નાનાલાલ ચ. મહેતા, શ્રી મંજુલાલ મજમુંદાર, પ્રો. બ્રાઉન, શ્રી સારાભાઇ નવાબ વગેરેના પ્રયાસોથી ગુજરાતની ગ્રંથસ્થ ચિત્રકલા ઠીકઠીક પ્રસિદ્ધિમાં આવી છે. પણ આ કલા મોટે ભાગે વિ. સં. ૧૧૫૦ પછીની છે. ગુજરાતની શિલ્પસમૃદ્ધિમાં ખાસ કરીને મોઢેરા કે દેલવાડાનાં જૈન મંદિરોનાં શિલ્પો વિષે જ લખાય છે. દેલવાડામાં કારીગરે આરસ-પથ્થરને ઝીણીઝીણી કોતરવામાં ભલે ગમે તેટલી ઊંચી સિદ્ધિ પ્રાપ્ત કરી હોય; છતાં મનુષ્ય કે દેવની આકૃતિ કોતરવામાં તો તે જમાનામાં ગંડાઈ ચૂકેલાં આપણી શિલ્પકલાની અવનતિના મગરણ દેખાઈ આવે છે, કેમકે આ આકૃતિઓ સજીવ નથી બની શકી. સ્થાપત્યમાં પણ ગોપ, થાન, કે કદવરના દેવળોને બાદ કરીએ તો મધ્યયુગ પૂર્વેની (એટલે કે ઈ. સ. ૧૦૦૦ પૂર્વેની) ગુજરાતની સ્થાપત્યકલા વિષે આપણી પાસે બીજી કોઈ વિગતો નહોતી. ઈડર રાજ્યના વિદ્યાધિકારી શ્રી ઈનામદારે ત્યાંના શામળાજી, રોડા અને ઈડરના શિલ્પો તથા પ્રાચીન મંદિરોને પ્રકાશમાં આણી ગુજરાતની શિલ્પ અને સ્થાપત્યકલામાં નવો રસ જાગૃત કર્યો છે. આ શિલ્પોમાં મધ્યહિંદની ગુપ્તકાલીન કલાશૈલીની સીધી અસર છે; કેમકે માળવાથી ગુજરાત આવતો કોઈ મહાન વ્યાપારી ધોરી રસ્તે. ઈડર રાજ્યમાં થઇને જતો હશે; અને આ રાજ્ય માળવાના સરકારકેન્દ્રથી ઘણું નજદીક ગણાય.

ભારતવર્ષના ઇતિહાસનો સુવર્ણયુગ ગણાતા ગુપ્તયુગમાં ભારતવર્ષે સાહિત્ય તેમજ કલાક્ષેત્રે સિદ્ધિની પરાકાષ્ઠાએ પહોંચેલું હતું. એ ગુપ્ત સમ્રાટોના સામ્રાજ્ય ઉપર (જંગલી) હૂણોનાં ધાડાંએ આક્રમણ કરવાથી થોડોક સમય પ્રજાજીવનમાં જે કાંઈ અંધાધૂંધી ફેલાઇ હશે તે તુરત જ દૂર થઇ લાગે છે, કેમકે એ પછીના કાળનું શિલ્પ પણ કાંઇ ઓછું મનોજ્ઞ નથી. ફક્ત એટલું થયું કે એકચક્રી ગુપ્ત સામ્રાજ્ય પર આ ફટકો પડવાથી ભારતવર્ષના જુદાજુદા પ્રદેશો (પ્રાંતો)ની સંસ્કૃતિએ, સાહિત્યે, કલાએ પોતપોતાનું વિશિષ્ટ રૂપ ધારણ કરવા માંડ્યું. સંભવ છે કે આપણી જુદીજુદી પ્રાન્તીય ભાષાઓનાં મૂળ પણ એ ઇ.સ.ના છઠ્ઠા સૈકાથી છૂટાં પડવા માંડ્યાં. એ જ રીતે શિલ્પ અને સ્થાપત્યમાં પણ પશ્ચિમ હિંદે (એટલે કે હાલના ગુજરાત, રાજપુતાના, મારવાડ ને સૌરાષ્ટ્રે) ત્યારથી પોતાનું વિશિષ્ટ રૂપ ધારણ કરવા માંડ્યું. આ ઘડતરમાં સૌરાષ્ટ્રમાં વલભીના મૈત્રકો, દક્ષિણ ગુજરાતમાં ભરૂચના ગુર્જરો ને ઉત્તર ગુજરાતમાં ભિન્નમાલ-મન્દોર-કનોજના પ્રતિહારોનો ફાળો અવશ્ય હશે. એ રાજ્યકર્તાઓના આશ્રયે પાંગરેલી કલાનો કડીબદ્ધ ઇતિહાસ આપણી પાસે નથી; હજી ઘણું સંશોધન જરૂરી છે. પણ છેલ્લાં પાંચેક વર્ષથી ગુજરાતની આ મધ્યપૂર્વકાલીન શિલ્પસમૃદ્ધિના સંશોધનમાં આ લેખક અને એના મિત્રોને સાંપડેલા નમૂનાઓમાં ખાસ નોંધપાત્ર છે કપૂરી ગામેથી મળેલું શિવ-પાર્વતીનું શિલ્પ, કારવણના એકાંદશલિંગેશ્વરના મંદિરમાં હાલ પૂજાતી નૃત્ય કરતી કુમારી. (જેનું ચિત્ર ૩૩૩મા અંકના પૂંઠામાં આવી ગયું), કારવણના તળાવ કાંઠે ઊભેલું કામાગમદેશ્વરનું મંદિર અને ભવ્ય કોતરણીવાળી દ્વારશાખાઓ. વડોદરામાંથી આ લેખકને મળેલું કાર્તિકેયનું શિલ્પ, શ્રી આણંદલાલ હીરાલાલ શેઠે વડોદરા મ્યુઝિયમને ભેટ આપેલી ભૈરવની પ્રાચીન મૂર્તિ, અને હાલમાં વડોદરા મ્યુઝિયમના અધિષ્ઠાતાઓએ મેળવેલાં શામળાજીનાં અનોખાં પ્રાચીન શિલ્પો. વિજાપુર-મહુડી-કોટ્યર્કના મંદિરનાં શિશુ અને માતાવાળાં મનોજ્ઞ શિલ્પો તો અગાઉ 'કુમાર'માં છપાઇ ચૂકેલાં જ છે.

આ કોટ્યર્કના મંદિર પાસે બોરીંગ કામ ચાલતાં થોડાં વર્ષ પૂર્વે ત્રણ નાની ધાતુપ્રતિમા અને એક મોટી મળી ચાર જૈન મૂર્તિઓ મળી હતી, જે ડૉ. હીરાનંદ શાસ્ત્રીએ અને પછી શ્રી સારાભાઈ નવાબ તથા ડૉ. સાંકળિયાએ પ્રસિદ્ધ કરી હતી. આ પ્રતિમાઓ બૌદ્ધ નથી પણ જૈન છે એ ચર્ચા ઉપર મોટે ભાગે બધાનું ધ્યાન કેન્દ્રિત થયું હતું. આમાંની સૌથી મોટી પ્રતિમા જે હાલ કોટ્યર્કના મંદિરમાં જ છે તેની પ્રભાવલિ ઉપર એક બાજુએ લેખ કોતરેલો છે. ડૉ. હીરાનંદ શાસ્ત્રી પોતાના રીપોર્ટમાં આ પ્રતિમાને સાતમા સૈકાની માને છે, જ્યારે એ જ રીપોર્ટમાં એમના તે વખતના આસિસ્ટન્ટ શ્રી ગદ્રેએ એ લેખ ઈ. સ. ૩૦૦ આસપાસના સમયનો હોવાનું જાહેર કર્યું હતું. એ લેખમાં આવતા 'વૈતિગણ' કુલ પરથી શ્રી નવાબે એને એથી યે બે સૈકા પ્રાચીન ગણી હતી. વાસ્તવમાં આવા કિસ્સાઓમાં સદર લેખનો બરોબર ફોટોગ્રાફ કે એસ્ટેમ્પેજ છાપવો જરૂરી છે, જેથી લિપિના અભ્યાસીઓ પોતપોતાનો મત જાહેર કરી શકે. બાકીની ત્રણે ય પ્રતિમાઓ ઉપર કોઇ લેખ નથી. આ ચાર પ્રતિમાઓ પૈકી સૌથી મોટી પ્રતિમાનો પાછળનો, નીચેનો અને વચ્ચે તીર્થંકરની પ્રતિમાવાળો ભાગ એમ ત્રણે ય ભાગ અલગઅલગ થઈ શકે છે. આમાં જિનપ્રતિમાને કલાશૈલીએ નાલંદાના પ્રખ્યાત ધાતુશિલ્પો સાથે સરખાવી શકાય તેવી છે. એટલે એ શિલ્પને ગુજરાતનું શિલ્પ ગણવા કોઇ તૈયાર નથી, સિવાય કે સદર લેખ અસલ રૂપમાં છપાય અને પછી મૂર્તિના વિવિધ ભાગોનું બરોબર અન્વેષણ કરાય.

પણ ગુજરાતમાં પાટણના ચાલુક્યોના સમયમાં જે એક વિશિષ્ટ શિલ્પ-સ્થાપત્યની શૈલી વિકસી તેની પુરોગામી જે કંઈ વિવિધ શિલ્પ, કલા, સ્થાપત્ય કે ચિત્રકારી હશે તેના અંશો, આ ચાલુક્યયુગીન કલામાં વિકાસ પામી અગર અવનત રૂપે પણ અવશ્ય ઊતરેલા હશે. ઇ. સ ૧૧મા સૈકાથી આરંભીને તો આપણી પાસે ધાતુશિલ્પોના ઘણા નમૂનાઓ છે, પણ એ પહેલાંનાં ધાતુશિલ્પોના નમૂના બહુ જ ન્યૂન છે. જે છે તેમાં ઉપર જણાવેલી પ્રતિમાઓ બાદ કરીએ તો વસંતગઢથી મળેલી બે મોટી ધાતુપ્રતિમાઓ જે એક જ શિલ્પીએ બનાવેલી અને જેના ઉપરના લેખ મુજબ સંવત ૭૪૪માં પ્રતિષ્ઠિત થઇ તે હાલ સિરોહી પાસે પિંડવાડા ગામમાં છે.



પરંતુ આ ધાતુશિલ્પો ખરેખર ગુજરાતનાં–પ્રાચીન ગુજરાતની (સંસ્કાર)સીમાઓનાં જ છે? આ કોયડો હવે ઉકલી શકે તેમ છે. ગુજરાતને સદ્ભાગ્યે ભારતવર્ષમાં અજોડ એવાં નાલંદા ને કુર્કિહારનાં ધાતુશિલ્પો જેટલો જ રસપ્રદ અને આપણી કલાના ઇતિહાસમાં નવો પ્રકાશ પાડનારો જૈન ધાતુશિલ્પોનો એક મોટો સંગ્રહ, જે વડોદરાની પશ્ચિમે આવેલા એક પ્રાચીન નગર અંકોટ્ટક(હાલના નાના ગામ અકોટા)ના એક જૈન મંદિરમાં પૂજાતો હતો તે મળી આવ્યો છે.

આમાંની ઘણીખરી પ્રતિમાઓ કમનસીબે ખંડિત થઈ છે. એના ઇતિહાસમાં ઊતરવાની જરૂર નથી. આવી એક ચારેક ફૂટ જેટલી મોટી ઋષભનાથની ખંડિત પ્રતિમાનો શિરોભાગ આ અંકના પૂઠામાં છાપ્યો છે. (આકૃતિ ૧). ઉત્તર હિંદમાંથી મળેલાં ગુપ્તકાલીન શિલ્પો જેવું, એ જ શૈલીનું આ એક અપ્રતિમ ધાતુશિલ્પ છે. તે જો અખંડ મળ્યું હોત તો બર્મિંગહામ મ્યૂઝિયમમાંની ગુપ્તકાલીન બુદ્ધપ્રતિમા જેટલું જ અગત્યનું થઇ પડત. દક્ષિણાવર્ત વળાંક લેતા કેશ ઉપર ઉપણીપવાળું, ધ્યાનસ્થ નેત્રોમાં ચાંદી જડવાથી અતિ સુંદર લાગતું, સૌમ્ય અને પ્રસન્ન મુખમુદ્રાવાળું આ મસ્તક હિંદનાં પ્રાચીન ધાતુશિલ્પોનો એક સુંદર નમૂનો છે. આ પ્રતિમાના ધડ અને પગના જે ટુકડા મળ્યા છે તે ઉપર જે ધોતી અને વચ્ચેની પાટલીની રચના છે તે તથા એ આખી યે પ્રતિમાનું ઘડતર સૂચવે છે કે એ ઈ.સ. ૫૦૦ આસપાસના સમયની હોઈ શકે. પણ એમાં પશ્ચિમ હિંદની–ગુજરાતની કોઇ પ્રાદેશિક વિશિષ્ટતા હજુ નજરે પડતી નથી.

એ તો નજરે પડે છે પાછલા પૂઠામાં છાપેલી મૂર્તિમાં(આકૃતિ ૨), જે વિખ્યાત જૈન આચાર્ય શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણના હસ્તે પ્રતિષ્ઠિત થયેલી એક ઋષભદેવની ધાતુપ્રતિમામાં જિનેશ્વરની શાસનદેવીને સ્થાને મૂકેલી અંબિકાદેવીની છે. આ પ્રતિમા શ્રી જિનભદ્રગણિએ જ પ્રતિષ્ઠિત કરેલી છે એવું તેમાં કોતરેલા લેખ અને તે ઉપરથી ફલિત થતાં બીજાં કારણોના આધારે મારું માનવું હોવાથી એનો સમય વિ. સં. ૬૦૭થી૬૬૭ અથવા ઈ. સ. ૫૫૦થી ૬૧૦ વચ્ચે ચોક્કસ મૂકી શકીએ. આ પ્રતિમાને સ્પષ્ટરીતે આપણે ગુજરાતનું શિલ્પ ગણી શકીશું. તે જમાનાનાં બીજાં શિલ્પોથી એ જુદી પડતી હોવા છતાં, ગુપ્તકાલીન શિલ્પકલાની સીધી અસરવાળી છે. એનું ઘડતર એવું સુરેખ અને નાનામોટા વળાંક લેતું, લાવણ્યભર્યું, ઘાટીલું તથા જીવંત (life-like) છે કે આપણને આપણા પશ્ચિમ હિંદના આ નમૂના માટે જરૂર સાનંદાશ્ચર્ય અભિમાન થાય. આ શિલ્પ નાલંદા અને કુર્કિહારની ધાતુપ્રતિમાઓની શૈલીથી સ્વતંત્ર અને પ્રાચીન છે. મારા મતે એ પ્રાચીન લાટ કે ઉત્તર ગુજરાત કે કાઠિયાવાડની કૃતિ છે. બહુધા એ લાટના જ કોઇ શિલ્પીની કૃતિ હશે. એનાં કારણોની વિગતો જૈન ધર્મ અને જૈન મૂર્તિઓના ઇતિહાસની ચર્ચા માગી લે છે, તેથી અહીં ફક્ત મારું અનુમાન જ જણાવું છું.

આ જ પ્રતિમામાંની ઋષભદેવની મૂર્તિનો ખભા સુધીનો ભાગ જરા મોટો કરી આ સામે (આકૃતિ ૩) રજૂ કર્યો છે જેથી તેની ખૂબી ને ઘડતરનો ખ્યાલ આવી શકે. આ પ્રતિમા પછી લગભગ એક સૈકા પછી પ્રતિષ્ઠિત થએલી નાગેન્દ્ર કુલના કોઇ સિદ્ધ મહત્તરની શિષ્યા એક આર્યિકા (જૈન સાધ્વી) એ પ્રતિષ્ઠિત કરેલી પાર્શ્વનાથની ત્રિતીર્થિક પ્રતિમા મુખચિત્ર પાછળ આકૃતિ ૪માં રજૂ કરી છે. એમાં પ્રભાવલિની બાજૂઓ પર જે ભાત–design motif છે એ આટલા જૂના નમૂનામાં આ રીતે મળવાથી લાગે છે કે તે ગુર્જરોની કે ગુર્જરપ્રતિહારોની વિશિષ્ટ શૈલી તરીકે ઓળખાવી શકાય. પ્રભાવલિ ઉપર આ રીતે ઊર્ધ્વગામી જે રેખાઓ છે તે સંભવ છે કે પ્રકાશ કિરણો–દીપ્તિઓ–જ્વાલાઓ સૂચવતી હશે. આ પ્રતિમાનો સમય એની પાછળ કોતરેલા લેખની લિપિના આધારે ભરૂચના ગુર્જર રાજાઓનો સમકાલીન–ઈ. સ. ૬૫૦–૭૦૦ વચ્ચેનો મૂકી શકાય તેમ છે.

સહુ જાણે છે કે ગુજરાતી તાડપત્રીય અને કાગળની પોથીઓનાં ઇ. સ. ૧૧માથી ૧૪મા સૈકા સુધીનાં ચિત્રોની વિશિષ્ટ શૈલી Western Indian School of Painting તરીકે પ્રસિદ્ધિ પામી છે, જે છેક પંદરમા સૈકા સુધી પણ જોવાય છે. પછીથી આ શૈલીમાં બીજી કલમો–મુઘલ, રાજપુત વગેરેની અસર દાખલ થાય છે. શિલ્પમાં પણ આમ જ છે. આ ચિત્રોમાં લાંબું અણિયાળું નાક, લાંબી (elongated) આંખો, કંઈક મોટી આગળ આવતી આંખની કીકીઓ–ડોળાઓ, અને ગોળાકૃતિ નહિ પણ ખૂણો પાડતા–ચોરસ આકૃતિના ખૂણા જેવા ઘાટે રચાએલા જડબાનો ભાગ–એવી વિશિષ્ટતાઓ જણાય છે. એને Western Indian School of Painting કહેવામાં આવે છે. મોટે ભાગે એ કલા તત્કાલીન ગુજરાતની સીમાઓમાં વિકસેલી–ગુજરાતી કલા છે. હવે ઉપર વર્ણવેલી આકૃતિ નં. ૨-૩-૪ ધ્યાનપૂર્વક જોવાથી સ્પષ્ટ થશે કે આ વિશિષ્ટતાઓની શરૂઆત આ શિલ્પોમાં જોવામાં આવે છે. અંબિકાદેવીએ પહેરેલા વસ્ત્ર ઉપર જે બાંધણીની ભાત છે તે પણ ખાસ આ ધાતુશિલ્પોમાં જ વધુ પ્રમાણમાં જોવા મળી છે. ઉપર રજૂ કરેલી આકૃતિઓ સુદૃઢ, તંદુરસ્ત, ભરાવદાર શરીરવાળી, સપ્રમાણ વિકસિત અંગોવાળી પુરુષ અને સ્ત્રી આકૃતિઓ રજૂ કરે છે. વેષભૂષા, વસ્ત્રાલંકાર વગેરેની ચર્ચા કરતાં આ લખાણ વધુ લાંબુ થઇ જાય.

પણ આ સંગ્રહમાંનું એક અતીવ સુંદર, અપ્રતિમ ધાતુશિલ્પ જે આ લેખકે મેળવેલું તે છે એક ચામરધારિણીની લગભગ સાડા આઠ ઇંચ ઊંચી, મોટા વિકસિત કમલ ઉપર અંગભંગે ઊભેલી નયનમનોહર પ્રતિમા. એના નાકનો ભાગ સહેજ ઘસાઈ ગએલો હોવાથી ફોટોમાં(પાછલા પૂઠામાં–આકૃતિ ૫)સહેજ બેડોળ લાગે છે.બાકીની, સદ્ભાગ્યે, બધી જ ખૂબીઓ સચવાઈ રહી છે. મોટા અંબોડાથી શરૂ કરીને તે ઠેઠ પગ સુધીના વસ્ત્રાલંકારોની રચના સુંદર છે. આખા ભારતવર્ષનાં ધાતુશિલ્પોમાં આ એક અજોડ સુંદર નમૂનો છે. તેની જોડે આકૃતિ ૬માં એ જ પ્રતિમાનો પાછલો ભાગ રજૂ કર્યો છે, જેથી

આપણીયે પ્રતિમા(modelled in the round)નો ખ્યાલ આવી શકે. આ શિલ્પ ઈ. ૭૦૦–૮૦૦ વચ્ચેના સમયમાં ઢળેલું લાગે છે.

કંઈક આ પછીના સમયનું, લગભગ નવમા કે દસમા સૈકાનું એક કલામય તાંબાનું ધૂપિયું આ સંગ્રહમાં મળ્યું છે. તે આકૃતિ નં. ૭માં (રંગીન મુખચિત્રની પાછળ) રજૂ કર્યું છે. આમાં arabesque design ખાસ નોંધપાત્ર છે. આ ધૂપિયાનો જે સમય અનુમાને આપ્યો છે, તેથી પણ તે જૂનું હોવા સંભવ છે, પણ દસમા સૈકા પછીનું હોવું સંભવિત લાગતું નથી. આ કલામય ધૂપિયું તે જમાનાની ગુજરાતી પ્રજાના કલાપ્રેમનું પ્રતીક છે અને પ્રજાની સંસ્કારિતાનું સૂચક હોઈ ગુજરાતને ગૌરવપ્રદ એક ગુજરાતી કલાનો નમૂનો છે.

ભિન્નમાલના ગુર્જર-પ્રતિહારોના વખતમાં ભિન્નમાલ ગુજરાતનું એક સંસ્કારકેન્દ્ર હતું. ભિન્નમાલનો પ્રાચીન ઇતિહાસ તો ત્યાં ઉત્ખનન (ખોદકામ) થશે ત્યારે સાંપડશે. હાલ જે થોડુંઘણું જાણીએ છીએ તેમાં પ્રખ્યાત જ્યોતિર્વિદ બ્રહ્મગુપ્ત ભિન્નમાલનો હતો એ સહુને વિદિત છે. તિબ્બતના બૌદ્ધ લેખક તારાનાથે કરેલી નોંધ મુજબ મરુદેશમાં સાતમા સૈકામાં શાઙ્ગધર નામના એક કલાચાર્યે પશ્ચિમ હિંદની એક વિશિષ્ટ કલાશૈલીનું સર્જન કર્યું. નાલન્દાની–પૂર્વ હિંદની વિશિષ્ટ કલાશૈલીના પ્રથમાચાર્યો અને પિતાપુત્ર ધીમાન તથા બીતપાલોથી યે બે સૈકા પહેલાં શરૂ થએલી ગુર્જરોના પ્રદેશમાંની આ વિશિષ્ટ કલાશૈલી વિષે ગુજરાત કે હિંદ કશુંય જાણતું નહોતું. ઈ. સ. ૧૯૪૯માં મુંબાઇની ઓરીએન્ટલ કૉન્ફરન્સમાં આ લેખકે કેટલાક ફોટા સાથે આ શૈલી તરફ આપણા વિદ્વાનોનું ધ્યાન દોર્યું હતું. ત્યાર પછી ગુજરાતના સદ્ભાગ્યે ગયા વર્ષે મળેલાં આ ધાતુશિલ્પોના આધારે, અને વડોદરા મ્યૂઝિયમમાં સંગ્રહાએલા, પાટણના કોઇ પ્રાચીન હિંદુ મંદિરના ભગ્નાવશેષોમાંના છ અપ્રતિમ સૌંદર્યવાળા શિલ્પસ્થાપત્યના નમૂનાઓના આધારે આપણે ખાત્રીપૂર્વક કહી શકીએ કે ગુજરાતને પોતાનું નામ આપનારા ગુર્જર–પ્રતિહાર રાજ્યકર્તાઓના સમયમાં પશ્ચિમહિંદમાં (મારવાડ, પશ્ચિમી રાજપૂતાના, સોરાષ્ટ્ર ઉત્તર ગુજરાત ને લાટના પ્રદેશોમાં) એક વિશિષ્ટ કલાશૈલી શરૂ થઇ. આ શૈલીનું મૂળ પૂર્વની કલાશૈલીની જેમ હિંદની ગુપ્તકાલીન, મધ્ય દેશની કલામાં હતું. પણ મૂળ અપભ્રંશ ભાષાના વિકાસની સાથે પ્રાંતેપ્રાંતે જેમ પ્રાંતીય ભાષાઓ વિકસી તેમ ભારતના જુદાજુદા પ્રદેશોમાં વિશિષ્ટ કલાશૈલીઓ પણ શરૂ થઈ ને વિકસી. જેમાં પૂર્વભારતની, પાલ રાજાઓના સમયમાં વિકસેલી, ને પશ્ચિમ ભારતમાં મરુદેશમાં શરૂ થઇ વિકસેલી કલાઓ મુખ્ય હતી.

પણ હજુ, ગુજરાતની આ પ્રાચીન કલાના ઝીણવટભર્યા સંપૂર્ણ અભ્યાસ માટે ઘણા નમૂના શોધી પ્રકાશમાં લાવવાની જરૂર છે. એ માટે ખભે કૅમેરા લઇ પરિભ્રમણ અને અન્વેષણ કરવું જોઇએ.

---

**બાંધ મહારિયાં** (અનુસંધાન આગામી પૃષ્ઠ ૫૦થી ચાલુ)



– કર્નલ નાયુડુ (જમણી બાજુ) અને લેખક છેલ્લા મળ્યા ત્યારે

હવે પાંચમાના રહ્યા બે : દેવધરદાદા અને વિજય મર્ચેન્ટ. લાલ પડે, દાતે, બાલુ, પી. દળવી વગેરેના જૂના જમાનાનો એ ખેલાડી દેવધર. વર્ષો સુધી સતત રમી, નવા જુવાનિયાઓને શરમાવનારી શક્તિ દાખવતા એ બૅટ્સમૅનને, જમ્યા પછી બે વાર ફરતા બૅટે ફટકાબાજી કરતા જોવાની અનુપમ લિજ્જત તો હવે એ શૈલીથી રમનારાની ગેરહાજરીમાં ગળવી મુશ્કેલ જ છે. અને મૅચ જીતવાના પૂરેપૂરા માનસિક સમતોલપણાની તૈયારી સાથેની બૅટ્સમૅનશિપ તે વિજય મર્ચેન્ટની. હરેલ, હાવકો, હંડા, હૉબ્સને પણ કહી આવે એવો, આજબાહુગાંધી બૅટને બહાર કાઢી સલામતીને શિકે મૂકી દે એવો વિજય મર્ચેન્ટ! એમાં યે એની લેગની સ્ટ્રોક! અને ખાસ કરીને હૂક મારવામાં તેમજ લેઈટ કટમાં એ પૂરો પાવરધો છે.

બાલુ, અમરસિંહ, નિસાર, ગોદાંબે અને સી. એસ. ને હું પહેલા પાંચ ઓવરોમાં મૂકું છું. પેલા અંગ્રેજ કવિની જેમ મને સૉનેટ લખવાની શક્તિ મળે તો હું આખરની લીટી અમરસિંહ માટે લખું. સાગરનો છપ્પો કે ગઝલનો જામો પણ એની ઓવર આગળ મોળો પડે.

કવિઓ અને ફિલસૂફોએ જિંદગીને જાતજાતની ઉપમાઓ આપી છે. સંસારને સાગર કહ્યો છે, જિંદગીને કિશ્તી કહી છે. આપ જોશો તો ક્રિકેટની રમત પણ એક મનુષ્યની જિંદગી જેવી મિસાલ દેખાશે. કશાનો જ કશો ભરોસો નહિ. આપઘાત પણ કરે, બૅટ સ્ટમ્પમાં યે મારે. યા અકસ્માત લાગી પણ જાય. જન્મતાં જ મરે યા પચાસ-સાઠ વર્ષ ભોગવે, ને પછી ડચકિયાં ખાય. કોઈ શતાયુ થઈ જાય. પણ એમાં યે સામેથી જાતજાતના દગાફટકા ખેલાય. ઉતરપીંડીઓ થાય, આડાઅવળી દડા પડે. જગડા સામે ઊભા જ હોય અને એમાંથી કુનેહભરી રીતે રસ્તો કોતરવાનો. એમાં જિંદગીનો કશો ભરોસો નહિ. કોઈ ધીમે જીવે, કોઈ ઝડપથી જીવે. પણ એકંદરે આ રમત જીવનરમત સાથે ઠીક-ઠીક બંધબેસતી આવે છે. દડો ફેંકનારો વિધિના પાસા નાખ્યે જાય, ત્યારે જમ વિકેટપર ચોકી કરતો જ હોય. (ચાલુ)

**સ્ટૉપ પ્રેસ**

આ અંક મશીન પર જતો હતો ત્યાં એકાએક શ્રી બચુભાઈ ડૉ. કાન્તિલાલ પંડ્યાનું પત્તું લઇને આવ્યા. હું ત્યારે, કોણ જાણે કેમ, કંઈક ખિન્ન હતો; પણ એ પત્તું વાંચી ચિત્ત પ્રસન્ન થઈ ગયું. હા; એમાં શ્રી કાન્તિભાઇએ મયા હપતા વિષે જે ભૂલ બતાવી છે તે બરાબર છે; વલસાડના અમારા પેલા વૃદ્ધ સ્નેહી તે અક્ષરશંકર–'અક્ષય' નહિ. પણ હું તો હજી માનું છું કે તે અક્ષય જ છે. અને ડૉ. કાન્તિભાઈ લખે છે કે નડિયાદમાં તે નિવૃત્તિ સેવે છે. ઉમર સિત્તેરથી વધુ છતાં હજી આરોગ્ય ઘણું સારું છે. આજે તો નહિ, પણ વખત મળ્યે નડિયાદ જઈ ફરી એમને પગે માથું મૂકી આવું; સરલ, હસમુખા, ભોળા, પ્રામાણિક, હવે તો તદ્દન વયોવૃદ્ધ એ કાન્તિભાઇના વડીલ મરિયાદ ભાઇ–અમારા પણ વડીલ, અને એક જ સ્ટેશનના માસ્તર તો શું. પણ આખા ભારતની રેલવેઓના સ્ટેશન માસ્તર થવાને લાયક એમને ફરી મળી આવું એમ મન તલપે છે. —ચન્દ્રવદન મહેતા



# ચન્દ્રવદન ચીમનલાલ મહેતાની આપકથા

આ દલી ક્રિકેટની વાતની સાથે સાથે બીજી પણ થોડી કરી લઉં : મારે વિષે નહિ, યા મેં એકેએ વાર ચડાવેલી સદી વિષે નહિ, પણ આ પચ્ચીસ ત્રીસ વર્ષના ગાળામાં જોએલી એ રમતની થોડી તારવણી રજૂ કરું.

એ કોઈ બાદશાહી રમત છે. મુનશીજી જેવા લખે છે કે 'બાવીસ જણા રમે અને બાર હજાર નવરાઓ કલાકોના કલાકો સુધી જોયા કરે એ કંઈ બરોબર નથી.' આ તદ્દન વિરોધ પક્ષનો મત. પણ એ તો લગભગ બધી રમતોમાં થોડેઘણે અંશે બને. રાજરમતમાં યે એમ નથી બનતું? રણમેદાનમાં પણ એમ જ; જોનારા જરા આઘા એટલું જ.

ક્રિકેટ અંગ્રેજોનો દિમાગ રજૂ કરતી રમત છે. ફ્રેન્ચો ટેનિસ રમે : ધડાધડ, ઉતાવળિયા, રહેજે ઉશ્કેરાઇ જનારા. એની રમત કે સહેજ-માં ફેસલો. અંગ્રેજો માછીમારની પ્રજા છે. ચીમટામાં મધલાળ ભેરવી, પાણીમાં નાખી, કાઠી ઝાલીને રાહ જોઇ બેસી જ રહે. આ-વશે, આવશે, સાંજને છેડે બેપાંચ માછલાં તો પકડાશે જ. ધીરજ; ખંત; સમય ગાળી મોકાની ઘડી આવે ત્યારે ઘા મારી લેવો; ઉપરો હાથ હમેશાં નથી ચાલતો. એમાં પણ એકાદ શુભ ચોઘડિયું આવી જાય. અને આવે તો કાયદો ઉઠાવી લેવો. એમની વ્યૂહરચના પણ એવી. પછી બોંબારીની લડત હોય કે સત્યાગ્રહનો સામનો કરવાનો હોય. જે મોરચે લડે ત્યાં આસાનીથી, ઠંડકથી, ચિવટાઈથી, એક સંપ અને એક ધ્યેયથી.

ક્રિકેટ પણ એમ જ ખેલે છે. અને તેથી જ મોટે ભાગે જીતે છે. પણ પ્રજા એવી શાણી છે કે ક્રિકેટને પણ એણે રાજરમત બનાવી. બ્રિટિશ એમ્પાયર અને એની સાચવણી. એના પાયા ઢીલા થાય તો રમતના રંગ પણ એ પ્રમાણે બદલી નાખે. જબરી અને બાહોશ પ્રજા.

બહાર રમવા નીકળે ત્યારે પણ ધ્યેય ચોક્કસ કરીને નીકળે. ટેસ્ટ જીતવી હોય તો તેની ચાલ મહિના અગાઉથી ગોઠવાય. મુંબાઈ-ની અમુક મોટી મૅચ જીતવી હોય તો રાજકોટ, જામનગર, નાગપુર-ની આગોતરી મૅચોમાં એવી રીતે રમે કે બેત્રણ તો પોતાના ગાઠ-સરના બોલરો હિન્દની જાલિમ ટીમમાં આગેજ થઇ જ જાય. એની બોલિંગ ઍનૉલિસિસ પોતે સુધારતા ચાલે, હાથે કરી ચારપાંચ મોટા ખેલાડીઓ એને હાથે મ્હાત થતા ચાલ્યા આવે. અનપ્લેએબલ સુધીની બૂમ પડાવે. અને પછી જુઓ, જો એ આખરના સામનામાં ચુંટાઈ આવ્યો તો! એટલી પદ્ધતિ, એટલી અગમ બુદ્ધિ, એટલી શિસ્ત, એટલી ગંભીરાઈ, એટલી તકેદારી. એનો આપણે સામનો કરવાનો.

આપણે પક્ષે ક્રિકેટનો ચોપડો કાળો છે. જેમ ઘણામાં આપણે મુરખા બન્યા છીએ એમ એમાં પણ આપણને કહલુ બનાવાયા છે. આપણી નબળાઈ, કુસંપ અને અદેખાઇનાં બી બહુ ખૂબીથી વવાયાં, અને તે કપ્તાનથી માંડી સર્વાંગ ચુંટણી સુધી. અને વારંવાર હિંદે હિંદમાં તેમજ હિંદ બહાર નબળા દેખાવો કર્યા. એમાંથી યે તકસાધુ અને સ્વાર્થી સ્વભાવના નીકળી જતાં કહરશું, સુધરશું.

પણ આપણે જ એકલા ખરાબ છીએ એમ માનવાનું કશું કારણ નથી. એમની યે અમુક ટીમની રીતરસમ જાણીતી છે. બે તરખાટી બોલરો: એમાંનો એક તો 'શૂ' જ કરતો, જમીન બગાડતો ને ખાડા પાડતો. અને એ વાત ચગડોળે ચડેલી એ તો જાહેર કથા છે.

નાનપણમાં કટક અને વિઠ્ઠલના ભાઈ ગણપતની રંગીલી રમત જોઈ હતી. બાલુ. વૉર્ડન ને જોશીની ઝટપટી બોલિંગ ન્યારી હતી. સીલી પૉઈન્ટ પર ગીધ જેમ સપડાયો વિચાને જોવો એ લ્હાવો હતો! રાક્ષસી ભૂતારામને વિકેટકીપિંગ કરતાં જોતાં બીક લાગતી. સાચી ઝાની-એ રમતો વિઠ્ઠલ, ગામલો હાથમાંથી જતાં બાધે જ બૅટ નાખી છુટ્ટા હાથની રમત કરનારો. એનો ભાઇ શિવરામ, મુકુંદરાવ પૈ અને હસન-શાહની ઑફ પરની ફટકાબાજી, બોલરના માથા પરથી સીધા જ સ્ક્રીન પર જતા ટોલી કાપડિયાના ઓવર બાઉન્ડ, પહેલી બે ઓવરમાં તરખાટ કેલાવનાર ચંદાગણા, અગિયારથી પાંચ સુધી બિન આરામે એકધારા દડા ફેંકનારો અલીગઢનો અબ્દુરેસલામ, નાઝીર-વઝીરની ભાઈ-જોડી, એકાદ બે સીઝનમાં ઝળકી જનારા ને ચોર્યાશી કરી સાતસાત વિકેટો લેનાર બોટાવાલા. (એની તો કપ્તાનશિપ નીચે અમે રમેલા તે કેમ ભૂલીએ?) ગૂગલી બોલર ગોદામ્બે અને સી.એસ., એવાએવાએ તો હિંદી ક્રિકેટને મશહૂર બનાવ્યું છે.

અને એમ ગોડ્ડીની લેટ કટો ને હૉસીની ફીલ્ડિંગ ઉપરાંત બહારથી આવનારાઓમાં અસલમાં સી. બી. ફ્રાઈની ફટકારોનક, મુલ્કમશહૂર ઑસ્ટ્રેલિયન ખેલાડી ટ્રંપરનો બધી રીતનો તરખાટ, ટેટ લારવુડ મર્સર ને વ્યાટની કાતિલ બોલિંગો, એ બધાં શિખાઉ ક્રિકેટરને ભર્યા ભર્યા પુસ્તક સમાન હતાં. પણ અમર કલાબાજોની કીમિયાગીરી તે વળી ઓર ચીજ છે. એમાં અહીં બે બોલરો આવ્યા હતા: રૉય કિલનર અને હર્સ્ટ. ૧૯૩૩-૩૪ કે એવી, 'બેસ્ટ ઇંગ્લિશ પોએટ્રી'ની ઍન્થૉલૉજીમાં ક્રિકેટ પર એક સૉનેટ પ્રસિદ્ધ થયું હતું. એમાં ગ્રેસ, હૉબ્સ વગેરેને અંજલિ હતી, પણ છેવટની બે લીટીમાં રૉય કિલનરની બોલિંગની કાવ્યમય તારીફ હતી. એની ઓવરને સ્પેન્સેરિયન સ્ટૅન્ઝા સાથે સરખાવી હતી. હિંદમાં તો એક જ મૅચમાં એ ઊતરેલો, પણ હદ કરી ગયો હતો. પહેલી ઇનિંગ્ઝમાં છ અને બીજીમાં સાત વિકેટો લઈ ગયો હતો: જેમાં પહેલી છ યે છ દાંડીગુલ—'લકડી ગિરાઓ'ને હિસાબે, અને બીજી ઇનિંગ્ઝમાં સાતે ઝિલાવીને આઉટ! એવી કલા-કરામત બીજા કોઇની જોયેલી યાદ નથી.

હૉબ્સની રમત ખરું પૂછો તો મને ગમી નહિ. ધંધાદારી તે પૂરો ધંધાદારી જ ખેલાડી. વેદિયું ક્રિકેટ! ટંકુ માટલું લાગે જ્યારે રમે ત્યારે મૅચ જીતવાને જ રમે. પણ મેં જોયો ત્યારે એની ઊતરતી અવ-સ્થામાં હતો. બાકી વિવેચકો એને નિષ્ણાત બૅટ્સમૅન ગણે છે. સૅન્ડ-હામ ને સટ્ક્લીફ પણ એવા જ પુસ્તકિયા. ઑફનો ફટકો ઑફ પર જ મરાય. અહીં ઍમ.સી.સી. આવી ત્યારે સૅંડહામે લેગ પર જે સાત પેઢીનું જોર કાઢી એક ફટકો માર્યો છે, અને ત્યાં અધવચ્ચે ઊભા રહેલા પતિયાલાના મશહૂર ખેલાડી કેકી ગિલ્લીએ હાથ ચીરાતાં છતાં ઝીલી લીધો છે, એ તો ઐતિહાસિક ફટકો અને કૅચ હતા. તે તો મૅચ જ



સૈયદ નાઝીરઅલી (જલપરની ભાઈ-જોડી) સૈયદ વઝીરઅલી

થઈ ગઈ. ગર્લીના નવ ઓવર બાઉન્ડ ને નેડુનો એવો જ જડબાંતોડ અગિયાર ઓવર બાઉન્ડનો જવાબ, ભુત્રંગ દેવધરના ૧૪૬ અને સાથે ચિરાયેલા પાયાવાળા હાથે કરી મિસ્ત્રીની યાદગાર ભાગીદારી લૉર્ડ ઇંગ્લન્ડના જગમશહૂર બોલરો પણ ડઘાગાર થઈ ગયા હતા.

હિંદના પાંચ મશહૂર બૅટ્સમેન અને પાંચ બોલરોની તારીફ કરું તે પહેલાં ત્રણ ખેલાડીઓને નથી લેવા એનો રંજ પણ કરી લઉં. એક તો જામ રણજીત, બીજો મૅકકાર્ટની અને ત્રીજો ડૉન. વર્ષો સુધી ઑસ્ટ્રેલિયાનો ઓપનિંગ બૅટ્સમૅન; 'ગનનર' તરીકે મશહૂર થએલો મેકકાર્ટની અહીં આવ્યો પણ રમી ન શક્યો; અને રમ્યો ત્યારે એક જ વાર—તે જામનગરમાંની મૅચમાં. રમવા જતા જ કહેલું કે જામ રણજીતને ટ્રિબ્યૂટ-અંજલિ આપવા આજે હું રમીશ. અને એકસો ને સાત રન કર્યાં. એ જોવાનો મોકો ગયો એનો અસંતોષ રહી ગયો.

હિંદમાં રમાએલી પહેલી ટેસ્ટમાં, મુંબાઈના આઝાદ મેદાનમાં બૅટ્સમેનની તોલે તો નહિ પણ એની લગભગ નજીક આવે એવી બૅડગૅનશાઈ એકસો તેર રનની અદ્ભુત ઈનિંગ્સ કોઈ ખેલ્યો હોય તો તે એ સાંજે નૉટ આઉટ રહેલો અમરનાથ. સામે નેડુએ એને ખીલવ્યો અને એ ખેલ્યો. બૅડગૅનને ઘણી વાર જોનારા જે ત્યાં હાજર હતા એમનું પણ કહેવું હતું કે એ અદ્ભુત ઇનિંગ્સ હતી. વખત આંકણી, ગાળો કાઢવણી, પગચાલાકી, કાઠીકિસબ, બુદ્ધિપ્રયોગ બધાનો કલાન્વિત મેળ જામ્યો હતો. અમરનાથ એ એક જ ઇનિંગ્સે ક્રિકેટની આલમમાં અમર થઇ ગયો.

હવે પહેલા પાંચની વાત કરું. એને ક્રમવાર ગણવા નથી, માત્ર પહેલા તરીકે જ ગણવાના છે. એ પાંચ બૅટ્સમૅનો અને સંગાથે પાંચ બોલરો એમની કારકિર્દીની ટોચે, ઇંગ્લંડ કે ઑસ્ટ્રેલિયાના ગમે તે દસ ઉત્તમ ખેલાડીઓની ટીમ સાથે બરાબર સામનો કરી શકે, અને બૅડગૅનને બાદ કરીએ તો હંફાવી-હરાવી-પણ શકે.

નેડુ, દુલીપ, દેવધર, નાયડુ અને મર્ચન્ટ એ પાંચે સાથે મને સારી પિછાન થએલી માટે હું એમને મોખરે મૂકું છું એમ ન માનશો. ક્રિકેટની રમતને શતરંજની બાજીમાં ફેરવી દેનાર તે સી. કે. નેડુ. આ સદીના બીજા દાયકામાં, ૧૯૧૬માં, મદદગાર દડા ફેંકનાર તરીકે આ હિંને એ છેલ્લા દાવમાં જતાં, 'પ્લેઈડ, પ્લેઈડ'ની કરાક્ષ બૂમો આમે જ એની સામે પાડી હતી. ત્યાર પછીની એની કારકિર્દી જગમશહૂર છે. એ બોલિંગ કરે ત્યારે એને જો બરાબર ધ્યાનથી જુએ તો જોનારને ખબર પડે કે હવે એચાર ઘડીમાં રમનારનું મોત ભમે છે. એણે ધાર્યું હોય ત્યાં અને તે રીતે જ એના પ્રાણ જવાના! કંઇક નચાવવાને તો એ રમાડે, ચગાવે, પાછો બાંધી રાખે, જરા છૂટ લેવા દે અને ચપટીમાં મસળી નાખે! રમત એ બુદ્ધિપૂર્વક ખેલતો, અવનવા વ્યૂહ ગોઠવી જાણતો ને ભલભલાને આબાદ મહાત કરતો. કપ્તાનગીરી તો એની જ. બૅટ્સમૅન તરીકે એ ઑફના જાતજાતના રખીલા દડાઓને સામી છાતીનાં છીંટાઓમાંથી તમરી-ભમરી ખવડાવીને બેય બેગા સડસડાટ છટકાવવાની કળામાં તો ભારે નિષ્ણાત. અને લેટ કટિંગમાં એનું મરોડભર્યું ચાપલ્ય અતિ વિખ્યાત થયું હતું.

બધી જાતની રમત એ રમી જાણતો; પ્રસંગ પ્રમાણે ખેલતો; અને જ્યારે વિફરતો ત્યારે પાટિયા પર આંકડા ટકતા નહિ માનતા. એના ગગનચેરતા છક્કાઓની હદ તો હજી કોઇ કુદાવી શક્યું નથી એમ તો નિસાર અને અમરસીંગ પણ ઓવર બાઉન્ડ તો મારતા, પણ નેડુના આસાન ઓવરબાઉન્ડરોની તો કદાચ સેન્ચુરી થઇ ગઇ હશે! પણ એ સર્વ કરતાં વધારે મહત્ત્વની વાત તો એ કે એ પૂરેપૂરી ખેલદિલીવાળો ખેલાડી હતો.

હાં, એક સામાન્ય ભૂલ સુધારી લઉં. ૧૯૧૬માં એ મુંબાઇના મેદાનમાં ઊતર્યો ત્યાર બાદ ૩૩ વર્ષે રણજી ટ્રોફીમાં આસામમાં એણે સાત વિકેટો ઝુપાડી અને રમનારાઓને ગભરાવી મૂક્યા. એ પછી તરત જ મુંબાઇમાં રમાની એક ગોઠી મૅચ દરમ્યાન અમદાવાદના જિતેન્દ્ર મહેતાના મહેમાન તરીકે એ, કર્નલ કોઠાળુ કંઇયા નેડુ ને હું એમ ત્રણ જણ તાજમાં જમવા બેઠા હતા ત્યાં નિરાંતથી વાતો કરતાં કર્નલને પૂછ્યું, 'તમે પહેલાં તો બોલર તરીકે આવેલા ને?'






કર્નલ કે. એમ. (કેકી) મિસ્ત્રી; સામી છાતીએ રમતો વિઠ્ઠલ; પીઢ બૅટ્સમૅન ડી. બી. દેવધર; ને એવો જ બીજો એલ. પી. જાઈ.

# આપણા શરીરનું એક અદ્ભુત અંગ ચામડી

## તેના ઉપરના વાળ, મસા, તલ, લાખાં, ખીલ, ખરજવાં, મુદ્રાછાપ, નખ વગેરેની અજબ વાતો

લેખક: ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી




ચામડીમાંથી નીકળતા વાળના મૂળથી માંડીને ટોચ સુધીનાં અંગ-ઉપાંગ દર્શાવતા આ ચિત્રમાં વાળને મુલાયમ રાખતી મેદસ્વી ગ્રંથીને તથા (મથાળે) વાળને પોતાને વર્તુળમાં મોટાં કરીને બતાવ્યાં છે.

આંતરત્વચામાં વાળના મૂળની આસપાસ એક બીજા પ્રકારની ગ્રંથીઓ ગોઠવાયેલી હોય છે. તેની નલિકાઓ ચામડીની સપાટી ઉપર ઊઘડે છે. શરીરના વાળવાળા ભાગોમાં તેમની સંખ્યા વધુ હોય છે. તેમનો સ્રાવ બંધોમાં તેમજ ગાલ અને નાક આગળ ચિકાશરૂપે (sebum—મેદના રૂપમાં) નીકળી આવતો માલૂમ પડે છે. કેટલાક લોકોને આ સ્રાવ વધારે પ્રમાણમાં હોય છે ત્યારે ગાલ ને નાક પર ખગાડ નજરે પડે છે. આ મેદના સ્રાવથી ચામડીનાં પડો અને વાળનું સ્નેહાંજન (lubrication) થાય છે. આથી એ બન્ને રેશમ જેવાં સુંવાળાં અને ફૂલપાંદડી જેવા મુલાયમ રહે છે. ઉપરાંત એ વ્યક્તિને કાન્તિ અને લાવણ્ય આપે છે.

### ખીલ

કિશોર યુવાવસ્થામાં પ્રવેશતાં આ ગ્રંથીઓના સ્રાવના પરિણામે જ અવાજ બદલાય છે અને મો ઉપર મૂછનો દોરો પણ ફૂટે છે. આ અરસાના મેદસ્વી ગ્રંથીઓનો સ્રાવ ઘણો વધી પડે છે ગ્રંથીની નલિકાઓ છેક ચામડીની સપાટી સુધી ભરાઈ જાય છે. જે ગાલ અને મોની ચામડીની સપાટી ઉપર ઊભરાઈને ઉપરથી આવી કાળા ટપકારૂપે દેખાય છે. આને તારુણ્યપીટિકા કે 'ખીલ' કહેવામાં આવે છે. એમને ખણવાથી જીવાણુઓનો ચેપ લાગતાં કદીક તે પાક ઉપર ચડે છે અને તે ફોલ્લી કે ગૂમડાનું રૂપ ધારણ કરે છે.

### ગૂમડાં

શરીર ઉપર થતી ફોલ્લીઓ કે ગૂમડા એ મેદસ્વી ગ્રંથી, સ્વેદગ્રંથી કે વાળના મૂળમાં (ખાસ કરી આ જ સ્થળમાં) સ્ટેફિલોકોકસ નામના રોગ જીવાણુઓએ ઉપજાવેલા ચેપનું પરિણામ છે. પાઠું એ બહુ કાણાંવાળું મોટું ગૂમડું છે. તેમાં એકથી વધારે ગૂમડાં એકઠાં થઈને ચામડી નીચેની પેશીઓના મોટા ભાગને ચેપ લાગેલો હોય છે. જેને મધુમેહ (મીઠી પિશાબ) કે મૂત્રપિંડોના વ્યાધિઓ હોય કે શારીરિક કમતાકાત હોય તેમને પાઠું થઈ આવે છે. ઉપલા હોઠ અને નાક ઉપરની ફોલ્લી કે ગૂમડું ખૂબ ભયંકર લેખાય છે, કારણ કે તેનું ઝેર શિરાઓ દ્વારા તરત મગજમાં જવાથી જીવલેણ સ્થિતિ આવી પડવાનો ભય ઊભો થાય છે.

સ્વેદ (પરસેવો) અને આ મેદ બંને ગ્રંથીઓનો સ્રાવ ઉનાળામાં વધુ હોય છે; પણ શિયાળામાં અને ચિરતાળીસ વર્ષની વય બાદ ઘટે છે. આથી ચામડી સૂકી (રુક્ષ) બને છે ને કદીક તેમાં ચીરા પણ પડે છે. હોઠ, નાક અને હથેલી પર ચામડીનાં છોલા ઊખડે છે. આના કારણમાં વિટામિન 'એ' અને 'બી'ની ઊણપ પણ હોય છે.

### ખરજવું

આમ, ઠંડી ઋતુમાં ચામડીની ચિકાશ ઓછી તો હોય જ છે. તેમાં વળી સાબુથી નહાવાથી તે ધોવાઈ જાય છે. આથી ચામડી બરછટ બને છે, જાંઘો, કેણી, હાથ, પગ વગેરેની બરછટ બનેલી ચામડી ત્યારે તતડે છે ને તેમાં ચૂંટ આવે છે. આમાંથી આગળ ઉપર ખરજવાની સ્થિતિ આવી ઊભી રહે છે. રૂપાળા તથા ગોરા ચામડીવાળાઓની નાજુક ચામડી તો સૂર્યના તાપ અને સખત પવનથી પણ તતડી ઊઠે છે. ચશ્માંની ફ્રેમો, ઘડિયાળના પ્લાસ્ટિકના પટ્ટા, નખપૉલિશ, સુગંધિત તેલો, હેર-ડાઈ વગેરેના સંપર્કથી પણ ચામડી તતડીને સોજો આવી ખરજવામાં પરિણમે છે. આમાં દાંતનો સડો, નીંઝિયાનો ચોળો અને શરીરમાં કોઈ પણ સ્થળનો ચેપ આ રોગને વધવા કે ઊભજવા માટે કારણરૂપ થઈ પડે છે.

આ અટકાવવા માટે ઠંડી ઋતુમાં ચામડી ઉપર—ખાસ કરીને મોં તથા હાથપગના ભાગો ઉપર ચિકાશનું તેલ કે ક્રીમનું મર્દન કરવું જરૂરી છે. આ તૈલાભ્યંગથી ચામડી મુલાયમ બને છે; માલિશના ઘર્ષણથી ચામડી નીચે લોહીનો પ્રવાહ વધીને તેને પોષણ મળે છે; પરિણામે દેહની કાન્તિ વધે છે અને શરીરમાં સ્ફૂર્તિ અનુભવાય છે. માલિશ બાદ ત્રીસ મિનિટ રહીને શરીર ઘસી–ચોળીને નહાવું જોઈએ. ચોળીને નહાવાથી મેદ અને સ્વેદગ્રંથીઓ દબાય છે અને તેમની નલિકાઓનો કચરો નીકળી જઈ તે ખુલ્લી ને સ્વચ્છ થાય છે તથા જ્ઞાનતંતુઓ સતેજ બને છે. નહાયા બાદ શરીરને કરકરા ટુવાલથી ખૂબ ઘસીને લૂછવું જોઈએ; નહિ તો શરીર ઉપરના તેલના થરમાં ધૂળ જામવાથી ચામડીના રોગો થવાની દહેશત રહે છે.



વાળના છેદનું વિરાટદર્શન: વાળના કાપેલા છેડાને સૂક્ષ્મદર્શકયંત્રમાં ૩૦૦ ગણો મોટો કરીને જોતાં તેમાં આવાં ચાર પડ ને તે દરેકમાં આવી સૂક્ષ્મસુંદર આકર્ષક ભાત જોવા મળે.

## નખ

નખ એ બાહ્ય ત્વચાનો પરિવર્તન પામેલો વિકાસ છે. પશુઓમાં તે નહોર તથા ખરી રૂપે અને પક્ષીઓમાં ચાંચ તથા નખ-નહોર રૂપે હોય છે. તેનો બહાર દેખાતો ભાગ લોહીની નળીઓ ને જ્ઞાનતંતુ વગરનો હોવાથી મરેલો છે. આથી તે વેદના કર્યા વગર કાપી શકાય છે. પણ નખની બેઠકનો અને બાજુઓનો ભાગ શિરાણુ-લોહીની શિરાઓવાળો તેમજ જ્ઞાનતંતુઓ વાળો હોવાથી શીઘ્રવેદી છે.

નખની બેઠક અને મૂળમાં નવા કોષો પેદા થતા હોઈ આગળનો ભાગ ખસતો જઈને તે આગળ ને આગળ લાંબો વધતો આવે છે. તેને આપણે નખ વધવા કહીએ છીએ. નખનું મુખ્ય કામ તો આંગળીઓનાં ટેરવાંને રક્ષણ આપવાનું છે હિંસક પશુઓમાં તે શિકારનું પણ સાધન છે. પાકવાથી કે ઈજાથી કોઈવાર જ્યારે આખો નખ નીકળી જાય છે ત્યારે તે નવો આવતાં શિયાળામાં ૧૩૨ દિવસ અને ઉનાળામાં ૧૧૬ દિવસ લાગે છે. તેમાં યે જમણા હાથ કરતાં ડાબા હાથનો નખ આવતાં દસ દિવસ વધારે લાગે છે. બાળકો અને તંદુરસ્ત માણસોના નખ જલદી વધે છે સામાન્યતઃ આંગળીઓના નખ મહિનામાં [illegible] ઇંચ વધે છે, જ્યારે અંગૂઠાના [illegible] ઇંચ જેટલા.

નખનાં રૂપ અને રંગ ઉપરથી વ્યક્તિના સ્વભાવ અને આરોગ્ય વિષે ઘણુંઘણું જાણી શકાય છે. પહોળા અને મૂળમાંથી અંડાકૃતિ-ઈંડાની આકૃતિ જેવા નખ રક્તસ્રાવ અને ફેફસાંના વ્યાધિના સૂચક છે. ટૂંકા અને સાંકડા નખ શરીરમાં ઉષ્ણતાની ન્યૂનતા બતાવે છે. નખમાં ઊભા લીટા કે ગબચાં જેવા ખાડા તે રોગાવસ્થા પછી શરીર વધતું અટકી ગયાની નિશાની રૂપ છે. અંદર ઝીણી ઝીણી ઊભી રેખાઓ જ્ઞાનતંતુઓની બીમારી દર્શાવે છે, જ્યારે આડી રેખાઓ યકૃતની-કાળજની બીમારીની દર્શક છે. હૃદયની બીમારીમાં આંગળીનાં ટેરવાં મોગરીની જેમ ત્યાંથી જાડાં અને નખ ભૂરા કે કાળાશપડતા હોય છે, જ્યારે કમળામાં પીળા. બરડ નખ શરીરમાં ગંધક તેમજ ક્ષારની ઊણપ, અને ઠંડા નખ ગરમીનું ઓછાપણું બતાવે છે.

નખના મૂળ આગળ દેખાતી ધોળા રંગની અર્ધગોળાકાર આકૃતિને 'ચંદ્ર' કહેવામાં આવે છે. ધોળો રંગ હવાના પરપોટાને લીધે હોય છે. ટૂંકા નખ ઉપર એવો ચંદ્ર હોય તો તે લોહીના દબાણની મંદતા દર્શાવે છે. આરોગ્યમાં નખ ગુલાબી રંગના, સુંવાળા અને ચમકતા હોય છે. ફિક્કા રંગના નખ લોહીનું ઓછાપણું દર્શાવે છે.

કાળો મેલ ભરેલા ને ચવેલા નખ માણસની બેદરકારી અને ફૂવડપણાની નિશાની છે. નખ ઉપર મોટાં મોટાં ટપકાં એ ઝાંખી અને તકરારી સ્વભાવનું પ્રદર્શન કરે છે. છોકરાંના નખ ઉપરનાં આવાં ટપકાં કુ-વખતનું ખાધા કરવાનું અને જ્ઞાનતંતુઓને ઉશ્કેરી મૂકે એવી વાર્તાઓ તથા વાતાવરણમાં ઊછરતાં હોવાનું સાબિત કરે છે. ટૂંકા, સપાટ, મૂળમાંથી સાંકડા પણ છેડાઓથી પહોળા નખ જલદી ઉશ્કેરાઈ જનાર માણસના સ્વભાવના નિદર્શક છે. નાના નખ તીવ્ર બુદ્ધિમત્તાની નિશાની છે, જ્યારે મોટા નખ મંદબુદ્ધિ દર્શાવે છે,—સાથે સંપૂર્ણ આરોગ્યમયતા પણ. અસ્થિર સ્વભાવનો. વિલાસી અને તામસી માણસ વારંવાર નખ ખોતર્યા કે દાંત વતી કરડ્યા કરતો હોય છે.

## વાળ

આખી પ્રાણીસૃષ્ટિમાં આગળપડતાં પ્રાણીઓની વિશિષ્ટતા શરીર ઉપર વાળ હોવાની છે. આ વાળ ચામડીના ઉપલા પડના દ્રવ્યોના બનેલા છે. બંધારણમાં તે નખ જેવા જ છે. સામાન્ય રીતે વાળનો હેતુ શરીરની ગરમી જાળવી રાખવાનો છે જોકે માણસજાત માટે તેનો આવો ઉપયોગ તો નથી. પણ એ ઉત્ક્રાન્તિ દરમિયાનનું પ્રાણીસૃષ્ટિ સાથેનું આપણું સામ્ય દર્શાવતા અવશેષો તો નહિ હોયને? વિજ્ઞાનીઓ કહે છે કે પ્રાગૈતિહાસિક કાળમાં માનવી જ્યારે જંગલી દશામાં હતો ત્યારે તેના શરીર ઉપર પુષ્કળ વાળ હતા: શરીર ગરમ રાખવા અને ઈજાઓથી રક્ષણ પામવા. પછી જેમજેમ તે વસ્ત્રો પહેરતો થયો તેમતેમ વાળ ઓછા અને આછા થતા ગયા છે.

અને સભ્યતા ખાતર આપણે પણ કેટલાક ભાગોના વાળ કાઢી પણ નાખીએ છીએ. પરંતુ તે ઉપયોગ વગરના છે એવું પણ નથી. લાંબા, કાળા અને ખૂબ ભરચક વાળ સ્ત્રીઓના સૌંદર્યનો શણગાર છે. ભમ્મર અને પાંપણોના વાળ તો આંખ અને મોંને અદ્દલ રૂપ અર્પે છે. શરીરનાં પોલાણો (મોં, નાક, કાન, આંખ વગેરે) આગળના વાળ જંતુઓ અને ધૂળ-રજને પ્રવેશબંધી કરનારી કુદરતી રક્ષણ હરોળ છે. બગલ અને ગુપ્તાંગ ઉપરના વાળ પરસેવો સંઘરી રાખે છે, જેની ગંધ પ્રાણીઓમાં કામોત્તેજક અને જાતિગત આકર્ષણ રૂપ નીવડે છે.

વાળે બાહ્ય ત્વચામાંથી છેક આંતર ત્વચામાં ઊંડે જઈને મૂળ નાખેલું હોય છે, અને ત્યાંથી, બીઆમાંથી ફણગો ફૂટે તેમ ફૂટીને ચામડીના થરો છેદીને તે બહાર આવ્યા હોય છે. વાળનું એ મૂળ ચરબી-નલિકાઓની મધ્યમાં ગોઠવાયેલું હોય છે ને તેની આસપાસ લોહીની નળીઓ તથા જ્ઞાનતંતુઓ હોય છે. વળી તેમાં મેદસ્વી ગ્રંથીઓની નલિકાઓ પણ ખુલે છે. આ બધાંમાંથી પોષણ મેળવીને વાળ વધે છે તેમજ સુંવાળા અને ચમકદાર રહે છે. ચામડીની ઉપર નીકળી આવેલા વાળમાં નથી હોતી લોહીની નળીઓ કે જ્ઞાનતંતુઓ; આથી તે કાપતાં નખની પેઠે નથી ઉપજતી વેદના કે નથી વહેતું લોહી.

વાળના મૂળ પાસે બે નાની માંસપેશીઓ આવેલી હોય છે. ઠંડી, ભય, ક્રોધ અને ત્રાસ વખતે તે સંકોચાય છે. આથી વાળ ખડા થઈ જાય છે. જોકે આવું આપણામાં માણસમાં તો ખાસ બનતું દેખાતું નથી, પણ એને લઈને આપણી ચામડી ઉપર ફોલ્લીઓ ઉપસી આવી હોય તેવો દેખાવ (goose-skin) થઈ આવે છે. વાળ ખડા થવાથી શરીરની ગરમી જળવાય છે. શિયાળાની કે ચોમાસાની ઠંડીમાં ફુલાવેલાં પીછાંમાં ડોકું પેસાડી બેસી રહેલાં પક્ષીઓ કે વાળ ઊભા થઈ ગયેલાં કૂતરાં બિલાડાં આપણે ક્યાં નથી જોયાં હોતાં? અંતરગત

ખિલાડીમાં પણ વાળ ઊભા થએલા જોવા મળે છે. આ વખતે તે ભયંકર પણ લાગે છે, એટલે તે તેના શત્રુથી રક્ષણનું સાધન પણ છે.

વાળનાં મૂળ ચામડીમાં સ્ક્રૂની જેમ જડાએલાં હોય છે. આથી તે જોરથી ખેંચાવા છતાં તરત ઊખડી નથી આવતા; અને ઊખડે છે તો પણ તેના બીજાંકુરો તો નથી જ ઊખડતા. આથી તેમાંથી નવો વાળ ઊગવાની શક્યતા કાયમ રહે છે. વાળમાં જસતના તાર જેટલી તણાવાની પણ શક્તિ છે. વળી સામાન્ય વાળ દોઢથી અઢી ઔંસ ભાર ખમી શકે છે, જ્યારે મજબૂત માથાના બધા વાળ તો ૩૦૦૦ થી ૫૪૦૦ રતલ જેટલું. સરકસમાં ચીના નટ ચોટલી વડે આખા શરીરનું વજન ઉપાડતા કે ભરેલી મોટર ખેંચતા નથી દેખાતા?

ગર્ભાવસ્થાના પાંચમા માસે બાળકના શરીર પર વાળ ઊગવા શરૂ થાય છે, તે છેક તેના જીવન પર્યંત કાયમ રહે છે. આપણા આખા શરીર પર નાના-મોટા વાળ હોય છે, ફક્ત ત્રણ ભાગ સિવાય: હથેલી, પગના તળિયા ને આંગળીઓનો નખવાળો સાંધો. ગોરા માણસોને માથાના વાળ સુંવાળા ને વધારે હોય છે જ્યારે કાળા માણસોને જાડા ને આછા. રાતા વાળ ઘણા જાડા હોઈ સંખ્યામાં ઓછા હોય છે.

શરીરના કેટલાક ભાગોના વાળ લાંબા વધે છે જ્યારે ક્યાંક નથી વધતા. સ્ત્રીઓના શરીર પર તે આછા હોય છે જ્યારે પુરુષોના દેહ પર વધારે. વળી પુરુષોને દાઢી મૂછ ને છાતી ઉપર વાળ હોય છે. તે પૌરુષની નિશાની છે. અંતઃસ્રાવી ગ્રંથીઓના સ્રાવ અનુસાર તે ઊગની જુવાની વખતે ફૂટે છે. (સ્ત્રીઓમાં આ વખતે માથાના વાળ વધે છે) તથા તેનો ભરાવો કદ અને દેખાવ પણ તેના પર અવલંબે છે.

વળી, શરીર પર પથરાએલા વાળ એક જ દિશામાં નથી હોતા. હાથ-પગ ઉપરના વાળ જુઓ: તે જુદીજુદી દિશામાં હશે. આપણે દૂંટિયું વાળી બેસીએ તો શરીર પર પડતું વર્ષાદનું પાણી તે ઉપરથી નીતરી જાય એવી રચનામાં શરીર ઉપરના વાળ ગોઠવાએલા છે. વળી એ પણ જાણવા જેવું છે કે આપણા બધા વાળ એકસરખા આકારના પણ નથી. માથાના વાળ ગોળ છે જ્યારે દાઢી-મૂછોના ત્રિકોણાકાર!

વાળનો છેદ સૂક્ષ્મદર્શક યંત્ર નીચે જોઈએ તો તેમાં ત્રણ પડ, અને એ દરેક પડમાં સુંદર અને આકર્ષક ભાત જોવા મળે છે. ચામડીના જેવા રંગ-કણો વાળમાં પણ છુટાછવાયા વેરાયેલા છે. આને લીધે તપખીરિયા, રાતા, કાળા, એવા જુદાજુદા તેના રંગ હોય છે. વાળના પોષણમાં વાયુના પરપોટા જામી આ રંગકણો ઓછી થાય છે ત્યારે વાળનો રંગ બદલાઈ ધોળો થાય છે. આવું સામાન્ય રીતે ઘડપણમાં થાય છે; પણ કોઈને જુવાનીમાં જ આમ રંગ બદલાવા માંડતાં આપણું ધ્યાન ખેંચાય છે. આના કારણરૂપ કામનો સતત બોજો, ચિંતા કે લાંબા વખતનો તીવ્ર ઉદ્વેગ, લાગણીઓનો સતત ઉશ્કેરાટ, ન્યૂરેસ્થિનિયા (જ્ઞાનતંતુનો વ્યાધિ) અનારોગ્ય વગેરે બનાવ છે.

વિજ્ઞાનીઓની એવી ગણતરી છે કે વાળ મહિનામાં અરધો ઇંચ વધે છે; રાત કરતાં દિવસે અને શિયાળા કરતાં ઉનાળામાં વધારે ઝડપથી. લંબાઈમાં તે ત્રીસ ઇંચથી માંડી ત્રણ કે ચાર ફૂટ જેટલા લાંબા થાય છે. વાળના આયુષ્યની અવધિ છે. પાંપણોના વાળ છ મહિના ટકે છે, માથાના વાળ ત્રણથી પાંચ વર્ષ, અને ઘણીવાર સાત વર્ષ સુધી નિતંબ સુધી લાંબા પથરાતા કિશોરીઓના કેશકલાપમાં તો જન્માના પહેલા વર્ષે ઊગેલા વાળ હોવાનો પણ સંભવ છે.

### તાલ

પણ બહુ ખરતા વાળ અને તાલ ચિંતાનું કારણ થઈ પડે છે. ચીનાઓ અને આદિવાસી લોકોને તાલ જ નથી પડતી! સ્ત્રીઓમાં પણ તે જવલ્લે જ હોય છે. પોષણનો અભાવ કે અજીર્ણ, તાવવાળી લાંબી માંદગી, અંતઃસ્રાવી ગ્રંથીઓના સ્રાવોમાં ફેરફાર (જેના કારણે સ્ત્રીમાં સુવાવડ પછી વાળ ખરે છે), અનુવંશ સંસ્કાર, વારંવાર વાળ કપાવવાથી માંસપેશીઓની વાળની પકડ ઢીલી પડવી વગેરે વગેરે તાલ પડવાના કારણો હોય છે. યુરોપમાં ટેસ્ટોસ્ટેરોન નામના અંતઃસ્રાવી ગ્રંથીરસની અસરની માથાની ચામડીની નીચેની ચરબી ઓછી થાય છે. વળી ચિંતા ને વિવિધ મનોવ્યાપારોને લીધે ત્યાં ની માંની માંસપેશીઓની હીલચાલથી તાળવાની લોહીની નળીઓ સંકોચાય છે, એને પરિણામે પણ તાળવાના વાળને અપૂરતું પોષણ મળવાથી વાળ ખરી પડી ધીમેધીમે તાલ પડે છે.

દંત વિજ્ઞાનીઓ કહે છે કે દાંતના સડાને લીધે થતી જ્ઞાનતંતુઓ ઉપરની અસરને પરિણામે પણ લમણાના વાળ એકદમ ધોળા થવા માંડે છે. વળી દાંતનાં દરદોને લીધે વાળ ખરવા પણ માંડે છે. શરૂઆતમાં તાલનો વિસ્તાર થોડો પણ સંખ્યા એકથી વધારે હોય છે, જે આગળ ઉપર એકઠી થઈ જઈને મોટી તાલમાં પરિણમે છે.

વિટામિન 'એ', 'બી' જૂથનાં તથા 'સી' વિટામિનો, લોહ, તાંબું, આયોડીન અને ઍમાઇનો ઍસિડો વાળ ઊગવાનું અને તેના

## સુભાષિત

અનેક પ્રકારના વિનોદમાં કાવ્યનો વિનોદ ઊંચા પ્રકારનો કહેવાય છે. એટલે જ એક કવિ કહે છે કે બુદ્ધિમાન લોકોનો સમય કાવ્યશાસ્ત્રના વિનોદમાં પસાર થાય છે જ્યારે મૂર્ખોનો નિદ્રા, કજિયા કંકાસ કે વ્યસનમાં પસાર થાય છે. કવિઓના એવા વિનોદમાંથી જીવનને ઉપયોગી સૂત્ર પણ મળી આવે છે. એકવાર એક આશાવાદી અને એક નિરાશાવાદી કવિ વચ્ચે આ પ્રમાણે વિનોદ થયો. નિરાશાવાદી બોલ્યો:

रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातम्
भास्वानुदेष्यति हसिष्यति पंकजश्रीः।
इत्थं विचिन्तयति कोषगते द्विरेफे
हा हंत हंत नलिनी गज उज्जहार॥

અનુવાદ

રાત્રી જશે, અરુણતેજ ઊંડું થશે, ને
ઊગે દિવાકર હસે નવ પંકજશ્રી;
પુરાયલો ભ્રમર એમ વિચારતો જ્યાં
હા! હા! ગજે રમતમાં નલિની ઉખાડી.

આ સાંભળી આશાવાદી બોલ્યો કે 'આવું રોતું કેમ બોલે છે? હું તો આમ કહું:' એમ બોલી તેણે છેલ્લી લીટી આ રીતે ફેરવી:

मार्तंडमंडलमखंडमथाविरासीत्॥

માર્તંડ મંડલ અખંડ તહીં પ્રકાશ્યું.

[વિવરણ: પહેલા શ્લોકમાં, સ્નેહથી કમળમાં બિડાઈ ગએલો ભમરો હાથીએ કમળ ઉખેડી નાખવાથી નાશ પામ્યો એ નિરાશાવાદ; અને બીજામાં સવારે સૂર્યોદય થતા કમળ ફરી ખીલ્યું ને ભમરો જીવતો રહ્યો એ આશાવાદ. આ જગતમાં બન્ને બને છે. પશ્ચિમમાં આને માટે એક સુક્તિ જાણીતી છે: પોતાનો પ્યાલો અધૂરો જોઈને નિરાશાવાદી કહેશે કે મારો પ્યાલો અરધો 'ખાલી' છે, જ્યારે આશાવાદી કહેશે કે મારો પ્યાલો અરધો 'ભરેલો' છે. જીવન તો છે તે છે. તેને કેવી દૃષ્ટિથી જોવું એ આપણા પોતાના ઉપર જ આધાર રાખે છે.' —ર. ભી.]

રંગનું નિયમન કરનારાં દ્રવ્યો છે. આ દ્રવ્યોવાળો (ખાસ તલનું તેલ, કોપરું, આમળાં, બ્રૂઅર્સ યીસ્ટ, કોપરું વગેરે) સપ્રમાણ ખોરાક લેવાથી ધોળા થતા અને ખરતા વાળ અટકે છે. વળી વાળમાંનો ખોડો પણ (ખોડાની પતરી એ ચામડીના ખરી પડેલા કોષો છે) વારંવાર ધોઈ-ઓળી સાફ રાખવો જોઈએ. દિવસમાં એકવાર વાળ આંગળીઓ વતી ખેંચવા તાણવા જોઈએ. આથી ત્યાં લોહીનો પ્રવાહ વધી વાળનાં મૂળોને પોષણ મળે છે, ને પોષણ મળતાં વાળ ખરતા અટકે છે.

### મુદ્રાછાપ

હાથની આંગળીઓનાં ટેરવાં પર વિધવિધ પ્રકારના વળાંક લેતી આછી કરચલીઓ (Ridges) હોય છે. શાહી વડે લેવાતી તેની મુદ્રાછાપ તો જાણીતી છે. દુનિયાભરની વ્યક્તિએ વ્યક્તિએ એ મુદ્રા તદ્દન જ જુદીજુદી અને વિશિષ્ટ ભાત તથા પ્રકારની હોય છે. કોઈ પણ બે માણસોની દસે આંગળીઓના મુદ્રાછાપ પૂરેપૂરી મળતી નથી આવતી. કેવી અદ્ભુતતા! વળી તે ચિરસ્થાયી પણ છે. અકસ્માત કોઈના હાથની ચામડી બળી જઈને નવી આવે તોપણ આ મુદ્રાછાપમાં લેશમાત્ર ફેરફાર થતો નથી! પણ ચામડી જો ઊંડે સુધી બળી જાય તો ત્યાંની સ્વેદગ્રંથીઓ અને વાળનાં મૂળ પણ બળી જાય છે. તો પછી બળેલી ચામડી ઉપર નથી ઊગતા વાળ કે નથી થતો પરસેવો.

### હસ્તરેખા

મુદ્રાછાપ કરતાં યે હથેલીની રેખાઓ તરફ મોટા ભાગના લોકોનું ધ્યાન વધુ દોરાય છે. એ રેખાઓની લંબાઈ ટુંકાઈ, વળાંકની આકૃતિઓ વગેરે ઉપરથી રચાયેલા આનુમાનિક હસ્તરેખા-શાસ્ત્રમાં કોને રસ નથી પડતો હોતો? પણ આના ઉપર બહુ વજૂદ રાખવા જેવું નથી. સાંધાવાળા જે ભાગો વળેલા રહે છે ત્યાં કાપા અને રેખાઓ પડવી સ્વાભાવિક છે. ગર્ભાવસ્થામાં બાળકની હથેલીઓ બંધ રહેતી હોવાથી તેમાં આ રેખાઓ અંકાય છે. પછી મોટપણે વ્યક્તિઓની પ્રવૃત્તિઓ અનુસાર, તેમજ મનોવ્યાપારની અસરો નીચે માણસના મોંની માંસપેશીઓની સાથેસાથ હાથની આંગળીઓ અને માંસપેશીઓનું પણ હલનચલન થાય છે. વળી દરેકના ચાંચા પણ વિશિષ્ટરીતે જ રહે છે. આ બધાની અસરો નીચે હાથમાં નવી રેખાઓ ફૂટે છે અને જૂની ભૂંસાય છે. છતાં કોઈને જો હાથની રેખાઓ પરથી ભવિષ્યના કથન ઉપર વિશ્વાસ પડતો હોય તો તેણે એટલું તો યાદ રાખવું કે વ્યક્તિની વર્તમાન પ્રવૃત્તિ (અને તેના અંગે થતા વિચારો) અનુસાર તેની ભવિષ્ય દર્શક રેખાઓ અંકાય છે.

### તલ મસ અને લાખાં

ચામડી ઉપરના તલ, મસ ને લાખાં પણ આપણું ધ્યાન દોરે છે. તલ અને લાખાં ચામડીની એકઠી થયેલી રક્તવાહિનીઓને અંગે છે; જ્યારે મસ રંગકણોને લીધે. એમનાં કદ ને આકારનું કોઈ ધોરણ નથી, તેમ એમનાં સ્થાન પણ અનિશ્ચિત હોય છે. પણ ચહેરા ઉપર તેમની હાજરી સૌંદર્ય વધારનાર કે બગાડનાર હોય છે. પ્રિયાના ગાલના તલ માટે કવિ હાફિઝે સમરકંદ અને બોખારાના પ્રદેશો ન્યોછાવર કરી દેવા સુધીની તત્પરતા દર્શાવની ભેત ક્યાં નથી રચેલી?

આ બધી નિશાનીઓમાં કેટલીક જન્મ સાથે શરીર ઉપર આવે છે, જ્યારે કેટલીક મોટપણે. બીજા પ્રકારની નિશાનીઓ પણ ચામડીનાં પડોમાં સંતાઈને તો પડેલી જ હોય છે, પણ તે ચામડીનાં સખત તંતુઓને ભેદીને જ્યારે સપાટી ઉપર ઉપસી આવે છે ત્યારે આપણને નવીન જ ઊગતી હોય એમ લાગે છે, પણ ખરી રીતે તો તે વ્યક્તિની ઉંમર જેટલી જ પરડી હોય છે.

મસ સપાટ હોય કે ઉપસેલો; તેના ઉપર વાળ હોય કે ના પણ હોય. તે પોચો હોય કે સખત પણ હોય. પણ ૪૦-૫૦ની ઉંમર બાદ ચામડી ઉપર કદાચ મસ જેવી રંગની વિકૃતિ થઈ આવે તો તે તરફ સજાગ રહેવું. કેમકે કદાચ-ક્વચિત્ તે ચામડીના કૅન્સરની નિશાનીરૂપ પણ હોઈ શકે. પણ આવું તો જવલ્લે જ હોય છે.

### ચામડી પર સૂર્ય-તાપની અસર

શરીર પરત્વે ચામડીનું કામ બેવડું છે. એક તો તે સૂર્યપ્રકાશથી અંદરના અવયવોનું રક્ષણ કરે છે, અને બીજું સૂર્યપ્રકાશની મદદ વડે દેહ માટે અત્યાવશ્યક અને ઉપયોગી વિટામિન 'ડી' ઉત્પન્ન કરે છે. આપણી સ્વેદની અને મેદની ગ્રંથીઓના સ્રાવોમાં કોલેસ્ટેરોલ અથવા અર્ગોસ્ટેરોલ નામનું એક ચરબીવાળું દ્રવ્ય હોય છે. આના ઉપર સૂર્યનાં અલ્ટ્રા-વાયોલેટ કિરણો રાસાયણિક ક્રિયા ઉપજાવીને વિટામિન 'ડી' પેદા કરે છે. આ વિટામિન શરીરમાં કૅલ્શ્યમ અને ફૉસ્ફરસના પાચનનું નિયમન કરે છે. તેનાથી હાડકાં અને દાંત મજબૂત બને છે. આની ઊણપ કે અછતને લીધે બાળકોને બાળશોષ (રિકેટ્સ) અને સ્ત્રીઓને ઑસ્ટોમેલેશિયા નામના રોગો થાય છે. આપણા દેશમાં સ્ત્રીઓ અને બાળકોમાં આ રોગોનો બહોળો ફેલાવો છે અને તેને માટે કૉડ કે બીજી માછલીઓના તેલ દવારૂપે આપવામાં આવે છે. પણ જો શરીર પોતે જ સૂર્યપ્રકાશમાંથી વિટામિન 'ડી' બનાવી લેતું હોય તો પછી લગભગ બારે માસ સૂર્યપ્રકાશથી ઝગઝગતા રહેતા આપણા દેશમાં આ રોગનું સ્થાન ક્યાંથી સંભવી શકે? એટલે આમાં દોષ તો છે આપણી ટેવો અને રિવાજોનો. કૉંક્રીટના આલીશાન મકાનોમાં આપણે દિવસના પણ ભરાઈ રહીને વીજળીના કૃત્રિમ પ્રકાશમાં કામગરા રહીએ છીએ. સભ્યતાના ખોટા ખ્યાલમાં તણાઈને આપણે બાળકોને પુષ્કળ કપડાં પહેરાવી સૂર્યપ્રકાશથી વંચિત રાખીએ છીએ. આવી જ દશા પરદેનશીન સ્ત્રીઓની પણ છે. બાળકોને ખુલ્લા શરીરે સૂર્યપ્રકાશમાં રમવાફરવા દેવાં જોઈએ. પરદા રાખનારી સ્ત્રીઓનો અને આલીશાન મકાનોમાં ગોંધાઈ રહેનારાંઓનો કાર્યપ્રદેશ ખુલ્લામાં હોવો ખાસ જરૂરી છે.

ઉઘાડા શરીરે સૂર્યપ્રકાશમાં બેસવાના ઘણા ફાયદા છે. સૂર્યનાં ત્રણ પ્રકારનાં કિરણો છે. આમાંનાં બે—ઈન્ફ્રા રેડ ને અલ્ટ્રા વાયોલેટ અદૃશ્ય છે. ઈન્ફ્રા રેડ કિરણો બાહ્ય ત્વચાને ભેદી આંતર ત્વચામાં આવેલી લોહીની નળીઓ સુધી જાય છે. અલ્ટ્રા વાયોલેટ કિરણો જોકે બાહ્ય ત્વચાના પડ સુધી જ પ્રવેશે છે, છતાં આમાંનાં થોડાં તો છેક લોહીની નળીઓ અને જ્ઞાનતંતુઓ સુધી જાય છે. આ કિરણોની અસરથી ચામડી ઉપરના રોગ-જીવાણુઓ તથા ફૂગ નાશ પામે છે. વળી આના પ્રભાવથી જ ચામડી તાંબાવરણી બને છે કે તેના ઉપર કાળાશ આવે છે. આ પણ સહેતુક છે. એ રંગને લીધે કિરણોની વધુપડતી અસરમાંથી ચામડીને રક્ષણ મળે છે.

કિરણોનો ત્રીજો પ્રકાર તે રાતાં કે પ્રકાશિત દૃશ્યમાન કિરણો. તે ચામડીનાં બંને પડોને ભેદી માંસપેશીઓ સુધી પહોંચે છે. તેમનું તેજ ગરમીમાં પરિવર્તન પામે છે અને તેની અસરથી લોહી તથા લસીનો પ્રવાહ ઝડપી બને છે તથા લોહીમાંના જંતુભક્ષક ધોળા કણો સચેતન બનીને કાર્યમાં વેગ ધારણ કરે છે અને વિટામિન 'ડી' પેદા થઈ લોહીમાં ભળે છે. આ બધાંના પરિણામે શરીરમાં ચેતના અનુભવાય છે, અને રોગો સામે લડવાનું બળ તથા પ્રાણશક્તિ વધે છે.

એટલે જેનાથી બને તેણે સવારના કુમળા તાપમાં ઉઘાડા શરીરે સૂર્યસ્નાનનો લાભ લેવો જોઈએ. પણ ત્રણ કલાકથી વધારે સમય સૂર્ય-તાપમાં બેસવાથી વિટામિન 'ડી' બનાવવાની ચામડીની ક્રિયા નાશ પામે છે, માટે તાપમાં સતત બેસી રહેવા કરતાં થોડાથોડા

સમય બેસવાથી સારી અસર થાય છે. વળી શરીરના થોડાક ભાગ ઉપર પડતી સૂર્યતાપની અસર પણ આખા શરીરમાં ગુણ આપે છે. પરંતુ સૂર્યનાં કિરણોની અસરથી લોહીનું દબાણ વધતું હોવાથી ફેફસાં અને હૃદયના રોગીઓએ સૂર્યતાપમાં નહિ બેસવાની સાવચેતી રાખવી જોઈએ. વળી માથા અને બોચી ઉપર સૂર્યનાં ઍક્ટિનિક કિરણો પડવાથી ત્યાં લોહીનો ભરાવો થાય છે અને આથી શરીરમાં અમુક વિક્રિયાઓ થાય છે. આ માટે ગરમ પ્રદેશમાં (ખાસ કરીને ઉનાળામાં) માથા ઉપર ટોપી કે ફેંટો પહેરવો અત્યંત જરૂરી છે.*

પણ સામાન્યરીતે તો સૂર્યકિરણો ચામડીના દોષો દૂર કરનારાં ને આરોગ્યના અમી વર્ષાવનારાં છે. આથી સૂર્યને વેદમાં सूर्य आत्मा जगतस्तस्थुषश्च (જગતની ચરાચર વસ્તુઓનો આત્મા) કહ્યો છે ને તેને રોગમાં મોટું ઔષધ તથા પૂષન (પોષક) માન્યો છે. આરોગ્યપૂર્ણ દીર્ઘાયુ ભોગવનારા આપણા ઋષિમુનિઓ ઉઘાડા શરીરે ઊગતા ને આથમતા સૂર્ય સમક્ષ ઊભા રહી પ્રાર્થતા કે हृद्रोगं मम सूर्य हरिमाणं च नाशय। (હે સૂર્ય, મારા હૃદયના-અંતરસ્થ રોગ અને ચામડીની પીળાશ-ફિક્કાશનો નાશ કર). નથી લાગતું કે આપણે સૂર્યનું શરણ વિસરી જઈ આરોગ્ય અને આયુનો ક્ષય નોતરીએ છીએ?

## ચામડી—શરીરનું એક વિશિષ્ટ અંગ

આમ, ચામડી શરીરનું ફક્ત ઢાંકણ નથી, પણ એક જીવંત અંગ છે તે આપણે જોઈ ગયા. એટલે તેની ચોખ્ખાઈ અને પોષણ ખાસ મહત્ત્વની બાબતો છે. આખા શરીરમાં કોઈ અવયવ આપણી વિશેષ માવજત અને દરકાર પામતું હોય તો તે ચામડી જ છે, કારણકે તે સૌંદર્ય દર્શાવવાનું સાધન છે. પણ આમાં યે ભાતભાતના સ્નો-સાબુ, પાઉડરો, લિપસ્ટિક વગેરે લગાડવાની મૂર્ખાઈઓ પણ હોય છે જ. ચામડી ઉપરનાં મૂળ, ચિકાશ અને મેલ દૂર કરવા માટે સાબુનો ઉપયોગ કરવો ઠીક છે, પણ તેમાં યે થોડું લક્ષ રાખવાની જરૂર છે. શરીરની કુદરતી ચિકાશને ધોઈ નાખે એટલી હદ સુધી સાબુ ન વાપરવો. ખૂબ સાબુ લગાડીને ધોએલું મોં ફિક્કું, નિસ્તેજ ને લુખ્ખું દેખાય છે, લાવણ્યમય નહિ. વળી સાબુ લગાડીને બીજી જ સેકન્ડે ખૂબ પાણી વતી તેને બરાબર રીતે ધોઈને કાઢી નાખવો જોઈએ.–ભલે સાબુની સુગંધ જતી રહે. વાળની શુદ્ધિ માટે તો સાબુ-સોડા હરગીઝ ન વાપરવાં, (આ ક્ષારોથી વાળ ધોળા થાય છે) પણ આમળાં, અરીઠા કે સીકાખાઈ જેવા ક્ષારનગીય પદાર્થો વાપરવા.

પાઉડર છાંટવાથી આપણી પરસેવાની તથા મેદની ગ્રંથીઓનાં છિદ્રો પુરાઈ જાય છે. પરિણામે એમાંનો સ્રાવ (એટલેકે વ્યયદ્રવ્યો) બરાબર બહાર નથી આવી શકતો. આપણી ચામડી જોકે દેડકાં વર્ગના પ્રાણીઓની જેમ શ્વાસ ઉચ્છ્વાસનું ભારે કામ તો નથી કરતી, પણ થોડા અંશે યે તે દ્વારા આ ક્રિયા પણ થાય છે ખરી. બાકી માનવી તો એવો છે કે તે રૂપાળો દેખાવા ખાતર શરીર પર વાર્નિશ લગાડવા સુધીની મૂર્ખાઈ કરવી પણ છોડે તેમ નથી! પણ આમ કરવામાં આવે તો વ્યક્તિનું નિશ્ચિત મોત જ થાય છે. આના કારણરૂપ શરીરનાં વ્યય-દ્રવ્યો બહાર નીકળી ના શકે એ જ નથી, પણ એથી તો શરીરનું આખું ગરમી-નિયમન-તંત્ર જ તૂટી પડતું એ છે.

વળી ચામડીનું કાર્ય યથાર્થ રીતે થવા દેવા માટે શરીર ઉપર વધારેપડતાં કપડાં પહેરવાં પણ યોગ્ય નથી. ચામડીને કપડા વતી ખૂબ ઢાંકેલી રાખવાથી તે 'અશક્ત' બને છે ને પોતાનું કાર્ય બરાબર રીતે ઉપાડી નથી શકતી. દાખલા તરીકે આપણા મોંની ચામડી ખૂબ પાતળી છે, છતાં યે ત્યાં બહુ ઠંડી નથી લાગતી. હાથના પોંચાનું પણ એવું છે. પણ પગનાં તળિયાંની સખત અને જાડી ચામડી પણ ઠંડીમાં ચમચમે છે! કારણ? કારણ કે આપણે પગને પગરખાં વતી ઢાંકેલા જ રાખીએ છીએ; આપણી છાતી, પીઠ વગેરે શરીરના જે ભાગ વધુ ઢંકાએલા રહે છે ત્યાં ઠંડી વધુ લાગે છે ઉઘાડા રહેતા ભાગોમાં નહિ; કારણ કે ઉઘાડા ભાગો ઠંડી સહેવા ટેવાએલા છે. આમ, આપણા શરીરમાં ટેવ એ મહત્ત્વની બીના છે. દાંતને પૂરતું ચાવવાનું ન મળતાં તે નકામા બની જાય છે એ જેમ આપણે જોઈ ગયા તેવું જ ચામડીનું પણ છે. અરધા-પરધા ઉઘાડા રહેતા ગરીબ અને સાધુ લોકોની ચામડી આથી જ રીતે ટાઢ-તડકો સહેવા શક્તિમાન બને છે.

વળી ઔષધ ગ્રહણ કરવાના ચામડીના ગુણ વિષે પણ ભૂલવું ન જોઈએ. આમ તો ચામડી જલાભેદ્ય છે, પણ તે કેટલાંક ઔષધોને શોષે છે. પારાની ઔષધિઓ, કૉડલીવર ઑઈલ ને અંતઃસ્રાવી ગ્રંથીઓની દવાઓ ચામડીમાં ઘસવાથી શોષાય છે. આ રીતે સિફિલિસ, રિકેટ્સ વગેરે રોગોના ઉપચાર થાય છે. વળી કૉલેરા, બળિયા, ટાઇફૉઇડ અને ડીપ્થેરિયાની રસી ચામડીમાં આપવાથી પ્રતિકારો (ઍન્ટીબૉડી) પેદા થાય છે ને તે તે રોગોના હુમલા સામે રક્ષણ મળે છે.

ચામડી અને શરીરના બીજા અવયવો તથા મધ્યવર્તી જ્ઞાનતંત્ર વચ્ચે ઘનિષ્ઠ સંબંધ છે. એના બગાડની તથા વિચાર ને સંવેદનોની જ્ઞાનતંતુઓ ઉપરની અસરો ચામડી ઉપર છતી થાય છે. આંતરડાંના બગાડના પરિણામે શીળસ-શીળસ (અરટીકેરિયા) થાય છે. બીડમાં બીસાતી વખતે મોં લાલચોળ થાય છે. ફરફેરાટ ને ક્ષોભમાં હથેળીઓ પસીનાથી ભીની થઈ આવે છે. ભયભીત અવસ્થા ને વિકૃત મનોવ્યાપારને લીધે ચામડી ઉપર નાનીનાની ફોલ્લીઓ ઉપસી આવે છે.

આમ, ચામડી પણ શરીરનું એક અદ્ભુત ને વિશિષ્ટ અંગ છે. તેની રચના અને કાર્યો પણ એટલાં જ અદ્ભુત છે. (ચાલુ)

* પાછળ લંબાવેલા ભાગવાળી અંગ્રેજોની સોલર હૅટ, આપણી મહોટી પાઘડીઓ તથા ફેંટા, આરબો વગેરે ગરમ પ્રદેશના વતનીઓના માથાના એવા જ વિશિષ્ટ પહેરવેશો વગેરેની પાછળ આ જ હેતુ રહેલો છે.

એક: ડાક્ટરે તમારું ટેમ્પરેચર લીધું હતું?
બીજો: એ તો કોણ જાણે, હજી સુધી તો માત્ર ઘડિયાળ જ ચોરાયું છે.

કનુ: ચંદ્ર સુધી પહોંચાડવા માટે દોરીનાં કેટલાં પિલ્લાં જોઈએ?
મનુ: મને ખબર નથી, કેટલાં?
કનુ: એક જ—જો તે એટલું લાંબું હોય તો.

વિજ્ઞાન શિક્ષક: ઑક્સિજન એટલે પ્રાણવાયુ. તે પ્રાણીમાત્રને માટે ઉપયોગી છે. એના વિના કોઈ જીવી જ ન શકે. હજી એક સૈકા પહેલાં જ તેની શોધ થઈ.
વિદ્યાર્થી: તો એ શોધાયા પહેલાં લોકો કેમ જીવતા હશે, સર?

જમનારો (હૉટેલના પીરસનારને): આ રોટલી એટલી ચવડ છે કે મારાથી ચવાતી પણ નથી. બોલાવ તારા મૅનેજરને.
પીરસનારો: એથી કાંઈ વળવાનું નથી.
જમનારો: કેમ?
પીરસનારો: એ પણ ચાવી શકવાના નથી.

પતિ: આટલેથી મોટર આગમાં ખેંચી જવાના આ મજૂરો પંદર રૂપિયા લેશે એ તો જુલમ કહેવાય.
પત્ની: કાંઈ વાંધો નહિ; હું એમનો બરોબર કસ કાઢીશ. મેં બ્રેક ઉપર જ પગ દાબી રાખ્યો છે.

ન આવતાં બંધી દશામાં એક આંખનાં આંસુ લૂછી હું ગુમસુમ બેઠો રહેતો. નિશાળ મને દીઠીયે ન ગમતી. છતાં ત્યાં કંઈક ગમતું તો તે એક ઓરડામાં કાચના કબાટમાં રાખેલાં રમકડાં: એક મોટી સ્ટીમર અને થોડાક વિવિધ આકારના શંખ. વધુ ભાગનો વખત હું નિશાળમાં એ કબાટ સામે બેઠોબેઠો એ રમકડાં જોવામાં કાઢતો. મારા ચિત્રશિક્ષણનો એકડો મેં ત્યારે ઘૂંટ્યો. બીજી કંઈ વિદ્યા તો આ હાથે ન ચડી, પણ સુભાગ્યે એ વિદ્યા થોડીક આવડી ગઈ.



માટીનો એક કૂજો અને એક પ્યાલો, આ બે હતાં મારા ચિત્રશિક્ષણના સૌ પહેલાં પ્રેરક સાધન. અમારી બાજુમાં જ મોટા છોકરાઓનો એક વર્ગ હતો. હું અવારનવાર એ વર્ગ તરફ પડતી બારી બાજુ જઈને બેસતો. ત્યાંના માસ્તર લાલ-વાદળી પાણીના શીશા એકબીજામાં ઠાલવતા હતા. લાલ પાણી ક્યારેક વાદળી બની જતું, તો ક્યારેક વાદળી પાણી લાલ બની જતું. તો ક્યારેક વળી એબેનો રંગ ઊડી જતો અને શીસામાં થોડુંક આછું ડોળું પાણી જ નજરે ચડતું! હું એ ધારીધારીને જોતો. મને એમાં બહુ મઝા પડતી. કેમિયા વિદ્યા (કેમિસ્ટ્રી)નો એ વર્ગ પૂરો થયે આવતા સનાતન બાબુ ડ્રૉઈંગ માસ્તર. એક મોટા કાગળ ઉપર મોટો કરીને ચીતરેલો એક માટીનો કૂજો અને પ્યાલો કાળા પાટિયા ઉપર ટીંગાડીને એ માસ્તર કહેતા: "છોકરાઓ, હવે આ જોઈજોઈ ને ચીતરો જોઉં." અને બધાં વિદ્યાર્થીઓ તે ચીતરવા માંડતા. પછી માસ્તર એક પછી એક બધાની પાસે જઈ એનું કામ જોતા. એ જ વર્ગમાં હતો અમારી પડોશની શેરીનો ભુલુ. અમે સાથે જ નિશાળે જતાઆવતા, એટલે એને પકડી પાડ્યા ને કહ્યું કે 'કઈ રીતે આ કૂજો પ્યાલો ચીતરાય એ શીખવી દે મને ભાઈ!' એની પાસેથી કૂજો ચીતરવાનું શીખીને હું ખુશખુશાલ થઈ ગયો. પછી તો વખત મળે કે તુરત કૂજો ને પ્યાલો ચીતરતો. એમાં યે મને વધુ મઝા આવતી કૂજાના મોનો ગોળાકાર દોરવામાં. ત્યારે મન કૂવાના દેડકાની જેમ એકદમ કૂજાની અંદર ઊતરી જવા-તેમાં ડૂબકી મારવા ઉતાવળું થતું. ને પેલા કાચના કબાટમાંની સ્ટીમર! એમાં સવાર થઈને સાત સમુદર અને તેર નદીઓને પેલે પાર જવા મન આતુર થઈ જતું. શું રૂપકડું હતી એ રમકડાંની સ્ટીમર? અસલ સ્ટીમરનાં જેવું જ તોતીંગ મોટું ભૂંગળું. બોયાં દોરડાં વગેરે હૂબહૂ સ્ટીમર જ જાણે.

ભુલુ મને લગભગ રોજ કહેતો: 'તું ભણવામાં જરા હોશિયાર બની જા સો કદાચ આ સ્ટીમર જ તને ઇનામમાં મળી જશે; પણ ભણવામાં ચિત્ત જ ચોંટતું નહિ, પછી ઈનામ ક્યાંથી મળે? એટલે એની જરા યે આશા નહોતી; અને છતાં મનમાં થતું કે એકાદ ઈનામ મળી જાય તો કેવી મઝા?

એકવાર સ્કૂલમાં ઈનામ-સમારંભ ઊજવાયો. એક મોટા ખંડમાં ચારે બાજુએ 'ગૅલેરી' ગોઠવવામાં આવી હતી. એક બાજુએ થોડીક ખુરશીઓ અને એક ટેબલ હતું. રોજ વર્ગ શરૂ થતાં પહેલાં નાનામોટા સૌ છોકરા ત્યાં ભેગા થતા. માસ્તર રજિસ્ટર ઉઘાડી એક પછી એક વિદ્યાર્થીનું નામ બોલતા અને અમે 'પ્રેઝન્ટ સર', 'ઍબસન્ટ સર' એમ હાજરી ગેરહાજરી પુરાવતા. હાજરી પૂરી થયે કસરત શરૂ થતી. માસ્તર બોલ્યે જતા હતા-'જમણો હાથ ઊંચો! ડાબો ઊંચો! આંગળાં હલાવો!' ને અમારા પાંચ ને પાંચ દસ આંગળાં હવામાં હાલતાં-ડૂલતાં પાંદડાંની જેમ. તે પછી પગનો વારો આવતો. ડાબો-જમણો ડાબો જમણો કરતા, બાદ જ ધીમો ધબધબાટ કરતા સૌ પોતપોતાના વર્ગમાં ચાલ્યા જતા.

એ જ મોટા ખંડમાં, ઈનામ સમારંભને દિવસે, ટેબલ ઉપર ગુલાબી દોરીથી બાંધેલી ઢગલેઢગલા નાની-મોટી, સોનેરી-રૂપેરી, રંગ-બેરંગી ચોપડીઓ પડી હતી. ખુરશીઓની એક હાર વિશિષ્ટ શહેરીઓ માટે રાખવામાં આવી હતી. અમે બધા છોકરાઓ પણ બહુ વહેલા આવીને ગૅલેરી પર ગોઠવાઈ ગયા હતા. ઇનામ વહેંચાતાં પહેલાં જિતેન બાંડુજ્જેએ કુસ્તીના પ્રયોગો બતાવ્યા, લોઢાની સાંકળ તોડી. લોઢાના મોટા મોટા દડા ઉછાળ્યા ને ઝીલી લીધા. બહુ મોટા પહેલવાન હતા એ.

હવે ઇનામ વહેંચાવાનાં હતાં. હેડમાસ્તર ગોપાળબાબુ-ટાલિયું માથું, પાછળ ટૂંકાટૂંકા વાળ, આજે હું છું એવા જ હતા એ. પણ એમનો વાન જરા વધુ ઊજળો. ગંભીર માણસ હતા એ. હાજરી કરાવી, ફિટફાટ થઈ, ગળામાં ચાદર ઝુલાવતા આવીને એ ખુરશીમાં બેઠા. વિદ્યાર્થીઓ કોઈ કાંઈ સમજે કે ન સમજે, પણ આવા પ્રસંગોએ તો તેઓ અંગ્રેજીમાં જ ભાષણ આપતા. એમનું લાંબું લચ્ચ ભાષણ એમણે પૂરું કર્યું એટલે એક માસ્તર ઊઠ્યા અને જેનેજેને ઈનામ મળવાનું હતું તેનાં નામ ધીરેધીરે પણ મોટેથી વાંચવા લાગ્યા. પોતપોતાનું નામ સાંભળતાં જ સૌ ઊભા થઈને પેલા ટેબલ પાસે જઈને ઊભા રહેતા ને હેડમાસ્તર સાહેબ હળવેકથી એના હાથમાં ગુલાબી દોરીએ બાંધેલું એક ઇનામ મૂકી દેતા. આમ, એક પછી એક ઇનામ અપાતું હતું અને અમે બને તેટલા જોરથી તાળીઓ પાડી ઊઠતા. એ તાળીઓનો શું ગડગડાટ થઈ રહેતો! અમારી હથેળીઓ લાલચોળ થઈ ઊઠતી ને ચમચમવા લાગતી છતાં અમે અટકતા નહિ. એ વખતે ઘણાં ઇનામ વહેંચાયાં હતાં-એમાં ભુલુને પણ એક ઈનામ મળ્યું. સારી ચાલચલગત માટે એક ઈનામ સમર દા'ને પણ મળ્યું. હું એ બધું ચીવટથી જોતો ને વિચારતો કે હવે નક્કી મારું નામ બોલાશે અને મને પણ સમર દા' જેવા કોઈક ગુણ માટે કંઈક ઈનામ નક્કી મળશે. મારું નામ સાંભળવા હું કાન માંડીને બેઠો. છેલ્લું ઇનામ પણ અપાઈ ગયું. છતાં મારે કાને મારું નામ સંભળાયું નહિ. ઇનામ વહેંચવાનું પૂરું થયે માસ્તરો ઊભા થઈ ગયા, છોકરાઓ પણ હો-હો કરતા બહાર નીકળ્યા, અને મારી આંખમાંથી આંસુ ચાલ્યાં જવા લાગ્યાં. ભુલુ મને આશ્વાસન આપતો હતો કે 'અરે એમાં શું થઈ ગયું? સરખી રીતે ભણીશ તો આવતે વર્ષે તને પણ નક્કી ઈનામ મળશે.' પણ મન ઓછું એ વાતે માને? ને માગ્યો ભાગ ન મળતાં નાનું બાળક જેમ રડી પડે છે તેવું મારું પણ થયું. આંખમાંથી આંસુ ચાલ્યાં જ જાય. આખરે ભુલુએ કહ્યું, 'તારે ઈનામ જોઈએ છે એ જ વાત છે ને! વારુ આ લે-'અને એટલું કહી એણે પોતાની નોટમાંથી એક પાનું ફાડી સડસડ કરતાં કંઈક લખી એ કાગળ મને આપ્યો. હું માત્ર એટલાથી જ રાજી રાજી થઈ ગયો. અને એ કાગળ ગડી કરીને ગજ-

વામાં મૂકી આંખમાંનાં આંસુ લૂછી ઘેર આવ્યો. બાપુ, ફૂઆ વગેરે દીવાનખાનામાં જ બેઠા હતા. એમણે પૂછ્યું, 'લાવો જોઈએ, કોને કોને શું ઈનામ મળ્યું?' સમરદાએ એનું ગુલાબી દોરીએ બાંધેલું, લેબલ ચોંટાડેલું સોનેરી ચોપડીનું ઈનામ બતાવ્યું. એ જોઈ મેં કહ્યું, 'મને ય ઈનામ મળ્યું છે.' ફૂઆએ કહ્યું, 'બતાવ જોઈએ?' અને મેં ગંભીરતાથી ગજવામાં હાથ નાખી પેલો ગડી કરેલો કાગળ કાઢી એમની સામે ધરી દીધો. કાગળ હાથમાં લઈ એને ફેરવીફેરવીને જોતાં તેઓ ખડખડાટ હસી પડ્યા! અને ત્યારે જ મને ખબર પડી કે પેલા ભુલ્લુએ મને બનાવ્યો હતો. ને મને એ ભુલ્લુ પર ગજબનો રોષ ચડ્યો ત્યારે. રાત્રે ખાવાપીવાનું પતાવી ઝટપટ સૂઈ ગયો. સવારે ઊઠીને જોયું તો ઇનામ ન મળ્યાનું દુઃખ મનમાં જરા યે નહોતું.

## પાડિંગ

ભણવામાં દિલ ચોંટે ક્યાંથી? સ્કૂલની એ ગાઢી ભીંતોથી ઘેરેલા બંધ ઓરડામાં મારો શ્વાસ જાણે ગૂંગળાતો હતો. શક્ય હોય ત્યાં સુધી હું વર્ગની બહાર જ આંટાફેરા કર્યા કરતો. સ્કૂલની બાજુમાં જ શ્યામ મલ્લિકનું મકાન હતું. એમને ત્યાંની એક છોકરી અમારી સ્કૂલમાં ભણવા આવતી. ચપોચપ બાંધનું પહેરણ ને ઈજાર એ પહેરતી, અને લાંબી વેણી ઝુલાવતી ઝુલાવતી સ્કૂલે આવતી. એમને ત્યાં એક પાળેલું કાળું રીંછ રોજ બગીચામાં ચરતું દેખાતું. શાળામાં ઊભોઊભો હું એ રીંછને જોયા કરું. સ્કૂલના ઓરડા બહારનું બધું યે ત્યારે મને ગમતું. સ્કૂલના દરવાજા પાસે થઈને એક રસ્તો જતો. ત્યાં થઈને વિવિધ જાતના લોકો પસાર થતા તેમની આવજા જોતો. પણ એ રીતે જોતાંજોતાં એક દિવસ એક ગજબની વાત બની ગઈ. રોષે ભરાયેલા કાબુલીને કદી જોયો છે? દરવાજા પાસે રોજ અંગૂર, બે-દાણા વગેરે લઈને કેટલા યે કાબુલી ફેરીવાળા બેસતા. બપોરની રજા-માં છોકરાઓ તેની પાસેથી ખરીદીને એ ખાતા. તે દિવસે એવું થયું કે મોટા છોકરાઓમાંથી કોઈકે એક કાબુલીને 'બેઈમાન' કહ્યો. પણ 'બેઈમાન' કહીને પછી જશે ક્યાં? જોતજોતામાં તો કાબુલી બધા રોષે ભરાઈ ઊઠ્યા. દરવાને બુદ્ધિ વાપરીને લોઢાનો મોટો દરવાજો તરત બંધ કરી દીધો. બહાર કાબુલી અને અંદર છોકરાઓ. રસ્તા પરથી ફેંકાવા લાગ્યા ધડાધડ કાબુલી બેદાણા. માથા ઉપર જાણે એની સાથે અનેક પથરો પડ્યા. જાણો છો ને, આવી મારામારી-માં હું સદા યે સૌની પાછળ જ રહું છું. શિશુબોધ ચાણક્યનો પેલો શ્લોક યાદ છે ને કે 'न गणस्याग्रतो गच्छेत्'. તે બાપુ, સાચું જ કહીશ. હું એમ પાછળ રહીને તૂટેલા બેદાણા વચ્ચેવચ્ચેથી વીણીવીણીને મઝાથી મોંમાં મૂકતો. એ દિવસના કજિયામાં આખરે જીત્યા તો અમે જ; પરંતુ સ્કૂલમાંથી રજા પછી ઘેર તો જવું પડે ને? કાબુલી-ઓનો ડર મનમાંથી જતો જ નહોતો. હું પાલખીમાં બેસી, બારણું બરાબર બંધ કરી, બીતાંબીતાં ઘેર પાછો ફર્યો હતો.

નૉર્મલ સ્કૂલના એકેએક પંડિતને જોયા હોય તો સમજાય કે તેઓ કેવા વિદ્વાન હતા. અમને ભણાવતા લક્ષ્મીનાથ પંડિત. એમનું મોં બરાબર મા દુર્ગાના અસુર જેવું હતું: બહુ મોટું એવું માથું, કાળો સીસમ જેવો વાન અને બોથાલ ચણોઠી જેવી લાલ તગતગતી આંખો! એમની પાસે શું ભણું? એ વર્ગમાં હોય ત્યાં સુધી મારું બાળ મન બલિદાનના બકરાની જેમ ધ્રૂજતું. માંડમાંડ એમનો સમય પૂરો થાય ને ઘંટ વાગે ત્યારે હું નિરાંતનો શ્વાસ મૂકતો.

એ પછી આવતા અમારા બંગાળી અને સંસ્કૃતના પંડિત માધવ ભટ્ટાચાર્ય. એ અતિ ભલા, ભોળા ને પ્રેમાળ માણસ હતા. 'શિશુ-બોધ'માં ચાણક્ય પંડિતનું ચિત્ર છે ને, તેવા જ. મોટી એવી ચોટલી એ રાખતા. એ વખતે એક વાર મોટે દિવસે તારો દેખાયો અને સ્કૂલમાં ઓચિંતી રજા પડી. વર્ગમાંથી છૂટીને સૌ બહાર આવ્યા. સ્કૂલમાં એક 'ટેલિસ્કોપ' હતો. એના વડે તારો જોવા સૌ કતારબંધ થવા લાગ્યા. હું એ માધવ પંડિત પાસે પદ્ય પંક્તિ વગેરે ઘણી યે સુંદર વાતો ભણેલો. ત્યાંથી હેડમાસ્તરને હાથેપગે લાગીને માંડમાંડ ઉપર ચડ્યો અને ગયો હરનાથ પંડિતના વર્ગમાં. એમનાં બંને જડબાં ગજબનાં પહોળાં અને સખત હતાં. વાતો કરતાં એમનાં જડબાં પહોળાં થતાં ત્યારે એ કંઈક ચાવતા હોય તેવું લાગતું. ઘણો વખત એમની પાસે ભણ્યો. આમ કરતાંકરતાં ત્રણ ધોરણ ચડ્યાં. પછી વારો આવ્યો માસ્ટર મોશાય પાસે ભણવાનો. એ જ વર્ગમાં અમને અંગ્રેજી ભણાવવા એક માસ્તર આવતા. એમણે એક અંગ્રેજી રીડર લખી, છપાવી એને પાઠ્ય પુસ્તક તરીકે મંજૂર કરાવી લીધી હતી. અમારે એ ચોપડી જ ભણવાની હતી. એક દિવસ એવું બન્યું કે વર્ગમાં અંગ્રેજીના માસ્તર અમને ભણાવતા હતા કે P-u-d-d-i-n-g 'પાડિંગ'. મારા માથામાં કોણ જાણે શું ડહાપણ વસ્યું ને હું બોલી ઊઠ્યો કે 'માસ્ટર મોશાય, આનો ઉચ્ચાર 'પાડિંગ' નહિ પણ 'પુડિંગ' થાય. હું એ ચીજ ઘેર રોજ ખાઉં છું.' માસ્તરે મને સમજાવતાં કહ્યું, 'બોલ, પાડિંગ'' મેં કહ્યું, 'ના, પુડિંગ'! એમણે ફરીફરીને 'પાડિંગ' બોલવા કહ્યું પણ મેં મારી વાત ન મૂકી. વાહ રે'! હું ઘેર રોજ 'પુડિંગ' ખાઉં છું ને અહીં 'પાડિંગ' કેમ કહું? માસ્તરે જિદ લીધી કે એ મારી પાસે 'પાડિંગ' કહેવડાવે જ રહેશે; અને હું બોલ્યે જતો હતો 'પુડિંગ-પુડિંગ-પુડિંગ'' બીજા છોકરાઓ તો આ પ્રસંગ જોઈ થંભી જ ગયા. એમ કરતાંકરતાં આખરે નિશાળ છૂટવાનો ઘંટ વાગ્યો. માસ્તરે સજા કરી કે ચાર વાગ્યા પછી એક કલાક 'કનફાઈન' (કેદ). સ્કૂલ છૂટી ગઈ. ઘેરથી ગાડી લઈને આવેલો રામલાલ મારી રાહ જોતો દરવાજે ઊભો હતો. પણ 'કનફાઈન'' કલાક પૂરો થયા વિના બહાર ન જવાય. સાંજનો નાસ્તોપાણી પતાવી માસ્તર પાછા આવ્યા. વર્ગમાં આવી એમણે કહ્યું 'હવે બોલ પાડિંગ.' હું બોલ્યો 'પુડિંગ.' અને મારો આ જવાબ સાંભળતાં જ વર્ગના દોરીપંખાની* દોરી વડે મારા બેઉ હાથ કસકસાવીને બાંધીને એ બોલ્યા, 'ત્યારે તું જિદ્દી એ નહિ જ બોલે કેર પણ તારે એ બોલવું જ પડશે. જોઉં છું કે તું 'પાડિંગ' કેમ નથી કહેતો!' અને એ મારા વાંસા પર તડા-તડ નેતરની સોટી વીંઝવા લાગ્યા. નેતરના મારથી મારો વાંસો અને હાથ લાલચોળ થઈ ગયેલા અને છતાં એમના 'પાડિંગ' સામે હું પુડિંગ પુડિંગ બોલ્યે જ જતો હતો! રામલાલ વ્યગ્ર થઈને વારેવારે વર્ગના બારણામાં ડોકિયું કરીને જોતો કે વાત શી છે? ખેર. આખરે ઘેર આવ્યો. જતાંવેંત જ નાના ફઈબાએ પૂછ્યું કે વાત શી હતી? મારે બદલે રામલાલે જ જવાબ આપ્યો કે 'આપણા આ ભાઈએ આજે સખત માર ખાધો છે.' અને મેં પણ ઝભ્ભો ઉતારી મારો વાંસો અને હાથ બતાવ્યા. કસકસાવીને બાંધેલી દોરીના આંકા હાથ પર ઊપસી ગયા હતા. બાપુજીએ તુરત નૉર્મલ સ્કૂલમાંથી નામ કઢાવી નાખવા હુકમ કર્યો અને કહ્યું કે કાલથી એ ઘેર ભણશે. અને સ્કૂલે જવાની આફતનો અંત આવ્યો. થોડીક સોટીઓ તો ખાધી, પણ સ્કૂલે જવાની બલા તો ટળી! એક 'પાડિંગ'માં જ મારું અંગ્રેજી શિક્ષણ સમાપ્ત થઈ ગયું. બીજા દિવસથી બાપુજીના માસ્તર જદુ ભ. પાસે મારા શિક્ષણનો ભાર ઉપાડી લીધો. (ચાલુ)

---

* જૂના જમાનામાં જમીનદારોને ત્યાં તથા સ્કૂલો અદાલતોમાં વપરાતા દોરી ખેંચવાથી ચાલતા પંખા.

# પચ્ચીસ વર્ષ પહેલાં

અંક ૩૮મો
માહ ૧૯૮૩




પ્રચારચિત્રોનો પરિચય પણ 'કુમારે' જ સૌ પ્રથમ કરાવ્યો. આરોગ્યનું એવું એક પોસ્ટર બે રંગમાં આ અંકના મુખચિત્ર તરીકે મૂકેલું તેની છાપ નીચે આપી છે.




આજે જીવનમાં જે સામાન્ય બની ગઈ છે તે તારસંદેશ-ટેલીગ્રાફી—ની શોધ પહેલવહેલી શોધાઈ ત્યારે કેટલી અશક્યવત્ લાગેલી, ને તેનો શોધક મોર્સ સુખ ને સમૃદ્ધિની ઊળનો કાંઠો છોડી તેને સિદ્ધ કરવા પાછળ પડેલો કંગાલિયતને કાંઠે પહોંચ્યો ને છેવટે .થયો તેનું રોમાંચક જીવન આ અંકમાં .. સાથેસાથે એ તારસંદેશ પાછળ શી કરામત છે તે સમજાવતો એક નાનો લેખ પણ હતો. એ લેખ આજે પણ રસપ્રેરક લાગશે:

તારના સંદેશા વીજળીથી મોકલવામાં આવે છે વીજળીમાં બે ગુણ છે: એક ગરમી પેદા કરવાનો ને બીજો લોહચુંબકનો. ટેલીગ્રાફીમાં આ બીજા ગુણનો ઉપયોગ થાય છે.

તાંબાના તારને લોખંડના કકડા ઉપર ગોળ વીંટીને તેને વીજળિક શક્તિ આપવામાં આવે તો જ્યાં સુધી તારમાં વીજળિક શક્તિ હોય ત્યાં સુધી તે લોખંડના કકડામાં લોહચુંબકનો ગુણ રહે છે.

કેટલાંક લોહચુંબકોનો આકાર અંગ્રેજી U જેવો હોય છે. આખા લોહચુંબકમાં આકર્ષણનો ગુણ સરખો નથી હોતો. આકર્ષણશક્તિ બંને બાજુના છેડા પર વિશેષ હોય છે ને ઘટતી-ઘટતી બરાબર મધ્ય ભાગે તો બીલકુલ રહેતી નથી. પણ જો ટુકડો સીધો ન રાખતાં U આકારમાં વાળવામાં આવે તો આકર્ષણશક્તિ બમણી થાય છે. તેથી જ લોહચુંબક ઘણે ભાગે વાળેલું જોઈએ છીએ.

હવે (સાથેની આકૃતિમાં બતાવ્યા પ્રમાણે) તાર લેવાના સંચામાં ચાર લોખંડના ટુકડા હોય છે. તેમાંના 'અ' તથા 'બ'ને 'ક' ટુકડાથી જોડી તેમના ઉપર તાંબાનો તાર વીંટેલો હોય છે. આ તારમાં વીજળિક શક્તિ દાખલ કરીએ ત્યારે તે U આકારના જેવું જ લોહચુંબક થઈ જાય છે અને તે, ઉપરના 'ડ' ટુકડાને પોતાની તરફ આકર્ષે છે.

પણ આ 'ડ' ટુકડાને એક સ્પ્રિંગ લગાડીને સંચામાંના લોહચુંબકથી જરાક છેટે ગોઠવેલો હોય છે. વીજળિક શક્તિ 'અ-બ'માં આવે કે તરત તે લોહચુંબક બની 'ડ' ટુકડાને પોતાના તરફ ખેંચે છે. એ ખેંચાણને લીધે તે સંચામાં ગોઠવેલા સામા સ્ક્રૂ જોડે અથડાય છે. પછી 'અ-બ'માંથી વીજળિક પ્રવાહ બંધ કરવામાં આવતાં જ 'ડ' ટુકડો સ્પ્રિંગના જોરે લોહચુંબકથી છૂટો પડી પાછો પોતાની જગ્યાએ આવી અથડાય છે. આમ, લોહચુંબકને ઘડીકમાં વીજળિક શક્તિ આપવાથી ને ઘડીકમાં પાછી બંધ કરવાથી પેલો 'ડ' ટુકડો બાજુના સ્ક્રૂ સાથે ને પાછું પોતાની અસલ જગ્યાના સ્ક્રૂ સાથે વારેવારે આમતેમ અથડાય છે અને કટકટ અવાજ થયા કરે છે.

ટેલીગ્રાફમાં મુખ્ય ત્રણ યંત્રો હોય છે: તાર લેવાનો સંચો, તાર મોકલવાનો સંચો અને વીજળિક પ્રવાહ લઈ જનારો તાર.

તાર લેવાના સંચા 'સાઉન્ડર' વિષે આપણે જાણી લીધું. તાર મૂકવાના સંચાની રચના વીજળીના દીવાની ચાંપ (સ્વિચ) જેવી છે. ચાંપને જેમ એક બાજુ ફેરવવાથી વીજળી ગોળામાં આવી પ્રકાશ આપે છે અને બીજી બાજુ ફેરવતાં વીજળિક પ્રવાહ તૂટી પ્રકાશ બંધ થાય છે, તેમ આ સંચામાં પણ ચાવી દબાવવાથી વીજળીનો પ્રવાહ તૂટી જાય છે અને છોડી દેવાથી એક સ્પ્રિંગના જોરથી ચાવી પોતાની અસલ સ્થિતિમાં આવે છે ને પ્રવાહ પાછો ચાલુ થાય છે.

દરેક ઑફિસમાં તાર મૂકવાનો ને તાર લેવાનો, એમ બે સંચા હોય છે અને તે તાર દ્વારા વીજળિક 'સર્કિટ'માં જોડેલા હોય છે. એટલે, એક ઑફિસે તાર મૂકવાનો સંચો-'ક્રી' દાબવાથી વીજળીનો પ્રવાહ બંધ થઈ જાય છે અને તેથી બધાં 'સાઉન્ડરો'માંનો પેલો 'ડ' ટુકડો, પોતાની અસલ સ્થિતિએ આવી જાય છે ને તે બાજુના સ્ક્રૂ સાથે અથડાતાં કટ અવાજ થાય છે. પાછી 'ક્રી' છોડી દેવાથી તારમાં બધે વીજળી દાખલ થાય છે. આથી 'અ-બ' ટુકડો લોહચુંબક બની જાય છે અને 'ડ' ટુકડો ખેંચાઈને બાજુના સ્ક્રૂ પર અથડાતા ફરી કટ અવાજ થાય છે.

'ક્રી' વધારે વખત દબાવી આ અવાજને લાંબો, અને ઓછો વખત દબાવી ટૂંકો, એમ નાનોમોટો કરવામાં આવે છે, ને તે લાંબાટૂંકા અવાજ પરથી જે અંગ્રેજી A B C Dના અક્ષર નક્કી કરેલા છે તે પ્રમાણે તારના સંદેશા અપાય-લેવાય છે. નાનો અવાજ 'કડ' એટલે ટપકું અને મોટો અવાજ કટ્ટ એટલે લીટી એ રીતે ગોઠવીને તેના નીચે મુજબ અંગ્રેજી મૂળાક્ષરો રચ્યા છે. આ ગોઠવણીથી 'કડકડાટ'ની એ



ભાષામાં સહેલથી સંદેશા મોકલી શકાય છે.

| | | | |
|---|---|---|---|
| A | ·– | R | ·–· |
| B | –··· | S | ··· |
| C | –·–· | T | – |
| CH | –––– | U | ··– |
| D | –·· | V | ···– |
| E | · | W | ·–– |
| F | ··–· | X | –··– |
| G | ––· | Y | –·–– |
| H | ···· | Z | ––·· |
| I | ·· | 1 | ·–––– |
| J | ·––– | 2 | ··––– |
| K | –·– | 3 | ···–– |
| L | ·–·· | 4 | ····– |
| M | –– | 5 | ····· |
| N | –· | 6 | –···· |
| O | ––– | 7 | ––··· |
| Ö | –––· | 8 | –––·· |
| P | ·––· | 9 | ––––· |
| Q | ––·– | 0 | ––––– |

**શ્રી** હરિનારાયણ આચાર્યે જે વિવિધ દિશાગાં કલમ ચલાવવી ત્યારે શરૂ કરેલી તેનો એક નવો પ્રકાર (શરીરસ્વાસ્થ્ય અને મનોચેતના કેળવવા માટેના પ્રેરક લેખોનો) આ અંકથી શરૂ થયો. એ પહેલો લેખ 'અણીની પળ' આજે પણ ટૂંકાવીને ઉતારવા જેવો છે:

"પૂરાં સવાસો વર્ષ પણ આ વાતને હજી થયાં નથી. રશિયાને અંધકારમાંથી સંસ્કૃતિના પ્રકાશમાં મૂકનાર ઝાર પીટર અને જર્મનીનો ભાગ્યવિધાયક ફ્રેડરિક, સેન્ટપીટર્સબર્ગના શાહી મહેલમાં બીજે માળે વાતચીત કરતા હતા..લશ્કરી વ્યવસ્થાની વાત નીકળતાં બંને 'સંયમ'ના વિષયપર ઊતરી પડ્યા. પીટરનું માનવું હતું કે જર્મન લશ્કરમાં અમલદારોની ઊણપને લીધે સંયમ Discipline જોઈએ એવો પળાતો ન હતો; જ્યારે રશિયન લશ્કરમાં તે મૌલિકતાએ પહોંચ્યો હતો.

ફ્રેડરિકને ગળે આ વાત ઊતરી નહિ. એ માનતો કે સંયમનો આધાર પ્રજાના માનસ ઉપર હોય છે. અને એટલે, જર્મન પ્રજામાં દેશપ્રેમની ભાવના એટલી તો પ્રબળ હતી અને રશિયનોનું દેશવિષયક જ્ઞાન એટલું તો અપૂર્ણ હતું કે સંયમનું તત્ત્વ પીટરના કહેવા પ્રમાણે હોઈ શકે જ નહિ. પીટરે હસતાં હસતાં જ ઉમેર્યું કે કોઈ પણ રશિયન દેશ કરતાં ઝારની ખાતર મરવાનું વધારે પસંદ કરે છે એ વાત સાચી: પરંતુ એથી સંયમના તત્ત્વની ઊણપ સિદ્ધ થતી નથી. અને એકદમ બાજુએ ઊભેલા પોતાના એ.ડી.સી. ને કહ્યું: 'બારીમાંથી નીચે કૂદી પડો.'

એ ડી. સી.એ તરત જ પૂછ્યું, 'કઈ બારીમાંથી?' ન તો એના મોં પરનો ભાવ બદલાયો કે ન એણે રજ પણ વિચારને અવકાશ આપ્યો. સંયમની પરાકાષ્ઠા જ ને? પણ એ સૈનિકની જગ્યાએ તમે હોત તો શું કરત?

બારીમાંથી નીચે પડવાનો હુકમ થતાં જ તમારા મનમાં ધ્રાસકો પડત. ભય ને વિહ્વળતાથી તમારું શરીર કંપી ઊઠત. મોં વિવર્ણ ને પરસેવાથી ભીનું બનત. શાનજ્ઞા તોડવાની તમારી હિંમત તો નથી જ. તેમ બારીમાંથી નીચે કૂદી પડવાની શક્તિ, ઉત્સાહ કે સ્નાયુઓ પરનો સંયમ પણ નથી. નીચે જોતાવેંત તમ્મર આવે, ત્યાં ત્રીસ ફૂટથી પથ્થર પર પડવાનો નિશ્ચય જ શી રીતે થાય? છતાં?

છતાં પેલા સૈનિક તરફ જોયું હોત તો? મોં પર મૃત્યુ તો ફૂટેલી પણ નહિ: બાવીસ વર્ષનો એ ગભરૂ જવાન આશાભર્યા અંતઃકરણે રાજસેવા બજાવતો હતો. એનું આ ફળ? અને વળી સામો પૂછે છે કે કઈ બારીમાંથી?

હવે એનું કારણ તપાસીએ. એણે લશ્કરી તાલીમ લીધી છે, અત્યંત કઠિન વ્યાયામથી પોતાના શરીરને કસ્યું છે. યોગ્ય આહારવિહાર અને શુદ્ધ વિચારથી આરસી જેવા સ્વચ્છ રહેલા એના મનમાં રજ પણ સંતાપ, શોક, થાક કે ગભરામણ નથી; એટલે એના વિચારબળના કાબૂમાં એનાં અંગો હોય છે. નિયમિત વ્યવહારથી એને ક્ષણમાં નિશ્ચય કરી લેવાનો અભ્યાસ પડ્યો છે. આ બધાં લક્ષણોથી એનાં મન અને શરીર એટલાં તો સમતોલ છે કે કર્તવ્યનો વિચાર કરતાં કે ભયની સામે થતાં એને રજ પણ ગૂંચવણ કે શિથિલતા ભોગવવી પડતી નથી.

તમારે આમ કૂદી પડવાનું તો નથી જ. પણ કોણ જાણે: એવી અણીની પળ આવે તો? એને માટે તમે યોગ્ય તૈયારી કરી છે?

પેલા છાપરા પર તડકામાં પડેલી બિલાડી જુઓ. કેવી નિરાંતે લાંબી પડી છે! પાસે જ એક બરફેથી ચામડી પકડી એને ઊંચી કરો. કેવી લોચા જેવી લાગે છે! પણ એટલામાં કૂતરું ભસ્યું. ને વીજળીના ચમકારા પેઠે એ બેઠી થઈ ગઈ ને એક છલંગમાં તો સામી બારીમાં પેસી ગઈ!

અને તમે? એ બિલાડીની પેઠે શિથિલ થઈ પડ્યા રહેવાનું જ ફાવે આવડે છે? પછી ક્ષણમાં છલંગ મારી ઊભા થવાની ને નિશ્ચયનું પાલન કરવાની તો વાત શી! પરાણે ઊભા થાઓ; વિચાર કરવામાં થોડા સમય લો; અને અરધાપરધા નિશ્ચયથી કામ કરવા માંડો; એમાં પછી શી ભલીવાર હોય? અરધી રાત્રે ઘરમાં આગ લાગે અને આવું કરો તો બચવાની આશા પણ ખરી?

આ ઝાડ જેયું? પ્રકાશ અને પ્રફુલ્લતા પામવા એ કેટલો પ્રયત્ન કરી રહ્યું છે! મોટા ઝાડની છાયામાં દબાવા છતાં, કચરાતું પીડાતું. આડુંઅવળું થઈ અને એ વાંકુંચૂકું પણ ઊગ્યું તો છે જ. શા માટે? વિકાસ, ઉન્નતિ અર્થે.

એ તો વનસ્પતિ છે; ને તમે તો છો માણસ. એની પેઠે વ્યવહારનાં સંકટો ને અકસ્માતો વિરુદ્ધ માથું ઊંચું કરી, હઠનાથી માર્ગ કરવાની શક્તિ તમે કેળવી છે? આવી પડતાં વિઘ્નો સામે ઝૂઝવાની શક્તિ એકઠી કરી છે?

સંકટો ક્યારે આવશે એની તમને કોઈ થોડી જ આગાહી આપશે? એટલે માર્ગ તો એક જ ઉઘાડો રહ્યો: પૂર્ણ તૈયારીનો. કુદરતની શિખામણ તો સદા યે તૈયાર રહેવાની જ છે. જેમને નવજીવન મેળવવું છે, જેમને પોતાના સ્વત્વની રક્ષા કરવી છે, જેમને મનુષ્ય 'કહેવડાવવું' નથી પણ 'થવું' છે, તેમણે તો આ શિખામણ માન્યે જ છૂટકો.

ચા પીતાં હૃદય બંધ પડ્યું; ગાડીમાં ચડતાં પગ લપસ્યો અને પાટા તળે આવી કપાઈ મૂઓ; આગ લાગતા પહેલે માળેથી કૂદી શક્યાં નહિ ને બળી ગયો; તરતાં ન આવડ્યું એટલે નદી ઊતરતાં ડૂબી ગયો; રસ્તો પસાર કરતાં ગભરાઈ જવાથી મોટર નીચે ચગદાઈ ગયો;—આવા અનેક બનાવો આપણે વાંચીએ છીએ. દિલગીરી બતાવીએ છીએ અને પછી ભૂલી જઈએ છીએ. પણ—

પણ એની પાછળ રહેલો 'તૈયારીનો અભાવ' કોઈના ય વિચારમાં ભાગ્યે આવતો હશે. અને આવી અણીની પળ હમેશાં ઓચિંતી જ આવવાની.

સો ડગલાં દોડતાં શ્વાસ ચડે, મોં લાલ થઈ જાય, આંખો નીકળી પડે અને ફેફસાં ફાટી જાય; બે નીસરણી ચડતાં જરા હાંફ આવે; ભાર ઉપાડતાં કમરમાં ચસકો આવે, પગ ધ્રૂજે અને છાતી બેસી જાય; છલંગ મારી ઓટલો ચડવાની કે વાડ કૂદવાની, અગર એક છાપરેથી બીજે છાપરે દોડતાં-દોડતાં જવાની તો સ્વપ્ને પણ કલ્પના ન થાય; —આ અને આવી અપૂર્ણતાઓના આપણે પાલક છીએ ત્યાં સુધી એ અણીની પળ ઘાતક જ નીવડવાની. એવી અણીની પળ માટે તમે શી તૈયારી કરી છે? ન કરી હોય તો કેમ કરવી તે હવે પછી લેઇશું.'

# ટિકિટસંગ્રહ

એ સંસારવ્યાપી શૉખ કેળવવા વિષેની માહિતી આપતો વિભાગ

## હોલાંડની ટિકિટ-શતાબ્દી

**આ** વર્ષના જાન્યુઆરીની પહેલી તારીખે આવેલી પોતાની ટિકિટોની શતાબ્દીનો ઉત્સવ હોલાંડ કાંઈ ઊજવ્યા વિના જવા દે? ત્યાં યુટ્રેચ ખાતે એક મોટું આંતરરાષ્ટ્રીય ટિકિટ-પ્રદર્શન ભરાવાનું છે જેમાં દુનિયાભરની ટિકિટો રજૂ થશે.

ઇ. ૧૮૫૨માં રાજા વિલિયમ ત્રીજો ગાદીએ હતો ત્યારે હોલાંડે તેની છાપવાળી પહેલ વહેલી ટિકિટો બહાર પાડી. ૧૮૯૦માં તેના મરણ બાદ તેની પુત્રી (હાલની વૃદ્ધ રાણી) વિલ્હેલ્મિના ગાદીએ આવી. એ વખતે તો તે કિશોરી હતી અને તે સમયની છાપવાળી ટિકિટો સંગ્રાહકોમાં પ્રિય થઈ પડી છે.

પણ હોલાંડ ખાસ તો પ્રખ્યાત છે તેની 'ચૅરિટી ટિકિટો'થી. ગયા ડિસેમ્બર અંકમાં છાપી હતી તે 'બાલશ્રેય' અર્થે બહાર પાડેલી અફઘાનિસ્તાનની ટિકિટોના જેવી, જનકલ્યાણકાર્યની કિસમકિસમની ટિકિટો હોલાંડે અત્યાર સુધી બહાર પાડી છે જે તેના હેતુના વૈવિધ્ય જેટલી જ આલેખનો ને ચિત્રો માટે પણ પ્રખ્યાત છે. ઉપરાંત ૧૯૧૩માં પોતાના સ્વાતંત્ર્યની શતાબ્દી નિમિત્તે તેણે સ્મારક ટિકિટ બહાર પાડી ત્યારથી એવી સ્મારક ટિકિટો માટે પણ તે જાણીતું થયું છે.




વધારાના લેબલ તરીકે પત્રો વગેરે ઉપર ચોડવા માટેની આરોગ્યપ્રચારની એક આનાની ટિકિટ: એમાં સ્ત્રીને રોગની પિચકારી મારતા પુરુષની આકૃતિ છે. તે મૂળ કરતાં લગભગ પોણા બેગણી મોટી કરીને બતાવી છે આવાં લેબલોની આવક આરોગ્યવર્ધનના પ્રયત્નો પાછળ ખર્ચવામાં આવે છે.

૧૯૩૯–૪૫ના બીજા મહાયુદ્ધ દરમિયાન એ જર્મનીથી પાદાક્રાંત થયું ત્યારે એણે જે શોકપેરી ટિકિટો બહાર પાડી તે જેમ તેની વિશિષ્ટતાની દ્યોતક હતી, તેવી જ રીતે એ યુદ્ધ સમયે લંડનમાં દેશવટો ભોગવતી હોલાંડની નિર્વાસિત સરકારે યુદ્ધ જહાજો પર લડતા પોતાના સૈનિકોની ટપાલ પર ચોડવા માટે ૧૯૪૪માં બહાર પાડેલી ખાસ ટિકિટો પણ અસરકારક આલેખનોવાળી હતી.

## હંગેરીની પંચવર્ષી યોજનાની ટિકિટો

**આ**પણા દેશના નવનિર્માણ માટે પંચવર્ષીય યોજનાનું મંડાણ થાય છે તે સમયે આ નીચે આપેલી હંગેરીની એની પંચવર્ષીય યોજના પ્રસંગે બહાર પડેલી ટિકિટોનું દર્શન શ્રી અજિતકુમાર સંઘવીના સંગ્રહમાંથી અહીં આપ્યું છે. ગયા મહાયુદ્ધ પછી એ દેશે એ યોજના અનુસાર જે વિવિધ ક્ષેત્રોમાં પુન-

હંગેરીએ પોતાના દેશના નવનિર્માણ માટેની પંચવર્ષીય યોજનાને અનુલક્ષીને કાઢેલી ટિકિટોની ગાળાગોટી ઘોડી (બાકીની સામેના પાન પર)

વિધાનના પ્રયત્નો કર્યા તે પૈકીના થોડાનાં સૂચક આલેખનો તેના ઉપર, પાંચના અંક (5)ના પેટાળમાં તથા તેની આસપાસ સંયોજિત કરેલાં છે: (૧) કોલસાની ખાણનું પેટાળ—જેમાં સારડીથી કોલસો તોડતા મજૂરો તથા ટ્રોલી દર્શાવ્યાં છે; (૨) લોખંડનું કારખાનું; (૩) વીજળી ઉત્પાદન કરતું પાવર-હાઉસ; (૪) મીલ-ઉદ્યોગ; (૫) મજૂરોના આનંદપ્રમોદ; (૬) યાંત્રિક ખેતીવાડી; (૭) ગ્રામસહકારી મંડળીઓ; (૮) રેલવે, પૂલ, એરોપ્લેન, મોટર વગેરે વ્યવહારસાધનો; (૯) શરીર-સ્વાસ્થ્ય અને કુટુંબસુખ; (૧૦) યુદ્ધસાધનો : સૈનિક, ટૅંક, વિનાશક જહાજ, બૉમ્બર વિમાન; (૧૧) વાહનો : સ્ટીમર, રેલવે, વિમાન, મોટરબસ; (૧૨) ઢોર-ઉછેર; (૧૩) નવનિર્માણનું આલેખન કરતો સ્થપતિ; (૧૪) મેદાની રમતો, ફુટબોલ ગૅમ અને ખેલાડી નરનારી.



## ચૈ, અગદૂ! ચૈ! (અનુસંધાન પૃ. ૪૧થી ચાલુ)

હતી. આજ કેટલાં યે વર્ષો પછી અહીં ફરીને આ વાતાવરણ જામ્યું હતું. વૃદ્ધો પોતે જોએલી સાઠમારીઓની વાતો તાજી કરતા હતા અને તરુણો પોતે સાંભળેલી સાઠમારીઓની વાતોને, આજે નજરે જોવાને ઉત્સુક થઈ ગયા હતા. એકેએક વૃદ્ધની આજુબાજુ તરુણોનું નાનું ટોળું જામેલું હતું અને વૃદ્ધો પોતે જોએલી સાઠમારીઓ યાદ કરીકરીને એમને રસથી સંભળાવતા હતા. મેદાનની બહાર ભાતભાતની વસ્તુઓની દુકાનો ભરાઇને મોટા મેળા જેવો દેખાવ થઇ ગયો હતો. એ દુકાનોવાળાઓની રસભરી અને ચિત્રવિચિત્ર બૂમો તથા કોઈના ઘંટનાદોના અવાજો રમિયાણાની અંદર સુધી પણ સંભળાતા હતા. અંદરના અને બહારના લોકોના અવાજોથી આખું વાતાવરણ ભરાઇ ગયું હતું.

વખત થવા આવતાં રમિયાણામાં રંગબેરંગી શેરવાનીઓ ચમકવા લાગી. બહાર એક પછી એક ગાડીઓ અને મોટરો આવતી ગઈ અને એમના બંદોબસ્ત માટે ખાસ રાખવામાં આવેલા સિપાઈઓની સીટીઓના અવાજે વળી ઘોંઘાટમાં ઓર ઉમેરો કર્યો! ઓર ખુમારી પણ ઉમેરી! અને એકદમ એ અવાજ શાંત પડી ગયો. છડી લઇને સજ્જ ઊભેલા ચોપદારોએ નેકી પુકારી અને રમિયાણામાં મહારાજા સાહેબના આગમનની હવા પ્રસરી ગઇ. સાથે વાઈસરૉય પણ હતા. લોકોએ ઊભા થઈને એમનું સ્વાગત કર્યું. પછી થોડી જ વારમાં મહારાજા સાહેબની આજ્ઞા થઇ અને બ્યૂગલ ફુંકાયું.

કેશવે બધા સાઠમારોને સૂચનાઓ આપી, ચીપિયા અને ભાલા તપાસી જોયાં, ને પછી શંકરની પીઠ થાબડતાં સૌને ઉદ્દેશીને કહ્યું, 'સંભાળીને ખેલજો, હો!'

શંકર ફરી એક વાર કેશવના પગે પડ્યો અને પછી સાઠમારોની સાથે મેદાનમાં આવ્યો. તાળીઓનો એક પ્રચંડ નાદ વાતાવરણમાં લહેરાઇ ગયો. એ લોકો રમિયાણાની નજીકથી ધીરેધીરે ચાલતા, લોકોની તાળીઓ અને શાબાશીના બોલ ઝીલતા મહારાજાના રમિયાણા પાસે આવ્યા. મહારાજા સાહેબને સૌએ મુજરો કર્યો અને એવા જ પાછા પગલે ચાલતા ચાલતા તેઓ દરવાજા પાસે ગયા. પછી શંકરે પોતાનો લાલ રૂમાલ ફરકાવ્યો ને બૂમ મારી 'ચૈ, અગદૂ! ચૈ'

એના એ અવાજની-સાથે જ હાથીની સાંકળો છોડી મૂકવામાં આવી અને શંકરની પાછળ જ જંગબહાદુર દોડ્યો. આજે જંગબહાદુર ખૂબ જ ઉગ્ર જણાતો હતો. એને જોતાં જ બીજા સાઠમારોની પરાણે એકઠી કરેલી હિંમત ક્યાં યે સરી પડી! જંગબહાદુરના માથેથી મદની ધારા વહી જતી હતી. એના કપાળે ચોપડેલા સિંદુરને લીધે એનું સ્વરૂપ હતું એથી યે વધુ બિહામણું લાગતું હતું. એનો ભયંકર ચિત્કાર સાંભળીને જોનારાની છાતી થડકી જતી. એની આંખો લાલઘૂમ હતી. પૂંછડી ટટ્ટાર કરીને સૂંઢને આમતેમ વીંઝતો અને તેને પોતાના શરીર ઉપર પછાડતો એ ક્રોધથી દોડતો હતો. એને જોતાં જ પ્રત્યક્ષ મૃત્યુની યાદ આવતી. કોણ જાય એની સામે? અર્ધો કલાક થયો, છતાં સાઠમારીમાં કશો રગ જામતો નહોતો. મહારાજા કંટાળી ગયા.

અને શંકરને પણ કાંઈ ખબર નહોતી પડતી. એવું થોડું જ હતું? પણ એ એકલો કરે શું? આટલી મહેનત પછી યે મહારાજ નાખુશ થાય એ એનાથી જોયું નહોતું જતું. એણે નિશ્ચય કર્યો અને એકગાળ દઇને રૂમાલ બતાવતો બતાવતો એ જંગબહાદુર સામે ગયો. 'છોકરા નહિ, નહિ...' એવા કોઈના શબ્દો તમાશગીરોની તાળીઓ અને શાબાશીઓના નાદમાં ક્યાં શમી ગયા એ કોઇને ખબર પણ ના પડી. શંકરને જીવની પરવા નહોતી રહી. એણે તો નક્કી કર્યું હતું કે સાઠમારી એટલે શું એ આજ વાઇસરૉય સાહેબને બતાવી દઉં!

એણે સર્પગતિએ દોડવાની શરૂઆત કરી. હાથીને સર્પગતિએ

દોડતાં ના ફાવે, એટલે તે ખૂબ ક્રોધે ભરાયો. અને ક્રોધે ભરાયેલા જંગબક્ષને સુકાવવાનું તો શંકરને માટે રમત જેવું હતું. ખેલ અપૂર્વ જામ્યો હતો. લોકો દેહભાન ભૂલીને હકારા મારતા હતા. આસ્તે આસ્તે શંકરે જંગને ભીંસ દેવાની શરૂ કરી. જંગની તો ગજબની રેવડી ઊડી. લોકોએ ઊંચા થઈથઈને હૂદકા માર્યા. હવામાં સાફા ને રૂમાલો વાવટાની જેમ ઉછાળ્યા. ને એ જ વખતે શમિયાણામાં બેઠેલો એક નાનો છોકરો સમતોલ ગુમાવી ઊછળીને મેદાનમાં પડી ગયો!

જોતજોતાંમા આખા મેદાનનું નૂર પલટાઈ ગયું. એ છોકરાએ ઊઠીને નાસવાનો પ્રયત્ન તો કર્યો, પણ બીકથી એના પગ સાવ લૂલા થઈ ગયા હતા, એટલે દોડવાની ઇચ્છા છતાં એના પગ જ જાણે નહોતા ઊપડતા. એવામાં ક્રોધે ધૂધવાટ થએલા જંગબક્ષનું ધ્યાન એના તરફ ગયું અને એણે મોરચો એ બાજુ ઉપાડ્યો.

સૌને થયું કે છોકરાનું આવી બન્યું. જંગબક્ષની વિકરાળ ચીંઝાની સૂંઢ એ છોકરાને હમણાં જ ઝડપી લેશે...પણ ત્યાં તો એની એ ચીંઝાની સૂંઢ ઉપર જોરથી કોઈનો ફટકો પડ્યો! જંગબક્ષે એ બાજુ જોયું. એના ગુસ્સાનો હવે પાર નહોતો. જંગની નજર એ બાજુ જતાં જ લાલ રૂમાલવાળો એ માણસ ત્યાંથી સરકીને બાજુએ છટકી ગયો. જંગનો ગુસ્સો હદ વટાવી ગયો. એણે જોરથી શંકર તરફ પગ ઉપાડ્યા. શંકરે એને ફરી એકવાર હુલાવવાનો પ્રયત્ન કર્યો. બાકીના સાઠમારો પણ આસ્તે આસ્તે એ બાજુ આવતા જતા હતા. શંકર મનમા કાંઈક નિશ્ચય કરીને ધીરેધીરે જંગબક્ષને હુલાવતો હુલાવતો એને ભીંસ દેવા લાગ્યો. અને મોકો સાધીને એણે જંગબક્ષના દાંતે બાંધેલી ચિઠ્ઠી ઉપર તરાપ મારી!

જેવો એ ચિઠ્ઠી ઝડપીને દાંત નીચે થઈને છટકવા જાય છે ત્યાં જ એનો ફેંટો જંગના દંતશૂળ સાથે ઘસાયો અને એકદમ આંચકો વાગતા આગળ દોડતો શંકર પાછો પડ્યો. તરત જ એ ત્યાંથી વળી તો ગયો; પણ જુએ છે તો જંગબક્ષના દંતશૂળ એકદમ એની નજીક છે.

એક આર્ત ચિત્કાર કરીને કોઈ પડ્યાનું સંભળાયું! જંગે સૂંઢને વીંઝી. એક ક્ષણ શંકર હવામાં લહેરાયો, અને બીજી જ ક્ષણે આજુબાજુ ધાંધલ મચી ગઈ. રસ્તો દેખાય ત્યાં સ્ત્રીઓ દોડવા લાગી...

એ ગરદીમાં એક ડોસો બેશુદ્ધ પડ્યો હતો!

**એ** જ રાત્રે એક માણસ એ શમિયાણામાં ઊભો હતો. ગગનની ચાંદની ખીલી હતી. મેદાનમાં જંગબક્ષ હજુ યે છૂટો જ હતો. એ વ્યક્તિએ એક બાજુએથી મેદાનમાં પ્રવેશ કર્યો. એનાં પગલાં સ્થિર પડતાં હતાં. એ સીધો જંગબક્ષની તરફ ચાલ્યો જતો હતો. એક બીભત્સ ગાળ દઈને એણે જંગને આહ્વાન દીધું. સંધ્યાકાળની ઉત્ત પછી હજુ હમણાં જ જંગ પોતાના શાંત મિજાજ ઉપર આવવાનું કરતો હતો. ત્યાં તો એને કાને માણસનો અવાજ પડ્યો. એનું મગજ ફરી ઊકળી ગયું. એણે ઝડપથી પગ ઉપાડ્યા. મેદાનમાં જંગનો ચિત્કાર અને માણસનો અવાજ સાંભળીને બધા સાઠમારો જાગી ગયા અને અંદર દોડી આવ્યા.

આવે રાતને વખતે કોઈ માણસને મેદાનમાં ઊતરેલો જોતાં પ્રથમ તો શું કરવું એ જ એમને સૂઝ્યું નહિ. ચાંદનીના પ્રકાશમાં એમને માત્ર એક હાથી અને એક માણસ દેખાતા હતાં. પછી તો અવાજ ઉપરથી તેઓ જાણી શક્યા કે એ કેશવ હતો. એમણે એને ઘણી યે બૂમો મારી, પણ કેશવ કશું જ સાંભળવા તૈયાર નહોતો.

સદ્ગતિએ જંગને ભીંસ દેતોદેતો કેશવ એને ખૂબ દૂર ખેંચી ગયો. અને પછી એ બને એટલી ઝડપે પાકા બુરજ પાસે આવીને ઊભો રહ્યો. કોઈને યે સમજાતું નહિ કે કેશવ શું કરવા માગે છે! જંગ તો સૂંઢ ઊંચી કરીને સીધો એના ઉપર ધસ્યો આવતો હતો. કોઈને 'નાસ' કહેવાની યે શુદ્ધિ નહોતી રહી. જોનારાઓની આંખો ફાટેલી રહી ગઈ. ગળાં સુકાયાં. જંગ છેક નજીક આવ્યો કે વીજળી ઝબકે એમ કેશવ એક બાજુએ સરી ગયો. એક પ્રચંડ અવાજ વાતાવરણમાં ઘૂમી ઊઠ્યો અને ફસડી પડેલા બુરજની સાથે જ એક આર્ત ચિત્કાર કરીને જંગ પણ જમીન ઉપર ઢળી પડ્યો. એના ગંડસ્થળ અને દંતૂશળોમાંથી લોહી ચાલ્યું જતું હતું એ વહેતા લોહીના ધોધ તરફ કેશવે એક વાર તુચ્છકારથી જોયું; એક વાર એ બુરજની સાવ નજીક ઢળેલા લોહીના બીજા મોટા ડાઘ તરફ એણે જોયું; અને પછી, બીજા સાઠમારોના બોલાવવા છતાં એ તરફ ધ્યાન આપવાને બદલે એમનાથી વિરુદ્ધની દિશા તરફ એણે ચાલવા માંડ્યું. એ ઘટના પછી ફરીવાર કેશવ કદી વિલાસપુરમાં દેખાયો નથી.

**સ**વારે સૂર્યનાં કિરણ ફૂટતાં સાઠમારીના મેદાનમાં જંગનો લોહીથી તરબોળ દેહ પડ્યો હતો. એનાથી દૂર લોહીનું બીજું એક મોટું ખાબું હતું અને એની વચ્ચે ચોંટેલી લોહીના રંગે રંગાયેલી એક ચિઠ્ઠીની એક કોર પવનમાં ફરફરતી હતી.

---

કંડલા (અનુસંધાન પૃ. ૪૪થી) ઈટાલિયન સ્થપતિ મેરિયો બેઝીશીની સલાહ લેવામાં આવી. તેનું કામ બે છેડેથી ક્યારનું શરૂ પણ થઈ ગયું છે ગાંધીધામના 'ફેક્ટરી એરિયા' અથવા આદિપુરમાં ઉદ્યોગોને લગતી વસાહત છે, જ્યારે બીજે છેડે જ્યાં નવું રેલવે સ્ટેશન થવાનું છે અને જ્યાં કંડલા ડેવેલપમેંટ કમિશનરની ઑફિસ છે તે 'સરદારગંજ'નો વિકાસ થતો જ રહ્યો છે. રસ્તાઓ, શાળાઓ અને સંસ્કારપ્રવૃત્તિ માટેનાં કેન્દ્રોની પણ સ્થાપના થઈ ગઈ છે. આખા કચ્છમાં અત્યારે માત્ર ભુજમાં જ એક વિમાની મથક છે, એટલે કંડલા નજીક એક બીજું ઍરોડ્રોમ પણ બાંધવાની યોજના વિચારી રખાઈ છે. બંદરનું બાંધકામ પૂરું થતાં તરત એ પણ તૈયાર થઈ જશે.

'ગાંધીધામ'ની સ્થાપના ખુદ મહાત્માજીના આશીર્વાદ સાથે થઈ હતી. એ વસાહત નિર્વાસિતો ને નિરાશ્રિતોને આશીર્વાદ સમાન થઈ રહી છે. કંડલામાં જેમ સાત સાગરનાં સફરી વહાણોને સલામતી અને સહારો મળી રહેશે તેવો જ સધિયારો નિરાશ્રિતોની ભગ્ન આશાઓને અહીં મળતો થશે. કંડલાની નાળમાં ૧૯૪૮ની ૧૨મી ફેબ્રુઆરીના રોજ પૂજ્ય ગાંધીજીના અસ્થિભસ્મનું વિસર્જન થયું ત્યારથી એ રાષ્ટ્રપિતાના પુણ્યશ્લોક નામ સાથે સંકળાયેલું ગાંધીધામ-કંડલા હિંદનાં પરમ પવિત્ર યાત્રાધામોની હરોળમાં આવી ગયું છે.

આ રીતે કંડલાનો ઝડપી વિકાસ થતાં તે એક અતિ મહત્ત્વનું બંદર બની રહી રફતેરફતે સ્વતંત્ર ને સ્વાવલંબી એકમ જેવું થઈ જશે. સમસ્ત રાષ્ટ્રના વેપારઉદ્યોગની ખીલવણીમાં તેનો હિસ્સો રહી તેના ફાયદા તો દેખીતા છે. ભારતની ઉન્નતિના આ પ્રથમ મોટા સાહસના શિલારોપણવિધિ પ્રસંગે પંડિતજીએ કહ્યું કે 'સમગ્ર ભારતના ચિત્રમાં તેના એક ભાગ તરીકે હું જ્યારે આ કાર્યને નિહાળું છું ત્યારે હું સવિશેષ રાચું છું. આ શિલારોપણવિધિથી હું નૂતન ભારતનો પાયો નાખું છું અને આ બંદરમાં મૂકવામાં આવતી એક એક ઈંટ નૂતન ભારતના ચણતરની ઈંટ છે. આ કાર્ય સમગ્ર દેશની જનતાનું છે, કારણ કે જનતાના ભલા માટે તેની રચના છે.' કંડલાની ખીલવણીથી કચ્છને તેની પ્રાચીન ગૌરવવંતી સાગર કંઠારના પ્રદેશની વિશેષતા પુનઃ પ્રાપ્ત થશે અને સમગ્ર હિંદને સમૃદ્ધ કરતું કચ્છ આબાદ બની રહેશે.



## અમારું ઝરણી

કોઈ કોઈ વાર શબ્દોની સવારી પર હું ઝઝૂમું છું;
અને ક્યારેક ગીતોની બિમારી પર હું ઝઝૂમું છું.
ફૂલોની મહેફિલોમાં ગીત હું ગૂંથુ છું ફાગણના,
પરંતુ પાનખર કેરી પથારી પર હું ઝઝૂમું છું.
કોઈ કોઈ વાર કિસ્મતની કટારી પર હું ઝઝૂમું છું.
અને એથી જ આશાની અટારી પર હું ઝઝૂમું છું.
ચમન ફૂંક કરી ગુલબુલની સેના છો કરે હિજરત,
દિવસ ને રાત ખુશ્બુની ખુમારી પર હું ઝઝૂમું છું — ઈન્દુલાલ ગાંધી

(સંદેશ)

### સ્વ. ક્રિકેટપટુ પટૌડીના નવાબ

આંતરરાષ્ટ્રીય ખ્યાતિ મેળવનાર ભારતીય ક્રિકેટપટુ પટૌડીના નવાબ ઈફ્તિખારઅલીખાનનું આ જાન્યુઆરીની પાંચમી તારીખે દિલ્હીના પોલોના મેદાન પર, રમતાંરમતાં અકસ્માત હૃદય બંધ પડી જવાથી, ૪૧ વર્ષની વયે દુઃખદ અવસાન થઈ ગયું. ક્રિકેટના ક્ષેત્રમાં જગતભરમાં નામના ઉપરાંત હૉકી અને બિલિયર્ડ્ઝના પણ તે એટલા કાબેલ ખેલાડી હતા કે ઑક્સફર્ડમાં એ ત્રણે રમતો (ક્રિકેટ, હૉકી અને બિલિયર્ડ્ઝ)ના શ્રેષ્ઠ નીવડવાનું ઑક્સફર્ડ 'બ્લ્યુ'નું ત્રિપટ બહુમાન તે જીતી ગયેલા. એવું 'ટ્રિપલ બ્લ્યુ'નું માન ઓછા મેળવે છે. ઉપરાંત ટેનીસ અને પોલોના પણ તેઓ અચ્છા ખેલાડી હતા.

પંજાબના એક નાના રાજ્ય પટૌડીના નવાબને ત્યાં ઈ. ૧૯૧૦ના માર્ચની ૧૬મી તારીખે એમનો જન્મ થએલો. ઇંગ્લંડની ઑક્સફર્ડ યુનિવર્સિટીની બેલિયલ કૉલેજમાંથી તેઓ ગ્રૅજ્યુએટ થયા હતા અને ભોપાળના નવાબની બીજી પુત્રી સાથે તેમનાં લગ્ન થએલાં. જેનાથી તેમને ત્રણ પુત્રીઓ અને એક પુત્ર થએલાં. આ પુત્ર 'મન્સુર'ની ૧૧મી વરસગાંઠ ઊજવીને જ તેઓ પોલો રમવા આવેલા, જ્યાં એક લશ્કરી ટીમ સામે રાવ રાજા હનુમતસિંગ કપ ટુર્નામેન્ટમાં રમતાં રમતાં, ત્રીજા ચક્કરમાં એકાએક બીમાર પડી જઈ હાથ ઊંચા કરીને ઘોડા પરથી નીચે ઢળી પડયા, અને ત્યાં ને ત્યાં જ એમનું અવસાન થયું.

કુમાર વયે તે ઇંગ્લંડ અભ્યાસ અર્થે ગયા ત્યાં ફ્રાંક વૂલી જેવા પ્રખ્યાત ક્રિકેટ ખેલાડી પાસે તેમને રમતની તાલીમ મળેલી. અને ૧૯૩૧માં બહુ નાની (૨૧ની) વયે તો કેમ્બ્રિજની સામે પોતાની માતૃસંસ્થા ઑક્સફર્ડને વિજયડંકો વગાડી જીતાડી. ઑક્સફર્ડના નામી બૅટધર એ રેટક્લિફે એમાં ૨૦૧ રનનો જંગી રેકર્ડ કર્યો. પણ તે પછી જઈને એમણે એ રેકોર્ડ તોડી ૨૩૮ રન કર્યા એટલું જ નહિ, પણ છેક સુધી નોટ આઉટ રહેલા. એ અગાઉ બાર વરસ સુધી આવો વિક્રમ કોઈએ કર્યો ન હતો, અને તેમણે સ્થાપેલા એ નવા વિક્રમને હજી સુધી ખુદ ઑક્સફર્ડમાં પણ કોઈ તોડી શક્યું નથી. ત્યાર બાદ ૧૯૩૨-૩૩માં ઇંગ્લંડ પક્ષે ડી. આર. જાર્ડિનની ટુકડી સાથે તે ઑસ્ટ્રેલિયા સામે રમવા ગયા, જ્યાંની સ્પર્ધામાં પોતાના પ્રથમ પ્રવેશે જ એમણે ૧૦૨ રન કરીને નામાંકિત ભારતીય ક્રિકેટપટુ જામ રણજી ને કુમાર શ્રી દુલીપસિંહજીની માફક સદી નોંધાવીને પોતાના એ મહાન પુરોગામી ખેલાડીઓની હરોળમાં સ્થાન મેળવી લીધું. ઇંગ્લંડનો વિખ્યાત ક્રિકેટ તવારીખનવીસ વિઝડન ૬૨ વર્ષે જે જન્મજયંતી



### આસમાનનાં પંખી [૭૩]
### ખેરો

ગામડાંના લોકો ગામબહાર જંગલ જાય છે ત્યાં પણ વખત શામળી જેવડું મેલા પીળા રંગનું એક પક્ષી ફરતું જોવામાં આવે છે. લોકો તેને સફેદ શામળી કહે છે, પણ વસ્તુતઃ એ શામળી જ નથી. ગીધ નામની ઓલાદની જ એ એક જાત છે. બધાં ગીધમાં નાનામાં નાનું એ. બીજાં ગીધ જેવું જેને માટે શિકાર કે બહુ ઊંચે ઊડવાની તાકાત નથી. અને મેલું ખાઈને જ જીવતું હોવાથી ગામનાં ગીધોમાં આ જાત ઉકરડામાં ઢસડી તથા ખુશખુશાલ દેખાય છે. આથી જ એ 'ભંગી' Scavenger Vulture કહેવાય છે. શરીરે નાનું બેઠા ઘાટનું; નખ ટૂંકા ને ચાંચ પાતળી અણીદાર; ચાંચ તથા પગ પીળા; અને મોં પણ એવું જ પીળું તથા વાળ વિનાનું ખોડું. એના આવા નાના શરીરને લીધે બીજાં ગીધ કરતાં તે વધારે ચપળ હોઈ સ્ફૂર્તિથી હરીફરી શકે છે. બીજાં ગીધો પેઠે તે બહુ ઊંચે ઊડી નથી શકતું વળી, દેખાવે એ બીજાં ગીધો જેવું સાવ ભદ્દું નથી. સ્વભાવે એકલ-પ્રિય હોવા છતાં આહાર મળતો હોય તો શામળી-કાગડાની જમાતમાં એ બેસી જાય ખરું. દક્ષિણ હિંદમાં કેટલાક હિંદુ મંદિરોમાં આ ગીધને હરરોજ અમુક નિયત સમયે આહાર આપવામાં આવે છે, અને તેઓ પણ એ સમયે ન હોય ત્યાંથી ઊડી આવે જ છે.

વસંતઋતુ એના સેવનનો સમય છે. આ કાળે નરમાદા બંને, કોઈ ખંડેરના ગોખલામાં કે કોઈ ભેખડ યા સૂકા ઝાડની બખોલમાં ઢંગધડા વગરનો મોટો જેવો માળો બનાવી, તે પર વળી વાળ કે કૂચા ગૂંચળાં નાખે છે, પણ તે યે જેમતેમ જ. અને આવા માળામાં પછી તેઓ આછી બદામી ઝાંયવાળાં અને એક છેડે જરાં ગેરુ રંગનાં, બે સુંદર સફેદ ઈંડાં મૂકે છે. ('વનેચર' કૃત)



ના શ્રેષ્ઠ પાંચ ખેલાડીઓમાં ગણાવ્યા. ને ૧૯૪૬માં ભારત તરફથી ઇંગ્લૅંડ મોકલેલી ભારતીય ટુકડીના કૅપ્ટન તરીકે જઈને એમણે ઇંગ્લંડ સામે કેમ્બ્રિજમાં ૧૨૧, ડર્બિશાયરમાં ૧૧૩, સસેક્સમાં નૉટ આઉટ રહી ૧૧૦ ને નૉટિંગહામ શાયરમાં ૧૦૧ રન કરી ચાર સદીઓ નોંધાવેલી. આમ ઇંગ્લૅંડ અને ભારતના બંનેના પક્ષે રહી રમનારા અલ્પસંખ્યક ખેલાડીઓમાંના તેઓ એક હતા.

તેજસ્વી બુદ્ધિના એ નવાબ પટૌડી જેમ રમતમાં તેમ જ બીજું જે કાંઈ કામ હાથ લેતા. તેમાં પણ પાણી બતાવતા. ભારત સરકારના પરદેશ વિભાગ ખાતા એક્સ્ટર્નલ અફેર્સ મિનિસ્ટ્રીમાં છેક ગયા વર્ષ સુધી તેઓ નાયબ સેક્રેટરી હતા અને થોડો સમય તો પ્રોટોકોલના નાયબ વડા પણ થયા હતા. એ ખાતાના વડા શ્રી કે. પી. એસ. મેનને તેમની શક્તિઓને મુક્ત કંઠે અંજલિ આપી છે. એ જો વધુ જીવ્યા હોત તો ભારત સરકાર તેમને પરદેશમાં એલચી તરીકે મોકલવાની પણ પૂરી સંભાવના હતી.

એમના નામનો સાચો ઉચ્ચાર કરવામાં પશ્ચિમવાસીઓને પડતી તકલીફને લીધે (ઘણા એમને નવાબને બદલે 'નૂબ' અને પટૌડીને બદલે 'પરસૅડી' કે 'પટૅડી' કહેતા!) મોટે ભાગે લોકમાં 'પૅટ'ના હુલામણા નામે જાણીતા એ નવાબ સ્વભાવે ખુશમિજાજ હોઈ એમની રમૂજે અને હાજરજવાબી માટે 'જાણીતા' હતા. ઑસ્ટ્રેલિયા સામે એ રમવા ગયા ત્યારે છેક લાંબી ફીલ્ડિંગ પર પ્રેક્ષકોની નજીક એ ઊભેલા હતા. હિંદની અસહકારની લડતના જુવાળનો એ કાળ હોવાથી ગાંધીજીનું નામ બહુ ગવાઈ ગયું હતું અને હિંદીવાનને લોકો ઘણીવાર મજાકમાં 'ગાંધી' કહીને બોલાવતા. પોતાની નજીક આ હિંદીવાનને ઊભેલો જોઈ પ્રેક્ષકોમાંથી કોઈ ટચાકે બૂમ પાડીને એમને પૂછ્યું: 'હલ્લો ગાંધી! વ્હેર ઈઝ યૉર ગોટ?' (ગાંધીજીની બકરી એ વખતે ટીકાનું સાધન ગણાતી.) પટૌડીએ એને તરત સામો ઉત્તર પરખાવ્યો: 'સમવ્હેર એમંગ્સ્ટ યૂ!' પરંતુ એમની એ રમૂજવૃત્તિ ક્યારેક સામા માણસને મનદુઃખ લગાડી બેસે એટલી આગળ વધી જતી. મિજાજના એ સ્વતંત્ર ને આખાબોલા હતા અને ક્રિકેટના કાવાદાવાના ગંદવાડથી દૂર રહેતા. આથી તેમજ નબળી તબિયતને લીધે ઘણી વાર તેમને રમતોમાંથી બાકાત રહેવું પડતું.

## નાક

સાડા ત્રણ મણની કાયામાં નવટાંકનું નાક વૈજ્ઞાનિક દૃષ્ટિથી પણ એક મહત્ત્વનું અંગ છે. નાકની સાથે જીભનો બહુ નિકટનો સંબંધ છે. કોઈ પણ ખાદ્યની સુગંધ આવતાં જીભમાંથી લાળાસ્રાવ થાય છે. શરીરની રક્ષા કરવામાં નાક એક નંબરનું કામ કરે છે, નાકમાં કુદરતે વાળ (cilia) નિર્માણ કરી શરીરમાં લેવામાં આવતી હવાની સરસ ચારણી મૂકી છે. હવા સાથે મળેલા સૂક્ષ્મ રજકણો–ધૂળ, ધુમાડી વગેરે તેમાંથી ચળાઈને જ પ્રાણવાયુ પ્રવેશ કરે છે. આ વાળને કેટલાક કાતરી કે ખેંચી નાખી શરીરયંત્રને મોટું નુકસાન કરે છે.

નાકની અંદરની ચામડી શરીર ઉપર દેખાતી ત્વચા કરતાં જુદા જ પ્રકારની છે. તે ઝિલ્લી કહેવાય છે. તેનો સંબંધ ગળું, મુખ, આંખો વગેરે સાથે પણ છે. ઘણી વખત જોયું હશે કે નાકની આ ત્વચામાં સળવળાટ થતાં આંખોમાં પાણી ભરાઈ જાય છે. શરીર સ્વચ્છ છે કે નહિ, તે જાણવાનું નાક યંત્ર છે. જરા પેટમાં ગરબડ થઈ, અપચન થયું, શ્વાસોચ્છ્વાસ લેતાં મુશ્કેલી ઊભી થઈ, એટલે નાકમાં શરદી થઈને છીંકો આવી, લીંટ વહેતું બની અસ્વસ્થતાની ખબર આપે છે.

જે માનવીઓને આટાની મિલમાં, રૂ જીનતું હોય તે કારખાનામાં, ઍસિડો ગળી ધુમાડી ઉત્પન્ન થતી હોય તેવા સ્થળમાં રહેવું પડે છે તેઓનાં નાકની ઝિલ્લીને ખૂબ નુકસાન પહોંચે છે. એમને શરદી, સળેખમ, ખાંસી, અને દમ થઈ જવાનો વહેલો સંભવ છે. આ જ રીતે પથ્થરના કોલસા તથા લાકડાના કોલસા બળતાં પેદા થએલી ધુમાડીમાંથી ઉત્પન્ન થએલો ગૅસ પણ નાક અને શ્વાસનળીની ત્વચામાં સોજા પેદા કરે છે. શિયાળામાં સંધ્યા સમયે મિલોમાં બળતા કોલસામાંથી પેદા થએલી ધૂણી નીચે ઊતરી મૂંઝવણ કરે છે તેનો અનુભવ અમદાવાદ જેવા શહેરમાં વસનારને જરૂર હશે.

પાણીના કોગળા તથા દાતણ કરીને દરરોજ મુખશુદ્ધિ કરો છો, તેમ જ નાસિકાશુદ્ધિ પણ કરો: (૧) નાકમાં પાણી ચડાવી, નાક સ્વચ્છ કરી કપડાથી અંદર ચોંટેલો મળ દરરોજ કાઢી નાખજો. (૨) ઉષઃકાળમાં નાક વડે પાણી પીવાની ટેવ પાડો. (૩) દરરોજ તેલનાં ટીપાં નાકમાં મૂકો. (૪) શરદી થાય ત્યારે ન અકળાતાં ત્રણ દિવસ એ પદાર્થને વહી જવા દો. (૫) નાકના વાળને તોડશો નહિ, નહિ તો આંખ અને મગજ બન્નેને નુકસાન થશે. (૬) તપખીરના તડાકા મારી નાકની કોમળ ત્વચાને નુકસાન કરશો તો કાયમી સળેખમથી નાકની સૂંઘવાની શક્તિ નાબૂદ થશે.

નાકની ઉપેક્ષા કરીને નાકને રોજ નહિ સંભાળનારને મસા જેવાં દર્દો થાય છે અને અંતે ઑપરેશનના ખાટલે જવું પડે છે.

(ગુજરાત સમાચાર) —વૈદ્યરાજ ભદ્રજી ન. શાસ્ત્રી

## જેલી

ડિસેમ્બર અંકની 'મધુકરી'માં જામફળમાંથી બનાવવાની જેલીના અનુસંધાનમાં સરકારી કેળવણી ખાતાના માજી ઇન્સ્પેક્ટર શ્રી હરરાય અ. દેસાઈ લખી મોકલે છે કે 'જેલી બનાવતી વખતે કપડાથી છાણવાને બદલે ઝીણાં વેહવાળી ગળણી ઠીક પડે છે. એમાં લાલ જામફળને બદલે અલ્હાબાદી જામફળ વધારે સારાં પડે. તેમાં કેસર નાખવાથી રંગ અને સુવાસ બંને આવે. સુવાસ વગરની જેલી ખાવામાં મઝા નથી પડતી. આવી ઘેર બનાવેલી જેલી હું મારી સાથે મુસાફરીમાં લઈને ફરતો'.

## પાઈનો સિક્કો

ચલણમાંથી લગભગ વિસરાઈ ગએલો પાઈનો સિક્કો પાડવાની પાકિસ્તાનની સરકારે જાહેરાત કરી છે. લાહોરની ટંકશાળમાં કાંસામાંથી પાડવામાં આવનારા એ સિક્કાની એક બાજુ બીજનો ચંદ્ર, પાંચ ખૂણિયો તારક અને માનચંદગીની સાથે 'હકૂમતે પાકિસ્તાન' એવા શબ્દો હશે; અને બીજી બાજુ ઉર્દૂ તથા રોમન લિપિમાં 'એક પાઈ' એવા શબ્દો તથા સિક્કો પાડ્યાની સાલ હશે. છેક વીસ વરસ બાદ આ ઉપખંડમાં ફરી પહેલીવાર એ સિક્કો પડશે.

## નવી જાતનો કાર્બન

પોલિમર નામે એક નવી જાતનો કાર્બન તૈયાર થયો છે. આ ત્રીજો કાર્બન, પેન્સિલોમાં વપરાતા ગ્રેફાઇટને અને ઝળહળતા હીરાઓની 'વચ્ચેનો' ગણી શકાય. વીજળીનું વહન કરવાની તેની શક્તિને કારણે વીજળિક યંત્રોમાં તે બહુ ઉપયોગી થશે.

તાંબું, ચાંદી અને સોનું બહુ જ જાણીતા વીજળી-વાહક પદાર્થો છે. છતાં, ઉષ્ણતામાન વધતું જાય તેમતેમ વીજળીનું વહન કરવાની આ ધાતુઓની શક્તિ ઘટતી જાય છે. પણ આ નવા કાર્બનનો એક એવો ગુણ છે કે ઉષ્ણતામાન વધતું જાય તેમતેમ વીજળીનું વહન કરવાની એમની શક્તિ પણ વધતી જાય છે. એથી તે અણુ-ભઠ્ઠીઓમાં વાપરી શકાશે.



## શ્રી ઈન્દુલાલ યાજ્ઞિકની ષષ્ઠીપૂર્તિ

લોકપ્રિયતાની લાલચ છોડીને સાચી લોકસેવા પાછળ જાત ને જીવન ઘસી નાખનારા જે ગણ્યાગાંઠ્યા નગદ લોકસેવકો ગુજરાતને સાંપડ્યા છે તેમાં શ્રી ઈન્દુલાલ યાજ્ઞિકનું નામ કદાચ સૌથી જૂનું છે. ગુજરાતના આજના સાંસ્કૃતિક ને રાજકીય જીવનના ઘડતરનો વ્યવસ્થિત પાયો નાખનાર સ્વ. રણજીતરામ વાવાભાઈએ પ્રથમ સ્થાપેલી ગુજરાત સભા, ગુજરાતી સાહિત્ય પરિષદ, ગુજરાત કેળવણી મંડળ અને ગુજરાતી રાજકીય પરિષદના કાળના એમના એ સમકાલીન અને સાથી. એલએલ. બી. થઈને તરત સેવાની ધીકતી તમન્નાથી પરભાર્યા 'હિંદ સેવક સમાજ'માં જોડાનાર જુવાન ઈન્દુલાલની પડછંદ અને તેજસ્વી કાયાને ગામડેગામડે ઘૂમતી આજથી છેક ત્રીસ પાંત્રીસ વરસ પહેલાં જોએલી. ત્યારના એમના પરસેવે નીતરતા ને ઉત્સાહના ફુવારા ઉડાડતા વ્યક્તિત્વનું દર્શન હજી યે એટલું જ તાદૃશ થાય છે. ગામડાંની દરિદ્ર અને પીડિત જનતાના પ્રશ્નો માટે તેમનો સીધો સંપર્ક પામવા સારુ ગુજરાતની ધરતીનાં ઢેફાં એમના પગે ખૂંદ્યાં છે એટલાં એ કાળમાં તો એમના જેટલાં કોઈએ નહોતાં ખૂંદ્યાં—ને આજે ય રવિશંકર મહારાજ જેવા કોઈ વિરલે ખૂંદ્યાં હશે. ગુજરાતની રાજકીય રંગભૂમિ પર સરદાર વલ્લભભાઈનો પ્રવેશ પણ નહોતો થયો ત્યારથી ઇન્દુલાલ સિપાહી અને સરદાર બંને થએલા; અને પોતાના નિખાલસ એટલા જ તરવરાટભર્યા જીવનમાં વચ્ચે જે વિવિધ પલટાઓ કર્યા તેને બદલે એકધારી સ્થિર સેવામાં ક્ષેત્રબદ્ધ રહેલા ઈન્દુભાઈનું સ્થાન આજે જુદું જ હોત. છતાં યે ગુજરાતના સેવાક્ષેત્રમાં એમની ફોરમ વિશિષ્ટ જ રહેવાની છે. એ ફોરમ ફોરતા જીવનનાં સાઠ વર્ષ પૂરાં કરેલા ઇન્દુભાઇના આદરમાનમાં અમે અમારો સૂર પુરાવીએ છીએ અને એમને દીર્ઘાયુ ઈચ્છીએ છીએ.

## ક્રિકેટ જગતમાં જાણીતી 'રાખ' (ઍશિઝ)નો જન્મ

આજથી ૬૦ વર્ષો પૂર્વે જ્યારે ઑસ્ટ્રેલિયાના ક્રિકેટ ખેલાડીઓએ ઇંગ્લંડને પ્રથમ વાર હાર આપી ત્યારે એ હારનો આંચકો અને આ ઘાત એટલાં બધાં અસહ્ય થઈ પડ્યાં હતાં કે ક્રિકેટની રમતનાં સાધનો—બૅટ, વિકેટો અને બૉલ—ને બાળી નાખવામાં આવ્યાં હતાં અને તેમની રાખને એક નાનકડા બાટલીના પાત્રમાં 'ઇંગ્લંડની ક્રિકેટની રમતના શોકજનક અવસાનના સ્મરણ' તરીકે મૂકવામાં આવી હતી ત્યારથી આ 'રાખ' ક્રિકેટ જગતમાં પ્રચલિત ને પરંપરાગત બની ગઈ છે.

## સ્વ. બ. ક. ઠાકોરના પત્રો

સ્વ. બલવન્તરાય ઠાકોરના લખેલા પત્રો ધરાવનારાઓને વિનતિ કરતાં તેમના પુત્રો જણાવે છે કે સ્વર્ગસ્થે પોતાની દાયકાઓની સાહિત્યસેવા દરમિયાન પોતાના બહોળા મિત્રસમુદાયને લખેલા પત્રોની સંખ્યા કદાચ હજારોની હશે. એક પત્રલેખક તરીકેની એમની પ્રવૃત્તિ પણ ગુજરાતી ભાષામાં લાક્ષણિક લેખાય છે. એ પત્રોને કોઇ પ્રતિષ્ઠિત સંપાદક દ્વારા સંપાદિત કરાવી પ્રસિદ્ધ કરવાની ઇચ્છા હોવાથી જેમની પાસે સદ્‌ગતના પત્રો હોય તેઓ અમને તે મોકલી આપે તેવી વિનતિ છે. ઉપયોગ થઈ રહ્યા પછી તે પાછા મેળવવા હશે તો તે પાછા મોકલવામાં આવશે. અમારી ઇચ્છા, આખું સાહિત્ય પછીથી કોઈ જાહેર વિદ્યાસંસ્થાને પણ સોંપવાની હોઈ પત્રો મોકલનાર અમારી આ ઈચ્છાને પણ અનુકૂળ થશે તો અમે વધુ ઉપકૃત થઈશું. પત્રો મોકલવાનું સરનામું: શ્રી પ્રબોધ બ. ઠાકોર, વિઠ્ઠલભાઈ મૅન્શન ૩૪, ચોપાટી રોડ, મુંબઈ ૭.







# OUR FRIENDS ABROAD



## [જગતસંપર્ક સાધતો પત્રમિત્ર-વિભાગ]

### સંપર્ક ચાહે છે

મુંબાઈ સરકારના હસ્તાક્ષર-નિષ્ણાત ઠાકોરદાસ મઝુમદારે અમેરિકામાં વસતા એક જર્મન કુમારનો મોકલેલો પત્ર નવેમ્બર અંકમાં પ્રગટ થયો હતો. તેવી જ ઇચ્છા વ્યક્ત કરતો સ્પેનની એક શિલ્પકાર યુવતીનો પત્ર તેમણે મોકલ્યો છે તેનો પ્રસ્તુત ભાગ નીચે આપ્યો છે.

"જિબ્રાલ્ટર જતાં કદીપર ઑરોરી ઉપર હું આપને મળી હતી. હું હિંદ સાથે સંપર્ક સાધવા ઇચ્છું છું અને તે માટે મારું નામ-સરનામું (નીચે) આપું છું. હિંદના કોઈ વિદ્યાર્થી કે શિલ્પકાર પરસ્પરના દેશોના શિલ્પ વિષે વિચારની આપ-લે કરવા ઇચ્છતા હોય તેમની સાથે પત્રવ્યવહાર કરવા હું ઇચ્છું છું. ઑરોરી જહાજ ઉપર આટલા બધા હિંદીઓને હું મળી તે પહેલાં 'હિંદ'નું નામ જ માત્ર હું જાણતી હતી અને તેને વિષે કંઈ ચિત્રવિચિત્ર ભૌગોલિક ખ્યાલો હતા. પણ હવે તેનામાં મને સાચો અને મજબૂત રસ જાગૃત થયો છે. શુભેચ્છાઓ સહ Celia Munoz, Hermanos Tercero 2, Chamartin, MADRID (Spain)."

Mr. William R. Saskv, 551, 26th Street, Santa Monica, California (U.S.A.) લૉસ ઍન્જલસના અજાયબઘરમાં પશુવિભાગમાં કામ કરતા આ ભાઈને હિંદના પક્ષીઓ જોઈએ છે. હવાઈ જહાજ દ્વારા મંગાવવાની એ ભાઈ વ્યવસ્થા કરશે. પક્ષીઓ તેમજ પશુઓની વિવિધ જાતોમાં વ્યાપાર કરતા ભાઈઓએ તેમની સાથે પત્રવ્યવહાર કરવો.

### પરદેશનાં પત્રમિત્રો

(1) H. B Mamap, C/o A. A. Alwan, Sec. B; Str. 9; Aden-Camp (Arabia) Boy—17, Hobby-Stamps; (2) Miss Posinger, Reeclus Pa (U.S.A.) મુસાફરીનો શોખ ધરાવે છે, ભારત ને ભારતની છોકરીઓ વિષે જાણવા આતુર છે. ભવિષ્યમાં શિક્ષિકા થવાની આશા સેવે છે; (3) H. Oughena, H. Hart Collnfe, 126's Labaudsreen Baan, Ganshoren (Belgium). Young worker; interested in man and life; (4) Josef Kleiner, Udol Sv. Krystofa 138, U Liberce, (Czechoslavakia), Hobby-View cards; (5) Edith Hanneey Tomales, California (U.S.A.) Girl—18, To Collect Ear rings from all over the world; (6) Richard Weinstein, 80 Van Cortlandt Park South, Brany 63, New York, Flat D 33, (U.S.A.) Boy—18; (7) R Gub, Werner Liets, (10b) Roichenbach/Vgtl, Baumgartens rue 10, Germany, Stamps; (8) Augustine Ugwaka, 11 Bradrick Street-Coal Camp Cougn Nigeria, Boy—19, Hobby Arts, Photos; (9) Ayinla Kannike, 26, Ojo Street, Lagos, Nigeria, Boy—19 Years, Stamps, Boxing, News Papers, Swimming, Hindu Talisman Exchanger, Postcards, Viewcards & Correspondence. ફ્રોમ: ગિરધારીલાલ શાહ, ૭૧૧/૩ સારંગપુર, અમદાવાદ ૨

નીચેનાં દરેક સરનામાંઓ Gold Coast (West Africa)થી મોકલેલાં. (1) *Joseph Blas Kenyah, E.C.M School, Prestea*; (2) K. A. Koomson, P. O. Box 8, Taakwa; (3) Daniel Dodoo Darku, House D 177/2, High street, Accra; (4) John K. Nsarku, C/o J. Agrtham, P. O. Box 235, Sekondi; (5) Ltephen Ossei Kwame, C/o B. a. 1o7, *Kumasi Ashanti*; (6) J. K. *Fr dkue, House No. 11/3* Ketan Via Sekondi; (7) Robert K. Ozran, Romam Katholic School, P. O. Box 12 Apowa, Via Takoradi G C.; (8) Kobing Sekyim, Methadist School, P. O. Box 16, Prestea; (ફ્રોમ: Sushilkumar, Opp Tower, *Palanpur, N. G*).

### હિંદી પત્રમિત્રો

(1) Rajnikant Pannalal Kothari, 118/2 Kalbadevi, Bombay 2—18, Literature, Science, Politics, Reading; (2) Hansraj Kheraj Thakkar, C/o Kheraj Odhavji, *276, 74, Samuel St., Vadgadi, Bombay-3—15*, Stamps, Photos, Cricket; (3) Kishor Premchand Chhabhzar, C/o Inspector of Salt, Dharazna, Via Dungari St (Dist. Surat)—*22*, Stamps, Photography; (4) Jaswant H. Kamlar, 1296, Sarangpur, Talia's *Pole, Mahadev's Khancha*, Ahmedabad—*16*, Coins, Cricket, Pictures; (5) Rasikkumar M. Gandhi, Near Jain Temple, Mahuva (Saur.)—16, Stamps, Coins; (6) Vitthaldas Keshavji Mewawala, Surji Kheraj's Bungalow, Mulund (G. I. P., Dist. Thana)—24, Stamps; (7) *Kirtikumar F. Doshi*, Jain Gurukul, Palitana (Saur.)—16, Stamps, Coins, Pen friendship, Photography; (8) Madhukumar P. Doshi, Address as above,—18, Stamps, Coins, Swimming; (9) Shashikant P. Hathibhana, Baroda,—19, Photography, Reading, Cricket, Make-up; (10) B M. Joshi (*1577/12*) P O. Upleta (Saur.)—33, Stamps; (11) Mukundrai T. Sompura, Mukund Nivas, Gorawadi, Palitana (Saur.)—18, Pen freindship; (12) Raj C. Ved, C/o Sunderdas Viji, 20, Mangesh Shenoi Street, 5th Floor, Fort, Bombay-1—18, Stamps, Pen pals. (13) Kanakrai P. Shah, C/26 Parvati Mansion, opp. Lamington Talkies, Grant Road, Bombay-7—23, Stamp Collection (Special Interest in U. P. U. and First day Covers), Travelling, Photography, Cinema (આપુ)

# આ માસ (ફેબ્રુઆરી) ઇતિહાસમાં : દિનવિશેષ · વ્યક્તિવિશેષ · પ્રસંગવિશેષ

### વ્યક્તિવિશેષ : કોપરનિકસ



બાઇબલની અંધિયાર માન્યતાઓમાંથી વિજ્ઞાનને મુક્ત કરી શુદ્ધ વિદ્યાભ્યાસને સત્યનો સાચો માર્ગ સૌ પ્રથમ ચીંધનાર અને પૃથ્વીના પરિભ્રમણથી જ દિવસ-રાત તથા ઋતુઓના ફેરફારો થાય છે એ સૌ પહેલું જાહેર કરનાર નિકોલસ કોપરનિકસનો જન્મ પોલેન્ડના થોર્ન ગામે એક વહેપારીને ત્યાં ઇ. ૧૪૭૩ની ૧૯મી ફેબ્રુઆરીએ થએલો. દસમે વર્ષે પિતા ગુજરી જતાં તે વિદ્વાન કાકાને ત્યાં રહ્યો અને તેમનો બધો પુસ્તકભંડોળ વાંચી જઈ ઘણું જ્ઞાન મેળવી લીધું. ૧૮ની વયે ક્રેકોવની વિદ્યાપીઠમાં તે ખગોળશાસ્ત્ર શીખવા ગયો, પણ પાછળથી કાકાના કહેવાથી વૈદું શીખ્યો અને ઇટાલી જઇ ત્રણ વર્ષમાં વૈદક તથા તત્ત્વજ્ઞાનમાં પારંગત થઇ આવ્યો. ૧૪૯૯માં તે રોમની વિદ્યાપીઠમાં ખગોળશાસ્ત્રના અધ્યાપક તરીકે જોડાયો અને પૃથ્વીની આસપાસ જ બધા ગ્રહો ફરતા હોવાનો પાઇથાગોરાસનો સિદ્ધાંત સાચો લાગતાં તે વિષે વધુ પ્રયોગો કરવા અધ્યાપકપદેથી છૂટા થઇ તેણે ફ્રાઉનબર્ગનું પાદરીપદ લીધું. એ પદેથી તેણે લોકોપયોગી કાર્યો કર્યાં. લોકોને સહેલાઇથી પાણી મળે માટે બે માઇલ દૂરની નદી પર બંધની એક સારી ચક્કી વડે નળ દ્વારા ગામમાં પાણી લાવી આપ્યું; રાજ્યની વિનતિથી તેની ચલણપદ્ધતિમાં સુધારો કરી વ્યવસ્થિત કરી આપી અને એ વિષે એક પુસ્તક લખ્યું; અને દેવળોની આવકથી વરસના વરસોની ગણતરી કરી એક વ્યવસ્થિત ગ્રંથ પણ રચી આપ્યું. અનેકવિધ પ્રતિભા સેવા સાથે પોતાની શોધ તો તેણે જારી રાખેલી, અને એ પણ કેવળ નરી આંખે, કેમકે દૂરબીન તો ત્યારે શોધાયાં પણ નહોતાં. આમ ૩૦ વર્ષની સતત મહેનતે તેણે પૃથ્વીની દૈનિક અને વાર્ષિક ગતિ નક્કી કરી તથા તેને લીધે જ અનુક્રમે દિવસ-રાત અને ઋતુઓના ફેરફારો થાય છે એમ સાબિત કર્યું. પણ શોધ તે જેના જાહેર કરવાની તેણે હિંમત ન કરી; લોકોના ખોફથી ડરીને નહિ પણ પોતાનું જીવનકાર્ય વેડફાઇ ન જાય એટલા માટે. એકવાર તેનો ખાસ મિત્ર અને ગણિતનો અધ્યાપક જ્યૉર્જ જોઆકિમ તેને મળતાં તેના આ ગ્રંથ અને શોધ વિષે વાત નીકળી. જોઆકિમને તે છપાવવો આવશ્યક લાગતાં તે પોતાની સાથે તેની હસ્તપ્રત લઇ ગયો. લોકમાનસ પર તેના પ્રકાશનની કેવી અસર પડશે તે કોપરનિકસ જાણતો જ હતો, પણ સત્યને ગોંધી રાખવું પણ ઉચિત ન લાગતાં એ ગ્રંથના આરંભમાં જ એણે પોપ પાયસ ત્રીજાને એક ક્ષમાપ્રાર્થી પ્રસ્તાવના લખી. જોઆકિમે ખ્રિસ્તી ધર્મસુધારક ઓસિયાન્ડરને એ મહાન ગ્રંથ બતાવતાં તેણે તેનો ઉપહાસ કર્યો, પણ છતાં એ ગ્રંથ તો છપાયો જ. કોપરનિકસ હવે ઘરડો થયો હતો. પોતાનો ગ્રંથ છપાએલો જોવાની એકમાત્ર ઇચ્છાએ એ જીવન ટકાવી રહ્યો હતો. અંતે ૧૫૪૩ના મેની ૨૪મીએ છેક તેના અંતકાળે એ ગ્રંથ તૈયાર થઇ તેની પાસે આવી ગયો. પોતાની એ છેલ્લી આકાંક્ષા આમ સિદ્ધ થએલી જોઈ તે ગ્રંથ પર પ્રેમથી હાથ ફેરવતો ફેરવતો એક જ કલાક બાદ તે સંતોષથી મૃત્યુ પામ્યો.

### ફેબ્રુઆરીના દિનવિશેષ

તા. ૧ બારડોલીની નાકરની લડત શરૂ, ૧૯૨૨.
તા. ૨ ફ્રેન્ચ સંસ્થાન ચંદ્રનગરના હિંદ સાથેના જોડાણ પર બંને સરકારની સહીઓ, ૧૯૫૦.
તા. ૩ ૪૩૨ વર્ષે લંકા આઝાદ બન્યું ૧૯૪૮.
તા. ૮ પંડિત ગટ્ટુલાલનો જન્મ, ૧૮૭૧.
તા. ૧૩ જગન્નાથપુરીના મંદિરમાં સૌ હરિજનપ્રવેશ, ૧૯૪૮.
તા. ૧૪ અકબર ગાદીએ બેઠો, ૧૫૫૬.
તા. ૧૫ ગોખલેજીનું અવસાન, ૧૯૧૫.
તા. ૨૧ પંજાબમાં ગુજરાત ગામ પાસેની શીખો સાથેની લડાઈમાં જગવિખ્યાત કોહીનૂર હીરો અંગ્રેજોને હાથ ગયો. ૧૮૪૯.
તા. ૨૨ કસ્તુરબા ગાંધીનું અવસાન, ૧૯૪૪.
તા. ૨૫ ગુજરાતી સાહિત્યના નવયુગના અગ્રણી કવિ નર્મદનું અવસાન, ૧૮૮૬.
તા. ૨૮ હિંદમાં પ્રથમ ટેલીફોન શરૂ, ૧૯૪૮.
તા. ૨૯ ભારતમાંની છેલ્લી બ્રિટિશ લશ્કરી ટુકડીની મુંબઇમાંથી વિદાય, ૧૯૪૮.

### જાન્યુઆરી (૧૯૫૨)ની તવારીખ

તા. ૨ ગુજરાતી કવિ, સાહિત્યકાર અને વિચારક સાક્ષરવર્ય બળવંતરાય કલ્યાણરાય ઠાકોરનું અવસાન; તા. ૩ મુંબઈ રાજ્યમાં સ્વતંત્ર હિંદની પહેલી ચૂંટણીની શરૂઆત. તા. ૫ ક્રિકેટ, હોકી વગેરે મર્દોની રમતોમાં નામ કાઢનાર પટૌડીના નવાબનું પોલો રમતાં અવસાન; તા. ૧૦ ભવિષ્યમાં પશ્ચિમ ભારતનું મહાબંદર થનાર કચ્છના કંડલા બંદરનો પંડિત નેહરુને હાથે શિલારોપણ વિધિ; તા. ૧૮ ફ્રેન્ચોના વર્ચસ્વ તળેના ટ્યુનીશિયામાં રાષ્ટ્રીય તોફાનો. તા. ૨૪ નેપાળમાં બળવો થતાં કટોકટીની સ્થિતિ જાહેર કરીને રાજા ત્રિભુવને હંગામી વડા પ્રધાન કોઈરાલાને સઘળી સત્તા સોંપી. તા. ૨૬ ઇજિપ્તમાં બ્રિટન-વિરોધી પ્રજાની રમખાણોમાં સંખ્યાબંધ બ્રિટિશરોના મરણ; તા. ૨૭ ઇજિપ્તના પ્રધાનમંડળને રૂખસદ આપી રાજા ફારૂકે અલી મહેર પાશાને નવું પ્રધાનમંડળ રચવા ફરમાવ્યું.

### ફેબ્રુઆરીનો પ્રસંગવિશેષ : ચિતોડગઢનું ખંડન

સમગ્ર હિંદુ રાજ્યોને હરાવી એક મહાન મુઘલ સલ્તનત સ્થાપવાના સ્વપ્નસેવી અકબરે અડગ ને અજેય રહેલા મેવાડને નમાવવા તેની રાજધાની ચિતોડગઢને ૧૫૬૭ની ૨૦મી ઑક્ટોબરે ઘેરો ઘાલ્યો. બધા ગઢોમાં શ્રેષ્ઠ ગણાતા એ ચિતોડને પાડવા ને પાંચ કોસમાં પથરાય એટલી વિશાળ સેના અને ગઢના દરવાજા તોડવા સેંકડો હાથીઓ તથા તોપો લાવેલો. પરંતુ રાણા ઉદયસિંહની સેનાનું સંચાલન કરનાર બદનોરના ઠાકોર જયમલ રાઠોડે તેને છ છ મહિના સુધી મચક ન આપી. એક રાત્રે લાખોટાબારી પાસે મશાલને અજવાળે કોટની મરામત કરાવતાં જયમલને અકબરની ગોળી વાગી અને તે સખત ઘાયલ થયો; છતાં પોતાનું સંખ્યાબળ અને પુરવઠો ખૂટવા આવ્યાં હોઈ બીજે દિવસે રજપૂતોએ જ્યારે હુમલો કર્યો ત્યારે જયમલે પણ કલ્લાની કાંધ પર બેસી રણસંગ્રામમાં ઝુકાવ્યું અને અકબરને હાથે અમરગતિને પામ્યો. પોતાના એ મહાન સેનાનાયકને ગુમાવવાથી રજપૂતોએ છેવટના એ કેસરિયાં કર્યાં તેથી ચિડાએલા અકબરે ૩૦,૦૦૦ રજપૂતોની કતલ કરી નાખી. ગઢમાં સ્ત્રીઓએ જૌહર કર્યું. આમ આખરે ૧૫૬૮ની ૨૩મી ફેબ્રુઆરીએ એ અજેય મનાતો ગઢ પડ્યો. અકબરનો એ મહાન વિજય ગણાયો અને તેની યાદમાં ને ચિતોડનાં તોરણ-દ્વાર અને માઈલો દૂર સુધી સંભળાય એવી ત્યાંની નોબતો ને સાથે લઇ જઇ ચિતોડગઢને એવી ભગ્ન હાલતમાં મૂકી ગયો કે આજ સુધી તે ખંડેર જ રહ્યું છે.



**પાસો, ભેંસો, અગન, જલ, ઠગ, ઠાકોર, સુનાર;***
**એતાં ન હોય આપણાં, અજ, વાનર, કુ-નાર.**



કુંભમેળા પર હરદ્વાર ગએલા સ્વામી રામદાસને, ત્યાંની હથી નાખતી માનવમેદની-માંથી બે સાધુઓએ બચાવી, બખતરની માફક તેમનું જતન કરી, ખાસ પેલા વિખ્યાત બ્રહ્મકુંડ પાસે લઇ ગયા, જેમાં સ્નાન કરવાથી મોક્ષ મળે છે એવી વાયકા છે. પછી સાધુઓએ તેમણે એ કુંડમાં સ્નાન કરવાનું કહેતાં સ્વામીજીએ ઉત્તર આપ્યો 'મારે આવી મોટી સિદ્ધિ આટલી સસ્તી નથી જોઈતી.'

અનેકાર્થી શબ્દ: ગોકર્ણ = ગાયનો કાન; ખચ્ચર; સાપ; અંગૂઠાથી અનામિકા આંગળી સુધીના વિસ્તારનુ માપ; એક જાતનો મૃગ; ગાયના કાનના આકારમા વાળેલો હાથ; એક યોણુ ફૂલ; દક્ષિણ હિંદમાં આવેલું શિવનુ એક પ્રસિદ્ધ તીર્થ.

ગણિતગમ્મત: ૧ થી ૯ સુધીના અંકને, વત્તા (+)ના એક જ ચિહ્ન વડે એવી રીતે ગોઠવો કે સરવાળો કરતા ૯૯,૯૯૯ આવે. (જવાબ ૯૮૭૬૫+૧૨૩૪)

પોતાના મિત્રના ભાઈબંધને સોનીની દુકાન હતી, તેથી એક છોકરાએ તેની દ્વારા એક વીંટીની કિંમત પુછાવી. પેલાએ નીચે મુજબ જવાબ લખી મોકલ્યો. તમે તે ઉકેલી શકશો? NA K'J K JV VT.

પાણી ભરેલા કાચના પ્યાલામાં મધનાં બેએક ટીપાં નાખી જુઓ. નાખતાંવેંત એ ને એ સ્થિતિમા તળિયે પહોંચે તો મધ સાચું, ને પાણીમાં ઓગળી જાય તો ખોટું.

*સોની. (આટલા ઉપર જણે સોન રાખવો)

કહેવતોના અર્થ: 'આવે ભાઇનો ભાઇ, તે ઊભો નેવાં સાહી.'—પોતાનાં અંતરંગ માણસોને કારણે વર્તનમાં કોઈ પક્ષપાત કરતું હોય, તે બતાવવા માટે વપરાતી આ કહેવત પાછળ આપણા સંસારનું એક સ્વભાવલક્ષણ રહેલું છે. સામાન્યરીતે ઘેર આવેલું મહેમાન પોતાનું પિયરિયું હોય તો સ્ત્રી તેનો જેટલો ઉમળકાથી આદર કરે છે તેટલો પુરુષના સગાસંબંધીનો નથી કરતી; બલકે ઘણીવાર અવજ્ઞા પણ થાય છે. ભાઇનો (એટલે કે પુરુષનો) ભાઈ આવે તો તેને ઘરનાં નેવાં પકડીને (એટલે કે આંગણામાં બહાર) ઊભા રહેવું પડે, પણ બાઇનો (સ્ત્રીનો) ભાઈ આવે તો ઘરમા સ્થાન મળે; વગેરે વ્યક્ત કરતી એ ચાર ચરણની આખી કડી આ મુજબ છે:

આવે ભાઈનો ભાઈ,
તે ઊભો નેવાં સાહી,
આવે બાઈનો ભાઈ,
તે ઘરમાં પેસે ધાઈ.
આવે ભાઈની બેન,
તે જાયે આંસુ ઝેરી,
આવે બાઈની બેન,
તે જાયે સાડી પહેરી.

એને મળતી બીજી કહેવતો: 'કાંચળિયું સગપણ સાચું'; 'જમણમાં લાડુ ને સગપણમા સાઢુ'; 'સાળો રસોડા સુધી ને ભાઈ ઓશરીમાં'.

૧સેલ રાઇટ નામના એક માણસે ત્રણ કલાક અને ૨૫ મિનિટમાં પાછલા પગે બાર માઈલ સુધી ચાલી દુનિયાનો રેકોર્ડ તોડયો છે.

દુર્ગંધ આવતી શીશીમાં રાઈનું પાણી રેડી ખૂબ હલાવો; પછી ચોખ્ખા પાણીથી સાફ કરી નાખો: દુર્ગંધ દૂર થઈ જશે. (૨૫)

ડાક્તર: મેં તમારી પૂરી તપાસ કરી લીધી છે. તમને માત્ર લાંબા આરામની જરૂર છે.

દરદી: પણ મને ચેન નથી પડતું! તમે મારી જીભ તો જોઈ નહિ, ડાક્તર સાહેબ!

ડાક્તર: તેને પણ આરામની જરૂર છે





કલાકણિકા: પંજાબના એક મુખવાસના ડબ્બા પરની સોનાના બિદરીકામની તકતીઓ પૈકીનો એક નમૂનો અમે બે વરસ પર આપ્યો હતો. એ જ ઢબની બે અનોખી સુશોભન આકૃતિવાળી આ તકતીઓમાં વચ્ચેના વૃક્ષાકાર ચંદાની આકૃતિઓ નિરનિરાળી અને ભરચક હોવા છતાં નયનમનોહર છે.







સિક્કા પાડવાની કળા દુનિયામાં સૌથી વધુ ખીલવી ગ્રીકોએ. હિંદ જગતમાં સૌપ્રથમ સિક્કા પાડનારો દેશ ખરો, પણ તેનાં ચિત્રોની સુરેખતા તો તેણે ગ્રીકો પાસેથી લીધી. એવા ગ્રીકોનો સાઇરાક્યુઝનો દસ દ્રમનો રૂપાનો સિક્કો અહીં આપ્યો છે, જેની એક બાજુ વિજયી રથનું અને બીજી બાજુ દેવી તથા શુભ શુકનનાં સૂચક મત્સ્ય ચિત્રો છે.

### સપ્ટેમ્બર

| રવિ | સોમ | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| ∅ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ |
| ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ |
| ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ |
| ૨૮ | ૨૯ | ૩૦ | ∅ | ∅ | ∅ | ∅ |

### ઑક્ટોબર

| રવિ | સોમ | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| ∅ | ∅ | ∅ | ૧ | ૨ | ૩ | ૪ |
| ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ |
| ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ |
| ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ∅ |

### નવેમ્બર

| રવિ | સોમ | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| ૩૦ | ∅ | ∅ | ∅ | ∅ | ∅ | ૧ |
| ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ |
| ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ |
| ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ |

### ડિસેમ્બર

| રવિ | સોમ | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| ∅ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ |
| ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ |
| ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ |
| ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ∅ | ∅ | ∅ |







ડાબી બાજુ: ચામરધારિણી (બે દશ્ય) : ગુજરાતનું અપ્રતિમ સૌંદર્યવંતું આ મનોહર ધાતુશિલ્પ આખા ભારતવર્ષનાં ધાતુશિલ્પોમાં અજોડ નમૂનો છે. વિકસિત કમલ ઉપર અંગભંગે ઊભેલી માત્ર સાડા આઠ ઈંચ ઊંચી આ નયનમનોહર પ્રતિમાના પાછળ બાંધેલા મોટા અંબોડાથી શરૂ કરીને ઠેઠ પગ સુધીના વસ્ત્રાલંકારોની રચના સુરેખસુન્દર છે. ઇ. ૭૦૦-૮૦૦ના ગાળામાં આપણે ત્યાં પરાકાષ્ઠાએ પહોંચેલી એની શિલ્પકલાનો વિગતે ખ્યાલ આવે એટલા માટે તેની પીઠના ભાગની પણ છબિ જોડે આપેલી છે. એટલી જ સુંદર કોટિની, એનાથી બેએક વર્ષ જૂની—ઇ. ૬૫૦-૭૦૦ વચ્ચેના ગાળાની— આ ઉપર આપેલી અંબિકાદેવીની ધાતુપ્રતિમા પણ ગુજરાતનું એવું જ ગૌરવકારી શિલ્પ છે. ઋષભદેવની એક ધાતુપ્રતિમામાં જિનેશ્વરની શાસનદેવી તરીકે મૂકેલી એ મૂર્તિ છે. લાવણ્યભર્યું ઘાટીલું ઘડતર એટલું સુરેખસુન્દર છે કે આપણે ત્યાંની કળા તરીકે એને જોતાં આપણને સાનંદાશ્ચર્ય અભિમાન થાય. આજ સુધી ભારતની ધાતુશિલ્પકલામાં નાલંદા અને કુર્કિહારની પ્રતિમાઓ જે શ્રેષ્ઠ ગણાતી આવી છે તેની જ કોટિના સૌંદર્યથી અંકિત શિલ્પ આપણે ત્યાં ગુજરાતમાં પણ થતું હતું તેની પ્રતીતિ આપનાર આ પ્રથમ નમૂનાઓ છે, અને એ રીતે કલાના ઇતિહાસમાં એ અમૂલ્ય છે. વિગતે હકીકત માટે વાંચો આ અંકમાંનો લેખ 'ગુજરાતનું પ્રાચીન ધાતુશિલ્પધન'. (ફોટો · ઉમાકાન્ત પ્રે. શાહ)

**સૂર્યશક્તિનું સંગ્રહન :** દેશના સામાન્ય માનવીને પણ તેના જીવનની જરૂરિયાત તાત્કાલિક તેમજ સસ્તામાં સહેલી મળી શકે એ હેતુથી ન્યૂ દિલ્હીની નૅશનલ ફિઝિકલ લૅબોરેટરી–રાષ્ટ્રીય ભૌતિક-પ્રયોગશાળા જે પ્રયોગો અને શોધખોળો કરી રહી છે તેમાં સૂર્યની ગરમીને ઉપયોગમાં લેવાના પ્રયોગો પણ છે. ભારતમાં લગભગ બારે માસ તપતા સૂર્યનો ઉજ્જ્વલ પ્રકાશ સતત મળતો જ રહે છે. આ નૈસર્ગિક શક્તિને જો નાથી શકાય તો અખૂટ શક્તિ સસ્તામાં મળી જાય. છેલ્લાં બે વર્ષથી આ દિશામાં થએલા કાર્યને પરિણામે ત્યાં હાલ સૂર્યપ્રકાશ અને હવા વડે એક 'ઍર એન્જિન' ચાલી રહ્યું છે. બીજાં કાર્યોનાં જે બે ચિત્રો આ ઉપર બતાવ્યાં છે તેમાં પહેલામાં રસોઈનો પ્રયોગ છે. ચાર ફૂટ વ્યાસના ચકચકિત ધાતુના એક ખૂબ અંતર્ગોળ અરીસા દ્વારા સૂર્યનાં કિરણોને એક કાચની નળીમાં કેન્દ્રિત કરીને પછી તે ગરમી એ નળી વાટે પસાર થઈ તેની સાથે જોડેલા વાસણમાંની ચા, કૉફી, દૂધ કે રસોઇને ઉકાળે છે. આ વડે ૧૦-૧૫ મિનિટમાં શાક રાંધી શકાય છે. બીજા ચિત્રમાં સૂર્યનાં ઇન્ફ્રા રેડ કિરણોને વીજળીના ખાસ ઇન્ફ્રા રેડ ગોળાઓ દ્વારા કેન્દ્રિત કરીને એક કુકર ચલાવતું દર્શાવ્યું છે. આ સિવાય બીજા પણ પ્રયોગો થયા છે: (૧) રસોઈ માટે એક વિશિષ્ટ વાસણ બનાવ્યું છે જેનું કાચનું તળિયું પોતે જ સૂર્યકિરણોને ઝીલીને સંઘરી લે અને તેમાં રસોઈ થઈ જાય; (૨) સપાટ છાપરી પર આશરે ૭ ફૂટ માપના ચોકાની સપાટી કાળી રંગીને તેમાં ખાસ જાતના કાચનાં નળિયાં જડયાં છે. એ કાળી સપાટી ને કાચનાં નળિયાં ગરમીને ઝીલીને કેન્દ્રિત કરે અને તેની નીચે ગોઠવેલી નળીઓમાંથી વહેતા પાણીને તરત ગરમ કરી દે. પેલી બાજુથી પ્રવેશેલું ઠંડું પાણી આ બાજુના નળમાંથી ગરમ નીકળે! (૩) આ જ રીતે તેલ ભરેલી કાચની નળીમાં અરીસા દ્વારા સૂર્યપ્રકાશ કેન્દ્રિત કરીને તે ઊકળતા તેલ વડે રેફ્રીજરેટર ચલાવી શકાય છે. આ પદ્ધતિએ મોટા પાયા પર સૂર્યની ગરમીને કેન્દ્રિત કરીને હીટ એન્જિન કે થર્મો-ઇલેક્ટ્રિક જનરેટરો ચલાવી અખૂટ શક્તિ પણ મેળવી શકાય, જે વડે જંગી કારખાનાં ચાલી શકે. હાલ એક હળવા હૉર્સપાવરની મોટર તો ચલાવી પણ શકાય છે. આ શોધ દ્વારા ભારતભરના ગામડાંઓમાં જો રસોઇનું સસ્તું સાધન વ્યાપક કરી શકાય તો છાણાં તથા લાકડાં રૂપે લાખ્ખો ટનને હિસાબે એળે જતું ખાતર તથા લાકડાં બચાવી શકાય.



જાપાની શોભનગૂંથણી : દેશદેશના કલાકારો પોતાને ત્યાંની જીવ તથા વનસ્પતિસૃષ્ટિની મનોરમ લીલાઓમાંની રૂપલક્ષણો પકડી લઈને તે પરથી શોભન માટેનાં વિવિધ રૂપાંકનો પ્રકટાવે છે. જાપાની કલાકારોએ યોજેલાં એવાં રૂપાંકનોના બે સમૂહ માર્ચ ૧૯૫૦ તથા મે ૧૯૫૧ના અંકમાં આપ્યા હતા, તેવો આ ત્રીજો સમૂહ છે. એમાં મથાળાની પાંચ હારમાં માત્ર પક્ષીની જ વિવિધ લીલાની શોભનગૂંથણી છે. નક્શો, વાસણો, ઘરનાં ઉપકરણો વગેરે પર સુશોભનોના મુદ્દા તરીકે તથા બીજી પણ વિવિધરીતે વિવેકબુદ્ધિથી આને વાપરી શકાય.

## પ્રેમગાંઠ

· વસંત ·

બે આંખ કિંતુ નહિ બે વિધુ એ નિહાળે,
બે પાદ કિંતુ પથ એક જ સાથ કાપે,
સંગીત એક જ સુણે દ્વય કર્ણ તો યે,
શી છે પડી ઉભય ઐક્યની પ્રેમગાંઠ!
એવાં જ આપણ; હવે પ્રિય, શા ઉચાટ!

**રમણલાલ જાની**

જોડિયા દેહાંગોના પરસ્પરના ઐક્યને પ્રેમગાંઠની ઉપમા આપીને યોજેલી એક નવી જ કલ્પના.

## પ્રતિજ્ઞા

· વંશસ્થ-વસંત ·

દિનાન્ત પ્હેલાં હણવા જયદ્રથ
સખાતણી પૂર્ણ થવા પ્રતિજ્ઞા
રહ્યો નહીં સંભવ લેશ ત્યારે
વાત્સલ્ય-અબ્ધિ ઉછળ્યો નભચુંબિ છોળે
છાઈ દીધો -જલદમાળથી વ્યોમ સૂર્ય
ને ભક્તના શપથબોલ કર્યા પ્રપૂર્ણ.

**વિવિત્સુ**

મહાભારતના યુદ્ધ વેળા અર્જુને સૂર્યાસ્ત પહેલાં જયદ્રથને હણવાની પ્રતિજ્ઞા લીધેલી, તેમાં તે ફાવવા વિષે સંશય જણાતાં કૃષ્ણે આકાશને વાદળાંથી છાઈ સૂર્યાસ્તનો આભાસ ઉત્પન્ન કર્યો. તેથી પોતાના વિજયના આશ્ચર્યથી જેવું જયદ્રથે ઊંચું જોયું કે કૃષ્ણના સંકેતથી અર્જુને તેને માર્યો. તરત કૃષ્ણે આભાસ દૂર કરતાં ફરી સૂર્ય પ્રકાશ્યો.

## તારું હૃદય

તારું હૃદય
–તો ચંદ્ર જાણું, જે ઉજાળે આભ આ અંધારમય;
તારા વિષે મારી પ્રીતિ:
કિન્તુ એને કારણે મારી અચળ શી આ સ્થિતિ:
યુગયુગ થકી જેણે કદિ રે એક પણ એનું ચરણ
માંડયું નથી–તે ચંદ્રમાં પૂરાયલો હું તો હરણ!

**પ્રિયકાન્ત મણિયાર**

ચન્દ્રનો એક નવી જ કલ્પનામાં ઉપયોગ.

## લાલિમા

· મંદાક્રાન્તા ·

તારે ઓષ્ઠે ખિલખિલ થતી લાલિમા હાસ્ય રેલે
તે જોઇને કુમકુમભર્યો ચાંદલો ઝંખવાયે;
ને ગાલે થૈ રસમય ધરે લાલિમા રમ્ય ખ્વાબ,
વેરી દે ત્યાં શરમમહીં સૌ, વેણીની પાછળેથી
ડોકાતું તે મધુર નિજની પાંખડીઓ ગુલાબ.

**ગીતા કાપડિયા**

ગયા અંકમાં છપાયેલા આ કાવ્યની પહેલી લીટીમાં થએલા મુદ્રણ-દોષથી તે દુર્બોધ થએલું હોઇ ફરી આપ્યું છે. લાલિમાને બિરદાવતી નાની, રમ્ય કલ્પનાઓ છે:

## મુસ્કે'રાટ

· પૃથ્વી ·

ન કો સ્વજન સંગમાં, પથ અફાટ સામે પડયો,
અને શ્રમિત અંગમાં નવ સ્ફુરે નવી ચેતના,
નિશાન નવ દીસતું, ક્ષિતિજ ક્યાંય દૂરે પડયું!
યકીન ધરી તે છતાં, કદમકૂચ ખેડી રહ્યો.
વીત્યું જીવિત આખું વેઠી દુઃખડુંગરા તો ય આ
સદા વિધિથપાટથી હસતું મર્દ હૈયું રહ્યું.

રહ્યું હસતું હૈયું? હા, વિષમ રુદ્ર વંટોળિયે
સમૂલ મુજને ઉખેડી દઇને ભલે રાનમાં
ભલે પટકી દો: ન કંપ કરુણા સમાશ્વાસની
તમા ન મધમીઠાં શબ્દ મિજબાનીની યે કશી—
અગર્ દિલ ચહે ભલે ખડખડાટ લેજો હસી.
અકેલ ક્ષીણશક્તિ આશાહીન દુઃખડામ્યો છતાં
નિરંતર, હું મસ્ત મુઠ્ઠીભર હાડકાંનો ઘડયો
ધરીશ મુખ મુસ્કે'રાટ—મુજ આયખાની ગતા!

**મધુકર રાંદેરિયા**

બલવતી બાનીમાં મર્દાનગીની ફોરમ મહેકાવતું સૉનેટ.

## હે હોલિકા!

· મિશ્ર ·

હે હોલિકા!
શિખા રમે કો તુજમાં અનામિકા.

સ્થાને સ્થાને નર્તતી તું અનૂપા,
ગેહે ગેહે સોહતી તારી મૂર્તિ,
રાજે સૌમાં એક તું ભિન્નરૂપા,
દેહે દેહે તુજ વિલસતી ગુપ્ત કો પ્રાણપૂર્તિ.

તું દેવોના યજ્ઞની અગ્નિજ્વાલા,
ભક્ષે જે સંધા હવિ અમૃતોના,
ને લાવી દે દાન સૌ સંભૃતોનાં,
તું ભૂમાની અમલ પ્રતિમા, મુક્તિમંદારમાલા.

તું સ્રષ્ટાની આદિ કો દિવ્ય દીપ્તિ,
જે સૃષ્ટિનાં અંતરે ઓતપ્રોત,
રોમે રોમે જે હતો ગૂઢ સ્રોત,
રે તે આજે પ્રકટ તુજમાં પૂર્ણની પૂર્ણ જ્યોતિ.

તું મૂર્ત શક્તિ પ્રભુની પ્રભાવિકા,
હે હોલિકા!

**શ્રીકાન્ત માહુલીકર**

# કલા અને કલાકાર

લેખક હરસુખ ભટ્ટ બી. એ.

'એકોઽહં બહુસ્યામ' આદિમાં સર્જનહારને એકના અનેક થવાની કેવી તમન્ના થઇ હશે! એકલું કોને ગમે છે? 'एकाकी न रमते' સર્જન કોને નથી ગમતું?

આવી જ કોઇ તમન્નાથી કલાકાર પણ કલાકૃતિ સર્જે છે. કલાકાર લખે છે, ચીતરે છે કે શિલ્પ કરે છે તે એ સર્જનના આનંદ માટે. કવિને કાવ્ય રચતાં, ચિત્રકારને ચિત્ર ચીતરતાં, શિલ્પીને મનોમૂર્તિનું સર્જન કરતાં, સંગીતકારને કોઇ સૂર વહેવડાવતાં કે નૃત્યકારને નૃત્યના નવા અંગમરોડ શોધતાં સૌંદર્યના એ સંશોધનમાં જે આનંદ આવે છે તે કોણ કલ્પી શકે? એ તો કેવળ કલાકાર જ જાણે. એ આનંદને બ્રહ્માનંદ-સહોદર કહ્યો છે. યોગીને યોગસાધનાને અંતે બ્રહ્મનો સાક્ષાત્કાર થતાં જે આનંદનો અનુભવ થાય છે એના સગાભાઈ જેવો જ આનંદ કલાકાર અનુભવે છે.

પ્રખ્યાત અંગ્રેજ કલાવિવેચક ઍબરક્રૉમ્બી કહે છે: An artiste communicates કલાકાર પોતાના રહસ્યમય અનુભવને communicate સંક્રાન્ત કરે છે. પ્રથમ તો કલાકારને પ્રેમ, કરુણા, સમભાવ વગેરે ભાવોનો અનુભવ થાય છે, અને એ અનુભવ કલાકારને જાણે સર્જન કરવાનો આગ્રહ કરતો હોય એવું લાગે છે. Experience urges an artiste to create. પોતાના અનુભવને બીજાની પાસે રજૂ કરવા માટે તે કલાકૃતિ રચે છે.

કલાકારનો અનુભવ બે પ્રકારનો હોય છે: (૧) પ્રત્યક્ષ અનુભવ અને (૨) કાલ્પનિક અનુભવ. કોઈ કલાકાર કોઇ ગરીબની દુઃખી પરિસ્થિતિ જોઈને કરુણાની લાગણી અનુભવે છે, તો કોઈને કોઈ વ્યક્તિ પ્રત્યે પ્રેમ જાગવાથી પ્રેમની લાગણીનો અનુભવ થાય છે, તો કોઈને પ્રકૃતિના અવનવાં દશ્યો જોઈને સૌંદર્યનો અનુભવ થાય છે. આમ સીધીરીતે થયેલો અનુભવ એ 'પ્રત્યક્ષ' અનુભવ. પણ કલાકાર વાર કલ્પના પણ કરે છે કે અમુક પ્રેમીના હૃદયમાં કેવીકેવી ર્મિઓ ઊછળતી હશે! અને પછી પોતે એ ભાવ અનુભવે છે. તે ત્પનિક' અનુભવ. કોઇ સાધારણ મકાનમાં રહેતો ગરીબ કલાકાર રે રાજમહેલનું ચિત્ર ચીતરે છે ત્યારે એને મહેલની ભવ્યતાનો અનુભવ કલ્પનાથી જ કરવો પડે છે, અને કોઈ ધનવાન કવિ પીડિતો અને ગરીબોનાં કાવ્યો જ્યારે મખમલના સોફા ઉપર બેસીને લખે છે ત્યારે તેને પણ કાલ્પનિક અનુભવનો જ આધાર લેવો પડે છે.

આવી રીતે પોતાના હૃદયમાં થએલો અનુભવ કલાકાર અન્યના હૃદયમાં સંક્રાન્ત કરે છે. દરેક માણસને પોતાનો કોઈ રહસ્યમય અનુભવ બીજાને કહેવાની ઈચ્છા તો હોયજ છે, પણ સાધારણ માણસ વસ્તુની રજૂઆત સાધારણરીતે કરે છે, જ્યારે કલાકાર એ જ વસ્તુની રજૂઆત કરતાં તેને વધુ ભાવનામય અને સૌંદર્યયુક્ત બનાવે છે અને પોતાના જીવનની આવી ધન્ય પળોને કૃતિ દ્વારા ચિરંજીવ બનાવી મૂકે છે. કવિની કવિતા, ચિત્રકારનું ચિત્ર કે શિલ્પીનું શિલ્પ ભાવકના (વાંચનારના અથવા નિહાળનારના) હૃદયમાં તેના જેવી જ લાગણીઓનો અનુભવ કરાવે છે. જે કલાકૃતિમાં ભાવકની લાગણીઓને બહેલાવવાનું જેમ વધુ સામર્થ્ય, તેમ તે કલાકૃતિની સફળતા વધુ.

Art is an imitation of life: કલા જીવનનું અનુકરણ કરવાનો પ્રયત્ન કરે છે. વીનસ દ મિલોની પ્રતિમા બનાવનાર શિલ્પીએ અને અજંટાનાં ચિત્રોની સ્વપ્નસૃષ્ટિ રચનાર ચિત્રકારોએ જાણે જીવનને આબેહૂબરીતે મૂર્ત કર્યું છે. આનો અર્થ એમ નથી કે યથાર્થદર્શી (realistic) કલા એ જ માત્ર સાચી કલા છે. રેખાઓની ગૂંથણી કે શિલ્પની અમુક ભાત(design)માં, અથવા સંગીતના (શબ્દો વિનાના) રાગો કે આલાપોમાં નથી માનવ જીવનની પ્રતિકૃતિ કે નથી પ્રકૃતિનું અનુકરણ; માટે તેને કંઈ કલાવિહીન ન કહી શકાય; કારણ કે એ પણ ભાવુકના ઉરસરોવરમાં આનંદનાં આંદોલનો ઊભાં કરી શકે છે. એટલે કલા યથાર્થદર્શી (realistic) ઉપરાંત આદર્શદર્શી (idealistic) પણ હોઈ શકે છે.

જીવનમાં શું છે એટલું જ કહેવાનું કલાને માટે પૂરતું નથી; પણ તેને તો જીવનમાં શું હોવું જોઇએ એ પણ કહેવાનું છે. કોઈક ચિત્રને કે શિલ્પને જોઇને કેટલાકને શંકા થાય છે કે 'આવી સ્ત્રી તે હોતી હશે? આટલી મોટી આંખો? આટલી પાતળી કેડ? આટલો મોટો અંબોડો? આવું તો અમે ક્યાંય જોયું નથી!' પણ જે જોયું હોય તે જ અને તેવું જ કલામાં ઉતારવું એ પૂરતું નથી; પણ તેનાથી અધિક સુંદર જે હોવું જોઇએ તે પણ કલામાં આલેખાવું જોઇએ. વાસ્તવદર્શી ચિત્રકાર માઈકલ ઍન્જેલો કે રેનૉલ્ડ્ઝ કે રેમ્બ્રાંનાં ચિત્રોમાં જ સૌંદર્ય છે અને રેખાઓમાં સહેજ અતિશયોક્તિ કરનાર નંદલાલ બોઝનાં ચિત્રોમાં કે અવાસ્તવિક રંગોની સજાવટથી અજબ સૌંદર્યસૃષ્ટિ રચનાર નીકોલસ રોરિકનાં ચિત્રોમાં સૌંદર્ય નથી એમ કોણ કહી શકે?

ધર્મ, તત્ત્વજ્ઞાન કે નીતિશાસ્ત્ર માનવને 'સંસ્કૃત' કરવા માટે છે. પણ તેમને યે કલાનો આધાર તો લેવો જ પડે છે. લોકોને ધર્મ ને સદાચાર શીખવવા લખાયેલાં રામાયણ, મહાભારત, ઉપનિષદો, કુરાન કે બાઈબલને પણ રસથી ભરપૂર કાવ્યમય વાણીનો આધાર લેવો પડે છે. સૉક્રેટીસનો શિષ્ય પ્લેટો, જે કલા ને કલાકારોને પોતાના 'આદર્શ રાજ્ય'માંથી બાકાત રાખવા ઈચ્છતો હતો તે પોતે જ્યારે તત્ત્વજ્ઞાન, રાજનીતિ કે બીજા વિષયો પર લખતો ત્યારે પોતાની વાતને સુંદર ને સચોટરીતે કહેવા જતાં કોઈ કવિની છટાથી કલ્પના, અલંકાર ને શબ્દમાધુર્યથી ભાષાને ઓપ આપતો. આમ, એ કલાનો વિરોધી પણ કલાત્મક બની જતો. કલા વિના જીવન 'સંભવી' શકે ખરું, પણ કલા વિના તે 'કૃતાર્થ' તો નથી જ થતું.

કલાનો ઉદ્દેશ રંજન કરવાનો છે. કેટલીક વાર પ્રાચીન કવિની કવિતામાં વધુપડતો ઉપદેશ કે આધુનિક કવિની કૃતિમાં વધુપડતો પ્રચાર આવી જાય છે ને એથી કલાની વિકૃતિ થાય છે. કલાનો ઉદ્દેશ શીખવવાનો કે પ્રચાર કરવાનો નથી, પણ આનંદ આપવાનો છે. પણ આથી હું એમ નથી કહેવા માગતો કે 'કલા ખાતર કલા' (Art for art's sake) એ જ સિદ્ધાંતને વળગી રહેવું. આમ કરવાથી તો જે ચિત્ર કે કાવ્ય અશ્લીલ વર્ણન આબેહૂબ અને સુંદરરીતે કરે તેને પણ સારી કલા કહેવી પડે; કારણકે એ ચિત્રમાં રંગ અને રેખા સુંદર છે અને એ કાવ્યમાં કલ્પના અને શબ્દમાધુર્ય સુંદર છે. 'કલા ખાતર કલા' એ સિદ્ધાંતમાં માનનારાઓ ઘણીવાર એવી દલીલ કરે છે કે 'કલાનું કર્તવ્ય કેવળ સૌંદર્યસૃષ્ટિ ખડી કરી આનંદ આપવાનું જ છે, પછી એ આનંદ ગમે તેવો હોય.' પરંતુ સૌંદર્ય 'સત્ય' અને 'શિવ'થી વેગળું ન સંભવી શકે. અમુક પ્રવાહ રમણીય હોય પણ જો તે જીવનને અધોગતિના માર્ગે ઘસડી જાય તો તે દુઃખદાયક છે. કલાનો આનંદ એટલે નિર્વિકાર આનંદ, કલા એટલે सत्यं शिवं सुंदरम्।

# મનોમંથન

## કાકાસાહેબ કાલેલકરનાં
## તરુણકાળનાં સંસ્મરણોની 'સ્મરણયાત્રા'ની અનુગામી લેખમાળા



કેવળ ગુજરાતના કુમાર-સાહિત્યમાં જ નહિ પણ સમગ્ર આત્મકથનના સાહિત્યમાં એક વિશિષ્ટ પ્રકાર તરીકે જેણે અનન્ય સ્થાન પ્રાપ્ત કર્યું છે એ શ્રી કાકાસાહેબ કાલેલકરની 'સ્મરણયાત્રા' સૌ પ્રથમ પ્રકટ કરવાનું સદ્ભાગ્ય 'કુમાર'નું હતું. 'કાકા થયા પહેલાં' એ મથાળા નીચે શરૂ થયા પછી વર્ષો સુધી 'સ્મરણયાત્રા'ના નામથી ચાલેલી એ માળામાં, બાળપણથી માંડીને મૅટ્રિકનો અભ્યાસ પૂરો થતાં સુધીના કુમારકાળનાં જે સંસ્મરણો આવ્યાં તેમાં રસભર્યા પ્રસંગોની પાછળ થતા રહેલા માનસ-ઘડતરની પ્રક્રિયાનું સુગોપિત આલેખન હતું. કૉલેજમાં આવ્યા પછી એ ઘડતરે જે 'મનોમંથન'નું રૂપ ધારણ કર્યું તેનાં બે'ક સ્મરણો 'કુમાર'માં આવેલાં. પછી સંજોગાનુસાર તેનું લેખન અટક્યું. પણ 'કુમાર' પ્રત્યેની પોતાની મીઠી વત્સલતાથી કાકાસાહેબે, તે જ્યારે પણ લખાય ત્યારે તે પ્રથમ પ્રકટ કરવાનો અધિકાર 'કુમાર'ને જ સ્વીકારેલો. હવે એમના જ તંત્રીપણા નીચે પ્રકટ થતા હિંદી માસિક 'મંગલ પ્રભાત'માં એ માળા આવવા લાગી છે, તેનો અનુવાદ આ અંકથી શરૂ થાય છે. તરુણકાળના તીવ્ર મનોમંથનના એ પ્રસંગોના આલેખનમાં વાચકને અનુવાદકની જે કોઇ ઊણપ લાગે તો તેઓ સહી લેશે, અને અમારી સાથે જરૂર ઈચ્છશે કે 'સ્મરણયાત્રા'ની પેઠે આના પણ મૂળ લેખનનો લાભ હવે ય ગુજરાતીને મળે તો સારું.

પ્રાથમિક શાળામાં ટાટ પર બેસનાર વિદ્યાર્થીને જ્યારે પાટલી પર બેસવાનો મોકો મળે છે ત્યારે તેને લાગે છે કે આપણે કંઇક ઊંચે ગયા, આપણી પ્રતિષ્ઠા વધી. એ જ પ્રમાણે હાઈસ્કૂલનો અભ્યાસ પૂરો કરીને જ્યારે તે કૉલેજમાં આવે છે ત્યારે પણ તેને એમ લાગવા માંડે છે કે પોતે હવે કોઇક અદકો માણસ બન્યો. શાળાની પરીક્ષા જુદી, મૅટ્રિકની જુદી. વિદ્યાર્થી એમ માને છે કે આખા પ્રાંતના હજારો વિદ્યાર્થીઓની સાથે એક સર્વસામાન્ય પરીક્ષામાં બેસીને તેમાં પાસ થઇ જવું, નંબર મેળવવો એ કોઈક લોકોત્તર કસોટી છે. જે શિક્ષકોને એવો આગ્રહ રહેતો કે અમારા વિદ્યાર્થીઓએ ફલાણો નંબર કે જગન્નાથ શંકરશેઠ સ્કૉલરશિપ તો જીતવી જ જોઇએ તેઓ તેમજ તેમની શાળાના વિદ્યાર્થીઓ મૅટ્રિકના પેપરો તથા પરીક્ષકોની ખાસ્સી જાણકારી રાખતા. ઘોડદોડ કે સરકસને માટે જે કાળજીથી ઘોડાને કેળવવામાં આવે છે એ જ રીતે પરીક્ષાને માટે વિદ્યાર્થીઓને પણ તૈયાર કરવામાં આવતા. કેટલાક વિદ્યાર્થીઓ તો એ માહિતી પણ મેળવી લેતા કે આખા પ્રાંતમાં મૅટ્રિકના વર્ગમાં ક્યાકયા છોકરા ચતુર ને બુદ્ધિમાન છે. 'આ વર્ષે પરીક્ષામાં બેસીશ તો અમુક છોકરાઓનો મુકાબલો નહિ કરી શકું, ને પહેલો નંબર આવવાની આશા નથી, એટલે આવતી સાલે જ પરીક્ષા આપવી સારી' એવો દૂરદર્શી વિચાર કરનારા વિદ્યાર્થીઓ પણ અમારા જમાનામાં હતા. આજકાલ શું છે તેની મને ખબર નથી. આવી રીતે પરીક્ષા પાસ કરીને કૉલેજમાં જતા વિદ્યાર્થીને એમ લાગે કે પોતે હવે કોઇ ઉચ્ચ કોટિનો જીવ બની ગયો તો એમાં નવાઈ શી?

હું જે હાઈસ્કૂલમાં ભણતો ત્યાંના અમારા શિક્ષકોમાં પહેલા નંબર માટે કે સ્કૉલરશિપ મેળવવા માટે વિદ્યાર્થીને તૈયાર કરવાનો ઉમંગ ન હતો. હું માનું છું કે મારે માટે આ જ આબોહવા સારી હતી. અમે—કાંઈ નહિ તો હું તો જે કાંઈ વિષય ભણતો તે દિલ-ચસ્પીને ખાતર જ. અમારા શિક્ષકોમાં પણ પોતપોતાના વિષયો માટે સાચી દિલચસ્પી હોવાથી જ તેઓ આ વાતાવરણ જમાવી શક્યા હતા. કેવળ પરીક્ષાને માટે જ વિદ્યાર્થીઓને તૈયાર કરનારા શિક્ષકો પ્રત્યે એ દૃષ્ટિએ પણ મારા મનમાં ઓછો આદર રહેતો. મને લાગતું કે જ્ઞાનની ઉપાસનાને હરીફાઈનું રૂપ આપવું એ, કાંઈ નહિ તો શિક્ષકોને તો શોભા આપનારું નથી જ. એ વખતે આ વાત હું કદાચ આ શબ્દોમાં મૂકી ન શકત; પણ વૃત્તિ તો આ જ હતી.

એક જ શાળામાં આખું વરસ તો હું કદી જ ભણી શક્યો નથી. આથી મને ઘણું નુકસાન થયું છે મૅટ્રિકની પરીક્ષા પતાવતા વેંત—એટલે કે પરિણામ બહાર પડયા પહેલા જ અમારા વર્ગના વિદ્યાર્થી-ઓએ જુદીજુદી કૉલેજોમા દાખલ થવા માટે અરજીઓ કરી દીધી હતી. મને ખુદને તો આનું ભાન પણ ન હતુ. મેં પણ મોટાભાઇએ કાંઈ સુઝાડયું નહિ. પણ પરીક્ષામાં પાસ થયા પહેલાં આગ અરજી કરવાનું મને કોઇએ જો સુઝાડયું હોત તો મને લાગત કે એમાં શાલીનતા નથી અરજી આપીએ ને પછી પરીક્ષામાં નાપાસ થવાય તો? ભારે ફજેતી જ ને?

આનું પરિણામ એ આવ્યું કે ડેક્કન કૉલેજમાં જવાની ઈચ્છા હોવા છતાં મને ત્યાં પ્રવેશ ન મળી શક્યો. એ બાબતમાં પણ મારું બાધાપણું જ આડે આવ્યુ. અમારી હાઈસ્કૂલના હેડમાસ્તર રાવજી બાળાજી કરંદીકરનો મારા પર પૂરો પ્રેમ. જ્યારે એમને ખબર પડી કે વખતસર અરજી ન કરવાને કારણે ડેક્કન કૉલેજમાં મને પ્રવેશ મળવાનું મુશ્કેલ બની ગયું છે, ત્યારે એમણે મને એક ઘણો જ સુંદર ભલામણપત્ર લખી આપ્યો. એ લઇને હું ડેક્કન કૉલેજમાં ગયો. ત્યાં ઓરડીઓની વહેંચણી થઈ રહી હતી. મેં એ વહેંચણી કરનાર 'ફેલો'ને જઇને એ પત્ર આપ્યો. પત્રની નીચેની સહી વાંચતાં જ એ પ્રભાવિત થયા: એમના ચહેરા પરથી મને એમ લાગ્યું. હું સમજ્યો કે મને હવે ઓરડી મળી જવાની. ઓરડીઓની વહેંચણી પૂરી થઈ, પણ મને ઓરડી ન મળી. મેં ફેલોની પાસે જઈને કહ્યું, 'મારો ભલામણ-પત્ર મને પાછો દઈ દો,' એણે કાંઈક વિચિત્ર રીતે મારી તરફ જોયું. હું તેનો અર્થ ન સમજ્યો. થોડી વાર ચૂપ રહીને મેં ફરીથી સાફસાફ માગણી કરી કે 'મારો ભલામણ-પત્ર મને પાછો આપી દો.' (મને શી ખબર કે જેમની અરજી વખતસર ન આવી હોય એવા વસીલા-વાળા વિદ્યાર્થીઓને પાછળથી કાંઈક ખૂબીથી જગ્યા મળી જાય છે! કેટલીક વાર તો એવા લોકો માટે ખાસ જગ્યા પણ ખાલી રાખવામાં આવે છે.) ફેલોએ ફરી વિચિત્ર ચહેરો કરીને મારી તરફ જોયું અને મારો ભલામણ-પત્ર મને પાછો આપી દીધો. એને મનમાં થયું હશે કે 'કેવો બાઘો છે? આટલું પણ સમજતો નથી! એનું નસીબ જ આડે આવે છે તો એને માટે બીજા શું કરવાના હતા?'

ભલામણપત્ર લઇને હું પ્રિન્સિપલ સેલ્બી પાસે ગયો. પણ સાહેબના બંગલામાં જવાની હિંમત કેમ ચાલે? ફાટક પાસે જ ઊભો થઈ રહ્યો. સેલ્બી સાહેબ બહાર આવ્યા ત્યારે એમના હાથમાં ભલામણપત્ર મૂકવાને બદલે મેં કહ્યું, 'મને રેસિડેન્સીમાં ઓરડી જોઇએ છે.' એમણે પૂછ્યું, 'આજ સવારે તમે ફેલોને મળ્યા હતા?' મેં કહ્યું, 'ના; બપોરે મળેલો.' મારો આ જવાબ સાંભળીને સેલ્બી સાહેબ ચાલ્યા ગયા. બસ, 'ડેક્કન'માં ભણીને કૉલેજ-શિક્ષણ લેવાની ઉમેદ ઉપર સદાને માટે પાણી ફરી વળ્યું.

ડેક્કન કૉલેજની ભવ્ય ઇમારતોનો મારા મન પર બહુ પ્રભાવ પડેલો. છાત્રાલયની નાનીનાની ઓરડીઓની એવડી હાર જોઇને હું તો તાજ્જુબ થઇ ગએલો. જ્યારે ઓરડી ન મળી ત્યારે મનમાં વિચાર આવ્યો કે 'ભલે ઓરડી ન મળે ને માત્ર વરંડાના એક ખૂણામાં રહેવા દે તો પણ ખુશીથી રહું. ઓરડીઓ સિવાય બીજી આટલી બધી જગ્યા ખાલી પડી છે તો પણ આ લોકો કોણ જાણે શાથી વિદ્યાર્થીઓને નથી ભણે છે.'

મને ઘણી વાર વિચાર આવ્યો છે કે જો ડેક્કન કૉલેજમાં જગ્યા મળી હોત તો મારી જિંદગીને જુદો જ ઝોક મળ્યો હોત. પિતાજી સરકારી નોકર હતા. એક મોટા ભાઈ પણ સરકારી નોકરીએ લાગી ગયા હતા. આમ હોવાથી સરકારી નોકરીનો જ આદર્શ મારી સામે રહ્યો હોત. હાઈસ્કૂલમાં હું અભ્યાસી છોકરો તો નહોતો, પણ વિદ્યા માટેની દિલ્લગી તો મારામાં ઘણી હતી. હું ડેક્કન કૉલેજમાં ગયો હોત તો કદાચ વિદ્યાવ્યાસંગી તરીકેની નામના હું કમાયો હોત. ને સરકારી નોકરી કરતા વિદ્વાનોનાં જીવન જેવાં પ્રતિષ્ઠિત હોય છે એવું મારું જીવન પણ થયું હોત. એ 'કરીઅર' હું ખોઈ બેઠો. એનો મને કદી વસવસો નથી થયો. પણ યુરોપિયન પ્રોફેસરોનો જે સંપર્ક મને ત્યાં મળત એ ફર્ગ્યુસનમાં ન મળ્યો એનું મને ઘણી વાર દુઃખ થયું છે.

આજ પણ મને લાગે છે કે ઓછામાં ઓછું યુરોપિયન મિશનરીઓનો સંપર્ક સાધવા જેટલી ધાર્મિક ઉદારતા મારામાં એ વખતે હોત તો પણ મને ઘણો લાભ થયો હોત. ફર્ગ્યુસન કૉલેજમાં અંગ્રેજી ભાષા અને સાહિત્યનું ભણતર તો મળ્યું. અંગ્રેજીમાં જ બધા વિષયો શીખવા પડ્યા, તો પણ વિદ્યાર્થીકાળમાં અને તે પછી પણ અંગ્રેજોનો સંપર્ક મને ન મળ્યો એ સારું ન થયું એવું મને પાછળથી લાગવા માંડ્યું. અને તેનો વિષાદ આજ પણ ગયો નથી. અંગ્રેજોના સંપર્કથી જ સુશિક્ષિત કે સંસ્કારી થવાય છે એવી કલ્પના કદી ન હતી; પણ તદ્દન જુદી જ સંસ્કૃતિના લોકો સાથે ઘનિષ્ઠ સંબંધમાં આવવું એ સંસ્કારિતાનું જ એક જરૂરી અંગ છે એવી મારી માન્યતા કૉલેજનો અભ્યાસ પૂરો થયા પહેલાં જ પાકી થઇ ગઈ હતી.

જે વિદ્યાર્થીઓ પૂના-મુંબાઈ જેવાં મોટાં શહેરોમાં રહે છે તેમને નાનપણથી જ કૉલેજ, તેની ઇમારતો, પ્રોફેસરો, તેમના ગાઉન (ઝભ્ભા), કૉલેજના વાદવિવાદ વગેરેનો પરિચય હોય છે. મારા જેવા, જેણે મૅટ્રિક પાસ થતાં સુધી કૉલેજનું મકાન પણ જોયું નથી હોતું એના મન પર કૉલેજના દોરદમામનો નૈતિક પ્રભાવ પડ્યા વિના નથી રહેતો.

૨

જ્યારે હું અંગ્રેજી છઠ્ઠી કે સાતમીમાં હતો ત્યારે મારા મોટા ભાઈ બહુ બીમાર હતા. ઘણા દિવસ સુધી ચરી પાળવાથી તેમનું મોં મોળું પડી ગયું હશે એમ માનીને મારી માએ તેમને કોઈક સ્વાદિષ્ટ રોચક વસ્તુ ખાવા આપી. પણ એમણે તે ન લીધી. એમણે જો એટલું જ કહ્યું હોત કે 'અપથ્ય વસ્તુ ફરી ખાઇને મારે સદા માંદા



નથી રહેવું' તો એમના એ કથનની મારા પર ઝાઝી અસર ન થઇ હોત. પણ એમણે કહ્યું, 'આ વસ્તુ અપથ્ય છે. એથી મને નુકસાન થશે એવું સ્પષ્ટ જાણતો છતાં હું એ ખાવાને તૈયાર થાઉં તો હું સુશિક્ષિત શાનો?' એમના આ જવાબથી મને લાગ્યું કે સુશિક્ષણનું એક પરિણામ એ હોવું જોઇએ કે પોતાનું હિત-અહિત સમજવા લાગ્યા પછી 'અહિત'ને ટાળવાની સંયમશક્તિ સુશિક્ષિત આદમીમાં આવવી જ જોઇએ. આ એક પ્રસંગથી કૉલેજ-શિક્ષણને માટે મારા મનમાં આદર પેદા થયો હતો. કૉલેજમાં દાખલ થયા પછી મારા કેટલા યે દોષ 'હવે તો આપણે કૉલેજમાં આવ્યા' એ ભાવનાથી જ આપોઆપ દૂર થઈ ગયા હતા.

હું જ્યારે ફર્ગ્યુસન કૉલેજમાં દાખલ થયો ત્યારે કેટલાક વિદ્યાર્થી આવવાના બાકી હતા. કૉલેજની ક્લબો હજી શરૂ નહોતી થઈ. રજાના દિવસોમાં પણ ઠીકઠીક અભ્યાસ થઈ શકે એ હેતુથી જે પાંચદસ જૂના વિદ્યાર્થી કૉલેજની રેસિડેન્સી (છાત્રાવાસ)માં રહેતા હતા તેમની ક્લબમાં હું શામેલ થયો. પહોળી રેશમી કિનારનું ધોતિયું, ઘેરથી બેસવા માટે આણેલી આરામખુરશી અને રાત્રે સૂતાં પહેલાં *એક કટોરો દૂધ પીવાની આદત, આવાઆવા મારા ઢંગ જોઇને એ* વિદ્યાર્થીઓને થયું કે આ કોઈ પૈસાવાળાનો છોકરો લાગે છે. સીનિયર બી. એ ના વિદ્યાર્થીઓએ નવા આવેલા વિદ્યાર્થીઓને સહેલાઇથી અપનાવી લેવા ન જોઇએ એ નિયમનું તેઓ પાલન કરતા છતાં મારા તરફ કાંઈક ખાસ નિગાહથી જોતા. એ પછી જ્યારે ભાઉ (મારા મોટા ભાઇ) સીનિયર બી. એ. ભણવા આવ્યા અને વિદ્યાર્થીઓને ખબર પડી કે હું એનો નાનો ભાઇ છું ત્યારે બધી વસ્તુઓ પલટાઈ ગઈ.

પણ કૉલેજનો જે પહેલો અનુભવ મારે કહેવો છે તે તો રહી જ ગયો. જ્યાં સુધી નવા વિદ્યાર્થી નહોતા આવ્યા ત્યાં સુધી તો ક્લબવાળાઓએ મારી પાસેથી 'પેઇંગ ગેસ્ટ'નો મુકરર ચાર્જ ન લેતાં મને પોતાની ક્લબનો મેમ્બર ગણી લીધો અને જે કંઈ ખર્ચ મારા હિસ્સે આવ્યું તેટલું વસૂલ લીધું. પણ વિદ્યાર્થીઓની સંખ્યા વધતાં જ તેમણે હું ક્લબનો મેમ્બર જ નથી એમ ગણીને મારી પાસેથી 'પેઇંગ ગેસ્ટ'નો ચાર્જ લેવો શરૂ કર્યો. આ રીતે મારે બીજે મહીને પણ વધારે આપવું પડ્યું. ક્લબના વ્યવસ્થાપક વિદ્યાર્થીને મેં સરલતાથી પૂછ્યું કે 'મારો હિસાબ મને જરા સમજાવશો?' ત્યારે તેણે ગંભીરતાથી કહ્યું કે પાછલે મહિને તમને ક્લબના મેમ્બર ગણ્યા હતા; આ મહીનાથી તમને 'પેઇંગ ગેસ્ટ' ગણીએ છીએ.' મેં પણ ગંભીર ચહેરે કહ્યું, 'ભલે, જેવી તમારી મરજી.' અને ચૂપચાપ પૈસા આપી દીધા. એણે પણ ચૂપચાપ પૈસા લઈ લીધા. પણ નવાઈની વાત તો એ કે આટલા જ પરથી તે મારી સાથે એવી રીતે વર્તવા લાગ્યો કે જાણે અમારી વચ્ચે અણબનાવ થઈ ગયો હોય!

મેં મનમાં વિચાર્યું કે કૉલેજ-શિક્ષણનો ઓપ પામેલા આ પ્રૌઢ વિદ્યાર્થીઓ બહારથી જેવા શિષ્ટ દેખાય છે એવા વાસ્તવમાં તેઓ નથી હોતા. પછી આગળ ચાલતાં જ્યારે જોયું કે બહારથી પીઢપણું અને ગંભીરતાથી વર્તવું અને ઓરડીઓમાં દોસ્તો વચ્ચે બધા જ પ્રકારની ઠઠ્ઠામશ્કરીઓ કરવી એ જ કૉલેજની સંસ્કૃતિ છે ત્યારે મનમાં થઇ ગયું કે એ ઉપરછલ્લી—માત્ર દેખાવની જ સંસ્કૃતિ છે. કોઈ સુંદર ચિત્ર પર પાણી પડવાથી એ જેવું બગડી જાય તેવું જ મારે માટે થયું અને હું નિરાશ થઇ ગયો.

૩ મુંબાઈનું પ્રદર્શન

કૉલેજની ટર્મ શરૂ થયા પહેલાં હું પૂના ગયો હતો અને હોસ્ટેલમાં રહ્યો હતો. થોડા દિવસ પછી મારા મોટા ભાઈ 'ભાઉ' પૂને આવ્યા.

એમણે કહ્યું 'મુંબાઈમાં એક સરસ પ્રદર્શન ભરાયું છે. ચાલ, જોવા જઈએ.'

મેં મુંબાઈ જોયું ન હતું. નાનપણમાં પૂના સુધી આવેલો પણ મુંબાઈ વિષે સાંભળ્યું હતું ખૂબ. મુંબાઈમાં રસ્તા પર ટ્રામગાડી ચાલે છે; લોઢાના પાટા પર જેમ રેલવે ચાલે છે તેમ જ આ ટ્રામ પણ ચાલે છે; અને તેને ખેંચનારા ઘોડાના માથા પર અંગ્રેજોની હૅટ જેવી હૅટ હોય છે એટલું તો મેં સાંભળ્યું હતું. હૅટમાં બે કાણાં પાડીને તેમાંથી ઘોડાના બે કાન બહાર કાઢેલા હોય છે એ સાંભળીને, કાંઈ નહિ તો આ કુતૂહલ જોવા ખાતર પણ, મુંબાઈ જવું જ એવો નિશ્ચય કર્યો.

મુંબાઈના મોટામોટા રસ્તા ને મોટાંમોટાં મકાનો જોઈને એવો તો આનંદ થયો કે મનુષ્યની કરામત પણ ઈશ્વરની કરામતથી કાંઈ કમ નથી. બોરીબંદરનું મોટું સ્ટેશન જોઈને તો હું ત્યાં જ ઊભો રહી ગયો અને તેની કારીગરી જોવા લાગ્યો. હાઈકોર્ટનું મકાન, યુનિવર્સિટી હૉલ, રાજાબાઈ ટાવર એ બધાં અમારાં યાત્રાનાં સ્થાન હતાં. એક વાત મારા ધ્યાનમાં બેસતી નહોતી કે હાઈકોર્ટના મકાનમાં મોટા-મોટા પથ્થરના સ્તંભ ઉપર ઘુવડ શા માટે બેસાડ્યાં હશે? મોટા ભાઈએ કહ્યું કે આપણે ઘુવડને અશુભ અને બેવકૂફ માનીએ છીએ, પણ પશ્ચિમના લોકોની સરસ્વતીનું વાહન એ છે. એ લોકો માને છે કે ઘુવડની આંખોમાં શાણા લોકોની બુદ્ધિની ઝલક હોય છે. અમે સાંભળ્યું કે રાજાબાઈ ટાવર પરથી પડતું મૂકીને કોઈ પારસીએ આપઘાત કરેલો તેથી હવે ઉપર જવા માટે પાસ લેવો પડે છે. રાજાબાઈ ટાવર પર જઈને અમે જોયું તો એ સમુદ્રની વચ્ચે મુંબાઈ શહેર ફેલાઈને પડ્યું હતું. શહેર શું, ઘરોનું એક મોટું જંગલ જ જાણે!

આવું ઘણુંઘણું જોયું. પણ અમે મુંબાઈ જોવા નહોતા આવ્યા. આવ્યા'તા મુંબાઈનું પ્રદર્શન જોવા. ત્યાંનો એક પ્રસંગ પહેલાં કહી દઉં. પ્રદર્શનના દરવાજા આગળ જ મારી ઉંમરનો એક પારસી છોકરો મળ્યો. એણે કોઈ વસ્તુની ટિકિટ ખરીદવાની વાતો કરી. હું એની વાતો જેવી સમજ્યો તેવા તેને જવાબ દેવા ઈચ્છ્યું. એની ગુજરાતી મને નહોતી આવડતી, મારી મરાઠી એ નહોતો સમજતો. એટલે મેં એને અંગ્રેજીમાં સમજાવ્યું કે તેની સૂચના વ્યવહારુ ન હતી. હું સ્વભાવે જ અધ્યાપક વૃત્તિનો છું. જે સમજાવવા ચાહું તે વિસ્તારથી સમજાવું છું. હું એને સમજાવતો ગયો ને એ સાંભળતો ગયો; તોપણ એના ચહેરા પર કાંઈ પ્રત્યય જણાયો નહિ. મેં માન્યું કે બીચારાની સમજશક્તિ ઓછી લાગે છે. મેં ફરી શરૂ કર્યું. પૃથક્કરણ શૈલીનો ઉપયોગ કરીને બધી હકીકત બરોબર સમજાવી, અને ઉપરાંત પૂછ્યું કે હવે મારી વાત મનમાં બેઠી ને?

એ ભોળાભાઈએ બધું સાંભળી રહીને જવાબ દીધો કે 'હું અંગ્રેજી જ નથી જાણતો!' હું તો આભો જ બની ગયો! મને નવાઈ લાગે છે કે મેં એને લપડાક કેમ નહિ ચોડી દીધી હોય! મુંબાઈ જેવા શહેરમાં, સોળ-અઢાર વરસનો છોકરો, અને તે પણ પારસીનો છોકરો અંગ્રેજી ન જાણે! વાત કલ્પના બહારની હતી. ભલા આદમીએ પહેલેથી જ કેમ ન કહ્યું? મારા મનમાં મુંબાઈ શહેરની શાન પડી ગઈ.

મુંબાઈનું એ પ્રદર્શન ખરેખર અદ્ભુત હતું. મરીન લાઈન્સ સ્ટેશન પાસેના મેદાન પર મોટા વિશાળ ક્ષેત્રમાં તે લોકોને આકર્ષી રહ્યું હતું. એક સ્થળે છોટી હિમાલયન રેલવે હતી. ક્યાંક કૃત્રિમ તળાવમાં કૃત્રિમ જહાજ તરતાં હતાં. કલાકૌશલના નમૂના અને પરદેશી યંત્રોથી તો પ્રદર્શન ભર્યું પડ્યું હતું. એ 'સ્વદેશી' નહિ પણ 'ઔદ્યોગિક' પ્રદર્શન હતું. આખું પ્રદર્શન જોઈને મન પર એ ઠસી ગયું કે પશ્ચિમના લોકો હોશિયાર છે, બહાદુર છે; એમના વિના આપણું ચાલવાનું નથી.

એક સ્થળે ડેમરી, એટલે ગોરસ-વિદ્યાનાં જાતજાતનાં યંત્રો હતાં. એક યંત્રમાં દૂધ પીલાઈને મલાઈ તથા નિઃસ્નેહ ફીકું (સેપરેટ) દૂધ અલગ થતું હતું. અમે વિચાર કર્યો કે બહાર જઈને રેસ્ટોરાંમાં લોપાની ખાવા કરતાં તો એક દિવસ માત્ર મલાઈ ખાઈને જ રહીએ. અમે મોટા-મોટા કટોરા ભરીને મલાઈ પેટમાં ઉતારી અને આખો દિવસ ધૂમ્યા.

મારું કામ કે ઉદ્દેશ પ્રદર્શનનું વર્ણન કરવાનો નથી. મૅટ્રિકમાં હું જે હિંદનો ઈતિહાસ ભણ્યો હતો એની શરૂઆત અમારા જમાનામાં મુહમ્મદ ગઝનીથી થતી. ગઝની, ઘોરી, ગુલામ, ખિલજી, તઘલખ, સૈયદ, લોદી એ બધા આ દેશના સૌપ્રથમ રાજ્યકર્તા હતા. એની પહેલાંનો ઈતિહાસ નહોતો ભણ્યો, કે નહોતો કદી સાંભળ્યો. 'હિંદુસ્તાન-કથા-રસ' નામની એક મરાઠી ચોપડીમાં સેમિરામિસ રાણી, તેના કૃત્રિમ હાથી, તથા ઍલેકઝાન્ડર અને પોરસના યુદ્ધની વાતો વાંચી'તી ખરી, પણ મુહમ્મદ ગઝનીની પહેલાંનો હિંદનો ઈતિહાસ અમને કદી પ્રત્યક્ષ નહિ થએલો. આનો અભ્યાસક્રમ કોણે અને શા ઉદ્દેશથી બનાવ્યો હશે એ તો એ દિવસોમાં મારા ખ્યાલમાં ન આવ્યું. પણ મનમાં એક વાત ઠસી ગઈ હતી કે હિંદુસ્તાનનો ઈતિહાસ હિંદુ લોકો હારી જવાથી તેમની પરતંત્રતાથી શરૂ થાય છે. આગળ ઉપર જ્યારે મેં માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટનનો ભારતનો ઈતિહાસ વાંચ્યો અને તેમાં હિંદુ કાળથી પ્રારંભ થતો જોયો ત્યારે મને બહુ જ આનંદ થયો. મારું આત્મગૌરવ જાગૃત થયું અને મારામાં ચૈતન્યનો સંચાર થયો. કોઈ પણ જાતિને પોતાના ઈતિહાસનો આરંભ હાર અને ગુલામીથી કરવો પડે એવો મોટો કોઈ શાપ હોઈ શકે નહિ.

અશોકના શિલાલેખોની છાપ મેં સૌ પ્રથમ મુંબાઈના પ્રદર્શનમાં જોઈ. કાળા કાગળ ઉપર સફેદ અક્ષરોવાળી કોઈ અજ્ઞાત લિપિનો એ શિલાલેખ જોઈને મારું કુતૂહલ જાગ્રત થયું. તેની નીચે અંગ્રેજીમાં તેનો અનુવાદ આપેલો હતો. અશોકના રાજ્યકાળનું વર્ણન પણ કાંઈક હતું. એ બધું મેં ધ્યાનથી વાંચ્યું અને ભારતના અતીત (ભૂતકાળ)નું ગૌરવ મારી સામે ઝાંખુંઝાંખું પ્રકટ થયું. તેને પડખે જ સોનાનો એક મોટો સિક્કો ફ્રેમમાં મઢીને રાખ્યો હતો. એના પર લખ્યું હતું કે પ્રાચીનમાં પ્રાચીન સિક્કાઓમાં આ સૌથી મોટો છે અને એનું નામ 'રામટંક' છે. એ 'રામટંક'ને જોઈને પણ મારી દેશાભિમાનની માત્રા વધી. 'સંસ્કૃતિની બાબતમાં આપણો દેશ ખૂબ આગળ વધેલો હતો. આપણે ઈચ્છીએ તો એ અતીત ગૌરવ પાછું લાવી શકીએ' એ ભાવ સૌ પહેલો તે દિવસે મારા મનમાં જાગ્રત થયો.

બચપણમાં શિવાજીના ઈતિહાસની કથાઓ સાંભળી હતી, અને દેશની આઝાદીનાં સ્વપ્નાં હું નાનપણથી જ જોતો. સ્વધર્મ પ્રત્યેની નિષ્ઠા તો મને વારસામાં મળી હતી. પણ 'દેશની સંસ્કૃતિ' જેવી પણ કોઈ વસ્તુ છે, અને દેશને માટે પુરાતત્ત્વનું પણ એક અસાધારણ મહત્ત્વ છે એ વાતનો સાક્ષાત્કાર મને તે દિવસે અશોકના શિલાલેખો અને 'રામટંક'ના દર્શનથી થયો.

મોટા ભાઈ કહેવા લાગ્યા. 'ચાલ ચાલ હજી તો ઘણું બધું જોવાનું છે.' હવે એમની વાતો મારા કાનને સ્પર્શતી સુદ્ધાં નહોતી. આખો દિવસ અમે સાથે રહ્યા, છતાં હું 'એકલો' જ હતો. બસ ગુમસુમ! ન ભાઈની સાથે કાંઈ વાત કરું, ન તેની વાતોના કંઈ ધ્યાનથી જવાબ દઉં. આખો દિવસ, અને રાત્રે સૂતી વખતે પણ, મારા મનમાં અશોકના શિલાલેખ જ ઘૂમ્યા કરતા હતા, અને જ્યાં જોઉં ત્યાં 'રામટંક' જ નજરે પડતા! પ્રદર્શનમાં તો અસંખ્ય ચીજો હતી, પણ પેટમાં માત્ર પેલી મલાઈ જ ગઈ, અને મગજમાં પેલો શિલાલેખ અને 'રામટંક.'

(ચાલુ)





# શરત

## એવી, કે જેમાં જીતનાર પણ હારે છે અને હારનાર તો બેવડો...

લેખક • 'સારંગ' બારોટ

વિખ્યાત લેખક સમરસેટ મૉમની વાર્તાઓનો પહેલો સંકલિત સંગ્રહ બહાર પડવાનો છે એવા સમાચાર આવ્યા ત્યારે વાડીભાઈ કહે 'ચોપડી ખરીદવી પડશે.' મેં કહ્યું 'હું તો હમણાં પુસ્તકો પાછળ પૈસા ખર્ચતો નથી.' જિતુભાઈ કહે 'ભઈ, હાલત તો મારી પણ નરમ છે, છતાં ક્યાંકથી ઉછીના લઈને પણ પુસ્તક તો વસાવવું જ પડશે.' અમારી વચ્ચે એવી સમજૂતી હતી કે જે પુસ્તક એક જણ ખરીદે એ બીજાએ ન ખરીદવું. આ નિયમથી અમારી ત્રણેની નાનકડી અંગત લાયબ્રેરીમાં ચુનંદા પુસ્તકો એકઠાં થઈ શક્યાં હતાં.

જિતુભાઈ સમરસેટ મૉમના આશક છે, એટલે એ તો પુસ્તક બહાર પડવાનું છે એવી ખબર મળી ત્યારથી જ ખરીદવાની વાતો કરતા હતા. વાડીભાઇ એની ટેવ જાણે કે એ દરેક સારું પુસ્તક ખરીદવાની વાત કરે પણ ખરીદે નહિ. અલબત્ત, એનો અર્થ એવો નહિ કે જિતુભાઈ સાહિત્યના રસિક નથી. પણ પૈસાને જિતુભાઈ સાથે કાંઈક એવું હાડવેર, કે જરૂર પડે ત્યારે ખીસામાં હોય જ નહિ. વાડીભાઇને આ વાતની જાણ, એટલે એ હમેશાં કહ્યા કરે કે 'જિતુથી કદી પૈસા છૂટવાના નથી.' જિતુભાઇને આ વગોવણું ગમે નહિ, એટલે જ્યારે જ્યારે પૈસા ખર્ચવાનો કોઈ પ્રસંગ આવે ત્યારે 'આ વખતે તો કાંઈક કરી બતાવું' એવી ધારણાથી ચોક્કસ નિરધાર જાહેર કરે; પણ આર્થિક અડચણના કારણે છેવટે તે પાર પડે નહિ ત્યારે વાડીભાઇ એમને ધમકાવી નાખે. હમણાં હમણાં વળી જિતુભાઇની આર્થિક હાલત વધુ તંગ હતી, એટલે મૉમના પુસ્તકના સાત રૂપિયા એ નહિ ખરચે એવી વાડીભાઇને ખાત્રી હતી. એટલે વાડીભાઇએ ગંભીર બનીને કહ્યું: 'જો જિતુ, તું પુસ્તક ખરીદવાનો હો તો જ હા પાડજે. નહિ તો પહેલાંથી ના પાડી દે, એટલે પત્યું.'

'ના ના, મારે ખરીદવું જ છે.' -

'તો ચાલ મારી સાથે, અગાઉથી ઑર્ડર નોંધાવી પૈસા ભરી દે.'

'એવી શી જરૂર છે? પ્રગટ થશે ત્યારે લઈ આવીશું. આજે તો મારી પાસે ત્રણ જ રૂપિયા છે.'

'જોયું ને?' વાડીભાઇએ મને કહ્યું, 'હું જાણું જ કે એ કદી ખરીદવાનો નથી. પુસ્તક બજારમાં આવશે ત્યારે પણ આની હાલત આવી જ રહેવાની.'

'તમે યાર દરેક બાબતમાં નકામી ચિંતા કરો નહિ.' જિતુભાઇએ છણકો કર્યો, 'ઊંટ આગેળો ઢાળ કાગેળો ને ઘેર ધમાધમ જેવી વાત છે તમારી. હજી તો પુસ્તક બહાર પણ પડ્યું નથી ત્યાં તમે અગાઉથી પૈસા ભરી ઑર્ડર નોંધાવવાની વાત કરો છો. બજારમાં આવે ને હું ન ખરીદું તો કહેજો.'

'શું કહીએ ન ખરીદે તો?' વાડીભાઇએ કહ્યું, '"ફિટલીના" પ્રગટ થયું ત્યારે પણ આવું જ કરેલું. ખરીદવાનો છું, ખરીદવાનો છું કહી અમને ય ખરીદવા ન દીધું અને પછી કહેવા લાગ્યો કે ચોપડી મોંઘી છે અને વાર્તાતત્ત્વમાં ઝાઝો કસ નથી. 'ઑવ હ્યુમન બૉન્ડેજ'ની બાબતમાં પણ આવું જ થએલું. રોજ કહેતો કે લેવું છે, પણ ખરીદે નહિ. એકવાર અમે કોટમાં મળી ગયા એટલે હું એને સીધો ઘસડી ગયો ન્યૂ બુક કંપનીમાં. ત્યાં જઇ પુસ્તક ખરીદવાનું દબાણ કર્યું, એટલે વટના માર્યા લઈ તો લીધું. પણ ખીસામાંથી જોઈતા પૈસા નીકળ્યા નહિ, એટલે ખૂટતા મારે આપવા પડ્યા. મેં આપેલા પૈસા ચાર મહિના પછી પણ એણે પાછા આપ્યા નહિ, ત્યારે મેં એણે ખરચેલી રકમ આપીને પુસ્તક એની પાસેથી ખરીદી લીધું.'

જિતુભાઈથી ભૂતકાળની આ વાતો સહી ગઈ નહિ. એમણે કહ્યું. 'વાડીભાઈ, પુસ્તકોની બાબતમાં તમે હમેશાં ઝગડતા રહ્યા છો. આમ સાથે બેસીને પાંચ રૂપિયા ખરચી નાખીએ એનો હિસાબ નહિ, પણ પુસ્તકની વાત આવે ત્યાં એકએક રૂપિયાનો હિસાબ ગણવા બેસી જાઓ છો. તે દિવસે રમણલાલની 'કોકિલા' લઈ ગયો વાંચવા તમારી પાસેથી, અને મારે ત્યાંથી ચંદ્રિકા લઈ ગઈ, અને પછી એ ચોપડી પાછી આવી નહિ એમાં તો તમે પચ્ચીસ વાર મને સંભળાવ્યું, અને જ્યારે હું નવી ખરીદી લાવ્યો ત્યારે તમે લીધી નહિ અને ઉપરથી ઠપકો આપ્યો કે મેં તને નવી લાવવાનું ક્યાં કહ્યું'તું? તમને કોઇ રીતે પહોંચાતું નથી.'

'હારતો, પંદર વાર વંચેલી 'કોકિલા' તું ફરી ખરીદે એના કરતાં પૈસા ખર્ચવા જ હોય તો પછી કોઇ નવી ચોપડી કેમ ન ખરીદવી? તું ગુસ્સો કરી ખરીદી લાવ્યો એટલે મને માઠું લાગ્યું.'

'નવી ન લાવું તો શું કરું? ચંદ્રિકા પાસેથી એ ચોપડી એની બહેનપણી વાંચવા લઈ ગઈ અને પછી એની પાસેથી કોઇ બીજું લઇ ગયું. ચોપડી કંઇ ધરતી ગળી ગઈ ન હતી; પાછી આવત; પણ તમને ધીરજ ક્યાં રહે છે?'

'આજે એ વાતને બે વર્ષ થયાં. હજી 'કોકિલા' પાછી આવી નથી. તું પરણેલીને નાતરે વળાવે છે એ સામે જ મારો વાંધો છે. મારું પુસ્તક ચંદ્રિકાને તારે આપવું જ શા માટે જોઇએ?'

'એને ના કેવી રીતે પાડું?'

'એને તું કોઇ વાતની ના પાડતો નથી, છતાં હજી એણે તને પરણવાની હા પાડી નથી!' વાડીભાઇએ મજાક કરી. ચંદ્રિકા પોતાને ચાહે છે એવી જિતુભાઈની ખાત્રી છતાં લાંબા વખતથી એની સાથે

લગ્નની ચોખવટ થની ન હતી એ વાડીભાઈ જાણતા હોવાથી તે જિતુભાઇને એ બાબતમાં ચીડવવાની એક પણ તક જવા ન દેતા.

'ચોપડીની વાત ચાલે છે ત્યાં છોકરીને વચમાં શું કામ લાવો છો?' જિતુભાઈએ કહ્યું.

'હું, જિતુ. જેમ ધારી ચોપડી નથી ખરીદી શકતો, તેમ ધારી છોકરી પણ નથી મેળવી શકવાનો. તારા ગ્રહ જ એવા છે.'

'તો જોઇએ ગ્રહબળ કેવું છે તે. મૉમનો સંગ્રહ બજારમાં આવે કે તુરત આપણે ખરીદવો.'

'તું નથી ખરીદવાનો એની મને ખાત્રી છે.'

'અને ખરીદું તો?'

'તો મારે પાંચ રૂપિયાની મિજબાની આપવી.'

'જો જો હોં, ફરી ન જતા.'

'તું તારું સંભાળજે ને ભાઇ. હા, પણ પુસ્તક માટે પૈસા કજીના લેવા મારી પાસે ન આવતો.'

'નહિ આવું, નહિ.' જિતુભાઇએ નિશ્ચયાત્મક સાદે ચિડાઇને કહ્યું.

થોડોક સમય વીતી ગયો. પુસ્તક બહાર પડી ગયું. એક દિવસ વાડીભાઈ મને મળ્યા ત્યારે કહેવા લાગ્યા: 'પંદર દિવસથી ચોપડી બજારમાં આવી ગઈ છે, પણ આપણા જિતેન્દ્ર મહાશય હજી સળવળતા નથી. એ નથી ખરીદવાનો એની મને ખાત્રી છે. એની પાસે સાત રૂપિયા કદી એકઠા થવાના જ નહિ.' મને પણ લાગ્યું કે જિતુભાઈ ખરેખર જ પુસ્તક નહિ ખરીદે અને મિજબાની ગુમાવવી પડશે.

પણ મારા અને વાડીભાઈના આશ્ચર્ય વચ્ચે શનિવારની સાંજે જિતુભાઇ પુસ્તક લઇને હાજર થયા. રવિવારે પાર્ટી આપવાનું વાડીભાઇએ કબૂલ્યું અને જિતુભાઇને કહ્યું: 'અક્કલ, વટનો માર્યો માજરાં ખાવા બેઠો ખરો છેવટે; પણ કોનું ખીસ્સું કાપ્યું?'

'તમારું. હવે પાંચ રૂપિયા તમારે જ ઢીલા કરવા પડશે.'

'આપણને તો આ રીતે ખિસ્સું કપાયાનો આનંદ છે. હવે કેટલા વાગ્યે મળીશું?'

'ચાર વાગ્યે; અહીં જ રાખીએ.' જિતુભાઇએ કહ્યું. મિજબાનીઓ અને મુલાકાતો માટે મિત્રો મારું જ ઘર પસંદ કરતા.

બીજા દિવસે વાડીભાઇ ને જિતુભાઈ સાથે આવ્યા. જિતુભાઇના હાથમાં પુસ્તક શોભતું હતું ને વાડીભાઇના હાથમાં નાસ્તાનાં પડીકાં.

મિજબાની જામી. ભજિયાં, પાતરાં, ભૂસું અને મિઠાઈ આરોગતાં થોડીક વાતો ફરસાણના સ્વાદ વિષે થઈ. વાડીભાઇ મૂળ સૂરતના વતની એટલે સ્વાદપારખુ ખરા. છેક ભૂલેશ્વરમાં આવેલી એક જાણીતી ફરસાણની દુકાનેથી એ ખાસ ચીવટપૂર્વક બધી વસ્તુઓ પસંદ કરીને લાવ્યા હતા. દરેક બાબતમાં ચોકસાઇ રાખવી એ વાડીભાઇનો ખાસ ગુણ. પુસ્તક ખરીદતાં પણ ખૂબ ચિકાશ કરે. ખરીદતાં પહેલાં પાનેપાનું તપાસવાની એમને ટેવ. નાસ્તાનાં પડીકાં જાજમ પર મૂકતાં એમણે જિતુભાઈ પાસેથી પુસ્તક લીધું અને જોવા લાગ્યા. છપાઈ, બાંધણી, પેપર વગેરે પર વિશદ પ્રકારે ચર્ચા ચાલી. એક પાનું જરા વળેલું હતું એના પર વાડીભાઇએ ટીકટીક લગણીક કરી. જિતુભાઇને પુસ્તક ખરીદતાં ખાસ ધ્યાનમાં રાખવાની બાબતો અંગે એક લાંબું ભાષણ આપ્યું અને શબ્દો સાથે નાસ્તો પણ થવા લાગ્યો.

પાર્ટી પૂરી થઈ એટલે અમે ફરવા નીકળ્યા. નીચે ઊતર્યાં ત્યાં ચંદ્રિકાબેન સામાં મળ્યાં. બોલ્યાં: 'અરે જિતુ, ઠીક થયું, હું સમયસર જ આવી પહોંચી. ઘેર ગઇ તો ત્યાંથી જાણવા મળ્યું કે તું અહીં છે. આજે અચાનક અમદાવાદ જવાનું થયું છે. દાદીમા એકાએક બહુ બીમાર થઇ ગયાં છે. મને થયું, જતાં પહેલાં તને મળી લઉં. કદાચ એક બે મહિના ત્યાં રોકાવું પડશે.'

'કોણ કોણ જાઓ છો?' જિતુભાઇએ પૂછ્યું.

'હું, બા, બાપુજી, બધાં જ.'

'કઇ ટ્રેનમાં?'

'ગુજરાત મેઇલમાં. આવી શકે તો આવજે ને સ્ટેશન પર. બા-બાપુજીને પણ મળી શકાશે.'

'જરૂર આવીશ.'

'ઠીક, તો હું જાઉં.'

'ભલે, સ્ટેશન પર મળીશ.'

'આ શું છે હાથમાં? કયું પુસ્તક છે?'

'સમરસેટ મૉમનો વાર્તાસંગ્રહ છે.'

'જોઉં' કહેતાં ચંદ્રિકાએ પુસ્તક જિતુભાઈના હાથમાંથી લઇ અમારી સાથે ચાલતાં ચાલતાં પાનાં ફેરવવા માંડ્યાં ને થોડી વારે અચાનક પુસ્તક બંધ કરતાં બોલી: 'ઠીક થયું આ મળી ગયું. અમદાવાદમાં ધાર્યાં પુસ્તકો મળતાં નથી. આ લઈ જાઉં છું; આવીશ ત્યારે લેતી આવીશ. હું જાઉં ત્યારે'. આટલું કહી જવાબની રાહ જોયા વિના ચંદ્રિકાએ અમારી ધીમી ચાલનો સંગ છોડી પગ ઉપાડ્યા ને અમને ત્રણેયને નમસ્કાર કર્યાં. જિતુભાઇ કશું બોલ્યા નહિ. ગંભીર બની ગયા. ચંદ્રિકા જોતજોતાંમાં પુસ્તક સાથે અદૃશ્ય થઇ ગઇ.

થોડાં ડગલાં ચાલી વાડીભાઇ બોલ્યા: 'કેમ જિતુજી, ગંભીર બની ગયા? વિપ્રયોગને તો હજી વાર છે. ગુજરાત મેલ છેક રાત્રે આઠ પછી ઉપડે છે. અત્યારથી આ દશા છે તો બે મહિના કેમ...'

'અરે છોડોને યાર, તમને તો જ્યારે ને ત્યારે મશ્કરી જ સૂઝે છે.' જિતુભાઈએ રોષભર્યા અવાજે કહ્યું. એમના અવાજમાં આવો રોષ મેં કદી સાંભળ્યો ન હતો.

'સામાન્ય બાબતમાં ચિડાઓ છો શું જિતુભાઈ?' મેં કહ્યું.

'સામાન્ય બાબત? અરે બાપુજીનો કોટ દરજીને ત્યાંથી લાવવા માટે મળેલા દસ રૂપિયા ડિપૉઝીટ પેટે આપી હું પુસ્તક લાઇબ્રેરીથી લઈ આવ્યો હતો અને ચંદ્રિકા એ લઇ ચાલી! વાડીભાઈ, હોરત, દસ રૂપિયા કજીના આપવા પડશે તમારે; નહિ તો મારી ખેર નહિ રહે.'

વાડીભાઇ ચાલતા અટકી ગયા. હું પણ અટક્યો. જિતુભાઈ પણ અટક્યા. એમની નજર જમીન સાથે જડાએલી હતી. મોં પર શરમ ને ગભરાટની છાયા હતી. એકાદ મિનિટની અવાચકતા પછી વાડીભાઈ હસી પડ્યા. હું ય હસ્યો ને શરમાતા શરમાતા જિતુભાઇ યે હસ્યા.

'સાલા, મફતમાં પાર્ટી પડાવી ગયો!' કહેતાં વાડીભાઈએ ગજવામાં હાથ નાખી પાકીટ કાઢ્યું ને મિજબાની મેળવવા લાઇબ્રેરીથી આણેલા પુસ્તકની કિંમત પર પાર્ટીના પાંચ રૂપિયાનો ખર્ચ ચડી ગયો એની નોંધ લેતાં કહ્યું: 'કુલ્લે બાર રૂપિયે ચોપડી છેવટે મારા જ ગળામાં ભરાઇ! હું નહોતો કહેતો કે જિતુ કદી સાત રૂપિયા સામટા ખર્ચી શકવાનો નથી? લે આ દસ રૂપિયા. હવે મહેરબાની કરી પુસ્તકની કિંમત ચૂકવતાં ત્રણ રૂપિયા વધે એ મને પાછા આપજે, અને ચંદ્રિકા અમદાવાદથી આવે એટલે પુસ્તક પણ કૃપા કરી મને પહોંચાડજે.'

શાંતિ એટલે જેને માટે બધા દેશો લડે છે તે.

વકીલ એક જ એવી વ્યક્તિ છે કે જેને ખોટું બોલવા માટે પૈસા મળે છે.

પોલીસ મેઘધનુષ્ય જેવો છે: કારણ કે એ બંને તોફાન શમી ગયા પછી દેખા દે છે.

લગ્ન એ એક એવી રોમાંચક વાર્તા છે કે જેમાં નાયક પહેલા જ પ્રકરણમાં મરી જાય છે (પ્રબોધ જોષી)

# ટિકિટસંગ્રહ

એ સંસારવ્યાપી શૉખ વિષે માહિતી આપતો વિભાગ



જમણી બાજુ : કોલંબો પ્લાનના પ્રસંગને સ્મરણાંકિત કરવા હમણાં જ સીલોને બહાર પાડેલી નવી ટિકિટ. તેના ફર્સ્ટ-ડે કવરનું ચિત્ર છેલ્લે પાને.

## ભૂતિયા ટિકિટો

તમારી પાસે કદી 'સેડાંગ', 'ફૂનાની', 'બાટીક', કે એવાં વિચિત્ર નામ-વાળા દેશની કોઈ ટિકિટ આવેલી ખરી? કદાચ આવી ચડે. ને તમે કોઈ ગેઝેટિયરમાં એ દેશનું નામ શોધવાની મથામણ કરશો તો યે મળશે નહિ. કારણ? કારણ કે એ 'ભૂતિયા' ટિકિટ હશે. જેનું અસ્તિત્વ જ ન હોય એવી બનાવટી વ્યક્તિઓનાં નામનાં 'ભૂતિયાં' રૅશન કાર્ડ જેમ આ જમાનામાં લોકો કઢાવે છે તેમ આ ભૂતિયા ટિકિટોના નામવાળા દેશની હસ્તી જ નથી હોતી.

ઉપર વર્ણવેલા નામો પૈકી 'સેડાંગ' ફ્રેંચ હિંદી ચીનના અનામ પ્રાંતમાં આવેલું નાનું રાજ્ય મનાતું; ફૂનાની બ્રાઝીલમાં અને બાટીક વળી ફ્રેન્ચ આફ્રિકામાં આવ્યું કહેવાતું! પણ એ બધી ગપ. તો પછી એ ટિકિટો કાઢેલી કોણે? એ દરેકની પાછળ એક નાની કહાણી રહેલી છે. સેડાંગની ટિકિટો સેડાંગનો રાજા મેરી પહેલો' નામ ધારણ કરનાર એક ઉઠાઉગીરે છપાવેલી. બારે દબદબાથી તે હૉંગકૉંગમાં આવેલો. ત્યાંના ગવર્નરે તેનું માનપૂર્વક સ્વાગત કર્યું. ૧૮૮૯માં તે પારીસ ગયો. ત્યાં પણ સમાજમાં અનેક જાહેર માન પાન પામ્યો. પણ થોડા અઠવાડિયા રહી તે અનેક લોકોની મોટીમોટી રકમો ફસાવી અંતર્ધાન થઈ ગયો' એવા રડી ઊઠનારાઓમાં આ ટિકિટો છાપનારી પેઢી પણ હતી. તેણે એ ખોટ ભરપાઈ કરવા એ ટિકિટો વેચવા કાઢી વસ્તુતઃ એ ટિકિટો ટપાલના ઉપયોગ-માં કદી વપરાઈ જ નથી. પોસ્ટ માર્કવાળી કોઈ એવી ટિકિટ હાથ લાગે તો પણ ન માનજો, કેમકે એ 'પોસ્ટમાર્ક' પણ બનાવટી જ!

ત્રીજું વિશ્વયુદ્ધ અટકાવવાના ઉદ્દેશથી સંરક્ષણ અર્થે રચાએલા ઉત્તર આટલાંટિકના દેશોના મૈત્રીસમૂહની સંસ્થા 'નૉર્થ ઍટલાંટિક ટ્રીટી ઑર્ગેનાઇઝેશન'-NATO-ના ઉદ્દેશોનો પ્રચાર કરવાના આશયથી યુનાઈટેડ સ્ટેટ્સે હમણાં જ ત્રણ સેન્ટની લાંબલી ટિકિટ બહાર પાડી છે, જેના ઉપર ઉત્તર અમેરિકા, અને ભૂમધ્ય સહિત યુરોપના નકશા ઉપર, બે બાજુથી બે હાથ લંબાઈ આવીને મશાલ ઊંચકી રહ્યા છે એવું ચિત્ર છે; અને નીચે 'શાંતિ, શક્તિ, મુક્તિ' (Peace Strength Freedom) એવા શબ્દો છે.

હંગેરીએ ગયા વર્ષે (૧૯૫૧માં) બહાર પાડેલી નવ એર મેઇલ ટિકિટોના આ સમૂહમાં દરેક ટિકિટમાં વિવિધ આલેખનોની પાર્શ્વભૂમિમાં આકાશમાં એરોપ્લેન બતાવેલું છે. ગયાલેથી ડાબી બાજુથી (૧) વિજયચિહ્નને અદ્ધર ધરી રહેલી સ્ત્રીના આલેખનવાળું ત્યાંનું રાજ-પ્રતીક; (૨) જહાજમાં માલ ચડાવવા-ઉતારવાનો ઝારડો-'ક્રેઇન'; (૩) કારખાનાનું દૃશ્ય; (૪) ભૂમિ ખેડતું ટ્રૅક્ટર; (૫) સ્ટીમર; (૬) ખેતરમાં લણણી કરતું યંત્ર; (૭) રેલવે; (૮) મિલો; (૯) હવાઇ જહાજ. આમ એકેક ચિત્રમાં ગણતંત્રવાળી સ્વતંત્ર પ્રજાની ઔદ્યોગિક પ્રગતિ-આકાંક્ષાનાં સાધનો દર્શાવ્યાં છે (શ્રી અજિતકુમાર સંઘવીના સંગ્રહમાંથી)

# ના બાંધ ગઠરિયાં

## ચન્દ્રવદન મહેતાની આપકથા



નાટક ગેઠોના રંગરાગનો પહેલો તણક્કો આપણે ગયે વર્ષે જોઈ ગયા. હવે બાબ દૂસરા.

૧૯૨૭માં ગુજરાતમાં રેલ આવી, અને વડોદરા–અમદાવાદ મુંબાઈથી તદ્દન કપાઈ ગયાં. વડોદરામાં કમાટીબાગમાં પીંજરે પૂરેલાં હિંસક પ્રાણીઓ બેબાકળાં બની બહાર ફરવા લાગ્યાં. શહેરમાં હોડીઓ તરી ને થાંભલા પરના તાર સુધી પાણી ચડયાં. એવું બધું સાંભળતાં સોલી બાટલીવાળા ને હું પહેલી ગાડીએ વડોદરે ગયા, પાણીમાં ગરકાવ થએલા ડૉ. સુમન્તના ઘરમાં ઊતર્યા, અને બધું જોઇ ફરી પાછા આવ્યા. દરમ્યાન વલ્લભભાઇએ કમર કસી સરકારને પણ દંગ કરી નાખે એ રીતે રાહતકાર્ય ઉપાડયું.

પ્રિન્સિપલ હૅમિલે કહ્યું કે તમે જઇ આવ્યા છો તે કૉલેજમાં સભા કરી ભાષણ કરો. સભા થઇ, ને મને બોલવા ઊભો કીધો. મેં અંગ્રેજીમાં ચલાવ્યું. એમાં કંઈ છબરડા કીધા હશે, તે પાંચેક મિનિટ હૅમિલ પાછળથી કાનમાં કહે, તમે તમારે ગુજરાતીમાં જ બોલો!

હવે ફાળો, પૈસા, ફંડ—જેને પછીથી મેં પાપ એટલે કે ખોટું માન્યું, તે ધંધો મેં શરૂ કર્યો. રેલસંકટ માટે નાટક. એની પહેલ કંઈ મેં નહોતી કરી, પણ મેં પે ફંડફાળા માટે નાટકો કરવાનો એ ચાળો ચલાવ્યો તો ખરો જ. અને પછી તો એનો એવો અતિરેક થવા માંડ્યો કે ડગલે ને પગલે એમાં રંગભૂમિનો તો ખોરફટો જ થવા લાગ્યો.

મનમાં આમ અભો તો ઘૂમતો જ હતો. એના ચાબખા વાંચેલા, 'અખેગીતા' ભણેલા, એવું જીવન-સાહિત્ય મોટું. બહેન જેવી પ્રિયંવદા ગુજરી ગએલી ને આખામાં બહેન જમનાનો સારો જેવો ફાળો. રૂપેન્દ્ર દેસાઈ કહે કે એની બહેન સરલા જરૂર ઊતરશે. શરફુદીન ફુલગમાંના સોલી–મહેરઅલી મેદાને પડયા. જુવાનિયાઓની પહેલી ક્લાસ પ્રમાણે એક કલાસમાજ સ્થાપી. ભુલાભાઇ પ્રમુખ ને હંસાબહેન મહેતા ઉપપ્રમુખ. રાત-મધરાતો બેસી આખા પર નાટક લખી નાખ્યું અને પછી ભજવવાની તજવીજ માંડી.

ત્યારે—અને આજે પણ શું—જે નાટકશાળા તો મળે જ નહિ. મકનજીની ચિઠ્ઠી લઈ ધકનજી પારો ગયા, અને એમ ગ્રાંટરોડનાં થિયેટરો ફંફોળાવ્યાં. પણ કંઈ મેળ ખાધો નહિ. આખરે સેન્ટ ઝેવીઅર્સ કૉલેજના બીજે માળના હૉલમાં (ત્યારે ત્યાં ટેનીસ કોર્ટ પાસેનું આજનું હોબું બંધાએલું નહિ) ભજવવાનું નક્કી કર્યું.

મને યાદ નથી કે પૂરૂંપાધરું એક રીહર્સલ પણ અમે ક્યાંક કર્યું હોય! એમાં ભાગ લેનારામાં ડૉ. યોધ, ગિરધરલાલ કોટક, (સૌરાષ્ટ્રના વ્યાપાર-પ્રધાન) કેશવપ્રસાદ દેસાઈ, જયંતકુમાર ભટ્ટ (કાન્તના પુત્ર), કમળાકાન્ત લોહાણા, સનતકુમાર વીણુ, નિર્ભય ઠાકોર, સરલા દેસાઈ, ભગવાનલાલ ગાંધી, જિતુભાઈ મહેતા,…આ પચરંગીઓ ક્યાં એકઠા થાય અને ક્યાં રીહર્સલ કરાય? એકાદ બે જે થયાં તે ય પણ જ્યારે ડૉ. યોધ એમના ઓપેરા હાઉસ પરના કન્સલ્ટિંગ રૂમમાં આવે ત્યારે એમના પુરતું એકાદ ત્યાં કરીએ, પછી એકાદ કોટકની ઑફિસમાં;—એમ ફરતાંફરતાં ટુકડેટુકડે રીહર્સલ કર્યાં!

પણ એ 'અખો' ભજવ્યું એમાંથી શીખવાનું બહુ મળ્યું. જાહેરમાં મોટા પાયા પર એ પહેલું નાટક. એમાં થિયેટર નક્કી કરવાની વાતથી, ઘેરઘેર જઇ ટિકિટો વેચવી, રીહર્સલો કરવાં, સંગીત જમાવવું, પ્રમુખ શોધવો, એવી અનેક બાબતો એક જ માથે રહેતાં છેવટ થાક, મરો, કાગ, અને બે મહિનાની મહેનતને પરિણામે ધૂળ!

જોકે નાટકમાં લોક ઠીક આવ્યું હતું. મુનશી અને નરસિંહરાવ પણ હતા, એટલે અમે બહુ ખુશ હતા. સોલી–મહેરઅલી બધા ખડે પગે. બધા જ કામ કરવા તૈયાર. તે એટલે સુધી કે સી. એમ. ત્રિવેદી વળી સરદારગૃહમાં રહે, ત્યાં એ જૂનો દોસ્ત સાંજે કે રાતે–કલાકેક પગચંપી અને વાંસાચંપી પણ કરે, એટલી ભેરૂબંધી!

આ નાટકમાં એક અભિનેત્રી નીવડી આવી: સરલા દેસાઇ (મોડેથી પરણી અમારી સાથે જ ભણતારા ગોપાલ બૅનરજીને). કુદરતી અભિનયની જાણકાર અને રંગભૂમિ ઉપર કશા જ ક્ષોભ વિના પાઠ કરનાર એક સારી કારીગર. અંગ્રેજી પણ એને સારું આવડે; સમજીને પાઠ કરે; બહુ બતાવવું ન પડે; અને પાઠને ખાતર પાઠ કરવાની ધગશ. એટલે બીજી કશી લપ્પન છપ્પનમાં કે કાનભેરવણીમાં ભરમાયા વિના બરાબર પોતાનું કામ કર્યાં કરે.

એ જ અરસામાં વચ્ચે કૉલેજમાં બર્નાર્ડ શૉનું 'સેન્ટ જોન' પણ ગજગાવ્યું—એનો ફક્ત પહેલો જ સીન. સોલી, જહાંગીર સુખડિયા, શાંતિલા દેસાઇ (સરલાની મોટી બહેન) અને સેવક પોતે. લંડનમાં ભજવાએલા એ નાટકના ફોટોગ્રાફો મેળવી તે પ્રમાણે પહેરવેશની તૈયારી કરી. એમાં ગૉડડૅમ્સ બોલ આવે, અને નરસિંહરાવ સાહેબ ચિડાય! કહે કે તમે ગાંડનું જ ઠમેરો છો. આમ તો અમે ઠીક તરજૂમો કર્યો હતો, પણ ગૉડ ડૅમ્સનું તો ગૉડડૅમ્સ જ રાખ્યું હતું. એનું ગુજરાતી બતાવવા એ કહેતા, અને અમે ના પાડતા.

આ નિમિત્તે તરજૂમા–અનુવાદો માટે એકબે વાત અહીં ચર્ચું તો ક્ષમા કરશો. 'સેંટ જોન'નો તરજૂમો જે છે તે જ પ્રમાણે થાય. એમાં હિન્દી યા ગુજરાતી વાઘા પહેરાવાય જ નહિ; કારણ એ ઐતિહાસિક વ્યક્તિ છે. એને ફ્રાન્સની ભૂમિ પર જ રખાય, ત્યાંથી ઉખેડી એને બીજે કદી ન આરોપાય. તમે કહેશો કે આ સાદી વાત કહેવા શું બેઠા? તો કહું છું કે તે દરમ્યાનમાં શ્રી અનંતરાય પટ્ટણીના 'ટાઈમ્સે' છાપેલો અનુવાદ દૃષ્ટાંત તરીકે અમને બતાવવામાં આવતો હતો. શૉના નાટકની શરૂઆતમાં એક વાક્ય આવે છે: 'મરઘી ઈંડાં મૂકતી નથી' એમ રટણુ ખડું—કારભારી કહે છે. અનંત-



'સેન્ટ જોન'માઃ ઊભેલા—જહાંગીર સુખડિયા અને સોહરાબ બાટલીવાળા. બેઠેલા શાંતિલા દેસાઇ અને ચન્દ્રવદન મહેતા

રાયે એનું કર્યું છે 'ગાય દૂધ દેતી નથી', જે સદંતર ખોટું છે. ફ્રાન્સની લશ્કરી છાવણીમાં ગાયને લાવવી એ બેહૂદું છે. વાતાવરણ તો ત્યાંનું જ રાખવું જોઇએ. વચગાળે એમાં નોકરના ભાષામાં ચરોતરી ઉપયોગ કર્યો છે તે પણ ખોટો. ફ્રાન્સની ભૂમિકા સજીવન કરવામાં, એવો આડપ્રયોગ સાંભળનાર—વાચનારના મનમાં કેવળ વિક્ષેપ જ કરે. એ જ રીતે સમર્થ વિદ્વાન સ્વ. બ. ક. ઠાકોરે પણ કાટયેવના `રિંગ ધ સર્કલ'ના અનુવાદ 'સોવિયેટ નવજુવાની'માં પણ ડ ખાધી છે. કાટયેવનો મુદ્દો અને એનું ચોકઠું ફઠાવી દયો, અહીં-રગરાગાન મારો, તે બરાબર છે. પણ 'સોવિયેટ નવજુવાની' નામ પી, એની નાયિકાને અર્ધદગ્ધ ગયણલા બનાવી, 'કટલેસ'ની કચોરી' કરવી અને નોકરો પાસે લાલિયા—ચરોતરિયા જબાન બોલાવવી એમાં પ્રેક્ષક-વાચકના મનને ઘડીકમાં કરગસદ અને ઘડીમાં મૉસ્કો એમ કુદાવવાથી કેવળ રસક્ષતિ જ થાય છે. કોઇ શિવાજી-પ્રતાપના નાટકોને અંગ્રેજી વાઘા પહેરાવે તો? શિવાજીને શિવાજી રાખી એના નોકર પાસે વેલ્સની યા નૉર્મેન્ડીની ગામડિયા ભાષા બોલાવે તો? સેન્ટ જોન, એટલે સેન્ટ જોન. એનું 'સંત જોઆન' કરવું એ અનુચિત છે. વીર પ્રતાપનું મોરીસ ડ્પેતાન દ પ્રેતાપ એવું ફ્રેન્ચ બનાવો તો? ઐતિહાસિક વ્યક્તિઓ સાથે એની છૂટો લેવાય જ નહિ, ફક્ત ભાષા જ બદલાય. અને તે એકધારી જ રખાય. પેટ્રન સેંટ, પ્રૉબ્લેમ સેંટ, એવા મુદ્દાઓ આપણે ત્યાં હોય તો તો તેની આખી કાયાપલટ કરી શકાય. બે વર અને બે વહુઓની અદલાબદલી અહીં આપણે ત્યાં ગણ નથી થતી? લગ્નવિચ્છેદ પણ હવે તો ચાલુ થયા છે. નહિ તો વિવાહ-વિચ્છેદ રાખવો. આ એક જબરું ભયસ્થાન છે અને તેની ખૂબ કાળજી રાખવાની જરૂર છે.

'પ્રેમનું મોતી'નો જ દાખલો લ્યોની. ટ્રેવેલિયને મૂળ નાટક લખ્યું 'ધ પર્લ ટ્રી.' એમાં ભૂમિકા રાખી ગોપાલ ફ્રી, વૃન્દાવન અને જમુના-તટ. એમાં બટર—માખણને બદલે ચીઝ કર્યું હોત તો? અને નદી જમનાને બદલે હાઇન કરી હોત તો! સેન્ટ જોન ગમે તે ભાષામાં બોલે, અંગ્રેજીમાં કે ગુજરાતીમાં, મૂળ તો બોલી હશે ફ્રેન્ચમાં જ ને? દુષ્યંતે અસલ પ્રેમ દાખવ્યો સંસ્કૃતમાં અને તે ઑક્સફર્ડમાં ભજવાતાં બોલ્યો અંગ્રેજીમાં, પણ જગ્યા તો કણ્વાશ્રમ, માલિની તીરે, ટેમ્સ-કિનારે નહિ. 'કટલેસ' તે 'કચોરી' નહિ જ; શેરી તે શીરું નહિ જ; નૉર્મેન્ડી તે ચરોતર નહિ જ.

સેન્ટ જોન પણ એક અખતરો હતો. એમાં સરલાની મોટી બહેન શાંતિલાએ સરસ કામ કર્યું. પણ એ બે બહેનો આમ નાટકમાં ભાગ લેવા ઊતરી એથી ખારસી બંડાઈ-નિંદાઈ. જોકે પછી તો 'પ્રેમનું મોતી'માં એ ઉપરાંત બીજી બેચાર પણ ઊતરી. એમાં જસોદાના પાઠમાં પન્ના મહેતાએ હદ કરી. માવતરનો પાઠ એને સારો અનુકૂળ આવી ગયો હતો. એ બેત્રણ વાર ભજવ્યું. ઉપરાંત 'ઈન્દ્રને અપીલ' અને 'પ્રલયકાળ' પણ ભજવ્યાં. એમાં કપિલા ખાંડવાળાનો વધારો થયો. માંડમાંડ પાંચેક છોકરીઓએ એમ હિમ્મતપૂર્વક નાટકમાં ભાગ લેવા માંડ્યો, એટલે આપણે પણ હિમ્મતથી ભૂગ પાડવા માંડી કે સ્ત્રીઓનો પાઠ તો સ્ત્રીઓ જ ભજવે. ને પછી એકાદ દાયકામાં તો રાફડો ફાટ્યો. કાળના વહેણને કોણ અટકાવી શક્યું છે જી?

'મૂગી સ્ત્રી' આપણે આગળ જોઇ ગયા છીએ. એ વિષે એક બે રસિક વાત અહીં કરી દઉં—અજબનું એ બીજું છે. ઠઠ્ઠો, કટાક્ષ, ગમ્મત, અતિશયોક્તિ, મસ્તી, તોફાન,—કોઇને લઇ બેસવા માટે એ ફારસ ઉત્તમ સાધન છે. ફરીથી કહું છું કે દુનિયાનાં ફારસોમાં એને હું સર્વશ્રેષ્ઠ માનું છું, પ્રહસન તરીકે નહિ, પણ ફારસ તરીકે ફેર લખવામાં આવે, યા તો ફારસના બીબામાં ઘટાવવામાં આવે તો દસમી સદીના સંસ્કૃત નાટક 'ભગવદજ્જુકીયમ્'ને હું બીજું સ્થાન આપું. યાદ રાખજો, 'કૉમેડી' તરીકે નહિ, 'ફારસ' તરીકે. મોલીએર, ગૉગોલ, ચેખૉવ, ગડકરી વગેરેની કૃતિઓને હું જરા પણ ઉતારી પાડતો નથી. 'ધ બેર', 'ધ ઇન્સ્પેક્ટર', 'મૉક ડૉક્ટર' અને બીજાં યે કેટલાંક જે મારી જાણમાં નહિ હોય એ ફારસો હશે, પણ 'મૂગી સ્ત્રી'નું વસ્તુ સદાકાળને માટે, કોઈ પણ પ્રદેશને માટે ચિરંજીવી છે. એનો મળ દેશકાળ-અબાધિત ઓછામાં ઓછાં રંખદંશ વિનાનો ગોડો છે એ એની મહત્તા છે. કોઈ અમુક વર્ગને નહિ, પણ સમસ્ત નારીવર્ગને એમાં ચોટ છે; પુરુષ-વર્ગને પણ એમાં ઠીક ફટકો છે. કલાક-દોઢ કલાકના આ ફારસમાં માતબર હસવાનું અને પૂરતું શીખવાનું મળી રહે એમ છે. ઉપરાંત બીજું એટલું સગવડભર્યું છે કે મૂળ ખોખાને સાચવી રાખી એમાં શહેરસંજોગ અનુસાર ધારો એટલો સંભાર-મસાલો બદલી શકો, ભરી-ભભરાવી શકો.

ત્યારે કનુ દેસાઇ ચિત્રકાર ઉપરાંત શરૂઆતમાં નૃત્યકાર પણ હતા. હું યે ત્યારે તો નાચ્યો હતો એમ કહું તો નહિ માનો? મુંબાઇમાં જિન્ના હૉલમાં, અને પછી સુરતમાં કનુના નૃત્યપ્રયોગો યોજાયો ત્યારે સુરતમાં. એની સાથે 'મૂગી સ્ત્રી' પણ રાખ્યું હતું. ત્યારે પોલીસે પ્રથમ તો નાટક કરવાની રજા જ ન આપી! પછી એમાંથી થોડુંક કાઢી નાખવા સૂચવ્યું, અને મેળ ખાધો. નાટકમાંના જજ ખાન-બહાદુર ખરશેદજી ખરખરિયા પોતાના જૂના વકીલ દોસ્ત સાથે મસલતમાં થોડી આગમચ રકમ વિષે ઇશારો કરે છે. સત્તાવાળા કહે કે જજ રુશ્વત લે એવું તો બતાવાય જ નહિ. અમે કહ્યું કે દી. બ. કૃષ્ણલાલ ઝવેરી જજ હતા ત્યારે એમના જ પ્રમુખપદ નીચે આ નાટક મુંબાઈમાં ભજવ્યું હતું. પણ આની કશી અસર થઇ નહિ. અમે કહ્યું કે આ તો મૂળ અરબસ્તાનનો કાજી, પછી રાબેલ્યાના હાથમાં સમરાયેલ, આંતોયે ગૌને ફ્રેંચ ગામડામાં જજ બનાવ્યો, તેનો અમે ખરશેદજી બનાવ્યો છે. પણ નહિ તે નહિ! આટલી કલમો કાપો જ. તે કાપી. પછી સનત વીણ ને હું જે વિફર્યા, તે એ કાતર ચલાવનારા કૉપી લઇને પહેલી હારમાં આવીને બેઠેલા તેને જોતાં

જ અમે ઢોંગાઇ શરૂ કરી. કાપવાનો ભાગ આવ્યો એટલે અમે અટક્યા. અમે કહ્યું કે હવે વાતચિત બંધ; બોલવાનું નથી; નહિ બોલાય એવું છે. એમ કહી પૈસાની વાતચિત હતી એનાથી વધારે સચોટતાથી અભિનયમાં જ મૂગા મૂગા ઇશારતોથી કરી ગયા! પછી એ જ નાટક ત્યાર પછી થોડાં વરસ રહી વડોદરામાં કર્યો ત્યારે ત્યાં પતરાંના થીએટર પર નાટક શરૂ થતાં જ ધોધમાર વરસાદ શરૂ થયો, ને તડાતડ થવા માંડ્યું! તે પછી, ભાઈ જે થઇ છે, તે બાકીનો નાટક આખો પેન્ટોમાઈમમાં જ કરવો પડ્યો! જે કંઈ બોલો તે કશું સંભળાય જ નહિને! પણ અમે અભિનયની માત્રા વધારતા ચાલ્યા, અને કહેવાનું બધું જ કરી બતાવ્યું! ભારે ગમ્મત પડી.

સુરતમાં એવો વિરોધ પડેલો કે નાટકમાં અતિશયોક્તિ ઘણી છે. છાપામાં પણ એ વિષે ખૂબ ચાલ્યું. હોય. જેવી જેની સમજ. હું માનતો હતો કે સુરતીઓની મોટા ભાગની સિનજતનો સાર કાઢો તો અતિશયોક્તિ જ છે. જ્યોતીન્દ્ર દવે અને ધનસુખલાલ મહેતાએ અતિશયોક્તિનો આશરો નથી લીધો? રમણભાઇ નીલકંઠે અને નવલરામે શું કર્યું છે? ભદ્રંભદ્રમાં કે નવાબમાં અતિશયોક્તિ નથી?

પણ આ તો ફારસ જ છે, એમાં જજને મોટી લેખણ પકડાવી એ સુનો! સૂર્યકુમારી (સૂરજની દીકરી-તપની) નાટકમાં જાણીનો રમૂજનો નટ શિવલાલ મહા વૈજ્ઞાનિક થઇને જગદીશ બોઝ જેવો સ્વાંગ કરીને આવતો, એમાં પેટ પર ટેલીસકોપ બાંધેલું તે વિંગ સુધી પહોંચે એટલું ઊંચું, ને એમાં જ નજર રાખી પ્રવેશ કરતો! વલ્લભ, જટાશંકર, રોગિયો, મૂળચંદ મામા, વાનેવાતે અને સાધન-સામગ્રી તથા મહેરવેરો અતિશયોક્તિ નથી કરતા? ચાર્લીનું શું? ફૂલ્સહેડનું શું? લોરેલ-હાર્ડીનું શું? સંસ્કૃત વિદૂષકનું શું? મૂળમાં આંનોઇને એશલી ડ્યૂકે પણ છેમ પર વાઢકાપ કરવા આવનાર ડાક્ટરને તો કોદાળી કરવતોનો ભારો લઈને આવનો જ બતાવ્યો છે. કહો, એનું શું?

નાટકમાં અતિશયોક્તિ અને અસંબદ્ધ તાણુંવાણુંની ભરમાર બરકત જેવી હોય તો તે એ વખતે-ને પછી પણ ઠીક ઠીક-થતા ડૉ. જહાંગીર વાડિયાના 'પારસી હરિશ્ચન્દ્ર'ના નાટકને જોવો. અરે, એક વાક્ય પછી બીજું વાક્ય કોના અને કયા સંબંધમાં આવશે એ જો કોઇ માણનો પૂત કહી આપે તો લાખ ટકા હારી જાઉં. કલ્પનામાં ન આવે એવો ઘોડો અડાવે! એનાં મેં ઘણાં નાટકો જોયાં. પછી તો એની સાથે દોસ્તી પાડી. ભારેનો શરમાળ માણસ, પણ તખ્તા પર ઊતર્યો કે છૂટ બે-લગામ! એનો એકાદ નાનો નમૂનો જોઇએ:

બુઝર્ગ પિદરનું ખૂન થયું છે, અને ત્યાં નાયિકા ને એનો પ્રેમી હાજર થાય છે:

નાયિકા: અરેરે, સીધી જ છાતીમાં છરી ભોંકી.

પ્રેમી: અગાઉથી નોટીસ બી નહિ આપી! હોય. ચાલ ત્યારે, એક કોંિ.

નાયિકા: મારા પિદર જેવા પિદર ગુજર્યા અને તને ફ્રાસી કાદિ કરવાનું સૂઝે છે? જરા ઊભો રહે, હજી તો હું રડી પણ નથી. નહિ તો જવા દે, હું જરા બે મિનિટ બેસુધ થઈ જાઉં.

પ્રેમી: ખરેખર? સુ બેસુધ થવાની બી પ્રૅક્ટીસ પાડીય? પન ત્યારે મારે આ બે મિનિટ સું માખ મારવાની?...લે ચાલ, બેહરતીના મજવામાં કંઈ વીલ કે કુંચી હોય તો લઇ લઉં. આ તો બેસુધ જ છે. એ, ઓ! આટલા કિંમતી દસ્તાવેજો! ઓ જાન!

નાયિકા: હાશ, હવે મારું કોન્સ્યંસ ક્લીયર થયું. હં. પેલા દસ્તાવેજો મને પાછા આપી દેઓ તો.

પ્રેમી: અરે, પન તું તો બેસુધ હતી ને?

નાયિકા: પણ વિદ્વાનો કહેય કે સબ કોન્સ્યંસ તો બધું જાનેય. આ દસ્તાવેજો તો ખોટા છે, ખરા તો ખૂની લઈ ગયો હસે...

અને એમ ચાલ્યા જ કરે.

આગળ આપણે ઘણી યુરોપી મંડળીઓ જોઈ ગયા. એની આ પંજામાં પણ આવી. એમાં મેસેડોનિયન પ્લેયર્સની એક ટોળી આવી એણે ઓપેરા હાઉસમાં પાંચસાત ઘણાં સુંદર નાટકો કીધાં. એમાં ખાસ તો 'પિગમૅલિયૅન' અને 'મૅન અને સુપરમૅન'. શૉને આવી રીતે ભજવાતો જોવાનો લહાવો અહીં જ મળી જશે એવો તો સ્વપ્ને પણ ખયાલ નહોતો. બન્ને તો ગયા એ મંડળી પાસે ને કહ્યું કે સેન્ટ જોન કરોને. પણ એમણે કહ્યું અમારી તૈયારી નથી. એ પણ ખરું. એ કંઈ આપણી માફક બે મિનિટના વિચારે નાટક કરવા ઊતરી પડે?

મૅન સુપરમૅનની ભજવણી તદ્દન સરળ અને સચોટ હતી. બર્નાર્ડ શૉને હિંદમાં રજૂ કરવો એ જરા મુશ્કેલ તો ખરું જ. પણ નટો અવાજ-ની સફાઈથી છૂટી ગયા. એ સંવાદ-શૈલી કોઇ અનેરી હતી. ખૂબ શીખવા જેવી ને આપણે અહીં અજમાવવા જેવી હતી એનો ઉપયોગ 'આગગાડી'માં બૈયાનો પાઠ ભજવવામાં મેં કંઈક કર્યો હતો, અને મને એમાં ખૂબ આસાની લાગી હતી. એમાં ખૂબી એટલી કે અભિનય ગૌણ, વાક્ચાતુરી વિશેષ, ને સાહસંયમ એ મુખ્ય કળા.

આ ઉપરાંત એક બાનંયાર્ડ કંપની પણ ઓપેરા હાઉસને શોભા આપી ગઇ. દસબાર વાર જોએલી 'નો, નો, નૅનેટ'ની સંગીત કૉમેડી તો હજી સ્મરણમાં તાજી જ હતી. 'આઈ વૉન્ટ ટુ બી હૅપી, બટ આઈ વૉન્ટ બી હૅપી. ટિલ આઈ મેઈક યૂ હૅપી ટૂ', એ તેજીલું, સૂરીલું, રસીલું, મદીલું ગીત કેમ ભુલાય? આ ટોળીએ ઓછાં નાટકો કર્યાં. પણ એ એક જ નાટકથી એણે મુંબાઈમાં મોહિની ફેલાવી. આ હાઉસની ટિકિટ સાફ થઈ ગઈ હતી,—એ જમાનામાં, જયારે મુંબાઈ-માં લોકો ઓછા, પૈસો ઓછો, ત્યારે. પાછો સી. એમ.ને પકડ્યાં અને કહ્યુ 'કંઈ પણ કરી આ નાટક તો જોવું જોઈએ.' એ નીકળ્યો ટૅક્સી લઇને, ને સાંજ સોરો બે ત્રણ દિવસનાં બુકિંગ્સ લેતો આવ્યો.

નાટક 'રોઝમેરી': સંગીતપ્રધાન એ મતવાલાં ગીતોએ મુંબાઇ-ને સર કીધું. એમાં 'ઓ સ્વીટ રોઝમેરી,' અને હુહુહુહુ કરી રાઉ થતું એક 'ઈન્ડિયન લવ કૉલ' અને ત્રીજો એક અતિ સુન્દર ડાન્સ. પણ એમાં જે નાયક થતો—બ્લૅક, એ જે ગાતો, તે કોઈ અદ્ભુત અવાજની કીમિયાગીરીથી, દિલજીત કૌશલ્યથી, હૃદયના તંતુ તણું-તાણી દે એવી શક્તિથી. ભલભલા બંસો પણ પળભર તો એને સાંભળી પ્રેમની ખુમારી અનુભવવી શરૂ કરી દે.

સી. એમ. અને હું તો મંત્રમુગ્ધ જ બની જતા. અમેરિકાનો ડુંગરાળ પ્રદેશ અને એમાં એક ડુંગરની ખીણમાંથી ઊડતું 'ઈન્ડિયન લવ-કૉલ'નું પ્રખ્યાત ગીત જ્યારે ગવાતું ત્યારે શીખવા જેવું તો એ પ્રસંગે પ્રકાશયોજના પથરાતી તે હતું. આપણે ત્યાં એવાં સાધનો નથી એમ નથી, એવું કરી શકે એવા કારીગરો નથી એમ પણ નથી, પણ એટલા કેળવાએલા આપણા શૉખ જ નથી. ઝગઝગાટથી ટેવા-એલા આપણે એવા મુલાયમ પ્રકાશ-પલટા ક્યારે કરી શકીશું?

આ બધામાં એક નાનકડી વીજરેખા ચમકી ગઈ તે પણ નોંધી લઇએ. ૧૯૨૯માં પાવલોવા એશિયા ભર ઘૂમીને પાછી ફરતાં આવી, ને વળી કંઇ ઓર નવીન મનોરમ સૃષ્ટિ સરજી ગઇ. હવે વળી થોડીઘણી સમજ પણ આવી હતી, એટલે એનો એક પણ ક્રમ ચૂક્યા નહિ.

પણ ફરીથી અહીં એ મયૂરિકા આના પરીનાં મોરપીછ ચીતરવા મથામણ કરવી એનો શો અર્થ છે? વર્ષો વીતતાં તેવા એ જાણે

વાર્ધક્યને બદલે નવયૌવન પ્રાપ્ત કરતી હતી! એના મુલાયમ અંગ-મરોડમાંથી સૌષ્ઠવભરી કલા જ નીતરતી રહે એવી એ અદ્વિતીય કલા-દીપિકા પારસમણિની જેમ જે જે વસ્તુને સ્પર્શે તેને કંચન-મય બનાવતી જ રહે એમાં શી નવાઈ? ગમે તે દેશની પરીકથા લ્યો, (પણ વળી પરીકથાને દેશદેશાન્તર શા?) એ દૈવી શક્તિવાળી નર્તિકા દેશપરદેશની હદસરહદો ઓળંગી કલાના એવા એકદેશીય દિવ્ય સ્વર્ગીય વાતાવરણમાં લઈ જતી હતી કે આ મરુભોમની ઐહિક આધિ વ્યાધિ ને ઉપાધિથી તેટલા સમય માટે આપણે પર જ થઈ જઈએ. આપને કદાચ આ શબ્દરમત યા શબ્દખીચડો લાગશે. ના, હું એ પ્રતિભાસંપન્ન કલાનારીની શક્તિઓનું વર્ણન કરી શકું એમ જ નથી. મેં તો માત્ર બેચાર ફકરા જ લખ્યા છે. પણ એની જીવનકથા અને નૃત્યકલા ઉપર તો ધુરંધર કલાવિવેચકોએ ખાસ પુસ્તકોનાં પુસ્તકો લખ્યા છે, તે જુઓને. એ નાચે ત્યારનું એ અશરીરિણીનું વર્ણન હું તે કઈ વાણીમાં કરી શકવાનો હતો જે?

એને ખૂબ જોઈ, મિત્રમંડળ સાથે ફરીફરીને જોઈ. નમસ્કાર છે તને આના પાવલોવા! પ્રણામ છે. એની આજ હજી એવી જ અસર છે, અને જેમ અમૃતરસ ચાખ્યા પછી સૌ રસ મોળા લાગે, એમ આજે તો મોટા ભાગનાં નાચકૂદ એટલાં નમાલાં લાગે છે કે એણે સ્મરણમાં દૃઢીભૂત કરેલા સુંદર દશ્યોને જ ફરીફરી મનોસૃષ્ટિમાં નિહાળી નિહાળી આનંદ મેળવ્યા કરીએ છીએ. ૧૯૨૯માં આવીને એ ગઈ અને પછી તો, એક સાલ પછી, એક દિવસ ગીરગામ રસ્તા પર સાંજે હું જરા બહાર નીકળ્યો, એક આનાનું છાપું લીધું ને બહારના પાના પર જ એનો જગમશહૂર અદા કરતો ફોટોગ્રાફ દેખતા પેટમાં ફાળ પડી! એની પેલી ખભે ચડાવેલી પાંખો વડે એણે આ દુનિયાની વિદાય લઈ લીધી હતી!

પણ આ તો વચ્ચે આનાપરી-ની આડકથા આવી ગઈ. જે મુગ્ધા કલાકારને નાનકડી અંજલિ આપવાની છે એ ચમકેલી વીજરેખા તે મુરા શિપોફ. એક્સેલસીઅર થીએટરમાં કંઈક કચરાપટ્ટી ફિલ્મ હતી. ૧૪મી ફેબ્રુઆરી ૧૯૨૭ની સાંજ હતી. છાપામાં વાંચીને સોલી બાટલીવાળા, ચન્દ્રકાન્ત ત્રિવેદી અને હું, ત્રણ એ નવી અને નાની કુમારિકાને જોવા ઊપડી ગયા હતા. એ હતી તો રશિયન બાલિકા, સત્તર-અઢાર વર્ષની ઊગતી કિશોરી બાલેરિના, નામે મુરા શિપોફ. મુરા એકલીઅટૂલી હતી; સાથે કોઈ ટોળી નહોતી; પણ ચાલુ ફિલ્મ-ની વચ્ચે ઇન્ટરવલમાં બેત્રણ નૃત્યો કરતી. પાવલોવા તે પાવલોવા જ. અહીં સરખામણી નથી કરતો. પણ મુરાએ જે કલા દાખવી તે પણ એની ઉમરના પ્રમાણમાં, એના સંજોગો જોતાં અદ્ભુત હતી. એણે યે સ્વૉનડાન્સ કર્યો. બીજાં પણ બેત્રણ નૃત્યો કીધાં. પ્રેક્ષકોમાં હતા આશરે વીસ ત્રીસ જણા, બસ. પણ અમે દંગ થઈ ગયા હતા. એને માટે 'ટાઈમ્સ'માં કોઈએ અનાયાસ લેખ લખ્યો હતો. એમાં એને ભારોભારની અંજલિ આપી હતી, અને જગમશહૂર થઈ શકે એવી શક્તિશાળી તથા પ્રતિભાસંપન્ન એ ટિચુકડીને જોવા લોકો નથી જતા એ માટે ખેદ પણ પ્રગટ કર્યો હતો. એકાદ અઠવાડિયા પછી મુરા અલોપ થઈ ગઈ—અલોપ જ થઈ ગઈ. બેત્રણ મહિના પછી ફક્ત ટાઇમ્સે ટૂંકમાં પણ સચોટ, દિલ ચીરે એવી એની અવસાન-નોંધ લખી હતી! સિંગાપોર કે એ બાજુ અહીંથી ગઈ, અને ત્યાં જ કંઈ ઝેરી વાઇ લાગતાં એ ગુજરી ગઈ! ખરેખર, આવી કાયાઓ પર ઝેર કેમ અમર કરી શકતાં હશે? મેં ચન્દ્રકાન્ત ને સોલીને એ વાત કરી, ત્યારે એમની ગમગીનીનો પણ કંઈ પાર નહોતો. (ચાલુ)



માત્ર એક પગનાં આંગળાં પર આખીના દેહની કમાન વાળીને તેને ટેકવતી પાવલોવાનો વિખ્યાત નિર્બિંદુ દેહવિન્યાસ

છેલ્લાં થોડાં વર્ષો થયાં નવી શોધાએલી એક અજબ અને અન્ય સર્વથી અનોખી કાયાની કરામત

## શરીરની બધી ક્રિયાઓને એકરાગે ચલાવનાર અને જીવનની સમતુલા જાળવનાર અદ્ભુત રસો ઝરતી

# અંતઃસ્રાવી ગ્રંથીઓ

કાયાની કરામત : હપતો અઢારમો


લેખક

ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી





આ ત્યાર સુધીમાં આપણે જોયું કે આપણું શરીર એક ને અખંડ અંગ નથી, પણ તે વિવિધ અવયવોનું બનેલું છે. આ બધાંને એક સૂત્રે પરોવી અખંડ અને એકત્રિત બનાવનાર નાડીતંત્ર છે. બીજી આવી વ્યવસ્થા તે રૂંવે રૂંવે ફરતા લોહીની છે. લોહી કોષો માટે પોષણદ્રવ્યો ઉપરાંત જીવનક્રિયાનાં નિયામક અને સંધાતક એવાં રાસાયણિક દ્રવ્યોને પણ શરીરમાં સર્વત્ર ફેરવે છે. લોહીમાં ફરતાં આ દ્રવ્યો અમુક અમુક અવયવો માટે જ નક્કી કરેલાં હોય તે તે અવયવોમાં તે પહોંચ્યા બાદ જ પોતાની અસરો પેદા કરે છે; બીજા કોઇ અવયવ કે કોષ-સમૂહોમાં નહિ. વિધવિધ પ્રકારના માલ-સામાન વહી જતી માલગાડી જે જે સ્ટેશનોએ માલ ઉતારવાનો હોય ત્યાં થોભી તે ખાલી કરે છે, એના જેવી આ ઘટના છે.

આ રાસાયણિક દ્રવ્યો છે અંતઃસ્રાવી ગ્રંથીઓના રસો. તે હૉર્મોન્સ (Hormones)ના નામે ખૂબ જાણીતા છે. આ રસો જીવનક્રિયાની સમતુલા જાળવે છે. એમની અસર તળે જીવનક્રિયાઓ એક રાગે અને એક તાલે ચાલે છે. નીચી કક્ષાનાં પ્રાણીઓમાં નાડીતંત્ર નથી હોતું, પણ એમનામાં આ અંતસ્રાવી ગ્રંથીઓના રસો જ જીવનની બધી ક્રિયાઓનું નિયંત્રણ કરતા હોય છે.

અંતઃસ્રાવી ગ્રંથીઓના રસોની વધઘટ અવયવોની ક્રિયાઓને કાં તો મંદ પાડનાર કે વેગ આપનાર છે. આ દૃષ્ટિએ ખોરાકમાં જેવી વિટામિનોની વિશિષ્ટતા છે, એવી શરીર વિષે હૉર્મોનોની છે. હૉર્મોનોની અસર તળે માણસનું વ્યક્તિત્વ, ઘાટ (દેહનાં જાડ્ય, અતિ જાડાઈ કે કૃશતા ને અતિ ઊંચાઈ કે વામનજીપણું), તેનું વર્તન, ને આડકતરી રીતે તેનો સ્વભાવ પણ નિર્માણ થાય છે. વળી માનસિક વિકાસ (બુદ્ધિ, ચાતુર્ય, વિવેકશક્તિ, ડહાપણ આદિ), હૃદયના ભાવો (પ્રેમળતા, કઠોરતા વગેરે) ને શરીરની ચપળતા કે શિથિલતા પણ એમના ઉપર અવલંબે છે. ટૂંકામાં, અંતઃસ્રાવી ગ્રંથીઓ વ્યક્તિના શારીરિક ને માનસિક સર્વદેશીય વિકાસ અને શક્તિઓની પુરસ્કર્તા કે અવરોધક છે. એને સમૃદ્ધિ કે કંગાલિયત બક્ષનાર છે.

અગાઉ આપણે જોઈ ગયા કે અન્નમાર્ગની ગ્રંથીઓના સ્રાવો નલિકા દ્વારા અવયવોમાં જાય છે. પણ અંતઃસ્રાવી ગ્રંથીઓની ખૂબી એ છે કે એમના સ્રાવોને વહી જવા નલિકાઓ નથી હોતી. (આથી તો એમને નલિકાવિહીન ગ્રંથીઓ "ડક્ટલેસ ગ્લૅન્ડઝ" કહેવામાં આવે છે) પણ તે સીધા લોહીમાં જ ભળે છે અને ત્યાંથી દેહના બધા ભાગોમાં વહેંચાતા ફરે છે. એમનું પ્રમાણ ખૂબ થોડું હોય છે. આથી એ ગ્રંથીઓનાં કદ પણ નાનકડાં જ હોય છે. કોઈક ગ્રંથીઓના સ્રાવો વળી બીજી ગ્રંથીઓ ઉપર અસર ઉપજાવી સ્રાવો પેદા કરે છે, જે વળી બીજી જ ગ્રંથીઓ સ્રવવા માટે ઉત્તેજક નીવડતા હોય છે.

આજ સુધી શરીરની આઠ અંતઃસ્રાવી ગ્રંથીઓની કામગીરી અને અસરો સારી રીતે સમજી શકાઈ છે. તેનાં નામ આ પ્રમાણે છેઃ (૧) પીનિયલ (૨) પિચ્યુટરી (પોષકગ્રંથી) (૩) થાઇરૉઇડ (કંઠગ્રંથી) (૪) પૅરાથાઇરૉઇડ (૫) થાઇમસ (૬) ઍડ્રેનલ્સ (અધિવૃક્કગ્રંથી) (૭) સ્વાદુપિંડ (૮) જનનગ્રંથી (સ્ત્રીઓમાં અંડગ્રંથી ને પુરુષોમાં શુક્રગ્રંથી). આ ઉપરાંત યકૃત, ગ્રહણી, બરોળ, હૃદય અને મૂત્રપિંડોને પણ અંતઃસ્રાવી રસો હોવાનું માનવામાં આવે છે, પણ આ સંબંધી ચોક્કસ જાણવામાં હજી નથી આવ્યું.

### પીનિયલ ગ્રંથી

મગજના તળ ભાગમાં, યોગશાસ્ત્રમાં જેને બ્રહ્મરન્ધ્ર કહે છે તેના નિકટના પ્રદેશમાં, આ નાની માંસમય ગ્રંથી આવેલી છે. વિજ્ઞાનીઓ એને ત્રીજા નેત્રના અવશેષરૂપ માને છે. આનો સ્રાવ શરીરની વૃદ્ધિ સાથે સંકળાએલો માનવામાં આવે છે. જ્યારે આ ગ્રંથીમાં ગૂંઠ (tumour) થઇ આવે છે ત્યારે બાળકમાં માનસિક અને જાતિનેય અકાળ અતિ પ્રૌઢત્વનાં લક્ષણો (દાઢીમૂછનો ભરાવો ને ગુહ્યેન્દ્રિયોનો વિકાસ) જોવામાં આવે છે. આથી એમ અનુમાન કરવામાં આવે છે કે આનો સ્રાવ જાતિનેય વિકાસ માટે એક—અંકુશ સમાન છે.

### પિચ્યુટરી (પોષક) ગ્રંથી

બધી અંતઃસ્રાવી ગ્રંથીઓની શિરોમણિ આ ગ્રંથી માનવદેહને

પણી રીતે અસરકારક એવા દસબાર જાતના સ્રાવો સ્રવે છે. વળી તે ઍડ્રિનલ, થાઇરૉઇડ અને પ્રજનનગ્રંથીઓની ક્રિયાશીલતા ઉપર કાબૂ (અને સહનિયમન, કો ઑર્ડિનેશન) પણ ધરાવે છે. એનું સ્થાન મગજના તળમાં, પીનિયલ ગ્રંથીની નજદીકમાં છે. વટાણા જેટલું જ એનું કદ છે. એની વચમાં ફાંટો હોવાથી તેના બે પિંડ બને છે: આગલો (ઍન્ટીરિયર) અને પાછલો (પોસ્ટીરિયર)

પોસ્ટીરિયર પિચ્યુટરીના સ્રાવના એક રસાયણનું નામ પીચ્યુટ્રીન છે. તે કરોડરજ્જુને વીંટળાએલા પ્રવાહમાં જઇ લોહી અને લસી પ્રવાહમાં ભળે છે. તેની અસરથી લોહીનું દબાણ અને મૂત્રનું પ્રમાણ વધે છે. અન્નમાર્ગની આકુંચનલહરી કે જે ખોરાક અને મળદ્રવ્યોનું વહન કરે છે, તેને તે વેગ આપે છે. ગર્ભાવસ્થાના અંતમાં જ્યારે ગર્ભાશયના મંદ સંકોચનને પરિણામે પ્રસવમાં વિલંબ થાય છે ત્યારે ઉપચાર તરીકે આ દ્રવ્યનું ઇન્જેક્શન આપવામાં આવે છે.

જ્યારે આ પિંડ રોગિષ્ટ બને છે ત્યારે વ્યક્તિને બહુમૂત્રતા સાથે અતિતૃષાનો વ્યાધિ લાગુ પડે છે, અગર તો શરીરમાં જ્વલનક્રિયા-દર વધી જવાથી તે ગળી જઇને થોડા માસમાં મૃત્યુ પામે છે.

ઍન્ટીરિયર પિચ્યુટરીના સ્રાવો તો વળી અદ્ભુત છે. તેમાં એક વૃદ્ધિ-સ્રાવ છે. તે બાળપણથી તે પુખ્ત ઉંમર થતાં સુધીમાં હાડકાં અને માંસપેશીઓના વિકાસ ઉપર કાબૂ ધરાવે છે. પુખ્ત ઉંમર થતાં સુધીમાં જો આનો સ્રાવ વિશેષ પ્રમાણમાં થઇ જાય તો વ્યક્તિનું શરીર લાબુંજાડોળું એવું રાક્ષસી કદનું બને છે. આના થોડા દાખલા વિજ્ઞાનના દફતરે નોંધાએલા છે: આયર્લૅન્ડનો સાડા આઠ ફૂટ ઊંચો કૉર્નેલિયસ મૅકગ્રાથ અને ૮'-૬''ની ઊંચાઇવાળો ચાર્લ્સ. વળી એક ફેડર નામના રશિયનનું પુદ્ગળ તો નવ ફૂટ ત્રણ ઇંચનું હતું! એના હાથના પોંચા જ ચોદ-ચોદ ઇંચના હતા!

પુખ્ત વય પછી આ ગ્રંથીના કોષો વધવાથી કે એમાં ગુંડ થવાથી આનો સ્રાવ વધી પડે છે. આથી પણ માનવીનું માળખું રાક્ષસત્વ(ઍક્રોમેગેલી)ને પામે છે: ચહેરાના અને હાથપગનાં હાડકાં વધવા માંડે છે, ઘડા જેવું માથું અને બુલ ડૉગ જેવી મોઢાની વિકૃતિ આવી પડે છે.

આ ગ્રંથીના સ્રાવની વિશિષ્ટતા પ્રજનનગ્રંથી ઉપરના સહનિયમનની છે. જો એનો સ્રાવ વધારે હોય તો અકાળે જાતીય પ્રૌઢતા પ્રાપ્ત થાય છે. એના વિકારના પરિણામે ગુહ્યાંગોનો અપૂરો વિકાસ, રજોદર્શનમાં દોષ, જાતીય શીતળતા (ફ્રિજિડિટી) ને પુરુષોમાં પુરુષત્વની ઊણપ દશ્યમાન થાય છે. સ્તનમાંથી દૂધનો પ્રવાહ પણ આ પિંડના સ્રાવની અસર નીચે જ શરૂ થાય છે.

બાલ્યાવસ્થામાં આ ગ્રંથી દૂર કરવામાં આવે તો વ્યક્તિ વામણી બને છે. હાડકાં બંધાતાં નથી, દાંત ઊગતા નથી ને જાતીય વિકાસ પણ અટકે છે. વળી જો બાલ્યાવસ્થામાં આનો સ્રાવ ઓછો હોય તો પણ બાળકની કમર સ્ત્રીની જેમ પહોળી અને ચરબીથી લદાએલી તથા છાતી ઉપર ઉન્નત સ્તન-પ્રદેશ હોય છે. પુખ્ત વય થવા છતાં યે ગુહ્યાંગો બાલ્યાવસ્થા જેટલાં નાનાં રહે છે. રજોદર્શન મોડું અને ન્યૂન હોય છે.

ગર્ભિણી સ્ત્રીઓના પેશાબમાં આ ગ્રંથીનો સ્રાવ આવે છે. એ પેશાબ સસલી કે ઉંદરડીની કાનપટ્ટીમાં ઇન્જેક્શન દ્વારા દાખલ કરવાથી તેનામાં પણ ગર્ભાધાન સમયના ફેરફારો પેદા થાય છે. આ કસોટીના આધારે ગર્ભાધાનની નિશ્ચિતતા થઇ શકે છે. ગર્ભાધાનની શરૂઆતના સવા માસ જેટલા ટૂંકા સમયમાં ગર્ભાધાનની કોઇપણ નિશાની વર્તાતી ન હોય ત્યારે આના આધારે તે નક્કી થઇ શકે છે.

ઇ. ૧૯૪૦માં ૨૫મી જૂનના તાર-સમાચારમાં કલકત્તામાં એક બંગાળી જુવાનને છાપરા સુધી પહોંચતો રાક્ષસી કદનો માણસ દેખાયાના અને પોલીસે તેનાં પગલાંની છાપ ૨૨ ઇંચ લાંબી અને ૭ ઇંચ પહોળી માપી હોવાના ખબર છપાયા હતા. એ આ પિચ્યુટરી ગ્રંથીનો જ પ્રભાવ. ૧૯૯મા અંકની માધુકરીમાં એ પછી આ વિષેની નોંધ પણ આપી હતી. વર્ષો પહેલાં એચ. જી. વેલ્સે 'ધ ફૂડ ઑવ ધ ગૉડ્ઝ' નામના પોતાના પુસ્તકમાં એક વિજ્ઞાનીનું પાત્ર આલેખેલું જેણે એવો પદાર્થ શોધેલો કે તે ખાવાથી માણસનું કદ ધાર્યા જેટલું વધારી શકાય. વેલ્સની તો એ કલ્પના જ હતી પણ આજે તો ઉંદરોને એના ઇન્જેક્શનથી કદાવર બનાવી દેવાય છે અને માણસ પર તે અખતરો કરવામાં આવે તો ૧૨ ફૂટ જેટલો રાક્ષસ તે બની જાય.

થોડા વખત પર એક છોકરીનો વિકાસ ત્રણ જ વર્ષે અટકી જતાં ડૉક્ટરોએ પિચ્યુટરી ગ્રંથીનાં ઇન્જેક્શનો આપી એનો પુનર્વિકાસ ચાલુ કર્યો હતો. એ જ રીતે બે બાળકોનો પિચ્યુટરીના અતિ પ્રભાવે રાક્ષસ બની જવાનો સંભવ હતો ને તેમની એ ગ્રંથીઓ ઉપર એક્સ-રેની પ્રક્રિયા અજમાવી નિવાર્યો હતો.

પ્રયોગો અને નિરીક્ષણ દ્વારા નક્કી થયું છે કે પિચ્યુટરી-સ્રાવ વ્યક્તિત્વ ઉપર અસર કરનાર છે. સ્રાવ વિપુલ હોય ત્યારે વ્યક્તિ અથાક ભરચક કામગરું જીવન જીવનાર, સાહસી અને ધૈર્યવાન હોય છે; ઓછા સ્રાવ વખતે આળસ, કાયરતા ને નિસ્તેજતા પ્રાપ્ત થાય છે.

આ ગ્રંથીનું સ્થાન પણ નોંધપાત્ર છે તે મગજના થૅલેમસ નામના ભાગમાં આવેલી છે. આ ભાગ આપણા ભાવો, ઊર્મિ, આવેગો અને ચિત્તક્ષોભ વગેરે લાગણીઓ સાથે સંકળાએલો છે. આ સ્થાનમાં જ્ઞાનતંતુ-પ્રવાહ અને ગ્રંથીસ્રાવના રસાયણનું મિલન થાય છે. આથી તેઓની પણ એકબીજા ઉપર અસર કે પ્રભાવ પડે છે. મન અને શરીર વચ્ચેના ગાઢ સંબંધના યોગશાસ્ત્રના અભ્યાસીઓને આ હકીકત જાણવી ઉપયોગી થઈ પડશે.

## થાઇરૉઇડ (કંઠ) ગ્રંથી

આપણા જીવનની ગતિની નિયામક, પતંગિયા જેવા આકારની આ ગ્રંથી શ્વાસનળીના ઉપરના ભાગમાં આવેલી છે. તેના યે બે પિંડ છે. એના સ્રાવનું નામ થાઇરૉક્સીન છે, જેમાં ૬૦ ટકા જેટલું આયોડીન હોય છે. એક અધોળ જેટલા જ વજનની નાનકડી આ ગ્રંથી દરરોજ ૧/૦ ગ્રામ (એક તોલાના ૧૧.૪ ગ્રામ થાય) જેટલો જ રસ સ્રવે છે. આ સ્રાવની રાસાયણિક અસરો ઉપર શારીરિક ને માનસિક વિકાસનો તથા આખા શરીરના આરોગ્યનો મુખ્ય આધાર છે.

થાઇરૉક્સીન શરીરમાં થતી જ્વલનક્રિયાનું નિયમન કરી જીવનક્રિયાની ગતિનું પણ નિયમન કરે છે. જ્વલનને લીધે શરીરમાં શક્તિ પેદા થાય છે. એના પ્રતાપે શરીરની બધી ક્રિયાઓ અને વ્યાપારો ચાલે છે. ભઠ્ઠીની ધમણના જેવું આ કાર્ય છે. ધમણ ફૂંકાતાં અગ્નિ જેમ જોસથી પ્રજ્વલે છે તેમ થાઇરૉક્સીનના વધુ સ્રાવથી શરીરના વ્યાપારો અને પરિણામે જિંદગીની ગતિ પણ ઝડપી બને છે. વળી વારંવાર બદલાતી આપણી ઊર્મિઓ ઉપર પણ આ ગ્રંથીનો અંકુશ છે. માનસિક આઘાતો પણ એના દ્વારા જ સહ્યા જાય છે. એને સ્વભાવ ઘડનારી ગ્રંથી લેખવામાં આવી છે. આ ઉપરાંત હાડકાં ને દાંતનો વિકાસ તથા ચામડીના પોતનું પણ તે નિયમન કરે છે.

કંઠગ્રંથી વગરનાં કે તેમાં વિકૃતિવાળાં બાળકોનો શરીર અને મનનો વિકાસ બાલ્યાવસ્થામાં જ અટકે છે. હવે એટલો પુષ્ટ ખોરાક આપવામાં આવે તો પણ તે ઠીંગુજી અને જડ રહે છે. આવું બાળક જાડી ચામડીવાળું, જાડું, મોં ભરી દેતી લાળ ગળતી મોં બહાર લબડતી જાડી જીભવાળું, બેધ્યાન અને મૂઢ હોય છે. તે બોલતાં (અને ચાલતાં



ગ્રંથી રસોની ઊણપ અથવા અતિશયતાથી શરીરમાં આવતી વિકૃતિનાં ઉદાહરણો: ડાબી બાજુ–આપણા શરીરની મહત્ત્વની ગ્રંથીઓ પૈકીની એક અને આપણા જીવનની ગતિની નિયામક થાઇરૉઈડ ગ્રંથી (કંઠ ગ્રંથી)નું કામ શરીરમાં જતા ખોરાકમાંનું આયોડીન એકઠું કરી યોગ્યસ્થળે પહોંચાડવાનું છે. એ આયોડીન ઓછું હોય અને તેના સ્રાવમાં ઊણપ આવે તો તે ગ્રંથી આવી અતિ મોટી થઈ જઇને ગળું અતિશય જાડું થઈ જાય છે. તેને ગૉઇટર કહે છે. જમણી બાજુ—પિચ્યુટરી ગ્રંથીના આગલા (ઍન્ટીરિયર) પિંડમાંનો રસ દેહની વૃદ્ધિ કરનારો છે એ રસની ઊણપ હોય તો માણસ વામનજી રહે છે ને સ્રાવ વધુપડતો થઈ જાય તો તેનું કદ રાક્ષસી બની જાય છે. આવા દાખલા ઘણા જોવા મળે છે. જમણી બાજુના ચિત્રમાં દુનિયાની અજાયબી તરીકે દર્શાવેલો ઠીંગુજી આફ્રિકન અને લંબૂસ ચીનો (જે ૧૧ ફૂટની ઊંચાઇ પર પોતાનું નામ લખી શકતો તે) એનાં ઉદાહરણો છે.



પણ) શીખતું નથી. એટલે પશુ જેવું આ બાળક રડી કે ગળામાંથી અવાજ કાઢી પોતાની ઇચ્છાઓ વ્યક્ત કરે છે. આ દશાને 'ક્રેટીનીઝમ' કહેવામાં આવે છે.

આલ્પ્સ, કૉકેસસ, ઍન્ડીઝ અને હિમાલયના પર્વતીય પ્રદેશવાસીઓના આહારમાં આયોડીન તત્ત્વ ઓછું હોવાથી લોહીમાં તેને સભર કરવાના આશયથી આ ગ્રંથી ફૂલે છે. પણ તે આ ક્રિયામાં છેવટે થાકી જવાથી યથેચ્છ કાર્ય કરી શકતી નથી અને ફૂલેલી જ રહે છે. આ દશાને 'ગૉઇટર' (ગળગુંડ) કહેવામાં આવે છે.

ગળગુંડવાળી ગ્રંથીમાંથી થાઇરૉક્સીનનો સ્રાવ ઓછો થાય છે. આના પરિણામે બોલતાંચાલતાં શીખેલા અને ઇન્દ્રિયોની સુસંગતાવાળા તંદુરસ્ત બાળકમાં પણ ધીમેધીમે ક્રેટીનીઝમની દશા આવી પડે છે. એની શારીરિક અને માનસિક વૃદ્ધિ અને વિકાસ અટકી પડે છે. પરિણામે તે બટકું, મંદબુદ્ધિ અને અલ્પવિકસિત ગુહ્યાંગોવાળું બને છે.

મોટી ઉંમરે પણ કંઠગ્રંથીના સ્રાવમાં ઊણપ આવે છે. આમ થવાથી વ્યક્તિનાં શરીર અને બુદ્ધિમાં અકલ્પનીય ફેરફારો થાય છે. ઢડપચી નીચે અને ગરદન ઉપર ચરબીના થર જામવા લાગી શરીર જાડું થવા માંડે છે. આ જાડાપણામાં પણ વિચિત્રતા તો હોય છે જ. હાથમાં કોણી સુધીનો ભાગ જાડો બને છે ને બાકીનો અસલ જેવો રહે છે! આવી રીતે અંગોના ઉપલા ભાગમાં ચરબી જામવાથી શરીરનો ઘાટ કોઠી જેવો બને છે: ચાલાકી, ચપળતા અને બળ ક્ષીણ થઈ શિથિલતા, બુદ્ધિમંદતા અને અશક્તિ સાથે એદીપણું આવે છે. સાથેસાથે રજોદર્શનમાં દોષ, વંધ્યત્વ કે નપુંસકત્વ પણ હોય જ. ખોરાકમાં ફેરફાર કે અંકુશ આણવા છતાં યે જાડાશ તો વધ્યે જ જાય છે. આ દશાના ભોગ બનેલાનું મોં ભાવવિહીન, ફૂલેલું અને ઊંઘણશી હોય છે. તેની ચામડી સૂકી અને રુક્ષ બને છે. વાળ લૂખા અને ખરી પડતા હોય છે. તે સદા ઠંડી લાગવાની ફરિયાદ કરતા રહે છે. જાડુંઈ લકડીથી ઊભી કરેલી હોય એવી ગ્રંથીની આ રૂપાંતરાવસ્થાને 'મિક્સેડીમા' નામે ઓળખવામાં આવે છે. કંઠગ્રંથીની વિકૃતિને લીધે બીજી ગ્રંથીઓમાં પણ ખટકો પડે છે અને આ દુર્દશામાં ઓર વધારો થાય છે.

આ રોગનું કારણ શોધતાં શોધતાં જ વિજ્ઞાનીઓને આ કંઠગ્રંથી (અને એ રીતે અંતઃસ્રાવી ગ્રંથીઓ ને એમના સ્રાવ)નું રહસ્ય સૌથી પ્રથમ જાણવા મળ્યું હતું. આ રોગીઓને રોજ એક ગ્રેનથી પણ થોડું થાઈરૉઈડ દવા રૂપે આપવાથી અદ્ભુત અને આશ્ચર્યજનક પરિણામ આણી શકાય છે. બદસૂરત, ઓછા વાળવાળી, એદી અને જાડી વ્યક્તિ રૂપાળી, રળિયામણી ને ચપળ બને છે ક્રેટીનોને પણ આ દવા આપવાથી તે બોલતાં, જરા સમજદાર અને સમાજને ઉપયોગી અંગ બને છે.

અને જો આ ગ્રંથીનો સ્રાવ વધુ હોય તો? તો પણ શરીરની સમતુલા ખોરવાય છે. બાળક કે મોટેરાને ખાઉધરાવેડા વળગે છે. વારંવાર ખાય તો પણ શરીર લેવાવા જ માંડે છે. થાઇરૉક્સીન લોહીમાં વધુ ફરતું હોવાથી ખોરાકનું જલ્દી જ્વલન થાય છે. ભઠ્ઠીની ધમણ જોસથી ફૂંકાતાં ભઠ્ઠીનો અગ્નિ જોશથી પ્રજ્વળે એવી આ ઘટના છે.

થાઈરૉક્સીનના વિપુલ સ્રાવવાળી વ્યક્તિ અતિ વાચાળ, ઘડીમાં આનંદિત તો ઘડીમાં નિરુત્સાહી બની વારંવાર મનની અશાંતિ અને ઉશ્કેરાઈ જવાની સ્વભાવની વિચિત્રતામાં પટકાઇ, અનિદ્રાનો ભોગ બની ભારે ત્રાસદાયક થઇ પડે છે. તેના શરીરનું ઉષ્ણામાન વધારે અને પરસેવાથી મહમતું રહે છે. કદીક મનની વિભ્રમાવસ્થા આગળ વધી તે જીવલેણ ગાંડપણમાં પણ પરિણમે છે.

સુકાએલું શરીર, આગળપડતા મોટા ભયભીત ડોળા અને ગ્રંથીના સોજાને લીધે ભરાવદાર ગળું : કંઠગ્રંથીના વધારે સ્રાવથી વ્યક્તિને જે રોગાવસ્થા આવી પડે છે(એક્ઝોપ્થૅલ્મસ ગૉઇટર)તેનું કદી ના ભુલાય એવું આ ચિત્ર છે. ઑપરેશન દ્વારા ગ્રંથીનો આ ભાગ કાઢી નાખવામાં આવે (જો આખી ગ્રંથી કાઢી નાખે તો વળી પાછી મિક્સેડીમાની અવસ્થા આવી પડવાનો ભય છે) તો દરદી રોગમુક્ત બને છે.

થાઇરૉક્સીનના સ્રાવની વિપુલતા બહુધા સ્ત્રીઓમાં રજોદર્શન, ગર્ભાવસ્થા અને દૂધકાળ (લૅક્ટેશન) દરમિયાન રહે છે. આ સમયે કંઠગ્રંથી સૂજી આવી મોટી થાય છે આ અને અંડગ્રંથી (ઓવરીઝ) વચ્ચે સહનિયમન પ્રવર્તે છે, તે એટલે સુધી કે કંઠગ્રંથીને 'ત્રીજી અંડગ્રંથી' પણ કહેવામા આવે છે.

અત્યારની સંસ્કૃતિના એક અંગરૂપ ઉશ્કેરાટ, આવેશ ચિંતા વગેરે માનસિક વ્યગ્રાપૂર્ણ તંગ જીવનના પરિણામે કંઠગ્રંથીની ક્રિયા ઉત્તેજિત થાય છે અને ગૉઈટરની રોગાવસ્થા આવી પડે છે. વહેલા ઊઠી મોડી રાત સુધી અવિરત અને અવિશ્રાંત આવેશભર્યા ભરચક કામમાં ગુંથાએલા રહેતા શક્તિશાળી અને પ્રતાપી પુરુષો આપણી પ્રશંસા (અને અદેખાઇ પણ)ના પાત્ર હોય છે. એમની આ શક્તિ ને પ્રતાપના કારણરૂપ સામાન્યો કરતાં સહજ વધારે થાઇરૉક્સીનનો સ્રાવ છે.

ઉશ્કેરાટ અને ક્રોધ વખતે કંઠગ્રંથીમાંથી આયોડીનનો સ્રાવ વધે છે. આ વધારો બે કલાક સુધી લોહીમાં ફરતો રહે છે. ક્રોધાવેશમાં માણસ બોલ્યા કરે અને બોલતાં બોલતાં વધુ આવેશમાં આવી જાય એ બધું લોહીમાં ફરતા વધુ આયોડીનને આભારી છે. આયોડીન ઉશ્કેરણી કરનારું તત્ત્વ છે. ઉશ્કેરણી અને ઝનૂનભર્યા સ્વભાવવાળાને જોઈ આપણને સહજ ખ્યાલ આવે કે એની કંઠગ્રંથી કેટલું આયોડીન સ્રવતી હશે. (અનુસંધાન પૃષ્ઠ ૯૮મે)

# એક બાજુ આબુ-અરવલ્લીના પહાડો અને બીજી બાજુ .

આબુ પર્વતની ઉત્પત્તિ વિષે એવી પૌરાણિક કથા છે કે મહર્ષિ વસિષ્ઠની ગાય નન્દિની ચરતાંચરતાં એક દિવસ એક શ્વભ્ર (કોતર)માં ગબડી પડી. કામધેનુએ પોતાનાં દૂધથી આખો ખાડો ભરી દીધો અને તરીને બહાર નીકળી ગઈ! બીજે દિવસે ઋષિએ આ કોતરને પૂરી દેવા હિમાલય પર્વતને વિનતિ કરી, એટલે નગાધિરાજે પોતાના પુત્ર નંદિવર્ધનને અર્બુદ નામના નાગની પીઠ પર બેસાડીને મોકલી આપ્યો અને કોતરને કાયમને માટે પૂરી દીધું. આમ અર્બુદગિરિની રચના થઈ.

પરંતુ કામધેનુના પયથી છલોછલ ભરાઈ ગએલો એ ખાડો પુરાઇ જતાં છલકાઇ ઊઠેલી દૂધની ધારાઓ ક્યાં જઇને સમાઇ કે કયે માર્ગે વહી એ હકીકત અપ્રસ્તુત હોવાથી પુરાણકારે અધૂરી રાખી છે. આપણે એ અધૂરી કલ્પનાને પૂરી કરી આપનારું રૂપક રચીએ તો કહી શકાય કે દૂધની એ ધારાઓ ઝીલીઝીલીને બનાસ પયસ્વિની બની ગઈ. નર્મદા, તાપી, મહી કે સાબરમતીને મુકાબલે બનાસ નાની નદી છે, તોપણ ગુજરાતની એ એક દૂઝતી કામધેનુ છે. બનાસના નદીતળની ફળદ્રુપતા કદાચ અદ્વિતીય છે. અરધા ગુજરાતને બટાટા પૂરા પાડવા ઉપરાંત શાકભાજીની ઉત્પત્તિનું પણ એ મહત્ત્વનું કેન્દ્ર છે. હિમગિરિથી યે પ્રાચીન પર્વતમાળનાં ખનિજદ્રવ્યોને ખેંચી લાવતી આ નદીના કાંપવિસ્તારમાં ઢગલેઢગલા ધાન્ય નિપજે છે; અને આજ-દિન સુધી ગુજરાતને ઉત્તમ દૂધ પણ આ પયસ્વિની જ પીવડાવે છે. જેનો જોટો પશ્ચિમ હિંદમાં ક્યાંયે નથી એવી સુપ્રસિદ્ધ કાંકરેજી ગાય બનાસકાંઠાના કાંકરેજ તાલુકાની પેદાશ છે.

બનાસનું નદીતળ બટાટાના ભરચક વાવેતર માટે સુપ્રસિદ્ધ છે. સીહોરીથી શરૂ કરીને નદીના મૂળ તરફ ઈશાનકોણે આગળ ડીસા ઓળંગીને છેક દાંતીવાડા સુધી બટાટાનું પુષ્કળ વાવેતર છે. કંબોઈ, દેલિયાથલી, ઝાબરી, ભદ્રામલી, ઝાબડિયરે, ઉંદરે-પુર, લૂણપુર, છત્રાળા, વહેરા, જાસણા વડાવળ ઇત્યાદિ ગામોનાં નદી-તળની ઉપરવાસ જૂના ડીસા સુધી બટાટા કે શાકભાજીનાં વાવેતર વિનાનું એકાદ ખાડું યે મળવું મુશ્કેલ. જૂના ડીસા અને નવા ડીસા વચ્ચે તો આ પ્રવૃત્તિની જાણે ધૂમ મચી પડી છે. છેક રાણપુરવાસ (જેનો ઊગમણો, વચલો અને આથમણો એવા ત્રણ વાસ છે) સુધી પણ આ જ સ્થિતિ છે. ભડત અને રાણપુરવાસની નજીક જ્યાં બનાસ સાથે સુકલી નદીનો સંગમ થાય છે ત્યાંથી ઉપરવાસ આ પ્રવૃત્તિના ફાંટા પડી જાય છે. બનાસના પોતાના તળમાં શેરપુરા, નાંદોત્રા અને દાંતીવાડા ગામો સુધી આ વાવેતર વિસ્તરે છે. સુકલીના તળમાં બીજી શાકભાજી પણ સાથોસાથ વવાય છે. દાંતીવાડાથી ડેરી સુધી બટાટાનું વાવેતર પાંખું બને છે અને એનું સ્થાન ટમેટા જેવો શિયાળુ પાક અને ટેટી, કાકડી, તરબૂચ કે સકરટેટી જેવો ઉનાળુ પાક લે છે. બટાટાનાં વાવેતર માટે ઝીણી રેતીનો પટ અને સમથલ સમધારણ પાણીનો પ્રવાહ જોઇએ, જ્યારે વેણુમય પટ બીજી શાકભાજીને વધુ ફાવે. ડેરીથી ઉપરવાસ અમીરગઢ સુધી વળી બટાટાનું વાવેતર વધઘ જાય છે. પ્રાચીન ચંદ્રાવતી નજીક માવલથી ઉપરવાસ છેક ઘણે દૂર સુધી શાકભાજી વવાય છે. આ શાકભાજી વાવનારા કીર લોકો માળી-ની જાતના છે અને પેટેઠે એકંદરે સુખી હોય તેમ જણાય છે.

બનાસમાં બટાટાનું વાવેતર કેટલા મોટા પ્રમાણમાં થાય છે એનો થોડોક ખ્યાલ ડીસાની આસપાસનાં વાવેતરથી આવે છે. હાલ ત્યાં સહકારી મંડળી દ્વારા સહકારી ધોરણે ખેતી થાય છે; જોકે માલનું વેચાણ વેપારીઓ વ્યક્તિગતરીતે કરે છે. ખાતર અને મજૂરી પાછળ આશરે ત્રીસ લાખ રૂપિયા જેટલી મોટી રકમ ખર્ચાય છે. બટાટાનું બીજ થોડું ઇટલીનું અને ઘણુંખરું સીમલાનું વપરાય છે. ડીસાથી રોજ સરેરાશ વીસ જેટલાં વેગનો લગભગ અઢી માસ સુધી (એપ્રિલ, મે અને જૂનના બીજા અઠવાડિયા સુધી) ચડે છે. આમ વેગન દીઠ દસ ટનના હિસાબે આશરે ૧૫,૦૦૦ ટન બટાટા તો આગ-ગાડીના માર્ગે ગુજરાતને એકલું ડીસા જ આપે છે. એ સિવાય અન્ય સ્થળોએથી બટાટા રવાના થાય તે તો વધુમાં. વળી ગાડામાર્ગે અને લૉરી પર પણ ઘણો માલ જાય છે. ડીસાના વેપારીઓ વધુ ભાવ ખાવા માટે ઉનાળા સુધી બટાટા સંઘરી રાખે છે.

બનાસકાંઠામાં ઘઉં, ઇસબગુલ અને સરસવનો પુષ્કળ પાક થાય છે. સૈકાઓથી જમા થતા કાંપને કારણે કાંકરેજ તાલુકામાં જમીન કાળી અને ચીકણી છે; વળી કૂવાનાં પાણી પણ દસ હાથે છે. જમીન-ના પોચાપણાને લીધે નદીનું પાણી ઘણુંખરું જમીનમાં સમાતું જાય છે અને રણ સુધી પહોંચતાં પહોંચતાં તો પ્રવાહ લુપ્તપ્રાય થઈ જાય છે. પ્રથમ અહીં કપાસ પણ પુષ્કળ થતો, હાલ ઘઉં અને ઇસબગુલનું વાવેતર મુખ્ય છે. આ પાકની નિકાસનું મુખ્ય મથક હારીજ છે. હારીજથી એરંડા અને સરસવ પણ મોટા પ્રમાણમાં ચડે છે. કાંક-રેજ તાલુકો એક પ્રકારે ઉત્તર ગુજરાતનો અન્નભંડાર (granary) છે.

પર્વત અને રણની પરિસીમા રચતા રેતાળ મેદાનના હૃદયની સેર સરખી આ સરિતાએ ગુજરાતને ધાન્યના ઢગલેઢગલા આપ્યા છે એટલી જ એની વિશેષતા નથી. સંપત્તિદાત્રી તરીકેનું આ સ્થૂલ કાર્ય તો પોતાની અનન્ય ઢબે એ સૈકાઓથી અવિરતપણે બજાવ્યે જ જાય છે. પણ પણીશાની પોતીકી સંપત્તિ તો છે એની અતિસમૃદ્ધ ઇતિહાસપરંપરા, અને કાંઈક અછતો રહેલો તોપણ અંધકારમાં ઉષઃતેજના સૂચક શુક્રતારક સમો એનો પ્રાગૈતિહાસિક આધ્યાત્મિક ફાળો. આર્ય ને અનાર્ય સંસ્કૃતિઓનો સમન્વય કદાચ આ વણીશાએ નજરોનજર નિહાળ્યો હોય, કારણ કે મહર્ષિ વસિષ્ઠ જેવા વૈદિક સંપ્રદાયના મહાન પ્રવર્તક આચાર્ય પ્રવરનું આશ્રમસ્થાન બનેલો અર્બુદગિરિ શંબર અને બીજા દસ્યુઓનો અડ્ડો હતો એ હકીકત પણ પ્રાગૈતિહાસિક કાળના એક અંકોડારૂપે મળી આવે છે.[1] વળી મોહેં-જો ડેરો ને હરપ્પાના અવશેષોના આધારે આપણે જેને સિંધુ નદીની સંસ્કૃતિને નામે ઓળ-ખીએ છીએ એનો પ્રસારપ્રદેશ જો સુરાષ્ટ્ર સુધી ફેલાએલો માન્ય રાખીએ તો સમસ્ત બનાસકાંઠામાં આ સંસ્કૃતિનો પ્રચાર ગણવામાં કશો અંતરાય નથી. હજી સવાસો વર્ષ પહેલાં જ સિંધુની એક શાખા કચ્છના લખપત બંદર સુધી

[1] ડૉ. સ્ટેન કોનોવનું 'મિટાનીઓના આર્ય દેવો'–પૃ.૧૫



## ુ: એ બંનેની સંધિ રચતાં રેતાળ મેદાનોના પ્રદેશની સંપત્તિદાત્રી સરિતા




# ઉત્તર ગુજરાતની અન્નપૂર્ણા પયસ્વિની પર્ણાશા*

## (બનાસ નદી)


લેખક

પ્રો. રામપ્રસાદ શુક્લ એમ.એ.


સંભાની હતી, જે ઇ. સ. ૧૮૧૯ના કચ્છના ભીષણ ભૂકંપ સમયે લુપ્ત થઈ. હજી પણ ક્વચિત્ સિંધુ નદીમાં ઘોડાપૂર આવે છે ત્યારે સિંધુના આ જૂના વહનમાર્ગો પણ વહેવા લાગે છે. આ લખપત ને સોમનાથ (પ્રભાસ પાટણ)થી શરૂ થઈ વાવ, થરાદ તથા ભિન્નમાલ થઈને ઉત્તરે કાશ્મીર સુધી પહોંચતો એક મહત્ત્વનો સૈકાજૂનો ખુશ્કી રાજમાર્ગ હતો. વેપારની અનેક વણઝારો આ રણને કિનારેકિનારે લેખાતી ને પૃથ્વીમાંથી પરીઓ પ્રગટતી હોય એવાં નાનાંમોટાં અનેક નગરો, ફૂલવેલને કિનારે ઉપસેલા ખુંપાઓની માફક, આ રણમાર્ગે વિકસતાં. રણનો આ રાજમાર્ગ વેપાર-માર્ગોમાં કેટ-

*પર્ણાશા(વર્ણાશા-વર્ણાસા)ઉપરથી અપભ્રંશ થઈને બનાસ નામ ઊતરી આવેલું છે. બનાસનાં વર્ણાશા ઉપરાંત પર્ણાસા, વર્ણાશા, વર્ણાસા અને વેણાસા આવાં




સૌરાષ્ટ્રમાં સોમનાથ પાસે સૂત્રાપાડાથી છેક કાશ્મીરમાં શ્રીનગર સુધી જતો સૈકાઓ પહેલાંનો મહામાર્ગ દર્શાવતો નકશો: આલ્બેરૂની લખે છે તેમ સોમનાથની પૂજા માટે દરરોજ તાજું આવતું ગંગાનું જળ ને કાશ્મીરનાં ફૂલો પણ કદાચ આ માર્ગે આવતાં હશે. વ્યાપારને અવરજવરના આ ધોરી મહામાર્ગ ઉપર આવતાં અસંખ્ય સૂર્યમંદિરોપરથી માની શકાય છે કે આ પ્રદેશમાં સૂર્યપૂજા સારી પેઠે વિસ્તરી હતી. આમાંનાં કેટલાંક તો સૂર્યનાં સ્વયંપ્રધાન મંદિરો હતાં, એના પૂજારીઓ 'મગ' બ્રાહ્મણો હોવાનું મનાય છે. કચ્છના અખાતથી પણ એવો એક રાજમાર્ગ નીકળી તેને જોડાતો એ રાજમાર્ગને વાણિજ્ય માર્ગમાં ફેરવી નાખનારા સાહસિકોનો તોટો નહતો. વળી, રણને કાંઠેકાંઠે પાણીનો પુરવઠો મળી શકે એવાં અનેક સ્થળો પણ છે જ—ખુદ રણની મધ્યમાં પણ આવાં કેટલાંક સ્થાનો છે. વળી રણમાં સર્વત્ર આરોહ અવરોહવાળા રેતીના ટીંબા હોય છે, જેને 'થલ' કે 'થળ' નામથી ઓળખવામાં આવે છે. દાખલા તરીકે 'ઘોઘાદેવનું થળ' ઈત્યાદિ. ટૉડે પોતાના રાજસ્થાનના પ્રવાસવર્ણનમાં આવાં કેટલાંક 'થળો'નો ઉલ્લેખ કરેલો છે. રણનો જેસલમીર તરફનો પશ્ચિમ વિભાગ મુખ્યત્વે સૂકો ને વેરાન છે; પરંતુ સતલજથી શરૂ કરીને રેખાંશ અનુસાર લગભગ પાંચસો માઇલના અંતરે સુધીમાં સંખ્યાબંધ રણદ્વીપો આવે છે, જ્યાં સિંધુપ્રદેશના ભરવાડો પોતાના માલને ચરાણુ માટે પણ લાવે છે. આવનીજતી વ્યાપારવણઝારો માટેના આ વિશ્રાંતિ સ્થાનો છે. (જુઓ Todd's Annals & antiquities of Rajasthan. Vol. I. P. 12) વળી એ પણ નોંધપાત્ર છે કે પોંપળપાનની આકૃતિમાં પથરાયેલા રણને કિનારેકિનારે બંને બાજુએ ઘાસનો પ્રદેશ (Steppe) છે. જે કદાચ ઊંટ, બળદ કે ઘોડાની વણઝારોને માટે વધુ સગવડભરેલો થઈ પડે.

**આ**બુ ને અરવલ્લીની ગિરિમાળા[2] વચ્ચેની નાળમાં થઈને બનાસ ગુજરાતના સપાટ મેદાનમાં દાખલ થાય છે. એ માર્ગે દિલ્હી સુધી પહોંચતો આજનો આગગાડીનો રસ્તો થોડાંક સ્થળાંતરો સાથે પ્રાચીન રાજમાર્ગ જ હતો. સંપત્તિ અને સેનાની અવરજવરના આ માર્ગોએ સંસ્કૃતિઓ પણ વિસ્તરતી.

રણને સાંધતા આ રેતાળ મેદાનમાં પ્રાગૈતિહાસિક અનેક પર-

---

[2] પચ્ચીસેક હજાર વરસ પર અતિ પ્રાચીન પાષાણ યુગમાં જ્યારે રાજપૂતાનાને સ્થાને સમુદ્ર ઘૂઘવતો ત્યારે તેને કાંઠે એક અત્યંત ઊંચી પર્વતમાળા આવેલી હતી. એ પર્વતમાળાના ધોવાણ ને ખવાણથી વામણા બની ગએલા અવશેષો તે આજની અરવલ્લી પર્વતમાળ

આબુ અને અરવલ્લીની ગિરિમાળાને સામાન્યરીતે એકરૂપ ગણવામાં આવે છે પણ ઝીણી નજરે જોનારને જણાયા વિના નહિ રહે કે આ બન્ને ગિરિમાળાઓ ભિન્ન છે. બન્નેનું અંતર ખરાડી પાસે ઓછામાં ઓછું વરતાય છે, ત્યાં પણ બન્ને એકબીજાથી છૂટી સામસામી ઊભી હોય એવી સ્પષ્ટ દેખાય છે. બનાસ નદીની ખીણ આ બન્નેને છૂટી પાડનારી સીમારેખા છે. બનાસની પૂર્વ દિશાએ અરવલ્લીની ગિરિમાળ એ પોતે ત્રિવલ્લી (three ranges) રૂપે વિસ્તરેલી છે. વસ્તુત: એમાં સિરોહીની દક્ષિણ દિશાની તેમજ સારણેશ્વર મહાદેવ સુધીની ટેકરીઓનો સમાવેશ ભૌગોલિક દષ્ટિએ અનિવાર્ય છે ઉત્તરાભિમુખે કોઇ એક વિરાટ કમળપત્ર જાણે મૂક્યું હોય એવો આ સમસ્ત ગિરિમાળનો દેખાવ છે. કમળનું પાંદડું નીચે પહોળું તથા જાડું હોય અને ઉપર જતાં એ પાતળું પડતું જાય એ રીતે ડુંગરોની ઊંચાઇ ઉત્તર તરફ ઘટતી જાય છે. (ગુરુશિખર—૫૬૫૦ ફીટ; સિરોહીની દક્ષિણે માકરોડા પાસેનો ડુંગર ૨૭૭૪ ફીટ; સારણેશ્વર મહાદેવનો ડુંગર ૨૫૧૩ ફીટ; ત્યાંથી આગળ લૂણી નદીની શાખારૂપ સુકડીની ખીણ પાસેનો ડુંગર ૧૮૩૫ ફીટ). રકાબીઘાટે પહોળી થઇને પથરાએલી આ પર્વતમાળ મુખ્યત્વે 'બનાસ' અને થોડે અંશે લૂણી બન્ને નદીઓનો જલગ્રહણ પ્રદેશ છે. સારણેશ્વર અને સિરોહી નજીકની પર્વતમાળની પૂર્વ પાંખનાં દક્ષિણગામી વહેનો બનાસને સમૃદ્ધ કરે છે, તો એનાં ઉત્તર તથા વાયવ્યકોણગામી વહેનો વડે લૂણીની શાખા-ઉપશાખાઓ સુકલી, કૃષ્ણાવંતી અને કપાલગંગા ઇત્યાદિ નદીઓ રચાય છે. અર્બુદગિરિમાળનાં કમલપત્રની પાસે અરવલ્લીની પર્વતમાળ, જાણે આદિવરાહ આડો પડીને આરામ લેતો હોય એ પ્રકારે, માલપુરથી ઉત્તર તરફ અજમેર સુધી અને પૂર્વ તરફ રતલામ ને ચંબલ નદીની શાખા 'અપર બનાસ'ની ખીણ પર્યંત પથરાઇ છે. વચમાં સાબરમતી અને મહીનાં ઉગમસ્થાનો છે

આ બંને ગિરિમાળો ભિન્ન છે એ તો બંને પરની વૃક્ષરાજિઓ જોતાં પણ સહજ જણાઈ આવે છે. આબુ પર્વતની ઊંચાઇ અરવલ્લીની સમસ્ત ગિરિમાળના કોઈ પણ એક સ્થાન કરતાં ઊંચી છે અને વળી એ રણને મોખરે હોઈ દુર્ધર્ષ દુર્ગ રૂપે રણના ઊના વાયરાના સપાટા મુખ્યત્વે એકલો ખમે છે. એથી આબુ પર્વત સૂકો અને વૃક્ષહીન પહાડ છે; વૃક્ષો જ્યાં છે ત્યાં પણ વૃક્ષોની ઊંચાઇ તથા એનું કદ પ્રમાણમાં ઓછું છે. અરવલ્લીના પહાડોમાં સઘન વૃક્ષરાજિઓ અને ઊંચા કદનાં ઝાડ અવારનવાર મળી આવે છે ખરાં. જોકે ડાંગના જંગલની અસંખ્ય વૃક્ષરાજિઓની સરખામણીમાં આ બંને ગિરિમાળનાં વૃક્ષો ટચુકડાં લાગે છે આબુની ત્રિવલ્લીયુક્ત રચના સમજાવતો આ ફકરો નોંધપાત્ર છે. આબુની ગિરિમાળા લાંબી અને પાતળી છે, પરંતુ તેનો શિરોભાગ સપાટ ઉચ્ચ પ્રદેશનો બનેલો છે, જેની લંબાઈ ૧૨ માઈલ જેટલી અને પહોળાઈ બેથી ત્રણ માઈલ જેટલી છે. આબુનું આ ઉપરતળ ત્રણ વિભાગોમાં વહેંચી શકાય. (૧) ઉત્તર વિભાગની ગિરિમાળનો ઉચ્ચપ્રદેશ ૫૬૫૦ ફીટ ઊંચા ગુરુશિખર સાથે એની ઈશાને આવેલા સેર તથા ઊતરજ ગામોનો બનેલો છે; (૨) મધ્ય ગિરિમાળાનો ઉચ્ચપ્રદેશ ઓરિયા, અચળગઢ અને જવાઈ વગેરે ગામોવાળો પ્રદેશનો બનેલો છે, અને (૩) દક્ષિણ ગિરિમાળના ઉચ્ચ પ્રદેશમાં સલમાંર, આબુ કૅન્ટોનમેન્ટ અને દેલગઢ વગેરે ગામોનો પ્રદેશ છે, જેમાં સિવિલ અને મિલિટરી થાણાંઓ તથા સમુદ્રતલથી ૩૭૭૧ ફીટની ઊંચાઇએ રમણીય નખી સરોવર લહેરી રહ્યું છે. આ ત્રણે વિભાગોની આજુબાજુએ ઊંચા શિખરો ને સંખ્યાબંધ નાનામોટા પર્વતઢોળાવો તથા ઝાડી ખીણો છે. આબુના ઉત્તર અને પશ્ચિમ તરફનાં પડખાં તો છાતીસરસાં સીધાણવાળાં અને તમ્મર આવે તેવાં ઊંચાં છે.

રાઓ લુપ્ત થઈ હોય એમાં નવાઈ પણ શી છે? વૈદિક સંસ્કૃતિની 'નની જેવી સરસ્વતી નદી પણ આ સામે દેખાતા રણને કાંઠે વિન-નને વશ થઈ—જાણે કે કામદુઘા પોતે જ વસૂકી ગઈ. તો પછી સિંધુ સ્કૃતિના અસુરો કે વૈદિક સંસ્કૃતિના મહર્ષિઓની પરંપરા આજે હીં શોધવાનું યે અસ્થાને છે. માત્ર પુરાણોમાં જળવાઇ રહેલી ંપરાના જોરે કલ્પનાના બુટ્ટા ગિદાકાશમાં ફફાવ્યે જવાના. પરંતુ ।ગ તો લાગે છે કે હસ્તિનાપુર અને દ્વારકા વચ્ચે અવરજવર કરતા ।દવોએ આ ભૂમિમાં પગલાં પાડ્યાં હોય. હસ્તિનાપુરથી સુરાષ્ટ્ર રફ ગયેલો અર્જુન જો રણને ચક્રાવે ન ગયો હોય તો એના રથના ।શ્વો પણ કદાચ આ પર્ણાશાનાં પાણી પીને સંતૃપ્ત થયા હશે.

ભારતવર્ષના વાયવ્ય કોણમાંથી ધસી આવતી અનેક આક્રમક ।તિઓએ ઈતિહાસના ઉદયકાળે આ મેદાનોને ખૂંદીને ગુજ-।તમાં પોતાના ડેરા નાખ્યા છે. શાર્યાત, વીતહવ્ય, નાગ, યાદવ, ।ક, પાર્થિયન, ક્ષત્રપ, કુશાન, આભીર, હૂણ, યૌધેય, મૈત્રક, ગુહિલ, ।ર્જર, ચાપોત્કટ, ચૌલુક્ય, પ્રતિહાર, પરમાર, ચાહમન, કચ્છવાહ; ।ાગર, યવન, તુરુષ્ક, અફઘાન, મુઘલ ઈત્યાદિ અનેક જાતિઓએ ।કાઓ સુધી પર્વત અને રણને સાંધતા આ સપાટ મેદાનને એક ।જમાર્ગમાં પલટાવી નાખ્યું છે; પગલેપગલે સંસ્કૃતિનો પરિમલ ।સરાવતા બ્રહ્મજ્ઞાનીઓની અને પૃથ્વી પર પ્રલય પ્રગટાવતી સંહાર-।ૂર્તિઓની એકસરખી અવરજવર આ માર્ગે થઇ છે.[૩] આમાંની ।ટલીક જાતિઓ આર્ય જાતિઓમાં ભળી ગઇ એ દીર્ઘદૃષ્ટિ ઇતિહાસ ।ણ રચાયો આ વર્ણાશાના વેણુકિનારે. વસિષ્ઠ ઋષિના યજ્ઞમાંથી પ્રગટેલા વીર પુરુષોની વાતોનો સંબંધ જો શકાદિ જાતિઓનાં શુદ્ધિ-કરણ સાથે હોય તો એ ઇતિહાસ અનોખી ભાત પાડે એવો છે. અગ્નિકુલ તરીકે લેખાતા પરમાર, પ્રતિહાર, ચૌલુક્ય ને ચાહમાન રાજપૂતોએ માત્ર મહારાજ્યો સ્થાપ્યાં છે એટલું જ નહિ પણ શૌર્ય-ની અકલ્પ્ય અવધિઓ દર્શાવી છે; હસતે મોંએ જાન આપ્યા છે કે જોહર કર્યાં છે એટલું જ નહિ પણ હજારેક વર્ષથી યે વધુ સમય સુધી શ્વાસેશ્વાસે આપણી સંસ્કૃતિનું એમણે રક્ષણ કર્યું છે. 'નવું લોહી' શબ્દને સાર્થક કરી બતાવ્યો આ નૂતન આર્યોએ હિંદુ ધર્મની ઉદારતા ને નવદીક્ષિતની દાનરતાઈનું એ ઉજ્જવલ ઉદાહરણ છે.[૪]

**મા**ઉન્ટ આબુની સહેલગાહે જનાર સહુકોઇ 'સનસેટ' પૉઈન્ટ અને અચલગઢની મુલાકાત અવશ્ય લેવાના. સનસેટ પૅાઇન્ટ પરથી પશ્ચિમાભિમુખે નજર કરનારના નસીબમાં ક્ષણેક્ષણે નૂતનતા ધારા કરી સુંદરતા જોવાનું સહજ પ્રાપ્ત થાય છે. પર્વતની આ ઊંચી

[૩] વસિષ્ઠ જેવા બ્રહ્મર્ષિ અને શ્રીકૃષ્ણ જેવા રાજર્ષિઓએ અહીં પુનિત પગલાં પાડેલાં. શિવસંહાર કરવાને ઉદ્યુક્ત થએલ ત્રિપુરાસુર સરખો હમ્મીર મહમુદ ગઝની લૂણી ને સુકલી નદીની ખીણો વટાવી બના-સની ખીણમાં થઈ સરસ્વતીતટે અણહિલપુર પાટણ પહોંચ્યો હતો.

સોમનાથનો વિધ્વંસ કરીને દિલ્હી તરફ પાછાં ફરતાં 'અપર સિકંદર' અલ્લાઉદ્દીન ખિલજીનાં લશ્કરો પણ આ નદીની ખીણમાં થઇને ઝાલોર તરફ ગયાં હશે. ચન્દ્રાવતી નગરીનો છેલ્લો વિનાશ કદાચ આ ઝનૂનીએ જ કર્યો હોય. જોકે અમદાવાદનાં મુસ્લિમ સ્થા-પત્યોનાં ચણતર માટે પાટણ ઉપરાંત આ ચન્દ્રાવતીનાં ખંડેરોને ખાલી કરનાર મુસ્લિમ પાદશાહ તે આપણો ગુજરાતી સુલતાન મહ-મદ બેગડો. (કોમિસેરિયેટનો ગુજરાતનો ઇતિહાસ પૃ. ૧૧૪).

[૪] ઇતિહાસવિદોમાં આ વિષે બે મત છે. શ્રી ચિંતામણિ વૈદ્ય કે મહા-મહોપાધ્યાય ગૌરીશંકર ઓઝા ઈત્યાદિ તદ્વિદો રાજપૂતોને ક્ષત્રિય-કુલોત્પન્ન માને છે, પરંતુ બહુમતિનો ઝોક વિદેશી તત્ત્વ સ્વીકારે છે.

ઉત્તર ગુજરાતના પ્રદેશમાં બનાસ તથા તેની પડોશી
નદીઓનાં સંપર્ક અને સ્થાન દર્શાવતો નકશો

કરાડની પેલી પાર જ્યાં નજર સામે જ નાસી જતો સૂર્ય આકાશમાં અદ્ધર થંભી જાય છે અને આંખના પલકારામાત્રમાં અદૃશ્ય થાય છે એની નીચે જ સફેદ રેતીનો વિસ્તીર્ણ પટ પથરાયેલો દેખાય છે. આ પટમાં વાંકાચૂંકા વહેતો જલસ્રોત તે સુકલી નદી.[૫] આથમતા સૂર્યનાં અટવાઈ જતાં તેજમાં કોઈ અજગર આકાશમાં અદ્ધર ઊડ્યે જતો હોય અને પાછળ રહેલું એનું લાંબું પૂછડું પૃથ્વી પર આગળથી તેમ ઘસડાતું હોય એવો આ શુક્લ સરિતા સુકલીનો દેખાવ કેટલો હૃદયંગમ છે! સુકલી બનાસની સૌથી મોટી શાખા છે અને માઉન્ટ આબુની વાયવ્ય તથા નૈઋત્યદિશાના—અનાદરા, રેવધર ને મંડારની

[૫] આ સુકલી શબ્દ લોકોને કદાચ બહુ ગમી ગયો લાગે છે. એટલે એકથી વધારે નદીઓને એમણે આ નામ આપ્યું છે. ખરાડીથી પૂર્વ દિશામાં આબુ તેહસીલના ભાખર પ્રદેશમાં વહેતો લોકજીભે ચડેલો બત્રીસો વહેળો તરતોલી પાસે બનાસ સાથે સંગમ પામે છે એને પણ લોકો સુકલીને નામે સંબોધે છે. પ્રાચીન ચન્દ્રાવતી નજીકના માવલ ગામ પાસે જ્યાં બનાસ અને સેવાલણ નદીઓનો સંગમ થાય છે ત્યાંથી બેત્રણ ખેતરવા ઉપરવાસ બનાસને મળતી એક નાની નદીને પણ સુકલી કે સુખડચ નામથી ઓળખવામાં આવે છે. આટલું અધૂરું હોય તેમ આબુથી ઘણે દૂર સારણેશ્વર મહાદેવના ડુંગરની ઉત્તર દિશાનાં પાણી ઝીલનાર લૂણીની શાખાનદીને તેમજ ઝાલોર-ની પેલી પારની લૂણીની બીજી એક શાખા નદીને પણ લોકો સુકરી કે સુકલી તરીકે ઓળખે છે. 'સર્વે ઑાવ ઇન્ડિયા'ના નકશામાં આ રીતનો લેખનભેદ દર્શાવાયો છેઃ Sukli, Suker અને Sukri. પરંતુ લોકજીભ-નાં ઉચ્ચારણો લગભગ એક જ શબ્દ ગણાય એટલાં સમીપનાં છે. આ જ રીતે સિંધુ નામ ધારણ કરનારી નદીઓ પણ ચાર છેઃ (૧) સિંધપ્રાંતની સિંધુ નદી; (૨) ચંબલની એક શાખા કાલી સિંધુ; (૩) સિરોજની ઉપર અને પશ્ચિમે ઉચ્ચ સમભૂમિ પર આવેલ લાટોનીથી નીકળતી સિંધુ; (૪) દેવાસ પાસેથી નીકળતી સિંધુ.

પેલી પારના ડુંગરોનાં પાણી ખેંચી લાવી, સીધી નામની એક નાની નદી સાથે સંગમ પામી, આગળ જતાં સીપુ નામ ધારણ કરે છે. ડીસાથી ઉપરવાસ ભડથ પાસે એ બનાસના ચરણે પોતાની સમૃદ્ધિ ઠાલવે છે ત્યાં એક વિશાળ મેદાન જેવડો બન્નેનો પટ વિસ્તરે છે. સુકલી સાથેના સંગમ પછી બનાસ એક મહાકાય નદી બની જાય છે.

અચલેશ્વર પર ઉદયાભિમુખ ઊભા રહેનારને દૂરના ઇશાનકોણમાંથી ઝબકારે આગળ વધતી બનાસના દર્શન થાય છે. મહર્ષિ વસિષ્ઠના યજ્ઞકુંડની અગ્નિશિખાઓ જાણે અદ્રિ પરથી અવનિતળે ઊતરી હોય એવી તેજના ઝગારાની એક વિચિમાલા અહીં જન્મે છે અને જોનારની આંખને ઊગીને વળગે છે. બનાસનું આ મૂળ વહેણ છેક સારણેશ્વર મહાદેવનાં ચરણની અંજલિ ઝીલીને ચાલ્યું આવે છે. સિરોહીની દક્ષિણે આવેલા ડુંગરની પૂર્વ અને દક્ષિણ પાંખોનાં પાણીને ઝીલતી ઝીલતી એ આબુપર્વત પાસે પહોંચતાંમાં તો પૂર્ણ આધિપત્ય જમાવે છે. ગુરુશિખરની પેલીપાર સેર ગામથી ઊતરું એક નાનું ઉત્તરાભિમુખ નિર્ઝરણ કૃષ્ણાની ગાંસળે છે એટલું બાદ કરતાં અર્બુદગિરિમાળનાં કુલ પાણી ઝીલવાનો સર્વાધિકાર આ બનાસ નદી ભોગવે છે. આબુના વાયવ્ય અને નૈઋત્ય કોણનાં પાણી સુકલી ઝીલે છે, તો ઈશાન ને અગ્નિ ખૂણાનાં પાણી બનાસ ઝીલે છે. નિરુક્તકાર યાસ્કે અર્બુદને માટે અમ્બુદ એવો એક પર્યાય યોજ્યો છે. બનાસને આ ર્યાય બરાબર બંધબેસતો વ છે, કારણ અર્બુદ એ સાચે ર બનાસનો અમ્બુદ છે—તાનું ટીપેટીપું પાણી એ પણ સાને આપે છે. અવળે ક્રમે વિચારીએ તો પૃથ્વીએ પોતે જ પર્વતરૂપી પુત્રને ઊંચકી લેવાને માટે બે હાથ લંબાવ્યા હોય એમ ડીસાથી ઉપરવાસ બનાસના બે ફાંટા આબુપર્વત સુધી લંબાઈ, એને બન્ને બાજુથી વીંટળાઈ વળી, છેક ઊફરા ચાલ્યા જાય છે. અથવા પયોદધિએ પૃથ્વીપર નગાધિરાજને સાષ્ટાંગ નમસ્કાર કરવા માટે બે હાથ લંબાવ્યા હોય એવો બનાસના સમગ્ર વહેણનો દેખાવ છે.

સિરોહીથી અગ્નિકોણે ઝીણા ઝરણા રૂપે ઉદય પામતી બનાસનો દેહ સોનવાડા પાસે ઠીકઠીક બંધાય છે. ઝરોલીથી આગળ વધતાં એમાં અન્ય પશ્ચિમી ડુંગરોનાં પાણી ભળતાં જાય છે, તે છેક બનાસ સ્ટેશન આવે ત્યાં સોનવાડાથી પેલીપારનો એક મોટો વહેળો અરવલ્લીની પશ્ચિમ પાંખનાં પાણી લઈ એને આવી મળે છે પૂર્વ દિશાનો નૈઋત્યવાહી આ કરસાર ઝીલીને બનાસ પોષાતી જાય છે. બન્ને પર્વતગાળોનાં પાણી હવે એને સમૃદ્ધ બનાવે છે. આબુની પૂર્વ પાંખનાં અનેક નિર્ઝરણોને ઝીલતી ઝીલતી એ તરતોલી પાસે આવે છે ત્યાં અમર સુકલી એમાં ભળે છે. નૈઋત્યકોણે વહેતું નદીવહેણ હવે પછી પશ્ચિમ દિશામાં મોટા વળાંકરૂપી ઝોલા લેતું આગળ વધે છે. આવો એક ઠીક મોટો વળાંક ખરાડી ગામની પાછળ વાયવ્ય ખૂણામાં છે જ્યાં વળાંકને કારણે નદીનું વહેણ કિનારાની ગામ તરફની બાજુએ ઢળતું હોઈ સામે કિનારે એક રેતીનું લંબચોરસ મેદાન રચાઈ ગયું છે. થોડે દૂર હૃષીકેશ તરફ જતો ગાડામાર્ગ છે. કિનારાની ઊંચી ભેખડ, નીચે કૈંક ઘેરું નદીજળ, સામે પ્રાચીન સૂર્યપૂજકો માટે ખાસ રચ્યો હોય એવો રેતીનો વિસ્તીર્ણ ચોતરો ને આથમેલા સૂર્ય પછીના વધતા જતા અંધકારમાં હમણાં હાથ લાંબો કરતાંમાં જ જાણે આબુને અડકી જવાશે એટલી નજીક ભાસતી અદ્રિમાળ—આખું દૃશ્ય રમણીય છે.

ખરાડીથી માવલ સુધીનું વહેણ સીધું નૈઋત્યગામી છે. પણ અહીંથી વળી વહેણ ઘણુંખરું સીધુ ગતિ કરે છે કારણ કે અંબાજીના માર્ગે જતાં એકથી વધુ વાર ઓળંગવી પડતી લોકબોલીમાં તેલિયા તરીકે ઓળખાતી સેવાલણ નદી છેક કુંભારિયાની યે પેલી પારનાં પાણી લઈને પ્રાચીન ચન્દ્રાવતીનાં ખંડેરોની સાક્ષીએ બનાસની સેવામાં હાજર થાય છે. ખેતરો ખેતરવા દૂર નાની સુકલી કે સુખડથ નદી આવીને મળે છે: ત્રિવેણીસંગમ થતાંથતાંમાં રહી જાય છે. માવલના સામે કિનારે આવલ સુધી ચન્દ્રાવતીનાં ખંડેરો છૂટાંછવાયાં વેરવિખેર દશામાં મળી આવે છે. 'બનાસના તળમાં છેક શરૂઆતથી જ શાકભાજીનું વાવેતર થાય છે એમાં હવે પછીનાં રોહા ગામથી ડેરી સુધીમાં બટાટાનું વાવેતર પણ ભળે છે. વચમાં જૈન મંદિરોને કારણે પ્રસિદ્ધ સારોત્રા ગામ આવે છે. ડેરીથી આગળ બનાસ દક્ષિણ દિશાનો એક મોટો વળાંક લે છે જેને છેડે કારજ અને રાયપુર વચ્ચે મહાદેવજીનો શિવસંકલ્પ લઈને બાલારામ નદી બનાસને ભેટે છે. ચિત્રાસણીથી આગળ જ્યાં આમપાડીના માર્ગે મોટું ગરનાળું આવે છે ત્યાંથી છેક સંગમ સુધી બાલારામ નદીમાં ઠેરઠેર પાણીના ધરા જોવામાં આવે છે ને ઊંચી ભેખડોને લીધે નદીતળ ખૂબ ઊંડું જણાય છે. તળનું આ ઊંડાણ લગભગ સંગમ સુધી લંબાય છે. આ રીતે બાલારામ એક ગિરિનદીનો સારો ખ્યાલ આપે છે. જો સાબરકાંઠાના પોશીના વિભાગના દેલવાડ ગામથી ઉપરવાસ સાબરમતીની શાખા સેઈ નદીના તળનું જે ગહન ઊંડાણ છે એની પાસે તો બાલારામનું તળ છીછરું બન્યું લાગે.

બાલારામનો આ સંગમ થયા પછી બનાસ હવે પશ્ચિમવાહિની બને છે. જોકે તેનું વહેણ ક્યાંક ક્યાંક વાયવ્ય કોણનો ઝોક પણ દર્શાવે છે. નાના અને મોટા નાંદોત્રા વટાવ્યા પછી છેક સરકરિયા સુધી એનું આ પશ્ચિમવાહી વલણ ટકે છે; ત્યાંથી નૈઋત્યકોણનો એક મોટો વળાંક લઈને રાણપુરવાસ નજીક બનાસ સુકલી સાથે સંગમ પામે છે. ડેરીથી દાંતીવાડા સુધીના નદીતળમાં ઝીણી રેતી ઓછી છે અને નદીતળ કાંઈક પથરાળ અને વેણુમય છે, એટલે બટાટાને બદલે અહીં ટેટી, તરબૂચ, સક્કરટેટી કે ટામેટાનું વાવેતર વિશેષ પ્રમાણમાં થાય છે. દાંતીવાડાથી આગળ ઘણે દૂર કાંકરેજ તાલુકાની (જુઓ પૃ. ૧૮)

## સુભાષિત

(આર્યા)

अति परिचयादवज्ञा संतत गमनादनादरो भवति।
लोकः प्रयागवासी कूपे स्नानं समाचरति॥

અથવા

मलये भिल्ल पुरंध्री चंदनकाष्ठमिधनं कुरुते॥

અનુવાદ

અતિ પરિચયે અવજ્ઞા, નિત્યે જાતા થશે અનાદર ત્યાં,
લોકો પ્રયાગવાસી ધરકૂવે નિત્ય નાહે છે.

અથવા

મલય જગતે ભિલડી ચંદનકાષ્ઠ નિત્ય બાળે છે.

[વિવરણ: સંસારના વ્યવહારનું ને સમાજના માનસનું આ એક સાચું ચિત્ર છે. તમારામાં કાંઈ વિશિષ્ટ વ્યક્તિત્વ ન હોય તો તો આ વાક્ય તદ્દન સાચું પડે છે. રોજ આવનારને માટે 'આ બલા ક્યાંથી આવી ?' એમ ઘણાને થતુ હશે. અતિ પરિચય કરનાર અને ગુંદરિયા સ્નેહીઓએ આ વાત ધ્યાનમાં લેવા જેવી છે. 'ઘરની મુરઘી દાળ બરાબર' અને 'રોજ આવજો તો નાખો વખારે' એ બે આપણી જૂની કહેવતોનો વિચાર પણ આ દૃષ્ટિએ સાથોસાથ કરવો જોઈએ. ર. ભી.]

# ગુજરાતીની અસ્મિતા

બકુલ ત્રિપાઠીની
—નિર્ગંધિકા—



'આ પણા ગુજરાતી લેખકોથી તો ભાઇ, થાક્યા!' એક મિત્રે વાતવાતમાં કહ્યું.

'કેમ, કેમ, શું થયું?'

'અરે, વાત જવા દો ને!'

'પણ થયું શું? એમનો કંઇ વાંક, કંઈ ગુનો... કે બસ એમ ને એમ જ?'

'બન્યું એવું કે હમણાં મેં એક ઐતિહાસિક નવલકથા વાંચી...'

'પણ એમાં ગુજરાતના લેખકોનો શો વાંક?'

'સાંભળો તો ખરા! એ નવલકથામાં લખેલું કે પહેલાંના વખતમાં દાહોદ એ બંદર હતું...'

'બરાબર છે.'

'શું, કપાળ બરાબર છે?' એ ચિડાયા. 'પહેલાંના વખતમાં દાહોદ બંદર હતું?'

'દાહોદ તો શું, બધા જ બંદર હતા. ડાર્વિન નામના વૈજ્ઞાનિકે તો સાબિત કર્યું છે કે આપણે આ સ્વરૂપ પામ્યા તે પહેલાં સૃષ્ટિ પર બંદરોનું જ સામ્રાજ્ય...'

'બસ, બસ, હવે. આપણા ગુજરાતીઓની આ ટેવ જ ખોટી છે. ગંભીર વસ્તુ હસવામાં લેવી ને હસવા જેવી વસ્તુ ગંભીર ગણવી.'

'પણ એમાં ખાસ ગુજરાતી લેખકોને જ તમે શા માટે...'

'હું એ જ કહું છું. હું કહેતો'તો કે આપણા ગુજરાતી લેખકોમાં જરા ય ચોકસાઈ નથી. અને આપણી જનતા યે શું ભાઈ! ત્યાં મહારાષ્ટ્રમાં આવી ભૂલ થઈ હોય ને તો તો...' કહીને એમણે ગુજરાતના સાહિત્યજગતની અપૂર્ણતાઓ વિષે મને થોડુંક શ્રવણસુખ આપ્યું.

એકલા એ મિત્રની જ નહિ, બીજા અનેક ગુજરાતીઓની ફરિયાદોનો મોટામાં મોટો વિષય ગુજરાત જ છે. આપણામાં ચોકસાઈ નથી, ખંત નથી, આપણે આરંભે શૂરા છીએ, આપણે માત્ર વેપારી છીએ, આપણું સાહિત્ય અનુવાદ-રસથી છલકાય છે, આપણે પારકી ચોપડીઓ વાંચીએ છીએ ને જલસામાં સૌથી આગળ બેસીને ઝોકાં ખાઇએ છીએ, આપણી સંસ્થાઓને બંગાળથી કલાકારો આયાત કરવા પડે છે અને મહારાષ્ટ્રથી પંડિતો લાવવા પડે છે, આપણાંની આપણને કદર નથી. આપણે આ નથી અને તે નથી, એમ ઘણુંઘણું, ઘણી રીતે, ઘણાને મોંએથી સાંભળવા મળે છે. પણ મને તો આ બધાંમાંથી એક જ ટીકા ખરી લાગે છે, કે આપણને આપણાંની કદર નથી! આપણે રાઈ જેવા આપણા ગુણોને પર્વત જેવા કરવાની સંસ્કારી રીત અપનાવવાને બદલે આપણી અપૂર્ણતાઓ જ જોયા કરીએ છીએ. હમણાં જ એક મિત્ર આપણી સંસ્કારપ્રવૃત્તિની વાત કરતાં મને કહેતા હતા, 'પછી તમારું પેલું મંડળ ઠંડું થઈ ગયું ને?'

'હાસ્તો, ત્યાર પછી તો અમે બીજાં બે મંડળો કાઢ્યાં.'

'અને એ ય સૂઈ ગયાં, કેમ?'

'હાસ્તો. ક્યારનાં ય!'

'તમને કંઈ શરમ આવે છે કે નહિ? મંડળો કાઢવાં ને પછી ચલાવવાં નહિ એ તે કંઈ ઠીક કહેવાય? તદ્દન આરંભે શૂરા! ગુજરાતીઓને આરંભે શૂરા અમસ્તા કહ્યા હશે?' એમણે સંભળાવ્યું.

'હા, હા, પણ એથી એટલું તો સાબિત થઇ જ જાય છે કે આપણે ગુજરાતીઓ આરંભે તો આરંભે, પણ શૂરા તો છીએ જ ને?' મેં કહ્યું. પણ એમનો અસંતોષ તો દૂર ન જ થયો.

મને સમજાતું નથી કે આરંભે શૂરા થવામાં ખોટું શું છે. મહારાષ્ટ્રી ભાઇઓ પોતાની જાતને ગણપતિના ભક્તો કહેવડાવે છે, ગણેશચતુર્થીને દિવસે શ્રીગણેશના વરઘોડા કાઢે છે, ઉત્સવો ઊજવે છે, ઘણુંબધું કરે છે. પરંતુ આપણે ગુજરાતીઓ કંઈ એવા ખોટા દેખાવોમાં નથી માનતા. આપણે તો આપણી ભક્તિને કાર્યમાં જ ઉતારી બતાવીએ છીએ, અને ગણેશ એ 'આરંભ'ના દેવ છે, દરેક શુભ કાર્યમાં આરંભે એ વિરાજે છે, એ યાદ રાખીને જ આપણે બને એટલા વધુ 'આરંભો' કરીએ છીએ. સાચી ગણપતિભક્તિ આમાં જ છે અને ગણપતિના વરઘોડા કાઢવામાં નહિ એમ નથી લાગતું?

જગતમાં બધે આરંભનું જ મહત્ત્વ છે. કોલંબસે અમેરિકા પ્રયાણોનો આરંભ કર્યો, અગસ્ત્યે દક્ષિણ દિશામાં જવાનો આરંભ કર્યો, રશિયાએ જનતા-રાજ્યનો આરંભ કર્યો, ગાંધીજીએ રાજકારણમાં અહિંસાને સંયોજવાનો આરંભ કર્યો, એમાં જ એમનું મહત્ત્વ છે. ખરું શૂરાપણું આરંભમાં જ દાખવવાની જરૂર છે. અંતમાં શૂરાપણું બતાવ્યે શો ફાયદો? એ તો રાજપૂતોનાં નિષ્ફળ કેસરિયાં જેવું જ થાય ને?

અરે, ઈશ્વરે પોતે શું કર્યું છે? આ વિરાટ સૃષ્ટિનો આરંભ જ માત્ર એણે કર્યો. તે પછી એણે એની સામે ય જોયું છે? એ...યને, દુનિયા દુનિયાનું કામ કરે છે ને ભગવાન ભગવાનનું. એટલે આરંભે શૂરા થઈને આપણે તો એ ઈશ્વરી માર્ગને જ અનુસરી રહ્યા છીએ.

બાકી આ વિશાળ બ્રહ્માંડમાં જ્યાં પૃથ્વી પોતે જ એક બુદ્‌બુદ્ જેવી છે, ત્યાં બેચાર સંસ્થાઓ કે બેચાર મંડળો જીવ્યાં ન જીવ્યાંનો શોક શો? રેડિયો પર એક સરસ ગીત વારંવાર સાંભળવા મળે છે: 'આવે આવે ને જાય રે મેહુલિયો, આવે આવે ને જાય' અથવા તો પેલું બીજું એક ગીત નથી, કે 'જોબનિયું આજે આવ્યું ને કાલ જાતું રહેશે?' બસ, બધું એવું જ છે, મેહુલિયો, જોબનિયું ને જિંદગી બધુ ક્ષણિક છે, ત્યાં મંડળો, પ્રવૃત્તિઓ કે ચળવળો ચલાવી ચલાવીને ય આપણે ક્યાં સુધી ચલાવવાના હતા? વિરાટ સાગરના એકાદ તરંગ જેવી આપણી પ્રવૃત્તિઓ આરંભવી એ જ માત્ર આપણી ફરજ છે; એ આગળ ચલાવવાનો આગ્રહ રાખવો એ તો મોહ છે. અને એટલે આરંભે શૂરા હોવું એમાં કશું ય ખોટું નથી, ગુજરાતીઓએ એથી જરા ય શરમાવા જેવું નથી.

પણ જ્યાં માણસ દૂધમાંથી પોરા કાઢવા જ બેઠા હોય ત્યાં શું કહેવું? મને એક જણ કહે, 'આપણે ત્યાં ગુજરાતમાં અનુવાદોની જ કદર છે, મૌલિકની કદર જ નથી.' મારા એ મિત્રે પહેલાં થોડીક વાર્તાઓ લખેલી. એમણે એ આપણાં બેચાર છાપાં-માસિકોમાં મોકલી જોએલી, અને રંગેચંગે એ અસ્વીકૃત થઇને પાછી પણ આવી હતી. પણ એમ હારે તો એ ગુજરાતી શાના?

એટલે એમણે એ વાર્તાઓમાં થોડો ફેરફાર કરી ઉપર લખ્યું, 'મૂળ બંગાળી લેખક ચિત્તરંજન રૉયની વાર્તાનો અનુવાદ.' ને બસ, આવી ગઈ; સરસ રીતે, ચિત્રો સાથે એ વાર્તા છપાઈ ગઈ! એમનું નામ મૌલિક લેખક તરીકે ન આવ્યું, પણ એ જ વાર્તાઓના અનુવાદક તરીકે ગુજરાતે એમને વધાવી લીધા!

એમના આ અનુભવમાં થોડું તથ્ય રહેલું છે. એ આપણો પર-

સાહિત્ય-પ્રેમ સાબિત કરે છે. અને પ્રેમ એ એવી અલૌકિક ચીજ છે કે એ જ્યારે આપણા હૃદયનો કબજો લે છે ત્યારે સ્વાભાવિકરીને જ કાચુંપાકું, ગમે તેવું અપનાવતાં પણ આપણે સંકોચાતા નથી.

અને એમાં વાંધો ય શો છે? સૌ પોતપોતાનાં વખાણ કરે એના કરતાં હું તમારાં વખાણ કરું અને તમે મારાં વખાણ કરો એ જ સારું લાગે. તેમ સૌ પ્રાંતો પોતપોતાનું જ વાંચે એના કરતાં બંગાળ ગુજરાતનું વાંચે ને ગુજરાત બંગાળનું જ વાંચે એ જ વધારે સરસ લાગે. અને જો બધા જ પ્રાંતો આપણા જેવા અનુવાદપ્રેમી થઈ જાય તો તો કેવી મઝાની પ્રગતિ થાય! એ...ય ને બસ, ગુજરાતી લેખકની વાર્તા પૂનામાં વંચાતી હોય, પૂનાના લેખકની નવલ બ્રહ્મપુત્રાનો નાવિક વાંચતો હોય, ત્યાંનું બંગાળી ગીત કોઈ રાજસ્થાની યુવાન ઊંટ પર બેઠોબેઠો લલકારતો હોય, રાજસ્થાનનો નિબંધ કન્યાકુમારીની કોઈ કન્યા વાંચતી હોય, ને કન્યાકુમારીનું નાટક આપણા ચંદ્રવદન મહેતા વાંચતા હોય...બસ, એય ને આખું ભારત અનુવાદો જ વાંચ્યા કરતું હોય તો રંગ રહી જાય. સાચી 'આંતરભારતી' થઈ જાય

મારી કલ્પનામાં તો એક એવો મંગલ દિવસ રમે છે કે જ્યારે સૌ માત્ર અનુવાદો જ વાંચતા હશે અને પોતાના પ્રાંતનું મૌલિક લખાણ કોઈ વાંચતુ જ નહિ હોય! એવે સમયે દિલ્હીમાં એકાદ સાહિત્યપરિષદ ભરાય હશે. એમાં જુદાજુદા પ્રાંતના પ્રતિનિધિઓ આવ્યા હશે અને ત્યાં કો'ક મહારાષ્ટ્રી કોઇ ગુજરાતીને કહેતો હશે:

'ભાઇ, તમારે ત્યાં પેલા રમણલાલ શાહ ખૂબ સરસ લખે છે, હો?'

'રમણલાલ?' ગુજરાતી કહેશે; 'રમણલાલ શાહ? એ કોણ?'

'કેમ? તમારા ગુજરાતના મોટા લેખક છે ને?'

'ના ભઈ, મેં તો એમનું કંઈ વાંચ્યું નથી. પણ મેં તમારા શ્રી કરવરકરનાં કાવ્યો વાંચ્યાં છે; અદ્ભુત છે!'

'કરવરકર? અમારે ત્યા મહારાષ્ટ્રના લેખક છે? કોણ જાણે! મારા વાંચવામા આવ્યા નથી.' મહારાષ્ટ્રી કહેશે.

ત્યાં તો 'ખરી વાત છે; તમારા કરવરકર બહુ સરસ લખે છે.' કહેતા કોઈ બંગાળી વચ્ચે ટુકારશે.

'એમ તો તમારા બિનયચંદ્ર રૉય પણ ક્યાં ઊતરે એમ છે?'

'બિનયચંદ્ર? એ કોણ?'

'કેમ, પેલા તમારા વિખ્યાત બંગાળી લેખક?'

'મેં કંઈ એમનું ખાસ વાંચ્યું તો નથી;' બંગાળી કહેશે, 'પણ મને યાદ છે ત્યાં સુધી એમની એક બંગાળી વાર્તાના મરાઠી અનુવાદના ગુજરાતી રૂપાંતરના બંગાળી ભાવાનુવાદ વિષે ક્યાંક સાંભળ્યું'તું ખરું.'

પણ હું જાણું ને? નહિ આવવા દે, કદી નહિ આવવા દે, આપણા દુષ્ટ અનુવાદવિરોધીઓ આવો મંગલ દિવસ ક્યારે ય નહિ આવવા દે. ભારતભરમાં બધે માત્ર સારાખોટા ગમે તેવા પણ અનુવાદ જ વંચાતા હોય, મૌલિક પણ અનુવાદિત સ્વરૂપે જ બહાર પડતું હોય એવી ઉચ્ચ કક્ષાએ આપણે કોણ જાણે ક્યારે ય પહોંચીશું? અત્યારે તો જે સ્થિતિ છે તેનાથી સંતોષ માનવાનો, બીજું શું?

પણ લોકો એકલી આપણી અનુવાદભક્તિની જ ટીકા કરીને અટકતા હોય તો ઠીક; પણ એ તો કહે છે કે આપણામાં કલાપ્રેમ જ નથી. દાખલા તરીકે સંગીત. તો એમાં, પેલા પાકિસ્તાન રેડિયોના નિયામક જનાબ બુખારી મુંબાઈ હતા ત્યારે કહેતા'તા તેમ, મહારાષ્ટ્રમાં એટલો તો સંગીતશોખ છે કે ત્યાંના ઉંદરો ચૂંચૂં કરે છે, તે ય સંગીતમય હોય છે! જ્યારે આપણા ગુજરાતીઓ? નામ નહિ મળે સંગીતપ્રેમનું!

વચ્ચે એક વાર હું એક સંગીતના જલસામાં ગએલો. એક દાઢ બેસીને હું દસેક વાગે ત્યાં પહોંચ્યો ત્યારે તબલાં પર હથોડાઓથી ઠક ઠક થતું હતું. સાડાદસ-અગિયારે સંગીત શરૂ થયું. અને મારો બાર વાગ્યે જ્યારે મેં આંખો ઉઘાડીને જોયું ત્યારે શ્રોતાઓમાંના મોટાભાગના ગુજરાતીઓ નયણાં ઢાળીને સમાધિમાં લીન થઇ ગએલા. માત્ર થોડા પરપ્રાંતીઓ આંખો ઉઘાડી રાખીને સંગીતકારનો ઉત્સાહ ટકાવી રાખતા બેઠા હતા.

સંગીતમાં જ નહિ, બીજી કળાઓમાં પણ આપણું આવું છે. ચિત્રકળા માટે આપણે બંગાળ તરફ જોવું પડે છે અને નૃત્યકળા માટે દક્ષિણ તરફ. આપણી પોતાની પાસે તો માત્ર એક પૈસા કમાવાની કળા છે. આપણને રસ હોય તો માત્ર વેપારમાં, એમ અનેકનું માનવું છે.

હા, એ ખરું કે પૈસા કમાવાની પ્રવૃત્તિ માટે આપણા હૃદયમાં પ્રેમ છે; એની ના નહિ. એક વાત છે કે એક વાર કો'ક પરદેશીએ એક અંગ્રેજ, એક ફ્રેંચ, એક જર્મન અને એક ગુજરાતીને 'હાથી' વિષે નિબંધ લખી લાવવાનું કહ્યું. અંગ્રેજે બે વર્ષ આફ્રિકાના જંગલમાં ગાળ્યાં અને 'હાથીનો શિકાર' એ વિષય પર એક ગ્રન્થ લખી નાખ્યો. ફ્રેંચે ત્રણ વર્ષ નીરીક્ષણ કરીને 'હાથીઓનું પ્રેમજીવન' એ વિષય પર સુંદર પુસ્તક રચી નાખ્યું. જર્મને ચાર વર્ષ બ્રિટિશ મ્યુઝિયમમાં બેસી 'પથ્થર યુગના હાથીઓનું માનસ-પૃથક્કરણ' એ વિષય પર સંશોધન ગ્રંથ લખ્યો. પણ ગુજરાતીએ પોતાના સેક્રેટરી પાસે 'હાથીદાંતના વેપાર' પર ચાર પાનાંનું ચોપાનિયું લખાવીને જ સંતોષ માન્યો!

આમ, ગુજરાતીઓ વેપારપ્રેમી છે અને એમનામાં કલાપ્રેમ ઓછો છે એ વાત સાચી હોય તોપણ એના પ્રત્યે જોવાની આપણી દૃષ્ટિ ખોટી છે. બાકી આપણે ત્યાં કલાનો વિકાસ ઓછો થયો હોય તો ય એનું કારણ શું એ ખબર છે? એનું કારણ છે આપણી ભાવનાશીલતા. પેલું ગીત છે ને, કે 'તારી શીતળ છાયામાં સૌને પોઢાડી, તારા દિલના સંતાપ તું તપજે એકલો!' એમ આપણે પણ નૃત્ય, ચિત્ર, સંગીત, શિલ્પ એવી બધી મઝાની વસ્તુઓ આપણા બીજા બંધુપ્રાંતોને સોંપી ધન-અર્જનની કડવી ફરજ માથે લઇ લીધી છે. આ તે કંઈ જેવોતેવો આત્મભોગ છે? હા, એક કવિતાનું કામ જરા અઘરું છે એ આપણે થોડું કર્યું ખરું. કારણ એમાં છંદ ગોઠવવાના, ને પ્રાસ બેસાડવાના, ને માત્રા મેળવવાની, ને ધ્વનિ પગટાવવાનો ને એવું બધું માથાકૂટિયું કામ રહ્યું, એટલે એ બાબતમાં આપણે જરા જવાબદારી લીધી. બાકી બીજી સહેલી કળાઓ પૂરતો તો આપણે જબરો આત્મભોગ આપ્યો છે. એનાથી વંચિત રહેવાનું સ્વીકારી લઇને આપણે બીજા પ્રાંતોને ગૌરવ લેવાની તક આપી છે. છતાં ય આવા ઉત્તમ આત્મભોગને આપણી નબળાઈ ગણવામાં આવે છે?

આમાં વાંક સાહિત્યકારોનો ને કલાકારોનો છે. એ લોકોને સાહિત્યમાંથી કે કલાસર્જનમાંથી પૂરતું ધન નથી મળતું એટલે એ ગુજરાત પર કદરહીનતાનો આક્ષેપ મૂકે છે. આપણે ત્યાં સાચા કલાકારોને ચણા ખાઇને રહેવું પડે એવી સ્થિતિ છે એમ બબડ્યા કરે છે, પણ કોઈ એમ નથી વિચાર કરતું કે ચણા એ કેવી ઉત્તમ, કેવી પૌષ્ટિક, કેવી બળવર્ધક વસ્તુ છે. આપણા નબળા કલાકારોને ચણા ખાઇને રહેવું પડતુ હોય તો એમાં ઊલટો એમને જ ફાયદો છે ને?

અને ચણાનો ધ્વનિ શો છે, ખબર છે? ચણા એટલે ઘોડો; અને ઘોડો તો છે—ગતિનું નિરંતર પ્રગતિનું પ્રતીક! ગુજરાત ઘોડાઓને (અલબત્ત, રેસના ઘોડાઓને) પૈસા ખવડાવે છે ને કલાકારોને ચણા ખવડાવે છે એની પાછળ એનો ઉદ્દેશ તો કલાકારો આગળ અવિરત પ્રગતિનો આદર્શ નિરંતર જીવતો રાખવાનો જ છે. પણ એ લોકો સમજે તો ને?

બાકી આપણે સમજી લેવું જોઇએ કે જે લેખકો (અનુ. પૃ. ૬૭મે)

# પચ્ચીસ વર્ષ પહેલાં



અંક ૩૯મો
ફાગણ ૧૯૮૩

અમદાવાદની દક્ષિણે આવેલા, સુંદર કારીગરીથી મંડિત 'શાહે આલમના રોજા' વિષે રસમય ઐતિહાસિક માહિતી આપતો શ્રી રત્નમણિરાવ ભીમરાવ જેવા વિદ્વાન ઇતિહાસવિદનો જે રસમય લેખ પચ્ચીસ વર્ષ પર આવેલો તેના ઉપાડમાંથી અમદાવાદ શહેરનો ટૂંકો ઇતિહાસ તથા શાહે આલમ સંબંધે એકાદ ફકરો તારવીએ:

'શહેરોનાં નસીબ પણ કેવી ચડતીપડતી ભોગવે છે! કોઇ તેના સ્થાપનારના અથાગ પરિશ્રમ છતાં ખંડેર થયાં છે; કોઈ વારંવાર ભાંગ્યા છતાં ફરી આબાદ થયાં છે. બંગાળની પ્રાચીન રાજધાની ગોડ, અકબરે વસાવેલું ફતેહપુર સિક્રી, ચીની મુસાફરે વખાણેલું આપણું વલભીપુર અને મહમુદ બેગડાએ અમદાવાદથી યે વધારે શણગારેલું ચાંપાનેર, એ બધાંની આજે શી સ્થિતિ છે!

આપણા અમદાવાદની જ કેવી ચડતીપડતી થઇ! ઇસ્વી સનની શરૂઆતથી રૂદ્રદામાના લેખમાં જણાવેલો શ્વભ્રદેશ તે સાબરકાંઠાનો મુલક. અને સાબરમતીનું નામ શ્વભ્રવતી હતું. શ્વભ્રવતી એટલે કોતરવાળી નદી. આ શ્વભ્રવતીને કિનારે આશાપલ્લી, આસાવલ નગર મુસલમાનોનું યસાવલ, ખંભાતના રસ્તા ઉપર, દસમી સદીના ગુજરાતની દક્ષિણ સીમાનું નાનું પણ જૂનું શહેર હતું. કર્ણદેવ સોલંકીએ પૂર્વ અને દક્ષિણના પ્રાંતોમાં વ્યવસ્થા કરવા માટે ત્યાં પડાવ નાખી એનું નામ બદલી કર્ણાવતી રાખ્યું, ને જૈન વણિક વેપારીઓના વસવાટથી એની આબાદી વધવા માંડી ને શ્રીનગર તથા રાજનગર જેવાં એને ઉપનામ મળ્યાં. પરંતુ ચાંપાનેરનું નામ મહમુદ બેગડાએ મુહમ્મદાબાદ બદલ્યા છતાં લોકપ્રિય નામ ચાંપાનેર જ કાયમ રહ્યું તેમ, મંત્રો અને લેખો સિવાય, કર્ણાવતીને બદલે લોકપ્રિય આસાવલ જ નામ ચાલુ રહ્યું. બાદશાહ અહમદશાહે આસાવલની અડોઅડ, સહેજ ઉત્તરે, નવું શહેર અહમદાબાદ-અમદાવાદ વસાવ્યું ત્યારે જ આસાવલ નામ ઇતિહાસમાંથી અળગું થયું.



અમદાવાદના શાહે આલમના રોજાના દ્વારપ્રદેશની સુંદર કોતરણીઓ. એમાં કમાનમાંની તથા બે બાજુની પથ્થરની જાળીઓ ઉપરાંત બારણાં તો અદ્ભુત બારીક લીલાભરી પિત્તળની કોતરણીવાળાં છે. એ કમાડની જાળી તો એટલી પ્રસિદ્ધ હતી કે અમદાવાદમાં વણાતી અતલસ ઉપર 'શાલમ જાળી' પાડેલી હોય તો તેની કિંમત બારે ગણાતી.

આશાપલ્લી કે કર્ણાવતીનાં મકાનો ને મંદિરોના પથ્થરો, પાટણ ચંદ્રાવતીના પથ્થરોની સાથે, અમદાવાદનાં મકાનો બાંધવામાં વપરાયા. કેટલાંક મંદિરોને તો માત્ર કમાન ને ઘુમટ ઉમેરીને મસ્જિદોમાં ફેરવી નાંખ્યાં.

આશરે દોઢસો વર્ષની સ્વતંત્ર બાદશાહીમાં ગુજરાતની સાથે અમદાવાદની આબાદી અને વેપારઉદ્યોગ વધ્યાં. અમદાવાદ જેવું સુંદર શહેર આખા એશિયામાં તે વખતે નહોતું. એ પૂર્વની મહારાણી—Queen of the East—કહેવાતું. બાદશાહી સિક્કાઓમાં એનું ઉપનામ 'શહેરે મુઆઝ્ઝમ' (મહાન નગર) હતું. ગુજરાતી સ્થાપત્યનાં લાલિત્ય ને કારીગરીનો જોટો તે વખતે ભારતભરમાં નહોતો; અને હિંદુ મુસ્લીમ ઐક્ય એ સ્થાપત્યમાં તો એવી અજબરીતે થયું હતું કે અમદાવાદની મસ્જિદો થોડા ફેરફાર સિવાય દરેક રીતે હિંદુ સ્થાપત્યનાં લક્ષણ જાળવી, અદ્ભુત કારીગરીના નમૂના રૂપ આજે ઊભી છે.

આસ્તોડિયામાં રાણી સિપ્રિની 'મસ્જિદે નગીના', મિરઝાપુરમાં રાણી રૂપમતીની મસ્જિદ, જુમા મસ્જિદ, શાહપુરમાં હુસેન મુહમ્મદ ચિશ્તીની મસ્જિદ, ધીકાંટે મુહાફિઝખાંની મસ્જિદ, લાલ દરવાજે સીદી સૈયદની મસ્જિદ જેવી મસ્જિદો; પીર બાદશાહ અહમદશાહનો રોજો, હજરત શાહે આલમ સાહેબનો રોજો, કલિકો ભીલ પાસે મીર અબુ તુરાબનો રોજો, ગુજરાત વિદ્યાપીઠ પાસે સૈયદ ઉસ્માન ઉર્ફે બુરહાનીનો રોજો અને ખાનપુરમાં શાહ વજીહુદ્દીનના રોજા જેવા રોજાઓ; દાદા હરીની વાવ ને કાંકરિયા તળાવ જેવા પુરાણા અવશેષો અમદાવાદનાં

સ્થાપત્યને કારીગરી વિવિધ રંગોમાં બનાવી રહ્યાં છે. અને હઠીસિંગનું મંદિર, સ્વામીનારાયણનું મંદિર તથા ખેતરપાળની પોળ અને ફતાશાની પોળનાં જૈનમંદિરો તથા કેટલાંક લાકડકામવાળાં ઘરો, એ કલા અને કોતરણી આજ સુધી તાજી છે એ સિદ્ધ કરે છે. પથ્થરની જાળીઓનું કામ તો આખા હિંદુસ્તાનમાં અમદાવાદમાં જ સર્વશ્રેષ્ઠ છે. લાલ દરવાજે સીદી સૈયદની મસ્જિદમાંની ઝાડની જાળી અને બીજા રોજાઓની જાળીઓ જેવું ઝીણું કામ આગ્રા દિલ્હીમાં પણ નથી. ભૌમિતિક આકૃતિઓ તો કલાકારે છૂટે હાથે વેરી છે; અને દિલ્હી-આગ્રાના આરસના કામ કરતા પણ અમદાવાદના રેતિયા પથ્થર (સૅન્ડસ્ટોન) પર તેનાથી ચડિયાતું કામ છે।

આવી રીતે ગુજરાતી બાદશાહોએ શણગારેલા અમદાવાદને મુઘલ બાદશાહોએ વધુ તો ન શણગાર્યું, પણ આબાદી પૂરેપૂરી સાચવી રાખી. પણ તે પછી તેના ભાગ્યચક્રમાં આવેલા મરાઠા રાજ્યના વખતમાં એના ઉપર રાહુની દશા બેઠી. વસતિ આઠ લાખથી ઘટી એંશી હજારની થઇ. સર ટૉમસ રોને લંડન જેવડું લાગેલું અમદાવાદ કોટની અંદરના કેટલાક ભાગોમાં ઉજ્જડ થઇ ગયું. પરંતુ અમદાવાદનું નસીબ જુદું હતું. ધીમેધીમે એના વેપારમાં એની ચડતી દેખાવાની શરૂઆત થઈ, ને તે આજ સુધી ચાલુ છે. શાહે આલમના રોજાના દરવાજાના પિત્તળનાં કમાડની જાળી અમદાવાદમાં એટલી પ્રસિદ્ધ હતી કે આજ સુધી અમદાવાદમાં વણાતી અતલસ પર 'શાહઆલમ જાળી' પાડી હોય તેની કિંમત બીજી કરતાં વધુ ઉપજતી. હાલનું અમદાવાદ તે મરાઠા રાજ્યની અવ્યવસ્થાથી સડી ગયા પછી અમદાવાદીઓની જાતમહેનતથી સહેજ સુધરેલી એ પ્રાચીન અમદાવાદની આવૃત્તિ છે.

પંજાબના ઉછ ગામના સંત સૈયદ જલાલ બુખારીના પૌત્ર કુતુબે આલમસાહેબે ગુજરાતમાં બુખારી સૈયદોની સ્થાપના કરી. અમદાવાદ વસતું હતું ત્યારે બાદશાહની વિનતિથી આસાવલમાં એ થોડો વખત રહ્યા, ને પછી વટવામાં પોતાનું કાયમનું સ્થાન કર્યું. તેમનાં બે ખાનદાન ચાલે છે. તેમાં વટવાવાળા કુતુબી સૈયદો ને શાહે આલમવાળા શાહી સૈયદો કહેવાય છે. શાહે આલમ એમના બીજા પુત્ર થાય. મુસલમાનો તથા ગુજરાતના બીજા બધા બાદશાહોએ એમને તથા એમના વંશજોને ઘણા પૂજ્ય ગણેલા છે. તેમણે બાપથી જુદા પડયા પછી આસાવલ પાસે રસુલાબાદ નામે પરું વસાવી ત્યાં વાસ કર્યો, અને એમનો પવિત્ર રોજો પણ હાલ ત્યાં જ બાંધેલો છે. તેમનું લગ્ન સિંધના જામની પુત્રી બીબી મુરકી સાથે થયું હતું. તે સિવાય બીજી સ્ત્રીઓ પણ એમને હતી. સુલતાન મહમુદ બેગડાના એ માસા થાય. મહમુદ નાનો હતો ત્યારે તે પોતાના માસા શાહે આલમ પાસે રહેતો, કારણ તેનો સાવકો ભાઇ સુલતાન કુતુબુદ્દીન તેને મારી નાખવા મથી રહ્યો હતો. તેના ક્રોધમાંથી બચાવવા હજરતે ઘણા ચમત્કાર કર્યા કહેવાય છે. સંસારમાં રહેવા છતાં, સંસારનું દરેક સુખ ભોગવવા છતાં સંપૂર્ણ સાધુતા અને વીતરાગપણું શી રીતે રહી શકે છે, તેનું સુંદર દૃષ્ટાંત શાહે આલમના જીવન પરથી સમજાય છે. એમનામાં સાધુતાના દરેક ગુણ સંપૂર્ણ ખીલેલા હતા. તેમના ચમત્કારોનું વર્ણન કરતાં ઘણો વિસ્તાર થાય. તેમાં એક ઘાંચીના રમૂજી કિસ્સાની દંતકથા તો હજી ચાલે છે. મગજનાના શેખ કમાલ અને શાહે આલમ બંને સંતો પડોશી હતા. એ બંનેનો ઘાંચી એક હતો અને તેને કાંઇ સંતાન ન હતું. ઘાંચી બંને સંતો પાસે જતો ત્યારે આટલી મહેરબાની કરવા વીનવતો. એક વખત હજરત શાહે આલમે ખુશી થઈ કહ્યું કે 'જા તને છોકરો થશે'. પછી શેખ કમાલ પાસે જઇ તે જ દિવસે એ જ વિનતિ કરી. શેખે કહ્યું કે 'જા, તને છોકરી થશે!' એ પછી કેટલેક સમયે તેને છોકરો થયો તે લઈ શાહે આલમને ત્યાં ગયો, અને તેમને બતાવ્યા બાદ શેખ કમાલ પાસે આવ્યો, તે વખતે આશ્ચર્ય સાથે છોકરાને બદલે છોકરી માલૂમ પડી! પછી જ્યારેજ્યારે એ શાહે આલમને મકાને જાય ત્યારે છોકરો અને શેખને મકાને જાય ત્યારે છોકરી થતી! તેથી આજે પણ મુસલમાનોમાં માન્યતા છે કે શાહે આલમ અને શેખ કમાલના રોજાઓમાં એક જ દિવસે કદી ન જવું!'

**પ**શ્ચિમી કુસ્તીબાજ ઝિબિસ્કો તથા તે સામે લડનાર હિંદી કુસ્તીબાજ ગામાના પરિચય આપણે તારવેલા. હિંદમાં એ વખતે બે ગામા હતા: મોટો અને નાનો તેથી થએલી એક ગેરસમજ ટાળવા શ્રી હરિનારાયણ આચાર્યે આ અંકમાં એક નોંધ આપેલી, તેમાં હિંદના બીજા નામાંકિત મલ્લોનો પણ ટૂંકો પરિચય આવી જાય છે. એ ઉતારીએ:

'થોડાં વર્ષ પર વિલાયતના એક જુવાન કુસ્તીબાજે કલકત્તામાં હિંદના પહેલવાનોને આહ્વાન આપ્યું હતું. કુચબિહારના મહારાજાએ પોતાના પહેલવાન અલિયાને એની સામે ઊભો કર્યો. પાકટ અવસ્થા હોવા છતાં અલિયાએ જોતજોતાંમાં એને ધૂળ ચાટતો કરી દીધો. આ અલિયાને બે પુત્ર હતા: ગુલામ ને કલ્લુ. પંજાબના કિકડને ટક્કર આપનાર એ ગુલામને પંડિત મોતીલાલ નહેરુ પારીસના પ્રદર્શનમાં લઈ ગએલા, જ્યાં એણે યુરોપિયન કુસ્તીબાજોમાં થથરાટ ફેલાવેલો।

અલિયાનો બીજો પુત્ર કલ્લુ પણ અદ્વિતીય પહેલવાન હતો. તેને ગામા નામે પુત્ર છે એ ગામા થોડાં વર્ષ પર જૂનાગઢ રાજ્યના પહેલવાન તરીકે હતો. મહારાષ્ટ્રમાં એની જબરી પ્રતિષ્ઠા. એ અને ઝિબિસ્કો સામે લડનાર ગામા બે જુદા. આ ગામા કલ્લુની અને ગૂંગા નામના બહેરામૂંગા પહેલવાનની કુસ્તી, ૧૯૨૭ની ૨૭મી જાન્યુઆરીએ કોલ્હાપુરમાં ૩૦૦૦૦ પ્રેક્ષકો સમક્ષ થઈ હતી દોઢ કલાકની રસાકસી પછી ગૂંગાએ ગામાને ચિત કરી વિજય મેળવેલો

ગૂંગા અદ્વિતીય પહેલવાન હોઇ હિંદમાં એણે ખૂબ નામના મેળવી. ૧૯૨૩માં પેલા મોટા 'રૂસ્તમે હિંદ ગામા'ના ભાઈ ઈમામબક્ષ જોડે એની કુસ્તી લાહોરમાં થયેલી. પહેલીમાં ગૂંગાએ ઈમામને ચિત કર્યો, બીજીમાં તોફાનો થવાથી કુસ્તીનો નિકાલ ન આવ્યો. પણ ત્રીજીમાં ઈમામને હાથે તે મહાત થયો.

ઈમામબક્ષ પણ અદ્ભુત કુસ્તીબાજ છે. પોતાના ભાઈ ગામા કરતાં યે એનું કૌશલ ચડિયાતું છે, એવું તજ્જ્ઞ કુસ્તીબાજો માને છે. એ ધ્યાનમાં લેતાં ગૂંગાની શક્તિ ને કલાનું કંઇક ભાન થશે.'

**આ** નીચે આપેલ છે એવો પ્રકીર્ણ સંભાર પણ એ અંકમાં હતો: 'ઘરમાં પાણી ગરમ કરવાની દેગડીનું તળિયું કાળું કેમ હોય છે? કદાચ એમ ધારશો કે રોજ કાળો ભાગ ઘસી નાખવાની મહેનત પડે એટલે તે એમ રહેવા દેતા હશે. પણ ના, તેમ નથી. કાળો રંગ ગરમીગ્રાહક છે. વળી તેમાં ગરમી સાચવી રાખવાની શક્તિ છે. તેથી જ કીટલી કે ઊનું પાણી કરવાનાં વાસણનું તળિયું કાળું રહેવા દેવાની જરૂર છે. તમારે પ્રયોગ કરવો હોય તો એક પ્યાલો મેશથી કાળો રંગીને ચૂલા પર મૂકો, ને બીજો સફેદ પ્યાલો મૂકો. કાળા પ્યાલાનું પાણી જલદી ગરમ થશે, ને બંને પાણી ઠારવા મૂકશો તો કાળા પ્યાલાના પાણીને ઠરતાં વાર લાગશે. આથી જ ગરમ દેશમાં ધોળાં કપડાં અને ઠંડા પ્રદેશમાં કાળાં કપડાં પહેરવાની જરૂર રહે છે. હિંદ ગરમ દેશ હોઈ તેના લોકોએ આરોગ્યને ખાતર પણ ધોળાં કપડાં પહેરવાની જરૂર છે.'

# કલાચાર્ય અવનીન્દ્રનાથ ઠાકુરની આત્મકથા જોડાસાંકોર ધારે

શ્રીમતી રાણીચંદના બંગાળી ઉપરથી અનુવાદક રમણિક મેઘાણી

## એકાકી

હવે નિશાળે જવાનું બંધ થતાં આ બાતલ સિપાઇની કેવી દશા થઈ તે સાંભળો. નિશાળે જવાની આફતમાંથી તો મુક્તિ મળી. વિચાર્યું કે ચાલો, સરસ થયું. હવે મોટેરાંઓની જેમ હું પણ સ્વાધીન થઈ ગયો. મનનું ધાર્યું કરી શકીશ. નહાવા-ખાવા માટે કોઇ હવે મને ઉતાવળ કરાવશે કે ધમકાવશે નહિ. નિયમ મુજબ રહેવાની હવે જરૂર નથી. પૂજાની લાંબી રજા પડતાં કે ઉનાળાની રજાઓ મળતાં જેવો આનંદ થાય તેવા આનંદમાં દિવસો પસાર કરીશ એમ હું માનતો હતો. અને આમાં તો પાછી ક્યારે નિશાળ ખુલે છે એની પણ ચિંતા નહિ: આવી બધી કલ્પનામાં હું મશગુલ રહેવા લાગ્યો.

પણ બે દિવસે ય પૂરા ન થયા ત્યાં મેં જાણ્યું કે અરે રામ! આ તો એમ નથી. જદુ ઘોષાલ માસ્તર અમારા મકાનમાં જ રહેતા. એમની પાસે સમયસર ભણવા બેસવું પડતું. દસ વાગ્યામાં જ નોકર ઉતાવળ કરવા માંડતો. નાહી કરીને ઝટપટ જમી લેવું પડતું. ખાઈપીને ફર્યા કરતો. નિશાળમાંથી મુક્તિ મેં એકલાએ જ મેળવી હતી. મોટાભાઈ, ઈન્દુભાઈ વગેરે સૌ સ્કૂલે ચાલ્યા જતા. માન્યું હતું કે રમતગમત અને કૂદાકૂદમાં મોજથી દિવસ નીકળી જશે. પણ એમ ન બન્યું. રમું જ કોની સાથે? રમતના સાથી સૌ તો સ્કૂલે ચાલ્યા ગયા હોય, એટલે એકલાં એકલાં મારે ઘેર કરવું શું તે જ સમજાતું નહિ. નોકરો સૌ પોતપોતાના કામમાં પરોવાયા હોય. રામલાલ મને ધમકાવતો: 'ક્યાંય જશો નહિ. ચુપચાપ બેઠા રહેજો. જ્યાંત્યાં ગયા છો ને તો વાત છે તમારી! કહી દઉં છું, ગલીને નાકે એક ભૂત રહે છે એ પકડી જશે!' આટલું કહી એ ગલીને નાકે આવેલી એક કોટડી નીચે જ્યાં ગટરનું ઢાંકણું હતું તે તરફ આંગળી ચીંધતો. અગાઉ તો હું ગમે ત્યારે અંદર ઘરમાં જઈ શકતો; પણ હવે તો સવારે નોકર મને બહાર લઇ આવતો, અને આખો દિવસ મને અંદર જવાની મનાઈ હતી. તેમ છતાં કોઇ ન જોતું હોય ત્યારે હું અંદર ચાલ્યો જતો. બા ત્યારે મારા નાના ભાઇની પળોજણમાં પડી હોય. મારે બે નાની બહેનો હતી: સુનયની અને વિનયની. એકવાર એમની સાથે રમતાં રમતાં મારાથી એનું એક રમકડું ભાંગી ગયું અને એમણે રડારોળ શરૂ કરી મૂકી કે 'અવનભાઇએ અમારી પૂતળી ભાંગી નાંખી રે......' અને સૌ મારા પર તૂટી પડ્યા: 'તું અહીં આવ્યો જ શા માટે? જા, બહાર ચાલ્યો જા. ત્યાં જઇને રમવું હોય એ રમ.' અને સૌનાં મેણાંટોણાં ખાઈ હું પાછો બહાર ચાલ્યો આવતો. પરંતુ બહાર કોઈ મને પ્રેમથી બોલાવે એવું નહોતું. બધા ધાકધમકી આપનારા જ હતા.

બાપુજીએ એક ગુલાબી રંગનો કાકાકૌવા પાળ્યો હતો. વરંડામાં ભીંતે ટાંગેલા હરણનાં શીંગડા પર એ બેઠો રહેતો. દેખાવે એ બહુ સુંદર હતો. સવારે બા પાન બનાવતી હોય ત્યારે બા પાસે જઇને પાનની ડાળખી ખાય, નાનાં ફૈબા પાસે જઈ લીલા ચણા ખાય, અને પાછો આવીને શીંગડા પર બેસી જાય. મને વિચાર આવ્યો કે ચાલ હવે માણસને બદલે પંખી સાથે જ દોસ્તી બાંધું. આમ વિચારી હું જેવો એની પાસે જઇને ઊભો કે તુરત એ કલગી ટટ્ટાર કરી, પાંખ પહોળી કરી મને ચાંચ મારવા આવ્યો ને દોસ્તી કરવી પડતી મૂકી હું ત્યાંથી ભાગી છૂટ્યો. એની પાંખની અંદર બાપુજી પોતાને હાથે પાઉડર લગાવતા. પાઉડર લગાવીને મેમસાહેબ બની એ કલગી ડોલાવતો બેઠો રહેતો. શું અભિમાન હતું એને! એ એછો મારી સાથે મૈત્રી બાંધે? હું તો બીકથી એ બાજુ ફરક્તો જ નહિ.

બીજી એક હતી કામિની નામે કૂતરી. બાપુજી એની બહુ કાળજી રાખતા. એ કામિની માટે ખાસ જુદો ગમેતર રહેતો. એને જ્યારે સાબુથી નવડાવી, પાઉડર છાંટી, શણગારી, સેંથો પાડી છોડી મૂકતા ત્યારે એ ફરફર કરતી ફર્યા કરતી: જાણે ઘરની ચોથી છોકરી. ઘરનાં છોકરાં તરીકે અમારું પણ એટલું આદર-માન નહોતું જળવાતું જેટલું કામિનીનું જળવાતું. દોસ્તી બાંધવાના વિચારે એ કામિની પાસે હું ગયો; પરંતુ એને તો મારી પડી જ નહોતી. હું એની બાજુ ફરક્યો કે તુરત એ પૂંછડી હલાવતી બાપુજીના ઓરડા તરફ ચાલી ગઈ.

નાનાનાના એક જોડી વાંદરા પણ બાપુજીએ પાળેલા. અને એને માટે એ કાળજી પણ એટલી બધી રાખતા કે ગ્રેઈટ ઈસ્ટર્ન હૉટેલમાંથી એ વાંદરાઓ માટે ખાસ તાજાં, ચોની મેળવેલાં ચેરી ફળ આવતાં! બાપુજી જાતે એક એક કરીને એ ફળ એમને ખવડાવતા. અને એ જોતાં હું ઈર્ષાએ બળી ઊઠતો. વિચારતો કે એ ફળ મને ખાવા મળતાં હોય તો કેવું સારું? એક હરણ પણ બાપુજીએ પાળ્યું હતું. એનું નામ હતું 'ગુલાબી.' એ ગુલાબી પાસે જાઉં કે હેં-હેં કરતો મારી દોડી આવતો!

જોયાં મારાં નસીબ? પશુ પંખી પણ કોઇ મને પોતાની પાસે ફરકવા દેતું ન હતું. જો કોઇની યે પાસે વહાલ પામતો તો તે એક નાનાં ફઇબા પાસે. વચ્ચેવચ્ચે એ મને પોતાને ઓરડે બોલાવી જતાં. ત્યાં રોજ કથા કે વાર્તા ચાલતાં હોય. માસિક પગારથી એક બારોટને રોક્યો હતો. થોડીવાર એ સાંભળતો. પરંતુ એ પણ કેટલીવાર નભે? મહામુશ્કેલી થઈ. એકલા એકલા સમય કેમ જાય? મનના આ દુઃખમાં હું વિચારતો કે આ કરતાં તો સ્કૂલ સારી હતી. ગાડીમાં બેઠાં પહેલાં જે કાંઇ વીતે એ વીતે. બેઠા પછી તો બધું ચાલે પડી જતું. ગાડી ગલીને નાકે વળીને આગળ ચાલતી. પેલું શિવમંદિર, કાંસાનો ઘંટ, લોકો, દુકાનો, મારગની બંને બાજુએ એ બધું જોતો જોતો હું લહેરથી જતો. બહારની થોડીક દુનિયા તો જોવા પામતો. હવે તો એકદમ જાણે બંદીખાને પડ્યો! દરવાજો વટાવીને આગળ જવાનો ઉપાય જ નહિ. ઉઘાડા દરવાજા પાસે ઓટલે બેઠો છે દરવાન મનોહરસિંગ. અને યાદ આવે છે સ્કૂલ સામેની પ્રતાપ પીપરમેન્ટવાળાની દુકાન. નાનીનાની લાલ લીલી ને પીળી પીપરમેન્ટ હું તેની પાસેથી માગીમાગીને ખાતો. હું હાથ લાંબો કરતો કે તુરત પ્રતાપ મારા હાથમાં થોડીક પીપરમેન્ટ મૂકી દેતો.

અને યાદ આવતા બીજા સરખેસરખા મિત્રો. એમની સાથે હડિયાપાટી ને તોફાનમસ્તી કરવામાં યે મઝા હતી. મારા જેવા બીકુ છોકરા પણ ઓછો હતા. એકની વાત કહું. નિશાળે આવવું એને યે જરા પણ નહોતું ગમતું. નિશાળે જવાનો સમય થાય કે ભાઇ ભાગતા ફરવા માંડે. એક વાર નિશાળનો વખત થયો ત્યારે એમણે આ બાજુ શું કર્યું? એના ઘરની પાસે જ એક શિવમંદિર હતું. ભાઇસાહેબ એની અંદર ભરાઇને કપડાં કાઢી અંધારામાં મોટા કાળા પથ્થરના શિવને બાથ ભીડીને બેસી ગયા! એનો પોતાનો રંગ પણ સારી પેઠે શામળો હતો, એટલે શંકરના કાળા રંગમાં એ ભળી જતો. એના ઘરના નોકરચાકર અને મોટેરાંઓ શોધીશોધીને થાક્યા પણ ભાઈસાહેબનો પત્તો લાગ્યો નહિ. હો-હા મચી ગઈ. આખરે કોક શિવને માથે પાણી રેડવા ગયું ત્યારે ભાઇનો પત્તો લાગ્યો. એ બધા

બીજો પણ એક સાદ સંભળાતો. હજુ પણ ક્યારેક ક્યારેક એ કાનમાં ગુંજી ઊઠે છે. બપોરે જ્યારે બધું સુમસામ હોય, ક્યાંયથી કંઈ કાતાં કંઈ પણ અવાજ સંભળાતો ન હોય ત્યારે એ સ્વર સંભળાતો: 'દ...ગે...ર ઘડિ તોલા.'[2] બરાબર કોઈ અદ્ભુત પંખી બોલી રહ્યું હોય એમ લાગતું. રાત્રે પથારીમાં સૂતો સૂતો જોતો બારી વાટે આમલીનાં ઝાડનાં કાળાંઘેર માથાં. દાસીઓ કહેતી કે એ આંબલીના ઝાડ નીચે અમારા કુટુંબના સૌની ઓર દાટી છે. વચ્ચે વચ્ચે આમ-લીમાંથી ઉભોંદડોનો દોડવાનો અવાજ સંભળાતો. એને પગલે પગલે મનમાં એક વાર્તા સળવળતી કે બ્રાહ્મણનું ભૂત હાલે છે ને ડોશીને કપરસ આવે છે. એવાં એક ડોશી સાથે જ હતાં. લાકડી ઠક્ ઠક્ કરતાં એ આવતાં. મોર એમની આંખ ઠોલી ગયો હતો. મારી 'બિરેર પુતુલ' વાર્તામાં જે વધ્ધી ડોશીને મેં આલેખ્યાં છે તેવાં જ બરાબર એ હતાં.

રાત્રે દસ વાગ્યા પછી નંદ ફરાસજી[4] ત્યાં નટુ સંગડો એકતારા[5] વગાડવા આવતો. મોડી રાત સુધી એ એક જ સૂર વગાડ્યા કરતો. એ સૂર જાણે એક, બે, ત્રણ, ચાર...એક, બે, ત્રણ, ચાર, એમ બોલતો હતો. પાછળથી મેં એમાંથી જ એક બંગાળીના સૂર નક્કી કરી આપેલા વહેલી સવારે ઘર સામે ઘોડા ધમારાતા: ટપ્ ટપ્ ધપ્ ધપ્. કાગડાનું કા કા શરૂ થતાં અગાઉ એ અવાજે જ મારી ઊંઘ ઊડી જતી. રોજ ઊંઘતાં પહેલાં અને ઊઠ્યા પહેલાં આ બે અવાજ સાંભળતો: એકતારાનો 'એક-બે-ત્રણ-ચાર', અને ઘોડા ધમારવાનો 'ટપ્ ટપ્, ધપ્ ધપ્.'

એ જમાનામાં પ્રત્યેક સમયનો પોતાનો અવાજ હતો. હવે એ નથી. હવે બધા ભેગા-થતાં કોલાહલ બની જાય છે: ટેક્સીનો ભોં ભોં, દુકાનદારના બુમબરાડા, રસ્તાની હો...હા. વળી હમણાં તો માથા પર ગાજતાં વિમાનોનો ઘરઘરાટ, રેડિયોનો ગણગણાટ અને બીજા યે કેટલાક અવાજો વધ્યા છે. ત્રીજા માળની અગાશી પરથી જ્યોતિ-દાદાના પિયાનાના સૂર અને રવિકાકાનું ગીત સંભળાતાં. અને વળી સંભળાતું બાઈજીનું મુક્ત હાસ્ય. ક્યાંય ચાલ્યું ગયું એ બધું!

એ દિવસોમાં એક બપોરે દીવાનખાનામાં બેઠાં બેઠાં મેં 'લંડન ન્યૂઝ'ની ફાઈલ શોધી કાઢી. એક ખૂણામાં એ પડી હતી. એક પછી એક પાનાં ફેરવતાં અંદરનાં ચિત્રો પર મારું ધ્યાન ગયું. એ કેટકેટલી વિવિધ છબિઓ હતી! માણસોની, મારગની, નાનાંમોટાં કારખાનાં-ઓની ને વિવિધ કુદરતી દૃશ્યોની. એકચિત્તે એ બધાં ચિત્રો હું જોતો. એક દિવસ એ રીતે હું ચિત્રો જોતો હતો અને ઘોષાલ માસ્તર આવ્યા. મજાના દેખાવના હતા એ. કથાડે શરીરે જ્યારે એ આવતા ત્યારે એમની તેલથી માલિશ કરેલી કાંઈ પિત્તળના કટોરા જેવી હાંડાની જેમ ચોચકતી. અંદર આવતા જ 'શું જુઓ છો એ?' કહેતાં એ મારા હાથમાંથી ફાઈલ લઈ પોતે તેનાં પાનાં ફેરવવા લાગ્યા. પાનાં ફેરવતાં ફેરવતાં એક પાનામાં એમણે કો'ક ફ્રેન્ચ રાણીનું ચિત્ર જોયું. અને બે હાથ જોડીને એમણે એને ત્રણ વાર પ્રણામ કર્યા. એ પછી હું જોતો કે તેઓ રોજ નાહીને ત્યાં આવી પેલી ફ્રેન્ચ રાણીનું ચિત્ર કાઢી એને ત્રણવાર પગે લાગતા! એનું કારણ મને સમજાતું નહિ. દેવદેવીનું ચિત્ર તો એ હતું નહિ. તો પછી આમ પ્રણામ કરવાનું કારણ શું હશે? આખરે એક દિવસ મોટાભાઈને પૂછ્યું. એમણે હસતાં હસતાં કહ્યું તને ખબર નથી? ઘોષાલ માસ્તરને મેં પૂછેલું. એ કહેતા હતા કે એ ફ્રેન્ચ રાણી દેખાવમાં બરાબર એમની પત્ની જેવી જ લાગતી હતી અને એ કારણે જ તેઓ રોજ એને પ્રણામ કરતા હતા! (ચાલુ)

[2] ઢેરામાં પડી ઘડિયાળ દોરો કઢાવવાનો સાદ પાડતા માણૂનો અવાજ.
[3] ભોંદ-બિલાડીના વર્ગનું એક પ્રાણી જે ભૂ-ચર હોવા છતાં પાણીમાં ઝંપલાવી માછલી ખૂબ હોંશે હોંશે ખાય છે. (ઓટર Otter?)
[4] જમીનદારોને ત્યાં ફૂપારીનું, ઘરની સાફસૂફીનું અને સાંજે દીવા-બત્તીનું કામ કરનાર નોકર. [5] એકતારા જેવું એક વાજિંત્ર.

**ગુજરાતીની અસ્મિતા** (અનુસંધાન પૃષ્ઠ ૬૨થી) ને કલાકારોને પૈસા મળવા માંડશે તો પછી સાહિત્ય અને કલાના ક્ષેત્રમાં પણ ગંદકી આવશે; કારણ પૈસા એ હાથનો મેલ છે એ જો સાહિત્યમાં પ્રવેશશે તો સાહિત્યક્ષેત્રની પવિત્રતા નહિ રહે. એટલે સાહિત્યકારો-એ તો સુદામાનો આદર્શ રાખીને જ લખ્યે જવું જોઈએ.

એક લેખકમિત્ર મને કહે, 'ભાઈ, અમારાં પુસ્તકો ખરીદાય નહિ એની સામે અમારે વાંધો નથી...'

'શાનો વાંધો હોય?' મેં કહ્યું, 'વાંધો હોય પ્રકાશકને. તમારે ખાલી ખોંગળીને શું?'

'નહિ, એમ નહિ. મારું કહેવું એમ છે કે જેને પુસ્તકો ખરીદવાં ન પોસાતાં હોય એ ભલે ન વાંચે. પણ આ ધનિકો! પુસ્તકો ખરીદે તો ય વાંચવાની વાત નહિ. બસ, શોભા માટે કબાટોનાં કબાટો ભરી રાખે છે. નથી વાંચતા કે નથી વાંચવા દેતા. એની સામે મને ચીડ છે. અરે, માનશો? કેટલીકવાર તો ઉધઈઓ એ ખાઈ જાય છે!'

'સરસ!'

'શું સરસ? ઉધઈઓને મોંએ પુસ્તકો જાય એ તે ઠીક કહેવાય?'

'તમે ગાયોને ઘાસચારો નાખવામાં માનો છો ને?' મેં સામે પૂછ્યું. 'કબૂતરને ચણ નાખવામાં ને કીડીઓનાં દર પૂરવામાં માનો છો ને? તો ભલા માણસ, કોઈ ઉધઈઓને પુસ્તકોનો મારો નાખીને પુણ્યનું ભાથું બાંધતું હોય એમાં તમારું શું જાય છે? અને આ તો વળી સર્વ દાનોમાં શ્રેષ્ઠ વિદ્યાદાન! એ રીતે ઉધઈઓને પુસ્તકોનું ભોજન કરાવવું એ ગાયોને ઘાસ નાખવા કરતાં અનેકગણું સારું છે. અને જુઓ, ગુજરાત તો સદા પુણ્યશાળી રહ્યું છે અને રહેશે.'

પણ એમ આવી સાદીસીધી વાત સમજે તો એ લેખક શાના? એમણે તો બસ આપણા પૈસાના પ્રેમની, અને વિદ્યા સંસ્કાર અને ભાષાની ઉપેક્ષાની જ વાતો કર્યા કરી.

હા દેખીતી રીતે એમ લાગે છે કે આપણને આપણી ભાષા માટે પ્રેમ નથી. દાખલા તરીકે બસમાં કે ટ્રેનમાં ઝઘડો થાય છે ત્યારેય આપણે લડવા માટે ગુજરાતી છોડીને તરત હિંદી કે અંગ્રેજીનો આશ્રય લઈ લઈએ છીએ. કંડક્ટર હમેશાં પૅસેન્જરને હિંદીમાં ધમકાવવાનો અને પૅસેન્જર હમેશાં કંડક્ટરને અંગ્રેજીમાં ધમકાવવાનો!

કોઈ આનું કારણ ગુજરાતી ભાષા નબળી છે, એમ માનશે. સાચું પૂછો તો આપણી આ રીત—યુદ્ધ કરતી વખતે હિંદી કે અંગ્રેજી પર આવી જવાની રીત—બીજા જ કારણથી છે. આપણે કાયદાને માન આપનારા છીએ. જો કે દેખીતો એવો કોઈ કાયદો નથી, પણ આપણા દેશનું સંરક્ષણખાતું મધ્યસ્થ સરકારના હાથમાં છે, અને એથી યુદ્ધોમાં—પોળના, બસના કે ટ્રેનના આંતરવિગ્રહોમાં—મધ્યસ્થ સરકારની જ ભાષા વાપરવી જોઈએ, પ્રાંતીય સરકારની નહિ.

એટલે જ મારે ફરીફરીને કહેવું પડે છે કે 'આમિ સુંદર, આમિ અદ્ભુત!' આપણામાં દેખાય છે એવી કોઈ ઊણપ નથી, કોઈ અપૂરપો નથી. અપૂરપ કે ઊણપ હોય તો એ જ કે આપણે માનીએ છીએ કે આપણામાં કંઈક ઊણપ છે. ગુજરાત પોતાને સંપૂર્ણ માની બેસતું નથી એ જ એની મોટામાં મોટી ખામી છે. બસ, આપણી આ એકમાત્ર ઊણપ દૂર થઈ જાય તો...

તો શું? વાક્ય શરૂ કર્યું એટલે રીતસર પૂરું કરવું જ એવું થોડું છે? નથી પૂરું કરવું અમારે એ વાક્ય. એમ બધાં જ આરંભેલાં વાક્યો પૂરાં કરીએ તો અમે 'ગુજરાતી' શાના?

## બનાસ નદી (અનુસંધાન પૃષ્ઠ ૯૦થી)

સિહોરી સુધી બટાકાનું વાવેતર એ નદીતળનો મુખ્ય પાક બની રહે છે.

સુકડી સાથેના સંગમ પછી બનાસનો પટ એક વિસ્તીર્ણ મેદાન જેવો બની જાય છે. એથી જ કદાચ ડીસા-કંડલા આગગાડીના માર્ગનો બનાસ નદીપરનો નવો પૂલ ગુજરાતનો સર્વથી મોટો અને લાંબો પૂલ બનશે. આટલી બધી સરિતાઓની કુલ સંપત્તિ સ્વીકાર્યા પછી બનાસ હવે પૂરેપૂરી દાતાર બને છે. ખનિજદ્રવ્યોને ઊંચેથી લાવનાર એના કાંપ થડે સમૃદ્ધ બનેલ કાંકરેજ તાલુકામાં પહોંચ્યા પછી એનું જળ જમીનને ખારે ફળદાયી બને છે—નદીનું પાણી પોચી જમીનમાં ચોમેર શોષાતું જાય છે. રણમાં પહોંચ્યા પહેલા પોતાની સર્વ સંપત્તિનો સદ્ઉપયોગ થાય એ માટે સરિતાની ઉત્સુકતા જાણે વધી પડી છે. ડીસાથી આગળ નદીવહેણ લગભગ સીધું નૈઋત્યગામી બને છે તે છેક વાયડ વટાવીને ખારા નદી સાથેના એના સંગમ સુધી એકધારું એક દિશે વહ્યું જાય છે. પાલણપુરી પુષ્પોની સુગંધ લઇને આવતી ખારાના મિલન પછી ફરી એકવાર સાંજ સુધી પશ્ચિમવાહિની બનીને નૈઋત્યના વહેને એ કચ્છના નાના રણમાં લુપ્ત થાય છે.[૬] ડીસા પછી નદીવહેણની ગતિ અધિક મંદ પડતી જાય છે ને રણમાં પહોંચતાં પહેલાં દોવાઇદોવાઇને શુષ્ક બનેલી કોઇ કૃશકાય કામધેનુ જેવું એનું દાદીમા રૂપ લેઇને અંતર આપોઆપ જ દુખા દેવા લાગે છે, કારણ કે વિનશનને વશ થતાં પહેલા એણે પોતાનું સર્વસ્વ અર્પી દીધું છે. સંતપુરુષોને માટે એક એવો શિરસ્તો હતો કે એમનો દેહ દુનિયા માટે ખપનો ન રહે ત્યારે એમણે સ્વેચ્છાએ પ્રાયોપવેશન કરવું. આ રણપ્રવેશ એ પર્ણાશાનું પણ એવું જ પ્રાયોપવેશન છે.[૭]

સંક્ષેપમાં કહીએ તો બનાસ નદી સારણેશ્વર મહાદેવની ચરણાંજલિ લીલી, ઉદેપુર તરફની ટેકરીઓનાં પશ્ચિમ ઢાળનાં પાણીથી સમૃદ્ધ થઇ, નૈઋત્ય કોણે વહી, ડીસાથી ઘણે દૂર બે મુખે કચ્છના રણમાં પડે છે—એનું એક મુખ વારાહીની હદમાં ગોખાતર પાસે છે અને બીજું મુખ સાતલપુરની હદમાં અગિયાણા પાસે છે. અનેક સ્થળે એનો વહનમાર્ગ ગહન વનને વીંધતો જાય છે અને નદીનું પાત્ર તેમજ તેના કિનારા અહીંતહીં પથરાળ છે. એના પાત્રની પહોળાઈ આબુ પાસે ૩૦૦ વાર, ડીસાથી ઉપરવાસ ૬ માઇલ પર એક માઇલ, ડીસા પાસે ૭૦૦ વાર અને રાધનપુર પાસે ૪૦૦ વાર જેટલી છે. અર્બુદગિરિમાળનું પાણી નીચે લાવનાર આ એક જ નદી હોઇને અનેકવાર વિપુલવારિરાશિ એમાં વહે છે અને રણને કિનારેકિનારે આઠ માઇલ સુધી ૬ થી ૮ ફુટ ઊંડા પાણી એ છાઈ દે છે. સીપુ અને બાલારામ બનાસની મુખ્ય શાખાઓ છે. સીપુ સિરોહીની નૈઋત્યેથી નીકળીને બડલ અને છોટા રાણપુર પાસે બનાસને મળે છે. બાલારામ દાંતા તરફના સરહદી ડુંગરોમાંથી નીકળી હાથીદરા, બાલારામ મહાદેવ ઇત્યાદિ સ્થળોએ થઇને કારલ પાસે સંગમ પામે છે. આ ઉપરાંત ઉત્તરમાં જેમ સેવાલણ ચન્દ્રાવતી પાસે તેમ પાલણપુરની પેલી પાર જસપરિયા પાસે ઉદય પામી ખારી છેક દક્ષિણે બનાસમાં મળે છે. બનાસમાંથી નહેર કાઢવાની યોજના વિચારવાનું કામ નિષ્ણાતોનું છે, પરંતુ એટલું ખુશીથી કહી શકાય કે અહીંતહીં નાના બંધો બાંધીને પાણી સંઘરી લેવાની શક્યતા સારા પ્રમાણમાં છે. (ચાલુ)

૬ બનાસ કચ્છના નાના રણમાં ઠલવાય છે. પરંતુ પ્રાચીન સમયમાં ત્યાં સુધી દરિયો હતો એમ માનવાને ઘણાં કારણો છે. કદાચ ઇતિહાસની સમયરેખા દરમ્યાન જ રણને સ્થાને લવણસરોવર (Lagoon) હશે.

૭ બનાસ નદી પણ એક નથી. નાથદ્વારા નજીક વહેતી ચર્મણ્વતી (ચંબલ)ની શાખાનદીનું નામ પણ બનાસ જ છે. પુરાણોએ એને પારિયાત્ર પર્વતમાંથી નીકળતી પર્ણાશા કે વર્ણાશા તરીકે વર્ણવી છે. બે બનાસ, ત્રણ સરસ્વતી, ચાર સિંધુ, પાંચ સુકડી, એમ લોકોને કાની કહેવ એ નામ તેઓ બેવડાયે કે ચોવડાયે જાય છે. કાશ્મીરમાં પણ શ્રીનગર અને પોરબંદર પાસે યે નાનું શ્રીનગર. તો પછી રાજપુર, રામપુર કે હરિપુર જેવાં સામાન્ય નામોવાળાં ગામો પાંચપચીસ સ્થળે મળી આવે એમાં નવાઈ પણ શી છે? ખંભાળિયા જેવું જરા અટપટું નામ ધારણ કરનારાં સાતેક ગામનું અસ્તિત્વ જાણવા મળી મને પોતાને તો આ વાતની કશી નવાઈ રહી નથી.

## અંત સ્રાવી ગ્રંથીઓ (અનુસંધાન પૃષ્ઠ ૮૫થી)

આપણે જે કંઈ છીએ તે આ થાઇરૉઇડ ગ્રંથીને આભારી છે. જન્મ પહેલાં અને બાળપણમાં આપણો વિકાસ આ અને અન્ય ગ્રંથીઓની એકત્રિત કાર્યરીતિ ઉપર અવલંબે છે. થાઇરૉક્સીનની રજ માત્ર ઊણપથી પુખ્ત અવસ્થાની બુદ્ધિહીનતા, જડતા, શિથિલતા, બદસૂરત અને વામનજીપણું પ્રાપ્ત થાય છે, અને એટલી જ વિપુલતાથી દૂબળું શરીર, વાચાળતા, ધબકાર અને ઉન્મત્ત ચિત્તભ્રમતા આવી પડે છે. વિજ્ઞાનીઓ માને છે કે ઉંમર વધતાં આ ગ્રંથીના સ્રાવનો જ ક્ષય થતો જાય છે તે જ માનવીને માટે મૃત્યુના દ્વાર ખુલ્લાં કરે છે.

### પૅરાથાઇરૉઇડ ગ્રંથીઓ

થાઇરૉઇડ ગ્રંથીઓની પાછળ જ આવેલી અને દ્રાક્ષનાં બી જેવડી ટચુકડી આ ચાર ગ્રંથીઓ વજનમાં તો એક ગ્રામ (=૧૫ ગ્રેન; ૧૮૦ગ્રેન=૧ રૂપિયાભાર) જેટલી પણ નથી; પણ એમની મહત્તા જેવીતેવી નથી. એમના સ્રાવ લોહીમાં કૅલ્શિયમ ક્ષારના પ્રમાણનું નિયમન કરે છે. કૅલ્શિયમ ને હાડકાંમાંથી લોહીમાં ને માંસપેશીઓમાં લઇ જવાની અને ત્યાંથી તેને પેશાબ દ્વારા શરીર બહાર કાઢી નાખવાની વ્યવસ્થા આ ગ્રંથીઓ દ્વારા થાય છે.

આ ગ્રંથીઓના સ્રાવની ઊણપને લીધે શરીરમાં કૅલ્શિયમની ન્યૂનતા ઊભી થાય છે. આપણા શરીર માટે કૅલ્શિયમ ખૂબ મહત્ત્વનો ક્ષાર છે. શરીરમાં એનો બહુવિધ ઉપયોગ છે. એનાથી લોહી મેળાય છે, જ્ઞાનતંતુ અને માંસપેશીઓની કાર્યશક્તિ સધાય છે અને હાડકાં મજબૂત બને છે જ્યારે બીજી બાજુ કૅલ્શિયમની ન્યૂનતાના પરિણામે જ્ઞાનતંતુઓનો ઉશ્કેરાટ અને ચીડિયો સ્વભાવ આવી પડે છે, માંસપેશીઓમાં ફડફડાટ—આંચકીઓ, સંકોચ-ખેંચ ને છેવટે તાણ આવવાની 'ટીટેની' નામની રોગાવસ્થા ઊભી થાય છે. આ ગ્રંથીઓ સમૂળગી કાઢી નાખવામાં આવે તો થોડાં કલાકોમાં મૃત્યુ થાય છે.

આ ગ્રંથીમાં ગુંડ થઈ આવતાં તેનો સ્રાવ વધી પડે તો હાડકાંમાંથી કૅલ્શિયમ લોહીમાં જતું રહે છે. હાડકાં નરમ બનતાં વળી જાય છે. આથી ઊંચાઈમાં ઘટાડો થાય છે. તદુપરાંત માંસપેશીઓમાં પણ કૅલ્શિયમનું પ્રમાણ વધવાથી એમની કાર્યશક્તિ ઓછી થાય છે ને વ્યક્તિનું હલનચલન જ મંદ થવાની કરુણ ને દારુણ અવસ્થા આવી પડે છે.

### થાઇમસ ગ્રંથી

છાતીમાં શ્વાસનળી ઉપર આવેલી આ ગ્રંથી યુવાવસ્થા સુધી જ કાર્યરત રહે છે. જન્મ સમયે છાતીની બખોલ ભરી દેતી આ ગ્રંથીનું વજન એક રૂપિયાભારથી સહેજ વધુ હોય છે. નાનપણમાં તે વધીને વજનમાં અઢીગણી થાય છે, પણ યુવાવસ્થા આવતાં સુધીમાં તો તે સુકાઇને માત્ર નામશેષ જ રહે છે. એનો સ્રાવ જનનેન્દ્રિયના વિકાસ ઉપર નિયમન કરનાર માનવામાં આવ્યો છે, પણ આ વિષે હજી અનિશ્ચિતતા સેવવામાં આવે છે. (ચાલુ)



# આણુ કણી

આતશની એક દોલત આપી'તી નૌજવાંને,
રે! દિલ ગયું બુઝાઈ ત્યાં માગવું રહ્યું શું?
આદર્શની કટારી આપી'તી નૌજવાંને
ધબકાર ના રગોમાં ત્યાં માગવું રહ્યું શું?
હે આહ એક યા રબ! સૂતેલ નૌજવાંને
(તરણાં) જાગે જો એક પળ એ તો માગવું રહ્યું શું?–મકરન્દ દવે

## જોસેફ કોર્નેલિયસ કુમારપ્પા

થોડા દિવસ પર નવી દિલ્હીમાં ભારતના ભાવિ વિકાસ માટેની પંચવર્ષી યોજનાની વિચારણા કરવા દેશના અગ્રગણ્ય વિચારકોની અગત્યની સભા મળેલી. તેમાં હાજરી આપવાબળદના ટાંગામાં બેસીને એક ગ્રામીણ દેખાવની વ્યક્તિ આવેલી, પણ લાટસાહેબની કચેરીમાં એ ટાંગાને કોણ જવા દે? ઠેરઠેર તેને રોકવામાં આવ્યો. પણ તેમાં બેસનાર દૃઢ રહ્યા અને આગ્રહપૂર્વક ટાંગામાં જ બેસીને કચેરીએ પહોંચ્યા' પહોંચીને પંડિત નેહરુ આગળ તેમણે આ દિલચસ્પ અને દર્દનાક કહાણી કહી બતાવી કે દિલ્હીમાં 'બળદગાડીને આવવાની મનાઈ'નાં આદર્શ પાટિયાં લગાડેલાં છે! આ વ્યક્તિ તે ૬૦ વર્ષના ખડતલ યુવાન, ચુસ્ત અને આદર્શ ગાંધીવાદી કુમારપ્પા.

ઈ. ૧૯૨૯ની ૯મી મેનો દિવસ હતો. સાબરમતીના શાન્ત આશ્રમમાં યુરોપ-અમેરિકા ભમીને આવેલા એક ઈસ્ત્રીટાઈટ કપડાંવાળા સંભ્રાંત યુવકે તેજ પગલે પ્રવેશ કર્યો. તેને ગાંધીજીને મળવું હતું. તે થોડે દૂર ગયો તો જમીન પર બેઠોબેઠો એક ગામડિયો આદમી રેંટિયો કાંતતો તેણે જોયો. યુવકે ધાર્યું કે આ કોઈ મજૂર હશે, એટલે તે આગળ જવા જતો હતો ત્યાં પેલા ગામડિયાએ શિષ્ટ વિનયથી અંગ્રેજીમાં પૂછ્યું કે આપ કોને મળવા ચાહો છો? એક ગામડિયાને આવું અંગ્રેજી બોલતો જોઈ પેલો યુવક આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયો. એ ગામડિયો તે ગાંધીજીના અંતેવાસી મંત્રી પ્યારેલાલ; અને પેલો યુવક તે જોસેફ કોર્નેલિયસ કુમારપ્પા. અમેરિકાની કોલંબિયા યુનિવર્સિટીમાંથી પોતે બહુમાન સાથે જેના પર એમ. એ.ની ઉપાધિ મેળવી હતી તે પોતાનો મહાનિબંધ 'પબ્લિક ફાઇનૅન્સ ઍન્ડ અવર પ્રૉપર્ટી' ગાંધીજીને બતાવવા તે આવ્યા હતા. કુમારપ્પા લખે છે કે 'એ દિવસ (૧૯૨૯ની ૯મી મે) મારા જીવનનો મહા નિર્ણાયક અને ભાગ્યપરિવર્તન કરનારો નીવડ્યો. સાબરમતીને તીરે એક વૃક્ષની નીચે સ્વચ્છ લીંપેલી જમીન પર એક વૃદ્ધ પુરુષને રેંટિયો કાંતવામાં મેં લીન જોયા. હું દસેક મિનિટ વહેલો હતો. પાંચ મિનિટ રહીને પોતાનું ઘડિયાળ જોઇ હસતાં હસતાં તેમણે પૂછ્યું તમે જ કુમારપ્પા ને? હું તરત પામી ગયો કે એ જ ગાંધીજી હતા. હું તરત જ ભાનમાં આવી ગયો, ને મારે માટે કોઈ ખુરશી લાવવા ગયું તે આવે તે પહેલાં, મારા રેશમી પેન્ટની ઘેડ ભાંગી જવાની કશી પરવા કર્યા વિના હું ગાંધીજીની સન્મુખ જમીન પર બેસી ગયો.' ગાંધીજીએ તેમના નિબંધની પ્રશંસા કરી, હિંદના અર્થશાસ્ત્ર વિષેનું પોતાનું દૃષ્ટિબિંદુ સમજાવ્યું, ને તેમાં પોતાને પડખે રહી ગરીબ ભારતનાં ગામડાંઓની નવરચનાના કાર્યમાં મદદ કરવા નોતર્યા. એ એક જ મુલાકાતમાં ગાંધીજી સાથેની





### માસમાસનાં પંખી [૭૪]
### ચંડોળ

ભારતમાં છેક પ્રાચીન કાળથી જનમનરંજન કરનારી ગણાતી પંખીઓની ગાયક ત્રિપુટીમાંનાં બે 'ભરત' અને 'અગન'નો પરિચય આવી ગયો. તેમાંનું ત્રીજું તે ચંડૂલ કે ચંડોળ. ભરત અને અગનથી સહેજ ભારે શરીરના, પણ રૂપેરંગે એમને મળતા જ આ પંખીને ઓળખવાની વિશિષ્ટ નિશાની છે એના માથા પરની મોટી કલગી કે ચોટલી. ખુશ થયું હોય, બીન્યું હોય કે ચિડાયું હોય ત્યારે એ આ ચોટલી ઊભી કરે છે.

એની કાયા ચકલીથી સહેજ મોટી; વાન મેલો બદામી, જમીનના વર્ણ સાથે ભળી જતો ધૂળિયો કે ગોરાડુ માટી જેવો; ચાંચ પાતળી અણીદાર; આંખો ઘેરી બદામી; પગ ધઉંવર્ણા. બારે માસ આપણે ત્યાં રહેનાર આ પંખી સ્વભાવે પણ ખુશદિલ અને નીડર હોઈ એની અત્યંત પાસે જઇને પણ અવલોકી શકાય છે. આહારની શોધમાં ખુલ્લા મેદાનમાં એ એકલું કે પાંચ-સાતનાં નાનકડાં ટોળાંમાં દોડાદોડી કરતું હોય છે ત્યારે એકાદ પથ્થર કે ઢેખાળા પર ચડી જઈ સીટી જેવો મીઠો અવાજ કાઢે છે. તેનું ગાન જોકે મધુર અને આહ્લાદક હોય છે, છતાં અગનના ગાન જેટલો લાંબો સમય તે ચાલતું નથી; અને એની ગિરકાશ પણ ભરત કે અગન જેટલી તો નહિ જ. અગન જેટલું એટલે કે ૪૦-૫૦ ફૂટ જેટલું ઊંચે પણ તે ઊડી શકતું નથી. જોકે ઊડતાંઊડતાં ગાય ખરું. તેની અનુકરણશક્તિ પણ સામાન્ય પ્રકારની જ હોવાથી તે ભરત કે અગન જેટલી પ્રશંસા નથી પામી શક્યું, છતાં ઘણા તેને પાળે છે ખરા. કાંગ, બંટી, ચણો, કુરી વગેરે અનાજના કણ અને નાનાં તીડ જેવાં જંતુ એ તેનો આહાર.

માર્ચથી જૂન એ એનો પ્રજનનકાળ. આ વખતે તે ખેડેલ ખેતર કે વાડના થડ પાસે, જમીનમાં છીછરા વાડકા જેવો ઘાસનો માળો બનાવી, તેમાં ધોળા તપખીરી કે જાંબુડા રંગનાં છાંટણાંવાળાં મેલા પીળાશપડતા સફેદ રંગનાં ત્રણથી ચાર ઇંડાં મૂકે છે. ('વનેચર')

ની અસરવાળો, શનિ માણેક વગેરેની જાતનો પથ્થર. ભારતવર્ષમાં સાધારણ લોકોમાં તે જ હીરા તરીકે વપરાય છે.

(૩૫) લસણિયો (કૅટ્સ આઇ): વચ્ચે ચળકતી ઊભી રેખા બતાવતો, બિલાડીની આંખ જેવા જ રંગનો પથ્થર.

(૩૬) હેમેટાઈટ:–કાળો, સુંવાળો, લોખંડના પદાર્થબંધારણવાળો પારદર્શક પથ્થર. ક્વચિત્ લાલ રંગનો પણ આવે છે. 'જેટ'ને મળતો.

આ સિવાય રંગ કે રૂપમાં સહેજસાજ ફરકવાળા છતાં બંધારણથી ઉપરના પથ્થરોની જાતના જ એવા પથ્થરોનાં બીજાં નામો પણ છે. ઉપર પણ એક જ જાત હોવા છતાં રંગફરકથી જ જુદું નામ અપાયું હોય તેવા પથ્થરો પણ છે. જેમાં કાર્નેલિયન અને સાર્ડોનિક્સ એ અકીક જ છે; જ્યારે જેસિન્થ અને જર્ગુન એ 'ઝિર્કોન' નામની એક જ જાતના પથ્થર છે. આ સિવાયનાં નામોમાં પેરીડૉટ, ટાઇગર આઇ, પ્લાસ્મા, સોપસ્ટોન, મલચિટ્સ, સ્પોડુમેન, ઑબસીડિયન, ઑનિક્સ, આર્યન પીરીટ્સ વગેરે છે. —હિંમત ઝવેરી (અલંકાર)

### ભારતીય વિમાનીઓનું સાહસ

નૌકા હવાઈ-જહાજોનું સૌથી ઝડપી ઉડ્ડયન કરીને ભારતના બે વિમાનીઓએ હમણાં અસાધારણ સિદ્ધિનું ગૌરવ મેળવ્યું છે. બ્રિટનના શાહી નૌકાદળનાં બે દરિયાઈ હવાઈ જહાજોમાં ઇંગ્લેંડના લી-ઑન-સૉલન્ટ ખાતેના શાહી નૌકા વિમાની મથકેથી માલ્ટા સુધીના ૧,૩૨૨ માઈલના અંતરનું ઉડ્ડયન કેવળ ૩ કલાક ૧૧ મિનિટમાં કરીને તેમણે ઝડપનો નવો આંક સ્થાપ્યો છે. તેમનાં નામ છે લેફ્ટેનન્ટ ટી. ચક્રવર્તી (ભારતીય નૌકા ડિસ્ટ્રૉયર ફ્લૉટિલાના સેનાપતિ કૅપ્ટન ચક્રવર્તીના ભાઈ) અને લેફ. પી. એન. પરાશર. તેમની સરેરાશ ઝડપ કલાકના ૪૧૪ માઈલ જેટલી હતી.

### નવો જંતુનાશક સાબુ

એક બ્રિટિશ સાબુ બનાવનારે એક અત્યંત અસરકારક અને નવા જ પ્રકારનો જંતુનાશક સાબુ બનાવ્યો છે. આજ સુધી બનેલા કાર્બોલિક સાબુઓ જંતુનો નાશ કરે છે ખરા, પણ ધોવાએલા સ્થાને નવા જંતુ બેસે તો તે ત્યાં ફરી ઉછરે છે પરંતુ આ સાબુમાં એક એવું નવું રસાયણ નાખ્યું છે કે તે વડે ધોવા કે નહાવાથી ચામડી પર એક જાતનું અદૃશ્ય પડ બની રહે છે જે કલાકો સુધી ત્યાં રહે છે, જેથી જે કોઈ જંતુ બેસે તે તરત જ મરી જાય છે. એનું વૈજ્ઞાનિક નામ છે 'હેક્ઝાક્લૉરોફીન'; પણ ટૂંકુ નામ 'G-11' (જી-૧૧) છે. કાર્બોલિક ઍસિડ કરતાં તે સવાસોગણું શક્તિશાળી-તીવ્ર છતાં ચામડી ન તતડે એવું, વાસ વિનાનું, રંગ વિનાનું અને ઝેરી અસર વિનાનું છે.

### કર્તવ્યનિષ્ઠાનું ઉદાહરણ

બ્રિટનમાં સર્વ ચૂંટણી-ઝુંબેશ વખતે એક સભાનો અહેવાલ મેળવવા જતાં, લંડનના એક વર્તમાનપત્રની સ્ત્રી-સંવાદદાતા (રીપોર્ટર) અંધારાને લીધે પગથિયાં ચૂકી જતાં પડી ગઈ જેથી તેના જમણા હાથની બધી આંગળીઓ મચકોડાઈ ગઈ અને સખત વેદના ઊપડી, છતાં તે જરા યે મચક આપ્યા વિના સભાનો સવિસ્તર અહેવાલ મેળવવા ત્યાં રોકાઈ ને એ જ જમણા હાથની દરદ કરતી આંગળીઓ વડે જ આખો અહેવાલ લખ્યો! ફરજ પ્રત્યેની કેવી સજાગતા! આ કર્તવ્યનિષ્ઠ સ્ત્રી સંવાદદાતાનું નામ છે ઍની રૉબર્ટસન કૂપર.

ગયા શિયાળે બ્રિટનમાં જ્યારે કોલસાની તીવ્ર તંગી ઊભી થઈ ત્યારે રાજ્ય અને દેશની હાકલને માન આપીને ત્યાંની કોલસાની ખાણના કામગારોએ ઉમંગથી શનિવારના વધારાના દિવસોએ ખાસ કામ કરીને એ તંગી નિવારી હતી. તેને બિરદાવતાં 'ન્યૂસ ઑવ ધ વર્લ્ડ' નામના પત્રે લખેલું કે 'પોતાની કટોકટીની પળે દેશે પ્રજા તરફ જે મીટ માંડી તેનો સૌથી ઉમળકાભર્યો જવાબ ખાણિયાઓએ આપ્યો. દેશના ઉદ્યોગનાં ચક્રો વધુ વેગથી ચાલતાં રાખવા અને ઘરઘરના ચૂલા જલતા રાખવાની અગત્ય પ્રીછીને છ હજાર ખાણિયાઓએ મરજિયાતરીતે શનિવારની પાળી ચલાવીને એક જ દિવસમાં ત્રણ લાખ ટન કોલસો કાઢી આપ્યો!'

આપણે ત્યાં 'વધુ ઉત્પાદન'ની હાકલો કરીકરીને દેશના આગેવાનોનાં ગળાં બેસી જાય તો યે તેનો જવાબ આપવાનું તો બાજુએ રહ્યું, પણ કામમાં દાંડાઈ અને કોઈ પણ નિમિત્તે વધારે રજાઓ લેવાની જ દાનત પ્રવર્તે છે તે કેવું ગ્લાનિજનક છે?

### વેશભૂષાનો ઇતિહાસ

લંડનમાં તાજેતરમાં જ એક અત્યંત અસામાન્ય સ્વરૂપનું પ્રદર્શન યોજવામાં આવ્યું હતું. તેનો વિષય હતો 'યુગયુગની વેશભૂષા'. આમાં છેક ૧૪મી સદીથી માંડીને આજ દિન પર્યંતના સ્ત્રી-પોશાકની ફૅશનના ઇતિહાસની ક્રમશઃ તસ્વીર રજૂ કરવામાં આવી હતી. તે માટે ૧૨થી ૧૫ ઇંચ ઊંચાઈની ૧૫૦ જેટલી સુંદર ચહેરાવાળી પૂતળીઓ તૈયાર કરવામાં આવી હતી, ને તેને જુદીજુદી સદીની વિધવિધ ફૅશનના પોષાકોથી સજાવવામાં આવી હતી. બ્રિટનનાં ચિત્રાલયોનાં પ્રખ્યાત પ્રાચીન ચિત્રોની પણ આ પોશાકો તૈયાર કરવામાં સહાય લેવામાં આવી હતી. આપણે ત્યાં પણ આપણા (ભારતીય તેમજ પ્રાંતે પ્રાંતના) પહેરવેશનો ચિત્ર ઇતિહાસ રચાવો જોઈએ.

### ધરતીની ગોદમાં

ઇંગ્લેંડની નિશાળોમાં હમણાં એક નવો ઉપક્રમ યોજાયો છે. દર વર્ષે વૅકેશનમાં ચુનંદા ખડતલ અને ખમીરધારી વિદ્યાર્થીઓની એક સંશોધન-સફર-ટુકડી યોજવામાં આવે છે. તે બરફ-પ્રદેશો જેવા વિકટ અને દુર્ગમ વિસ્તારોને ખૂંદીને ત્યાંની તરેહતરેહની જ્ઞાનવર્ધક વિશિષ્ટ માહિતી મેળવી લાવે છે. આ વર્ષે ૧૩મો પ્રવાસ હતો, જેમાં વિદ્યાર્થીઓની સાહસિક ટુકડીએ આઇસલૅન્ડના વિશાળ ક્ષેત્રની સફર ખેડી હતી. ટુકડીના સભ્યોએ ૧૭ દિવસમાં ૨૫૨ માઈલની મજલ કરી હતી. પ્રત્યેકના ખભા પર ૭૦ રતલ જેટલું વજન (સરસામાન-સાધનોનું) હતું. તેમણે જમીનની આંકણી, વનસ્પતિ તથા ભૂસ્તરવિષયક નમૂનાઓનો સંગ્રહ તથા છબિઓ ઉપરાંત હવામાન, પશુવિજ્ઞાન, બરફ-પરિસ્થિતિ ઇત્યાદિ બાબતો અંગેનું અભ્યાસપૂર્ણ અવલોકન કર્યું. આ ટુકડીના નેતા મેજર એફ. જી. ઠેનેલ જે બ્રિસ્ટલ વિદ્યાપીઠમાં ભૂગોળના પ્રાધ્યાપક છે તેમણે કહ્યું હતું કે 'હું સફરે ઊપડ્યો ત્યારે મારી સાથે શાળાના સાદા વિદ્યાર્થીઓ હતા; પણ જ્યારે હું પાછો ફર્યો ત્યારે તેઓ ખડતલ યુવાનો બની ગયા હતા!'

### એશિયાનું એક અજોડ સ્કોર બોર્ડ

કલકત્તા ખાતે રમાએલી ત્રીજી ટેસ્ટ મૅચ વખતે એક નવું સ્કોર બોર્ડ પણ ઊભું થવાનું હતું. એશિયામાં આવું સ્કોરબોર્ડ એ પહેલું છે.

આ સ્કોર બોર્ડ બે માળનું બનેલું સાઠ ફૂટ જેટલું ઊંચું છે અને તે પરથી રમતની ચાલુ ને છેલ્લામાં છેલ્લી હકીકત જાણી શકાય છે. એમાં, રમતા ખેલાડીઓ અને તેમના રન, આઉટ થએલા ખેલાડીઓ અને તેમનો સ્કોર, બોલર અને તેનું બોલિંગ ઍનાલિસિસ, વિકેટ પડવાનો ક્રમ ને કુલ જુમલો, વિકેટ વગેરે બાબતો એકીસાથે જોઈ શકાય છે. ફટકો માર્યા પછી દડો રોકનાર ફીલ્ડરના નામ સામે બોર્ડ પર લાલ બત્તી થાય છે. બૅટ્સમૅન શી રીતે આઉટ થયો તે પણ જાણી શકાય એવો પ્રબંધ છે. ઑસ્ટ્રેલિયામાં આવાં ત્રણ બોર્ડ છે. ઇંગ્લંડમાં નૉટિંગહામ ખાતે એક છે, પરંતુ એમાં આટલી વિગતો નથી.

# આ માસ (માર્ચ) ઇતિહાસમાં : દિનવિશેષ · વ્યક્તિવિશેષ · પ્રસંગવિશેષ

## વ્યક્તિવિશેષ: લ્યૂથર બરબૅંક



કદાચ કુદરત પોતે પણ ન કરી શકે એવી અવનવી ઉપયોગી વનસ્પતિઓ ઉપજાવી માનવજાત ઉપર એક મોટું ઋણ મૂકી જનાર, જગતભરમાં વનસ્પતિશાસ્ત્રનો અદ્ભુત કીમિયાગર ગણાતા અમેરિકન વનસ્પતિશાસ્ત્રી લ્યૂથર બરબૅંકનો જન્મ માસાચ્યુસેટ્સ પરગણાના લૅંકેસ્ટર ગામમાં ૧૮૪૯ની ૭મી માર્ચે એક સાધારણ કુટુંબમાં થએલો. ગ્રામર સ્કૂલમાં શિક્ષણ પૂરું કરી નાનપણથી જ તે પિતા સાથે એક કારખાનામાં કામે જતો અને રજાઓ દરમિયાન મામાની દ્રાક્ષની વાડીઓમાં તેના વાવેતર પર અવનવા પ્રયોગો કરતો. કારખાનાના અનુભવે તેણે કામદારોની મહેનત બચાવી દે તેવું એક યંત્ર પણ બનાવેલું અને પોતાને માટે એક સ્ટીમબોટ પણ. ૧૮ની વયે ડાર્વિનના એક પુસ્તકમાં વનસ્પતિઓનાં સંકરણ વિષેનું લખાણ વાંચી તે એવા પ્રયોગો કરવા પ્રેરાયો. અમેરિકામાં એ વખતે બટાટાનું વાવેતર સારું ન થતું હોઈ તેણે તેના પર જ પ્રયોગ આરંભ્યો અને બટાટાનાં સારામાં સારાં ૨૩ બી ચૂંટી કાઢી તેમાંથી ઊંચામાં ઊંચી જાતના બટાટા તૈયાર કર્યા. પ્રયોગો માટે આ બટાટાનાં દસેક નંગ પોતાની પાસે રાખી બાકીના બધા તેણે ૩૦ પૌંડની કિંમતે વેચી નાખ્યા.

કારખાનામાંથી તો તેને ક્ષય લાગુ પડ્યો, એટલે હવે તેણે પેલા ૧૦ બટાટા અને ૩૦ પૌંડની મૂડી પર કૅલિફૉર્નિયા જઈ બાગબાની કરવા ધાર્યું. ત્યાં આજીવિકા માટે થોડો સમય સુતારી કામ કરી અંતે સાન્ટા રોઝામાં તેણે ચારેક એકર જમીન મેળવી અને તેમાં પેલા બટાટા વાવી તેમાંથી સારામાં સારી જાતના બટાટાનો પુષ્કળ પાક ઉતાર્યો. પાછળથી બરબૅંક બટાટાને નામે તે એટલા લોકપ્રિય થયા કે તેના અવસાન પહેલાં બહાર પડેલી સરકારી યાદી પ્રમાણે તેનું એકલા અમેરિકન સંયુક્ત રાજ્યોમાં જ ચાર લાખ પૌંડનું વેચાણ થએલું. હવે તો તેણે બીજી ૧૮ એકર જમીન પણ ખરીદી અને જમીનના આ બે ટુકડા પર જ તેણે જગતને–બલ્કે ખુદ કુદરતને પણ નવાઈ પમાડી દે તેવા પ્રયોગો કરીને વનસ્પતિ, શાકભાજી અને ફળ ફૂલની અનેક નવી જાતો ઉપજાવી. વનસ્પતિઓમાંથી અગાઉના કરતાં વધારે ખાદ્ય અને રસકસ ઉત્પન્ન કરી આપ્યાં; બોર જેવાં ફળોના મોટા ઠળિયા ઝીણાં બી જેવડા બનાવી ઉપરનો ગર સફરજન જેટલો કરી આપ્યો; ઝીણાં ફૂલોને કોબી જેવડાં મોટાં ઊગતાં કર્યાં; ઝાડમાંથી થડ–પાંદડાં ઓછાં કરી તેનો રસ ફળોમાં ઉતારી પાકમાં વધારો કર્યો; પક્ષીઓ ફોલી ન ખાય માટે પાતળી છાલનાં ફળોને કઠણ છાલનાં બનાવ્યાં. આવા આવા તો વરસ દરમિયાન તે એકી સાથે લગભગ છ એક હજાર પ્રયોગો કરતો, જેને વર્ણવતા ૨૦ મોટા ગ્રંથો લખાયા છે. એકલા થોરને જ કાંટાવિહીન કરી તેને ખાવા લાયક બનાવી દઈ અમેરિકાની પાસિફિક કિનારાની ભૂમિને દોઢ અબજ રૂપિયાનો ફાયદો કરી આપ્યો. પણ તેણે પોતે પોતાની આ શોધોનો જરા યે આર્થિક લાભ નથી લીધો. સ્ટૅનફર્ડ યુનિવર્સિટીમાં તે ઉત્ક્રાંતિવાદ ભણાવતો તે યે વિના વેતને! પણ તેના આ શોખને લોકોના લાભ ખાતર પોષવા માટે ૧૯૦૪માં કાર્નેગી ટ્રસ્ટીઓએ તેને ૨૦૦૦ પૌંડનું વર્ષાસન બાંધી આપેલું; જો કે તેને પોતાને તો એવો કોઈ મોહ નહોતો જ. બાગબાની દ્વારા કુદરત સાથે તે એકરૂપ જ થઈ રહેલો અને કુદરતને જ તે ઈશ્વર ગણતો. આથી તો પ્રકૃતિ અને ઈશ્વરનું કાર્ય પોતાને માથે ઉપાડી લઈ અવનવી વનસ્પતિ ઉપજાવવા બદલ સાન્ટા રોઝાના ધર્મગુરુઓએ તેને જાહેરમાં આમંત્રી દોષિત ઠરાવેલો! છતાં એણે તો પોતાનું કાર્ય જારી રાખ્યું; અને એ કરતાંકરતાં જ ૧૯૨૬ની ૧૧મી એપ્રિલે તે અવસાન પામ્યો.

## દિનવિશેષ

તા. ૩ શાલિવાહન શકનો આરંભ થયો, ૭૮.
તા. ૮ આમુંડસેને દક્ષિણ ધ્રુવ સર કર્યો, ૧૯૧૨.
તા. ૯ ગુજરાતના પહેલા વિવેચક શ્રી નવલરામ લક્ષ્મીરામનો જન્મ, ૧૮૩૬.
તા. ૧૪ સૂર્યમાળાનો સૌથી દૂરનો ગ્રહ પ્લૂટો શોધાયો, ૧૯૩૦.
તા. ૨૨ સુભાષબાબુની આઝાદ હિંદ ફોજનો ઈમ્ફાલમાં પ્રવેશ, ૧૯૪૪.
તા. ૨૩ હિંદમાં પહેલી વીજળીની તખાર્ડ, ૧૮૫૪.
તા. ૨૫ કવિ દલપતરામનું નિધન, ૧૮૯૮.
તા. ૨૮ નાના ફડનવીસનું અવસાન, ૧૮૦૦.
તા. ૨૯ અંગ્રેજોએ પંજાબ સર કર્યું, ૧૮૪૯.
તા. ૩૦ હિંદ ઇંગ્લંડ વચ્ચે વિમાન-વ્યવહાર શરૂ, ૧૯૨૯.

## ફેબ્રુઆરી (૧૯૫૨)ની તવારીખ

તા. ૬ ઈંગ્લંડના રાજા છઠ્ઠા જ્યૉર્જનું ઊંઘમાં હૃદય બંધ પડવાથી અવસાન; તા. ૧૩ સૌરાષ્ટ્રનાં ધાડ-ખૂન પાછળ રાજકીય હેતુનાં કાવતરાં અંગે ભાવનગર, લીમડી તથા મોરબીના કુમારો, લોજના ઠાકોર અને બીજા રાજવંશીઓની ધરપકડો; તા. ૨૦ પૂર્વ પાકિસ્તાનમાં રાજભાષા બંગાળી રાખવાના આગ્રહથી નીકળેલા વિદ્યાર્થી સરઘસ પર ગોળીબાર; તા. ૨૩ દેશની પ્રાચીન ને અર્વાચીન કલાનાં બેમૂલ રત્નોને રાષ્ટ્રીય કલાસંગ્રહ માટે ખરીદવા સારુ એક નિધિ (ફંડ)નું પંડિત નહેરુને હાથે દિલ્હીમાં ઉદ્ઘાટન; તા. ૨૫ ભારતમાં એક હજાર વર્ષે આવેલો સોમવતી અમાસ ને સૂર્યગ્રહણનો બેવડો વિરલ યોગ.

## પ્રસંગવિશેષ : બાબરને હાથે રાણા સંગનો પરાભવ

બાબરે હિંદ પર ચડાઈ કરી ત્યારે આથમતાં જતાં રાજપુત રાજ્યોમાં એક માત્ર મેવાડનું રાજ્ય ત્યાંના રાણા સંગ(સંગ્રામસિંહ)ના વીરત્વને લીધે ઉન્નત મુખે ટકી રહ્યું હતું. દિલ્હીના સુલતાન ઈબ્રાહીમ લોદીને તેણે અનેકવાર હરાવેલો એવાં તો એ એકસો યુદ્ધ લડેલો, જેમાં તેણે પોતાની એક આંખ, એક હાથ અને એક પગ ગુમાવેલાં. આ ઉપરાંત પણ ભાલા-તલવારના એંશી ઘાનાં ચિહ્નો તેના શરીર પર હતાં. દિલ્હી હાથ કરી બાબરે એ રાણા સંગને હરાવવા ધાર્યું. રાણાએ પણ પૂરતી તૈયારી કરી બાબર સામે આગ્રાથી લગભગ ૨૩ માઈલ દૂર ખાનવા મુકામે પોતાના ૧૨૦ માંડલિકો લઈને ૮૦,૦૦૦ ઘોડેસવારો તથા ૫૦૦ હાથીઓ સાથેની વિશાળ સેના ખડી કરી દીધી. ઈ. સ. ૧૫૨૭ની ૧૬મી માર્ચે યુદ્ધ શરૂ થયું ને થોડી વારમાં તો બાબરના સૈન્યમાં નિરાશા ફેલાઈ ગઈ. બાબર પોતે પણ પોતાનું જોખમ સમજી ગયો. કોઈ અધર્મને લીધે જ પોતાને આ હાર ખાવી પડે છે એમ માની તેણે તુરત જ માદક પીણાંઓની બાધા રાખી, સૈન્યમાં પણ તેની મનાઈ ફરમાવી, મુસ્લિમ ધર્મ માટે કુરબાન થઈ જવાની પ્રેરણા આપી પોતાના સૈન્યમાં ફરી જાગૃતિ આણી અને જબરદસ્ત હલ્લો કર્યો. એમાં રાણો ઘાયલ થતાં રાજપુતો તેને પહાડીઓમાં ઉઠાવી ગયા. તેનું નેતૃત્વ જતાં તેના સૈન્યમાં નિરાશા ફરી વળી અને પરિણામે બાબરની જીત થઈ. ચિતોડ માટે રણભૂમિ પર ન મર્યાનો અફસોસ કરતો રાણો પણ ૧૫૨૯માં મરણ પામ્યો.

> અફસોસને આસન કદી જો આપશું, જે રહ્યું થોડુંય તે લૂંટી જશે;
> જો ગુમાવ્યાની ગણત્રીમાં પડયા, ફૂલ ઊઘડતુંય તે ચૂંટી જશે.
>
> —મકરન્દ દવે

ડૉ. જૉનસનની અંગ્રેજી ડિક્શનેરી પહેલી બહાર પડી ત્યારે એક સ્ત્રીએ તેમને તેમાંથી અસભ્ય શબ્દો બાતલ રાખવા માટે મુબારકબાદી આપી. તે સાંભળી જૉનસને કટાક્ષમાં કહ્યું, 'તમે શું એવું જ ખોળવા માટે મારો કોષ જોયો કે?'

અનેકાર્થી શબ્દ: કપોત=કબૂતર; હોલો; સાજીખાર; સુરમો.

લોકોક્તિમાં ત્રણના સમૂહ

(૧) ઉત્પત્તિ, સ્થિતિ ને પ્રલય—એ ત્રણ જગતના ખેલ. (૨) શીંગ, ડૂંડાં ને પોપટા—એ ત્રણ જાતનાં અનાજ (અનાજ ત્રણ રીતે ઊગે: કાં તો શીંગથી—જેમકે મગ; યા ડૂંડાંમાં—જુવાર, બાજરી, ઘઉં, મકાઈની જેમ, અથવા પોપટામાં—જેમકે ચણા.) (૩) ઘા, વા ને ઘસરકો એ ત્રણ જાતનાં વાજાં (ઘા મારવાથી—ઢોલક વગેરે; ફૂંકથી—વાંસળી વગેરે; ઘસરકાથી—સારંગી વગેરે; એ જ રીતે (૪) ધાર, અણી અને બુઠ્ઠાં—એ ત્રણ જાતનાં હથિયાર; (૫) ફરતું, ચરતું ને તરતું—એ ત્રણ પ્રકારનાં વાહન. (જોકે આ છેલ્લી જાતોમાં આ યુગમાં ઘણાં નવાં ઉમેરાયાં છે.) (૬) લાંચ, ભાડું ને દક્ષિણા—એ ત્રણનો ઉધારો નહિ; (૭) જમીન, જોરૂ ને જર—એ ત્રણ કજિયાનાં ઘર.

ગણિત-ગમ્મત

ગમે તેટલા અંકવાળી સંખ્યા લો. તે જ અંકોને આડાઅવળા ગોઠવી બીજી સંખ્યા બનાવો. એ બંનેની બાદબાકી કરતાં, બાદબાકીના અંકનો સરવાળો ૯થી ભગાય તેવો જ હશે. (નારાયણ ગ. દેસાઇ)

| | | |
|---|---|---|
| દા. ત. | ૧૦૦૪ | ૩૪૫૬૭૮ |
| | ૦૦૧૪ | ૮૩૭૬૫૪ |
| | ૯૯૦ | ૪૯૧૯૭૬ |

ત્રાંબાના વાસણમાં ખારી છાશ નાખવાથી થતા કાટમાં થોડું મોરથૂથુ તથા મરી વાટીને નાખી ખૂબ હલોટીને હલાવીને લગાડવાથી ખરજવું મટે છે. આ મિશ્રણને વધુ જલદ બનાવવું હોય તો કંસારાને ત્યાંથી ત્રાંબાના કાટની ભૂકી લાવીને અંદર ઉમેરવી. આ બધું નાળિયેરની કાચલીમાં કાઢી રાખીને પછી લગાડવું. (વિજયાબેન કાપડિયા)

ગચ્છરની લગભગ ૧૦૦૦થી પણ વધુ જાતો છે, જેમાં ફક્ત મેલેરિયાના મચ્છરોની જ દોઢસો જાતો થાય છે.




દક્ષિણ અને અગ્નિ એશિયામાં તાલીમ પામેલા નિષ્ણાત ટેકનીશિયનોની ગંભીર તંગીનો તોડ લાવવા કોમનવેલ્થના દેશો એ દિશામાં પરસ્પર સહાય કરે તે ઉદ્દેશથી એક 'કોલંબો યોજના' ઘડવામાં આવી છે. આ ફેબ્રુઆરીમાં તેના સ્મરણમાં સીલોને કાઢેલી નવી ટિકિટો ગારેના 'ફ્રન્ટ કવર' ઉપરનું આલેખન ઉપર આપ્યું છે, જેમાં સાગરનાં મોજાં વચ્ચે પ્રકાશી રહેલા સીલોનના નકશામાં જલતી મશાલ તથા ચોમેર ત્યાંનાં સ્થાપત્યમાંનાં સુશોભનોનું ચિત્રણ છે.



લખી રહ્યા પછી કલમ ગમે ત્યાં મૂકી દેવાથી આજુબાજુ ડાઘા પડી રહે છે. આનો એક સહેલો ઉપાય છે. જાડા તારનો એક કકડો ચિત્રમાં બતાવ્યા પ્રમાણે ખડિયાના ગળાના માપનો વાળો. પછી તેને ખડિયામાં ભરાવી દેવાથી કલમ મૂકવાનું સાધન તૈયાર થઇ જશે.

આ આકૃતિને યોગ્ય રીતે કાપી કાઢીને ગોઠવશો તો ચાર અક્ષરનો એક શબ્દ બનશે ને એમાંથી એકેય કરચ વધશે નહિ. (ના.મ.દેસાઇ)



**ભવિષ્ય**

ગરીબ માણસને માટે 'ભવિષ્ય'નો ખ્યાલ આનંદપ્રેરક હોય છે કે કો'ક દિવસ પણ આપણે પૈસાદાર થઇશું; જ્યારે શ્રીમંતને ભાવિનો વિચાર હમેશાં ચિંતાથી બાળતો જ રહે છે, કે રખેને ભવિષ્યમાં હું ગરીબ બની જાઉં!

યુનાઇટેડ નેશન્સે બહાર પાડેલા સત્તાવાર આંકડા મુજબ દુનિયાની વસતિ ૧૯૫૦ની મધ્યમાં ૨,૪૦,૦૦,૦૦,૦૦૦ એ અબજ ને ચાળીસ કરોડની હતી. તેની વિગત:

| | | |
|---|---|---|
| સોવિયેટ સાથે એશિયા | ૧૨,૭૨૦ | લાખ. |
| સોવિયેટ વિના યુરોપ | ૩,૯૬૩ | ,, |
| ઉત્તર અમેરિકા | ૨,૧૬૩ | ,, |
| આફ્રિકા | ૧,૯૮૦ | ,, |
| દક્ષિણ અમેરિકા | ૧,૧૧૪ | ,, |
| ઓશિયાનિયા(ઑસ્ટ્રેલિયા ઈ.) | ૧૨૯ | ,, |
| એકલું સોવિયેટ યુનિયન | ૧,૯૩૦ | ,, |

ચંદુ: મારા ભુલકણાપણા માટે આજે હું ડાક્તરની સલાહ લેવા ગયો હતો.

ચમન: એણે શું કહ્યું?

ચંદુ: ફી પહેલેથી માગી!



કલાકળિકા: ઈ. ૧૫૪૦નું ઇટાલિયન બનાવટનું માખણ રાખવાનું આ ગારીગર પાત્ર તેની કારીગરી ને સુશોભન માટે, લંડનના જાણીતા યુગના કલાસંગ્રહમાં સંઘરવામાં આવ્યું છે.

# નવાં પુસ્તકો

## ભારતી સાહિત્યસંઘનાં

**માનવતાનાં ઝરણાં**: શ્રી દાદાસાહેબ માવળંકરના જેલવાસ દરમ્યાન તેમના સંપર્કમાં આવેલા ગુનેગારોમાં રહેલી માનવતાના મનને દ્રવિત કરતા જીવનપ્રસંગો, ૨-૮-૦; **મહારાજ અને મહાત્માજી**: શ્રી રવિશંકર મહારાજે કહેલાં ગાંધીજીનાં સંસ્મરણો—લેખક: ડૉ. બિપિન જીવણચંદ ઝવેરી, ૧-૪-૦; **મરણિયા વીર**: દેશના સ્વાતંત્ર્ય માટે શહીદ બનનાર બાળવીરોની કહાણીઓ, ૧-૦-૦; **ચતુર બીરબલ**: બોધ અને આનંદ આપતી બાદશાહ-બીરબલની રસિક વાતો, ૦-૧૨-૦; **બે ચતુર**: પંખી અને માણસ, એ બંનેમાંના બે ચતુરશ્રેષ્ઠ—કાગડા અને વાણિયા—ની રસિક વાર્તા, ૦ ૧૨-૦; **રંગવિનોદ**: બોધક બાલવાર્તાઓ, ૧-૦-૦; **ફેશુમાંથી ફુસકી, ફુસકી અને છનિયો, ફુસકી અને ડાકુ, જેલમાં, ખજાનામાં, ફુશકીના ઘા**: મિયાં ફુસકીનાં પરાક્રમોની રસભર વાતો, દરેકના ૦-૧૨-૦; આ દસે પુસ્તિકાના લેખક: જીવરામ જોષી. **કિંગકૉંગ**ના અદ્ભુત-રસિક ચિત્ર ઉપરથી સરજેલી રોમાંચક કિશોરકથા—અનુવાદક: લક્ષ્મીકાન્ત ઠાકોર, ૧-૮-૦; **જમાઈરાજ**: સામાજિક નાટક, લેખક: પન્નાલાલ પટેલ. ૨-૦-૦; **વાત્રકને કાંઠે**: અદ્દષ્ટ, અવિકૃત અને ભલા લોકોની માનવતાયુક્ત વાર્તાઓ, લેખક એ જ, ૩ ૮-૦.

## નવજીવન પ્રકાશન મંદિરનાં

**બાપુની સેવામાં**: ગાંધીજીના ચરણે બેસી જે જોયું જાણ્યું અને અનુભવ્યું તેનાં બહુ સરળ અને રોચક શૈલીમાં આપેલાં વ્રજકૃષ્ણ ચાંદીવાલાનાં ૨૪ વર્ષનાં સંસ્મરણો—અનુવાદક: હરીભાઈ બોરા, ૨-૦-૦; **ગ્રામવિદ્યાપીઠ**નાં અંગઉપાંગોની ભૂમિકા ચર્ચતી પુસ્તિકા, લેખકો: નાનાભાઈ ભટ્ટ, જુગતરામ દવે, મનુભાઈ પંચોળી, નારાયણ દેસાઈ, નરહરિ પરીખ, ૦-૧૪-૦; **પ્રેમપન્થ**: યોજના ત્રીજું—યોજક: દેસાઈ વાલજી ગોવિંદજી ૦-૪-૦.

## ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલયનાં

**સોરઠી બહારવટીઆ ભાગ ૧ લો**: આનને માટે મરી ફીટનારા સૌરાષ્ટ્રના બહારવટીઆઓની કથાઓની ૭મી આવૃત્તિ. લેખક: સ્વ. ઝવેરચંદ મેઘાણી, ૨-૦-૦; **ગોળીબારની મુસાફરી**: 'ગુલિવર્સ ટ્રાવેલ્સ' પરથી લખેલું સૌ. હંસાબહેન મહેતાનું જાણીતું બાલભોગ્ય પુસ્તક, ૨-૧૨-૦; **સોરઠી શૂરવીરો**: સિંહ, વાઘ, ને દીપડા જેવાં ભયંકર પશુઓ સામે જંગ ખેડનાર જવાંમર્દોની કથાઓ, લેખક: મનુભાઈ જોધાણી, ૦-૧૨-૦; **જવાંમર્દ, એક કદમ આગે (જવાંમર્દ ભાગ ૨જો)**: કુમારજીવનનાં સાહસોથી ભરપૂર વાર્તાઓ, લેખક: જયભિખ્ખુ, ૧-૪-૦.

## ઈતર

**શહીદ**: શ્રી ઉમાશંકર જોષીનાં અગિયાર એકાંકી નાટકોનો સંગ્રહ—'એકાંકી' એ સાહિત્ય-પ્રકારના ઈતિહાસ તથા સ્વરૂપ વિષે અભ્યસનીય નિબંધ સાથે, ૨૨૮ પાનાં, પાકું પૂઠું. ૩-૦-૦, ત્રિપાઠી લિ.; **વિદ્યાવારિધિ ભારવિ**: મહાકવિ ભારવિના જીવન પરથી લેખક શ્રી પ્રભુલાલ દ્વિવેદીના ષષ્ટિપ્રવેશ પ્રસંગે લખાએલું તથા ભજવાએલું નાટક, નેવું પાનાં, પાકું પૂઠું, સવા રૂપિયો, ત્રિપાઠી; **પીતકકથા** કાવ્યસંગ્રહ: લેખક-પ્રકાશક—હરજીવ ગગલાની, રેવા દરવાજાની અંદર રાજકોટ, ૦-૮-૦; **હિતબોધમાળા તથા હિતોપદેશમાળા**: સંપાદક મગનલાલ જેઠાલાલ રામી, પ્રકાશક-હેમરાજ કાનજી ચાવડા, મુ. સીનુગરા (કચ્છ); **યાત્રા**: 'વસુધા'નો અનુગામી કાવ્યસંગ્રહ, લેખક: 'સુન્દરમ્', ૪-૮-૦; **દીવડી**: રમણલાલ વસંતલાલ દેસાઈનો નવો વાર્તાસંગ્રહ, ૫-૦-૦, બંનેના પ્રકાશક: આર. આર. શેઠની કંપની, મુંબાઈ-૨; **સળગતાં હૈયાં**: આર્થિક, સામાજિક, રાજકીય ને નૈતિક દૃષ્ટિબિંદુઓની ગૂંથણી જેવી નવલકથા, લેખક: નવલભાઈ શાહ, પ્રકાશક: મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિર, હરીભાઈની વાડી, અમદાવાદ, ૨-૮-૦; **સ્વરકિન્નરી**: સંગીતનો આડકતરો પરિચય આપતી ને ઈ. સ. ૧૮૨૫થી ૧૯૦૦ની આસપાસમાં જામનગરના વિશેષ જમાના સંસર્ગથી મળેલા, અનુભવો પરથી તથા કેટલીક સત્ય ઘટના પરથી રચેલી વાર્તા—સંપાદક: લક્ષ્મણલાલ મહેતા પ્રકાશક: કરસનદાસ માવજી ઠક્કર, લક્ષ્મી ભવન, ચોથી ક્રૉસ લેન, મુંબાઈ-૧૯, ૫-૦-૦; **વાતચીત** હિંદી ભાષાના વિદ્યાર્થીઓને હિન્દીમાં સહેલાઈથી વાર્તાલાપ કરી શકવામાં મદદરૂપ થઈ પડે તેવા પાઠો—લેખક: ગિરિરાજ કિશોર. ગુજરાત વિદ્યાપીઠ, ૦-૪-૦.